તા. ૧ લી એપ્રિલ, ૧૯૬૨ થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલમાપનો
ઉપયોગ ફરજિયાત બન્યો છે.

રોજિંદા વ્યવહારમાં
લેવડદેવડ કરતી વખતે—

શેરને બદલે કિલોગ્રામમાં જ
મણને બદલે ક્વીન્ટલ
અને—
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી
તેમજ ભાવો કરવાનો
આગ્રહ રાખો

૦ મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર બને છે.

૦ જૂનાં તોલવજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે
મેટ્રિક પદ્ધતિ અપનાવો.

[માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત ]

# ૫.૫

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯-૭૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત દર મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ : રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે-વડોદરા [ ફોન ૪૯૫૦
મુદ્રક : જયંતિ દલાલ-વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ-૧.

પહેલું પાનું

# લોકશાહી સમાજવાદની સાચી દિશા | વિનોબા

કોંગ્રેસ કાર્યકરો પર અત્યારે મોટી જવાબદારી છે. એમણે ભુવનેશ્વરમાં લોકશાહી સમાજવાદનો એક બહુ મોટો ઠરાવ પસાર કર્યો છે. સમાજવાદ અને તે પાછો લોકશાહી, સમાજવાદ, અને તે પણ શાંતિમય સાધનો મારફત લાવવાનો, અને વળી તે ભારતીય ઢબનો હોવો જોઈએ, પરદેશનું અનુકરણ કરતો નહીં અને તે વિકેન્દ્રિત હશે— આવો જબ્બર ઠરાવ ભુવનેશ્વરમાં કોંગ્રેસે કર્યો છે. તો હવે કોંગ્રેસમાં એવા લોકોએ જ રહેવું જોઈએ, જેઓ આ ઠરાવમાં દિલપૂર્વક માનતા હોય. જેમને આ ઠરાવ ન ગમતો હોય તેઓ કોંગ્રેસમાં ન રહે આ ગંભીરતાપૂર્વક વિચારવાની વાત છે. આવડી મોટી જવાબદાર સંસ્થાના કાર્યકરો જો ગાફેલ રહ્યા અને આ ઠરાવનો અમલ કરવાનો એમણે બરાબર પ્રયત્ન ન કર્યો, તો તેનું પરિણામ વિપરીત આવશે. આવડો મોટો ઠરાવ કરીને તેનો અમલ ન થાય તો તેમાં મોટો ખતરો છે હવે ભારતીય ઢબનો સમાજવાદ શાંતિમય સાધનો મારફત લાવવો હોય તો તેનું સ્વરૂપ કેવું હોવું જોઈએ! તેનું સ્વરૂપ એ હશે કે તેમાં દરેક વ્યક્તિ સમર્પણ કરશે.

સમર્પણ એ એક વાત છે અને લૂંટી લેવું એ અલગ વાત છે. વ્યક્તિ સ્વેચ્છાએ સમાજને સમર્પણ કરે અને સમાજ વ્યક્તિના વિકાસ માટે પૂરી સ્વતંત્રતા આપે. એક બાજુ વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને બીજી બાજુ સમાજને સમર્પણ—આ બેઉ ચીજ સાધવી જોઈએ. આમ થશે ત્યારે નવો સમાજવાદ આવશે.

આને સમાજવાદનું નામ આપ્યું છે, પણ મને તો તેને માટે 'સર્વોદય' શબ્દ જ ઠીક લાગે છે. સર્વોદય શબ્દ એક ઉત્તમ વિવેકી શબ્દ છે. પણ શબ્દના વિવાદમાં હું પડવા નથી માગતો. લોકશાહી સમાજવાદ કહેવાય છે, તો તે સર્વોદયનો પર્યાય છે એમ હું માનું છું. અને તે અન્ય દેશોને સમજાવવા માટે ઉપયોગી થાય છે.

ઈંગ્લૅંડ—અમેરિકા વગેરે દેશોમાં સમાજવાદ કહે છે અને રશિયામાં સામ્યવાદ કહે છે. ભારત આ બંનેના ગુણ લેવા માગે છે. ભારતની તટસ્થ નીતિ માટે આ શબ્દ ઘણો સારો છે. સમાજવાદ કહેવાથી રશિયા વગેરે દેશોમાં જે ચાલે છે તેના ગુણ લેવાય છે. વળી લોકશાહી સમાજવાદ કહેવાથી આ બેઉથી અળગો એવો એક આદર્શ પણ નજર સમક્ષ આવે છે. બંનેથી અળગા રહેવું આ દૃષ્ટિએ 'લોકશાહી સમાજવાદ'ના શબ્દને હું ઉપયોગી ગણું છું. પણ તેનો અર્થ ખાસ કરીને સર્વોદય છે, એમ હું માનું છું. તેમાં બેઉ પાસાં આવી જાય છે અને તેનું એક આગવું ભારતીય સ્વરૂપ પણ જળવાય છે.

તમે આ બાબતો જો ધ્યાનમાં રાખશો તો હું જે ગ્રામદાનની વાત કરું છું તે તમારા ધ્યાનમાં આવશે. ગ્રામદાનમાં જમીન વ્યક્તિના હાથમાં રહેશે, તેનો વીસમો ભાગ ભૂમિહીનોને અપાશે અને જમીનની માલિકી ગ્રામસભાની થશે. જમીન વેચવાનું અને ગીરો મૂકવાનું બંધ થશે. અર્થાત્ ખેતી વ્યક્તિની હોવાને કારણે વ્યક્તિનું સ્વાતંત્ર્ય જળવાયું, પણ સાથે જ સમર્પણની તૈયારી રહી. અમે સમાજને માટે કાંઈ કરીએ નહીં પણ અમારી સ્વતંત્રતા જેમની તેમ કાયમ રહે, એ હવે જૂની પદ્ધતિ થઈ ગઈ. આજના જમાનામાં એ હવે ચાલી શકે નહીં તેથી હું સ્વતંત્ર પક્ષને સમજાવું છું કે તમારો જે વિચાર છે કે વ્યક્તિના સ્વાતંત્ર્ય પર પ્રહાર ન થવો જોઈએ, તે હું માન્ય કરું છું; પરંતુ તેની સાથે સમર્પણ કરવાની તૈયારી હોવી જોઈએ. સામ્યવાદીઓ સમાજને સમર્પણ કરવાની વાત કરે છે, પણ વ્યક્તિના સ્વાતંત્ર્યને નથી માનતા. એમને હું કહું છું કે માલિકી સમાજની હોય, એ તમારી વાત હું માન્ય કરું છું; પણ સાથે જ વ્યક્તિની સ્વતંત્રતા અબાધિત રહેવી જોઈએ. આ બે ય ચીજ એકમાં સમાય એવી યુક્તિ હોવી જોઈએ. લોકશાહી સમાજવાદમાં તેમ બને છે. તેનો બીજો અર્થ છે સર્વોદય. પરસ્પર વિરોધી જણાતા બે વિચાર તેમાં એક થાય છે અને બેઉથી ભિન્ન એવું આગવું સ્વરૂપ પ્રગટ થાય છે.

> આવડો મોટો શબ્દ ('લોકશાહી સમાજવાદ') દેશને આપી જો આગળ ગુમાવશો તો દેશનું પતન થશે. એના કરતાં તો આવડો મોટો શબ્દ જો ન ઉચ્ચાર્યો હોત તો તે બહેતર હતું. પણ મોટો શબ્દ દેશને આપી દીધો તો હવે તે અનુસાર પ્રવૃત્તિ કરવી પડશે. [ ૧૫-૧-૬૪

## દુનિયા પલટાય છે...

**[ શ્રી. પ્રબોધ ચોકસીના એક મિત્ર ઉપરના પત્રમાંથી ]**

દુનિયા પલટાય છે શેષનાગ પડખું પલટી રહ્યો છે. ઠીક જ છે. પંડિતજી હવે એક–બે વર્ષમાં જશે. નકારાત્મક કારણો ખડકાતાં જાય છે, વિધાયક વિકલ્પ હજી દેખાતો નથી.

નર્મદા યોજનાનું દશ વર્ષે ઠેકાણું પડયું તે જ મને તો ગમ્યું. થોડા રૂપિયા આમતેમનો બહુ વિચાર ન કરવો જોઈએ. લ. ગો., ડી. પી મિશ્રા અને કે એલ. રાવ ત્રણેય new brains હતા એટલે ઝડપી નિર્ણયો થઈ ગયા મને તો ઠીક લાગ્યું. ભય જે જણાય છે તે water-logging અંગે તે વિશે ભાઈલાલભાઈ વિશેષ જાણકાર મનાય. નર્મદાવેલી પ્રોજેક્ટ તેમને સોંપાશે એવી વાયકા સાંભળી, સાચી છે કે! (એચ એમ. ને ખબર હશે જ, ને તેથી મનુભાઈને)

ઉદ્યોગ વિશે જે વાત હું ૬ વર્ષથી કરૂ છું, તે હવે તમને વિચાર કરતા કરી મૂકે છે, તે જાણી આનંદ થયો. 'જાહેર ક્ષેત્ર' હકીકતે 'રાજ્ય ક્ષેત્ર' છે અને તે 'લોકશાહી સમાજવાદ' નથી બલ્કે 'નોકરશાહી કેન્દ્રવાદ' છે પૂંજીવાદ ગશિયા કરતાં બહુ ફેર તેમાં નથી. ત્યાં જે પ્રશ્નો તેમાંથી ઉદ્‌ભવ્યા, lack of initiative, incentive છે; red tape, waste છે. Lop-sided development તે અહીં ત્યાંના કરતાં પણ વધુ નડશે; કારણ ત્યાં લોભની આર્થિક પ્રેરણાને બદલે ભયની શારીરિક પ્રેરણાનો પ્રયોગ થયો હતો, જે અહીં નહિ થઈ શકે. વિકલ્પ સ્પષ્ટ જ છે–દિશાને લાગેવળગે ત્યાં સુધી તો, જનતાની પ્રત્યક્ષ ભાગીદારી જનતાનું સગઠન : પંચાયત; મજૂરનું સંગઠન તો છે જ ઉદ્યો ગોમાં તેમની ભાગીદારી અશક્ય નથી. તેનાથી investmentનો rate વધી શકે અને લોકોની આત્મીયતાને કારણે દેશરક્ષાનું morale પણ વધે Wilkinની 'New Forms of ownership in industry' જોઈ છે? એણે Capitalનું પૃથક્કરણ કર્યું છે. યંત્રને કારણે જે surplus પેદા થાય છે, તેમાંથી નીપજતી Capitalને એ Free capital કહે છે અને તેને મૂળ પૂંજી માલિકો (original investors) appropriate કહે છે, તેને અયોગ્ય ઠેરવે છે. એ Free capitalમાં (પંચાયતોને) કાયદેસરનો હિસ્સો મળવો જોઈએ, અને મજૂરો તેમજ ગ્રાહકોને આપી શકાય. પણ તે માટે દેશમાં તેવું પ્રબળ ભાન પેદા થવું જોઈએ. આ અંગે બીજો એક દષ્ટિકોણ પણ મારા મનમાં હમણાં સ્પષ્ટ થયો Age of Cybernation (Automation of Computers) અપ્રતિરોધ્ય ગતિથી આવી રહ્યો છે અમેરિકામાં unemployment ૫–૬ વર્ષમાં ૧૯૬૦ થી ૧૯૬૫ દરમ્યાન બમણી થઈ રહી છે ૧૯૬૫–૬૬માં ૧ કરોડ ૫૦ બેકારોનો આંકડો પહોંચશે એવો કેનેડીનો પોતાનો અંદાજ નવેમ્બર મધ્યમાં હતો. Doles મશ્કરી રૂપ બની રહી છે સાથે જ problems of Leisure તીવ્ર થઈ રહ્યો છે. ફિલાડેલ્ફીઆમાં ગયે મહિને પેન્સીલ્વેનીઆ યુનિવરસિટીના સમાજશાસ્ત્રી ડૉ. ચાર્લ્સ-બર્થે 'Training in the uses of leisure' વિશે એક Conference ભરીને અમેરિકન સરકારને ભલામણ કરી છે કે, દરેક હાઈસ્કૂલમાં ફુરસદનો ઉપયોગ કેમ કરવો તે

શીખવવાના ખાસ period નાખવા ! નહિ તો બેકારી જેટલો જ ભયંકર રોગ – ક્ટોકાનો ને ગુનાનો—સ્વયં સંચાલનને પગલે પગલે આવી રહ્યો છે.

મતલબ કે ઐહિક–ભૌતિક ઉત્પાદનને ક્ષેત્રે–અર્થક્ષેત્રે–મનુષ્યનો role પાયાથી ઢલાઈ રહ્યો છે મનુષ્યનો ઉત્પાદક-પાઠ ખતમ થઈ શકે છે, પણ ઉપભોક્તા-પાઠ (role as Consumer) સ્થાયી છે અત્યાર સુધી માર્કસ-વાદ–સમાજવાદ–સર્વોદય વગેરે તમામ સમતાવાદી વિચારધારાઓએ સમાનતા માટે મનુષ્યના producer role ને પાયો બનાવ્યો હતો તે પાયો વહી જવા વારો આવ્યો છે. જેમ અણુએ જૂના physicsને, યુદ્ધશાસ્ત્રને અને અહિંસા વિચારને ધરમૂળથી પલટી નાખ્યાં તેમ Cybernation સમતા–સમતાવાદી સમાજશાસ્ત્રીય વિચારોને સમૂળા બદલી નાખશે એમાં મને શક નથી

નવીન સમાજવાદ કે માનવવાદ મનુષ્યના અનિવાર્ય ઉપભોક્તૃત્વને આધારે તેના મૂળભૂત અધિકાર નક્કી કરશે. અર્થાત્ વ્યવસ્થામાં હાલ તરત Consumers Collectively મજૂરો સાથે હાથ મિલાવીને ઉદ્યોગોના સ્વામિત્વમાં સંવિભાગ મેળવશે અને લાભે જાશે, જ્યારે farmers તેમજ factory-workers બનેનો વર્ગ, pre-agricultural revolution વખતના શિકારી-વર્ગ જેટલો જ નગણ્ય કે અલ્પ સંખ્યક બનતો જશે ત્યારે, મુખ્ય માલિક ઉપભોક્તા રહેશે અને તે પરોક્ષ સ્વામી sleeping partner રહેશે ગૌણ માલિક—પ્રત્યક્ષ સંચાલકો—બૌદ્ધિકો–શ્રમિકો–વિશેષજ્ઞો રહેશે. સમાજના subsistence માટે અમુક વિરાટ ખેતરો મુખ્યત્વે યંત્રોથી operate થશે, પણ મોટાભાગના નાગરિકો અઘતન લઘુનગરોમાં પા–અડધા–પોણા એકરમાં શોખની ખેતી કે બાગબાની કરશે અનાજ દૂધ વગેરે ખાદ્ય પદાર્થો નિર્મૂલ્ય બનશે, Work એટલું થઈ જશે Hobby પુષ્કળ ફાલશે. શ્રમ સ્વૈચ્છિક બનશે અર્થાત્ નૈતિક બનશે (U. S.માં આજે ફક્ત ૭% શ્રમિકો ખેતીમાં કામ કરે છે.) નીતિ નિર્બંધના-મુલક બનશે. આવું ભવિષ્ય મને અનિવાર્ય જણાય છે. સિવાય કે વિશ્વવિનાશી અણુયુદ્ધો ફાટી જ નીકળે સર્વસાધારણ દુષ્કાળના (એટલે કે) અભાવના (અછતના) સંદર્ભમાં જન્મેલી સમાજવાદી–સર્વોદયી વિચાર વિજ્ઞાનયુગના સુકાળમાં કામ નહિ આપે એટલે તેનાં શાશ્વત મૂલ્યોના આધારે નવીન રચના હિંમતપૂર્વક કરવી રહી કેન્દ્રીકરણ તો વરાળયુગનું સીધું પરિણામ હતું અણુયુગમાં વિકેન્દ્રીકરણ જ સ્વાભાવિક બનશે ડૉ. ઓનોલ્ડજીએ પખવાડિયા પહેલાં લંડનમાં કહ્યું હતું તે મુજબ, ઈ. સ. ૨૦૦૦માં લઘુગ્રામ–સમાજો પૂર્ણતઃ Viable હશે અને લોકોને લંડન, પેરીસ, ન્યુયોર્ક જેવી ગીચ વસતીઓમાં રહેવાનું કશું જ કારણ નહિ રહે. વાસદ, છાણી, કરોલ, વિશ્વામિત્રી, મિયાગામ વગેરેનો નિકાલ આ રીતે થવો જોઈએ ત્રીજો મારો દૃષ્ટિકોણ જે જૂનો જ છે, તે નવા અભ્યાસથી ખૂબ પુષ્ટ થયો છે. ઉદ્યોગોનો અભૂતપૂર્વ વિકાસ ખેતીની આવકોને ખૂબ પાછળ પાડી રહ્યો છે. ઇંગ્લૅન્ડના કૃષક સમાજનો પ્રમુખ તા. ૨૭ના લંડન ટાઈમ્સમાં આવી આકરી ફરિયાદ કરે છે. યુદ્ધ પછી ખેતી-ક્ષેત્રની ઉત્પાદકતા ૫૦% વધી દેશની આ આવકોમાં ૫૦% વૃદ્ધિ થઈ, પરંતુ ખેડૂતની આવકોમાં માંડ ૧૦% વધારો થયો છે, એમ એ કહે છે હિંદમાં આ પ્રશ્ન ઘણો વધુ તીવ્રતાથી આવશે. માટે કૃષિ અને ઉદ્યોગ વચ્ચેનો, ઉદ્યોગીકરણથી ઊભો થયેલો વિગ્રહ નવા ઉચ્ચતર સ્થાન પર સાધવો પડશે તે દૃષ્ટિએ પણ પંચાયતોનો ઉદ્યોગમાં સંવિભાગ જ હવે સાધવો પડશે

૨

## અદાલતી ન્યાય–તપાસ અને સંસ્કાર | દિનેશ શુક્લ

સર્વોચ્ચ અદાલતના ન્યાયમૂર્તિ શ્રી ગજેન્દ્ર ગડકરે ન્યાયના વહીવટી-તંત્રમાં તંદુરસ્ત પ્રણાલીઓ પાડવા ન્યાયધીશોએ તથા વકીલોએ પ્રયત્નશીલ રહેવું જોઈએ, એવો જે અભિપ્રાય ઉચ્ચાર્યો છે તે જાહેર પ્રશ્નોમાં

રસ ધરાવતા સર્વ માટે વિચારણીય છે. બ્રિટિશશાસને આપણને જે કેટલીક સારી વસ્તુઓ આપી છે, તેમાં ન્યાયતંત્રનો પણ સમાવેશ કરી શકાય. આ દેશમાં ન્યાયતંત્રે જે કેટલીય ઉચ્ચ પ્રણાલીઓ પાડી છે, તેનાથી હજુપણ લોકોને હૈયે ધરપત છે.

જ્યારે કોઈપણ જાહેર અને વિવાદાસ્પદ પ્રશ્ન કે બનાવમાં, સત્ય શું છે, તેની તપાસ કરવાનો પ્રશ્ન ઊભો થાય છે, ત્યારે સામાન્ય રીતે વડી અદાલત કે સર્વોચ્ચ અદાલતના ન્યાયાધીશને તે સત્યશોધનનું જવાબદારીભર્યું કાર્ય સોંપવામાં આવે છે. તટસ્થતા, નીડરતા, નિષ્પક્ષપાતપણું, પૂર્વગ્રહથી દોરવાયા સિવાય પરિસ્થિતિનું વસ્તુલક્ષી આકલન કરવાની શક્તિ, વગેરે સામાન્ય રીતે કોઈપણ કાબેલ ન્યાયાધીશના ગુણો છે. ન્યાયાધીશોના આવા ગુણો તથા શક્તિને કારણે જ તેમને આવી તપાસનું જવાબદારીભર્યું કામ સોંપવામાં આવે છે. અને ન્યાયાધીશો પણ આ કામને પોતાની જાહેર ફરજના ભાગ રૂપ સમજી સ્વીકારે છે.

જ્યારે ન્યાયાધીશોને આવું તપાસ કાર્ય સોંપવામાં આવે છે, ત્યારે તપાસના મુદ્દા અને કાર્યક્ષેત્ર (ટર્મ્સ ઑફ રેફરન્સીઝ) પણ સરકાર તરફથી નિશ્ચિત કરવામાં આવેલું હોય છે. ન્યાયાધીશ પણ આ કાર્યક્ષેત્રની સીમામાં રહીને જ તપાસ કરે છે. તપાસનું સંચાલન તપાસપંચોના ધારાની-કમીશન ઑફ ઇન્કવાયરીઝ એક્ટના જોગવાઈઓ અનુસાર જ કરવામાં આવે છે.

તપાસ પૂરી થાય બાદ ન્યાયાધીશ પોતાનાં તારણો અહેવાલના સ્વરૂપમાં સરકાર સમક્ષ મૂકે છે. તપાસ જાહેર હોય કે ખાનગી, પણ તેનો અહેવાલ તો સૌ પ્રથમ સરકાર પાસે જ જાય છે અને તેની સંપૂર્ણ કે આંશિક પ્રસિદ્ધિનો આધાર પણ સરકારની મુન્સફી ઉપર રહેલો છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આ અહેવાલ અને તેમાં રજુ કરવામાં આવેલાં તારણોનો સરકારે સ્વીકાર કરવો કે કેમ? સામાન્ય રીતે એવું જોવા મળે છે કે, જો અહેવાલ અને તારણો સરકારની નીતિને અનુકૂળ હોય તો સરકાર તેનો સ્વીકાર કરવામાં અને તેના અમલપાલનમાં કશો બાધ જોતી નથી. પણ જો તે પ્રતિકૂળ હોય તો તેનો સ્વીકાર કરવામાં સરકાર આનાકાની કરે છે, અને તેનો અમલ તો ભાગ્યે જ થતો જોવા મળે છે. "સામાન્ય રીતે સરકારે આવા અહેવાલો સ્વીકારવા જોઈએ," એવું ન્યાયમૂર્તિ શ્રી ગજેન્દ્રગડકરે સૂચન કર્યું છે, એ જ બતાવે છે કે, સરકાર પોતાની નીતિને અનુકૂળ ન હોય તેવા અહેવાલો સ્વીકારતી નથી અથવા સ્વીકારવામાં આનાકાની કરે છે. અલબત્ત, તેમણે જ કહ્યું છે કે, સરકારે નીમેલા બધા જ તપાસપંચોના અહેવાલો સરકારને બંધનકર્તા હોય એમ તેઓ કહેવા માંગતા નથી. પણ સામાન્ય રીતે આવા અહેવાલો સરકાર સ્વીકારે, એવી તંદુરસ્ત પ્રણાલી પાડવી જોઈએ.

આવા અહેવાલો નહીં સ્વીકારીને સરકાર શું હાંસલ કરે છે? એક તો, સરકાર પોતાને અનુકૂળ ન હોય એવું સત્ય સહન કરી શકતી નથી, એવી એક સામાન્ય છાપ પડે છે. બીજું, ન્યાયાધીશો પોતાનો કીંમતી સમય આપી ફરજ બજાવે છે, છતાં તેમની મહેનત ફળીભૂત થતી નથી. અને ઘણી મહેનતે તારવેલાં તારણોને ઠોકરે મારવામાં આવે છે, તેથી તેમનામાં વૈફલ્યની લાગણી ફેલાય છે. ત્રીજું ને સૌથી મહત્વનું, લોકોની લાગણીઓનો ઊભરો શાંત કરવા માટે જ સરકાર આવી તપાસો ખાલી દેખાવ પૂરતી જ કરાવે છે, અને સરકાર આવા અહેવાલો અને અને તારણો પ્રત્યે ગંભીરતાથી જોતી નથી, એવી એક વ્યાપક છાપ લોકોમાં ઊભી થાય છે. પરિણામે લોકોનો સરકારમાંનો વિશ્વાસ ડગમગવા લાગે છે.

તપાસપંચોના અહેવાલ તથા તારણો સ્વીકારવાં કે નહીં તથા અમલમાં મૂકવા કે નહીં, તે અંગે નિર્ણય લેતાં પહેલાં સરકાર તે પ્રશ્નની બીજા દ્વારા પુનઃતપાસ ન કરાવે તેટલી તો જરૂર આશા રાખી શકાય. કેટલીક વાર એવું બને કે, સરકાર પોતાને અનુકૂળ ન હોય એવા અહેવાલ કે તારણોના સંબંધમાં તે પ્રશ્નની પુનઃતપાસ કરાવે તો આગલા તપાસપંચમાં નિયુક્ત કરવામાં આવેલા વિદ્વાન ન્યાયાધીશની કાબેલિયત અને નિષ્પક્ષતામાં જ શંકા વ્યક્ત

[ પા. ૧૩ ઉપર ]




## નિગોપન-શોધન | રાજેન્દ્ર શાહ

નગરનો શાન્ત કોલાહલ ભવનના તુરીય માળ સુધી આવતાં
નિતાન્ત શાન્ત થઈ જાય છે
કર્મનિવૃત્ત સાંજનું એકાન્ત...
ક્ષિતિજ સમીપ છે મારાં અનિમેષ નેત્રોમાં
હેમવર્ણનું અંધારશીતલ અંજન...
પેલી પારની અગોચર સૃષ્ટિને આંગણ
પારિજાતના પીમળપાથરણે તું અને હું...
કોણ કોને ઢૂંઢી રહ્યું હતું આ નિગોપન-શોધનની રમતમાં?
એ તો જાણે એક આંખનું ઔત્સુક્ય...
એ સિવાયની વાતોની કોઈ કમીના ન હતી.
વાત વણાતી હતી આંગળીનાં ટેરવે
વેણીમાં ગુંથાતાં ફૂલની પાંખડીએ
રોમ રોમના કેવા સરવા હતા કાન!
ક્યાંય મધુગાન ..        સુધાપાન...
પરમ સંતૃપ્તિની પળે આંખ મીંચાઈ જાય છે.
સકલ અસ્તિત્વ પામે છે નિરતિશય આનંદમાં લય
દેહ, સપ્તતિ સંવત્સર, કલ્પ, કોઈ નહિ
કેવળ પરિમાણ શૂન્યતા...
નિસ્પંદ અવસ્થિતિ...
આંખ ઊઘડતાં જોઉં છું તો આ મિલનસમુદ્રની
નિઃશેષતાના
આનન્ત્યમાંથી આવી ગયો છું પુનઃ અર્વનના મોરા
અંધકારઆવિલ ખડમાં આક્રોશની ઉલ્કાના
પ્રપાતથી કંઈ કેટલાયે અધિકતર વેગે...
ચોગમ નજર તો ઢાળું છું પણ મારા વિણ અન્ય કોઈ
ક્યાંય જણાતું નથી
રાત્રિની અરવ નક્ષત્રકુંજનાં નીલપર્ણે ઢંઢોળી અંતર્ધાન
પામે છે પવન.
કોની આડમાં હશે તારું તિરોધાન!
નિગોપન-શોધનની રમતનો દાવ મારે માથે રાખીને
કોની આડમાં હશે તારું તિરોધાન!

## ઑર્ફિયસ | ગુલામ મોહમ્મદ શેખ

કૂતરાં વગરની વસ્તીમાં ભસ્યા કરે છે કાળા અક્ષરો–
કોઈ–કદાચ કોઈક પારખે છે મારું પગેરું
કોઈક ઓળખે છે મને આ જંગલોમાં.
તમે વરસોથી ફરી રહ્યા છો મારી પાછળ
કદાચ વરસોથી મારો પીછો પકડ્યો છે.
તમે શું પારખ્યું?
મારી ગંધ?–મારાં લોહીમાં તો નથી જરીક માટીની વાસ.
તમે શું જોયું?
તમે કંઈ નિશાનીએ દોડ્યા આ બાજુ?
મારાં પગલાં તો પડ્યાં છે હજાર પગલાંની છાપમાં
એના પર તો ફર્યા હજાર વાહનોના પગ
અને એના પર તો ફરકે છે આ પવન ક્યારનો.
તમને શું જડ્યું? કંઈ નિશાની–?
મારો પડછાયો તો હું નિયમિત કપડાં જોડે પહેરું છું
મારી આડખેપડખે હવાને ય
હું વાઢી નાખું છું મારા દાતરડા જેવા શ્વાસે.
તમને હું ક્યાં જડ્યો?
તારાઓ સાથે મેં નથી કરી દોસ્તી

સૂરજને મેં હંમેશ આપી છે મારો
ચન્દ્રને ખાઈ જવા મેં હંમેશ કર્યું છે કાચિંડુ
હું કોઈની સાથે રહ્યો નથી
કોઈની સાથે—મારી સાથે પણ નહિ,
કોઈની સાથે ચાલ્યો નથી, બોલ્યો નથી
તો પછી કોણે કરી તમને ગુસપુસ ?

અંધારા ઓરડામાં રિસાઈ બેઠેલ આંસુઓ
વચ્ચે મેં તમને વગતેલા
ભડ્ડ-ભડ્ડ પડેલા
ઓરડીનો કોટો કાઢી
હું આંગળી પર જામતું લોહીનું ટીપું જોવામાં
મશગૂલ હતો, ત્યારે તમે એ પી જવા કહેલું
અધીંરાતે કનેલ-ખાનામાં બકરાંને તમે જગાડ્યાં'તાં !
વહેલી સવારે
લીમડે ચડી તમે ઊંઘતા હતા !
ત્યારે તમે અળસિયું થઈ નીકળ્યા હતા !
કે નિર્જન ટેકરીઓમાં
આવેગના ફૂલમાં પતંગિયું થઈ તમે સતાયા હતા !

તમે જ જગાડેલી જિજ્ઞાસા
પાંદડાંના રેસાને ઉખાડી કશુંક શોધવાની
મોર પીંછને તાંતણે તાંતણે છૂટા પાડવાની
કાદવમાં ક્લમેલ
પાણીમાં
સળીથી અજાણી ભાષામાં અજાણ્યું લખવાની.
કદાચ તમે જ મને
રૂપાળી રાતે એકલા રખડવાનું કહ્યું હતું.
તમે કહ્યું હતું મને રાહ જોવાનું.
જેને હું શોધી રહ્યો હતો રાગામાં !

તમે મને પડવાનું કહ્યું હતું
રૂપમતીના તળાવમાં
ઊંચી ટેકરીઓ પરથી નીચી પગદંડીઓ પર
કૂદવાનો ઉત્સાહ તમે જગાવેલ
હું દરિયાની સામે ઊભો હતો
ત્યારે સરૂના જંગલમાં તમે ગાઈ રહ્યા હતા.
તમે
મને
બદામીમાં
દળતી સાંજે
કમખ્યિાના કિચૂડાટ સાથે પગ મેળવતા
મળ્યા હતા

પણ
તમે આટલે લગી મારી પાછળ આવશો
અને
તમે જ આવશો એની ખાતરી નહોતી
અને છતાં
તમે
આવ્યા !
પણ તમે હંમેશાં મારી પાછળ કેમ ઊભા રહો છો !
તમારું મો તો દેખાડો !

લંડન, ઓક્ટો '૬૩

## (૧) ૧૯૬૩નો નોબેલ-ઇનામ વિજેતા કવિનું સેફેરિસં કવન [ કૃષ્ણવદન જેટલી ]

૧૯૬૩નું સાહિત્યનું નોબેલ ઇનામ પ્રથમ વખત ગ્રીસ દેશના સાહિત્યકારને ફાળે જાય છે આ વિજેતા કવિનું મૂળ નામ છે જ્યોર્જ સેફેરિઆડેસ. પરંતુ તે જ્યોર્જ સેફેરિસના ઉપનામથી જાણીતો છે

જ્યોર્જ સેફેરિસનો જન્મ ૧૯૦૦માં સ્મ્યર્નામાં ૨૯મી ફેબ્રુઆરીને દિને થયો હતો ૧૯૧૪માં સેફેરિસે સ્મ્યર્ના છોડયું અને તે એથેન્સમાં માધ્યમિક શાળામાં દાખલ થયો એણે ૧૯૧૭ સુધી ત્યાં અભ્યાસ કર્યો એથેન્સથી ચાર વર્ષ બાદ તે પેરીસમાં અભ્યાસ કરવા ગયો. અને ૧૯૧૮થી ૧૯૨૪ સુધી તેણે સાહિત્ય અને કાયદાનો અભ્યાસ કર્યો. અહીં તે ફ્રેંચ સાહિત્ય અને સાહિત્યકારોના સમાગમમાં આવ્યો જુલ્સ લાફોર્ગના પ્રતીકવાદી અભિગમને પણ તેના પર પ્રભાવ પાડયો. ૧૯૨૪માં તેણે ઈંગ્લેંડની મુલાકાત લીધી.

૧૯૨૨માં ગ્રીક લોકો પર આફત ઊતરી અને એશિયા માઈનોરમાંથી ગ્રીક લોકોને હિજરત કરવી પડી. આ બનાવની વાત સેફેરિસે સાંભળી અને તેને આઘાત લાગ્યો. એથેન્સમાં તેની માતાના મકાનમાં પચાસ હિજરતીઓએ આશ્રય લીધો હતો ૧૯૨૫માં તે એથેન્સ પાછો ફર્યો, ત્યારે તે શરણાર્થી નિર્વાસિતોથી ખદબદતું હતું. બીજે વર્ષે તેણે પરદેશ કચેરીમાં નોકરી મેળવી અને ૧૯૩૧માં તેની નિમણૂક લંડનમાં વાઈસ-કોન્સલ તરીકે થઈ. લંડનમાં પુસ્તક વિક્રેતાને ત્યાં તેને કવિ ટી એસ. ઇલિયટની કૃતિ 'મેરિના' મળી, તેની તેના પર ઊંડી અસર થઈ ૧૯૩૧માં તેનો પ્રથમ કાવ્ય સંગ્રહ "ધ ટર્નિંગ પોઈન્ટ" (વળાંક) પ્રગટ થયો અને તેણે ગ્રીક સાહિત્યને નવો વળાંક આપ્યો ૧૯૩૪માં 'મિથ ઓફ અવર હિસ્ટરી' નામે બીજો કાવ્યસંગ્રહ પ્રગટ થયો. વૃદ્ધ કવિ પાલામાએ આ કવિને ઉષ્માભેર સત્કાર્યો ૧૯૩૬માં 'જીમનોપેડિયા' પ્રગટ થયું.

વળી તેણે કવિ ટી એસ. ઇલિયટનાં 'વેસ્ટ લેન્ડ' વગેરે કાવ્યોનો ગ્રીકભાષામાં સટીક અનુવાદ કર્યો છે. ૧૯૩૬ થી ૧૯૩૮ સુધી તે આલ્બેનિયામાં કોન્સલ તરીકે રહ્યો. ૧૯૩૮માં એથેન્સમાં પરદેશી અખબારો સાથે સંપર્કાધિકારી તરીકે નીમાયો. જર્મન હિટલરવાદીઓએ ગ્રીસ પર હુમલો કર્યો અને ૬ઠ્ઠી એપ્રીલ ૧૯૪૧ને દિને સેફેરિસે અખબારી પરિષદમાં જાહેર કર્યું: "અમને ખબર છે કે હવે યુરોપમાં એક નવું શાસન આવે છે-એનો અર્થ છે અશક્તોનું ખૂન-તેમાં નાનાં રાષ્ટ્રોનો પદ્ધતિસર વિનાશ થશે" તે પછી તેણે ગ્રીક સરકાર સાથે ગ્રીસ છોડયું અને ક્રીટમાં આવ્યો. ત્યાંથી ઇજીપ્તની રાજધાની કૈરોમાં ગયો. ૧૯૪૩ના ડિસેમ્બરમાં તેણે પોતાના દેશમાં આંતરિક યુદ્ધની કરુણતા અનુભવી ૧૯૫૭ થી ૧૯૬૨ ઑગસ્ટ સુધી તે લંડનમાં ગ્રીસના એલચીપદે હતો.

ભૂતકાળની હયાતીનું ઊંડું ભાન તેનાં કાવ્યોમાં ભારપૂર્વક દેખાય છે; તે સાથે દર્શનની અપૂર્વ તાઝગી પણ આપણે અનુભવીએ છીએ સેફેરિસનાં કાવ્યોનો મુદ્રાલેખ "મારી ગરીબાઈ મારી શક્તિ છે"-એ આ ગરીબાઈ ભાષાની નથી, છતાં જ્યાં એક શબ્દની જરૂર હોય, ત્યાં તે બે શબ્દો વાપરતો નથી. તેણે પસંદ કરેલ શબ્દને તેનું વજન, તેનો રંગ અને તેની આભા હોય છે.

આપણે તેનાં થોડાંક કાવ્યોનો રસાસ્વાદ કરીશું

## જ્યોર્જ સેફેરિસનાં કાવ્યો | અનુવાદક : કૃષ્ણવદન જેટલી

### ૧

સંદેશવાહક,
અમે ત્રણ વર્ષ સુધી તેની આતુરતાથી રાહ જોઈ;
  અમે ખૂબ કાળજીપૂર્વક જોયું
સમુદ્ર કિનારે પાઈન વૃક્ષોમાં, તારાઓમાં
  હળનું પાનું અથવા વહાણનો અગ્રભાગ જોડીને
  અમે પ્રથમ બીજ ફરીથી મેળવવા શોધતા હતા
  જેથી ચિરમરણનું નાટક ફરીથી ભજવાય.
  અમે અમારા ઘરે ભાંગ્યાતૂટ્યા પાછા ફર્યા
  ગાત્રમાં અશક્તિ, મોં સૂકાયેલાં
  કાટ અને ખારા પાણીના સ્વાદથી
જ્યારે અમે જાગ્યા ત્યારે અમે ઉત્તર દિશામાં મુસાફરીએ
ઊપડ્યા, અજાણ્યા
ધૂમ્મસમાં ઝંપલાવ્યું હંસોની સ્વચ્છ પાંખો વડે
  જેણે અમને ઘાયલ કર્યા.
શિયાળાની રાતોએ પૂર્વના પ્રબળ પવને ગાંડાતુર બનાવ્યા.
ઉનાળામાં અમે મરે નહિ તેવા દિવસની વેદનામાં ડૂબી ગયા.
  અમે પાછી લાવ્યા
  આ નમ્રકલાની કોતરણીઓ

### ૨

અમારો દેશ એક બંધ કરેલી જગ્યા છે, તે બંધ થયો છે
બે કાળા ઝબકતા ડુંગરોથી, અને જ્યારે અમે જઈએ છીએ
રવિવારે બંદરે તાજી હવા ખાવા,
અમે જોઈએ છીએ, સૂર્યાસ્તથી પ્રકાશિત
અધૂરી મુસાફરીઓનાં તૂટેલાં ઈમારતી લાકડાં,
કેમ ચાહવું તે હવે જાણતાં નથી તેવાં શરીરો.

### ૩

તારું રક્ત કેટલીક વાર ચંદ્ર જેમ ફરી જતું
અખૂટ રાત્રીમાં તારું રક્ત
તેની શ્વેત પાંખો ઊંચે ફેલાવતું
કાળા ડુંગરો પર, વૃક્ષો અને ઘરોના આકારો
અમારા બાળપણનાં વર્ષોમાંથી પ્રકાશની સેરવાળા

## ૪

સ્હેજ વધુ
અને આપણે બદામનાં પ્રફુલ્લ વૃક્ષો જોઈશું
સૂર્યમાં ચળકતો આરસપહાણ
દરિયો, ગુચ્છળાં લેતા તરંગો.

## ૫

નિદ્રાએ તને ઘેરી હતી, લીલાં પર્ણો વૃક્ષને ઘેરે તેમ,
તું શ્વાસ લેતી હતી શાંત રાત્રીએ વૃક્ષ જેમ
અને અર્ધસ્વચ્છ ખાબોચિયામાં મેં તારું મુખ જોયું.
પોપચાં બંધ હતાં, પાંપણો પાણીને દૂર કરતી.
મૃદુ ઘાસમાં મારી આંગળીઓએ તારી આંગળીઓ મેળવી,
  મેં ક્ષણભર તારી નાડ પકડી
  અને બીજે સ્થળે તારા હૈયાનું દર્દ અનુભવ્યું.

## ૬

હું દિલગીર છું કે મેં વિશાળ નદીને
  મારી અંગુલીઓમાંથી પસાર થવા દીધી
  જલનું એક બિંદુ યે પીધા સિવાય.
  હવે હું પથ્થરમાં ડૂબું છું
  લાલ માટીમાં નાનું પાઈન વૃક્ષ
  ફક્ત એ જ મારે સાથી છે
  જેને હું ચાહતો તે ઘરો સાથે અદૃશ્ય થયાં છે,
  જે ગયે ઉનાળે નવા હતાં
  અને પાનખરના પવન પહેલાં ભાંગીને ભૂક્કો થયાં.

## ૭

આ સૂર્ય મારો હતો અને તારો હતો : આપણે તેના ભાગીદાર છીએ
સોનેરી પડદા પાછળ કોણ પીડાય છે? કોણ મરે છે!
એક સ્ત્રીએ પોતાની શુષ્ક છાતી પીટતાં કહ્યું: "બાયલાઓ,
તેમણે મારાં બાળકો છીનવી લીધાં છે, અને એમના ટુકડે ટુકડા
                                        કરી નાંખ્યા છે.
  તમે તેને માર્યાં, સાંજે આગિયાઓ સામે જોતાં
  પેલી વિચિત્ર દૃષ્ટિથી, અંધ ચિંતનમાં મગ્ન થઈને,
  જ્યાં લોહી સુકાતું હતું તે હાથ પર વૃક્ષનો લીલો પ્રકાશ;
  સૂતેલો સૈનિક તેની પડખે ચમકતા ભાલને પકડે છે.

એરફોડેલ, વાયોલેટ અને હાયેસિંથનાં ફૂલો નથી
મરેલાં સાથે કેવી રીતે કોઈ વાત કરી શકે?
મરેલાં તો ફક્ત ફૂલોની જ ભાષા જાણે છે,
એ કારણે તો તેઓ મૂંગા છે;
તેઓ તેમના રસ્તે મૂગા જાય છે,
મૂંગા સહન કરે છે
સ્વપ્નોના શહેરમાં,—સ્વપ્નોના શહેરમાં...

## હૈકુ (જાપાની શૈલીનાં કાવ્યો)

૧
સરોવરમાં રેડો
એક મદિરાનું બિંદુ
અને સૂર્ય ચાલ્યો ગયો.

૨
આ શો અવાજ છે
આપણા મૃતમિત્રોનો
કે થાળીવાજાનો !

૩
ખાલી ખુરશીઓ
પ્રતિમાઓ પાછી સોંપેલી
બીજા સંગ્રહસ્થાનને.

૪
કેટલું મુશ્કેલ છે—એકઠા કરવા
હજાર ટુકડાઓ
દરેક માનવના !

૫
જેમ તમે લખો છો
તેમ શાહી ખૂટે છે
દરિયો વધે છે.

૬
આ ગૃહસ્થ
દરરોજ સવારે નહાય છે
મૃત સમુદ્રના પાણીમાં
પછી કટુસ્મિત ધારણ કરે છે
ધંધા માટે અને આદતો માટે.

---

[ પા. ૭નું ચાલુ ]

કરવા જેવું કહેવાય. સરકારના આવા વલણ સામે લાલબત્તી ધરવી એ સર્વથા યોગ્ય જ કહેવાય.

આ દેશમાં આપણે કાનૂનનું શાસન સ્વીકાર્યું છે એટલે દેશમાં કાનૂન જ સર્વોપરિ છે, કોઈ વ્યક્તિ કે સંસ્થા નહીં. સરકારનું સંગઠન અને સંચાલન પણ દેશના સર્વોપરિ કાનૂન-બંધારણ-અનુસાર જ થાય છે એટલે સરકાર પણ કાનૂનથી પર નથી. આથી જો આપણે દેશમાં કાનૂનના શાસનને ટકાવી રાખવા માંગતા હોઈએ અને સરકારની આપખુદશાહીથી બચવા માંગતા હોઈએ, તો સરકાર અને ન્યાયતંત્ર વચ્ચેના સંબંધોનું નિયમન કરતી કેટલીક તદુરસ્ત પ્રણાલીઓ પાડવી આવશ્યક છે. સરકાર દ્વારા નિયુક્ત કરવામાં આવેલાં તપાસપંચોના અહેવાલો અને તારણો સરકાર નિખાલસતાથી સ્વીકારે, પોતાની ભૂલ થઈ હોય તો તે કબૂલ કરે, એવી જો ઉચ્ચ લોકશાહી પ્રણાલી આપણે પાડીશું તો આ દેશમાં એક વિશ્વાસમય વાતાવરણ ઊભું કરવા આપણે શક્તિમાન થઈ શકીશું.

---

[ પા. ૨૧નું ચાલુ ]

પુનર્-શિક્ષણ આપવામાં ન આવે, અને એ દ્વારા માનવવાદી વિકાસ સાધવામાં ન આવે, ત્યાંસુધી શક્ય જ નથી. અમુક પ્રકારની સંસ્થાગત સુધારણા માટે અમુક પ્રકારની રાજકીય સુધારણા અનિવાર્ય છે. પરંતુ તે સ્વયંપર્યાપ્ત નથી અને રાજકીય બંધારણ પણ આને માટે પર્યાપ્ત નથી.

અંતિમ પૃથક્કરણની દૃષ્ટિએ તો, માનવજાતને ભૌતિક અને યાંત્રિક બર્બરતાવાદના સકંજામાંથી ઉગારવી હોય, ને લોકશાહી સિદ્ધ કરવી હોય અને સ્વાતંત્ર્યની રક્ષા કરવી હોય, માનવ જાતને માનવીય રીતે અને બુદ્ધિપુરસ્સરનું જીવન જીવતી કરવી હોય, તો માનવજાતના શિક્ષણ દાતાઓએ આજની કટોકટીનો પડકાર ઝીલી લઈ નૂતન માનવીય નેતૃત્વ પૂરું પાડવું જોઈશે.

# નૂતન માનવતાના રાહે [ રાલ્ફ બોરસોડીના જાહેરનામાને આધારે ]

આજનું નવું વિશ્વ મરણ પથારીએ સૂતું છે. એના કરતાં જો આ નાના વિશ્વે વધુ સારા નીવડવું હશે, જો એણે માનવભાવનાને વધુ પૂર્ણ ફળદાયી બનાવવી હશે તો, એક વાત નક્કી છે કે, તે આજનું મૂડીવાદી વિશ્વ દુનિયાને માથે જે લાદવા માગે છે, એવું કશું ય નહીં હોય—અથવા તો, દુનિયા જે પ્રકારના સમાજવાદ તરફ ઢસડાઈ રહી છે, એવું કશું ય તે નહીં જ હોય.

જો સચિત અને ચિંતનશીલ સ્ત્રી પુરુષોએ યાંત્રિક બર્બરતા તરફ ધકેલાઈ રહેલ પ્રક્રિયાને રોકવી હશે, જો માનવી પોતાની સર્જકતાની તમામ શક્યતાઓને પ્રાપ્ત કરવા સ્વતંત્ર રહે એવું તેઓ ઇચ્છતા હશે તો તેમણે એ સિદ્ધ કરવા કેવળ હિંમત જ દાખવ્યે ચાલવાનું નથી. તેમણે પોતાને શિસ્તબદ્ધ બનાવી એવા વિશ્વ માટે મહત્વનાં સંગઠનોનો ય વિચાર કરવો પડશે

સમય પાકી ગયો છે કે જ્યારે કેવળ શુભ ઇરાદા જ પૂરતા નથી. સમય પાકી ગયો છે, જ્યારે કેવળ લાગણીવશ બની સમાજવાદની ભૂલોનું પુનરાવર્તન કરવાને બદલે તથા વેલ્ફેર—રાજ્યવાદની ભાષણખોરીને લોકશાહી કહી બિરદાવવાને બદલે તેને સલામ ભરી દેવી જોઈએ વિશેષે તો એ વાત સ્પષ્ટ કરવા માટે ય વખત પાકી ગયો છે કે આજના યુગનાં દર્દોનું કોઈ એક રામબાણ ઔષધ નથી—ઝનૂનખોર સામ્યવાદ, ઝનૂનખોર ફાસીવાદ કે ઝનૂનખોર ધર્મવાદ—જે આ દુનિયાને દ્વેષ અને ધિક્કાર, આગ અને તલવાર દ્વારા, પરિવર્તિત કરવા માગે છે, એ બધાં તો માનવ જાતને માથે અધિક યાતનાઓ અને હતાશા જ લાદવાનાં છે.

સૌથી પ્રથમ વાત એક જ છે માનવીનું માનવીકરણ કરવું!

દરેક દેશના ચિંતક અને વિચારવંત થોડાક માનવીઓ પણ સત્તાનો યોગ્ય ઉપયોગ થાય એ જોવાનો દૃઢ નિશ્ચય કરી ન લે, ત્યાંસુધી શુભ શાણો સમાજ રચવો શક્ય જ નથી. આથી જ તો માનવીના માનવીકરણની આ પ્રક્રિયાનો પ્રારંભ રાજકારણ યા અર્થકારણ–ક્યાંયથી નહીં પણ પુનર્શિક્ષણના કાર્યથી થવો ઘટે

રાજકીય અને આર્થિક ફેરફારો પોતે જ સ્વયં શુભ–શાણા સમાજનો પાયો નાખી ન શકે–આખા વિશ્વના શિક્ષણ સંસ્કારનો નવો પાયો ન ખાય નહીં ત્યાં સુધી વ્યક્તિના કે સમાજના શુભ જીવનની આશા વ્યર્થ છે.

જો માનવીની આંતરિક ભાવનાની જ ઉપેક્ષા થાય જો એના શિક્ષણમાં જ નૈતિક મૂલ્યોની ઉપેક્ષા થાય; જો એનામાં સ્વાતંત્ર્ય, સૌંદર્ય, શિષ્ટતા અને ન્યાય માટે પ્રેમ પેદા કરવામાં આવે નહીં; જો એના જીવનના ધ્યેયની વિકૃતિ થતી રહે, અને જો એના ઘરમાં, શાળામાં, આરામ અને મનોરંજનમાં, નિત્ય વ્યવસાયમાં રાજકારણી અને આર્થિક સંસ્થા સંગઠનોનું જ પ્રભુત્વ ચાલુ રહે તો, શુભજીવન–પદ્ધતિ અથવા શુભ સમાજની કલ્પના તરંગી જ રહી જવાની. આથી તો, નવા માનવીય શિક્ષણથી આરંભ થવો રહ્યો. તેમાં બાળપણથી જ બુનિયાદી તાલીમ અપાવી જોઈએ—કારીગરી, ખેતી, ગૃહ ઉપયોગી કલાઓ તથા પ્રકૃતિ પ્રત્યેનો પ્રેમ, સૌંદર્યનો સ્નેહ, માનવ માત્રનો પ્રેમ વગેરે ગુણો અવશ્ય ખીલવવા જોઈએ. ઘર આંગણેથી આનો આરંભ થાય અને શાળાજીવનમાં તે પોષાય એવું બનવું જોઈએ. આ પાયાની તાલીમ વિના કોઈ શુભ સમાજનો પાયો રચી જ ન શકાય

આમ જતાં વિશ્વ વિદ્યાલયોએ નાગરિકના જીવનઘડતરમાં અગત્યનો ફાળો ભજવવાનો રહે છે સૌથી પ્રથમ વસ્તુ તો એ છે કે, વ્યક્તિ અને સમાજ પર અસર કરી શકે એવા જાગ્રત અને સમર્થ શિક્ષકો વિશ્વવિદ્યાલયોમાં રોકવા જોઈએ. એ શિક્ષકો તેના સાચા અર્થમાં નેતા હોવા જોઈએ, જેઓ વિદ્યાર્થીઓને પ્રાચીન અને અર્વાચીન વિશ્વના, પૂર્વ અને પશ્ચિમના, ભરપૂર જ્ઞાન અને શાણપણથી ભરી દઈ શકે. જેઓ કેવળ તાલીમ આપનાર ન હોય પણ પ્રેરણા આપનારા હોય; તે

યુવાનો પર તેમની અસર પડતી હોય, તેમને તેઓ શુદ્ધ જીવન– નૈતિક બૌદ્ધિક સાંસ્કૃતિક જીવન જીવતા સજાગ કરી શકે.

આવા નૂતન 'શીલવંતો'ના નેતૃત્વનું ઘડતર કરવું તે સૌથી પ્રથમ આવશ્યકતા છે. આજ પૂર્વે પુરોહિતોએ યોદ્ધાઓને અને યોદ્ધાઓએ રાજવીઓને અને રાજાઓએ વ્યાપારીઓને તથા વ્યાપારીઓએ શર ફેરે-ને આજના જમાનામાં શરાફોએ રાજકારણીઓને નેતૃત્વ સોંપ્યું છે. આ નેતૃત્વ હવે નૂતન શીલવંતોએ લેવાનું છે.

વિશ્વવિદ્યાલયોમાં આવા શીલવંતોનું નેતૃત્વ હોવું ઘટે છે. વિશ્વ વિદ્યાલયોનું કર્તવ્ય જ સત્ય સંશોધનનું છે—આ સત્ય કોના લાભ ગેરલાભમાં જશે એ વાત અસ્થાને ગણાવી જોઈએ. આથી જ તો વિદ્યાલયો પોતે જ સ્વાયત્ત ઘટકો હોવાં જોઈએ. સરકાર ઉપર એમનો આધાર ન હોવો જોઈએ અને અમલદારોથી તેઓ સર્વથા સ્વતંત્ર હોવાં જોઈએ. તે જ-રીતે, રાજદ્વારી પક્ષાપક્ષીથી અને રાજદ્વારી પક્ષના કાબુથી તેઓ પર રહેવાં જોઈએ અને વ્યપાર ઉદ્યોગોના મહારથીઓનો ય તેમના ઉપર કોઈ પ્રભાવ ન હોવો જોઈએ.

★ આવી સ્વતંત્રતા ન હોય ત્યાં સુધી વિશ્વ વિદ્યાલયો પોતાના ઉપર પ્રભુત્વ ધરાવનાર બહારનાં બળોને નાખુશ કરે એવું શિક્ષણ આપવા શક્તિમાન નહીં થાય; બલ્કે પેટ્રનોની ઈચ્છા અને જરૂરીઆતને લક્ષમાં રાખીને જ શિક્ષણનું માળખું તૈયાર કરશે!

વળી ધંધા ઉદ્યોગોનું જ્ઞાન આપવામાં નિષ્ણાતી કરણની જ જરૂર રહેવાની, પરંતુ માનવીના સર્વાંગી વિકાસને આવશ્યક સામાન્ય જ્ઞાન આપવાની વાત ભૂલાઈ જવી ન જોઈએ અને આ સામાન્ય જ્ઞાન અમુક માહિતિઓમાં સમાઈ જવું ન જોઈએ; પરંતુ શિક્ષાર્થીઓમાં કાર્યનો હેતુ અને તેનાં મુલ્ય પ્રત્યે આદર પેદા થાય તે પ્રકારનું હોવું જોઈએ, જેથી કરીને જ્યારે તેઓ સમાજના ઉદ્યોગ-વ્યવસાયોનું સંચાલન કરવા માંડે ત્યારે વિશાળ હેતુપૂર્વક કરે અને નહીં કે પોતાના અંગત લાભને લક્ષમાં રાખીને.

તે જ રીતે ઉચ્ચ શિક્ષણ દ્વારા કેવળ સ્કોલરો અને બુદ્ધિવંતો જ પેદા કરવાનું ધ્યેય ન હોવું જોઈએ, પરંતુ ધ્યેય સર્જક શક્તિવાળા નિઃસ્વાર્થ વિચારકો, વિજ્ઞાનીઓ લેખકો, શિક્ષકો, કલાકરો, ઉદ્યોગ ધંધાદારીઓ તૈયાર કરવાનું હોવું જોઈએ, જેઓ પાછા સમાજના આત્માને ત્યાગ અને કુરબાનીની પ્રેરણા આપી શકે.

★

ઈતિહાસના આ કટોકટીના સમયે પુનર્જાગૃતિ અનિવાર્ય છે. દરેક નાગરિકમાં નૈતિક કાનૂન વિષે પૂરતી તકેદારી હોવી ઘટે. જ્યારે બંધારણ અને કાનૂની કાયદાઓ નૈતિક કાનૂનના વિરોધી જણાય ત્યારે નૈતિકતાના જ બંધનને વળગી રહેવાની જાગૃત હિંમત હોવી જોઈએ. કોઈપણ ધર્મ, રાષ્ટ્ર, નીતિ, અને બંધારણને આ નૈતિક કાનૂનનું બંધન અનિવાર્યપણે હોવું જોઈએ. એનો અસ્વીકાર કરનારાં ધર્મ, રાષ્ટ્ર, જાતિ અને બંધારણ આપોઆપ મિથ્યા કરવાં જોઈએ.

આવું નૈતિક શિક્ષણ ઘરથી શરૂ થઈને શાળામાં અમલ થવું જોઈએ. કોઈપણ ધર્મ કે પંથનાં સૂત્રો-ખ્યાલો સાથે આ નૈતિક શિક્ષણને કશાં બંધન ન હોવાં જોઈએ. એનું સર્વપ્રથમ સૂત્ર "વિદ્વેષ અને વિસંવાદ નહીં, સંવાદ અને એકાત્મતા" જ હોઈ શકે. તો જ ભિન્ન વિચારો પ્રત્યેની સહિષ્ણુતા આવે. અને જો વિશ્વે ખરા અર્થમાં સ્વાધીન રહેવું હશે, તો આ મતાંતર-સહિષ્ણુતા અપનાવવી જ જોઈશે.

જ્યારે કોઈ વ્યક્તિ અગર જૂથ ઉપરથી પોતાના ખ્યાલો લાદવાના પ્રયાસ કરે છે, અથવા કોઈ રાજકીય સંગઠન અગર સરકાર પોતે અસહિષ્ણુ બને છે, ત્યારે મોટા પાયા પર કતલો અને હિંસા ફાટી નીકળે છે.

★

કુટુંબ-પરિવારની પદ્ધતિમાં વર્તમાન યુગને અનુરૂપ ફેરફારો થવા ઘટે. આજનાં છિન્નભિન્ન (વિભાજિત) કુટુંબોની એકાત્મક ઘટક તરીકે પુનર્સ્થાપના કરવી જોઈએ. સમાજનું પાયાનું અને પ્રાથમિક ઘટક વ્યક્તિ નહીં પરિવાર છે. સામાજિક પુનર્જાગૃતિ માટે કુટુંબની દરેક વ્યક્તિ માટે કુટુંબની સહિયારી જવાબદારીનો સ્વીકાર થવો જ રહ્યો. આજ પૂર્વે પરિવારે જ સારા નાગરિકનો ઉછેર કરવામાં માળી-બાગવાન તરીકે કામ આપ્યું છે, એ હકીકત હવે મોટા પાયા પર સાબીત થઈ છે. આ

અતિશય મહત્વનું શિક્ષણ કાર્ય, પાછળના જમાનામાં શાળાઓ અને રાજ્યે છીનવી લીધું છે; કુટુંબને હસ્તક તે પુનર્સ્થાપિત થવું જ રહ્યું,—કુટુંબના એક પ્રમુખ કાર્ય તરીકે

અને, નાના સામાજિક સમૂહના પાયા ઉપર જ, કેવળ આર્થિક રાજકીય જ નહીં, સામાજિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓને પુનર્જીવિત કરી શકાય. આ નાનાં ઘટકો જ ખેતી (મુખ્ય), કારીગીરી, વ્યાપાર, નાના ઉદ્યોગો, મનોરંજન અને કલા તથા શિક્ષણનાં કેન્દ્રો હોવાં જોઈએ.

અને આ નવા સમાજની વફાદારી રાષ્ટ્રની નહીં, પરંતુ વિશ્વ, પ્રદેશ, સમાજ, પરિવાર પ્રત્યે હોવી જોઈએ.

એકવાર અગાઉ સૂચવ્યા મુજબ, શૈક્ષણિક સંસ્થાઓનું નવનિર્માણ થાય, એકવાર નૂતન બુદ્ધિજીવી વર્ગનો જન્મ થાય કે જેથી કરીને માનવજાતની વિશાળ આમજનતાનું માનવીકરણ શક્ય બને તો આપણે સાચી દિશામાં પગલું ભર્યું ગણાશે પરંતુ આપણે જે ધ્યેય સિદ્ધ કરવા માગીએ છીએ તે જોતા, આ પ્રગતિ કાંઈ ધ્યેયની સ્વયમ્સિદ્ધિએ પહોંચાડી દેશે જ એવું નથી. શુભ હેતુઓ અને કઠોર ચિંતનની પાછળ અનુરૂપ કર્મની અખંડ સાધના પણ અનિવાર્ય લેખાવી જોઈએ.

આજની જે સામાજિક, આર્થિક અને રાજદ્વારી સંસ્થાઓ આપણે માથે આર્થિક અન્યાય ઠોકે છે, રાજદ્વારી સ્વાતંત્ર્યની આડે આવે છે, અને સામાજિક કલ્યાણ, સત્ય તથા સૌંદર્યને રૂંધે છે, એવી સંસ્થાઓને આપણે નાબૂદ કરવી પડશે. જે સંસ્થાઓ અપૂર્ણ હોય તેમની પુનર્રચના કરવી પડશે, અને જે સંસ્થાઓ વ્યક્તિઓ તથા સમૂહોની સ્વૈચ્છિક પ્રવૃત્તિઓ માટે જરૂરી હોવા છતાં હયાત જ ન હોય તેવી નવી સંસ્થાઓની સ્થાપના પણ કરવી પડશે.

માનવી કાંઈ કેવળ પશુ નથી એ વાત સાચી છે કે એનામાં પણ બીજાં તમામ પ્રાણીઓની માફક વારસાગત સ્વ-વિસ્તારની સ્વયંસ્ફૂર્ત વૃત્તિઓ રહેલી છે. સ્વ-રક્ષણની વૃત્તિ એની આર્થિક પ્રવૃત્તિમાં અને સ્વ-વિસ્તારની વૃત્તિ જાતીય-પ્રજનન પ્રવૃત્તિમાં પ્રગટ થાય છે પરંતુ સૃષ્ટિની કેટલીક ઉત્ક્રાંતિએ તેને બંને કરતાં વિશેષ ઉચ્ચ કક્ષાની, એક વધુ સ્વયંસ્ફૂર્ત વૃત્તિનું પ્રદાન કરેલું છે—સ્વાભિવ્યક્તિ.

એથી જ તો જે કોઈ રાજદ્વારી સંસ્થા માનવીની સ્વાધીનતા ઉપર પ્રહાર કરનારી હોય, તેને માનવીની પ્રકૃતિને અનુરૂપ એટલે કે માનવીય કહી શકાય જ નહીં. વ્યક્તિની સ્વાભિવ્યક્તિ (સહજ સ્વયંપ્રકટીકરણ) ને માટે અગત્યની ગણાય તેવી પરિસ્થિતિને અને પૂર્વ શરતમાં રજમાત્ર આડરૂપ બને એવી વ્યક્તિગત ડખલ પણ નભાવી લઈ શકાય નહીં—જો આપણે માનવીના સર્વોચ્ચ પૂર્ણ વિકાસની ઝંખના કરતા હોઈએ તો તેને માટેની આ અનિવાર્ય શરત છે.

★

આ દૃષ્ટિએ વિચારતાં નીચે દર્શાવેલા છ રાજદ્વારી સુધારાઓ અનિવાર્ય લેખાવા જોઈએ.

**૧. માનવીના અધિકારો અને કર્તવ્યો :**

દરેક માનવીને કેટલાક જન્મસિદ્ધ અધિકારો છે. દા. ત. જીવનનો અધિકાર, સ્વાતંત્ર્યનો અધિકાર, પોતાની મિલકતનો અધિકાર, એ બધાની રક્ષાનો અધિકાર; તથા એના ઉપર તરાપ મારનારાઓ સામે કાયદાનું રક્ષણ માગવાનો અને નુકસાની મેળવવાનો અધિકાર; મુક્ત વાણી, લેખન અને પ્રકાશનનો અધિકાર, શાંતિમય રીતે ભેગા થવાનો અને અન્યાયો દૂર કરાવવાના માર્ગો શોધવાનો અધિકાર; તથા પોતાના રહેઠાણમાં ગેરકાનૂની રીતે કોઈને (પોલીસને ય) ઘૂસી જઈને તેને તથા તેની માલમિલ્કત કબજે કરનારાથી તેનો બચાવ, કરવાનો અને તેવા પ્રસંગોએ કાનૂની રીતે પોતાના બચાવની પૂરેપૂરી ગોઠવણ કરવાનો અધિકાર

જે કોઈ નિયમ, ઓર્ડિનન્સ, કાયદો, અથવા બંધારણની કલમ, આ ઉપર તરાપ મારતાં હોય, તે બધાને નૈતિક દૃષ્ટિએ અસ્થાને અને મિથ્યા ગણીને તત્કાલ રદબાતલ કરવા જોઈએ. એટલું જ નહીં, જે કોઈ અમલદાર આવા નૈસર્ગિક અધિકારને ગળે ટૂંપો મારવાનો પ્રયાસ કરે, તેને તેની સત્તાના દુરુપયોગ માટે, અને બીજાના અધિકારો છીનવી લેવા માટે અદાલતમાં સજા થવી જોઈએ.

આમ છતાં, હકીકત આ છે કે, કહેવાતી 'લોકશાહી' અને 'કલ્યાણકારી' રાજ્યસત્તાઓ માનવીના નૈસર્ગિક અધિકારો ઉપર પાસવાર તરાપો મારતી જ હોય છે. જેઓ પોતાને 'સમાજવાદી' તરીકે ઓળખાવે છે અને, જેઓ 'પ્રજાકીય લોકશાહી' (પીપલ્સ ડેમોક્રસી) તરીકેનો દાવો કરે છે, તે તમામ એમનાં લક્ષણોએ કરીને, સરમુખત્યાર વૃત્તિ વાળાં હોઈને, તેના હાર્દમાં જ માનવીના જન્મસિદ્ધ અધિકારો પર તરાપ મારવાની વૃત્તિ પડેલ છે.

## ૨ મર્યાદિત સરકાર :

ઉપરના માનવીય અધિકારોની રક્ષા માટે જરૂરી હોય, અને એ અધિકારોને અમલી બનાવવા મદદ રૂપ બને, તેટલી મર્યાદામાં જ સરકારી તંત્રોને હસ્તક સત્તાઓ રહેવી જોઈએ બીજા કોઈ પણ હેતુ માટે, બીજી કોઈ પણ વિશેષ સત્તા ગેરવ્યાજબી જ છે આથી કરીને, જે કોઈ કાર્યો વ્યક્તિગત રીતે અથવા સામૂહિક સ્વરૂપે નાગરિકો કરી શકતાં હોય, તેવાં કાર્યો સરકાર કરવા માંડે, તે કૃત્ય પ્રજાના અધિકારો છીનવી લેવા બરાબર ગણાવું જોઈએ, અને એ પ્રકારના તમામ ધારા-નિયમો આદિ ગેરવ્યાજબી અને મિથ્યા ગણાવા જોઈએ.

## ૩. સ્થાનિક સ્વાયત્તતા

જ્યાં સુધી પ્રાથમિક કક્ષાએ પાયાની રાજદ્વારી સંસ્થા (ગ્રામ, પંચાયત, કમ્યુન, કેન્ટન) સાચા અર્થમાં સ્વાયત્ત ન હોય, ત્યાં સુધી કોઈ પણ સમાજમાં સાચા અર્થમાં પ્રજાના વિશાળ સમૂહો સહકર્તૃત્વની ભાવનાનો અને અધિકારનો અમલ કરી જ ન શકે— અને એ જોતાં એ સમાજ સાચો મુક્ત સમાજ કહી જ ન શકાય એટલે આજની અતિકેન્દ્રિત રાજ્યસત્તા, જે નીચલી સંસ્થાઓને અમુક અધિકારો આપે છે, તેની રચનાનો અંત લાવવો જોઈએ. સત્તાનું અંતિમ સ્થાન પ્રજા જ હોઈ શકે. આ દૃષ્ટિએ આજનાં રાષ્ટ્ર-રાજ્યોમાં રાજકીય સત્તાનું વિકેન્દ્રીકરણ તત્કાલ જરૂરી બની ગયું છે.

## ૪. સમવાય તંત્ર

જ્યાં પ્રજા પોતે પ્રદેશ કરીને રાજ્ય વહીવટમાં સહભાગી બની શકે, તેવા તંત્રને જ લોકશાહી, ગણી શકાય. અનિવાર્ય રીતે આવાં રાજ્ય ઘટકો નાનાં હોવાં જોઈએ. આજનાં તોતિંગ રાજ્યતંત્રોમાં તો પ્રજાનો હિસ્સો નહીં જેવો જ રહી જાય છે. આથી કરીને પ્રજાનાં નાનાં નાનાં ઘટકોના પ્રતિનિધિઓમાંથી સમવાય તંત્ર સર્જવું જોઈએ. આખા રાષ્ટ્રનું યુનિયન નહિ પણ રાષ્ટ્રનાં નાનાં વ્યવસાયી ઘટકોનું સમવાયી રાષ્ટ્ર સગઠન તે જ રીતે ભવિષ્યમાં પણ રાષ્ટ્રીય રાજ્યોનું એક વિશ્વરાજ્ય (યુનિયન) નહીં પણ વિશ્વનાં જુદાં જુદાં રાષ્ટ્રોનાં પ્રાદેશિક સ્વાયત્તતાનાં ઘટકોના આધાર પર રચાયેલ સમવાયી વિશ્વતંત્ર બનવું જોઈશે

એક જમાનામાં—રાષ્ટ્રસંગઠન એક આવશ્યકતા હતી, પરંતુ હવે એનું કાર્ય પૂરું થયું છે. હવે એ ઐતિહાસિક-કાલાતિત વસ્તુ છે. જો હવે વિશ્વે સર્વનાશી યુદ્ધમાંથી બચવું હશે તો, તેણે રાષ્ટ્રથી પર થઈ, નવા જ સ્વરૂપના સમવાયી આંતરરાષ્ટ્રીયની રચના કરવી રહેશે. આ દૃષ્ટિએ વિચારતાં યુનો પણ સર્વથા નિષ્ફળ પ્રયાસ છે આમ આપણે બે મુખ્ય સિદ્ધાંત જોઈ ગયા.

(૧) નીચે સ્વાયત્ત તંત્ર (૨) ઉપર સમવાયી તંત્ર. આ રીતે નીચેના નાના ઘટકથી માંડીને સૌથી ઉપર વિશ્વ સમવાય તંત્રને સુદ્ધાં અમુક મર્યાદિત સત્તાઓ જ હોવાની (જે નીચેનાં ઘટકોના ગજા બહારની હોય, તેટલી જ). કોઈપણ ઘટકને અસીમ અને સર્વોપરી અધિકારો જેવું નહીં હોય. આવું સ્વૈચ્છિક સમવાય તંત્ર દરેક રાષ્ટ્રમાંના પોતાના સીધા સરકારો દ્વારા શાંતિની રક્ષા કરવા સમર્થ બનશે. તેના 'શાંતિ તંત્ર'ને માટે દુનિયાનાં તમામ રાજ્યોનાં દ્વાર ખુલ્લાં રહેશે આ રીતે રાષ્ટ્રની અંતિમ સત્તાને સ્થાને સમવાયી સમાન્તર આંતરરાષ્ટ્રિય સત્તા ઊભી થશે.

## ૫. સ્વનિર્ણયના ધોરણે સંમતિ

વિશ્વના દરેક પ્રદેશની (ઉપરની રીતે 'રાષ્ટ્ર' નહીં પણ પ્રદેશ) પ્રજાની સરકાર ત્યાંની પ્રજાની સંમતિથી જ રચાયેલી હશે

આને માટે પ્રાથમિક ઘટકો નાનાં હોવાં જોઈએ. આવાં નાનાં ઘટકોમાં જ લોકશાહી પાંગરી શકે.

અને વિશ્વસમવાયી તંત્ર એટલું શક્તિશાળી હોવું જોઈએ કે જ્યાં—ક્યાંય માનવીની પ્રાથમિક લોકશાહીનું ખૂન થતું હોય ત્યાં ત્યાંની પ્રજાની સંપૂર્ણ મુક્ત ઇચ્છા અનુસારની, તટસ્થ ટ્રસ્ટીસમી સ્થાયી મુક્ત સરકારની રચના કરવા સમર્થ બને।

૩

આપણે જો આખા વિશ્વને મુક્ત, અને આજના અર્ધ-મુક્ત, રાષ્ટ્રોને પૂર્ણતઃ મુક્ત બનાવવા ઇચ્છતા હોઈએ તો, 'ન્યાયયુક્ત સમાજ' એ આપણું સૂત્ર હોવું જોઈએ, અને નહિ કે 'આર્થિક સમાનતાવાદી સમાજ' ગરીબી દૂર કરવા માટે સૌને આર્થિક રીતે સમાન બનાવી દેવા અનિવાર્ય નથી—એવી આર્થિક સમાનતા લાદવાની જરૂર નથી. ઇતિહાસ તો એવું સૂચવે છે કે—

● જ્યાં રાજકીય અત્યાચાર અને આર્થિક અન્યાય ઓછામાં ઓછાં, તે તે દેશમાં ઉન્નતિ સૌથી વિશેષ છે, અને જ્યાં ઉપરથી સમાનતા લાદવામાં આવી છે ત્યાં તેટલા પ્રમાણમાં, ગરીબી ટકી છે.

સાચું સૂત્ર ન્યાયપરક સમાજનું જ હોઈ શકે. 'ન્યાય' એજ કુદરતનો કાનૂન હોઈ શકે. આર્થિક સમાનતાનો કૃત્રિમ પ્રયાસ માનવીની વૈયક્તિક કર્તૃત્વ શક્તિને જ છૂંદી નાખે છે

કુશળ અને ઝડપી કામદારને અણઘડ અને ધીમા કુલડ કારીગરની સમાન કક્ષાએ મૂકવામાં ઊલટો અન્યાય જ છે.

વર્ષોની સાધના પછી પ્રાપ્ત કરેલ કાબેલિયતવાળા કારીગરને, કોઈપણ પ્રકારની તાલીમ વિનાના કામદાર સાથે સમાન ગણવામાં અન્યાય જ છે અને તેને સરખો બદલો હોઈ શકે જ નહીં

પોતાની આવકનો કરકસરથી ઉપયોગ કરનારને ઉડાઉની સાથે બેસાડી દેવામાં અન્યાય જ છે

ન્યાય એ તો નૈતિક કાનૂન છે.

એમાં દરેક માનવીને સમાન તક મળે એટલું ગૃહિત છે જ છે.

જેમને પૂરતી તક જ મળેલી નથી, તેમના પ્રત્યે ઉદાર ભાવ રાખવો, એ માનવીય ગુણ છે—પરંતુ એ ભાવ વ્યક્તિગત ઐચ્છિક હોઈ શકે—એને કાનૂની બનાવી લાદી શકાયે નહિ

આવા ન્યાયયુક્ત સમાજની રચના માટે નીચે જણાવેલ ૭ મૂળભૂત સંસ્થાઓની પુનર્રચના આવશ્યક છે—

૧. સ્વતંત્ર વ્યક્તિગત ઉદ્યોગોનો અધિકાર હોવો જ જોઈએ આ આર્થિક સ્વતંત્રતા છીનવી લેનારી રાજકીય સ્વાધીનતા હાસ્યાસ્પદ બને છે.

● અલબત્ત, તમામ મજૂરી અને મૂડીનો પૂરો ઉપયોગ થાય, કુદરતી સંપત્તિનો પૂરેપૂરો ઉપયોગ થાય તે માટે સૌને ઉત્તેજન આપવામાં આવે, તથા જે સંપત્તિ પેદા થાય તેની મૂડી અને મજૂરીની વચ્ચે, ઉદ્યોગો અને ખેતીની વચ્ચે, ઉત્પાદનમાં ખપમાં આવેલાં તમામ પરિબળો અને અર્થતંત્રના તમામ વિભાગોમાં—ન્યાય પુરસ્સર વહેંચણી થાય, એ સમાજે જોવું જ રહ્યું.

—એટલે કે સૌને તકની સમાનતા હોવી જોઈએ જ તથા તમામ વિશિષ્ટ અધિકારો, ખાસ રક્ષણનાં નામે ચાલતા બેરો—જકાતો, સબસીડી, લાયસન્સો, અને લિમિટેડ કંપનીઓની 'મર્યાદિત જવાબદારી' વગેરે નાબૂદ થઈ જવા જોઈએ.

—જ્યાંસુધી લુટારુ હરીફાઈને છૂટોદોર રહે, ત્યાં લગી સાચા મુક્ત વેપારીને, કિસાનને સાચું ન્યાયી વળતર મળવાની કોઈ શક્યતા જ નથી.

અહીં જે મુક્ત અર્થતંત્રમાં મુક્ત ઉદ્યોગોની વાત છે, તે કેવળ ખાનગી પ્રકારના જ હોય એવો અભિપ્રાય નથી. બલ્કે ત્રણ પ્રકારના હોવા જરૂરી છે.

(૧) ખાનગી માલિકી (૨) સામૂહિક માલિકી (૩) સહકારી.

જો રાજ્ય તરફથી એક યા બીજાને ખાસ રક્ષણ આપવામાં ન આવે અને ન્યાયયુક્ત સમાજનો આદર્શ નજર સામે રાખીને, વધુમાં વધુ સ્વતંત્રતા અક્ષતામાં આવે, તો ત્રણેનો યોગ્ય વિકાસ થયા વિના ન રહે.

૨. મુક્ત-બજાર

આર્થિક પ્રવૃત્તિઓનું યોગ્ય નિયંત્રણ કરવા માટે તથા કિંમતો ન્યાયયુક્ત રીતે સ્થિર થાય તે માટે, મુક્ત

બજાર ઉત્તમ માર્ગ છે. પરંતુ આવા બજારમાં હરીફાઈનું સ્વરૂપ ભાઈચારાનું હોવું જોઈએ—એટલે કે વ્યવહારમાં વેચનાર અને ખરીદનાર વચ્ચે સહકારભર્યું જ વલણ હોઈ શકે.

● આજની લૂંટફાટિયા હરીફાઈનું સ્થાન સહયોગી હરીફાઈએ લેવું જોઈએ.

### ૩. પરસ્પર સહાય :

અર્થતંત્રમાં બે નહિ ત્રણ સ્વરૂપો ગોઠવેલાં છે (૧) સ્વાભાવિક ખાનગી (૨) ઈજારદારી (૩) સ્વાભાવિક સહકારી—જાહેર.

સ્વાભાવિક ઈજારદારી સ્વરૂપમાં—રેલ્વે, વીજળી તથા ઈતર શક્તિનાં ઉદ્યોગો, પાણી, ગૅસ, ટેલીગ્રાફ, ટેલીફોન, નહેર વગેરે સ્વાભાવિક રીતે જ ગણાવી શકાય.

### ૪. બધા પ્રકારના ભેદ નષ્ટ :

'સરક્ષણ' અને 'જકાતી' વિશિષ્ટ અધિકારો નાબુદ થવા જોઈએ રાષ્ટ્રીય મર્યાદાઓ (જકાત વગેરે માટે) પણ નાબુદ થવી જોઈએ. સરહદોની મર્યાદા માત્ર વ્યવસ્થા પૂરતી જ રહે. જો એક રાષ્ટ્રની અંદર મુક્ત વ્યાપાર સુયોગ્ય છે, તે રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે ય તે સુયોગ્ય બની શકે. તો—

આજના 'મૂડીવાદી' અને 'સમાજવાદી' અર્થતંત્રોને સ્થાને ન્યાયી માનવીય અર્થતંત્ર અસ્તિત્વમાં આવશે.

### ૫. બેંકો સરકારી તાબામાં નહિ, સહકારી પદ્ધતિએ ચાલવી જોઈએ

બેંક એ કાંઈ કમાણીનો ધંધો ન હોઈ શકે, એ તો પ્રજાને સહાયક વ્યવસાય જ હોઈ શકે—હોવો જોઈએ જો મૂડીવાદને કાંઈએ લાંછન લગાડયું હોય, જો મૂડી-અર્થતંત્રમાંથી લોકોની શ્રદ્ધા કાંઈએ ડગાવી દીધી હોય તો તેને માટે ચગડી-બેંકિંગ-પદ્ધતિ જવાબદાર છે.

એ રીતે સરકારે પણ પોતાનાં ખાસ બજેટોની ખૅંચ ઢાંકવામાં બૅંક સગવડોનો બહુ પડે દુરુપયોગ કર્યો છે. આ બધાને કારણે જ ઉદ્યોગોમાં કૃત્રિમ રીતે મંદી તેજી બેકારી અને ફુગાવો, તથા સટ્ટાખોરીને છૂટો દોર મળે છે.

એટલે કે આજે જે સ્વરૂપે મૂડીવાદને આપણે ઓળખીએ છીએ, એ રૂપ તો નાબુદ થવું જ જોઈએ અને એને માટે ચલણ અને શરાફીની સાથે ચેડાં કરનારી બેંકિંગ પદ્ધતિ ધરમૂળથી બદલવી જ રહી

### ૬. જમીનનો ઉપયોગ :

આજે જમીન ઉપર વધારે પડતા મજુરો નિભાવવા પડે છે.—આ રોજગારીવાળી જમીન ઉપર ગુલામીનો તત્કાલ અંત આવવો જોઈએ અને જમીનદારો ખેડૂતોનું જે રીતે શોષણ કરે છે, તેનો ય અંત આવવો જોઈએ

ભૂમિ, જંગલો, તેલ, ખનીજ દ્રવ્યો વગેરે કુદરતની માનવજાતને બક્ષીસ છે. આ બધી સંપત્તિને (ટ્રસ્ટની મિલકત ગણવી જોઈએ; અને નહિ કે પ્રોપર્ટી-ખાનગી મિલકત) અલબત્ત જમીન વ્યક્તિગત રીતે તેને ખેડનારના કબજામાં રહે ને તે કુશળ રીતે ખેડાણ કરતો રહે, એવું હોવું જોઈએ, તો જ તેનો સર્વશ્રેષ્ઠ ઉપયોગ થઈ શકે.

જો આજની મૂડીવાદી ભૂમિ-શોષણની પદ્ધતિની જગાએ ખેડુત માત્રને રાજ્ય હસ્તકના વેઠિયા બનાવનારી કમ્યુનિસ્ટ પદ્ધતિનું-રાષ્ટ્રીયકરણ-સામૂહીકરણ ટાળવું હોય - શિતમાંથી ચૂલમાં પડતા બચી જવું હોય - તો અમેરિકામાં હેન્રી જ્યોર્જે અને ચીનમાં સનયાતસેને સૂચવેલા સિદ્ધાંત પર ભૂમિનું અર્થતંત્ર નવેસરથી રચાવું જોઈએ

### ૭. માલિકીની સ્વતંત્રતા

મુક્ત વિશ્વમા માલિકીના કાનૂનો નવેસરથી ઘડવા પડશે. કેવળ "આ મારું" ને "આ તારું" એવા ભેદોને સ્થાને જુદા પ્રકારના ભેદો પાડવા પડશે. જેમકે (૧) કાનૂની રીતે સ્વતંત્ર ખાનગી મિલકત તરીકે કઈ વસ્તુઓ ગણી શકાય અને (૨) કઈ વસ્તુઓ ટ્રસ્ટ તરીકે વ્યક્તિ યા સમૂહ પાસે રહેવી જોઈએ. એટલે કે 'પ્રોપર્ટી' અને 'ટ્રસ્ટ' વચ્ચે બરાબર યોગ્ય ભેદો પાડવા જોઈએ.

આ રીતની ન્યાયયુક્ત માલિકી વ્યવસ્થા દ્વારા દરેકને પૂરેપૂરી સમાન તકો આપવામાં આવવી જોઈએ

'માલિકી'ની સંજ્ઞા 'ઉત્પાદન'ની સાથે જ સંકળાયેલી છે અને જે ઉત્પન્ન કરેલ નથી તેનો અધિકાર, અને તેમાંથી કમાણી (જમીનનું ભાડું અગર ખનિજની રોયલ્ટીની રકમ) અન્યાયી ગણાવી જોઈએ.

જો આજની સરકારો 'અમર્યાદ' મટી જઈ "મર્યાદિત" બને તો, આજના જેવા જંગી ખર્ચાની જરૂર ન રહે. આજની જેમ મકાન ભાડાં, કરવેરા, જકાતો, સેલ્સટેક્ષ, અને અનેક પ્રકારના વેરાઓની જરૂર ન રહે. આજે તો આ બધા બોજાઓને કારણે મજૂરી અને મૂડી બને રૂંધાય છે

આજે જેને આપણે મુક્ત વિશ્વ (ફ્રીવર્લ્ડ) કહીએ છીએ, તેમાં સિદ્ધાન્તદ-ર્શનનો ખાસો એવો અભાવ — છે. પરંતુ હવે તો, સામ્યવાદી દેશો અને ઈતર ફોજી સરમુખત્યારશાહીવાળા દેશોમાં ય આ પોલાણ— સિદ્ધાંત શૂન્યતા નજરે ચઢે છે આજે તો સર્વત્ર દુનિયા લંગર વિનાની નૌકા જેવી ડામાડોળ પરિસ્થિતિમાં કેં કાઈ ગયેલી જણાય છે. દુનિયાના વિશાળ પ્રદેશમાં હજી ગરીબી, બેકારી અને પગેપગજી સ્થિતિ પ્રવર્તે છે. શોષણ અને ગ્રામવિસ્તારોને ભોગે શહેરી વિસ્તારોનું ભેળણ પાસું દેખાય છે શાહીવાદ અને ફોજીવાદ તથા સ્વતંત્રતાને સર્વથા ઈન્કારનારો સામ્યવાદી સર્વસત્તાવાદ—આ બધાથી પ્રજા ત્રાહી ત્રાહી પોકારી ગઈ છે, એટલું જ નહિ પણ જે દેશોમાં રિદ્ધિસિદ્ધિની વાહ વાહ બોલાય છે, ત્યાં પણ માનવીના આત્માનું જે પ્રકારે અનાત્મીકરણ થઈ રહ્યું છે, તે અનુભવ ઓછો ત્રાસદાયી નથી.

અણુઅણુ રીતે ય, વૈજ્ઞાનિક ક્રાંતિને કારણે, મોટા ભાગની પ્રજા આજ પૂર્વેના જડ સૂત્રવાદને, ધર્મ ધીવૃત્તિને ધાર્મિક અંધશ્રદ્ધાના ઝનૂનને તિલાંજલી આપવા તૈયાર થઈ છે. કેવળ શિકાર ઉપર જ ચરી ખાનારા, રાજકીય ભાષણખોરી ઉપર જ મુસ્તાક રહેનારા, તથા કાવત્રાંમાં અને નિષેધાત્મક ક્રાંતિઓમાં સંપૂર્ણ સત્ય સમાઈ ગયેલું માનનારાઓથી ય પ્રજા ત્રાસી ગઈ છે. અને રાષ્ટ્રવાદને નામે સંકુચિત 'દેશ-વાદ'ને જેઓ ઉત્તેજન આપી રહ્યા છે, એનાથી પણ પ્રજા તંગ આવી ગઈ છે.

પ્રજા કંઈક નૂતન અને તાજગી ભર્યું વાંછે છે.— માનવીના આત્માને યોગ્ય એવો કોઈ અર્થ અને હેતુ આ પુરાણા થાકેલા વિશ્વમાં પ્રાપ્ત થાય એવું ઝંખી રહી છે.

વિક્ટર હ્યુગોએ કહ્યું હતું: વિચાર જેવી વધુ શક્તિ શાળી વસ્તુ બીજી એકેય નથી. અને એનો સમય હવે આવી પહોંચ્યો છે

વ્યાપક—માનવતાવાદ જ આ શૂન્યતા પૂરી શકે. પરંતુ માર્કસવાદ—ભલે પછી એ સર્વસત્તાવાદી સામ્યવાદ હોય કે લોકશાહી સમાજવાદને નામે પ્રચલિત હોય કે રાજ્યવાદી કલ્યાણવાદ હોય, આ બધાં જ એક યા બીજા સ્વરૂપે આજના વૈચારિક શૂન્યને ભરવા માટે પ્રયાસો કરી રહેલ છે. એનો અર્થ જ એ છે કે, મુક્ત વિશ્વમાં માનનારાઓ આમપ્રજાને ગળે ઊતરી શકે, એને ઉત્સાહિત કરી શકે અને તેમનાં દિલ જીતી લઈ શકે, તે પ્રકારના સિદ્ધાન્તો રજુ કરવામાં નિષ્ફળ નિવડ્યા છે. તેઓ તો જે ચાલી રહ્યું છે, એને ન્યાયી ઠેરવતા હોય, તેમ ક્ષમાયાચના કરે છે।

માર્કસવાદે દુનિયાનાં તમામ દૂષણોને નાબૂદ કરીને આ ધરતી પર સ્વર્ગ ઉતારવાનાં વચનો આપ્યાં છે. એનો અર્થ તો એ કે—રાજ્ય એટલે કે સંગઠિત બળ અને બળજબરી દ્વારા સમાજનું શુભ જન્માવી શકાશે. એમનું મુખ્ય સૂત્ર છેઃ "બધી સત્તા રાજ્ય હસ્તક।"

જો એક પછી એક દેશો તેમના આ ધ્યેય અને તેમની પદ્ધતિને અપનાવી લે તો, તેઓ દુનિયાની વ્યથિત માનવજાતને શાંતિ અને આબાદીનું વચન આપે છે. પરંતુ એમનો કાર્યક્રમ તો છે ઉશ્કેરણી, ગુપ્ત પ્રવૃત્તિ, કાવતરાં, અને હિંસક ક્રાંતિનો—તમામ મૂડીવાદીઓનો ઉચ્છેદ, તમામ ખાનગી મિલકતની નાબૂદી (આમાં મધ્યમ વર્ગે અને ખેડૂતે મહેનત અને કરકસરથી ભેગી કરેલ જમીન, મૂડી, ઢોર-ઢાંખર આદિનો પણ સમાવેશ થઈ જ જાય છે।) અને અંતે તમામ વિરોધપક્ષો અને વિરોધી સિદ્ધાન્તો—વિચારોની નાબુદી. અને અનિશ્ચિત સમય સુધી, સત્તાધીશ રહેનાર એક જ રાજકીય પક્ષના પ્રધાનો, નિયોજકો, અને નોકરશાહીના નવા વર્ગના ચરણે સંપૂર્ણ શરણાગતિ। ને છતાં એમનો દાવો તો

એવો છે કે, એમનું સ્વર્ગ વર્ગવિહીન સમાજનું હશે—એટલે કે, એ સમાજ તમામ પ્રકારની અસમાનતાથી મુક્ત હશે, એ સમાજમાં સાર્વત્રિક આબાદી હશે, એ સમાજમાંથી તમામ પ્રકારનાં યુદ્ધો, શાહીવાદી શોષણો સદાને માટે અદૃશ્ય થયાં હશે! નવાઈની વાત તો એ છે કે, કોમ્યુનિસ્ટોએ અંધ ઝનૂન અને વિદગ્ધ વિજ્ઞાનનું મિશ્રણ કરીને દુનિયાને એવું ઠસાવવાનો પ્રયાસ કર્યો છે કે, બળજબરી દ્વારા માનવજાતનું શુભ-કલ્યાણ કરી શકાય છે. તેઓ માનવજાતને એ વાત ભુલાવી દેવા માગે છે કે, બળજબરી અને હિંસા પોતે જ એક એવું અનિષ્ટ છે કે, તે શોષણ રહિત જીવનની સ્થાપના માટે વાપરી શકાય જ નહિ

આવા આ વિદગ્ધ વિજ્ઞાન સામે ટકી રહેવા માટે વિશ્વ પાસે કોઈ બીજો રાહ છે ખરો?

આજે તો એવું જણાય છે કે, એ રાહ એટલે કે જે ચાલે છે તે ચાલવા દેવાનો જ છે! પરંતુ આ રાહ માનવ જાતે ઇન્કારેલો છે, એટલું જ નહિ પણ, માર્કસવાદીઓને આમાંથી જ તો પોતાના પ્રત્યે લોકોને આકર્ષવાની તક મળે છે.

વિચારપૂર્ણ અને સચિંત સ્ત્રીપુરુષો એક ભયંકર મુશ્કેલીમાં મુકાયેલાં છે પરંતુ જો એનો પ્રામાણિક રીતે સામનો થાય તો જ તે દૂર થઈ શકે. આ મુશ્કેલી તો એ કે, શુભ વિશ્વનું ત્વરિત નિર્માણ શક્ય જ નથી, આજે દુનિયા સામે જે અશુભો અને અનિષ્ટો ખડાં છે, તેમની નાબુદી એક તો શું, બે-ચાર પંચવર્ષીય યોજનાઓ દ્વારા પણ શક્ય નથી.

પરંતુ આ વાત તો આપણો અભણ ખેડૂત પણ જાણે છે.

આજે બી વાવો, કાલે ખેડો, પરમ દિવસે મોલ પાકે ને તમે લણણી કરી લો, એ અશક્ય જ છે. એ જાણે છે કે, પહેલાં ભૂમિને ખેડવી પડે, બી વાવીને એને પાણી સીંચવું પડે, મોલ પાકતાં લગી એમાં નીંદામણ કરતા રહેવું પડે. પૂરો વખત લઈને મોલ પાકે છે

સમાજના સર્વસાધારણ પ્રજાજનને એ સમજાવવું અઘરું નથી કે, શુભ સમાજ કંઈ રાતોરાત પેદા થઈ ન શકે, અથવા કેવળ ઇચ્છા કર્યાથી જ તો શુભ જીવન ભોગવી શકાતું નથી. જો આજનાં હયાત અનિષ્ટો દૂર કરવાં હોય તો, અને સ્વતંત્ર ન્યાયી સમાજનું સર્જન કરવું હોય તો, એને સમય લાગશે—એક પેઢી, બે પેઢી, ત્રણ પણ લાગે!

પરંતુ આ પણ તો જ શક્ય બને, જો રજૂ કરવામાં આવેલો કાર્યક્રમ સુયોગ્ય હોય, જો એ આપણી સામાજિક માનવીય ક્ષતિઓનાં મૂળને સ્પર્શતો હોય અને અતિશય ગંભીર સમસ્યાઓ પ્રત્યે, તાત્કાલિક જરૂરિયાત ગણીને ઉપરછલ્લું વલણ અખત્યાર કરવામાં ન આવે તો ને તો જ દરેક વરસે પરિસ્થિતિમાં સુધારો થતો રહેવાનો.

આ પ્રગતિ ગણિતની પદ્ધતિએ નહિ, ભૂમિતિના દરે, ગુણાત્મક અને સામૂહિક સ્વરૂપની થવાની

આ માટે આપણે, દરેક માનવીને ગ્રાહ્ય એવી, એની સહજબુદ્ધિમાં ઊતરે તે રીતે, અને બુદ્ધિશીલ માનવીઓનું ઉત્સાહી સમર્થન મળે તેવી રીતે, પ્રયાસો કરવા રહે છે:

—આપણા કાર્યક્રમો સ્પષ્ટ હોવા જરૂરી છે એ વ્યાપક પણ હોવા જોઈએ; એ સામાને ગળે ઊતરે તે રીતે રજૂ કરવા જોઈએ અને આજના અનિષ્ટોનો બચાવ કરતા હોય તેવી રીતે ક્ષમા યાચનાની વૃત્તિને બદલે સ્પષ્ટ રીતે નિઃસ્વાર્થ વૃત્તિ પ્રગટ કરનારા નેતાઓએ એ કાર્યક્રમના અમલમાં આગેવાની લેવી જોઈએ

આજે જે પ્રકારનો મૂડીવાદ કહેવાતાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં પ્રવર્તે છે, અથવા કહેવાતાં કલ્યાણવાદી રાજ્યોમાં જે પ્રકારનો સમાજવાદ પ્રચલિત છે, અને કહેવાતા "પ્રજાકીય લોકશાહી" દેશોમાં, લોખંડી સળિયા પાછળ જે જાતનો સામ્યવાદ હયાત છે,—આમાંનો એકેય ન્યાયી સમાજ નથી. આજના આ મૂડીવાદ, સમાજવાદ અને સામ્યવાદનું રૂપાંતર સ્વતંત્ર અને ન્યાયી આર્થિક સમાજ રચવામાં જરૂર થઈ શકે—નવા યુગની સામાજિક પુનર્જાગૃતિની એજ અપેક્ષા છે.

પરંતુ આવી ધરમૂળની ક્રાંતિ દરેકે દરેક દેશમાં અમુક સંખ્યામાં સ્ત્રીઓ અને પુરુષોને તેને અનુરૂપ

[ પા. ૧૩ ઉપર ]

# ભારતની લાક્ષણિક એકતા | રસિકલાલ છો. પરીખ

એકતા એટલે શું સમજવું ? સંખ્યાની એકતાનો કે ગણિતની કોઈ બીજા પ્રકારની ભૌતિક એકતાનો અર્થ એમાં અભિપ્રેત નથી એ વગર કહ્યે સમજાય એમ છે. એમાં અનેકોમાં બુદ્ધિએ કલ્પેલી કે ભાવનાએ સ્વીકારેલી એકતાનો અર્થ છે અર્થાત્ એકતા એ એક બુદ્ધિ કે ભાવના છે. હકીકતમાં એ સમાનતાનું ભાન છે અને એ સમાનતાને ભારપૂર્વક જણાવવા-કહેવાની રીત છે, એક ઉપચાર છે, અલંકાર છે. કારણ કે જો વસ્તુ એક જ હોય તો સમાનતાનો વિચાર ઉદ્ભવતો જ નથી; અને બહુ હોય છતાં સર્વાંગ સમાન હોય તો પણ સમાનતા દેખાતી નથી. વસ્તુઓ અને વ્યક્તિઓ ભિન્ન હોય, બહુ હોય, વિવિધ હોય, વળી વિરોધી હોય તો જ સમાનતા શોધવાની બુદ્ધિ થાય કે અનુભવવાની ભાવના થાય. સમાનતાની બુદ્ધિભાવના અસમાનતાની વસ્તુસ્થિતિ માગી લે છે. સમાનતાની ભૂમિકામાં અસમાનતા છે એ કદી ભુલાતું નથી, ભુલાવવું જોઈએ પણ નહિ

કોઈ પ્રજાની સમાનતા વિચારતા હોઈએ ત્યારે ભૂપ્રદેશની, ઇતિહાસની જાતિની સમાનતાની ભોંયમાંથી ઊગેલી આચાર વિચારની, બુદ્ધિની અને ભાવનાની સમાનતા ધ્યાનમાં રાખવાની હોય છે નવી માનવવિદ્યાના તજ્જ્ઞો એને કલ્ચર કે ખેડાણ કહેશે; એના સંસ્કારપુંજની અવસ્થા ધ્યાનમાં લઈ એને સંસ્કૃતિ પણ કહી શકાય સંસ્કૃતિની સમાનતા માનવસમાજને ઐક્યબુદ્ધિ અર્પે છે. પણ આ સમાનતાબુદ્ધિ કે ઐક્યની ભાવના પણ અનેકાત્મકતા અસમાનતા ઉપર નિર્ભર છે

ભારતની સંસ્કૃતિની સમાનતાનો આ નયથી વિચાર કરીએ. કાલિદાસે કહ્યું કે—

अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः।
पूर्वापरौ तोयनिधी वगाह्य स्थितः पृथिव्या इव मानदण्डः ॥

'પૃથ્વીનો આ માનદંડ—હવે તો એ આપણા પુરુષાર્થ અને પરાક્રમનો માનદંડ—ઉત્તરમાં પૂર્વપશ્ચિમે ઊછળતા સાગરોએ ભારતીય સંસ્કૃતિને ભૂભાગીય સળંગપણું—એકત્વ—આપ્યું છે, એમ ભારતનો ભૂગોળવેત્તા કહેશે ઇતિહાસવેત્તા કહેશે કે આ ભૂભાગમાં અનેક જાતિઓ તેમની સંસ્કૃતિઓ સાથે યુગે યુગે આવી આવી સમાઈ ગઈ છે. આ અનેક જાતિઓ ને સળંગ ભૂભાગના સહવાસે અમુક સળંગપણું અને સમાનતા અર્પ્યાં છે, એમ માનવખેડાણનો વૈજ્ઞાનિક કહેશે. સમાનતાનું આ સ્વરૂપ, આ પ્રાકટ્ય ભારતના ઇતિહાસની વિશિષ્ટ દેણગી છે. આ સ્વરૂપ સર્વ તત્ત્વોને દબાવી દઈ—મિથ્યા કરી—નાશ કરી એક તત્ત્વના સર્વોપરિપણાનું નથી વિવિધ રંગોને એક અખિલાઈમાં બતાવતા ઇન્દ્રધનુ જેવું છે, અથવા વાદીને મુખ્ય રાખી વિવિધ સંવાદી સ્વરોને, કુશળતાથી વિસંવાદીને પણ સાચવીને, વણી લેતા રાગ જેવું, અથવા તો દિવસરાત્રિના ભિન્ન ભિન્ન પ્રહરોને અનુરૂપ રાગમાલિકા જેવું છે

## [ ૨ ]

### ભારતીય સંસ્કૃતિનું વિશિષ્ટાદ્વૈત

આ જાતનો સંયોજન કે સંકલન કે સમન્વય ભારતની સંસ્કૃતિનું અનોખું લક્ષણ છે; ભેદાભેદનું, પરિણામિ નિત્યત્વનું, દ્વૈતદ્વૈતનું એ ઉદાહરણ છે; એનું સ્વરૂપ વિશિષ્ટાદ્વૈતનું છે; એમાં સૌને સમાવતો અનેકાન્તવાદ છે. આ લક્ષણ ભારતને ઇતિહાસપ્રાપ્ત છે; ઇતિહાસે એ ધર્મ એને માટે સરજ્યો છે.

હડપ્પા અને મોહે-જો-ડેરોની અને લોથલની રહેણીકરણી દરિયો ખેડતી સાહસિક વેપારવાણિજ્યની અને સુઘડ નગરસંસ્કૃતિ વ્યક્ત કરે છે, ભારતના પશ્ચિમ ભાગમાં. એ સંસ્કૃતિમાં ભળે છે આર્યોની સંસ્કૃતિ—બુદ્ધિના તેજથી ઝગઝગતી भर्गो देवस्य धीमहि નો મન્ત્ર સેવતી. चरैवेति चरैवेति चरन् वै मधु विन्दति ની નીતિને અનુસરતી પરાક્રમશીલ માનવસમુદાયોને માનવસમાજમાં વ્યવસ્થિત કરતી, લોકસંગ્રહના ધ્યેયથી દેવોનું યજન કરતી, આ દેશમાં પ્રચલિત ઊંડાં ચિંતનોમાંથી

વિશાળ બુદ્ધિબળે યજ્ઞમૂલ ધર્મને આધ્યાત્મિક બળરૂપે વિસ્તારી સક્ષાત્કાર કરવા મથતી અને, માનવમનના સૂક્ષ્મતમ, ગંભીરતમ, ઉદાત્ત ભાવો વ્યક્ત કરવા સમર્થ એવી ગીર્વાણ ભાષા બોલતી એવી વૈદિક સંસ્કૃતિ એના ઘડતરમાં ભાગ ભજવી ગયેલી છતાં અલગપણે અસ્તિત્વ સાચવી રાખનાર શ્રમણસંસ્કૃતિએ એમાં મળી ઉપજાવેલી આર્યસંસ્કૃતિ—જાતિ (રેસ) વાચક આર્ય નહિ, પણ સત્ય, અહિંસાદિ ગુણવાચક આર્યસંસ્કૃતિ. આ આર્યસંસ્કૃતિના એક કે બીજા પ્રવાહમાં સમાઈ ગઈ, શક, યવન, પારસિક, હૂણ, ગુર્જર આદિ પ્રજાઓ અને તેમની સંસ્કૃતિઓ. પણ આ બધાને સમાવ્યા તેમની વિશેષતાઓ ભૂંસી નાખીને નહિ, પણ તેમને ઉચિત રૂપાન્તરોમાં સાચવીને.

આ આર્યસંસ્કૃતિએ ધર્મ, અર્થ અને કામનો ત્રિવર્ગ કલ્પી અને તેનાથી ઉર્ધ્વ એવો મોક્ષપુરુષાર્થ જોડી, ચાર પુરુષાર્થની લક્ષ્યપરંપરા કલ્પી; વિવિધ ભૂગભથી આવેલી અને પોતપોતાની પરંપરાગત રહેણીકરણી સાચવવા ઇચ્છતી જાતિઓ, યુદ્ધ—આક્રમણના જય—પરાજયના ભોગ બનેલાં માનવકુળો અને ઉચ્ચ-નીચતી ન છૂટે એવી ભાવનાઓને વ્યવસ્થિત યોજના કે સ્કીમમાં મૂકવા ચાતુર્વર્ણ્ય ઉપજાવ્યું અને માનવજીવન-ની વાસનાઓને અને ભાવનાઓને યથાયોગ્ય અવકાશ આપવા ચાર આશ્રમનું ધોરણ સ્થાપ્યું. આ જે ચાર વર્ણ, ચાર પુરુષાર્થ અને ચાર આશ્રમની સંયોજના તે આર્ય સંસ્કૃતિનું લક્ષણ બની ગયું અને ઇસ્લામના આક્રમણ સુધી સમગ્ર ભારતવાસીઓના આચારવિચાર અને રહેણીકરણીની ભૂમિકા રહી.

ભારતીય સંસ્કૃતિનું આ એક પર્વ. આ સંસ્કૃતિની ભાષા સંસ્કૃત અને પ્રાચીન બોલાતી આર્યભાષામાંથી ઊતરી આવેલી, પણ નેગ્રિટો, ઑસ્ટ્રીક, દ્રાવિડનો પાસ પામેલી કાલાન્તરે અને દેશાન્તરે ઉપજાવેલી પાલી આદિ પ્રાકૃત ભાષાઓ અને એમાંથી અવતરતી અપભ્રંશ ભાષાઓ. ભાષાઓનું આ આર્યકુલ અને બીજું દક્ષિણમાં જીવતું રહેલું દ્રાવિડકુલ — કન્નડ, તામિળ, તેલુગુ, મલયાલમ ઇત્યાદિ; છતાંયે દક્ષિણમાંયે સંસ્કૃત, આદિ ભાષાઓનો વ્યવહાર અને પ્રથા કોઈ પણ રીતે કુંઠિત નહિ.

ભારતીય સંસ્કૃતિના બીજા પર્વનું મંડાણ થયું. ભારતમાં ઇસ્લામના આગમનથી એક અલ્લાહની બંદગી, ઈશ્વરના સર્જેલા માનવોમાં નાતજાતના ભેદ નહિ અને મૂર્તિપરસ્તી નહિ,—આ ભાવનાઓનો જુસ્સો લઈ ઈસ્લામ આવ્યો તેનો સામનો ભારતીય સંસ્કૃતિને કરવાનો આવ્યો, ત્યારે તેના પ્રાણ ઢીલા થઈ ગયા હતા, જુદાં જુદાં તત્ત્વોની પ્રમાણના સાચવવાની શક્તિ એમાંથી જતી રહી હતી અને એમાં ભેદ, અલગપણું, પોતપોતાનો ચોકો અને સંપ્રદાય સાચવી રાખવાની વૃત્તિ—ટૂંકમાં, —સહઅસ્તિત્વને સ્થાને વિઘટન—પ્રવર્તતું હતું જુદાં જુદાં રાજપૂત રાજ્યો અહંકારની મદિરાથી પરસ્પર કલહ કરવામાં જ મહત્તા અને ગૌરવ સમજતાં હતાં. આ પરિસ્થિતિ ઇસ્લામના જુસ્સાભર્યા આક્રમણની ટક્કર ઝીલી શકી નહિ ભારતમાં ઇસ્લામનું રાજકીય આધિ-પત્ય થયું સંખ્યાબંધ ભારતીયો મુસ્લિમ થયા, છતાં વર્ષોની લાંબા સમય સુધી રહેણીકરણી પ્રાચીન સંસ્કૃતિની રહી. પરિણામે ઇસ્લામી સંસ્કૃતિનું પણ પરિવર્તન થયું બીજી બાજુએ જેમણે ઇસ્લામ ન સ્વીકાર્યો તેમની રહેણીકરણીમાં શાસકોની રહેણીકરણી કેટલેક અંશે ઊતરી—પોશાક, ખાનપાન વગેરેમાં; અને એ રીતે ભારતીય સંસ્કૃતિમાં પરિવર્તન થયું તુર્કી, અરબી, ફારસી આદિ ભાષાઓ દાખલ થઈ, અને પ્રાદેશિક આર્યભાષાઓ અને સાહિત્યો ઉપર તેની ઠીક ઠીક અસર થઈ ગુરુ નાનક, કબીર આદિ સંતો પણ એના પરિપાક.

પરંતુ ભારતના જીવનમાં, ભારતીય સંસ્કૃતિમાં ન પચી શક્યું અથવા ભારતીય સંસ્કૃતિ જેમાં પચી ન ગઈ, એવું નવું બળ હવે હયાતીમાં આવ્યું. આનું પણ એ જ પરિણામ આવ્યું કે ભેદ અને અલગપણું સાચવવા વધારે પુરુષાર્થ ખર્ચાવા લાગ્યો.

ભારતીય સંસ્કૃતિનું ત્રીજું પર્વ એ બ્રિટિશ અમ-લનું એણે ભારતને રાજકીય એકત્વ આપ્યું, એ એની મોટી બક્ષિસ પરિણામે અંગ્રેજી રહેણીકરણી દાખલ થઈ, અંગ્રેજી ઢબનું શિક્ષણ આવ્યું, અંગ્રેજી ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિનું પ્રભુત્વ થયું ખ્રિસ્તી ધર્મ ફેલાયો અને અનેક ભારતીઓ ખ્રિસ્તી થયા.

આ પરદેશી અમલમાંથી ભારત મુક્ત થયું, પણ એ પહેલાં પેલા ન પચેલા ભેદએ ઉત્પાત મચાવ્યો અને ભારતના ભાગલા થયા.

• સ્વતંત્ર ભારતની સંસ્કૃતિમાં આ ત્રણ પર્વો છે. પહેલાપર્વમાં અખિલાઈ હતી અને તે જુદાં જુદાં તત્ત્વોને પચાવીને, આત્મસાત્ કરવાને લીધે સિદ્ધ થઈ હતી. બીજા ઇસ્લામના પર્વને અને ત્રીજા પાશ્ચાત્ય–ખ્રિસ્તી પર્વને ભારતીય સંસ્કૃતિ હજી પચાવી શકી નથી.

ઇસ્લામના આગમન સમયે, અને એના તેમ જ બ્રિટિશ અમલ દરમ્યાન જે ભેદવૃત્તિ ઊંડી ઊતરી ગઈ હતી એ ભારતીય સંસ્કૃતિમાં એની પ્રાચીન અસ્પૃશ્યતાની જેમ વણાઈ ગઈ. મુસ્લિમોની અલગ થવાની માગણીએ એ ભેદભાવને બીજી કોમોમાં સારી પેઠે જાગૃત કર્યો અને વધાર્યો.

આ કારણથી જ અત્યારે યુગોની જૂથબંધી સજીવન થઈ છે, અને ભેદમાં અભેદ ઉત્પન્ન કરવાનો કીમિયો આપણા હાથથી ગયો છે. અત્યારે દરેક ભેદ કલહનું કારણ બને છે પ્રદેશભેદ, ભાષાભેદ અને રાજકીય પક્ષભેદ, એ પરસ્પર દ્વેષ કરવા તરફ પ્રેરાય છે, સંકલન પામવા કે સમન્વિત થવા પ્રેરાતા નથી એમાં દોષ ભેદતત્ત્વનો નથી કારણ કે એમાં દ્વેષને જેટલો અવકાશ છે, તેટલો જ પ્રેમ કે અનુરાગને છે આનો માર્ગ તો ભારતીય સંસ્કૃતિ પોતાના પ્રથમ પર્વનું બળ પ્રાપ્ત કરે એમાં જ છે.

આનો ઉપાય, ભેદ અને અભેદના ત્રાજવામાં ભેદ તરફ નમી ગયેલા પલ્લાનો ભાર ઓછો કરી, અભેદના પલ્લાનો ભાર વધારવો કે જેથી ભેદાભેદનું ત્રાજવું સમતોલ રહે. એમાં છે આના પ્રયત્નમાં એક ભૂલ પણ થતી દેખાય છે. એકલા અભેદની બાજુ ઉપર વધારે પડતો ભાર મૂકવા જતાં પ્રતિબળના નિયમથી ભેદનું જોર વધી જાય છે. એટલે આપણા મુત્સદ્દીઓએ આ સંકટમાંથી બચી જવાની કુનેહ બતાવવી રહી.

તાત્પર્ય કે વિભક્ત ભારતને રાજકીય ઐક્ય ઇતિહાસપ્રાપ્ત થયું; એ જ ઇતિહાસે એને અન્તરાત્મામાં સાંસ્કૃતિક સમાનતા આપી. પણ આ સમાનતા વૈવિધ્યને ભૂંસી નાખી એકરંગી બનેલી સમાનતા નથી, એમ પણ ઇતિહાસ કહે છે. આ ઇન્દ્રધનુષ જેવી એકતા આપણને શા માટે અનિષ્ટ હોય? વિવિધ સ્વરોમાંથી ઉપજતો આ રાગ આપણને કેમ ન રુચે? એમાં વિવાદનું અને વિરોધનું–સહ–અનવસ્થાન રૂપ–વિરોધનું; સ્વભાવગત તત્ત્વ હોય તો ન રુચે; પણ એમ માનવાનું કોઈ તાત્ત્વિક કારણ નથી. અનેકત્વ, વૈવિધ્ય, કુદરતપ્રાપ્ત છે, અનિવાર્ય છે. એને અનિષ્ટ બનાવે–હાનિકારક બનાવે, કે ઇષ્ટ અને લાભદાયક બનાવે છે તે એમના સંબંધનું સ્વરૂપ. એ જો દ્વેષનું હોય તો એ વિનાશ કરે છે, રાગનું હોય તો સમૃદ્ધિ અને સંવાદનું પોષક છે; એક જ ભાષા બોલનારા બન્ને પ્રકારના સમુદાયોને આ લાગુ પાડે છે એક જ અંગ્રેજી ભાષા બોલનારા યુનાઇટેડ સ્ટેટસ અને બ્રિટન વચ્ચે યુદ્ધવિગ્રહ થયો, તેમાં કારણ આર્થિક અને રાજકીય સ્વાર્થભેદને લીધે થયેલો દ્વેષ હતો. એક જ ભાષાભાષી યુનાઇટેડ સ્ટેટ્સમાં આંતરવિગ્રહ થયો તેનું કારણ પણ ઉત્તર અને દક્ષિણના ગુલામોને મુક્તિ આપવાનો ભાવનાભેદ. અને આર્થિક અને રાજકીય સ્વાર્થને લઈને કેનેડામાં અંગ્રેજી અને ફ્રેન્ચ બોલનારા માનવ સમુદાયો રાષ્ટ્રભાવથી રહે છે. પણ ખાસ તો –અનેક ભાષાભાષી પ્રજાઓ રશિયામાં રહે છે, તે આર્થિક અને રાજકીય સ્વાર્થની તેમ જ ભાવનાની સમાનતાથી રહે છે, એ મોટું ઉદાહરણ છે. ભારતમાં emotional integration – ભાવનાજન્ય સંકલનની યોજનાઓ દિલ્હીમાં વિચારાતી હતી, ત્યારે ચીનના આક્રમણ સમયે સહજ રીતે ભારતના વિવિધ ભાષાભાષી પ્રદેશમાંથી જે એક પ્રતિકારની ઊર્મિ ઊછળી તે પણ અંતઃસિદ્ધ સમાનતામાંથી ઉદ્ભવી હતી.

અર્થાત્ કે દેશમાં એક ભાષા હોવી કે વિવિધ ભાષા હોવી, એ દેવદત્ત કે દૈવદત્ત,–શાસ્ત્રીય પરિભાષામાં ઇતિહાસદત્ત ઘટના છે. એક કે વિવિધ ભાષા બોલનારાઓમાં દ્વેષનું તત્ત્વ જોર પકડે તો તે તેમનો નાશ કરવાનું છે, સૌહાર્દ, સામંજસ્ય અથવા તો આર્થિક અને રાજકીય સ્વાર્થોની સમાનતાની બુદ્ધિ

કોઈ દૃષ્ટિ જાગતી રહે, જોર પકડે, તો તેમનું ભય છે. ભાષાવૈવિધ્ય પોતે બીજાં વ્યક્તિવૈવિધ્યોની જેમ હાનિકારક કે લાભકારક નથી; દ્વેષના સંબંધથી જોડાયેલાં વૈવિધ્ય હાનિકારક થશે; સમાન સ્વાર્થના રાગથી જોડાયેલાં લાભકારક થશે. અથર્વા ઋષિએ સામંજસ્યનો એક મન્ત્ર યોજ્યો છે. સામંજસ્ય એટલે સમાનકાર્યતા અને અવિદ્વેષ ઋષિ કહે છે:

समानी प्रपा सह वोऽन्नभागः ।
समाने योक्त्रे सह वो युनज्मि ॥ [का. ३ सू. ३०. ६]

સમાન પાણી સહ અન્નભાગ
સાથે તમારો !
જોડું તમોને હું સમાન જોતરે

જેમના 'અંજળ' સાથે છે, એમને એક જોતરે જોડાવાનું હોય; વિદ્વેષ કરી છૂટા પડવાનું ન હોય. અથવા સંવનન કરી સૌને એક ગાંઠે બાંધે છે, કે એક માપમાં મૂકે છે:

सध्रीचीनान् वः संमनसस्कृणो-
म्येकश्नुष्टीन्त्संवननेन सर्वान् । [का. ३ सू. ३० ७]

સમાન ધ્યેયે સહ ચાલનારા
સમાન મનના સૌ એક માપે
કરું તમોને સંવનને થકી હું

અર્થાત્ કે વૈવિધ્યવાળી વ્યક્તિ કે સમુદાયો સંવનન દ્વારા સંધાય—વિદ્વેષ દ્વારા છૂટાં થાય. એટલે અત્યારે ભારતમાં જે બુદ્ધિભેદ આપણને ચિંતા કરાવે એવો છે, અને જેનો ભય સાચો છે તે ભાષાભેદને લીધે નથી પણ રાજદ્વારીઓ —પ્રાન્તપ્રાન્તના જે આર્થિક સ્વાર્થભેદો ઉપજાવે છે, સત્તાલોલુપો જે રાજકીય એષણાઓ ઊભી કરે છે—એમાંથી જે દ્વેષ ઊભો થાય છે તેનો છે તે આપણી નિર્બલતાનું કારણ છે. એમાં ભાષાભેદને પણ દ્વેષ વધારવાનું નિમિત્ત બનાવી શકાય છે છતાં મને એ સ્પષ્ટ દેખાય છે કે, ભાષાભેદ દ્વેષનું કારણ નથી પણ દ્વેષ ભાષાભેદને પોતાનું સાધન બનાવી શકે છે; પણ દ્વેષને તો પોતાનું કામ કરતા એક ભાષા પણ રોકી શકતી નથી એમ ઇતિહાસ કહે છે.

તાત્પર્ય કે ગુજરાત ગુજરાતની ભાષાનું સેવન કરે, તેને વિકસાવે, તેમાં સાહિત્ય સમૃદ્ધ કરવા પ્રયત્ન કરે તો તેમાં ભારતની એકતા જોખમાતી નથી! ગુજરાત ભારતનો એક ભાગ હોવાથી તેના બીજા ભાગોની જેમ પરસ્પર વ્યવહાર માટે નગસિ ઠરાવ જેને સમાન ભાષા કહે છે એવી ભાષા, જેને આજે આપણે હિંદી રૂપે ભાષા કહીએ છીએ તેને પણ સેવવી પડશે. અને એ ગાંધીજીએ જેને હિંદુસ્તાની કહી છે, જેમાં હિંદી–ઉર્દૂ અને બીજી ભારતની ભાષાઓના શબ્દપ્રયોગોને અને લહેકાઓને સ્થાન મળ્યું હશે—તેવી હિંદીને સેવવી પડશે જે ગુજરાતીઓને દુનિયા સાથે વ્યવહાર રાખવાનો હશે તેમણે અંગ્રેજી સેવવી જોઈશે, કારણ કે એ અત્યારે દેશાન્તરોની વ્યાપક ભાષા છે.

## [૩]

## અંગ્રેજી અને સંસ્કૃતના અભ્યાસની આવશ્યકતા

પણ આ તો સામાન્ય વ્યવહાર થયો. ગુજરાતી સાહિત્યે સમૃદ્ધ થવું હશે તો તેની બુદ્ધિએ ઊંધવું પડશે. જગતનાં જ્ઞાનવિજ્ઞાન તેણે પચાવવાં જોઈશે. આ હેતુ ગુજરાતી દ્વારા સર્વ પ્રકારના શિક્ષણથી જ વિપુલતામાં સિદ્ધ થશે, વિપુલતામાં એટલા માટે કે પરભાષા દ્વારા મળેલા શિક્ષણથી પણ એ હેતુ અલ્પપ્રમાણમાં સધાયો છે. પણ ભારતની બીજી ભાષાઓની જેમ ગુજરાતીને પણ નવું જ્ઞાનવિજ્ઞાન સ્વાધીન કરવાનું છે, તે કેમ થશે? આ માટે અંગ્રેજીની આવશ્યકતા છે અને તેથી તેને આવશ્યક શિક્ષણમાં મહત્ત્વના વિષયનું સ્થાન આપવું પડશે, ચાલુ પણ રાખવું પડશે; પણ બોધ ભાષાનું સ્થાન નહિ પણ નવું જ્ઞાન વિજ્ઞાન જે ગુજરાતીમાં પરખાઈને આવેલું નથી તેને ગુજરાતી ભાષા કેવી રીતે વ્યક્ત કરશે? એને માટે ગુજરાતીને બંધ બેસે એવા રૂઢ શબ્દો, સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન કરેલા શબ્દો, ઉપરાંત સર્વ દેશોમાં પ્રચલિત પરિભાષા મૂળમાં કે ઉચ્ચારરૂપાન્તરે ગુજરાતી સ્વીકારશે. શબ્દો પદાર્થો-

ને ચીંધે; પણ જ્ઞાનવિજ્ઞાનનો ભાષાવિષ્કાર કેવળ પદાર્થોમાં ચીંધતા શબ્દોમાં પર્યાપ્ત થતો નથી. પદાર્થોના સંબંધ કલ્પવામાં, સમજવામાં, એ સંબંધોને અલગ રીતે તપાસવામાં, સ્થાપિત ઉત્થાપિત કરવામાં જે વિચારસરણી પ્રવર્તે છે તેનો આવિષ્કાર ગુજરાતી ભાષાએ કેવી રીતે વિવિધ વિષયોમાં કરવો, એ પ્રશ્નની દુષ્કરતા કેટલાકને ગુજરાતી તરછોડાવી અંગ્રેજી તરફ લઈ જાય છે પણ અંગ્રેજીમાં મૂર્ત થયેલી વિચારસરણી આપણે અંગ્રેજીમાં જ દર્શાવી શકીએ, તે પણ જો અંગ્રેજી પાકું હોય તો, નહિ તો 'આ ગૂઢ, સૂક્ષ્મ કે ઉચ્ચ છે' એમ કહી મૌન સેવવું પડે. એટલે અંગ્રેજી દ્વારા સમજેલી વિચારસરણીને ગુજરાતીમાં વ્યક્ત કરવા ખાસ પ્રયત્ન કરવો જોઈએ.

આ કાર્યમાં માતામહી સંસ્કૃતનો આશ્રય લેવો ઉપકારક થાય. ગુજરાતીમાં અત્યારમાં ન હોય એવા પદાર્થોને જણાવવા તે શબ્દભંડોળ પૂરું પાડી શકે; જે પૌત્રી ગુજરાતીમાં સહજભાવે એકરસ થઈ જાય. પણ સંસ્કૃત વાઙ્મયનું સારું જ્ઞાન—કાવ્યનું અને શાસ્ત્રનું જ્ઞાન વિચારસરણીનાં ખોખાંઓ પણ આપી શકે છે જેમાં નવા જ્ઞાનવિજ્ઞાનનો રસ રેડી શકાય; એમાં એ બરાબર ઊતરી પણ શકે. આ રીતે ગુજરાતીનું સામર્થ્ય વધારવાનું મહત્ત્વનું સાધન સંસ્કૃત વાઙ્મયનું જ્ઞાન બને છે.

આમ ગુજરાતીને નવા આકાશમાં ઊડવા અંગ્રેજી અને સંસ્કૃતરૂપી બે પાંખોની મને જરૂર લાગે છે, પણ એ બન્ને પાંખો ગુજરાતી બનશે તો ગુજરાતીને ઉડ્ડયનમાં સાહાય્ય કરશે.

ઉપરાંત જ્ઞાનવિજ્ઞાનની સમૃદ્ધિ માટે, નવી વિચાર-લહરીઓના પરિચય માટે, અને રુચિની કેળવણી માટે અંગ્રેજી વાઙ્મયનો અભ્યાસ પોતા ખાતર પણ કરવો અને ચાલુ રાખવો હિતાવહ છે. તે જ પ્રમાણે ભારતીય સંસ્કૃતિના પ્રત્યક્ષ પરિચય માટે, તેમાંથી મળતી પ્રેરણા માટે, તેમાંથી સ્ફુરતા નવા [illegible], કાવ્ય અને કલાની [illegible] આ[illegible] દર્શન માટે સંસ્કૃ[illegible]

[ ૪ ]

## ભારતનાં બીજાં પ્રાદેશિક ભાષાંઓ, સાહિત્ય તથા પશ્ચિમનાં અંગ્રેજી ઉપરાંતનાં ભાષાસાહિત્ય

પણ અભ્યાસ દ્વારા મેળવવાની સમૃદ્ધિ આ બેમાં પર્યાપ્ત બની નથી. આપણા ભારતની બીજી ભાષાઓ—બંગાળી, મરાઠી અને હિન્દી તેમ જ કન્નડ, તેલુગુ, તામિલ અને મલયાલમના વાઙ્મયોનું સેવન અને તેમાંથી મળતી પ્રેરણા ગુજરાતીના પ્રાણ અને પોષણમાં વૃદ્ધિ કરનારાં છે

ભારતની બહાર એશિયાખંડના બીજા દેશોના વાઙ્મયોનો અભ્યાસ કરનાર વર્ગ ગુજરાતી સાહિત્યકારોમાં ઊભો થવો જોઈશે.

પણ પશ્ચિમમાં ઊગેલા જ્ઞાનસૂર્યને આજે આપણે જે અહોભાવથી ચર્ચીએ છીએ તેનાં વિવિધ કિરણો અંગ્રેજીમાં સમાવી શકાતાં નથી. ફ્રેન્ચ, જર્મન અને ઇટાલિયન, ગોગોલ, ટર્જિનફ, ડોસ્ટોવિસ્કિ, ટોલ્સ્ટોય, ચેકોફ, આદિની રશિયન અને ઇબ્સનની નોર્વેજિઅન આદિ ભાષાઓનાં વાઙ્મય સમૃદ્ધ છે. અંગ્રેજીમાં નથી એવું એમનાં વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને કાવ્ય, નાટક નવલકથાદિનાં સાહિત્યમાં છે, તે અંગ્રેજી અનુવાદો ઉપરથી પણ આપણે કલ્પી શકીએ છીએ. અને યુરોપી સંસ્કૃતિની માતાઓ ગ્રીક અને લેટીનના વાઙ્મયનો અભ્યાસ તો સંસ્કૃતથી વધારે નહિ તો પણ એટલો જ તર્પક અને પ્રેરણાદાયક થાય એવો છે.

આ બધો અભ્યાસ બધા જ કરે એવું વિવક્ષિત નથી એમ કહેવાની જરૂર છે? પણ એટલું તો જરૂર વિવક્ષિત છે કે, ગુજરાતમાં આ બધો અભ્યાસ અનેક વ્યક્તિઓ અને વર્ગો કરતા હશે, અને એમ થશે તો ગુજરાતી સાહિત્યમાં કોઈ અપૂર્વ પ્રાણપ્રતિષ્ઠા થશે એ વિવક્ષિત છે

હાલમાં યુરોપીય સાહિત્યોના ગુજરાતી અનુવાદો અંગ્રેજીમાંથી થાય છે તે પહેલી પૂણી તરીકે ઠીક છે, પણ ખરું રહસ્ય તો તે તે મૂળ ભાષાઓમાંથી અનુવાદો થાય ત્યારે જ પમાય.

ગુજરાતી સાહિત્ય પરિષદે એની કારકીર્દિમાં ગુજરાતી [illegible]ની પ્રાણપ્રતિષ્ઠાની કાળજી રાખી છે

[ પા. ૩૦ ઉપર ]

# નટની સાધના | જયશંકર ભોજક ('સુંદરી')

૧

કવિનો કહેતાં નાટ્યલેખકનો અને નટનો શો સંબંધ? તેમ જ કાવ્ય કે સાહિત્ય નાટ્યમાં કેમ રૂપાન્તર પામે તે અંગે મારો અનુભવ જણાવું.

એક રીતે આંગિક અભિનય એ મૂગી ભાષા છે વૈખરી જ્યાં અટકે છે અને ભાવને પ્રગટ કરવામાં અસમર્થ નીવડે છે, ત્યાં આ મૂંગી ભાષા મદદ દઈને કાર્ય સાધી આપે છે જ્યાં અંતરના ભાવો સંકુલ હોય છે, વાણીથી કહેતાં એક અગર બીજો ભાવ અસ્પષ્ટ થઈ જતો હોય છે, ત્યાં આ મૂગી ભાષા જ અસરકારક નીવડે છે. આપણા અંતરમાં થતા રાગદ્વેષ, ઈર્ષા, ક્રોધ, ભય, જુગુપ્સા વખતે આપણી બાહ્ય ઇંદ્રિયો—હાથ, પગ, નેત્ર, મુખ, કપાળ, નાસિકા વગેરે પણ કંઈક ને કંઈક પલટાઓ લે છે, આંતર ઇન્દ્રિયોમાં પણ સ્વેદ, ઉત્કંપ, નિશ્વાસ, રુદન, મૂર્છા અને મૃત્યુ વગેરે પલટાઓ આવે છે આમ જ્યાં જ્યાં શરીર છે, સુખદુઃખ છે, વાણી અને વિચાર છે, બુદ્ધિ અને તર્ક છે, ભાવો અને એના મિશ્ર સ્વરૂપો છે, ત્યાં ત્યાં દરેક વખતે આ મૂંગી ભાષા પણ સાથે રહે છે. વિચારનાં બલાબલ અને ગુરુતા-લઘુતાનાં પ્રમાણો પણ આ મૂગી ભાષા વડે જ અંકાય છે વળી ભાષાના ઉચ્ચાર સાથે અવાજના આરોહ-અવરોહ અને લાગણીઓનું પૂર કે તેના છીછરાપણાનું પ્રમાણ તે સમજાવે છે. પણ આ સર્વમાં સૌથી વધારે મહત્ત્વ કોઈનું પણ હોય તો તે આંખોનું છે આંખો એ અંતરનો અરીસો છે—એ વચન અભિનયકારની આંખોને સૌથી વધારે લાગુ પડે છે.

એટલે કવિનો—નાટક લેખકનો કોઈ પણ ખરેખરો સંદેશવાહક હોય તો તે અભિનયકાર છે. તેનું કર્તવ્ય લેખકના સંદેશને જેમનો તેમ પ્રેક્ષકના અંતસ્તલ સુધી પહોંચાડવાનું છે. દૂત ચતુર, રાજનીતિકુશળ અને કર્તવ્યપરાયણ હોવો જોઈએ. રાજનીતિમાં વર્ણવેલ દૂત માટેનું આ વચન લેખકના દૂતને પણ લાગુ પડે છે, નહીં તો વફાદારીથી સંદેશો પહોંચાડવાને બદલે તે વિપર્યાસ જ કરી મૂકે. આ વાત વધુ સ્પષ્ટ કરવા એક બીજી ઉપમા આપું. લેખક અને અભિનયકારનો સંબંધ સૉલિસિટર અને બૅરિસ્ટર જેવો છે. એક સૉલિસિટર કેસના મુદ્દાઓ શોધી કાઢી ઝીણામાં ઝીણી વિગતની નોંધ લઈ અસંદિગ્ધ રીતે બ્રીફ તૈયાર કરે છે, ત્યારે બીજો—બૅરિસ્ટર—પણ કાયદાશાસ્ત્રનો એટલો રસિયો છે વિશેષમાં તે દયા, પ્રેમ, ઉદારતા, ન્યાય, દલીલ, હાસ્ય ઇત્યાદિનો આવિર્ભાવ આણી, હાવભાવ અને અવાજના ફેરફાર સહિત, કેસને જાણે કે નવેસરથી રજૂ કરી પોતાની દલીલો કરે છે કેસ જીતવા માટે સૉલિસિટરના એક મુદ્દાને તે છોડી દેતો નથી, છતાં પણ કેસને જીતવા આવશ્યક એવા સુધારાવધારા તે કરે જ છે, નવો પ્રસંગ ઊભો થતાં ક્યારેક આનુષંગિક ઉમેરણ પણ કરે છે અને દલીલથી ન્યાયમૂર્તિ સામે આંખો રાખી પરિણામના તર્કો કરે છે કેસ ન જીતાય ત્યાં સુધી તે તલ્લીનતાનો ભંગ થવા દેતો નથી. આ ઉપરથી સમજી શકાશે કે આખી રંગભૂમિની સંસ્થામાં જો કોઈ મૂળભૂત અને જવાબદાર વ્યક્તિ હોય તો તે લેખક છે અને બીજી મહત્ત્વની વ્યક્તિ તેને રજૂ કરનાર નટ છે આની આજુબાજુ જ, તેઓને અનુરૂપ ચિત્રકાર, સંગીતકાર અને બીજા બધા ગોઠવાઈ જાય છે અને એક જ ઉદ્દેશને મદદ કરી આગળ વધે છે

૨

પરંતુ આ ઉપરથી એમ નથી સમજવાનું કે કલાકાર તરીકે અભિનયકાર પરતંત્ર કે પરાધીન છે અને તેની કલા લેખકની દાસ્ય કલા છે, અગર તો તે છાયા માત્ર છે, કે અભિનયનો મર્મ ગમે તેને શીખવ્યો શીખવી શકાય છે કે અભિનયકારને લેખક કે નિર્માતા ઉત્પન્ન કરી શકે છે જેટલે અંશે કવિઓ ઉત્પન્ન કરી શકાતા નથી પણ તેઓ જન્મે છે, એમ કહેવાય છે, તેટલે

એ ને બીજી બધી કલાઓના કવિઓ માટે પણ કહેવાનું ઘટે છે. અભિનયને માટે તો ખાસ. મૂળે પ્રતિભા હોય તો જ તાલીમ તેને સંસ્કારી શકે. પ્રતિભારહિતને આપેલી એકલી તાલીમ જડસુઓ જન્માવે છે. આની આ જ વાત કાવ્ય, સંગીત કે ચિત્રને પણ લાગુ પડે છે

લેખક પોતાની અનુભવસૃષ્ટિમાંથી એક નવી સૃષ્ટિ રચે છે. અનુભવનો આઘાત એની મુગ્ધદૃષ્ટિને આંદોલિત કરી સમસ્યાઓ (પ્રૉબ્લેમ) સરજાવે છે. લેખકના અનુભવો, અવલોકનો અને વાચનના સંસ્કારો જ આ 'પ્રૉબ્લેમ'ને જન્મ આપનાર બીજ છે. આની ઉપર હૃદયના રસથી પોષાયેલી શબ્દસૃષ્ટિ તે સર્જે છે. કુદરતની પાસેથી જ તેના નિયમો તે લઈ લે છે. વિચારની, વિકારની, સ્વભાવની અને તેના પલટાઓની, પરિણામની અને પાત્રોના ન્યાયની કુદરતી હદને તે અનુસરે છે. પ્રત્યેક પાત્ર તે પોતે જ હોય છે. પાત્રનાં સુખદુઃખ, આશા-નિરાશા તે જાતે જ ભોગવતો હોય છે કલ્પિત પાત્રોનાં આંસુઓમાં તે પોતે પણ આંસુ સારે છે અને હસતાં હસે છે, ખૂનીઓ સાથે ખૂન કરે છે, ગાંડા સાથે તેવો બની એકાદ ઓરડામાં તે નાચતો હોય છે. પણ શબ્દમાં ઉતારેલી પોતાની સૃષ્ટિને અભિનયકારને હવાલે કરીને તે પોતે મોકળો થઈ જાય છે.

અહીંથી જ અભિનયકારની ખરી જવાબદારી ઊભી થાય છે અભિનયકાર લેખકની સર્જેલી સૃષ્ટિને પોતાની રીતે નવેસરથી સર્જે છે. તે આખું શબ્દચિત્ર સળંગ રીતે વાંચી લે છે, અગર સાંભળી લે છે. લેખકના ઉપદેશને મરડ્યા વિના પોતાની ભૂમિકાને તે ઓળખવા મથે છે. આજસુધી ભજવેલી ભૂમિકાઓથી આ નવી ભૂમિકાની વિશેષતા શી છે, અગર ભિન્નતા શી છે, તે સમજી લે છે. પોતાના પાત્રનાં આશા–નિરાશા, સુખ–દુઃખ, લાગણીઓની ભરતી–ઓટ અંત, પરિણામ –એ બધાં સાથે તે તન્મય થાય છે. પાત્રના પ્રત્યેક વાક્યને તે વારંવાર ઉચ્ચારે છે, એક કાનો–માત્ર કે હ્રસ્વ–દીર્ઘ સુદ્ધાં તે છોડતો નથી. આમ ઉચ્ચાર્યે જતાં તેને અનેક નવા નવા વાક્યસંબંધો જણાય છે, નવા નવા અર્થો જડે છે. વાક્યના જુદા જુદા અક્ષરો ઉપર વજન મૂકી જોતાં અર્થોની માત્રામાં થતા ફેરફાર તેને સમજાય છે અને તેમાંથી લેખકનું અભિપ્રેત શું છે, તે તે બરાબર સમજી લે છે. ને તેમાં તદ્રૂપ બને છે અને પોતાના પાત્રની જાતમાત ઓળખી લે છે. તે પાત્ર જ તેના કાનમાં બધો ભેદ ખોલી દે છે. પાત્રને શી રીતે ભજવવું તે પણ પાત્ર જ તેને શીખવે છે આ શિક્ષણ કદી ભુલાતું નથી અને બીજાઓથી શીખવી પણ શકાતું નથી.

હવે તે રંગમંચ ઉપર તાલીમ માટે જાય છે અને ક્યાંથી પ્રવેશવું, ક્યાં જવું, અવાજના આરોહ અને અવરોહ કેટલા પ્રમાણમાં રાખવા, વિકારોના ચઢાવ અને ઉતારને કઈ શ્રેણીમાં ગોઠવવા, ક્યાં ઊભવું, ક્યાં હટવું, ક્યાં પડવું અને ક્યાં જવું તે, તે નક્કી કરી લે છે. હાથપગનાં હલનચલન કરતાં મુખનું રેખાદર્શન તે જ ખરી કારીગરી છે. વળી, ભાવમાત્ર આંખોમાં આણવા અને તેવી આંખો સામા પાત્રમાં જોડવી એ કારીગરીનો શિરોભાગ છે. ખરેખર તાલીમમાં કોઈ મહેનત હોય તો તે આ જ છે ખરો અભિનયકાર તાલીમમાં કદી પણ બેદરકાર રહેતો નથી હાથનું કોઈપણ સંચલન, અંગનો કોઈપણ મરોડ, પગનું, આંખનું કોઈપણ સંચલન, ગરદનનો કોઈપણ મરડાટ વિરૂપ, કદરૂપો કે બેડોળ ન થવો જોઈએ અને અવાજનું કોઈપણ ઉચ્ચારણ કર્કશ કે કર્ણકટુ ન થવું જોઈએ તે એટલા ઊંચા સ્વરે પણ ન ઉચ્ચારવું જોઈએ કે જેથી મુખ ઉપરની રેખાઓ નષ્ટભ્રષ્ટ થઈ જાય અને વિરસતા ઉત્પન્ન કરે. અરે! વધુ તો શું, મરણ સુદ્ધાં બેડોળ, કદરૂપું ન ભજવાય, એ અભિનયકારની સૌંદર્યવૃત્તિ, સુઘડતા અને ચતુરાઈ પર અવલંબે છે

આવી રીતે લેખકની સૃષ્ટિને નવેસરથી સરજી અભિનયકાર રંગમંચ ઉપર ઉપસ્થિત થાય છે.

ઊતરતાં પહેલાં પ્રત્યેક દશ્યનાં પાત્રો તેની ભૂમિકા માટે શું બોલે છે, તેને કેવોક ગણે છે, તેને સાંભળી લઈ એ બધું પોતાને જ ઉદ્દેશીને બોલાયું હોય તેવી લાગણીઓ તે ઉત્પન્ન કરે છે. પોતાના પહેલા જ વાક્યને કે ગીતને તે આલોચતો હોય છે. તેની અસરની તકેદી-

નતામાં તે પ્રવેશે છે ત્યારે લોકો પણ તેના પાત્રને ઓળખી લે છે. આમ વગર બોલ્યે જ પાત્રની ઓળખાણ પડી જતાં પોતાની ભૂમિકાનો અર્ધો વિજય થઈ ચૂક્યો છે એમ તે માને છે.

પ્રવેશ્યા પછી તે પ્રથમ પોતાની ભૂમિકાના સ્વભાવના બીજ વેરશે. સ્વભાવ એકધારો રહેતો હોય તો તો ઠીક, નહીં તો પલટાતા સ્વભાવના બીજની ઓરણી પણ તે શરૂઆતથી જ કરશે, અને તે છોડરૂપે ઊગે ત્યાં સુધી કોઈ કર્મનું નિદર્શન કરાવ્યે જશે. પોતાનાં ચિંતન, અનુભવ, આકાંક્ષા, તલસાટ, અસંતોષ, ઈર્ષા, અને પ્રસન્નતાના શુભ અનુભવો પાસેથી મદદ લઈ પાત્રના તે તે ભાવો સાથે સમરસ કરશે પોતાનાં ભાવોના તલસાટના અને આકાંક્ષાઓના પ્રદર્શન માટે તે ભૂમિકાને સાધન બનાવશે અને પોતે પોતાનામાં જ તલ્લીન થઈ આગળ વધ્યે જશે આવી તન્મયતામાં તેને દેહભાન નહીં હોય; પોતાપણાની સ્મૃતિ આછી અને પાતળી પડી જશે; માત્ર પોતે જ ઉપજાવેલા ક્રમને અમલમાં મૂકવા પૂરતી જ સ્મૃતિ અવશેષ રહેશે. તે ઉત્તરોત્તર રોમાંચ, પ્રસ્વેદ, ઉત્કમ્પ, નિશ્વાસ, અને અશ્રુનો અનુભવ કરતો જશે. તેની શિરાઓ, તેનું મસ્તક, તેની આંખો અને તેનું હૃદય વિકારના ઊભરામાંથી ફાટુ ફાટુ થઈ જશે, અને પરિણામે તેના સમગ્ર દેહમાં વિકાર, વિકાર ને વિકાર જ છવાઈ જશે. માત્ર અંતરના ઊંડાણના કોઈ એક અસ્પષ્ટ ખૂણા ઉપર છુપાઈ રહી પોતે ઉપજાવેલ ક્રમને અમલમાં મૂકતો, અને પોતાની કલાનો થતો વિજય નિહાળી ગર્વથી ફુલાતો, તે અગાધ જળમાં જળથી ભરેલા કાચના પ્યાલા જેવો—કાંઈક છું અને કંઈક નથી જેવો—અદૃશ્ય થઈ જશે, કોઈ સર્વમયતામાં વિલીન થઈ જશે.

આવી રીતે પ્રેમકલા સર્જનને નવેસર સૃજી અભિનયકાર પોતાનું કૃતકાર્ય અગર તો એડવોકેટની જેમ પોતાનો કેસ એ તલ્લીનતાપૂર્વક પૂરો કરશે.

૩

અહીં એક નવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. નટની તલ્લીનતાનો અર્થ શો? નટ પોતાના પાત્ર સાથે તન્મય થઈ જાય; એ એનો સાદોસીધો અર્થ છે: નાટ્યકલાના અનુભવ પરથી એમ કહી શકાય કે નટ જેટલે અંશે આવું તાદાત્મ્ય સાધે તેટલે અંશે જ તે સફળ અભિનય કરી શકે. આ તન્મયતાનો બીજો પણ એક અર્થ થાય. વાસ્તવિક જગત જેવું છે અર્થાત્ જગતમાં જે વાસ્તવિક બનાવો બને છે એવી વાસ્તવિકતા રંગમંચ ઉપર ખડી કરવી. અંગ્રેજોમાં જે વાદ રિયાલિઝમ (Realism)ને નામે કહેવાય છે, એનો પણ કંઈક આવો જ અર્થ કરીએ તો?—અર્થાત, કલામાં વાસ્તવિકતા ઊભી કરવા જઈએ તો વિપરીત પરિણામો આવે. રંગમંચ ઉપરનો રાજા કદાચ થોડીક વાર પછી રાજા મટી જાય, પણ રંગમંચ ઉપરનો ખૂની જો સાચું ખૂન કરી નાખે, કે સાચી આગ લગાડી દે, કે ખરેખર બેશુદ્ધ થઈ જાય, કે ગાંડો થઈ જાય તો? એવી વાસ્તવિકતા સાધવી એ કોઈપણ કલાનું કે અભિનય કલાનું પણ ધ્યેય ન હોઈ શકે કલાની વાસ્તવિકતામાં 'જાણે કે' એ શબ્દો હંમેશાં અધ્યાહાર રહેવાના જ, 'જાણે કે ખૂન', 'જાણે કે રાજા', 'જાણે કે પ્રેમ' ઇત્યાદિ પણ આવું 'જાણે કે'નું વાસ્તવિકપણું ઊભું કરવાને માટે પણ તલ્લીનતાની જરૂર છે.

ભોજરાજાના સભાપંડિત ધનંજયે નાટ્યની વ્યાખ્યા આવી આપી છે 'अवस्थानुकृतिर्नाटयम्'. આ અનુકૃતિનો અર્થ અસલની નકલ અથવા અસલને ઊભું કરવું એવો અર્થ નથી ભરતને સંમત કે નથી ધનંજયને સંમત. અવસ્થાની અનુકૃતિનો ધનંજયનો અર્થ અવસ્થા સાથે-અર્થાત્ ભાવાવસ્થા સાથે તાદાત્મ્ય સાધવું તે છે, અને એ તાદાત્મ્ય સાધવાનું સાધન છે ચાર પ્રકારનો અભિનય: વાચિક, આંગિક, સાત્વિક અને આહાર્ય.

આવું તાદાત્મ્ય સાધવા માટે અભિનેતાની મનોભૂ ચપલ અને રસગ્રાહી હોવી જોઈએ, તેની અભીપ્સા તીવ્ર અને સબળ હોવી જોઈએ અને તે સર્વનું એકીકરણ કરતાં તેને આવડવું જોઈએ. જીવનમાં કોઈપણ વસ્તુના તલસાટનો સર્વાંશે નહીં તો અલ્પાંશે અનુભવ હોવો જોઈએ. તેનો તલસાટ જ તેને પોતાની ભૂમિકામાં ઊંડો ઉતારે છે. ઊંડો ઊતરનાર જ

તદાત્મ્ય પામે છે; અને તાદાત્મ્યે પામવું તે જ દેહભાન ભૂલવું એ છે. બેશક, દેહભાન ભૂલીને તે જડવત્ તો નથી જ બની જતો, અગર 'હું ગાય, ઘોડો કે હાથી છું. એવું વિપરીત જ્ઞાન પણ તેને થતું નથી, પરંતુ તેનું 'સ્વ'નું ભાન પાતળું પડી જાય છે અને પોતાના સંસારને વીસરી, તે ભૂમિકાના સંસારમાં પ્રવેશી અલેપવત્ બને છે, તે તદ્દન ખરું છે. એને જ રસ-નિષ્પત્તિ કહો અગર ગમે તે નામ આપો; પરંતુ ભજવનાર, લેખક અને પ્રેક્ષક એ ત્રણેયના ભાવો ભિન્ન ન રહેતાં એક થઈ જાય એ દીવા જેવી વાત છે.

[ પા. ૨૬નું ચાલુ ]

અને ભારતની અભિલાષાના ભંગના ભયાભાસથી ભરમાયા વિના એકાદ અપવાદ સિવાય એના ઉત્કર્ષના મહત્ત્વના એક સાધન ઉપર ધ્યાન રાખ્યા જ કર્યું છે: ગુજરાતીને ઉચ્ચ શિક્ષણનું વાહન બનાવવું, અંગ્રેજી અને સંસ્કૃતના પ્રવાહો જીવતા રાખવા અને વિવિધ વાઙ્મયોના સેવન દ્વારા એને સમૃદ્ધ રાખવું.

[૫]

ત્રણ દ્વન્દ્વોની ક્રિયા-પ્રતિક્રિયા

સાહિત્ય પરિષદના આત્માનો આવિષ્કાર કેવી રીતે થતો જાય છે, એના અભ્યાસમાં આ ત્રણ દ્વન્દ્વો ક્રિયા—પ્રતિક્રિયા કરી રહ્યા છે: (૧) નવશિક્ષિત સાહિત્યકારની લોકજીવનથી પડેલી તડ, (૨) ગુજરાતી અને હિન્દીનું દ્વન્દ્વ અને (૩) સાહિત્યના ઉત્કર્ષ માટે સર્વકક્ષાના શિક્ષણનું વાહન ગુજરાતી અથવા અંગ્રેજી કે હિન્દી. ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ થાય એ રીતે, ત્રણે દ્વન્દ્વોનાં એણે યથાયોગ્ય—સમયોચિત નિરાકરણો કરી પોતાનું અસ્તિત્વ સહેતુક બનાવ્યું છે. *

* ગુજરાતી સાહિત્ય પરિષદ : ૨૨ મા અધિવેશન પ્રસંગે પ્રમુખ તરીકે આપેલા વ્યાખ્યાનમાંથી.

## ૧ : પુગવાશ પરિષદ :

### મૂઠીભર વિજ્ઞાનીઓના ચિંતન–પુરુષાર્થનું અસાધારણ ફળ

બીજા વિશ્વયુદ્ધ પછી, અને તેમાંય હાઈડ્રોજનના બૉમ્બની શોધ પછી, દુનિયા જે અપૂર્વ ભય અને ફરોફરી વચ્ચે ફેંકાઈ ગઈ હતી તેનો ફિકર રાજદ્વારી પુરુષો અને રાજ્યકર્તાઓ ઉપર છોડી દેવામાં કશું જ ડહાપણ નથી, એ વાત "સમજતાં" દુનિયાના ચિંતકો અને વિજ્ઞાનીઓને વાર ન હતી લાગી. તેમાંય દુનિયાના અનેક વિજ્ઞાનીઓનો અંતર-આત્મા એ વાતથી ડંખી રહ્યો હતો કે તેમના જ હાથે થયેલાં સંશોધનોનું અણુકલ્પ્યું ભયંકર પરિણામ આવ્યું હતું. એમનામાંના અગ્રણી જાગ્રતાત્માઓ – આઈન્સ્ટાઈન તથા બર્ટ્રાન્ડ રસેલે ૧૯૫૩ ની સાલમાં અસાધારણ હિંમત અને દૂરંદેશીભર્યું" કદમ ઉઠાવ્યું. આ કદમ તે કેનેડામાં પુગવૉશની અંદર આવેલા સાયરસ ઇટનમાં થોડાક વિજ્ઞાનીઓની અનૌપચારિક મિત્રમંડળી ભેગી થઈ અને શું થઈ શકે એ વિષે વિચાર કરતી થઈ. તેમને ભાવિ યુદ્ધની સમસ્યા રાજકીય હેતુઓના જ નહિ, નૈતિક આદર્શોના નિયંત્રણોથી યે પર ચાલી ગયેલી સમજાઈ; છતાં, આ ભડવીરોએ હામ ગુમાવ્યા વિના, કશી જ મોટી ધારણાઓ અને મોટા દાવાઓ વિના, તેમના સ્વધર્મને વફાદાર રહી, નમ્રપણે કાર્યારંભ કરી દીધો.

આ વાતને એક દાયકો પૂરો થયો છે. દરમ્યાનમાં ૧૨ પુગવાશ–પરિષદો મળી ચૂકી છે. છેલ્લી ૧૨ મી પરિષદ ભારતમાં ૧૯૬૪ના ફેબ્રુઆરીમાં ઉદેપુર ખાતે મળી હતી.

આ એક દાયકા દરમ્યાન મુખ્યત્વે અમેરિકા, બ્રિટન અને સોવિયેતના વિજ્ઞાનીઓ વચ્ચે એક અજબ આત્મવિશ્વાસ પ્રગટ્યો છે એમને એ વાતની હિંમત આવી છે કે આજના યુગમાં ભલે સર્વસત્તાનું કેન્દ્ર રાજકારણ અને રાજદ્વારી સત્તા હોય છતાં, માનવીની જાગ્રતિનો ફાળો અનેક ગણો વધી રહ્યો છે, શક્યતાઓ વધી રહી છે.

*

આ પરિષદ સમક્ષ સતત સમસ્યા નિઃશસ્ત્રીકરણની રહી છે. અને તેણે તે દિશામાં નક્કર યોજનાઓ પણ રજૂ કરી છે. અણુ-મુક્ત-પ્રદેશો બાબતમાં અનેક વિજ્ઞાનીઓના જુથોએ ચીવટવાર અભ્યાસ કરીને સૂચનાઓ આપી છે; તથા જે એવી માન્યતા ચાલી આવી હતી કે દરેક દેશ પોતાના અણુશસ્ત્રોના વિકાસ દરમ્યાન બીજી રીતે મહત્વનાં વિજ્ઞાનિક સંશોધનોની દિશામાં બહુમૂલ્ય ફાળો આપી શકે છે – એ માન્યતાને નિરાધાર ઠેરવવામાં પુગવાશ–વિજ્ઞાનીઓનો ફાળો ઘણો જ છે. અને ગયે વરસે મોસ્કોમાં અખતરાઓ પરના મર્યાદિત કરારો શક્ય બન્યા તેની પાછળ આ પ્રયાસોનાં જ બીજ જોઈ શકાય છે.

આપણે કહી જ શકીએ કે અતિશયતા વિના એવું કહી શકીએ કે — રાજકારણી ક્ષેત્રે કેવળ સત્તાવાદનું સામર્થ્ય પ્રવર્તતું હતું ત્યારે, વિશ્વના મહાન ચિંતક – વિજ્ઞાનીઓએ, પોતાના વ્યવસાયની એકનિષ્ઠ નિષ્ઠામાં વિશ્વાસ મૂકીને, દુનિયાને અણુશસ્ત્રો અને અણુઅખતરાઓના પરિણામોથી જાગ્રત કરીને, તથા શાંતિની તાત્કાલિકતા તરફ સૌનું લક્ષ ખેંચીને, અને વૈશ્વિક સહકારના ધોરણે વિશ્વશાંતિની તથા વિશ્વના નવનિર્માણની કલ્પનાઓ પ્રગટ કરીને, ધીમે ધીમે ફરતા જગતની મહાસત્તાઓને યે આ માર્ગે વાળવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે.

પુગવાશ પછીની પરિષદોમાં ૧૯૫૮માં વિએના અને ૧૯૬૦માં મોસ્કો તથા ૧૯૬૩માં યુગોસ્લાવીઆ અને અંતે ૧૯૬૪ના આરંભમાં ભારતમાં મળેલી પરિષદો મહત્ત્વની બની છે.

છેલ્લાં પાંચેક વર્ષ દરમ્યાન આ પ્રવૃત્તિનો સારો એવો વિસ્તાર થયો છે. છતાં હજી એશિયા, આફ્રિકા, અને લેટિન અમેરિકાનું પ્રતિનિધિત્વ નહિ જેવું રહ્યું છે – આ પ્રદેશોની પોતાની કમજોરીઓનાં કારણે જ. પરંતુ હવે, આટલાં વરસોના અભ્યાસ – સંશોધનને અંતે આ પરિષદ સમક્ષ નવાં ક્ષેત્રો – સામાજિક, રાજકીય, અને આર્થિક વિજ્ઞાનોનાં ક્ષેત્રો–નો સમાવેશ કરવાની આવશ્યકતા ઊભી થઈ ગઈ છે. અને ૧૯૬૩માં ડુબ્રોવનિક (યુગોસ્લાવીઆ)માં મળેલી પરિષદે આ દિશામાં સારું પેડાણ કર્યું પણ છે.

ભારતમાં મળેલી પરિષદમાં ૨૫ દેશોના ૭૭ વિજ્ઞાનીઓએ ભાગ લીધો હતો. આ પરિષદની વિચારણામાં, મુખ્ય વિષય સુવિકસિત રાષ્ટ્રો અલ્પવિકસિત રાષ્ટ્રોને કેવી મદદરૂપ થઈ શકે એ હતો; અને એ વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો કે જો નિઃશસ્ત્રીકરણની દિશામાં વધુ નક્કર પગલાં ભરી શકાય, અને આજે શસ્ત્રો પાછળ જે ખર્ચ થાય છે તેનું ચોથા ભાગનું ખર્ચ ઓછું કરી શકાય અને એ રકમ પછાત દેશોના વિકાસ માટે ફાળવી શકાય તો એ દેશોના આર્થિક વિકાસની ગતિ બમણી થયા વિના ન રહે. ઉપરાંત એવું પણ સૂચન કરવામાં આવ્યું હતું કે, અલ્પવિકસિત રાષ્ટ્રોના નવનિર્માણનાં કામોમાં સુવિકસિત રાષ્ટ્રોએ નાણાં, સાધનો, તથા ટેકનિકલ જ્ઞાનની મદદ ભરપટે કરવી જોઈએ; તથા આ દેશોના વેપારમાં વૃદ્ધિ થાય એવી નીતિ સંપન્ન-રાષ્ટ્રોએ અખત્યાર કરવી જોઈએ.

તો બીજી બાજુ, તેમણે મહાન અણુસત્તાઓને માથે એ વાતની જવાબદારી ચીંધી હતી કે આજની અણુરહિત સત્તાઓને તેમણે કોઈ પણ રીતે અણુશસ્ત્ર-સજ્જિત બનવામાં મદદ કરવી નહિ વળી અમેરિકા અને રશિયા વચ્ચે શક્ય તેટલો સહકાર વધે અને નિર્બળ રાષ્ટ્રોની સલામતી વધે તેવી સ્થિતિ ઊભી કરવાના હેતુથી સંયુક્ત રાષ્ટ્રસંસ્થા (યુનો)ને સુદૃઢ કરવાની ય અપીલ કરી હતી.

વધુમાં, આ પરિષદે એ વાતને પણ મહત્ત્વની ગણીને સ્વીકારી હતી કે બે મહાન અણુસત્તાઓ પોતાની રક્ષા માટે ઓછામાં ઓછાં જરૂરી સંરક્ષણાત્મક સાધનો (અણુ છત્રી યોજના અનુસાર) રાખવાનું નક્કી કરશે તો નિઃશસ્ત્રીકરણનો વ્યવહારુ માર્ગ વધુ ખુલ્લો થશે.

સાથોસાથ, એ મુદ્દા ઉપર પણ લક્ષ દોરવામાં આવ્યું હતું કે નિઃશસ્ત્રીકરણની બાબતમાં એક પણ દેશ બહાર રહે ત્યાં સુધી તેનો વ્યવહારુ ભય કાયમ રહે જ છે અને એથી ચીનને યુનોના સભ્યપદ નીચે લાવીને નિઃશસ્ત્રીકરણની વાટાઘાટોમાં શામેલ કરવાનું પગલું ઘણું અગત્યનું છે (જો કે આ વિષે એક વિજ્ઞાનીએ વિરોધ દર્શાવ્યો હતો અને બીજા એક તટસ્થ રહ્યા હતા)

એક વાત સ્પષ્ટ થાય છે કે આ પરિષદ સમક્ષ બે મુખ્ય સૂત્રો રહ્યાં છે: નિઃશસ્ત્રીકરણ તથા ગરીબીનો નાશ; અને આ બંને દિશામાં થોડાક મૂઠીભર માનવીઓનાં ચિંતન–પુરુષાર્થનું અર્પણ મહત્ત્વનું બની ગયું છે.

—ભો. ગાંધી

## ૨ : પ્રાચ્યવિદ્યાવિદોની આંતરરાષ્ટ્રિય પરિષદ

પ્રાચ્યવિદ્યાવિદો ('ઓરીએન્ટલિસ્ટ') ની આંતરરાષ્ટ્રીય કોન્ગ્રેસનું ૨૬ મું અધિવેશન જાન્યુઆરી ૪ થી ૧૦ વચ્ચે એશિયામાં બીજીવાર દિલ્હી ખાતે મળ્યું હતું. ઈસ્તંબૂલમાં અગાઉ એક અધિવેશન મળ્યું હતું. આ સંસ્થાનો જન્મ ૧૮૭૩ માં પારિસમાં થયો હતો.

દર ત્રણવર્ષે તેની પરિષદ ભરાતી રહી છે. પૂર્વના દેશોના વિદ્વાનોની આ પરિષદના મૂળમાં દાયકાએ પૂર્વે મેક્સ મુલર, વિલિઅમ જોન્સ જેવી મહા પ્રતિભાઓ રહેલી છે પરંતુ લગભગ ૯૦ વર્ષ પૂ આ પરિષદની સ્થાપના થઈ પછી તો એશિયા આફ્રીકી દેશોમાં અપૂર્વ જાગૃતિનો જુવાળ આવ્યો

[ વધુ પા. ૬૭ ]

# આલ્ડુસ હકસલી : અદ્યતન યુગનો મનીષી | મુકુંદરાય મુનિ

મેધાવી સર્જક ચિંતક આલ્ડુસ હકસલી ૧૯૬૩ ના નવેમ્બરની ૨૨ મીએ મૃત્યુ પામ્યા. તેઓ ગળાના કેન્સરથી પીડાતા હતા. અમેરિકન પ્રમુખ કેનેડીની હિચકારી હત્યાના કરુણ સમાચારથી આખું જગત મૂઢમાર અનુભવતું હતું. ત્યાં જ આ મહામનીષીના મરણના વસમા સમાચાર પ્રગટ થયા. પ્રે. કેનેડીએ માનવજાતની સંત્રસ્તતા ટાળવા, રાજપુરુષ લેખે અદ્વિતીય પુરુષાર્થ ખેડયો અને શહાદત વ્હોરી, તો હકસલીએ વિશ્વને સંતાપનારા કોયડાઓના મૂળ અનાસ્થા તેમજ અજ્ઞાનમાં જોઈ, એને નિઃશેષ કરવા ધર્મવીર – 'ક્રુઝેડર'ને છાજે એવી ગજબની કામગીરી, સર્જનાત્મક ચિંતનના ક્ષેત્રે, મૃત્યુની ઘડી સુધી કર્યા કરી. આવા વિશ્વ – કલ્યાણકામી, કર્તવ્યનિષ્ઠ બન્ને મહાજનોના જવાથી સહેજે ન પૂરી શકાય તેવી જબરદસ્ત ખોટ આ જગતને ખમવી પડી છે.

હકસલી સ્વતઃ પોતાની દીપ્તિથી ઓપતા સત્યાન્વેષી સર્જક હતા, એ ઓછી રૂડી વાત ન હતી. પણ એમનામાં બહુ ઓછાનાં ભાગ્યમાં સાંપડે છે તેવો વિરલ મણિ–કાંચન–યોગ થયો હતો. જ્ઞાન–વિજ્ઞાનના ક્ષેત્રે દુર્લભ તેવી નિષ્ઠા અને વિદ્યાવ્યાસંગ એમનામાં હતાં. ઈંગ્લાન્ડના પેઢીદર સારસ્વતો સમા, હકસલી–પરિવારના તેઓ નબીરા હતા, એ ન જાણીએ તો એમનો પરિચય ઊણો–અધૂરો રહી ગયો ગણાય. હકસલી–બંધુઓ જૂલિયન તેમજ આલ્ડુસની મહત્તા એ હતી કે એમણે હકસલી–પરિવારના પેઢીદર જ્ઞાનવારસાને સમૃદ્ધ અને સવાયો કર્યો; એટલું જ નહીં, જ્ઞાન કે વિજ્ઞાનને ક્યારે ય એકાંગી રહેવું પોસાય તેમ નથી; એ બન્ને વચ્ચે અભેદ સાધવો જ રહ્યો–સાધી પણ શકાય છે, તેવી પ્રતીતિ સૌને કરાવી આપી.

હજી મૃત્યુ અગાઉ બે–એક માસ પહેલાં પ્રગટ થયેલી એમની અંતિમ કૃતિ "સાહિત્ય અને વિજ્ઞાન"માં આલ્ડસે જીવન ભરના ચિંતન-દોહનને દૃઢાવતા લખ્યું હતું કે "સાહિત્ય અને વિજ્ઞાન એ બન્ને સંસ્કારો, એકમેકથી અવિરોધી અને પરસ્પરને સમૃદ્ધ–સમુન્નત કરનારા છે."

હકસલીના પિતામહ હતા વિખ્યાત વૈજ્ઞાનિક થોમસ હેન્નરી હકસલી. જીવની ઉત્ક્રાંતિના સિદ્ધાંતની શકવર્તી શોધ કરનાર લેખે ડાર્વિનનું નામ ચલણી છે; પણ એ જ ગાળામાં એ જ સિદ્ધાંતનું પ્રતિપાદન પોતાની આગવી પ્રતિભા વડે, સાંગોપાંગ મૌલિક રીતે કરનાર વૈજ્ઞાનિકને નાતે થોમસ હકસલીનો બહુ ઓછાને પરિચય હશે. પિતા પણ પ્રતિભા સંપન્ન નિબંધકાર, અધ્યાપક તેમજ "કોર્નહીલ મેગેઝિન"ના સંપાદક તરીકે પંકાયેલા.

આમ, એક બાજુ, વિદ્યા–વિજ્ઞાનના વ્યાસંગના પૈતૃક સંસ્કારો હકસલી સહોદરોને સ્વાભાવિક રીતે સાંપડયા તો માતૃપક્ષનું સંસ્કાર – અભિજાત્ય પણ કંઈ જેવું તેવું ન હતું. માતા પણ ખંતીલી વિદ્યાનુરાગી. જાણીતા અંગ્રેજ કવિ મેથ્યુ આર્નોલ્ડની પૌત્રી.

આમ, બેવડો અને સદ્ધર સંસ્કાર – વારસો હકસલી બંધુઓને સાંપડેલો. હમણાં હમણાંની યુનેસ્કોની યશોજ્જવલ કામગીરીથી બહુ જાણીતા સાંપ્રતકાળના વિખ્યાત વૈજ્ઞાનિક જૂલિયન (સ્વ. આલ્ડુસના બંધુ)માં ઊર્મિયુક્ત વિજ્ઞાન–નિષ્ઠાની ઝલક દેખા દે છે; તો આલ્ડુસના પ્રતિભા–રસાયણના સર્જનમાં વિજ્ઞાનયુગને અનુરૂપ કાવ્યનો સમુન્નત વિનિયોગ થયો હતો. હૃદયથી કવિધર્મી આલ્ડુસમાં અનુભૂતિથી પ્રસાદયુક્ત બનેલી કવિતા તેમ જ પારગામી છતાં ય સ્વાધીન બુદ્ધિનો

અપાર વૈભવ એવા ભારોભાર ભર્યાં હતાં, કે આપણા પ્રાચીન ઔપનિષદિક કવિ – મનીષીની સહેજે યાદ આપી જાય! અધૂરી કે અછકલી જીવન સરણીથી નિર્ભ્રાન્ત કરનારી નિત્ય નવોન્મેષધારિણી છતાંય તેજસ્વી બુદ્ધિમત્તાથી ઓપતી આવી સંતુલિત પ્રજ્ઞા કુદરતે કૃપાવંત થઈને આલ્ડુસ પર વરસાવેલી. તો પણ આલ્ડુસની વિશેષતા એ નિઃશંક કહેવાય કે એક ક્ષેત્ર સંપન્ન હોય તેવા પૂર્વજોના વારસાને તેમણે સર્વક્ષેત્રીય બનાવ્યો. સાચું કહીએ તો એમની સંવિત્તિ સ્થૂળ જગતનો સીમાડો છોડી વિશ્વરૂપ – વિશ્વએકાત્મ ભાવ સુધી પહોંચી. એટલે તો, આલ્ડુસની સત્યાન્વેષણ માટેની, સનાતન દર્શન માટેની, યાત્રાની ફલશ્રુતિ પ્રાસાદિક અને ચિરંતન નીવડી છે.

* * *

આલ્ડુસ લીઓનાર્ડ હકસલીનો જન્મ ઈંગ્લૅન્ડના સરે પરગણાના ગોડેલમીંગ ગામમાં ૨૬ મી જુલાઈ ૧૮૯૪ મા થયેલો; એમને કોડ તો હતો ડૉક્ટર થવાનો. તેથી જીવવિદ્યાનો અભ્યાસ ખંતપૂર્વક કર્યો. પણ, સંયોગાધીન વિજ્ઞાનના આશક જીવડાને સાહિત્ય અને તત્વ-દર્શન તરફ વળવું પડયું. આમ થયું એક અકસ્માતને કારણે. એ કારમો અકસ્માત એ કે તેમની બંને આંખોના દીવા ઝાંખા પડયા. આ કઠોર ઘટનાએ કુમારાવસ્થાથી જ તેમનામાં આંતરમુખતા તેમજ ગૂઢ અવસાદનો નિત્ય-સાથી જેવા અંશો ઉમેર્યા. એક સાચા દાર્શનિકને છાજે તેમ આ નિમિત્તને તેમણે જીવનમાં વિધિદત્ત કૃપાપ્રસાદ ગણ્યો. બહુ જ સ્વાભાવિક રીતે તેમણે આ બીનાને પાછળથી વર્ણવેલી—

"મારા જીવતરની મહત્તમ ઘટના હું નિઃશંકભાવે મારા ચક્ષુ પર ઊતરેલી આપદાને ગણું છું. મારાં યૌવનપ્રવેશના વર્ષોમાં આ વસ્તુના પ્રભાવથી હું એકાકી બન્યો. પરિણામે મારી પોતાની આંતરિક સંપદા પર જીવતાં મને આવડયું."

તેમણે આ ગાળામા બ્રેઇલ લિપિની સહાયથી અભ્યાસ આગળ વધાર્યો. સંગીતનો અભ્યાસ પણ તેમણે રસપૂર્વક કર્યો. સંગીતના નાદ – વૈભવનો મર્મ હૃદયપૂર્વક શીખ્યો – માણ્યો. એમની કૃતિઓમાં શબ્દ ઉપરવટ નાદ કે લયનું જે મનોહારી મહત્વ છે એ આ અનુભવનું જ પરિણામ. એ સમયે જ જેને "જો ગુમ ન થઈ હોત તો કદાચ સર્વોત્તમ કથા હોત"— એમ કહી ભાવપૂર્વક જીવનભર સંભાર્યા કરીએ એવી – નવલકથા લખી. આંખ કંઈક સુધરતાં, ઈટનથી અધૂરો રહેલો અભ્યાસ ઑક્સફર્ડની બેલિયલ કૉલેજમાં પૂરો કર્યો. ત્યાં અધ્યયન, વિશેષે તો, અંગ્રેજી સાહિત્યનું જ થયું. અભ્યાસાન્તે ઈટનમાં અધ્યાપક થયા. જ્હોન મિડલ્ટન મરે જેવા સાથે 'એથેનિયમ'ના સંપાદનમાં પણ હિસ્સો નોંધાવ્યો. વેસ્ટ મિનસ્ટર ગેઝેટ માટે નાટ્ય–વિવેચનની કટારો લખી; ત્યાં તો પ્રથમ વિશ્વયુદ્ધ સળગ્યું. યુદ્ધની દારુણતાએ યુરોપના સ્થૂળ દેહને ક્ષતવિક્ષત કર્યો, કચડાવ્યો; તેથીએ વધારે વસમું એ હતું કે યુરોપના મનને પણ શીર્ણ વિદીર્ણ કર્યું. યુરોપ, અંગ્રેજ કવિ એલિયટની ઉપમામા કહીએ તો, ઉપરભૂમિ Waste Land બન્યું હતું. આ હૃદયવિદારક ખંડિત મનોદશાનો સૌથી વધારે વસમો બલિ બન્યા યુરોપિયન સમાજના સત્વસમાન ભાવુક બુદ્ધિધનો. આ યાતનાપૂર્ણ મનોદશા તેમજ હિઝરાટને પરિણામે વિષમ અને બોદાં સામાજિક મૂલ્યો સામે વ્યંગ અને સંશયથી જોવાનું સંવેદનશીલોને માટે સહજ બન્યું. પરિણામે યુરોપભરમા વ્યંગાત્મક કે સંશયાત્મક સર્જન વિવેચનોનો જાણે ફાલ બેઠો. ઈંગ્લાન્ડમાં જ્યોર્જ બર્નાર્ડ શૉ, ઑરવેલ કે ડિ. એચ. લોરેન્સ આ પ્રવૃત્તિના પુરોગામી બન્યા. પક્ષઘાતથી પાંગળા સમાજને આકરા વીજળીના આંચકા આપી તેની ગતિ – બધીર ઇન્દ્રિયોમાં ચેતનાનો સંચાર કરવો હોય તેમ આલ્ડુસ કે શાએ પોતાના લલિતવાઙ્મયમાં વસમા સંશયથી, તો ક્યારેક

ઉમ કટુ અને કટુતારહિત વ્યંગથી, આકરી ઉત્તેજનાનો સંચાર કર્યો. બંનેએ પોતપોતાની આગવી સરજતો દ્વારા–શૉએ જે નાટક મારફત, તો આલ્ડુસે નવલકથાઓ દ્વારા–યુગકર્મનું નિર્વહણ કરવાનો બલિષ્ઠ પુરુષાર્થ ખેડયો. એટલે તો અનેકે આલ્ડુસના આવા સમર્થ સર્જન–પુરુષાર્થને પ્રથમ વિશ્વયુદ્ધ પછીની ઉભરાતી ધસમસતી સંશયશીલ મેધાનો સર્વોત્તમ નમૂનો કહીને બિરદાવ્યો.

બર્ટ્રાન્ડ રસેલે હક્સલીના આવા પ્રભાવશાળી કામને પ્રસંશતા કહેલું કે "એના મનમા આજે ઉદ્ભવેલો વિચાર બીજે દિવસે તરંગ રૂપે ઈંગ્લાંડમા પ્રસરવા લાગે છે"

"આદરપાત્ર કલાકારો કલાકાર તત્ત્વવેત્તાઓ જ હોય છે. માત્ર કળાખાતર'જ હું એક પણ શબ્દ લખવાનો શ્રમ ઉઠાવું નહી"–સમાન ધર્મા શૉના આ મંતવ્યને જાણે પોતાનો ધ્યેયમંત્ર માની એને ચરિતાર્થ કરવા ઝંખતા હોયે એમ આલ્ડુસે પણ પાણીદાર કથાયુક્ત નિબંધો કે વિચારપ્રધાન નવલકથાઓ (Form of fictional essay called the novel of ideas) ની ઈમારતમાં અપૂર્વ પ્રભુત્વ દાખવ્યુ.

વોલ્ટર એલને આ યુગના બૌદ્ધિક વલણોને સર્જનાત્મક સાહિત્યમાં કેવી રીતે વર્ણવવા જોઈએ તેનો જે આદર્શ પીકૉકની કૃતિઓને અનુલક્ષીને વર્ણવ્યો છે, એ જાણે આલ્ડુસનો પણ સર્જનાત્મક સાહિત્યનો આદર્શ રહ્યો હોય તેમ લાગ્યા કરે.

"આ યુગમા તુલના–દર્શન માટે આપણે એવું કલ્પવું જોઈએ કે નવલકથાકાર એવો પ્રતિભાસંપન્ન હોય કે જે પોતાની એકજ કૃતિમા, એકી સાથે સાંપ્રતકાલીન વિવિધ વિચારધારાઓ–માર્કસવાદ, ફ્રોઈડનુ મનોવિશ્લેષણ, યુગનું મનોવિજ્ઞાન, તાર્કિક વિધેયક દર્શન (લૉજીકલ પોઝિટિવિઝમ, નવ–કેથોલિકવાદ, અસ્તિત્વવાદ, ક્રિશ્ચિયન સાયન્સ, અને અમૂર્ત ચિત્રકળા–આ બધાના પુરસ્કર્તાઓની પૂરી ખબર લઈ નાખે."

આલ્ડુસ પોતે પણ પોતાના સર્જન–પ્રવાહોના પ્રેરક મર્મનું આકલન કરતાં કહેતો કે "હુ તો એક એવો નિબંધકાર છું જે નવલકથાઓ લખે છે; અને એક એવો બિનવ્યવસાયી તત્ત્વજ્ઞ છું જેના ગ્રંથો ફરી ફરીને એકજ એવા પુરુષાર્થ માટે મથતા હોય કે તેમા ચોક્કસ દૃષ્ટાંતો દ્વારા સર્વસાધારણ વિચાર પ્રગટ થતો હોય, નક્કરતા દ્વારા અમૂર્ત પ્રગટતુ હોય, તથા વિશિષ્ટ ઘટના અને વ્યક્તિગત સાહસ દ્વારા ઐતિહાસિકતા, આધ્યાત્મિકતા અને રહસ્યમયતા પ્રગટતા હોય."

—નિર્મળ નિરામય મુક્તિ માટે ઝંખતા, ચિંતકનો સાક્ષાત્કારનો પંથ (Road to perception) કે સનાતન દર્શન ઢૂંઢતા, કલાકાર–તત્ત્વવેત્તાનો સર્જનનો આ હતો આદર્શ.

ક્રોમ યેલો, ઍન્ટિક હે, ધોઝ બેરન લીવ્ઝ, પોઈન્ટ કાઉન્ટર પોઈન્ટ, આઈલેસ ઈન ગાઝા, એઇપ એન્ડ ઈસેન્સ, અવર બ્રેવ ન્યૂવર્લ્ડ, આયલેન્ડ —આ બધી નવલકથાઓમા જગતભરના બુદ્ધિજીવીઓએ પોતાના મનના વ્યંગ, સંશય કે કાંતદર્શનનુ નિરૂપણ અનુભવ્યુ છે.

એમની નવલકથા ક્રોમ યલોનું પાત્ર ડેનિસ દ્વારા લેખકની પોતાની અનિશ્ચિત એકાકિની મનોદશાનું તેમજ દ્વિધા–ભાવનું પ્રતિબિંબ પડતું હતું. એ સદ્–અસદ્ વિષેની દોલાયમાન વૃત્તિથી કહે છે–

"હુ કશુંજ ગૃહિત કરીને ન ચાલવા ખૂબ જહેમત ઉઠાવું છું. પરિણામે, સહજ એવા આનંદ પ્રમોદો પણ એમ ને એમ એનું રહસ્ય પ્રીછ્યા સિવાય જાણી શકતો નથી. સૌંદર્ય, પ્રણય, સ્ત્રીઓ, ખેલકૂદ કશું જ નહીં. આ બધું રસ પૂર્વક માણવા માટે મારે તો કારણો શોધવા પડે–જે કઈ આનંદજનક છે તે બધા માટેજ. નહીંતર સ્વસ્થ પ્રસન્નચિત્તે હું એને ભોગવી જ ન શકું. ઇન્દ્રિયજન્ય આહ્લાદો–મદ્યપાનની મસ્તી, પ્રેમના ચાળાચટકા, નાચગાન એ તો અનંતમા એકરૂપ થનારી રહસ્યમય કેડીઓ છે

એવું લાગે. હું મારા મનને સતત ઘડતર આપું છું કે આ તો દિવ્યતા સાથે અનુસંધાન કરાવતો રાજમાર્ગ છે. આ બધું વિચારવાને હું મથી રહ્યો છું. આ બધાથી મને જે આનંદ આહ્‌લાદ સાંપડે એનો પરચો મળવાનો પ્રારંભ થઈ રહ્યો છે."

આલ્ડુસનો પ્રસંશક એવો બહોળો-વિશિષ્ટ ભાવક વર્ગ હમેશા રહ્યો છે. બંને વિશ્વયુદ્ધો વચ્ચેના દાયકાઓમા પારવગરના વાચકોને મન આલ્ડુસનું નામ એટલે કે રહિજર્જર ચિંતન પ્રૌઢીના અવાર-નવાર ઉગ્ર અનાદર સાથેના ઉદ્દીપકોથી પ્રેરક એવા ચિંતનનો જીવંત પર્યાય.

નવવિચારોનો અને તેમાય વૈજ્ઞાનિક કસોટીએ આરપાર ઊતરેલા નવા મૂલ્યોનો જેટલો સમાદર આલ્ડુસે કર્યો હશે એટલો ભાગ્યે જ આ યુગના બીજા કોઈ સર્જકે કર્યો હશે. માનવીય વિરોધાભાસો સર્જી પોતાના સર્જનને વિલક્ષણ કરી મૂકવામા તેમનો પ્રયત્ન એચ. જી. વેલ્સની યાદ અપાવતો. અલબત્ત, બંને વચ્ચે સામ્ય હોવા છતાય મૂળભૂત ભેદ કંઇ ઓછો ન હતો. છતાંય એક તથ્ય વિષે બનેનું મળતાપણું અવશ્ય હતું, અને તે એ કે બંને યુરોપિયનો હતા. તેમજ કાળયંત્ર પ્રધાન ભાવિ (Time-machine-future બંનેને પ્રેતપીડાની માફક સરખું પીડાદાયી લાગતું જો કે, આલ્ડુસનું કળાસર્જન વેલ્સ કરતા વધારે સાહજિકભાવે, સંયત અભિવ્યક્તિની પુછોચથી માનવીની સંવિત્તિના કેન્દ્ર સુધી ઊંડું જઈ શક્યું છે.

આલ્ડુસ વિષે એમ કહેવાતું કે અદ્યતન વિશ્વમાં જે કાંઈ જાણવા જેવું છે. એ ન જાણતા હોય તેમ બને જ નહી. એનસાઈક્લોપિડિયા બ્રિટાનીકાનો એમનો ચીવટભર્યો સાદ્યંત અભ્યાસ એના ઉદાહરણ લેખે ટાંકવામાં આવે છે.

પરંતુ આલ્ડુસનું સાધ્ય કંઈ રેડિયંજક નવીન જ્ઞાનકોષ બનવાનું ન હતું. એ તો સાધન માત્ર હતું. એમની સરજતામા આજના વૈચારિક સંઘર્ષનું પ્રતિબિમ્બ અવશ્ય પડતું. પણ એ કરતાં ઘણું વધારે, વસુંધરાના અંતરાલે પડેલ મૂલ્યવાન રત્નરાશિ સમુ, તેમા મળ્યા વિન નથી રહેતું. પ્રારંભથી જ તેમણે નવલકથાઓ નૈતિક આધ્યાત્મિક મૂલ્યોના અન્વેષણના વાહ રૂપે આલેખી: એમનું લક્ષ્ય જીવનના એવા માર્ગન ખોજ કરતું હતું કે જ્યાં મનુપુત્રો દ્વારા બધો જ સંચિત ગોચર–અગોચર વારસો, પ્રસન્ન જીવન ઘડવામા ઔચિત્ય ભાવે ઉપયોગમા લેવાય. એમના જ શબ્દોમા "માનવીસ ચિત અનુભવોન બધી જ અંશભૂત સામગ્રી"–એમા સમાહિત હોય; પરિણામે, તેઓ છેક સુધી અરુદ્ધ–અનિરુદ્ધ રહ્યા. અને જર્જર રૂઢિદાસ્ય સામે પ્રચંડ વિદ્રોહ પણ કર્યો. કંઈ આવી જ પ્રતીતિના પ્રેરાયા તેમણે આધુનિકતા પ્રત્યેની આંધળી આસ્થા સામે વિનોદ કે કટુ–તીવ્ર વ્યંગો કરવામા ય મણા ન રાખી. "આજનો લ્હાવો લીજિયે" –એવી ક્ષણભોગી મનોદશા, ફેશનપરસ્તી અને જાતીયતા – એમાના કોઈ ને તેમણે છોડયા નહીં. આલ્ડુસ હન ગાઝાનો એન્થની બી વાસ" જે શબ્દો ઉચ્ચારે છે, એ જ શબ્દોમા કહીએ તો, "માનવીના બધા જ રોગ – નિમિ-ત્તોનું પુરેપૂરું ખંડન કરવું છે"

"પોઇંટ કાઉન્ટર પોઇન્ટ" ના ફિલિપ ક્વાર્લ્સ?, હક-સ્લીનો પહેલો નાયક; એ જીવનના મર્મને ઢૂંઢવા સામાજિક અને કલાવિષયક ઉન્નત બૌદ્ધિક વ્યાપારને તજે છે. અલબત્ત, જેમને તેઓ સદાય પલ્લવિત તત્ત્વદર્શનનો (પેરેનિયલ ફિલોસોફીનો) આ પ્રથમ સંપર્ક કહે છે, એ ત્યારે કંઈક અપ-કવ અને અલ્પજીવી નીવડયો. એનું ખરું કારણ હતું – પૂરા વાસ્તવદર્શી સર્જક ડી. એચ. લોરેન્સનો સંપર્ક ! કલાકાર ડી. એચ. લોરેન્સની ધીંગી–ધડખી વાસ્તવદર્શી, આવેગશીલ જીવનની કલા – ફિલસૂફી ('Blood Consciousness') ના સંપર્કનું પરિણામ 'આલ્ડુસની 'જીવન પૂજા' – (Worship of life) ની વિચારધારામા પરિણમ્યું. આ સમર્થ સર્જકના

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી

ઉષ્માભર્યો મૈત્રીપ્રભાવ તળે "પોઇન્ટ કાઉન્ટર પોઇન્ટ" જેવું મહત્ત્વાકાંક્ષી સર્જન થયું. આ મૈત્રી લૉરેન્સના મૃત્યુ પર્યંત ટકી. રેમ્પિયન અને મેરીનાં ચરિત્ર-ચિત્રણો એ ફ્રેડા અને લૉરેન્સની પ્રતિચ્છવી રૂપ હતાં. લૉરેન્સીયન પ્રભાવ એક કાળે કેટલો દૃઢમૂળ હતો-તેની આ સાહેદ છે. સામ્પ્રતની વ્યાધિગ્રસ્તતા કે એંગ્રેતીનાં મૂળમાં અતિયંત્રપ્રધાન જીવનનો મદ, અર્થાત્ માનવીનું અવશ યંત્રાધિનપણું છે-એ શીખ આલ્ડુસને ડી. એચ. લૉરેન્સ પાસેથી મળી.

તેમની વિખ્યાત કૃતિ બ્રેવ ન્યૂવર્લ્ડમાંનો ફોર્ડ આવા પ્રતિપાદનના પ્રતીકરૂપ પાત્ર છે ફોર્ડ એટલે વિશ્વશાસક-આ પર્યાય તેમને અભિપ્રેત હતો.

"ફોર્ડવાદની એટલે કે વિશ્વશાસકની માગણી છે કે આપણે પશુ-માનવ (Animal-Man) અંશનો ભોગ ચઢાવવો જોઈએ. માનવના આ મોટા પશુ અંશની સાથોસાથ ચિંતનશીલ આધ્યાત્મિક માનવીય અંશનો પણ આ ભોગ, ઈશ્વરને ચરણે નહીં પણ, યંત્રોને ચઢાવવાનો છે. કારખાનામાં—વસ્તુતઃ આ દુનિયા જ મોટું કારખાનું છે—એમાં એવી ક્યાંય જગા નથી રહી કે જ્યાં એક બાજુ પ્રાણી માટે અને બીજી બાજુ કલાકારો—તત્ત્વ શોધકો જેવા સીધા સાદા માનવ માટે રહેવા જેવું શક્ય હોય! બધા વિરતિપ્રધાન ધર્મોમાં ફોર્ડિઝમ એક એવો છે જે માનવની મનોગત અભિલાષાઓનો સૌથી વધારે ક્રૂરતમ વિચ્છેદ કરે અને વળતરમાં શૂન્ય જેવો આધ્યાત્મિક બદલો ચૂકવે."

આલ્ડુસ સ્વભાવથી જ રાજકીય ફિરકોમાં અનાસ્થા ધરાવતા હતા. જેમનું તેઓ અવારનવાર રટણ કરતા હતા તે હતું લોર્ડ એક્ટનનું એક સૂત્રાત્મક વાક્યઃ "સત્તા હંમેશા ભ્રષ્ટ કરે, અને નિરંકુશ સત્તા અમર્યાદિત રીતે ભ્રષ્ટ કરે." રાજકારણને તેઓ દંડશક્તિનો પર્યાય માનતા. સામાજિક નૈતિક એ બધા જ દાવપેચો કરતાં આ દંડ-શક્તિનો કોયડો તાત્ત્વિક હોવા છતાં, ફિરકાવાદ સૌથી કૂટ છે, એમ તેમને લાગતું; ઉપરાંત રાજકીય ચળવળો બીજું કાંઈ નથી પણ અધકચરા—બિનકામગરા માણસોની સત્તાલાલસા ઢાંકવાનો અંચળો છે, એવું એમનું મંતવ્ય હતું. 'ફિરકો' કે 'જમાવ'—ગમે તે છેડાની હોય પણ એકહથ્થુ સત્તા, એમને અભિપ્રાયે, યંત્રો પાસે માનવીની માનહાનીના અંતિમ સાધનરૂપ હતી. તેમણે તેમની 'બ્રેવ ન્યૂ વર્લ્ડ'માં આ વિધાનનું કુશળ નિરૂપણ કર્યું છે. એમાં, આવતી કાલે તાનાશાહી અને ટેક્નોલૉજીનો વિચ્છેદ અસંભાવ્ય હોય તેમ, અને એકઠા થઈને, સમાજને યંત્રપરસ્તીથી ગુલામીની ગર્તામાં ધકેલશે—આ હતું આલ્ડુસનું ભાવિદર્શન. આવું જ ભાવિ જો અસ્તિત્વમાં આવશે તો શું થશે—? 'એઈપ એન્ડ ઈસેન્સ'માં 'બહાદુર નવી દુનિયા'-કરતાં નિરાળી રીતે ગઈ કાલ અને આજના અપકૃત્યોના વાવેતરરૂપ ભાવિ થર્મોન્યૂક્લીયર યુદ્ધ પછીની દુનિયાનું ચિત્રણ છે. આમાં જાણે માનવ સમાજની પ્રગતિ, આખરે, માનવને ઉત્ક્રાંતિના આદિયુગીન કેન્દ્રમાં પાછો ફેંકતી—બુમરેંગની જેમ જ્યાંથી નીકળ્યો હતો ત્યાં જ ફરી પહોંચાડતી—હોય એવી કલ્પના છે. અલબત્ત, 'એઈપ એન્ડ ઈસેન્સ'માં આલ્ડુસની પ્રતિભાની ઓટ આવતી દેખાય છે. જાણે, તેમની પાસે નવું તાજગી ભર્યું કથિતવ્ય રહ્યું નથી, એવું કળારસિયા વાચકો અનુભવતા હોય છે. એમની આગલી સરજતોનાં મૂળ વાસ્તવતામાં દૃઢ ધરબાયેલા અને સંગત હતા, ત્યારે અહીં અસંયમ દોર અપાયો હતો, એટલે કલાનું પ્રોત હિસ્સુ થયું હોય એ બનવા જોગ છે. જો કે જે. બી. પ્રીસ્ટલે જેના પ્રતિનિધિ છે. તેવા વર્ગને તો તેમની બધી નવલકથાઓ વિશે થોડું ઝાઝું પણ કંઈક કહેવાનું હતું.

*

૧૯૩૦માં આલ્ડુસ કેનોન શેપાર્ડના પ્રિસપ્લેજ યુનિયનમાં જોડાયા. અને ફરી પાછો

'નેતિ નેતિ' આગળ વધનારો તત્વખોજનો વધારે સ્થિરગાળો – જેને તેઓ 'પેરેનિયલ ફિલસૂફી' કહે છે એ માટેનો ગાળો – શરૂ થયો. આ હતું વિખ્યાત તત્વચિંતક મમી જેરાલ્ડ હર્ડના સાધુ-સંપર્કનું પરિણામ.

'આઈલેસ ઈન ગાઝા'મા આ પ્રભાવને ક્યારેક સાંપડ્યો. વસ્તુતઃ એ કથાનો ડૉ. મીલર અને તેની વેદાન્તાભિમુખતા એ જેરાલ્ડ હર્ડ અને તેના દર્શનનું જ કથારૂપ છે. આ સમયે જ તેઓ મહાયાન, બૌદ્ધધર્મ, ઝેન તેમજ ઉપનિષદ–વેદાન્તનું ગહન પરિશીલન કરતા હતા. પરિણામતઃ શાંતિની ઝંખના એ કંઈ હવે એમને મન સ્વતઃ સાધ્ય ન રહી. શાંતિ – સ્વસ્તિ હવે વિરાટ વિશ્વૈકાત્મતામા વિલસતા વ્યક્તિ-જીવનનો અંતરંગ અંશ એમને મન હતો. તેઓ આથી કહેતા થયા કે "માનવનું અંતિમ સાધ્ય તો સમષ્ટિમાં વ્યષ્ટિ અદ્વૈત અનુભવે એવો સાક્ષાત્કાર છે."

શાંતિ માટે મથવું એ તેમને માટે આસ્થા કે આત્મપ્રતીતિરૂપ પ્રાણપ્રશ્ન કે સમુન્નત જીવન-યોગ બની રહ્યો. આવી અંતર્મુખ દશાને લઇને શાંતિ માટેના સક્રીય આંદોલનમા તેઓ ૧૯૩૭ પછી અળગા થયા. પણ આંતરિક આસ્થામાં કશું પરિવર્તન થયું તેવો મુદ્દલે અર્થ નહોતો. એક દાયકા પછી લખેલા 'સાયન્સ, લીબર્ટી, એન્ડ પીસ'મા તેઓ દૃઢતા સાથે કહે છે કે "અદ્યતન યુદ્ધના આયુધોથી અતિસજ્જ એવી આજની દમનકારી રાજ્યવ્યવસ્થા સામે હવે પ્રતિકારનું એકમેવ સાધન ગાંધીનો સત્યાગ્રહ જ છે." એમણે એવી આશા પણ દર્શાવેલી કે સામાજિક અસહકારનાં મૂળિયા હવે પાશ્ચાત્ય દેશોમા પણ નખાશે.

ઉત્તરાવસ્થામાં એમનું ચિત્ત, માનવની સામે આવી ઊભેલી પાર્થિવ લાલંઘમી અર્થવ્યવસ્થાની ઉપરવટ જઈને સામાજિક–આધ્યાત્મિક મૂલ્યો માટેના સંતુલનની પ્રક્રિયા ઊભી થાય એવા નિરાકરણની ખોજમાં મગ્ન હતું: વિશ્વૈકાત્મનો વ્યષ્ટિ – સમષ્ટિની અખિલાઈનો આદર્શ આધુનિક ઉદ્યોગપ્રધાન તોતિંગ સમાજરચનાના ચોકઠામાં ક્યારેય મૂર્તિમંત થાય એવું નથી, એનો એમને પૂરો ખ્યાલ આવી ગયો હતો. પરિણામે 'આફ્ટર મેની એ સમર'માં સ્વાવલંબી એવાં નાનાં ઘટકોવાળી જીવનરચનાના વિચાર તરફનો ઝોક દેખાયો.

આવા આદર્શ સમાજ ઘટકોમા, હેન્રી જ્યોર્જને અભિપ્રેત, વિકેન્દ્રિત અર્થવ્યવસ્થા હોય, કે ક્રોપોટકીનને અભિપ્રેત રાજ્યવ્યવસ્થા (વસ્તુતઃ આદર્શ અરાજયતંત્ર) હોય, અને પવિત્ર અનુષ્ઠાનના સાધન લેખે વિજ્ઞાન અને ટેકનોલોજીનો ઉપયોગ થતો હોય, પરંતુ સર્વના કેન્દ્રમા ચૈતન્ય-પુંજ માનવી હોય; માનવીના અંતિમ સાધ્યરૂપ અખિલાઈની પ્રાપ્તિ સ્થાને ધર્મ હોય, એટલે કે, જાગરૂક બૌદ્ધિક સાધનાનું ધ્યેય લક્ષ સાથે અદ્વૈતનું હોવું જોઇએ.

આમ, એમની કલાની તેમજ ચિંતનની ચરમપરીણતી, છેવટે, માનવ અને ધર્મના સર્વક્ષેમંકરમાં થાય છે.

તેમની અંતિમ નવલકથા 'આઈલેન્ડ'મા પણ વિકેન્દ્રિત સહકારી સમાજના મનોરાજ્યનું આલેખન છે. અહીં જાણે તડજોડ માટે અંતિમ પ્રયત્ન કરતા હોય એમ તેઓ કહે છે કે "માનવ–અનુભવોના બધાં તથ્યોને અનુરૂપ આ બધું છે." કેટલાકના મતે તેમની આ કૃતિનો આદર્શ 'બ્રેવ ન્યુ વર્લ્ડ'થી વધારે વાસ્તવલક્ષી અને નક્કર છે. રેયમન્ડ વિલિયમ્સે આ કૃતિને સુગ્રથિત જીવનસરણી માટેનો છેલ્લો સાહસપૂર્ણ પુરુષાર્થ કહ્યો છે.

આલ્ડુસ હક્સલીની શાંતિસ્વસ્તિ ચાહક અથવા મમીલિમ્પની ખોજનું સંક્ષેપમા સારતત્વ એ હતું કે–

સમાજરચનાના દૈત્ય જેવા દૂષણો એ કંઈ વ્યક્તિ દ્વારા નહીં પણ રાષ્ટ્ર કે દેશદાઝને કારણે ઊભા થાય છે. એક માનવી લેખે વ્યક્તિ જાગરૂક થઈને પોતાના

સ્થાનેથી જ પોતાનો ધર્મ અદા કરે એ આવશ્યક અનિવાર્ય છે. અન્યથા કોઈ આરો–ઉગારો કે ઈલાજ નથી.

ધ 'પેરેનિયલ ફીલોસોફી'મા પણ તેઓ કહે છે કે:– "The Highest common Factor," the metaphysic that recognizes a divine Reality substantial to the world of things and lives and minds; the psychology that finds in the soul some thing similar, or even indentical with devine Reality, the ethic that places man's final end in the knowledge of the immanent and transcendent ground of all being"

પણ આથી સંવેદનાની વ્યાપ્તિ એટલી વિશદ બની કે ચિરંતન કોયડાઓના નિરાકરણની ખોજમા રત હોવા છતાય સાંપ્રતના કેટલાક નાના મોટા સવાલો એમની દૃષ્ટિથી છટકતા ન હતા.

એ ચિંતનજળનું આચમન હિતકારી નીવડવાનું. તેઓ એક જગ્યાએ લખે છે કે,

"આજે તો ફેશન થઈ પડી છે કે સુધારકનું કામ સંપત્તિની માલિકી કે વહેંચણીના પ્રશ્ન જોડે જ છે. ત્યા સમાન વહેંચણી ન્યાયવૃત્તિને સંતોષશે પણ ભૂખને નહી."

અહીં હકસલી જો ભૂખના સવાલના હાર્દ સુધી પહોંચ્યા છે તો ઝળુંબતી અણુયુદ્ધની આફત પણ એમના ધ્યાન બહાર નહોતી.

"હકસલી –એ સીનિકલ સાલ્વેશનીસ્ટ", નામના અધ્યયન ગ્રંથના લેખક શ્રી શિશિરકુમાર ઘોષે તેમને પૂછ્યું હતું: "અણુયુદ્ધના ભય વિષે આપનો શો ખ્યાલ છે?"

ઉત્તરમાં હકસલીએ કહ્યું હતું કે—

"અણુ યુદ્ધના ભય વિષે મને કશી ખબર નથી. હું ધારતો નથી કે કોઈપણ અણુશસ્ત્રધારી રાષ્ટ્રે બીજા અણુશસ્ત્ર ધરાવતા રાષ્ટ્રનો વિનાશ કરવા ધાર્યું હોય પરંતુ પ્રશ્ન તો એ છે કે આપણે રાષ્ટ્રવાદી અને સૈન્યવાદી એવા આપણા સંસ્કૃતિના કેદખાનામાંથી મુક્ત થઈ શકીએ એમ છીએ? આજે જે રાજકીય અને લશ્કરી પ્રચાર થઈ રહ્યો છે તેનો એક હેતુ પ્રથમ તો, દુશ્મનને માનવતાનો ખ્યાલ ભુલવવાનો છે. દુશ્મન માનવતા શી ચીજ છે, એ આખી વસ્તુ જ ભૂલી જાય પછી તેની સાથે કામ પાડવાનું સહેલું બની જાય છે વ્યક્તિત્વનો અસ્વીકાર કરવો એ મહાભયાનક વસ્તુ છે અને એ એક ગંભીર ભૂલ પણ છે આજના જગતની સભ્યતાને જે રોગ વળગ્યો છે તે આ છે. સ્વામી વિવેકાનંદે આ વાત વારંવાર ઉચ્ચારી છે. આજની આપણી કરુણતા એ છે કે આપણે આપણી સંસ્કૃતિનો જેમ લાભ ઉઠાવીએ છીએ તેમ તેનો ભોગ પણ બનીએ છીએ"

આનો ઉકેલ શો? એમને તો આ માટે આત્મશિલ્પીની કેળવણી જ એકમેવ સાધન લાગતું હતું.

આજના માનવી દ્વારા વિજ્ઞાનના દુરુપયોગથી સર્જાતો નિસર્ગદત્ત સૌંદર્યનો હ્રાસ—કવિતાનો ક્રૌંચવધ–જોઈ દર્દ સાથે કહેતા કે—

"ઇંગ્લેન્ડમાં એક વેળા ખેતરોમાં અને ગામડામા જીવડાનો ઉપદ્રવ વધી ગયો. તેનો નાશ કરવા માટે ખૂબ દવા છાંટવામાં આવી પરિણામ એ આવ્યું કે જીવડાંનો તો સંહાર થયો પરન્તુ દવાની ગંધથી આકર્ષાઈને પક્ષીઓ આવતાં બંધ થઈ ગયા. કોયલ અને બુલબુલના સંગીતથી ગુંજતાં ખેતરો નીરવ બની ગયા. રંગબેરંગી પતંગિયાં આવતા બંધ થઈ ગયાં આમ થતા, તમને એ ખ્યાલ આવે છે કે કવિતા માટેની કાચી પણ મહામોલી સામગ્રી પણ સાથે સાથે નાશ પામી? આ ખોટ કંઈ જેવી તેવી નથી"

* * *

આલ્ડુસ હકસલી ચિરંતનયાત્રી હતા–મનથી તેવા જ તનથી. અવારનવાર વિશ્વપર્યટને નીકળતા. "એલોગ ધ રોડ, બિયોન્ડ ધ મેક્સિક બે" તેમજ "જેસ્ટીંગ પાઈલેટ" એ એમની રઝળપાટ દરમ્યાન અનુભવેલા સૂક્ષ્મસંવેદનો કે અનુભવોને આલેખતી કૃતિઓ. તેઓ પોતાના આવા રખડપાટના ચસકા વિષે કહેતા કે "મુસાફરી એ મારે માટે ન છૂટે એવો છંદ બની ગયો છે." એમની રખડવાની

[પા. ૪૨ ઉપર]

પૂર્વક લાદવામાં આવે છે. Snare of the huntsman માં જ એગેમેમ્નોન ટ્રોયને તથા કેસેન્ડ્રાને કબજે કરે છે અને પોતે પણ કબજે થાય છે. આ તત્ત્વો નાટકને એક પ્રકારનું વસ્તુ-વિધાયક રૂપક (Thematic Metaphor) પૂરું પાડે છે. Viper (Snake), the house, the ship વગેરે રૂપકો છે. Persuasion, (Flattery) Late-in-love, dream અને memory વગેરે વિચારો છે. જે Spider Web માં એગેમેમ્નોનને સપડાવવામાં આવે છે તે પણ એક પ્રકારની ગૂંચ જ છે. રાજાને મહેલમાં દાખલ થવા કહેતી રાણીના શબ્દોમાં Flattery છે, અને તે દ્વારા રાણી પોતે જ Trap બને છે. જ્યારે ક્લાઈટેમ્નેસ્ટ્રા એગેમેમ્નોન અને જાહેર જનતાને રાજાની અનુપસ્થિતિ દરમ્યાન પોતાને સહેવી પડેલી યાતનાઓની વાત કરે છે ત્યારે તે એગેમેમ્નોનની ખુશામત કરી રહી હોય છે. અને બધાને કલ્પિત વાર્તા દ્વારા નહિ, પરંતુ સત્ય દ્વારા, ખોટે માર્ગે દોરી રહી હોય છે. આ ભૂતકાળ છે અને આ સાચું છે.

It is evil and a thing of terror when a wife sits in the house forlorn with no man by.

જે રોબ (Robe) પર ચાલી રાજા મહેલમાં પ્રવેશ કરે છે તેમાં જ ગૂંચવાઈને એ માર્યો જવાનો છે." એપોલોને ચરણે અર્પિત થયેલી અને મૃત્યુ સામે ગાતી કેસેન્ડ્રા Swan-રાજહંસનું પ્રતીક છે. આમ, સમગ્ર નાટકમાં આપણને આવા હેતુઓ અને પ્રતીકોની જાળ જોવા મળશે. આવી પદ્ધતિને કારણે નાટક આંતરિક વિસ્તાર અને શક્તિ સાધે છે

અંતમાં 'એગેમેમ્નોન' નાટક અર્વાચીન ફિલ્મોમાં વપરાતા ફ્લેશ બેક, કલ્પનાત્મક દૃશ્યો, ઈતિહાસનું ચિત્રાત્મક નાટ્યકરણ, કૃતનું નિવેદન, તેમાં આવતી ઊર્મિપ્રધાન સ્મૃતિ અને આગાહી, વિચારો અને પ્રતીકસંકુલતાને કારણે એક મહાન કલાકૃતિ ઠરે છે.

(Richmond Lattimore ના લેખને આધારે)

---

**આલ્ડુસ હક્સલી** —————— [૩૯ પાનાનું ચાલુ]

રીત ન્યારી હતી. એમની સફરો અરબી રેગીસ્તાનમાં રઝળતી કારવાંની યાદ આપતી. પોતે તો ઘૂમતા પણ નિત્યસાથી ગ્રંથોની પેટીઓની પેટીઓને પણ ઘૂમાવતા!

*

અજ્ઞાનના નિરસનના યજ્ઞયજ્ઞ વિષે આલ્ડુસ હક્સલીએ પોતાના યુગને એક યુગ-શિક્ષણકારની અદાથી ઘણું ઘણું શીખવ્યું છે. તેઓ એક ઉદાહરણ ટાંકતા થાકતા નહીં. અને તે ઘણું સૂચક હતું—

માદ્રિદના મ્યુઝિયમાં ગોયાનું એક ચિત્ર છે. જેમાં એક આદિ માનવ લાકડાની બે ઘોડીઓ વતી ટેકતો ટેકતો ચાલતા શીખે છે. નીચે એક ઉક્તિ મૂકેલી છે, "હજી હું શીખી રહ્યો છું." આપણો યુગ પણ આવાં સૂત્રોથી બોધ પ્રાપ્ત કરનારો હોત તો આ સૂત્ર અને આ ચિત્રકૃતિ દ્વારા સાંપડતા દર્શન, અને અનુભૂતિ આપણાં જીવનરના ધ્યેયમંત્ર અને પ્રતીક બન્યા હોત."

# માનવી અને સ્વયંસંચાલિત યંત્રો

ફ્રેડરિક સ્વેરેન

આધુનિક-યુગના આપણાં રોજબરોજનાં શબ્દકોશમાં "સ્વયંસંચાલન" એક અત્યંત સામાન્ય શબ્દ થઈ પડ્યો છે. ઈજનેરો, કામદારો અને ગૃહિણીને મોઢે પણ આજકાલ તમે એ શબ્દ સાંભળી શકશો. વૈજ્ઞાનિકો અને ઉદ્યોગપતિઓ, કામદાર સંઘોના નેતાઓ અને સમાજશાસ્ત્રીઓ, રાજકારણશાસ્ત્રીઓ અને દાક્તરો—સૌ સ્વયંસંચાલનના ભાવિ અંગે જે ચર્ચાવિચારણાઓ કરી રહ્યા છે, એનો હજી અંત આવ્યો નથી.

દિન-પ્રતિ દિન સ્વયંસંચાલિત યંત્રો અને સાધનો આપણા ઔદ્યોગિક તેમજ રોજબરોજના જીવનમા વધુ વિસ્તૃતપણે અને ખૂબ ઊંડે ઊતરતા જાય છે. આ સ્વયંસંચાલિત યંત્રો લોઢું ઓગાળે છે, ટ્રેક્ટરો ચલાવે છે, અને લોહીની રાસાયણિક અન્વેષણા પણ કરે છે. આના ઉપરથી એવું લાગે છે કે થોડા સમયમા જ માનવીના બધા જ કામધંધા યંત્રો કરવા માંડશે. ઈજનેરી તેમજ વૈજ્ઞાનિક ક્ષેત્રે માનવીને બધી જાતની સેવાઓ આપવા લાગશે. એટલે ઘણા લોકો અને ખાસ કરીને તો સ્વયંસંચાલિત યંત્રો બનાવનાર લોકો જ આવા યંત્રોને પરિણામે ઉત્પન્ન થતા કેટલાક અણધાર્યા પ્રશ્નોનો વિચાર કરવા લાગ્યા છે....

## માનવીનો દાસ કે એનો સ્વામી?

સ્વયંસંચાલિત યંત્રો શું છે? માનવીનો દાસ કે એનો સ્વામી? મિત્ર કે દુશ્મન? સાથીદાર કે હરીફ? યંત્ર-માનવી સામાન્ય માનવીનો સ્વામી થઈ બેસશે તો?

દૂરના ભવિષ્યમાં જ ચર્ચાવાને યોગ્ય કાલ્પનિક પ્રશ્નોની ચર્ચા આપણે જવા દઈએ. પરંતુ ઉત્પાદનમાં સ્વયંસંચાલન અંગેની સમસ્યાઓ તો તાત્કાલિક ચર્ચા માગી લે છે. આ કોયડાઓ આધુનિક ઉદ્યોગો ધરાવતા દરેક દેશમા—અલબત્ત, ખુદ સોવિયેત સંઘમા પણ—અસ્તિત્વ ધરાવે છે. છતાપણ અનુભવો દ્વારા એવું પૂરવાર થયું છે કે ઉદ્યોગોનું સ્વયંસંચાલન મૂડીવાદી દેશો કરતા સમાજવાદી દેશોમાં કંઈક જુદી જ રીતે ચાલી રહ્યુ છે: અને એનો મુખ્ય મુદ્દો તો એ છે કે એ બન્ને દેશોમાં એના પરિણામો તદ્દન જુદા જ આવે છે.

## સ્વયંસંચાલન: પાણીદાર ઘોડો

ફ્રેન્ચ સમાજશાસ્ત્રીઓ ક્લાઉડ વિન્સેન્ટ અને વિલિયમ ઓસેને "સ્વયંસચાલન અંગે"—ના પોતાના પુસ્તકમા સ્વયંસંચાલને ઊભા કરેલા કોયડાઓની ચર્ચા કરતા લખ્યું છે કે, "મૂડીવાદી સમાજમાં સ્વયંસંચાલન દાખલ કરવામાં આવે તો એથી સામાજિક ભય ઊભો થાય છે; અને જો એ દાખલ ન કરવામા આવે તો એથી આર્થિક ભય ઊભો થાય છે."

હા, મૂડીવાદમા સ્વયંસંચાલન ખરેખર આવી વિમાસણ ઊભી કરે છે. પરંતુ સમાજવાદી દેશો અને ખાસ કરીને સોવિયેત સંઘમા સ્વયંસંચાલનનો જરાયે અસ્વીકાર કરવા માગતા નથી. સ્વયંસંચાલનને તો ત્યાં ખૂબ સત્કાર મળે છે.

## એ બેકારી વધારશે?

સોવિયેત સંઘમા ઉત્પાદનમાં સ્વયંસંચાલિત યંત્રો ઘણી જ ઝડપથી દાખલ કરી શકાય છે. કારણ કે ત્યા મૂડીવાદી દેશોની જેમ સ્વયંસંચાલનની સામે કોઈ મુશ્કેલ આડખીલીઓ ઊભી થતી નથી.

તમે પૂછશો : સ્વયંસંચાલનથી બેકારી નહીં આવે? સોવિયેત સંઘના વિકાસના ઈતિ-

# ઊડતી નજરે | સનત મહેતા

સનતભાઈ બહુલક્ષણી શક્તિઓવાળા છે એમનો મુખ્ય વ્યવસાય રાજકારણ અને મજૂર-સંગઠનોનો છે; અને નગરપાલિકા પ્રવૃત્તિમા તેઓ પ્રવૃત્ત રહે છે. એમની ઈતર પ્રવૃત્તિઓમા બાળ-કિશોર શિક્ષણ, તથા રંગભૂમિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે; સાથોસાથ એમના રસના અને શોખના વિષયોનો પાર નથી અહીં અમેરિકા અને ઇતર દેશોના ટૂંકા પ્રવાસ દરમ્યાન તેમણે કરેલા અવલોકનોમાં ઉપરના વ્યવસાયો અંગેની તટસ્થ દૃષ્ટિની નોંધો તો જોવા મળશે જ; પરંતુ પ્રકૃતિના સૌંદર્યથી તેમના ચિત્તમાં જે આહ્લાદ જાગે છે તેના ચમકારા જોવાનો ય આનંદ મળ્યા વિના નથી રહેતો .....(આ શ્રેણી ક્રમશઃ રજૂ થશે)

૨૮–૮–૬૨

આજે સવારે નવ વાગે અમારો orientation નો કાર્યક્રમ શરૂ થયો, જેમા અમને અમેરિકન સરકારની સમજણ આપી. આમાં એક માહિતી રસપ્રદ નીકળી, તે એ કે, અમેરિકામાં ડેમોક્રેટ અને રીપબ્લીકન પક્ષો સેનેટ કે લોકસભામાં એમની નીતિ વિષે વ્હીપ રાખતા જ નથી. બંને પક્ષોમાં વિનીત અને રૂઢીચુસ્ત એવા બે ભાગમા વહેંચાયેલા સભ્યો છે અને આ બંને ભાગો એક બીજાના વિરોધી સભ્યો જોડે મતદાન કરે છે. ડેમોક્રેટની જોડે મજૂરો, લઘુમતિઓ અને શહેરી પ્રજા છે. બીજી બાજુ રીપબ્લીકન જોડે ગ્રામ્યપ્રજા, મોટા ઉદ્યોગપતિઓ અને Rich middle class છે.

* * *

એ પછી અમે સુપ્રીમ કોર્ટ, સેનેટ અને લોકસભા જોવા ગયા. સેનેટમાં કશો દમ ન હતો. હાજરી લગભગ નહીંવત્ હતી. જ્યારે લોકસભામા બેકારોને આર્થિક સહાય આપવાના બિલ પર ચર્ચા થતી હતી. અલબત્ત બંનેમાં સભ્યો આરામથી ફરે, એક બીજા જોડે વાત કરે, એવું બધું ઘણા વધુ પ્રમાણમા હતું. આપણે ત્યાં એવું નથી. એ બિલ પર એક ડેમોક્રેટ સભ્યે કહ્યું:

"આ કેવો દેશ છે? જે દેશ લાખો અને કરોડો ડોલર બીજા દેશોને આપે છે, તે પોતાના બેકારોની સંભાળ રાખવા ના પાડે છે!"

—જો કે એ બિલ ઊડી ગયું.

* * *

એક વાત બહુ ગમ્મતદાર હતી. કોંગ્રેસના જૂના હોલમા એક સરકાર પક્ષના નેતાએ એવી જગ્યા પસંદ કરી હતી કે સામે બેઠેલ વિરોધ પક્ષની Whisper પણ એ સાભળી લેતા. અમારી જોડેના guide એ પ્રયોગ કરી બતાવ્યો. ઘુમ્મટના કારણે આ બનતું–પણ કેવું ભયંકર!

સંસદમા નહેરુને આવી સગવડ મળે તો...?

એ પછી અમે ગયા એક કમિટિ રૂમમા. અમેરિકન સરકાર વધુ કામો સેનેટ અને કોંગ્રેસના સભાસદોની બનેલી સમિતિઓમાં જ કરે છે. આપણે ત્યાં સંસદમા Consultative committees છે પણ એવું મહત્ત્વ નથી. વધુમાં અહીં આ બધી સમિતિઓમા ચર્ચા વખતે લોકો પણ હાજર રહી શકે છે.

૨૯–૮–૬૨

આજે સવારથી જ orientationનો કાર્યક્રમ હતો. નવ વાગે મિસ સુલિવાને અમે–

રિકાના સામાજીક અને કુટુંબ જીવનનો ખ્યાલ આપ્યો. મુખ્ય વાતો આટલી હતી—

* અમેરિકન ખૂબજ આશાવાદી માનવી છે.

* ટૂંકી આવક છતા મોટર, ઘર, ફ્રીજીડર, વોશીંગ મશીન બધુ જ ખરીદે છે. આ બધું અહીં હપ્તાથી મળે છે.

* એ ખૂબ mobile છે, ભાગ્યેજ કોઈ કુટુંબ પોતાના બાપદાદાના ઘરમા રહે છે. દેશના એક ખૂણેથી બીજે ખૂણે જવામાં એને આંચકો લાગતો નથી. સાસુ વહુના અથવા બાપ દીકરાના મતભેદોમા ઊતરવા કરતા એ વિભકત કુટુંબ પસંદ કરે છે.

* છૂટાછેડા અંગે આપણો ખ્યાલ ખોટો છે. માત્ર બેજ ટકા Divorce લે છે. લગ્ન માટેની ઉંમર પુરુષ માટે ૨૪-૨૫ અને સ્ત્રી માટે ૨૧ છે. આ દેશમા બહુ orphan નથી અને પોતાને ચાર વરસમા સંતાન ન થાય તો આવાં યુગલ orphan ને દત્તક પુત્ર લ્યે છે. દત્તક માટે લોકોને બે વરસ સુધી રાહ જોવી પડે છે.

* માનસિક બિમારી ઘણા મોટા પ્રમાણમા છે.

* પ્રસુતિ મોટે ભાગે હોસ્પીટલમા જ કરાય છે અને બાળમૃત્યુનું પ્રમાણ એટલું જૂજ છે કે, maternity સહજ ચીજ છે. પાચ દિવસમાં નર્સીંગ હોમમાથી ઘેર આવી જાય છે. મા બિમાર પડે અને બાપ નોકરી કરતો હોય તો એ દિવસો દરમ્યાન બાળકોને રાખવા જાહેર અને ખાનગી સંસ્થાઓ છે.

* આયુષ્ય લાંબું હોવાના કારણે વૃદ્ધોની સંખ્યા ઘણી મોટી છે. એમને oldage pension મળે છે અથવા લિફ્ટમેનની કે એવી નોકરીઓ મળે છે, એમની સંસ્થાઓએ વૃદ્ધો માટેની હોટલો જુદી સ્થાપવાનું શરુ કર્યું છે.

* અહીંની વિધાનસભાઓમા સ્ત્રીઓ બહુ ઓછી છે. ભારત કરતાં પણ ઓછી!

એ પછી યહુદી, કેથોલિક અને પ્રોટેસ્ટંટ દેવળોના પ્રતિનિધિઓએ અમેરિકન ધર્મો વિષે વાત કહી, બધા મળીને ૨૩૫ ધર્મો હોવા છતાં યહુદી, પ્રોટેસ્ટંટ અને કેથોલિક ત્રણ મુખ્ય ધર્મો છે. જેની સંખ્યા ૫૦,૦૦૬,૫૦ પ્રોટેસ્ટંટ અને લગભગ એટલા જ કેથોલિક છે. કેથોલિકો ૧૩૦૦૦ શિક્ષણસંસ્થાઓ ચલાવે છે પણ પશ્ચિમ યુરોપના જર્મની, ફ્રાંસ કે ઈટાલીની જેમ કેથોલિકો અહીં રાજકીય પક્ષોમા રસ લેતા નથી. કેથોલિક પ્રોટેસ્ટંટને કે પ્રોટેસ્ટંટ કેથોલિકને મત આપતા હોય છે. પણ જ્યારે મેં કેથોલિક ફાધરને પૂછ્યું કે, પશ્ચિમ યુરોપમા કેથોલિક ચર્ચ રાજકારણમાં ભાગ લે છે, એને તમે વ્યાજબી લેખો છો? તમે એમના પર તમારી અસર પાડવાનું કેમ કરતા નથી? ત્યારે સવાલનો જવાબ ગોળ ગોળ મળ્યો.

* માત્ર લગ્નની બાબતમાં એક બીજા ધર્મવાળાને પરણવાથી સવાલો ઊભા થાય છે અને પતિપત્ની વચ્ચે gap જન્મે છે.

* યહુદી ધર્મ માનવીના પ્રભુ સાથેના સંબંધ ઉપરાંત સામાજિક સ્થિતિ કેવી હોવી જોઈએ, એના વિષે દેવળોમાં પ્રચાર કરે છે. તેઓ આમાં સરમુખત્યારશાહી સામે ખુલ્લો પ્રચાર કરે છે.

* * *

જમીને બપોરે State Department ની અમારી USAID ની ઓફીસે ગયા. ત્યા મજા પડી—

મિસિસ વેબે અમને બધી સચનાઓ એપીડાયોસ્કોપ દ્વારા, કાર્ટૂન અને ચાર્ટસથી આપી. Communication ના છેલ્લા સાધનોનો ઉપયોગ કરવાથી કામ કેટલું સહેલું બને છે તેનો બરાબર ખ્યાલ આપ્યો. દા. ત. એક તુર્ક અમેરિકા વિષે કેવી કલ્પના કરે છે, તેનું એક કાર્ટૂન બતાવ્યું અહીં હોટેલમાં Hotdog નામની વાનગી મળે છે. તેનું ચિત્ર બતાવ્યું. માથા ઉપર એક ડીશ બતાવી એમા કૂતરો બતાવ્યો. આ બધી વખતે મને લાગ્યું કે, આપણી

રૂમમાં projector કરતાં પણ epidioscope જેવા માટે વધારે પ્રયાસ કરવો જોઈએ.

* * *

સાંજના માર્કેટમાં ફર્યા-મજા પડી. અહીંનું બજાર એટલે fabulous. અહીંના રસ્તાઓ એટલે મોટરો વધુ અને પગે ચાલનારા ઓછા. અહીંની બસમાં ડ્રાયવર વધુ કામ કરે છે. કંડક્ટર નથી રાખતા. તમે Token નાખો એટલે બેસી શકો. અને બસ બદલવાની હોય તો તમને 'ચેન્જ'નો પાસ મળે.

તા. ૩૧-૮-૬૨

સવારથી જ હોટલ બદલવાની ચિંતામાં હતા. પણ મૂળ હોટેલમાં જગ્યા ન મળી એટલે નવ વાગે સેન્ટરમાં ગયા. આજે Race problem પર શ્રી અર્નેસ્ટ વિલ્સનનું પ્રવચન હતું. તેઓ પોતે નીગ્રો છે—અમેરિકાના વિશાળ વિકસિત કપાળ પરનો આ કાળો ડાઘ છે—જે હજુ મિટાવી શકાયો નથી. હજુય દક્ષિણમાં નીગ્રોના Segregation ના સવાલો છે. નીગ્રો એ અમેરિકાની સૌથી મોટી લઘુમતી છે. ૧૬૨૦ માં માત્ર વીસ નીગ્રો અમેરિકામાં આવેલા. આજે લાખો છે. એમના પર જે જુલમો ગુજર્યા, પરિણામે એમની ભાષા, કપડાં, બીજા સંબંધો બધું'જ ગુમાવ્યું અને માત્ર ગુલામો બની ગયા. પરન્તુ લાખી'લડતો લડ્યાં બાદ આજે હવે તેઓ ગુલામ નથી. નીગ્રોમાં જે તાકાત છે, જે શક્તિ છે, એનાં પરિણામે, આજે લગભગ બધા જ ક્ષેત્રોમાં એ લોકો તાકાત બતાવી રહ્યા છે. હોટલો, ઓફીસો કલબો, બધે જ એ લોકો છે. કપડાં અને ભાષામાં તો એ લોકો અમેરિકનો જોડે બરોબરી કરી રહ્યા છે માત્ર પુરુષો જ નહિ, સ્ત્રીઓ પણ National Association for Advancement of coloured people જે NAACP ના નામે ઓળખાય છે, તે બધાના હક્કો માટે ઝઝૂમે છે. ૨૦૦,૦૦૦ તો કોલેજોમાં જતા થયા છે અને ચાર જણ કોંગ્રેસમાં ચૂંટાઈને ગયા છે.

મેં શ્રી વિલ્સનને પૂછ્યું કે, આફ્રીકન દેશો જ્યારે સંપૂર્ણ મુક્ત થશે અને ઔદ્યોગિક રીતે વિકસશે, ત્યારે આ કાળી પ્રજા ખૂબ આગળ વધશે—એવો ગોરા લોકોના મનમાં ઊંડે ઊંડે ભય છે, એમ તમને લાગે છે ખરું?—ત્યારે એમણે 'હા' કહી.

ખુદ અમારી જોડે સંખ્યાબંધ નીગ્રો વિદ્યાર્થીઓ આફ્રીકન દેશોમાંથી આવ્યા છે—આ લોકોની તાકાત અને બુદ્ધિ જોઈને મને તો અનેકવાર એમ થાય છે કે, આફ્રીકા જ્યારે મુક્ત બનશે અને એની ધરતીના પેટાળની સમૃદ્ધિ વિકસશે ત્યારે જબરદસ્ત પલટો આવશે—ભારત પણ પાછળ રહી જશે. સંગીત, રમતગમત, એમાં તો એ લોકો આજે પણ અહીં મોખરે છે.

૧-૯-૬૨

આજે સવારે અમે શહેરથી થોડા માઈલ દૂર જ્યોર્જ વૉશીંગ્ટનના ઘર Mount Version પર ગયા હતા—બસમાં. બસનો ડ્રાયવર અહીં ચાલુ બસે લાઉડસ્પીકર પર આખા રસ્તે બધી વિગતો આપે—

રસ્તામાં લિંકનનું ભવ્ય મેમોરિયલ જોયું. જેના મકાનની કિંમત ૨૫ લાખ ડૉલર છે અને જેની સંફેદ પ્રતિમા ૧૯ ફીટ ઊંચી છે, તેની કિંમત ૮૮,૪૦૦ ડૉલર છે. ત્યાં જે Murals છે એકની નીચે એનું પ્રવચન છે. આ રહી એમાંની મજાની લીટી—

"It may seem strange that any man should have to ask a Just God's assistance in wringing his bread from the sweat of other men's faces."

એ પછી રસ્તામાં memorial to unknwon soldier જોયું. જ્યાં હજારો ખાંભીઓ બે યુદ્ધોના ભોગની યાદ આપતી પડી છે; વચ્ચે અમેરિકન ઝંડાને રોપતા અમેરિક સૈનિકોનું ભવ્ય શિલ્પ પણ જોયું. અનામી

સૈનિકની સ્મૃતિ જોઈને મેઘાણી યાદ આવ્યા—
"કોઈનો લાડકવાયો..."

૩-૯-૬૨

આજે Labour-day એટલે પ્રમુખ કેનેડી પણ Island પર કુટુંબ સાથે નીકળી પડેલા અને શ્રીમતી કેનેડી ઇટલીથી જલ્દી આટલા માટે જ પાછા ફર્યા. મૂડીવાદી મનાતા દેશમા Labour-day નું જેટલું મહત્વ છે એટલું આપણા 'સમાજવાદી' દેશમાં નથી.

૪-૯-૬૨

'આજે હું ફરી હતો અને મને બીજા મિત્રો જોડે Window shopping મા પગ તોડવાનો કંટાળો આવ્યો છે. એટલે હું બુક-શોપમા ગયો—પિકાસોના બે ચિત્રો લેવાના હતા—હતા, તે લીધા, સાથે સાથે આફ્રીકન સંગીત Jazz, જે હવે અમેરિકન ગણાય છે, તેના વિખ્યાત Blues નું પુસ્તક લીધું. એના ચિત્રો અદ્દભુત છે. એ પછી ૬–૨૫ ના શોમા ૧૯૬૧ નું Prize-winning ચિત્ર જોયું—આ સ્પેનીશ ચિત્રને Cannes film festival માં Grandpix ઇનામ મળ્યું છે. આ ચિત્ર સ્પેન અને ફ્રાંસમાં પ્રતિબંધ નીચે છે. પ્રતિકો—માનવીની ભૂખ અને સ્ત્રી—એ આ ચિત્રનો આત્મા છે. કશાજ સંગીત વગરનું આ ચિત્ર અદ્દભુત હતું. વીરીડિનિયા આ ચિત્રનું અને તેની હીરોઈનનુ નામ છે. જીવનથી કંટાળી એ દેવળમાં નન-સાધ્વી બનવાની હતી. અચાનક એના કાકાજીનો પત્ર આવ્યો ઘેર જવા. દેવળની વડી ધર્મગુરુના આગ્રહથી એ કાકાજીને ત્યા ગઈ. વીરીડિનિયાના આ કાકાજીની ભૂખ જાગી અને ઉંઘટ એક રાતે કોફીમાં દવા નાખી તેને બેભાન બનાવી પોતાની વાસના પૂરી કરી. બીજે દિવસે સવારે એના કાકાએ વીરીડિનિયાને આ વાત કહી એટલે એ ત્યાથી ચાલી નીકળી. તરત જ એને પોલીસે ખબર આપ્યા કે એના કાકાએ આપઘાત કર્યો છે— અને આપઘાત શેનાથી ? ચિત્રમાં કાકાના ઘરની નોકરની છોકરી જેનાથી કૂદતી હતી, તેવી એક દોરીનો ઉપયોગ મૃત્યુ માટે થયો હતો. One's play can cause death to other — વીરીડિનિયાએ હવે જીવનનો રાહ બદલવાનું નક્કી કર્યું, એણે આ ઘરનો ઉપયોગ ભિખારીઓને માટે Shelter home મા કરવાનું નક્કી કર્યું. તે પછી એના કાકાનો દીકરો, એના મિત્ર જોડે આવ્યો — આ છોકરાની આંખ પણ બાપની માફક જ વીરીડિનિયા પર ઠરી... અને એક દિવસ આ 'શેલ્ટર હોમ'ના ભિખારીઓમાના બે જણે સાથે મળી પેલા છોકરાને બાંધી વીરીડિનિયાને ચૂંથી, પણ છોકરાએ બીજા ભિખારીને પૈસાની લાલચ આપી વીરીડિનિયા પર અત્યાચાર કરનાર ભિખારીને ત્યાંને ત્યાંજ મારી નંખાવ્યો.

બસ, ચિત્રનો અંત આવ્યો. કાકાની લાગણી પોષવા જતા વાસનાનો ભોગ બની, કાકાએ આપઘાત કર્યો—ભિખારીઓની સેવા કરવા જતા એમની વાસનાનો ભોગ બની. ભિખારીનું ખૂન થયું, બંને વખતે એને ચૂંથનારા મર્યા. અને બેભાન અવસ્થામા જ ચૂંથી શક્યા ! અદ્દભુત, વાસના, ધર્મ, પવિત્રતાની આવી વાત !

૫-૯-૬૨

અમેરિકાના મજૂરના વેતનની ગણતરી કલાકદીઠ થાય છે. આઠ દિવસે ચૂકવાય છે. આપણે રોજગારી ગણીએ છીએ. કલાકના બે ડોલર— એટલે દસ રૂપિયા તો minimum wage છે. છેલ્લા પંદર વરસમા એની ચોકખી નેટ આવક લગભગ ૭૦ ટકા વધી છે.

બપોરે અહીંના આખા દેશના મધ્યસ્થ મજૂર મંડળના મકાનમા ગયાં. એનું નામ છે AFL + CIO — એમની ઓફીસમા જ ૯૦૦ માણસો કામ કરે છે એમનો પોતાના ટેલિવીઝનનો સ્ટુડિયો છે. ૫૦,૦૦૦ યુનિયનમા જોડાયેલા છે. એની કુલ સભ્ય સંખ્યા એક કરોડ પાત્રીસ લાખ છે. આવા મોટા મકાનો તો ઘણાં

રાષ્ટ્રવ્યાપી યુનિયનોનાં છે. એ લોકો રાજકીય પક્ષ જોડે જોડાયેલા નથી. પણ એમનું Politcal Dept છે. ચૂંટણી આવતાં પહેલાં એ લોકો સંસદના સભ્યોના મજદૂર-તરફી કાયદા પરની voting ની પુસ્તિકા બહાર પાડે છે. મજૂર તરફી મત આપ્યો હોય તો R લખે મજૂર વિરોધી આપ્યો હોય તો W worng લખે અને એના ઉપરથી પોતાનો દુશ્મન કે મિત્ર નક્કી કરે. કેનેડીએ બધાજ મજૂર તરફી ખીલોને ટેકો આપેલો; એના હરીફ નિક્સને ૯૫ ટકા મજૂર તરફી ખીલોની વિરૂદ્ધ મત આપ્યો એટલે મજૂર મંડળોએ કેનેડીને ટેકો આપ્યો. એટલું જ નહીં પણ એની ચૂંટણી માટે ૨૪ લાખ ડૉલર ખર્ચ્યા! તેમ આખીય પ્રવૃત્તિમાં આદર્શવાદ કેટલો છે તે તો યુનિયનો સાથે રહીશું ત્યારે ખબર પડશે.

આજે સવારે અમે આખો દિવસ Health Education and welfare Dept. માં ગયા હતા. જ્યાં Social Security અને બીજી સહાય અંગે માહિતી અપાઈ — અમેરિકામાં આયુષ્ય લંબાયું હોવાથી એમનો oldage persons નો સવાલ કઠીન બનવા લાગ્યો છે. માત્ર આર્થિક જ નહિ પણ માનસિક ફ્રેઈમ પણ એમની જુદી હોય છે. એ ઉપરાંત અંધ — ત્યક્ત બાળકો, કુંવારી માતાઓનાં સંતાનો — આ બધા સવાલો છે. આખી દુનિયામાં માત્ર અહીં જ બહેરા મૂંગાઓના શિક્ષકોને તાલીમ આપવાની તાલિમ-પ્રથા છે.

૭-૯-૬૨

કોઈપણ મજૂર બેકાર થાય તો એને ૭ માસ સુધી બેકારી ભથ્થું મળે છે — આ ભથ્થાના નાણાં માલિકો પાસેથી કરરૂપે મધ્યસ્થ સરકાર ઉઘરાવે છે — મૂડીવાદી સરકાર જે કરે છે તે ભારતની સમાજવાદી સરકાર કરે છે?

આ ઉપરાંત દરેક કારખાનાના મજૂરને તાલીમ માટે એમનો apprentice programme હોય છે. કડીયો, સુથાર, રસ્તાના મજૂરો — એમ દરેક ધંધાના કારીગરો માટે અહીં Standard course છે — કારખાનાઓમાં Apprenticeship joint council હોય છે, જેમાં માલિક-મજૂરોના સરખા પ્રતિનિધિઓ હોય છે. Standard અભ્યાસક્રમવાળાને ય પ્રમાણપત્ર મળે છે.

આનું મહત્વ આજકાલ બહુ વધેવા લાગ્યું છે. કારણ કે અમેરિકામાં અત્યારે ૪૫ થી ૫૦ લાખ બેકારો છે, આના માટે સેનેટે Retraining ખીલ પસાર કર્યું છે. જે વિસ્તારોમાં બેકારી વધુ હશે, ત્યાં પર અઠવાડિયાં માટે એલાવન્સ સાથેની નવા ઉદ્યોગની તાલીમ અપાશે. મોટા ભાગની બેકારી અહીં Automation ના કારણે છે — ખાસ કરીને કોલસાની ખાણોના વિસ્તારમાં હવે આ ખાણિયાઓને બીજા ઉદ્યોગો માટેની જરૂરી તાલીમ એલાવન્સ સાથે આપશે. નવા ઉદ્યોગો માટે ઉદ્યોગપતિઓને લાભ આપશે.

૧૧-૯-૬૨

આજે આખરે મુકામ પર પહોચ્યો. સવારના દસ વાગ્યે વોશિંગ્ટનથી પ્લેઈનમાં નીકળી સાડા અગિયારે બોસ્ટન આવી પહોચ્યો. દિવસ હતો એટલે ઊંચે ગગનમાંથી અમેરિકાનું દર્શન કર્યું — વિશાટ દેશ, ઓછી વસ્તી, મોટા બરફીના ચોસલા જેવા સરખા ખેતરો, વળી બોસ્ટન જતા દરિયાને ઓળંગવાનું અને કાંઠે કાંઠે જવાનું આવે એટલે એટલી ઊંચાઈએથી ટાપુઓ જાણે નકશા પર પીંછીથી દોરેલા હોય એવા લાગે; મોટી સ્ટીમરો જતી હોય તો દેખાય — બાકી, નાનાં વહાણ કે સ્ટીમર તો પાણીમાં પડેલા સફેદ કચરા જેવાં લાગે. વચ્ચે ઝપાટાબંધ પસાર થતા વાદળો પ્લેઈનને અડીને જાય — તો કદીક પ્લેઈનની નીચે ખૂબ વાદળો જ હોય. ઉપર આકાશ, નીચે ધરતી નહિ-પણ નીચે વાદળ—

૧૪-૯-૬૨

આજે બપોરે હારવર્ડ યુનિ. ના યાર્ડમા અમને લઈ ગયા. આપણે જેને યુનિ. કેમ્પસ કહીએ છીએ, તેને આ લોકો એટલે માત્ર હારવર્ડવાળા યાર્ડ કહે છે. પૈદલ ફરતા ફરતા લગભગ બે કલાક થયા. દસ હજાર વિદ્યાર્થીઓ–એક કોલેજ અને દસ સ્કૂલ. (અહીં Post graduate માટે સ્કૂલ છે અને Jr graduate માટે કોલેજ છે) દસ લાખ પુસ્તકોની લાયબ્રેરી–કેમીસ્ટ્રી–ફીઝીકસ Accaustics અને એવી અનેક શાખાઓ, મ્યુઝીયમ–વગેરે. સંખ્યાબંધ મકાનો. બહારથી બધા મકાનો જૂની ઢબના, અંદરથી અદ્યતન. અમેરિકાની આ જૂનામા જૂની યુનિ. લગભગ ૩૦૦ વરસ ઉપર થયાં. મ્યુઝીયમમા મજા પડે એવું પ્રદર્શન છે–Glass-flowersનુ. એક કુટુંબે પોતાની ખાસ કળાથી અનેક જાતનાં ફૂલ–એના પાન, એના મૂળ એની અંદરના ભાગો બધું જ એ જ રંગમા એ જ સાઈઝમા બનાવ્યું છે. દુનિયામા આવા અદ્ભુત Glass-flowers ક્યાંય નથી. કલ્પનામા ન આવે એવું ઝીણુ કામ છે. જોયા પછી પણ મન માને નહિ કે આ કાચના છે !

૧૬-૯-૬૨

આજે બધાને રજા હતી પણ બિચારા મજૂર કાર્યકરો કામે લાગ્યા હતા. આજે અમારો એક વિષય શરૂ થયો–Public speaking and parliamentary method. એટવુડ નામના એક શિક્ષકે શરૂ કર્યું–પણ મજાનું હતું–૯-૩૦ થી ૧૨ સુધી ચાલ્યું–અહીં ટેપરેકોર્ડનો એટલો બધો ઉપયોગ થાય છે કે અમારા ક્લાસમાંના એક જપાની વિદ્યાર્થી પાસે પણ એક નાનકડું ટેપ રેકર્ડ મશીન છે, જે એમણે આ પીરીઆડમાં વાપરી બધું જ ટેપરેકોર્ડ કરી લીધું.

૧૬-૯-૬૨

અહીં ક્રિકેટ કોઈ રમતું જ નથી. ફૂટબોલ અને બેઝ બોલ રમે. પણ ફૂટબોલ આપણી ઢબનો નહીં પણ માથે ટોપ જેવું પહેરી બે પાર્ટીઓએ ફૂટબોલ લઈ જવાનો – લઈ જનારને અટકાવવાનો. એવો કંઈક ખેલ જમાવે. બે પક્ષોમાં બબ્બે જૂથ હોય, જે વારાફરતી મેદાનમાં આવે–જમીને પછી સ્ટેડિયમમાં ગયો – ૩૫૦૦૦ ની માનવમેદની જામી હતી. બે પક્ષોનાં નામો હતા – Boston patriots અને Husten Oilers. રમતનું વાતાવરણ વધારે તો એટલા માટે જામતું કે બંને પક્ષોના ધ્વજો, બટનો, બધું બહાર વેચાતું હોય; અને પ્રેક્ષકો એ લઈને જાય. ઊપરાંત ખેલાડીઓના મનમા શહેરના અને આજુબાજુની શાળાઓનાં બેન્ડો–લાલ – ભૂરા – કેસરી એવા જાતજાતના પોષાકમાં બેન્ડ પાર્ટીઓ – સ્ટેડિયમની બહાર કતારોમા ઊભેલી હોય, જે વારાફરતી અંદર જઈ ખેલાડીઓના માનમા બેન્ડ વગાડી બહાર આવે; રોમન ઢબનું સ્ટેડિયમ અને ૩૫૦૦૦ ના હર્ષના ઉદ્‌ગારોએ સાંજ સુધી અમને કશું કરવાજ ન દીધું.

રાતે ફરવા ગયો. રવિવાર અને કલબો – નાઈટ કલબો – બાર, બધે જ નાચગાન, ઘોંઘાટ. હું Affair નામનું નાટક જોવા ગયો. ગજબ સુંદર હતું. અલબત ગ્રુપ પિટનનું હતું. અને મોટા ભાગના, અભિનેતાઓ ઘણા પ્રખ્યાત અને Royal Academy of Dramatics London ના મેડલીસ્ટ હતા. એની કથા શિક્ષણસંસ્થામાના સ્વાતંત્ર્ય અંગેની હતી. ઓકસફર્ડ અને હારવર્ડ જેવી સંસ્થાઓ પર કટાક્ષ હતો. હારવર્ડ નામના જુવાનને છેતરપિંડી કરવાના ગુના માટે યુનિ. નું બોર્ડ કાઢી મૂકે છે. આ જુવાન મગજનો ફાટેલો પણ પ્રામાણિક હતો. એની પત્ની શુર્ઇસ જાણના વકીલની સલાહ લે છે. વકીલ પહેલાં ના પાડે છે. પણ પછી યુનિ. માં બીજા ફેલોની પાસેથી સત્ય જાણવા મથે છે. ધીમે ધીમે એક પછી એક સભ્યને સમજાવી બહુમતિ કરીને કેસની ફેરતપાસ કરે છે. અને યુનિ. ના માસ્ટર (વાઇસ

આર્મસ્ટ્રોંગ) ની કોર્ટ બેસે છે. ત્યારે એવું બહાર આવે છે કે, જેની પાસે આ હારવર્ડ પેપર લખતો હતો, તે પ્રોફેસરને હારવર્ડના રાજકીય વિચારો ગમતા ન હતા એટલે એણે જ આવું ખોટું તરકટ ઊભું કરી એને કઢાવ્યો હતો.

૧૯–૯–૬૨

સોમ-મંગળ એટલે તો સવારના સાડા-આઠથી સાંજ સુધીનો સમય ભણવામાં જ જાય, એટલે બહાર જવું લગભગ અશક્ય છે. પણ આજે હું અહીંનો એક બોસ્ટન મ્યુની. રીસર્ચ બ્યુરોમા ગયો હતો. મેં ધારેલું કે એ સુધરાઈની સંસ્થા હશે. પણ હકીકતમાં સ્વતંત્ર સંસ્થા નીકળી. એને લોકો સખાવતથી નભાવે છે. એનો આ વરસનો Improving our Neighbourhood નો અહેવાલ નેશનલ રીસર્ચ ઑરગેનાઇઝેશને શ્રેષ્ઠ ગણાવ્યો છે. ત્યા જાણવાનું મળ્યું એ લોકો સુધરાઈના વહીવટ પર સાઈક્લોસ્ટાઈલ પાક્ષિક બહાર પાડે છે. એના અંકો પણ બે વરસના લાવ્યો. ખૂબ માહિતી છે. અહીં સુધરાઈમા માત્ર નવ જ સભ્યો છે. દસમા મેયર. પણ આખા શહેરમાથી ચૂંટાય. કોઈ વોર્ડ નહિ. મેયર પણ આખા શહેરમાથી અલગ સીધી ચૂંટણીથી, ચૂંટાય. બધી સત્તા મેયર પાસે જ. બીજા સભ્યો કશું નવું રજૂ ન કરી શકે, બધી વાતો ઊભી કરવાનો અધિકાર મેયરને જ. બીજા સભ્યો બજેટની રકમ વધારી ન શકે, ઘટાડી શકે. અને પ્રુરિ કે બહુમતિથી વધારે, તો મેયર Veto કરી શકે. એ પછી જ્યારે City council મા ગયો ત્યારે ત્યાંના 'હાઉસ'ના મુખ્ય માણસ—જે બધા પ્રોસિડિંગ્ઝ રાખે, એને City messenger કહે છે. એણે મને કહ્યું, "તમારી પ્રથા સારી છે. પહેલા અમારે પણ વોર્ડ હતા. સભ્યો પચીસ હતા. એટલે લોકોના સવાલો રજૂ થતા. હવે તો આમાં કોઈ કોઈને જવાબદાર જ નહિ."

૨૦–૯–૬૨

વચમા મંગળવારે ચૂંટણી થઈ. સેનેટની ચૂંટણી નવેમ્બરમા છે. તે પહેલાં આ, અહીં જેને primary election કહે છે, તે થયું. એટલે કે અહીંના બે મુખ્ય પક્ષો ડેમોક્રેટ અને રીપબ્લીકનની આંતરિક ચૂંટણી. ડેમોક્રેટ અને રીપબ્લીકન બંનેના બે માણસો સેનેટમા જવા માંગતા હતા. સીટ એકજ છે. એ બેમાંથી કોણ જાય, એ માટે લોકો પસંદગી કરે. તમે મત આપવા જાવ એટલે તમારે તમારો પક્ષ કહેવો પડે. એ પછી તમે ડેમોક્રેટિક હો તો તમને ડેમોક્રેટના બે ઉમેદવારોનું કાર્ડ મળે. તમારે એક પસંદ કરવાનો. અહીંની ચૂંટણીમા આખા દેશનું ધ્યાન ખેંચાયેલું હતું. કારણ પ્રેસીડેન્ટ કેનેડીનો નાનો ભાઈ ટેડી કેનેડી ઊભો હતો. એની સામે જૂનો કાર્યકર મેકમોરેક હતો. પણ ટેડી કેનેડી જીતી ગયો. સમજુ વર્ગને આ નથી ગમ્યું. કારણ એણે કોઈ કામ આજ સુધી નથી કર્યું પણ કેનેડીના ભાઈને નામે મતો મળ્યા. હવે આ કેનેડી અને રીપબ્લીકન તરીકે ચૂંટાયેલા લોજ વચ્ચે અને ત્રીજા સ્વતંત્ર હ્યુઝ્સ વચ્ચે હરીફાઈ થશે. તે સાચી ચૂંટણી. જો દરેક પક્ષનો એકજ ઉમેદવાર હોય તો આવી પ્રાયમરી ચૂંટણી ન થાય. સ્વતંત્ર ઉમેદવારને તો ચિંતા જ નહિ.

# 'પરિમલ' કૃત "રિમઝિમ" નો પરિમલ

રામપ્રસાદ બક્ષી

ભાઈ શ્રી 'પરિમલ'નો પ્રથમ પરિચય આપનાર એક વિદ્વાન સાહિત્યનિપુણ મિત્રે એમને નવોદિત અને આશાસ્પદ કવિ તરીકે વર્ણવ્યા હતા. આ સંગ્રહ 'રિમઝિમ' વાચીને એની ખાતરી થાય છે. વિશેષ કરીને ગઝલના વ્યોમમાં ભાઈ પરિમલ માત્ર નવોદિત નથી, મધ્યાહ્ન તરફ આવી પહોંચતા જણાય છે.

'રિમઝિમ'માં 'ચમન', 'મનન', 'વતન' અને 'ગુંજન' એવા ચાર વિભાગો છે. તેમાથી 'ચમન' મા ૪૨ ગઝલો છે, "મનન" માં એ શૈલીનાં ૪૬ મુક્તકો છે, "વતન" મા ચીને કરેલા ભારત પરના આક્રમણે પ્રકટાવેલી દેશ ભક્તિની અને રણોત્સાહની માત્ર ૬ કૃતિઓ છે, અને 'ગુંજન'માં માત્રામેળ છંદની, ગરબા અને રાસ વર્ગની, ૩૯ કૃતિઓ છે.

શ્રી. 'પરિમલ' પોતાના સંવેદનોને કાવ્ય રૂપે વહાવવા માટે માત્રામેળ રચનાઓ પસંદ કરે છે—આ સંગ્રહમા તો સંસ્કૃતના અક્ષરમેળ વૃત્તોનો (૬૫ બધી રચનાઓનો) અભાવ છે અને માત્રમેળ રચનાઓમાં પણ એમનો પક્ષપાત ગઝલ તરફ વધારે હોય એવું, માત્ર સંખ્યા જ નહિ પણ સિદ્ધિ, દર્શાવે છે. 'ગઝલ' ની અને ગરબારાસની સૃષ્ટિ ભિન્ન છે. ગઝલોમા જે ગઝલપરંપરાનાં પ્રતીકો યોજાયા છે, તેનાથી ગરબારાસમાં પ્રતીકો પણ જુદાં છે

ગરબા—રાસ પ્રકારની કવિતાના કરતા ગઝલમા ભાઈ પરિમલ વિશેષ સિદ્ધિ પામ્યા જણાય છે એનું કારણ શોધવાની કે કલ્પવાની ખાસ જરૂર નથી. પણ એ વિશે વિચાર કરતા મારો એ તર્ક થાય છે કે એમનો ગઝલશોખ, ઉર્દૂ અને એ શૈલીની ગુજરાતી—ગઝલોનો પ્રભાવ એમણે ઝીલ્યો હોય એમાથી પ્રકટયો અને વિકસ્યો હોય; અને આપણે ત્યા કવિસંમેલનો અને મુશાયરાઓ એમ બે પ્રકારની કાવ્યપઠન-સભાઓ યોજાય છે, તેમાથી મુશાયરાએ, મુશાયરામા જામતી રોનક અને મસ્તીએ, ભાઈ પરિમલને આકર્ષ્યા હોય.

અને એમ પણ હોય કે એક જ વિચારને અથવા ભાવને અનેક પંક્તિઓમા ઘૂંટતી ગરબારાસ જેવી રચનાઓ કરતા શએરે શએરે જુદા વિચાર અથવા ભાવમાં સરકી જવાની ગઝલમા જે છૂટ છે તે ભાઈ પરિમલને અનુકૂળ થતી હોય.

આનો અર્થ એ નથી કે ગઝલની રચના અન્ય ગીતોની રચનાના પ્રમાણમા સહેલી છે. ગઝલ રચવામા પ્રવૃત્ત થતો ગઝલકાર પરંપરાગત બંધનોનો, સ્વેચ્છાએ સ્વીકાર કરે છે, અને એ બંધનો એને વિચાર અથવા ભાવની અભિવ્યક્તિ માટે અને પદમયવાણીની વ્યવસ્થા માટે, ગીતો કરતા ઓછી મોકળાશ આપે છે. કડીએ કડીએ એક જ ભાવને વળગી રહેવાની ફરજમાથી મુક્તિ કરીને એક ભાવ કે વિચારમાં બીજામા સરકી જવાની જે ગઝલની રીત છે તે ગઝલ-કારને અનુકૂળતા કરી આપતી જણાય, પણ પૂરી રીતે જોતા એમાં અનુકૂળતા કરતા નિયંત્રણ વધારે છે. ગીત રચનારો કવિ જે ભાવથી—જે વિચારથી—જે સંવેદનથી પ્રેરાયો હોય, તેને જ વિસ્તારી વિકસાવી શકે છે; પણ પરંપરાને જાળવીને ચાલનારા ગઝલકારને, શિરે કડીએ કડીએ ભાવ—સંવેદન—વિચાર બદલવાની ફરજ

આવી પડે છે. આટલું જ હોય તો જે બાબતમાં ગીતમાં છૂટ તે બાબતમાં ગઝલમાં નિયંત્રણ, અને જે બાબતમાં ગઝલમાં છૂટ તે બાબતમાં ગીતમાં નિયંત્રણ, એમ બંને પ્રકારો સરવાળે સરખી સગવડ – અગવડવાળા જ બની રહે. પણ ગઝલકાર, ગઝલની પુરાણી પરંપરાનો સ્વીકાર કરવાની સાથે જ, એક અન્ય બંધન સ્વીકારી લે છે: એ છે રદીફ અને કાફિયાનું બંધન. જે રદીફ અને કાફિયાનો સ્વીકાર ગઝલના પ્રથમ શેરમાં–મતલામાં–કર્યો તેને અંતિમ શેર સુધી–મક્તા સુધી–નભાવવાની ગઝલકારની પ્રતિજ્ઞા હોય છે, જવાબદારી હોય છે. આ પ્રકારના કડીએ કડીએ આવતા એક જ પ્રકારના પ્રાસની યોજના આપણી પદ્યરચનાઓમાં પણ કવિને કેવી આફતમાં ઉતારે છે એ મેં મારા અગાઉ લખેલા એક લેખમાં ઉદાહરણો સાથે દર્શાવ્યું છે. ગઝલમાં પ્રવૃત્ત થનારો ગઝલકાર તો આવી એક નહીં, બે આફતને નોતરે છે. કારણ કે એને તો એનો એ રદીફ દરેક શેરમાં જાળવવો પડે છે. તે ઉપરાંત આપણા પ્રાસના જેવા પ્રાસથી યુક્ત કાફિયાની પણ યોજના કરવી પડે છે.

કવિતાના તત્ત્વના પ્રમાણ પરત્વે પણ અન્ય પ્રકારની કાવ્યકૃતિઓ કરતાં ગઝલ ઓછી ઊતરે એવું કદાચ ક્વચિત મનાતું હશે. આ બાબત પણ વિચારવા જેવી છે. એ તો ખરું છે કે ગુજરાતી કવિઓના કાવ્યસંગ્રહો જોઈએ તો અન્ય પ્રકારની કાવ્યકૃતિઓમાં કવિતાતત્ત્વની જે સમૃદ્ધિ જોવામાં આવે છે, એ ગઝલોમાં–ગુજરાતી ગઝલોમાં જોવામાં આવતી નથી. પણ આનું એક કારણ એ પણ હોઈ શકે કે જે આપણા અગ્રણી પ્રશસ્ત કવિઓ છે, એમણે જેટલું અન્ય પ્રકારનું પરિશીલન કર્યું છે તેટલું ગઝલનું કર્યું નથી. અલબત્ત ગઝલ એટલે નારીનું અને નારી પ્રત્યેના પ્રેમનું નિરૂપણ એ વિષયમર્યાદા–એ પ્રેમ ઇશ્ક મજાજી અર્થાત્ સાંસારિક પ્રેમથી ઇશ્ક હકીકી અર્થાત્ પ્રભુવિષયક રતિ પર્યન્ત વિસ્તરતો હોવા છતાં પણ પ્રેમરૂપ વિષયમર્યાદા– ગઝલકારના ભાવનાવિહારના પ્રદેશને સંકુચિત કરતો હોય. પણ એનો અર્થ એ થયો કે ગઝલની અને અન્ય પ્રકારની કવિતાની સરખામણી અથવા તુલના કરીએ ત્યારે ગઝલનાં સામા પલ્લામાં આપણે એજ પ્રકારની કૃતિઓ–પ્રણયકાવ્યો જ–મૂકવાં જોઈએ.

ગઝલકાર પણ સાદી વાણીમાં વિચારના અને ભાવનાના તેજસ્વી મૌક્તિકો ઝળકાવે છે એ તો અનેક ઉર્દૂ–શાયરીની ગઝલના અભ્યાસીઓને જાણીતી વાત છે. ભાઈ પરિમલની ગઝલોમાં પણ એવા મૌક્તિકોનો ઝબકાર છે એ ઉદાહરણો જોતાં જણાશે.

ફેંકી દીધાં ભંવરમાં હલેસાં મેં ત્યારથી
આ મારી નાવને નથી ડોલાવતી હવા" –'હવા'

આ શેર સાદા શબ્દોમાં સાદી વાત કહેતો જણાય છે. પણ એમાં વિશેષ તત્ત્વ એ છે કે જ્યારે માનવ પોતાના પુરુષાર્થે પાર જવાનું અભિમાન તજે છે, પ્રભુ અથવા કુદરતીશક્તિની યોજનામાં સહકાર આપે છે, ત્યારે એના સર્વ ક્ષોભ શમી જાય છે. આજ બાબત 'નહીં મળશે'? મુક્તકની 'તારા વિશ્વાસે હલેસાંય ત્યજ્યા છે જેણે' એ પંક્તિમાં છે. સાધારણ ગઝલમાં આ વાત સાધારણ ગણી લઈએ ત્યારે સ્મરણમાં રાખવું ઘટે કે ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાના તત્ત્વજ્ઞાનના નવનીત સમા શ્લોકોમાં આજ વાતનું ગૌરવયુક્ત કથન આ પ્રમાણે કર્યું છે.

"महेच्छावमीरस्य शान्ता लहर्यो
भवेयुः यदा सा महेच्छा मदिच्छा ।।"
– Scrap Book Pt III p 209.

જ્યારે પ્રભુની ઇચ્છા–વિશ્વનું નિયમન કરતી મહેચ્છા–જે હોય તેને જ હું મારી ઇચ્છા બનાવું ત્યારે મહેચ્છાની (જીવનનૌકાને ડગમગાવતી જણાતી) લહરીઓ શાન્ત થાય છે– અર્થાત્ વિરોધ શમતા ક્ષોભ પણ શમે છે–એવું ગોવર્ધનરામ કહે છે.અને એ જ વાત ભાઈ પરિમલ એમની સાદી ગઝલ પંક્તિમાં કહે છે.

ભાઈ પરિમલની સ્વયંભૂ કલ્પનાએ "દર્દ જોવાયું નહિ", એ ગઝલમાં પહેલા જ શેરમાં ભાગ્યના પરિવર્તનને અને પ્રભાતના—સૂર્યના-ઉદયને બિંબપ્રતિબિંબ રૂપે મૂક્યાં છે. આ કલ્પનામા અન્ય કોઈ પુરોગામી ઉર્દુ શાયરની પ્રેરણા હોય તો હું જાણતો નથી, પણ હું જોઈ શકું છું, એવી પર–પ્રેરણા વિના પણ આવું કલ્પનાસામ્ય પ્રાચીન અને નવીન કવિની કૃતિમાં આવી શકે છે. કારણ કે ભાઈ પરિમલની આ કલ્પના કાલિદાસની, શાકુન્તલના "यात्येकतोऽस्तशिखर—लोको नियम्यत इवात्मदशान्तरेषु" એ શ્લોકમાની કલ્પના જેવી છે, એમા ભાઈ પરિમલના શાકુન્તલના, ઊંડા અભ્યાસ અને મનનને જવાબદાર ગણવા સુધી જવાની જરૂર જણાતી નથી

'ચમન'માના કેટલાક શેરોમા સાદગી સાથેની ખૂબી છે, મુલાયમ ભાવની મનોહરતા છે.

"કુસુમના મુખ ઉપર કાયમ રડવું;
ગગનથી કેટલું સરખાપણું છે"
—"આંસુ છે"

અહીં કવિએ પોતાનો ગગન સાથે જે સાધર્મ્યસંબંધ કલ્પ્યો છે, તે કુસુમ ઉપર પડતા પોતાના આસુઓ અને આકાશનાં ઝાકળબિંદુઓમાં રહેલો છે.

"મુજ શોક છાઈ ગયો નભે,
એને લોક કહે છે અમાસ છે"
—"સુવાસ છે"

આ પંક્તિ વ્યંગ્ય અપહ્નુતિની અલંકારયુક્તિનું સ્મરણ કરાવે છે.

"આવ તું આવ હજી એ જ ઢળે છે રાતો,
એ જ છે ચાંદ કોઈ ઝૂલ્ફ મહીં સંતાતો"
—"ડુબાવી બેઠો"

અને સ્નેહસાગરનું તરી ગઈ અને તારો સાથી જો ને આસુઓ મહીં નાવ ડુબાવી બેઠો.
—"ડુબાવી બેઠો"

એ બે શેરોમાં ઝૂલ્ફમાં સંતાતો ચાદ અને આસુમાં ડુબાવાતી નાવ—એ બે વચનોમા અતિશયોક્તિ છે—exaggeration કે અત્યુક્તિ નહિ, પણ ઉપમેયનું ઉપમાનમાં નિગરણ થવાથી નીપજતે અતિશયોક્તિ.

"નદી" ગઝલમાંનો આ શેર જગતનૌકાના કે રાષ્ટ્રનૌકાના કર્ણધાર અથવા સુકાની બનેલા છતા નૌકાને ધાર્યે કાંઠે ન પહોંચાડી શકતા, પરંતુ પ્રવાહના વેગમાં તણાતા નેતાઓ પ્રતિ એક સાદો પણ આકરો કટાક્ષ ફેંકે છે :—

કંઈ નાવિકો જોઈ 'પરિમલ' વિચારતો
કાંઠે એ જાય છે? કે લઈ જાય છે નદી?"

પ્રભુએ રચેલા આ જગતને જોઈને એના જ સર્જેલા સ્વર્ગમા માનવીને શ્રદ્ધા ન રહે તો નવાઈ નહીં. તેથી જ પરિમલ કહે છે:—

બયાન જન્નત તણું સુણીને
ગગનભણી હું ખુદા જતો'તો,
પરંતુ તારું જહાન જોઈ
ફરી ગયો છે વિચાર રસ્તે"
—"પરવરદિગાર રસ્તે"

"એ તો મળવા ગઈ'તી" એ નઝમમાની આરંભની જ આ કડી કવિના મનમાં વ્યાપેલી ખિન્ન મૂક શાન્તતાનું પ્રકૃતિમા, વાચકના ચિત્તમા પણ એ શાન્તતાનુ સંક્રમણ કરે એવુ, નિરૂપણ કર્યું છે, જેમાં પદ્યપંક્તિનો મન્દ લય પણ સહાયક બને છે:—

"આજની રાત તણા હોઠ ઉપર ખામોશી
આજની ચાદનીએ જગતે કફન દીધા છે;
હોઠ સીવીને પેલા તારકવૃંદે જાણે
કોઈએ બોલવાને આજે કસમ લીધા છે"

અને જુઓ આ પંક્તિઓમા પરખાતી પરિમલની ખુમારી.

"ભંવરવાસીઓને ફક્ત ઓળખું છું
કિનારે રહીને મને ના પુકારો.
× × ×
પ્રિયે! દર્દ દુનિયાનું મુજથી વધુ છે
જગત ચોકમાં જઈને પાલવ પ્રસારો!

આવી પડે છે. આટલું જ હોય તો જે બાબતમાં ગીતમાં છૂટ તે બાબતમાં ગઝલમા નિયંત્રણ, અને જે બાબતમા ગઝલમાં છૂટ તે બાબતમા ગીતમા નિયંત્રણ, એમ બંને પ્રકારો સરવાળે સરખી સગવડ – અગવડવાળા બની રહે. પણ ગઝલકાર, ગઝલની પુરાણી પરંપરાનો સ્વીકાર કરવાની સાથે જ, એક અન્ય બંધન સ્વીકારી લે છે: એ છે રદીફ અને કાફિયાનુ બંધન. જે રદીફ અને કાફિયાનો સ્વીકાર ગઝલના પ્રથમ શેરમાં–મતલામા–કર્યો તેને અંતિમ શેર સુધી–મક્તા સુધી–નભાવવાની ગઝલકારની પ્રતિજ્ઞા હોય છે, જવાબદારી હોય છે. આ પ્રકારના કડીએ કડીએ આવતા એક જ પ્રકારના પ્રાસની યોજના આપણી પદ્યરચનાઓમા પણ કવિને કેવી આફતમા ઉતારે છે એ મેં મારા અગાઉ લખેલા એક લેખમા ઉદાહરણો સાથે દર્શાવ્યું છે. ગઝલમા પ્રવૃત્ત થનારો ગઝલકાર તો આવી એક નહીં, બે આફતને નોતરે છે. કારણ કે એને તો એનો એ રદીફ દરેક શેરમા જાળવવો પડે છે. તે ઉપરાંત આપણા પ્રાસના જેવા પ્રાસથી યુક્ત કાફિયાની પણ યોજના કરવી પડે છે.

કવિતાના તત્ત્વના પ્રમાણ પરત્વે પણ અન્ય પ્રકારના કાવ્યકૃતિઓ કરતાં ગઝલ ઓછી ઊતરે એવું કદાચ ક્યાંક મનાતું હશે. આ બાબત પણ વિચારવા જેવી છે. એ તો ખરું છે કે ગુજરાતી કવિઓના કાવ્યસંગ્રહો જોઈએ તો અન્ય પ્રકારની કાવ્યકૃતિઓમાં કવિતાતત્ત્વની જે સમૃદ્ધિ જોવામા આવે છે, એ ગઝલોમા–ગુજરાતી ગઝલોમા જોવામાં આવતી નથી પણ આનું એક કારણ એ પણ હોઈ શકે કે જે આપણા અગ્રણી પ્રશસ્ત કવિઓ છે, એમણે જેટલુ અન્ય પ્રકારનુ પરિશીલન કર્યું છે તેટલું ગઝલનું કર્યું નથી. અલબત્ત ગઝલ એટલે નારીનું અને નારી પ્રત્યેના પ્રેમનું નિરૂપણ એ વિષયમર્યાદા–એ પ્રેમ ઇશ્ક મજાજી અર્થાત્ સાંસારિક પ્રેમથી ઇશ્ક હકીકી અર્થાત્ પ્રભુવિષયક રતિ પર્યન્ત વિસ્તરતો હોવા છતાં પણ પ્રેમરૂપ વિષયમર્યાદા– ગઝલકારના ભાવનાવિહારના પ્રદેશને સંકુચિત કરતો હોય. પણ એનો અર્થ એ થયો કે ગઝલની અને અન્ય પ્રકારની કવિતાની સરખામણી અથવા તુલના કરીએ ત્યારે ગઝલના સામા પલ્લામાં આપણે એજ પ્રકારની કૃતિઓ–પ્રણયકાવ્યો જ–મૂકવા જોઈએ.

ગઝલકાર પણ સાદી વાણીમા વિચારનાં અને ભાવનાના તેજસ્વી મૌક્તિકો ઝળકાવે છે એ તો અનેક ઉર્દૂ શાયરીની ગઝલના અભ્યાસીઓને જાણીતી વાત છે. ભાઈ પરિમલની ગઝલોમાં પણ એવા મૌક્તિકોનો ઝબકાર છે એ ઉદાહરણો જોતા જણાશે.

કે ફો દીધા ભંવરમાં હલેસા મેં ત્યારથી
આ મારી નાવને નથી ડોલાવતી હવા"–'હવા'

આ શેર સાદા શબ્દોમા સાદી વાત કહેતો જણાય છે. પણ એમા વિશેષ તત્ત્વ એ છે કે જ્યારે માનવ પોતાના પુરુષાર્થે પાર જવાનુ અભિમાન તજે છે, પ્રભુ અથવા કુદરતીશક્તિની યોજનામા સહકાર આપે છે, ત્યારે એના સર્વ ક્ષોભ શમી જાય છે. આજ બાબત 'નહીં' મળશે'? મુક્તકની 'તારા વિશ્વાસે હલેસાંય ત્યજ્યા છે જોજે' એ પંક્તિમા છે. સાધારણ ગઝલમા આ વાત સાધારણ ગણી લઈએ ત્યારે સ્મરણમા રાખવું ઘટે કે ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાના તત્ત્વજ્ઞાનના નવનીત સમા શ્લોકોમા આજ વાતનું ગૌરવયુક્ત કથન આ પ્રમાણે કર્યું છે.

"महेच्छायोगीरस्य शान्ता लहर्यो
भवेयु. यदा सा महेच्छा मदिच्छा ॥'

Scrap Book Pt III p 209.

જ્યારે પ્રભુની ઇચ્છા–વિશ્વનું નિયમન કરતી મહેચ્છા–જે હોય તેને જ હું મારી ઇચ્છા બનાવું ત્યારે મહેચ્છાની (જીવનનૌકાને ડગમગાવતી જણાતી) લહરીઓ શાન્ત થાય છે– અર્થાત્ વિરોધ શમતા ક્ષોભ પણ શમે છે–એવું ગોવર્ધનરામ કહે છે.અને એ જ વાત ભાઈ પરિમલ એમની સાદી ગઝલ-પંક્તિમા કહે છે.

ભાઇ પરિમલની સ્વયંભૂ કલ્પનાએ "દર્દ જેવાયું નહિ" એ ગઝલમાં પહેલા જ શેરમા ભાગ્યના પરિવર્તનને અને પ્રભાતના-સૂર્યના-ઉદયને બિંબપ્રતિબિંબ રૂપે મૂકયાં છે. આ કલ્પનામાં અન્ય કોઈ પુરોગામી ઉર્દુ શાયરની પ્રેરણા હોય તો હું જાણતો નથી, પણ હું જોઈ શકું છું, એવી પર-પ્રેરણા વિના પણ આવું કલ્પનાસામ્ય પ્રાચીન અને નવીન કવિની કૃતિમાં આવી શકે છે. કારણ કે ભાઈ પરિમલની આ કલ્પના કાલિદાસની, શાકુન્તલના "यात्येकतोऽस्तशिखर— लोको नियम्यत इवात्मदशान्तरेषु" એ શ્લોકમાંની કલ્પના જેવી છે, એમા ભાઈ પરિમલના શાકુન્તલના, ઊંડા અભ્યાસ અને મનનને જવાબદાર ગણવા સુધી જવાની જરૂર જણાતી નથી.

'ચમન'માના કેટલાક શેરોમા સાદગી સાથેની ખૂબી છે, મુલાયમ ભાવની મનોહરતા છે.

"કુસુમના મુખ ઉપર કાયમ રડવું;
ગગનથી કેટલું સરખાપણું છે"
—"આંગણું છે"

અહીં કવિએ પોતાનો ગગન સાથે જે સાધર્મ્યસંબંધ કલ્પ્યો છે, તે કુસુમ ઉપર પડતા પોતાનાં આંસુઓ અને આકાશનાં ઝાકળબિંદુઓમાં રહેલો છે

"મુજ શોક છાઈ ગયો નભે,
એને લોક કહે છે અમાસ છે"
—"સુવાસ છે"

આ પંક્તિ વ્યંગ્ય અપહ્નુતિની અલંકારયુક્તિનું સ્મરણ કરાવે છે.

"આવ તું આવ હજી એ જ હજી છે રાતો,
એ જ છે ચાંદ કોઈ ઝુલ્ફ મહીં સંતાતો"
—"ડુબાવી બેઠો"

અને સ્નેહસાગર તું તરી ગઈ અને તારો સાથી
એ ને આંસુઓ મહીં નાવ ડુબાવી બેઠો.
—"ડુબાવી બેઠો"

એ બે શેરમાં ઝુલ્ફમાં સંતાતો ચાંદ અને આંસુમાં ડુબાવાતી નાવ—એ બે વચનોમાં અતિશયોક્તિ છે—exaggeration કે અત્યુક્તિ નહિ, પણ ઉપમેયનું ઉપમાનમાં નિગરણ થવાથી નીપજે, તે અતિશયોક્તિ.

"નદી" ગઝલમાનો આ શેર જગત-નૌકાના કે રાષ્ટ્રનૌકાના કર્ણધાર અથવા સુકાની બનેલા છતા નૌકાને ધાર્યે કાંઠે ન પહોંચાડી શકતા, પરંતુ પ્રવાહના વેગમા તણાતા નેતાઓ પ્રતિ એક સાદો પણ આકરો કટાક્ષ કરે છે :—

કંઈ નાવિકો જોઈ 'પરિમલ' વિચારતો
કાંઠે એ જાય છે? કે લઈ જાય છે નદી?"

"પ્રભુએ રચેલા આ જગતને જોઈને એના જ સર્જેલા સ્વર્ગમા માનવીને શ્રદ્ધા ન રહે તો નવાઈ નહીં તેથી જ પરિમલ કહે છે:—

બયાન જન્નત તણું સુણીને
ગગનભણી હું ખુદા જતો'તો,
પરંતુ તારું જહાન જોઈ
ફરી ગયો છે વિચાર રસ્તે"
—"પરવરદિગાર રસ્તે"

"એ તો મળવા ગઈ'તી" એ નજમમાની આરંભની જ આ કડી કવિના મનમાં વ્યાપેલી ખિન્ન મૂક શાન્તતાનું પ્રકૃતિમા, વાચકના ચિત્તમા પણ એ શાન્તતાનું સંક્રમણ કરે એવું, નિરૂપણ કર્યું છે, જેમાં પદ્યપંક્તિનો મન્દ લય પણ સહાયક બને છે:—

"આજની રાત તણા હોઠ ઉપર ખામોશી
આજની ચાદનીએ જગને કફન દીધા છે;
હોઠ સીવીને પેલા તારકવૃંદે જાણે
કાંઈએ બોલવાને આજે કસમ લીધા છે"

અને જુઓ આ પંક્તિઓમા પરખાતી પરિમલની ખુમારી.

"ભંવરવાસીઓને ફક્ત ઓળખું છું
કિનારે રહીને મને ના પુકારો.
× × ×
પ્રિયે! દર્દ દુનિયાનું મુજથી વધુ છે
જગત ચોકમાં જઈને પાલવ પ્રસારો!

તો પાડયા જ... રાષ્ટ્રીય નેતાગીરીનો અમુક ભાગ રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય મત્યાઘાતીઓના હાથમા રમ્યો. આમ, લિંકના કહેવા મુજબ, મૂળભૂત ઉદ્દામ નીતિથી દેશ ઘણો આડે રસ્તે ફંટાઇ ગયો—ખોટો વળાંક જ મુખ્ય લક્ષણ બની ગયુ ! —સમાજવાદનો અર્થ જ લોપ પામ્યો ! અને, 'લિંક' ના જણાવ્યા મુજબ—

* નાગપુર—એ. આઈ. સી. સી. વખતે ઉદ્દામ અને મવાળ જૂથ સામસામા ખુલ્લા મોરચે પ્રગટ થયા એમા મવાળોની પીછેહઠ થઈ. સહકારી અને સામૂહિક ખેતીનો ઠરાવ પસાર થયો ...પરંતુ, લિંક વળી બળાપો કરે છે-

કોંગ્રેસની નેતાગીરીની જ કમજોરી (એટલે કે પં. નહેરુની ?) ને કારણે, એ ય ઢીલું મૂકાયુ ...ને સ્થાપિત હિતોની પકડ વધી.

પછી તો, ચીની આક્રમણ થતા, મવાળ જૂથને વધુ તક મળી ( સામ્યવાદી સત્તાનું મૂંડું રૂપ ખુલ્લું પડવાને કારણે જ ને !)—મેનનને સત્તાપદેથી હટાવ્યા : માલવિયા પર તવાઈ ઊતરી. અને, 'લિંક'ના મત મુજબ, આંતરરાષ્ટ્રીય મૂડીવાદને પૂંછડે ભારતને બાંધી દેવાની પેરવીઓ જોરથી ચાલી.

તેમા વળી, ત્રીજી પંચવર્ષીય યોજના મુશ્કેલીમા આવી પડી ( સમાજવાદની ઉતાવળમા મોટી બાથ ભરવા જતા જ ને ? )—અને મવાળ જૂથ વધુ મજબૂત બન્યું ! ઉદ્દામો અળગા પડયા; પોતપોતાના ક્ષેત્રે એકલા બન્યા : તેમનું કો-ઓર્ડિનેશન ન થયું એ બદલ લિંક જાહેર રીતે અફસોસ પ્રગટ કરે છે.

આ બધાના મૂળમાં 'લિંક'ની દૃષ્ટિએ, કારણ એ છે કે—

> આવાડીના સમાજવાદી ઠરાવને અનુરૂપ કોંગ્રેસનું સંગઠન નવેસરથી રચાવું જોઈતું હતું તે રચાયું નહિ ! એથી કોંગ્રેસ એનો અમલ કરવાનું સાધન બની શકી નહિ ! !

આથી જ તો, લિંક પોતે જ સ્પષ્ટ શબ્દોમા લખે છે તેમ, કામરાજ—યોજના આવી— "To Radically Reshuffle the Leadership—" કોંગ્રેસની નેતાગીરીમાં ધરમૂળથી તળફેરી કરવાના હેતુથી..." (કોંગ્રેસની નેતાગીરીમાથી 'મવાળો'ને ધકેલી દઈ ઉદ્દામોને લાવવાનો આ નુસખો જ હતો ?) ટૂંકમા, આ પછી ઉદ્દામો જોરમાં આવ્યા. જયપુરની એ. આઈ. સી. સી.મા સમાજવાદના સ્પષ્ટીકરણનો સવાલ આવ્યો—'દેશ ઉદ્દામ રસ્તાઓ માટે તૈયાર છે...સમાજવાદ તરફ આગે બઢવાનું વાતાવરણ જામ્યું છે, અને ભૂવનેશ્વરમા ધાર્યું નિશાન પાર પાડવાની ઘડી પાકી ગઈ છે !'

પણ...વળી 'લિંક' જણાવે છે—

* એ પહેલાં જ ટી. ટી. કે. એ પાર્લમેન્ટમા મવાળ અર્થનીતિનું નિવેદન કર્યું; અનેક વસ્તુઓ ઉપરનો કંટ્રોલ ઉઠાવી લીધો !

* મુંબઈમાં 'વિદેશી મૂડી'ને આવકારતુ' નિવેદન તેમણે કર્યું ..

* ત્યાં વળી, અશોક મહેતા પ્લાનિંગ કમિશનના નવા ડેપ્યુટી ચેરમેન બન્યા. એમની નીતિ પણ ટી. ટી. કે.ને મળતી જ રહી ! શ્રી મહેતાએ "પ્લાનમાની જડતાઓ દૂર કરવાની" વાત કરી ! તથા 'વધુ આર્થિક પુરુષાર્થોને ઉત્સાહિત કરે તેવાં પ્રેરક તત્વો' દાખલ કરવાની વાત કરી !

અને, આ બધું જ, 'વૈજ્ઞાનિક' સમાજવાદની દૃષ્ટિએ, કોંગ્રેસની સ્વીકૃત નીતિને છેહ દેવા બરાબર હતું !

આ દરમ્યાન, ભુવનેશ્વર અધિવેશનમાં રજૂ કરવા તૈયાર કરેલો જયપુરનો ખરડો દિલ્હીમાં વર્કિંગ કમિટી સમક્ષ ચર્ચાયો. મેનન—પટનાયકે 'બેંકોનું રાષ્ટ્રીયકરણ', રાજ્યહસ્તક અનાજનો વેપાર', 'ભારે ઉદ્યોગો ઉપર રાજ્યનો કાબૂ'—વગેરે મુદ્દાઓ ઉપર જોર કર્યું. ભારે વાદવિવાદ ચાલ્યો. અને 'એકસપર્ટ' તરીકે ટી. ટી. કે.ને ખાસ બોલાવવામાં આવ્યા. તેમણે સાચવીને ઉત્તર આપ્યો : "બેંકના રાષ્ટ્રીયકરણનો મારો સિદ્ધાન્તિક વિરોધ નથી; પણ એવું પગલું તો 'છેવટનું' હોઈ શકે—"

અંતે, આ સ્થિતિમાં ભુવનેશ્વર કોંગ્રેસ મળી...

લિંકના કહેવા મુજબ, ત્યાં રજૂ થયેલો સુધારેલો ખરડો એન્ટી-ક્લાઈમેક્સ રૂપ (સમાજવાદી ધ્યેયથી ઊલટી જ વાત કરનારો) હતો!

ટૂંકમાં મેનન જૂથનો પ્રયાસ સ્પષ્ટ હતો: ભુવનેશ્વર કોંગ્રેસમાં શુદ્ધ ક્લાસિકલ સમાજવાદી કાર્યપત્રક (Task sheet) અને સમય પત્રક (Time Table) પસાર કરવાનો હતો.

અને તેમાં તેમને નિષ્ફળતા મળી.

૩

એ વાત સ્પષ્ટ છે કે—

ગાંધીજીના નેતૃત્વમાં કોંગ્રેસે ૧૯૨૧ થી અને ત્યારબાદ જ્યારે જ્યારે દેશના આદર્શની વાત કરી હતી ત્યારે ત્યારે, માર્ક્સવાદી સર્વસત્તાવાદી સમાજવાદને સમર્થન આપ્યું નથી. ઊલટું, ગાંધીજીએ વારંવાર એમાં દુષ્પરિણામોથી પ્રજાને ચેતવ્યા કરી હતી. અને કોંગ્રેસની બહુમતિ-નેતાગીરી, જે ગાંધીજીને અનુસરી રહી હતી તેના મનમાંય, સમાજવાદનું કોઈ **વિધાયક** સ્વરૂપ ચોક્કસ ન હોવા છતાં, **નકારાત્મક** ચિત્ર તો સ્પષ્ટ હતું જ.

ભુવનેશ્વરમાંય બેંકો અને અનાજના વેપારનું રાજ્યીકરણ (Statisation) કરવા તથા ખાદ્ય કાપડ અને જીવનની જરૂરીયાતોના કારખાના રાજ્ય હસ્તક લેવા અંગે ઉદ્દામો તરફથી ઘણું દબાણ થયા છતાં, કોંગ્રેસ નેતાગીરીએ એમાં મચક આપી નથી, એ હકીકત મહત્ત્વની છે. છતાં, એ વાતનો સ્વીકાર કરવો રહે છે કે, **કોંગ્રેસે બુદ્ધિભ્રમ ઊભો કરવાની તક હાથે કરીને આપી છે.**

૧. **૧૯૩૧** માં કોંગ્રેસે મૂળભૂત હક્કોનો ખરડો પસાર કર્યો તેમાં ન્યાયી સમાજ રચનાનું તત્ત્વ સમાયેલું હતું. આમ છતાં, તેમાંય ચાવીરૂપ ઉદ્યોગો અને ખાતાઓ, ખનિજ સંગ્રહો, રેલ્વે, જળમાર્ગો, વહાણવટું અને બીજા વ્યવહારનાં સાધનો **રાજ્યમાલિકીનાં, અથવા તો, રાજ્યનિયંત્રિત હશે**" એવું વિધાન જોવા મળે જ છે.

(આ ઠરાવની પાછળ, પં. નહેરુ, સુભાષ બાબુ, માનવેન્દ્ર રોય અને ઇતર ઉદ્દામોનું મુખ્ય પ્રેરકબળ ગણી શકાય.)

૨. **૧૯૩૮** માં પં. નહેરુના અધ્યક્ષપદે પ્લાનિંગ કમિટિ નીમાઈ. અને પં. નહેરુનું વલણ આરંભથી જ માર્ક્સવાદ અને રશિયાઇ સમાજથી આકર્ષાયેલું હોઈ તેમણે "રાજ્યહસ્તક"નો ઝોક હરહંમેશ ચાલુ રાખ્યો જ હતો—જેનો પડઘો કોંગ્રેસના ઠરાવોમાં, ઉદ્દેશમાં પડતો રહ્યો છે.

૩. **૧૯૪૫** માં કોંગ્રેસનું ચૂંટણી જાહેરનામું પ્રગટ થયું. આ જાહેરનામામાં સ્વતંત્ર ભારત **"કોઓપરેટિવ કોમનવેલ્થ"** (સહકારી સર્વોદયી સમાજ) હશે એવું સ્પષ્ટ કરવામાં આવ્યું; 'વ્યવહાર', 'વહેંચણીનાં સાધનો', તથા 'ઉત્પાદન', **સમાજ હસ્તક** રાખવાની વાત કરી. પરંતુ એ જ વેળા ચાવીરૂપ ઉદ્યોગો વગેરે **રાજ્યહસ્તક** અથવા **રાજ્યનિયંત્રિત** રહેશે એમ પણ કહ્યું!

૪. **૧૯૫૦** માં ભારતનું બંધારણ ઘડાયું તેમાં જણાવ્યું કે—રાજ્યનીતિ એવી હશે કે "**સમાજની** સાધનસંપત્તિની માલિકી, અંકુશ અને વહેંચણી એ રીતની હોવી જોઈએ કે જેથી લોકહિત સચવાય.

૫. **૧૯૫૫**માં આવાડી કોંગ્રેસમાં "સમાજવાદી ઢબનો સમાજ" રચવાની વાત પ્રથમ વાર કરવામાં આવી. તેમાં ઉત્પાદનનાં મુખ્ય સાધનો **સમાજની માલિકીનાં** અથવા તો **સમાજના અંકુશમાં** હોવાનું વિચારાયું.

૬. **૧૯૫૭**માં ઇન્દોર અધિવેશનમાં કોન્ગ્રેસ બંધારણમાં સુધારો કરવામાં આવ્યો.

"ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસનું ધ્યેય પ્રજાની સુખાકારીનું અને પ્રગતિનું છે. **શાંતિમય** તેમજ ન્યાયી સાધનોથી વિકાસની તકની અને રાજકીય, આર્થિક તેમજ સામાજિક હક્કોની, સમાનતાના

પાયા પર, હિંદમાં **સમાજવાદી** સહકારી સર્વોદયી સમાજ ( સોશિયાલિસ્ટ કોઓપરેટિવ કોમનવેલ્થ) સ્થાપવાનું છે. એ રાજ્યની નેમ **વિશ્વશાંતિ** અને **વિશ્વબંધુત્વની** છે."

૭. **૧૯૬૩** માં ભૂવનેશ્વરમા કોન્ગ્રેસનું ધ્યેય નવેસરથી સ્પષ્ટ કરવામા આવ્યું છે. ૧૯૫૭ માં **શાંતિમય અને ન્યાયી (Legitimate)** સાધનો દ્વારા, 'સમાજવાદી કો-ઓપરેટિવ કોમનવેલ્થ'નું ધ્યેય હતું, તેને બદલે, હવે, **શાંતિમય** અને **બંધારણી** (Constitutional) સાધનો દ્વારા, **પાર્લામેન્ટરી લોકશાહીના** પાયા પર રચાયેલ સમાજવાદી ( સોશિયાલિસ્ટ ) રાજ્યની સ્થાપનાનું ધ્યેય સ્વીકારાયું છે.

ઉપરની હકીકતો એ વાત સૂચવે છે કે (૧) ભારતે, ધીમે ધીમે કરતાં, પોતાનું ધ્યેય સ્પષ્ટ કર્યું છે. અને તે છે—સમાજવાદ. (૨) આ સમાજવાદની વ્યાખ્યા બીજી ગમે તે હો, પણ તેમા 'રાષ્ટ્રીયકરણ' એટલે કે 'રાજ્યીકરણ'ને પ્રમુખ સ્થાન રહે છે. મુખ્ય ઉદ્યોગો, ચાવીરૂપ ઉદ્યોગો ભારે ઉદ્યોગો, પાયાના ઉદ્યોગો ( આ દરેક શબ્દનો સ્પષ્ટ અર્થ કર્યા વિના જ ) રાજ્ય હસ્તક હોવા જોઈએ, એવું ગૃહિત ગણી લેવામા આવ્યું છે. ઉપરાંત જાહેર સામાજિક સેવાઓ અને વ્યવહારના સાધનો ( તાર, ટપાલ, રેલ્વે, પાણી, રસ્તા, જળ માર્ગો ) અને ખનિજ સંગ્રહો પણ ખરાજ. ટૂંકામાં વ્યવહાર, ઉત્પાદન તથા વહેંચણીના મુખ્ય સાધનો રાજ્યહસ્તક રહે એવી સમજ રહી છે.

સૈદ્ધાન્તિક રીતે વિચારતાં, વૈજ્ઞાનિક સમાજવાદી રાજ્યના મૂળભૂત લક્ષણો એ છે : (૧) વર્ગવિગ્રહ અને રાજકીય સરમુખત્યારી (૨) આર્થિક ક્ષેત્રે ઉત્પાદનના, આપ-લેના અને વહેંચણીના સાધનો ઉપર રાજ્યમાલિકી અને રાજ્યનિયંત્રણ.

ઐતિહાસિક રીતે વિચારતા, લોકશાહી સમાજવાદે વર્ગવિગ્રહ અને રાજકીય સરમુખત્યારીને તિલાંજલિ આપી છે; છતા અર્થક્ષેત્રે રાજ્યીકરણના પાશમાંથી તે મુક્ત નથી રહી. પરિણામે, બંને પ્રકારના સમાજવાદમાં આર્થિક ક્ષેત્રે સર્વસાધારણ સમાનસૂત્ર રહ્યું છે : Nationalisation (રાષ્ટ્રીયકરણ). અને એના પર્યાય તરીકે અનેક શબ્દો વપરાતા રહ્યા છે. દા. ત. Socialisation ( સામાજીકરણ ); Public ownership ( જાહેર માલિકી ), Public Sector. ( જાહેર વિભાગ .)

પરંતુ, વધતી જતી રાજ્યસત્તાના યુગમા રાષ્ટ્ર એટલે રાજ્ય, અને સમાજ એટલે ય રાજ્ય, અને પબ્લિક (જાહેર) એટલે ય રાજ્ય—એવા વિકૃત અર્થો દાખલ થઈ ગયા છે. અને કેવળ સામ્યવાદીઓ નહિ, લોકશાહીમા શ્રદ્ધા ધરાવનારાઓ પણ આ તમામ શબ્દોને State ownership અથવા State control, એટલે કે Statisation=રાજ્યીકરણના પર્યાયરૂપ ગણીને ચાલ્યા છે.

**ટૂંકમાં, સમાજવાદ એટલે રાષ્ટ્રીયકરણ; અને રાષ્ટ્રીયકરણ એટલે રાજ્યીકરણ !**

જો કે, આવો, લોકશાહી મૂલ્યો અને સ્વાતંત્ર્યના પાયા ઉપર જ પ્રહાર કરનારો, 'વાદ' જગતભરના ઇતિહાસમા સમાજવાદને નામે ઓળખાતો રહ્યો છે. અને દુનિયાના અનેક દેશોના સમાજ-વાદી અખતરાઓ આ **મૂળભૂત ભૂલના** ભોગ બનેલા છે.

જો કે, અહી એટલી નોંધ કરવી આવશ્યક છે કે—

☆ માર્ક્સની પૂર્વેના જમાનાથી રોબર્ટ ઓવન, ફુરીઅર, લુઈ બ્લાન્ક, અને પ્રુધો જેવા ચિંતકોએ સમાજવાદના વિચારમાધૂરી રહેલા રાજ્યસત્તાવાદ સામે લાલબત્તી ધરી જ હતી. પરંતુ માર્ક્સે આ બધાને તરંગી, સુધારક, મવાળ કહીને નિંદ્યા હતા; અને માર્ક્સના જમાનાથી વૈજ્ઞાનિક સમાજવાદ ( માર્ક્સ-એંગલ્સ પ્રણિત.) વ્યાપક પ્રમાણમા માન્ય થવા લાગ્યો હતો. અને એ પછી ય, બિન-માર્ક્સવાદી લોકશાહી સમાજવાદીઓનો 'કાર્યક્રમ આર્થિક ક્ષેત્રે, ૨૦ મી સદીની

છેક ત્રીશી દરમ્યાન—બલ્કે, બીજા વિશ્વયુદ્ધ સુધી, ઘણા પ્રમાણમા - રાજ્યીકરણના ઝોકવાળો જ રહ્યો હતો.

- ૧૦૦ ટકા વૈજ્ઞાનિક સમાજવાદનો દાવો કરનારા સામ્યવાદી દેશોમાં એની જે વિકૃતિ થઈ છે તે પછી સમાજવાદનું સૂત્ર ભ્રષ્ટ પણ થયું છે.

—એ દેશોમા આરંભમા ક્રાતિકારી કામદાર વર્ગની સરમુખત્યાર સત્તા સ્થપાઈ; અને એવું માનવામાં આવ્યું કે એ લઘુમતિ વર્ગ તમામ દલિતોનો મુક્તિદાતા બનશે. પરંતુ બન્યું ઊલટું જ: આખા વર્ગની સરમુખત્યારી પણ રહી નહિ: તેને સ્થાને વર્ગથી ઘણી જ અલ્પસંખ્યક પક્ષની સરમુખત્યારી સ્થપાઈ; અને પક્ષને સ્થાને જુથ (પોલિટ બ્યૂરો—આંગળીના વેઢે ગણાય એટલા નેતાઓની સર્વોચ્ચ સમિતિ)ની સરમુખત્યારી બની; અંતે, તેય એક વ્યક્તિની જ પુરવાર થઈ!

(તમામ સામ્યવાદી દેશોમાં, આ વરસોમાં, સ્તાલિનની પ્રતિમૂર્તિઓની પેટર્ન જોવામા આવી છે.)

——આર્થિક ક્ષેત્રે પણ આ સમાજવાદી રાષ્ટ્રોના અખતરા ઓછા ચોકાવનારા નથી રહ્યા. બલ્કે એમને પોતાને જ પાછા કદમ ભરવાનું, અને ક્રમને ય, કરવું પડ્યું છે એ ઓછું સૂચક નથી.

* રશિયામાં મૂડી—મજૂરી અને નફાના મૂળભૂત સિદ્ધાન્ત અંગે નવેસરથી વિચારાવા માંડયું છે.

* વ્યક્તિગત આર્થિક incentive નું મહત્ત્વ પણ સ્વીકારાવા લાગ્યું છે.

* રાજ્યહસ્તક સમસ્ત કારભાર આવ્યો જતા, પ્રચંડ સંખ્યામા અને પ્રચંડ પ્રમાણમા સત્તા નોકરશાહીના હાથમા કેન્દ્રિત થઈ; અને આર્થિક તથા રાજકીય ક્ષેત્રની સત્તાના કેન્દ્રીકરણને પરિણામે ત્યાં નવો વર્ગ પાંગ જેવો થયો!—સત્તાશાળી નોકરશાહીની સાથે સંકળાયેલા ભ્રષ્ટાચારો પણ ત્યાં ફાલ્યા. ઓછામા ઓછા અને વધુમાં વધુ વળતર વચ્ચેનું પ્રમાણ અગાઉ ૧ : ૧૦ નું હતું (ઓછામા ઓછા ૩૦૦ રૂબલ, વધુમાં વધુ ૩૦૦૦ રૂબલ) તેને સ્થાને, ૧ : ૮૦ ઉપર જઈ પહોંચ્યું છે!

* અતિ ઝડપે જંગી ઉદ્યોગોનો વિકાસ કરવા પાછળ પડતા ત્યાના ગ્રામવિસ્તારોનું ભયંકર દમન અને શોષણ થયું.

* ઝડપી ઔદ્યોગિક પ્રગતિની ધૂનમા પ્રજાની જીવનની જરૂરીઆતો તરફ પણ દુર્લક્ષ કરવામા આવ્યું.

* ચીની કમ્યૂનો, રશી સમૂહ ખેતરો તથા ઇતર સામ્યવાદી દેશોના ફરજીયાત સંયુક્ત—સહકારી ખેતરોના અમલ દરમ્યાન ઉત્પાદન વધવાને બદલે ઘટયુ; જ્યારે, તેજ દિવસો દરમ્યાન, ખેડૂતોને વ્યક્તિગત ઉપયોગ માટે આપવામા આવેલા એકાદ એકરના નાના ટુકડાઓ પરતુ ઉત્પાદન વધ્યું! §

## ૪

સમાજવાદનો વિચાર યુરોપમાં ઔદ્યોગિક ક્રાતિના વિકાસ સાથે, મુક્ત મૂડીવાદી શોષણના અન્યાય-અત્યાચારો સામે, શોષણ રહિત, ન્યાયી, સમાનતાલક્ષી સમાજ વ્યવસ્થાના ક્રાતિકારી સૂત્ર તરીકે આગળ આવ્યો હતો; ત્યારે તેનું ગૌરવ અને તેનું આકર્ષણ સ્વાભાવિક હતું; યોગ્ય હતુ.

પરંતુ આજે?

શુદ્ધ વૈજ્ઞાનિક સમાજવાદની (જેમ વધુ 'વૈજ્ઞાનિક' સમાજવાદ તેમ વધુ) વિકૃતિ થયાનું જાણ્યા પછી, સમાજવાદના આદર્શોની ભ્રષ્ટતા જોયા પછી, એ સૂત્રનું નામરટણ કરવાથી કયું ગૌરવ પ્રાપ્ત થવાનું છે?

સમાજવાદના સૂત્રનો પરિત્યાગ કરવાનો અર્થ શું અનિવાર્ય રીતે એવો છે કે—

§ ઉપરનાં બધાં માઠાં પરિણામોનો એકરાર ખુદ 'ક્રુશ્ચોવનાં' પોતાના ભાષણોમાં અને / અથવા રશિયન સાહિત્યકારોનાં લખાણોમાં થઈ ચૂક્યો છે.

—દેશનો ઝડપી વિકાસ અશક્ય બનશે?

—મુક્ત મૂડીવાદી શોષક વર્ગનું આર્થિક–રાજકીય વર્ચસ્વ જામશે?

—પરિણામતઃ બેકારી, ગરીબી, અસમાનતા અને સામાજિક અન્યાયો ફાલશે?

—મૂળભૂત લોકશાહી આદર્શ જ નિર્મૂળ બનશે?

સામાજિક ન્યાયની સ્થાપના માટે સમાજવાદ વિના (ખાસ કરીને પછાત અલ્પવિકસિત દેશનો) કોઈ આરો નથી, એવી માન્યતાને કારણે, ઉપર કહ્યો તેવો, ભય જોવામાં આવે છે. પરંતુ આજના યુગમાં આવી માન્યતાને માટે આધાર રહ્યો નથી એમ અમે માનીએ છીએ.

ઊલટું એમ કહેવામાં અતિશયોક્તિ નથી કે—

સમાજવાદના અર્કરૂપ ન્યાયી સમાજની પ્રતિષ્ઠા કરવા માટે, 'સમાજવાદી રાજ્યવાદ'ના સાધન કરતાં વધુ બહેતર સાધન હવેના યુગમાં શક્ય બન્યાં છે, એથી કરીને જ, ૧૯ મી સદીના એ સૂત્રનો ત્યાગ કરવાથી પાછળથી એની સાથે સંકળાઈ ગયેલાં અનેક અનિષ્ટોથી ઊલટા આપણે બચી જઈ શકીશું.

બીજા વિશ્વયુદ્ધ પછી મૂડીવાદ અને સમાજવાદમાં થયેલા રૂપાંતરો તરફ નજર કરવી જરૂરી છે—

૧. અમેરિકા અને બ્રિટન જેવા સુવિકસિત સુસંપન્ન લોકશાહી રાષ્ટ્રોમાં સમાજવાદ–વર્ગવિગ્રહ અને રાજ્યીકરણનું આકર્ષણ બહિવત બન્યું છે. બ્રિટનમાં મજૂર પક્ષે સત્તામાં આવીને (૧૯૪૫ થી ૫૧ દરમ્યાન) મર્યાદિત રાજ્યીકરણના અખતરાઓને અંતે, જે અનુભવ–જ્ઞાન પ્રાપ્ત કર્યાં તેના અંતે, રાજ્યીકરણના કાર્યક્રમ–અંગેની તેમની શ્રદ્ધા ડોલી ગઈ છે; અને પોતાના રાજ્યઅમલ દરમ્યાન રાજ્યીકરણની અવેજીમાં બીજા સફળ પ્રયોગો કરીને બ્રિટનમાં 'વેલ્ફેર' રાજ્યનો પાયો નાખ્યો છે; તે પછીની બીજી ચૂંટણીમાં મૂડીવાદી કોન્ઝરવેટિવ પક્ષ સત્તામાં આવ્યા પછી એણે 'વેલ્ફેર' રાજ્યનાં અનેક પાસાં અને લક્ષણો અપનાવી લઈને, બ્રિટનમાં સામાજિક ન્યાયની દિશામાં નવી શક્યતાઓ પ્રગટ કરી છે.

૨. દુનિયાના અનેક ઈતર રાષ્ટ્રો–સ્વિત્ઝરલેન્ડ, હોલાંડ, ઓસ્ટ્રેલિયા, કેનેડા આદિ દેશોમાં સમાજવાદના બળો મોખરે હોવા છતાં, તેઓ વર્ગવિગ્રહ અને રાજ્યવાદથી ચેતીને ચાલતા બન્યા છે.

૩. સ્વીડન, નોર્વે, ડેનમાર્ક રાજ્યીકરણના સ્થાને કોઓપરેટિવ–સહકારી આંદોલન અને સંગઠનોને પોતાનો પાયો બનાવ્યો છે; અને ઈઝરાયેલે વધુ મૌલિક સ્વરૂપના સહકારી પાયા પર નવરચના આરંભી છે.

૪. જપાને નાના ઉદ્યોગો દ્વારા ઝડપી પ્રગતિ સાધીને, અને પશ્ચિમ જર્મનીએ મોટા ભાગના મૂડીવાદી માળખાને જાળવીને પ્રગતિની દિશામાં નવી કેડીઓ પાડી છે.

૫. અલ્પવિકસિત નવોદિત સ્વતંત્ર રાષ્ટ્રોની સામે વિકાસની સમસ્યા અતિ ગંભીર અને જટિલ સ્વરૂપની રહી છે. આફ્રિકા અને એશિયાના સંખ્યાબંધ દેશોએ સમાજવાદનો આદર્શ સ્વીકાર્યો પણ છે–સૈદ્ધાન્તિક દૃષ્ટિએ નહિ તોય, પોતાની વિશિષ્ટ પરિસ્થિતિમાં ઝડપી વિકાસ માટે ય સમાજવાદનું સૂત્ર તેમણે અપનાવ્યું છે—અને જરૂર મુજબ વધતું–ઓછું રાજ્યીકરણ અનિવાર્ય માન્યું છે.

અહીં નોંધવા જેવી વાત એ છે, કે–

○ પ્લાનિંગ (આયોજન) અને રાજ્ય હસ્તક ઉદ્યોગો સમાજવાદના વિશેષ લક્ષણ ગણાતા હતા. પરંતુ બીજા વિશ્વયુદ્ધ પછી ખાસ કરીને ૧૯૨૯–૩૦ ની વૈશ્વિક આર્થિક કટોકટી બાદ, મૂડીવાદી સરકારોને પણ આયોજન અને રાજ્યઉદ્યોગો તથા રાજ્યનિયંત્રણ તરફ જવું જરૂરી લાગ્યું છે; અને કેટલાંક મૂડીવાદી રાષ્ટ્રો અનેક સમાજવાદી ગણાતાં રાષ્ટ્રોથી આ બે બાબતમાં વધારે આગળ પણ છે!

● બીજા વિશ્વયુદ્ધના અંત બાદ, મૂડીવાદી દેશોમાંય જે ઝડપી પરિવર્તનો થઈ રહ્યાં છે તે લક્ષમાં લેતા, અગાઉ કદિ નહિ માનેલું ચિત્ર ઊપસી રહ્યું છે.

આજ સુધીના મૂડીવાદમાં સામાજિક ન્યાયની દિશામાં એવા અનેક ફેરફારો થયા છે અને થઈ રહ્યા છે કે જેને કારણે—

> લોકશાહી પ્રણાલીને ચીવટપૂર્વક વળગી રહીને, ઓછામાં ઓછું રાજ્યીકરણ કરીને, વધુમાં વધુ બિન–સરકારી, સ્વતંત્ર સામાજિક સંગઠનો દ્વારા, અને અમુક કાનૂનો તથા કરવેરાની પદ્ધતિઓ અને નાણાંકીય નીતિઓના અમલ દ્વારા, સમાજવાદના મુખ્ય આશયો, ઘણે અંશે, સાધી શકવાની શક્યતા ઊભી થઈ છે.

● હવેના યુગમાં, મૂડીવાદી કલ્યાણરાજ્ય અને સમાજવાદી કલ્યાણરાજ્ય વચ્ચેનું અંતર, અનેક કારણે ઓછું થવા પામ્યું છે; અને જે અંતર રહ્યું છે તે ઘણે અંશે લોકશાહી માર્ગે પુરાઈ જઈ શકે તેવી સામાજિક ભૂમિકા વધુ ને વધુ પાકી રહી છે.

હકીકતે—

હવેના જમાનામાં શુદ્ધ સમાજવાદી અને શુદ્ધ મૂડીવાદી એવી કોઈ સમાજરચના માટે આગ્રહ રાખવાનું કારણ રહ્યું નથી; ૧૮–૧૯ મી સદીનો 'લેસેઝ ફેર' (Laissez faire)–મુક્ત હરીફાઈ-યુક્ત મૂડીવાદ, કે ૨૦ મી સદીનો સામ્યવાદી સમાજવાદ, કે રાજ્યીકરણના મુખ્ય પાયા પર ઊભેલો રાજ્યસત્તાવાદ લોકશાહી સમાજવાદ – આમાંથી એકે અનિવાર્ય નથી.

આજનો યુગ, દુનિયા આખીને સૂત્રોની જડતામાંથી નીકળીને, નવા સામાજિક ન્યાયયુક્ત નૂતન સમાજની રચનાર્થે પુરુષાર્થ ખેડવા આહ્વાન દઈ રહ્યો છે.

૫

ભારતે પોતાની રીતે, પંચવર્ષીય યોજનાઓ દ્વારા 'આયોજન' અને 'સમાજવાદ'નો અખતરો કરી જોયો છે. પરિણામો જોતાં, આપણને એટલી તો ખાત્રી થઈ જ ચૂકી છે કે—(મહાલનોબિસનો હેવાલ સૂચવે છે તે મુજબ †)

—'આયોજન' અને 'સમાજવાદ'ને કારણે ઉત્પાદન વધે જ એવું નથી.

—'આયોજન' અને 'સમાજવાદ'ને કારણે ન્યાયી વહેંચણી થાય જ એવું પણ નથી.

બીજા અનેક હેવાલો ઉપરથી એ પણ જોવા મળ્યું છે કે—

—જેમ વધુ રાજ્યીકરણ થયું છે તેમ લાંચરુશ્વત અને સડો વધુ વ્યાપક બન્યા છે.

—રાજ્યીકરણ થતા પ્રજાનો અભિક્રમ અને રસ બંને ખતમ થયા છે!

ભારતનો પોતાનો આ અનુભવ પદાર્થપાઠ તરીકે પૂરતો ગણાવો જોઈએ. 'ઓછામાં ઓછું' આટલું તો તેણે શીખવું જ જોઈએ—

(૧) જ્યાં સુધી અગાઉ રાજ્યીકરણ થઈ ચૂકેલા ક્ષેત્રોમાંનો સડો દૂર કરીને, તેની કાર્ય-કૌશલતા, ખાનગી ક્ષેત્ર કરતા બહેત્તર છે, એમ સિદ્ધ ન કરી શકીએ ત્યાં લગી નવા રાજ્યીકરણનો મોહ જતો કરવો જોઈએ.

(૨) કોઈ પણ નવું રાજ્યીકરણ કરતા પૂર્વે, તે ઉદ્યોગ–વ્યવસાય ચોખ્ખા વહીવટ અને વધુ કાર્યકૌશલ્યની કસોટીએ નક્કર સાબિત થતો હોય તો, સમાન વહેંચણીના નામે તેનું રાજ્યીકરણ કરવાની ઉતાવળ ન કરવી જોઈએ.

---

† મહાલનોબિસના ઉક્ત આંકડા મુજબ (૧૪-૨-૬૪ હીંદુ) સરેરાશ માથા દીઠ વપરાશની વસ્તુઓ (અનાજ સહિત) પાછળ રોજના ૧૨ નયે પૈ વપરાય છે; અને છેક નીચલી કક્ષાની ૧૦ ટકા ગ્રામ વસ્તી માત્ર ૩૧ નયે પૈ ખરચી રહી છે, અને શહેરમાં છેક્ની કક્ષાના ૪૧ ન પૈ. આયોજન છતાં ગ્રામ વિસ્તારોની સ્થિતિ, સારા પ્રમાણમાં ઊતરી બગડી છે—શહેરોમાંય છેક્ની કક્ષાના ૧૦ ટકા માટે આવું જ છે. શહેરોના સમસ્ત નીચલા વર્ગની સ્થિતિ બગડી નથી, પણ સુધરીય નથી.

(૩) સમાન વહેંચણીના હેતુ માટે રાષ્ટ્રીકરણ સિવાયના વધુ લોકશાહી ઢંઢાના બંધ પગલાં જુદા જુદા દેશોમા વિચારાયાં છે, ને અમલમાં મુકાયા પણ છે; તે બધા માર્ગોમાંથી ભારત માટે જે કોઈ યોગ્ય માર્ગ હોય તેનો અમલ કરી જોવો જોઈએ; ઉદ્યોગો અને અર્થતંત્રના અતિ કેન્દ્રીકરણના પરિણામોથી સાવધ રહીને, પશ્ચિમી 'વેલ્ફેર' રાજ્યના અનિષ્ટોથી જાગ્રત રહીને, નવા પગલા પણ ભારતે પોતાની સૂઝસમજથી લેવા જોઈએ.

અમને ખાત્રી છે કે—

**ઉપરની શરતોનું પાલન કરતાં રાષ્ટ્રીકરણનો જોખમી (લોકશાહી દૃષ્ટિએ સવિશેષ જોખમી) માર્ગ લેવાની આવશ્યકતા જરૂર રહેશે; અને તો, જે વિરલ કિસ્સામાં જે માર્ગ લેવાશે તે ઘણો ઓછો જોખમી બની ગયો હશે**

આજના આ મહાપરિવર્તનના યુગમા ભારતે વાસી થઈ ગયેલા અને વ્યવહારમા વિકૃત સ્વરૂપે ખુલ્લા પડેલા 'વાદો' ને ચીટકી રહેવાનો કોઈ જ અર્થ નથી.

૦ ભારત જેવા રાષ્ટ્રને તો પોતાની આગવી ગૌરવપ્રદ પ્રણાલી છે—કોઈ પણ અંતિમતાથી દૂર રહેવાની; અને અનિષ્ટોને આગાળી દઈને શમાવી દેવાની.

છેલ્લા એક સૈકા દરમ્યાન રાજારામમોહનરાય, વિવેકાનંદ, રવીન્દ્રનાથ, અરવિંદબાબુ, અને ગાંધીજીએ ભારતને માટે 'રાજ્ય' ને સ્થાને 'સમાજ'ના અભિક્રમ અને વર્ચસનો રાહ ચીંધ્યો છે; અને છેલ્લા દોઢ દાયકા દરમ્યાન વિનોબા તથા જયપ્રકાશે લોક-સ્વરાજના સ્વરૂપો તરફ આ ગળી ચીંધ્યા કરી છે. તાજેતરમાં, રાયપુર સર્વોદય સંમેલનમાં ગ્રામસ્વરાજનું વધુ વિશદ વ્યવહારુ સ્વરૂપ પણ વિચારાયું છે. તો બીજી બાજુ, સ્વતંત્ર પક્ષની પક્ષીય નીતિ સાથે ગમે તેટલા મતભેદો છતાં, રાજાજીએ એક ચિંતક તરીકે ભારતના સાંસ્કારિક બંધારણમાં રહેલા પાયાનાં તત્વો (કુલધર્મ-જાતિધર્મ-રાષ્ટ્રધર્મ) તરફ અને વ્યક્તિના વિકાસ દ્વારા જ સમાજ અને રાષ્ટ્રના વિકાસની એકમેવ શક્યતા તરફ વારંવાર ધ્યાન ખેંચ્યું જ છે.

અમે તો માનીએ છીએ અને અનેક વાર લખ્યું પણ છે કે—

—ભારતમાં કોઈ પણ એક પક્ષ કે ગમે તેવા એક મહાન નેતાને હાથે, ભારતને આજની સ્થિતિમાંથી બહાર કાઢવાનું શક્ય બનનાર નથી.

—લોકશાહીમા શ્રદ્ધા ધરાવનારા સર્વ પક્ષો અને રાષ્ટ્રહિતૈષીઓ લગભગ સર્વમાન્ય-ઓછામાં ઓછો કાર્યક્રમ ઘડી લઈને, રાષ્ટ્રીય જવાબદારી સ્વીકારીને, કામે લાગી જાય તો કશું જ અશક્ય નથી. (સામાજિક ન્યાયના આધારે અમુક પ્રમાણે કાર્યક્રમ સૌ પક્ષો અને રાષ્ટ્રહિતૈષીઓને સ્વીકાર્ય બની શકશે—એ બાબત અમને શંકા નથી.)

આજે કોંગ્રેસે ધીમે ધીમે સમાજવાદ તરફ પગરણ માંડ્યાં હોવા છતાં, તેણે સામ્યવાદી સમાજવાદનો સ્વીકાર કર્યો નથી; એટલું જ નહિ પણ રાજ્યવાદી સમાજવાદને રસ્તે તે ઘસડાતી હોવા છતાં, તેમાંય તે સાવધ તો રહી જ છે; તથા શાંતિમય બંધારણી માર્ગને અને પાર્લામેન્ટરી લોકશાહીના સ્વરૂપને તેણે મહત્ત્વ આપ્યું છે; ઉપરાંત, ભુવનેશ્વરના ઠરાવમાં, તેણે એ વાત કબૂલ કરી છે કે—

૦ કોંગ્રેસની વિચાર સરણીને લોકશાહી માનવ પ્રતિષ્ઠા, અને સામાજિક ન્યાયના પાયા પર રચાયેલો લોકશાહી સમાજવાદ માન્ય છે.

૦ ભારતીય સમાજવાદી સમાજની કલ્પનામાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો વ્યક્તિ અને લોકસમૂહના જીવનને સમૃદ્ધ કરતાં હશે.

આવા શુભ ઇરાદાઓ છતાં, કોંગ્રેસ જેવી, આ દેશના સૌથી પ્રબળ સંસ્થા, ઊલટે રસ્તે દોટ મૂકશે, અને બીજા પક્ષો તથા જાગ્રત વિચારકો કેવળ ખંડનાત્મક વલણ જ અખત્યાર કરીને એને ખોટી દિશાએ ધકેલવામા જ કારણરૂપ બનશે તો, અમારે મતે, એનાં અતિશય અશુભ પરિણામો—દેશ ભોગવવાનાં આવશે!

—સૌ વેળાસર ચેતે.

[ 'વિશ્વમાનવ', જાન્યુઆરી-ફેબ્રુઆરી

[ પૃષ્ઠ ૩૨નું ચાલુ ]

છેઃ અને અનેક પૌર્વાત્ય રાષ્ટ્રોમાં પોતાના અભ્યાસની વૃત્તિએ ઊંડાં મૂળ નાખ્યાં છે—અને તેમની દૃષ્ટિ અને પશ્ચિમની દૃષ્ટિ વચ્ચેનો ભેદ વારંવાર પ્રગટ થતો રહ્યો પણ છે. બલ્કે, એમ કહી શકાય કે હવે પશ્ચિમ અને પૂર્વના વિદ્વાનોના અભ્યાસના સમન્વયનો સમય પાકી ગયો છે.

*

ભારતમાં મળેલી આ પરિષદ એક મોટો માર્ગસ્તંભ બની ગયા વિના નહિ રહે. પરિષદ નીચે મુજબ ૧૦ વિભાગોમાં વિષયવાર વહેંચાઈ ગઈ હતી: ૧ ઇજિપ્ત વિષયક ૨ સેમિટિક અભ્યાસ; ૩ હિટ્ટાઈટ અને કોકેશિયનવિદ્યા ૪ અલ્ટેઇક-તુર્કવિદ્યા ૫ ઇરાની-વિદ્યા ૬ દ-પૂ એશિયાઈ વિષયક ૭ પૂર્વ એશિયાઈ અભ્યાસ ૮ ઇસ્લામ વિષયક ૯ આફ્રીકી દેશો વિષયક અને ૧૦ ભારતીય વિદ્યાઃ જેમાં (અ) વૈદિક અને સિંધુ સંસ્કૃતિ (બ) પ્રશિષ્ટ સંસ્કૃત (ક) ધર્મ-તત્વજ્ઞાન (ડ) ઇતિહાસ અને સંસ્કૃતિ (ઈ) વિદ્યમાન ભારતીય ભાષાઓ અને ભાષાશાસ્ત્રનો સમાવેશ થાય છે.

એકંદર ૧૦૦ પેપરો રજૂ થયાં હતાં—તેમાંનાં અર્ધાં કેવળ ભારત અંગેનાં હતાં—અલબત્ત, તેમાંના કેટલાંક પ્રચારાત્મક કહી શકાય તેવા રાજકારણી ચર્ચાઓ વાળા હતા. એકંદર એશિયા અને આફ્રિકા અંગેના અભ્યાસની બહુ જ વિસ્તૃત સામગ્રી રજૂ થઈ હતી.

ભારતના અભ્યાસ અંગેની વિશેષતાનો ઉલ્લેખ કરતાં કટકના વિદ્વાન સદાનંદ મિશ્રાએ યોગ્ય રીતે જણાવ્યું હતું કે અનેક વિદેશી ધાડાંઓ ભારત પર ફરી વળ્યાં છતાં, બહારની પારાવાર અસરોનો હલ્લો થયા છતાં, ભારતીય સંસ્કૃતિએ એની જીવંત શક્તિ ગુમાવી નથી... હમેશાં સહિષ્ણુ રહીને બહારની અસરોને પચાવી લઈને નવો નવો સમન્વય કરવાની અસાધારણ શક્તિ દાખવી છે... જ્યારે બીજી બાજુ મહાન ઇજિપ્ત સંસ્કૃતિ કે ગ્રીક, રોમન અને ઈતાની સંસ્કૃતિ લગભગ નામશેષ બની ગઈ છે... પં. નહેરુએ પરિષદનું ઉદ્ઘાટન કરતાં એ વાતનું ગૌરવ કર્યું હતું કે, ભારત અપરંપાર પરિવર્તન પામ્યું છે.. તેના આ પરિવર્તનમાં પ્રાચીન ધાગો સંપૂર્ણ ઉડાઈ ગયો નથી...

પરિષદના પ્રમુખ ભારતના દર્શનશાસ્ત્રી અને રાષ્ટ્રપ્રમુખ શ્રી રાધાકૃષ્ણન હાજર રહી ન શકવાને કારણે તેમનો સંદેશો વાંચી સંભળાવામાં આવ્યો હતો. તેમણે પરિષદના પ્રતિનિધિઓને સંબોધી જણાવ્યું હતું કે— તમારે માનવ ચિત્ત અને હૃદયનો વિકાસ કરવા અર્થે રાજકીય નેતાઓ કરતાં અધિક ફાળો આપવો જોઈએ તો, શ્રીહુમાયુ કબીરે એવો મત પ્રગટ કર્યો હતો કે પ્રાચ્યવિદ્યાનું અધ્યયન હવે કેવળ જૂજ વિશેષ અધિકારીઓને જ હસ્તક ન રહેવું જોઈએ ..માનવ-શિક્ષણ તથા જ્ઞાનના વિકાસ અર્થે પશ્ચિમ અને પૂર્વનો નીકટનો સહયોગ થવો જરૂરી છે. આવો સંયુક્ત સમન્વય જ તાત્કાલિક રાજનીતિક સ્વાર્થી ઉપરનાં શાશ્વત મૂલ્યોની રક્ષા કરીને સંસ્કૃતિને સ્થાયી સ્વરૂપ આપી શકશે.

અગાઉ પ્રાચ્યવિદ્યાનું ક્ષેત્ર સીમિત હતું તે હવે વિશ્વવ્યાપી બની ગયું છે એ વાતની સાક્ષી પૂરતા, આશરે ૫૦ દેશોના ૧૨૦૦ પ્રતિનિધિઓ આ પરિષદમાં ભાગ લઈ રહ્યા હતા. તેમાં અમેરિકાના ૧૦૦, ફ્રાન્સના ૫૩ અને રશિયાના ૪૦ જેટલા હતા. ત્યારે, ચીન અને પાકિસ્તાનની ગેરહાજરી સૂચક હતી.

અનેક વિદેશી અભ્યાસીઓએ ભારત, પૂર્વના ઇતર દેશો અને આફ્રીકા વિષેનાં પોતાનાં સંશોધનો પેશ કર્યાં હતા.

૧૯૬૦ માં પ્રાચ્યવિદોની ૨૫મી આંતરરાષ્ટ્રીય પરિષદ મોસ્કોમાં મળી હતી તે સમયથી રુસમાં ભારત અને પૂર્વના દેશો અંગેના સંશોધનમાં ઘણો જ ઉત્સાહ પ્રગટ થયો છે. સોવિયત પ્રાચ્યવિદોએ વિશ્વસાહિત્યના મૂલ્યવાન ગ્રંથોના ભાષાંતરો પ્રગટ કર્યા છે— દા. ત. મનુસ્મૃતિ, ધમ્મપદ, જાતકમાલા, કુરાન, શાહનામાહ, સાદિકનું 'ગુલિસ્તાન, નિઝામીનું હમ સાહ; ખય્યામની રૂબાયત અને મસનવ; અમિર્તુસરાજ લિખિત શીરી અને હુસૈન નામક કાવ્ય, તેમ જ અરબી, ચીની જાપાની અને મોંગોલિયન પુસ્તકોના અનુવાદો પ્રગટ થઈ ચૂક્યા છે.

સોવિયત ભારતવિદોએ ચાર ભાગમાં ભારતનો ઇતિહાસ તૈયાર કર્યો છે, જેમાંના આધુનિક અને

સમકાલીન ઇતિહાસને આવરી લેતા બે ભાગ પ્રગટ થઈ ચૂક્યા છે. ૧૯૬૦ થી ૬૪ સુધીના ગાળા દરમ્યાન એકંદર ૧૦૦ ગ્રંથો ભારત વિષે જ પ્રગટ થયા છે — જો કે તેમાં મોટાભાગના આધુનિક રાજકારણ–અર્થકારણના વિકાસ પરત્વેના છે; બીજા મહત્વનાં ગણાય તેવાં છે— મહાભારતનો અનુવાદ (દ્વિતીય પર્વ).

સંયુક્ત રાષ્ટ્રસંઘની શિક્ષણ વિજ્ઞાન અને સંસ્કાર શાખા—યુનેસ્કો પ્રાચીન સ્મારકો જાળવવી શખવામાં મહત્વનો ફાળો આપી રહેલ છે. સંયુક્ત અરબ પ્રજાસત્તાકમાં બંધાઈ રહેલા આસ્વાન બંધના જળાશયમાં ડૂબી જનારા અબુ–સમ્બેલ અને કાલાબ્સાના પ્રાચીન સ્મારકોને ઉગારી લેવાનું યુનેસ્કોએ બીડું ઝડપ્યું છે. આ ઉદાત્ત કાર્યમાં બ્રિટન, ફ્રાન્સ, અમેરિકા, ઇટલી, સ્વીડન, પોલાંડ, ઝેકોસ્લોવાકીઆ, સોવિયેટસંઘ તથા ભારત અને અન્ય દેશોનો સહકાર પ્રાપ્ત થયો છે.

* —સો. ગાંધી

## ૩ : ભારતીય ઇતિહાસ પરિષદ : મધ્યયુગપર નવો પ્રકાશ !

સામાન્ય રીતે દરવર્ષે કશી જ હોહા વિના મળીને વિખેરાઇ જતી ભારતીય ઇતિહાસ પરિષદનું જાન્યુઆરીમાં મળેલું સંમેલન અસાધારણ રસદાયક નીવડ્યું છે. પૂનાની સર પી બી કૉલેજના જે સભાખંડમાં ૩૦ વર્ષ પહેલાં આ ઇતિહાસ પરિષદનો જન્મ થયો હતો તે ભારતીય ઇતિહાસ પરિષદનું રજત જયંતિ સંમેલન આ વખતે ગયું હતું. ત્રણ દિવસ સુધી ચાલેલા એ સંમેલનમાં ૨૧૨ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. તેમાં ભારતના પ્રતિનિધિઓ તો હતા જ પરંતુ અમેરિકાના બે, રશિયાના ત્રણ, ઑસ્ટ્રેલિયાના બે, જર્મનીના ત્રણ અને બ્રિટનના બે એમ કુલ ૧૨ પ્રતિનિધિઓ વિદેશોમાંથી પણ આવ્યા હતા. પ્રમુખપદે દિલ્હીના પ્રોફે. એચ. કે. શેરવાણી હતા.

આ રજત–જયંતિ સંમેલનમાં મહામહોપાધ્યાય દત્તો વામન પોતદાર, યુનિવર્સિટી ગ્રાન્ટસ કમિશનના વિકાસ અધિકારી પ્રો. સુકુમાર ભટ્ટાચાર્ય, રશિયન પ્રતિનિધિઓના નેતા પ્રો. વ્લાદિમિર વી બાલાબુશેવિચ, સંમેલનનું ઉદ્ઘાટન કરનાર મહારાષ્ટ્રના કેળવણીપ્રધાન શ્રી મધુકર ચૌધરી વગેરેએ પોતાનાં પ્રવચનો આપ્યાં હતાં. પરંતુ દિલ્હીના એક સંશોધનકાર શ્રી પી. એન. ઓકના પ્રવચને જે ભોંભ ધડાકા કર્યા તેનાથી એ વિદ્વદ્જનોની શાંતિમાં જબરો ભંગ પડ્યો.

શ્રી શેરવાણીએ પોતાના વક્તવ્યમાં તાજમહાલના ચાહકોને આંચકો લાગે એવું કહ્યું હતું. તેમણે જણાવ્યું હતું કે, ભારતમાં સામાજિક ક્ષેત્રે કેટલાક ગહત્વના સુધારાઓ કરનાર ગવર્નર જનરલ લોર્ડ બેન્ટિકે તાજમહાલને વેચી ખાવાનો પ્રયાસ કર્યો હતો. તેમની એ શોધથી ઇતિહાસમાં રસ નહિ ધરાવનારાઓને, જેમ અચંબો થયો તેમ તેમણે એમ કહ્યું કે, "લાલ કિલ્લામાં આરસપહાણનાં બનેલાં કેટલાંક ભવનો હતાં, તેમજ લાલ કિલ્લો અને જુમા મસ્જિદની વચ્ચે પણ એવાં કેટલાક ભવનો હતાં તેનો જાણીકરીને નાશ કરવામાં આવ્યો છે" એ જાણીને પણ અનેકોનાં દિલને ધક્કો પહોંચ્યો હતો – જો કે અમદાવાદમાં સીદી સૈયદની એક જાળી ઉઠાવી જઇને અંગ્રેજોએ તે સુંદર ઇમારતને ખંડિત કરી છે એ એમનાં પ્રો. શેરવાણીની આ ફરિયાદ પણ સાચી માનવામાં વાંધો નથી.

પરંતુ શ્રી. શેરવાણીની શોધ કરતાં વધુ ભોંભધડાકા જેવી શોધો તો શ્રી ઓકની છે તેમણે કરેલી શોધોને જો સ્વીકારમાં આવે તો સંપૂર્ણ ભારતનો મધ્યકાલીન ઇતિહાસ નવેસરથી લખવો પડે તેમણે એ વિસ્તૃત નિબંધમાં એવું સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે કે મોગલોના જમાનામાં બનેલી માનવામાં આવતી ભારતની કેટલીક જગવિખ્યાત ઇમારતો વાસ્તવમાં મોગલોની હકુમત પહેલાના રાજપૂત યુગની છે; મોગલોને તેને માટે આજે શિરપાવ મળી રહ્યો છે; પણ શ્રી. ઓકના મત પ્રમાણે તેના સર્જનનો યશ રાજપૂત રાજાઓને જાય છે. તે ઇમારતોમાંથી કેટલીક આ છે—

(૧) દિલ્હીનો લાલ કિલ્લો, (૨) નિઝામુદ્દીન (૩) સફદરજંગ, (૪) તુગલકાબાદ, (૫) બખિયાર

કાફીનો મકબરો, (૬) હોજ ખાસ, (૭) કોટલા ફિરોજ-શાહ, (૮) ફતેહપુર સિક્રી, (૯) અમદાવાદના ત્રણ દરવાજા તથા કેટલીક મસ્જીદો, (૧૦) બિજાપુરનો ગોળ ગુંબજ, (૧૧) કાશ્મીરના નિશાત, શાલીમાર, ચશ્મેશાહી અને વેરીનાગના બગીચા (૧૨) કુતુબ મિનાર (૧૩) અજમેરની અઢાઈ દિનકી ઝૂંપડી (૧૪) ધારની કમાલ મૌલા મસ્જીદ (૧૫) હમણાં સુધી જેને મસ્જીદ માનવામાં આવતી હતી તે કાશી વિશ્વેશ્વરનું મંદિર અને લિંગ મહાલયનું મંદિર.

શ્રી. ઓક જણાવ્યું છે કે, અઢાઈ દિનકી ઝૂંપડી અને કુતુબ મિનાર ઉપર અરબી ભાષામાં જે લખાયેલું છે તેને ઇતિહાસવેત્તાઓએ ભ્રામક કહ્યું છે આ સ્મારકો મોગલોના જમાના પહેલાના રાજપૂત યુગના છે જે નિશાનીઓથી તેને ઓળખી શકાય એમ છે એ નિશાનીઓને કાં કાઢી નાખવામાં આવેલી છે અથવા તો એની ઉપર ચણતરકામ કરવામાં આવ્યું છે

મહારાષ્ટ્રમાં ધારની કમાલ મૌલા મસ્જીદનો એક ભાગ પડી ગયો ત્યારે ભેદ ફૂટેલો કે એ ઇમારત મુસ્લિમ યુગ પહેલાની છે. અને તેને "સરસ્વતી કંઠાભરણ"ના નામે ઓળખવામાં આવતી હતી ત્યાં આગળથી સંસ્કૃત નાટકોની હસ્તપ્રતો પણ મળી આવી હતી

કાશ્મીરથી માંડીને બિજાપુર સુધીના આ તમામ અવશેષોની પોતે ઝીણવટપૂર્વક તપાસ કરી હોવાનો શ્રી ઓકનો દાવો છે અને તેનાં સંસ્કૃત નામો, શિલ્પકલાનો પ્રકાર, મુસ્લિમ સત્તાધારીઓનો સમય, હિંદુ સ્થાપત્યનાં ચિહ્નો વગેરે વિષે પણ તેમના નિબંધમાં ઉલ્લેખો છે

## લાલ કિલ્લો

દિલ્હીના લાલ કિલ્લા વિષે તેમનું મંતવ્ય એ છે કે, શાહજહાં કરતાં પણ અનેક શતાબ્દીઓ પહેલાં એ બંધાયેલો છે. અને પોતાના એ મતના પુરાવા રૂપે એમ દર્શાવ્યું છે કે, એ કિલ્લાનો પાછળનો જે ભાગ રાજઘાટ તરીકે આજે ઓળખાય છે—તેને કોઈ બાદશાહ સાથે સંબંધ નથી, પણ "રાજ" શબ્દ તો એ કિલ્લામાં મોગલોના પહેલાં જે રાજપૂત રાજાઓ વસતા હતા તેને કારણે છે. વળી લાલ કિલ્લાની આસપાસનાં સ્થળો પવિત્ર સ્થળો હિંદુઓનાં જ છે—જેમ કે, જૈનોનું મંદિર અને ગૌરીશંકરનું મંદિર લાલ કિલ્લો જો મોગલ યુગમાં બન્યો હોત તો એની નજદીક હિન્દુઓના પવિત્ર સ્થળો ન હોત. તેમજ લાલ કિલ્લાથી ચાંદની ચોક નામનો જે રસ્તો જાય છે તેની આજુબાજુના વિસ્તારોમાં પણ મુસ્લિમોનો વસવાટ બહુ પ્રમાણમાં જોવા મળત.

લાલ કિલ્લો મોગલ યુગમાં બંધાયો હોત તો તેના દિવાને ખાસ અને દિવાને આમમાં ઘુમ્મટ કે મિનારા મૂકવામાં આવ્યા હોત; પરંતુ એના બદલે ત્યાંનું સ્થાપત્ય જયપુર અને અન્ય રાજપૂત નગરોના સ્થાપત્યનાં જેવું છે જ્યાં બાદશાહ બેસતા હતા તે દિવાને ખાસની છત પણ હિન્દુ શૈલીની છે તેમજ દિવાને ખાસનાં કેટલાક ઓરડાઓ મોગલ બાદશાહોના વિશાળ જનાનખાના રહી જ ન શકે એટલા નાના છે.

## મયૂરાસન

શ્રી ઓકનો એવો પણ મત છે કે મયૂરાસન તખ્તે તાઉસ—શાહજહાંને રાજપૂતો સાથેના યુદ્ધ દરમ્યાન જ મળ્યું હોવું જોઈએ પોતાના અનુમાનના સમર્થનમાં શ્રી. ઓક એવો પુરાવો રજુ કરે છે કે પશુઓ કે પક્ષીઓ કે મનુષ્યની કોઈપણ મૂર્તિ કટ્ટર મુસ્લિમ માટે ત્યાજ્ય રહી છે જ્યારે એવી મૂર્તિઓ હિન્દુઓ માટે લગભગ અનિવાર્ય થઈ ગઈ છે. મયૂર રાજસ્થાનનું પક્ષી છે. અને વળી સરસ્વતી દેવીનું વાહન પણ છે; હિન્દુઓમાં એવી પ્રણાલિકા રહી છે કે ધાર્મિક પક્ષીઓને જ સિંહાસનના વાહન તરીકે દર્શાવવાં દા. ત. ગરુડ

પોતાનાં આ સઘળાં મંતવ્યોના સમર્થનમાં શ્રી ઓકે જોકે કેટલાક પુરાવાઓ—ભાષા મુદ્રાઓ શિલ્પ વગેરેના—રજૂ કરેલા છે. પરંતુ શ્રી શેરવાણી અને અન્ય ઇતિહાસજ્ઞોના મતે શ્રી ઓકનું આ ક્રાંતિકારી સંશોધન માત્ર એમનાં અનુમાનોના આધારે ઘડાયેલું છે. એ માટે કોઈ દસ્તાવેજી પુરાવાઓ રજૂ કરાયા નથી

શ્રી ઓકે અધિવેશનમાં પોતાનો આ નિબંધ વાંચેલો ત્યારે બહુ ધાંધલ મચી ગયું હતું.—અને તેઓ માત્ર દસ મિનિટ સુધી જ બોલી શક્યા હતા.

(સંદેશ)

★

## ૪ : સર્વોદય સંમેલન | લોકરાજ્યના પાયાની દિશામાં મહત્ત્વનું કદમ

જાન્યુઆરીમાં રાયપુર (મધ્ય પ્રદેશ) ખાતે મળેલા સર્વોદય સંમેલનની એક વિશેષતા એ હતી કે ઘણે સમયે વિનોબાજી સંમેલન વખતે ઉપસ્થિત હતા.

સંમેલનમાં થયેલી વિચારણા વિષે જે એક નવી વાત સૌનું ખાસ ધ્યાન ખેંચવા યોગ્ય લાગી છે તેટલા પૂરતી જ આ નોંધ છે.

સર્વોદય આંદોલનના કાર્યક્રમોમાં આખા સમાજના મૂળભૂત આર્થિક–રાજકીય ઢાંચાને અસર કરે એવો જે એક કાર્યક્રમ રહ્યો છે તે છે–ગ્રામદાનનો. આજ સુધીમાં અનેક ગ્રામદાનો દેશભરમાં થયાં છે. આ બધાની કક્ષા એક સરખી નથી જ–અને આ બધાનો સામાજિક પાયો પણ એક સરખો ન હોય એ ય સહજ છે પરંતુ એકંદર, ગ્રામદાનની શરતો, કેટલેક અંશે, પોતે જ ગ્રામદાની આંદોલનના વિસ્તારની આડે આવતી હતી એવું ખુદ સર્વોદયી કાર્યકરોને મહેસૂસ થવાથી તેમણે આ સંમેલન સમયે સુલભગ્રામદાનનો કાર્યક્રમ અપનાવ્યો છે આ કાર્યક્રમ અંગે સ્પષ્ટીકરણ કરતાં ભૂદાનપત્ર જણાવે છે કે—

ગ્રામદાનનો મૂળ વિચાર હતો, તેને કાયમ રાખી ને, એની શરતોમાંની કેટલીકને સરળ બનાવવામાં આવી છે, અગાઉ 'ઉપર'ના તથા 'મધ્યમ' વર્ગના ભૂમિવાનો ગ્રામદાનમાં જોડાતાં અચકાતા હતા; કેમ કે—

ગ્રામદાનીઓએ પોતાની બધી જમીનની માલિકીનું વિસર્જન બિનશર્ત કરવું પડતું હતું. ત્યારબાદ, તેમની જમીનનું પુનર્વિતરણ કરતી વખતે તેમને કેટલો હિસ્સો આપવો તેનો નિર્ણય ગ્રામસભા કરતી હતી—અલબત્ત, મૂળ જમીન–માલિકની સંમતિ તેમાં આવશ્યક હતી. પરંતુ અપેક્ષા એવી રહેતી હતી કે આ પુનર્વિતરણ યથાસંભવ સમાનતાના ધોરણે હોય., જો કે, કમમાં કમ છઠ્ઠો હિસ્સો ભૂમિહીનોને વહેંચી આપવામાં આવે એવી અપેક્ષા રહેતી હતી હવે સુધરેલા સુલભ–ગ્રામદાન અનુસાર—

* કમમાં કમ ૨૦મો હિસ્સો ભૂમિહીનોને આપવો રહે છે

* બાકી રહેલી જમીનની માલિકી તો ગ્રામસભાની ગણાશે; પરંતુ તે જમીન માલિકની પાસે જ રહેશે, અને તેની અગર તેના વારસદારની રજા વિના લેવામાં નહિ આવે.

* 'સુલભ ગ્રામદાન' માં દર સાલ આવકનો એક હિસ્સો ગ્રામસભાને આપવો રહે છે. (પહેલાં, ગ્રામસભા ઉપર લક્ષ ઓછું અપાયેલું) હવે જમીનની માલિકી તથા વાર્ષિક સંપત્તિદાનના આધાર પર ગ્રામ સમાજનું એક મજબૂત કેન્દ્ર બની શકશે.

* ગ્રામદાની ગામ માટે જે કર્જ લેવામાં આવશે તેની સામે ગામની જમીન બંધક રાખવાનો અધિકાર સભાને નહિ રહે.

* દરેકને હસ્તક જે જમીન રહેશે તેની ઊપજનો ૪૦મો ભાગ (મહેસૂલ વગેરે કાપ્યા પછી) ગ્રામનિધિ માટે ગ્રામસભાને આપવાનો રહેશે.

* જેમની પાસે ભૂમિ નહિ હોય અને માસિક આવક થતી હશે, અથવા વ્યાપાર વગેરે દ્વારા જે આવક થતી હશે તેનો ૩૦મો ભાગ નગદરૂપે અથવા શ્રમરૂપે ગ્રામસભાને આપવાનો રહેશે.

એવી આશા રાખવામાં આવે છે કે—

સુલભ ગ્રામદાનના કારણે, જમીન માલિકો પર જે દબાણ હતું તે દૂર થતાં, તેઓ પણ ઉત્સાહથી સ્વેચ્છાએ ગ્રામદાનમાં શામેલ થશે. આજ પૂર્વે ઘણીવાર એવું બનતું કે ગામની મુખ્ય જમીન અમુક વ્યક્તિઓ પાસે હોય અને તેઓ ગ્રામદાનમાં જોડાવા તૈયાર ન હોય તો, ગ્રામદાન રોકાઈ જતાં હતાં.

આ નવા ધોરણે ભારતમાં સંખ્યાબંધ સુલભ ગ્રામદાનો રચાશે તો, બીજું કંઈ નહિ તો ય, આજની આબોહવાને તંદુરસ્તી બક્ષવામાં અને સાચા પંચાયતી લોકરાજ્યનો પાયો નાખવામાં જરૂર મોટો ફાળો આપી શકાશે.

—ભો. ગાંધી

નોંધ : જે ગામ યા હલકાના ૭૫ ટકા ભૂમિવાનો ૭૫ ટકા ભૂમિ ગ્રામદાનમાં શામેલ કરશે તે ગ્રામદાન ગણાશે.

## ૫ : ગુજરાતનો આદિ માનવ

જે. એમ. નાણાવટી
[ નાયબ નિયામક : પુરાતત્ત્વ ખાતું–ગુજરાત રાજ્ય ]

### ગુજરાતી ભૂમિમાં ભારતનું પ્રાચીનતમ હાડપિંજર

ગયા વર્ષના નવેમ્બર–ડિસેમ્બર માસમાં ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતા તેમજ પૂના યુનિવર્સિટી તથા વડોદરા યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે મહેસાણા જિલ્લાના લાંઘણજ ગામે નવેસરથી કાળગણના તેમજ તત્કાલીન લોકજીવન વિષે વધારે માહિતી મેળવવા તાજેતરમાં આગળ વધેલા વૈજ્ઞાનિક સાધનોને અનુસરીને ફરી એક વાર પ્રાયોગિક પુરાતત્ત્વીય ખોદકામ હાથ ધરવામાં આવ્યું હતું. કેલિફોર્નિયા યુનિવર્સિટીના માનસશાસ્ત્રી ડૉ. કેનેડી, વડોદરા યુનિવર્સિટીના શ્રી એ. વી. પટેલ અને ગુજરાત રાજ્ય પુરાતત્ત્વ ખાતાના શ્રી દવેને આ કાર્ય માટે રોકવામાં આવ્યા હતા. આજસુધી થયેલા વૈજ્ઞાનિક નિરીક્ષણ તેમજ ખોદકામ દ્વારા આ સ્થળ લઘુપાષાણ યુગના અવશેષો માટે જગવિખ્યાત છે.

મહેસાણા જિલ્લાનું આ લાંઘણજ ગામ આંબલીયાસણ અને વિજાપુર વચ્ચે આવેલું નાનું રેલ્વે સ્ટેશન છે. આજથી બરોબર એક સદી પહેલાં ભારતીય સરકારના ભૂસ્તરશાસ્ત્રના ખાતાના યુરોપીય વિદ્વાન શ્રી રોબર્ટ બ્રુસ ફૂટે ગુજરાતના લઘુપાષાણયુગના હથિયારો સૌથી પ્રથમ નોંધ્યા છે ત્યારબાદ ભારતીય પ્રાગ્–ઐતિહાસિક સંશોધનના આદ્યપિતા સમાન શ્રી. એચ ડી. સાંકળીયાએ આ દિશામાં ઘણું કામ કર્યું છે અને પ્રકાશ પાડ્યો છે ૧૯૪૧ થી ૧૯૪૯ દરમિયાન આ સ્થળે ખોદકામ હાથ ધરવામાં આવ્યું હતું અગાઉથી એ વી પંડ્યાએ તેમજ ૧૯૫૩માં પણ ડૉ. સુબારાવે આ દિશામાં કામકાજ ચલુ રાખ્યું હતું છેલ્લે છેલ્લે લંડન યુનિવર્સિટીના પ્રોફેસર ઝોઇનરે પણ આ સ્થળની મુલાકાત લીધી અને ગત વર્ષોના થયેલા કામ અને પરિણામ ઉપર પોતાની મહોર મારી તેમ છતાં આ સ્થળ તત્કાલીન યુગના એક મહત્ત્વના કોયડા સમું બની રહ્યું છે.

સામાન્ય રીતે લઘુપાષાણ યુગ, અને પ્રાચીન પાષાણ યુગ અને નૂતન પાષાણ યુગની વચ્ચેનો પલટાતો સમય બતાવે છે. કાળગણનામાં સાધારણ રીતે આ યુગને આજથી દશ હજાર વર્ષ કે તેની આસપાસ મૂકી શકાય. માનવ ઇતિહાસના આ યુગમાં આબોહવા બહુ ઠંડી નહોતી. જેને પરિણામે પ્રાચીન લક્ષણો જેવાં કે માનવોનું ગુફાઓમાં ભરાઈ રહેવું, વિશાળકાય પ્રાણીઓનું અસ્તિત્વ અને હાથકુહાડી જેવા મોટા પથ્થરના અણઘડ હથિયારો વગેરે આ યુગમાં દેખાતાં નથી. હવે આબોહવા સમધાત થતી જાય છે, માનવજીવન ખુલ્લા મેદાનોમાં પ્રવેશે છે, અને જંગલોમાં ભટકે છે. આ ફેરફાર સાથે લોક જીવનમાં પણ અદ્ભુત ફેરફાર થાય છે.

યુરોપ અને આફ્રિકામાં આ યુગના સ્પષ્ટ થરો નોંધાયાં છે. પરંતુ ભારતમાં આ યુગનું સ્પષ્ટ લક્ષણ ક્યાંય નોંધાયું નથી. આ યુગ ભારતીય પુરાતત્ત્વનો એક ગહન કોયડો છે, જે હજી ઉકેલવાનો બાકી છે. જોકે આવાં લઘુ હથિયારો ભારતભરમાં ઠેર ઠેર મળે છે અને કાળગણનામાં તો તે સિંધુ સંસ્કૃતિના થરે પહેલાં એટલે કે, ઈ. સ. પૂર્વે ૨૫૦૦ થી તે ઇસુની શરૂઆતની સદીઓ સુધી નોંધાય છે. જેથી તે હથિયારો ચોક્કસ લઘુપાષાણયુગ સૂચવે છે તેવું અત્રે નથી.

#### લાંઘણજમાં મળેલ હથિયારો

ગુજરાતમાં આવેલ લાંઘણજના લઘુ પાષાણયુગની હથિયારોની પ્રતિઓમાં અનેક પ્રકારો મળી આવે છે જેમાં પાનાઓ, ત્રિકોણો, છરીઓ, બિંદુઓ, અર્ધચંદ્રાકારોનો સમાવેશ થાય છે. આ બધાં ઓજારો ભૌમિતિક આકારોમાં છે અને મુખ્યત્વે ચર્ટ, એગેટ કાર્નેલીયન અને ક્વાર્ટ્ઝ પથ્થરના બનેલા મોટા હથિયારો તો નોંધાયાં જ નથી. આ સમયના લોકો મુખ્યત્વે શિકારી જીવન ગાળતા હશે છિપલીઓ તેમનો ખાસ ખોરાક હશે પ્રાણી જીવનમાં ગેંડાઓ, હરણ, ભેંસો, નીલગાય, કૂતરો વગેરે તેમના પ્રાથમિક સ્વરૂપમાં જોવા મળે છે.

## આદિ માનવનું અસ્થિ-પિંજર

તાજેતરમાં થયેલા ખોદકામમાં નવ ખાડાઓ કરવામાં આવ્યા હતા. જેમાંથી પાંચમા નંબરના ખાડામાંથી ૭૩ સે. મી. ની ઉંડાઈએ એક સંપૂર્ણ માનવ-અસ્થિપિંજર મળી આવ્યું છે અન્ય ખાડાઓમાંથી પણ સપ્રમાણ માનવ તેમજ અન્ય પ્રાણીઓનાં અસ્થિ-અવશેષો સાંપડયા છે પહેલા ખાડાના ત્રીજા નંબરના ચોરસ ભાગમાંથી ૧ મીટર અને ૮૦ સે. મી. ઉંડાઈએ ૩૦.૩ સે. મી લાંબુ માનવ પગનું હાડકું મળી આવ્યું છે. ઉપર્યુક્ત અસ્થિપિંજર ૧ મીટર ૬૨ સે. મી. લાંબુ છે અને તે હૃષ્ટપુષ્ટ યુવાનનું છે એમ તેના ગણાતા બત્રીસ દાંત સૂચવે છે આ અસ્થિપિંજર પશ્ચિમ-પૂર્વ દાટવામાં આવ્યું છે ગુજરાતના આદિ માનવનું અસ્થિ-પિંજર આ હોઈ શકે! ભારતભરમાં જૂનામાં જૂના અને પ્રથમ અસ્થિપિંજરો ગુજરાતની આ ભૂમિએ નોંધ્યા છે તે હકીકત છે. આ સ્થલેથી અગાઉ પણ તેર અસ્થિ-પિંજરો પ્રાપ્ત થયાં છે પ્રાપ્ત થયેલા આ અવશેષોનો અભ્યાસ આગળ થઈ રહ્યો છે, જેનો આખરી અહેવાલ આ ભૂમિ ઉપર તત્કાલીન લોકજીવન ઉપર અને તેની પ્રાચીનતા ઉપર વધારે પ્રકાશ પાડવા શક્તિમાન થશે

આ વખતે ખાડા નં. ૧ માંથી ૯૬ સે. મી. ની ઉંડાઈએ મળી આવેલી ૨૦ સે. મી. લાંબી અને ૨.૬ સે. મી પહોળી ત્રાંબાની છરી આ સ્થળ ઉપર નવો જ પ્રકાશ ફેંકે છે. ત્રાંબુ આ રીતે પ્રથમવાર જ નોંધાય છે. ઉપરના થરોમાં લોખંડ અગાઉ પણ નોંધાયું હતુ. ત્રાંબાની આ છરી આ ટીંબાને વધારે રસપ્રદ તેમજ વિકટ કરે છે. આપણે એમ માનવા પ્રેરાઈએ કે તામ્રપાષાણયુગ આ સ્થળે લઘુપાષાણ યુગ પછી શરૂ થઈ ગયો હશે કે પછી લાંઘણજમાં માનવ અસ્તિત્વ જ એટલું મોડું શરૂ થયું હશે?

લાંઘણજના લઘુ ઓજારો લોથલ, રંગપુર, રોઝડી જેટલાં પ્રાચીન તો છે જ, બલ્કે પાંચ હજાર વર્ષથી વધારે પણ હોવાનો સંભવ છે. આ પિંજર પણ આ યુગનું વધારે સંપૂર્ણ ચિત્ર તો ત્યારે જ આપશે કે જ્યારે તેના અવશેષોનું પ્રયોગશાળા દ્વારા થયેલ પૃથક્કરણ આપણા હાથમાં આવશે.

(ગુજરાત સમાચાર)

## ૬ : ગુજરાતી સાહિત્ય પરિષદ : (૨૨મું વિલેપાર્લે-અધિવેશન) [ સત્યદર્શી



'સાહિત્ય પરિષદના આ વખતના અધિવેશનમાં મંડપની બહાર અને મંડપની અંદર જાતજાતની વાતો સાંભળવા મળી. આ વાતોમાં મુખ્ય સૂર અસંતોષનો હતો. સાહિત્ય પરિષદનાં અધિવેશનો એની જૂની પ્રણાલી પ્રમાણે ભરાયાં કરે છે એની સામે અસંતોષ હતો? કે પછી 'પરિષદ-મુક્તિ'ને આટ-આટલાં વર્ષો વહી ગયાં છતાં કંઈ નક્કર કામ એ કરતી નથી કે કરી શકતી નથી એ અંગેનો હતો?

પરિષદના અધિવેશનનું માળખું જ્યારે અસ્તિત્વમાં આવ્યું હતું ત્યારની ગુજરાતની ઐતિહાસિક સાહિત્યિક પરિસ્થિતિ એને માટે જવાબદાર હતી. આજે એ પરિસ્થિતિ રહી નથી એટલે એ જૂના માળખાને જડ રીતે વળગી રહેવા કરતા એમાં સમયોચિત ફેરફાર થતો રહે એ આવશ્યક છે સાહિત્ય પરિષદના પ્રમુખ ગુજરાતી સાહિત્યનાં બલાબલ તપાસે અને વિભાગીય પ્રમુખો પોતપોતાના વિષય પર કોઈક મુદ્દાની તાત્વિક મીમાંસા કરે એ પ્રણાલી કાઢી નાખવા જેવી તો નથી જ. પણ પરિષદપ્રમુખનું વ્યાખ્યાન જો પુરોગામીઓએ આપેલાં મંતવ્યોનું પુનરુચ્ચારણ કરીને જ સંતોષ માનતુ થાય તો એ અસંતોષનું કારણ બને. ખેર... આપણી શાણી જનતા મને કે કમને એ પણ નભાવી લેતી હોય છે. પરંતુ પ્રમુખના વ્યાખ્યાન પહેલાં પાંચ પાંચ વિદ્વાનોએ પ્રમુખનો પરિચય આપ્યો, એ બનાવ તો અભૂતપૂર્વ જ કહેવાય એવો છે.* પ્રમુખ ઉપર જ એટલું બધું કહેવાયુ કે પ્રમુખને જે કહેવાનું હતું તે સાંભળવા માટે શ્રોતા સમૂહની નહોતી શક્તિ કે ન હોતી ધીરજ. એટલે પ્રમુખ એમનું વ્યાખ્યાન

* વિભાગીય પ્રમુખોના પરિચયો પણ અપ્રમાણ લાંબા ન હતા? –સં

વાચના રહ્યા અને મોટા ભાગના શ્રોતાઓ બહાર વાર્તા-મંડળી જમાવીને ટોળટપ્પે ચડ્યા.

## નિબંધ—વાચન

નિબંધના વાંચનના કાર્યક્રમમાં સાહિત્ય વિભાગનો શ્રોતા સમૂહ ધન્યવાદને પાત્ર હતો. નિબંધોમાં જેટલા મળે તેટલા બધા જ સ્વીકારાય અને તે બધાનું જ વાચન રખાય એ આવશ્યક કે સ્વીકાર્ય નથી.† નિબંધોની કક્ષા જળવાતી નથી એ દરેક વર્ષે થતી આવતી ફરિયાદ છે છતાં યે આ વર્ષે એ જ પ્રણાલી ચાલુ રહી એ દુઃખદ ઘટના ગણાય. શબ્દોની વ્યુત્પત્તિઓ ઉપરનો એક અન-અધિકાર ચેષ્ટા કરતો નિબંધ વંચાયો ત્યારે શ્રોતાઓની ધીરજ ખૂટી અને એમણે વિશ્વાસ પણ ગુમાવ્યો. સાહિત્ય પરિષદની આવી અન્-જ્ઞાન ચર્ચાઓ નામોશી રૂપ છે. નિબંધોની ચકાસણી થવી જ જોઈએ અને એને માટે જે તે વિભાગના પ્રમુખ એક સમિતિની સહાય લઈ તે કામ કરી શકે. નિબંધોની પસંદગી માટે એક સંપાદન મંડળ હોય એ જરૂરી છે.

## પરિસંવાદ

પરિસંવાદમાં શ્રી ગંગાધર ગાડગીલનું વ્યાખ્યાન શ્રોતાઓમાં ઠીક ઠીક ગરમી જમાવી ગયું. શ્રી. પુ. શી રેગેના વ્યાખ્યાનમાં સ્વરચના અને ઊંડાણનો પરિચય થયો. શ્રી ધર્મવીર ભારતી ઇન્દિદાસ ઉકેલવા બેઠા એટલે નીરસ બન્યા. મોહન રાકેશનું વ્યાખ્યાન લાંબુ ચાલ્યું પણ એમાંથી નવું ન મળ્યું. પર-પ્રાન્તીય સાહિત્યકારોને નિમંત્રીને યોજેલા આ પરિસંવાદમાં આપણા બે ભાઈઓ કશું વિશેષ ન કહી શક્યા એ ખેદજનક પણ હતું. શ્રી. યશવંત શુક્લે ગાડગીલને જવાબ આપવાનો પ્રયત્ન કર્યો અને પોતાને જે કામ માટે ઊભા કરવામાં આવ્યા હતા તે બાજુ પર રહ્યું. બોલાતી વાત જરા તાર સ્વરે બોલીને બેસી ગયા. બક્ષી, પેટલીકર અને પન્નાલાલની તાજેતરમાં પ્રગટ થયેલી નવલકથાઓ કયા માર્ગે છે તેનો પરિચય આપ્યો હોત તો બહુ હતું. જયંત પાઠકને આપણા કાવ્યવિવેચનની ભાષામાં કોઈ ફેરફાર ન દેખાયો. સુરેશ જોષી, રાધેશ્યામ શર્મા, રઘુવીર ચૌધરીનાં લખાણો વાંચી જવા એમને આપણે ભલામણ કરીએ? પરંતુ, 'પરિસંવાદના' ઉપસંહારનું શ્રી ઉમાશંકર જોશીનું વ્યાખ્યાન સૌને યાદ રહી જાય એવું પ્રેરક નીવડ્યું.

## કવિસંમેલન

પરિષદની સૌથી વધુ કરુણ ઘટના એનું 'કવિ-સંમેલન હતું. એમાં કાવ્યોને બદલે માત્ર કવિઓ જ રજૂ કરીને સંતોષ મનાયો. અને એમાં યે નવીન કવિતાનો તો પડછાયો પણ ન જોવા મળ્યો. કવિતાની પ્રતિષ્ઠા કરવાના બહાને આપણે આ રીતે એનો ઉપહાસ તો નથી કરી રહ્યા, એટલું વિચારવાનો અવકાશ આ કવિ સંમેલનના યોજકોને ન આવ્યો એ સાચે જ આશ્ચર્ય છે.

કવિઓને તો કવિતાદ્વારા સ્ટેજ ઉપર લવાય, પણ નવલકથાકારો અને નવલિકાકારોનું શું? એટલે એમનો ઓળખવિધિ રખાયો. સૌ પોતપોતાનો પરિચય આપે. આ પરિચય વિધિ સારો થઈ શકે, પણ કોણ જાણે કેમ, એય કંટાળાજનક નીવડ્યો. સર્જકના અનુભવોમાં કહેવા જેવું કશું જ ન નીકળે! કેટલાક તો અનેક વખત પોતે કહી ચૂકેલા તેની તે રેકર્ડ વગાડ્યા કરી.

## મહત્ત્વનો મુદ્દો

શ્રી ગુલાબદાસ બ્રોકરે એમના સ્વાગત પ્રવચનમાં પરિષદ કરી શકે એવા કામ તરફ લક્ષ ખેંચ્યું. પશ્ચિમના દેશોમાં સર્જકોને તેઓ એમનું સર્જન મુક્તચિત્તે કરી શકે એ માટે સગવડ કરી આપવામાં આવે છે એ તરફ એમણે આંગળી ચીંધી.

પરિષદનાં કાર્યોમાં ગ્રંથપ્રકાશનને પણ સ્થાન છે. છતાં યે 'પરિષદ-મુક્તિ' પછી આપણી પરિષદે એ દિશામાં કશું જ કામ કર્યું નથી. ગુજરાતમાં પુસ્તક-પ્રકાશનનો પ્રશ્ન આજે તો સળગતો પ્રશ્ન છે. ગંભીર લખાણો અને કાવ્યો પ્રગટ કરવા માટે પ્રકાશકો તૈયાર થતા નથી. સારા અભ્યાસગ્રંથો પરિષદ ધારે તો તૈયાર કરાવી શકે અને પ્રગટ કરી શકે. જલસાઓ તો ગુજરાત-

[ પૃષ્ઠ ૭૬ ઉપર ]

† નિબંધ વાચનની આજની પદ્ધતિને સ્થાને પરિષદ પ્રમુખ અને વિભાગીય પ્રમુખોના ભાષણોમાંના મહત્ત્વના મુદ્દાઓ ઉપર ચર્ચા ગોઠવાય તો વિચારોની ઘણી આપ લે અને ચોખવટ થવા પામે. —સં.

## દશાદિશ

# ૧૯૬૩ : અપૂર્વ ઐતિહાસિક વળાંકનું વર્ષ | ભોગીલાલ ગાંધી

આંતરરાષ્ટ્રીય રાજકારણના ક્ષેત્રે ૧૯૬૩નું વર્ષ એક અપૂર્વ વળાંકનું વર્ષ બની ગયું છે.

બીજા વિશ્વયુદ્ધના અંત પછી આખા વિશ્વને માથે મોટી અને કારમી દુશ્ચિંતા ઝઝૂમતી રહી હોય તો તે ત્રીજા વિશ્વયુદ્ધની છે. અને તેમાં ય આ દુનિયાની બે મહાસત્તાઓ – અમેરિકા ને રશિયાએ સર્વસંહારક અણુશસ્ત્રોના અકલ્પ્ય અને અઢળક સાધનોની હરીફાઈ દ્વારા — એટલે કે ભયની સર્વોપરી શક્તિ દ્વારા — જગતની શાંતિની તુલા સમતોલ રાખવાની હોડ શરૂ કરી દીધી ત્યારથી તો, આખું જગત તાળવે જીવ રાખીને અશક્ય લાગતી શાંતિની ઝંખનામાં ઝૂરતું જ રહ્યું છે.

એક બાજુ દુનિયાના ખ્યાતનામ ચિંતકો, વિજ્ઞાનીઓ અને જગતની આમ પ્રજાઓએ સુદ્ધાં અનેક આંદોલનો દ્વારા શાશ્વત શાંતિની ખેવનામાં શસ્ત્ર-સંન્યાસની હાકલ વારંવાર કરી છે; તો બીજી બાજુ જગતના વ્યવહારુ શાણા રાજપુરુષોએ છેલ્લાં ૧૮ વર્ષ દરમ્યાન આ દિશામાં શક્ય તેટલા નક્કર પ્રયાસો પાછળ ઓછાં માર્યાં નથી પછાડ્યાં.

૧૯૫૪માં ભારતે આગળ પડી અણુઅખતરાબંધીની દરખાસ્ત યુનો સમક્ષ રજૂ કરી હતી અને યુનોની ૧૮ રાષ્ટ્રની કમિટીએ કરોડો શબ્દો અને હજારો કલાકોની વાટાઘાટો કરીને યુદ્ધને ખાળવાની કુનેહભરી તરકીબો, યોજનાઓ વિચારી હતી. પરંતુ આ બધાને અંતે કશાં નક્કર પરિણામો સાધ્ય થતાં જણાતાં ન હતાં.

ત્યારે વર્ષોના ભગીરથ પ્રયાસો મિથ્યા જ જશે કે શું? એવી આશંકા અને એવી હતાશા વ્યાપક બની રહી હતી, અને એક છાવણી બીજી છાવણી સામે કેવળ આશંકા અને અવિશ્વાસથી જ નહિ દુષ્ટ ઇરાદાના આક્ષેપો કરતી ધૂંધવાઈ રહી હતી. એટલું જ નહિ પણ, કદિક કોરીઆ તો કદિક લાઓસ, કદિક અલ્જેરિયા તો કદિક કોંગો, કદિક હંગેરી, સુએઝ, તો કદિક ચીન જેવી અનેક ઘટનાઓ ફરી ફરીને તણખામાંથી ભડકો થવાની આગાહી આપતી, જગતની તમામ શુભ ભાવનાઓને કંપાવી મૂકતી, સર્વનાશનો શાપ વરસાવવા અધીરી બની હોય એમ જણાતી રહી હતી!

પરંતુ જે મહાસત્તાઓ જગતને સર્વનાશના આરે ધકેલી દેવાની રમત રમતી દેખાતી હતી, જે મહાસત્તાઓ છૂટાછવાયા તણખાને ભડકામાં ફેરવી નાખવાનો ભય પેદા કરતી દેખાતી હતી, એ જ મહાસત્તાઓ પણ પ્રત્યેક ઘટનાને અંતે ઇચ્છા અનિચ્છાએ, એક અને એક માત્ર ઉગાર-શાંતિ અને સહ-અસ્તિત્વના રાહ ભણી જ ધીમી ધીમી પણ ઘસડાઈ રહી હતી!

બીજા વિશ્વયુદ્ધ પછીના આ લગભગ બે દાયકાઓ દરમ્યાન, અસંખ્ય તણખાઓ ઝર્યા છતાં, તેમાંથી ભડકો નથી જ થવા પામ્યો. આ નક્કર હકીકત પાછળનું રહસ્ય પણ સમજવા જેવું છે.

અલબત્ત, દુનિયાની જાગ્રત પ્રજાઓનો (ચિંતકો, વિજ્ઞાનીઓ, અને જાગ્રત પ્રજાઓનાં આંદોલનોનો) તો તેમાં ફાળો છે જ છે; અને પં. નહેરુ તથા અન્ય બિન-જૂથવાદી શાંતિવાદી રાજપુરુષોનો ય સક્રિય ફાળો (કોરીઆ, લાઓસ, કોંગો આદિ ઘટનાઓમાં) રહ્યો જ છે પરંતુ જે બે મહાસત્તાઓના હાથમાં આખી સૃષ્ટિનું ક્ષણવારમાં નિકંદન કરવાની શક્તિ પડેલી જ હતી, અને સામસામા વિદ્વેષના આવેશમાં ઘસડાઈ જતાં, જાણે-અજાણે માનવસંસ્કૃતિ અને માનવઅસ્તિ-

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી '૬૪

ત્વને નિર્મૂળ કરી શકે એવી ભરપૂર શક્યતાઓ મેં ફાડી ઊભી હતી ત્યારે, અને અનેક એવી તકો એ આખરી અંજામની કક્ષાએ ધસી જવા તેમને ઉશ્કેરી રહી હતી ત્યારે ય, એ જ બે અગ્રણીઓએ અંતિમ કક્ષાએ ધસી ન જઈને જે પરિપક્વતા પ્રગટ કરી છે, એ સ્વસ્થતા પોતે જ દુનિયાની આજની શાંતિના મૂળમાં રહેલો એક આશીર્વાદ નથી શું ?

૧૯૬૩ના ગત વર્ષમાં ક્યૂબાની કટોકટી છેક અંતિમ ક્ષણે, વળાંક લઈ શકી અને આજે આપણું વિશ્વ અગાઉ કદિ નહિ એવી નવી આશાએ ઊમળકા અને ઉત્સાહભર્યું જીવી રહ્યું છે—આ હકીકત, આ સિદ્ધિ પોતે જ શું અસાધારણ નથી?

અશક્ય જ લાગતી અણુઅખતરા બંધીની વર્ષો સુધીની વાટાઘાટો ૧૯૬૩ના ઓગષ્ટમાં મર્યાદિત સ્વરૂપે ય શક્ય બની, એ શું વીતી ચૂકેલા વર્ષની અનન્યતા નથી ?

આપણે આની પાછળ રહેલાં બીજાં ગમે તેટલાં કારણો અને બળોનો તર્ક ચલાવીએ, પરંતુ, અંતે તો કેનેડીનું મહાન રાજદ્વારી વિભૂતિ તત્ત્વ જ લેખે લાગ્યું છે, એ નિરપવાદ રહસ્ય નથી શું ! એનો અર્થ એવો નથી કે ક્રુશ્ચોવને શાંતિ અને સહઅસ્તિત્વની ગરજ ન હતી, ઈચ્છા ન હતી, અથવા એણે સાચી દાનતના પ્રયાસો કર્યો નથી; પરંતુ ક્યુબાની ભયંકર રમત રમવા જતાં જ કદાચ તેને કદિ નહિ સમજાયેલી એવી સ્થિતિનું દર્શન થયું – અને એની ગરજ, ઈચ્છા અને દાનતને નક્કર આકાર મળી ગયો ! આઈકના જમાનામાં જે બનવું અશક્ય લાગ્યું હતું; અને તેના રાજવહીવટના છેવટના દિવસોમાં જે અપડામણે બંને વચ્ચેનું અંતર વધારી દીધું હતું, તે અંતર કેનેડીએ ક્યુબાની ઘટના પ્રસંગે અજબ હિંમત અને હોશિયારીથી, ક્રુશ્ચોવને સર્વનાશના અંતિમ અંજામનું દર્શન કરાવી દઈને, દુનિયાને નવો વળાંક આપી દીધો. અને આ બની શક્યું તેમાં કેનેડીની જેમ ક્રુશ્ચોવનો ય કારકીર્દિને ય કીર્તિનો કળશ ચઢ્યો જ છે.

★

અણુઅખતરા બંધીનો, રશિયા, અમેરિકા વચ્ચેનો



ઑગષ્ટનો કરાર યુદ્ધ અને શાંતિના ઈતિહાસનો એક નિર્ણાયક માર્ગસ્થંભ બની ગયો છે. અકસ્માત પણ યુદ્ધ ફાટી ન નીકળે, એ માટે બંને પક્ષે ઝીણવટપૂર્વકની વિચારણા આગળ વધી રહી છે.

ક્રુશ્ચોવ અને કેનેડી ( બદલે રશિયા અને અમેરિકાના માંધાતાઓ ) વચ્ચે સીધો અને સત્વર સંપર્ક સાધનારો ' હૉટ લાઈન '–ટેલીફોન વ્યવહાર ગોઠવી શકાયો છે, અને અવકાશી સંશોધનો તથા સંપૂર્ણ અખતરા બંધીની દિશામાં સહકારયુક્ત પગલાં વિચારાઈ રહ્યાં છે. પરસ્પર બિનઆક્રમણ કરારની શક્યતાઓ પણ દેખાઈ રહી છે

કેનેડીની હત્યા પછી નવા પ્રમુખ જોનસનને હાથે આ સમાધાન, શાંતિ અને દોસ્તીની નીતિ આગળ વધારવાના પ્રયાસો એટલી જ ધગશ અને ધીરજપૂર્વક આગળ વધી રહ્યા છે અને ક્રુશ્ચોવે એ પ્રયાસોને તોડી પાડવાને બદલે એમાં પ્રોત્સાહન આપ્યું છે, એ પણ અમેરિકા–રશિયાના રાજપુરુષોની પકવતાનું જ સ્પષ્ટ નિદર્શન છે.

રશિયાએ તાજેતરમાં જ, પોતાના લશ્કરી ખર્ચમાં કાપ જાહેર કર્યો છે અને અમેરિકા પણ એવું જ પગલું ભરવાની તૈયારીમાં છે.

આ સમાચાર સૈન્યની સંખ્યા શક્તિની દૃષ્ટિએ બહુ મહત્ત્વના ન પણ હોય તો ય, અચૂક રીતે, વિકાસની દિશા અને ધગશ તો એમાં પ્રગટ થઈ જ રહી છે. કેમ જાણે શસ્ત્રીકરણને બદલે નિઃશસ્ત્રીકરણની ભાવિ ઠરીઠામનો આ આરંભ નહિ હોય !

તાજેતરમાં, નાટો પરિષદથી પાછા ફરેલા અમેરિકી રાજ્યમંત્રી ડીન રસ્કે દૃઢતાપૂર્વક એ વાત કહી છે કે, રશિયા અને પશ્ચિમ વચ્ચેના સલુકાઈ ભર્યા સંબંધનો રાહ વધુ મોકળો બને, તેવા પ્રયાસો અમેરિકા તથા અન્ય સાથીરાષ્ટ્રો તરફથી વિચારાઈ રહ્યા છે. તો બ્રિટનના વડા પ્રધાને અગાઉ કરતાં ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં એવી ઈચ્છા પ્રગટ કરી છે કે, બ્રિટન રશિયા સાથેના સંબંધો વધુ ઉચ્ચતર અને સંગીન પાયા પર ગોઠવવા આતુર છે અમેરિકી પ્રમુખ જોનસને ક્રુશ્ચોવ સાથેની ભાવિ મુલાકાતની સૂચનાને આવકારી છે

ક્રમ

અને કેનેડીની અધૂરી રહેલી મંઝીલને પોતાના લક્ષ તરીકે અપનાવી લીધી છે.

આ બધા ઠાલા શબ્દો નથી કે નથી લાગણીનો ઉપરછલ્લો દેખાવ.

બીજા યુદ્ધના અંત પછી વિભાજીત જર્મની અને વિભાજિત બર્લિન નગરી! કેવળ જર્મન પ્રજા માટે જ નહિ, આખા વિશ્વની શાંતિ માટે આ ઘટના શાપ બની રહી છે આ સમસ્યાએ વારંવાર ધરતીકંપના આંચકા આપ્યા છે અને આજ સમસ્યાએ અનેકવાર યુદ્ધનો પડછાયો પાથર્યો કર્યો છે અલબત્ત, આજે ય એ સ્થિતિમાં બહુ મોટો ફેરફાર થઈ ગયો છે એવું નથી. આમ છતાં, પવન કઈ દિશામાં ફુંકી રહ્યો છે એનું સૂચન કરતી નાનીશી ઘટના પણ આવતી કાલના મહાન બનાવોની પ્રેરણા—પ્રારંભ બની જાય તો તો નવાઈ નહિ.

બર્લિનની એક જ નગરીમાં ભાંડુ-સમાં સ્નેહીઓ વર્ષો થયાં દિવાલની આ પાર પેલે પાર ( ખરેખરી ચણેલી કિલ્લાબંધી પાછળ ) વલખતાં, ઝૂરતાં રહી રહ્યાં છે; અવાર નવાર રાતે મધરાતે પૂર્વ બર્લિનમાંથી ભાગી છૂટીને પશ્ચિમનાં ભાંડુઓને જઈ મળવાની અગાઉની શક્યતાઓ ય દિવાલો ચણાઈ જતાં અશક્ય બની ચૂકી છે.

આવે વખતે ૧૯૬૩ના ક્રિસ્ટમસ પૂરતી 'દિવાલો હટાવાઈ ગઈ, ૫૦૦,૦૦૦ ( પાંચ લાખ ) પશ્ચિમ બર્લિનવાસીઓ એમનાં પૂર્વ બર્લિનવાસી સ્નેહી સ્વજનોને ત્યાં જઈ શકે, એવી ગોઠવણ પૂર્વબર્લિનના સત્તાધારીઓએ માન્ય કરી હતી.

અને સ્વાભાવિક રીતે જ, કરોડો દિલમાં એક જ સવાલ પડઘો પાડી રહ્યો છે: જે વાત ક્રિસ્ટમસના પૂરતા દિવસો માટે શક્ય બની, તે જ સદા કાળ માટે શું કામ શક્ય ન બને? એક જ નગરીનાં વાસીઓ, બે જુદી જુદી સત્તા નીચે વસતાં છતાં, એકબીજાને હળી મળી શું કામ ન શકે? માનવી માટે ઓછામાં ઓછો અને સહજ ગણાય તેવો આ આનંદ અને અધિકાર તેઓ શું કામ ન ભોગવી શકે?

કદાચ ક્રિસ્ટમસનો આ નાનકડો અનુભવ બંને સત્તાઓને આવો જ કોઈક માર્ગ લેવાની હિંમત કરવા પ્રેરશે?

માનવીની પ્રગતિની મંઝિલ તરફ નિષ્ઠા અને હિંમતપૂર્વક આગળ ધપાવનારનો રાહ સરળ નહિ બલ્કે કુરબાનીનો જ સદાકાળ રહ્યો છે; અને હજી આજના સુધરેલા યુગમાં, અમેરિકા જેવા સુધરેલા દેશમાં પણ કેનેડી જેવા બત્રીસ લક્ષણાની, આહુતી અનિવાર્ય બની છે આ સત્ય ભયકર દુઃખદ અને આઘાતજનક છે; પરંતુ એથી ડઘાઈ જઈને ડગલે ને પગલે કેવળ પોતાની જાતની જ સલામતીની ગણત્રી કરનારા કદિ ઇતિહાસને ઘડી શકતા નથી—પ્રગતિ વળાંકનો લાભ પણ લઈ શકતા નથી

ખરે જ, કેનેડીએ વીરોચિત મૃત્યુને ભેટીને સૌનો માર્ગ અંશતઃ સરળ કર્યો છે. એમાં નૂતન વર્ષની મંગળ પ્રભાતનો ક્રુશ્ચોવ અને પ્રે. જોનસનનો સંદેશો આશાભર્યો પડઘો પાડે છે. ૧૯૬૩નો વળાંક, ૧૯૬૪માં વધુ સ્વસ્થ અને દઢ રૂપ લેવાની શક્યતાઓ અસ્થાને નથી અલબત્ત, મોટાં અને ત્વરિત પરિણામોની ગણતરી શક્ય નથી, એવી વધારે પડતી આશાઓ યોગ્ય પણ નથી. તા. ૩-૧-૬૪

[ પૃષ્ઠ ૭૩ થી ચાલુ ]

માં છે અને રહેવાના પણ એની સાથેસાથે કશુંક નક્કર કામ મૂકવું જોઈએ. એ જો પરિષદ ભૂલી જશે તો એ પોતાનો ધર્મ ચૂકે છે એમ જ કહેવું જોઈએ. ગુજરાતી સાહિત્યનો સર્વાંગી ઇતિહાસ લખાવો હજી બાકી છે. વિવેચનના પારિભાષિક કોશની પણ ખોટ વરતાય છે. સંસ્કૃત કાવ્ય-મીમાંસા અને પશ્ચિમી સાહિત્ય-ની મીમાંસાના સંદર્ભગ્રંથો તૈયાર કરવાના બાકી છે

પરિષદના મનોરંજન કાર્યક્રમો.* એની વ્યવસ્થા અને આતિથ્ય માટે તો વિલેપારલેની સભાને અભિનંદન આપવાં રહ્યાં

* મુંબઈમાં બહુ વખણાયેલ 'પરિવર્તન' (નૃત્ય નાટય પ્રયોગ) કલા, નાવિન્ય અને 'ટેસ્ટ'ની દષ્ટિએ પણ ઘણી નીચી કક્ષાનો ન હતો?–સં.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી '૬૪

# સાયપ્રસ : નૂતન પ્રજાસત્તાકની કરુણ કથની

## ભારતથીય અનેકગણા કરપીણ વિખવાદનો વારસો!

સાયપ્રસની વાત કરતાંની સાથે જ ભારત સાથેની તેની ઘણી બધી સમાન વિતક કથા યાદ આવ્યા વિના રહેતી નથી. અને એ વિતકકથાની વાત આલેખવા પૂર્વે, આપણી તાજેતરની વિતકકથા (ચીનના ભારત ઉપરના આક્રમણ)ના સમયે ભારત પ્રત્યે નિર્મળ હમદર્દી પ્રકટ કરનારાં સર્વ પ્રથમ રાષ્ટ્રોમાં સાયપ્રસ પણ હતું, તે વાત યાદ આવે છે તે જ દિવસોમાં સાયપ્રસના ઉપપ્રમુખ ફાઝિલ કુત્યુક ભારતના પ્રવાસે આવ્યા હતા; અને ચીની આક્રમણ સામેના ભારતના સંરક્ષણ સંગ્રામમાં, હિમાલયની ૧૭૦૦૦ થી ૧૮૦૦૦ ફીટની ઉંચાઈએ કામગીરી આપી શકે તેવાં, માલવાહક ખચ્ચરો સાયપ્રસે ભારતને પૂરાં પાડ્યાં હતાં.

આજે જ્યારે સાયપ્રસમાં આન્તરવિગ્રહની ભીષણ આગ ધુંધવાઈ રહી છે ત્યારે, ભારતની હમદર્દી સાયપ્રસ તરફ હશે, એ સ્વાભાવિક જ છે

તેમાં ય, વિદેશી સત્તા નીચે, ભારતમાં હિંદુ-મુસ્લિમ વિખવાદોની જે સુરંગ મુકાઈ હતી તેનાથી અનેકગણી ઉગ્ર કોમી-વિખવાદની સુરંગ સાયપ્રસમાં, તેના ઉપરની વિદેશી સલ્તનતો દરમ્યાન, ચંપાઈ ચૂકી હતી—જે વારસો હજી આજે ય, સાયપ્રસની સ્વાધીનતા પછી ૪ થે વરસે ય રાષ્ટ્રની છાતી પર, દૈત્ય બની બેઠો જ છે! જેના પરિણામે—

● નગાજર સવા મહિના પહેલાં (૧૯૬૩ના ડિસેમ્બરની ૨૨મીએ) ફરી એકવાર મોટા પાયા પર, ત્યાંના ૮૨ ટકા વસ્તીઓ ગ્રીક-ખ્રિસ્તીઓ અને ૧૮ ટકા તુર્કી-મુસ્લિમો વચ્ચે, આંતરવિગ્રહ ફાટી નીકળ્યો!

● સાયપ્રસને પોતાની બેડીમાંથી મુક્તિ આપનાર બ્રિટિશ સત્તાને, આંતરિક વ્યવસ્થા સ્થાપવા માટે, સાયપ્રસના પ્રેસિડેન્ટ મકારીઓએ તેડું મોકલ્યું. બ્રિટને તત્કાલ ફોજ મોકલી બ્રિટિશ કોમનવેલ્થ સેક્રેટરી મિ. સેન્ડિસે ગ્રીસ, તુર્કીની સરકારો, અને સાયપ્રસમાંના ગ્રીક-ખ્રિસ્તીઓ તથા તુર્કી-મુસ્લિમોના પ્રતિનિધિઓનો સંપર્ક સાધી બ્રિટનમાં પરિષદ ભરવા અંગે સૌને જેમ તેમ સંમત કર્યા...

● પરંતુ, બ્રિટનની પરિષદમાં (૧૫મી એ શરૂ થયા પછી) વિઘ્ન થવા જ કર્યો છે અને તાજા સમાચાર મુજબ, તુર્કીએ, એમાં ભાગ લેવાનો ઈન્કાર કરીને, બહારથી શાંત પડેલી આગને ફરીથી અંદરથી સંકોરી છે અને તુર્કીની સરકાર 'સાયપ્રસ' પર ચઢાઈ કરવાની તૈયારી કરી રહી છે—એવા ભયે ચોકી ગોઠવી, પોતાની ફોજને યુદ્ધ માટે તત્પર રહેવાના હુકમો પ્રેસિડન્ટ મકારીઓ આપી ચૂક્યા છે.

૧૯૬૦ માં સંપૂર્ણ સ્વાધીન બનેલા એક રાષ્ટ્ર (સાયપ્રસ) નું કોકડું કેટલું ગુંચવાયેલું હોઈ શકે છે તેનો યથાવત અંદાજ તેની પાર્શ્વભૂમિકા અને બંધારણ તરફ નજર કર્યા વિના આવવો શક્ય નથી.

(પાર્શ્વભૂમિકા બાજુના કોલમમાં)

**પાર્શ્વભૂમિકા**

**પૂર્વ ભૂમધ્યમાં ટાપુ**

દક્ષિણ-પશ્ચિમ એશિયામાં તુર્કીથી ૪૦ માઈલ દક્ષિણે અને સીરીઆથી ૬૦ મા. પશ્ચિમે; ગ્રીસથી ૬૦૦ માઈલ દક્ષિણ પૂર્વમાં.

વિસ્તાર: ૩૫૭૨ ચો. મા.

વસ્તી: ૫,૦૦,૦૦૦ (૮૨ ટકા ગ્રીક-ખ્રિસ્તી: ૧૮ ટકા તુર્કી મુસ્લિમ)

આદિકાળમાં: ઈ. સ. પૂર્વે ૮૦૦થી ફોનિશિયન અને ગ્રીક થાણાંઓ.

મધ્યયુગ: એસીરીઅનો, ઈજીપ્શિયનો, પર્શિયન અને રોમન સત્તા નીચે.

*

**વર્તમાન યુગ:**

—૧૫૭૧ થી ૧૮૭૮ તુર્કીની શહેનશાહિયત નીચે.

—૧૮૭૮થી૧૯૨૫ બ્રિટીશ વહીવટ નીચે.

— ૧૯૨૫થી૧૯૬૦ બ્રિટીશ સંસ્થાન.

*

**સ્વાતંત્ર્ય સંગ્રામ**

તુર્કીની શહેનશાહિયત દરમ્યાન ગ્રીક-ખ્રિસ્તીઓનું આંદોલન: તુર્કી મુસ્લિમો આ શહેનશાહિયતના ભાગ રૂપ. (ચાલુ પા ૭૮)

[ પા. છછના ત્રીજા કૉલમથી ]

બ્રિટિશ વર્ચસ દરમ્યાન ગ્રીક-ખ્રિસ્તીઓની સ્વાતંત્ર્યની લડાઈનું એક મુખ્ય સૂત્ર હતું: ગ્રીસ સાથે સાયપ્રસના જોડાણનું. આથી તુર્કી મુસ્લિમો લડતના વિરોધમાં.

પાછળથી, સાયપ્રસના સ્વાતંત્ર્ય આંદોલન વખતે ગ્રીસમાં કમ્યુનિસ્ટો અને રાષ્ટ્રવાદીઓ વચ્ચે આંતરવિગ્રહ. ત્યારે ગ્રીક-ઉદ્દામોનો સાયપ્રસની સ્વતંત્રતાને ટેકો.

૧૯૫૪: બ્રિટિશ મર્યાદિત સત્તાઓવાળું બંધારણ ઘડ્યું તેનો સાયપ્રસના રાષ્ટ્રવાદીઓ તરફથી ઇન્કાર...... સ્વતંત્ર સાયપ્રસની માંગ

સંપૂર્ણ સ્વાતંત્ર્યની માંગ સામે તુર્ક રાજ્યસત્તાનો વિરોધ: 'ફેરફાર કરવો હોય તો સાયપ્રસ તુર્કીમાં ભળી જાય એવો કરો!' તુર્ક-મુસ્લિમ સાયપ્રસવાસીઓ-નોય સ્વાતંત્ર્ય સંગ્રામ પ્રત્યે વિરોધ.

* ૧૯૫૫ સપ્ટેમ્બર:

સમાધાનના પ્રયાસ-

બ્રિટન, ગ્રીસ, અને તુર્કીની સરકારોની પરિષદ! (રાષ્ટ્રીય પ્રતિનિધિઓ વિનાની!).

કા. ચ. બંધારણની ઓફર (બ્રિટનના સાર્વભૌમત્વ નીચે). તુર્કી-મુસ્લિમોની લઘુમતિને બેફામ તોફાની અધિકારો!

—રાષ્ટ્રવાદીઓ ઉગ્ર લડતને પંથે.

* ૧૯૫૬થી૧૯૫૯: ઉગ્ર રાષ્ટ્રવાદી આંદોલન (ગુપ્ત, સશસ્ત્ર)

— બેફામ દમન: નેતા આર્ક-બિશપ મકારીઓ વારંવાર જેલમાં...

* ૧૯૬૦: (ઓગસ્ટ, ૧૬): સાયપ્રસ પ્રજાસત્તાકની સ્થાપના: બ્રિટિશ કૉમનવેલ્થનું અને યુનોનું સભ્ય.

## આંતરવિગ્રહની સુરંગસમું બંધારણ!

### રાજ્યની ધારાસભામાં:

પ્રમુખ ગ્રીક-ખ્રિસ્તી રહે; ઉપપ્રમુખ તુર્કી-મુસ્લિમ,

—ધારાસભામાં ૧૮ ટકા વસ્તીવાળો મુસ્લિમ કોમને ૩૩ ટકા પ્રતિનિધિત્વ રહે. દરેક પોતાની કોમના જ લોકો ચૂંટીને મોકલે.

—અને ઉપપ્રમુખને વિટોની સત્તા રહે; તે કોઈ પણ કાયદો મુસ્લિમ વિરોધી જણાતા રોકી શકે

કોઈ કાયદો પસાર કરવા પહેલાં ગ્રીક (ખ્રિસ્તી) અને તુર્કી (મુસ્લીમ) પ્રતિનિધિઓના જુદા જુદા મત લેવાતા, બંનેમાં બહુમતિ મળવી આવશ્યક રહે. એટલે કે ધારાસભામાં ય બે જુદાં કોમી સભાગૃહો!

—૧૮ ટકા વસ્તીવાળી તુર્કી કોમને માટે ૩૩ ટકા જેટલી નોકરીઓ અનામત; અને લશ્કરમાં ૪૦ ટકા અનામત.

આ ઉપરાંત: (૧) તુર્કી અને ગ્રીસ બંને રાજ્યોનાં સૈન્ય રહે......!

(૨) બ્રિટનનાં સાર્વભૌમ મથકો ચાલુ રહે......!

(૩) બ્રિટન, તુર્કી અને ગ્રીસ આ બંધારણ માટે બાંહેધરી આપે.

ભારતમાં અંગ્રેજી રાજ્યના અમલ દરમ્યાન મોન્ટફર્ડ સુધારાને નામે આવી રીતે જ જુદા મતદાર મંડળોની રચના કરવામાં આવી હતી, અને એનાં માઠાં ફળ ભારતે આજ સુધી ચાખ્યાં છે.

* સાયપ્રસમાંની ગ્રીક-ખ્રિસ્તી પ્રજા ગ્રીસ સાથે સાયપ્રસને ભેળવી દેવા ઇચ્છે છે.

* તુર્ક-મુસ્લિમ પ્રજાએ સાયપ્રસના બે ટુકડા પાડી દઈ, ઉત્તરના ભાગને તુર્કી સાથે જોડી દેવાની માંગ ઉઠાવી છે

આંતરવિગ્રહની આટલી સામગ્રી અને આટલી તંગ મનોદશા હોય ત્યાં સાચા સ્વાતંત્ર્યનો પડછાયો પણ શી રીતે રહે? શાંતિ અને સલામતીની શક્યતા પણ ક્યાંથી રહે?

*

૧૯૬૩ના ક્રિસ્ટમસના તહેવાર દરમ્યાન જ બંને પક્ષની ગેરિલા સશસ્ત્ર ટુકડીઓએ ભાગ ભજવ્યો હતો; અને એ કહેવાની જરૂર નથી કે તુર્કી અને ગ્રીસની લશ્કરી ટુકડીઓએ એમાં સાથ પુરાવ્યો જ હશે. આવા આ બંધારણના પરિણામે બન્યુ છે એવું

[ વિશ્વમાનવ : જાન્યુઆરી-ફેબ્રુઆરી '૬૪

કે પ્રમુખ અને ઉપપ્રમુખે એમની સત્તાની રૂએ કરવેરા અને વ્યવસ્થાની બાબતમાં વીટો કર્યો હોઈને ત્યાં આર્થિક અને વહીવટી મંત્રણાઓ ઊભી થઈ ગઈ છે.

*

બધી રીતે, આંતરવિગ્રહને જ પોષનારાં બળો જાગી ગયાં અને ક્રિસ્ટમસના આરંભમાં જ પ્રસ્ફોટ થયા વિના ન રહ્યો.

માત્ર એક જ અઠવાડિયામાં બને પક્ષે થઈ ગ્રીકના ૫૦ અને તુર્કના ૭૭ માણસોની ખુવારી એકલી નિકોસીઆ પાટનગરમાં જ થઈ ચૂકી હતી; ગ્રામ વિસ્તારોમાં જુદી જ. અને બને પક્ષોએ બાળકો-સ્ત્રીઓ સહિતની જે પ્રકારની કરપીણ હત્યાઓ કરી છે, તે આપણે ત્યાંના ભાગલા સમયનાં ખૂનખાર કોમી રમખાણોની જ યાદ આપે એવી છે.

બ્રિટિશ સેનાએ કામચલાઉ શાંતિ અને વ્યવસ્થા મહા પ્રયત્ને સ્થાપી, અને ગિરફતાર થયેલાં તુર્કી અને ગ્રીક કુટુંબોને ઘેર પાછાં મોકલવામાં આવ્યાં ત્યારે, વિરોધી કોમની વસ્તી વચ્ચે પાછા ફરવા કરતાં જેલમાં જ વધુ સલામતી છે, એવી ભયની લાગણી પ્રકટ થઈ હતી!

—સાયપ્રસનિવાસી ગ્રીક અને તુર્કી ફોજી ટુકડીઓની મદદથી શાંતિ ને વ્યવસ્થાની સ્થાપના કરવામાં તો ખુદ બ્રિટિશ સૈન્યને પણ જોખમ જણાયું હતું.

અંતે, ઇતિહાસની બલિહારી તો એ છે કે, પૂર્ણ સ્વાતંત્ર્યની સ્થાપના પછી ત્રણજ વર્ષને અંતે, સાયપ્રસમાં શાંતિ અને વ્યવસ્થાની તત્કાલ સ્થાપના, ગઈ કાલના સંસ્થાનવાદી માલિકો—અર્થાત્ બ્રિટનના સૈન્યને (આશરે ૨૫૦૦) હાથે જ, શક્ય બની છે! એની સમરયાનો ઉકેલ પણ ગ્રીક તુર્કી સત્તાઓની રમતનું સાધન બન્યો છે! (ગ્રીક લશ્કર ૯૫૦; તુર્કી ૬૫૦) અલબત્ત, બ્રિટનના સૈન્યને સ્થાને હવે 'નાટો'નાં સૈન્યો જાય, અથવા યુનોની તટસ્થ સેનાને ત્યાં મોકલવામાં આવે, એ પ્રકારની દરખાસ્તો થઈ રહી છે.

- પરંતુ હાલ તત્કાલ તો બ્રિટનમાં બોલાવાયેલી પંચપક્ષી (બ્રિટન, ગ્રીસ, તુર્કીની સરકારો તથા સાયપ્રસવાસી ગ્રીક અને તુર્કી કોમના પ્રતિનિધિઓની) પરિષદમાં જ, તુર્કોના વલણે ફાચર મારી છે; અને સાયપ્રસની શાંત પડેલી હોળીના ભડકા ફરી ભભૂકવાની ભીતિ ઊભી થઈ છે. આ સ્થિતિમાં વિદેશી સૈન્ય ક્યાં સુધી ત્યાં ચાલુ રહેશે? અને રહેશે તો સાયપ્રસની સ્વાધીનતાનો શો અર્થ રહેશે કે કેમ, એ જ મૂંઝવણ સમરયા જાગી છે.

*

અને તો, સાયપ્રસની પ્રજા વચ્ચેની તડ સંધાય નહિ ત્યાંસુધી કશો સાચો ઉકેલ થનાર નથી, એ સ્પષ્ટ છે.

—સાયપ્રસ ગ્રીસ સાથે જોડાય તો એથી લઘુમતીને માથેનો ભય અનેક ગણો વધી જશે.

—સાયપ્રસના ભાગલા પાડવામાં આવે, અને ઉત્તર પ્રદેશનું જુદું રાજ્ય બને તો તે તુર્કીના પડોશી રાજ્યનું પ્યાદું બનવાનું અને ભારતના ભાગલા પછીની સ્થિતિ જ ત્યાંય કાયમ રહેવાની!

લંડનના 'ગાર્ડિયન' દૈનિકના જણાવ્યા મુજબ તો, (વાર્લ્ડ પ્રેસિડન્ટ કુત્સુકના લંડન પરિષદના પ્રતિનિધિ મિ. રૌફ ડેન્કતાશના માનવા પ્રમાણે) ખરેખરો ભય તો એ છે કે, સાયપ્રસવાસી ગ્રીક—ભાષી પ્રજાના ૩૭ ટકા કમ્યુનિસ્ટો અથવા કમ્યુનિસ્ટ—તરફી છે. અને જો બ્રિટન, ગ્રીસ અને તુર્કીની ફોજો પાછી ખેંચાઇ જાય તો તત્કાલ કમ્યુનિસ્ટો તરફથી (EKOA ના ગેરિલા દળમાં તેમની અસર હોઈ ને ?) 'અચાનક હલ્લો' (કુપ) બોલાવાશે.... ..xx આમ કહીને અંતે તો, કોઈ પણ ભોગે તુર્કી ફોજો સાયપ્રસમાં રહે, એવી જ એમની સિફારસ છે.

ત્યારે, પ્રે. મકારીઓ જૂના બંધારણને દફનાવી દેવા કૃતનિશ્ચયી છે. તેઓ 'ગ્રીસ સાથે જોડાઈ જવાના સૂત્રવાળા અતિમવાદી—ગુપ્ત ગેરિલા સંગઠન (EKOA)ને વાળી શકવાની હામ ધરાવે છે. પરંતુ તેઓ આજની સ્થિતિમાં સાયપ્રસમાંના જ વિરોધપક્ષ (તુર્કી—મુસ્લિમ) ને જીતી લઈ શકે એવી કોઈ ગુંજાશ દેખાતી નથી બીજી બાજુ સાયપ્રસવાસી તુર્ક—મુસ્લિમોના નેતા કુત્સુક કાયદે આઝમ

જિન્નાનો ભાગ ભજવી રહેલા જણાય છે. આમ કોકડું સારી પેઠે ગૂંચવાયેલું છે.

● એ વાત એટલી જ સ્પષ્ટ છે કે, જ્યાંલગી આજનું ભાગલા અને દેશને બહેકાવનારું બંધારણ ધરમૂળથી ફેરી દેઈને, લઘુમતિ કોમને, મૂળભૂત લોકશાહી અધિકારોની મર્યાદામાં સલામતી આપીને, વાળવામાં નહિ આવે, ત્યાંસુધી 'એક દેશમાં બે દેશ,' અરે અનેક દેશના દોરી-સંચાલનની (ગ્રીસ, તુર્કી અને અંશતઃ બ્રિટન અને હવે રશિયાનો રસ પણ જાગ્યાનું જણાય છે.) —પરિસ્થિતિ ઘણે અંશે રહેવાની જ.

*

યુનો તરફથી પોતાના નિરીક્ષક તરીકે જનરલ ગ્યાનીને સાયપ્રસ મોકલવામાં આવ્યા છે અને ભારત પોતાના અનુભવોના જોરે, અને સાચી તટસ્થતા સહિતની હમદર્દીના જોરે, આનો ઉકેલ આણવામાં મદદરૂપ થશે, એવી આશા અસ્થાને નથી જ નથી

[ તા. ૩૧-૧-૬૪

તા. ક : ઉપરના લખાણને એક મહિનો પૂરો થવા આવ્યો છે. આજ દિનમાં પરિસ્થિતિમાં કોઈ સુધારો થયો નથી પરંતુ ઊલટો બગાડો થયાનું જણાય છે. એક તો, બ્રિટને પરિસ્થિતિ પોતાના વશમાં નથી એવું જણાતાં યુનો પાસેથી દોરવણી લેવાને બદલે નાટો-સૈનિકો ત્યાં મોકલી આપવાનું કર્યું, અને અમેરિકાએ તેમાં સર-પુરાવ્યો ત્યારથી આખી પરિસ્થિતિમાં વિકૃતિ પેદા થઈ—'કાલવોર' દાખલ થઈ ગયું! બ્રિટન-અમેરિકા પરિસ્થિતિનો લાભ લઈ સાયપ્રસને નાટોનું મથક બનાવવાની દાનત સેવે છે એવો આક્ષેપ રશિયાએ કર્યો; અને એવું થતાં પોતે બેસી નહિ રહે — એમ કહી તેણે ઠંડાયુદ્ધનો ભડકો પેટાવી દીધો જ. બીજી વાત એ પણ છે કે બ્રિટન હજુ સાયપ્રસને સાર્વભૌમ સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકારીને વર્તવાને બદલે કેમ જાણે એની દેખભાળ બ્રિટન, ગ્રીક, અને ટર્કીએ જ કરવાની હોય એ રીતે — સાયપ્રસને અવગણીને વર્તે છે. આથી મકારીઓનો ધુંધવાટ વધ્યો છે; અને તુર્કી તો પહેલેથી જ લશ્કરી ધાકધમકી આપતું કેંક સળગે એની રાહ જોતું દેખાય છે, એ સ્થિતિમાં ગ્રીસ શાંત ન જ રહે એ ય સ્પષ્ટ છે. તો બીજી વાત એ ય છે કે, હવે તો યુનો આગળ કેસ જતાં રશિયા એ નવી તકનો લાભ લઈ લાકડું પણ સળગતું રાખવા કોશીશ કરશે જ! એટલે હાલને તબક્કે તો મકારીઓ ઇચ્છે છે તેટલી હદે બંધારણ સુધારવું, કે તુર્કી ઇચ્છે છે તેમ ભાગલા પાડવા — એમાંનો કોઈ પણ નિર્ણય નવો ભડકો પેટાવનારો થશે; અને 'જૈસે થે' ની નીતિ વધુ ને વધુ અંધાધૂંધી તરફ ઘસડી જનારી લાચાર ઘટના જ ગણાશે!

[ તા. ૨૭-૨-'૬૪

[ પૃષ્ઠ ૫૬ થી ચાલુ ]

કવિએ મેઘની દૂત બનવાની લાયકાતનો જ સ્વીકાર કર્યો નથી, એને દૂતકાર્ય સોંપવાની અનિચ્છા જ જણાવી દીધી છે.

"વર્ષા" એ ગીતમાં મને કવિત્વ નહીં પણ પદ્યબદ્ધ નિબંધનો આભાસ થયો. "તારલિયાઓ વણુતી" એ સુરતનો સ્થાનિક પ્રયોગ છે. "મોરલી" કાવ્યમાં ભાઈ પરિમલે કક્કાની પલટન ખડી કરી દીધી છે.

"કંળીઓના કાનમાં કમકમતો કહેર કર્યો કાળી
કોયલડીના કંઠે"

ભાઈ પરિમલ એમના 'ચમન'ના સારા સુમનોમાંથી મહેકાવ્યો છે એવો પરિમલ મહેકાવવા તરફ જ લક્ષ રાખે, "ગુંજન'માં જે ગીતો ગુંજ્યા છે તે જ વધારે સુંદર રીતે મધુર સ્વરે ગુંજે, એવી શુભેચ્છા દર્શાવવા સાથે સૂચના આપીશ કે આવા કક્કા જેવા આયવર્ણની પ્રાસ યોજનામાં તેઓ બહુ નથી પડયા: ને તો એક જ દાખલો મળ્યો—તેમ ન જ પડે

એમની કનેથી તો આવી કોમલ કાવ્યપંક્તિઓની જ આશા રાખીશું :—

"ભલે જિંદગી ચિર નીંદ લે—
એક સ્વપ્ન જોઈ લઉં પછી
—કે હું માગું તારી વિદાયને
તું મને કહે હજી વાર છે."

—નજમ.

# ભારત–પાકિસ્તાન–કાશ્મિરનું કોકડું

એક દેશમાં લાંબા વરસો સુધી સંસ્થાનવાદી વિદેશી સત્તા કે સત્તાઓના મનસ્વી દમનદોર ચાલુ રહે એ દરમ્યાન, એ સંસ્થાનવાદી સત્તાની સ્વાર્થ નીતિને પરિણામે એ દેશને સ્વાતંત્ર્ય મળ્યા પછી પણ કેવાં ભયંકર પરિણામ, ભોગવવાં પડે છે, એનાં દૃષ્ટાંતોનો તોટો નથી. આ વિભાગમાં જ, આપણે સાયપ્રસના આંતરવિગ્રહની કઠોર કથા આલેખી છે; અને કશો શુભ નિકાલ આવે એવાં એંધાણ હજી તો ત્યાં દેખાતાં નથી

તેજ રીતે, આફ્રિકાના નવોદિત રાષ્ટ્રો–કોંગોથી માંડી ઝંઝીબાર, ટાંગાનિકા, યુગાન્ડા, કેન્યા તથા સોમાલીઆના બનાવો હજી આજે ય નિરાંત લેવા દે એવા નથી જ નથી. ભારતના માથેથી ય બ્રિટિશ વારસાનો અભિશાપ હજી ટળ્યો નથી આ છેલ્લાં થોડાંક અઠવાડીયાં દરમ્યાન બનેલા બનાવો પછી ભારતની બેચેનીનો પાર નથી. પરદેશી સત્તાના વારસારૂપ શાપને, ભારતે, કમને ય સ્વીકારી લઈને, પોતાના અંગછેદનમાં સમતિ ભણી એ પછી આજે ૧૭–૧૭ વર્ષ થયા છતાં, આ અભિશાપ જ પીતે છૂટવા દેતો નથી!

ભારત અને પાકિસ્તાન વચ્ચેના સંબંધો ફરી એક ગમખ્વાર તબક્કે જઈ રહ્યાની એંધાણીઓ વાતાવરણમાં દેખાઈ રહી છે. ભારતને સાબદા કરવા માટે એ પૂરતી છે; દુનિયાના શાંતિવાંછુ તમામ દેશોને ચિંતા ઉપજાવે તેવી છે. અને જેની દ્વારા દુનિયાની શાંતિ અને ન્યાયની થોડીક અપેક્ષા રાખવામાં આવી છે તે સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા ( યુનો ) પણ આવા કટોકટીના વખતે, કેવી બોદી પુરવાર થાય છે તે પણ આ વખતે ફરી એકવાર સ્પષ્ટ થયું છે.

૨

ભારત સામે પાકિસ્તાને ઊભી કરેલી સમસ્યા, હવે મર્યાદિત નથી રહી, બહુમુખી બની ચૂકી છે તેમાં કાશ્મીરનું કોકડું પોતે જ એક બહુમુખી સમસ્યા બની બેઠી છે

શ્રીનગરની મસ્જીદમાંથી પવિત્ર હઝરત બાલની ચોરી થઈ ત્યારથી, આ નવા તનકાનો આરંભ થયો છે. આઝાદ કાશ્મીર નેતાઓ અને સરકારે અયુબને અપીલ કરી કે, દુનિયાના મુસ્લિમો પર આફત તૂટી પડી છે, કાશ્મીર સરકાર સામે પગલાં ભરો. અને ખુદ પાકિસ્તાની અખબારોએ અને અયુબે જેહાદ શરૂ કરી દીધી કે—

'આ કાવતરા પાછળ ભારત સરકારનો હાથ છે.' કોને લખ્યું કે 'સાચો ચોર ભારતના વડાપ્રધાન છે. મુસ્લિમોને કાશ્મીરમાં ખતમ કરવાનું આ કપટની કાવતરું છે!'

આ પછી પૂર્વ પાકિસ્તાનમાં–ખુલના, જેસોર, ઢાકામાં લઘુમતી હિંદુઓ ઉપર ખૂની હલ્લા–અત્યાચારો થયા નવેસરથી કોમી આગ પેટાવી દેવામાં આવી. અને એક લાખની જંગી સંખ્યામાં હિંદુઓ બંગાળ–આસામમાં હિજરત કરી ગયા છે![1]

આનો પડઘો પડયો કલકત્તામા લઘુમતિ મુસ્લીમો ઉપર 'વેર' વાળવાની વૃત્તિએ ત્યાંય અમાનુષી રૂપ લીધુ.

બીજી બાજુ આ દરમિયાન ભારતીય જાસુસી ખાતાએ અસાધારણ ઝડપથી ચોરાયેલા પવિત્ર વાળની તપાસ આદરી, એ પવિત્ર સ્મારક તરત પાછું મળી ન ગયુ હોત તો શી સ્થિતિ હોત એનો અંદાજ કરવો ય શકય નથી

1. આશરે ૮૦ હજાર ખ્રિસ્તીઓને અને અનેક બૌદ્ધોને પણ હિજરત કરવાની ફરજ પડી છે...... તથા હિજરત કરી રહેલા નિરાધારો ઉપર પણ ઘાતકી હુમલા– ગોળીબારો કરવામાં આવ્યા છે. પશ્ચિમ પાકિસ્તાનની જેમ પૂર્વ પાકિસ્તાનપણ કોઈ પણ બિન-મુસ્લિમને સાંખી લેવા તૈયાર નથી એ સ્પષ્ટ છે. ××× ખ્રિસ્તી ઉપરની આફત પછી પશ્ચિમ વધુ ખળભળ્યું છે એ પણ સમજાય એવી વાત છે......

પરંતુ આ છતાં, પાકિસ્તાની પ્રચાર કોમી આગને જ ભડકાવતો રહ્યો: જડી ગયેલું સ્મારક મૂળ અને સાચું સ્મારક નથી; એ તો બનાવટી છે, ને દગાખોરી રમાઈ રહી છે, એવી અફવાઓ ઉડાવી.

વાતાવરણ વધુ વિફરે તે પૂર્વે જ, શ્રી લાલબહાદુર શાસ્ત્રીએ તાબડતોબ શ્રીનગર પહોંચી જઈ મૌલવીઓ અને પીરની સમક્ષ એ સ્મારક મૌલિક અને સાચું છે – એવી ખાત્રી કરાવીને આગને બહેકતી રોકી દીધી.

પરંતુ, હઝરત-બાલની ચોરી થતા જ, એને અંગેની ઝુંબેશ ચલાવવા એક 'ઍક્શન કમિટી' નિમાઈ ચૂકી હતી. તેના નાયક હતા મૌલાના મસુદી આ કમિટીએ શેખ અબ્દુલ્લાને છોડી મૂકવા, કાશ્મીર છોડી પાકિસ્તાનની છત્રછાયામાં ભાગી ગયેલા કેટલાક નેતાઓને પાછા આવવા દેવાની માગ ઉપાડી હતી; તથા બક્ષી ગુલામ મહમદ સામે અસાધારણ વિરોધ જાગ્યો હતો. બાલની ચોરી અંગેનો બધો દોષ સ્થાનિક સરકાર ઉપર ઢોળવામાં આવ્યો હતો – ભારત સરકારને માથે નહિ; તથા કાશ્મિરની બહારના ન્યાયપંચ સમક્ષ આ બાલની ચોરી કરનારા ગુનેગારોની તપાસ થાય એવી ખાસ માગ કરવામાં આવી હતી.

આ સમાચારો ઘણા સૂચક છે– મસુદી ઊંડી રમત રમી રહેલ છે; કાશ્મિરની અંદર જ, ખુદ નૅશનલ કૉન્ફરન્સમાં વિખવાદ વધ્યો છે. બક્ષી સામે ભ્રષ્ટાચારના આક્ષેપો તો હતા જ (૩।। કરોડની મિલકત ભેગી કરી લીધી છે; અને ૫૦ મકાનો છે વગેરે); અને તેમને સ્થાને લઘુમતિ જૂથના ઉદ્દામ નેતા સાદિકને લાવવાની માગ પણ જાગી છે![2]

ભારત માટે કાશ્મિરનું મહત્વ જેવું તેવું નથી અને નવા પ્રવાહોનાં પરિણામો ઘણાં ગંભીર આવે તેવાં જણાય છે.

આ સ્થિતિમાં એવું પણ સૂચવાઈ રહ્યું છે કે–

ભારત સરકારે કાશ્મીરનો વિશિષ્ટ દરજ્જો ખતમ કરીને, તેને ભારતના એક ઘટક રાજ્ય તરીકે લઈ લેવું જોઈએ.[3]

પરંતુ આનો પ્રત્યાઘાત, બહારની દુનિયામાં અને પાકિસ્તાનમાં ઘણો જ ઉગ્ર થવાનો એય સ્પષ્ટ છે. એટલે, ભારત માટે કોઈ સરળ રાહ નથી—છતાં તે નિર્ણય લેવામાં વિલંબ કરશે તેટલું જોખમ પણ વધશે એય સ્પષ્ટ છે.

૨

બીજી બાજુ, લાખો હિજરતીઓની વ્યવસ્થાની બાબતમાં લિયાકાત–નેહરુ કરાર અનુસાર પણ પાકિસ્તાન વર્તવા તૈયાર ન હોઈ ને પરિસ્થિતિ વધુ મુશ્કેલ અને ગંભીર બની છે પૂર્વ પાકિસ્તાનમાંથી હિજરત કરી આવનારાઓ માટે ભારતના કાનૂનોને કારણે અડચણો ઊભી ન થાય અને વિલંબ વિના તેમનો માર્ગ સરળ થાય એવી વ્યવસ્થા કરવાની રહે છે.

સવાલ એ પણ છે કે, પૂર્વ પાકિસ્તાનમાંની હજી બાકી રહેલી લઘુમતિના રક્ષણનું શું? આખી હિંદુ વસ્તી દર થોડે વરસે અત્યાચારોનો ભોગ બની ભાગી આવતી રહે–એ પહેલાં કોઈ ચોક્કસ સ્થાયી ગોઠવણ

---

૨. આ માંગ અમલી બની છે. આખી નૅશનલ કૉન્ફરન્સના ૧૧૦ માંથી માત્ર ૧૦ સભ્યોનો જ ટેકો ધરાવનાર, અને ખુલ્લી રીતે સામ્યવાદી પક્ષ સાથે વરસોથી કામ કરતા આવેલા, જી. એમ. સાદિકને જ પ્રધાન બનાવવા પડે એટલી હદે કાશ્મિરની અંદર કહોવાટ જામ્યો છે! આજ સુધીના બધા તેટલાં બખેડાં છતાં, મોટી બહુમતિ ધરાવનાર બક્ષી બદનામ બન્યા છે; એમણે પોતાને સ્થાને થાપેલા શમસુદ્દિન નબળા–નિષ્ફળ જણાયા છે, અને સાદિક સિવાય કથળતી સ્થિતિને કોઈ પહોંચી વળી શકશે નહિ.. એવી ધારણા આગળ લાચાર બનીને સાદિકના વિરોધીઓએ પણ તેમની સર્વાનુમતે વરણી કરવામાં રઢાપણ બતાવ્યું છે! શેખ અબ્દુલ્લાના ટેકેદાર ગણાતા મૌલવી મસુદીએ પણ તેમાં પોતાનો ટેકો જાહેર કર્યો છે. એ જેટલી સૂચક બીના છે એટલી જ બીજી એ પણ ગણાય કે શેખ અબ્દુલ્લાની મુક્તિ હાથ-વેંતમાં મનાય છે. ××× સવાલ એટલો જ છે કે પરિવર્તન કોનું થયું છે— સાદીકનું? મસુદીનું? શેખ અબ્દુલ્લાનું?— કે પછી ચીન–પાકિસ્તાન લોબી દોરે ભારત સામે પેચ લડાવી રહ્યું છે?– કાશ્મિરે 'હઝરત બાલ' પ્રકરણ ઉભેલ્યું તેની જ આ લહાણી તો નથી ને?

૩. સાદિકે આ દિશામાં ભારત સાથે સંમતિ પૂર્વક વાટાઘાટો શરૂ કરી દીધી છે. એમની માન્યતા તો કાશ્મિરની નૅશનલ કૉન્ફરન્સને ભારતની રાષ્ટ્રીય કૉન્ગ્રેસ સાથે ભેળવી દેવાની ય હતી.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી–ફેબ્રુઆરી '૬૪

થવી જોઈએ. (પશ્ચિમ પાકિસ્તાનમાંથી તો મોટે ભાગે તમામ હિંદુઓ ભાગી આવ્યા જ છે!)

કેમ જાણે, આટલું પૂરતું ન હોય-તેમ, પાકિસ્તાને પોતે જ સલામતી સમિતિ સમક્ષ ન્યાય અને રક્ષણની ધા નાખીને કાશ્મીર સમસ્યાના સૂતેલા નાગને જગાડી દીધો છે!

પાકિસ્તાને સંયુક્ત રાષ્ટ્રસંસ્થા (યુનો) સમક્ષ ધા નાખી એ તો સમજાય એવું છે – પાકિસ્તાનનું માનસ અને મુરાદ એની પાછળ સ્પષ્ટ જ છે તે કોઈપણ ભોગે કાશ્મીરનું કોકડું ફરી ઉખેળીને તથા આંતરરાષ્ટ્રીય સંસ્થા પાસે ભારતના અન્યાય–અત્યાચારોની 'ફરિયાદો' નોંધાવીને ભારતને અશાંતિ અને અવ્યવસ્થાના રાહે ધકેલવા ધારે છે.

ચીને ભારત ઉપર આક્રમણ કર્યું ત્યારથી સૌ કોઈની આશા–અપેક્ષા તો એવી હતી કે પાકિસ્તાન હવે ભારત સાથે સમાધાન કરી લેશે; ભારત અને પાક બંને સાથે થઈ સામ્યવાદ સામે મોરચો રચશે પરંતુ પાકિસ્તાને તો ભારતના સંરક્ષણ માટે બ્રિટન–અમેરિકા તરફથી મળતી શસ્ત્ર સહાય સામે જ હોહાપોહ જગાડયો હતો; અને ભારત તથા સહાયક દેશોએ એવો વારંવાર ખુલાસો કર્યો હતો કે આ મદદ માત્ર ચીની આક્રમણ સામે વાપરવા માટે છે છતાં પાકિસ્તાને એનું ગાણું હજી છોડયું નથી!

આટલું પૂરતું ન હોય તેમ, તેણે ચીન સાથે સરહદી કરારો કરી લીધા છે, જેમાં ભારતની હવાલેની ભૂમિમાંથી ૨૦૦૦ ચો. મા જેટલી ચીનને હવાલે સોંપી દીધી જણાય છે.

● આશ્ચર્ય પાકિસ્તાનના વલણનું નથી. પરંતુ, સલામતી સમિતિએ પાકિસ્તાનના આ પેંતરાને પુષ્ટિ આપી તેનું દુઃખ ભારતને છે. કેમ જાણે 'ચોર કોટવાળને દંડે' એવો ઘાટ અનુભવતાં ભારત એક નવો આઘાત પામ્યું છે.

—તેમાંય, વિશેષ રોષની વાત એ છે કે, પાકિસ્તાનના આ પેંતરાને પુષ્ટિ આપવામાં બ્રિટન અને અમેરિકા કારણ બન્યાં છે. બ્રિટનના રાષ્ટ્રસંઘના એલચી પેટ્રિક ડીને લીધેલું વલણ સ્પષ્ટ છે; અને અમેરિકા આફ્રિકાના બે રાષ્ટ્રો–મોરોક્કો તથા આઈવરી કોરટને કાશ્મિર અંગે નવો ઠરાવ રજુ કરવા ઊભા કર્યા છે.

સલામતી સમિતિના ૧૧ સભ્યો માંથી અમેરિકા, બ્રિટન, ફ્રાન્સ, ચીન (ફોરમોસા) અને રશિયા મહાસત્તાઓ તરીકે વીટોનો અધિકાર ધરાવે છે, અને રશિયા આવા ઠરાવ સામે વીટો કરશે એવું ભારત માને છે. બીજા છમાં બ્રાઝીલના પ્રતિનિધિ હાલ ચાલુ બેઠકના પ્રમુખ છે; અને આઈવરી કોરટ તથા મોરોક્કોએ ભાગ્યેજ કરીને તેમનું પશ્ચિમ તરફી વલણ જાહેર કર્યું છે. એ બને તો ઠરાવ રજુ કરનાર છે! બાકીના ત્રણમાંથી ચેકોસ્લોવાકીયા રશિયાની સાથે છે અને નોર્વે તથા બોલીવીઆનું વલણ અસ્પષ્ટ છે.

સલામતી સમિતિની બહુમતિ (પશ્ચિમ જૂથ) એવું માને છે કે, હજી સલામતી સમિતિએ આગાઉ કરેલા ઠરાવો અનુસાર એટલે કે કાશ્મિરી પ્રજાની મતગણત્રી કરીને (પ્લેબિસાઈટ દ્વારા) કાશ્મીરના કોકડાનો ઉકેલ કરવાનો રહે છે.

જો કે, ભારતના ખાસ પ્રતિનિધિ તરીકે ગયેલા શ્રી ચાગલા (કેન્દ્ર સરકારના શિક્ષણ પ્રધાન તથા નિવૃત્ત ન્યાયમૂર્તિ) એ આ વલણ સામે અનુનમ લડત આપી છે. તેમણે એ વાત સ્પષ્ટ કરી છે કે—

● ૧૯૪૮ના ઓગસ્ટમાં તથા ૧૯૪૯ના જાન્યુઆરીમાં સલામતી સમિતિએ કરેલા ઠરાવમાં કાશ્મીરના ઉકેલ તરીકે પ્લેબિસાઈટ (પ્રજામત)ની દરખાસ્ત છે; અને ત્યારે બંને પક્ષે એનો સ્વીકાર કરેલો એ વાત પણ સાચી છે.

પરંતુ આ અર્ધસત્ય છે, પૂર્ણ સત્ય તો એ છે કે—

—સ્વીકાર બીજી બે પૂર્વશર્તોના આધાર પર નિર્ભય હતો.

(૧) પાકિસ્તાને પોતાના લશ્કરો પાછાં ખેંચી લેવાં જોઈએ; અને તેણે 'આઝાદ કાશ્મીર'ના તત્ત્વોને સહાય કરતા બંધ થઈ જવું જોઈએ. (૨) લડાઈ બંધ થાય અને વ્યવસ્થા તથા શાંતિની ખાત્રી સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના પ્રતિનિધિને થાય તે પછી, એટલે કે પૂર્વવત્ પરિસ્થિતિ સ્થપાય તે પછી લોકમત લેવાશે.

પરંતુ આ બંનેમાંથી એકે શર્તનું પાલન પાકિસ્તાને કર્યું જ નથી. (૧) જમ્મુ-કાશ્મીરની ત્રીજા ભાગની ભૂમિ હજી તેણે દબાવી રાખી છે. (૨) વારંવાર યુદ્ધ-તહકૂબી (-૧૯૪૯ જાન્યુઆરી)ની રેખાઓ ઓળંગીને તેણે હુમલા ચાલુ રાખ્યા છે. (૩) તાયફાવાળા 'આઝાદ કાશ્મીર'ને તેણે મદદ કરીને ચાલુ તોફાનોના હાથા બનાવ્યા છે. (૪) આ દબાવેલી ભૂમિમાંથી જ ૨૦૦૦ ચો. મા. ચીનને ધરી દઈને તેણે સરહદી કરાર કર્યો છે

આ રીતે, પૂર્વશર્તોનું ઉલ્લંઘન થતાં તેના પરિણામ રૂપ પ્લેબિસાઇટની વાત પાયા વિનાની બની ગઈ છે.

શ્રી ચાગલાએ બીજી રીતે પણ પલટાયેલી પરિસ્થિતિનો નક્કર ખ્યાલ આપ્યો છે—

* ૧૯૪૭ની ૨૫મી ઓકટોબરે કાશ્મીર ઉપર પાકિસ્તાની હલ્લાઓ થયા; અને શ્રીનગરથી ૩૫ માઈલ દૂર આવેલા બારામુલ્લાનો તેણે કબજો લીધો—લૂટ, અત્યાચાર, અપહરણના કિસ્સા બન્યા.

* ૨૬મી ઓકટોબરે કાશ્મીરના તે વખતના મહારાજાએ કાશ્મીરને ભારત સાથે જોડી દેવા વિનતી કરતો પત્ર લખ્યો.

* ૨૭મી ઓકટોબરે ભારતે જવાબદારી સ્વીકારી કાશ્મીરની રક્ષા માટે સૈન્ય પાઠવ્યું અને ભારત સરકારે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના ખતપત્રની ૩૫મી કલમનો આશ્રય લઈને સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાને ય જણાવી દીધું કે જમ્મુ-કાશ્મિરનું રાજ્ય ભારત સાથે જોડાઈ ગયું છે.

એ પછી, ભારતે પોતે ૩૦મી ડિસેમ્બર ૧૯૪૭ ના રોજ સંયુક્ત રાષ્ટ્રસંસ્થાને વિનતિ કરી કે હલ્લાખોરોને રોકો...પરંતુ આ પ્રથમ કર્તવ્ય જ ટાળીને, સલામતી સમિતિએ 'હલ્લાખોર' અને તેના 'શિકાર' બનેલા —બંનેને સરખા ગણીને, નવાં નવાં મિશનો દ્વારા ભળતો જ ઉકેલ લાવવા નિષ્ફળ પ્રયાસો કર્યા છે.

ટૂંકમાં:—

* કાશ્મિરનું ભારત સાથેનું જોડાણ 'કાયદેસર' હતું.

* આ પછી ૧૯૫૬માં કાશ્મિરમાં રીતસર બંધા-

* ૧૯૫૭, અને ૧૯૬૨માં બે સાર્વત્રિક ચૂંટણીઓ થઈ.

આમ, કાશ્મિરમાં વ્યવસ્થિત લોકશાહી-તંત્ર સર્વપાયાને વરસો વીતી ગયો પછી, કાશ્મિરની વ્યવસ્થિત સરકારની આટલાં વરસોની લોકશાહી કારકીર્દિ પછી, એ સરકારને વિખેરી નાખવી, ભારત સાથેના તેના જોડાણને વિખેરી નાખવું, ભારત સાથેના તેના જોડાણને અમાન્ય કરવું, અને કાશ્મિર પાકિસ્તાનમાં જાય કે ભારતમાં, એને અંગે ખાસ લોકમત લેવો—આ દરખાસ્ત બિલકુલ વાસ્તવિક નથી; ફરી પાછાં અનેકગણાં વ્યાપક ઉશ્કેરણી, તોફાનો ઊભા કરવાનું જ એ સાધન બનશે, એય સ્પષ્ટ છે.

આમ છતાં, અમેરિકા-બ્રિટનનું વલણ જૂના અને અસ્થાને બની ગયેલા ઠરાવોને આંખ મીંચીને પાકિસ્તાનને રીઝવવાનું રહ્યું છે. પશ્ચિમના આ દેશો આવાં ભયંકર મૂંઝામણીથી જાગ્રત હશે જ. પરંતુ ભારતનો તો આ બાબતનો પડકાર સ્પષ્ટ છે—

● હવેની સ્થિતિમાં સલામતી સમિતિ સામે કાશ્મિરની સમસ્યા જ રહેતી નથી. સલામતી સમિતિએ ૧૫ વર્ષ પૂર્વે જે કંઈ કરવાનું હતું તે એ કે—પાકિસ્તાન અને 'આઝાદ કાશ્મીર'ના કબજામાંથી કાશ્મીરને મુક્તિ અપાવવી. હવે, આટલાં વરસોમાં કાશ્મીર બધી રીતે ભારતના એક અંગ તરીકે બની ગયા પછી, આ બાબત પાકિસ્તાનનો કોઈ કજીયો રહી શકતો નથી.

આમ છતાં, સલામતી સમિતિ સમક્ષ ઠરાવ રજુ થશે તો, ભારતને એ બંધનકર્તા નહિ રહે.

ભારતની આ જોરદાર દલીલમાં સંપૂર્ણ વજુદ છે; પરંતુ સાથોસાથ શું એવું સ્પષ્ટ થઈ જાય છે કે કાશ્મીરના ગુમાવેલા પ્રદેશ ઉપર, હવે એનો (ભારતનો) કોઈ ઝગડો રહેતો નથી?

અને કે, આખી પરિસ્થિતિ કળી જઈને, બ્રિટન તથા અમેરિકા આ ઠરાવ માટેનો આગ્રહ નહિ કરે; અથવા તો, બીજું કોઈ રાષ્ટ્ર રજુ કરશે તો બ્રિટન–અમેરિકા ગેરહાજર રહીને ય, પરિસ્થિતિને વણસતી અટકાવવા ઇચ્છશે. બીજી બાજુ—

રશિયા આવા કોઈ પણ ઠરાવની સામે વીટોનું હથિયાર ઉગામશે.

*

## કેવી વિચિત્ર પરિસ્થિતિ !

[ તા. ૧૫–૨–૬૪ ]

તા. ક. ( તા. ૯–૩–૬૪ )

સદ્ભાગ્ય કહો તો સૌનું સદ્ભાગ્ય કે યુનોની સલામતી સમિતિમાં ઠરાવ રજુ જ ન થયો, એટલે ઠરાવ ઉપર કેવળ વલણ જાણવાની કે રીતસર મતદાન લેવાની એકે વાત આવી નહિ. સૌનું સદ્ભાગ્ય એટલા માટે કે ભારત અહૂંયું પેટનું બચી ગયું; સાથો સાથ અમેરિકા–બ્રિટનની એન પણ ઢંકાઈ રહી; અને કદાચ સૌથી મોટી નવી–નવાઈ બનવાની શકયતા એ હતી કે, ઠરાવ રજૂ થયો હોત તો રશિયા 'વીટો' ન યે કરતે ! રશિયાનું વલણ અગાઉના જેવું જ રહેશે એવું માનનાર ભારતની અમણા કદાચ ભાંગત ! ફેર-ફેરનું ભાળવું બહુ બહુ તો, ભારત–પાકિસ્તાન પોતાનું કોકડું પોતે ઉકેલે એવી શાણી સલાહથી, આગળ કશું સૂચવતું ન હતું.

× × × બીજી વાત એ પણ છે કે, ગમે તે કારણે સલામતી સમિતિએ ચર્ચા બાંડી વાળી, પરંતુ આપણે એનો અર્થ એ કર્યો કે હવે 'નવી ઘટના' અને 'નવાં કારણો' જાગે નહિ ત્યાં સુધી આ સવાલ ફરી આવશે નહિ; અને હવે પાકિસ્તાન પોતે જ આવી હિંમત કરશે નહિ પરંતુ તાજા સમાચારો તો એવા છે કે પાકિસ્તાને સલામતી સમિતિને ફરી નોટિસ આપી ય દીધી છે, અને ફરી પશ્ચિમ, એની પૂંઠે દોરી સંચાર કર્યું ન હોય તોય, એનો વિરોધ કરીને એને છેડવા તૈયાર નથી એમ દેખાય છે. 'રખે ને એ હાથથી જઈ ચીનની ગોદમાં સમાઈ જાય' એવો કોઈક ભયે આમ હોય તો ય, ભારત માટે તો, એ નવી શિરોવેદના જ બનશે. ભલે ને કાનની રીતે, 'નવી ઘટના' કે 'નવાં કારણો' ન હોય તો ય, સત્તાની ખેંચતાણમાં કુંડાળા ખાતું આજનું યુનો, સિદ્ધાન્તસર વર્તશે જ એમ માની લેવું અસ્થાને છે. ભારત એની મક્કમતા અને કાશ્મીરની આંતરિક સદ્ધરતાના જોર ઉપર જ એકલું ઝૂઝી શકે— તો, કોઈની મગદૂર નથી કે એને દબાવી શકે; પરંતુ કાશ્મીરની આંતરિક સદ્ધરતા પર ભારત તકૂની શકે એવી સ્થિતિ છે ખરી ? આ સ્થિતિમાં અમેરિકન પ્રતિનિધિ ટાંકણે ટેલો ભારત–પાક પ્રવાસ અપશકુનિયાળ હોય તો, શ્રી. જયપ્રકાશ નારાયણ દ્વારા ભારત–પાક પ્રજાજનો વચ્ચેની એકતા સાધવા માટેનો પ્રયાસ, ખરેખર પુરુષાર્થ બને તો, નવા આશ્વાસનરૂપ બની શકાય.

---

## આવકાર

[ 'સ્વાધ્યાય'*ના સંપાદક શ્રી ભોગીલાલ સાંડેસરા ઉપરના કાકા સાહેબ કાલેલકરના પત્રમાંથી ]

નવી દિલ્હી–૧
તા. ૫–૧૨–૬૩

પ્રિય ભોગીલાલભાઈ,

'સ્વાધ્યાય' નામનું એક ત્રૈમાસિક તમે શરૂ કર્યું એને માટે અભિનંદન આપું છું. એ ત્રૈમાસિકનો પહેલો અંક જોયો. અનેક રીતે ગમ્યો. તમારી આ પ્રવૃત્તિ જોઈ દેશી ભાષાઓને પ્રોત્સાહન આપનાર શ્રી સયાજીરાવનો આત્મા જરૂર પ્રસન્ન થશે.

સંશોધનનું કાર્ય આંતરરાષ્ટ્રીય પણ છે, અને રાષ્ટ્રીય તેમ જ સ્થાનિક પણ હોય છે. તેથી સંશોધનની વિગતો જેમ અંગ્રેજીમાં છપાય છે, તેમ જ લોકવાણીમાં પણ એ પ્રગટ થવી જોઈએ. અંગ્રેજી એ જ આજના દિલ્હીની એક માત્ર ભાષા છે, એ મેલું અથવા અભિશાપ રદ કરવાનું કામ સ્વરાજમાં પણ ન થાય તો તે મોટું દુર્દૈવ જ ગણાય.

યુરોપના સંશોધકો ત્યાંની અનેક ભાષાઓ જાણે છે. આપણા સંશોધકો ગુજરાતી, મરાઠી, બંગાળી, તેલુગુ, તમિળ, કન્નડ, મલયાળમ વગેરે ભાષાઓ કેમ ન જાણે?

અમે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી ત્યારે પુરાતત્ત્વ ત્રૈમાસિક ચલાવતા હતા. 'સ્વાધ્યાય' એ પુરાતત્ત્વનો નવો અવતાર ગણું છું.

બંગાળી, મરાઠી આદિ ભાષાઓમાં જે સંશોધનકાર્ય પ્રગટ થાય છે, તેનો સાર અથવા, ઉલ્લેખ 'સ્વાધ્યાય'માં આવે તો ઠીક.

ઉપેન્દ્રરાયનો લેખ 'સ્વાધ્યાય'માં આવવો જ જોઈએ.

મારી એક ખાસ સૂચના છે, જે મેં એક તમારી આગળ રૂબરૂમાં કરી છે.

આપણાં પુરાણોમાં અસંખ્ય જાતિઓની ખીચડી છે. એમાંથી ભૌગોલિક માહિતી, રાજવંશાવળીઓ વગેરેની વિગતો ભેગી કરવાનું કામ સંશોધકો કરે જ છે. તે કામ મહત્ત્વનું છે; આગળ ચાલવું જોઈએ.

પણ રાજવંશોનો ઇતિહાસ, તત્ત્વજ્ઞાન ઇત્યાદિ વિષયો ઉપરાંત ભારતના સનાતન વતનીઓ વિષે પણ પુરાણોમાં જ માહિતી મળે, તે અલગ તારવી રજૂ કરવી જોઈએ.

સનાતન ધર્મની ખૂબી જ એ છે કે એણે વૈદિક આર્યોના ધાર્મિક રિવાજોના વિસ્તારમાં આજના સ્થાનિક ભૂમિપુત્રોના ધાર્મિક વિચારો, માન્યતાઓ રિવાજો, વગેરે બધાનો યાવત્ શક્ય સ્વીકાર પણ કર્યો છે.

હિન્દુઓમાં સનાતન ધર્મે અને બૌદ્ધમાં મહાયાને સ્થળ અને કાળનું મહત્ત્વ સ્વીકારી તત્સ્થાનિક અને તાત્કાલિક સંસ્કૃતિને અપનાવી ધર્મને સાર્વજનીન બનાવ્યો. આ વસ્તુ ધ્યાનમાં લઈ પુરાણોમાંથી આદિમ જાતિ ભૂમિપુત્રોની કથાઓ, માન્યતાઓ અને ઉપાસનાઓની વિગતો પણ અલગ કઢાવી જોઈએ.

એકલવ્ય પ્રત્યે જે અન્યાય થયો હતો તે ધોઈ કાઢવાનો પ્રયત્ન આપણા જમાનાએ કરવો જોઈએ.

આ દેશમાં આર્યો, દ્રાવિડો, શકો, પલ્લવો, પઠાણો મુગલો, ફ્રેન્ચો અને અંગ્રેજો–જેટલા રાજકર્તા થયા બધાએ–લગભગ બધાએ આદિવાસીઓની ઉપેક્ષા જ કરી છે. કેટલાકોએ એમને સમજવાનો અને અપનાવવાનો પ્રયત્ન કર્યો હતો. તેની કદર કરી એ આખી આદિમ સંસ્કૃતિનું અધ્યયન કરવું જોઈએ.

મણિપુરમાં ચૈતન્ય મહાપ્રભુના શિષ્યોએ મેતાઈ લોકોને એવી સુંદર રીતે અપનાવ્યા હતા કે દુનિયા માટે એ એક સુંદર નમૂનો ગણાય...

તમારે ત્યાં પુરાણોના અધ્યયનની એક શાખા ખોલી હોય તો તે કાશીરાજ ટ્રસ્ટ જેવું જ કામ થશે. કાશીરાજ ટ્રસ્ટની દિશા નોખી છે, તમારી નોખી હશે.

ફરી વાર તમારું અભિનંદન કરું છું.

(સહી) કાકા કાલેલકરના
સપ્રેમ વંદેમાતરમ્

*સ્વાધ્યાય : સ્વાધ્યાય અને સંશોધનનું ત્રૈમાસિક સંપાદક : ભોગીલાલ જ. સાંડેસરા (પ્રાચ્યવિદ્યામંદિર વડોદરા લવાજમ રૂ. ૧૨

## નવા પ્રગટ થતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય

**નવજીવન પ્રકાશન મંદિર – અમદાવાદ ૧૪**
**પંડિતજી – પોતાને વિષે :**
રામનારાયણ ચૌધરી
રૂ. ૪=૫૦

શ્રી ચૌધરીએ પં. નહેરુની લાંબી અંગતીક અંગત મુલાકાતો લઈને પચાસેક વાર્તાલાપો કરેલા તેની અપરિચિત નોંધ મૂળ હિંદી પુસ્તકમાં સંગ્રહાયેલી છે; જેનો આ અનુવાદ છે.

પં. જવાહરલાલ જેવી બહુ-પ્રતિભાવાળી અને જટિલ સ્વભાવની વ્યક્તિનું વ્યક્તિત્વ સમજવું એ કેવળ તેમના વિષેના અંગત રસ પૂરતું જ પ્રેરક નથી; કદાચ આધુનિક હિંદના રાજકારણનાં લક્ષણો અને તેનાં આંતર્-વિરોધો સમજવા માટે યે પં. જવાહરલાલનો વ્યક્તિત્વનો અભ્યાસ જરૂરી ગણાવો જોઈએ, આ દૃષ્ટિએ આ નોંધ ઉપયોગી થશે.

**સહકાર**
ગાંધીજી રૂ ૦=૭૫

આ નાનકડી પુસ્તિકામાં ગાંધીજીના સ્વતંત્રતા, સમાજવાદ, વ્યક્તિની સ્વતંત્રતા, અને સહકારના વિવિધ સ્વરૂપો અંગેનાં ટૂંકાં લખાણો સંગ્રહિત થયાં છે. ગાંધીજીના આર્થિક આદર્શોને આત્મસાત્ કરનારા કુમારપ્પાના આ વિષય અંગેના વિચારો પણ સાથે જ પરિશિષ્ટો રૂપે શામેલ થયાં છે તે સારું થયું છે. આજે આપણે ત્યાં લોકશાહી સમાજવાદની વિચારણા એક મુખ્ય આવશ્યક ચિંતન બન્યું છે, ત્યારે, તેમાં ગાંધીજીની દૃષ્ટિએ સહકારી તત્ત્વનું સ્થાન સમજવું ખૂબ જ ઉપયુક્ત ગણાશે.

**શ્રી. વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનો**
ગુજરાત વિદ્યાસભા: અમદાવાદ
રૂ. ૧=૦૦

શ્રી વિદ્યાબહેન જેવાં વિદ્યાપ્રેમી સન્નારીના સ્મરણમાં અપાયેલાં પાંચ વ્યાખ્યાનો આ પુસ્તકમાં પ્રગટ થયાં છે, જે પંડિત સુખલાલજી, કાકાસાહેબ જેવા ચિંતકોના તથા શ્રી ગગનવિહારી મહેતા અને પ્રો. ઠાકુર જેવા વિદ્વાનોનાં વિવિધ વિષયો પરત્વેનાં ચિંતન-અભ્યાસના અર્ક સમાં છે.

**ભારતમાં કરવેરા**
મહેશ પી. ભટ્ટ
બાલગોવિંદ કુબેરદાસ પ્રકાશન
અમદાવાદ રૂ. ૫=૦૦

કોઈપણ દેશનું કરવેરાનું માળખું તેની રાષ્ટ્રીય આર્થિક નીતિનો એક અતિ મહત્ત્વનો ભાગ છે; સમગ્ર આર્થિક વિકાસ પર તેની ઘણી મોટી નિર્ણાયક અસર થતી હોય છે. આ દૃષ્ટિએ કરવેરાની સમજ જેટલી મહત્વની છે, એટલી જ એ પણ મુશ્કેલ છે.

આ પુસ્તિકામાં આ મહત્વના અને જટિલ વિષયનું બને તેટલું સરળ—વિદ્યાર્થીઓને વિશેષ લક્ષમાં રાખીને—વિવરણ આપવામાં આવ્યું છે, અને સાથેસાથ ભારતના અંદાજોનું વિશ્લેષણ પણ આપ્યું છે, તે ઉપયોગી નીવડશે.

**ગુજરાતી સાહિત્ય પરિષદ**
**(૨૧ મા સમેલનનો હેવાલ)**
રૂ. ૮=૦૦

ગુજરાતી સાહિત્ય પરિષદની યાદગાર કલકત્તા-પરિષદ (૧૯૬૧-૬૨માં) પ્રસંગે અપાયેલા સ્વાગત પ્રમુખનાં, નવા તથા નિવૃત્ત પ્રમુખનાં, અને વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો તથા સાહિત્ય, ઇતિહાસ-પુરાતત્વ અને કલા વિભાગના નિબંધો, અને કેટલાક અન્ય સાહિત્યકારોનાં વ્યાખ્યાનો આ સંગ્રહનાં મહત્વનાં આકર્ષણો છે; તો, પરિષદ પ્રસંગની કેટલીક છબીઓ એનું એક વિશેષ આકર્ષણ છે—જેમાં મંડપના પ્રવેશદ્વારે ગુજરાતી કલાને મૂર્ત કરતી તકતીઓ તથા બંગાળની ગ્રામ-કલાને મૂર્ત કરતું મંડપનું પ્રવેશદ્વાર અને શાંતિનિકે-

તનનાં સંસ્મરણોની છબીઓ આહ્લાદક છે. આટલી ઝીણવટથી આવડો મોટો ગ્રંથ પ્રગટ કરવા માટે કલકત્તાની સ્વાગત સમિતિને ધન્યવાદ ઘટે છે.

**કલ્પના (કાવ્ય સંગ્રહ)**

રતુભાઈ દેસાઈ

વોરા એન્ડ કંપની પ્રા. લિ મુંબઈ

રૂ. ૩=૫૦

ઘણીવાર ઓછુ લખતા ગણાતા કવિઓ પણ ઠીક ઠીક પ્રમાણમાં લખાતા હોય છે. ભાઈ રતુભાઈનો કાવ્ય સંગ્રહ એની સાહેદી પૂરે છે. તેમનો પ્રથમ સંગ્રહ 'જનની' ૨૪ વરસો પૂર્વે પ્રગટ થયેલો; 'અભિવ્યક્તિ' હવે પ્રગટ થવાની આમાં નોંધ છે. અને આ સગ્રહ (૭૬ કૃતિઓ) પોતે, મોટા ભાગે ૧૯૬૨–૬૩ની કૃતિઓનો છે શ્રી રામપ્રસાદ બક્ષીએ આ સંગ્રહના કલ્પના વૈભવને બિરદાવ્યો છ: તેની મર્યાદા તરફ બહુ મર્યાદિત ગર્ભિત રીતે સૂચન પણ કરી દઈને હવે પછી નવા લક્ષ્ય–પ્રાપ્તિની આશા પ્રગટ કરી છે

**છોટમની કટાક્ષિકા**

મહેન્દ્ર પી. ઠક્કર

૭૬, જુની હનુમાન ગલી, મુંબઈ–૨

રૂા. ૧=૦૦

મુંબઈ સમાચારના 'રંગતરંગ' કોલમના લેખકની 'હસો અને હસવો'ની મિતાક્ષરી, આશરે ૭૫ નાનકડી કૃતિઓનો આ સગ્રહ શ્રી જ્યોતીન્દ્રભાઈ દવેના 'બે બોલ' સહિત રજૂ થયો છે. 'અર્પણ'થી જ કટાક્ષકારની કટાર શરૂ થઈ ગઈ છે; અને સ્વાભાવિક રીતે જ અંદરની કૃતિઓમાં ચાલુ રાજકીય અને સામાજિક જીવન ઉપરના કટાક્ષો સારા પ્રમાણમાં જોવા મળે છે.

*

---


રજિસ્ટ્રેશન ઓફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬ના અન્વયે

'વિશ્વમાનવ' સંબંધમાં નીચેની વીગતો પ્રગટ કરવામાં આવે છે–

| | | |
|---|---|---|
| ૧. | પ્રસિદ્ધિ સ્થળ : | રામજીમંદિર પોળ, ગોપાલપર, વડોદરા. |
| ૨. | પ્રસિદ્ધિ ક્રમ : | દર બે મહિને |
| ૩. | મુદ્રકનું નામ : | વસંત પ્રિંટિંગ પ્રેસ વતી જયંતિ દલાલ |
| | ક્યા દેશના : | ભારતીય |
| | ઠેકાણું : | ઘીકાંટા રોડ, અમદાવાદ. |
| ૪. | પ્રકાશકનું નામ : | ભોગીલાલ ગાંધી |
| | ક્યા દેશના : | ભારતીય |
| | ઠેકાણું : | રામજીમંદિર પોળ, ગોપાલપર, વડોદરા. |
| ૫. | તંત્રીનું નામ :<br>ક્યા દેશના :<br>ઠેકાણું : | ઉપર મુજબ |

૬. સામાયિકના માલિકનું નામ–ભોગીલાલ ગાંધી, રામજીમંદિર પોળ–વડોદરા હું ભોગીલાલ ગાંધી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વીગતો મારી જાણ અને માન્યતા મુજબ બરાબર છે.

ભોગીલાલ ચુ. ગાંધી
(પ્રકાશક)

# ગુજરાતી પુસ્તક યાદી

## ચેતન પ્રકાશન ગૃહ પ્રાઈવેટ લિ. રામજી મંદિર પોળ–સરકારી છાપખાના સામે–વડોદરા

[ આ યાદીનાં પુસ્તકો સ્ટોકમાં હશે ત્યાં સુધી ભરપૂર કમિશનથી ]

### નાટકો

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| ભદ્રનિકોશા | મગનલાલ પરીખ | ૩–૨૫ |
| પ્રણયના રંગ | રભાબહેન ગાંધી | ૨–૦૦ |
| મુક્તિ માર્ગ | બંધુ | ૨–૫૦ |
| સાષ્ટાંગ નમસ્કાર | અનુઃ કાન્તિ બરોડિયા | ૨–૫૦ |
| ધૂમ્રસેર | શિરીષ કુમાર મહેતા<br>ધનસુખલાલ મહેતા<br>ગુલાબદાસ બ્રોકર | ૧–૨૫ |
| મને તું ગમે છે | શિરીષ હ. મહેતા | ૧–૦૦ |
| શિખન્ડિણી | ચંદ્રવદન મહેતા | ૧–૫૦ |
| મદારીનો ખેલ | અનત આચાર્ય | ૧–૨૫ |
| સાપ્યદીપિકા | શિવકુમાર જોષી | ૧–૫૦ |
| *મળેલા જીવ | પન્નાલાલ પટેલ | ૨–૦૦ |
| જીવન એક નાટક | અનુ. શ્રીકાંત ત્રિવેદી | ૧–૭૫ |
| માલતી માધવ | ફૂલચંદભાઈ શાહ | ૩–૦૦ |
| ભુદાન | જયમલ્લ પરમાર | ૨–૦૦ |
| અભિશાપ અને બીજા નાટકો | ભીમચંદ વોરા | ૫–૦૦ |
| વાવાઝોડુ | ધનસુખલાલ મહેતા | ૨–૦૦ |
| પીયર જીન્ટ | ઈબ્સન અનુઃ દુર્ગેશ શુક્લ | ૩–૦૦ |
| આમપંચ | પુરાતન બુચ | ૦–૭૫ |
| રૂપમતિ | શશિકાન્ત નાણાવટી | ૧–૫૦ |
| શ્રદ્ધાફૂળી | અનંત આચાર્ય | ૧–૫૦ |
| અવતરણુ | જયતિ દલાલ | ૧–૦૦ |
| સોના વાટકડી | ચંદ્રવદન મહેતા | ૧–૫૦ |
| *રંગદા | ચુનીલાલ મડિયા | ૫–૦૦ |
| નવલું પ્રભાત | — | ૧–૨૫ |

### કાવ્યો

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| ગીતાંજલિ (ટાગોર) ... | ઝીણાભાઈ રિ. દેસાઈ | ૨–૦૦ |
| સુરમંગલ | હસિતબૂચ | ૧–૭૫ |
| ગોરજ | મકરંદ દવે | ૨–૫૦ |
| અધૂરાં મિલન | દિનેશ ચોકસી | ૨–૫૦ |
| *અશબ્દ રાત્રિ | પ્રિયકાંત મણિયાર | ૧–૦૦ |
| *૩૩ કાવ્યો | નિરંજન ભગત | ૧–૦૦ |
| સાધના | ઉપવાસી | ૨–૦૦ |
| *સોનેરી લટ | શેખ આદમ આબુવાલા | ૧–૦૦ |
| તરણાં | મકરન્દ દવે | ૨–૫૦ |
| કાવ્યકંગા | સવાઈલાલ ઈશ્વરલાલ પંડયા | ૩–૦૦ |
| નેપથ્યે | ઉશનસ્ | ૨–૨૫ |
| નીલધરા | રજનીકાન્ત ભટ્ટ | ૧–૫૦ |
| સોનેટ | ચુનિલાલ મડિયા | ૧–૦૦ |
| સારસ | અનામી | ૧–૫૦ |
| મહેતનનાં ગીત | નાથાલાલ દવે | ૦–૧૨ |
| ભાતૃહરિ કૃત ત્રણ શતકો તથા શુકરંભા સંવાદ | અનુ. તનમનીશંકર શિવ | ૧–૫૦ |
| *નમેલી સાંજ | હસમુખ પાઠક | ૧–૦૦ |

### ચિંતન : ધર્મ

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| પથ્થરના દેવ | ખલીલ જીબ્રાન | ૦–૭૫ |
| વિદ્રોહી આત્મા | ખલીલ જીબ્રાન | ૪–૫૦ |

| | | |
|---|---|---|
| અંતરની 'આગ | ખલીલ જીબ્રાન | ૪–૦૦ |
| અગ્રદૂત | ખલીલ જીબ્રાન | ૧–૩૫ |
| મંદિર દ્વારે | ખલીલ જીબ્રાન | ૧–૫૦ |
| જીબ્રાનનો નાદ | ખલીલ જીબ્રાન | ૫–૭૫ |
| ગવાતા ગીત | ખલીલ જીબ્રાન | ૧–૭૦ |
| પ્રકૃતિનાં સંતાન અને પાગલ | ખલીલ જીબ્રાન | ૧–૮૫ |
| સહચર્યા | રવીન્દ્રનાથ<br>અનુ જયતિલાલ આચાર્ય | ૧–૫૦ |
| *આપણી લોકસંસ્કૃતિ | જયમલ્લ પરમાર | ૬–૦૦ |

## ઇતિહાસ–રાજકારણ

| | | |
|---|---|---|
| માનવ અધિકારો અને રાજતંત્ર | થોમસ પેન | ૦–૫૦ |
| ભારતનાં રાજ્યોની રચના | સોપાન | ૧–૦૦ |
| પાકિસ્તાનનો પરિચય | ” | ૧–૦૦ |
| જગતનાં બે સત્તા જૂથો | ” | ૧–૦૦ |
| ટ્રેડ યુનિયન દ્વારા ક્રાંતિ | ફ્રેંક ટાનેન બૌમ | ૨–૫૦ |
| ભવ્ય પ્રયોગ | કાર્લ વાનડોરેન | ૨–૫૦ |
| સત્તાનો કબજો | — | ૨–૦૦ |
| લાલ કિલ્લાનો મુકદ્દમો | સંપા. ઝવેરચંદ મેઘાણી | ૧–૫૦ |

## આરોગ્ય : વિજ્ઞાન

| | | |
|---|---|---|
| દવાનો ઝેરી ધૂંટડો અને કુદરતી સારવાર | ડૉ. ભુપતરાય મો. દવે | ૪–૦૦ |
| પેટનાં દર્દોમાં કુદરતી ઉપચાર | ડૉ. હરકિશનદાસ ગાંધી | ૪–૦૦ |
| નેચરક્યોર કુદરતી ઉપચાર | ગોપાલજી ભગવાનદાસ મહેતા | ૩–૫૦ |
| ગગનને ગોખે | નિરંજન વર્મા- જયમલ્લ પરમાર | ૩–૫૦ |
| વિજળીના દીવા | દર્શંકરાય રતિલાલ ભટ્ટ | ૧–૫૦ |
| નિસર્ગોપચારનું જીવન દર્શન | રમણલાલ એંજીનીયર | ૨–૫૦ |
| નિસર્ગોપચાર અને જલોપચાર | ” | ૦–૫૬ |
| કલેજાના રોગો : ઉદ્‌ભવ અને ઉપાયો | ” | ૦–૭૫ |
| લાંબું ચાલો; લાંબુ જીવો | ” | ૦–૭૫ |
| જીવનનો આનંદ | — | ૨–૫૦ |
| હું નિર્સગોપચાર ભણી કેમ વળ્યો | અનુ. રમણલાલ એંજીનીયર | ૨–૦૦ |
| તંદુરસ્ત રહો | ડૉ ભુપતરાય દવે | ૩–૭૫ |
| રોગ અને આસન | ડૉ. ભુપતરાય દવે | ૩–૨૫ |

## *સાહિત્ય : વિવેચન : કલા

| | | |
|---|---|---|
| સાહિત્ય વિહાર | અનંતરાય રાવળ | ૪–૫૦ |
| સાહિત્ય નિકષ | અનંતરાય રાવળ | ૪–૨૫ |
| સર્જનને આરે ( વિવેચનો ) | ધનસુખલાલ મહેતા | ૩–૨૫ |
| નાટ્ય વિવેક | ધનસુખલાલ મહેતા | ૩–૫૦ |
| કલાપીની પત્રધારા | જીવણલાલ અમરશી | ૫–૦૦ |
| કાવ્ય શિક્ષણ | કાલીદાસ કવિ | ૨–૫૦ |
| નાટક ભજવતાં પહેલાં | ધનસુખલાલ મહેતા | ૩–૫૦ |

## *શિક્ષણ–વ્યાપાર હુન્નર

| | | |
|---|---|---|
| સરળ ગુજરાતી મુદ્રાલેખન (૧) | મિસ્ત્રી અને જાની | ૨–૫૦ |
| શિક્ષણકળા (૧) | યોજક : દિનેશ ઠાકોર | ૧–૨૫ |
| ભાષાનું શિક્ષણ | વિદ્યાવાચસ્પતિ | ૨–૫૦ |
| આધુનિક શાળા સંચાલન | ધીરજલાલ મજમુદાર | ૨–૦૦ |
| શિક્ષણ સોપાન | ડૉ. મધુરી શાહ<br>બકુલચંદ્ર શાહ | ૨–૭૫ |

| | | |
|---|---|---|
| ભારતીય અર્થશાસ્ત્ર | પટેલ અને દેસાઈ | ૫–૦૦ |
| વિજ્ઞાનનું અધ્યાપન | ધીરજલાલ મજમુદાર | ૧–૫૦ |
| નૂતન માનસશાસ્ત્ર | વિદ્યાવાચસ્પતિ | ૨–૫૦ |
| જગતના ધર્મો | સત્ય દેવ | ૨–૫૦ |
| અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો | પટેલ અને દેસાઈ | ૬–૦૦ |
| રાજ્યનીતિ શાસ્ત્ર | રમેશ ડી પટેલ | ૭–૦૦ |
| નૂતન શિક્ષણ અને મનોવિજ્ઞાન | ચંદ્રભાઈ ભટ્ટ | ૬–૦૦ |
| શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તો | વિદ્યાવાચસ્પતિ | ૨–૫૦ |
| આર્થિક વ્યવસ્થાનો વિકાસ | ગુણવંત જોષી | ૫–૦૦ |
| મહાન દેશનો આર્થિક ઇતિહાસ (ઈ. સ ૧૯૧૪ સુધી) | | |
| અર્વાચીન અર્થશાસ્ત્રની રૂપરેખા | રમેશ એન દેસાઈ | ૪–૫૦ |
| ખેડુત અને ખેતી | રમણલાલ એમ. શાહ | ૨–૭૫ |
| વ્યાપાર અને વાણિજ્ય | ડુંગરશી ધરમશી સંપટ | ૪–૨૫ |
| હિંદનું નાણાં તંત્ર | જયંતિલાલ હ મહેતા | ૪–૨૫ |

## સ્ત્રી–કુટુંબ

| | | |
|---|---|---|
| સરકારદીપ | — | ૨–૦૦ |
| સરળ જ્યોતિષ | ચંદ્રકાંત ભટ્ટ | ૩–૦૦ |
| *સુખસાગર: ગૃહસ્થનો ભોમિયો | શ્રીમતિ સતી દેવી | ૬–૭૫ |
| લગ્નજીવન | સિદ્ધાર્થ | ૨–૦૦ |
| સંસારનાં સુખદુઃખ | — | ૩–૦૦ |
| *સ્ત્રી પુરુષનો દાંપત્ય પ્રેમ | મેરી સ્ટોપ્સ | ૩–૦૦ |
| *ચિરંતન પ્રેમ | મેરી સ્ટોપ્સ | ૩–૦૦ |
| *સંતતિ નિયમન | મેરી સ્ટોપ્સ | ૧–૦૦ |
| નારીને ચરણે | સંતબાલ | ૧–૦૦ |
| *ગૃહિણી મિત્ર | ડાહ્યાભાઈ મહેતા | ૫–૨૫ |
| *લગ્ન અને સુખી સંસાર | ડૉ- હરકિશન ગાંધી | ૬–૫૦ |

| | | |
|---|---|---|
| એકાંતનું પાપ (સચિત્ર) | નિરામય | ૨–૫૦ |
| દાંપત્ય જીવનમાં આસનોનું મહત્ત્વ | ડૉ. નવનીતલાલ પટેલ | ૦–૬૦ |
| સંગીતા | સં.યા: રમણલાલ નાથાલાલ શાહ | ૦–૫૦ |
| જ્ઞાન ગંગા | કુમાર હ. પટેલ | ૧–૦૦ |
| જીવન ગંગા | ” | ૧–૨૫ |

## જીવન–પ્રવાસ

| | | |
|---|---|---|
| ગાંધીજી | રામનારાયણ પાઠક | ૪–૫૦ |
| વુડ્રો વિલ્સન | ફ્રાન્સિસ ફાર્મર | ૧–૩૦ |
| અમારા સરદાર | — | ૫–૫૦ |
| કાર્લ માર્ક્સ | શાંતા ગાંધી | ૨–૫૦ |
| જીવનનાં વમળ | મગુભાઈ ધ્રુવ | |
| *રવીન્દ્રનાથ ઠાકુર | મનવત ઓઝા | ૩–૨૫ |
| મહાન પ્રયોગ | ફ્રેન્ક થીવસ્સ લેઈટ | ૨–૦૦ |
| ડેકિયુ | જ્યોર્જ માર્ફિસ | ૨–૫૦ |
| જોસેફ પુલિત્ઝર | અનુ શાંતિલાલ ડગલી | ૩–૫૦ |
| ડૉ રાજેન બાબુ | વાય. જી. કૃષ્ણમૂર્તિ | ૨–૫૦ |
| રણચંડી ક્રેપ્ટન લક્ષ્મી | — | ૨–૦૦ |
| શ્રી અરુણા આસફઅલી | સુરેશ ગાંધી | ૨–૦૦ |
| શાહનવાઝની સંગાથે | નિરંજન વર્મા | ૨–૦૦ |
| | જયમલ્લ પરમાર | |
| સ્વાતંત્ર્યની શોધમાં | પિટર પિરોગોફ | ૧–૫૦ |
| દેહની ડૉક્ટર | આર્થર ઈ. હર્ટઝલર | ૧–૫૦ |
| એવરેસ્ટનાં સંસ્મરણો | મેન મથર | ૧–૫૦ |
| વિજયા લક્ષ્મી પંડિત | સુરેશ ગાંધી | ૩–૦૦ |
| પ્રવાસ પરાગ | વજુભાઈ દવે | ૨–૫૦ |
| સુરતની સહેલ | બંસીલાલ વકીલ | ૨–૫૦ |

| | | |
|---|---|---|
| કાગળદમાં ૪ વર્ષ | | ૩–૦૦ |
| જેફર્સનની આત્મકથા | | ૧–૫૦ |
| પયગીની–મહાબળેશ્વર | | ૨–૦૦ |
| *દિલ્હી–ડાયરી | મહાદેવભાઈ દેસાઈ | ૩–૦૦ |

**નવલકથા–નવલિકા**

| | | |
|---|---|---|
| *ફકીરો | પન્નાલાલ પટેલ | ૨–૫૦ |
| *વળામણાં | ,, | ૨–૫૦ |
| *મનના મોરલા | ,, | ૪–૫૦ |
| *ઓરતા | ,, | ૪–૦૦ |
| *વાત્રકને કાંઠે | , | ૩–૫૦ |
| *ભીરુ સાથી | ,, | ૫–૫૦ |
| *યૌવન | ,, | ૬–૫૦ |
| *સાચાં શમણાં | પન્નાલાલ પટેલ | ૩–૫૦ |
| *ના છૂટકે | ,, | ૭–૭૫ |
| *સુખ દુઃખનાં સાથી | ,, | ૪–૦૦ |
| *પારેવડાં | ,, | ૪–૦૦ |
| *મળેલા જીવ | ,, | ૪–૭૫ |
| *લખચોર્યાસી | ,, | ૩–૫૦ |
| *જમાઈરાજ | ,, | ૨–૫૦ |
| *પાછલે બારણે | ,, | ૩–૨૫ |
| *વસુધરા અને બીજી વાતો | ગુલાબદાસ બ્રોકર | ૪–૫૦ |
| શુભદા | શરદબાબુ | ૪–૦૦ |
| સ્વર્ગયાત્રા | વિભુતિભૂષણ બંદોપાધ્યાય | ૬–૫૦ |
| *આ ઘેર પેલે ઘેર | જયન્તિ દલાલ | ૩–૦૦ |
| મન્વન્તર | રમણિક મેઘાણી | ૬–૦૦ |
| ઓ ભા. ૧/૨ | મોરાવીઆ | ૧૨–૫૦ |
| *જોણ સહેલ સાત રસ્તા | ચુનીલાલ મડીઆ | ૪–૫૦ |
| સત્તાને કબ્જે | જેમ્સ નિલાઝ | ૨–૦૦ |
| પરાક્રમ પૂર્વગ્રહ ભા. ૧/૨ | જેન ઑસ્ટિન | ૧૧–૦૦ |
| માનવીનાં ઘડતર ભા. ૧/૨ | ઑસ્ઑગ્રફી | ૧૧–૫૦ |
| *આવડાંના બળે | ચંદ્રવાકર | ૩–૫૦ |
| વત્સલા | જયા ઠાકોર | ૬–૦૦ |
| પાંચ ઋતુઓ | કાર્લ એરેકા | ૨–૦૦ |
| નવો છોકરો | અનુ. જયન્તિ દલાલ | ૩–૫૦ |
| શહેરની શેરી | જયન્તિ દલાલ | ૩–૦૦ |
| શેષ પ્રશ્ન | શરદબાબુ | ૫–૫૦ |
| માદામ બાવરી ૧/૨ | મોરાવીઆ | ૧૧–૦૦ |
| અજાતાની શીશી | શૈલજાનંદ | ૩–૦૦ |
| વટોળીયો | ,, | ૪–૫૦ |
| ભવની ભવાઈ | ,, | ૩–૦૦ |
| વનહંસી | ,, | ૩–૦૦ |
| વિજયિની | ,, | ૩–૦૦ |
| કોરી ગોરી કોઈ સાંવરી | ,, | ૩–૫૦ |
| નિરૂપમા | મોહનલાલ ધામી | ૩–૦૦ |
| લાલ માટીનો રસ્તો | મો. ધામી | ૪–૫૦ |
| પ્રેમનો દલ | ટોલસ્ટોય | ૩–૦૦ |
| *અમાનત ભા ૧/૨ | શયદા | ૧૧–૦૦ |
| નૌકાડૂબી | ટાગોર | ૬–૦૦ |
| લગ્નસુખ | ટોલસ્ટોય | ૬–૦૦ |
| *ગંગા મૈયા ભા. ૧/૨ | કેલ્ક | ૮–૦૦ |
| ચતુરંગ અને બે બેનો | ટાગોર | ૩–૦૦ |
| સ્મિતા | શાંતિ આડિયાકર | ૩–૦૦ |
| પ્રેમલીલા | રાયચુરા | ૩–૫૦ |
| *સેંથીમાં સિંદૂર | શયદા | ૫–૫૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધરતીની પ્રીત | રમણિક પટેલ | ૩—૫૦ | મંગલ યાત્રા | વિશ્વમિત્ર | ૪—૨૫ |
| અમર પ્રેમી | ડાહ્યાભાઈ પટેલ | ૪—૫૦ | સોહાગ કુમકુમ | પ્રભાવતી દેવી | ૨—૭૫ |
| અધૂરાં તપ | ભૂપત વડોદરિયા | ૪—૫૦ | મણીમાલા | રતિલાલ ત્રિવેદી | ૪—૨૫ |
| કોનો વિજય | વિશ્વમિત્ર | ૪—૫૦ | કલ્યાણ મૂર્તિ | સોપાન | ૪—૦૦ |
| ઝાકળનાં મોતી | મોહંમદ માંકડ | ૩—૦૦ | પુણ્ય પ્રવાસ | " | ૫—૫૦ |
| *સાંભ તારાં સંભારણાં | ચુ. વ. શાહ | ૪—૦૦ | અગ્નિ અને આહુતિ | વલ્લભ ચંદારાણા | ૬—૫૦ |
| જીવનનાં જળ | ભૂપત વડોદરિયા | ૩—૫૦ | આત્માનાં દાન | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૬—૭૫ |
| મેના | સાને ગુરુજી | ૩—૦૦ | ક્લિઓપેટ્રા | નવનીત મદ્રાસી | ૫—૨૫ |
| નાના | એમીલી ઝોલા | ૪—૦૦ | નાગલોક | નવનીત મદ્રાસી | ૫—૨૫ |
| જય એકલિંગ | સત્યમ | ૩—૭૫ | રહસ્યમણિ | રાઈડર હેગાર્ડ | ૫—૦૦ |
| કાંટાની વાડ | હોલ કેઈન | ૨—૦૦ | મોતન માળા | વાડીલાલ ઠક્કર | ૫—૨૫ |
| આંધીનાં એંધાણ | રમણિક પટેલ | ૩—૦૦ | વનમાં વસ્યાં, નગરે વસ્યાં | લોરા ઈન્ગલ વાઈલ્ડર | ૩—૫૦ |
| નદમાણુ | આત્નુભાઈ વૈદ્ય | ૩—૦૦ | ખજાનાનો ભેદ | હ. ભટ્ટ | ૪—૭૫ |
| ધરતીનાં અમી | મણીભાઈ પટેલ | ૪—૭૫ | વિલીન થતી જ્યોત | હ. ભટ્ટ | ૨—૭૫ |
| *પીતાંબરની શ્રેષ્ઠ વાર્તાઓ | પીતાંબર પટેલ | ૫—૦૦ | માનદંડ | અનકુલ | ૩—૦૦ |
| અણુપૂર ધારા | નિરંજન અને જયમલ્લ | ૪—૦૦ | કાળું સોનું | ભો. ગાંધી | ૩—૫૦ |
| મૂગા પડછાયા | ભગવત નાયક | ૭—૫૦ | તરુણીભર્યાં | નરેશ ચંદ્ર | ૩—૫૦ |
| રાત્રીનું રહસ્ય | ચંદુલાલ જે. વ્યાસ | ૩—૦૦ | લગન ઘડી | યજ્ઞદત્ત શર્મા | ૨—૭૫ |
| અહંકાર | આનાતોલ ફ્રાન્સ | ૩—૫૦ | કુમળી શ્રીમતાઈ | ગોવિંદરાવ | ૪—૦૦ |
| *શ્રેયમાર્ગ | ચુનીલાલ વ. શાહ | ૩—૨૫ | સૂર્યા | ગુલાબદાસ બ્રોકર | ૩—૫૦ |
| સોનેરી આરતી | સાને ગુરુજી | ૩—૨૫ | મારો પરિવાર | રામનારાયણ પાઠક | ૪—૦૦ |
| શ્યામ | સાને ગુરુજી | ૮—૭૫ | ચંદ્રમણિ | ભીખુભાઈ ગોહિલ | ૩—૦૦ |
| એકલપંથ પ્રવાસી | ચંદ્રહાસ | ૩—૨૫ | રામકલી | હરિલાલ ઉપાધ્યાય | ૪—૦૦ |
| આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ | બળવંત નાયક | ૫—૦૦ | પ્રિયનાથ | ઉપેન્દ્રનાથ | ૩—૦૦ |
| ઉષા અને અરુણ | ડાહ્યાભાઈ પટેલ | ૮—૭૫ | સર્વમંગલા | મામા વરેરકર | ૩—૭૫ |
| *પુષ્પ પરવાર્યું નથી | ગુલાબદાસ બ્રોકર | ૩—૭૫ | પ્રેમસગાઈ | નરેશચંદ્ર સેનગુપ્ત | ૪—૭૫ |
| ખરતા તારા | જીતુભાઈ મહેતા | ૪—૫૦ | સેંજલ | રતિલાલ ત્રિવેદી | ૪—૭૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| સંસારનૌકા | હરીશ નાયક | ૩–૭૫ | છલના | રિષભ વોરા | ૭–૦૦ |
| કુલનારી | ઉષાબેન | ૩–૦૦ | શ્રીનિકેતન | સુહાસી | ૧૦–૦૦ |
| પતિ સાથે પુનર્લગ્ન | મામા વરેરકર | ૩–૭૫ | પ્રણય પ્રકાશ | રસિક મહેતા | ૫–૦૦ |
| મીરાં પ્રેમદિવાની | રામચંદ્ર ઠાકુર | ૬–૨૫ | *પ્રેમ સંગમ ભાગ ૧/૨ | કૌશિક | ૧૪–૫૦ |
| આંધી | પ્રભાવતી દેવી | ૪–૫૦ | *રૂપલાલસા ભા. ૧/૨ | કૌશિક | ૧૫–૦૦ |
| વાસદત્તા | મો. ધામી | ૬–૭૫ | રસિક પ્રિયા | વિઠ્ઠલ પંડ્યા | ૬–૫૦ |
| આરોપી | જયમલ્લ પરમાર | ૩–૨૫ | રંગભવન | ભદ્રકુમાર યાજ્ઞિક | ૬–૫૦ |
| મરેલાં માનવી | જ્યોર્જ ઓરવેલ | ૬–૦૦ | નજરબંધી | વિઠ્ઠલ પંડ્યા | ૧૧–૨૫ |
| સેંથીનું સિંદુર | લાલભાઈ ભટ્ટ | ૬–૦૦ | તૃષ્ણા અને ત્યાગ | ધીરજબેન પારેખ | ૭–૨૫ |
| પ્રેમપ્રયાણ | ઉપેન્દ્રનાથ | ૪–૦૦ | *પ્રેમગંગા | યશોધર મહેતા | ૨–૫૦ |
| ડૉ. મેયો | હેલક ક્લેમ્પસેટલ | ૩–૨૫ | તેજ તર્પણ | ચંદુલાલ શાહ | ૪–૦૦ |
| નગરલક્ષ્મી | ટાગોર | ૪–૫૦ | લાલ બાધિણી | ઈશ્વર હ. પટેલ | ૩–૦૦ |
| લેનિન (જીવન) | ડેવિડ શન | ૨–૭૫ | પીંજરું સળવળ્યું | જયા ઠાકોર | ૩–૫૦ |
| નિર્વાસિતા | રમણલાલ ગાંધી | ૫–૨૫ | સુવર્ણ કણ | રવીન્દ્ર ઠાકોર | ૨–૦૦ |
| શંખનાદ | ર. સોની | ૨–૭૫ | *ક્રૌંચ દશ નવલિકા | તખ્તસીંહ પરમાર | ૩–૦૦ |
| પ્રેમ સમાધિ | પ્રભાવતીદેવી | ૩–૭૫ | સન્યાસી અને સુંદરી | યાદવેન્દ્ર શર્મા | ૩–૫૦ |
| આશાદીપ | અનુ. શ્રીકાંત ત્રિવેદી | ૩–૨૫ | કરણઘેલો | નદશંકર મહેતા | ૧–૫૦ |
| કિસ્સામાંની કન્યા | ગોવિંદભાઈ અમીન | ૩–૦૦ | *શુકનવંતી | પુષ્કર ચંદરવાકર | ૨–૫૦ |
| * જીંદગીના ફેરા | સારંગ બારોટ | ૪–૦૦ | જીવનના જાદુ | કુસુમાકર | ૨–૭૫ |
| પ્રીતે પરોવાયાં | હરિલાલ ઉપાધ્યાય | ૭–૭૫ | ચંદ્રકળા | શાંતિલાલ શાહ | ૩–૫૦ |
| એક જીંદગી લાખ આંસુ | રસિક મહેતા | ૭–૫૦ | નવી નારી | ભદ્રકુમાર યાજ્ઞિક | ૪–૭૫ |
| ત્રિભંગ | ગોવિંદભાઈ મહેતા | ૫–૦૦ | શરૂઆત સન્યાસ | હેમિંગ્વે | ૧–૦૦ |
| માનવતાં મહેકી ઊઠી | યશવંત મહેતા | ૮–૦૦ | ઓથાર | નિર્મળભાઈ દેસાઈ | ૩–૦૦ |
| *વર્ષા નિશા કામિની | કૌશિક | ૮–૭૫ | ડોલતી નૈયા | અ. રસી | ૪–૦૦ |
| નવાં પ્રયાણ | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૭–૦૦ | *ઍનરનો બેડુ | પુષ્કર ચંદરવાકર | ૨–૫૦ |
| કંચનવર્ણી | વિઠ્ઠલ પંડ્યા | ૧૩–૦૦ | *યશોધારા | યશોધર મહેતા | ૨–૫૦ |
| રંગ જીતી | રસિક મહેતા | ૧૦–૦૦ | સૌદામદીપ | અંબાલાલ પટેલ | ૨–૦૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધરતીની સોડમ | અકુલ જોશીપુરા | ૨–૦૦ | કાળીની રાણી | એલેક્ઝાન્ડર પુશ્કિન | ૧–૦૦ |
| *રસનંદા | યશોધર મહેતા | ૨–૫૦ | દાવાનળ | વિષ્ણુકુમાર મ. મહેતા | ૧–૦૦ |
| આદર્શ દાનવ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૫–૦૦ | જતિ અને સતિ | દેવશંકર મહેતા | ૧–૦૦ |
| લાગણીના દીવા | ઉમ્મિર હ પટેલ | ૨–૫૦ | પથ પર | આનંદશંકર | ૧–૦૦ |
| મેઘ અને ધરતી | અશોક | ૨–૫૦ | જંઘીસખાન | હેરોલ્ડ લેમ્બ | ૧–૦૦ |
| યૌવનની ભૂલ | મેપાસાં | ૧–૫૦ | વાડી અને વગડો | અરહાદ બ્રહ્મભટ્ટ | ૧–૦૦ |
| ધીમુ અને વિભા | જયતિ દલાલ | ૩–૫૦ | ઝાકળ પિછોડી | વસુબેન | ૧–૦૦ |
| નિઃસંતાન | અનુ નગીનદાસ પારેખ | ૨–૦૦ | મજનુની ડાયરી | કાઝી અબ્દુલ ગફાર | ૧–૦૦ |
| શ્યામલી | મો. ગાંધી | ૪–૫૦ | મિથુન લગ્ન | વિમલ મિત્ર | ૧–૦૦ |
| કેતકી અને કાંટા | ઓમપ્રકાશ ખન્ના | ૪–૫૦ | કુમારી તુ | લિન યુતાંગ | ૧–૦૦ |
| ઊગતા છોડ | શાંતા ગાંધી | ૨–૦૦ | કાયર | મોહમ્મદ માંકડ | ૧–૦૦ |
| રવીન્દ્ર કથાગુચ્છ | રવીન્દ્રનાથ | ૩–૫૦ | યોગી અને અમલદાર | આર્થર કોએસ્લર | ૦–૫૦ |
| આગરની ભીતરમાં | કવિ ભોગીલાલ | ૩–૦૦ | પ્રેમી | ગોવિંદ માલ્હી | ૧–૦૦ |
| નીલા | ધીરેન્દ્ર જોષી | ૨–૨૫ | અમરદીપ | ભૂપત વડોદરિયા | ૫–૦૦ |
| છૂટે દુપટ્ટે | ભગવત ભટ્ટ | ૩–૦૦ | મંગલમૂર્તિ | સોપાન | ૩–૦૦ |
| રજનીગંધા | શિવકુમાર જોષી | ૪–૦૦ | *પાંખડિયો | શયદા | ૫–૦૦ |
| સુપ્રિયા | પ્રભાવતીદેવી સરસ્વતી | ૩–૨૫ | વિશાખા | વિનુભાઈ દેસાઈ | ૨–૦૦ |
| યૌવન | સતપાલ | ૨–૦૦ | મોજ મજાહ મહેફિલ | રમેશ મ. ભટ્ટ | ૩–૦૦ |
| અપરાજિતા | ગજેન્દ્રકુમાર મિત્ર | ૧–૨૫ | આંસુ બદલે હૈ | કૃષ્ણલાલ શાહ | ૨–૨૫ |
| માડી ભૂખ્યાં | જેમ્સ થર્બર | ૨–૦૦ | ત્યાગ અને તપસ્યા | પદ્મા ફડીઆ | ૧–૭૫ |
| ભલક રાખડી | — | ૪–૫૦ | ઊંધે ઘડે પાણી | જયેન્દ્ર દુરકાળ | ૩–૫૦ |
| નાનેરો ગોવાળિયો | શરદ સૂરી | ૨–૦૦ | આત્મયજ્ઞ | સુરેશ ગાંધી | ૪–૦૦ |
| રણથંભ ગઢનો રાજા | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૩–૨૫ | વૈશાખી વાદળી | — | ૫–૦૦ |

# અમૂલ દુગ્ધાહારનાં
# સાત વિટામિનો
## અને તેમનું કાર્ય

**વિટામિન એ**
ત્વચા મુલાયમ અને આંખો
તેજસ્વી રાખે છે, શરીરની
આરોગ્યપ્રદ વૃદ્ધિ કરે છે



**વિટામિન બી₁**
નસોને સુદ્દઢ બનાવે છે
અને હૃદયના સ્નાયુઓને
સ્ફુર્તિ આપે છે



**વિટામિન બી₂**
સ્વાસ્થ્યમય મોંઢા માટે
જરૂરી છે



**વિટામિન બી₆**
સ્નાયુઓને વિશ્રામ મેળવી
આપે છે.



**વિટામિન સી**
ચેપી રોગો સામેની પ્રતિકાર
શક્તિમાં વૃદ્ધિ કરે છે અને
સ્કર્વી સામે રક્ષણ આપે છે



**વિટામિન ડી**
પુષ્ટ હાડકાં અને નીરોગી દાંત
માટેની ખાતરી છે અને
રીકેટ સામે સંરક્ષણ આપે છે



**નીઆસીનામાઇડ**
પાચનશક્તિમાં વધારો કરે છે
અને નસો સુદ્દઢ અને ત્વચા
તંદુરસ્ત રાખે છે



અમુલ દુગ્ધાહારમાં આ સાત વિટામિનો સાથે યોગ્ય સમતુલામાં
પ્રોટિન, કાર્બોહાઇડ્રેટ, ચરબી, લોહ, કેલ્સીયમ અને ફોસ્ફરસ છે
અમુલમાં શ્રેષ્ઠ ખાદ્ય તત્વો છે અને એથી આજની માતાઓ
તે પસંદ કરે છે આપના બાળક માટે તે અતિ મૂલ્યવાન છે'

**આપના બાળકને જરૂરી સાત વિટામિનો અમૂલ દુગ્ધાહારમાં છે**





ASP/ABF-31 GUJ

| | | | | | |
|---|---|---|---|---|---|
| *વિમોચન | સારંગ બારોટ | ૪–૫૦ | ખોવાયેલી દુનિયા | રાહુલ સાંકૃત્યાયન | ૪–૦૦ |
| *કુર્યાત્ સદા મંગલમ્ | ,, | ૪–૫૦ | કાયર | રાજેન્દ્ર શર્મા | ૪–૦૦ |
| ધારા પતિ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૨–૫૦ | *લીલુડાં લેજો | પુષ્કર ચંદરવાકર | ૪–૦૦ |
| સ્વપ્ન કે સત્ય ? | ,, | ૩–૨૫ | સાયકલ ચોર | લુઈજી વાર્તોલિની | ૩–૫૦ |
| રજનીગંધા | — | ૪–૦૦ | જય એકલિંગ | સત્યમ્ | ૩–૭૫ |
| એરતલખી | ગુણવંતરાય આચાર્ય | ૫–૦૦ | નાવમે નદિયાં ડૂબ ગઈ | — | ૨–૫૦ |
| બંડખોર | ,, | ૩–૫૦ | | | |

# અમૂલ દુગ્ધાહારનાં
# સાત વિટામિનો
## અને તેમનું કાર્ય

**વિટામિન એ**
ત્વચા મુલાયમ અને આંખો
તેજસ્વી રાખે છે, શરીરની
આરોગ્યપ્રદ વૃદ્ધિ કરે છે





**વિટામિન બી૧**
નસોને સુદૃઢ બનાવે છે
અને હૃદયના સ્નાયુઓને
સ્ફુર્તિ આપે છે

**વિટામિન બી૨**
સ્વાસ્થ્યમય મોંઢા માટે
જરૂરી છે





**વિટામિન બી૬**
સ્નાયુઓને વિશ્રામ મેળવી
આપે છે.

**વિટામિન સી**
ચેપી રોગો સામેની પ્રતિકાર
શક્તિમાં વૃદ્ધિ કરે છે અને
સ્કર્વી સામે રક્ષણ આપે છે



**વિટામિન ડી**
પુષ્ટ હાડકાં અને નીરોગી દાંત
માટેની ખાતરી છે અને
રીકેટ્સ સામે સંરક્ષણ આપે છે



**નીઆસીનામાઇડ**
પાચનશક્તિમાં વધારો કરે છે
અને નસો સુદૃઢ અને ત્વચા
તંદુરસ્ત રાખે છે



અમૂલ દુગ્ધાહારમાં આ સાત વિટામિનો સાથે યોગ્ય પ્રમાણમાં
પ્રોટિન, કાર્બોહાઇડ્રેટ, ચરબી, લોહ, કેલ્શીયમ અને ફોસ્ફરસ છે
અમૂલમાં શ્રેષ્ઠ ખાદ્ય તત્વો છે અને એથી આજની માતાઓ
તે પસંદ કરે છે આપના બાળક માટે તે અતિ મૂલ્યવાન છે

**આપના બાળકને જરૂરી સાત વિટામિનો અમૂલ દુગ્ધાહારમાં છે**






ASP/ABF 31 GUJ

# ૫૬

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯–૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ ૧ વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિ૦ ૨ બ્રહ્મભટ્ટ.
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ : રામજીમંદિર પોળ : સહકારી છાપખાના સામે–વડોદરા [ ફોન ૪૬૫૦
મુદ્રક : જયંતિ દલાલ–વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ–૧.



સાહિત્યવિભાગનાં લખાણો ( કવિતા, વાર્તા, નાટક, વિવેચન વગેરે ) હવે પછી નીચેના સરનામે મોકલવા વિનંતી છે :
શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, મિસ્રી બિલ્ડીંગ, અંદર રોડ : ખીલીમોરા

જ ગુજરાતી કવિતામાં કવિ કાન્તની કોમળતા કરતાં કોઈ વિશિષ્ટ કમનીયતાવાળી પદાવલી પ્રવેશી અને ત્યારબાદ 'આંદોલન' અને 'શ્રુતિ' દ્વારા એ કવિતાની સ્વસ્થ મુદ્રા કોઈ અનોખી રીતે ઊપસી આવી.

**સૌંદર્ય-અભિમુખતા**

ગાંધી યુગની કવિતા આગળ ચાલે છે પણ એનું મુખ તો સમાજ પ્રત્યે વિશેષ રહે છે. ધરતીના સૌંદર્ય કરતાં માનવજીવનની વિટંબણાઓ તરફ એનું ધ્યાન વધારે ખેંચાયેલું રહ્યું છે. સમાજ-અભિમુખતાના એક વિશિષ્ટ દૃષ્ટિકોણને બદલે સૌંદર્ય-અભિમુખતાનો દૃષ્ટિકોણ વિશેષ કરીને રાખી પોતાની કાવ્યપ્રવૃત્તિ કરનાર કવિઓમાં બે નામ આગળ આવે છે પ્રહ્લાદ પારેખ અને રાજેન્દ્ર શાહ. પ્રહ્લાદની કવિતાને 'નીતર્યાં પાણી'ની કવિતા કહીને શ્રી ઉમાશંકરે ઓળખાવી છે. શ્રી. રાજેન્દ્ર શાહની કવિતા પણ નીતર્યાં પાણીની, નિસ્તરંગ ઝીલની કવિતા છે. ચંચલતાનો કોઈ અભિરામ અચલતા તરફનો અભિસાર રાજેન્દ્રની કવિતામાં જોવા મળે છે.

**કલ કોલાહલ**

'શાંત કોલાહલ'માં કવિને 'કોલાહલ' શબ્દથી દુન્યવી ધમાલ ઉદ્દિષ્ટ હોય એમ લાગતું નથી. કારણ કે એને તેઓ 'કલ કોલાહલ' કહે છે. પંખીઓનો કલરવ વધી પડી કોલાહલ સર્જે એવો કોલાહલ જીવનની સાચી પ્રતીતિ છે અને છતાંય એ કોલાહલ પછીથી કોઈ શાંતિમાં શમે છે, સંધ્યાટાણે સરોવરના પાણીના તરંગો શમી જાય તેવી રીતે. શાંતિ અહીં મુદિતાની મુદ્રા ધારણ કરીને આવે છે વ્યગ્રતા પછીની શાંતિ મુદિત ન હોય. ઉલ્લાસ માણ્યા પછીની શાંતિની અહીં ઝાંખી થાય છે. ગુજરાતી ભાષાની આ મનોરમતા રાજેન્દ્ર સિવાય બીજે ક્યાં મળે! અને છતાંયે આયાસનો ભાર કવિએ અહીં વરતાવા દીધો નથી એ એમની સિદ્ધિ છે. ગુજરાતી ભાષાના તળપદા શબ્દોએ આજ સુધી સંતાડી રાખેલી કમનીયતા અહીં તેઓ છતી કરી દે છે. 'વનવાસીનાં ગીતો'માં એવી ભાષા પ્રયોજાઈ છે. રાજેન્દ્રની લયસૂઝ માટે, આ ગીતો વાંચીને, સાંભળીને, જરૂર માન થાય.

**નયનગોચરતા**

'શાંત કોલાહલ'માં રાગિણીઓ પરનાં કાવ્યોમાં સુંદરમ્‌નો પ્રયોગ આગળ ચાલેલો દેખાય છે. શ્રુતિગોચર છે તેને નયનગોચર કરવું એ નાનીસૂની વાત નથી. રાગ-રાગિણીનાં કાવ્યો અંગે રાજેન્દ્ર લખે છે. "રાગિણીનાં કરેલાં આ શબ્દચિત્રોમાં રસશાસ્ત્રમાં નિર્દિષ્ટ નાયક-નાયિકાના મનોભાવને નહિ પરંતુ આપણા ગાર્હસ્થ્ય જીવનને જ નજર સમક્ષ રાખ્યું છે." અહીં શ્રી. રાજેન્દ્ર આપણા સંસ્કૃત અને અપભ્રંશ કવિઓથી જુદા પડે છે. આપણું ગાર્હસ્થ્ય જીવન રાજેન્દ્રની કવિતાનો પ્રિય પ્રદેશ છે. આ પ્રદેશના કોઈ કેટલાય સીમાડા રાજેન્દ્રની કવિતામાં અંકિત થયેલા જોવા મળશે.

**ચલ-અચલ**

આપણા બોલાતા ગદ્યની લઢણો જાળવીને એને કવિતાની કક્ષાએ લઈ જવાનો પ્રયત્ન 'જલ નિર્મલ' જેવા કાવ્યોમાં છે. વનવેલીનો એ પ્રયોગ કોઈને નર્યા ગદ્યનો જ પ્રયોગ લાગે. આવાં કાવ્યોમાં કવિતાની એક સપાટી ઠેક સુધી જાળવવી જોઈએ; નહિતર એ સામાન્યતામાં સરી પડે. વસંતતિલકા ન્હાનાલાલનો, શિખરિણી સુન્દરમ્‌નો, મિશ્રોપજાતિ ઉમાશંકરનો, પૃથ્વી બળવંતરાયનો તો હરિણી રાજેન્દ્રનો. રાજેન્દ્રની કવિતામાં ક્યારેક પ્રકૃતિવર્ણનની કોઈ કોઈ કૃતિ પ્રકૃતિમાં ખેલી આવી ફિલસૂફીના ખોળે વિરમે છે ચંચલતા અને અચલતાનો, રૂપ અને અરૂપનો આવો સમન્વય એ રાજેન્દ્રની કવિતાની વિશેષતા છે.

**સ્વપ્નીલ ભૂમિ**

રાજેન્દ્રની કવિતા નિરાળી છે. એનું ભ્રમણ પૃથ્વીપટ છે એ સાચું પણ એ પોતાનામાં મસ્ત છે. એની અંતરની સુરખી આ દુનિયાને ય સુંદર કરી મૂકે છે. કવિમનના કોઈ સ્વપ્નીલ લોકની ભૂમિમાં રાજેન્દ્રની કવિતા ઊછરી છે.

> નિરુદ્દેશે
> સંસારે મુજ મુગ્ધ ભ્રમણ
> પાંશુ મલિન વેશે,

એમ બોલતા રાજેન્દ્રની કવિતા માટે હવે તો

આપણે કહીએ કે એ પાશુ–મલિન વેશથી નિરુદ્દેશે વિચરતી તમારી કવિતા ઉન્નત શૃંગો પર વિહરો.

— અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## ગુજરાત રાજ્ય ચતુર્થ કલાપ્રદર્શન

છેલ્લાં ત્રણ વર્ષથી થતા સતત જુલમના અનુસંધાનમાં આ વર્ષનું પ્રદર્શન તારીખ ૯ મી ફેબ્રુઆરીએ વડોદરામાં ખુલ્લું મુકાયુ હતું. મિલિટરી બેન્ડથી પ્રદર્શનના ઉદ્દઘાટનની શરૂઆત થઈ ચિત્રકારોને પહેલે દિવસે સભાખંડમાં આવવાની મનાઈ હતી. ફક્ત આમંત્રિત મહેમાનોને ઉપલક્ષીને જ આ કાર્યક્રમ રાખવામાં આવેલો. ગુજરાત રાજ્યના સ્પીકર શ્રી પાલેજવાળા મુખ્ય મહેમાન હતા. કાર્યક્રમ ભક્તિગીતથી શરૂ થયો. બાદમાં પરિચયવિધિ, લલિત કલાની પ્રગતિની તીગતવાર નોંધ અને ભાષણોની પરંપરા શરૂ થઈ. વક્તાઓએ કલા વિશેના પોતાના મંતવ્યો પ્રગટ કર્યા. ચિત્રકારોને મળતા ઇનામો ખૂબ જ પ્રેરણાદાયી તથા મોટી મદદરૂપ છે એવા નિર્ણયને અંતે ઇનામોની વહેંચણી થઈ. ત્યારબાદ, સેક્રેટરી, લલિતકલાના સભ્યો, મહેમાનો ઝડપભેર આખાય પ્રદર્શનનો એક આંટો મારી ઉતાવળે ગાડીમાં રવાના થઈ ગયા. આમ, ઉદ્દઘાટન પૂરું થયું.

જો કે ગયા વર્ષ કરતાં આ પ્રદર્શન ઘણી સારી કક્ષાનું કહી શકાય. ચિત્રોની ગોઠવણી, સ્થળપસંદગી અને પ્રકાશવ્યવસ્થા સંતોષકારક હતી. તે ઉપરાંત બાળકોના ચિત્રો, શિક્ષકોનો વિભાગ અને ફોટોગ્રાફ વિભાગ સાથે નહીં રાખવાથી શુકતારી બજારની સ્થિતિમાંથી આ પ્રદર્શન ઊગરી ગયું, જો કે અમુક પરંપરાથી તો મોકળવાનું શક્ય બન્યું નથી જેમ કે, ચિત્રો પર જ બેકાળજીથી અનુક્રમ નમ્બર લગાડવો, હલકી કંકોત્રી જેવાં આમંત્રણપત્રો છાપવાં અને કલા સાથે સંબંધ ન હોય તેવાં સૂચીપત્રો બ્હાર પાડવાં એ કલા પરત્વેની ઉદાસીનતાના નમૂનારૂપ છે.

ઇનામ વહેંચણી અંગે હમેશાં મતભેદ પ્રવર્તે એ સ્વાભાવિક વાત છે. કુ. કિશોરી કૌશલના જે ચિત્રને ઇનામ મળ્યું તે એનાં બીજાં બે ચિત્રો કરતાં વધુ વિષયાનુલક્ષી અને રુક્ષ છે. એનું ચિત્ર નં. ૧ વધુ સંવેદનાત્મક અને રંગોની સૂક્ષ્મતાથી સભર છે. ટેબલ પર પડેલાં કપ રકાબી, વિષયની પર થઈને મનમાં અનેક એવી અસ્પષ્ટ ચિરપરિચિત લાગણીઓ ઉત્પન્ન કરે છે. શિયાળાની સવારનો કૂણો તડકો આખાય ટેબલ પર ફેલાઈ રહ્યો હોય, હુંફ મેળવવા કપ અને રકાબી ટેબલક્લોથની પડછે અર્ધખુલ્લાં પડ્યાં હોય, આખાય વાતાવરણમાં ધૂંધળા એવા પ્રકાશની અસર ફેલાઈ ગઈ હોય, તેવું લાગે.

આ ચિત્રથી તદ્દન જુદું જ એવું કાળી રેખાઓને પ્રાધાન્ય આપતું કુ. પદ્મિની મનેરીકરનું 'કોર્નર' છે. થોડા જ રંગોમાં કરેલા ચિત્રને ખૂણે ઊભેલી સ્ત્રીને ચ્હેરો નથી, આજુબાજુ થોડાં પાન અને સૂકી ડાળખીઓ છે. અને બીજી બાજુ પીળું આકાશ અને લાલ દરિયો છે આજ રીતે, જાડી કાળી લીટીઓમાં ઝડપાયેલું શ્રી કન્હૈયાલાલ યાદવનું 'ઝાડુવાળો' પણ નક્કર, બીજાની અસરવાળું, નાટકીય તરંગોવાળું ચિત્ર છે.

શ્રી. આઈ. એન તલાટના ચિત્રમાં જુસ્સો અને અને સંયોજના પ્રત્યેની સૂઝ જણાય છે છતાં-ક્યાંક અભિવ્યક્તિમાં ગૂંચવણો ઊભી થયેલી દેખાય છે. કુ નયના દલાલનું 'Adolescent'— મુગ્ધા કન્યા— મનમાં અનેક સ્મરણો જગાવે છે. શીશાગ્રાફના માધ્યમ દ્વારા દુઃખપૂર્ણ ભાવોને વધુ પુષ્ટિ મળે છે.

જ્યોતિ ભટ્ટનું 'વસુધા' તરફ નિર્ણાયકોએ દુર્લક્ષ સેવ્યું છે. લીલા ઝેર જેવા રંગના પથ્થરથી બનેલા સૂરજે જાણે આખીય સંસ્કૃતિને તારાજ કરી નાંખી છે બચી ગયેલા પોમ્પીઆઈના અવશેષો આ ચિત્રમાંની ધરતી લેખા જ હશે.

શિલ્પ વિભાગમાં શ્રી નાગજીભાઈ પટેલનું શિલ્પ 'ટોરસો' સ્પર્શશક્તિની ખૂબ જ ઊંડાણપૂર્વકની સૂઝ પ્રગટ કરે છે, જ્યારે એમનું રમતિયાળ શિલ્પ 'બકરી' અભ્યાસની કક્ષાથી વધુ આગળ નથી ગયુ શ્રી મહેન્દ્ર પંડ્યાનો લાકડાં બાળીને શિલ્પ કરવાનો પ્રયોગ હિંદમાં અવનવો, અને આવકારદાયક છે. આમાં પશ્ચિમના શિલ્પના પડઘા હોવા છતાં લાગણીપૂર્વકની અભિવ્યક્તિનો આ પ્રયોગ અવનવો છે. આથી જુદું જ એવું શ્રી

મિશ્રિત બહુનું 'figure' નું શિલ્પ જાણે હમણાં પકડી એનો સતત ભય મનમાં પેદા કરે છે. 'યુદ્ધ પ્રવાસ' માટે કાળા પાઈપ અને તાર અને તાંબાના ટુકડાઓથી બનાવેલું શિલ્પ અત્યંત નબળું અને નીચી કક્ષાનું છે. કદાચ એની જ હરોળમાં શ્રી પાલનું ચીથરાથી, દોરીથી બનાવેલું શિલ્પ 'કુકડો' છે

શ્રી ચારસીલાલજીનું યુદ્ધપ્રવાસ માટે લઘુ શૈલીમાં કરેલું જબરજસ્ત ચિત્ર પ્રદર્શન સાથે અસંબદ્ધ લાગે છે મીનીએચર ટેક્નીકમાં થયેલું આ ચિત્ર અગત્યના વિષયને અનુરૂપ કે ઉપકારક નથી. જો કે આ જ વિષયને શ્રી મનહર મકવાણાએ વધુ સફળતા પૂર્વક હલ કર્યો છે.

કલા વિદ્યાર્થીઓમાં શ્રી એરચ હકીમ, કિશોર વાલા, અને ઈશ્વર સાગરાના ચિત્રો તેમની આગવી નિરૂપણ અભિવ્યક્તિ માટે ધ્યાન ખેંચે તેવાં છે.

પ્રદર્શન જોયા પછી પ્રશ્ન થાય કે લલિતકલા અકાદમીના અનાવરણ વિધિ માટેનો આ ખર્ચો યોગ્ય છે ખરો? આ સાથે જ ચિત્રોને લગતી ફિલ્મ, ચર્ચાઓ કે પરિસંવાદો રાખે તો આ પ્રદર્શન લોકપ્રિય ન બને? કે પછી પ્રદર્શનનો ઉદ્દેશ જ એ છે કે સામાન્ય જનતા એક ફેરો મારી જાય અને લલિતકલા ની પોતાની ફરજ પૂરી થઈ ગઈ ગણે?

–ભૂપેન ખખ્ખર

# કમ્યુનીસ્ટ પક્ષ, ડાંગે અને રાજદ્વારી નૈતિકતા

દુનિયામાં બધે રાજદ્વારી પક્ષોની અંદરના જૂથો વચ્ચે સત્તાનો સંઘર્ષ ચાલતો જ હોય છે. જો કે, લોકશાહી પક્ષો કરતાં કમ્યુનિસ્ટ પક્ષોની અંદરનો આ સંઘર્ષ વધારે ખતરનાક હોય છે—જેટલો તેનો બહારનો દેખાવ એકતાનો, એટલો એનો આંતરિક વ્યવહાર ખુન્નસભર્યો અને તકવાદી.

ભારતના કમ્યુનિસ્ટ પક્ષમાં જ્યારે ૧૦૦ ટકા સોએ સો એકતાનો દાવો થતો હતો, અને ભાગ્યે જ એનો પડઘો બહાર ક્યાંય સંભળાતો હતો ત્યારે ય, એના આંતરિક વિખવાદનું રૂપ કારણ જ હતું—દર વખતે આંતરિક કલહના નિમિત્ત જુદાં જુદાં હતાં એટલું જ.

છેલ્લાં છએક વર્ષથી, રશિયા–ચીનનો ઝગડો વધુ ને વધુ ખુલ્લો થયો છે; સાથોસાથ દુનિયાભરના કમ્યુ. પક્ષોની અંદર રશિયા અને ચીન તરફી જૂથોનો વિખવાદ વધારે ખુલ્લો થયો છે. પરંતુ ભારત પર ચીનનું આક્રમણ (૧૯૬૨ ઑક્ટોબર) થયું ત્યારથી ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટીમાં અગાઉ કદી નહિ કલ્પેલી–માનેલી હદે ઝેર ઘોળાયાં છે.

આનાં બે પાસાં છે પહેલું: ડાંગેનું પ્રબળ જૂથ ચીન–વિરોધી અને નહેરુ–મેનન–કોંગ્રેસ–તરફી છે; તો રણદીવેનું ઉદ્દામ જૂથ ચીન–તરફી અને કૉંગ્રેસ–વિરોધી છે. બીજું પાસું એ કે ડાંગે–જૂથનું જો કોઈ કાતિલ દુશ્મન હોય તો તે રણદીવે–જૂથ છે; અને રણદીવે–જૂથ માટે ડાંગે–જૂથ.

બહારની રીતે જોતાં, પક્ષની અંદર ડાંગે સત્તામાં છે; અને રણદીવે તથા તેમના કેટલાક સાથીઓ જેલમાં છે ગયે વરસે પક્ષની મધ્યસ્થ સમિતિમાં મતદાન થયું ત્યારે પ બહારથી એવું દેખાયું હતું કે ચીનવિરોધી ડાંગે–જૂથનો વિજય થયો છે. પરંતુ ઝીણવટથી જોનારને એટલી વાત સ્પષ્ટ રીતે દેખાયા વિના નથી રહી કે પક્ષની અંદરના 'સેંટ્રિસ્ટ' (મધ્યસ્થ) (મુખ્ય નેતા નાબુદ્રીપાદ)નું વલણ ડાંગેને મહેરબાનીની રાહે નભાવી લેવાનું રહ્યું છે; એનો ખરો ઝોક ઉદ્દામ-જૂથ તરફ વધુ રહ્યો છે; અને લાગ આવે ડાંગેની તકવાદી–રાષ્ટ્રવાદી નીતિની સામે તે ઉદ્દામોના જેટલું જ દાઝે બળતું દેખાયું છે

ગયે મહિને (માર્ચ–૪થી) ડાંગે સામે મુંબઈના અંગ્રેજી અઠવાડિક 'કરંટ'માં ભયંકર તહોમતનામું પુકારતો કેટલોક પત્રવ્યવહાર પ્રગટ થયો હતો—ડાંગે ૧૯૨૪માં કાનપુર કાવત્રા–કેસમાં ૪ વર્ષની સજા ભોગવી રહ્યા હતા ત્યારે તેમણે બ્રિટિશ સરકારને પોતાની સેવાઓ અર્પવાની ઇચ્છા કરતો અને એ રીતે જેલમુક્તિની અરજ કરતો પત્ર એ વખતના વાઈસરોયને લખ્યાનું પ્રગટ થયું છે. આ કહેવાતા ડાંગે–પત્રો સરકારી

કામમાં હજી સુરક્ષિત છે, જે હાલ ગૃહમંત્રીએ પોતના કબ્જામાં લીધા છે.

સ્વાભાવિકપણે જ આ પત્રો મુંબઈના અઠવાડિકમાં પ્રગટ થતાં જ ડાંગે એ પત્રોને બનાવટી–નરકટી કહી એ છાપનાર અઠવાડિક ઉપર કેસ માંડશે અને એ રીતે 'સત્ય' સાબિત કરવા તૂટી પડશે — એવી અપેક્ષા રાખવામાં આવી હતી; માજી મુખ્યમંત્રી પી. સી. જોષીએ ડાંગેને પોતાની નિર્દોષતા પૂરવાર કરવા આવી સલાહ આપી પણ હતી; પરંતુ ડાંગેએ પત્રો બનાવટી છે એટલું કહેવાથી વિશેષ કશું કરવું મુનાસિબ માન્યું નથી! અને હજીય એ પત્રો વિશે ધુમ્મસ ચાલુ જ રહ્યું છે (દરમ્યાન ડાંગે મોસ્કો જઈ પાછા પણ ફર્યા છે) ડાંગેની બહુમતિવાળા મંત્રી મંડળે ડાંગેનો બચાવ કરવાથી વિશેષ કંઈ જ કર્યું નથી.

● આ બધામાં ભારે ઉત્તેજનાપ્રેરક વાત એવી છે કે ડાંગેના આ કહેવાતા પત્રો ખુલ્લા પાડવાનું શ્રેય પક્ષની જ અંદરના ઉદ્દામ જૂથને છે. તેના નેતા બસવપુન્નૈયાએ અખબારી પરિષદ બોલાવી જાહેર પણ કરી દીધું છે કે તેમણે જાતે એ પત્રો જોયા છે અને ડાંગેના જ હોવાની તેમને ખાત્રી થઈ છે.

ઉદ્દામ જૂથ

કેટલા ઘણા સમયથી આ ઉદ્દામજૂથ લગભગ હરીફ તરીકે જ કામ કરી રહ્યું છે— તેમનું જુદું કેન્દ્ર છે; જુદું મંત્રી મંડળ (જેમાં મુખ્ય મંત્રી બસવપુન્નૈયા સહિત સુંદરૈયા, સરજીત, હરિકૃષ્ણ કોનાર) છે; તેમની જુદી થિસિસ છે; પંજાબમાં તેમનું જુદું મુખપત્ર છે; અને આંધ્રમાં અવિભક્ત પક્ષ તરફથી રાજ્યસભા માટે જે ઉમેદવાર ઊભો રાખવામાં આવેલો તેની સામે હરીફ ઉમેદવાર આ જૂથે ઊભો કરવાની ધૃષ્ટતા પણ દાખવી છે! આ જૂથે ડાંગે સામે બીજા આક્ષેપો ('પેટ્રિઅટ' દૈનિકમાં મોટી રકમના શેર અંગે) કર્યા છે; અને ડાંગેની બરતરફીની માગ ઉઠાવી છે.

આ દરમ્યાન નંબુદ્રિપાદ, ભૂપેશ ગુપ્તા અને જ્યોતિ બસુ—મધ્યસ્થ (સેંટ્રિસ્ટ) નેતાઓ—ઉદ્દામ જૂથ તરફ વધુ ઝૂકતા થયા છે. અને ઉદ્દામોએ પોતાની થિસીસની ચર્ચા વખતે આમને આમંત્રણ પણ આપ્યું હતું (જો કે નંબુદ્રિપાદે પોતાની આગવી થિસીસ તૈયાર કરી હતી); વળી પક્ષના મંત્રીમંડળે ડાંગેનો બચાવ કરતું નિવેદન કર્યું ત્યારે નંબુદ્રીએ તેમનો પુણ્ય-પ્રકોપ પ્રગટ કરી દીધો હતો. તો, ભૂપેશ ગુપ્તાએ ડાંગેને તત્કાલ મુખપદ ખાલી કરવા અને પત્રો અંગે તપાસ-સમિતિ સ્વીકારવાનું દબાણ કરીને ડાંગેની જ સ્થિતિ વધુ કફોડી બનાવી મૂકી છે.

● ડાંગેએ મોસ્કોથી પાછા ફર્યા પછી, કેમ જાણે મોસ્કોનું તેમને પીઠબળ હોય એવી નિરાંતથી, પોતાની સામેના આક્ષેપો-પત્રોને બનાવટી અને દ્વેષયુક્ત કહી, પક્ષમાંના ઉદ્દામ જૂથો સામે શિસ્તનાં પગલાં ભરવાની જ વાત આગળ ધરી હતી.

આ અઠવાડિયે જ (૧૪-૪-૬૪) પક્ષની મધ્યસ્થ સમિતિ મળી ગઈ તેમાં ઉગ્ર ઝપાઝપી થઈ ગઈ ઉદ્દામ જૂથ અને નંબુદ્રિપાદ સહિત ૩૨ સભ્યોએ બેઠકનો ત્યાગ કર્યો; અને પોતાની જુદી બેઠક ભરી. પક્ષની અવિભક્ત બેઠકે એ બધા ઉપર શિસ્તભંગનાં પગલાં પણ ભરી દીધાં છે. અને આજ બેઠકમાં ડાંગેએ પોતાના તરફથી લખાયેલા કહેવાતા પત્રો શા માટે બનાવટી છે એનો લંબાણ પૂર્વક ખુલાસો કરી બીજું સહેલી લેવામાં ડહાપણ લેખ્યું છે!

★

ડાંગેના કહેવાતા પત્રો કમ્યુનિસ્ટ પાર્ટીના આખરી ભંગાણની દિશામાં એક મહત્ત્વના નિમિત્તરૂપ બની ગયા છે એ સાચું છે; પરંતુ, એ સિવાય, એ વાત સ્પષ્ટ છે કે ભારતના કમ્યુનિસ્ટ પક્ષની અંદરનો વિદ્વેષ એટલી હદે પહોંચ્યો છે કે, તત્કાલ હરીફ પક્ષ ઊભો થાય કે ન થાય તો પણ, આ બંને પાંખ વચ્ચે મેળ ખાવાનું શક્ય જ નથી—ચીની આક્રમણ અંગેની વાત લઈએ, કે નેહરુ સરકાર વિષેના વલણની વાત લઈએ, કે ભારતની આજની પરિસ્થિતિમાં રાજદ્વારી વ્યૂહની વાત લઈએ—બંને વચ્ચે ક્યાંય કશો મેળ ખાવાનું શક્ય જ નથી.

અને એ વાત પણ સ્પષ્ટ છે કે ભારતના દરેક રાજ્યમાં આ જૂથો સામસામા મોરચે જંગની તૈયારીઓ કરી રહ્યાં છે હવે તો એ વાત પણ સ્પષ્ટ બને છે કે

[ વિશ્વમાનવ : માર્ચ-એપ્રિલ '૬૪

નંબુદ્રી, ભૂપેશ ગુપ્તા, જ્યોતિ બસુ વગેરે મધ્યસ્થો પણ ડાંગે સામેના મોરચે જ છે.†

● છતાં, ભારતીય કમ્યુનિસ્ટ પક્ષનો આ તુટાવ હરીફ પક્ષ તરીકે ખુલ્લું રૂપ ત્યારે જ લેવું વધુ પસંદ કરશે કે જ્યારે ચીન અને રશિયા વચ્ચેનો તુટાવ ખુલ્લા આંતરરાષ્ટ્રીય હરીફ પક્ષ તરીકે નિશ્ચિત બની ગયો હશે. સુસ્લોવે ચીન સામે આખરી પ્રહાર ઝીંકીને, અને રશિયાએ મોલોતોવ વગેરેને બરતરફ કર્યાની જાહેરાત કરીને, પોતાના અનુયાયીઓને ચાનક ચઢાવી દીધી છે. અને ચીન તરફી જૂથ તો આવા ભંગાણની જવાબદારી સામાવાળાને માથે આવે એની જ રાહ જુએ છે! અલબત્ત, આ ઘટના અસાધારણ મહત્ત્વની બનશે — એનાં આનુષંગિક પરિણામોની ગણત્રી આજથી કરવી શક્ય પણ નથી.

*

એક જમાનામાં કમ્યુનિસ્ટ પાર્ટી કુરબાની, શિસ્ત અને સિદ્ધાન્તવાદની નિષ્ઠા માટે પ્રજામાં આદર પામી હતી. આજે હવે એમાં આ ભાવના અને આદર્શોની 'ખેવના કરનાર — નેતાઓમાં નહિ, સાધારણ સભ્યોમાં ય — કોઈ હશે ખરા? જોઈએ — ગંદવાડથી ગંધાતા ઉકરડામાંથી કેટલા બહાર નીકળી આવે છે? કે પછી સડો સૌને પચી ગયો છે? ડાંગેના નામે ચઢેલા પત્રોમાંના હીનતમ આક્ષેપો સાચા છે કે ખોટા — એય કદિ પૂરવાર થશે ખરું? એ પૂરવાર કરવાની પરવા હોત તો તેમના જ સાથીઓએ કરેલી સૂચના — જેણે એ પત્રો છાપ્યા છે તેની સામે બદનક્ષીની ફરિયાદ દાખલ કરવાની સૂચના — સ્વીકારી લીધી હોત; (કોર્ટમાં એ બનાવટ છે કે કેમ તે પૂરવાર થે થતે); અથવા/અને ભારતના જાહેરજીવનના નિષ્પક્ષ નિષ્ણાતોની સમિતિ સમક્ષ પોતાનો કેસ ધરી દેવાનું ય સૂઝયુ હોત. છેવટે, પોતાના જ પક્ષના તપાસપંચને હાથ ફેંસલો સોંપી દેવાનુ ય પસંદ કર્યું હોત; અને આ દરમ્યાન પોતાનુ સ્થાન તેમણે ખાલી કરી દઈને એક જરૂરી ફરજનુ પાલન કર્યું હોત.

પરંતુ સાચી વાત તો એ છે કે, કમ્યુનિસ્ટ પક્ષમાં સત્તાની પડાપડીનો અખાડો જામ્યો છે ત્યાં કોઈને રાષ્ટ્રીય જાહેર જીવન પ્રત્યેની નૈતિકતાની અને પ્રજા સમક્ષ પોતાની સચ્ચાઈ પૂરવાર કરવાની પડી નથી,— ત્યાં શાની અને કેવી આશા રાખવી રહી?

૧૭-૪-૬૪] સો. ગાંધી

† અધિકૃત સામે લડી લેવા ઉદ્દામ અને મધ્યસ્થોની પરિષદ પણ બોલાવાઈ રહી છે — નંબુદ્રીપાદ એના અગ્રણી જણાય છે.

## બે કાવ્યો | ભરત ઠક્કર

### સ્મૃતિ

તારી સ્મૃતિઓ
મારા આંગણામાં
સુકાયલી પીળી પાંદડીઓ જેમ
આખીય રાત ખરતી રહી છે.
સવારે આંગણું ભરચક હતું.
મને ભ્રમ થયો કે –
    કદાચ તું આ સ્મૃતિઓ તળેથી
    ક્ષિતિજ પરના ચંદ્રની જેમ દેખા દેશે.
મેં સ્મૃતિઓને ફંફોસી
પરંતુ મને સાંપ્યા ધૂમ્રના ગોટેગોટ!
શિશિરની કાયા ઊંચકીને
પવન સાથે સાથે ધૂમ્રને પણ લઈ ચાલ્યો
મારી સ્મૃતિઓને સજીવન કરવા
દરિયા પારનાં અમી ભરી લાવવા
    મેં એને ખૂબ ખૂબ વિનવેલો.
પરંતુ એ શિશિરનો શરીરભોગ કરવાની ઉતાવળમાં હતો–
હું આખો ય દિવસ
કોઈકની રાહ જોતો બેસી રહ્યો
પરંતુ કોઈ ન આવ્યું
પછી તો મેં એકલે હાથે,
મારા આંગણામાં જ
એ બધીપનાં શબને ભેગાં કરી ચિતા જલાવી
આખી ય રાત એ ચિતાની ઉષ્મા થકી
મેં મારી જાતને શેકયા કરી છે

### નિદ્રા

નિદ્રા મારા અસ્તિત્વના રસને પી રહી છે.
મારા અસ્તિત્વની શિરાએ શિરાએ
એણે એના દાંતને બેસાડી
    રસને શોષ્યા કર્યો છે.
ક્યારેક તો ઉનાળાની બપોરનું એણે
    રુધિરમાં લૂ ભર્યું સ્નાન પણ માગ્યુ છે
આશ્ચર્યથી ભરેલા મારા અસ્તિત્વનું બખ્તર જોવા
નિદ્રા કે કેટલા ય તારાઓ લૈ
રાત પડયે મારા ઓરડામાં ઊતરી આવે છે.
બખ્તર જોઈ
મારા વિચારોના ચગડોળ પર
તારાઓને બેસાડી
નિદ્રા અતિશય ગતિથી એને ફેરવીને
મારી ક્ષિતિજોના રંગ બનાવે છે.
રંગના આભાસ અને અરીસા જેવું આકાશ જોઇ
તારાઓ ઘેલા બની નિદ્રાને ઊંચકીને
    ગોળ ગોળ ફેરવે છે
ને પછી ક્યાંક હરિયાળી પર તારાઓ આરામ કરે છે
ત્યારે નિદ્રા મારા અસ્તિત્વનો રસ સહુને પાય છે.
વધ્યો–ઘટયો રસ પોતે પીએ છે
રસના કેફથી બેભાન સહુ આકાશનો મર્મ લવે છે.
નિ:રસ અસ્તિત્વ હવે તો પાંપણોય ઊંચકી શકતું નથી

— સામસામી મોરચાબંધી
— વ્યવહારુ મુશ્કેલીઓ
— ગુજરાત સરકાર અને અંગ્રેજી
— નિર્ણયનો અધિકાર કોને?
— અંગ્રેજીનું વિશિષ્ટ સ્થાન
— રાષ્ટ્રીય કર્તવ્યની ઉપેક્ષા!

# અંગ્રેજી : ૫ માથી કે ૮ માથી ?

—સોગીલાલ ગાંધી

ગુજરાતમાં ૫ મા-૮માના વિવાદે વિકૃત અને ગંભીર વિખવાદનું રૂપ ધારણ કર્યું છે. શિક્ષણ ક્ષેત્રે, ગુજરાત પૂરતી તો, જ્યાં વધુમાં વધુ એકવાક્યતા આવી રહી હતી ત્યાં મિથ્યા પડકારો ગાજતા થયા છે, અને વ્યવહારની વાત વિચારવાની પ્રથમ અને મુખ્ય જરૂરત ઊભી થઈ છે ત્યારે રણશીંગુ ફૂંકવામાં આવ્યુ છે; અને સાચા સુરાજ્યનું અને લોકશાહીનું લાંછન દૂર કરવા માટે આખી પ્રજાની ખરેખરી લડાઈનું આહવાન ઊભું છે ત્યારે તેના જ તરફ ખાસી ઉપેક્ષા સેવાઈ રહી છે.

## ૧ : સામસામી મોરચાબંધી

'અંગ્રેજી પાંચમાથી કે આઠમાથી ?'—ના વિવાદે ગુજરાતમાં ફરી મહાગુજરાત પ્રકરણની યાદ આપે તેવાં વાદળ ઉમટાવ્યાં છે. ગુજરાત રાજ્યનાં જન્મ પહેલાંથી જાગેલા આ વિવાદે ધીમે ધીમે કરતાં તોફાની વંટોળનું રૂપ ધારણ કર્યું છે.

વરસોથી કોંગ્રેસની વફાદારીને વરેલા ગુજરાત રાજ્ય સ્ટેટ ટ્રાન્સપોર્ટના પ્રમુખ શ્રી વાડીલાલ મહેતાએ તાજેતરમાં જાહેર વિરોધ મંચ ઉપરથી 'કોંગ્રેસની જહાંગીરી અને જુલમગીરી સહન નહિ કરવાનો' નિરધાર એક કોંગ્રેસજન તરીકે પ્રગટ કર્યો છે. ×× અને એજ મંચ ઉપરથી કોંગ્રેસપક્ષી માજી મેયર શ્રી ચીનુભાઈએ 'મૂંગે મોઢે સહી લેવાનો સમય નથી' કહી પ્રજાને સાબદી કરવાની ફરજ લેખી છે; તો, અમદાવાદ કોંગ્રેસના એક પીઢ કાર્યકર અને શાળાના આચાર્ય શ્રી. કે. ટી દેસાઈએ , કોંગ્રેસની નીતિને કારણે 'થયેલા પારાવાર નુકસાનનો ખ્યાલ જનતા પોતે સરકારને નહિ આપે , ત્યાં સુધી સરકાર તેની , નીતિમાંથી ચલિત નહિ થાય...' એમ કહીને સરકાર સામે બાથ ભીડવાનું બ્યૂગલ ફૂંક્યુ છે ×× તો વળી, એસ એલ —ડી કોલેજના આચાર્ય શ્રી. પુરુષોત્તમ માવળંકરે 'આવા સંગ્રામમાં ઘણાને ફના થવુ પડશે, ઘણાની નોકરીઓ જશે...પરંતુ આપણી માગણીની સચ્ચાઈ અને સત્યનિષ્ઠાની કસોટીનો સમય આવ્યો છે' કહી કટોકટીની ગંભીરતા રજૂ કરી છે; અને ગુજરાત ક્ષત્રિય કેળવણી મંડળના નેતા શ્રી નરેન્દ્રસિંહજી ઝાલાએ તો 'શુદ્ધ બહારવટાનો ખ્યાલ આપી ક્ષત્રિયોને આ લડતમાં જોડાઈ જવા' હાકલ કરી દીધી છે!

વળી, પ્રિ. એસ. વી. દેસાઈ તથા પ્રિ. એસ. આર. ભટ્ટ જેવાઓ કોંગ્રેસ પક્ષ '૮માથી અંગ્રેજીની જીદ પકડી રાખી છે તેની પાછળ એ સત્તાધાધારીઓને બીજાઓ અંગ્રેજી ભણે તો પોતાની સત્તા છીનવાઈ જવાનો ભય છે' એવો ય આક્ષેપ કરતાં ચૂક્યા નથી. અને વેપારીઓના પ્રતિનિધિ શ્રી. સતિયાએ 'જીભ અને જીદે ગુજરાતનું સત્યાનાશ વાળ્યું છે' કહીને વ્યાપેલો કડવાશનો ખ્યાલ એક જ વાક્યમાં પ્રગટ કરી

દીધો છે. ગુજરાતના બીજા અનેક કોંગ્રેસી આગેવાનો, પ્રો. દાવર જેવા અતિ સૌમ્ય પીઢ અધ્યાપકો, ગુજરાતના ઉદ્યોગપતિ–વ્યાપારી મંડળના મોવડીઓ સમા શ્રી. કસ્તુરભાઈ લાલભાઈ અને શ્રી. અમૃતલાલ હરગોવનદાસ, અમદાવાદ મ્યુનિસિપાલિટીના કોંગ્રેસી માજી–મેયર શ્રી ચંદ્રકાન્ત ગાંધી, અને ગુજરાતના સમાજ સુધારકોની આગલી પેઢીના વિદ્યમાન સુધારક શ્રી. ગટુભાઈ ધ્રુવ, તથા ગુજરાતના તંત્રીઓ, મેયરો, દાક્તરો, એડવોકેટો અને ગુજરાતી શિક્ષણસરકાર ક્ષેત્રના અનેક અગ્રણીઓ આ અંદોલનના પુરસ્કર્તા અગર સહયોગી બન્યા છે. શ્રી. ઠાકોરભાઈ ઠાકોર તેના એક આગ્રપ્રણેતા છે—આટલી હકીકતો સુવિદિત છે

● આ આંદોલન કેવળ ઠાલા શબ્દોનું રહ્યું નથી, ઠાલી ધમકીઓનુ રહ્યું નથી; પ્રજાના વિશાળ સમૂહની લાગણી, માગણી અને જરૂરીયાતોનો એમાં પડઘો ઊઠયો છે—એની ગંભીરતા તરફ દુર્લક્ષ થઈ શકે એમ નથી :

* ગુજરાત આચાર્ય સંઘ તથા માધ્યમિક શિક્ષક–સંઘોએ તથા તેમનાં સમેલનોએ છેલ્લાં પાંચેક વર્ષથી 'પાંચમાથી અંગ્રેજી'ના ઠરાવો કર્યા બાદ, હવે તો—

શાળાઓમાં વ્યવસ્થિત રીતે પ માથી અંગ્રેજી શરૂ કરી દઈ, સરકારી નિર્ણયને પડકારીને, સવિનય કાનૂન ભંગનો માર્ગ અખત્યાર કરવાની ય વિચારણા કર્યાનું જણાય છે. તેની પૂર્વ તૈયારીઓ રૂપે પાઠય પુસ્તકો તૈયાર કરવાં, વાલીમંડળો રચવાં, લાખો ગ્રામજનો અને નગરવાસીઓ દ્વારા આવેદનપત્રો સરકાર પર રવાના કરાવવાં —નો કાર્યક્રમ પણ વિચારી લીધો છે અને આ ઝુબેશ શહેરો–નગરોમા તો શરૂ પણ થઈ ગઈ છે.

આમ, પમા–૮માનો સવાલ શિક્ષણ ક્ષેત્રથી બહાર નીકળી જઈ સમસ્ત પ્રજાના આવેશનો બની ગયો છે અને સ્વાભાવિક રીતે જ, રાજદારી પક્ષોએ પણ એમાં ઝંપલાવ્યું છે.

—વલ્લભ વિદ્યાનગરના ભૂતપૂર્વ ઉપકુલપતિ અને સ્વતંત્ર પક્ષના ગુજરાતના નેતા (ગુજરાત વિધાન સભાના વિરોધ જૂથના નેતા) શ્રી. ભાઈલાલભાઈ દા. પટેલે તો શ્રી. મોરારજીભાઈને આ મુદ્દા પર ફરી ચૂંટણી લડવા આહવાન પણ આપી દીધું છે.

—ગુજરાતમાં કોઈ એક સંસ્થા કે પક્ષ કરતાં વધુ પ્રભાવશાળી બની ચૂકેલા, વારંવાર 'સર્માતર'ની સફળ ઘોષણા કરી ચૂકેલા, અને લાખો લોકોને તેમની અકળામણની પળે, જબરજસ્ત ઉશ્કેરાટને પગે ચઢવી શકવામાં પાવરધા બનેલા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે સંગ્રામસમિતિઓ દ્વારા પ્રચંડ અંદોલનનો ઈરાદો જાહેર કરી દીધો છે.

બીજી બાજુ—

● ગુજરાત સરકારને અને ગુજરાત કોંગ્રેસને શુદ્ધ ગાંધી–માર્ગની દોરવણી આપવાનો ઈરાદો સેવતા ગુજ. યુનિવર્સિટીના માજી ઉપકુલપતિ અને 'સત્યાગ્રહ'ના તંત્રી શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ 'સરકાર જરા ઓખારો કરે તો હમણાં બધું ઠેકાણે આવી જાય' એવી સલાહ આપીને આગમાં પેટ્રોલ રેડવાનું સાહસ કરી બેઠા છે.

● સરકારે પણ જે શાળા પમાથી અંગ્રેજી શિક્ષણ દાખલ કરશે તેની સામે કાનની રીતે શિસ્ત અને શિક્ષાનાં પગલાં લેવાનું સૂચન કરી દઈને સમાખનુ બીડુ ઝીલી લીધું છે.

● ગુજરાતના ગાંધીવાદી કેળવણીકારો–શ્રી કાકા સાહેબ કાલેલકર, શ્રી સ્નેહરશ્મિ (ઝીણાભાઈ દેસાઈ), શ્રી દર્શક (મનુભાઈ પંચોલી), ગુજરાત વિદ્યાપીઠના ઉપકુલપતિ ઠાકોરભાઈ દેસાઈ અને મહામાત્ર રામલાલ પરીખ વગેરે ૮માના મહારથીઓ બની ઊભા છે.

એક વાત સ્પષ્ટ છે કે બે સામસામા મોરચા મંડાઈ ચૂકયા છે.

## ૨ : વ્યવહારુ મુશ્કેલીઓ

પાંચમા અને આઠમા વચ્ચે એવો તે કેવો અંતરાય આવીને ઊભો છે કે 'આ પાર કે પેલે પાર' સિવાય બીજું કંઈ શકય દેખાતું નથી ?

હકીકતે, બંને જૂથો વચ્ચે મૂળભૂત સિદ્ધાન્તનો

કોઈ ભેદ પ્રગટ થયો નથી. અંગ્રેજીના શિક્ષણની બાબતમાં જાને જૂથો સારું અંગ્રેજી શિક્ષણ આપવાની જરૂરીયાત સ્વીકારે છે. પરંતુ વ્યવહારની બાબતમાં પાંચમા વાળાની ફરિયાદ એવી છે કે—

(૧) કેન્દ્ર અને રાજ્ય સરકારની નોકરીઓ અંગ્રેજીમાં લેવાય છે, ત્યારે ગુજરાતના વિદ્યાર્થીઓને અંગ્રેજી મોડું (૮માથી) અને મોળુ (કાચુ) શીખવાતુ હોઈને વરસો સુધી તેમને ઘણું સોસવુ પડ્યું છે. ને હજુય સહેવું પડે છે.

(૨) ભારતનાં બીજાં બધાં જ રાજ્યોમાં અંગ્રેજીનું શિક્ષણ કાં તો ૩ જા, કાં તો ૪થા, અમર તો ૫મા ધોરણથી અપાય છે—ગુજરાત એકલું પાછળ પડ્યુ છે.

(૩) કેન્દ્રમાં તો અંગ્રેજીનું વર્ચસ્ ચાલુ જ છે, અને ભારત આખાંની કોઈ એક નીતિ સ્વીકારાયેલી ન હોઈને કેન્દ્ર તથા બીજાં રાજ્યોથી ભિન્ન નિર્ણય લેવામાં ગુજરાતની સરકાર અને કોંગ્રેસે ગેરડહાપણ કર્યું છે. ૮માની જીદ પકડી રાખીને તેઓ ગુજરાતનું અહિત કરી રહ્યા છે. †

ટૂંકમાં ૫મા વાળાઓએ ભારતના સંદર્ભમાં ગુજરાતમાં પણ (આખા ભારતની નીતિ નક્કી થાય તે દરમ્યાન) અંગ્રેજી શિક્ષણ પમાથી શરૂ કરવાની માગણી કરી છે.

આના જવાબમાં ગુજરાત સરકાર અને કોંગ્રેસ તથા ૮મા વાળાઓ એવું કહે છે કે—

(૧) ગુજરાતીઓનું વલણ સરકારી નોકરીઓ તરફ ઓછું છે. સરકારી નોકરીઓમાં જઈ જઈને કેટલા જવાના છે?

(૨) ગુજરાતમાં આશરે ૩૧ લાખ બાળકો પહેલા ધોરણમાં દાખલ થાય છે તેમાંના ૯ લાખ બાળકો જ સાતમા ધોરણ સુધી પહોંચે છે. એટલે કે ૩૧ લાખમાંથી ૨૨ લાખ બાળકો તો ૭મા સુધીમાં ઊઠી જાય છે આ સ્થિતિમાં પમાથી અંગ્રેજી ભણાવીને, વચ્ચેથી ઊઠી જનારાં લાખો બાળકો ઉપર અંગ્રેજીનો બોજ શું કામ લાદવો! સૌની શક્તિ સમય અને નાણાંનો દુરુપયોગ શું કામ કરવો!

(૩) શિક્ષકોની દૃષ્ટિએ વિચારતાં, પમાથી અંગ્રેજી દાખલ કરીએ તો, શિક્ષણ પ્રધાનના જણાવ્યા મુજબ, ૩૦૦૦ (અને પાછળથી તેમના ખાતાએ જણાવ્યા મુજબ ૮૦૦૦) વધુ શિક્ષકો જોઈએ. આવડી મોટી સંખ્યામાં શિક્ષકો તત્કાલ તૈયાર કરવા શક્ય નથી, એથી પમાની માગને પહોંચી શકાય એમ નથી.

ટૂંકમાં આ દલીલો પણ વ્યવહારની ભૂમિકાએ થઈ છે પરંતુ પમા વાળાઓએ જે વ્યવહારુ મુશ્કેલીઓ રજૂ કરી છે તેનો જવાબ આમાં નથી; આ તો, એમનું મોઢું બંધ કરવાની દલીલો છે (૧) અને (૨) શિક્ષણ અને રાષ્ટ્રીય વિકાસ પ્રત્યેનું સરકારી વલણ પ્રગટ કરે છે (જે આપણે હવે પછી વિચારીશું). પરંતુ ૩ જી દલીલ તત્કાલ મોટી મુશ્કેલી આગળ ધરનારી છે, તેનો પ્રથમ વિચાર કરીએ

આ મુશ્કેલી આગળ ધરતાં જે આંકડાઓ રજૂ કરવામાં આવ્યા છે, એ આંકડાઓ વિશેષ સંમત નથી ગુજરાત સરકાર ૩૦૦૦ થી ૮૦૦૦ (?) નવા શિક્ષકોની વાત કરે છે ત્યારે પમા વાળા ૫૦૦' થી ૧૦૦૦ની વાત કરે છે. આંકડાની ચોકસાઈ કરી એક બીજાને ગળે ઉતારવાનું કાંઈ અઘરું નથી. છતાં, એક વાર મોટી સંખ્યામાં નવા શિક્ષકોની જરૂરીઆત સ્વીકારી લઈએ તો ય, આ કોઈ ન જ દૂર કરી શકાય એવો હિમાચલ નથી. આ વ્યવહારુ મુશ્કેલીને અશક્યતા રૂપે રજૂ કરવી ન જોઈએ. જરૂરી શિક્ષકો તૈયાર કરવા પાછળ સૌ ભેગા મળી પુરુષાર્થ કરે તો, એનો ઉકેલ ટૂંકા ભવિષ્યમાં આવી જાય, અને છતાં તેમાં કોઈ ઊણપ રહે તો તે, સહિયારી જવાબદારી અને સહિયારા પુરુષાર્થ પછીની, અનિવાર્ય ઊણપ ગણાય.

**સરકાર શિક્ષકોની મુશ્કેલી આગળ ધરી નીકળી જઈ શકે નહિ.**

એણે તત્કાલ આ મુશ્કેલીની ખાત્રી કરાવવી જોઈએ: અને ભારતના બીજા બધા પ્રદેશોમાં (જ્યાં ૩ જી, ૪ થી કે ૫મીથી અંગ્રેજી શિક્ષણ અપાય છે

† "કેળવણીમાં મહત્ત્વનો ફેરફાર કરવો હોય તો આખા દેશે આ પ્રશ્ન ઉપાડીને એકી સાથે ફેરફાર કરવો જોઈએ."

(ગાંધીજી ' મનુબેન ગાંધીનું ' બિહાર પછી દિલ્હી )

કુળતા અને રુચિ અનુસાર પ્રવેશીને, આગળ વધી શકે તેવી તાલીમની તક દરેક વિદ્યાર્થીને આપવી જ જોઈએ.

એક વાર સારા અંગ્રેજીનો સિદ્ધાન્ત સ્વીકાર્યો પછી તેને માટેની પૂરી સગવડ સૌને અપાય, એ લોકશાહી સિદ્ધાન્ત અને આચાર છે.

(૨) હવે પછી થઈ રહેલા વિકાસને નજરમાં રાખતાં 'ગુજરાતીઓનું વલણ નોકરીનું નથી' એવી દલીલ કરવી અસ્થાને છે. કેટલા વાલીઓ પોતાનું બાળક ભવિષ્યમાં નોકરી નથી કરવાનું એવો નિર્ણય પહેલાથી કરી શકશે?

એમાં ય, આજે જ્યારે, કેવળ સરકારી નોકરીઓમાં જ નહિ, રેલ્વે, ઈન્સ્યુરન્સ, કારખાનાં, વેપાર–ઉદ્યોગો, અને વકીલ–દાક્તરથી માંડી અસંખ્ય વ્યવસાયોમાં (ગુજરાત અને ગુજરાત બહાર) અને સાધારણ નોકરી-ઓમાંય અંગ્રેજી ભણેલાને પસંદગી અપાઈ રહી છે; અને કૂદકે ને ભૂસકે વધતાં જતા વ્યવસાયો માટે વધતી જતી અંગ્રેજીની જરૂરીઆત વધવાની છે ત્યારે તો, અંગ્રેજીના શિક્ષણ વિષે સૌથી વધુ ચિંતા વાલીઓને તો રહેવાની જ

દુર્ભાગ્યે, ભાવિ વિકાસની દૃષ્ટિએ અને તત્કાલ જરૂરીઆતની દૃષ્ટિએ જેઓ દુર્લક્ષ સેવે છે અને વ્યવહારુ વાતોને હસી કાઢે છે, તેમના પ્રત્યે પ્રજામાં અસંતોષ વધે તો એ અકારણ–ગેરવ્યાજબી તો નથી જ.

## ૪. : નિર્ણયનો અંતિમ અધિકાર

પોતાનાં બાળકોને ક્યા ધોરણથી અંગ્રેજી શીખવવું એવો મર્યાદિત નિર્ણય કરવાની બાબતમાં ય જે વલણ અખત્યાર કરવામાં આવ્યું છે તે અતિશય શોચનીય છે.

—ગાંધીજીને આગળ ધરીને એવું જણાવવામાં આવ્યું છે કે આવો નિર્ણય અધ્યાપકો ન કરી શકે† અધ્યાપકોને અમુક શિક્ષણપદ્ધતિ અનુકૂળ ન હોય તો તેઓ એ ક્ષેત્ર છોડી જાય.

કાકાસાહેબ કાલેલકરે આગળ વધી એવું જણાવ્યું છે કે અંતિમ નિર્ણય કેળવણીકારોના ય હાથમાં નહિ, 'સમાજના નેતાઓ'–'લોકનેતાઓ'–'શુદ્ધ જન પ્રતિનિધિ, સમાજહિતૈષી નેતાઓ'ના હાથમાં હોવો જોઈએ

આ વ્યાખ્યા મુજબ અધ્યાપકો, પ્રાધ્યાપકો આચાર્યો, સેનેટરો, કેળવણીકારો, સાહિત્યકારો, સમાજ-સુધારકો,– સૌ ટળાઈ જવાના હોય એવો ભાસ થાય છે. આ બધાને બાકાત કરવાના હોય તો પછી રવિશંકર મહારાજ જેવા વિરલ લોકનેતાને નિકાલ કેમ સોંપી દેવામાં આવતો નથી? મહારાજે તો સ્પષ્ટ કહી નાખ્યું છે કે "૫–૮ અહમ પોષવાનું સાધન છે" અને તેમણે અંગત સ્વાર્થ કે 'હું જ સાચો' ભાવ કાઢી નાખીને સમાધાનનો રાહ સ્વીકારવા શીખામણ આપી જ દીધી છે. આમ, 'સેરકશાહી' નિર્ણયનો પંથ પણ સ્વીકારાયો નથી. તો શું 'નેતાશાહી' નિર્ણયનો વિકલ્પ વિચારાયો છે?

રાજકારણી નેતાઓ–મોરારજીભાઈ, બળવંતભાઈ, ભાઈલાલભાઈ દ્યા. પટેલ, ઈન્દુલાલ યાજ્ઞિક વગેરે સાથે બેસી સમાધાન પર આવી શકતા હોય તો, આવા નેતાશાહી નિર્ણય સામે ય, અમારે કશો જ વાંધો નથી —એ રીતે ગુજરાતની પ્રજાની એકતા અને હિત સચવાયાં હોય તો.

પરંતુ, એની ય તત્કાલ શક્યતા નથી દેખાતી ત્યારે બીજા લોકશાહી માર્ગો કંઈ ઓછા નથી.

—સર્વ જૂથો તથા નિષ્ણાતોની ગોળમેજી પરિષદો, તટસ્થ પંચો, અને અતિ વ્યાપક લોકમત દ્વારા અંદાજ લેવાના માર્ગો પણ પૂરા વ્યવહારુ છે (હ. કા. આર્ટ્સ કૉલેજના આચાર્ય યશવંતભાઈ શુક્લ, ખેડાજિલ્લા માધ્યમિક શિક્ષણ સંઘના મંત્રી દીપકભાઈ શં. પરીખ, સુરતની 'જીવન સાધના'ના આચાર્ય ચંદ્રવદન શાહ વગેરેએ આ અને આ ઉપરાંત ધ્યાન દોરે તેવાં અનેક સૂચનો કર્યાં જ છે).

† ગાંધીજીએ અહીં કેળવણીકારના અર્થમાં અધ્યાપક શબ્દ વાપર્યો જણાતો નથી–નોકરીઆત વ્યવસાયીનો અર્થ અભિપ્રેત છે.

● પરંતુ, વિધાનસભાએ એકવાર કરેલા નિર્ણય ઉપર ફેરવિચાર કરવામાં જ લોકશાહી ખતમ થઈ જવાનો ભય જેઓ આગળ ધરે છે તેમને શું એ વાત યાદ આપવી જરૂરી છે કે જ્યારે જ્યારે સત્તાપક્ષને જરૂરી લાગ્યું છે ત્યારે ત્યારે મૂળ બંધારણની કલમો સુદ્ધાં સુધારવામાં કશો હિચકિચાટ અનુભવાયો નથી. (જો કે, અમે એમ નથી માનતા કે આવો દરેક સુધારો પ્રજા કલ્યાણની દૃષ્ટિએ જરૂરી ન હતો કે માત્ર સત્તાપક્ષના જ લાભનો હતો): પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે વિધાન સભા ફેરવિચાર કરે તો તેમાં કશું જ બિનલોકશાહી નથી. એટલું જ નહિ, જ્યારે—ખુદ કોંગ્રેસમાંના ઘણા કાર્યકરો સુદ્ધાં સરકારની ૫ માની જીદથી અકળાયા છે, અને કોંગ્રેસ બહારના વિશાળ લોક સમૂહોએ તો ફેરવિચારની ઝુંબેશ ઉપાડી જ છે—ત્યારે કોઈ પણ બહીક (ફરજિયાત મતદાનની આજ્ઞા કે સૂચન) વિના, સંપૂર્ણ નિર્ભય અને મુક્ત પદ્ધતિના મતદાન દ્વારા નવેસરથી લોકશાહી નિર્ણય લેવામાં સૌનું હિત સમાયલું છે

✱

અહીં વળી શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ એવી દલીલ રજૂ થઈ છે કે બાળકની નાની ઉંમરે ત્રણ ભાષાનું ભારણ બાળકના વિકાસમાં વિઘાતક બને છે; પરંતુ બીજાઓ એવું જણાવે છે કે એનાથી સાવ ઊલટો અભિપ્રાય યુનેસ્કો જેવી સંસ્થાઓ અને વિદેશી નિષ્ણાતો તરફથી પ્રગટ થયો છે—**પરદેશી** ભાષાના શિક્ષણ અંગે ય. ટૂંકમાં, આ બાબત સર્વાનુમતી પ્રાપ્ત થઈ નથી ત્યારે કોઈ એક જ અભિપ્રાયને અંતિમ ગણીને ચાલવાનો આગ્રહ અયોગ્ય જ છે

તે જ રીતે ૮માથી સઘન અંગ્રેજીના પ્રયોગ વિષે—નિષ્ણાતોમાં 'સામટો ડોઝ' આપવાની બાબતમાં અને તેનાં પરિણામો વિષે—અસંતોષ છે. આ સ્થિતિમાં ૮માનો એકાંતિક આગ્રહ અયોગ્ય જ ગણાય.

આ બધું જોતાં, આ બધાને અંતે, જો કંઇ સદ્ધર અને સાબૂત રહેતું હોય તો તે પ્રજાનો જન્મજાત અધિકાર.

● કેવળ સરમુખત્યાર સરકારોમાં શિક્ષણક્ષેત્રની બધી વિગતો ('૫-માથી કે ૮-માથી' અંગ્રેજી' જેવી વ્યવહારની વિગતો) પ્રજાને માથે લાદવાનું વ્યાજબી ગણાતું આવ્યું છે: લોકશાહીમાં, અંતે તો, વાલીઓ જ પોતાનાં બાળકોને અંગ્રેજી ક્યારથી શીખવવું તેનો નિર્ણય કરવાના સાચા અને અંતિમ અધિકારી હોવા જ જોઈએ.†

અને એનો ઉપાય પણ સરળ છે—

સરકાર પાંચમાથી અને આઠમાથી અંગ્રેજી શીખવતી શાળાઓને (કશા જ પક્ષપાત કે ભેદ વિના) પૂરતી સગવડ અને છૂટ આપે, અને વાલીઓ પોતાની સૂઝસમજ અનુસાર પોતાનો નિર્ણય કરે તે જ ઉત્તમ છે.

આમ થતાં, મોટા ભાગના વાલીઓ સ્વેચ્છાએ કે દેખાદેખી '૫ માથી અંગ્રેજી'ની પસંદગી કરે એવું બને ય ખરું પરંતુ ત્યારે, અભણ—અજ્ઞાન—અણસમજુ પ્રજાને ભણેલાઓ બેવકૂફ બનાવી ગયા, એવી દલીલ કરનારા — લોકશાહીમાં માનનારાઓએ — એ જ, અભણ—અજ્ઞાન—અણસમજુ પ્રજાનો વોટ લેતી વખતે, તેને સમજુ—જાણકાર કહીને અને માનીને તેનો ઉપયોગ કર્યો હતો એ કડવું સત્ય તો વિસારી દેવું ન જ જોઈએ — લોકશાહીની મર્યાદા અને ઊણપ દૂર કરવાનો ઉપાય પ્રજાનો મૂળભૂત અધિકાર છીનવી લેવાનો તો ન જ હોઈ શકે.

વળી,

અંગ્રેજી ૫ માથી શીખવવાની છૂટનો સ્વીકાર થતાં તે દારૂબંધી ખતમ થયા જેવું જ મહાપાપ થશે એવો તર્ક લડાવ-

---

† ગાંધીજીએ ટીકા કરતાં લુઈ ફીશરને કહ્યું હતું કે પશ્ચિમી સમાજવાદમાં ય બાળકો પર રાજ્યની માલિકી હોય છે, અને તેમને કેળવવાનો વાલીઓનો અધિકાર છીનવાઈ જઈને, રાજસત્તા પોતાને ફાવે તે રીતે તેમને કેળવવા માગે છે—આ પદ્ધતિ પૂરતાં, અમેરિકા ને રશિયા લગભગ સરખાં બિનલોકશાહી ગણાય...

( અનુસંધાન પૃ. ૮૬ )

# શ્રમછાવણીનો એક દિવસ

એલેક્ઝાંડર સોલ્ઝેનિત્સિન / અનુ : સુભદ્રા ગાંધી

૧

શિરસ્તા મુજબ, સવારે પાંચ વાગે, કર્મચારીઓના નિવાસસ્થાન આગળ લટકાવી રાખેલ લોખંડની પાટના ટુકડા પર હથોડીના ટકોરા પડ્યા! કહો કે સવારમાં ઊઠવાનો ઘંટ રણકી ઊઠ્યો. રહી રહીને પડતા આ ડંકાનો અવાજ બારીના કાચ પર થીજી રહેલ બે આંગળ જેટલા હિમના થરને ભેદી ઓરડામાં માંડ પ્રવેશ્યો હશે, ત્યાં તો શરૂ થતાં વેંત જ થંભી ગયા હોય એમ, ડંકા પડતા બંધ થઈ ગયા. બહાર ઠંડી ખૂબ જ હતી. સૌને ઉઠાડવા માટેનો ઘંટ વગાડનારા ચોકીયાતના હાથ પણ જાણે એકધારા ડંકા વગાડ્યે જવા તૈયાર ન હતા.

ઘંટનો રણકાર શમી ગયો. ને છતાં બહાર તો હજી જાણે મધરાત જતી હોય એવો ઘોર અંધકાર હતો. ઇવાન ડેનિસોવિચને થયું કે હજી તો જાણે મધરાતે પેસાબ કરવા ઊઠું છું એ વેળા જ થઈ હોય એવું લાગે છે. ઓરડાની અંદરનો એક ને બહારના બે—એમ ઝાંખા ઝાંખા બળતા ત્રણ દીવાનો પીળો પ્રકાશ બારીના કાચ પર પડી રહ્યો હતો, તે સિવાય બધે કાળોમેશ અંધકાર છવાયેલો હતો.

હજી તો કોઈએ આવીને બેરેકના દરવાજાની સાંકળ ઉઘાડી ન હતી. બેરેકના ચાકરોએ મળમૂત્રના પીપને ઊંચકી જવા માટે હજી વાંસડા ખોસ્યા હોય એમ લાગતું ન હતું.

ઊઠવાનો પટ વાગી રહે ત્યાં લગી સૂઈ રહેવાની ટેવ સુખોવે કોઈ દહાડો રાખી નહોતી એ હંમેશાં થોડોક વહેલો જ ઊઠી જતો.

* સ્તાલીનયુગી રશિયાની 'શ્રમછાવણીઓ'ઓમાં લાંબો સમય ગાળી આવનાર લેખકની કલમે લખાયેલ આત્મવૃત્તાંતાત્મક નવલકથા.

કારણ ઊઠયા પછીની નેવું મિનિટ—એટલે કે કામે ચડતા પહેલાં બધાને ભેગા થવાનો પટ વાગે ત્યાં લગીનો સમય—સત્તાવાળાઓના કબજાનો નહિ, પણ કેદીનો પોતાનો જ રહેતો. એ સમય દરમિયાન જૂના અંતેવાસીઓ કંઈક ને કંઈક કમાણીનો ઉદ્યોગ કરી લેતા—કદિક કોઈને જૂના ફાટેલા કપડાની બાંયમાંથી વધારાનાં હાથમોજાં સીવી આપતા. તો કદિક ખાનદાન નબીરાને માટે જૂનાંના મોટા ઢગમાંથી જોડ શોધીને છેક એના સૂવાના બાંક સુધી લાવી આપતા...જેથી એ સાહેબના પગ પથારીમાંથી સીધા જોડામાં જઈ શકે : એ ઉપરાંત સ્વયંસેવક તરીકે સેવાની તત્પરતા દાખવી કોઠારમાં વાળવા ઝૂડવાનું ને કંઈક ઊંચકવા મેલવાનું કામ કરી કંઈક રળી લેવાતું. તેમ નહિ તો રસોડામાં જઈ ટેબલ સાફ કરી ગોઠવીને, જમવા માટેના તાંસળાં ભેગાં કરી ધોઈ માંજીને, કંઈક બટકું–કોળિયો રળી લેવાની તક હાથમાં આવી જતી. હા એ વાત ખરી કે આ રીતે રળવા નોકરી પડનારાનો અહીં તોટો ન હતો. કારણ તો જાણો જ છો ને? વાડકા–તાંસળાં ભેગાં કરતાં એમાં એકાદ તાંસળામાં ક્યાંક આગલી રાતના ઉચ્છિષ્ટ અન્નનાં દર્શન પણ થઈ જતાં ને ત્યારે એવો અભાગિયો તમને અહીં ભાગ્યે જ કોઈ જડશે જે જીભના લસરકે ચાટીને એને સાફ કરતાં અચકાય.

પણ સુખોવના કાનમાં તો એ પહેલ વહેલો અહીં આવ્યો તે દિવસે એના આગલા મુકદમ કુઝિઓમિને કહેલા શબ્દો હજી રણક્યા કરતા હતા. ને કુઝિઓમિન એટલે તો ટીપાઈ ટોપાઈને ગીંઠા બની ગયેલો માણસ. ૧૯૪૩ ની સાલ સુધીમાં તો એ બાર વરસની ખેપ કાપી ચૂક્યો હતો. લડાઈ ને મોરચેથી સીધા અહીં આવેલા નવતર સાથીઓ જોડે, જંગલના એક વેરાન પ્રદેશમાં તાપણા આગળ બેઠાં એણે કહેલું : 'સાંભળો લો એ છોકરડાઓ! તમારે અહીં ટીગાના જંગલના કાયદા હેઠળ જીવવાનું છે શું સમજ્યા? પણ આવે ટેકાણે ય માણસ જીવતો રહેવાનો કીમિયો શોધી કાઢે છે. તમને ખબર છે, કેવા લોકોને આ કેમ્પ પૂરા કરી નાખે છે? ......અહીં રહેતાં જે લોકોનો એઠવાડ ચાટતા થઈ જાય છે

તેવાંને......જે માખીની જેમ કેમ્પના ડાક્તરની આસપાસ ભમણ્યા કરે છે તેવાને... ..ને જે પોતાના સાથીઓની ચાડી ચૂગલી કરતા થઈ જાય છે એમને !'

એની બધી વાત સાચી પણ છેલ્લી વાતમાં એ ખોટો હતો. કારણ ચાડી ચૂગલી કરનારા લોકો આ કેમ્પમાં ભલી ભાન્તિ મહાલતા રહેતા એ સૌ જાણતું હતું. ખેર, પણ એ લોકો પોતાની ચામડી બચાવવા ખાતર બીજાના લોહી પર જીવનાર માણસ હતા.

ધટ સાંભળતાં વેંત સુખોવ પથારીમાં ઊભો થઈ જનારો માણસ. પણ આજે એને કેમેય ઊઠવાનું મન થતુ ન હતું. આગલા દિવસે સાંજથી એને સુવાણ ન હતું. અંગમાં કળતર થતું હતું. આખી રાત ટોટડુ વળીને પડી રહેવા છતા સવાર લગી શરીરને જાણે હૂંફ જ વળી ન હતી. ઊંઘમાં પણ એને લાગતું હતું કે જાણે પોતે ખૂબ જ માંદો પડી ગયો છે. વળી ઘડીકમાં કંઈક કળ વળી જતી. એને એમ થતું કે આજે તો સવાર જ ન પડે તો સારુ.

પણ, રાખેતા મુજબ સવાર તો આવી ને ઊભી જ રહી.

ભલે, ભલે...પણ રાતે એને ખૂબ ટાઢ લાગી એમાં નવાઈ જેવું ન હતું. બારીના કાચ પર જામેલા હિમના થર તો જુઓ ! ને એ તો ઠીક, પણ આ જબરજસ્ત મોટા ઓરડાનું છાપરું ભીંતની કિનારોને અડે છે ત્યાં તો નજર કરો. જાણે કરોળિયાએ જાળાં બાંધ્યાં હોય એમ ચોમેર ગાઢું ધુમ્મસ ગોટાઈ રહેલું છે

આજે તો એનાથી કેમેય ઉઠાયું નહિ. ઠેઠ ઉપરના ટાયર પરની પથારીમાં પોતાના કોટ ને કામળામાં માથું નાખી, પાયજામાની એક એક બાંયમાં એ પગ ખોસી, પોતાની ગોદડિયા બંડી વડે એના ખૂણા દબાવી દઈ, એ પડ્યો હતો એમનો એમ, પડ્યો જ રહ્યો. બહારનું કશું જ એને દેખાતું ન હતું, છતાં એના કાનું એને બૅરેકમાં શું શું ચાલી રહ્યું છે એનો ચોક્કસ ખ્યાલ આપી રહ્યા હતા.

બહારના વરંડામાં થઈ, મળમૂત્રનાં વજનદાર પીપને કાંધે કરી ઊંચકી જતા બૅરેકના ચાકરોનાં ભારે પગલાં એ સાંભળી રહ્યો હતો... આ તો હળવું કામ ગણાતું ! માંદા ને અપંગ અંતેવાસીઓથી થઈ શકે તેવું ! પણ એકાદ વખત એ કામ હાથમાં લઈ ને જરા કરી તો જુઓ...! મળમૂત્રના એ બોજને જરાય છલકાવ્યા વિના, એની છાલક સોંપ ખખડ્યા વિના, પીપલાને અહીંથી ત્યાં સુધી પહોંચાડી તો જુઓ !

૫ચોતેરમી ટુકડીનો એક જણ જોડા સુકવવાના છાપરા હેઠળથી પોતાની ટુકડીના જોડા ખોળી ખોળી જુદા ખડકી રહ્યો હતો...હવે એની પોતાનીટુકડીના છોકરાઓનો વારો આવ્યો. (સૂકા જોડા પહેરવાના મળે તે માટે પણ ટુકડીઓના વારા રાખવામા આવ્યા હતા. એનો ટીમ લીડર ત્યુરિન ને ડેપ્યુટી ટીમ લીડર પાવલોવ મૂંગા મૂગા પોતાના જોડા પહેરી રહ્યા હતા તે પણ સુખોવના કાને ઝડી લીધુ – એમના તે બાંકડાના કચુડાટ પરથી. હવે પાવલોવ કોઠારમાં જશે, રોટલા વહેંચાતા હોય છે ત્યાં. ને ત્યુરિન પહોંચશે પી. પી. ડી.* ની કચેરીએ, કર્મચારીઓના નિવાસસ્થાન માટેના મકાન પર.

પણ આજે તો એ કેવળ હમેશના નિયમ મુજબ પોતાની ટુકડીનું કામ કેટલે આવ્યુ – એનો અહેવાલ આપવા જ નથી ગયો સુખોવને યાદ આવ્યું કે આજે તો એમની ટુકડીનુ નસીબ કાટલે તોળાઈ રહ્યુ હતું : અધિકારીઓ ૧૦૪ નંબરની ટુકડીને 'નિરુડીંગ શૉપ'ના બાંધકામ વાળા સ્થળેથી 'સોશ્યાલિસ્ટ વે ઑફ લાઈફ સેટલમેન્ટ' વાળા સ્થળે ખસેડવા માગતા હતા. ને એ સ્થળ એટલે તો બરફથી ઢંકાયેલાં ઉજ્જડ વેરાન મેદાનોનો જ પ્રદેશ ! બીજું કંઈપણ કામ કરવા પહેલાં, ત્યાં મોકલાયેલી ટુકડીના માણસોએ એ બરફથી ઢંકાયેલી ભોંયમાં ખાડા ખોદી ખોદી થાંભલા રોપવાના હતા. તે પછી એ થાંભલાઓને કાંટાળા તારથી જોડી, પોતાની જાતને પૂરવા માટે વાડ તૈયાર કરવાની હતી.

* પ્રોડક્શન પ્લાનિંગ ડિપાર્ટમેન્ટ = ઉત્પાદન-નિયોજન-ખાતું

જેથી એમનામાંનું કોઈ નાસી છૂટવાની પેરવીમાં સફળ ન થઈ શકે. આટલા મંગળાચરણ પછી જ એ સ્થળે કોઈપણ જાતનું બાંધકામ શરૂ કરવાનો વારો આવવાનો હતો.

પૂરા એક મહિના લગી તો ત્યાં તમને અંગની ટાઢ ઉડાડવા માટે એક ખૂણોય જડવાની શક્યતા નહોતી કૂતરાંને હૂંફ આપે એવી બોડની ય આશા નહિ, ત્યાં તાપણાં સળગાવવાનો તો કોઈ સવાલ જ ઊઠતો નહોતો. લાકડાં સળેખડાંનું ક્યાંય નામ નિશાન ન મળે ત્યાં! બસ, તમે તમારે મહેનત કરો ને અંગની ગરમી ટકાવો. એ વિના બીજો આરો જ નહિ ત્યાં!

અમારી ટુકડીનો આગુ બિચારો ચિંતામાં પડી જાય એમાં કંઈ નવાઈ ન હતી. ૧૦૪ નંબરની ટુકડીને બદલે ગમારોના કોક બીજા જ જૂથને ત્યાં ધકેલી દેવડાવવાની જવાબદારી એને માથે જ તો હતી ને આવાં કામ કઢાવવાનાં હોય તેવી ઘડીએ સત્તાવાળાઓ પાસે ખાલી હાથે જઈને ઊભા રહો, ને પોતાનું કામ ફતેહ થવાની આશા રાખો, એ ય મિથ્યાસ્તો. એ માટે તો ત્યુરિનને ય ખાસ્સી એક શેર જેટલી ડુક્કરની ચરબી લઈને વડા અમલદારની સન્મુખ થવું પડ્યું હશે ને જો એક શેરે પતે એવું ન લાગે તો બશેર ચરબી ય ધરાવવી પડે; એનું કંઈ કહેવાય નહિ.

સુખોવને થયું, દવાખાને જઈને એકવાર જોઈ લેવામાં શું વાંધો છે? કંઈ કરતાં ય જો દાખલ થઈ જવાયું તો બે ચાર દહાડાનો આરામ તો મળી જાય. શું ખોટું છે? આમેય શરીરનો સાંધે સાંધો ખડી ગયો હોય એવી વેદના તો છે જ. મને એકવાર દવાખાને આંટો મારી આવવા દે. એમાં શું છે?

સુખોવ મનમાં વિચારવા લાગ્યો : હાં, આજે સવારે કયો કેમ્પ-ગાર્ડ ડ્યૂટી પર હશે? આજે કદાચ 'એક અધું' દોઢ' વાળા ઈવાનની વારી હશે. ને એની બંધ આંખો સામે ઈવાનની મૂર્તિ ખડી થઈ. એકવડા બાંધાનો, પાતળો, કાળી ભમ્મર આંખો ને સોગિયા ચહેરાવાળો એ સાર્જન્ટ પહેલી નજરે કોઈ ભારે જાલિમ માણસ હોય એવો લાગે: પણ એની સાથે એકવાર ઓળખાણ થઈ કે સૌ જાણે કે, ડ્યૂટી પરના તમામ કેમ્પ-ગાર્ડસમાં સૌથી ઉમદા સ્વભાવનો માણસ એ સજા કરશે તો ય તમને કદી કોટડીમાં પૂરવાની સજા તો નહિ જ કરે એ તમને કદી ય ઉપરી અમલદારો પાસે ઘસડી જવાની વાત નહિ કરે. સુખોવને એના વિચારે કંઈક રાહત લાગી. એને થયું, 'ઉકાય છે હવે—થોડો વધારે વખત પથારીમાં પડ્યો રહીશ તો ય ક્યાં વાંધો આવવાનો છે? અરે, ૯ નંબરની બેરેકવાળા જમવાના ઓરડે પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં હું ઊઠી જ જાઉં છું તો—'

પણ ત્યાં તો એની પથારીવાળું ચાર બાંકડાનું આખું ગોકઠું હાલી ઊઠ્યું. શાથી? બે બાંકડાવાળા એકી સાથે એમની પથારીમાંથી ઊભાં થઈ જવાને કારણે સ્તો! એ બે બાંકનો માલિક તે સુખોવના જ સાખ પાડોશી—છેક ઉપલા બાંકવાળો એસ્ટોનિયા બેપ્ટિસ્ટ, અને એની હેઠળના બાંકનો માલિક તે માજી સેનાનો કેપ્ટન બુનોવ્સ્કી

મળમૂત્રનાં પીપ ખસેડી લીધા પછી હવે ઊનું પાણી લેવા કોણ જાય, એ બાબત પેલા બે ચાકરો અંદર અંદર ઝગડતા હતા. વઢકારી ડોશીઓની માફક હુંસાતુંસી કરતા બેઉ એક બીજા પર દમદાટી અજમાવી રહ્યા હતા.

"અલ્યા એય! ખિસકોલીઓની માફક ચિકચિક કરવાનું હવે તમે બંધ કરો છો કે નહિ?" કહેતો ૨૦ મી ટીમનો એક ઇલેક્ટ્રીક વેલ્ડર બરાડી ઊઠ્યો. ને સાથે સાથે જ પોતાનો એક જોડો ઉઠાવીને એણે એમના તરફ ફેંક્યો

ધડાક કરતોને એ જોડો ઇલેક્ટ્રીકના થાંભલા જોડે અથડાયો. ને પેલાઓની વઢવાડ પણ એકદમ થંભી ગઈ.

પોતાની ટીમને પડખે રહેનારી એક બીજી ટીમનો ડેપ્યુટી લીડર ધીમા સાદે બબડતો હતો :

"વાસિલિ ફ્યોદોરોવિચ! વળી પાછા આ પૂરવઠા ખાતાવાળાઓ—એ આપણને છેતર્યા હોં! કીચડમાં ખરડાયેલા એ ઉંદરડાઓએ આપણને નવસો નવસો ગ્રામના ચાર રોટલા આપવા જોઈએ, એને ઠેકાણે ત્રણ જ મારા હાથમાં પકડાવી દીધા છે! હવે...? મારે તો કોના ભાગમાં કાપ મૂકવો?"

અલબત, એ બહુ ધીમા ને દબાયેલા સાદે બોલતો હતો, છતાં એની ટીમના દરેક માણસના કાન એના ભણી જ હતા. સ્વાભાવિક રીતે જ સૌ કોઈના મનમાં ફફક રહેતી કે, રખેને મારા જ ભાગ પર કાપ આવી પડે! રખેને વાળુ વખતે અડપા ભૂખ્યા ઊંઘવાનો આજે મારો વારો આવે!

આ બધુ જોતો, સાંભળતો, સુખોવ હજી એની લાકડાંના વ્હેર વાળી ગાદી પર પડ્યો જ રહ્યો ઘણા લાંબા વપરાશને કારણે દબાઈ દબાઈ ને લાકડા જેવી સખત થઈ ગયેલી છતાં આખરે તો પથારી ને! સુખોવને થયું: હવે તો બેમાંથી કોઈ એક વાતનો નીવેડો આવી જતો હોય તો સારુ. કાં કકડીને તાવ ચઢી આવે, કાં સાંધાનું દરદ નરમ પડી જાય, તો સારુ.

આ દરમિયાન એલ્યોશા એની પ્રાર્થના ગણગણી રહ્યો હતો ને બુનોવ્સ્કી સંડાસ જઈ ને પાછો આવી, ખાસ કોઈ ને ઉદ્દેશીને નહિ પણ બધાંના લાભાર્થે, દુષ્ટતા ભર્યા આનંદ પૂર્વક ઘોષણા કરી રહ્યો હતો:

"એ ખલાસીઓ! દાંત કટકટાવો બાપલા! આજે ઠંડીનો પારો ત્રીસ ડિગ્રીથી હેઠો ઊતરી ગયો છે એમ જાણજો."

સુખોવે મન સાથે નક્કી કર્યું કે, આજે તો દવાખાને એકવાર જઈ આવવુ છે, એ વાત ચોક્કસ.

બરાબર એ જ ટાણે કોઈએ એકી ઝાટકે એનો કામળો ને બંડી ખેંચી લીધાં; અને મોં પર ઢાંકેલો કોટ બાજુએ ફેંકી દઈ સડાક કરતો એ બેઠો થઈ ગયો. છેક ઉપરના બાંક લગી માથું લાવી સુકલકડી તાર્તાર એના મોં સામે તાકી રહ્યો હતો.

એમ...ત્યારે, પેલા મુત્તાનને બદલે આજે આ સાહેબ ડ્યુટી પર છે! ને ચોર પગલે એ મારા બાંક સુધી આવી ગયો ત્યાંલગી મને કશીઃ ખબર ન પડી ..ખેર.

"એસ. ૮૫૪!", સુખોવના કાળા જેકેટની પૂંઠે સફેદ પટ્ટી વડે ટાંકેલો નંબર ઉકેલતો તાર્તાર બરાડી ઊઠ્યો.

"ત્રણ દિવસની કેદ, મજૂરી સાથે."

જેવો એના રૂંધાયેલા ગળાનો આ વિચિત્ર અવાજ સંભળાયો કે ઝાંખા ઉજાસે અજવાળાયેલા એ ઓરડામાં હજી જે કોઈ સૂતા હતા તે બધા ખટ્ટ કરતાકને પથારીમાં બેઠા થઈ ગયા.

માકણથી ખદબદતા આ બાકડાઓ પર અહીં પૂરા બસો જણા ઊંઘ લેતા હતા. એ બધામાં જીવ સળવળી ઊઠયો. બધા ઊઠીને ઝટપટ પોતાનાં કપડાં પહેરવા મંડી પડ્યા.

સુખોવે તરત બેઠા થઈ જઈ, ચાવી ચાવીને બોલ કાઢતાં તાર્તારને સવાલ કર્યોઃ "એવડી બધી સજા શાને માટે, મારા નાગરિક વડા*!"

પણ હકીકતે, 'કામ સાથેની સજા' એવી આકરી ન હતી. કારણ કે એ સજા કાપનારને ગરમ ખાવા તો મળતુ જ અને કામ આડે વિચાર કરવાની ફુરસદ રહે તો મન ખરાબ થાય ને? ત્યારે 'કોટડીમાં પૂરવા'ની સજા તો તમને કામમાંથી જ બાકાત કરી દેતી.

તાર્તારે સુખોવના સવાલનો જવાબ આપતાં કહ્યું: "ઘંટ વાગતાં વેંત ઊભો નથઈ ગયો માટે. ચાલ હવે ઊભો થા, ને મારી પાછળ પાછળ કમાન્ડરની ઓફિસ પર ચાલ્યો આવ."

વાળ વિનાનો એનો કરચલીયાળો ચહેરો બિલકુલ સ્વસ્થ ને શાંત હતો. એ ત્યાંથી ખસ્યો, ને એણે ચારે કોર દૃષ્ટિ ફેંકી, આવો જ બીજો કોઈ ગુનેગાર નજરે ચડે તો એને પકડી પાડવા પણ આટલી વારમાં તો સૌ કોઈ

* અમલદાર વર્ગના કોઈપણ માણસને કોમરેડ કહી બોલાવવાની કેદીઓને મનાઈ હતી.

ઊઠી ગયા હતા. ઝાંખા અજવાળાવાળા એ ઓરડાને ખૂણે ખૂણે, તે બતીઓ આગળના સૌ કોઈ એમના જોહડિયા પાયજામા પહેરી લઈ, પગે ઘૂંટણ સુધીના જોડા ચઢાવી, પોતાના કોટ વડે શરીરને લપેટતા ઉતાવળા ઉતાવળા બારણા ભણી દોડી રહ્યા હતા ..તાર્તાર એ બૅરેક છોડી બહાર પગ મૂકે ત્યાં લગીમાં એની નજરે ન ચઢી જવાય તેની તકેદારી રાખતા લોકો આડા અવળા થઈ ગયા.

સુખોવને એના કોક ખરેખરા ગુનાસર સજા થઈ હોત તો એને આટલો રોષ ન ચઢત એને દુઃખ તો એ વાતનું થયું કે પોતે હમેશ વેળાસર ઊઠી જનારો માણસ. પણ એ જાણતો હતો કે તાર્તાર સાથે દલીલ કરવામાં માલ નથી- એટલે કેવળ વિરોધ કરવા ખાતર નારાજગી બતાવતો એ ઊભો થયો ને પોતાનો પાયજામો જરા ઊંચો ચઢાવી એ સાબદો થઈ ગયો ( એના એ પાયજામાને ઘસાઈ ગયેલા કપડાનાં થીગડાં મારેલાં હતાં, ને ડાબા ઘૂંટણ પરના થીગડામાં ઝાંખા પડી ગયેલા કાળા લીરા વડે એનો નંબર ટાંકેલો હતો ) એણે પોતાનું જૅકેટ પણ ચઢાવી લીધું. (એ જૅકેટ પર વળી, આગળ છાતી પર ને પાછળ બરડા પર – એમ બેવડા નંબર ટાંકેલા હતા ) એણે જોડાના ઢગલામાંથી પોતાના જોડા શોધી કાઢ્યા ને માથે ' હૅટ ' ટોપી ચઢાવી લીધી. ( આ ટોપી પર પણ બરાબર વચ્ચે એક થીગડું ચોઢી એના પર નંબર ટાંકેલો હતો ) પોતાની આ વેશભૂષામાં સજ્જ થઈ એ તાર્તારની પાછળ બૅરેકમાંથી બહાર નીકળી ગયો.

'૧૦૪'ની આખી ટુકડી એને આ રીતે જતો જોઈ રહી. કોઈ એ મોઢામાંથી એક અક્ષર સરખો કાઢ્યો નહિ. ને એમ તો એમનામાંના કોઈથી કશું કહેવાય એવું પણ ક્યાં હતું ? હા, ટુકડીનો આગુ હોત તો એ એને માટે કંઈક કરી શક્યો હોત ખરો – પણ એ તો ત્યાં હતો જ નહિ. ને એ પોતે પણ કોઈ રીતે તાર્તારને ચીઢવવા માગતો ન હતો. કંઈ નહિ તો ય એને એ વાતની તો ખાત્રી હતી કે ' મારી ટુકડીના લોકો મારા ભાગનો નાસ્તો તો જરૂર લઈ રાખશે.'

બેઉ જણા બૅરેક બહાર નીકળી ગયા. સુખોવ બહારની ટાઢથી ધ્રૂજી ઊઠ્યો.

દૂરદૂરના મિનારાઓ પર ગોઠવેલી સર્ચલાઈટોનો ધોધમાર પ્રકાશ આખા કૅમ્પને પંપાળી રહ્યો હતો. કૅમ્પની વાડ ફરતા તેમ જ અંદર ઠેર ઠેર મૂકેલા તમામ દીવા અત્યારે ઝગતા હતા. એ દીવાઓની સંખ્યા એટલી બધી હતી કે આકાશના તારાઓ એની આગળ ક્યાંય મો સંતાડી ગયા હતા.

પોતાના જોડા હેઠળ બરફને કચડતા કેદીઓ પોતપોતાના કામે અહીંથી તહીં દોડાદોડ કરી રહ્યા હતા. કોઈ પારસલ ઑફિસ ભણી જતા હતા, તો કોઈના હાથમાં સીધાં હતાં તે 'વ્યક્તિગત રસોડે' પહોંચાડવા જતા હતા. પણ સૌનાં માથાં દબેલાં ને કોટનાં બટન ઠેઠ લગી બીડેલાં હતાં. એ બધાને જ જાણે ટાઢ ઠેઠ હાડકાં લગી પહોંચી ઠારી રહી હતી. ટાઢનું આ જોર ખરેખરી ટાઢને લીધે ન હતું પણ આવી કડકતી ટાઢમાં પોતાને આખો દિવસ કામ કરવું પડવાનું છે, એ વિચાર જ સૌને ડારી રહ્યો હતો. પણ તાર્તાર મેલી કસોવાળા પુરાણા લશ્કરી કોટ વડે ટાઢને પોતાથી અળગી રાખતો, એકધારાં મક્કમ ડગલાં ભરતો ચાલી રહ્યો હતો—કેમ જાણે આ ટાઢ તો એને મન કંઈ વિસાતમાં જ ન હોય !

## ૨

તાર્તાર ને સુખોવ બંને એકાંત કેદની કોટડી આગળથી પસાર થઈ ગયા આખા કૅમ્પમાં ઈંટોથી બાંધેલું આ એક જ મકાન હતું. ને એ મકાન ફરતે લાકડાની એક ઊંચી વાડ બાંધી લેવામાં આવી હતી. તેની આગળ જાઓ તો કૅમ્પની બેકરી ( રોટલા પાઉંની ભઠ્ઠી ) આવતી.

કેદીઓથી એનું રક્ષણ કરવા માટે બેકરી ફરતી પણ કાંટાળા તારની વાડ કરી લીધેલી હતી. ને પછી કૅમ્પના કર્મચારીઓનો વાસ હતો.

એની સામેના ચોકમાં થોડા થોડા અંતરે હિમની ચાદરથી લપેટાઈ ગયેલા બે થાંભલા રોપેલા હતા. ને એ બે થાંભલાને જોડતો એક તાર બાંધી, એ તારની વચ્ચોવચ્ચ આબોહવામાં ઠંડી ગરમીનું માપ બતાવતું એક થર્મોમિટર લટકાવી રાખવામાં આવ્યું હતું (પણ એ થર્મોમિટરનો પારો અમુક ડિગ્રીથી હેઠો ઊતરી જ ન શકે તે માટેની તકેદારી રાખી, એ સ્થળને ખાસ સુરક્ષિત રાખવામાં આવેલું હતું!) ત્યાં થઈને પસાર થતાં સુખોવે આશા ભર્યા હૈયે ત્રાંસી નજરે સફેદ દૂધ જેવી કાચની એ નળી સામે જોઈ લીધું; એમાં જો પારો ૪૧° ડિગ્રી બતાવતો હોય તો કેમ્પવાળાઓએ એમને બહાર કામ કરવા માટે ન મોકલવા જોઈએ પણ એને ખબર પડી કે, આજે તો હજી થર્મોમિટરનો પારો ક્યાંય ૪૧° ડિગ્રીની નજદીકમાંય પહોંચ્યો હોય એમ દેખાતું ન હતું.

બેઉ જણા કર્મચારીઓના વાસમાં પ્રવેશ્યા તાર્તાર એને લઈને સીધો ગાર્ડસરૂમમાં પહોંચી ગયો રસ્તામાં જ સુખોવને ખાત્રી થઈ ગઈ હતી કે આજે તાર્તાર મને એકાંત કેદ તો નથી જ આપવાનો. ને એનું કારણ એ કે, આજે 'ગાર્ડસરૂમ'ની છો ધોવાની ખાસ જરૂર હતી તાર્તારે એને કહી પણ દીધું કે "જા, આજે તો હું તને જતો કરું છું...પણ આટલો ઓરડો ઘસીને ધોઈ નાખ"

'ગાર્ડસરૂમ' ધોવાની જવાબદારી એવા કેદીઓને માથે નાખવામાં આવી હતી કે જેઓને બહાર કામે મોકલી શકાય એવી શક્યતા જ ન હોય. આવા કેદીઓમાંથી જ કર્મચારી વર્ગને નોકરચાકર પૂરા પાડવામાં આવતા. થોડા વખતમાં તો આ નોકરો કર્મચારીઓના વાસમાં પોતાનો અડ્ડો જમાવીને સિક્યુરિટી ઑફિસમાં લહેર કરતા થઈ જતા. એમને કેમ્પ કમાન્ડન્ટની કચેરીમાં આવજા કરવાનો પરવાનો મળી જતો. આ કેમ્પ કમાન્ડન્ટ એટલે આખા કેમ્પના તમામ કેદીઓને શિસ્ત પળાવનારો મુખ્ય માણસ. (ને સિક્યુરિટી ઑફિસર તરીકે ઓળખાતો એ કેમ્પના અંતેવાસીઓમાં 'ફાધર કન્ફેસર' તરીકે ઓળખાતો.) ખેર, આવા મોભાવાળા લોકોની કચેરીમાં 'આવજા' ને 'લે મૂક,' કરતાં કોકવાર ગાર્ડસ પણ ન જાણતા હોય એવી વાતો, કદિક એમને કાને પડી જતી. ને આમ થોડા વખતમાં તો એ નોકરનું નાકનું ટેરવું બધા કરતાં કંઈક ઊંચું થઈ જતું. ને એ થઈ ગયા પછી, કચેરીના ઓરડાની છો ધોવા-ઘસવાનું કામ એને પોતાના મોભાને બટ્ટો લગાડનારું લાગવા માંડતું. તે પછી એકાદ બે વખત ગાર્ડને તેડું મોકલી આ કામ બીજા કેદીઓ દ્વારા કરાવી લેવાની પેરવી થતી. ને પછી તો ગાર્ડ પોતે જ સમજી જતો કે હવાનું વહેણ કઈ તરફ છે એટલે જ્યારે ઓરડા ધોવાની જરૂર ઊભી થતી કે તેઓ પોતે જ આ કામ માટે કેદીઓમાંથી કોક ને કોકને પકડી લાવતા.

ગાર્ડરૂમના તાપણાની ભઠ્ઠીમાંથી બળબળતા અંગારાનો તાપ ઓરડામાં ફેલાઈ રહ્યો હતો મેલાંદાટ ચોરણાં પહેરેલા બે ગાર્ડ ઓરડામાં બેઠાબેઠા ડ્રાફ્ટસની બાજી રમી રહ્યા હતા. ને ત્રીજો ગાર્ડ તો, પોતે પહેરેલો ઘેટાના ચામડાનો કોટ ઘૂંટણ લગીના જોડા ઉતારવા જેટલી તકલીફ લેવા તૈયાર નહોતો તે, એક સાંકડા બાંક પર લાંબો થઈને મજેથી નસકોરાં બોલાવતો ઘોરતો હતો. ઓરડાને એક ખૂણે પાણીની એક બાલદી ને એમાં એક ચીથરાનો ડૂચો પડ્યાં હતા.

સુખોવના આનંદનો પાર ન રહ્યો. એણે તાર્તારનો આભાર માનતાં કહ્યું: "હવે પછીથી કોઈ દહાડો. હું મોડો નહિ ઊઠું."

આ સ્થળનો કાયદો એક જ હતો ને તે એ કે જેવું તમારું કામ પત્યું કે તમારે અહીંથી બહાર નીકળી જવાનું અને સુખોવને વ એનું કામ ચીંધી દેવામાં આવ્યું કે તરત, એનો અંગનો દુખાવો ને સાંધાનું કળતર જાણે ક્યાંય અલોપ થઈ ગયાં. ઉઘાડા હાથે જ (કારણ તાર્તાર સાથે અહીં આવવા નીકળ્યો તે વખતે પોતાના ઓશિકા હેઠળ મૂકેલાં હાથમોજાં લઈ લેવાનું એ ભૂલી ગયો હતો.) ખૂણામાં પડેલી પેલી ડોલ ઉઠાવીને એ પાણી ભરી લાવવા કૂવા ભણી ઊપડી ગયો.

પી. પી. ડી. ની કચેરીએ જવા નીકળેલા કેટલાક 'ટીમ લીડરો' થર્મોમિટરના થાંભલા આગળ એકઠા થઈ ગયા હતા, ને એમાંનો એક

જરા તરવરિયો જુવાન (જે એક કાળે 'હિરો ઓફ ધી સોવિયત યુનિયન' હતો) થાંભલે ચઢીને પેલા થર્મામિટરને પોતાના કપડા વડે લૂછી રહ્યો હતો.

નીચે ઊભેલા કેટલાક લોકોએ બૂમ પાડીને એને સલાહ આપવા માંડી: "અલ્યા જોજે હોં, તારો શ્વાસ એના પર ન જાય. નહિ તો પારો નીચો ઊતરવાને બદલે ઉપર ચઢી જશે!"

"ઊંચે ચઢી જશે કહ્યું તમે? જરાય નહિ ને. મારા શ્વાસની તો એના પર રજમાત્ર અસર થાય એમ નથી."

૧૦૪મી ટુકડી – એટલે કે, સુખોવની ટુકડીનો 'લીડર' એ ટોળામાં ક્યાંય દેખાયો નહિ. સુખોવે બાલદી હેઠી મૂકી, પોતાના હાથ ઝભ્ભાની બાંયમાં અંદર ખેંચી લઈ, કુતૂહલપૂર્વક પેલા ટોળા ભણી જોવા માંડ્યું.

થાંભલે ચડેલો માણસ ખોખરા સાદે બરાડી ઊઠ્યો: "અલ્યાઓ! આ તો બરાબર સત્તાવીસ ને અડધી ડિગ્રી બતાવે છે. એમાં સાલો એક આંકો ય વધારે નહિ કે નહિ ઓછો!" ને પોતે જોયું તે બરાબર છે કે નહિ, તેની ખાત્રી કરતો, થર્મામિટરના પારા ભણી નજર કરી લઈ એ સરરરર કરતો હેઠો ઊતરી પડ્યો. ત્યાં તો ટોળામાંથી કોક બોલી ઊઠ્યું: "બટ્, એ તો છે જ ફાંગા ડોળાનો. એણે કોઈ દહાડો સાચી વાત કરી હોય ત્યારે ને? તમે બધા શું માનો છો? સાચું માપ આપે એવું થર્મામિટર આ લોકો કોઈ દહાડો અહીં લટકાવી રાખે ખરા?"

'ટીમ લીડર્સ' બધા ત્યાંથી વિખરાઈ ગયા. સુખોવ દોટ મૂકી સીધો કૂવા પર પહોંચ્યો. ટોપીનાં કાનપટિયાં વડે કાનને ઢાંકી દીધા છતાં, જાણે હિમ એના કાનને બટકાં ભરી રહ્યું હતું.

કૂવામાં પાણીની સપાટી આખી બરફથી જામ થઈ ગઈ હતી. સુખોવે એમાં માંડ એક બાકોરું પાડી, જેમ તેમ કરી પોતાની ડોલને પાણીમાં ડુબાડી. ને પાણી ખેંચવાનું 'દોરડું' પણ કેવું? ઠરીને એવું અક્કડ થઈ ગયું હતું, જાણે હાથીની સૂંઢ!

જૂઠા પડી ગયેલા હાથ વડે સાફ નીકળતી પાણીની બાલદી ઊંચકીને પાછો એ ગાર્ડરૂમમાં પહોંચ્યો. ને ફટ કરતાકને બેઉ હાથ એણે પાણીમાં બોળી દીધા. એને કંઈક હૂંફ વળી.

તાતારિ તો ક્યારનો ય ત્યાંથી જતો રહ્યો હતો. અત્યારે એ ઓરડામાં બીજા ચાર ગાર્ડ ભેગા થઈ ગયા હતા. ચારે ય જણા ઓસું વળી ને ઊભા હતા. ને બાજી રમવાનું પડતું મૂકીને, ઘેટાંની રૂંવાટીવાળા ડગલા ઉતારી, આ વખતે જાન્યુઆરી માસમાં પોતાને 'બાજરીનો કવોટા' કેટલો મળવાનો છે, એની ચર્ચામાં ઊતરી પડ્યા હતા. (આ કેમ્પના સેટલમેન્ટને અનાજ પુરવઠો બહુ ઓછો મળ્યો હતો. ને રેશનિંગની પ્રથા બંધ થઈ ગયેલી હોવા છતાં કેટલીક ચીજો એમને સારા એવા કમિશનથી વેચવામાં આવતી હતી... જો કે સામાન્ય નાગરિકને તો એ વસ્તુઓ ક્યાંય જોવા ય મળતી ન હોતી.)

"અલ્યા એ ય, માણસના ઉતાર! બારણું તો વાસ જરી, બહાર હિમ પડે છે... કંઈ ભાન છે તને?" એક ગાર્ડ અકળાઈને બરાડી ઊઠ્યો. સવારના પહોરમાં તમારાં જૂતાં પલાળવાની શી જરૂર ભલા? અહીંનું કામ પતાવીને એક દોટે સુખોવ બેરેકમાં આવી મારી આવત તો ય કંઈ ત્યાંથી એને સૂકવેલા જોડાની બીજી પેર ઓછી જ જડવાની હતી!

આ છેલ્લાં આઠ વરસના બંદીવાસ દરમિયાન, કેદીઓને માટે જૂતા પૂરાં પાડવાની તરેહ તરેહની પદ્ધતિઓનો અનુભવ થઈ ચૂક્યો હતો. એક વખત એવો ય હતો કે જ્યારે, આખો ય શિયાળો કેદીઓને વેલિન્કી (ઘૂંટણ લગીના જોડા) તો શું પણ ચામડાના સાદા જોડા ય જોવા મળતા નહિ. કદિક ઝાડની છાલમાંથી ચંપલ બનાવીને એમને પોતાના પગનું રક્ષણ કરવું પડતું; તો કદિક, કાઢી નાખેલા મોટરના ટાયરોમાંથી જોડીઓ સીવીને એમને કામ ચલાવવું પડતું. મોટરના ટાયરમાંથી ઉપજાવી કાઢેલી એ જોડીઓનું તો વળી ખાસ નામ રાખવામાં આવ્યું હતું – 'ચેટેઝેસ' 'ચેલિયાબિન્સ્ક ટ્રેક્ટર'ને કંઈક મળતું આવે એવું નામ આપીને સપાટની એ જોડીઓનું ખાસ ગૌરવ કરવામાં આવેલું! પણ તે

પછીના કાળમાં, આજે હવે, પગરખાંની સ્થિતિ સુધરી ગઈ હોય એમ લાગતું હતું આ ઑક્ટોબર માસમાં જ સુખોવને — 'ડેપ્યુટી લીડર' પોવલોવની પાછળ પાછળ ભંડાર લગી જઈ પહોંચવાને કારણે — મજબૂત ચામડામાંથી બનાવેલા સામાન્ય જોડાની એક ખાસ્સી મજેની ખૂલતી જોડ હાથ લાગી ગઈ હતી. એ જોડા એટલા બધા ખુલતા હતા કે પગ પર વીંટાતાં હોય છે તેથી બમણાં ચીથરાં વીંટો તો ય તમારા પગ એમાં બરાબર સમાઈ જાય. એ જોડા મળ્યા પછી એનાં થોડાં અઠવાડિયાં તો એવા હરખમાં વીત્યાં, કેમ જાણે, એની જનમગાંઠ ઉપર કોઈ સરસ ભેટ મળી હોય! જ્યાં જાય ત્યાં એ એની નવી જોડીઓની એડી ટકરાવતો ખડો થઈ જતો.

પણ એક દહાડો કોણ જાણે શું ય થયું — હિસાબનિશની કચેરીના કોઈ શેતાને કમાન્ડન્ટના કાનમાં શું ય ફૂંક મારી દીધી કે — એ માણસે એવો હુકમ છોડયો કે જેની જેની પાસે ચામડાના જોડા છે તે બધા પોતપોતાની એ જોડ પાછી સોંપી જશે. તે પછી જ એમને વેલિંકીની જોડ આપવામાં આવશે.

આખરે સુખોવનેય પોતાની પસંદગી કરી લેવી પડી એકવાર નક્કી કરે તો ચામડાના જોડા ભેર સુખોવ ચલાવીય લેત પરંતુ શિયાળો ઊતરતાં, બરફ ઓગળવા લાગે તે વેળાએ, ખરા કીચડમાં બહાર ફરવાનું આવે ત્યારે એ જોડા બિલકુલ નકામા પડે. એકી વખતે જોગાની બે પેર તો કોઈ કેદી પોતાની પાસે રાખી જ ન શકે એવો નિયમ હતો. એટલે ના છૂટકે, વેલિન્કીના બદલામાં એને પેલા ચામડાના જોડાની પેર જતી કરવી પડી. અરે, તેલ પાઈ પાઈને એણે એ જોડાના ચામડાને રેવું ફૂલ્યું માખણ જેવું બનાવી દીધું હતું. આઠ વરસના બંદીવાસને અંતે, માંડ જોડાની એક પેર હાથમાં આવેલી, ને તે ય આમ સરી ગઈ. એ લોકોએ તો કેદીઓ કનેથી પાછા મળેલા જોડાનો ઢગલો કરીને કોઠારમાં ઢગલો વાળી દીધો...વસંત આવ્યે એ ઢગમાંથી એનો એ જોડો પાછો તમામ હાથમાં આવે એવી આશા, શી રાખવી!

એટલે સુખોવ એના વેલિંકીની કિંમત પૂરેપૂરી જાણતો હતો. ગાર્ડ્ઝમની છો ધોવા-લૂછવામાં જ તે એને ભીના કરી નાખે એ કેમ બને? એણે હળવેક રહીને વેલિંકીમાંથી પગ કાઢી લઈ, એને સાચવીને એક ખૂણામાં મૂકી દીધા, ને પગે વીંટાળેલાં ચીથરાંને પણ કાળજીપૂર્વક લપેટીને એમાં ખોસી દીધાં (એ ચીથરાંમાંથી એનો ટીનનો એક નાનકડો ચમચો ખાંડિંગ કરતો ભોંય પડી ગયો. સવારના પહોરમાં બૅરેકમાંથી આટલા ઉતાવળા ઉતાવળા નીકળી જવું પડયું, તો પણ સુખોવ પોતાનો ચમચો સાથે લેવાનું ભૂલ્યો ન હતો.) ને ઉઘાડે પગે જ, બારોબાર ગાર્ડસના વેલિંકી ભીંજાય એ રીતે એણે છોળે ને છોળ બધે પાણી છાંટવા માંડયું.

"અલ્યા એય, રફેક*! જરા હળવે રહીને તો કામ કર." એક ગાર્ડે પોતાના પગ ઊંચા લેતાં વડકું ભર્યું.

બીજાએ પોતાની વાત આગળ ચલાવતાં બોલ્યે રાખ્યું: "શું... ચોખા? ચોખા તો એક જુદી જ કક્ષાની ચીજ છે, તમે બાજરીને ચોખાની હારોહાર મૂકી જ શી રીતે શકો?"

"અરે ઓ બેવકૂફ! તારે હજી કેટલું પાણી ઢોળવાનું છે? દુનિયામાં તારી જેમ કોઈને છો પોતાં જોયાં છે કદી?"

"એમ ન ધોઉં તો આ ઓરડો સાફ જ ન થાય તો, મારા નાગરિક વડા સાહેબ! તમે જ જુઓને, કીચડનો કેવો થર જામી ગયો છે એના પર?" સુખોવે નમ્રતા પૂર્વક જવાબ આપ્યો.

"પણ અરે, સુવ્વર! તે કદી તારી બૈરીને છો. પોતાં જોયેલી ખરી કે નહિ?"

સુખોવે બાફ નીકળતા પાણીમાં હાથ ઘાલીને ફફળતો કુચો હાથમાં લીધો, ને બાંધું સ્મિત કર્યું ને ૧૯૪૩ની સાલમાં 'ઉસ્ત-ઇઝમા'ની કેદી

*અમેરિકાનું એક એવું જાનવર જે મોઢામાંથી ગંધાતી એવી લાળ કાઢતું હોય છે — એના પરથી બનાવેલી ગાળ.

છાવણીમાં સ્કર્વીના રોગે ખડી ગયેલા કેટલાક દાંત વિહોણી બત્રીસો એણે ઉઘાડી કરી દેખાડી. કેવો એ રોગ! એ દહાડામાં એની હાજરી તો એવી આગી થઈ ગયેલી કે અન્ન નામે એમાં ઘડીભર ટકતું નહિ. આંતરડાંમાંથી તો લોહીના બડખાના બડખા પડતા. પણ આજે હવે એ ભયંકર બિમારીની નિશાની રૂપે માત્ર સુખોતનો જીભ સ્હેજ તોતડાતી રહી ગઈ હતી.

એણે હસીને ગાર્ડના મેણાનો જવાબ આપતાં કહ્યું, "ડ્ડૂપ.ળ.! છેક ૪૧ ના સાલથી તો મેં મારી બૈરીને કદી જોઈ નથી. એ કેવી દેખાય છે તે ય આજે તો મને સાંભરતું નથી, સાહેબ!"

"એમ કે? આ સાલા પાજીઓ, આમ જ પીતા હોય છે...... કેમ પીવું, એ પોતે જાણતા ન હોય એ તો સમજ્યા, પણ તે શીખી લેવાનીય દાનત નહિ!...એમને જે રોટલા ખવડાવીએ છીએ તેટલું વળતર મળતું હોત તો ય બસ હતું. હું તો કહું છું કે, એમને તો પેલા ધૂમેર જ રાખવા જેવા છે"

"બરાબર છે, પણ આ સાલું, રોજ ઓરડા પીવડાવો એનો ય અર્થ શું છે? રોજ રોજ ઓરડો ભીનો કરો ને એથી જે ભેજ થાય, એજ સાલો માણસને ખાઈ ન જાય તો બીજું શું થવાનું હતું? અરે એ ય, આમ જો તો, આઇસો ચોપન! તું તારે હળવે હાથે આ છોને જરા ભીના કકડા વડે લૂછી નાખ, ને પછી તું તારે રસ્તે પડી જા, જોઉં."

"ના ભાઈ, ના, એમ ચોખા ને બાજરીની સરખામણી તમે કરી જ ન શકો."

સુખોત એક સાનમાં બધું સમજી જાય એવો હતો. એણે શીખી લીધું હતું કે કામ તો એક લાકડી જેવું છે એને બે છેડા હોય છે કદર કરી જાણે એવા માણસ માટે કામ કરવાનું હોય ત્યારે કામમાં મન પરોવીને તમારાથી બને તેટલું સારું કરો. પણ જ્યારે બેવકૂફ ને નગુણા-ને પનારે પડ્યાં હો, ત્યારે તો એમની આંખને પટ્ટી આપીને ચાલ્યા જાઓ—બસ છે.

કેમ્પના પ્રત્યેક અંતેવાસીને આ પાઠ શીખી લેવો પડ્યો હતો. એ ન શીખ્યા હોત તો અત્યાર સુધીમાં ક્યારના એ બધા "ડ્રાઉ"* કરી ગયા હોત.

સુખોતે ભીના ડૂચા વડે ઓરડાની છો એવી રીતે લૂછી નાખી કે ક્યાંય જરા સરખું સુકકું થીગડું રહી જવા પામે નહિ. લૂછવાનું પૂરું થયું કે હાથમાંનો પાણીથી દદડતો ડૂચો એમનો એમ ભઠ્ઠીના એક ખૂણામાં ઉશેટી દઈ, બાલદીમાં વધેલું પાણી કેમ્પના કર્મચારીઓના આવજા કરવાના રસ્તામાં જ ઢોળી દઈ, ખૂણા ખાંચરાવાળા આડ-રસ્તા કાપતોક તે નાવણિયાં વટાવી ટાઢી બોળ અંધારી કલનની ઓરડીઓ વટાવી સીધો દોડ્યો જમવાના ઓરડા ભણી.

હજી એને મનમાં હતું કે એક વખત દવાખાનાની મુલાકાત લઈ અવાય તો સારું. કારણ, વળી પાછા કયાંતરે એના શરીરની ખબર લેવાનું શરૂ કરી દીધું હતું. હજી તો ભોજનગૃહને બારણે ચોકી ભરનારા ગાર્ડની નજર ચુકાવીને અંદર સલામત પ્રવેશ મેળવવાની ચિંતા એને માથે ઊભી જ હતી. કારણ, કેમ્પ કમાન્ડન્ટનો સખત હુકમ હતો કે, કોઈ પણ કેદીને તમે એકલો—એની ટુકડીથી છૂટો—હરફર કરતો જુઓ કે, એને પકડીને કોટડીમાં પૂરી દજો.

## ૩

તે દિવસની સવારે નસીબ જોગે ભોજનગૃહના દરવાજા આગળ ન મળે ભીડની ધક્કામુક્કી કે નહિ લાંબી કતારો. બસ સીધા અંદર જઈ ભાણે બેસી જવાની જ વાર!

ભોજનગૃહના એ ખંડની હવા તો જાણે સ્નાનાગારમાંથી નીકળતી

* સ્કર્વી—એક પ્રકારનો રક્ત રોગ. પૂરતા પોષણના અભાવે લોહી બગડ થઈ શરીર પર ચાંદા નીકળી આવે છે.

* 'ડ્રાઉ' કરી જવું, એટલે લાંબા થઈ જવું—મરી જવું.

ખાંડ ! બહારથી વહી આવતું ઠંડી હવાનું ઝાપટું અંદર પીરસાતી રાબની વરાળ જોડે ભળી જતાં એક નોખી જ આબોહવા સર્જાઈ જતી હતી. કેટલીક ટુકડીઓ ,ટેબલ ફરતી ગોઠવાઈ ગયેલી હતી, તો કેટલીક ટોળીઓ જગા ખાલી થવાની રાહ જોતી અધીતહી વચ્ચે ખાલી પડતી જગામાં ઊભી હતી. ટેબલની સામસામી હારમાંથી કેટલાક લોકો એકબીજા સાથે લાંટા પાડી પાડીને વાતો કરી રહ્યા હતા. દરેક ટુકડીમાંના બે ત્રણ લાકડાની ટ્રેમાં રાખને લેડકાનાં તાસળાં મૂકી મૂકીને પીરસણિયા તરીકેની ફરજ બજાવતા હતા. તેઓ પોતાની ફરજ પૂરી થયા પછી પોતાને બેસવા, મીરેની જગા ખોળતાં આમ તેમ ફાંફાં મારતા હતા......

અરે...એ જોયો પેલો ઊર્સા હાડકાંનો બેવકૂફ ! એણે પોતે તો કાનમાં જાણે પૂમડાં જ નાખી રાખ્યાં છે, કશું સાંભળતો જ નથી...ને, પેલાના હાથમાંની ટ્રેને ધક્કો મારી ઉછળાવી મૂકી ! ..અર્ધી બોય ખરડી મારી સાલાએ તારા ૫ હાથ છુટ્ટા જ છે તો, જમાવને એને બે થપ્પડ બોચીએ ઝાલીને કર આઘો એને ત્યાંથી ! હાં બરાબર છે, એ જ લાગનો છે એ. ત્યાં વચમાં, આવવા જવાનો રસ્તો રોકીને ઊભા રહેવાની શી જરૂર હતી એને ? બેટમજીને અધવચ્ચેથી કંઈક મારી ખાવું હશે !

સામેના ટેબલ પર પોતાના પીરસેલા ભાણા આગળ બેઠેલો જુવાન, તાંસળામાં ચમચો ખોળતાં પડેલા ક્રોસની નિશાની કરી રહ્યો છે ! અર્થાત્ એ પશ્ચિમ યુક્રેઈનનો વતની હોવો જોઈએ...તે ઉપરાંત અવશ્ય એ આ કૅમ્પનો કોઈ નવોસવો આગંતુક હોવો જોઈએ

રશિયન લોકોની વાત પૂછતા હો તો કહેવું પડશે કે તેઓ તો કયા હાથે ક્રોસની નિશાની કરવી એ જ ભૂલી ગયા છે, બાપડા !

ભોજનગૃહમાં માથા પરની હેટ ઊતારીને બાધી મૂકવાની પણ પરવા કર્યા વિના, કોબીઝનાં પાંદડાં સાથે ઉકાળેલા શાકમાંથી સડેલી માછલી શોધીને તેઓ ખાતા હતા, ને એનાં હાડકાં ને કાંટા ચૂસી ચૂસીને ટેબલ પર નાખ્યે જતા હતા. એ ખાઈને ઊભા થઈ જાય, તે પછી એમની જગાએ આવનારી બીજી ટીમના લોકોમાંથી જ કોઈક હાડકાંના એ ઢગલાને જમીન પર સેરવી દઈ પોતાને બેસવા માટેની જગા સાફ કરી લેતો, ને પેલા હાડકાં લોકોના પગ હેઠળ કચરાઈ, ટીપાઈને ભોજનગૃહની છો પર ખાસ્સો એક થર જમાવી દેતાં. પણ ખાતાં ખાતાં હાડકું નીકળે એને સીધું જમીન પર થૂંકી નાખવું એ શિષ્ટાચાર વિરુદ્ધની વાત ગણાતી.

જમવા બેઠેલાઓની બે કતારો છેક ઓરડાના મધ્યભાગ સુધી દોડી જતી હતી ને એમાંની એક કતારમાં ૧૦૪ નંબરની ટીમનો કુતિકોવ બેઠેલો હતો. કુતિકોવે સુખોવનું ભાણું મગાવી રાખવાની જવાબદારી લીધેલી હતી કુતિકોવનું સ્થાન આ ટીમમાં સૌથી ઊતરતું હતું. સુખોવ કરતાં ક્યાંય નીચું એનું સ્થાન હતું. આમ દેખીતી રીતે, ઉપર ઉપરથી જુઓ તો, ટીમમાં બધા જ સરખા છે એમ દેખાય. બધાની જ પીઠ પર તમને એક સરખી રીતે નંબર ચોડેલા જોવા મળે. દરજ્જો પણ લગભગ સરખો ને છતાં આંતરિક દૃષ્ટિએ જુઓ તો એમનામાં આપોઆપ ચઢતી ઊતરતી અનેક પાયરીઓ પડી ગયેલી હતી. દરેકનો પોતપોતાનો આગવો મોભો હતો.

દાખલા તરીકે, બ્યુનોવ્સ્કી બીજા કોઈ કેદીનું ભાણું પીરસાવી રાખી પોતે એની રાહ જોતો બેસવાનું એ કદી નહિ કરે. ને સુખોવ પણ કોઈએ છાંડી મૂકેલા કામમાં કદી હાથ નહિ નાખે. એનાથી ઊતરતી કક્ષાના કેદી આ ટીમમાં બીજા અનેક હતા.

કુતિકોવે સુખોવને આવતો જોયો, ને 'હાશ !' કરતાકને એક નિશ્વાસ છોડી પોતાની જગા એને ખાલી કરી આપી, ઊઠતાં ઊઠતાં એ બોલ્યો, "સાવ ઠંડી પડી ગઈ. હું તો તારો ભાગ ખાઈ નાખવા જ જતો હતો. મને થયું કે કદાચ તને 'લૉકઅપ'માં પૂરી દીધો હશે."

એટલું કહીને એ ત્યાંથી ખસી ગયો. સુખોવના ભાણાંમાંથી એને કંઈ છાંડેલું બચશે એવી આશા નહોતી

* સુખોવે પોતાના જોડામાં સંતાડી રાખેલો ચમચો કાઢ્યો. આ ચમચો, તો એની સાબદાઈની નિશાની હતી. ઉત્તર પ્રદેશમાં હતો ત્યારનો આ ચમચો એની પાસે ને પાસે રહેલો; એલ્યુમિનિયમના તારમાંથી એણે સ્વહસ્તે એ ચમચો બનાવેલો હતો, ને એના પર 'ઉસ્ત–ઇઝમા ૧૯૪૪' એવા શબ્દો મશીન વડે એમ્બોસ કરેલા હતા.

એ પછી એણે પોતાના ખોડકા માથા પરથી હેટ ઉતારી વેગળી મૂકી,—ગમે તેટલી ટાઢ હોય તો પણ શું થઈ ગયુ — એ હજી માથા પરથી હેટ ઉતાર્યા વિના જમી લેવાની ટેવ પાડી શક્યો ન હતો.

ટાઢા પડી ગયેલા શાકમાં ચમચો નાખી, એણે એને તળે–ઉપર કરી જોયું. એક જ નજરમાં એણે ક્યાસ કાઢી લીધો કે, આજે એમણે કેટલાં કસવાળી વાનગી પોતાને પીરસી છે. એને ખાત્રી થઈ ગઈ કે કસની બાબતમાં તો એ રોજના જેવી જ છે. વળી એણે એ પણ જોઈ લીધું કે, પોતાના તાંસળામાં શાક પીરસતી વખતે પીરસનારનો ચમચો તપેલાને છેક તળિયે નહિ તો ય અધવચ સુધી તો પહોંચ્યો જ હતો. આ છેક ઉપરઉપરથી પીરસાયેલું શાક તો ન હતું જ એ તો ઠીક પણ આ કુતિકોવને ય એક ભારે કુટેવ પડી ગયેલી હતી, ને તે એ કે, તમારું ભાણું સાચવવાનું આવ્યું તો, શાકના તાંસળામાં આંગળાં નાખીને, એમાંથી બટાકો હાથ લાગ્યો તો તે કાઢી લઈ એ અચૂક હડપ કરી જવાનો.

કેદીઓને મન રસાવાળા આ શાકનો સાથી મોટો લાભ કોઈ હોય તો તે એ કે એ ગરમાગરમ ખાવા મળતુ. પણ સુખોવનુ શાક તો સાવ ટાઢું પડી ગયું હતું. પણ તેથી શું થઈ ગયુ? એણે તો હમેશની માફક એક ધ્યાન બની, હળવે હળવે, ચમચા વડે શાકનો સ્વાદ લેવા માંડ્યો. ખાતી વખતે ઘરને આગ લાગી જતી હોય તે...હકીકતે, ઊંઘવા સિવાયનો બીજો કોઈ સમય કેદીઓની આ છાવણીમાં એમને પોતાનો લાગતો હોય તો તે સવારના નાસ્તા વખતે મળતી આ દસ મિનિટનો; બપોરે જમવાનો સમય ઉપરાંત તે પછી મળનારી પાંચેક મિનિટ; ને ત્યારપછી સાંજે વાળુથી પરવાર્યા પછીની પાંચ મિનિટનો સમય.

શાક તો દરરોજ એક સરખું જ બનવાનું. એનાં કસમાં ફરક પાડવાનો, પણ તે કેટલો! તમને એ સિવાય ક્યાં શાકભાજીનો પુરવઠો મળ્યો છે તેના પર એનો આધાર. ગયે વરસે મીઠામાં આથેલાં ગાજર જ મળેલાં. એનો અર્થ એ કે, સપ્ટેમ્બરથી માંડીને જૂન સુધી શાકમાં એક માત્ર ગાજરનું જ મોં તમારે જોવાનું! આ વર્ષે હવે કાળી કોબીજનો વારો હતો. આખા વરસ દરમિયાન એક જૂન મહિનો જ એવો હોય છે કે જ્યારે સૌથી વધુ પોષણ તત્ત્વોવાળો ખોરાક તમને જડવાનો! પણ પછી જેવો જૂન મહિનો વીતશે કે શાકભાજીનું મોં સરખું જોવા મળવાનું નહિ. એનું સ્થાન કુશકી ને થૂલું અથવા પાડવાના તેમાં ય ખરાબમાં ખરાબ દહાડા જુલાઈમાં કાઢવાના. આવે વખતે આ લોકો નર્યાં બોમલાંની ચીરીઓ ઉકાળી ઉકાળીને પીરસતા હોય છે. ને એમાં સૂકલ કાંટા જેવી એ માછલીમાં માંસ કરતાં હાડકાં જ વિશેષ જોવા મળતાં.

*

આજે સવારે સુખોવને નાસ્તામાં જરા કરકસર કરી લેવી પડી. આજે બેરેક પર જઈ પોતાનું બ્રેડનું રાશન લઈ આવવાનો એને સમય જ રહેલો નહિ એટલે અત્યારે એણે બ્રેડ વિના જ શિરામણ પતાવી લીધું. બ્રેડ પાછળથી ખવાશે—એ રીતે ખાવામાં જરા મઝા પણ રહે છે તો.

શાકભાજીનો સુરવો પતાવી લીધા પછી મામાગ (નાન)ની બેડકીનો વારો આવ્યો. એ ય ટાઢી બોળ થઈ ગયેલી હતી. એટલું જ નહિ એ જામીને લચકો થઈ ગઈ હતી. ગરમ ગરમ હોય તે વેળા ખાધી હોય તો એ સાવ ફિક્કી, કશા જ સ્વાદ વિનાની, લાગે. ખાઈને આખું તાસળું ખાલી કરી નાખો તો ય, તમને પેટ ભરાયાનો સંતોષ તો મળે જ નહિ. નર્યું ઘાસ જ જોઈ લ્યો. એનો રંગ જરા પીળો, એને કારણે મકાઈનું ભૈડકું ખાતા હો એવો ભાસ તમને થાય. આ ધાન પકડાવવા પાછળનો એમનો આશય એ જ કે, ચીનીઓને ત્યાંથી આવેલા આ ધાનથી કોળની ગરજ જો સરી જતી હોય તો સારું.

આ ધાનની ખૂબી એ કે, એને પાણીમાં ઉકાળો, એટલે ભૈડકીનો

એક વાડકો એટલે ખારસું એક શેર વજન અંતરે. એમાં તત્ત્વ જુઓ તો કઈ નહિ. ભેડકાને ઠેકાણે પીરસવા ચાલે એ જ એનો સૌથી મોટો ગુણ. ભેડકાનું 'તાંસળું' ખાલી થયું એટલે પોતાનો ચમચો ચાટી લૂછી સાફ કરીને સુખોવે એને પાછો પોતાના જોડામાં ખોસી દીધો. ને માથા પર હેટ ચઢાવી, દવાખાના ભણી જવા ઊપડ્યો

## ૪

આકાશમાં હજી અંધકાર છાયેલો હતો. સર્ચ લાઈટના પ્રકાશના બે બિંબ એ આખા ય પ્રદેશની જાણે સંજવારી કાઢી રહ્યા હતાં. જ્યારે આ કેમ્પ — આ સ્પેશિયલ કેમ્પ યોજવામાં આવ્યો, ત્યારે સલામતી દળો પાસે યુદ્ધ વખતના બચી ગયેલા ઘણા બધા *ફ્લેર્સ બચી ગયા હતા એટલે જ્યારે જ્યારે આ વિસ્તારમાં વીજળિક શક્તિની તૂટ પડતી ત્યારે છૂટે હાથે તેઓ આ 'ફ્લેર્સ'નો ઉપયોગ કરતા; ને ત્યારે, સફેદ, લીલા, ને લાલ પ્રકાશથી આ આખો ય પ્રદેશ ઝબૂકી ઊઠતો — કેમ જાણે, અહીં જ ખરેખરી લડાઈ ન ચાલી રહી હોય! પણ પાછળથી એમણે એનો ઉપયોગ તદ્દન બંધ કરી દીધો. કદાચ પૈસાનો બચાવ કરવા ય એમ કર્યું હોય, દૈવ જાણે.

ઊઠવાનો ઘંટ વાગ્યો તે વખતે જેવું હતું એવું જ અંધારું હજી ય દેખાતું હતું છતાં રોજની ટેવાયેલી આંખો નાની નાની અનેક નિશાનીઓથી કળી જતી કે, ભલે ને અંધારું એવું જ દેખાતું હોય પણ થોડી જ વારમાં કામ પર જવાનો હુકમ થશે.

ફ્રોમોઈ નો આસિસ્ટન્ટ (ફ્રોમોઈ પોતે ભોજનગૃહનો ચાકર હતો, જે આ માણસને પોતાના મદદનીશ તરીકે રાખતો ને એને ખવડાવતો) નવ નંબરની બેરેકવાળાને 'શિરામણ' માટે બોલાવવા જતો હતો. એ નવ નંબરની બેરેક એટલે અપંગ લોકોનું રહેઠાણ...જેઓ આ કેમ્પનો વિસ્તાર છોડી ક્યાંય જઈ શકતા નહિ, સીધો "કલ્ચર એન્ડ એજ્યુકેશન ડિપાર્ટમેન્ટ" (સંસ્કાર ને શિક્ષણનું ખાતું) માંથી અહીં તગેડાઈ આવેલો એક બુઢ્ઢો દાઢીવાળો કળાકાર, જે હાથમાં રંગ ને પીંછી લઈ કેદીઓના ગણવેશ પરના નંબર ઘૂંટી આપવાનું કામ કરતો તે પણ, આ બેરેકમાં રહેતો.

વળી પાછો લાંબા અને ઉતાવળાં ડગલે, કવાયતનું મેદાન ચીરી, કર્મચારીઓના વાસ ભણી જતો તાર્તારને સામેથી આવતો સુખોવે જોયો. મેદાનમાં ભાગ્યે જ કોઈ હરતું ફરતું જોવા મળતું હતું. એનો અર્થ એ કે, કામ પર જવા માટે ભેગાં થવાનો ઘંટ વાગતાં પહેલાં, એમને જે કંઈ થોડીક કીમતી મિનિટો મળી હતી તે દરમિયાન, ક્યાંક ખૂણે ખાંચરે ભરાઈ રહી સૌ કોઈ અંગમાં ગરમાવો લાવવા મથી રહ્યા હતા.

એમ તો સુખોવ ચતુર માણસ હતો. નાહક તાર્તારની આંખે ચઢી એ પોતાનો દિવસ ખરાબ કરવા નહોતો ઇચ્છતો...ગમે તેમ હોય, પણ એક વાત કેદીએ ખાસ યાદ રાખવી પડતી કે કોઈ દહાડો કોઈની નજરે ચોંટે એવા થઈને ફરવું નહિ. ને એમાં ય ખાસ ખ્યાલ તો એ રાખવાનો કે, તમે જ્યારે એકલા હો — તમારી ટીમના લોકોથી છૂટા — ત્યારે તો તમારે કેમ્પગાર્ડની નજર ચૂકવીને જ આમ તેમ ફંટાઈ જવું જોઈએ. કોને ખબર છે એ માણસ કાં તો કોઈ કામ માટે માણસ શોધવા જ ફાંફાં નહિ મારતો હોય? ને તે વિનાય, નર્યો દમામ છાંટવા ય, એ તમને પકડીને નહિ લઈ જાય એની ખાત્રી નહિ.

થોડા વખત પહેલાં જ એમણે બેરેકે બેરેકે જઈ ને વાંચી સંભળાવેલા પેલા કાયદામાં કહ્યું હતું કે 'કોઈ પણ ગાર્ડ સામો મળે તો કેદીએ એનાથી પાંચ ડગલાં દૂર હોય ત્યારથી માથેથી ટોપી ઉતારી પસાર થઈ શકાશે. ને એને પસાર કરી બે ડગલાં આગળ ગયા પછી જ માથા પરની ટોપી પાછી પહેરી શકાશે. કેમ્પમાં કેટલાક ગાર્ડ એવા હતા કે જેઓ આંધળા માણસની માફક સામેથી કોણ આવે છે, કે એણે શું કર્યું, તે જોયા વિના — એવું જોવાની રજમાત્ર પરવા કર્યા વિના — તમારી આગળથી

* આકાશમાં પ્રકાશ ફેંકવા માટે ફોડવામાં આવતા બોમ્બ.

પસાર થઈ જતા. પણ બીજા કેટલાક ગાર્ડ એવાય હતા જેમને માટે આ નવો કાયદો ભગવાને મોકલેલી સોનેરી તક બરાબર હતી. આવા ગાર્ડોએ કંઈ કેટલાય લોકોને માથેથી હેટ ના ઉતારવાને બહાને 'લૉકઅપ'માં નખાવેલા.

ના, ભાઈ ના; એ કરતાં તો ખૂણામાં લપાઈને બે ઘડી ઊભા રહી ગયેલા શું ખોટા!

તાર્તાર ત્યાંથી પસાર થઈ ગયો, તે પછી સુખોવે નક્કી કરી નાખ્યું કે, 'એકવાર દવાખાને તો આંટો મારી આવવો જ છે'. પણ ત્યાં તો એકાએક એને પેલો લાબડો લેટ (લેટવિય) યાદ આવી ગયો. એને થયું, અરે હા, એની પાસેથી બે માપલાં ઘરની ઉગાડેલી તંબાકુ લઈ આવવાની છે. કામે જતાં, પહેલાં એ કામ મારે પતાવી નાખવાનું હતું એ વાત તો હું સાવ ભૂલી જ ગયો' હજી ગઈ કાલે જ એને ઘેરથી પારસલ આવેલું છે — એક દહાડો મોડો પડ્યો તો તમાકુ ફૂરૂર થઈ ગઈ સમજો. ને પછી તો બીજું પારસલ ક્યારે આવે એની રાહ જોતાં આખો મહિનો કાઢી નાખવો પડે. ને લેટની તંબાકુની જાત ય સારી છે — જરા તેજ, ફોરમવાળી ને મજાની ભૂખરા રંગની સુખોવ જરાક મુંઝવણમાં પડી ગયો. એડીઓ ખટકાવતો ઊભો રહી ગયો. અહીંથી પાછો ફરીને 'લેટ'ને ત્યાં જાઉં કે શું કરું? ત્યાં થયું, આ દવાખાનું ય અહીંથી ક્યાં છેટું છે? આ રહ્યું ..ઉતાવળે ઉતાવળે લાંબાં ડગ ભરતો, પોતાના જોડા હંકાળ બરફ કચડતો, એ દવાખાનાને દરવાજે આવી ઊભો.

અંદરની રવેશ હમેશની માફક એટલી ચોકખી આયના જેવી હતી કે, એની છાબડી પર પગ માંડતાં ય એને બીક લાગતી હતી. અંદરની દિવાલો પણ એનેમલના 'સફેદ' રંગે રંગેલી હતી. ઓરડામાંનું ફરનીચર પણ બધું જ સફેદ હતું.

ઓપરેશનને રૂમનાં બારણાં બંધ હતાં. ડૉક્ટરનો મદદનીશ-કોલ્યા દોવુશકીન અત્યારે ફરજ પર હતો. સફેદ પોશાક ને સફેદ ટોપીમાં સજ્જ થઈ એ એક નાનકડા સ્વચ્છ સફેદ ટેબલ આગળ બેઠો હતો. બેઠો બેઠો કંઈક લખતો હતો.

આસપાસમાં બીજું કોઈ દેખાતું ન હતું. જાણે કોઈ મોટા ઉપરી અધિકારીની અદબમાં ટોપી ઉતારતો હોય એમ ટોપી ઉતારી નમન કરતાં સુખોવે પોતાની નજરને ચોમેર દોડવી લીધી...કેમ્પની રીતરસમ મુજબ જ્યાં એ નજરને જવાનું કોઈ કારણ ન હતું ત્યાં પણ બધે એ ફરી વળી. અને એણે જોઈ લીધું કે, કોલ્યા એક સરખા મોતીના દાણા જેવા હસ્તાક્ષરમાં, સરખા અંતરે, દોરેલી લીટીઓ પર કંઈક લખી રહ્યો હતો. કાગળની એક બાજુ, રહેજ હાંસિયો રાખીને મોટા અક્ષરોના મંડાણથી જે લીટી શરૂ થતી તે ગમે ત્યાં અધવચ્ચે પૂરી થતી હતી સુખોવ તરત સમજી ગયો કે, કોલ્યા અત્યારે જે કામ કરે છે તે જરૂર કાનૂન બહારનું જ કંઈક કામ હોવું જોઈએ. ખેર, પણ એ બધું કંઈ એણે જોવાનું ન હતું.

"નિકોલાઈ સેમ્યોનિચ! વાત એમ છે કે...આજે મને કોણ જાણે કેમ...પણ શરીર કંઈ ઠીક લાગતું નથી..." સુખોવે કંઈક ક્ષોભ સાથે ગડગડવા માંડ્યું. ને કેમ જાણે પોતાના અધિકાર બહારની કોઈ વસ્તુ પર પોતે હાથ મારી રહ્યો હોય, એવી લાગણી તે અનુભવી રહ્યો.

કોલ્યા દોવુશકીને એની મોટી મોટી શાંત આંખો ઊંચકી સુખોવના મુખ સામે જોયું. કેદી તરીકેનો એનો નંબર એણે પહેરેલા દવાખાનાના ગણવેશ હેઠળ ઢંકાઈ ગયેલ હતો.

"તું આટલો બધો મોડો કેમ આવ્યો? તારે આગલી રાતે આવીને તારું નામ નોંધાવી દેવું જોઈતું હતું ને! તું તો જાણે જ છે કે સવારના કલાકોમાં ડૉક્ટરો કોઈને તપાસતા નથી હોતા. માંદાઓનું લિસ્ટ તો આગલી સાંજે જ તૈયાર થઈ ગયેલું હોય છે; તે તો ક્યારનું પ્લાનિંગ ડિપાર્ટમેન્ટમાં પહોંચી ગયું."

સુખોવને આ બધી વાતની ખબર હતી એને એ પણ ખબર હતી કે માંદાનો ખાટલો મળવો એ કંઈ એવી સુગમ વસ્તુ નહોતી.

છતાં એણે દલીલ કરી : " પણ આખરે થાય શું, કોલ્યા... તું જ જોને કે, જે સાંજે મારે તારી પાસે આવી જવું જોઇતું હતું ત્યારે તો, મારા શરીરમાં ક્યાંય કળતરનું નામ ન મળે ! "

" તો...અત્યારે જ શરીરમાં કળતર થવા માંડ્યું... કસમયે ? "

" એમ તો, જો એનો વિચારક રવાનું જ માંડીવાળું તો કશું જ દુખતું નથી. પણ કોણ જાણે કેમ, આજે મને ખૂબ મોઢું મોઢું જ લાગ્યા કરે છે. "

કેટલાક લોકોનાં મન તો દવાખાનામાં ખાટલાની આસપાસ જ ભમ્યા કરતાં હોય છે, પણ સુખોવ એમાંનો માણસ ન હતો. વ્હોવુરકીન પણ એ રીતે સુખોવને બરાબર ઓળખતો પણ...વાત એમ હતી કે, સવારના પહોરમાં માંદાઓના હિસાબે દવાખાનામાં રહેવાની રજા તે માત્ર બે જ માણસને આપી શકે, એવો નિયમ હતો. આજે જ સવારે, સુખોવ આવ્યો તે પહેલાં, બે જણને તો એણે દવાખાનામાં ભરતી કરી લીધા હતા. એના ટેબલ પરના કાચ હેઠળ પડેલા કાગળિયામાં બ નેનાં નામ પણ લખાઈ ગયેલાં હતાં. લીલી શાહીમા લખેલા એ બે નામ તળે લીટી પણ દોરાઈ ગઈ હતી.

એણે સુખોવને કહ્યું, " એ તો સમજ્યા, પણ આ બાબત તારે કંઈક વહેલો વિચાર કરવો જોઈતો હતો. તારો વિચાર શું છે ? હાજરી પુરાવવાના સમયે તું દવાખાને નામ નોંધાવવા આવે, તે કેવું દેખાય ? વારુ આમ આવ, ચાલ, આ મૂકી જો જોઉં ! " ને એણે બાજુમાં પડેલી એક બરણીમાંથી થર્મોમિટર કાઢી, ગોઝના કટકા વડે લૂછી, સુખોવને બગલમાં મૂકી જોવા માટે આપ્યું.

સુખોવ દિવાલ પાસે ગોઠવેલા બાંકડા પર છેક છેવાડો એવી રીતે બેઠો કે બાંકડો ઊથલી પડતો રહી ગયો. ત્યાંના વાતાવરણમાં સુખોવને એવું અડવું અડવું લાગતું હતું કેમ જાણે ખોટું બહાનું કાઢી હેપોઈ બાજની જગાએ પેસી ગયો હોય !

વ્હોવુરકીને તો લખ્યાં જ કર્યું.

કેમ્પના એક તદ્દન ઓતાડા નિર્જન ખૂણે દવાખાનાની આ જગા આવેલી હતી કેમ્પના કોઈપણ જાતના અવાજો અહીં પહોંચતા ન હતા ઘડિયાળો કે કોઈ ઘડિયાળોની ટિકટિક પણ અહીં સાંભળવા મળતી ન હતી અહીના સત્તાવાળાઓ પોતે જ ક્યારે શું કરવું, એની પૂરેપૂરી ખબર રાખતા હતા. અરે, ઉંદરડાની ખખડખખડ પણ અહીં તો સમૂળગી થંભી ગઈ હતી. કારણ હોસ્પિટલવાળાઓએ એક બિલાડી રાખીને એમનું નખ્ખોદ કાઢી નાખ્યું હતું.

દર્પણ જેવા ચોકખા ઓરડામાં, ટાંકણી પડે તો ય સંભળાય એવી શાંતિમાં, ઝગઝગાં તેજ વેરતા વીજળીના દીવાની હેઠળ પાંચ મિનિટ લગી કશું જ કર્યા વિના, એમ ને એમ બેઠા રહેવું એ સુખોવને માટે એક વિચિત્ર જ અનુભવ હતો. એણે ઓરડાની દિવાલો પર ચોમેર દૃષ્ટિ ફેરવી. દિવાલો સાવ બોડી ને ખાલીખમ લાગી. તે પછી એણે પોતાના જેકેટ પર છાતીએ ટાંકેલા નંબર ભણી નજર કરી; તે એને લાગ્યું કે પોતાનો નંબર સાવ ભૂંસાઈ ગયા જેવો થઈ ગયો હતો એને થયું કે મારે એના પર ફરીવાર પીંછી ફેરવાવી લેવી પડશે. એણે પોતાના નવરા પડેલા હાથને પોતાની હડપચી પર ફેરવી જોઈ લીધું કે હજામત કંઈક વહેલી વધી ગઈ ..દસ દહાડા જ તો થાય છે હજી એ, પણ એનો તો કંઈ સવાલ નથી આ ત્રણ દહાડા પછી હવે નાહવાનો વારો આવ્યો જ જાણોને. તે દહાડે હજામત અને નહાવાનું બધું ભેગું જ પતાવી દેવાશે. નકામા હજામતના થાનકે જઈ કલાકો લગી કતારમાં ઊભા રહેવાનો અર્થ જ શો ? અહીં રૂપાળા થઈને ફરવાનું છે કોની આગળ ?

વ્હોવુરકીનની બરફ જેવી સફેદ ટોપી તરફ જોતાં એને લોવાત નદીને કાંઠે આવેલી એક હોસ્પિટલ યાદ આવી ગઈ. જડબું છુંદાઈ ગયેલી હાલતમાં એ લોકો એને એ હોસ્પિટલમાં લઈ ગયેલા. ને એને થયું, એ વખતે હું ય કેવો ગુરખુ કે પાંચ દિવસ પથારીમાં પડી રહેવા

મજાત તે ચૂકીને, દોઢ ડાહ્યા થઈને મેં મોરચે જવા સ્વયંસેવક તરીકે નામ નોંધાવી દીધેલું !

આજે હવે એને સખત માંદા પડીને બે ત્રણ અઠવાડિયાં પથારી-માં પડી રહેવાનાં સ્વપ્નાં આવ્યાં કરે છે! અલબત્ત, માંદગી સખત તો હોવી જ જોઈએ કે જેથી બે ત્રણ અઠવાડિયાં લગી હૉસ્પિટલની પથારી-માંથી ચસવાની જ મનાઈ હોય. પણ તે એવી સખત નહિ કે દાક્તરને ઑપરેશન કરવાની ફરજ પડે. એટલા દહાડા પથારીમાં સુવડાવી રાખતા હોય તો ભલે ને દવાખાનાવાળાના પાણીપાતળા શાકભાજીના સેરવા વિના બીજું કંઈ જ ખાવા ન મળવાનું હોય તો એને કશો જ વાંધો ન હતો.

પણ ત્યાં તો એને યાદ આવ્યું કે હવે તો કૅમ્પની ઇન્ફર્મરી (પાંજરાપોળ) માં પણ કોઈને પથારીમાં પડી રહેવા મળતું નથી, તો પછી બીજાંની તો વાત જ ક્યાં રહી! ને એમાંય હમણાં હમણાં નવો ભરતી થઈને આવેલો દાક્તર સ્ટેપન ઓગોરિયો તો એવો ડાળા ને ઘોઘરાળો છે કે ન પૂછો વાત. નથી એ પોતે જંપતો કે નથી એના દર્દીઓને જંપવા દેતો. એણે તો ઇન્ફર્મરીની આજુબાજુ એવાં એવાં કામ કરી દીધાં હતાં કે પગ પર ઊભા રહી શકે એવા તમામ દર્દીઓને એ કામમાં પરોવી દેતો. કોઈની પાસે બગીચાની વાડ કરાવતો તો કોઈની પાસે એમાં પગદંડીઓ નંખાવતો તો કોઈની પાસે ખાડા ખોદાવી, ફૂલની ક્યારીઓ માટે નવી માટી પુરાવતો. ને શિયાળામાં હિમની વર્ષાથી બચવા માટેના વાછટિયાને આડો ઊભો કરાવતો. ને જો કોઈ ફરિયાદ કરે તો કહેતો કે ભલે ગમે તેવો રોગ હોય, એને કાઢવા માટે સૌથી અકસીર દવા કામ સિવાય બીજી એકેય નથી.

પણ એમ તો ઘોડા પાસે તમે મરણતોલ કામ કરાવી શકો છો. એટલે શું થઈ ગયું ? એક દાક્તર થઈને શું એણે એટલી વાત ન સમજવી જોઈએ ? એને ય જો, અત્યારે અમારો જેમ મોટા મોટા વજન-દાર પથરા ચઢાવીને ચણતરનું કામ કરતાં લોહીનો પસીનો પાડવાનો હોત તો તે કેટલા વીસે સો થાય છે, એની એને બરાબર ગમ પડી ગઈ હોત – એટલી વાત ચોક્કસ.

વ્હોલુસ્કીને તો નીચું ઘાલીને લખ્યા જ કર્યું. અલબત્ત, એ ફંફંક કામ કરતો હતો એ વાત સાચી, પણ એ કૅમ્પના કાનૂન બહારનું હતું ...આગલી સાંજે જ પૂરા કરેલા પોતાના એક નવા લાંબા કાવ્યની એ નકલ કરી રહ્યો હતો. બધા રોગો પર શ્રમચિકિત્સાનો પ્રયોગ કરનારા દાક્તર સ્ટેપન ઓગોરિયોને આજે એ કાવ્ય વાંચી સંભળાવવાનું એણે વચન આપેલું હતું.

આવા કૅમ્પોમાં જ બની શકે એવી બીના આ હતી. સ્ટેપન ઓગોરિયોએ વ્હોલુસ્કીનને સલાહ આપી હતી કે, તારે તબીબી મદદનીશ તરીકે જ પોતાની ઓળખાણ આપવી. ને આ રીતે એને પોતાના મદદ-નીશ તરીકે રખાવી લઈ, એણે એને બિચારા ભલાભોળા અજ્ઞાન કેદીઓનાં ભોગે ઇન્ટ્રાવેનસ ઇન્જેક્શન્સ આપતાં શીખવાડી દીધું હતું. એ કેદીઓને બિચારાને શી ખબર પડવાની હતી કે, વ્હોલુસ્કીન પાસે તબીબી મદદનીશ તરીકેની આવડત જેવું કશું હતું જ નહિ. વ્હોલુસ્કીન એની ધરપકડ પહેલાં 'સાહિત્ય' નો વિષય લઈ બીજા વર્ષના વિદ્યાર્થી તરીકે યુનિવર્સિટીમાં અભ્યાસ કરતો હતો. એક મુક્ત- સ્વતંત્ર નાગરિક તરીકે જીવતો હતો ત્યારે તે જે લખી શકતો ન હતો, તે લખવા માટે દાક્તરે અહીં જેલમાં આવ્યા પછી એને સગવડ કરી આપી હતી !

હાજરીના સમયની સૂચના આપતો ઘંટ – અહીં બેવડા કાચની બરફ વડે સીડાઈ ગયેલી બારીઓમાં થઈ, એનો આવાજ ભાગ્યે જ કોઈના કાન લગી પહોંચતો હતો. સુખોવ એક લાંબો નિઃશ્વાસ નાખીને ઊભો થયો. હજી એના દેહને તાવનું કળતર દમી રહ્યું હતું. છતાં એને ખાત્રી થઈ ગઈ કે આજે કામ કોઈ રીતે એનો કેડો મૂકે, એમ નથી.

વ્હોલુસ્કીને હાથ લાંબો કરી સુખોવ પાસેથી તાવ માપવા આપેલું થર્મોમિટર માગ્યું.

"હું... આ તો આમાંય નહિ કે તેમાંય નહિ, એવું બતાવે છેઃ ...સાડત્રીસ ને બે, પોઇંટ! એ જો આડત્રીસ સુધી પહોંચ્યો હોત તો તો અમે તેને આંખે દેખાય એવી ચોકખી વાત મનાત. પણ આ સ્થિતિમાં તો હું તને મુક્તિ આપી શકું તેમ નથી. પછી તો જો તું તારા પોતાના હિસાબે ને જોખમે અહીં રહી જવા માગતો હોય તો ભલે, મને કંઈ વાંધો નથી. ડાક્તર આવીને તને તપાસશે, ને એને લાગશે કે તું બીમાર જ છે, તો વળી રાખીય લે. ને એને જો એમ લાગ્યું કે તને કંઈ નથી થયું, તો એ તને અહીં ઊભો ય નહિ રાખે. સીધો લૉક-અપમાં જ મોકલી આપશે એના કરતાં, હું તો તને એમ જ કહું કે, ભલો થઈને સીધો કામ પર જ ચઢી જા ને?"

સુખોવ કશું જ બોલ્યો નહિ, એણે ડોકું સુદ્ધાં હલાવ્યું નહિ. પોતાની હેટને આંખો સુધી ખેંચી લઈ એણે ત્યાંથી ચાલતી પકડી.

## ૫

જે માણસ હૂંફની સોડમાં ભરાઈને બેઠેલા છે, એ ટાઢે મરતા માણસની પીડ શું જાણે!

બહાર તો દઝીલી ટાઢનું રાજ હતું ધુમ્મસનું ધૂંધળુ આવરણ સુખોવના દેહની આસપાસ લપેટાઈ ગયું ને દર્દભરી ખાંસી ખાંસતો એ ડગલાં માંડી રહ્યો. ને બહારના વાતાવરણમાં રહેલી ૨૭° ડિગ્રી ને સુખોવના શરીરની ૩૭° ડિગ્રી ગરમી વચ્ચે અદ્રશ્ય બથ્થા ચાલી રહી હતી.

એ લાંબી ફાળે હડી કાઢતે હવે પોતાની બેરેકવાળા ભૂ પડે પહોંચ્યો. હાજરીનું મેદાન સાવ નિર્જન હતું કેમ્પ જાણે ખાલીખમ લાગતો હતો કેદીઓને મન વિસામાની આ થોડીક ઘડીઓ એવી હતી કે જ્યારે મનમાં સૌ કોઈ જાણતું કે, આજે ય કેમ્પમાં બધું જ કામકાજ રાબેતા મુજબ ચાલવાનું છે. છતાં જાણે સૌ મનને એમ જ મનાવી રહ્યાં હતાં કે આજે કામકાજ અર્થી કૂચ કરવાની નથી.

સત્રીઓ પણ એમના હૂંફાળા કવાર્ટરોમાં ભરાઈ બેઠા હતા... એમના ગીંબના હાથ રાયફલોના ટેકે વિરામ લઈ રહ્યા હતા. એ બાપડાઓને માટે ય અહીંની ચાકરી એ કંઈ ઓછી જ છે? આવી ઠાર જેવી ટાઢમાં દિવસ ને રાત થાણાના મિનારાઓમાં પ્રેખવાનું મુખ્ય દરવાજા પરના સત્રીઓએ પોતાની તાપણાની સગડીમાં કોલસા ઉમેર્યા કેમ્પગાર્ડોએ બેરેકોની જડતી લેવા જતાં પહેલાં પોતાની છેલ્લી સિગારેટના દમ ભરી લીધા. કેદીઓએ પોતાના બધાં ચીંથરાં અંગ પર સજી લઈ કમ્મર ફરતી દોરી વીંટાળી લીધી ને આંખ તેમજ દાઢથી સુધીનું મોં લુગડાના કકડા વડે ઢાંકી લીધુ. ને આમ ટાઢથી બચવાની જોગવાઈ કરી લીધા પછી પથરખા સોતા જ તેઓ પોતપોતાના ખાંકડા પર પડ્યા પડ્યા આંખો મીંચી આરામ લઈ રહ્યા હતા. 'બધા બહાર નીકળો, જોઉં!' કહેતો ટીમ લીડર હમણાં બરાડો પાડશે...એવી ધાસ્તી એમના દૈયામાં ધબકારા લઈ રહી હતી.

૧૦૪ નંબરની ટુકડી પણ સાત નંબરના ઝૂંપડામાં બધાની માફક ઊંઘે ચડી હતી. બે જ જણ એમાં અપવાદ હતા – એક તો ડેપ્યુટી લીડર પાવલોવ, જે પેન્સિલ વડે કશાક પર કંઈક આંકડા ટપકાવતો, હોઠ ફફડાવી રહ્યો હતો અને બીજો તે એલ્યોશાઃ સુખોવનો સુઘડ ને વ્યવસ્થિત શાખ પડોશી, જે પોતાની એક નોટબુકમાંથી વાંચી રહ્યો હતો. આ નોટબુકમાં એણે લગભગ અરધ ઉપરાંત 'ન્યુ ટેસ્ટામેન્ટ' (ધર્મપુસ્તક) ઉતારી લીધું હતું.

સુખોવ જરા ય અવાજ કર્યા વિના, દોટ મૂકતોકને પહોંચ્યો સીધો પાવલોવના ખાંકડા આગળ.

"તો એ લોકોએ તને લૉકઅપમાં નથી નાખ્યો, એમને? ચાલ સારું જ થયું. તને ખાસ કંઈ તકલીફ તો નથી થઈ ને?" એણે જેલમાં પણ યુક્રેનિયન લઢણથી સુખોવનું નામ ને એની અટકનો ગોળ ગોળ ઉચ્ચાર કરતાં સવાલ કર્યો.

ને સુખોવનું એનું રેશન એણે એને હાથમાં પકડાવી દીધું. એના ભાગની ચમચા ભર ખાંડના પાસાદાર દાણાની ઢગલી પણ બ્રેડના એ ટુકડા પર જ કરી રાખેલી હતી. સુખોવને જો કે આવારે મોડું થતું હતું, તો પણ પાવલોવના બધા સવાલોના જવાબ આપતાં એણે જરાય અધિરાઈ બતાવી નહિ. (કારણ ડેપ્યુટી ટીમ લીડર એ એમનો એક ઉપરી અધિકારી જ ગણાય...ને કેદીને તો રોજ સીધા એના જ હાથ નીચે કામ કરવાનું હોવાથી, એનું સ્થાન એમના જીવનમાં કેમ્પ કમાન્ડન્ટ કરતાં ય વિશેષ મહત્વનું બની જતું.)

પોતે ઉતાવળમાં હતો છતાં, બ્રેડના ટુકડા પરની ઢગલીમાંથી જીભને લબકારે ખાંડ ચાટી લેવાનું સુખોવ ન ચૂક્યો. ખાંડના ગળપણને ચગળતો સુખોવ કઠેરા પર હાથ ટેકવીને પોતાના બાંકડા પર ચૂક્યો; ને પોતાના હાથ વડે બ્રેડના રાશનને તોળી જોવા લાગ્યો. કાયદા મુજબ પૂરેપૂરી પંચાવન ગ્રામ રોટી મને મળવી જોઈએ, તે આજે આપણે આપી છે કે નહિ? જેલોમાં ને છાવણીઓમાં, આવાં તો હજારો રેશન આજ લગીમાં એ લઈ ચૂક્યો હતો. .એ દરમિયાન કાંટાને જોખીને પોતાને મળતા એ રેશનનું માપ કાઢી જોવાની તક તો જો કે એને કદી ય મળી ન હોતી. ને આમે ય સ્વભાવે ગરીબ હોવાને કારણે, પોતાને અન્યાય થયો હોય તો પણ, પોતાના અધિકાર માટે મક્કમપણે ઝૂઝવાનો રસ્તો તો એ જાણતો નહોતો. દરેક કેદી પોતાના જાત અનુભવથી એક વાત સમજી ચૂક્યો હતો કે, આપણે માટે બ્રેડના જે ટુકડા પાડવામાં આવે છે એમાં પ્રામાણિકપણે કાયદા મુજબનું વજન ગીનરે જ એવો ખ્યાલ કદી રાખવામાં નથી આવતો. એક પણ કેદી એના દિવસનું પૂરું રેશન કદી મેળવતો જ નથી હોતો, છતાં રોજ ને રોજ એનું મન સવાલ ઉઠાવતું તે તે માત્ર એટલો જ કે પોતાના રેશનમાં આજે જે કાપ પડ્યો છે, તેનું પ્રમાણ કેટલું છે! એટલે દરરોજ રોટીના તમારા ટુકડા પર નજર ફેરવી લઈ, તમારે મન મનાવવાનું કે, કદાચ આજે તો એમણે આમાં કશો કાપ નહિ જ મૂક્યો હોય.

પણ આજે ય રેશનના બે ભાગ કરતાં એણે જોઈ લીધું કે પોતાના રેશનમાં વીસેક ગ્રામનો કાપ તો પડી જ ચૂકેલો છે. એક ટુકડો એણે પોતાની છાતી સરસા સ્વચ્છ મજવામાં સેરવી દીધો. જો કે કેદીઓ માટે ફેક્ટરીમાં જે જેકેટ તૈયાર કરવામાં આવતાં એ તો ગજવા વિનાનાં જ હતાં પરંતુ સુખોવે પોતાના રેશનની સાચવણી માટે જેકેટના અંદરના ભાગમાં જાતે જ આ ગજવું સીવી લીધું હતું. ને બાકીનો, નાસ્તા વખતે જે ખાવામાં વપરાતો હિસ્સો ત્યાં ઊભા ઊભા જ ખાઈ નાખવાનું નક્કી કર્યું.. પણ ઊભાં ઊભાં જેમ તેમ ગળે ઉતારી દીધેલો ખોરાક, ખોરાકની ગરજ સારતો નથી, એ નકામો જ જાય છે. એથી ભૂખનો અગ્નિ તૃપ્ત થવાનો કોઈ સંતોષ તમને મળતો નથી. એને થયું, લાવને એ કરતાં એ ટુકડો મારા, 'લોકર'માં મૂકી રાખું. પણ ત્યાં તો એને યાદ આવ્યું કે એમ કરવામાં ય કંઈ સલામતી નથી...થોડા દિવસ પહેલાં જ બૅરેકના ઓર્ડરલીને આવી વસ્તુઓ તફડાવવા બદલ કેદીઓએ મારેલો. આ ઝૂંપડાં તે કંઈ નાનીસૂની જગા છે! જાહેર ચોક જ ગણો ને!

એટલે રોટલાનો ટુકડો હાથમાં જ રાખીને, પોતાના પગને દબાવી રહીને વેલિંકીમાંથી બહાર કાઢી લઈ એ પોતાના બાંક પર ચડી ગયો. પોતાની ગોદડીમાંના બાકોરામાં આંગળાં નાખી, લાકડાનો વ્હેર સ્હેજ આઘો પાછો કરી, પોતાના રેશનનું બીજું અડધિયું એણે એમાં સંતાડી દીધું. તે પછી માથા પરની હેટમાં આંગળાં ફેરવી એમાંથી સોય દોરો કાઢી પેલા બાકોરાને બરાબર ટાંકા મારી લીધા. (એક વખત સુખોવની જડતી લેવા બધું ફેંદતા જતાં ચોકીદારને આંગળામાં સોય એવી તો ભોંકાઈ ગયેલી કે, એણે ગુસ્સામાં ને ગુસ્સામાં સુખોવની ખોપરી તોડી નાખે એવો માર મારેલો.) સ્ટીચ્ સ્ટીચ્ સ્ટીચ્...ને રાશનનું અડધિયું એમાં ગડપ થઈ ગયું. આ દરમિયાનમાં પેલી ખાંડના કણ પણ એના મોંમાં ઓગળી ગયા હતા. ગમે તે પળે બારણામાં રેસ્ટર - માર્ક (કામની સોંપણી કરવાની જવાબદારી સંભાળનાર) ની બૂમ સંભળાય એમ હતી.

સુખોવની આંગળાં ઝડપભેર પોતાનું કામ પતાવી રહ્યાં હતાં. પણ એનું મગજ તો એથી ય વધુ ઝડપે પોતાના બીજા પગલાની યોજના ઘડી રહ્યું હતું.

'એલ્યોશા ધી એપ્ટીસ્ટ' ધીમા સાદે પોતાના ધર્મપુસ્તકનું વાંચન કરી રહ્યો હતો... (ને તે કહાંચ, ખાસ તો સુખોવ માટે જ. પોતાના ધર્મના ચેલા મૂંડવાની આ લોકોને ભારે ધગશ હોય છે.)

"... તારે દુઃખ સહન કરવું પડે તો ભલે. પણ તે કોઈનું ખૂન કરવાના કારણસર, ચોરી યા ઠગાઈ કરવાના કારણસર, યા તો કોઈ પારકાનો અધિકાર ખથાવી પાડવા બદલ, ન હોવું જોઈએ. ખ્રિસ્તી હોવાના કારણે જ, જો કોઈને દુઃખ સહન કરવું પડે તો, તેમાં હિણપત અનુભવવાનું કારણ નથી. એનું નામ તો પ્રભુના ચરણોમાં આદર ને ગૌરવનું સ્થાન જ પામશે."

એલ્યોશા બહુ ચમત્ક છોકરો હતો એણે ઝૂંપડાની ભીંતમાં એક એવું બાકોરું બનાવી રાખ્યું હતું કે કોઈની નજરે જ ન ચઢે ને એ બાકોરામાં એ પોતાનું ધર્મપુસ્તક સંતાડી રાખતો. કઈ કેટલી ય જડતીઓ વટાવીને એની આ ચોપડી સૌની આંખ ચૂકવી ને હજી આજ સુધી સલામત રહી ગઈ હતી.

એ જ ઝડપથી સુખોવે આડા મોભ પર પોતાનો કોટ ટીંગાડી દીધો ને પોતાની ગોદડી હેઠળથી જોઈતી ચીજો કાઢવા માંડીઃ એક જોડ હાથમોજાં એક લાંબી દોરી ને લુગડાનો એક કકડો. આ બધું કાઢી લીધા પછી (કોક કોક જગાએ વ્હેર ભેગો થઈ જવાને કારણે સખત ગાંઠા પડી ગયા જેવું થઈ ગયું હતું.) ને તે પછી એના પર પોતાનો કામળો પાથરી દઈ, ચારે કોરથી એના છેડા ગોદડી હેઠળ દબાવી દીધા. ઓશીકું બરાબર ગોઠવી દીધું. ને તે પછી ઉઘાડા પગે જ હેઠો કૂદી પડી, પગને પેલાં લીરાં વડે લપેટવા માંડ્યાં. પહેલાં સારાં સારાં લૂગડાં લપેટ્યાં, તે પછી છેક ઉપર ફાટેલાં ચીંથરાં વીંટાળી દીધાં.

"બરાબર એ જ પળે ટ્યુરિને ઊભા થઈ ને બરાડો પાડ્યોઃ "ઉઠવાનું પૂરું થયું. એકસો ને ચાર! હવે બહાર પડો જોઉં..."

ને તરત આખી, ટુકડીના માણસો – ઝોકાં ખાતા ઘોરતા'તા એ બધા – એકદમ ઊભા થઈ ગયા, ને આળસ મરડી, બગાસાં ખાતા સૌ બારણા ભણી દોડ્યા. ટ્યુરિનને, અહીં આવ્યે, નહિ નહિ તો યે, ઓગણીસ વરસ તો થયાં જ હશે, પણ એમાં એક દહાડો એવો નહોતો કે જ્યારે એણે પોતાની ટુકડીના માણસને હાજરી ભરવાના સમય કરતાં એક મિનિટ ય વહેલા ઊભા કર્યા હોય. તે એના મોઢામાંથી શબ્દ બહાર પડ્યો કે, 'ઊઠો બહાર નીકળો' એનો અર્થ એટલો જ કે, 'હવે તો તમે ઊભા થઈ જાઓ, એ જ વધારે સારું છે.'"

ભારે પગલે ને ભીડેલા હોઠે, ઊભા થઈ થઈ ને બધાએ એક બહારની ઓસરીમાં ભેગા થવા માંડ્યું, ને ત્યાંથી બહાર નીકળી ચોકમાં વેરાવા માંડ્યું કે વીસમી ટુકડીના લીડરે ટ્યુરિનને પગલે ચાલી પોતાની ટુકડીના માણસોને સાદ કર્યોઃ 'ઊઠો બહાર પડો.' સુખોવે જેવડા લીરાએ વીંટાળેલા પગ, પોતાના વેલિંકી (જોડા) માં નાખ્યા, ગોદડિયા જેકેટ પર પોતાનો કોટ ચઢાવી લીધો, ને પોતાની કમ્મરને એક દોરી વડે સખત બાંધી લીધી: (કમરપટા તો કેદીઓ પાસેથી લઈ લેવામાં આવ્યા હતા. આવી 'ખાસ' છાવણીઓમાં કેદીને ચામડાના પટા રાખવા દેવામાં આવતા જ નહિ.)

આમ બરાબર સજ્જ થઈ સુખોવે દોડતોક પોતાના સાથીઓ ભેગો થઈ ગયો. હજી તો બારણામાં થઈ ઓસરીમાં બહાર પડનારાઓની નંબરવાળી પીઠો એકની પાછળ એક સરતી દેખાતી હતી. એ બધા કંઈક હૃષ્ટપુષ્ટ દેખાતા હતા, કારણ પોતાની પાસે હતાં એટલાં બધાં લૂગડાં એમણે પોતાના શરીર પર ચઢાવી લીધાં હતાં. એક બીજાને વટાવી આગળ થઈ જવાની રજમાત્ર કોશીશ કર્યા વિના, એકધારી ગતિએ, તીરછી રેખામાં સૌ એક એકની કતારમાં ચાલતા હાજરીનાં

મેદાનમાં કવાયત રહ્યા હતા. એમનાં ભારે પગલાં હેઠળ કચડાતા બરફના અવાજ સિવાય બીજો કોઈ અવાજ અત્યારે સંભળાતો ન હતો. હજી બધે અંધારું છવાયેલું હતું. કેવળ ઝગમગતા આકાશમાં લીલી છાંયવાળા પ્રકાશની આભા છંટકાઈ રહી હતી. ઊગતા સૂર્યની દિશામાંથી હળવો છતાં વીંધી નાખતો વાયરો એમને ભેટવા માટે સામેથી ધસ્યો આવતો હતો.

હાજરીના આ સમય જેવી આકરી ઘડી બીજી એકેય નહિ હોય...બધે ઘોર અંધારું હોય, ટાઢ પણ એટલી જ વાતી હોય, ભૂખ્યાં પેટે તમારે આખો દિવસ મજૂરી કરવા બહાર પડવું પડતું હોય, ત્યારે જીભ તો જાણે તમારી ખોવાઈ જ ગઈ હોય મોં ઉઘાડીને કોઈની સાથે વાત કરવાની જે ઇચ્છા ન થાય.

એક જુનિયર ગાર્ડ કવાયતના મેદાનમાં આમથી તેમ દોટાદોટ કરી રહ્યો હતો. એણે કહ્યુંઃ

"ત્યુરિન! અમારે ક્યાં લગી તમારી ગહ જોયા કરવાની છે? વળી પાછા મોડું કરવા માંડ્યા તમે તો!"

સુખોવ હોત તો કદાચ ગાર્ડના આ શબ્દોથી ડરી ગયો હોત. પણ ત્યુરિન? એની તો વાત જ જુદી હતી. એણે તો, આ ટકીમાં, એને જવાબ દેવા હોઠ ફફડાવવાની ય જરૂર ન જોઈ બસ મૂગો ને મૂગો, આગળ ડગલાં ભર્યે ગયો.

ને આખી ટીમ, એની પાછળ પાછળ બરફ કચડતી ચાલતી રહી. ચરૂત ચરૂત, રકચીક, રકચીક......

જરૂર, ત્યુરિન એને એકાદ કિલોગ્રામ જેટલી સુવરની ચરબી ચઢાવી આવ્યો હોવો જોઈએ. કારણ ટુકડી 'એકસો ને ચાર' પાછી આજે પોતાની અસલ જગાએ જ આવી ઊભી હતી. અડોશ-પડોશની ટીમ પરથી આ વાત ચોક્ખી સમજાઈ ગઈ. એનો અર્થ એજ કે, 'એકસો ને ચાર'ની બદલીમાં કોઈ એકાદી રાંક ને બુધ્ધુ ટીમને 'સોશ્યાલિસ્ટ વે ઑફ લાઈફ' ("સમાજવાદી જીવન પ્રણાલી સેટલમેન્ટ" ઉપર ધકેલી દેવામાં આવી હશે.

ઓહ! આજના જેવો દહાડો! ને એ સેટલમેન્ટ પર કોઈની ય પાસે કામ કરાવવું. એટલે નરી ક્રૂરતા જ ગણાય. ૨૭ ડીગ્રી જેટલી ટાઢ! ફિસવાતો વાયરો. ને મળે ક્યાંય છાપરાનું રક્ષણ કે તાપણાનું નામનિશાન?

હા, પણ એ આફતમાંથી પોતાની ટીમને બચાવી લેવી હોય તો ટીમલીડરે પાસે સુવરની ચરબીનું ઘણું બધું ધન તો જોઈએ જ... થોડુંક પ્લાનિંગ ડિપાર્ટમેન્ટવાળાને ધરાવવું પડે તો થોડુંક વળી પોતાના જઠરની અગ્નિનું તર્પણ કરવા જોઈએ ને? જો કે ત્યુરિનને ઘેરથી કોઈ પારસલ આવતા કરતાં નહિ. તો ય એને કદી ચરબીની ખોટ પડતી નહિ. ટીમમા ભલેને ગમે તેને નામે પારસલ આવ્યું હોય, એ-ત્યુરિનને માટે ભેટ લઈ એની પાસે પહોંચ્યો જ હોય!

એવું ન હોત તો, બચવાની આશા જ ન હતી.

કામની સોંપણી કરનારા વડા ગાર્ડે લાકડાના એક નાનકડા પાટિયા પર નજર નાખી.

"તારે ત્યાંથી એક જણો માંદગીની રજા પર છે ને, ત્યુરિન! તે સિવાયના ત્રેવીસે ય જણા હાજર છે અહીં?"

"હા મેંનાસેવ હાજર." ત્યુરિને ડોક હલાવી હકાર ભણ્યો.

ગેરહાજર કયો છે? અરે હા પાન્તેલેયેવ દેખાતો નથી. પણ એ તો એવો ક્યાં માંદો નહોતો? ગુસપુસ વાત પસરી ગઈ. પેલો પાન્તેલેયેવ કૂતરીના પેટનો! પાછો હમણાં હમણાંનો પાછળ રહી જવા લાગ્યો છે, જરૂર એ કોઈની ચાડી ચુગલી કરવાનો.

છાવણીમાં બધું શાંત થઈ ગયા પછી પેલા લોકો એને પોતાને ત્યાં બોલાવી લેશે ને પછી પ્યારસા બે ત્રણ કલાક લગી એમની વાતો ચાલ્યા કરશે. કોણ એમને જોવાનું હતું કે કોણ એમની વાતો સાંભળવાનું હતું? ને પછી પોતાને જોઈએ તે પ્રમાણે દવાખાનાવાળાઓ પાસે બધું નક્કી કરાવી લેશે.

કવાયતનું આખું મેદાન ભેગા થયેલા કેદીઓના કોટથી કાળું બની ગયું હતું, ને એક પછી એક ટીમ પોતાની જડતી લેવરાવવા માટે આગળ વધી રહી હતી. સુખોવને સાંભરી આવ્યું કે પોતાનો જૅકેટ પરનો નંબર પણ ભુંસાઈ જવા આવ્યો હતો. એટલે કોણીના ગોદે રસ્તો કરતો એ ટોળામાંથી એક બાજુએ નીકળી આવ્યો. બે ત્રણ કેદીઓ ચિતારાની બાજુમાં ઊભા ઊભા પોતાનો વારો આવે એની રાહ જોઈ રહ્યા હતા. એ પણ એમના ટોળામાં જઈને ઊભો રહી ગયો. ને આ નંબર! તમારે માથે મુશ્કેલી લાદવા સિવાય એ બીજા કશા જ કામનો ન હતો. તમારો નંબર ચોકખો દેખાતો હોય એટલે છેટેથી ય ગાર્ડ તમને ઓળખી લેવાનો. નંબર ઝાંખો પડી જતાં જો તમે એને ફરીથી ઘૂંટાવી લેવાનું ચૂકી ગયા તો તમારો એ ઝાંખો પડી ગયેલો નંબર જ તમને સીધા કાળી કોટડીમાં પહોંચાડી દેવાનો.

આને માટે છાવણીમાં ત્રણ ચિતારા રાખવામાં આવેલા હતા. એ ચિતારા છાવણીના અધિકારીઓને મફત ચિત્રો દોરી આપતા ને વધારા-માં, વારા ફરતી હાજરી પૂરવાના સમયે, કવાયતના મેદાન પર હાજર રહી કેદીઓની પીઠ ને છાતી પરના નંબર ઘૂંટી આપવાનું કામ કરતા. એ જ્યારે તમારી હેટ પરનો નંબર ઘૂંટી આપતા હોય ત્યારે એમ લાગે કે જાણે કોઈ પુરોહિત તમારા કપાળે તિલક કરી રહ્યો છે!

એ ડોસો પીંછી ચલાવ્યે જ જતો હતો. ને વચમાં મોના શ્વાસ વડે પોતાના મોજાં ચઢાવેલા બેઉ હાથને ગરમ કરી લેતો હતો. ગૂંથેલા પાતળાં મોજામાં એના હાથ ટાઢથી અકડાઈ જતા. મહામુસીબતે એના આંગળાં નંબરો પર રંગ પૂરવા ફર્યે જતાં હતાં.

સુખોવના જૅકેટ પરનો 'એસ. ૮૫૪' નંબર પેલાએ ઘૂંટી આપ્યો. સુખોવ તો એક હાથમાં ઉતારી નાખેલો કોટ લઈને — કોટને શરીર ફરતો લપેટી લેવાની ય પરવા કર્યા વિના — હમણાં પાછા પેલા લોકો એનાં કપડાં ઉતારવવાના જ હતા ને — સીધો 'પહોંચ્યો' ગયો પોતાની ટીમવાળાઓની વચ્ચે.

ને તરત એની નજર પડી, ટીમના એક સાથી સેઝાર પર. સેઝાર સિગરેટ ફૂંકતો હતો. પાઈપ — ચૂંગી નહિ, પણ સિગારેટ! એનો અર્થ એ કે, પોતાને ભાગે પણ સિગરેટના એકાદ બે દમ આવી જાય ખરા. પણ એને માટે સીધી માગણી કરવાનું એને રુચ્યું નહિ. એ સેઝારની તદ્દન પાસમાં જઈને સીધો ઊભો રહી ગયો, ને સ્હેજ મોં ફેરવીને એની પેલી મેર, દૂર કોઈ વસ્તુ સામે જોતો હોય એવો ડોળ કરવા લાગ્યો.

સેઝારની ય પેલી મેર. દૂર દૃષ્ટિ દોડાવતો, અન્યમનસ્ક ભાવે પોતે ઊભો હોવા છતાં, એણે જોઈ લીધું કે સેઝારના પ્રત્યેક દમ પછી સિગરેટની સળગતી ટોચ આગળથી એક પાતળી વીંટી રાખ થઈને ખરી પડતી હતી. ને આમ એક પછી એક ખરતી જતી વીંટીઓ હળવે હળવે સિગ-રેટની લંબાઈને ટુંકાવતી જતી હતી. (વિચારમગ્ન દશામાં ડૂબેલો સેઝાર રહી રહીને સિગરેટના દમ ખેંચ્યે જતો હતો.)

ફેત્યુકોવ — પેલું શિયાળવું! એ તો ક્યારનો ય સેઝારની સામે આવીને ઊભો રહી ગયો હતો: ને એની લાલચથી સળગતી આંખો વડે સેઝારના મો ભણી જ તાકી રહ્યો હતો.

સુખોવે પોતાની બધી તમાકુ પીને પૂરી કરી નાખી હતી, ને આજે સાંજ પહેલાં તો ક્યાંયથી ચપટી ય મેળવી શકે એમ નહોતો. એના શરીરનો એકે એક તંતુ અત્યારે તંગ બની ગયો હતો. ને આ પળે તો જાણે સિગારેટના એક નાનકડા ઠૂંઠામાં જ એની બધી તલપ ભેગી થઈને સળગી રહી હતી. અત્યારે તો પોતાની મુક્તિ કરતાં ય જાણે એ ઠૂંઠું જ એને વધારે કિંમતી લાગતું હતું... પણ તેમ છતાં ફેત્યુકોવના જેવી હીણપત ભરી દશામાં તો એ પોતાની જાતને કદી ન મૂકે. સિગરેટ પીનારા માણસના મોઢા સામે આમ લાલચુ ભરી

આંખે તાકી રહેવાનું તો એનાથી કદી ન બને. સેઝારની રાષ્ટ્રીયતા નક્કી કરવાનું કામ બહુ અટપટું હતું: એ ગ્રીક પણ હતો, યહુદી પણ હતો: જિપ્સી પણ...કોણ જાણે શું ય હશે. તમે એના વિષે કશું નક્કી જ કરી શકો એમ ન હતું એ હજી જુવાન હતો. એણે ચિત્રપટોનું દિગ્દર્શન કર્યું હતુ. પણ એ લોકોએ એની ધરપકડ કરી ત્યારે હજી તો એણે પોતાનું પહેલું ચિત્રપટ પણ પૂરું કર્યું ન હતું! એ કાળી ભમ્મર, જાડી જાડી આંકડાવાળી મૂછો રાખતો. એને અહીંની છાવણીમાં મોકલી દીધા છતાં આ લોકોએ એની મૂછો એમની એમ અકબંધ રહેવા દીધી હતી કારણ એનાં કામળિયાંમાં એની જે છબી હતી, તેમાં એ આવો જ દેખાતો હતો.

"સેઝાર માર્કોવિચ!" ફેતુકોવથી આખરે ન રહેવાયુ, ત્યારે એણે કહી નાખ્યુ, "અમને એકાદો દમ ખેંચવા દેજો" મુખ પર લાલચુ ખાઉધરાપણાની રેખાઓ તરી આવી.

સેઝારે પોતાની હેઠી ઢાળેલી કાળી ભમ્મર આંખોનાં પોપચાં સહેજ ઊંચકયાં. સિગરેટ પીતી વખતે એકાદો દમ ભરી લેવાની માગણી કરીને, કોઈ વચમાં વિઘ્ન ન નાખે એટલા જ માટે તો, એણે સિગરેટને બદલે ચૂંગી રાખવાનું શરૂ કર્યું હતું. કોઈને ચપટી તમાકુ આપી દેવી પડે એ એને જરાય ખૂંચતું નહિ પરંતુ એટલી નજીવી વસ્તુ માટે કોઈ એની વિચારમાળાને વિખેરી નાખે એ એને બિલકુલ પસંદ ન હતું. વિચારોના વહેણને ગતિ આપવા ને પોતાના મનને સ્ફુર્તિમાં લાવવા ખાતર તો એ સિગરેટ ફૂંકતો થયો હતો. પણ જેવો એ સિગરેટ પેટાવતો કે તરત કેટલી ય જોડી આંખોમાં એની એ ઠૂંઠાની માંગ એને વાંચવા મળતી.

સેઝાર સુખોવ સામે ફર્યો ને કહેવા લાગ્યો: "આ લે, ઈવાન દેનિસોવિચ."

ને એમ બોલી, પોતાની ટૂંકી ચૂંગીના મોં આગળ અંગૂઠો દબાવી એણે, સિગરેટના સળગતા ઠૂંઠાને બહાર ખેંચી કાઢી સુખોવની સામે ધર્યું.

સુખોવે જાણે ચમકીને એની સામે જોયું (જો કે સેઝાર આમ જ કરવાનો છે એની એને પૂરેપૂરી જાણ હતો) ને આભારવશ બની, એના હાથમાંથી ઠૂંઠું નીચે ન પડી જાય એની કાળજી રૂપે એક હાથની હથેળીને નીચે ધરી, ને બીજો હાથ ઝટ એણે ઠૂંઠું લેવા સેઝાર સામે લંબાવી દીધો સેઝારે પોતાની ચૂંગી સોતું સિગરેટનું ઠૂંઠું એને પકડાવી ન દીધું, એ બદલ એને બિલકુલ રંજ ન હતો, કારણ એ જાણતો હતો કે ગમે તેવાને મોઢે પોતાની ચૂંગી ફરે, એ વાતની સેઝારને ભારે સૂગ હતી. (ને એ વાત ય ખરી, કોઈનાં મોં ચોક્ખાં તો કોઈનાં વળી કેવાં ય ગંધાતાં હતાં!)

સુખોવની આંગળીઓ એ સળગતા ઠૂંઠાને પકડી સેંનાં જરાય દાઝે એમ ન હતી. એને મન અત્યારે રાજી થવા જેવી વાત એ હતી કે, પેલા શિયાળવા ફેતુકોવનો તો કાંકરો જ વચ્ચેથી નીકળી ગયો! પોતે હવે પેટ ભરીને, હોઠ દાઝવાં લગી, એ રહીસહી સિગારેટનો દમ ખેંચી શકવાનો હતો...હમ્મમમ..! તમાકુનો ધુમાડો અંદર ઊતર્યો કે જાણે એના સમગ્ર ભૂખ્યા દેહમાં પગથી તે માથા લગી હૂંફ પ્રસરાવતો ફરી વળ્યો.

બરાબર વખતની એ જ પળે, એના કાને બૂમ સંભળાઈ:

"આજે તો સાલા આપણી ગંજી સુદ્ધાં ઉતરાવવાના છે."

અહીંનું જીવન આવું હતું! પણ સુખોવ તો હવે આ બધાંથી ટેવાઈ ગયો હતો. હા, તમારે સંભાળવાનું એક જ વાતે કે કોઈ દહાડો એ તમારી ઓચીંએ બટકું ન ભરી બેસે.

અલ્યા, પણ સવારના પહોરમાં ગંજી ઉતરાવવાનું શું કામ પડયું! ગંજી તો ખુદ કેમ્પકમાન્ડન્ટ તરફથી વહેંચવામાં આવી છે. ના, પણ જરૂર કંઈક વાંધાજનક બન્યું હશે.

'એકસો ને ચાર' ની વારી આવે તે પહેલાં તો હજી કેટલીય ટીમો ઊભેલી હતી. 'એકસો ને ચાર' વાળા લોકો ચારે બાજુ શું થાય છે, તે જોઈ રહ્યા હતા. એમણે જોયું કે લેફ્ટેનન્ટ વોલ્કોવોઈ — સંરક્ષક

હળવો, વડો – એના રહેઠાણ ભણીથી લાંબાં ડગલે આ તરફ આવી રહ્યો હતો. આવતાં આવતાં ગાર્ડસને કંઈક સૂચના આપી રહ્યો હતો. ને પેલા ગાર્ડસ, જે લેફ્ટેનન્ટ વોલ્કોવોઈની ગેરહાજરીમાં ઉપરછલ્લી જડતી લઈ બધું જેમ તેમ ઝટપટ પતાવી રહ્યા હતા, તેમણે હવે જોરશોરથી જંગલી ઝનૂન પૂર્વક જડતી લેવાનું શરૂ કરી દીધું.

સાર્જન્ટે ખરાડો પાડ્યો: "તમારા ખમીસનાં બટન ઉઘાડી નાખો." વોલ્કોવોઈ જેટલો કેદીઓમાં અળખામણો હતો, એટલા જ ગાર્ડ પણ એને ધિક્કારતા હતા. એ તો શું પણ છાવણીમાં તો એટલી હદ સુધીની વાત ચાલતી હતી કે કેમ્પનો કમાન્ડન્ટ સુદ્ધાં એનાથી બીતો હતો ને ભગવાને નામ પણ જાણે એને બંધ બેસતું જ ઘડી આપ્યું હતું. (રશિયન ભાષામાં 'વોલ્ક' એટલે વરુ એવો અર્થ હતો) સ્વભાવે ને દેખાવે પણ એ હતો ખાસ્સો વરુ જેવો જ: કાળો, લાંબો, સદાય ચડેલા મોં વાળો, ને હલનચલનમાં તો એવો ચપળ! એક ઝૂંપડા પાછળથી એકાએક બહાર પડતાં જ એણે ધારો પાડ્યો: "શું ચાલી રહ્યું છે આ બધું?"

એનાથી છાનું તો કશું રહે જ શાનું? ૧૯૪૯ ની સાલમાં તો એ ગૂંથેલા ચામડાનો, કાંડા જેટલો જાડો, સાટકો હાથમાં રાખીને ફરતો. સાંજની હાજરી ટાણે કેદીઓ ઝૂંપડાના બારણા આગળ ટોળું વળીને ઊભા હોય, ત્યાં અચાનક પાછળથી આવી 'સાલાઓ! લાઈનમાં નથી ઊભા રહેવાતું તમારાથી, કેમ?' કહેતો, એકાદાની બોચી પર સાટકાનો ઘા જમાવી દેતો. કેદીઓ પાણીનું મોજું ઊછળ્યું હોય એમ છળીને ત્યાંથી વેરાઈ જતા. સાટકાના એના ઘાથી ડસાયેલો માણસ પોતાની બોચી પર હાથ ફેરવતો. પોતાના લોહીથી હાથ ખરડતો મોંમાંથી ચૂં કે ચાં કર્યા વિના ત્યાંથી સરી જતો. જરા સરખો અવાજ કરે તો કાળી કોટડીમાં પડી સડવું પડે!

કોણ જાણે કેમ, પણ હમણાં હમણાંનો વોલ્કોવોઈ સાટકો હાથમાં રાખીને ફરવાનું ભૂલી ગયો હતો.

... ને ઠંડી ઋતુ હોય, ત્યારે, તો, ગાર્ડસ પણ સવારમાં, કંઈક, વધારે છૂટછાટ મૂકીને વર્તતા. જો કે સાંજની વાત જુદી હતી, કેદીઓ પોતાના કમ્મરબંધ છોડી નાખી, કોટનાં બધાં બટન ઉઘાડી નાખતા. ને પાંચ પાંચની હારમાં ઊભા રહેતા. ગાર્ડસ પણ એમની જડતી લેવા તૈયાર રહેતા. દરેક કેદીના જૅકેટ પર એક હાથ પછાડી બધું પસવારી જોતા. એમના પાટલૂનનાં જમણાં ગજવાં ફંફોસી જોતા. પહેરવેશમાં કાયદેસર રીતે એક જ ગજવું રાખવા દેવામાં આવતું હાથનાં મોજાં કાઢવાની આળસે તેઓ એમ ને એમ કેદીઓનાં ગજવાં ફંફોસતા, ને એમને શંકા પડે તો આળસભેર પૂછતા: 'શું છે આ?'

ને સવારના પહોરમાં હાજરી ટાણે એમ થયેલા કેદીઓ પાસેથી તો મળવાનું ય શું હોય! ચપ્પુ? પણ ચપ્પુ તો કંઈ કેમ્પની બહાર લઈ જવાની વસ્તુ નહોતી. ચપ્પુ કેદીઓ તો બહારથી કેમ્પમાં લઈ આવતા પહેલાં પહેલાં તો તેઓ એ વાતની ય ખાત્રી કરી લેતા કે કોઈ કેદીએ ત્રણ કિલોગ્રામ રોટલાનું રાશન ભેગું કરી લઈ ને કેમ્પની બહાર તો નથી પડતાને? કારણ ત્રણ કિલોગ્રામ રાશન એક સાથે બહાર લઈ ને જનાર કેદી કદાચ ભાગી છૂટવાની પેરવી કરે એવી એમને બીક રહેતી. એક કાળે તો એ એવા બીધેલા રહેતા કે કેદી એનો બસો ગ્રામનો ટુકડો ય સાથે લઈ ને કેમ્પમાંથી બહાર જાય તે એમને પાલવતું નહિ. પરિણામે દરેક ટીમને પોતાના બધા માણસો પાસેથી રાશન ભેગું લઈ, કામને સ્થળે એમને એ પહોંચતું કરવા માટે એક લાકડાની પેટી સાથે રાખવી પડતી. આ બેવકૂફીથી, એમને શું લાભ થયો હશે, તે તો દૈવ જાણે. હા, પણ કદાચ કેદીઓને ટટળાવવાનો ને એમનાં મન ઊંચાં રાખી થોડો વધુ ત્રાસ આપવાનો અર્થ એથી જરૂર સર્યો હશે, એની ના નહિ. રોટલાનો ટુકડો કેદીના કબજામાં હોય, તો તો, કામ કરતાં કરતાં ય મોજ આવી ગઈ તો, પોતે એમાંથી બટકું ભરી દાંત વડે એના પર પોતાનું નિશાન આંકી દઈ શકતો.......પણ એ હવે કોઈના કબજામાં રહેતાં, એના મનમાં સતત ચિંતા રહેતી કે મારો ટુકડો બીજાના ટુકડા જોડે બદલાઈ જશે તો? વાહ, કેમ? સારા સારા.

બાઈબિ પોતે આ બાબતે ઝઘડી પડતાં જોયેલા છે,...ને એ ઝઘડા તે કેવા! મારામારી સુધી પહોંચ્યાં એય એવા રતા!

ખેર, પણ એમાં તો વાત એમ બની કે રાશનના આવા એક બે પટારા ભેગા કરીને, કામ કરવાના સ્થળેથી એક ખટારો તફડાવીને અનેક કેદીઓ એક વખત નાસી છૂટેલા! તે પછી સત્તાવાળાઓની સાન ઠેકાણે આવી. ને એમણે એ પટારા ચીરાવી નાખીને સંત્રીઓને વિસામો લેવા માટેની ઓરડીઓ ઊભી કરી આપી. તે દિવસથી વળી એમણે એમ જાહેર કરી દીધું હતું કે સૌએ પોતાના રોટલાનું રાશન પોતાની જોડે જ રાખવું.

સવારના પહોરમાં જડતી લેવાતી, તે વખતે એ લોકો એ વાતની ય ખાત્રી કરી લેતા કે, કોઈ કેદીએ એના ઘરનાં કપડાં તો નથી ચડાવ્યાંને? પણ એમની એ બીક પણ કેટલી વાહિયાત છે! કેદી અહીં આવે તે દિવસે જ એના અંગ પરનું છેલ્લામાં છેલ્લું કપડું તો ઉતારી લેવામાં આવતું, ને તે દિવસે જ એમને કહેવામાં આવતું કે, જે દિવસે સજા કાપીને અહીંથી છૂટશો, તે દિવસે તમને તમારાં આ કપડાં ને ચીજવસ્તુ પાછી મળશે ..પણ આ કેમ્પમાં આવેલા કોઈનીય સજા કદી પૂરી જ ક્યાં થઈ છે જે?

કેટલીક વાર ગાર્ડ લોકો સામાન્ય નાગરિકો જોડે તમારા ઉપર આવેલા પત્રો માટે જડતી લેતા હોય છે. પણ એમ જો એવા પત્રો માટે માણસે માણસની જડતી લેવા બેસે તો એમની સવારની સાંજ પડી જાય તો!

હા, પણ આજે તો વોલ્કોવોઈએ કશાકને માટે જડતી લેવાનો હુકમ છોડ્યો જ હતો. ને ગાર્ડસને પણ એમના હાથનાં મોજાં ઉતારી નાખીને જડતીના કામમાં લાગી જવું પડ્યું હતું. એમણે સૌને પોતાના જેકેટનાં બટન ખોલી નાખવાનો હુકમ કર્યો હતો (આ જેકેટ હેઠળ જ તો કેદીઓએ બેરેકની જે કંઈ હૂંફ હતી તે દાબી રાખી હતી!) જેકેટની હેઠળના 'ખમીસનાં બટન ખોલી નાખો' એમ કહી દીધું હતું. આટલું કર્યા પછી એમણે દરેક કેદીના શરીરને ફફોસી જોવા માંડ્યું: કોઈ ગેરકાનૂની વસ્તુ તો એણે પોતાની જાત પર છુપાવી રાખી નથી ને? એકે ગંજી ને ખમીસ બેર રહી, કેદીએ બાકીનાં બધાં કપડાં ઉતારી નાખવાનાં હતાં. વોલ્કોવોઈએ આપી દીધેલી આ સૂચના તમામ કેદીઓને કાનોકાન પહોંચાડી દેવામાં આવી હતી. શરૂઆતમાં જે ટીમોની જડતી થઈ ગઈ એમાંની કેટલીય તો દરવાજાની બહાર પણ નીકળી ચૂકી હતી. પણ તે સિવાયની—બાકી રહી ગયેલ બધાંને પોતાની છાતી ઉઘાડી કરવી પડી. એમાં જે કોઈએ એકાદ કપડું ય વધારાનું ચઢાવેલું હતું તે બધાંને ધરાર તે ને તે ઘડીએ, કડકતી ઠંડીમાં ઉતારી આપવું પડ્યું અને વોલ્કોવોઈની સૂચના પ્રમાણે, વધારાનું કપડું જેના જેના અંગ પર જોવા મળ્યું, એ બધાનાં નામ ગાર્ડના ચોપડે નોંધાઈ ગયાં; અને જેના જેના નામ આ રીતે ગુનેગાર તરીકે નોંધાયાં, તે દરેકે સાંજે પોતાના એ કપડાં સાથે કેમ્પના ભંડારની ઓફિસે હાજર થવાનું હતું, ને પોતે એ કપડું કેમ છુપાવી રાખ્યું—એ બાબત જવાબ આપવા તૈયાર રહેવાનું હતું.

સુખોવ તો એના કાનની પોશાકમાં જ હતો. એટલે એની જડતી લેવા આવ્યા ત્યારે એણે કહી દીધું કે—મારી છાતીમાં તો મારા આત્મા સિવાય બીજું કંઈ જ નથી—જોવું હોય તો જોઈ લો તારે! પણ એ લોકોને ચોપડે સેઝારનું નામ નોંધાઈ ગયું હતું કારણ એણે અંદર ફલાલીનની એક બંડી પહેરેલી હતી; તે બ્યુનોવ્સ્કી પાસેથી કમ્મરબંધ મળી આવ્યો હતો. બ્યુનોવ્સ્કીને આ કેમ્પમાં આવ્યે માંડ ત્રણેક મહિના થયા હશે એટલે માજી કમાન્ડર તરીકે એની પુરાણી આદત મુજબ એણે તો વિરોધ નોંધાવવા માંડ્યો:

"આ કડકતી ઠંડીમાં, માણસને ઉઘાડા કરી નાખવાનો તમને અધિકાર નથી. ક્રીમિનલ કોડની નવમી કલમનો શું તમને ખ્યાલ નથી?"

પણ એને શું ખબર કે, આ લોકોને બધી વાતનો અધિકાર હતો. ને ક્રીમિનલકોડની બધી કલમો બ્યુનોવ્સ્કીએ જાણી લેવાની જરૂર હતી.

"સોવિયેત નાગરિક તરીકે શું તમે લોકો સાથે આ રીતે વર્તન ચલાવવા માગો છો ?"... બ્યુનોવ્સ્કીનો બડબડાટ ચાલુ જ હતો; "કમ્યુનિસ્ટને છાજે એવું આ વર્તન નથી તમારું .."

ક્રીમિનલ કોડની કલમ દેખાડનારની ફરિયાદ છેક વોલ્કોવોઈના કાન લગી પહોંચી ગઈ હતી એણે મૂછમાં હસીને કેવળ વીજળીનો ફટકો ચમકાવતો હોય એમ હુકમ છોડયો :

"દસ દિવસ કાળી કોટડીમાં નાખો એને !"

ને પાસે ઊભેલા સાર્જન્ટને એણે સૂચના આપી કે આ સજા સાંજથી શરૂ કરવાની છે.

સવારના પહોરથી માણસને કોટડીમાં બેસાડી દેવો એ એમને પસંદ ન હતું. એનો અર્થ તો એ જ કે, કેમ્પને એક આખા દિવસની મજૂરીની ખોટ પડવાની. છો ને કેદી આખો દિવસ કામ કરી લોહીનો પસીનો પાડી લેતો...પછી સાંજે એને આ કોટડીમાં પૂરી દેવાનો.

જડતીની આ મોકાણ પછી જે ટાઢ કેદીઓના ખમીસ હેઠળ ભરાઈ ગઈ હતી, તે કઈ હવે, આખો દિવસ એમનો પીછો છોડવાની ન હતી અત્યાર સુધી ગોટપોટ થઈને અંગને ચીથરાં વડે લપેટી ગુંડાળી જે કઈ હૂંફ જાળવી રાખી હતી, તે બધી વેડફાઈ ગઈ હતી.

સુખોવનો બરડો તો હજી ફાટ ફાટ થતો હતો. એનું મન કેવળ એક જ વસ્તુને ઝંખતું હતું; દવાખાનાનો ખાટલો મળી જાય તો જાણે બીજું કંઈ ના માગુ .. ભારે બનુસ ઓઢીને બસ ઊંઘ્યા જ કરું

કોટનાં બટન બીડતા ને દોરી વડે કમ્મર કસતા કેદીઓ ઝાંપા ભણી આગળ વધતાં ગયા. ઝાંપા બહાર એમની રાહ જોઈ ઊભેલા વેળાવિયા-સંત્રીએ હાક દીધી :

"ચાલ્યા આવો, ચાલ્યા આવો "

પાછળના ગાર્ડે એમને ટોકવા માંડયા:

"ચાલો, ચાલો, ઝટ આગળ વધો, આગળ વધો..."

પહેલો ઝાંપો આવ્યો. તે પછી છાવણીની છેવટની હદ આવે. તે પછી વળી બીજો ઝાંપો વટાવવાનો આવે સંત્રીના થાણાં આડી, સડકને બેય કિનારે, આડ બાંધી દીધેલી છે.

ત્યાં આવ્યા કે સંત્રીની રાડ સંભળાય: "થંભી જાઓ...પાંચ પાંચની હારમાં થઈ જાઓ "

હવે કંઈક મોં સુઝણું થયું હતું સંત્રીના થાણા પાછળ સળગાવેલ તાપણામાં અંગારા ઠરીને રાખ થઈ જવા આવ્યા હતા કેદીઓને કામ માટે બહાર કાઢી જતાં પહેલાં એ લોકો હમેશાં તાપણાં આગળ બેસી અંગ શેકી લેતા. ગીનતી (ગણત્રી) વખતે કેદીઓનું બરાબર ધ્યાન રહે તે માટે પણ પહેલાં અંગની ટાઢને બરાબર ઉડાડી મૂકવાની જરૂર રહેતી.

ઝાંપા પરના એક ગાર્ડે ઊંચા સાદે ઝડપભેર ગીનતી શરૂ કરી :

'પહેલી: બીજી: ત્રીજી.. '

ને કેદીઓ પાંચ પાંચની કતારમાં પાછળના લોકોથી છૂટા પડી કૂચ કરતા આગળ ને આગળ વધતા ગયા કે જેથી પાછળ ઊભેલો ગાર્ડ પણ એમની નોંધ રાખી શકે : પાંચ માથાં · પાંચ પીઠ · દસ પગ :

ઝાંપા પરનો બીજો એક ગાર્ડ – ચેક – લોખંડની નળીઓ વડે બાંધી લીધેલી વાડ પાછળ ઊભો ઊભો, ચૂપચાપ આ બધી ગીનતી પર નજર રાખી રહ્યો હતો

તે ઉપરાંત, એક લેફ્ટેનન્ટ પણ આ બધી કારવાઈ પર ચાંપતી નજર રાખી રહ્યો હતો આ ચોકસાઈ કેમ્પ ભણીથી રાખવામાં આવી રહી હતી.

કારણ ? અહીં માણસ સોનાના મૂલે મૂલવાતો હતો કારણ ? તારની વાડની આ પાર કે પેલે પાર –'ક્યાંય – એક માથુ ઓછું થયું તો એમણે - એની કિંમત પોતાનું માથું આપીને ચૂકવવી પડે એમ હતી.

વળી પાછી ટીમો ભેગી થઈ ગઈ ને હવે ગીનતી કરવાનો વારો વેળાવિયા – સંત્રીઓના સાર્જન્ટનો હતો.

પહેલી : બીજી : ત્રીજી... '

# અંતઃકરણનો અવાજ *

આલ્બર્ટ શ્વિત્ઝર
(અનુ. સરલા જગમોહન)

૧ લી માર્ચ, ૧૯૫૪થી અમેરિકાએ માર્શલ ગ્રૂપના આફ્રિની ટાપુમાં અને રશિયાએ સાઈબીરિયામાં હાઈડ્રોજન બોમ્બના અખતરા કર્યા છે આપણે સૌ જાણીએ છીએ કે બિન-અણુશસ્ત્રોના અખતરામાં અને અણુશસ્ત્રોના અખતરામાં ફેર છે. શરૂઆતમાં 'જાયન્ટ ગન' અજમાવી જોવામાં આવી ત્યારે તેના ધડાકાથી જ વાત પૂરી થઈ ગઈ. પરંતુ હાઈડ્રોજન બોમ્બ ફૂટતાં પરિસ્થિતિ એવી રહેતી નથી. કંઈક, મતલબ કે, અસંખ્ય રેડિયોએક્ટીવ કિરણો હવામાં રહી જાય છે હિરોશીમા અને નાગાસાકી પર યુરેનિયમ બોમ્બ ફેંકાયો અને પાછળથી બીજા બોમ્બના અખતરા કરવામાં આવ્યા ત્યારે આમ જ થયું હતું. આમ છતાં આ બધા બોમ્બ કદમાં હાઈડ્રોજન બોમ્બ કરતાં નાના હતા અને તેની અસરો ઓછી વ્યાપક હતી. એટલે એ વાત પર વિશેષ લક્ષ આપવામાં આવ્યું નહોતું.

ઉગ્ર રેડિયો-એક્ટીવ કિરણો પૂરતા પ્રમાણમાં અસ્તિત્વમાં હોય તો માનવીના દેહતંત્ર પર તેની વિનાશક અસર થાય છે અને એટલે હાઈડ્રોજન બોમ્બના વિસ્ફોટને પરિણામે આવેલા રેડિયેશનમાં નવા અખતરાઓને લીધે ઉમેરો થવાનો ભય ઊભો થયો છે કે નહિ તે આપણે વિચારવાનું રહ્યું

ત્યાર પછીના (હાઈડ્રોજન બોમ્બના અખતરાઓ પછીના) સાડા ત્રણ વર્ષ દરમ્યાન ભૌતિક-વિજ્ઞાન અને તબીબી-વિજ્ઞાનના નિષ્ણાતોએ આ પ્રશ્ન પર ઘણો વિચાર કર્યો છે. રેડિયેશન કેવી રીતે ફેલાવો પામે છે, તેનો ઉદ્ભવ કેવી રીતે થાય છે અને તેનું સ્વરૂપ કેવી રીતે હોય છે તે અંગે એમણે અનુમાનો બાંધ્યાં છે. શરીર પર થયેલી વિનાશક અસરોની પ્રક્રિયાઓનું એમણે વિશ્લેષણ કર્યું છે. પ્રાપ્ત થયેલી માહિતી અપૂર્ણ હોવા છતાં, જે વિસ્ફોટો થઈ ચૂક્યા છે તેમાંથી પરિણમેલું રેડિયેશન માનવજાતને માટે ઊભા થયેલા ભયનું સૂચક છે અને અણુબોમ્બના વધારે અખતરાઓ થતાં એ ભય અનેકગણો વધી જવાનો છે એટલું અનુમાન તો તે પરથી આપણે બાંધી જ શકીએ છીએ.

ખાસ કરીને છેલ્લા થોડા મહિનાઓ દરમ્યાન આ મત વારંવાર વ્યક્ત કરવામાં આવ્યો છે આમ છતાં આશ્ચર્યની વાત તો એ છે કે આપણે અપેક્ષા રાખીએ તેટલે અંશે લોકમત પર તેનો પ્રભાવ પડ્યો નથી વ્યક્તિઓને અને પ્રજાઓને આ ભય પ્રત્યે લક્ષ આપવાની તક જ આપવામાં આવી નથી — અને કમભાગ્યે એ ભય લક્ષ માગી જ લે છે આ વાત એમના ધ્યાન પર લાવીને એમને સમજાવવી જોઈએ.

છેલ્લે છેલ્લે જે લોકોને એમ લાગ્યું કે વાણી દ્વારા અને લેખિની દ્વારા આ ભયની સામે ચેતવણી આપવા ક્રિયાશીલ રહેવાની એમની ફરજ છે, તે સૌની સાથે હું મારો અવાજ ઉઠાવું છું મારી વય અને લોકોએ મારા કાર્ય પરત્વે દાખવેલી ઉદાર સમજદારી મને એવી આશા રાખવા દે છે કે મારી આ અપીલ જે અંતરદૃષ્ટિની તત્કાળ આવશ્યકતા છે તે માટે માર્ગ ખુલ્લો કરવામાં કદાચ એક હિસ્સો આપી દે.

મારું મંતવ્ય દૂર દૂર સુધી પહોંચી શકે એવો સંભવ ઊભો કરવા બદલ નોબેલ પારિતોષિકના નગર ઓસ્લો-રેડિયો સ્ટેશનનો મારે આભાર માનવો જોઈએ.

* ૧૯૫૪માં નોબેલ પારિતોષિકના સ્વીકાર સમયે નોબેલપારિતોષિક સમિતિના ઉપક્રમે ઓસ્લો રેડિયો સ્ટેશન પરથી વંચાયેલું વ્યાખ્યાન × × × આજે આ વ્યાખ્યાનને એક દાયકો થયો છે. તે દરમિયાન રેડિયો એક્ટીવિટી વિષે વધુ માહિતી પણ ઉપલબ્ધ થઈ છે – જે શ્વિત્ઝરે બાંધેલા ભયની માત્રા અને આ કક્ષા અનેક ગણી વધુ ભયકર સ્વરૂપની હોવાનું સૂચવે છે.

આ રેડિયો–એક્ટીવીટી તે શું છે?

કાચમાંથી જ નહિ પરંતુ ધાતુની પાતળી તકતીમાંથી તેમ જ માનવી અને પ્રાણીઓના શરીરના કોશકોશમાંથી આરપાર નીકળી જતાં, અદૃશ્ય, અને એ રીતે પ્રકાશ–કિરણોથી જુદાં પડી જતાં કિરણો તે રેડિયો–એક્ટીવીટી છે. આવાં કિરણોની પ્રથમ શોધ મ્યૂનિકના ભૌતિકશાસ્ત્રી વિલ્હેલ્મ રોન્ગેને ૧૮૯૫માં કરી હતી, અને એ કિરણો એનું જ નામ પામ્યાં હતાં

ફ્રાન્સના ભૌતિકશાસ્ત્રી હેન્રી બેકરેલે ૧૮૯૬માં સિદ્ધ કર્યું કે આ પ્રકારનાં કિરણો પ્રકૃતિમાં પણ પેદા થાય છે. ૧૭૮૬માં યુરેનિયમ તત્ત્વની જાણ થઈ ત્યારથી એ કિરણો ઉત્પન્ન થતાં રહ્યાં છે.

પૅર ક્યૂરી અને એની પત્નીએ રેડિયમમાં ઉગ્ર રેડિયો–એક્ટીવીટી ધરાવતું પિચબ્લેન્ડ યુરેનિયમ ખનિજ તત્ત્વ શોધી કાઢ્યું.

આવાં કિરણો મનુષ્યજાતિના ઉપયોગ માટે પ્રાપ્ય હતાં તે વાતે સર્વપ્રથમ તો સર્વત્ર નિર્ભેળ આનંદની લાગણી પ્રવર્તી ગઈ જીવલેણ ગાંઠ અને સાર્કોમાના ઝડપથી નાશ પામતા કોશો પર તેની ત્વરિત અસર થતી હતી એમ જણાયું. લાંબા સમય સુધી એ કિરણોની સામે વારંવાર આવવાથી એ ભયંકર રોગાણુઓમાંથી કેટલાક તો નાશ પામી શકે.

આમ છતાં થોડા સમય પછી જણાયું કે કેન્સરના કોશોનો નાશ થતાં કેન્સરનો રોગ પણ નિર્મૂળ થાય એવું હંમેશાં બનતું નહિ. એટલું જ નહિ પણ લાંબો સમય રેડિયો–એક્ટીવીટીની અસર નીચે રહેવાથી શરીરના કેટલાક તંદુરસ્ત કોશોને ગંભીર ઇજા પહોંચતી હતી એવું પણ જાણવા મળ્યું

આમ છતાં, કેટલાયે વર્ષો સુધી લાંબા સમય માટે એક્સ–રેની અસર નીચે રહેવામાં કેવું ગંભીર જોખમ રહેલું છે તેનો આપણને ખ્યાલ નહોતો. એક્સ–રેનાં સાધનોના વપરાશને પરિણામે હજારો ડોક્ટરો અને નર્સો અસાધ્ય રોગોનાં શિકાર બની ગયાં છે.

લાંબા સમય સુધી યુરેનિયમ હાથમાં પકડવાથી માદામ ક્યૂરીની ચામડી પર જે ચાઠાં પડ્યાં તેનો કોઈ ઉપાય થઈ શક્યો નહિ. વર્ષો જતાં રેડિયો–એક્ટીવ કિરણોને લીધે એમને જે રોગ લાગુ પડી ગયો હતો તેમાં તેઓ વધારે ને વધારે રિબાતાં ગયાં. એ રોગે એમના મજ્જાતંતુ અને તેની મારફતે એમના લોહીને પણ નુકસાન પહોંચાડ્યું હતું. ૧૯૩૪માં એમનું મૃત્યુ થયું ત્યારે જ એમને યાતનામાંથી મુક્તિ મળી.

રેડિયો–એક્ટીવ કિરણો તે એક ભૌતિક પદાર્થ છે. તેની મારફતે રેડિયો–એક્ટીવ તત્ત્વ પોતાનાં જ બારીક પણ ઉગ્ર જથ્થો એકધારાં વેર્યા કરે છે. આના ત્રણ પ્રકારો છે ગ્રીક અક્ષરમાળાના પહેલા ત્રણ અક્ષરો આલ્ફા, બીટા અને ગામા — એવાં ત્રણ નામો આપવામાં આવેલાં છે. આમાં ગામા–કિરણો સૌથી વધારે *ઉગ્ર હોય છે અને એની જ પ્રબળ અસરો ઉપજાવે છે.*

આ તત્ત્વોમાંથી રેડિયો–એક્ટીવ કિરણો સતત નાશ પામ્યા કરતાં હોય છે.

રેડિયો–એક્ટીવીટી તે ક્રમે ક્રમે બહાર નીકળતી શક્તિ છે યુરેનિયમ અને રેડિયમ ઉપરાંત રેડિયો–એક્ટીવીટી પેદા કરતાં બીજાં તત્ત્વો પણ છે પૃથ્વી પરનાં તત્ત્વોમાંથી પેદા થતી રેડિયો–એક્ટીવીટીમાં અવકાશમાંથી આવતું રેડિયેશન ઉમેરો કરે છે. સદ્ભાગ્યે ૪૦૦ કીલોમીટર સુધી ઊંચે વાયુમંડળ આપણને એ રેડિયેશનથી રક્ષણ આપે છે, અને તેનો એક નાનો સરખો અંશ જ આપણા સુધી પહોંચી શકે છે.

આમ, આપણે પૃથ્વી પરથી અને અવકાશમાંથી આવતા રેડિયેશનની અસર નીચે આખા જ કરીએ છીએ, પરંતુ આ રેડિયેશન એટલું તો મંદ છે કે તે આપણને કંઈ નુકશાન કરતું નથી. પરંતુ એક્સ–રેનાં સાધનો અને ખુલ્લા રેડિયમ જેવાં વધારે ઉગ્ર તત્ત્વોમાંથી આવતા રેડિયેશનની અસર નીચે કોઈ લાંબો વખત રહે તો તેના નુકશાનકારક પરિણામો આવે છે.

મે કહ્યું તેમ રેડિયો–એક્ટીવ કિરણ દૃષ્ટિગોચર હોતાં નથી. તો પછી એ કિરણોનું અસ્તિત્વ છે કે નહિ અને (હોય તો) તે કેટલા પ્રમાણમાં ઉગ્ર છે, તે આપણે શી રીતે કહી શકીએ?

એક્સ-રેનો બોમ્બ બની ૧૯૪૫માં મૃત્યુ પામેલા જર્મન વૈજ્ઞાનિક હેન્સ ગીઝરનો આપણે ઉપકાર માનવો જોઈએ કે આપણને આ વાતનો ખ્યાલ આવી શકે તેવું એક સાધન તે આપણને આપતો ગયો છે. આ સાધન ગીઝર કાઉન્ટર નામે ઓળખાય છે. તે પાતળી હવાથી ભરેલી એક ધાતુની ભૂંગળીનું બનેલું છે. તેની અંદર ખૂબ જ ઊંચી વિસ્ફોટક શક્તિ ધરાવતા બે ઈલેક્ટ્રોડ હોય છે. બહારથી રેડિયો-એક્ટીવ કિરણો ભૂંગળી પર ફેંકાય છે અને ઈલેક્ટ્રોડનો એક ધડાકો થાય છે રેડિયેશન જેટલું વધારે ઉગ્ર હોય તેટલા ઝડપથી એક પછી એક ધડાકા થતા રહે છે. ભૂંગળીને જોડીને રાખેલા એક સાધનની મદદથી એ ધડાકા સાંભળી શકાય છે. ધડાકા જોરથી થતા હોય ત્યારે ગીઝર કાઉન્ટરમાંથી કોલના જેવો અવાજ સંભળાય છે

અણુબોમ્બ બે પ્રકારના હોય છે-યુરેનિયમ બોમ્બ અને હાઈડ્રોજન બોમ્બ. યુરેનિયમ બોમ્બની જે અસરો થાય છે તે શક્તિ ઉત્પન્ન કરતી યુરેનિયમના ફીશનની પ્રક્રિયાનું પરિણામ છે. હાઈડ્રોજન બોમ્બમાં જે શક્તિ પેદા થાય છે તે હાઈડ્રોજનના હિલિયમમાં થતા રૂપાંતરનું પરિણામ છે.

આ બીજી પ્રક્રિયા સૂર્યના કેન્દ્ર ભાગમાં થતી પ્રક્રિયાને મળતી છે તે એક નોંધવા જેવી હકીકત છે આ પ્રક્રિયા સૂર્યને સ્વયં-વર્ધક શક્તિ પૂરી પાડે છે, જે તેનામાંથી પ્રકાશ અને ગરમીના સ્વરૂપમાં બહાર આવે છે

સૈદ્ધાન્તિક દૃષ્ટિએ બન્ને પ્રકારના બોમ્બની અસર એક જ પ્રકારની થાય છે. પરંતુ ભિન્ન ભિન્ન અનુમાનો અનુસાર છેલ્લામાં છેલ્લા હાઈડ્રોજન બોમ્બની અસર હિરોશિમા પર ફેંકાયેલા બોમ્બના કરતાં ૨૦,૦૦ ગણી વધારે વિનાશક છે.

આ બે પ્રકારના બોમ્બમાં છેલ્લે છેલ્લે કોબાલ્ટ બોમ્બનો ઉમેરો થયો છે. અણુબોમ્બને યે એ ટપી જાય એવો એ બોમ્બ છે — સુપર એટમ બોમ્બ. કોબાલ્ટના થરથી વીંટળાયેલો તે એક પ્રકારનો હાઈડ્રોજન બોમ્બ જ છે. અત્યાર સુધી બનેલા હાઈડ્રોજન બોમ્બના કરતાં આ બોમ્બની અસર અનેક ગણી વધારે ઉગ્ર હશે એવું અનુમાન કરવામાં આવ્યું છે.

અણુબોમ્બનો વિસ્ફોટ થતાં આપણી કલ્પનામાં પણ ન આવે એટલી મોટી સંખ્યામાં યુરેનિયમ અથવા રેડિયમની પેઠે રેડિયો-એક્ટીવ તત્ત્વોના ઝીણા ઝીણા રજકણો પેદા થાય છે. એમાંથી અમુક પ્રમાણમાં રજકણોનો સત્વર નાશ થવા માંડે છે. કેટલાક રજકણો ધીમે નાશ પામે છે તો કેટલાક રજકણોને નાશ પામતાં પુષ્કળ સમય નીકળી જાય છે: એ ઉગ્રતમ તત્ત્વોનું અસ્તિત્વ બોમ્બના વિસ્ફોટ પછી દસ સેકંડમાં મરી જાય છે પરંતુ આટલા ટૂંકા સમયમાં માઈલોના વિસ્તારમાં સંખ્યાબંધ માણસો જાનથી ગયા હોય એવું ય બને.

જે તત્ત્વો પાછળ રહી જાય છે, તેની ઉગ્રતા ઓછી છે, એવા તત્ત્વોનો આપણે અત્યારે સામનો કરવાનો છે આ તત્ત્વોમાંથી પેદા થતા ભય પ્રત્યે આપણે સજાગ બનવું જોઈએ.

આ તત્ત્વોમાંથી અમુક થોડા કલાક સુધી, કેટલાક અમુક અઠવાડિયાં સુધી કે લાખો વર્ષો સુધી ટકી રહે છે, અને તે દરમ્યાન સતત નાશ પામતાં રહે છે.

રેડિયો-એક્ટીવ રજકણનાં વાદળરૂપે આ તત્ત્વો અવકાશના ઊંચા સ્તરમાં અદ્ધર રહે છે. ભારે રજકણો પહેલાં નીચે આવી પડે છે વધારે હળવા રજકણો વરસાદ કે બરફની સાથે નીચે ઘસડાઈ આવે ત્યાં સુધી વાતાવરણમાં રહે છે. આ બધા વિસ્ફોટોને પરિણામે જે વધુ ઊંચે અવકાશમાં ફેંકાયું છે, તેને નીચે આવતાં કેટલો સમય લાગશે તે તો કોઈ નિશ્ચિતપણે કહી શકે નહિ કેટલાકનું માનવું છે કે આજ પછી ત્રીસથી ચાલીસ વર્ષ કરતાં વહેલું તો એ નહિ જ બને.

હું નાનો બાળક હતો ત્યારે ૧૮૮૩માં સુન્ડા ગ્રૂપના ક્રેકેટોઆ ટાપુમાં એક બોમ્બ ફૂટયા પછી બે વર્ષ પછી તેનાં રજકણો હવામાં ઘૂમરાતાં રહ્યાં હતાં અને તે એટલે સુધી કે તેને લીધે સૂર્યાસ્તોમાં અકુદરતી ભભકા આવી જતી તેનો હું સાક્ષી છું.

છતાં આપણે નિશ્ચિતપણે એટલું તો કહી શકીએ તેમ છીએ કે રેડિયો-એક્ટીવ વાદળાં પવન દ્વારા

પૃથ્વીની આસપાસ ઘેરાયા કરશે અને તેમાંના કેટલાક રજકણો વજનને કારણે કે પછી વરસાદ, બરફ, ધુમ્મસ અને ઝાકળની સાથે ધીમે ધીમે ધરતીની સખત સપાટી પર, નદીઓમાં અને સાગરોમાં આવી પડશે.

અણુબોમ્બના વિસ્ફોટથી હવામાં પ્રસરેલાં અને હવે રજકણ રૂપે પાછાં નીચે આવી રહેલાં રેડિયો–એક્ટીવ તત્ત્વોનું સ્વરૂપ કેવું છે?

આ તત્ત્વો બિન–રેડિયો એક્ટીવ તત્ત્વોનો જ એક વિચિત્ર પ્રકાર છે. એ તત્ત્વોના રાસાયણિક ગુણધર્મો એક સરખા હોય છે; પરંતુ તેનું અણુ–વજન જુદું હોય છે. આ તત્ત્વોના નામની સાથે તેનું અણુ–વજન અવશ્ય દર્શાવવામાં આવે છે એક જ પ્રકારનું તત્ત્વ ભિન્ન ભિન્ન રેડિયો–એક્ટીવ સ્વરૂપોમાં જોવા મળે એવું બને. માત્ર ૧૬ દિવસ સુધી જીવિત રહેતા આયોડિન–૧૩૧ ઉપરાંત ૨,૦૦૦,૦૦૦,૦૦૦ (બે અબજ) વર્ષો પર્યંત ટકી રહેતું આયોડિન–૧૨૯ પણ આપણી પાસે છે.

ફોસ્ફરસ – ૩૨, કેલ્શિયમ – ૪૫, આયોડીન – ૧૩૧, આર્સેનિક – ૫૫, બિસ્મથ – ૨૧૦, પ્લુટોનિયમ –૨૩૯, સેરિયમ – ૧૪૪, સ્ટ્રોન્શિયમ – ૮૯, કેલ્શિયમ – ૩૧૭ આવાં ભયાવહ તત્ત્વોમાં આવે છે. કોબાલ્ટ – ૬૦ને પણ આ યાદીમાં ઉમેરી શકાય.

પ્રમાણમાં ઉગ્ર અને વિનાશક રેડિયેશન સાથે સાથે દીર્ઘજીવી પણ હોય એવાં તત્ત્વો તો વળી સવિશેષ ભયાવહ છે. સ્ટ્રોન્શિયમ – ૯૦નો એમાં પહેલો નંબર છે. રેડિયો–એક્ટીવ રજકણોમાં તે મોટા પ્રમાણમાં મિશ્ર થયેલું હોય છે કોબાલ્ટ–૬૦પણ વિશેષ કરીને ભયાવહ તત્ત્વ તરીકે ઓળખાવું જોઈએ.

આ તત્ત્વોને લીધે વધવા પામેલી હવામાંની રેડિયો એક્ટીવીટી આપણને બહારથી નુકશાન કરી શકતી નથી: કારણ કે આપણી ચામડીમાં થઈને અંદર પહોંચી શકે તેટલી ઉગ્રતા તેમાં હોતી નથી. શ્વાસોચ્છ્વાસની મારફતે જે તત્ત્વો આપણા શરીરમાં પ્રવેશ પામી શકે છે તેની વાત જુદી છે પરંતુ હવામાં વધી ગયેલી રેડિયો–એક્ટીવીટીને લીધે રેડિયો–એક્ટીવ બનેલું પાણી પીવાથી કે ખોરાક ખાવાથી જે ભય ઊભો થાય તેના પર સૌથી વધારે ભાર મૂકવાની આવશ્યકતા છે.

જાપાનની અને સાયબીરિયામાં થયેલા વિસ્ફોટોને લીધે જાપાનમાં વરસાદનું પાણી એટલું બધું રેડિયો–એક્ટીવ હોય છે કે તે પીવા લાયક હોતું નથી. એટલું જ નહિ. જ્યાં જ્યાં પાણીના નમૂના થોડા વખત પર તપાસી જોવામાં આવ્યા છે, ત્યાં દુનિયાભરમાં અનેક સ્થળોએ રેડિયો–એક્ટીવ વરસાદ પડે છે. એવા અહેવાલ બહાર આવ્યા છે કેટલાંક સ્થળોનું પાણી એટલી હદ સુધી રેડિયો–એક્ટીવ જણાયું હતું કે તે પી શકાય તેવું હતું જ નહિ

કૂવાનું પાણી ઘણા લાંબા સમય સુધી ધોધમાર વરસાદ પડે ત્યારે જ ઠીક ઠીક પ્રમાણમાં રેડિયો–એક્ટીવ બને છે.

વરસાદનું પાણી જ્યાં રેડિયો–એક્ટીવ હોય છે —અને તે યે વધારે પ્રમાણમાં ભારે વરસાદને કારણે જ નહિ, પરંતુ નીચે આવી રહેલા રેડિયો–એક્ટીવ રજકણોને કારણે પણ જમીન રેડિયો–એક્ટીવ બને છે. અને જમીન સાથે એ રેડિયો–એક્ટીવિટી વનસ્પતિમાં પહોંચી જાય છે અને ત્યાં સંગ્રહાઈ રહે છે. આ એક અગત્યનો મુદ્દો છે. કારણ કે આ પ્રક્રિયાના ફલસ્વરૂપ એવું યે બને કે સારા એવા પ્રમાણમાં રેડિયો –એક્ટીવ તત્ત્વોને લીધે આપણે ભયમાં મુકાઈ જઈએ.

રેડિયો–એક્ટીવ તત્ત્વોથી ભરેલું ઘાસ પશુ ખાઈ લે અને એ પશુનું માંસ ખોરાકમાં લેવાય, ત્યારે એ ઘાસમાંનું રેડિયો–એક્ટીવ તત્ત્વ આપણા શરીરમાં શોષાઈ આવે છે અને ત્યાં જમા થાય છે.

આમ અશુદ્ધ બનેલા જમીન પર ચરતી ગાયના સંબંધમાં આ શોષણક્રિયા આપણે તેનું દૂધ પીએ ત્યારે થાય છે. આ રીતે નાનાં બાળકો તેમાંનું રેડિયો –એક્ટીવ તત્ત્વ શોષી લે એવું ભયપ્રદ જોખમ રહેલું છે.

એ રીતે અશુદ્ધ બનેલાં ચીઝ અને ફળો ખાઈએ ત્યારે તેમાં સંગ્રહાયેલા રેડિયો–એક્ટીવ તત્ત્વોનું આપણા શરીરમાં સંક્રમણ થાય છે

એક વેળા ઉત્તર અમેરિકાની કોલંબિયા નદીની રેડિયો એક્ટીવીટીનું પૃથક્કરણ કરવામાં આવ્યું તે પરથી આ રીતે સંગ્રહાયેલી રેડિયો એક્ટીવીટીનું શું પરિણામ

આવે તે સ્પષ્ટ થયું હતું હેન્ફર્ડના એટોમિક પ્લાન્ટમાં અણુબોમ્બ બનાવવા માટે પ્લુટોનિયમ તૈયાર થાય છે અને બગડેલું પાણી નદીમાં ઠાલવવામાં આવે છે. નદીના પાણીની રેડિયો–એક્ટીવીટી તો નામની જ હતી, પરંતુ નદી કિનારાની વનસ્પતિની ૨,૦૦૦ ગણી વધારે હતી અને માછલાંની રેડિયો–એક્ટીવીટી તો ૧૫,૦૦૦ ગણી વધારે હતી. માબાપે પકડી આણેલાં જીવડાં ખાઈને રહેતાં નાનાં ચકલાંની રેડિયો–એક્ટીવીટી તો ૫૦૦,૦૦૦ ગણી વધારે હતી. અને જળચર પક્ષીઓના ઇંડાના પીળકની રેડિયો–એક્ટીવીટી ૧,૦૦૦,૦૦૦ (૧૦ લાખ) ગણી વધારે હતી.

અધિકૃત અને બિનઅધિકૃત રીતે આપણને રહી રહીને ખાતરી કરાવવામાં આવે છે કે હવામાં વધેલી રેડિયો–એક્ટીવીટી આપણું શરીર કોઈ પણ પ્રકારની નુકસાનકારક અસરો ભોગવ્યા વિના જીરવી શકે તે કરતાં કંઈ વધારે નથી. પરંતુ આ તો પ્રશ્નને ટાળવાની વાત થઈ. હવામાંના રેડિયો–એક્ટીવ તત્ત્વની આપણા પર સીધી અસર ન પડતી હોય તો પણ નીચે આવી પડેલાં રજકણોની અસર તો આપણા પર થાય જ છે, રેડિયો–એક્ટીવ પાણી દ્વારા અને આપણે રહેતાં હોઈએ તે વિસ્તારમાં વનસ્પતિમાં જેટલે અંશે રેડિયો–એક્ટીવ તત્ત્વો સંગ્રહિત થયાં હોય તેટલે અંશે માંસાહાર અને શાકાહાર દ્વારા એ અસરો આપણા સુધી પહોંચે જ છે હવામાંથી જે નીચે આવે છે તે પ્રકૃતિ સંઘરી રાખે છે — તે આપણું દુર્ભાગ્ય છે.

અણુબોમ્બના વિસ્ફોટને કારણે હવામાં પેદા થતી રેડિયો–એક્ટીવીટીમાંથી કોઈ પણ એટલી નજીવી તો નથી જ કે જેને પરિણામે લાંબે ગાળે આપણા શરીરમાં વધારે ને વધારે પ્રમાણમાં સંગ્રહાતી જતી રેડિયો–એક્ટીવીટી આપણે માટે ભયરૂપ ન બની જાય.

આપણા શરીરમાં પ્રવેશ કરતી રેડિયો–એક્ટીવીટી બધા કોશોમાં સમાનપણે ફેલાઈ જતી નથી. ખાસ કરીને હાડકાંના મજ્જામાં, અને બરોળમાં તથા કાળજામાં તેનો સંગ્રહ થાય છે તેની મારફતે જે અંગો વિશેષ પ્રમાણમાં ઝડપાઈ જતાં હોય, તેના પર રેડિયો–એક્ટીવીટીની અસર પડે છે. એ રેડિયો–એક્ટીવીટીની ઉમ્મના ઓછી હોય તો તેનું આઠું સમય વાળી લે છે. દિવસ અને રાત, વગર અટક્યે, તેની પ્રક્રિયાઓ ચાલ્યા જ કરે છે.

કોઈ પણ અંગના કોશો પર રેડિયેશન શી રીતે અસર પાડે છે?

આયોનાઈઝ થઈ ને, એટલે કે, તેમાં થતા વિદ્યુત શક્તિના સંચાર દ્વારા આનો અર્થ એ થયો કે એ કોશોમાં આપણા શરીર પાસે કાર્ય કરાવતી રાસાયણિક પ્રક્રિયાઓ ચાલવી જોઈએ તેવી રીતે ચાલતી નથી આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે રેડિયેશનને લીધે આપણાં અંગોના સંખ્યાબંધ કોશોનો નાશ થઈ જાય કે તે મરી જાય એવું યે બને.

આંતરિક રેડિયેશન કેવા રોગોમાં પરિણમે છે? બાહ્ય રેડિયેશને જેવા રોગો જન્માવે છે, તેવા જ રોગો તે પણ જન્માવે છે

આ રોગો ઘણુંખરું ગંભીર રક્તરોગો હોય છે જ્યાં રક્તકણો અને શ્વેતકણો તૈયાર થાય છે તે હાડકાંના લાલ મજ્જા પર રેડિયો–એક્ટીવીટીની બહુ જલદી અસર થઈ જાય છે લોહીમાં આવા અસંખ્ય કણો ભરેલા પડ્યા છે તેથી તો તે આટલું અગત્યનું કાર્ય બજાવી શકે છે હાડકાંના મજ્જાને જો રેડિયેશનથી ઈજા પહોંચી હોય તો તે બહુ જ ઓછી સંખ્યામાં, ને તે ય રોગિષ્ટ અને નાશવંત રક્તકણો પેદા કરે છે. પરિસ્થિતિમાં રક્તરોગો જન્મે છે અને કેટલીક વાર તેમાંથી મૃત્યુ પણ નીપજે છે. એક્સ–રે અને રેડિયમ કિરણોના ભોગ બનેલા લોકો આ રોગથી મૃત્યુ પામ્યા હતા

હાઈડ્રોજન બોમ્બના વિસ્ફોટ બાદ બાકિની ટાપુથી ૨૪૦ માઈલ દૂર રેડિયો એક્ટીવ રજકણો પડતાં જોઈને જ માછીમારો એમની સ્ટીમરમાં આશ્ચર્યચકિત થઈ ગયા હતા તેઓ આ રોગના શિકાર બની ગયા હતા. આ માછીમારો સશક્ત હતા અને રેડિયો–એક્ટીવીટીની એમના પર પ્રમાણમાં ઓછી અસર થઈ હતી. એકનો અપવાદ ગણતાં બાકીના બધાને એકધારું લોહી ચડાવીને બચાવી શકાયાં હતા.

આ ઉદાહરણોમાં રેડિયેશન બાહ્ય હતું. કમભાગ્યે આંતરિક રેડિયેશન હાડકાંના 'તંતુઓ મારફતે મજ્જા' સુધી પહોંચી જાય એવો ઘણો સંભવ છે. મે જણાવ્યું છે તે મુજબ રેડિયો એકટીવ તત્ત્વો હાડકાંના મજ્જામાં ભરાઈ રહેવાનું વિશેષ પસંદ કરે છે.

આંતરિક રેડિયેશનથી માત્ર આપણા પોતાના સ્વાસ્થ્યને હાનિ પહોંચે છે એવું નથી. આપણા અનુગામી સ્વાસ્થ્ય પર પણ તેની અસર પડે છે ખરી વાત તો એ છે કે જનનેન્દ્રિયોના કોશો પર રેડિયેશનની અસર સવિશેષ હાનિકારક નીવડે છે. અને આ સંબંધમાં તેના અણુઓ પર તે એટલી હદ સુધી હલ્લો કરે છે કે તેને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઈ શકાય છે.

આ કોશોને જેટલા પ્રમાણમાં હાની પહોંચે છે તેટલા પ્રમાણમાં આપણા અનુગામી વંશજોને પણ હાનિ પહોંચે છે

જન્મતા જ મૃત્યુ પામતાં કે માનસિક અને શારીરિક ખોડો લઈને જન્મતાં બાળકો એ હાનિની આપણને પ્રતીતિ કરાવે છે.

આ સંદર્ભમાં પણ બાહ્ય રેડિયેશનની અસરોનો આપણે નિર્દેશ કરી શકીએ.

વર્તમાનપત્રોમાં આવતા આંકડાને વિશે ખાતરી કરવાની જરૂર હોય તો પણ નાગાસાકીમાં બોમ્બ ફેંકાયો તે પછીનાં વર્ષોમાં જન્મતાં જ મૃત્યુ પામેલાં અને ખોડ સાથે જન્મેલાં બાળકોનું પ્રમાણ અતિશય વધારે હતુ, તે એક હકીકત છે.

ભવિષ્યની પ્રજા પર થતી રેડિયો-એકટીવ રેડિયમની અસરો કેવી થાય છે તે પ્રતિપાદિત કરવાના હેતુથી અમુક વર્ષો સુધી ઍક્સ-રેના સાધનો વાપરનાર અને ન વાપરનાર ડૉક્ટરોની પ્રજાનો તુલનાત્મક અભ્યાસ કરવામાં આવ્યો છે. (બન્નેમાં) નોંધપાત્ર તફાવત જણાયો હતો. રેડિયોલોજિસ્ટ ડૉક્ટરોના સબંધમાં રેડિયેશનની અસરનું પ્રમાણ ૧·૪૦૩% જણાયુ હતુ જ્યારે રેડિયોલોજિસ્ટ નહોતા એવા ડૉક્ટરોના સબંધમાં એ પ્રમાણ ૧·૨૨૨% જણાયું હતું પહેલા ગ્રુપમાં ૬·૦૧% બાળકો આ જન્મ ખોડવાળા હતાં, જ્યારે બીજા ગ્રુપમાં એવાં બાળકોનું પ્રમાણ ૪·૮૨% હતું.

પહેલા ગ્રુપમાં તંદુરસ્ત બાળકોની સંખ્યા ૮૦·૪૨% હતી, જ્યારે એ સંખ્યા બીજા ગ્રુપમાં ૮૩·૨૬% હતી.

એટલું સ્મરણમાં રાખવું જોઈએ કે રેડિયેશનની અતિ મંદ અસર પણ આપણા વંશજોમાં હાનિકારક અસરો ઉપજાવી શકે છે.

રેડિયો-એકટીવ કિરણોથી સ્પર્શાયેલા પૂર્વજોના વંશજોમાં સમગ્રપણે કેવી રીતે અસરો પેદા થશે તેનો ખ્યાલ જનનશાસ્ત્રના નિયમાનુસાર, આપણા પછીની તરતની પેઢીઓ દ્વારા આવશે નહિ. તેની પૂરેપૂરી અસરો તો ૧૦૦ અથવા ૨૦૦ વર્ષે જ જણાશે.

આજની પરિસ્થિતિને લક્ષમાં લેતા, આંતરિક રેડિયેશન કેવી ગંભીર હાનિ પહોંચાડે તેનાં ઉદાહરણો આપણે ટાંકી શકીએ તેમ નથી. જેટલે અંશે આ પ્રકારનું રેડિયેશન અસ્તિત્વમાં છે તે એટલું બધું ઉગ્ર નથી અને એટલો બધો લાંબો સમય સુધી ટક્યું નથી કે આપણે જેનો ઉલ્લેખ કરી રહ્યા છીએ તેવી હાનિ તે પહોંચાડી શકે. બાહ્ય રેડિયેશનને પરિણામે જે અસરો પેદા થાય છે તેને આધારે જ આંતરિક રેડિયેશનનાં કેવાં પરિણામો આવે તે અંગે આપણે અનુમાન બાંધી શકીએ

જો આંતરિક રેડિયેશનની અસરો બાહ્ય રેડિયેશનના જેટલી પ્રબળ ન હોય તો, ધીરે ધીરે એકધારી ચાલુ રહીને કદાચ પ્રબળ બની પણ જાય બન્ને પરિસ્થિતિમાં, અંતે પરિણામ તો એકનું એક જ આવે, (અને) આ અસરોનો સરવાળો થઈ જાય.

આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે બાહ્ય રેડિયેશનના વિરોધમાં, આંતરિક રેડિયેશને અંગો પર આક્રમણ કરવા માટે ત્વચા, મજ્જાતંતુઓ અને સ્નાયુઓને ભેદવા પડતા નથી ઉપરાંત ઓછી થયા વિના નજીકથી જ તે પોતાનું કામ બજાવી જાય છે.

કેવી પરિસ્થિતિમાં આંતરિક રેડિયેશન કાર્ય કરે છે તે આપણે યાદ રાખીએ તો તેની અસરોને ઓછું મહત્વ આપતાં પણ આપણે અટકી જઈએ. આંતરિક રેડિયેશનની વાત કરતાં કોઈ વાસ્તવિક ઉદાહરણો આપણે ટાંકી શકીએ તેમ નથી, અને આપણે માત્ર

આપણે ભય જ દર્શાવી રહ્યા છીએ, તે સાચું હોય તો પણ એ ભય એવી નક્કર હકીકતો પર આધારિત છે કે આપણું વલણ નિશ્ચિત કરવામાં તો તે વાસ્તવિકતાનું મૂલ્ય પામી જાય છે. અણુ-વિસ્ફોટોને પરિણામે જે વધતા પ્રમાણમાં રેડિયોએક્ટીવ તત્વો પેદા થાય છે, તેમાંથી અત્યારનો ભય વધારે મોટો બને છે તેને આપણે એક આફત ગણવી જોઈએ; અને તેને તો આપણે ટાળવી જ રહી

બીજા કશાને ખાતર નહિ તો આપણા વંશજોને જે પરિણામો ભોગવવાં પડે તેની જવાબદારી તો આપણાથી ન જ લઈ શકાય, તે ખાતર પણ આના સિવાય કંઈ બીજું કરવાનો પ્રશ્ન ઊઠી શકે જ નહિ.

આપણા વંશજોને માટે અતિશય મોટુ અને ભયાનક સંકટ ઊભું થયું છે.

આપણે પેદા કરેલાં રેડિયો–એકટીવ તત્વો પ્રકૃતિમાં ભળી આવે છે, તે પૃથ્વીના અને મનુષ્યજાતિના ઇતિહાસની એક આશ્ચર્યકારક ઘટના છે. આનું મહત્વ આપણને ન સમજાય અને તેનાં પરિણામોનો ખ્યાલ ન આવે તો તે એક એવી મોટી ભૂલ ગણાશે કે મનુષ્યજાતિએ તેની ભયંકર કિંમત ચૂકવવી પડશે. અવિચારમાં આપણે મૂર્ખાઇ કરી રહ્યાં છીએ. અતિશય મોડું કહેવાય તે પહેલાં આપણે સાવધાન ન થઈ શકીએ એવું ન બનવુ જોઇએ. એ મૂર્ખાઇ છોડીને વાસ્તવિકતાની સામે ઊભા રહેવા આપણે આતરદૃષ્ટિ, ગંભીરતા અને હિંમતનો આધાર લેવો જોઇએ.

અણુબોમ્બ તૈયાર કરી રહેલાં રાષ્ટ્રોના રાજદ્વારી નેતાઓ પણ આ રીતે જ વિચાર કરી રહ્યા છે એમને મળતા અહેવાલો મારફતે પોતાના નિર્ણયો બાંધવા જેટલી માહિતી એમને મળી જ જાય છે. અને એમની જવાબદારીનો પણ એમને ખ્યાલ છે તે પણ આપણે માની જ લઈએ.

ગમે તેમ હોય, પણ અમેરિકા, રશિયા અને બ્રિટન એકમેકને કહી જ રહ્યાં છે કે અણુશસ્ત્રના અખતરાઓ અંગે કરાર કરવા કરતાં બીજું કંઈ એમને ઇપ્સિત નથી. અને તે સાથે તેઓ એમ પણ કહે છે કે આવા કરાર થાય નહિ ત્યાં સુધી તેઓ અખતરાઓ બંધ કરી શકે નહિ

પરંતુ આવો કરાર કેમ થઈ શકતો નથી? તેનું ખરું કારણ એ છે કે એમના પોતાના જ દેશોમાં તેનો આગ્રહ રાખનો જાહેરમત પ્રવર્તતો નથી આવો જાહેરમત જાપાની પ્રજા પર તો ઠોકાઈ ગયો છે, કારણ કે બધા અખતરાઓનાં એમને તો ધીરે ધીરે કરતાં અત્યંત કરુણ અને ભયાનક પરિણામો ભોગવવાં પડશે.

આ પ્રકારના કરાર થઈ શકે તે પહેલાં વિશ્વાસ અને નિષ્ઠાની અપેક્ષા રહે છે પોતાને જ સ્પષ્ટ થયા હોય એવા અમત્યના લશ્કરી લાભો પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી આવા કરાર પર કોઈ સહી ન કરે તેની પણ બાંહેધરી લેવાવી જોઈએ. સર્વ દેશોમાં લોકમન દ્વારા આવા કરારની પ્રેરણા મળેલી હોવી જોઈએ, અને તેનો સ્વીકાર પણ થવો જોઇએ

સામ્રાજ્યવાદના દેશોમાં અને અન્ય સર્વ દેશોમાં સખત અખતરાઓ કરવામાં રહેલાં ભયસ્થાનોને લક્ષમાં રાખનો અને આવી માહિતીએ ઠોકી બેસાડેલાં કારણોથી દોરાનો લોકમત જ્યારે પ્રવર્તવા માંડશે ત્યારે, કદાચ, રાજપુરુષો આવા અખતરાઓ બંધ કરવાનો કરાર કરશે.

આવો લોકમન વ્યક્ત કરવા માટે લોકોના મત લેવાની કે સમિતિઓ રચવાની જરૂર નથી. તેના અસ્તિત્વ માત્રથી એ તો તેનુ કાર્ય પાર પાડી જાય તેમ છે.

અણુબોમ્બના વધારે અખતરાઓના અંતને પીડિત માનવજાત આશાનાં પ્રથમ સૂર્યકિરણોની જેમ ઝંખી રહી છે.



# 'માનવ સ્વભાવની નૈસર્ગિકતા' : સ્વાધીનતાની ઝંખના

લે : એરિક હોફર ( અનુ : ડા. રસિક પંડ્યા )

૧

અર્વાચીન વિજ્ઞાનના બાલ્યકાળમાં, નિસર્ગનું લખલૂટ વૈવિધ્ય કેવળ મૂઠ્ઠીભર નિયમોની નીપજ હોઈ શકે તે હકીકત તરફ અગ્રગણ્ય વૈજ્ઞાનિકોને ધ્યાન દોર્યું પ્રગટ કરતા આપણે જોઈએ છીએ. આ હકીકત ગેલિલીઓએ સામાન્ય સાદાં અને સહેલાં સાધનો દ્વારા, પોતાનો હેતુ સિદ્ધ કરવાના નિસર્ગના શિરસ્તા અને સ્વભાવ રૂપે જોઈ હતી. કેપ્લેરને ખાત્રી થઈ ગઈ હતી કે નિસર્ગને સાદાઈ જ પસંદ છે અને ન્યૂટને 'નિસર્ગ સાદાઈ દ્વારા દેવી પ્રસન્ન રહે છે! અને છીછરા હેતુઓના બાહ્યાડંબરનો તે દેખાવ કરતી નથી,' એવું સહૃદય વિધાન પણ કરેલું છે

આ જ સમયમાં, માનવ–સ્વભાવનું અન્વેષણ કરનારા લોકો સરલતાની વાત કરવાને બદલે ન માની શકાય એવી જટિલતાની વાત કરતા હતા. માનવીય આવિષ્કારોનાં ભિન્ન–સાતત્ય, ભિન્ન–સામ્ય, જટિલતા ( Involuteness ) અને અકળતા ( Unpredictability ) વિષે દલીલો કરતાં મોન્ટેગ્ને ક્યારેય થાકતો ન હતો. તેને લાગતું કે આપણો પ્રત્યેક અંશ પ્રતિક્ષણે તેનો આગવો પાઠ ભજવે છે; તેમજ આપણી અને આપણા વ્યક્તિત્વની વચ્ચે, આપણી અને કોઈ ત્રાહિત વચ્ચે હોય તેટલી જ ભિન્નતા છે. તો, નિસર્ગ અને માનવમનના અભ્યાસી પાસ્કલે વસ્તુગત સરલતા સામે દ્વિ–મુખી અને જટિલ માનવ સ્વભાવનો વિરોધાભાસ ખુલ્લો કર્યો છે. તેણે મનુષ્યને વિરોધાભાસો — જેવી કે, દેવદૂત છતાંય દુષ્ટ, વિરાટ છતાં ય વામન, સરજતની શુભ્રતા છતાં અશ્લીલતા, વિશ્વ સમસ્તની કીર્તિ અને કાલિમા વગેરેના — પુંજ તરીકે જ નિહાળ્યો છે. આપણી અંતર્ગત જે કંઈ એક–વાક્યતા છે તે અપરંગી, ( Phantastic ) પરિવર્તનશીલ અને વૈવિધ્યશીલ છે. અને તે એવા તારતમ્ય ઉપર આવ્યો છે કે માનવી આવશ્યક રીતે એટલો ભ્રમિતચિત્ત છે કે, ચિત્તભ્રમ ન હોવું તે ભ્રમિતાવસ્થાનો જ એક પ્રકાર છે. પ્લેટોએ અને એરિસ્ટોટલે રાજકારણ ઉપર લખ્યું તે લખાણ ભ્રમિતોની દુનિયા માટેના નિયમો જેવું જ હોય એમાં નવાઈ જેવું લાગતું ન હતું; બલ્કે એમ જ હોય એમ તે માનતો હતો.

નિસર્ગના અભ્યાસ માટે ખુલાસાઓ હકીકતો સાથે સુસંગત હોય એ પૂરતું નથી. તે બને, તેટલા સરલ અને સચોટ હોવા જોઈએ જ્યાં અનેક ખુલાસા રજૂ કરવામાં આવે છે ત્યાં, નિયમ એવો અનુસરવામાં આવે છે કે જે વધુ સરલ હોય તે નક્કી સત્ય હોવાનો. વિજ્ઞાનની પ્રકૃતિ વિષે લખનાર એક આધુનિક લેખક કહે છે કે વધુ જટિલ સ્વરૂપનો ખુલાસો પસંદ કરવો એટલે તમારા જમણા હાથે રહેતા પડોશીને ત્યાં પહોંચવા માટે ડાબા હાથ તરફથી પૃથ્વીની પ્રદક્ષિણા કરવી!

પરંતુ, માનવજીવનમાં સીધા સરલ અભિગમનું (Approach) ડહાપણ કાંઈ સ્વયં–પ્રતીત નથી. આ બાબતમાં ઘણી વાર તો એવું હોય છે કે, સરલ હેતુઓ માત્ર અસ્પષ્ટ અને વધુ પડતાં સાધનો દ્વારા જ સિદ્ધ થતા હોય છે. અરે, જેની આગાહી થઈ શકે તે પણ એનાથી ઊલટા જ માર્ગે સિદ્ધ થતા હોય છે. માનવી અપરંગી પ્રાણી છે. આ વાતનું વિસ્મરણ કરવું એટલે તેના સૌથી વધુ નિર્ણયાત્મક લક્ષણની ઉપેક્ષા કરવી અને માનવ સ્વભાવ પર વિચાર કરવા બેસીએ ત્યારે વિશાળતમ અનુમાનો અને અણધાર્યા વળાંકો વ્યાજબી ગણાવા જોઈએ. માનવ–સ્વભાવનું અપરંગી પાસું અંશતઃ તો તેની અણઘડતાની જ પેદાશ છે અન્ય પશુઓથી નિરાળાં અંગોવાળો માનવી એક અર્થમાં અર્ધપશુ જ છે તેણે યંત્રવિદ્યા વડે તેની જાતને પરિપૂર્ણ કરવાની છે અને તેમ

કરવામાં તે સર્જક બને છે—એક અર્થમાં અમર્દિવ. અમુક પ્રકારના વાતાવરણને દૈહિક રીતે અનુકૂળ ન થઈ શકવાને કારણે તેણે વાતાવરણને પોતાને અનુકૂળ બનાવવું પડે છે; અને જગતનું નવસર્જન કરવું પડે છે. તેની જાતને પરિપૂર્ણ કરવાની આ મથામણ, તેના ભૌતિક અસ્તિત્વની ક્ષિતિજોની આ સતત વિસ્તૃતિ, એ જ તેની સર્જક પ્રતિભાના શક્તિ-સ્રોતનું ઉગમ સ્થાન છે, અને તેની અસ્વાભાવિકતાની જન્મોત્રી છે કારણ કે પોતાને પરિપૂર્ણ કરવાની આ પ્રક્રિયામાં જ માનવી તેની "જડતા અને નૈસર્ગિક શરણાગતિની બેડીઓ કાપી નાખે છે.

માનવ-સ્વભાવની અસ્વાભાવિકતા જ કદાચ કરોડો વર્ષો દરમિયાનના તેના ઉત્કર્ષના મધ્યવર્તી હેતુની ચાવી છે. નિસર્ગથી વિભક્ત થવાની અને લોખંડી કાનૂનોની ધૂસરીમાંથી મુક્ત બનવાની મથામણનું જ તે પરિણામ છે. માનવીની અભિલાષાની અથવા તેની સિદ્ધિની અદ્વિતીયતાનું મૂલ્ય કરવું હોય તો માનવ-સ્વભાવ અને નિસર્ગ વચ્ચેનું અંતર તેણે કેટલું વધાર્યું છે તે ઉપરથી જ માપી શકાય. આ દૃષ્ટિએ, તમામ માનવ-અભિવ્યક્તિઓમાં સ્વાતંત્ર્યની અભિમુખતા જ, અનિવાર્યતયા, સૌથી વિશેષ માનવીય લક્ષણ છે. બળજબરીમાંથી મુક્તિ, અજ્ઞાતમાંથી મુક્તિ અને મૃત્યુમાંથી મુક્તિ, એટલે જ માનવ સ્વભાવ અને નિસર્ગ વચ્ચેની તિરાડને સાંકડી કરનારાં અને મનુષ્યને માથે ભૌતિક પદાર્થની નિષ્ક્રિય લાચારી અને જડ નિયમબદ્ધતા ઠોકી બેસાડનારાં બંધનોમાંથી જ મુક્તિ।

આ જ લક્ષણો અનુસાર નિર્બંધ સર્વ-સત્તાવાદમાં અંતરગત રહેલો સદા મનુષ્યને નિર્જીવ વસ્તુમાં પલટી નાંખવાની, અને જ્યાંથી તેણે ઉત્કર્ષ સાધ્યો છે તે નૈસર્ગિક ચોકઠામાં તેને પાછો ધકેલી દેવાની, શક્યતાઓથી ભરેલો હોય છે. કારણ કે, પ્રત્યેક ચલાયમાન તત્વને અચલમાં પલટાવવા, અને નિસર્ગના કાનૂનોની અદમ્યતા અને નિર્ધૃણતાના હાથમાં સોંપી દેવા માટે જ, પેલી અમર્યાદ સત્તા પ્રવૃત્ત હોય છે. તેથી જ તો, અમર્યાદસત્તાનો, માનવીય હેતુઓના નામે, વિનિયોગ કરવામાં આવે તો પણ તે શુભ હેતુઓને સડાવી દેનાર છે. પોતાની જાતને પ્રજાના પાલક તરીકે ગણાવતો, પરોપકારી સરમુખત્યાર પ્રજા પાસેથી તો ઘેટાંવત્ શરણાગતિની જ અપેક્ષા રાખે છે. સત્તાને વારસામાં મળેલો ગુણ અ-માનવતા નથી, પરંતુ પ્રતિ-માનવતા છે.

## ૨

સમસ્ત માનવઘટનાઓને સળંગ ચોક્કસ અને આગાહીક્ષમ બનાવવા માટે મનુષ્યની માનવી તરીકે ઉપેક્ષા કરવી પડે એમ છે, યા તો તેનું દમન કરવું રહે છે અને માનવ-સ્વભાવને નિસર્ગનો માત્ર અંગીભૂત અંશ ગણવો રહે છે સિદ્ધાંતશાસ્ત્રીઓ પ્રારબ્ધ, બ્રહ્માંડ તત્વ (Cosmic spirit) ભૂગોળ, આબોહવા, અર્થશાસ્ત્રીય કે પછી રાસાયણોભૌતિક (physiochemical) વિજ્ઞાન જેવાં બિનમાનવીય પરિબળો દ્વારા માનવીના આંતરિક મહત્ત્વના અંગોને મર્યાદિત કરીને આ કાર્યસિદ્ધ કરે છે. તો સત્તાસ્થાને બેઠેલા વ્યવહારુ માણસો પોલાદી શિસ્ત અગર અંધશ્રદ્ધાની તાલિમ-દ્વારા, જડએ સવાઈ સમૂહમાં માનવીના અકળ (unpredictable) વ્યક્તિત્વને જકડી દઈને, માનવીના વ્યક્તિગત નિર્ણયો અને મનોબળને પ્રચારના અનંત અવરોધ સામે પરાસ્ત કરીને, જીવનધોરણને આજીવિકાની નિમ્નતમ સપાટીએ રાખીને, અને કેવળ બળજબરી વડે માનવીય પરિવર્તનશીલતાને નામશેષ કરવાની પેરવી કરતા હોય છે આખા સમીકરણમાંથી માનવીને બાતલ કરીને જ ઇતિહાસના ઘડવૈયાઓ ભવિષ્યની આગાહી આપી શકે છે અને ઇતિહાસકારો અતીતને ચોક્કસ ઢાંચામાં ઢાળી શકે છે

આવા સઘળા નિર્ણયવાદીઓ (Determinists)-માં માનવધિક્કારનો કોઈક અંશ હોય છે જ. તેમાંના દરેકે દરેકને યથાવત્-માનવી અનિષ્ટરૂપે જ દેખાય છે. અને તેઓ વિધવિધ સાધનો દ્વારા એવું નિષ્પન્ન કરવા મથી રહ્યા છે કે વિશ્વમાં માનવસ્વભાવ જેવી કોઈ ચીજ છે જ નહિ

મુક્તતમ સમાજમાં પણ માનવીને નિશ્ચિત આગાહીક્ષમ સ્વયંસંચાલિત ઘટકમાં ફેરવી નાંખવાની શક્તિ સત્તામાં અંતરગત રહેલી જોવામાં આવે છે. સત્તાસ્થાને બેઠેલા માનવીઓને નિહાળતાં હમેશાં યાદ રાખવું જોઈએ કે, જાણ્યે અજાણ્યે, તેમનો પ્રધાન આશય મુક્ત મતદાર, મુક્ત ગ્રાહક, મુક્ત કામદાર, મુક્ત માલિક અને મુક્ત વિચારકો જેવી સ્વતંત્ર વ્યક્તિઓને નામશેષ કરવાનો યા તેને બિનઅસરકારક બનાવી દેવાનો જ હોય છે. તેઓ નિયોજે છે તે બધી જ પદ્ધતિઓ માનવીને એરિસ્ટોટલની ગુલામની વ્યાખ્યા પ્રમાણેના પાયેલા સજીવ ઉપાદાનમાં–સાધનમાં ફેરવી નાંખવાનો જ હેતુ રાખે છે.

બીજી બાજુએ, વ્યક્તિસ્વાતંત્ર્યને સંરક્ષવા માટે વપરાતી હરકોઈ પદ્ધતિનો પ્રધાન આશય તો સત્તાની અબાધિતતાને આંતરવાનો જ હોઈ શકે. પરંતુ વિક્ટો તો એવાં છે કે વ્યક્તિને સબળ બનાવવાથી કે સત્તાધિશો સાથે તેને ટકરાવવાથી મોટા ભાગે આવાં નિયંત્રણો લાદી શકાતાં નથી. પરંતુ સત્તાના વિકેન્દ્રીકરણ અને વિતરણ દ્વારા, તેમજ સત્તાના એક પરિબળને બીજા પરિબળ સામે ખડું કરીને, ઉપર્યુક્ત નિયંત્રણ પ્રાપ્ત થઈ શકે છે. જ્યાં સત્તા સંગઠિત બનેલી છે ત્યાં અસંગઠિત વ્યક્તિ ગમે તેટલી શક્તિશાળી અને સાધનસજ્જ હોય તો પણ, તેને કોઈ આશ્રયસ્થાન રહેતું નથી, કોઈ સહાય મળતી નથી.

એમાં તો કોઈ શંકા નથી કે તમામ રાજકીય પદ્ધતિઓની સરખામણીમાં 'મુક્ત' સમાજ નિસર્ગથી સૌથી વધુ દૂર નીકળી ગયો છે. બર્ગસનના શબ્દોમાં 'નિસર્ગથી વિપરિત દિશાના મહાકાય પ્રયાસમાં' તે સાકાર થયેલ છે. તેથી કરીને નોંધપાત્ર હકીકત એ છે કે, ગમે તેટલા ઉદાર અને ઉમદા ઉદ્દેશો સાથે રૂસો તરફથી કે પછી Blood & soilના રંગદર્શી આંદોલન તરફથી શરૂ થયેલી 'કુદરતને ખોળે' પાછા જવાની પ્રવૃત્તિઓ વહેલા–મોડા સરમુખત્યારશાહી અને જંગલી પરિબળોની પૂજામાં જ પરિણમે છે.

મનુષ્ય વિષેની બિન–આગાહીક્ષમતા અને જટિલતાનો વિચાર કરતાં, માનવ–સ્વભાવનું નિષ્પ્રાતી–જ્ઞાન અસરકારક સામાજિક વ્યવસ્થાની આધારશીલા બની શકે કે કેમ તે શંકાસ્પદ છે. રાજસત્તાનો નહીં જેવો હસ્તક્ષેપ થતો હોય ત્યારે, અગર તો, માનવ–સ્વભાવની નખશિખ ઉપેક્ષા કરનારી સર્વાંગી સરમુખત્યારશાહી નીચે, સમાજની કામગીરી એકંદરે સંતોષપ્રદ નીવડે એમ બને. અબાધિત રાજસત્તા અને નામની રાજસત્તા–બન્ને, માનવ સ્વભાવને લેખામાં લેવાની આવશ્યકતા જ ટાળવાના માર્ગો છે. સત્તા, ચાહે પદાર્થ ઉપર યા મનુષ્ય ઉપર વાપરવામાં આવે, અતિસરલતા તરફ પક્ષપાત રાખે જ છે. તે તો, સરલ પ્રશ્નો, સરલ ઉકેલો અને સરલ વ્યાખ્યાઓ જ પસંદ કરે છે. જટિલતામાં તેને નિરંકુશતા નજરે પડે છે

બલ્કે, પદાર્થ–જગતમાં મહાન સરલતાવાદીઓ જ મહાન વૈજ્ઞાનિકો અને યંત્રવિદો હોય છે; તો મનુષ્ય જગતમાં મહાન જુલમગારો–હિટલરો અને સ્તાલિનો જ મહાન સરલતાવાદીઓ છે. ભૌતિક વિજ્ઞાની અને રસાયણ–વિજ્ઞાની ભૌતિક પદાર્થના વિજ્ઞાનીઓ છે; તો અશન : હિટલર અને સ્તાલિન માનવના વિજ્ઞાનીઓ છે. તેમની નીતિરીતિઓ અને અપરાધો પાછળ રાજકીય વૈજ્ઞાનિકની અતિસરલતા, આગાહીક્ષમતા અને પ્રયોગશીલતા માટેની લગની જેટલી કારણરૂપ હતી, તેટલા જ તેમના રાજકીય સૂત્રો અગર તો દુષ્ટ હેતુઓ કારણરૂપ હતા. તેમની સાથે અસંમત થનારા તરફની તેમની ઘાતકી અસહિષ્ણુતાનું પણ "વૈજ્ઞાનિક" પાસું હતું. ગણત્રીપૂર્વકના વૈજ્ઞાનિક નિયમોની સદ્ધરતા સામે જેમ અપવાદનું સ્થાન નથી, તે જ રીતે, સત્તાની આપખુદી સામે મતભેદ ધરાવનારનું સ્થાન નથી. બન્ને પ્રકારના અપવાદો સાથે સખત હાથે કામ લેવાવું જોઈએ અને યેનકેન પ્રકારે તે નામશેષ થવા જોઈએ

સોવિયેત રશિયાના આપખુદ સત્તાધિશો આ રીતે દોરવાયા છે, અને તેઓ કૂતરાઓ ઉપરના પાવલોવના પ્રયોગોમાંથી પ્રેરણા મેળવે તેમાં કશું આકસ્મિક નથી. તેમ જ, જ્યાં મનુષ્યોને પશુઓની જેમ રાખવામાં આવતા હતા અને તેમની ઉપર વૈજ્ઞાનિકના કૂતરા–બિલાડાની જેમ પ્રયોગો કરવામાં આવતા હતા તે હિટલરશાહી દમન–છાવણીઓ અમાનવીકરણનાં કારખાનાં બની ગયાં હતાં. આ કોઈ અકસ્માત ન હતો.

[ વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ '૬૪

વીસમી સદીની બીજી પચ્ચીસી દરમ્યાન આપણા જોવામાં આવેલું, શ્વાસ થંભાવી દે તેવું, સાહસિક ઉદાહરણ જો કોઈ હોય તો તે એ છે કે, માનવજાતને વિષે તદ્દન હલકામાં હલકો વિચાર કરવાની હિંમત કરવી આ જેવી તેવી વિચિત્રતા પણ નથી. દુનિયાને ઊંધતી જ ઝડપી લઈને અને લગભગ તેને હતપ્રભ કરી દેવાની હદ, હિટલર અને સ્તાલિન બન્નેએ આ હિંમત દાખવી હતી.

• સત્તાનો ખરો સ્વાદ નિસર્ગ ઉપરના પ્રભુત્વમાંથી નહિ, પરંતુ માનવી ઉપરના સંપૂર્ણ આધિપત્યમાંથી જ પ્રગટે છે. તેથી આપણે જોઈએ છીએ કે નિસર્ગ ઉપરના મનુષ્યના પ્રભુત્વનો નોંધપાત્ર વિકાસ માનવી ઉપર સર્વોપરિતા સ્થાપવા માટેના આવેશમય પ્રયાસમાં જ પરિણમશે. નિસર્ગ ઉપરના વિજયદ્વારા સંપાદિત શક્તિનો માનવજાતને ગુલામ બનાવવામાં વિનિયોગ થશે. આવો વળાંક સૌ પ્રથમ પ્રાચીન નદી–ખીણની સંસ્કૃતિઓનાં ઉત્તર–નિયોલિથિક યુગમાંથી પૂર્ણસત્તાવાદમાં થયેલા સામૂહિક પરિવર્તનમાં દૃષ્ટિગોચર થાય છે.

ઉપ-પૂર્વ (Near East) માં નિયોલિથિક કાળમાં ઔદ્યોગિક ક્રાંતિ જેવું કંઈક જોવામાં આવ્યું એ યુગે ઘોડા અને ગધેડાને ધૂસરી સેતા જોયા; હળ, પૈડાંવાળું ગાડું અને, સઢવાળી હોડીની શોધ જોઈ; ઉપરાંત, ધાતુશાસ્ત્ર (Matellargy) કૃત્રિમ સિંચન (Artificial irrigation) આથાની પ્રક્રિયા (Fermentation) અને ઈંટ પાડવાની કલા, પણ તેણે જોઈ. ત્યારબાદના સંસ્કૃતિ–યુગે મનુષ્યને જાદુ અને ભુવાપંથી છુટકારો કરી દેવાનું કર્યું. ત્યારબાદ, અર્વાચીન સમયની વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક ક્રાંતિઓ થઈ ત્યાંસુધી, નિસર્ગ ઉપરના પ્રભુત્વની પેલી અદ્દભુત ઝંખના દેખાઈ ન હતી; અને આ ક્રાંતિ દરમ્યાન પણ, નિસર્ગ ઉપરની મનુષ્યની વિપુલ શક્તિના પરિણામરૂપે, અને આપણે મનુષ્યને વશ કરવા માટેનો અને માનવસ્વભાવને નિસર્ગની કક્ષાએ ઉતારી મૂકવા માટેનો, ગૂઢ પુરુષાર્થ જ જોવા પામીએ છીએ। વિજ્ઞાન અને યંત્રવિદ્યામાં ભરપૂર પ્રગતિ હાંસલ કરવા છતાં વીસમી સદીનું વિહંગાવલોકન કરતાં, કદાચ, ઇતિહાસમાં એને માનવી ઉપર પ્રભુત્વ મેળવવાના ચાલાકીભર્યા આયાસોના શતક તરીકે જ મુખ્યત્વે જોવામાં આવશે. રાષ્ટ્રવાદ, સમાજવાદ, સામ્યવાદ, ફાસિવાદ, અતિકેન્દ્રિત ઉદ્યોગવાદ (Cartalisation) અને અતિકેન્દ્રિત સંઘવાદ (Unionisation) પ્રચારતંત્ર અને જાહેરાત આ બધા જ મનુષ્યને પ્યાદું બનાવવાની અને માનવ–સ્વભાવની અકળતાને વંધ્ય બનાવી મૂકવાંની વ્યાપક, અણુયબી ઝુંબેશનાં જ પાસાં છે. આમ અહીં પણ વાતાવરણ જુલમ અને જાદુથી જ લદાયેલું છે.

માનવી અને નિસર્ગ વચ્ચે સુસ્પષ્ટ ભેદરેખા પ્રગટ કરવામાં પ્રાચીન હિબ્રુઓ પ્રથમ હતા. તેમાં તેમની કશી અદ્વિતીયતા ન હતી તેમના સમયથી સૂર્ય, તારાઓ, આકાશ, પૃથ્વી, સમુદ્ર, નદીઓ, ગ્રહો અને પશુઓ કોઈ ગેબી શક્તિઓનાં વાહક અને મનુષ્યના ભાવિનાં નિર્ણાયક રહ્યાં ન હતાં. માનવી અને નિસર્ગ બન્નેને ઉત્પન્ન કરનાર એક અને એકમેવ ઈશ્વરની જ હસ્તકલાના આ બન્ને નમૂના હતા. છતાં મનુષ્યને તેણે પ્રતિકૃતિ–સહસર્જક બનાવ્યો। આ હિબ્રુ–યુગથી પ્રભાતોનાં પરિબળો નહિ, ઇતિહાસ વિશ્વની અર્થપૂર્ણ રંગભૂમિ બની ગયેલ છે. મનુષ્યેતર જીવસૃષ્ટિમાં પ્રવર્તતો કાનૂન કે, "બળિયાજ માત્ર જીવી જાય," એને નામશેષ કરવાની શક્તિ મનુષ્ય ધરાવે છે, એવું સપ્રયોગ સિદ્ધ કરવામાં પણ હિબ્રુઓ જ પ્રથમ હતા. નિર્માલ્યતાનાં તત્વોનું સંભવતાનાં શક્યતા–સભર (Potent) સત્વોમાં આમૂલ રુપાંતર (transmute) કરવાની આત્માની રસાયણ–વિદ્યાને (Alchemy of soul) તેમણે જ વહેતી કરી. તેમણે જ માનવીના હૃદયમાં ઝઝૂમી આરઝૂ અને અસીમ સમર્પણની ભાવના પ્રગટાવીને, માનવીને આ ગુણોથી સજ્જ બનાવીને, કેવળ જીવી જવા જ નહિ પણ પ્રબળતર સશક્તનો સામનો કરી શકવા "સમર્થ" બનાવી દીધો. સમગ્રપણે જોતાં, મનુષ્યજાતિમાં સશક્તો કરતાં વિશેષ અશક્તોમાં માનવ સ્વભાવની આ અસ્વાભાવિકતા વધુ સચોટ રીતે દૃષ્ટિગોચર બને છે. અશક્તો, એક નિયમ તરીકે, વધુ સરલ, પરોક્ષ અને બુદ્ધિ

[ અનુસંધાન પાન ૫૩ ઉપર ]

# જીવકોષનું વિસ્મયકારી "જગત"

લે : જી. એમ. ફ્રાંક
[ વિજ્ઞાનો માટેની સોવિયેત અકાદમીના પૂરક સભ્ય ]

વિજ્ઞાનની સંભાવિત સિદ્ધિઓ વિષે બોલતાં મારે એ જણાવવાનું કે, જીવકોષોનો અભ્યાસ કરતાં નજીકના ભવિષ્યમાં જ મહત્વની શોધો થશે, એવી અપેક્ષા આપણે સહેજે સેવી શકીએ.

પરમાણુઓમાં થતી ક્રિયાઓ વિષે આજે ઘણું ઘણું લખાઈ રહ્યું છે પણ એ ક્રિયાઓમાંની અમુક છૂટીછવાયી ક્રિયાઓનો જ હાલ અભ્યાસ થઈ રહ્યો છે. આ ક્ષેત્રે અભૂતપૂર્વ સિદ્ધિઓ સાંપડી છે, તે સહેજે નજરે તરી આવે એવી છે, છતાં તે પરથી જીવન અંગેનું સર્વગ્રાહી ચિત્ર સમજવામાં સહાયતા મળતી નથી જીવદ્રવ્ય જે પદાર્થનું બનેલું છે, તેના અદ્ભુત ગુણધર્મો વિષે આપણે અવારનવાર વાતો સાંભળીએ છીએ વળી એમાં થતી રાસાયણિક ક્રિયાઓની છૂટી છૂટી "કડીઓ"–નો તાગ કાઢવાની વાતો પણ આપણા કાને વારંવાર અથડાય છે સજીવ કોષમાં રાસાયણિક "કન્વેયરો"નું કાર્ય કેવું હોય છે, તે વધુ ને વધુ સ્પષ્ટ બનતું જાય છે.

## જીવકોષનું બંધારણ

પરમાણુઓમાં થતી ક્રિયાઓ વિષેના અભ્યાસમાં પ્રાપ્ત થયેલી સિદ્ધિઓ પરથી એમ માની શકાય કે સજીવ કોષની અંતર્ગત વ્યવસ્થિતપણે જે ક્રિયાઓ થઈ રહી છે, તે વિષેનું ઊંડું જ્ઞાન આપણે નજીકના ભવિષ્યમાં મેળવી શકીશું. કોષને એક સ્વયંસંપૂર્ણ અને પોતાની મેળે પોતાનાં સર્વ કાર્યોનું નિયમન કરનાર તંત્ર તરીકે લેખી શકાય. તેનું બંધારણ જે હોય તેને જાળવી રાખવાનું કામ પણ કોષ પોતે જ કરે છે. અલબત્ત, આઘાત થાય છે તો એ બંધારણને નુકસાન જરૂર પહોંચે છે, પરંતુ એ સંજોગોમાં ઘટતી મરામત કરવાનું તથા નવા કોષોનું સર્જન કરવાનું કામ પણ તે પોતે જ કરી લે છે નવા કોષો સર્જવાની શક્તિ તો તેની એવી છે કે, પોતાના પીંડમાંથી અનેકાનેક કોષોની હારની હાર તે પેદા કરતો જ જાય છે.

કોષમાંની ક્રિયાઓને વેગ આપે એવા હજારો રસો કોષમાં ઝર્યા જ કરે છે. એ રસો દ્વારા દ્રવ્યોની ફેરબદલી થાય છે, તે એટલી સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય છે કે સૂક્ષ્મદર્શક યંત્ર વડે પણ એનો અભ્યાસ કરી શકાય એમ નથી. કોષમાં એવું ગહન તંત્ર વસે છે કે, જે ખરે વખતે અને જ્યાં ખરી જરૂરત હોય ત્યાં, રાસાયણિક દ્રવ્યો પહોંચતાં કરવાની તથા એ ક્રિયાનું પૂર્ણપણે નિયમન કરવાની શક્તિ ધરાવે છે. ખૂબીની વાત તો એ છે કે, આવું અત્યંત અટપટું અને અદ્ભુત કાર્યશક્તિ ધરાવતું તંત્ર એક મિલિમીટરના કેટલાય હજારમા ભાગ જેટલો વ્યાસ ધરાવતા કોષ–વિસ્તારમાં જ સમાયેલું હોય છે

વિજાણુયંત્રોનાં સર્કીટમાં આવતા એલીમેન્ટોને માઈક્રોન જેટલા સૂક્ષ્મ કદનાં બનાવવા વિષે કેટલાક લોકો વાતો કરે છે, લખાણો લખે છે. તેઓ આ માઈક્રોનના કદને સજીવ કોષના કદ સાથે સરખાવે છે, પણ આવી સરખામણીમાં કેટલીક વિષમતાઓ રહી હોય છે, તે તેમના ખ્યાલમાં આવતું નથી રેડિયોનાં સર્કીટમાં મીનીએચર–લઘુ એલીમેન્ટો વપરાય છે. તેઓ એક જ પ્રકારની ક્રિયા કરતા હોય છે જેમકે, કરન્ટ ચાલુ કરે–બંધ કરે; જ્યારે સજીવ કોષમાં આવી એક નહીં પણ હજારો વિધવિધ ક્રિયાઓ થતી હોય છે અને તેમાંની ઘણી ક્રિયાઓ કોઈ પણ ચોક્કસ ધોરણ વગરની હોય છે. કોષની આજુબાજુના વાતાવરણ અંગેની માહિતી કોષમાં આવે, તેનું વિશ્લેષણ થાય અને તેના આધારે કોષમાંની આ બધી ક્રિયાઓ ચાલતી હોય છે. આમ જીવકોષ પોતાની આજુબાજુ જેવી પરિસ્થિતિ પ્રવર્તતી હોય તેને અનુકૂળ થઈ જાય છે કે જેથી તે પોતાનું અસ્તિત્વ ટકાવી શકે.

## તરલ દ્રવ્યો

જીવકોષોમાં અનેકવિધ કાર્યોની વાત કરતાં તેનું

દેહબંધારણ જે દ્રવ્યોનું બનેલું હોય છે, તેમાંનાં કેટલાંક દ્રવ્યો સતત તરલ સ્થિતિમાં રહે છે, તેનો પણ ઉલ્લેખ કરવો ખાસ જરૂરી બને છે દાખલા તરીકે, કોષમાં રહેલું જીવનતત્ત્વ–પ્રોટોપ્લાઝમ–હંમેશા તરલ સ્થિતિમાં જ હોય છે ખુદ કોષ પોતે પણ ગતિ કર્યા કરે છે. કોષની આયુપેશીઓમાં વિશિષ્ટ પ્રકારનાં "મોટર" કોષો–"ચાલક" કોષો–હોય છે, જે આવી ગતિને શક્ય બનાવે છે. કોષમાંના રાસાયણિક "બળતણ"નો કાર્યક્ષમ રીતે ઉપયોગ કરી લેવાની અનોખી શક્તિ આ "મોટર" કોષો ધરાવતા હોય છે.

### ભાવિ શક્તિઓ

મારું એમ માનવું છે કે, હવે ટૂંક સમયમાં જ, કોષની સમગ્ર ચયપચય ક્રિયા વિષેની એકાનેક શોધો એક પછી એક થતી જશે કોષમાંની અત્યંત અટપટી ક્રિયાઓનું કોષ પોતે જ કેવી રીતે નિયમન કરે છે? એ ક્રિયા કરાવનાર સાચા કેવી રીતના હોય છે? કોષ જે પરમાણુઓના બનેલા હોય છે, તેઓ તથા રાસાયણિક તત્ત્વોનું વહન કરતા "આસક્તિ" ઉન્વેયરો વચ્ચે શું સબંધ છે? આ બધી બાબતોનો ચોક્કસ તાગ મેળવવો, એ ખાસ અગત્યનું છે. કારણ એ માહિતી મળે એટલે કોષમાં હજારો રસો ઝરતા હોવાનો આગળ ઉલ્લેખ કર્યો તે વિષે, તથા તે સિવાય બીજાં ઓછામાં ઓછાં દસ હજાર દ્રવ્યોની કોષમાં ફેરબદલી થાય છે તથા વ્યવસ્થિત પ્રક્રિયાઓ થાય છે, તે અંગેની આધારભૂત માહિતી આપણને મળી શકશે

કોષોની અંદર ચાલતી ક્રિયા–પ્રક્રિયાનું આપણું જ્ઞાન વધારવામાં ભૌતિક–વિજ્ઞાન તથા રસાયણશાસ્ત્ર આપણને સહાયભૂત થશે. આ બે શાસ્ત્રોનો આ વિષય પરત્વે અભ્યાસ શરૂ કરતાં જ આપણને માલૂમ પડી જાય છે કે, આ બાબતમાં આપણે જેમ ઊંડા ઊતરતા જઈએ, તેમ જીવકોષોની નિતનવી વિલક્ષણતાઓ આપણા જાણવામાં આવે છે. એ લક્ષણો એવાં છે કે જેનો કોઈ જોટો નથી. મતલબ, જેનું અનુકરણ થઈ શકે એમ નથી.

કોષોની જીવનક્રિયાના અત્યંત ઊંડા રહસ્યનો પાર પામવાથી આપણે સજીવ પ્રકૃતિનાં કેવાં સમગ્ર બળો પર સ્વામિત્વ પ્રાપ્ત કરી શકીશું. તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. એના લીધે આપણે જે શક્તિ હાંસલ કરીશું તેમાં, અત્યારસુધી અસાધ્ય ગણાતા રોગોને મટાડવાની શક્તિનો સમાવેશ થશે. ઉપરાંત દેહવિકાસ તથા તેના નિયમન માટેની અસામાન્ય રીતો અને એવી બીજી અનેક બાબતોના જ્ઞાનથી આપણી શક્તિને વધારશે.



---

[ પા. ૫૨નું ચાલુ ]

ગમ્ય હોય છે–બલ્કે, વધુ સ્વાભાવિક હોય છે કારણો એવાં છે કે નિસર્ગથી વિભક્ત થવામાં અશક્તોએ જ પ્રથમ પદાર્પણ કર્યું હતું. સશક્તો દ્વારા જંગલોમાંથી હાંકી મૂકાયેલ અશક્તોએ જ પ્રથમ ટટ્ટાર ચાલવાનો પ્રયત્ન કર્યો; અને આત્માની તાલાવેલીમાં જ તેણે પ્રથમ શબ્દોચ્ચાર કર્યો; શસ્ત્ર અથવા તો સાધન તરીકે પ્રયોજવા માટે સર્વ પ્રથમ લાકડી હાથમાં પકડી. પોતાની ઊણપો પૂરવા માટે નવી નવી સામગ્રી ઉપજાવવાનું અશક્તોનું અજોડ કૌશલ તો એવું સૂચવે છે કે, યંત્રવિદ્યાની ઉત્ક્રાંતિમાં તેમણે મુખ્ય ભાગ ભજવ્યો હશે.

માનવીને જ્યારે માર્ગ જડતો નથી, ત્યારે અત્યંત વિલક્ષણ રીતે તે માનુષી મટી જાય છે. તેની મહાન, સિદ્ધિઓ ભાગ્યે જ તેની સરળ–નિર્મળ આગેકૂચનું પરિણામ હોય છે તેના ઈષ્ટ લક્ષ્યના માર્ગને રૂંધતા, પ્રથમ દૃષ્ટિએ અનુલ્લંઘ્ય દેખાતા અવરોધોની સાથે પ્રદિપ્ત થયેલી આત્માની તાલાવેલીની જ તે મુખ્યત: પેદાશ હોય, ત્યારે જ સમર્થ શબ્દો અને રોમાંટિક નૂતન સામગ્રીઓ ઉદ્ભવ થાય છે, ત્યારે જ અનંત શોધ અને સ્વર્ગ તથા પૃથ્વીને આશ્લેષની, આત્માની ખોજ આરંભાય છે ( અપૂર્ણ )

# સર્વોદય અને પંચવર્ષીય યોજનાની ગતિવિધિ

—જવેરભાઈ પટેલ

૧

આજનો આપણો યુગ જ આયોજનનો છે આયોજનનો અર્થ છે—સામાજિક આદર્શોની પૂર્તિ માટે ઉપયુક્ત સમાજવ્યવસ્થા.

આજે આ દિશામાં ચાર વિચારધારાઓ પ્રચલિત છે—

(૧) મૂડીવાદ (૨) સમાજવાદ (૩) સામ્યવાદ (૪) સર્વોદય બીજી વાતોને છોડી દઈ એ તો ચારેમાં બે મૂલ્યો પ્રગટ થાય છે. (૧) પહેલી ત્રણ વિચારધારાઓ ઉપભોગ અને ઉત્પાદન ઉપર ભાર મૂકનારી છે.

(૨) એકમાત્ર સર્વોદય વ્યક્તિત્વના વિકાસ ઉપર ભાર મૂકે છે. પહેલી ત્રણ વિચારધારા ચીજ વસ્તુઓના ઉત્પાદન આ શ્રમના બાહ્ય મૂલ્યો પર પહેલી ત્રણ માનવીઓના ભૌતિક સુખ-સગવડ પર. ભાર મૂકે છે, તો ચોથી માનવીના નૈતિક વિકાસ પર. આથી બન્ને મૂલ્યોના માર્ગો જુદા પડી જાય છે અને બન્નેની પ્રગતિની દિશાઓ પણ બદલાઇ જાય છે

ઉત્પાદન ઉપર ભાર મૂકનારી વિચારધારાઓ કાર્યક્ષમ સાધનો તથા શક્તિશાળી મનુષ્યોને પોતાના સાધન બનાવે છે અને બાકીના સાધનો અને મનુષ્યોને પોતાના નસીબ પર પર છોડી દે છે. આનો અર્થ એ કે કેવળ કાર્યક્ષમ સાધનો તથા શક્તિશાળી મનુષ્યો જ ક્રિયાશીલ બને છે અને બાકીનાં સાધનો અને મનુષ્યો બેકાર પડી રહે છે.

આ પ્રક્રિયામાં મોટાં મોટાં કારખાનાં તથા સૌથી અધિક શક્તિશાળી વ્યક્તિઓના હાથમાં જ ઉત્પાદનનો કારભાર ચાલ્યો જાય છે; અથવા એમ કહો કે ઉત્પાદનનું કેન્દ્રીકરણ થાય છે.

બીજી બાજુ, શ્રમને આંતરિક મૂલ્ય તરીકે મહત્ત્વ આપનારી વિચારધારા આ મૂલ્યની વૃદ્ધિ કરવાના હેતુથી, તેના સાધનરૂપે, હરેક વ્યક્તિને કામની તક આપવા ઇચ્છે છે. માણસ ઓછો શક્તિશાળી છે એટલા માટે એને પડતો મૂકતી નથી; બલ્કે, એનો પણ વિકાસ કરવાના હેતુથી એને પણ અનુકૂળ થાય એવી પ્રવૃત્તિનું સાધન એને આપે છે એની દૃષ્ટિમાં કોઈ પણ કુદરતી સાધન નકામું નથી, કે નથી કોઈ માનવી નકામો. યોજનાપૂર્વક હરેક ચીજનો પૂરો લાભ લઈ શકાય છે. અને હરેક મનુષ્યને સારી પ્રવૃત્તિની તક આપી શકાય છે.

તો, બાહ્યમૂલ્ય અને ચીજ વસ્તુના ઉત્પાદનના હેતુ માટે કેન્દ્રીકરણ અધિક કારગત સાબીત થાય છે કે વિકેન્દ્રીકરણ ?

પ્રચલિત માન્યતા તો એવી છે કે, વિકેન્દ્રીકરણથી ચીજ વસ્તુઓનું ઉત્પાદન વધે છે; પણ વાસ્તવત બીજી જ છે. કેટલીક ખાસ ચીજ-વસ્તુઓના ઉત્પાદનમાં કેન્દ્રીકરણ ઉપયુક્ત છે; પરંતુ આવી ચીજો સિવાયની સામાન્ય ઉપભોગની ચીજોનો વિચાર કરીએ તો, બે કારણે એમનું ઉત્પાદન વિકેન્દ્રીકરણ પદ્ધતિમાં વધારે થાય છે એક તો, કેન્દ્રીકરણમાં કેવળ કાર્યક્ષમ-સાધન અને શક્તિશાળી મનુષ્યની ઉત્પાદન શક્તિ જ કામમાં આવે છે, ત્યારે વિકેન્દ્રીકરણમાં તમામ ઉપલબ્ધ સાધનો તથા મનુષ્યોની શક્તિ કામમાં આવે છે. બીજું, એ પણ છે કે, બહુજન સમાજની સર્જન શક્તિ ચીજોની સંખ્યા તથા ગુણમાં વૃદ્ધિ કરે છે ત્યારે કેન્દ્રીકરણની પદ્ધતિ ઘણાં બધાં સાધનો તથા બહુજન સમાજની સર્જન શક્તિને બેકાર રાખે છે; આથી પરિણામે ઉત્પાદન એટલું ઓછું જ ઊતરે છે આ બન્નેનો ઉપયોગ કરવાવાળી વિકેન્દ્રિત પદ્ધતિમાં કુલ ઉત્પાદન વધે છે આથી જન-સમુદાયની દૃષ્ટિથી કેન્દ્રીકરણ કરતાં વિકેન્દ્રીકરણમાં જ જીવનધોરણ ઊંચું રહે છે — અલબત્ત વિકેન્દ્રીકરણમાં પણ વિજ્ઞાનનો ઉપયોગ કરવામાં આવે એ શર્તે જ.

* શ્રી. જવેરભાઈ પટેલે 'પ્લાનિંગ કમિશન'ના ભૂતપૂર્વ સભ્ય તરીકે કામગીરી બજાવી છે; ઉપરાંત તેઓ ખાદી ગ્રામોદ્યોગ કમિશનના અગ્રણી કાર્યકર છે.

● આમ, ક્રામને આંતરિક ગુણ-વિકાસનું સાધન માનવાવાળી સર્વોદય વિચારધારામાં ભાગમૂલ્ય પણ અધિક મળે છે, અને ચીજ વસ્તુનું ઉત્પાદન પણ વધે છે, તથા સમાજના અંતિમ – છેલ્લામાં છેલ્લા માણસનો પણ વિકાસ થાય છે, ને આ રીતે અન્ત્યોદય પણ સિદ્ધ થાય છે.

### પંચવર્ષીય યોજનાઓનું દૂષણ

આપણી પંચવર્ષીય યોજનાઓની સ્થિતિ સાવ વિચિત્ર છે. નથી એ પશ્ચિમી દેશોના ઢંગની પૂર્ણ-કેન્દ્રિત ઉત્પાદનની કે નથી એ દરએક વ્યક્તિના વિકાસની તક આપવાવાળી વિકેન્દ્રીકરણની. આથી નથી ચીજોનું ઉત્પાદન વધારે ઝડપથી વધતું કે નથી વ્યક્તિનો વિકાસ થતો. વળી આપણા દેશની પરિસ્થિતિમાં તો, આપણા દેશના અર્થતંત્રની જે બુનિયાદ છે તે ખેતીનું ઉત્પાદન પણ પ્રત્યેક વ્યક્તિને તક આપવાવાળી વિકેન્દ્રીકરણની પદ્ધતિના અભાવમાં ખાડુ જ ધીમુ વધી રહ્યુ છે.

આપણી યોજનાનું સૌથી મુખ્ય દૂષણ તો એ છે કે એમાં વિચાર-વિનિમયનું જ કેન્દ્રીકરણ થયુ છે! કેન્દ્રના ઉચ્ચ અધિકારીઓ વિચાર કરીને બધા નિર્ણયો લે છે, અને બાકીની આખી પ્રજાને એ નિર્ણયો અનુસાર વર્તવાનું કહેવામાં આવે છે. આખી પ્રજા વિચાર કરીને પોતાનો નિર્ણય કરે અથવા પોતાનો કાર્યક્રમ બતાવે એ માટે તેને પ્રવૃત્ત કરવામાં આવતી નથી. આથી પ્રજા સુસ્ત અને પરાવલંબી બની જાય છે એનો પોતાનો કોઈ અભિક્રમ રહેતો નથી આથી સરકાર તરફથી પૈસા, યંત્ર, ખાતર, સલાહ વગેરે મળવા છતાં ય, ખેતીનું ઉત્પાદન લગભગ સ્થગિત છે.

આ બાબતમાં હમણાં હમણાં 'ગ્રામ-યોજના' જેવો શબ્દ વપરાવા લાગ્યો છે પરંતુ વાસ્તવમાં આ ગ્રામ-યોજના નથી એમાં તો, પંચવર્ષીય યોજના અનુસાર આપવામાં આવતી અમુક રકમમાંથી દર એક ગામનો હિસ્સો નક્કી થાય છે; તથા લેવામાં આવેલા નિર્ણયો અનુસાર, એ ભાગે પડતી રકમ ખર્ચવા માટે ગામનો કાર્યક્રમ બનાવાય છે.

વાસ્તવિક રીતે ગ્રામ આયોજન તો એવુ હોવુ જોઈએ, જેમાં ગામના લોકો પોતાના સવાલો પર વિચાર કરે. માનવશક્તિ તથા સાધનોનો અંદાજ કાઢે તથા પોતાના જીવનની જરૂરિયાતો અને સગવડોના એ કાર્યક્રમમાં સરકારની સહાયતા લે. (આવી ગ્રામ-યોજના તો ખાદી કમિશનની સઘનક્ષેત્ર યોજના સિવાય ભાગ્યેજ ક્યાંય જોવામાં આવે છે.)

## ૨

પંચવર્ષીય યોજનાના ફલરૂપે આપણા દેશમાં શહેર અને ગામડાંઓ વચ્ચે તથા જુદા જુદા વર્ગો વચ્ચે અસમાનતા વધી રહી છે, એનાં બે મુખ્ય કારણો છે. (૧) ગ્રામઆયોજનનો અભાવ એને કારણે ગામની આવક અને સગવડો વધતી ન હોવાના લીધે, આવક અને વિકાસની તકના માર્યા, ગામડાંના શિક્ષિત જુવાનો શહેરો તરફ ચાલ્યા જાય છે; અને ગામડું નવી આવક તથા બુદ્ધિ બંનેથી વંચિત રહે છે. (૨) યોજનાના દૂષણને લીધે દેશની બધી સંપત્તિ કેન્દ્રિત થાય છે. આ સંપત્તિનો ઉપયોગ પણ એવાં કામોમાં થાય છે કે જેથી સમાનતા પેદા ન થાય કેન્દ્રિત પદ્ધતિએ જ યોજના અંગે વિચારાય છે તથા નાણાં વહેંચાય છે એથી તો, સમાજના કેટલાક શક્તિશાળી વર્ગો જ અને તેમાં ય ખાસ કરીને શહેરના ઉપલા વર્ગના લોકો જ, પોતાના અધિકારથી ઘણો મોટો ફાયદો ઉઠાવે છે.

**આ વધતી જતી અસમાનતાના મૂળમાં, યોજનામાંનું કેન્દ્રીકરણ જ છે; જ્યાં સુધી આ મૂળ કારણ દૂર નહિ થાય અને યોજનાનું વિકેન્દ્રીકરણ નહિ થાય ત્યાં લગી, અસમાનતા વધતી જ જશે.**

યોજનાનું કેન્દ્રીકરણ તો, જાણે, કોઢનો વિકાર છે. એને સાફ કર્યા વગર કેવળ મલમ લગાવ્યે ગુમડાં મટવાનાં નથી.

● કેન્દ્રીકરણથી કેવળ આર્થિક અસમાનતા નથી વધતી, પરંતુ સત્તાનું પણ કેન્દ્રીયકરણ થાય છે. આને કારણે આગળ વધવાની તક સમાનરૂપે સૌને મળતી નથી; પરિણામે લોકોની સ્વતંત્રતા જોખમમાં મુકાઈ ગઈ છે

આ સમસ્યાનો ઉકેલ પણ યોજનાના વિકેન્દ્રીકરણ દ્વારા જ શક્ય છે.

સર્વોદયી દૃષ્ટિએ વિચારીએ કે આપણા દેશની ખાસ પરિસ્થિતિની દૃષ્ટિએ વિચાર કરીએ : કેન્દ્રિત યોજનાની ક્ષતિઓ તથા વિકેન્દ્રિત યોજનાના લાભો, આજે ૧૨–૧૩ વર્ષની યોજનાના અનુભવને અંતે, કંઈક વધુ સ્પષ્ટ બની રહ્યા છે. પરંતુ તેથી પ્રત્યક્ષ પરિસ્થિતિમાં કશો ફેરફાર થશે એવું દેખાતું નથી.

**કેન્દ્રીકરણની આજે એવી પરિસ્થિતિ છે જેવી ધર્મની.**

સર્વોદય-યોજના માટે આજે કોરી સ્લેટ પર અક્ષર પાડવા જેવી ભૂમિકા આપણે ત્યાં નથી બે પંચવર્ષીય યોજનાના અમલને અંતે, આજે ત્રીજી યોજના ચાલી રહી છે; અને એની ગતિવિધિનો પ્રભાવ આખા દેશ પર પડી રહ્યો છે. એટલું જ નહિ પણ કેટલીક એવી દિશાઓ ચોક્કસ થઈ રહી છે કે જે સર્વોદય-સમાજની સ્થાપના માટે ગંભીર સમસ્યાઓ ઊભી કરનારી છે.

આપણા દેશમાં અતિ મોટી વસ્તીની સરખામણીમાં વિકાસની તકો અત્યંત સીમિત છે. યોજનાની કસોટી એ છે કે, વિકાસની તકોમાં તે કેટલી ઝડપે વધારો કરે છે. આ પાયાની બાબતમાં જ આપણી યોજનાઓ નિષ્ફળ સાબીત થઈ રહી છે કારણ એ છે કે દેશનાં જૂજ શહેરોમાં–ખાસ કરીને રાજધાનીના–વિકાસની તકો વધારવા ઉપર યોજનાઓનું લક્ષ કેન્દ્રિત થતું રહ્યું છે. અને લાખો ગામડાંમાં એવી તકો પેદા કરનારી કલ્પનાશક્તિનો પરિચય આપણને એમાં સાંપડતો નથી. આજે તો ગ્રામવિસ્તારમાં નવી તકો માટે અસીમ મેદાન ખુલ્લું પડેલું છે. છતાં મૂઠીભર શહેરોમાં જ વિકાસની તકો કેન્દ્રિભૂત થાય છે. આથી સૌની નજર આ શહેરો ઉપર જ દોડે છે. ત્યાં જ તકોની વહેંચણી થાય છે. આથી—

**તકો કેવળ સીમિત જ નહિ, કેન્દ્રિત પણ થાય છે અને એની વહેંચણી કરનારાઓમાં ભ્રષ્ટાચાર ફેલાય છે. જ્યાં સુધી વિકાસની તકો શહેરોમાં જ સીમિત રહેશે ત્યાં લગી ભ્રષ્ટાચારને મીટાવવાની કોશીષ વ્યર્થ છે.**

**ગ્રામ વિસ્તારના અર્થતંત્રનું દુષ્ચક્ર !!**

યોજનાઓમાં ગામડાંના ઉત્પાદનના કાર્યક્રમ સ્થાન નથી, એવું નથી પરંતુ આ કાર્યક્રમો ગામડાંની વસ્તીના પ્રમાણમાં બહુ નહિ જેવા છે. એટલું જ નહિ એમનો હેતુ, સહાયતા અને માર્ગદર્શન દ્વારા ખેતીનું ઉત્પાદન વધારવાનો તથા યથાશક્તિ ગ્રામવિસ્તારોમાં શિક્ષણ, સ્વાસ્થ્ય વગેરે સેવાઓનો ફેલાવો કરવાનો છે. આ ક્ષેત્રોએ કંઈક અંશે પ્રગતિ પણ થઈ રહી છે.

પરંતુ, સહાયતા આપવી એક ચીજ છે ને આદર્શ ઘડવો બીજી વાત છે જો હેતુ આદર્શ ઘડવાનો હોય તો એના પાયા પર આખો કાર્યક્રમ અને રાજ્યની આખી નીતિ નક્કી થવી જોઈએ, જેથી કરીને ગામડાં એવો આદર્શ-વિસ્તાર બને કે જેમાં શિક્ષિત લોકોને પોતાના સંપૂર્ણ વિકાસની તક મળે.

● આ દૃષ્ટિએ ખેતીનું કેવળ ઉત્પાદન વધારવાનો જ વિચાર ન કરતાં, ખેતીના ધંધાને એવો ઉન્નત બનાવવો જોઈએ કે જેથી શિક્ષિત લોકો દિલચસ્પીથી એને અપનાવે એજ રીતે ગામડાંમાંના ઉદ્યોગ-ધંધાને કેવળ સહાય કરવાની દૃષ્ટિથી નહિ, પરંતુ ગ્રામસંસ્કૃતિને સુદૃઢ અને સમૃદ્ધ બનાવવાના ખ્યાલથી, પ્રતિષ્ઠાપૂર્વક ચલાવવાની દૃષ્ટિએ સ્થાન આપવું જોઈએ. એ જ રીતે, ગામડાંની પૂરી વસ્તીના, પૂરા સમયનો યોજનાબદ્ધ ઉપયોગ ન થવાને કારણે એની કાર્યક્ષમતાપૂર્વક થઇ શકતી નથી, અને એમાં રોકાયેલાઓની અર્ધબેકારી ચાલુ રહે છે આથી કિસાનોને બેવડું નુકસાન તો છે જ, પણ એનાથી અધિકતર નુકસાન તો એ છે કે, એમની પેદાશની કિંમત ખૂબ જ ઓછી ઊપજે છે.

કિસાનોમાં ટ્રેડયુનિયન જેવાં સંગઠન નથી હોતાં આથી ખેતીની પેદાશના દામ કોઈ ન્યાયસંગત પદ્ધતિએ નક્કી કરાવી નથી શકાતાં કારખાનાના માલના ઉત્પાદનની જેમ એને યોગ્ય દામ ન મળવાને કારણે ખેતીની પેદાશ વધારવા માટે કિસાનને કશું પ્રોત્સાહન નથી મળતું. આ પ્રકારે ગ્રામવિસ્તારના અર્થતંત્રની કમજોરીનું દુષ્ચક્ર ચાલ્યા કરે છે

## ગામડાં બુદ્ધિ અને શક્તિથી વંચિત

વિકાસની તકો ન હોવાના કારણે બુદ્ધિશાળી વર્ગ આજે ગામડાંમાં ટકતો નથી. આધુનિક જીવનની સગવડો ન મળવાને કારણે પણ શિક્ષિત લોકો, ભલે પછી એ શહેરી હો કે ગામડાના હો, ગ્રામવિસ્તારમાં જઈને રહેવાનું પસંદ નથી કરતા. આથી જ તો ગામડાંની ઈરિપતાલો સારી તાલિમ પામેલા દાક્તરોની સેવાઓથી વંચિત રહે છે સારા શિક્ષકો અને અધ્યાપકો, સારા ઈન્જીનીયરો, સારા વહીવટદારો તથા યોજકો – આ બધા શહેરોમાં જ રહે છે અને ગામડાંને નસીબે નીચલી કક્ષાના વધેલા સેવકો (મોટે ભાગે) રહી જાય છે. આથી એમને યોગ્ય માર્ગદર્શન પણ પ્રાપ્ત થતું નથી આવી સ્થિતિમાં ગામડાંની પ્રગતિનું સંગઠન કરવાની સમસ્યા એવી ને એવી લટક્યા કરે, એમાં નવાઈ શી? ગામડાંના કોઈ પણ કાર્યક્રમ અંગે વિચારો,— પછી એ સેવા-સહકારી સમિતિ હો કે સહકારીખેતી હો — દરેક ક્ષેત્રે સંગઠનનો સવાલ મહત્વનો છે.

એક બાજુ શક્તિશાળી લોકો ગામડાં છોડી બહાર ચાલ્યા જાય અને બીજી બાજુ, વધેલા લોકોના સંગઠનની કોશીશ કર્યા કરવામાં આવે – આવી શોચનીય દશા આજે છે.

આ મૂળ સમસ્યાના ઉકેલ વિના ગ્રામવિસ્તારોના સંગઠનની સમસ્યા શી રીતે ઉકલવાની!

૩

### યોજના : પ્રજાની નહિ, સરકારી !

પંચવર્ષીય યોજનાઓનો એક વધુ દુષ્પ્રભાવ આમ જનતા પર પડે છે. એની આંખો તો સહકારી યોજના પર ઠરે છે. યોજનાઓ માટે સરકાર પૈસા આપે છે અને તૈયાર કાર્યક્રમ આપે છે, તથા તેના અમલ માટે અમલદારો મોકલી આપે છે! આથી પ્રજા તો વિચારે છે કે, આ તો સરકારી કાર્યક્રમ છે. વળી જે કક્ષાના અમલદારો ગામડાંને આ યોજનાઓનો અમલ કરવા પ્રવૃત્ત કરે છે, એથી તો આમ જનતા ઊલટી-સુસ્ત બને છે

આમ, યોજનાઓમાં અપાતી સહાય અને સગવડની ગણત્રીએ જ કામ થાય છે એમાં જનતાના પુરુષાર્થનો યોગ મળતો નથી. અતે, આ સાધનો અને સગવડો બહુ જ મર્યાદિત પ્રમાણમાં યોજનાઓ દ્વારા ઉપયોગમાં લઈ શકાય છે. પરિણામે દેશની પ્રગતિ પણ સીમિત બની જાય છે બલ્કે પ્રગતિનો બધો ભાર આખી પંચવર્ષીય યોજનાઓ દ્વારા સરકાર પર જ પડે છે. કેન્દ્રિત આયોજનનું જ આ પરિણામ છે અને વિકેન્દ્રિત આયોજન જ એનો ઈલાજ છે, એ સ્પષ્ટ છે.

પંચવર્ષીય યોજનાઓની ગતિ-વિધિનું એક વધુ અનિષ્ટ પરિણામ એ છે કે—

● સરકારી તંત્ર પર પ્રભાવ નાખનારી તથા જનતાના અભિક્રમને પોરો ચઢાવનારી લોકશક્તિના આધાર પર ચાલનારી સાર્વજનિક સંસ્થાઓ આજે દેશમાં નહિ જેવી છે જે પહેલાથી ચાલતી આવી છે તેય, આજે તો, સરકારી સહાયતાના સહારે જ ચાલી રહી છે! આથી એમનું સ્વતંત્ર તેજ પ્રકટતું નથી. એ લગભગ અર્ધ-સરકારી સંસ્થાઓ જેવી જ બની ગઈ છે

આમ, અનેક દૃષ્ટિએ પંચવર્ષીય યોજનાઓની ગતિવિધિનો પ્રજા પર કશો સારો પ્રભાવ પડતો નથી.

# યુજીન ઓ'નિલ કૃત નાટક
## 'ડીઝાયર અન્ડર ધ એલ્મ્સ'
**—અંસીલાલ દલાલ**

ઓ'નિલને આધુનિક અમેરિકન નાટ્ય સાહિત્યનો સર્વશ્રેષ્ઠ નાટ્યકાર માનવામાં આવે છે. અને તેનાં નાટકો માટે તેને નોબલ પ્રાઇઝ મળ્યું છે. અમેરિકન નાટક અને થિયેટરના વિકાસમાં તેનો ફાળો નોંધપાત્ર છે. તેનાં નાટકોમાં ટેકનીક અને શૈલીની દૃષ્ટિએ તેણે કરેલા ફેરફારોને કારણે તેને Experimentalist—પ્રયોગવાદી નાટ્યકાર તરીકે ઓળખાવવામાં આવે છે. ૧૯૧૮ થી ૧૯૨૯ સુધી પ્રોવિન્સટાઉન નાટ્યગૃહના દિગ્દર્શકોમાંનો તે એક હતો. આ જ પ્રોવિન્સટાઉનના નાટ્યગૃહે ઓ'નિલનાં ઘણુંખરાં નાટકો રજૂ કર્યાં હતાં. તેનાં વિશેષ જાણીતાં અને ચર્ચાસ્પદ બે નાટકો 'Strange Interlude' અને 'Mourning Becomes Electra' થિયેટર ગાર્ડને રજૂ કર્યાં હતાં. 'Desire under the Elms' ગ્રીનવીચ વિલેજ થિયેટરે સર્વ પ્રથમ ૧૯૨૪માં રજૂ કર્યું હતું. આ નાટકને ઘણા વિવેચકો ઓ'નિલનું શ્રેષ્ઠ નાટક માને છે. નાટ્યકલાની દૃષ્ટિએ, આ નાટક સ્વરૂપ અને રચનાની દૃષ્ટિએ સપ્રમાણપણે લખાયેલાં 'The Hairy Ape,' 'Strange Interlude' તથા 'Mourning Becomes Electra' કરતાં પણ વધુ ઊંચા પ્રકારનું છે. એમાં વસ્તુ સંવિધાનની ગૂંચ કે પ્રયોગશીલતા નથી. ભલે તે બીજાં નાટકોની માફક પ્રભાવશાળી ન લાગે છતાં વધુ હૃદયસ્પર્શી છે.

નાટકના બનાવો ૧૮૫૦ની સાલના ન્યુ ઇંગ્લેન્ડના એક ફાર્મહાઉસની બહાર અને અંદર બને છે. વસ્તુ ગ્રામ્યજીવનને લગતું છે, અને રજૂઆતમાં વાસ્તવ છે. આ ગામના ફાર્મહાઉસના માલિક ઈફ્રાઈમ કેબોટના જીવનમાં નાટ્યકાર કારુણ્ય જુએ છે. તેની પહેલી પત્નીના બે પુત્રો સાઈમન કેબોટ અને પિટર કેબોટ તેના પિતાના જંગલી સ્વભાવથી અને ફાર્મ પરની અતિશય મજૂરીથી ત્રાસી, ફાર્મ છોડી, કેલિફોર્નિયાના વધુ સમૃદ્ધ અને ધનિક એવા સોનાના પ્રદેશ તરફ જવા નીકળી પડે છે. તેનો ત્રીજો પુત્ર ઇબેન કેબોટ તેની બીજી પત્નીનો પુત્ર છે. ઇબેન ઈફ્રાઈમને ખૂબ જ ધિક્કારે છે. કારણ કે તે માને છે કે તેણે જ તેની Maw–માને મારી નાંખી છે. તેની મરી ગયેલી માની ઇબેન પર ઘેરી અસર છે. તેનામાં તેની માની પ્રતિ છે, એવું આપણને તેની મા વિશેની અનૂની ઉક્તિઓમાં લાગે છે. એટલે જ ઘણા વિવેચકો આ નાટકમાં ઈડિપસ ગ્રંથિનાં દર્શન કરે છે. પણ ઈડિપસ ગ્રંથિની વાત કેવળ એક ફોર્મ્યુલા તરીકે જ કરવામાં આવી નથી. ઇબેનના પાત્રમાં તે જીવંત છે. વળી તેનામાં જંગલી પૌરુષ અને કામલાલસા છે. તેના બે ભાઈઓ તેનામાં તેના પિતાની જ પ્રતિમા જુએ છે, અને આગાહી કરતા હોય એમ કહે છે, 'Dog will eat dog.' છતાં ઈફ્રાઈમ ઇબેનને તેની મા જેવો સુંવાળો અને બિલકુલ મૂર્ખ માને છે. ઈફ્રાઈમને જીવનમાં એકલતા અને નીરસતા લાગતાં તે છોતેર વર્ષની ઉંમરે એબી પુટનામ નામની પાંત્રીસ વર્ષની સ્ત્રીને પરણીને તેને ઘેર લાવે છે. એબી પુટનામને તેના પહેલા પતિથી એક પુત્ર પણ હતો, પરંતુ જીવનમાં સુખ અને વૈભવ મેળવવા તે ઈફ્રાઈમ જેવા ઘરડા ખખ્ખર અને અર્ધ ગાંડા જેવા લાગતા વૃદ્ધ માણસ સાથે પરણી છે. તે પણ ખૂબ જ કામલોલુપ સ્ત્રી છે. ફાર્મહાઉસ પર આવ્યા પછી ઇબેનને પહેલી દૃષ્ટિએ જ જોતાં તે તેના તરફ આકર્ષાય છે. ઇબેન તેને ધિક્કારે છે, કારણ કે તેનામાં રહેલી માતૃભક્તિ સતત જાગૃત છે. તેને લાગે છે કે આ નવી મા પણ સ્વાર્થની લાલચથી જ અહીં આવી છે. છતાં તેને પણ આવી 'Purty' અને કામલોલુપ સ્ત્રી પ્રત્યે આંતરિક રીતે આકર્ષણ થાય છે. આપણે Love and hate – પ્રેમ અને ધિક્કારના પરસ્પર વિરોધી છતાં આંતરિક સંવાદ સાધતા વસ્તુનાં આ નાટકમાં દર્શન કરીએ છીએ. એબી ઇબેન સમક્ષ

પોતાનો પ્રેમ જાહેર કરે છે પરંતુ તે મિની નામની ગામડાની વેશ્યા પાસે જાય એ એને બિલકુલ પસંદ નથી. ત્યાર પછીનાં દૃશ્યોમાં એબી અને એબેનના Romance—પ્રેમક્રીડાના પ્રસંગો ખૂબ જ ઉષ્માભરી રીતે આલેખાયા છે. એમાં જીવતતા અને કવિતા છે ઈફ્રાઈમને પૂર્વેની પથરાળ ભૂમિમાંથી પોતે પસીનાથી તૈયાર કરેલા હરિયાળા અને ફળદ્રુપ ફાર્મ પ્રત્યે કુદરતી પક્ષપાત છે તે આ ફાર્મ એબેનને આપવા ઈચ્છતો નથી. છતાં તે એબીને એક શરતે તેનું ફાર્મ આપવા તૈયાર છે. જો તેને પોતાનાથી એક પુત્ર થાય તો. દેખીતી રીતે એબી આ પ્રસ્તાવ સાથે સંમત થાય છે, પરંતુ અંતરથી તેને ધિક્કારે છે એબેન અને એબીના ગુપ્ત મિલનને કારણે એક દિવસે ઈફ્રાઈમને ત્યાં પુત્રપ્રસવ થાય છે પુત્રપ્રસવના માંગલિક પ્રસંગે ફાર્મહાઉસના રસોડામાં બાજુમાં ઈફ્રાઈમ આજુબાજુનાં ફાર્મના ખેડૂતો (ઉભય સ્ત્રી અને પુરુષો)ને નૃત્ય અને મદિરાપાન અર્થે આમંત્રે છે આ દૃશ્ય તદ્દન જીવંત અને આવેગયુક્ત છે તેમાં ઈફ્રાઈમ ખૂબ દારૂ ઢીંચીને હાથીની માફક મદમત્ત બની ઝૂમે છે. તે સમયે એબેન બાળકના પેડિયાની નજીક ઊભો છે. બહાર એબી તેની આતુરતાપૂર્વક રાહ જોઈ રહી છે છેવટે તે એબેન પાસે જાય છે. એબેન બહાર ચાલતા નૃત્યથી ત્રાસી જાય છે. તે ફાર્મહાઉસ ત્યજી ચાલી જવા ઈચ્છે છે. તેને બાળકને કારણે એબી પ્રત્યે ફરીથી ધિક્કાર પેદા થાય છે. એબી તેને ખૂબ સમજાવે છે, આજીજી કરે છે, છતાં તે જક્કી જ રહે છે. છેવટે તે આ બાળકને જ — જો તે તેમના પ્રેમની વચ્ચે આવતો હોય તો તેને — કાયમને માટે દૂર કરવા એબેન સમક્ષ નિર્ણય લે છે. અને સાથેસાથ તે નિર્દોષ બાળકને ગૂંગળાવીને મારી નાખે છે પાછળથી એબેન બાળકના કરુણ મૃત્યુના સમાચાર જાણીને ફરીથી એબી પ્રત્યે ગુસ્સે થાય છે અને તેને ધિક્કારે છે. ઈફ્રાઈમને પણ એબી બાળકના મૃત્યુના સમાચાર આપે છે અને તેની આગળ છેવટે ધટસ્ફોટ કરે છે કે તે બાળક તેનું નહોતું, પરંતુ તે તો એબેન અને તેના પાપી સંબંધોને કારણે અવતર્યું હતું. ક્રોધના આવેગમાં એબેન ગામના શેરીફને બાળકના ખૂન માટે ખબર આપવા જાય છે. નાટકના અંતમાં એબેન અને એબી વચ્ચે સમજૂતી થાય છે અને પુત્રના ખૂન માટે પોતાને જ જવાબદાર ગણે છે. શેરીફ બન્નેને ફાર્મહાઉસ પરથી લઈ જાય છે. ઈફ્રાઈમ ફરીથી જીવનમાં એકલતા અનુભવતો તેમને જતાં જોઈ રહે છે.

આ નાટકને વાસ્તવિક ગ્રામ્યજીવનની ટ્રેજેડી તરીકે ઓળખાવી શકાય તેમાં નાટ્યકારે સમુચિત રીતે ગ્રામ્યબોલીનો (colloquial) ઉપયોગ કર્યો છે તેને કારણે નાટકમાં Local Colours દેખાય છે. ફાર્મહાઉસની આજુબાજુનું વર્ણન સચોટ અને જીવંત છે. મકાનનું વર્ણન કરતાં નાટ્યકાર લખે છે: The house is in good condition but in need of paint. Its walls are a sickly grayish, the green of the shutters faded.' પ્રતીકરૂપ બે Elmsનાં વૃક્ષોનું વર્ણન કરતા તે લખે છે, Two enormous elms are on each sie of the house. *They bend their trailing branches down* over the roof They appear to protect and the same time subdue There is a sinster maternityin their aspect, a crushing, jealous absorption They have developed from their intimate contact with life of man in the house an appalling humaneness. They brood oppressively over the house. They are like exhausted women resting their sagging breasts and hands and hair on its roofs, and when it rains their tears trickle down monotonously and not on the shingles'

આ વૃક્ષોના વર્ણનમાં કવિતા છે અને ભાવકલ્પન છે વળી આ વૃક્ષોની નીચે જ એબેન અને એબીની પ્રેમક્રીડાના ગુપ્ત પ્રસંગો ભજવાય છે. એટલે નાટકનું શીર્ષક ' Desire under the elms ' સૂચક અને સાર્થ છે. ખુદ ઈફ્રાઈમને જ એમાં કોઈક પાપી તત્ત્વ હોય એમ લાગે છે. વળી આ જ વૃક્ષો અહીં બનતી ટ્રેજેડીનાં જીવંત સાક્ષીઓ છે

આ નાટકના Localizationને કારણે તેનું ફલક સંકુચિત નથી, તે કેવળ કોઈ પ્રદેશને લગતું નથી, પરંતુ તે માનવીને લગતું છે; મનુષ્યની આવેગયુક્ત

પ્રેમ અને ધિક્કારની વૃત્તિ અને તેના સ્વભાવમાં રહેલી સંબધિત ગ્રંથિઓને લગતું છે. મનુષ્ય જાતિ અને taboo—મનાઈ, 'પિતા' અને Conscience—આત્માને મનુષ્ય સ્વીકારે છે અને ધિક્કારે પણ છે. અને તેનો ધર્મ અને આર્થિક પ્રવૃત્તિ તેના આવેગમાં જ રહેલાં છે, અને તે સ્ત્રી કે નિર્જીવ વસ્તુઓ મેળવવા ઉપરાંત પણ કાંઈક વિશેષ ઇચ્છે છે, એ આ નાટ્યકાર નાટક દ્વારા સૂચવે છે.

આમ આ નાટક પથરાળ ભૂમિમાંથી પ્રગટેલા માનવ-ઝરણાં સમું લાગે છે છતાં એમાં એણે સ્ત્રી અને પુરૂષના આવેગયુક્ત સ્વભાવની ખાત્રી કરાવી છે, તેનામાં કરુણ નાટ્યકારના જેવો દેહ છે. સર્વપ્રથમ અમેરિકન થિયેટરની રંગભૂમિ પર નસીબ, મનોવૈજ્ઞાનિક સૂત્રો અથવા આદર્શોને અસ્પષ્ટ નીરૂપતા નૈરાશ્યપૂર્ણ દર્શન એણે પોતાના નાટકો દ્વારા કરાવ્યું. આ પ્રકારની ટ્રેજેડીની તુલના યુરોપીય વાસ્તવવાદના રંગે રંગાયેલી ઈબ્સનની ટ્રેજેડીઓ સાથે કરી શકાય વસ્તુ અને મનોભાવો ઊભયની દૃષ્ટિએ આ નાટક એક કરુણ કવિતા છે. તેના ધબકતા હૃદયમાં રહસ્ય છે. અમુક અંશે તે પ્રેમના ધિક્કારમાં અને ધિક્કારના પ્રેમમાં સતત પરિવર્તન પામતા વિચિત્ર વિચારનું રહસ્ય છે. આ રહસ્ય — જ્યારથી જ ગસી આનિના પ્રથમ સર્ગે પોતાના પિતા સાથે લડવાનું શરૂ કર્યું યા પોતાના હાથમાં ન આવે એવી પ્રથમ સ્ત્રી તરફ પોતાની નજર કરી, અથવા તો પ્રથમ સ્ત્રીએ, જેનાથી તે બીતી હતી તેનામાં, પ્રેમનાં દર્શન કર્યાં ત્યારથી — પ્રગટ થયું છે.

આ નાટકમાં - આવતા ઉભરાભર્યા, કામાવેગનાં ઊર્મિપ્રધાન વર્ણનો જરૂર Puritans—ધર્મિષ્ઠ યા પવિત્રજનોને કે નીતિપ્રિય જનોને ભડકાવે એવાં છે અને તેમને કદાચ ત્રાસરૂપ પણ લાગે. છતાં આ નાટકનો આશય કે તેની જીજ્ઞાસા તો કવિતા જ છે. અને આ સદીની વીસીમાં ( Twenties ) અમેરિકાના સામાજિક તેમ જ સાંસ્કૃતિક સંદર્ભમાં તે 'Shocker'—આઘાતજનક કૃતિ તરીકે પૂરવાર થઈ હોય, છતાં તે ઓ'નિલની માનવીય જીવનની દૃષ્ટિની સૌથી શુદ્ધ અને સંકલિત ( Integrated ) અભિવ્યક્તિ છે.

નીચેના ઇબેનના સ્વભાષણમાં આપણને કવિતાનાં દર્શન થાય છે. વળી છેલ્લી પંક્તિઓમાં તેના પોતાના પાપાચારની કબૂલાત પણ છે.

( Eben stretches his arms up to the sky — rebelliously ) Eben — Waal — ther's a star, an' some whar's they's him, an' here's me, an' thar's Min up the road — in the same night. What if I does kiss her? She's like t'night, she's soft 'n' wa'm, her eyes kin wink like a star, her mouth's wa'm, her arms're wa'm, she smells like a wa'm plowed field, she's purty...... Ah — eh! By God A'mighty she's purty, an' I don't give a damn how many sins she's sinned afore mine or who she's sinned 'em with, my sin's as purty as any on on'em!

# પશ્ચિમના પ્રવાસે

સનત મહેતા

૨૦–૯–૬૨

અહીંની ન્યાયની પદ્ધતિ પર અમારો એક પાઠ ગયો. આમ તો આપણા જેવું જ છે—એટલે કે, સીટી કોર્ટ, ડિસ્ટ્રિક્ટ કોર્ટ, હાઈકોર્ટ, સુપ્રીમ કોર્ટ, પણ રાજ્યના કાયદા અને મધ્યસ્થ સરકારના કાયદા માટે અલગે અલગ કોર્ટો એની પોલિસો પણ અલગ અલગ. મધ્યસ્થ સરકારના ગુના માટે શહેરની પોલીસ પકડી ન શકે પણ એટલુ યાદ રાખીએ કે પોલીસ અહી સુધરાઈના હાથમાં હોય છે.

અહીં પ્રાથમિક શિક્ષણ માટે સ્કૂલ કમિટી છે, એનુ બજેટ સુધરાઈ ઘડે, પણ એની ચૂંટણી સીધી લોકોમાંથી જ થાય પણ શહેરની સ્થાનિક ચૂંટણીમાં અહીંની પ્રજાને રસ નથી. Excitement, Big Plans, Entertainment, Fashion આ બધા અહીંના મુખ્ય વિચારો છે.

આજે બાળસંગ્રહાલયમાં 'અને બાળ' ચિત્ર કેન્દ્રમાં ઉજવનસાધનાના ચિત્રો આપ્યાં. એમને ખૂબ ગમ્યાં—આ બને જગ્યાએ અહીંના બાળકોના ચિત્રો જોયાં—એ બધામાં મને તો આપણાં બાળકોના ચિત્રો ચડિયાતા લાગ્યાં—ઊતરતાં નહિ. ઉપરાંત, શિક્ષણ અંગેનુ આપણું વલણ આ બધાની બરોબરી કરી શકે તેવું છે, એમ ચર્ચા પરથી લાગ્યુ.

અમેરિકનો બધી જ બાબતોમાં જમણી બાજુ અખત્યાર કેમ કરે છે!—એ શોધવાની મારી મહેનત હજુ કામયાબ નથી થઈ. દુનિયા આખી ડાબી બાજુ વાહનો ચલાવે છે; અમેરિકો જમણી બાજુ આપણને ડાબી બાજુ ચાલવાની ટેવ છે. અહીં રસ્તા પર, ફાઇટ પર, બધે જ જમણી બાજુ ચાલવુ પડે છે. ચોપડા લખવામાં આપણા કરતાં ઊલટી દિશામાં એ લોકો જમા ઉધાર કરે છે. અને છતાંય ડાબે હાથે લખનારા ઘણા સારા પ્રમાણમાં અહીં છે.

આજે રાત્રે હું વાંચીને સૂઈ જતો હતો ત્યાં જોડેના રૂમમાં નવી વ્યક્તિ દેખાઈ—બાથરૂમનું બારણું Automatic lock થઈ ગયું. એટલે એણે મને રસ્તો પૂછ્યો. વ્યક્તિ કોઈ વૃદ્ધ અમેરિકન હતી. એનો નાઈટ ડ્રેસ તદ્દન Funny હતો. મેં ટેલીફોન કરીને પોલીસને બોલાવી એની મારફત ઉઘાડવા કહ્યુ અને ટેલીફોન કરવા ગયો. પણ ટેલીફોન ચાલતો ન હતો. પણ એટલામાં તો એ વૃદ્ધ સજ્જન બહાર જઈ બારીના કાચ ઉઘાડી બારીમાંથી ઘૂસી બાથરૂમ ઉઘાડીને મને કહે છે: "Oh, I have done it." પછી મેં પૂછ્યું: "તમે કોણ છો?" એણે કહ્યુ, હું મિસ્ટર–દર અઠવાડિયે હું અહીં આવું છું ભારતમાં મેં ૫૦,૦૦૦ માઈલની મુસાફરી કરી છે."

વધુ તપાસમાં ખબર પડી કે મિસ્ટર અમેરિકાની બહુ જાણીતી વ્યક્તિ છે. ફોર્ડ ફાઉન્ડેશન તરફથી Small scale industries અંગેનો અહેવાલ તૈયાર કરવા તથા યુનોના Food & Agri. તરફથી આજે અહેવાલ તૈયાર કરવાની બન્ને સમિતિઓમાં ભારત આવી, ભારત સરકારને તેમણે અહેવાલ આપ્યા છે. પં. નહેરુ વગેરેને બરાબર ઓળખે છે. એ અહી Bussiness Management માટે આવતા મોટા મોટા ઉદ્યોગોના મેનેજરોને માટે ત્રણ દિવસ Public Relations અંગે સેમિનાર ગોઠવે છે એમના એક સેમિનારમાં એમણે કહેલુ.

"We, Americans are selling Cverything but we cannot sell conviction. communism has sold conicton We must do it if we want to fight it."

તા. ૨૫–૯–૬૨

હમણાં તો અમેરિકામાં મિસિસિપી યુનિ.માંથી પ્રવેશ ન આપવા માટે કાઢી મૂકાયેલ જેમ્સ મેરિડિથ નામના નિગ્રોનો સવાલ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. અમેરિકાના દક્ષિણનાં રાજ્યોમાં કાળા ગોરાનો રંગભેદ હજુય ઘણો છે—થોડો ઘણો તો બધે જ—પણ ત્યાં વિરુદ્ધ જ. સુપ્રીમ કોર્ટે ચુકાદો આપ્યો છે કે યુનિ.માં આ ભેદભાવ બંધારણવિરોધી છે, પણ યુનિ. એ ના

પાડી. જેમ્સે સુપ્રિમ કોર્ટ પાસે દાદ માગી. એટલે યુનિ. સત્તાવાળાઓ નમતા આવ્યા. પણ મિસિસિપીના ગવર્નર વચ્ચે પડી યુનિનો કબજો લીધો છે. સુપ્રીમ કોર્ટે કોર્ટના તિરસ્કારના સમન્સ કાઢ્યા છે. ગવર્નરે જાહેર કર્યું છે કે હું ધરપકડ વહોરવા તૈયાર છું. એટલે સુપ્રીમ કોર્ટે મધ્યસ્થ સરકારની લશ્કરી મદદ માગી છે અને જેમ્સને દાખલ કરાવવા લશ્કર ત્યાં જશે તો ગવર્નર બાર્નેટ કહે છે કે, ગવર્નરની પોલીસની હું મદદ લઈશ — અહીં ગવર્નર એટલે રાજ્યનો સર્વ-સત્તાધીશ મુખ્ય પ્રધાન — લોકોનો ચૂંટાએલો. ગોરા લોકો મિસિસિપીમાં બેજી ચડ્યા છે. બીજી બાજુ કેનેડી મક્કમ છે. જેમ્સ મેરિડિથ એ કોલેજ સિવાય બીજે જવા તૈયાર નથી આખો દેશ—અખબારો સુદ્ધાં દીવેલે ચડ્યાં છે ... દુનિયાની અમેરિકાનો ચોકીદાર અમારા જેવા પાસે સંયમના માર્ગ આખો નમાવે છે. જોઈએ શું થાય છે ..

૨૬-૯-૬૨

આજે ગતે આઠ વાગે નવેમ્બરમાં થનાર સેનેટ અને મેસેચ્યુસેટ્સ રાજ્યના ગવર્નરની ચૂંટણીના બધા ઉમેદવારોની, જાતિ કે રંગભેદમાં ન માનનારી, શહેરની ત્રણ સંસ્થાઓના આશ્રયે, સંયુક્ત સભા હતી. ત્રણ ઉમેદવારો ટેડી કેનેડી, પ્રા. હ્યુજ્સ અને લોજ. એમ આઈ. ટી. ઓડીટોરિયમ ચિક્કાર હતું. ત્રણ સંસ્થાના ત્રણ પ્રતિનિધિઓ અને ત્રણ ઉમેદવારો — પહેલાં ત્રણ સંસ્થાઓના પ્રતિનિધિઓએ એક એક સવાલ પૂછ્યો. ત્રણેના ત્રણે ઉમેદવારોએ જવાબો આપ્યા પછી ત્રણે ય જણે પાંચ પાંચ મિનિટ પોતાની નીતિના નિવેદનો કર્યાં અને પછી શ્રોતામાંથી એક સવાલ મિસિસિપી યુનિ.ના મામલામાં લશ્કર વાપરવા અંગે પુછાયો. જવાબો અપાયા. પછી ગવર્નરની જગ્યાના ઉમેદવારે જવાબ આપ્યા. (એક જ ઉમેદવાર હાજર હતો): એટલે શ્રોતાઓએ બીજાની ઠેકડી ઉડાડી હોય તદ્દન અઘ-તંન છે. અવાજની સુંદર વ્યવસ્થા છે અને આકાર પણ. ભારતમાં આ પ્રથા અપનાવવા જેવી છે. અહીં આ પ્રથા બહુ સામાન્ય છે.

* * *

આટલો મોટો આધુનિક સમૃદ્ધ દેશ ભણેલો, સુખી—પણ હજીય પોતાના દેશમાંથી રંગભેદ નથી કાઢી શક્યો. એ જોઈને લાગે છે કે, શિક્ષણ અને સમૃદ્ધિનો વિચારના વિકાસ જોડે કંઈ જ સંબંધ નથી. આ જોઈએ છીએ ત્યારે લાગે છે કે, ગાંધીજીએ અસ્પૃશ્યતા અને કોમી ભેદભાવ ન મિટાવ્યો હોત તો, આપણી પણ આ જ દશા હોત જગતના દરબારમાં આના કરતાં પણ ખરાબ દશા હોત!

અમેરિકન જીન્દગીનો એક અતિ અગત્યનો, ભારતે શીખવા જેવો, ભાગ એ છે કે નોકર પટાવાળા ક્યાંય કોઈ ઓફીસમાં તમને જોવા નહિ મળે. શાળા—કોલેજ, મોટા ધંધા રોજગાર કે સરકારી ઓફીસો કે ઘર....બધે જ એ લોકો પટાવાળા અથવા નોકર નથી રાખતા. સાહેબગીરી આપણે ત્યાં છે, તેટલી યા બિનજરૂરી અહીં નથી—જો કે, સગવડો એટલી જ છે. ડીશ ધોવાનાં મશીન, કપડાં ધોવાનાં મશીન — એટલે રોજનાં મુખ્ય કામો તો પતી જ જાય. બધી જાતના રસ, બધી જાતનાં ફળ કે શાકભાજી કે બ્રેડ, બધું પેક ડબ્બામાં તૈયાર મળે. એટલે રાંધવા માટે કાં તો એને તળવાનું કરવાનું હોય, અગર ગરમ કરવાનું હોય. કોફી તો 'ઇન્સ્ટેન્ટેનિયસ' જ. અને ચા માટે એક કપ પૂરતી નાનકડી થેલી આવે, તે ગરમ પાણીમા નાખી દેવાની. ખાંડ દરેક ટેબલ પર હોય જ. ને મોટા ભાગના દૂધ વિનાની કાળી ચા કે કોફી પીવાના. નહિ તર, તદ્દન બાળકોને માટે રમવાનો કાગળનો કપ હોય તેવા કપમાં દૂધ આવે.

* * *

પાનખર (અહીં આને fall કહે છે) આવી રહી છે એટલે ધીરેધીરે બધા જ પાન રતુમડા રંગનાં થતાં જશે; પછી, એકદમ લાલ થશે અને બાદ એક સામટાં ખરવા માંડશે—બરફ આવશે ત્યારે એકેય પાન,

એક પણ કાળી નહિ હોય અને બહુ બરફ પડશે ત્યારે તો કાળીઓ સફેદ બરફથી છવાઈ જશે...

* * *

મિસિસિપીના નિગ્રો વિદ્યાર્થીના પ્રવેશે જબ્બર ઉહાપોહ જગાવ્યો છે એક બીજા રાજ્ય અલાબામાના ગવર્નરે પણ મિસિસિપીના ગવર્નરને કેન્દ્ર સરકાર સામે થવામાં ટેકો આપ્યો છે. અમેરિકાની એક ખાસિયત લખવી રહી લખવી ભૂલી જતો હતો: આપણે અંગ્રેજી માસ અને વરસ પ્રમાણે તારીખ હોય તો ૩૦–૧–૬૨ એમ લખીએ જ્યારે અહીં લોકો ૧–૩૦–૬૨ એમ લખે છે. બોલવા પ્રમાણે લખવું એમ દલીલ છે

* * *

સાંજે મને બોસ્ટનના પરાં જોવા લઈ ગયા. સાત માઈલ પર આવેલ લેક્ઝીંગ્ટન (જ્યાં બ્રિટિશરો સામે સ્વાતંત્ર્ય યુદ્ધ લડાયું હતું) અને ત્યાંથી દૂર કોન્કોર્ડ જ્યાં મિનિટમેનનું સ્મારક છે. મિનિટમેન એટલે અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધના ખેડૂતો – જેઓ એક મિનિટમાં હાકલ પડયે હળ છોડીને બંદૂકો લઈ લડવા પહોંચી જતા કોન્કોર્ડમાં ખેડૂતોએ જબરદસ્ત મુકાબલો કરેલો અને સ્વાતંત્ર્ય યુદ્ધનાં મંડાણ ત્યાં જ થએલાં. પાછા ફરતાં, મહાન ફિલસૂફ થોરો જે તળાવમાં હોડીમાં સૂઈને કલાકો ચિંતન કરતા તે થોરોનું તળાવ જોયું. ખૂબ જ એકાંત અને હરિયાળી જગ્યા છે

૧–૧૦–૬૨

આખરે કેનેડીએ સમવાયી સરકારનું લશ્કર મોકલી મિસિસિપી યુનિ.માં હબસી વિદ્યાર્થી મેરિડીથને દાખલ કર્યો. ડેપ્યુટી ગવર્નરને પકડીને હોસ્પિટલમાં ચિકિત્સા માટે મોકલી આપ્યો. કેમ્પસમાં તે ગતે લગભગ આઠ વાગ્યાથી તે દસ સુધી એકાદ હજાર વિદ્યાર્થીઓ અને બીજાં ટોળાંઓએ હુલ્લડ મચાવ્યુ – બંદૂકો તાકી આખો તોફાન કેનેડીએ સખ્ત હાથે દાબી દીધું.

મેરિડિથ લશ્કરની મદદથી રોજ વર્ગમાં જાય છે. એક માર્શલ એની રૂમમાં જોડે રહે છે. વિદ્યાર્થીઓ હજૂ 'Nigger' કહીને એનો હુરિયો બોલાવે છે બે દિવસમાં એક શબ્દ એણે કોઈની જોડે ઉચ્ચાર્યો નથી.

પણ એ ત્યાં રહેવા મક્કમ છે. એના શબ્દોમાં: "It is a fact that Negros are looked on and treated as something other than first class citizens in Mississipi. They have been denied mans rights — bane to American Democracy. I am not concerned with this problem and absolutely intent on seeing that every citizen has an opportunity to be a citizen."

કેનેડીનાં આ પગલાંએ દુનિયામાં ભારે પ્રશંસા મેળવી છે

૨–૧૦–૬૩

આજે ગાંધી જયંતિ હતી–

અહીં તો શું હોય પણ આજે રાતે બર્લિનના મેયર વીલી બ્રેન્ડરનું પ્રવચન હતું. વિષય હતો ordeal of co-existance આઠ વાગે એક હોલમાં સભા હતી. અમે ૭ વાગે પહોંચી ગયા તોય જગા ન મળી. ૧૫૦૦ જેટલા શ્રોતાઓ પાછા ગયા હશે. છેવટે એની બાજુના હોલમાં વ્યવસ્થા કરી જ્યાં 'સ્પીકર' પર સાંભળવાની વ્યવસ્થા હતી. ગાંધી જયંતિના દિવસે સાંભળવા જેવો લોખંડી વક્તા હતો. સાંભળતાં સાંભળતાં રોમાંચ ખડાં કરી દીધાં– 'wall of shame' શબ્દોમાં ગજબ સામર્થ્ય ભરતો હતો. પ્રવચન પૂરું થયું ત્યારે તાળીઓના ગડગડાટ શમી જ ન શક્યા. એણે અંતમાં કહ્યું: The fate of western democracy depends upon our ability to see beyond any temporary conflict and to grasp the transcendent vision of essential unity of Man and Nations."

સાથે જ ગાંધી પછીના વિશ્વમાં આવા માણસો જોઈએ છે. માનવતાને ગુંગળાતી બચાવવાનો એનો અવાજ ભારે આત્મશ્રદ્ધા ભર્યો હતો. બર્લિનમાં મને એ વાતનો વિશ્વાસ આવ્યો કે આપણે સામ્યવાદથી ડરવાની જરૂર નથી ××

* * *

આજે બપોરે હાર્વર્ડ જેને માટે વિખ્યાત છે તે Case Method of Lesson હતું – મેનેજમેન્ટ અને

મજૂરમંડળના કોર્સ માટે આવેલા વિદ્યાર્થીઓને ૮ દિવસ પહેલાંથી એક કેસ આપવામાં આવ્યો હતો. એક કંપનીમાંથી ત્રણ મજૂરને કાઢી મૂક્યા બદલ તકરાર પામેલી ફરિયાદનો એ કેસ હતો. કેસ એટલે હકીકતો પછી એની છણાવટ કરી ચર્ચામાંથી જે મુદ્દો જડે તે શિક્ષક બોર્ડ પર લખે જાય. ખૂબ મજા પડી. ત્રણ મજૂરોને કાઢી મૂકવાનું કારણ એ લોકો સામ્યવાદી હતા તે હતું અને કંપનીને સંરક્ષણ ખાતાના માલનો કોન્ટ્રાક્ટ હતો. એટલે એમને છૂટા કરેલા.

જુવાન સ્નાતકો જે આવતી કાલના મેનેજરો હતા તેમણે અને અમે દલીલોમાં ખૂબ આનંદ લૂંટયો. આ Case Method દાખલ કરવા જેવી છે આપણા શિક્ષણમાં–Law Collage–માં તો સહેલાઈથી કરી શકાય

૩–૧૦–૬૨

આજે સવારે અમેરિકન એસ્ટ્રોનોટ શેપીરા અવકાશમાં ગયો એ વખતે T. V. પર બધુ વિગતવાર બતાવાયું આખો દિવસ એના સફળ ઉડ્ડયન માટે અહીં અમેરિકનોમાં ભારે ઉત્સાહ હતો. કલાકે કલાકે રેડિયો પર ખબર આવતા હતા. રાતે વીસી બેન્ડરનું બીજું પ્રવચન સાંભળ્યું – આજે અંદર જવા મળ્યું – વધુ મજા પડી.

અમેરિકાના મજૂરો એમની વૈદકીય સંભાળ માટે ઘણાં નાણાં ખર્ચે છે, છતાં બ્રિટનના New statesman નામના સામયિકે એના વિશે બહુ મજાનું વાક્ય લખ્યું છે :

If so American workers paid one dollar a month for old age health insurance that would be 840 million dollars a year. Add the equal amount of contribution of their employer and thus total will be Dollar 1·7 Billion a year ( ૧૭ કરોડ ડોલર ) A lot of money;

Until you consider that Americans spend dollar 3 billion a year on their dogs, cats and other household pats.

–એટલે કે, ત્રણ બીલીયન ( ૩૦ કરોડ ) ડોલર કૂતરાં, બિલાડાં અને બીજાં પાળેલાં જાનવરો પાછળ ખર્ચે છે!

આજે સાંજે અમારું એક સેમિનાર હતું. સેમિનારમાં દોઢ કરોડની સભ્યસંખ્યા ધરાવનાર AFLCIO નામની મધ્યસ્થ મજૂર સંસ્થાના ઉપપ્રમુખ અને કાપડકામદારોના વૃદ્ધ નેતા એમિલ રિવિઝનું પ્રવચન હતું.

જબરદસ્ત લોખંડી માણસ છે – Very tough. એણે કહ્યું કે અમે ૪૦ કલાકના અઠવાડિયાને બદલે ૩૫ કલાકનું અઠવાડિયું માંગીએ છીએ. એટલા માટે નહિ કે અમને ૪૦ કલાકનું કામ ભારે પડે છે. દસ કલાકમાંથી આઠ કલાક માગતા હતા તે વખતની અમારી આ દલીલ અમે અત્યારે નથી કરતા. ૪૦ કલાક કામ કરવું જોઈએ એમ અમને લાગે છે પણ અમેરિકામાં આજે ૪૦ લાખ માણસો ઓટોમેશનના કારણે બેકાર છે. એને રોજી આપવાનું ઉદ્યોગો અને સરકાર નથી વિચારતાં – અમે ૪૦ કલાક કામ કરવા રાજી છીએ પણ અમે ૪૦ કલાક કામ કરીએ અને ૪૦ લાખ કામ કરવા ઈચ્છતા અમારા ભાઈઓને એક કલાકનું ય કામ ન મળે તો અમે ૩૫ કલાક કામ કરીને ય એમને માટે જગા કરીશું — સરકાર અને ઉદ્યોગો બીજો રસ્તો વિચારે તો અમે સ્વીકારીશું. એની વાણીમાં ભારે મક્કમતા હતી.

પછી તો એણે કમાલ કરી – એણે જ્યારે કહ્યું કે, "ઉદ્યોગો અને યુનિયનોમાં પૈસા મારી ખાવાની ટેવ મને ભારે બેચેન બનાવ્યો છે" એક પ્રોફેસરે સવાલ પૂછ્યો કે "તમને દુઃખ થાય છે પણ આવા સડાને યુનિયનમાંથી કાઢવા તમે શું પગલાં સૂચવો છો ?"

એણે ચીડાઈને જવાબ આપ્યો —"અમે એવાં યુનિયનોને બરતરફ કર્યાં છે જેમાં મોકલવાની સત્તા અમારી પાસે નથી. પણ ઉદ્યોગપતિઓના મંડળે કોઈને બરતરફ કર્યાનું તમે સાંભળ્યું છે! – એવા લોકો તો એમની પરિષદો ગજવે છે –"

પેલા તો ચૂપ થઈ ગયા.

૬–૧૦–૬૨

સવારે ઊઠી બધા તૈયાર થયા ૧૧ વાગે અમે નીકળ્યા–અહીંથી ૬૦ માઈલ પર Bear Mountain નામની જગ્યા જોવા. બેર માઉન્ટન હડસન નદીના કાંઠાપર અતિ સુંદર જગ્યા છે. રસ્તામાં કનુ

અમને કબ્રસ્તાન જોવા લઈ ગયા. એના ગામનું નામ છે. Val Halla વાલહાલા એટલે Gate of Heaven —અહીં માણસને દાટવાનો રીવાજ છે, એટલે સીમેટ્રીનું મહત્વ ભારે છે. માનવીનું મોત પણ આ દેશમાં મોંઘું છે કારણ સીમેટ્રીમાં એટલી જગ્યા મેળવવા ૨૦૦ ડૉલર આપવા પડે—તેમાંય રસ્તા નજીકની જગા પસંદ કરો તો વધુ નાણાં જોઈએ!

પાછા ફરતાં ત્યાંથી દૂર West Point પર ગયા. ત્યાં અમેરિકાની સૌથી મોટી લશ્કરી કૉલેજ છે નદીના કાંઠા પર જૂના જમાનાના કિલ્લાની ઢબનાં પત્થરનાં મકાનો. અહીં પ્રવેશ મેળવવો બહુ અઘરો હોય છે—પાંટીલા જુવાનોને મળવા તેમની પત્નીઓ અને મા બાપો આવ્યાં હતાં—શનિ રવિની રજામાં. ત્યાં લશ્કરી શક્તિ—સાધનો અને ઉત્ક્રાન્તિનું મ્યુઝીયમ છે. તેમાં બધી જાતનાં લશ્કરી હથિયારો, પહેરવેશો ને, નેપોલિયન વગેરેની તલવાર ઈત્યાદિ સંગ્રહાયું છે.

*　　　*　　　*

મને લશ્કરી પ્રદર્શનમાં મજા નથી આવતી. It is a sad side of humanity. ત્યાંથી વળી, હડસન નદીમાં રાખેલાં, બીજી લડાઈ વખતે વાપરેલાં, યુદ્ધ જહાજો જોયાં. સેંકડો કાળા ઢીમ જેવાં થઈ ગયેલાં યુદ્ધ જહાજો, દુનિયાની શાંતિના શોકમાં ડૂબેલાં હોય એમ કાળાં મોઢાં લાંબાં કરીને પડ્યાં હતાં! આ બધા જ સમયે રસ્તાની વનશ્રી—આ fall ગજબ સુંદર હતી. પાનખરમાં અહીંનાં પાન પોતાના રંગ બદલે છે. વસંતનું આ સૌન્દર્ય આપણને જોવા નથી મળતું. પાનખરમાં લીલાં પાન ધીરે ધીરે પીળાં, અને પછી, એકદમ લાલ થાય છે; અને સૂર્યનાં કિરણો રંગીન થઈ જાય છે અને એ કિરણો એના પર પડે છે ત્યારે, જાણે એ પારદર્શક હોય એમ, કિરણો રંગીન થઈ જાય છે અને ઝાડનાં ઝુંડમાંથી રંગો વરસતા લાગે છે.

૭–૧૦–૬૨

આજે સૂરજ નીકળ્યો એટલે બધાને આનંદ થયો. અમે હવે પાનખર માણવા વધુ દૂર પહાડોમાં બે મોટરમાં નીકળ્યા. એક ઊંચી જગાએ જઈને પાનખરનાં દર્શન પેટ ભરીને કર્યાં. રંગના કટોરા છલકાયે જતા હતા ત્યાંથી બેર માઉન્ટ ઉપર ગયા. અદ્ભુત! અહીં બધી જ જગાએ, જ્યાં સૃષ્ટિ સૌન્દર્ય જોવાનું હોય ત્યાં, દૂરબીનો જમીનમાં ગોઠવેલાં હોય છે અને એમાં દસ સેન્ટ નાખો એટલે જોવા મળે. બેર માઉન્ટનથી ન્યુયોર્ક જોયું—નીચે હડસન નદી વહેતી હતી; દૂર વેસ્ટ પોઈન્ટનાં મકાનો હતાં.

૮–૧૦–૬૨

આજે તો વહેલી સવારે સાત વાગે તૈયાર થઈને જવાનું હતું. સાડા આઠે ન્યુયોર્કમાં પગ મૂક્યો. ન્યુયોર્ક એટલે ગગનચુંબી ઈમારતો, મોટા સ્ટોર્સ...દોડાદોડી. અમારે જવાનું હતું American Arbitration Associationમાં. અહીં ધંધાદારી લવાદોની આ Non-Profit સંસ્થા છે. મજૂર મંડળ અને માલિક વચ્ચે ઝઘડો પડે અને લવાદને સોંપવો હોય તો આ લોકોને લખે એ લોકો લવાદનું લિસ્ટ મોકલે. બંનેને પસંદ હોય તેવા લવાદ આ કેસનો નિકાલ કરે દોઢ લાખ ઝગડા એમણે ઉકેલ્યા છે લવાદ તરીકે પ્રોફેસરો, નિવૃત્ત ન્યાયાધિશો વગેરે કામ કરે છે એમને એક દિવસના ૧૦૦ ડૉલર બંને મળી આપે છે

એજ મકાનમાં ફોર્ડ ફાઉન્ડેશન એ ફિસ હતી. જેમાં જીવન સાધનાની વાતો લખી છે તે પુસ્તિકા Roots of Ehangeની નકલો લીધી બીજું સાહિત્ય પણ લીધું અને પછી ગયો ન્યુયોર્કના સૌથી ઊંચા મકાન Empire Building પર ૧૦૨ માળનું ૧૪૭૨ ફીટ ઊંચુ મકાન એ સૌથી ઊંચું દુનિયાનું મકાન છે ત્યાં જવા માટે મિનિટની ૧૨૦૦ ફીટની ઝડપે ચડતી લિફ્ટ છે પહેલા તમને ૮૬મા મજલે લઈ જાય છે. ત્યાંથી તમે ન્યુયોર્ક જોઈ શકો છો. અને તમે ૧૦૨મા મજલે પહોંચો ત્યારે માઈલો સુધી દૂર દૂરબીનોમાંથી જોઈ શકો છો. ઉંચાઈમાં એ ૯૮૪ ફીટ ઊંચા એફીલ ટાવર, ૫૫૫ ફીટ ઊંચા વોશિંગ્ટન મોન્યુમેન્ટ, ૬૦૦ ફીટ ઊંચા પિરામીડ કે ૧૭૯ ફીટ ઊંચા પીસા ટાવર કરતાં, ઘણું જ ઊંચુ છે.

*　　　*　　　*

બપોરે કોટ્યાધિપતિ રોકફેલરે બાંધેલું રોકફેલર સેન્ટર (જ્યાં બધી જાતની મોટી ઓફીસો આવેલી છે,)

જોયું. અને નજીકમાં રેડિયો સીટી હોલમાં ઘૂસી ગયો. રેડિયો હોલ એ દુનિયાનું સૌથી મોટું થિયેટર છે. અહીં એક જ ટિકીટમાં તમને સિનેમા અને પછી નૃત્ય સંગીતનો કાર્યક્રમ જોવા મળે. ચાર મજલા ગેલેરીના છે. ચિત્રનુ નામ હતુ ' Gigot ' ( જીગો ) એક પહાડી ભોળા મૂંગા માનવી જીગોની કથા હતી એને રખડુ ચારિત્ર્યહીન સ્ત્રીની નાનકડી રૂપાળી એક છોકરી – સાતેક વરસની – પર ખૂબ લાગણી થઈ આવે છે એને રાજી રાખવા એ બધું કરે છે. એની મા એને માટે પૈસા ન લાવે તો, છોકરીને લઈ ને પોતે બીજે જતા રહેવાની ધમકી આપે છે. એટલે છેવટે જીગો ચોરી કરે છે. એક દિવસ જીગો છોકરીને દેવળમાં લઈ જાય છે. અને છોકરી, ઈશુ અને મેરીના પૂતળાં જોઈ આ કોણ છે એમ પૂછે છે. જીગો ચેનચાળાથી બહુ સમજાવવા મથે છે પણ નથી સમજાવી શકતો ત્યારે પહેલી વાર એને પોતે નથી બોલી શકતો એનુ દુઃખ થાય છે અને ભગવાન પાસે માથું પટકે છે...બહુ મજાનુ ચિત્ર હતું.

ચિત્ર પૂરુ થયું એટલે દિવાલના એક પરદામાંથી ઓરગન વગાડનારો માણસ બહાર આવ્યો – બહુ મજાનું ઓરગન હતું. આખુ ઓરકેસ્ટ્રા – બધાં જ વાદ્યો – એક જ ઓરગનમાંથી એણે વગાડયાં – પછી એ પીઆનો સહિત અંદર જતો રહ્યો અને સ્ટેજ નજીકનું પ્લેટફોર્મ ઊંચું થયું તો વાદકોનું ઓરકેસ્ટ્રા જમીનમાંથી ઉપર આવ્યું ઓરકેસ્ટ્રા પછી કલાકારોનું સમૂહ નૃત્ય, અને ગીતો વગેરે કાર્યક્રમો હતા. માફક ઓરગનના પણ સ્ટેજ પરના માઈક આપોઆપ ઊંચા થાય, નીચે જતા રહે, સ્ટેજના જુદા જુદા ભાગો ઊંચા નીચા કરી ગોઠવી શકાય—એ બધી સગવડો મજાની હતી નૃત્યો સામાન્ય હતાં.

* * *

ન્યુયોર્કની જીન્દગી એટલે તોબા. દરેક માણસ દોડતોજ હોય છે. એક ટેક્સી ડ્રાઈવરે કહ્યું : "બધા પૈસા માટે દોડે છે, પણ એ પૈસા આરામથી વાપરી ન શકાય તો આ દોડાદોડીનો શુ અર્થ ?"

મને લાગ્યું : We wanted to create comforts but in end created more discomforts than comforts મોટર વાળો પણ ન્યુયોર્કમાં ટ્રેઈનથી જાય ! કારણ ન્યુયોર્કમાં મોટર માટે પાર્કિંગની જગા નથી હોય તો દોઢ ડોલર દિવસનું ભાડું ભરી શકતો નથી (ક્રમશ)

# ઇતિહાસ અને સાહિત્યના તાણાવાણા*

—ભોગીલાલ સાંડેસરા

ગાયકવાડઝ ઓરીએન્ટલ સીરીઝના ગ્રંથાંક ૩૪ તરીકે, સને ૧૯૨૭માં પ્રગટ થયેલ 'મિરાતે એહમદી' ભા. ૨ની પ્રસ્તાવનામાં વિખ્યાત ઇતિહાસકાર સ્વ. જદુનાથ સરકારે કહ્યું છે : "Of all the provinces of India, Gujarat is the richest in the number and variety of its historical records" અર્થાત ભારતના સર્વ પ્રાન્તોમાં ઐતિહાસિક સાધનોની સંખ્યા અને વૈવિધ્યની બાબતમાં ગુજરાત સૌથી વધુ સમૃદ્ધ છે. ઐતિહાસિક સાધન-સામગ્રીના જે પ્રકારો એ વખતે જાણવામાં હતા, એમાં હવે આર્કિયોલોજીનાં ઉત્ખનનોને પરિણામે મળેલી સામગ્રીનો ઉમેરો થાય છે અને એ દિશામાં હમણાંના થોડાંક વર્ષોમાં ગુજરાતમાં ગણનાપાત્ર કામ થયું છે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના માનાર્હ સભ્ય તરીકે આપેલા વ્યાખ્યાનમાં આચાર્ય જિનવિજયજીએ તથા મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમે અપાયેલા એક વાર્ષિક વ્યાખ્યાનમા સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીએ ગુજરાતના ઇતિહાસની સાધનસામગ્રીનો પરિચય આપ્યો છે; ગુજરાત ઇતિહાસ પરિષદના મારા પુરોગામી પ્રમુખ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ જુદે પ્રસંગે અપાયેલાં એમના ચારેક વ્યાખ્યાનોમાં ગુજરાતના ઇતિહાસ પરત્વે અત્યાર સુધી થયેલાં કામોની સમીક્ષા કરી છે તથા ભવિષ્યમાં થવાં જોઈતાં કામોની રૂપરેખા દોરી એ વિષે દિશાસૂચન કર્યું છે એ બાબતની પુનરુક્તિ હું અહીં નહિ કરું. હું ઇતિહાસનો સ્નાતક કે અધ્યાપક નથી. પ્રથમ તો, હું સાહિત્યનો વિદ્યાર્થી છું અને સાહિત્ય દ્વારા ઇતિહાસમાં ગયો છું. આથી ઇતિહાસ અને સાહિત્યનો અભ્યાસ અને અર્થદર્શન પરસ્પરને કેવી રીતે ઉપકારક થાય, પરસ્પરને કેવી રીતે અજવાળે એની થોડીક વાતો, કેટલાક મુદ્દાઓ સ્ફુટ કરવા પૂરતી કરીશ જે માત્ર ઉદાહરણાત્મક હશે.

ઇતિહાસનાં સાધનો અનેકવિધ હોય છે, એ આપને સુવિદિત છે એનું સૌથી મહત્ત્વનું અને મોટું સાધન સાહિત્ય છે. સાહિત્યના ઉપાદાનરૂપ ભાષા અને તેના પ્રયોગો જેને આધારે ભાષાશ્રયી પુરાતત્ત્વ (Linguistic Palaeontolgy)નું શાસ્ત્ર રચાયું છે, તે પણ સાંસ્કૃતિક ઇતિહાસનું એક અગત્યનું સાધન છે. સાહિત્ય કોઈ સમય કે યુગમાં રચાયેલું હોય છે, આથી સાહિત્ય પ્રાયઃ એ સમય ઉપર પ્રકાશ પાડે છે અને એ સમય કે યુગનો અભ્યાસ સાહિત્યને સમજવામાં ઉપકારક થાય છે જીવનને જુદી જુદી દૃષ્ટિએ સ્પર્શતા ઇતિહાસ અને સાહિત્ય જેવા બે મહાન વિષયો આ પ્રકારના અધ્યયનમાં અમુક કોટિએ જાણે કે એકતા પામી જાય છે. થોડાંક ઉદાહરણ આપીને મારી વાત સ્પષ્ટ કરું.

પ્રાચીન કાળમાં ગુજરાતમાં બૌદ્ધ ધર્મના પ્રચાર વિષે સાહિત્યિક સાધનોમાંથી ઘણી હકીકતો મળે છે. ચીની પ્રવાસી હ્યુએનત્સંગ ગુજરાતમાં આવ્યો તે તો ઠેઠ સાતમા સૈકામાં, ઈ. સ. ૬૪૧ આસપાસ. એ પહેલાંયે ગુજરાતમાં બૌદ્ધ ધર્મના પ્રચાર વિષે ઉત્કીર્ણ લેખોમાંથી તેમ જ સાહિત્યગ્રન્થોમાંથી અનેક નિર્દેશો પ્રાપ્ત થાય છે પ્રસ્તુત સાહિત્યગ્રન્થો જો કે સોલંકી-યુગમાં રચાયેલા છે, પણ એમાંના વૃત્તાન્તો પૂર્વકાળના છે અને પ્રાચીન શ્રુતપરંપરાને આધારે અપાયા, કોઈ ઉપર્યુક્ત વિધાનને એથી બાધ આવતો નથી બુદ્ધિ અને વિચારોની વ્યવસ્થા માટે બૌદ્ધ ન્યાયના દુર્ગમ પ્રમેયોનો અભ્યાસ ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને ગુજરાતમાં કરાવવામાં આવતો, એમ 'પ્રભાવકચરિત'ના કર્તા આચાર્ય પ્રભાચન્દ્ર નોંધે છે વલભી આદિ સ્થળોનાં બૌદ્ધ વિદ્યાપીઠોમાં અપાતા શિક્ષણનું જ આ એક રીતે સાતત્ય હતું એમ કહી શકાય. તળાજાની બૌદ્ધ ગુફાઓ જાણીતી છે; ગૌણ અગત્યના કેટલાક

* ગુજરાત ઇતિહાસ પરિષદના (બીજું અધિવેશન માર્ચ–૧૯૬૪) (વડોદરા) પરિષદ પ્રમુખ ડૉ. ભોગીલાલ જ. સાંડેસરાના વ્યાખ્યાનમાંથી.

બૌદ્ધ અવશેષો અને મૂર્તિઓ ગુજરાત સૌરાષ્ટ્રમાં જુદે જુદે સ્થળેથી પ્રાપ્ત થયેલ છે. પરન્તુ ઉત્તર ગુજરાતના તીર્થધામ શામળાજી પાસે, દેવની મોરી ગામની સીમમાં, ભોજરાજાની ટેકરી તરીકે ઓળખાતા ટીંબામાંથી ક્ષત્રપ કાળનો આખો બૌદ્ધ સ્તૂપ નીકળ્યો, એથી સાહિત્યિક પુરાવાઓને સબળ અનુમોદન મળે છે એટલું જ નહિ, પણ આ વિષયનું આખું દર્શન ( Perspective ) બદલાઈ જાય છે એ સ્તૂપમાંથી મળેલો, સ્વયં ભગવાન બુદ્ધના અવશેષવાળો, ઉત્કીર્ણ લેખયુક્ત સમુદ્ગક બતાવે છે કે એ કાળે ગુજરાત જૈન ધર્મનું જેવું મોટું કેન્દ્ર હતું, તેવું જ મોટું કેન્દ્ર બૌદ્ધ ધર્મનું પણ હશે. તળ ગુજરાતમાં આવા મોટા અને અસંદિગ્ધ બૌદ્ધ અવશેષો પહેલી વાર જ મળ્યા છે, અને એ શોધનો યશ વડોદરા યુનિવર્સિટીના આર્કિયોલોજી વિભાગને છે. આ સ્તૂપ જેમ ઈંટોનો છે તેમની પાસેનો આશરે ૧૬૦ × ૧૫૦ ફુટનો વિહાર ઈંટેરી મકાન છે. શામળાજીની ચારે બાજુ ડુંગરો અને પથ્થરો હોવા છતાં આ સર્વ સ્થાપત્યો અને શિલ્પો—બુદ્ધમૂર્તિઓ પણ—પકવેલી માટીનાં છે તે ઉપરથી જણાય છે કે આ રચનાઓ ઈંટોમાં કામ કરવા ટેવાયેલા કારીગરોએ કરી હશે. આ વસ્તુ કલા-કારીગરીના સંક્રમણને લગતા પણ કેટલાક સવાલો ઊભા કરે છે. દેવની મોરીના સ્તૂપની કોઈ કોઈ બુદ્ધ મૂર્તિઓનાં મસ્તક ગાન્ધારશૈલીની કેશરચના દર્શાવે છે. તેમ જ વેલબુટ્ટાની કોતરણી, સ્તંભો અને કમાનો ઉપર પણ ગાન્ધારશૈલીની અસર છે. ત્યાંથી મળેલા સિક્કાઓને આધારે કહી શકાય કે સ્તૂપ અને વિહાર સમેત શામળાજી પાસેની બૌદ્ધ વસાહત ક્ષત્રપયુગથી અર્થાત્ ઈસવી સનની ત્રીજી સદીથી માંડી લગભગ છઠ્ઠી સદી સુધી અસ્તિત્વ ધરાવતી હતી. આ શોધ બતાવે છે કે જૈન આગમોની ટીકાચૂર્ણિઓ, પ્રબન્ધો અને અન્ય સાહિત્યમાં મળતા બૌદ્ધ સંપ્રદાય વિષેના ઉલ્લેખો તથા અન્ય સંપ્રદાયો સાથે એના સંપર્ક અને સંઘર્ષનાં વર્ણનો, ગુજરાતના ધાર્મિક ઇતિહાસની દૃષ્ટિએ, ગંભીર અને વિવેચનાત્મક અધ્યયન માગી લે છે.

ગુજરાત અને મહારાષ્ટ્રના ધાર્મિક ઇતિહાસમાં એક અગત્યનું પ્રકરણ મહાનુભાવ સંપ્રદાયને લગતું છે. મહાનુભાવ સંપ્રદાયના સ્થાપક ચક્રધરસ્વામી ઈસવી સનના તેરમા સૈકામાં થઈ ગયા. તેઓ ભરૂચના સામવેદી બ્રાહ્મણ હતા અને તે સમયના ભરૂચના રાજાના પ્રધાનના પુત્ર હતા. એમનું ચરિત્ર 'લીલાચરિત્ર' નામે એક જુના મરાઠી ગ્રન્થમાં મળે છે. જેને કેટલાક વિદ્વાનો મરાઠી સાહિત્યિક ગદ્યની પ્રથમ રચના ગણે છે એમાં આપેલા વૃત્તાન્તનો પૂરો મેળ ગુજરાતના તત્કાલીન ઇતિહાસ સાથે મેળવવાનો હજી બાકી છે. પરંતુ વધારે નોંધપાત્ર વસ્તુ બીજી એક છે મહાનુભાવ સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં થયો હોય તોયે ત્યાંથી તો એ નામશેષ થઈ ગયો. × × × મહારાષ્ટ્રીય વિદ્વાનોએ તો એ વિષે કામ કર્યું છે જ, પણ ગુજરાતીમાં ભાષાસાહિત્ય, ઇતિહાસ અને જૂની મરાઠી એ બન્નેય જાણનાર થોડાક ગુજરાતી વિદ્વાનો 'લીલાચરિત્ર' અને મહાનુભાવ સંપ્રદાયના અન્ય સાહિત્ય ઉપર કામ કરે તો ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ વિષે કંઈક નવું જાણવાનું મળે એ તદ્દન સંભવિત છે

ગુજરાતના ઇતિહાસનો એકે યુગ અંધકારમય નથી અર્થાત્ ઐતિહાસિક સાધનસામગ્રીથી તદ્દન વંચિત નથી; પણ મૌર્યયુગથી માંડી સોલંકી યુગના અંત સુધીની ગુજરાતી ભૌતિક સંસ્કૃતિ કેવી હતી, એ જાણવાનાં સાધનો અલ્પ છે અને એ પછીના સમય માટે પણ એ વિષેનું આપણું જ્ઞાન જોઈએ તેટલું સમૃદ્ધ નથી. સોલંકી યુગનું ઐતિહાસિક અને અન્ય સાહિત્ય વિપુલ છે, તો પણ તે સમયની નગરયોજના, ગૃહયોજના, દૈનિક ઉપયોગની ચીજો, વસ્ત્રો, અલંકારો, સિક્કાઓ, શસ્ત્રાસ્ત્રો ઇત્યાદિ વિષેનું આપણું પ્રત્યક્ષ જ્ઞાન નહિવત્ છે શિલ્પાકૃતિઓના અને મૂર્તિઓના અલંકારો આદિમાંથી અને પ્રાચીન ગ્રન્થસ્થ ચિત્રોમાંથી આ અભ્યાસમાં કેટલીક સહાય મળી શકે, પણ એની પૂર્તિ પ્રત્યક્ષ ઉપલબ્ધ વસ્તુઓ અને સાહિત્યઅંતર્ગત વર્ણન ઉલ્લેખાદિ વડે થાય. આબુ કુંભારિયા, તારંગા, મોઢેરા અને પાટણનાં મન્દિરોનાં શિલ્પોમાં નિરૂપિત જીવન અને ભૌતિક સંસ્કૃતિનો અભ્યાસ ડૉ. હર્ષદરાય મજમુદારે પી એચ ડી માટેના પોતાના મહાનિબંધમાં

દૃષ્ટિએ ભાષાના વિશિષ્ટ પ્રયોગો એ પ્રાચીન તેમ જ અર્વાચીન સ્થળનામો પ્રાથમિક રીતે ભૂગોળનો વિષય મનાય પણ વ્યાપક અર્થમાં સ્થળનામોનો અભ્યાસ ભાષા, વ્યુત્પત્તિ, ઇતિહાસ ઉપરાંત સમાજશાસ્ત્રની સમજ માટે પણ ઘણો અગત્યનો છે. પુરાણકાળથી માંડી આજ સુધીના સ્થળનામોનો અભ્યાસ પ્રજાઓ અને પ્રજા-સમૂહોનાં સ્થળાન્તરો સાથે પણ સંકળાયેલો છે. ગામોનાં અને શેરીઓના નામ ઘણીવાર બદલાય છે; પણ પહાડો, ટેકરા, નદીઓ, ઝરણાં, વૉંકળા વગેરેનાં નામ બદલાતાં નથી એ બધાં નામોમાં આર્ય ભાષા અને આર્યો આ પ્રદેશમાં પ્રવેશ્યા ત્યાર પૂર્વેનો અને પછીનો પણ અણમૂલ ઇતિહાસ ઢંકાયેલો પડ્યો છે. આપણી સામાજિક સંસ્થાઓ, રીતરિવાજો, ધર્મસંપ્રદાયો, વ્યક્તિવિશેષો. ટૂંકામાં આપણા સામાજિક ઇતિહાસ અને સંસ્કારિતાના કેટલાય ઝીણા મર્મો, જે વિશે ઇતિહાસના 'ભીંત' ચાલુ સાધનોમાંથી જવલ્લે જાણવા મળે છે; તે સ્થળનામોના અભ્યાસમાંથી જણાય છે. પ્રાચીન અને મધ્યકાલીન સ્થળનામોના અધ્યયન માટે આપણી હજારો હસ્તલિખિત પ્રતોની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓ અમૂલ્ય સામગ્રી પૂરી પાડે છે.

*

"આપણા ઇતિહાસની સામગ્રીનું આ એક અંગ પાંગળું છે. એની યત્કિંચિત્ પૂર્તિ કરવા માટે, ૧૯૫૭માં વડોદરામાં આપણે ગુજરાત સ્થળનામ સંસદની સ્થાપના કરેલી છે એના ઉપક્રમે અત્યાર સુધી થયેલાં સ્થળનામ વિષયક સંશોધનપ્રધાન વ્યાખ્યાનો શ્રીસયાજી સાહિત્ય-માળામાં એક ગ્રન્થરૂપે પ્રગટ થશે. ગુજરાતનાં સ્થળના-મોની ગુજરાતી તેમ જ અંગ્રેજી જોડણી સુધરાવવા બાબત સંસદે ગુજરાત સરકાર સાથે પત્રવ્યવહાર કર્યો છે; સરકાર તરફથી અનુકૂળ જવાબ મળ્યો છે અને એ દિશામાં આગળનું કામ સરકારના ભાષાવિભાગ તરફથી ચાલી રહ્યું છે સ્પષ્ટ છે કે આવાં અધ્યયનો સ્થાનિક પ્રાદેશિક ધોરણે જ થઈ શકે કોઈ એક વિષયની તપાસ, ભલે સ્થાનિક મહત્ત્વ ધરાવતી હોય, પણ લાંબે ગાળે એવાં કામોનો સમાહાર રાષ્ટ્રીય અગત્યનો બને છે.

મુસ્લિમ રાજ્યકાળમાં, મોટે ભાગે ફારસીમાં અને ક્વચિત્ અરબીમાં રચાયેલી તવારીખોને કારણે તથા એ પછીના અર્વાચીન ઇતિહાસ (Modern History)ના સમયમાં વિપુલ દફતરી સામગ્રીને કારણે રાજકીય ઇતિહાસ સુનિશ્ચિત ભૂમિકા ઉપર છે. પણ તત્કાલીન જીવનના વિવિધ પ્રવાહોની જાણકારી માટે તવારીખો કે દફતરો અપૂર્ણ સાધનો છે, કેમ કે જીવનના એક નાનકડા અંશનું જ એમાં દર્શન થાય છે. વ્યક્તિ અને સમાજના ભૌતિક અને ભાવનાત્મક જીવનના પરિચય માટે તત્કાલીન સાહિત્યનું પરિશીલન અને ઐતિહાસિક દૃષ્ટિએ એનું અર્થદર્શન આવશ્યક છે. મુસ્લિમ કાળના ઇતિહાસ માટે અન્ય ભાષાઓમાંની સામગ્રી સાથે તવારીખોના અભ્યાસનું સંયોજન થવું જોઈએ. અમદાવાદમાં ગુજરાતી સલ્તનતની સ્થાપના થયા પછીના કાળની, કર્ણાટકથી ગુજરાતમાં આવી વસેલા કવિ ગંગાધરની બે સંસ્કૃત રચનાઓ નોંધપાત્ર છે — ચાંપાનેરના રાજા ગંગદાસનો અમદાવાદના સુલતાન મુહમ્મદ બીજા સાથેનો વિગ્રહ વર્ણવતું નાટક, 'ગંગદાસપ્રતાપ વિલાસ' અને જૂનાગઢના છેલ્લા હિન્દુ રાજા મંડલીકનું ચરિત્ર વર્ણવતું 'મંડલીક કાવ્ય' —આ બે સમકાલીન ઐતિહાસિક કૃતિઓનો પરિચય ૧૯મા ગુજરાતી સાહિત્ય સંમેલનના ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં મેં આપ્યો હતો. મુહમ્મદ બેગડાની પ્રશસ્તિ રૂપે લખાયેલું ઉદયરાજનું સંસ્કૃત 'રાજવિનોદ મહાકાવ્ય' ત્યાર પછી રાજસ્થાન પુરાતન ગ્રન્થમાળામાં પ્રગટ થયું છે. એ કાળનું અન્ય સંસ્કૃત તેમ જ ગુજરાતી સાહિત્ય સાંસ્કૃતિક સામગ્રીની દૃષ્ટિએ જોવું જોઈએ લાવણ્યસમયના 'વિમલપ્રબન્ધ'–નો શ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહે કરેલો અભ્યાસ, સત્તરમા શતકના જૈન ગુજરાતી કવિઓનો શ્રી વાડીલાલ ચોકસીએ કરેલો અભ્યાસ તથા પ્રેમાનંદ અને શામળની કૃતિઓનો શ્રી ઇન્દુપ્રસાદ ભટ્ટે કરેલો અભ્યાસ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે અર્વાચીન ઇતિહાસના અભ્યાસમાં લોકસાહિત્ય પણ બહુ મહત્ત્વનું છે. ફાર્બસ સાહેબના ઉપયોગ માટે કવિ દલપતરામે કરેલો ગીત-કથાઓ (Ballads)નો સંગ્રહ મુંબઈની ફાર્બસ સભાના પુસ્તકાલયમાં છે રાજસ્થાનના પરાક્રમી પુરુષોની

વીરગાથા વર્ણવતી સેંકડો ગીતકથાઓની એક સંગ્રહપોથી ઇન્દ્રગઢના પોથીખાનામાંથી હમણાં મળી છે. ગુજરાતમાં સ્વ. ઝવેરચંદ મેઘાણી વગેરેએ આ દિશામાં કરેલા કીમતી કાર્યનું સાતત્ય નવી જરૂરિયાતો પ્રમાણે ચાલુ રહેવું જોઈએ.

અર્વાચીન ઇતિહાસ તો, સ્પષ્ટ જ છે કે, આપણા આધુનિક જીવન સાથે ગાઢ રીતે જોડાયેલો છે. એના અભ્યાસનો એક સુન્દર પ્રારંભિક પ્રયત્ન સ્વ. હીરાલાલ પારેખકૃત 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન'માં જણાશે. આપણા યુગના નિકટના પુરોગમી એ કાળનાં અનેક પરિબળો અને સંસ્થાઓ — જ્ઞાતિઓ, મહાજનો, વેપાર અને નાણાંવટ, વહાણવટુ, કારવટુ, કાયદો અને તેનો વિનિયોગ, ધાર્મિક જીવન તથા ધાર્મિક અને સામાજિક સુધારણા આદિને સમજવા માટે આપણું તેમ જ પરદેશનું (અંગ્રેજી, ડચ, પોર્ટુગીઝ આદિ) અનેક ભાષાઓનું સાહિત્ય તપાસવું જોઈશે, એને પરિણામે પ્રજાજીવનનું ચિત્ર વિશદ થશે તથા આધુનિક જીવનનાં કેટલાંક પરિબળો સમજવામાં પણ વધારે યથાર્થતા આવશે

ઇતિહાસ અને ભાષાસાહિત્યના આપણા અધ્યાપકો કે અભ્યાસીઓએ અંગ્રેજી આદિમાં 'ઊતરેલી' અનૂદિત વસ્તુઓથી સંતોષ નહિ માનતાં મૂલ સાધન-સામગ્રી સુધી જવું જોઈએ તથા વિવિધ સંસ્કૃતિઓના આવિષ્કારરૂપ પ્રાચીન અર્વાચીન અનેક ભાષાસાહિત્યોનું સેવન કરવું જોઈએ. એક શબ્દમાંથી, એક ઉક્તિમાંથી, એક રૂઢિપ્રયોગ કે કહેવતમાંથી, સ્થળકાળના યોગ્ય સંદર્ભમાં જોતાં, કેટલીયે વાર નવો પ્રકાશ પ્રગટ થાય છે અને અભ્યાસીમાં તે એક નવીન ઉત્સાહ અને ચેતનનો સંચાર કરે છે. ઇતિહાસ તેમ જ સાહિત્ય બન્નેના આરાધકોને વિનયનવિદ્યાની ઉત્તમ તાલિમ તે દ્વારા મળે છે, જે તાત્ત્વિક અર્થમાં તો સત્યશોધનની તાલિમ છે.

---

[ પા. ૮૧નુ ચાલુ ]

સ્ત્રીઓને દેશભરમાં ક્યાંક પણ રહેવા, જમવા વગેરેની મદદ જોઈતી હોય તો આ મંડળ મારફત થઈ શકે છે.

આજના જમાનાની છોકરીઓ તો પહેલાંના કરતાં ક્યાંય વધુ હિંમતવાન અને હોશિયાર થઈ ગઈ છે. એટલે ખરું જોતાં તો 'મિત્રઘર'ની મુલાકાત લેનારી છોકરીઓ ઓછી લે એવું લાગે પણ ના, એવું નથી. હજુ દર બુધવારે ઓછામાં ઓછા ત્રણ ચાર દેશની દસબાર છોકરીઓ તો 'મિત્રઘર'ના સહારે દોડી જ આવે છે.

લગભગ સિત્તેર વર્ષની ઉંમરના શ્રીમતી બ્રેમ્નર આ ઉનાળામાં 'લંડનમાં યુરોપ' સમારંભ ઉજવવાની યોજના ઘડી રહ્યાં છે આ જો સફળ થાય તો, કાયમી 'સૂચના માહિતી કેન્દ્ર' ખોલવાની તેઓ, આશા રાખે છે

—ભારતી શાહ

# ચતુષ્કોણની ચર્ચાકથા

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

શ્રી. પેટલીકરની નવલકથા 'ઋણાનુબંધ'*ની પટનાયક એવી નાયિકા અશ્લેષાના એક વર્ષના અનુભવોના દોર પર ગૂંથાયેલી છે. ગરીબ ઘરનો બોજો ઉપાડી લઈ 'કુટુમ્બ-ચોકાવરીનું સુખ' માણવામાં ચોત્રીસ વર્ષની ઉંમર સુધી લગ્નને ઠેલ્યા કર્યું, અને પાત્રીસમા વર્ષે સગી માતાની આંખમાં 'શેકપના કણાની માફક' પોતે ખૂચી રહી છે, તેનું ભાન થતાં કૃત્તિકાનાં બે બાળકો માટે 'કમ્પેનિયન' બનવાનું પસંદ કરી ઘરથી દૂર થવાનો રસ્તો અશ્લેષાએ શોધ્યો. કૃત્તિકા બે પુરુષોની એક પત્ની તરીકે રહેતી હોઈ એના પરિચયથી પોતે કલ્પી પણ ન શકે એવા કુટુમ્બના આંતરજીવનમાં અશ્લેષા પ્રવેશ પામે છે

કૃત્તિકા, સુબંધુ અને પર્જન્ય અશ્લેષાની દૃષ્ટિએ (અને લેખકની દૃષ્ટિએ પણ) અપવાદરૂપ પાત્રો છે, જેઓ "મૂલ્યોનો ભંગ કરીને જીવવામાં અને એ ભંગમાં પોતાનો ગૌરવભંગ નહિ જોવાના" આ પાત્રોને કઈ દૃષ્ટિએ જોવાં તે અશ્લેષાના મુખે લેખકે કહેવડાવ્યું છે: "એથી એમના પ્રત્યે હલકા ભાવથી જોવા કરતાં એમના માનસિક બંધારણને સમજવા પ્રયત્ન કરવો તે જ સાચો માર્ગ છે"

અશ્લેષાનું પાત્ર તટસ્થ રહીને એમના માનસિક બંધારણને સમજવા પ્રયત્ન કરતું નથી, પણ કંઈક કુતૂહલથી અને કંઈક સ્વાર્થથી એમના જીવનમાં ઊંડાં પાણીમાં ઊતરે છે. સુબંધુ તરફ અશ્લેષા આકર્ષાય છે અને તેથી જ કદાચ કૃત્તિકાને તિરસ્કારતી થઈ જાય છે જો કે કૃત્તિકાના વ્યક્તિત્વથી એ પ્રભાવિત થયા વિના રહેતી નથી. સુબંધુની બહેન નિહારિકા કૃત્તિકાને તિરસ્કારે તે સમજી શકાય છે કારણ કે એને એનું વર્તન કુટુંબને માટે કલંકરૂપ લાગે છે. અશ્લેષા કૃત્તિકાને તિરસ્કારે છે, તેમાં એની નીતિભાવનાને લાગેલા આઘાત કરતાં સુબંધુ પ્રત્યેના પ્રેમનો સ્વાર્થ વધારે દેખાય છે.

લગ્ન પહેલાંનો પર્જન્ય સાથેનો પોતાનો સંબંધ લગ્ન પછી પણ ચાલુ જ રહે, એવી શરતે કૃત્તિકા સુબંધુને પરણી અને સુબંધુએ એનો કચવાતે મને નહિ પણ કોઈક અકળ લાગણીથી સ્વીકાર કર્યો, એ હકીકતમાં દેખાતી કૃત્તિકાની નિખાલસતા નીહારિકાને નફ્ફટાઈ લાગે અને સુબંધુએ કરેલા સ્વીકારમાં પ્રેમની વિશાળતાની જગાએ કાયરતા લાગે, તો તે સમજી શકાય તેમ છે. આગળ દર્શાવેલાં કારણોને લીધે અશ્લેષાને સુબંધુ 'પૂર્ણ સજ્જન' લાગે છે તે એના પ્રેમાકર્ષણની સહજ અતિશયોક્તિ જ નથી સુબંધુની સજ્જનતા વાચકને પ્રતીત થાય છે પણ એ સજ્જનતા દયાજનક છે. તેનું પાત્ર દબાયેલું, ઘસડાતું અને કંઈક વ્યક્તિત્વવિહીન લાગે છે

પાંચ પાંડવોને વરેલી દ્રૌપદીના જેવું તેજસ્વી પાત્ર કૃત્તિકાનું બનાવવાની લેખકની ઈચ્છા ગૃહિણી, અને અપ્સરાની બે સ્થિતિઓ વચ્ચે ફંગોળાયા કરી છે. કૃત્તિકાની છાપ શરૂઆતમાં ઉમદા ગૃહિણીની પડે છે. પણ પછીથી એકામ ખર્ચ કર્યે રાખી સુબંધુને દેવામાં ડુબાડતી કૃત્તિકા સુબંધુને શાપરૂપ નીવડેલી દેખાય છે સુબંધુના શોખની એણે કદી દરકાર સરખી કરી નથી અશ્લેષા સુબંધુના જીવનમાં પ્રવેશતી જાય છે, એની ઈર્ષ્યા કૃત્તિકામાં દેખાતી નથી. આમાં ઉદારતા કરતાં બધાઈ વધારે છે, જે લેખકને કદાચ અભિપ્રેત નથી.

ભાઈને યોગ્ય ભાભી લાવવાના નીહારિકાના કોડ શમ્યા નથી. નીહારિકાના એ કોડમાં અશ્લેષાની આશા બંધાઈ. અશ્લેષા પોતાનો પ્રેમ સુબંધુ પર લાદતી હોય

---

* ઋણાનુબંધ' : ભા. ૧-૨, લે. ઈશ્વર પેટલીકર પ્ર. આર. આર. શેઠની કું. મુંબઈ: રૂા. ૯=૦૦

એમ લાગે છે. 'સુબંધુ ઉપર નાહક હું અત્યાચાર કરી રહી છું' એવું અશ્લેષાનું વિધાન માત્ર એક પ્રસંગ પૂરતું જ નહિ પણ સમગ્ર પરિસ્થિતિ પૂરતું વાચકને સાચું લાગવાનો સંભવ વધારે છે. અશ્લેષાનું ગોત એણે કંડાર્યું છે તેમ, 'પ્રાકૃતજન'નું છે એ પ્રકૃત જનની નજરે 'તાજમહાલ'ની એડીટની શ્રી. પેટલીકરે ગંભીર મુખમુદ્રા રાખી ઠીક ઠેકડી ઉડાડી છે

અશ્લેષાના પાત્રદ્વારા શ્રી. પેટલીકર આપણા સમાજ-જીવનના એક મહત્ત્વના પ્રશ્નને છેડે છે "સમાજમાં કુંવારી સ્ત્રીને વિધવા અને ત્યક્તા બને બનવું પડે તે દુઃખ નાનીસૂની બિમારી છે?"—એ પ્રશ્નની છણાવટ પ્રસંગોના નિરૂપણ દ્વારા લેખક કરે છે એ પ્રશ્નની ચર્ચા માટે જ અમેરિકન પ્રતિનિધિમંડળ લેખક લઈ આવે છે શ્રી. પેટલીકરની નવલકથાઓ ચર્ચાચોરા બનવાનું ઓછું કરે તો સરું મુખ્ય પાત્રોમા દેખાતી વર્તનની વિસંગતિઓ આ નવલકથા હપ્તારૂપે લખાઈ છે એના કારણે આવી ગયેલી દેખાય છે, જે પાછળથી નિવારી શકાઈ હોત.

સમાજ સુબન્ધુની દયા ખાય પણ પર્જન્યને તો ધિક્કારે. કૃત્તિકા પ્રત્યેના પ્રેમને કારણે એણે એ ધિક્કાર સ્વીકારી લીધો છે. 'હું બન્નેને ચાહું છું' કહેનાર કૃત્તિકા પણ 'કલંક કપાળે લઈને' બન્નેને નભાવે છે, એમાં એની લાગણીની સચ્ચાઈ દેખાય છે. સુબન્ધુએ આ સ્થિતિનો સ્વીકાર કરી લીધો છે. આ ત્રિકોણની ત્રણે બાજુઓમાંથી એકની રેખા એવી તૂટક નથી કે અશ્લેષાને એમાં પ્રવેશ મળે. સુબન્ધુ માટે અશ્લેષાને આકર્ષણ જન્મે છે, પણ સુબન્ધુ કૃત્તિકા સાથે છૂટાછેડા લેવા તૈયાર નથી, અને અશ્લેષા છુપ પત્ની તરીકે રહેવા તૈયાર નથી. એમાંથી એક રસ્તો નીકળે પર્જન્ય પરણેલો નથી એટલે એ અશ્લેષાને સ્વીકારી શકે. પણ પર્જન્ય પ્રત્યે છૂપો તિરસ્કાર અને સુબન્ધુ પ્રત્યે જાહેર પ્રેમ પ્રદર્શિત કરતી અશ્લેષા અનિચ્છાએ તો ન જ પરણે. એના કરતાં તો કોઈક ત્રીજી વ્યક્તિ સાથે એ લગ્ન કરી લે તો જ કંઈક ઉકેલ નીકળે. પણ તે તો પછી ઊંડા પાણીમાં ઊતરીને કોરા બહાર નીકળવાનું જ એના નસીબમાં તો રહે। એટલે ત્રીજી વ્યક્તિની શક્યતા ઊભી કરીને એને લેખકે સમેટી લીધી અને કૃત્રિમતા ન આવે એવો માર્ગ લીધો. ભાવિ પેઢીના નસીબમાં નીચું જોવાનું ન રહે તે માટે પ્રેમનુ બલિદાન આપવાની ભાવના, માતૃત્વની લાગણી અને તેના પર આધારિત સમાજની નિરોગિતા શ્રી. પેટલીકરે બતાવી છે અને અહીં જ આ કથાની સાર્થકતા છે.

અશ્લેષા પ્રત્યે સહાનુભૂતિ, તેમજ સુબન્ધુ, પર્જન્ય અને કૃત્તિકા પ્રત્યે માનની લાગણી સાદ્યંત ટકતી નથી, એ નવલકથાની મોટી નબળાઈ છે કથામાં પ્રગટ થતો સમાજશિક્ષકનો લેખકનો અભિનિવેશ કલાકારનો અભિનિવેશ બની રહે એવું ઇચ્છીએ.

## રાજેન્દ્ર શાહ : સંવેદનશીલ વ્યક્તિત્વ

ભાવનાભર્યું અને સંવેદનશીલ વ્યક્તિત્વ ધરાવતા શ્રી. રાજેન્દ્ર શાહનો જન્મ ૧૯૧૩માં સાદરામાં થયો હતો. બે વર્ષની વયે, બાળ રાજેન્દ્રે પિતાનું છત્ર ખોયું, માતાને હાથે ઉછેર પામ્યા. કપડવંજની શાળામાં અભ્યાસ કર્યો. શ્રેયસાધક અધિકારી વર્ગના શ્રી ઉપેન્દ્રાચાર્યજી તથા પરમ સાધક મુનિશ્રી ત્રિલોક્યચંદસૂરિજીના સંપર્કમાં આવ્યા અને હૃદયમાં ઉચ્ચ અભિલાષાઓ જન્મી, તથા તત્ત્વમૂલક જીવન દૃષ્ટિનું મહત્ત્વ સમજાયું ત્યાં. એમાં એમણે ફિલસુફીનો વિષય લીધો એ પછી નિર્વાહ અર્થે એમણે અનેક ક્ષેત્રો અજમાવ્યાં. અમદાવાદમાં જ્યોતિ સંઘમાં ગયા, પછી વેપાર કર્યો થોડાક વર્ષ પછી મુંબઈ આવ્યા અને જંગલમાંથી લાકડાં કપાવી તે વહેરવાનો નવો જ ધંધો આદર્યો. પણ એ ય છોડી દીધો અને કાગળ વેચવાનો ધંધો શરૂ કર્યો, જે હજી કાયમ છે. આજે તેઓ લિપિની પ્રિન્ટરી નામનું પ્રેસ ચલાવી રહ્યા છે.

શ્રી રાજેન્દ્ર શાહની પ્રથમ કાવ્ય રચના વિલ્સન કોલેજના મુખપત્રમાં પ્રગટ થઈ. એ પછી તેમની કાવ્યોપાસનાનાં ફલરૂપ "ધ્વનિ," "આંદોલન," "શ્રુતિ" અને "શાંત કોલાહલ" એમ ચાર કાવ્ય સંગ્રહો પ્રાપ્ત થાય છે.

શ્રી રાજેન્દ્ર શાહે બંગ સાહિત્યનું વાચન સારા પ્રમાણમાં કર્યું છે ટાગોરના કાવ્યો માટેની તેમની આસક્તિ જાણીતી છે, તેમનો પક્ષપાત પણ જાણીતો છે પોતાના ભાવની અભિવ્યક્તિ માટે ગુજરાતી ભાષાનો જ શબ્દ પસંદ કરવો એવો આગ્રહ એમણે કદી રાખ્યો નથી. ગુજરાતી ઉપરાંત બંગાળી, હિન્દી, કે મરાઠી, કે રાજસ્થાની, કોઈ પણ ભાષાની મદદ તેઓ નિઃસંકોચપણે સ્વીકારે છે પ્રણય, પ્રકૃતિ, ભક્તિ અને તત્ત્વજ્ઞાન, આ ચાર વિષય ફરતી શ્રી રાજેન્દ્રની કવિતા લય સૌન્દર્યથી શોભે છે કવિનું છંદ પરનું પ્રભુત્વ તેમ જ અર્થ પરની પકડ પણ દાખવે છે; અને તેમની કવિતાનાં લક્ષણો પૂર્ણ સ્વરૂપે પ્રકટયાં છે, એમ કહેવામાં કશો દોષ થતો નથી. નવીન કવિઓની પેઢીના આ અગ્રણી કવિના કાવ્યસંગ્રહ "શાંત કોલાહલ"ની કવિતાને, પ્રો. સુરેશ દલાલે "લાવણ્યથી રુચિર પરન્તુ તત્ત્વજ્ઞાનમાં વિરમતી" એવી કવિતા તરીકે વર્ણવી હતી "ધ્વનિ"થી આરંભાયેલી અને "શાંત કોલાહલ" સુધી વિસ્તરેલી શ્રી રાજેન્દ્ર શાહની કાવ્યયાત્રા ઠીક ઠીક સિદ્ધિઓવાળી છે.

## રાજેન્દ્ર શાહની કવિતાનું બહુમાન

આ વર્ષે દેશની ૧૧ ભાષાઓની ઉત્તમ કૃતિઓને પારિતોષિક આપ્યાનું જાહેર થયું તેમાં ગુજરાતના નવા કવિઓમાં સહુથી વિશેષ સિદ્ધિવંત અને પ્રતિભાવાન કવિ એવા શ્રી. રાજેન્દ્ર શાહને તેમના કાવ્યસંગ્રહ "શાંત કોલાહલ" માટે સાહિત્ય અકાદમી તરફથી રૂા પાંચ હજારનું પારિતોષિક આપવામાં આવ્યું છે, તે ઘટના ગુજરાત માટે ગૌરવપ્રદ કહી શકાય.

શ્રી રાજેન્દ્ર શાહને સાહિત્ય અકાદમીનો આ પુરસ્કાર મળવાને નિમિત્તે તેમના સન્માનાર્થે કવિલોક તથા પૃથ્વીરાજને આશ્રયે ભારતીય વિદ્યાભવનમાં તા. ૮ મી માર્ચે એક સમારંભ શ્રી રામપ્રસાદ બક્ષીના પ્રમુખ પદે યોજાઈ ગયો. એ પ્રસંગે પ્રો. મનસુખલાલ ઝવેરી, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી હરીન્દ્ર દવે, પ્રો. સુરેશ દલાલ તથા પ્રો. જયન્ત પારેખે, તેમ જ પ્રમુખપદેથી

વિકસિત સ્વરૂપે ક્યારના દેખાય છે. એમની કવિતાને, એણે જે ઉચ્ચ સ્તર સાધ્યો છે તેનાથી, નીચે જવાની આદત નથી. નદીનો સ્રોત જ્યારે તેના મૂળમાંથી વહે છે ત્યારે બહુ પાતળો હોય છે. એ સ્રોતને જ્યારે મેદાન મળે છે ત્યારે એ નિર્બંધ પણે ફેલાઈને વહે છે. વ્યાપકતા અને ઊંડાણ પણ વધે છે અને આગળ જઈને એ સિન્ધુમાં ભળી જઈને સાર્થકતા અનુભવે છે. રાજેન્દ્ર સિન્ધુરૂપે વહે એવી કવિતા પણ આપી છે.

શ્રી. હરીન્દ્ર દવેએ કહ્યું: "આજે જ્યારે કવિતા અંગેનાં મૂલ્યો વિશે નવી પેઢી વિમાસણમાં પડી છે, જૂનાં મૂલ્યો કંઈક ઉપેક્ષાય છે અને નવાં મૂલ્યો સર્જી શકે એવી પ્રતિભાનો અભાવ ખટકી રહ્યો છે, ત્યારે રાજેન્દ્ર શાહના 'શાંત કોલાહલ'ને સાહિત્ય અકાદમીએ પારિતોષિક અર્પી શુદ્ધ કવિતાની એકનિષ્ઠ સાધનાનો પુરસ્કાર કર્યો છે રાજેન્દ્રની કવિતા એ ધ્વનિના વિવિધ લયવિલોલ રૂપે છે અને આ રૂપસૃષ્ટિ અનુભૂતિની સમૃદ્ધિએ સદાયે ઝળહળતી રહી છે. આ અનુભૂતિનું ક્ષેત્ર બહુ વિસ્તારવાળું નથી. એનું ઊંડાણ એ જ મહત્વનું છે. પ્રેમના અમૃતને આ કવિએ પ્રસન્નતાના અક્ષયપાત્રમાં ઝીલ્યું છે તમે એ માણ્યા જ કરો. પાત્ર ક્યારેય ઊણું થવાનું નથી "ધ્વનિ" રાજેન્દ્રનો પ્રથમ સંગ્રહ છે. પરંતુ એ એમનો પરમ સંગ્રહ બની રહ્યો છે. એ પછી ઘણા સંગ્રહો પ્રગટ થયા છે પરંતુ જો રાજેન્દ્રની કવિતાની નિકટ જવું હશે તો 'ધ્વનિ' પાસે જવું રહેશે.

એમની કવિતાનું ભ્રમણ નિરુદ્દેશ રહ્યું છે ત્યારે હંમેશાં મધુર રહ્યું છે. એમાં ક્વચિત તત્ત્વજ્ઞાનનો ઉદ્દેશ ભળ્યો છે ત્યારે સમૃદ્ધ કવિતાનો લય પાખો પડ્યો છે પરંતુ તેમના લયે જે વિશિષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે વનવાસીનાં ગીતોમાં જોઈ શકાય છે.

"શાંત કોલાહલ"માં ચિત્તને પ્રસન્ન કરી મૂકે એવાં "વનવાસીનાં ગીતો" ઉપરાંત કવિને પ્રિય એવા વસંત તિલકા છંદમાં સંગીતની આઠ વિવિધ રાગણીઓના સ્વરૂપને શબ્દસ્થ કરતું રાગિણી કાવ્યોનું ઝુમખું પણ છે, જે ધ્વનિના આકારોને કેટલી સફળતાથી પામી શકાય છે તેનો ખ્યાલ આપી જાય છે. પ્રસન્ન દામ્પત્યના કેન્દ્રવર્તી સૂરને આ રાગિણી-અષ્ટકમાં શબ્દદેહ સાંપડ્યો છે.

"શાંત કોલાહલને પુરસ્કારીને સાહિત્ય અકાદમીએ આ યુગની શુદ્ધ કવિતાનો પુરસ્કાર કર્યો છે.

## જીવનની પ્રસન્નતાના કવિ

પ્રો. સુરેશ દલાલે કહ્યું: "જેમની કવિતાને મન ભરીને માણી હોય એવા શ્રી રાજેન્દ્રભાઈની કવિતાની વાત ખુદ તેની હાજરીમાં કરીએ છીએ ત્યારે મને એક પંક્તિ યાદ આવે છેઃ

આપણા આનંદને અંતરમાં રાખીએ,
એનો ન કોઈએ લવારો.

રાજેન્દ્રની કવિતાથી હું હિપ્નોટાઈઝ્ડ થયેલો જીવ છું રાજેન્દ્ર એ જીવનની પ્રસન્નતાના કવિ છે. તેમની મહોરી ઊઠેલી પ્રસન્ન મુગ્ધતાનો ખ્યાલ તો "આંબલીની છાંય તે કદમની જાણુ" એવી ઉક્તિમાં મળે છે પ્રથમ પ્રેમના સ્પર્શનું કેટલું બધું કાવ્યમય નિરૂપણ થયું છે. એમના "ધ્વનિ" કાવ્યસંગ્રહમાં જીવનદર્શન પરિપક્વતા અને તાઝગી બંને જોવા મળે છે. એમની કવિતામાં પ્રેમની મુગ્ધતાનું જે દર્શન થાય છે તે સુભગ, સુખદ અને વિરલ છે "શેષ અભિસાર" "શ્રાવણી મધ્યાહ્ન" "આયુષ્યના અવશેષે," એ કાવ્યો રાજેન્દ્રના જીવનદર્શનની પરિપક્વતાની છડી પોકારે છે સરલ હૃદયના ચાંચલ્યનાં ક્રીડન એમનાં ગીતોમાં છે કવિને ગીતની તો વસંત બેઠી છે. રાજેન્દ્ર એટલે ગીતનું કલ્પવૃક્ષ, અને એ વાત તો ગીતના ઉપાડ પરથી પણ સમજી શકાય છે. રાજેન્દ્રની કવિતામાં જીવનની ખુમારી બહુ ઓછી છે, એમ કહેવાય છે તે બરાબર નથી. એની ખુમારી શબ્દનું પૂર્ણ સૌંદર્ય લઈને આવે છે. એમનાં ગીતો ગુજરાતના લોકગીતોના સંગ્રહમાં સ્થાન પામ્યાં છે

રાજેન્દ્રની કવિતામાં સામ્પ્રત જીવનનો કોઈ પડઘો નથી પડતો એમ પણ નથી તેમણે નગર-કવિતાને બહુ સરસ રીતે ગાઈ છે 'ભૂલેશ્વરમાં એક રાત' એ એમની કવિતા એ રીતે જોવા જેવી છે. નગરજીવનની કરુણતાને રાજેન્દ્ર પોતાની પ્રતિભાના આશ્લેષમાં લઈ શકે છે તે એમની નગર કવિતામાં જોઈ શકાય છે. રાજેન્દ્રનાં શબ્દચિત્રો ધરાઈ ધરાઈને જોવા જેવાં છે.

"શાંત કોલાહલ"માં જે વનવાસીનાં ગીત છે, તેમાં પ્રકૃતિને ખોળે પાંગરતા, વનવાસીના જીવનનું રમણીય અને પ્રસન્નતા જન્માવતું દર્શન થાય છે. તત્ત્વજ્ઞાન ક્યારેક કવિતાની આડે આવતું હોય છે. કવિતા એ તત્ત્વજ્ઞાનનું સ્થાન લઈ શકે એવો પદાર્થ નથી તે ખરું, પરન્તુ રાજેન્દ્રની કવિતામાં તત્ત્વજ્ઞાન કવિતાને અવરોધક નથી નીવડતું.

શ્રી રામપ્રસાદ બક્ષીએ પ્રમુખપદેથી ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કે : "રાજેન્દ્રની કવિતામાં જે સંવેદન અને ભાવની લીલા જોવા મળે છે તે એમની પોતાની છે અને એ સંવેદનનું દર્શન સુભગ છે. આગલી પેઢીના કવિઓના આઘાત–પ્રત્યાઘાતની અભિવ્યક્તિ એક જ ચીલે થઈ. રાજેન્દ્ર એમાંથી ઊગરી ગયા છે. "ધ્વનિ"માં જે રાજેન્દ્ર દેખાય છે તે જ રાજેન્દ્ર "શાંત કોલાહલ" માં દેખાય છે. રાજેન્દ્ર કેવળ સાહિત્યના અભ્યાસી નથી. એમના હૃદયમાં સંગીત છે તેમની કવિતાને વેદાન્તતત્ત્વનું અનુસંધાન છે. તેમની કવિતામાં દુર્બોધિતા હોવાનું કહેવાયું છે. પરંતુ કેવળ સરળતાથી સમજાય એવી જ કૃતિ રસ આપી શકે, અને મથામણ કર્યા પછી સમજાય તે રસ ના આપી શકે, એમ માનવાને કારણ નથી. એમની કવિતામાં જ્ઞાન પણ ભાવ બનીને આવે છે. કવિતામાં કેવળ લૌકિક ભાવ હશે અથવા કેવળ ઊર્મિની કવિતા હશે તો તેમાં સાચું કવિત્વપન નહિ મળે. રાજેન્દ્રનાં ગીતોમાં કડીએ કડીએ મૂળ કડીનું આવર્તન થતું નથી. પણ નવા નવા ભાવોનો ઉન્મેષ જોવા મળે છે. એમની કવિતામાં ભાવના સાતત્ય ઉપરાંત વિચારનો વૈભવ પણ છે.

*

શ્રી રાજેન્દ્ર શાહે પોતાના સન્માનનો ટૂંકો પણ ગૌરવભર્યો ઉત્તર વાળતા કહ્યું હતું કે : "મને અકાદમી તરફથી જે પારિતોષિક મળે છે તે, વાસ્તવમાં તો, ગુજરાતી ભાષામાં વ્યક્ત થતી વાણીની અધિષ્ઠાત્રીનું સન્માન છે કવિતાનું મારે મન કોઈ જુદું જ સ્થાન છે. કવિતા મારી એકલતાને ભરી દેનારી અભિવ્યક્તિ તરીકે છે. એને માટે મે કોઈ વિભાવના સેવી નથી. મેં જે કંઈ ગાયું છે તે મારી એકલતાને સમૃદ્ધ કરવા ગાયું છે. મારા જીવનમાં જે સંઘર્ષો આવ્યા છે, તેણે પણ મને બળ આપ્યું છે મારા એકાંતમાં રહેલી વ્યક્તિને સમષ્ટિ સાથે સંયુક્ત કરવાના પ્રયાસ રૂપે કવિતા રચું છું, બાકી ખરા કવિનો – આદર્શ કવિનો – ખ્યાલ કરું છું ત્યારે મારી મર્યાદા હું સમજું જ છું."

# શેક્સપીઅરની વિશ્વપ્રતિભા

૨૩ એપ્રિલે જેની ૪૦૦મી વર્ષગાંઠ છે એ વિલિયમ શેક્સપીઅર પશ્ચિમમાં અદ્વિતીય સ્થાન ધરાવે છે એક બાઈબલને બાદ કરતાં કોઈપણ કૃતિ તેમનાં નાટકોની જેમ અનેક ભાષાઓમાં અને અનેકવાર ભાષાંતર પામી નથી. કોઈ પણ લેખકે એમના જેટલી વ્યાપક અપીલ યા ઊંડો પ્રભાવ પોતાના દેશબાંધવો પર પાડ્યો નથી.

બ્રિટનના ઇતિહાસની પ્રત્યેક કટોકટીમાં શેક્સપીઅર પ્રેરણારૂપ બનેલ છે. દેશના સૌથી મોટા ભય અને સૌથી ગંભીર આપદાની પળોમાં તેમના નાટકો સૌથી વધુ પ્રેક્ષકોને ખેંચી લાવ્યાં છે

તેમનાં નાટકો, થીએટરોમાં, સભાગૃહોમાં, ઉદ્યાનોમાં, રાજદરબારોમાં અને ગ્રામ મેદાનોમાં ભજવાયાં છે. બે ખંડોમાં તેમનાં નાટકો રેડિયો પર અને રૂપેરી પડદા પર રજૂ થયાં છે, બસો બસો ખેલ પડ્યા છે કેવળ બે પડદા નાખીને માત્ર એક રાત પણ ભજવાયાં છે; પ્રાચીન પોશાક તેમજ આધુનિક પોશાકમાં ભજવાયાં છે. વોલ્ટર અને સીરાનો દ બર્ગરેક અને રશિયાની રાણી કેથેરીને શેક્સપીઅરની કૃતિઓના અનુવાદ પર પોતાનો હાથ જમાવ્યો છે ૧૭મી સદીના પર્સેલથી માંડીને ૧૦મી સદીના સુલિવન સુધીના આંગ્લ કલાકારો શુબર્ટ અને મેન્ડેલ્સોન જેવા જર્મન કલાકારોએ શેક્સપીઅરનાં ગીતો માટે સંગીત રચી આપ્યું છે.

એ વિચિત્ર લાગે છતાં સત્ય છે કે જે માણસની

કૃતિઓ વિશ્વવિખ્યાત છે તેના પોતાના જીવન અને ઉછેર વિષે ઘણું જ અલ્પ જાણીતું છે.

વિલિયમ શેક્સપીઅર એક વેપારીનો પુત્ર હતો. તે લંડન ગયો, રંગભૂમિનો નટ બન્યો અને તેય ખાસ સારો નહિ (તેના જીવનમાં તેણે હેમ્લેટમાં ભૂત અને 'એઝ યુ લાઈક ઈટ'માં જુના નોકર એડમ જેવી નાની ભૂમિકાઓ જ ભજવી હતી.) એ કાળમાં નટ બનનારને ઠગ અને ગપ્પકુની પંક્તિઓમાં ગણવામાં આવતો હતો. તેણે તેની બધી કૃતિઓ ૨૦ વર્ષમાં લખી હતી અને તે ૫૨ વર્ષની વયે મરણ પામ્યો હતો.

## માનવજાતનો જ્ઞાતા

શેક્સપીઅરની અનામી સ્થિતિએ અનુગામી પેઢીઓને મૂંઝવણમાં મૂકી દીધી છે કલ્પનાશીલ અને અપ્રતીતિકર ખુલાસાઓ આગળ ધરવામાં આવ્યા છે ઉદા. તે કોઈ અન્ય જ હતો ને પણ બીજી પ્રજા હતો. તેણે જર્મની, ઈટલી અને ડેન્માર્કમાં પ્રવાસ કર્યો હતો. તે નેધરલેન્ડઝમાં સર ફિલિપ સીડની સાથે સૈનિક તરીકે લડ્યો હતો આ બધી માન્યતાઓ એક કલ્પનામાંથી ઉદ્ભવે છે. ૧૬મી સદીના ઈંગ્લેંડમાં આદરણીય મધ્યમ વર્ગના દુકાનદારનો પુત્ર શેક્સપીઅરે લખ્યાં તેવાં નાટકો અને કાવ્યો તે શક્યતઃ લખી શકે નહિ. બસ તેમને માટે એથી વિશેષ કંઈ નથી શેક્સપીઅર કદી ઈંગ્લેન્ડ બહાર ગયો હોય એવી કોઈ સાબીતી મળતી નથી. તે બહાર ન ગઈ શક્યો નહિ હોય એની ઘણી પરોક્ષ સાબીતી મળી રહે છે.

એ સાચું છે કે તેની કૃતિઓમાં અનેક દેશોનાં દૃશ્યો આવે છે. પરંતુ વિદેશી દૃશ્યોમાં પણ સ્થાનિક રંગ લાક્ષણિક રીતે અંગ્રેજી છે

"હેમ્લેટ"માં ડેન્સના ઈટાલિયન નામો છે. 'મેઝર ફોર મેઝર'માં ભૂમિકા વિએનાની છે અને છતાં તમોને એવો વિચાર પ્રેરે તેવું તેમાં કંઈ નથી 'વેરોનાના ટુ-જેન્ટલમેન'માં વેલેન્ટીન દરિયામાર્ગે વેરોનાથી મિલાન જાય છે. 'ધ વિન્ટર્સ ટેલ'માં બોહેમિયાના કાંઠાનું દૃશ્ય છે. "ટેમ્પેસ્ટ"માં પ્રોસ્પેરો મિલાનના દરવાજે વહાણ પકડે છે.' ના, શેક્સપીયર તેના યુરોપને જાણતો ન હતો. તેણે માત્ર માનવજાતને જાણી હતી એ માનવ અને વિશ્વ મેધાવી પ્રખર રાષ્ટ્રવાદી હતો. 'હેન્રી ફીફ્થ'ના દેશદાઝભર્યા ફકરા, 'કિંગ જહોન'ની ઉછળતી પંક્તિઓ, 'કિંગ રિચાર્ડ સેકન્ડ'માં ઈંગ્લેંડની પ્રશંસામાં જહોન ઑફ ગૉન્ટની પંક્તિઓ, સ્પેનનો ફીલીપ સેકન્ડ, ફ્રાન્સનો લુઈ ચૌદમો,—શાહીવાદી જર્મની અને એડોલ્ફ હિટલર સામે ઝઝૂમનાર પેઢીઓને પ્રેરણારૂપ થઈ પડ્યાં હતાં.

## શેક્સપીઅરનું કામણ

નેપોલિયન સામેનાં યુદ્ધોની પરાકાષ્ઠાની પળોમાં વિલિયમ પિટ બેટી નામના કિશોર નટને હેમ્લેટમાં ભૂમિકા ભજવતો જોવા માટે પ્રધાનમંડળની બેઠક મુલતવી રાખી હતી બ્રિટિશ લશ્કરે હોલેન્ડમાં કામચલાઉ સીનેમામાં હેન્રી ફીફ્થની ફિલ્મમાં સર લોરેન્સ ઓલિવર જોવા દરોડો પાડ્યો હતો.

## જીવનકથાનો સાર

શેક્સપીઅરના જીવન વિષે ઘણું અલ્પ જાણવા મળે છે. તેમની સમગ્ર જીવનકથાનો સાર આ પ્રમાણે છે; તેના પિતાના સંજોગો સારા હતા. પરંતુ જ્યારે વિલિયમ શેક્સપીઅર ૧૩ વર્ષનો હતો ત્યારે સંજોગો અચાનક પ્રતિકૂળ બની ગયા હતા. ૧૮ વર્ષની ઉંમરે તેનું લગ્ન થયું હતું. નસીબ અજમાવવા તે લંડન ચાલ્યો ગયો હતો. એ કાળે બધા ધંધાઓમાં સૌથી ઓછા આદરણીય ગણાતા નાટક કંપનીના ધંધામાં તે જોડાયો હતો. થીયેટરના પ્રવેશદ્વાર પર અશ્વપાળ તરીકે તેણે થોડો વખત કામગીરી બજાવી હતી. ત્યાર પછી એક દસકા (૧૫૮૪–૯૨) સુધી તે અદૃશ્ય થઈ ગયો અને પછી જ્યારે પ્રકાશમાં આવ્યો ત્યારે તે સફળ નાટ્યકાર બની ગયેલો હતો અને પોતાની જન્મભૂમિમાં મિલકત ખરીદી હતી. જીંદગીનાં શેષ વર્ષો તેણે સુખ અને માનથી પસાર કર્યાં હતા

પોતાના અનુભવ પટમાં યાતના, સંશય, અનિશ્ચિતતા સામે શેક્સપીઅર ઝઝૂમ્યો અને સર્વ સ્થળે સઘળા માણસોના માનસ અને લાગણીનાં માપ કાઢ્યાં. તેણે પોતાની કથાની વસ્તુ જીવનના અનુભવની ધરતીમાંથી મેળવી. અને અનુભવ અંતતઃ સર્વ કાળે સર્વ

['વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ '૬૪]

સ્ત્રીપુરુષોનો અનુભવ હોવાથી શેક્સપીઅરનું આકર્ષણ વિશ્વવ્યાપી છે. મિલ્ટન તેને કીર્તિના મહાન વારસદાર કહે છે. ડ્રાયડન લખે છે: "બધાજ અર્વાચીન અને કદાચ પ્રાચીન કવિઓમાં શેક્સપીઅરની ધરતી સૌથી વિશાળ અને સર્વવ્યાપી હતી."

મેસદમાં આંતરવિગ્રહ સામે પરાજીત થયેલા, હૃદયભંગ થયેલા, હડધૂત થયેલા અને મૃત્યુની શિક્ષા પામેલ રાજા ચાર્લ્સ પહેલાને શેક્સપીઅરનાં નાટકોમાં "એકાંતવાસમાં સૌથી ગાઢ સાથીઓ" જણાયા હતા.

—જ્યોર્જ એડિન્જર

## શેક્સપીઅરની કૃતિઓ

૧. લવ્ઝ લેબર લોસ્ટ
૨ કોમેડી ઓફ એરર્સ
૩. ટુ જેન્ટલમેન ઓફ વેરોના
૪. હેન્રી સીક્સ્થ (૧ થી ૩)
૫. રિચાર્ડ થર્ડ
૬. રોમીઓ એન્ડ જુલિયેટ
૭. ટિટસ એન્ડ્રોનિકસ
૮. રિચાર્ડ સેકન્ડ
૯. મિડ સમર નાઈટ્સ ડ્રીમ
૧૦. કિંગ જ્હોન
૧૧. મર્ચન્ટ ઓફ વેનિસ
૧૨. ટેમિંગ ઓફ ધ શ્રુ
૧૩. હેન્રી ફોર્થ (૧–૨)
૧૪ હેન્રી ફીફ્થ
૧૫. મેરી વાઈવ્ઝ ઓફ વિન્ડસર
૧૬. મચ એડો એબાઉટ નથિંગ
૧૭ જુલિયસ સીઝર
૧૮. એઝ યુ લાઈક ઈટ
૧૯. ટવેલ્થ નાઈટ
૨૦. ઓલ ઈઝ વેલ ધેટ એન્ડ્ઝ વેલ
૨૧. ટ્રોઈલસ એન્ડ ક્રેસિડા
૨૨. હેમ્લેટ
૨૩. મેઝર ફોર મેઝર
૨૪ ઓથેલો
૨૫. કિંગ લીઅર
૨૬. મેકબેથ
૨૭. એન્ટની એન્ડ ક્લીઓપેટ્રા
૨૮. કોરિઓલેનસ
૨૯. ટીમન ઓફ એથન્સ
૩૦. પેરિક્લસ
૩૧. સીમ્બેલીન
૩૨. વિન્ટર્સ ટેલ
૩૩. ધ ટેમ્પેસ્ટ
૩૪. હેન્રી એઈટ્થ

### કાવ્યો

૧. વિનસ એન્ડ એડોનિસ
૨. ધ રેપ ઓફ લુક્રેસ
૩ સોનેટ્સ
૪. એ લવર્સ કમ્પ્લેઈન્ટ
૫. ધ પેશનેટ પિલ્ગ્રિમ
૬ સોનેટ્સ ટુ સન્ડ્રી નોટ્સ ઓફ મ્યુઝિક
૭ ધ ફોનિક્સ એન્ડ ટર્ટલ

## કેન્સર અને ધૂમ્રપાન

ગયા વરસે બ્રિટનના ડૉક્ટરોની રોયલ કૉલેજે એક હેવાલમાં એવો અભિપ્રાય પ્રગટ કર્યો હતો કે સીગરેટ પીવાની આદત અને કેન્સરનો રોગ બેની વચ્ચે સ્પષ્ટ સબંધ છે. અમેરિકાની સરકારે આ બાબત એક તપાસ સમિતિની નીમણુંક કરી; તેણે ૧૪ માસના અધ્યયનને અંતે "ધૂમ્રપાન અને સ્વાસ્થ્ય" નામે એક ખાસો મોટો હેવાલ પ્રગટ કર્યો છે. આ હેવાલે કેવળ અમેરિકામાં નહિ, આખા વિશ્વમાં ભારે ખળભળાટ જગાવી દીધો છે અમેરિકી નિષ્ણાતોની તપાસનું પરિણામ એ વાત સાફ કરે છે કે, એકંદર ધૂમ્રપાન ન કરનારા કરતાં ધૂમ્રપાન કરનારાઓમાં ફેફસાંના કેન્સરની સભાવના ૯ થી ૧૦ ગણી વધારે છે તથા અત્યંત ધૂમ્રપાન કરનારાઓ માટે તો આ કેન્સરની સંભાવના ૨૦ ગણી વધી જાય છે. જુનું બ્રોન્કાઈટીસ અને હૃદય રોગોની સંભાવના પણ સિગરેટ પીનારાઓ માટે ઘણી વધારે છે. એકંદર ધૂમ્રપાન કરનારાઓમાં મૃત્યુનું પ્રમાણ ધૂમ્રપાન ન કરનારાઓથી ૭૦ ટકા વધુ છે.

ફિલ્ટર લગાડેલ સિગરેટ પીવાથી કોઈ ખાસ બચાવ નથી થતો. જો કે સિગાર તથા પાઈપ (ચલમ) ઓછી નુકશાનકારક જણાય છે; પરંતુ સિગાર...પીવાવાળાનું મૃત્યુ પ્રમાણ વધારે જ છે; અને પાઈપ પીવાને કારણે હોઠોનો કેન્સર થયાનું જણાવ્યું છે.

તપાસ સમિતિ એવા નિર્ણય ઉપર પહોંચી છે કે ધૂમ્રપાનથી રાષ્ટ્રીય સ્વાસ્થ્ય પર એટલી હદે જોખમ છે કે હવે આ બાબત સરકારે ઉપાયાત્મક કારવાઈ કરવી રહી.

આ રિપોર્ટ પ્રગટ થયા બાદ કેટલીક અમેરિકી બ્રોડકાસ્ટીંગ સંસ્થાઓએ તમાકુની જાહેરાતો પર મનાઈ લગાવી છે. બ્રિટનમાં પણ ધૂમ્રપાનની જાહેરાતો પર કાનૂની પ્રતિબંધ લગાવવા અવાજ ઉઠયો છે. કેનેડાની સ્વાસ્થ્ય-મંત્રી (પ્રધાન) કુમારી જુડી.લામર્શ – જે પોતે રોજ બે પેકેટ સીગરેટ પીતી હતી તેણે—રાષ્ટ્રીય ઉદાહરણ રજૂ કરવા ધૂમ્રપાનનો ત્યાગ કર્યો છે; અને હવે ત્યાંની સરકાર ૩૦ લાખ રૂપીઆ ખર્ચીને કિશોરોને ધૂમ્રપાનની આદતથી બચાવવા પ્રયત્ન કરનાર છે.

ડેનમાર્કનું મેડિકલ કમિશન ધૂમ્રપાનની બુરાઈઓથી વાકેફ હતું જ. હવે અમેરિકી હેવાલ પ્રગટ થતાં, ત્યાંની શાળાઓમાં ધૂમ્રપાન વિરોધી આંદોલન શરૂ કરવામાં આવનાર છે.

સાથોસાથ, સિનેમાગૃહોમાં પત્ર-પત્રિકાઓમાં, દૈનિક પત્રોમાં સિગરેટની જાહેરખબરો બંધ કરવાનુ ત્યાંના સિગરેટ ઉત્પાદકોએ સ્વીકાર્યું છે! સિગરેટ ઉપર ટેક્સ વધારવાની વાત પણ ચાલી રહી છે.

### ભારતની પરિસ્થિતિ

* આ રીતે જ્યારે આખા વિશ્વમાં ધૂમ્રાસુર વિરુદ્ધ આંદોલન શરૂ થઈ ગયુ છે ત્યારે, ભારતમાં શી હાલત છે? જરા જોઈએ–

* ભારત સરકાર દર વરસે ૬૩ કરોડ રૂપીઆનો નફો તમાકુના ઉદ્યોગ પર આબકારી વેરો લગાવીને પ્રાપ્ત કરી રહી છે

* ૧૯૬૧–૬૨ માં કંપનીઓએ કુલ ૬૭ કરોડ રૂપીઆની સિગરેટ વગેરે વેચી હતી. હવે ૧૯૬૨–૬૩ માં એમણે ૭૩ કરોડનુ વેચાણ કર્યું છે.

* આ વર્ષો દરમ્યાન આ કંપનીનો કુલ નફો જે પાંચ કરોડ રૂપીઆ હતો તે વધીને ૬ કરોડ ૩૬ લાખ સુધી પહોંચી ગયો છે. આમાં પણ સરકાર આવક વેરા દ્વારા અરધાથી વધુ ભાગ લઈ લે છે.

* આ ધૂમાડાની કંપનીઓમાં કુલ મૂડી માત્ર ૪૩.૪૪ કરોડ રૂપીઆની છે. અર્થાત્ એમની વાર્ષિક વેચાણની રકમ મૂડીથી દોઢી છે; અને જો સરકાર એને ખરીદી લઈને ફૂંકી મારવા ઈચ્છે તોય, તમાકુમાંથી

મળતા બે તૃતીયાંશ ભાગ જેટલી રકમનું જ ખર્ચ કરવું પડે એમ છે!

* તમાકુ ૧૯૫૦–૫૧ માં ૮ લાખ ૮૬ હજાર એકર જમીન ઉપર પેદા કરવામાં આવતી હતી. ૧૯૬૧–૬૨ માં ૧૦ લાખ ૨૫ હજાર એકર પેદા થઈ છે.

ધૂમ્રઉદ્યોગવાળાઓ કુલ કેટલા રૂપીઆ જાહેરખબરો પાછળ ખર્ચે છે એનો વ્યવસ્થિત આંકડો મળતો નથી; પરંતુ ઉપરની પાંચ કંપની ૨ થી ૩ કરોડનું બીજું ખર્ચ કરે છે, તેમાં જાહેરાતનું ખર્ચ આવી જાય છે.

### ભારત સરકારની ફરજ

શું ભારત સરકાર ઓછામાં ઓછું આટલું કરશે?

૧. સિગરેટ બનાવનારી કંપનીઓને તેમનું ઉત્પાદન, વેચાણ અને મૂડી વધારવાની છૂટ હવે પછી ન આપે.

૨. ધૂમ્રપાન સબંધની તમામ જાહેરખબરો ઉપર તત્કાલ પ્રતિબંધ લગાડવામાં આવે; તથા બીડી અને સિગરેટનું પ્રત્યેક પેકેટ કાગળ પર લાલ મૃત્યુની ચેતવણી છાપેલ રેપરમાં જ વેચવાનું ફરમાન કરે!

૩. તમાકુની આવકની કુલ રકમમાંથી ઓછામાં ઓછી અરધી રકમ અર્થાત્ ૩૫ થી ૪૦ કરોડ રૂપીઆ પ્રતિવર્ષ નીચેની રીતે ખર્ચ કરવામાં આવે—

(ક) તમાકુથી થનારી સ્વાસ્થ્ય હાનીની વાત આબાલવૃદ્ધ સૌને કાને પહોંચાડવા પાછળ.

(ખ) કેન્સર આદિ રોગોને રોકવાના માર્ગો પાછળ.

(ગ) તમાકુને બદલે એ દશ લાખ એકર ઉપર અન્ય ઉપયોગી ખેતી કરનારાઓને સબસીડી આપવા પાછળ.

### સંકલ્પની આવશ્યકતા

૧૯૬૯માં બાપુનો ૧૦૦ મો જન્મદિન આવશે—ત્યાંસુધીમાં ભારત ધૂમ્રાસુરને હણનારી દેવાનું આ નાનું શું સ્વાસ્થ્યલક્ષ્ય જો ભારતનું સ્વાસ્થ્ય ખાતું જાહેર કરી દે તો, ધૂમ્રપાન માટે (બાળપણમાં) ચોરી કરીને અંતે પ્રાયશ્ચિત કરનાર કરમચંદ ગાંધીના બેટાનું એ સુંદર સ્મારક થશે

—પ્રબોધ ચોકસી

## સ્ત્રી–મિત્ર–ઘર

લંડનના 'સ્ત્રી–મિત્ર–ઘર' ભણી તમે કોઈપણ બુધવારે સાંજના ૪થી ૭ની અંદર જાવ તો જોશો કે યુરોપ આખામાંથી લંડનમાં ધસડાઈ આવેલી એકલી અટુલી યુવતીઓ ત્યાં સ્નેહાળ આદર પામતી કાં તો મિત્રો મેળવતી હશે...યા તો, કાંઈક ઉપયોગી માહિતી એકઠી કરતી હશે, અથવા તો ગૃહમાતા પાસેથી જરૂરી શીખ સાંભળતી હશે. ભાઈ–ભાંડુ, સ્વજનો–મિત્રોથી દૂર પર–પ્રદેશમાં અટવાઈ પડેલી એકલવાયી યુવતીઓને 'બ્રિટનના મિત્રો' દર બુધવારે ઘરનો સ્નેહ અને કાળજી પીરસતાં રહે છે.

લગભગ ૧૨ વર્ષ પહેલાં શ્રીમતી વિવિયન બ્રેમ્નરે જર્મન ફેડરેશ મિશનના સહકારથી આ સંસ્થા શરૂ કરી. અજાણ્યા વાતાવરણમાં સોસતી નોકરીયાત જર્મન છોકરીઓની એકલતા અને નિરાધારિતા જોઈને તેઓને આવી કોઈક સંસ્થા શરૂ કરવાની પ્રેરણા થઈ. સંસ્થામાં ગૃહમાતા બે છે. બન્ને ભિન્ન પ્રકારનાં. એક હોય છે ઉંમરવાન, ઠરેલ અને વાત્સલ્યમયી–સાચા અર્થમાં–ગૃહમાતા; અને બીજાં રહે છે યુવાન, હોંશિયાર અને મળતાવડાં મિત્ર બનવા યોગ્ય સંસ્થાનો સઘળો ખર્ચ દેશપરદેશનો વિશાળ મિત્રસમુદાય ઉપાડી રહ્યો છે

અત્યારે તો, લંડનમાં દરેક દેશનો આગવો મહિની –બ્યુરો કામ કરી રહ્યો છે; છતાં હજુપણ કોઈક રવડી પડેલી મહિલા મુંઝાતી હોય તો 'સ્ત્રી–મિત્ર–ઘર'ની ગૃહમાતા એને ટ્રફાલ્ગર સ્કવેરમાં આવેલા એમના મકાને બોલાવી લે છે. અને એને રહેવા, કમાવા કે અભ્યાસ કરવા માટે યોગ્ય ઠેકાણું કોઈ ને કોઈ એજન્સી મારફત ગોઠવી આપે છે. દેશની જુદી જુદી સંસ્થાઓના પરિચયમાં આવવા માટે પણ બહેનો આ 'ઘર'ની મદદ લે છે

શ્રીમતી બ્રેમ્નરની પ્રેરણાથી જ થોડાં વર્ષો પહેલાં સમાજની મોભાદાર વ્યક્તિઓએ એકઠાં મળી એક 'નારી–સમાજ સલાહકાર મંડળ' સ્થાપ્યું હતું. પરદેશી

[ અનુસંધાન પાન ૭૧ ઉપર ]

## પરિચય

# વેરિઅર એલ્વિન

તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૬૪ શનિવારે રાત્રે પ્રખ્યાત માનવવંશશાસ્ત્રી (anthropologist) અને આસામ રાજ્યના આદિવાસીઓ અંગેના સરકારી સલાહકાર વેરિઅર એલ્વિનનું ૬૧ વર્ષની વયે અવસાન થયું

સને ૧૯૦૨ના ઓગસ્ટની ૨૯ મી તારીખે એલ્વિનનો જન્મ થયો હતો. ઓક્સફર્ડ યુનિવર્સિટીની મર્ટન કોલેજમાં તેમણે શિક્ષણ લીધું હતું કોલેજના અભ્યાસ દરમિયાન તેમને અનેક ઇનામો અને સ્કોલરશિપો મળ્યાં હતાં, અધ્યાત્મવિદ્યા (Theology)ના વિષયની તેમણે ડિગ્રી મેળવી હતી.

એલ્વિનના પિતા મિશનરી હતા અને તેમની પોતાની ઇચ્છા પણ એજ કાર્ય કરવાની હતી, મર્ટનના તે 'ચેપલિન' નિમાયા હતા. કેટલાક સમય સુધી તે વિકલિફહોલના વાઇસ પ્રિન્સિપાલ હતા અને મર્ટન કોલેજમાં લેક્ચરર હતા.

આ બધું છોડીને એમને હિન્દ આવી માનવસેવાના કોઈ કામમાં પ્રવૃત્ત થવાની ઇચ્છા થઈ. ૧૯૨૭માં તે પૂને આવ્યા અને ખ્રિસ્તિ અને હિન્દુ અગમ્યવાદ (Mysticism) વચ્ચેના સબંધનો અભ્યાસ કરવા 'ખ્રિસ્ત સેવા સંઘ' નામની સંસ્થામાં જોડાયા. માત્ર પચીસ વર્ષની ઉંમરે તેમણે આ વિષય ઉપર ત્રણ પુસ્તકો લખી પોતાની વિદ્વત્તા પૂરવાર કરી હતી.

આ પછી એલ્વિન મહાત્માજીના સંપર્કમાં આવ્યા અને તેમની રાષ્ટ્રીય પ્રવૃત્તિના સમર્થક બન્યા આ પ્રવૃત્તિ અંગે તેમણે કેટલાક પુસ્તકો લખ્યાં છે. એલ્વિન આ પછી સાબરમતી આશ્રમના સભ્ય અને ગાંધીજીના શિષ્ય બન્યા.

ગાંધીજીએ એમને પેશાવર તપાસના કામે મોકલ્યા. ત્યાં તેમની ધરપકડ કરવામાં આવી અને તે પ્રદેશમાંથી તેમને દેશનિકાલ કરવામાં આવ્યા. પાછા આવ્યા પછી ગાંધીજીએ એલ્વિનને મધ્યપ્રદેશના આદિવાસીઓ ગોન્ડ લોકો અને બૈગાલોકોમાં સામાજિક સેવાકાર્ય કરવા મોકલ્યા. તે દિવસથી તે મૃત્યુના દિવસ સુધી—૩૨ વર્ષ સુધી, આ સુવિખ્યાત અને વિદ્વાન એન્થ્રોપોલોજીસ્ટે મધ્યપ્રદેશના આદિવાસીઓની સામાજિક સેવાના કાર્યમાં સતત એકનિષ્ઠાથી પોતાની જાતને સમર્પણ કરી અને એ પ્રજાની સાથે એકરૂપ થઈ ગયા.

સને ૧૯૩૫માં એલ્વિને ખ્રિસ્તી ધર્મનો ત્યાગ કર્યો. પરન્તુ તેમણે કોઈ પણ ધર્મ અગર સંપ્રદાય ગ્રહણ કર્યો ન હતો જો કે એ નાસ્તિક કે સંશયવાદી ન હતા, પરન્તુ ભારતના આદિવાસીઓની સેવા એજ એમના જીવનનું કાર્ય હતું અને એને જ એમણે ધર્મ ગણ્યો હતો

૧૯૫૩માં એલ્વિન ભારતના નાગરિક બન્યા. એજ વર્ષમાં કચરી લીલા નામની એક ગોંડ બાળા સાથે તેમણે લગ્ન કર્યું.

૧૯૩૨ થી ૧૯૫૩ના વર્ષ દરમાન તેમણે મધ્યહિન્દમાં તથા બિહાર અને ઓરિસામાં અનેક સ્થળે પ્રવાસ કર્યો પ્રવાસ દરમિયાન ત્યાંના આદિવાસીઓની અનેક જાતિઓના રિવાજ વગેરેનો એન્થ્રોપોલોજીકલ દષ્ટિએ ખૂબ ઊંડો અભ્યાસ કર્યો. એ અભ્યાસને અંગે એમણે મોટા સોળ મહાનિબંધો પ્રગટ કર્યા આ નિબંધો માટે યુરોપ અને અમેરિકાના અનેક વિખ્યાત વિદ્વાનોએ તેમની ભારે પ્રશંસા કરેલી છે.

૧૯૫૩ માં એલ્વિનને એન્થ્રોપોલોજીના ડાયરેક્ટર અને ભારત સરકારના એન્થ્રોપોલોજીકલ સલાહકાર નીમવામાં આવ્યા. ૧૯૫૪માં પંડિત નહેરુના આગ્રહને

માન આપીને એલ્વિન નેફાના, રાજ્ય વહિવટમાં ત્યાંના ગવર્નરને આદિવાસીઓના કાર્ય અંગે સલાહ આપનાર તરીકે જોડાયા. આ કાર્ય માટે એલ્વિન એક હજાર માઈલ એ પ્રદેશના દૂર દૂરના ભાગમાં પગપાળા ફર્યા અને એમણે જે અભ્યાસ કર્યો, તેના પરિપાક તરીકે એ પ્રદેશની અનેક નાની મોટી હકીકતોના બે ગ્રંથો સરકારી પ્રસિદ્ધિ તરીકે લખ્યા છે. એ ગ્રન્થોનો પહેલો ભાગ થોડા વખતમાં પ્રગટ થવાનો છે. જેનું નામ "નેફાની દંતકથાઓ અને લોક કથાઓ" છે. બીજા ગ્રન્થનું નામ 'નેફા માટેનું તત્ત્વ ચિન્તન.'

એન્થ્રોપોલોજી અંગેના સંશોધન અને વૈજ્ઞાનિક વિદ્વતા ભર્યાં કાર્ય માટે રોયલ એન્થ્રોપોલોજીકલ ઈન્સ્ટીટ્યૂટ તરફથી 'વેલ્કમ' અને 'રિવર્સ' ચન્દ્રકો એમને અર્પણ કરવામાં આવ્યા હતા. બંગાળાની એશિયાટિક સોસાયટી તરફથી તેમને ૧૯૪૫માં 'રોય' ચન્દ્રક અને ૧૯૫૧ માં 'એનડેલ' સુવર્ણચન્દ્રક, ૧૯૪૫માં એશિયાની એન્થ્રોપોલોજી અંગેના ખાસ વિશિષ્ટ સંશોધન કાર્ય માટે અર્પણ કરવામાં આવ્યા હતા.

મુંબાઈની એશિયાટિક સોસાઈટીએ તેમને ૧૯૪૭ માં સોસાઈટીનો ચન્દ્રક અને કેમ્પબેલ સુવર્ણ ચન્દ્રક ૧૯૬૦માં અર્પણ કર્યાં હતા. ૧૯૬૧માં તેમને દાદાભાઈ નવરોજી પારિતોષિક આપવામાં આવ્યુ હતુ.

ભારત સરકારે ૧૯૬૦માં આદિવાસીઓ અંગેના કમિશનના પ્રમુખ તરીકે તેમની નિમણૂક કરી હતી. આ કાર્ય અંગે આખા ભારતમાં તેમણે પ્રવાસ કર્યો અને એન્થ્રોપોલોજીની દૃષ્ટિએ આખા દેશના આદિવાસીઓના પ્રશ્નો અંગે અભ્યાસ કરવાની તેમને અનુકૂળતા પ્રાપ્ત થઈ.

આદિવાસીઓના સેવા કાર્ય અંગે બે મત પ્રવર્તે છે, કેટલાક તેમને ભારતની બીજી આગળ પડતી અને વિકસિત કોમોની હરોળની સમાજીક સ્થિતિમાં લાવવા માગે છે બીજા કેટલાક તેમની આર્થિક ઉન્નતિ, એમના જીવનવ્યવહારને અનુકૂળ શિક્ષણ, એમના કેટલાક અનિષ્ટ અને નુકસાનકારક રીત રિવાજો દૂર કરી, એમની પોતાની વિશિષ્ટ જીવન વ્યવહારની મૌલિકતા જાળવી રાખવા માગે છે. અને તેમને 'શહેરી' બનાવવા માગતા નથી. એલ્વિન આ બીજા મતના હતા. આને લીધે એમના સામાજિક કાર્યને અંગે કેટલાક તેમની એવી ટીકા કરતા હતા કે, ભારતની પ્રજાથી આદિવાસીઓને અલગ પાડી દઈ, તેમને જાણે કે મ્યૂઝીયમમાં નમૂના તરીકે સંઘરી રાખવા જેવા માનવીઓ હોય, એવી એલ્વિનની આદિવાસીઓની સામાજિક સેવાની પદ્ધતિ છે. એલ્વિનનાં પુસ્તકો આ ટીકા ખોટી ઠરાવે છે. આ પુસ્તકોમાં એલ્વિને આદિવાસીઓના જીવન વિકાસ માટે ખૂબ અસરકારક અને ક્રાન્તિકારી પગલાં લેવાનો આગ્રહ કર્યો છે એટલું જ નહીં, પણ આદિવાસી પ્રદેશો અને બીજા જીલ્લાઓ વચ્ચેના માર્ગો રસ્તા વગેરે સાધનો સુધારી, એ પ્રજાનો ભારતની બીજી પ્રજા સાથેનો ગાઢ સંપર્ક વધે એવા ઉપાયો લેવાની ખાસ ભલામણ કરી છે.

૧૯૬૧ માં એલ્વિને સરદાર પટેલ સ્મારક વ્યાખ્યાન આપ્યું હતું. તેજ વર્ષમાં એમને 'પદ્મભૂષણ' નો ખિતાબ બક્ષવામાં આવ્યો હતો. એલ્વિનનાં પુસ્તકોમાં ખાસ જાણીતાં 'ભારત અંગેની સત્ય હકીકત,' 'બાગા કોમના આદિવાસીઓ' 'મધ્યભારતની દંતકથાઓ,' 'મધ્યભારતના આદિવાસીઓની કલાઓ,' ઓરિસ્સાના આદિવાસીઓ, દંતકથાઓ, નામલોકનો પ્રદેશ, અને "ભારતનો માનવી" એ મુખ્ય છે.

એક વિદ્વાન અને નિષ્ણાત એન્થ્રોપોલોજિસ્ટ, આદિવાસીઓનો પરમ સેવક, અને એન્થ્રોપોલોજી અંગેનાં અનેક પુસ્તકોના લેખક, એવા આ વિદ્વાન સંશોધકના અવસાનથી ભારતને ભારે ખોટ પડી છે.

ભારતના લાખો માનવીઓ જેમને ભારતની 'ભદ્ર' પ્રજાએ અનાર્ય ગણી તેમની ઉપેક્ષા સેંકડો વર્ષોથી કર્યા કરી હતી તે. પ્રજાની સેવા કરી, તેમના જીવનને સભ્યસમાજની હરોળમાં લાવવાના મહાકાર્ય માટે ભારત આ સાચા સમાજસેવકનું ચિરકાળનું ઋણી રહેશે.

(તા. ૨૪ મી ફેબ્રુઆરીના ટાઈમ્સ ઓફ ઈન્ડિયાના લેખને આધારે)

—ગટુભાઈ ધ્રુવ

# વિવેચન-ક્ષેત્રના એકલવીર સંજાણા

ગઈ તા. ૧૭ મી જાન્યુઆરી ૧૯૬૪ ને શુક્રવારે શ્રી જહાંગીર એદલજી સંજાણાનું ૮૪ વર્ષની વયે અવસાન થતાં આપણી પંડિતયુગની પેઢીના એક સિદ્ધ વિદ્વાન અને પ્રજ્ઞાવાન વિવેચક આપણી વચ્ચેથી હમેશને માટે વિદાય થયા છે. તેમના અવસાનથી ભાષાશાસ્ત્રના જ નહિ, વિવેચન ક્ષેત્રમાં પણ કદી ન પુરાય એવી વસમી ખોટ પડી છે. છેલ્લાં થોડાંક વર્ષથી શ્રી સંજાણાએ લખવું બંધ કર્યું હતું. તેઓ એકાકી વસતા અને કેવળ અભ્યાસરત રહેતા. સંગીત સાંભળવાનો અને ક્રિકેટ મૅચ જોવાનો તેમને અત્યંત શોખ હતો. પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષથી તેમના મનમાં એવું વસી ગયું હતું કે, હવે સારું ગાનાર અને સરસ ક્રિકેટ રમનારા રહ્યા નથી, એટલે એ શોખ પણ એમણે ત્યજી દીધો હતો. એમને એવી ભીતિ પણ લાગતી હતી કે, હવે ગુજરાતી સાહિત્યક્ષેત્રે સારું લખનારા રહેશે કે કેમ! તેઓ આવો ભય સેવતા તેનું કારણ સર્જાતા સાહિત્યની ગુણવત્તા પરત્વે તેમને તીવ્ર અસંતોષ હતો. સાહિત્ય અને વિવેચનના ઉત્તમપણાની તેમની વિભાવના અસાધારણ ઊંચી હતી. તેમની રુચિ અનેક ભાષાના અને વિશેષ કરીને અંગ્રેજી, સંસ્કૃત, મરાઠી, ઉર્દૂ, વ્રજ તથા હિંદી — આ ભાષાઓના વાઙ્મયની ઉત્તમ કૃતિઓનો રસાસ્વાદ માણતાં માણતાં તેમ જ ભાષાશાસ્ત્રના ઊંડા અભ્યાસ દરમિયાન ભાષાની શુદ્ધિ, સૌષ્ઠવ, સૌન્દર્ય અને તેના ખમીરને પ્રમાણતાં પ્રમાણતાં ઘડાઈ હતી. એવી ઘડાયેલી અને પારગામી બનેલી, તેમ જ શાસ્ત્રાભ્યાસથી વિશુદ્ધ અને સૂક્ષ્મ બનેલી, દૃષ્ટિ સામાન્ય કે તેથી સહેજ સુંદર કૃતિથી પ્રભાવિત ન જ થાય, તે તો સ્વાભાવિક છે. કિન્તુ વિદ્વાન તરીકે સમાજમાં સન્માન પામેલા સાક્ષરોની પણ, આદર્શને ન આંબી શકતી એવી સીમિત અપેક્ષા કરતાં વામણી, સિદ્ધાંત તેમ જ તત્ત્વાન્વેષણ પરત્વે સમાધાન સાધતી, અથવા તો કોઈ કારણસર વસ્તુના તત્ત્વની ચકાસણીમાં ન્યૂનતા દાખવતી દૃષ્ટિ તેમને અકળાવી મૂકતી.

શ્રી. સંજાણામાં ઈશ્વરદત્ત પ્રતિભા તો હતી જ, તેને એમણે જ્ઞાન પ્રાપ્તિ માટેના તપની કોટિના સાતત્યભર્યા અને ઉત્કટ પુરુષાર્થથી સંવર્ધિત અને અધિક તેજસ્વી કરી હતી. બી. એ. માં એમણે સંસ્કૃતનો ખાસ વિષય લીધો હતો. તેઓ દક્ષિણા-ફેલો હતા. તેમણે શાળાનું શિક્ષણ મરાઠી ભાષામાં લીધું હતું, એટલે મરાઠી એમની માતૃભાષા જેવી હતી. અરેબિક ભાષા તેમ જ વ્રજ અને હિન્દી ભાષા પણ તેમણે શીખી લીધી હતી. ફારસીનું જ્ઞાન તેમણે જાતે મેળવ્યું હતું અને તેમાં તેમણે પ્રવીણતા મેળવી. સંસ્કૃત ભાષા પર તેમણે એટલું બધું પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હતું કે એ ભાષામાં તેઓ શીઘ્રકવિતા રચી શકતા. તેમની યાદદાસ્ત પણ એટલી બધી સતેજ હતી કે વ્રજ તેમજ હિન્દી ભાષાની સંખ્યાબંધ કવિતા તેમને કંઠસ્થ રહેતી. એ ભાષાની હજાર હજાર પંક્તિની કવિતા સરળતાથી સ્મૃતિને આધારે બોલી શકતા. ગુજરાતી સાહિત્ય અને ભાષાનું એમનું જ્ઞાન એવું તલસ્પર્શી હતું કે નરસિંહરાવ જેવા વિદ્વાન પણ ભાષાશાસ્ત્રના વ્યુત્પત્તિના કે વ્યાકરણના કોઈ પ્રશ્ન અંગે પોતાને શંકા જાગે તો શ્રી. સંજાણાને પૂછતા. શ્રી. સંજાણાને નરસિંહરાવના શાસ્ત્રીય, સ્પષ્ટભાષી અને નિર્ભીક વિવેચન માટે અત્યંત આદરભાવ હતો. આચાર્ય આનંદશંકર ધ્રુવની વિદ્વત્તા માટે શ્રી સંજાણાને ઘણું માન હતું, છતાં વિવેચન પરત્વે તેમને પ્રમાણમાં જોવા મળેલી નરસિંહરાવ અને રમણભાઈ નીલકંઠની શાસ્ત્રીય મનોવૃત્તિ પ્રત્યે ખાસ આદર કર્યો હતો. 'કૃતાન્ત કવિ કે કલાન્ત કવિ'માં તેઓ લખે છે : "આનંદશંકરની કોઈ પણ વિષયમાં અપ્રતિહત વિહાર કરનારી કુશાગ્ર અને (મરાઠીમાં કહે છે તેમ) 'તૈલ બુદ્ધિ' એમનું અત્યંત વિશાળ વાચન અને ઊંડું મનન, એમની આશ્ચર્યકારક બહુશ્રુતતા, ગયાં સો વર્ષમાં થઈ ગયેલા કોઈ પણ ગુજરાતી વિદ્વાનમાં મળશે નહિ. છતાં એમનાથી જરૂર ઓછા વિદ્વાન ગણાય એવા નરસિંહરાવમાં આ શાસ્ત્રીય મનોવૃત્તિ એમના કરતાં

જરૂર વધારે ખીલેલી હતી અને એ બંને કરતાં વિદ્વત્તામાં કદાચ ઓછા જ ગણાય એવા રમણભાઈમાં તો જેટલી એ મનોવૃત્તિ ખીલેલી હતી, એમનામાં 'જેટલી ખરી 'સ્કોલરશિપ 'ને અવશ્ય જોઈતી શાસ્ત્રીય મનોવૃત્તિ જોવામાં આવે છે તેટલી તો, ગુજરાતનાં ગયાં સો વર્ષમાં થઈ ગયેલા એકકે વિદ્વાનમાં જણાતી નથી' એ શાસ્ત્રીય મનોવૃત્તિ વિષેની તેમની પોતાની વિભાવના પણ જોવા જેવી છે. એ જ પુસ્તકમાં શ્રી સંજાણા લખે છે : "અનેક કોશ વ્યાકરણાદિ ગ્રંથો ઊથલાવવાની મહેનત, વિષયનો દૃઢ વ્યાસંગ અને ઝીણવટથી કરેલો સંપૂર્ણ અભ્યાસ, અથવા માર્કા મારીને ગ્રંથોનું આલોકન કે મનન, એટલામાં જ ખરી 'સ્કોલરશિપ'નું વિવેક–વિચાર–પ્રધાન ' શાસ્ત્રીય ' વિદ્વત્તાનું પર્યવસાન થતું નથી. એ બધુંય છતાં, બે વસ્તુ ન હોય તો બધી વિદ્વતા નકામી છે. એક તો, વિષયનું પ્રમાણબદ્ધ દર્શન અને આકલન કરાવે એવી ઔચિત્ય અને તારતમ્યવાળી દૃષ્ટિ અને બીજી તે નિર્વિકાર, નિષ્પક્ષ, કોઈપણ પ્રકારના 'પ્રેમ' 'અભિમાન', 'આવેશ કે અસ્મિતા 'ના ભાવથી પર એવી સંપૂર્ણ સમતલવાળી ન્યાયનિષ્ઠુર અને તર્કકર્કશ ઐતિહાસિક મનોવૃત્તિ."

શ્રી સંજાણાએ પોતાનાં વિવેચનોમાં આ વિભાવનાની સંપૂર્ણપણે અતિશા કરી છે, તેના દાખલા શોધવા દૂર જવું પડે એમ નથી. શ્રી ઉમાશંકર જોશીએ સ્વ. કવિ બાલાશંકરની ગુજરાતી, હિંદી, ઉર્દૂ તથા ફારસી, એ ચાર ભાષાની કાવ્યકૃતિઓનું જે વિસ્તૃત ટીકાટિપ્પણ સહિત સંપાદન કર્યું હતું, તે ગ્રંથનું શ્રી સંજાણાએ અત્યંત વિસ્તારથી, પોતાની શાસ્ત્રીય મનોવૃત્તિને અશેષપણે જાળવીને અને તે ગ્રંથમાં પોતાને જણાયેલી અસંખ્ય ક્ષતિઓનું સ્પષ્ટ દર્શન કરાવીને જે આકરું વિવેચન કર્યું હતું, તેને પરિણામે સાક્ષર જગતમાં ખળભળાટ મચ્યો હતો અને એનાથી પણ ઘણો ભારે ખળભળાટ શ્રી સંજાણાએ ૧૯૪૨માં જ્યારે યુનિવર્સિટી વ્યાખ્યાનો આપ્યાં હતાં ત્યારે મચ્યો હતો. કારણ એ વ્યાખ્યાનોમાં તેમણે પોતાની 'ન્યાયનિષ્ઠુર', 'તર્કકર્કશ' 'ઐતિહાસિક' અને 'શાસ્ત્રીય' મનોવૃત્તિનું, તેમજ એક ભયંકર મૂર્તિભંજકનું સહુ કોઈને ચમકાવી મૂકે એવું દર્શન કરાવ્યું હતું.

नामूलम् लिख्यते किंचित् नानपेक्षितमुच्यते આ સૂત્રના પૂર્વાર્ધને શ્રી સંજાણા પૂરી દૃઢતાથી અનુસરતા અને તેથી તેમની વિવેચના સંપૂર્ણપણે પ્રમાણ શુદ્ધ બની રહી છે. તેમણે કોઈ પણ નિરીક્ષણ પ્રમાણ રજૂ કર્યા વિના કર્યું નથી, તેમનાં યુનિવર્સિટી વ્યાખ્યાનોએ કે 'ક્રાન્ત કવિ કે ક્લાન્ત કવિ' કે "અનાર્યનાં અડપલાં" અથવા અંગ્રેજી ભાષામાં તેમણે લખેલા અન્ય ગ્રંથો પર દૃષ્ટિ કરતાં જણાય છે કે, તેમણે પોતાનું એકેય નિરીક્ષણ, વિષયને પ્રસ્તુત એવા શાસ્ત્રગ્રંથો કે પ્રમાણભૂત તરીકે સ્વીકારાયેલા ઇતિહાસગ્રંથો વા સદ્ગ્રંથોમાંના પ્રમાણ વિના રજૂ કર્યું નથી. તેઓ હમેશાં અનપેક્ષિત જ ઉચ્ચારતા. શ્રી ઉમાશંકર સંપાદિત ગ્રંથની અન્ય સમીક્ષકોએ ભારોભાર પ્રશસ્તિ કરી ત્યારે શ્રી સંજાણાએ તે ગ્રંથનું વર્ણન "hopelessly inacurate uncritical and unscholarly" એ શબ્દોમાં કર્યું હતું પરંતુ એ પણ નોંધવું જોઈએ કે તેમને ખરેખરી ઊંચી સુંદરતાનું અને ખરા સત્ત્વનું પરિતૃપ્તિ અર્પતું દર્શન થયું છે ત્યારે, તે કૃતિની તેમણે મુક્ત કંઠે પ્રશંસા પણ કરી છે. શ્રી ઉમાશંકરે 'ઉત્તરરામચરિત'નું ભાષાંતર કર્યું હતું તેનો શ્રી સંજાણાએ વાજબી રીતે, સારા પ્રમાણમાં વખાણ પણ કર્યા છે. જો કે તો યે દોષદર્શક 'કાકદૃષ્ટિ' ટીકાકારની બદનામી તેમને લલાટે કાયમ અંકિત થયેલી રહી જ વાસ્તવમાં એ તેમની વિવેચનાનું સહુથી મહત્વનું, જરૂરી, ઉચ્ચ સાહિત્ય સર્જનને ઉપકારક અને સર્જકને સતત સાવધાન રાખનારું મોટામાં મોટું ગુણસમૃદ્ધ લક્ષણ હતું લબ્ધપ્રતિષ્ઠ અને વિદ્વાન લેખાતા કોઈ પણ સાક્ષરની કૃતિમાં જરા જેટલો પણ દોષ તેમના જોવામાં આવતો (અને આવતો જ, કારણ તેમની નજર જેટલી વ્યાપક હતી, તેટલી જ ઊંડી હતી) તો તેઓ તે દર્શાવ્યા વિના અને લેખકની ઝાટકણી કાઢ્યા વિના રહી શકતા નહિ કવિ તરીકે નર્મદને સંજાણાએ ઉત્તમ ગણ્યો નથી

[ જુઓ પા. ૮૮ ઉપર ]

(પૃ ૧૬થી ચાલુ)

નારાઓ દારૂબંધીની જેમ અંગ્રેજીબંધીની નેમ રાખે છે એમ માનવું રહ્યું? તો પછી કેવળ–મૂળથી 'હટાવ અંગ્રેજી'ને સ્થાને '૮માથી ફરજિયાત'ની વાત શું કામ આગળ ધરવામાં આવે છે?

## ૫ : અંગ્રેજીનું વિશિષ્ટ સ્થાન

ગુજરાતની સરકાર — ગુજરાતના કેળવણીકારો અને મોટાભાગની પ્રજા — બધાની વચ્ચે, મૂળભૂત ભાષાનીતિ, અંગે, સારા પ્રમાણમા નીકટતા પ્રવર્તે છે –

* હાઈસ્કૂલ સુધીના શિક્ષણ દરમ્યાન માધ્યમ તરીકે માતૃભાષાનુ સ્થાન **સર્વસ્વીકૃત** બન્યું છે.
* ઉચ્ચ શિક્ષણમાં માતૃભાષા અથવા હિંદીના માધ્યમનો સ્વીકાર ઘણે અંશે થયો છે.
* વ્યવહારની ભાષા તરીકે અંગ્રેજીની અનિવાર્ય આવશ્યકતા પણ સ્વીકાર્ય છે.

આમ છતાં, ત્રણે ભાષાના નિશ્ચિત સ્થાન અંગે વધુ સ્પષ્ટતા જરૂરી છે : (૧) સહજ વિકાસ અને વ્યવહાર–વહીવટની માતૃભાષા (૨) ભારતના આંતરિક વ્યવહાર–વહીવટની હિંદી ભાષા (કેટલાકને મતે ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે ય હિંદી માધ્યમ).

આ બે ભાષાઓ અંગે ઠીક ઠીક નીકટતા હોવા છતાં ત્રીજી ભાષા અંગ્રેજી વિષે મનમેળ ઓછો જણાય છે. ૫મા–૮માના સપાટી ઉપરના વિખવાદના અંતરાળમાં અંગ્રેજીના સ્થાન અંગેનો સંદેહ કારણરૂપ છે — એમ પણ લાગે છે.

● ૮મા વાળાઓને એવો ભય છે કે સારા અંગ્રેજીનો આગ્રહ, ધીમે ધીમે, અંગ્રેજી માધ્યમ ઉપર પહોંચી જશે.

● ૫મા વાળાઓને એવો ભય છે કે અંગ્રેજીનું મહત્ત્વનું સ્થાન લોપાઈ જઈ, અંગ્રેજી વિષેની ઉપેક્ષા વૃત્તિ 'હટાવ અંગ્રેજી'માં પરિણમશે.

અંગ્રેજીનુ સ્થાન નિશ્ચિત ન થવા દેવા પાછળ કેન્દ્ર સરકારનું વલણ – વર્તન ઘણે અંશે જવાબદાર છે.

—કેન્દ્ર સરકારે પોતાની વહીવટી ભાષા તરીકે ૧૯૬૫થી અંગ્રેજીને સ્થાને હિંદીને સ્થાપવાનો નિર્ણય કર્યો હતો; હવે તેમા તેણે પીછેહઠ કરી છે — ૧૯૬૫ પછી પણ તેણે વહીવટમાં અંગ્રેજીનું સ્થાન અનિશ્ચિત સમય માટે ચાલુ રાખ્યું છે.

—કેન્દ્રના શિક્ષણ પ્રધાનોએ ઘણી વાર ઉચ્ચ શિક્ષણમાં અંગ્રેજીના માધ્યમની તરફદારી કરી છે; અને સિ. ચાગલાનો તાજેતરનો સૂર તો, માધ્યમિક શિક્ષણમાં ય અંગ્રેજી માધ્યમનો પક્ષપાતી જણાય છે.

પરિણામે, ગુજરાત જેવામાં શિક્ષણ અને વહીવટી ક્ષેત્રે, મોટા પ્રમાણમાં એકમતી ઊભી થઈ હતી તે ડહોળાઈ જવાની ભીતિ જાગી છે.

બીજી વાત બનવા જેવી છે.

—અંગ્રેજી પાયમાથી શરૂ કર્યા પછી ય સારું – પાકું અંગ્રેજી નથી આવડતું; બીજે જ્યાં અંગ્રેજી માધ્યમ છે ત્યાંના વિદ્યાર્થીઓ કરતાં આપણો વિદ્યાર્થી અંગ્રેજી માધ્યમ ન હોવાને કારણે જ પાછળ રહ્યો છે; પરિણામે બીજાઓની સરખામણીમાં સહન કરવું પડે છે, માટે માધ્યમ અંગ્રેજી થાય તો જ સૌની બરાબરી થાય, તો જ અંગ્રેજી સારું થાય – એવી લપસણી – સરકણી અશક્ય નથી.

તે જ રીતે,

—અંગ્રેજોના વખતથી અંગ્રેજી ભાષા માથે ઠોકાયેલી છે; ખરેખર તો, સ્વરાજ્યમાં એને કશું સ્થાન નથી; પરંતુ આપણે ત્યાં હજી અંગ્રેજીનો મોહ છે એટલે થોડોક વખત જેમ તેમ ચલાવી લઈએ; ધીમે ધીમે એ જ કાયુ — નકામું થઈ જશે અને અંગ્રેજોની જેમ અંગ્રેજીથી ય મુક્ત થઈએ.

આ બંને અતિવાદી વૃત્તિઓથી સાવધ રહેવું જરૂરી છે અને આપણે અંગ્રેજી શું કામ ચાહીએ છીએ એ વિષે હવે ચોક્ખી સ્પષ્ટતા થઈ જવી જરૂરી છે. અમારે મતે —

ભારત જ નહિ, દુનિયાના ઘણા દેશો માટે, પોતાના સર્વાંગી વિકાસની દૃષ્ટિએ અંગ્રેજી ઘણું જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે — કેવળ અલ્પવિકસિત દેશોને જ નહિ, સુવિકસિત દેશોને ય સતત પ્રગતિ

માટેના એક સુંદર સાધન તરીકે અંગ્રેજીની ગરજ રહેવાની છે. (હકીકતે રશિયા સહિતના અનેક દેશોએ અંગ્રેજીને ફરજિયાત ભાષા તરીકે સ્થાન આપ્યું છે.)

એ વાત સ્પષ્ટ પણે સ્વીકારી લેવી જોઈએ કે—

* આજે જ્ઞાન-વિજ્ઞાન-ટેકનોલોજીના ક્ષેત્રે જે પ્રયોગો અને સંશોધનો થઈ રહ્યાં છે, અને તેને પરિણામે જીવનના લગભગ દરેક વ્યવસાયમાં જે સતત પ્રગતિની ક્ષિતિજો ઊઘડી રહી છે તેના પ્રત્યે દુર્લક્ષ કરવાનું કોઈ પણ દેશને પાલવવાનું નથી.

* ઉચ્ચ સંશોધનનું કામ ભલે મૂઠીભર મેધાવાનોને હાથે થવાનું હોય; સર્વદેશીય—વૈશ્વિક ચિંતા કરનારી વ્યક્તિઓ ભલે વિરલ પેદા થવાની હોય — પરંતુ ૧૦૦ ટકા સર્વદેશીય વૈશ્વિક જ્ઞાન-ચિંતનની સમજણની તક સૌ ને જોઈશે જ.

આથી જ તો

● લોકશાહીનું એક ધ્યેય એ છે અને હોવું જોઈએ કે રાષ્ટ્રની વધુમાં વધુ સંખ્યા વધુમાં વધુ ઉચ્ચ કક્ષાએ જવા શક્તિમાન બને. ઉચ્ચતમ શૃંગે વિરલ શ્રેષ્ઠ વિભૂતિ અને બાકી મોટા ભાગના બધા નીચી ખીણમાં — એ લોકશાહીનું અપલક્ષણ ગણાવું જોઈએ.

— જે દેશમાં કેવળ ઉચ્ચસ્તર (Vertical) જ નહિ, વ્યાપક ધોરણે (Horizontal) જ્ઞાન-સંશોધનનો વિસ્તાર થાય છે ત્યાં જ વિકાસની વિવિધ કક્ષાઓ માટે જરૂરી તાલિમબદ્ધ શ્રેણીઓ સરજ બને છે.

— આજના યુગમાં આવી ઊંડાણ (Vertical) અને વિસ્તાર (Horizontal) બંને પ્રકારની સતત પ્રગતિ માટે આંતરરાષ્ટ્રીય જ્ઞાનસંપર્ક અનિવાર્ય છે, એને માટે ગમે તે એક યા વધુ સુવિકસિત આંતર-રાષ્ટ્રીય ભાષાના ઘનિષ્ટ જ્ઞાન-સંપર્ક વિના ચાલવાનું નથી.

● ભારતને સદ્‌ભાગ્યે તેના ગુલામીના લાંબા યુગ દરમ્યાન તેને અંગ્રેજી ભાષાનો સંયોગ થયો – ભારતના જ્ઞાન-ચિંતન અને સર્વાંગી વિકાસમાં તે પ્રબળ સાધન બની ગઈ.

● અલબત્ત, એ યુગમાં અંગ્રેજોની દાનત અને નેમ અંગ્રેજી ભણેલાને પોતાના હાથા બનાવવા પૂરતી હતી; એ નેમ પૂરી કરવા એણે આપણા પ્રાચીન ચિંતન પ્રત્યે દુર્લક્ષ કર્યું; આપણા શિક્ષિતોમાંય આત્મઘાતી વલણ પેદા કર્યું. આપણો અંગ્રેજી ભણેલો વર્ગ આપણી સંસ્કૃતિથી વિમુખ બન્યો; મૌલિક ચિંતનનો સ્રોત સુકાતો ગયો. અને અંતે એક સાહેબી-કારકુની વર્ગ ઊભો થયો જે પોતાની પ્રજા, ભાષા અને સંસ્કૃતિની ઠેકડી કરવામાં ગૌરવ માનતો થયો.

પરંતુ આ છતાં, અંગ્રેજી ભાષાના શિક્ષણે જે બીજું દ્વાર ઉઘાડી દીધું હતું તે બંધ થવું અશક્ય હતું.

આ ઇતિહાસને કારણે હજી આજે ય આપણે ત્યાં બે પ્રવાહો દેખાય છે.—

એક : અંગ્રેજીને જૂની ગુલામી — પ્રજાવિમુખ બિનલોકશાહી સાહેબગીરી — ના હાથા રૂપે જુએ છે.

બીજો : અંગ્રેજીની ફેશનમાં અંજાયેલો —અંગ્રેજીમાં મોટાઈ માને છે, માતૃભાષાની ઉપેક્ષા કરે છે.

અલબત્ત, આ બંને અંતિમ પ્રવાહો ઘણા જ ક્ષીણ છે પરંતુ વિખવાદ જાગે ત્યારે એમની વચ્ચેની ખખોલ ભયપ્રદ બની દેખા દે છે.

● અંગ્રેજીની અતિભક્તિ કે અંગ્રેજીની નફરત – ઉપેક્ષા — બંનેમાંથી છૂટવાનો માર્ગ પમા – ૮માનો વિખવાદ નથી જ નથી. એનો માર્ગ તો આપણી આજની પાયાની લોકશાહીની વિકૃતિ દૂર કરવામાં જ રહેલો છે.

## ૬ : રાષ્ટ્રીય કર્તવ્યની ગુનાહિત ઉપેક્ષા

આ દેશના પ્રત્યેક નાગરિક સામે સ્વ-રાજ્યની સ્થાપનાના દિવસથી જે રાષ્ટ્રીય કર્તવ્ય આવી ઊભું હતું તે તરફ સૌએ— પમા અને ૮માવાળા સાહિત્યના સૌએ — ગુનાહિત દુર્લક્ષ સેવ્યું છે. પંદર વર્ષના સ્વરાજ પછી પણ પ્રજાની ભાષામાં રોજીંદો વહીવટ થતો ન હોય, પ્રજાની ભાષામાં કાયદા-કાનૂન તૈયાર થતા ન હોય, પ્રજાની ભાષામાં ન્યાયનું સંચાલન થતું ન હોય, અને પ્રજાની માતૃ-ભાષાને શિક્ષણના માધ્યમ તરીકે સ્થાન ન હોય તેવા સ્વરાજ્યને માટે અને એવી લોકશાહી માટે, સૌએ સરખા શરમાવાનું આવ્યું છે

ત્યારે, પાંચમા–આઠમાનો ઝગડો એ શરમ ઢાંકવા માટેનો જાણે એક અંચળો બની રહ્યો છે !

ગુજરાતના શિક્ષણશાસ્ત્રીઓ અને સંસ્કાર ક્ષેત્રના અગ્રણીઓએ આટઆટલાં વરસ દરમ્યાન લોકસ્વરાજ્યના મૂળભૂત સિદ્ધાન્તોના પાલન માટે આંદોલન શરૂ કરી દીધું હોત તો, અમને ખાત્રી છે કે પરિસ્થિતિ સર્વથા ભિન્ન હોત.

● અમારી દૃષ્ટિએ આવી લડત જ લોકશાહી બળોની એકતા ઘડનારી નીવડી હોત; અને આવી લડત આપણે ત્યાં બીજા પ્રદેશો કરતાં પ્રમાણમાં સરળ બની હોત એવો પણ અમને વિશ્વાસ છે. કેમકે — આપણે ત્યાં, બીજું કંઈ નહિ તોય, અંગ્રેજીના માધ્યમનો આગ્રહ નહિવત્ છે. અને એક વાર આ મૂળભૂત સિદ્ધાન્ત ઉપર એકતા–નીકટતા આવી છે ત્યારે પમા ૮માનો વિખવાદ અસ્થાને છે — બિનાવહ છે. †

અમને તો સ્પષ્ટ લાગે છે કે –

લોકરાજ્યની દિશામાં સૌથી પ્રથમ કોઈ કર્તવ્ય રાહ જોતું ઊભું હોય તો તે એ છે કે–

ગુજરાતી રાજ્યનો તમામ વહીવટ ગુજરાતી ભાષામાં, ગુજરાતી પ્રજાને સમજાય તેવી સરળ રીતે અને પરવડે તેવી સસ્તી રીતે, અમલી બનાવવા વ્યાપક લોકઆંદોલન શરૂ કરી દેવું જોઈએ.

આમ થતાં જ અંગ્રેજી માધ્યમનો સવાલ સાવ નિર્મૂળ બનશે; ૫ મા – ૮માનો ય ઝઘડો ટળી જશે; અને સારા અંગ્રેજી માટેના વિવિધ પ્રયોગો વિષેની દહેશત પણ દૂર થશે.

● અમારી તો ખાત્રી છે કે એક વાર લોકરાજ્યમાં લોકોના પ્રાથમિક અધિકારો (વહીવટ, ન્યાય અને શિક્ષણમાં માતૃભાષાનું માધ્યમ)નો સ્વીકાર થઈ ગયા બાદ જ અંગ્રેજી ભાષાના શિક્ષણ પ્રત્યેનો બંને બાજુનો મોહ ઓગળી જશે; અને આપણા સર્વાંગી વિકાસના એક મહત્ત્વના સાધન તરીકે, બીજા કશા અનિષ્ટના ભય વિના, આપણે અંગ્રેજીનું ઊમળકાપૂર્વક સ્વાગત કરવા જેટલા સ્વસ્થ બની શકીશુ

† 'ગાંધીજીની પ્રગતિશીલતા અને સહીષ્ણુતા જોતાં માતૃભાષાના સ્થાન વિષે સર્વસંમતિ જોતાં, આઠમામાંથી અંગ્રેજી શિક્ષણની છૂટ માન્ય રાખત કે કેમ તે વિષે પ્રશ્ન થાય છે...' શ્રી મનુબેન ગાંધીએ પ્રગટ કરેલી આ ધારણા અમને સાચી લાગે છે—સં.

[ પા. ૮૫થી ચાલુ ]

તેઓ કહે છે :

" There is little in Narmad's Poetry that is really worth rescuing ત્યારે દલપતરામની કવિતા પર સંજાણા અત્યંત મુગ્ધ હતા.

શ્રી સંજાણાનાં બધાં જ મંતવ્યો સાથે સહમત થઈ શકાય વા ન થઈ શકાય એ વાત નિરાળી છે, પરંતુ તેઓ જે કંઈ મત ઉચ્ચારતા તે તેમની પ્રમાણિક માન્યતા રૂપે જ ઉચ્ચારતા. મતદર્શનમાં સંજાણાએ કદી આત્મપ્રતારણા કરી નથી.

તેમની વિવેચનની શક્તિ આટલી બધી તેજસ્વી હોવાનું એક કારણ એ હતું કે તેમનો વિવેચન પ્રત્યેનો અભિગમ ત્રણ દાયકા સુધી તેઓ ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરના હોદ્દા પર રહ્યા તે દરમિયાન ગુજરાતી, મરાઠી, ઉર્દૂ ઉપરાંત સંસ્કૃતમાં પણ પ્રસિદ્ધ થતાં સામયિકો અને ગ્રંથો અવલોકવાનું તેમને પ્રાપ્ત થતું હતું તે પણ તેમની 'ક્રિટિકલ ફેકલ્ટી'ના વિકાસમાં ઓછું ઉપકારક નહોતું નીવડ્યું.

આચાર્ય આનંદશંકર સંપાદિત 'વસન્ત' સામયિકમાં ગીતિ અને આર્યાના બંધારણ વિષે શ્રી સંજાણાએ ઝીણવટ ભરી ચર્ચા કરતાં સાહિત્યરસિકોનું ધ્યાન તેમના તરફ આકર્ષાયું હતું. અને તે પછી તેમણે જુદાં જુદાં પત્રોમાં અને સામયિકોમાં પોતાની બાણ જેવી તીક્ષ્ણ કલમ ચલાવ્યે રાખી હતી. ભલભલા તેમના ઝપાટામાં આવી જતા અને છતાં કોઈ સાક્ષરની હિંમત નહોતી ચાલતી કે સંજાણાનો મુકાબલો કરવા મેદાનમાં પડે. અને છતાં રામનારાયણ, આનંદશંકર, નરસિંહરાવ, રમણભાઈ, કેશવલાલભાઈ આ સહુની વિદ્વત્તા પ્રત્યે તેમને ઘણું માન હતું પંડિત તો તેઓ હતા જ. પરંતુ વિદ્વાન વિશેષ હતા. ખરેખર જેમને મહાનવિદ્વાન જ કહી શકાય એવા સંજાણા વિવેચનક્ષેત્રના એકલવીર યોદ્ધા જેવા હતા. તેમણે ચિરવિદાય લીધી છે પરંતુ વિવેચનના કોઈ પણ વિદ્યાર્થી તેમ જ અભ્યાસીને અખૂટ પ્રેરણા અને દૃષ્ટિ આપી શકે એવો તેજસ્વી એમનો અક્ષરદેહ તો છે જ અને જ્યાં રહેશે ત્યાં સુધી શ્રી સંજાણા ચિરંજીવ છે જ.

(ગુજરાત મિત્ર) —કૃષ્ણવીર દીક્ષિત

[ વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ '૬૪

## દેશવિદેશ

# કાશ્મિર : શેખ અબ્દુલ્લાની મુક્તિ અને ભારતનું વસ્ત્રહરણ !

—ભોગીલાલ ગાંધી

૧

આજથી (તા. ૨૪-૪-૬૪) એક પખવાડિયા પહેલાં 'કાશ્મિરી શેર' શેખ અબ્દુલ્લાના લગભગ ૧૧ વરસના કારાવાસનો એકાએક અંત આવ્યો અને હજી ગઈ કાલ સુધી જેમના ઉપર, વરસો થયા, "રાજ્ય સામેના કાવતરા"નો કેસ ચાલતો હતો તે કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો; અને શેખ અબ્દુલ્લા, પ્લેબિસાઈટ ફ્રંટના નેતા મિર્ઝા અફઝલ બેગ તથા તેમના બીજા સાથીઓની મુક્તિ પણ "રાજ્યના હિતમાં" કરવામાં આવી એ તો ઠીક, પણ એમની મુક્તિનો નિર્ણય એવા સમયે, એવી ઝડપે લેવાયો અને એવી રીતે જાહેર થયો કે એ "કાવતરાખોર" શેખ બહાર આવતાં વેંત, વરસોથી રીબાતી દુભાતી પ્રજાના "તારણહાર" તરીકે તેમનાં ઓવારણાં લેવાયાં—જ્યાં ત્યાં જંગી મેદનીએ તેમનો સત્કાર કર્યો. બક્ષી—શમસુદ્દીન—રાજવહીવટ સામેનો રોષ ભડભડતો દેખાયો. કેટલેક સ્થળે પાકિસ્તાન-તરફી સૂત્રો અને ઘણે બધે સ્થળે 'આઝાદ કાશ્મિર ઝિંદાબાદ'ના વાવટા ફરકતા દેખાયા...

અને શેખે મુક્તિ અગાઉ પત્રકારોને એવું કહ્યું હતું કે તેઓ ઘણા વખત પછી બહાર આવતા હોઈ, પહેલા તો તેઓ તેમના 'પ્યારા દોસ્ત' પંડિત જવાહરલાલને અને બીજા સાથીઓને મળીને પરિસ્થિતિનો કયાસ કાઢશે. પછી જ પોતાનો નવો રાજકીય રાહ જાહેર કરશે.

પરંતુ મુક્તિના પહેલા જ વાયરાએ શેખ સાહેબનું દિમાક તર કરી દીધું છે. એમણે પિંજરામાંથી બહાર પગલાં જ રઘવાયેલા શેરની જેમ ગર્જનાઓથી વાતાવરણ ક્ષુબ્ધ કરી દીધું છે.

૧૯૫૩માં આઝાદ કાશ્મિરની ઘોષણા માટે તેમને ભયંકર જોખમકારક સમજી સળીઆ પાછળ પૂરી દેવામાં આવ્યા હતા; એ પછી ૧૯૫૮મા વળી તેમનું પારખું કરવાના હેતુથી થોડાક મહિના માટે તેમને મુક્ત કર્યા બાદ, ફરી વળી એના એ ગર્જન સંભળાતાં, ફરીવાર, એમને કારાવાસમાં ધકેલી દેવામાં આવ્યા હતા. પરંતુ આ બીજી વારની મુક્તિ બાદ, શેખ સાહેબે તો, અગાઉથી ય અદકા જુસ્સા અને ઝનૂનથી એનું એ ગાણું શરૂ કરી દીધું છે.

એમણે 'વહેલી તકે' પોતાના પ્યારા બિરાદર પં. નેહરુને મળવા જવાનું માંડી વાળી, આવતી ૨૯મી ઉપર ધકેલી દઈ ને વચગાળામાં મળતા ત્રણ અઠવાડિયાનો સમય પોતાની તાકાતનો અંદાજ લઈ લેવા પાછળ જ ગાળવાનો નિશ્ચય કર્યો જણાય છે.

અને કારાવાસમાંથી છૂટયા પછી બીજી જ સાંજે તેમણે સ્પષ્ટ શબ્દોમાં કહી નાખ્યું છે કે—

"કાશ્મિરનું ભાવિ કાશ્મિરની પ્રજા જ નક્કી કરશે."

અને આ શબ્દોનો અર્થ ઘણાને સ્પષ્ટ ન હતો તે, તેમણે એ પછીના ભાષણો દરમ્યાન, સ્પષ્ટ કરી નાખ્યો છે. જેમકે—

* કાશ્મિરની પ્રજા પોતાના સ્વનિર્ણયના અધિકારને વરેલી છે. તેણે ભારતમાં જોડાયેલા રહેવું, પાકિસ્તાનમાં જોડાવું કે સ્વતંત્ર રહેવું એનો નિર્ણય પ્લેબિસાઈટથી કરવાનો તેનો જન્મસિદ્ધ અધિકાર છે.

* જે એમ કહેવામાં આવે છે કે કાશ્મિરે આજ પૂર્વે આ નિર્ણય લઈ લીધો છે તે તો એક તૂત છે. કાશ્મિરની બંધારણ સભાએ લીધેલો ભારત સાથેના જોડાણનો નિર્ણય આખરી નહિ, કામચલાઉ-તત્કાળ પૂરતો હતો.

* ભારતે કાશ્મિરની પ્રજાને અને યુનો સમક્ષ પ્લેબિ-

ગયું. અને ત્યાં બ્રિટન-અમેરિકાના વિષમ વલણને કારણે હુમલાખોરને દબાવવાનું કર્તવ્ય બજાવવાને બદલે રાષ્ટ્ર-સંઘે બંનેને એક પાટલે બેસાડી, સરહદી ઝઘડાનું રૂપ આપી, 'ન્યાય તોળવવાનો' પ્રયાસ કર્યો. ઘણી મથામણો બાદ, સમાધાનની શરતો તૈયાર થઈ: જો પાકિસ્તાન કાશ્મિરની સરહદો પરથી હટી જાય, જો નવા આક્રમણનો પ્રયાસ તે ન કરે અને સરહદો શાંત પડે તો કાશ્મિરમાં પ્લેબિસાઈટ (લોકમત) દ્વારા આખરી ફેંસલો લાવવામાં આવશે એવા ઠરાવનો બંને પક્ષે સ્વીકાર કર્યો હતો. પરંતુ બાદ—

**સમાધાનની પ્રથમ બે શર્તો પાકિસ્તાને પાળી ન હોઈને, ભારતને માથે શરતી પ્લેબિસાઈટની જવાબદારી રહેતી નથી એય સ્પષ્ટ છે.**

બીજી બાજુ, એય હકીકતો છે કે—

કાશ્મિરની શસ્ત્રવિરામની સરહદો ઉપર એક બાજુ છમકલાં ચાલુ રહ્યાં હતાં, બીજી બાજુ કાશ્મિરમાં લોકમતથી ચુંટાયેલી બંધારણી સભાએ કાશ્મિરના ભારત સાથેના જોડાણને મહોર મારી આપી હતી.† તથા ત્યાર બાદ, બબે સાર્વત્રિક ચૂંટણીઓએ લોકમત (પ્લેબિસાઈટ)ની ગરજ સારી હતી.*

**આમ કાનૂની રીતે, બંધારણી રીતે, લોકશાહીના ચાલુ રસમ અનુસાર, કાશ્મિરનું ભારત સાથેનું જોડાણ ન ઇન્કારી શકાય એવી ઐતિહાસિક ઘટના બની ગઈ છે**

આરંભમાં આ વરસોમાં મેનને અને તાજેતરમાં ચાગલાએ સંયુક્ત રાષ્ટ્રસંઘની સલામતી સમિતિની બેઠકો સમક્ષ ભારતનો આ કાનની બંધારણી દાવો ભારે દક્ષતા કઠના અને નિર્ભયતાપૂર્વક રજુ કર્યો જ હતો.

આમ છતાં, એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે કે—

શેખ અબદુલ્લાને ૧૯૫૩માં ગિરફતાર કરી લીધાં **પછી** બંધારણી સભાએ અને ત્યાર બાદની બબ્બે ચૂંટણીઓએ કરેલા નિર્ણયથી કાશ્મિરમાં જે શંકા અને અસંતોષ દબાયેલાં પડયાં હતાં—તેને શેખ અબ્દુલ્લાની મુક્તિએ અને તેમની સોંસરી વાણીએ સળગાવી દેવાનું કામ કર્યું છે.

* એટલું જ નહિ પણ, છેલ્લા દાયકા દરમ્યાન બક્ષીનું જે એકચક્રી રાજ ચાલ્યું તે દરમ્યાન પ્રજામાં ભયંકર અસંતોષ ધૂંધવાતો રહ્યો હતો જ

* શમશુદ્દીનના કારભાર દરમ્યાન, હઝરતબાલ પ્રકરણ ઊખળ્યા પછી તો, આખું જમ્મુ-કાશ્મિર રાજ્ય ઊકળતા ચરુ સમું બની ગયું હતું.

* અને ત્યારે, આંતરિક અંધાધૂંધીના આ અવસરનો ઉપયોગ ભારે ઉતાવળથી કરી ગયા મૌલાના મસૂદી. એમણે 'એક્શન કમિટી'ના અગ્રેસર તરીકે તોફાનોનો દોર પોતાને હાથ કર્યો અને સમાધાન વખતે એનો ધાર્યો ઉપયોગ કરી ય લીધો.

આમ, કાશ્મિરનું આંતરિક તંત્ર સડી જઈ તૂટું તૂટું થઈ રહ્યું હતું ત્યારે, વરસોથી જાણીતા (સામ્યવાદ તરફી) ઉદ્દામ નેતા—જેમને કાશ્મિરના સત્તાપક્ષ નેશનલ કોન્ફરન્સની કારોબારીના ૮૦ સભ્યોમાંથી માત્ર ૧૦નું જ પીઠબળ હતું તેવા—સાદિકને સર્વાનુમતિથી વડા પ્રધાનની ગાદીએ બેસાડવામાં આવ્યા તેય ઓછું સૂચક નથી.

## ૨

કાશ્મિરની આવી અત્યંત કફોડી આંતરિક કટોકટી વખતે, અને પમી મેથી તો વળી રાષ્ટ્ર-સંઘની સલામતી સમિતિ ફરી પાકિસ્તાનનો ઠરાવ ચર્ચવાની છે ત્યારે, શેખ અબ્દુલ્લાની મુક્તિનો નિર્ણય કોણે—શું જોઈને કર્યો હશે? કઈ ગણત્રીથી કર્યો હશે?

—આ સવાલ પોતે જ હજી તો એક કોયડો છે!

વાત તો એવી નામોશીની છે કે કોઈ એનાં સ્પષ્ટ કારણ

† આરંભમાં, કાશ્મિરના ભારત સાથેના જોડાણ માટે આગેવાની લેનાર શેખ સાહેબનું સ્વપ્ન 'સ્વતંત્ર કાશ્મિર'નું બન્યું (૧૯૫૨માં) અને વાતાવરણ ડહોળાઈ ગયું. આવા સમયે, કાશ્મિરની બંધારણી સભા સમક્ષ કાશ્મિરના જોડાણને માન્ય કરાવવામાં ખરેખરી મુશ્કેલી ઊભી થવાનો ભય લાગ્યો અને શેખ કોઈક ભયંકર પ્રપંચ ખેલી રહ્યા છે તેવા અંદાજે તેમને અને તેમના સાથીઓને પકડી લેવામાં આવ્યા (૧૯૫૩). ત્યાર પછી બંધારણી સભાએ જોડાણ માન્ય કરતો ઠરાવ કર્યો હતો.

* બીજી વારની ચૂંટણી 'ઇલેક્શન કમિશન'ની દેખરેખમાં થઈ હતી.

આપતું નથી. કોઇ પોતાને માથે એની સીધી જવાબદારી લેતું નથી.

દિલ્હી તરફથી લાલબહાદુર શાસ્ત્રીએ એક બાજુ એવું કહી હાથ ધોઇ નાખ્યા છે કે સાદિકે એમની રીતે એ નિર્ણય લીધો છે વળી એ નિર્ણય પ્રગટ થયો ત્યારે દિલ્હીને આશ્ચર્ય પણ થયું હતુ તો બીજી બાજુ, શાસ્ત્રી અને પંડિતજી એમ પણ કહે છે કે નિર્ણય લેવા પહેલા "જોખમની ગણત્રીઓ કરી લીધેલી હતી " અને પંડિતજીએ એમની લાક્ષણિક ઢબે એમ પણ કહી નાખ્યુ છે કે–"પરિસ્થિતિએ જ શેખની મુક્તિનો નિર્ણય કરવાની જરૂરીઆત ઊભી કરી હતી." અને તેમણે એવું પણ સૂચવ્યુ છે કે શેખની મુક્તિની વાત અગાઉ બક્ષીએ આગળ ધરેલી ખરી.

આવી બધી ગોળગોળ વાતોને અંતે, આપણે જે કંઇ તર્ક કરી શકીએ તે આ છે —

> * કાશ્મિરનું કોકડું ગુચવાતું જતું હતુ અને ત્યાંના સૂત્રધારો કાચી માટીના પૂરવાર થયા તેમ તેમ શેખની મુક્તિની વાત ઘોળાતી રહી હતી.
>
> * સાદિક સત્તામાં આવ્યા ત્યારે આ બાબત સર્વસાધારણ નિર્ણય લેવાયો હશે; પરંતુ તારીખો નક્કી થયેલી નહિ હોય. તારીખો એકાએક નક્કી કરી હશે સાદિકે.

**પરંતુ શેખ અબ્દુલ્લાને જે કારણે કારાવાસમાં પૂરવામાં આવેલા, જે ગંભીર પ્રકારના આરોપો તેમના ઉપર લગાવી કેસ દાખલ કરવામાં આવેલો .એ બધાનું શું થયું ?**

ગંભીર આરોપો કોર્ટમાથી પાછા ખેંચી લઇ તેમને એક **વીર નાયક** તરીકે મુક્ત કરવા પહેલા કશું જ કારણ આપવામા આવ્યું નથી શેખના વિચારોમા પલટો થયા–ન–થયાની ખાત્રી કોઇએ કરી નથી. અથવા તો એમના વિચારોમાં ખાસ ફેરફાર થયો નથી એવી ધારણા† પછી ય 'એમની મુક્તિ કરવાની વેળા પાકી ગઇ' (પંડિતજી કહે છે તેમ) એટલે શું ?–એ વિષે કશો ખુલાસો થયો નથી.

એક જ અનુમાન થઇ શકે છે—

**હઝરતબાલ પ્રકરણ દરમ્યાન જાગેલી અંધાધૂંધી વખતે આખા આંદોલનનો દોર જેમને હાથ હતો તે મૌલાના મસૌદીએ ભારત સરકારનું નાક દબાવી. બરાબરીની કટોકટીની વખતે, કૈકેયીએ રાજા દશરથ પાસેથી લીધું હતું તેવું, કઠોર વચન કઢાવી લીધું હશે જ–શેખ અબ્દુલ્લાની બિનશરતી તત્કાલ મુક્તિનુ !**

અને આ અનુમાન સાથે સાદિકને સત્તાનશીન કરવાના નર્ણયની કડીનો મેળ બેસી જાય છે.

~ શેખનો કદર રીતે સામનો કરી શકે તેવા ઘડાયેલ, પ્રામાણિક અને હિંમતબાજ સાદિક જ જણાયા ! (એમનો પાકિસ્તાન–ચીન વિરોધી ઉદ્દામવાદ કદાચ આવે વખતે ખપમા આવી જશે એવી તકવાદી ગણત્રીઓ થઈ હશે. )

૪

બધી બાબતનો તાળો મેળવ્યા પછી જે જવાબ નીકળે છે તે જોતાં, દાખલો સાચો પડવાનો કશો જ ઉત્સાહ ટકવા દે એવો નથી !

**કેવી ભયંકર હદે, ગણત્રી અને સ્પષ્ટતા વિનાની, ઢસડબોળા નીતિના ભોગ આપણે બની ગયા છીએ ! કેટલી જનૂની રીતે, કાશ્મિર અંગેની આપણી નીતિ અને સ્થિતિ વિશે, બણગાં મારતા રહ્યા છીએ ! અને કેટલા સિદ્ધાન્તવાદી પૂણ્યપ્રકોપી શબ્દના દેખાવ સાથે આપણી જાતને આવેશમય બનાવી આપણે રાષ્ટ્રસંઘમાં જૂઝયા છીએ !**

અંતે, પશ્ચિમી દેશો અને પાકિસ્તાન, માથાં પછાડયા છતા, જે વાઘા, આપણા શરીર પરથી ઉતારી લેવા અસમર્થ નીવડયા હતા, એ આપણુ વસ્ત્રાહરણ શેખ અબ્દુલ્લાને હાથે, આપણી પોતાની આંતરિક પોકળતાને પરિણામે, આજે જગત સમક્ષ થઈ રહ્યુ છે !

**અંતે તો, આપણી કરુણા એ છે કે આપણે નથી ઉચ્ચ આદર્શવાદી સાબિત થયા, નથી વ્યવહારુ રહ્યા–હયાં !**

અલબત્ત, આપણે રાષ્ટ્રસંઘની સલામતી સમિતિની બેઠકમાં વધુ ઝનૂનપૂર્વક અને વધુ પુણ્યપ્રકોપી બની ફરી

† ટાઈમ્સ ઓફ ઇન્ડિયાના કટાર લેખક નદન કાગલે શેખ સાહેબની મુક્તિની આગલી સંધ્યાએ લખેલો લેખ આ ધારણાનુ ઘણુ બધું સમર્થન કરતો પ્રકાશ પાડે છે. સરકારને તો જાણ હોવી જ જોઈએ !

એક વાર ચૂંટણી કરી લઈ શકીશું અને કાશ્મીરનું ભારત-જોડાણ કાનૂની બંધારણી 'સાબિત' કરીય શકીશું.

અલબત્ત, કાશ્મીર એ કોઈ સ્વતંત્ર રાષ્ટ્ર નથી, એ ભારતનો એક વિશિષ્ટ જોડાણવાળો પ્રદેશ છે, એટલે એક વાર જોડાણ થયા પછી એ પ્રદેશ પોતાની બહુમતીથી ય આખા રાષ્ટ્રમાંથી છૂટો પડી શકતો નથી એવું ય 'પૂરવાર' કરી શકીશું.

અલબત્ત, જરૂર પડ્યે, આપણે શેખ અબ્દુલ્લાને ફરી ત્રીજી વાર ગિરફતાર કરી પણ શકીશું.

પરંતુ જે મૂળની કમજોરીમાંથી આ આખો ગોટાળો થયો છે એ કમજોરી એથી ઓછી જ થવાની છે?

● અમને લાગે છે કે, આપણી ગમે તેટલી શુભ દાનત છતાં, અને ગમે તેટલી કાનૂની-બંધારણી ઐતિહાસિક ન્યાયયુક્તતા છતાં, આપણે કાશ્મીરની પ્રજાના ઘણા મોટા ભાગને આજ લગી સંતોષી શક્યા નથી અને આપણે જેટલા જોરથી આંતરિક લોકશાહીનો દાવો આગળ ધરતા ગયા છીએ તેટલા જ જોરથી અંદરનો અસંતોષ વધુ-દબાયેલો છતાં-નક્કર બનતો ગયો છે. એથી જ તો, પાકિસ્તાન-પશ્ચિમની ધરીની રમત કામિયાબ બની છે; એથી જ તો, આપણા દેશનાં અનેક લોકશાહી તત્ત્વો (જયપ્રકાશ, રાજાજી વગેરે) સુદ્ધાં કાશ્મીર માટે લોકમત ઉપર પહોંચી જવા ઘોચપરોણા કરી રહ્યાં છે.

છતાં, એમ નહિ કરવાની આપણી હઠનું પરિણામ એક જ હોઈ શકે—

* શેખ અબ્દુલ્લાની તત્કાલ ગિરફતારી. પરંતુ એય કરવા જેટલી આપણામાં નિર્ણાયકતા નથી અને એક વાર કાશ્મીરની લોકલાગણી ઉશ્કેરાઈ ગયા પછી એવું પગલું ઘણું વધારે જોખમી બનશે, એમ સમજ્યા છતાં આપણે ઢસડવાદનું જ સેવન કરી રહ્યા છીએ!

* વળી, કાશ્મીરનો વિશિષ્ટ દરજ્જો રદ કરી તેને ભારતનાં બીજાં રાજ્યોની કક્ષાએ મૂકી દેવા માટે કલમ ૩૭૦ને રદબાતલ કરવાની વાતો ઘણા વખતથી સાંભળીએ છીએ. ખુદ સાદિક પણ આ બાબત ઇન્તેજારી બતાવતા હતા. પણ એનો ય તત્કાલ અમલ કરવા જેટલી 'હિંમત' આપણે દાખવી શકવાના નથી!

* યુનોમાં ફરિયાદ, એના કમિશનોની તપાસના નિર્ણય અને ઠરાવો-આપણા માટે ત્રાસરૂપ બની જવા છતાં આપણે આપણો કેસ યુનોમાંથી પાછો ખેંચી લેવાનો નિર્ણય કરી શક્યા નથી!

અંતે, બધું જ ગુમાવી રહ્યા છીએ ત્યારે, ઉચ્ચ વ્યવહારની અને આપણી પ્રતિષ્ઠાની દૃષ્ટિએ ય,-રૂડા વસ્ત્રહરણની વેળાએ, ખરેખરા ઉદારભાવે લોકમતનો સ્વીકાર કરી લેવા જેટલા કુનેહબાજ પણ આપણે બની શકતા નથી!

શેખની મુક્તિરૂપી અજગર આપણને ગળી રહ્યો છે. આપણે એ મુક્તિનાં અનિવાર્ય પરિણામોને આપણા લાભમાં ફેરવી નાખી શકીશું કે એની સામે આવેશથી ન કરવાનું કરીને ઊલટા અસંખ્ય અજગરોનો રાફડો જ ઉઘાડી દઈશું?

૨૪-૪-૬૪]

## પૂરવણી

તા. ૨૯-૪-'૬૪

તા.૨૯મીએ શેખ સાહેબ પંડિતજીની મુલાકાતે દિલ્હી આવનાર છે. મન ખોલીને વાતો થશે તોય કાશ્મીરનું કોકડું એટલું બધું ગૂંચવાયેલું છે કે તત્કાલ ઉકેલાઈ જવાની આશા તો કોઈ જ નહિ રાખે. ગમે તે રસ્તે જઈએ સાહસ અને જોખમ પણ રહેવાનાં જ. હાલ તો આપણે સાચી દિશા પકડીએ એ તોય બસ છે.

પં. નહેરુ શેખને રીઝવી લે તો-બહુ બહુ તો, પમી મેએ રાષ્ટ્રસંઘની સલામતી સમિતિની બેઠક મુલતવી રાખવામાં તેઓ કદાચ કારણરૂપ બની શકે. બહુ બહુ તો—

**કાશ્મીરના પ્લેબિસાઈટની વાત એના જૂના સંદર્ભમાં (ભારત સાથે? પાકિસ્તાન સાથે? કે સ્વતંત્ર?) તત્કાલ દૂર હડસેલાઈ જાય; અને આઝાદ કાશ્મીર સહિતના કાશ્મીરમાં નવેસરથી ચૂંટણી કરવાની વાત આગળ આવે.**

# ૫૭

## વિશ્વમાનવ [દ્વૈમાસિક]

વાર્ષિક રૂ. ૯-૦૦ શિ ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી ~ સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી ~ સંચાલક - દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી વિશ્વમાનવ રામજીમંદિર પોળ સહકારી છાપખાના સામે-વડોદરા [ ફોન ૪૯૫૦ ]
મુદ્રક : જયંતિ દલાલ-વસંત પ્રિન્ટિંગ પ્રેસ ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ-૧.

પહેલું પાનું



સદ્‌વિચાર



કવિતા



વૃત્તવિમર્શ



લેખો



હમ ઐચૈન હૈં



પ્રવાસ



આલોચન



પ્રવૃત્તિ ને પડઘા



અહીંયાં ને ત્યાં



દેશવિદેશ



[ કુલ પા. ૧૦૦ ]

સાહિત્ય વિભાગનાં લખાણો નીચેના સરનામે મોકલવાં :
**શ્રી. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, મિસ્ત્રી બિલ્ડીંગ, બંદરરોડ-બીલીમોરા**

# વિશ્વમાનવ

આગલાં વર્ષના વિશેષાંકો
( હવે આ વિશેષાંકો ગ્રંથસ્વરૂપે: કિંમત )

* અતીન્દ્રિય વિજ્ઞાન ( ૧૯૫૮ ) ૩=૫૦
* માનવ અને પરમાણુ ( ૧૯૫૯ ) ૫=૫૦
* ગુજરાતદર્શન ( ૧૯૬૦ ) ૬=૦૦
* નવી શૈલીની નવલિકા ( ૧૯૬૦ ) ૩=૫૦
* રવીન્દ્રદર્શન ( ૧૯૬૧ ) ૮=૦૦
* ભારત–ચીન સંઘર્ષ ( ૧૯૬૦ ) ૨=૦૦
* અદ્યતન રશિયન સાહિત્યની ઝાંખી અને સમસ્યા ( ૧૯૬૩ ) ૫–૫૦
* રશિયા–ચીન સંઘર્ષ ( ૧૯૬૩ ) ૧=૦૦
* નહેરુ [ અણુયુગનો સમન્વયક ] રૂ ૩–૦૦

[ ઉપરાંત : ગ્રંથસ્થ બનેલી ગ્રંથશ્રેણીઓ . પરિચય પત્રિકા મંગાવો ]

## વિશ્વમાનવ ( બાંધેલી ફાઇલો )

વર્ષ : ૧૯૫૮ રૂ. ૮
વર્ષ : ૧૯૫૯ રૂ. ૮
વર્ષ : ૧૯૬૦ રૂ. ૮
વર્ષ : ૧૯૬૧ રૂ. ૧૦
વર્ષ : ૧૯૬૨ રૂ. ૧૦
વર્ષ : ૧૯૬૩ રૂ. ૧૦

[ છૂટક અંકો માટે તપાસ કરવી ]

આજના યુગની સમસ્યાઓના માહિતી પૂર્ણ વિવેચન માટે
સંગ્રહવા યોગ્ય
વિશ્વમાનવ

# અંતિમ ઇચ્છા

## [ પંડિતજીએ ૨૧–૬–૧૯૫૪ ને રોજ લખી રાખેલું વીલ ]

ભારતની જનતા તરફથી મને, એટલો તો સ્નેહ અને ચાહના મળ્યાં છે કે હું ગમે તે કરું તોપણ એ ઋણ અંશમાત્ર પણ ચૂકવાય તેમ નથી અને ખરેખર, સ્નેહ જેવી મૂલ્યવાન વસ્તુનું ઋણ ચૂકવી પણ શકાય નહિ. અનેક લોકોની પ્રશંસા થઈ હશે, કેટલાક લોકો પ્રત્યે પૂજ્ય ભાવ પણ બતાવાયો હશે, પરંતુ ભારતની જનતાના તમામ વર્ગોનો સ્નેહ મને એટલા તો વિપુલ પ્રમાણમાં સાંપડયો છે કે આથી હું લાગણીવશ બની જાઉં છું. હું તો માત્ર એટલી જ આશા રાખું છું કે, હુ જે કાંઈ બાકીનાં વર્ષ જીવું, તેમાં મારા દેશબાંધવોને અને તેમના સ્નેહને અપાત્ર બનુ નહિ.

મારા અસંખ્ય બિરાદરો અને સાથીઓનો તો આથી ય વધારે ઋણી છું. અમે મહાન કાર્યોમાં સંયુક્ત ભાગીદાર રહ્યા છીએ અને એમાંથી અનિવાર્યપણે નિપજતા આનંદ અને શોકના સમભાગી બન્યા છીએ.

હું અંતરની સર્વ સચ્ચાઈ સાથે જાહેર કરવા ઈચ્છું છું કે, મારા મૃત્યુ બાદ કોઈપણ ધાર્મિક વિધિ કરવામાં આવે તેવું હું ઇચ્છતો નથી. હું એવી કોઈ વિધિમાં માનતો નથી અને એક આચાર તરીકે પણ એવી વિધિ ચલાવી લેવી તે દંભ સમાન છે અને આપણી જાતને તેમજ બીજાને ભ્રમમાં નાખવાના પ્રયત્ન સમાન છે.

હું જ્યારે મૃત્યુ પામું ત્યારે મારા દેહનો અગ્નિસસ્કાર ત્યાંજ કરવો અને મારાં અસ્થિફૂલ અલ્હાબાદ લાવવાં. આમાંનાં થોડાંક અસ્થિફૂલ ગ ગાનદીમા પધરાવવાં અને બાકીનાનું નીચે જણાવ્યા પ્રમાણે વિસર્જન કરવું. અસ્થિફૂલનો જરાસરખો ભાગ પણ રાખી મૂકવો કે સ્મારક તરીકે રાખવો નહિ.

મને સંબંધ છે ત્યાં સુધી, મારા થોડાંક અસ્થિફૂલ અલ્હાબાદ ખાતે ગંગાનદીમાં પધરાવવાની મારી ઈચ્છા પાછળ ધાર્મિક એવી કોઈ લાગણી નથી. આ બાબતમાં હું કોઈ ધાર્મિક લાગણી ધરાવતો નથી. છેક મારા શૈશવકાળથી હું અલ્હાબાદની ગંગા અને જમના નદી સાથે સ્નેહભાવથી બધાયો છું અને હુ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ આ સ્નેહબંધન પણ દૃઢ થતું ગયું છે. બદલાતી મોસમો સાથે મેં એમના બદલાતા મિજાજ નિહાળ્યા અને માણ્યા છે અને યુગોથી તેમની સાથે સંકળાયેલા અને એમના

વહેતા જળપ્રવાહના અંગરૂપ બની ગયેલાં ઇતિહાસ, દંતકથા, પરંપરા સંગીત અને કથનીઓ સંબંધમાં અનેકવાર મેં વિચાર્યું છે.

ખાસ કરીને ગંગા ભારતની પ્રજાની પ્યારી અને માનીતી નદી છે. એની આસપાસ અનેક વંશો અને જાતિઓનાં સંભારણાં, એમની આકાંક્ષાઓ અને ભયો, એમનાં વિજયગાન, એમના જય અને પરાજયની વાતો ગૂંથાયલી છે. ભારતની યુગજુની સંસ્કૃતિ અને સભ્યતાની પ્રતીક બની રહેલી ગંગા હંમેશાં નવતરરૂપ ધરતી રહી છે. અખંડ વહેતી રહી છે અને છતાંય એ એની એજ ગંગા છે. મને અત્યંત પ્યારાં હિમાલયનાં હિમાચ્છાદિત ઉન્નત શિખરો અને તેની ઊંડી ખીણોની એ મને યાદ અપાવે છે, તેમજ જ્યાં મારા જીવન તથા કાર્યનુ ઘડતર થયુ છે તેવા ભારતના સમૃદ્ધ અને વિશાળ ગંગાખીણના પ્રદેશોની યાદ તાજી કરાવે છે. પ્રભાતના સૂર્યપ્રકાશમાં સ્મિત વેરતી, નૃત્ય કરતી અને સંધ્યાની પથરાતી છાયામાં ધીરગંભીર, ગમગીન અને રહસ્યમય લાગતી, શિયાળામાં એક નાના, સાંકડા, મંદ અને મનોહર પ્રવાહસમી અને ચોમાસામાં ભયંકર ગર્જના કરતી, સાગર જેવો વિશાળ અંતરપટ ધરાવતી અને કંઈક અંશે સાગરના જેવી જ સંહારશક્તિ ધરાવતી ગંગા, મારે મન હંમેશાં વર્તમાનમાં વહેતા અને ભાવિના મહાન મહાસાગરમાં વિલીન થઈ જતા ભારતના ભૂતકાળની પ્રતીક અને સ્મૃતિ બની રહી છે.

જો કે મેં ભૂતકાળની ઘણી પરંપરા રૂઢિ અને રીતરિવાજોનો ત્યાગ કર્યો છે. ભારતના લોકોને જકડતી અને બંધનમાં રાખતી, તેમજ તેમને વિભક્ત કરતી, બહુસંખ્ય લોકોનું દમન કરતી તથા તેમનાં તન અને મુક્ત વિકાસને રૂંધતી તમામ શૃંખલાઓ ભારત ફગાવી દે એમ હું ઈચ્છુ છુ, છતા, હું મારી જાતને ભૂતકાળથી સંપૂર્ણ અલગ કરી નાખવા ચાહતો નથી. આપણો જે ભવ્ય વારસો હતો અને છે, તે માટે હું ખૂબ ગૌરવ ધરાવું છું અને આપણા સર્વની જેમ હું પણ મારી જાતને ઇતિહાસના ઉષઃકાળ સુધી લંબાતી ભારતના અનાદિ ભૂતકાળની એક અખંડ સાંકળની એક કડીરૂપ સમજું છું. હું એ સાંકળ છિન્ન-ભિન્ન કરવા ઈચ્છતો નથી કારણ કે, હું એને મૂલ્યવાન લેખુ છું અને તેમાંથી પ્રેરણા મળે તે ઝંખુ છું. અને તેથી મારી આ ઈચ્છાની સાક્ષી તરીકે તેમજ ભારતના સાંસ્કૃતિક વારસાને મારી અંતિમ શ્રદ્ધાંજલિ તરીકે, હું એવી વિનંતિ કરૂં છુ કે, મારાં થોડાક અસ્થિ-ફૂલનું અલ્હાબાદમાં ગંગા નદીમાં વિસર્જન થાય, જેથી કરીને એ ભારતના પાય પખાળતા મહાસાગરમાં ભળી જાય.

પરંતુ મારાં મોટા ભાગના અસ્થિફૂલનુ વિસર્જન બીજી રીતે કરવું. હું ઈચ્છું છું કે એ અસ્થિ-ફૂલ એક વિમાનમાં ખૂબ ઉંચે લઈ જવામાં આવે અને ત્યાંથી જે ખેતરોમાં ભારતના કિસાનો પસીનો વહાવી રહ્યા છે તેવી ભારતની ધરતી પર વેરવામાં આવે, જેથી કરીને ભારતની ધૂળ અને ધરતી સાથે એ એકરૂપ બની જાય અને ભારતના અવિભાજ્ય ભાગરૂપે એકાકાર થઈ જાય."

# નહેરુ : સૌનો લાડકવાયો

## છેલ્લી રાત્રી

નહેરુને પોતાનું મૃત્યુ તત્કાળ નીપજવાનું છે એવો કોઈ સંકેત અગાઉથી મળ્યો નહોતો. છેલ્લા થોડા દિવસ દરમ્યાન જેઓ એમની નજીક હતા એમાંથી કોઈને આવું સૂચન કે આવો નિર્દેશ એમણે કર્યો નહોતો મંગળવારની રાત્રે દહેરાદૂનથી પાછા ફર્યા ત્યારે શ્રી નહેરુ બીજા દિવસોના પ્રમાણમાં સારી રીતે જમ્યા હતા. વિમાનના પ્રવાસને લીધે એમની ભૂખ ઊઘડી હોય એમ લાગતું હતું ભોજન બાદ શ્રીમતી ઇંદિરા ગાંધી એમના ખંડમાં ચાલ્યાં ગયાં હતાં શ્રી નેહરુએ એ પછી દોઢ કલાક ફાઈલો જોવામાં અને એનો નિકાલ કરવામાં ગાળ્યો હતો. એમણે બેત્રણ સરકારી કાગળો પણ લખાવ્યા હતા. એમની રીત મુજબ બીજે દિવસે તેઓ કામ શરૂ કરે ત્યારે પ્રથમ આ કાગળો પર એમણે સહી કરી હોત. પરંતુ આ કાગળો ,એમની સહી વિનાના જ રહ્યા હતા અને બીજાઓએ એ બાબતોનો દોર સંભાળવાનો રહેશે.

આ પત્રો લખાવ્યા બાદ શ્રી નહેરુએ લગભગ અગિયાર વાગ્યે ભારતીય અખબારોની કેટલીક કાપલીઓ જોઈ હતી અને કેટલાંક છેલ્લાં વિદેશી સામયિકો ઉથલાવ્યાં હતાં. આ બાદ તેઓ પુસ્તકોની અલમારીમાં જ્યાં નવાં આવેલાં પુસ્તકો રાખવામાં આવતાં હતાં ત્યાં ગયા અને એમાંથી એક પુસ્તક પસંદ કર્યું. એમને નિયમિત રીતે નવાં પુસ્તકો મળ્યા કરે એવી વ્યવસ્થા હતી. પુસ્તક લઈને તેઓ એમના શયનખંડમાં ગયા અને હાથ મોં ધોઈને કપડાં બદલીને વરન્ડામાં જ્યાં એમની પથારી થતી ત્યાં આવીને પથારી પાસેની બત્તી કરીને વાંચવા લાગ્યા હતા. મધરાતે વાંચવાનું પૂરું કરીને બત્તી બંધ કરીને તેઓ સૂઈ ગયા હતા.

બે અંગત નોકર એમની વારાફરતી સંભાળ રાખતા હતા. આમાંનો એક નથુરામ વડા પ્રધાને બત્તી બંધ કરી એ પછી મધરાત બાદ છૂટો થયો હતો. એ પછી બીજો નોકર ફરજ પર આવ્યો હતો એના કહેવા પ્રમાણે શ્રી નેહરુ રાત્રે ત્રણ વાગ્યે ઊઠયા હતા. પણ આમાં કશું અસાધારણ નહોતું. તેઓ અંદર બાથરૂમમાં જઈને થોડીવારે બહાર આવીને પાછા નિદ્રાધીન થયા હતા.

ફરી વાર તેઓ સવારે ૫-૩૦ વાગ્યે ઊઠયા હતા અને હમેશ કરતા હતા એ મુજબ સવારના પ્રકાશથી બચવા માટે તેઓ એમના શયનખંડમાં જઈને સૂતા હતા.

આ પછી નથુરામ ફરી ફરજ પર હાજર થયો હતો શ્રી નહેરુએ એને એમના પગ અને વાંસો દાબવા માટે કહ્યું હતું શ્રી નહેરુ કામ કરીને ખૂબ થાકયા હોય ત્યારે વખતો વખત આ રીતે પગચંપી તો કરાવતા હતા, પરંતુ એમણે વાંસો દુખાવાની વાત કરી ત્યારે નથુરામ એકદમ સજાગ થઈ ગયો.

એટલે નથુરામે એમને પૂછ્યું - 'આપની તબિયત તો સારી છે ને?'

નેહરુએ જવાબ આપ્યો : 'બહુ સારી નથી લાગતી ' એટલે નથુરામે સવારે ૭ વાગ્યે શ્રીમતી ગાંધીને આ બાબતની માહિતી આપી હતી અને પછી થોડી વારે ડોકટરોને બોલાવવામાં આવ્યા હતા દાક્તરો આવવા પૂર્વે તેમણે દાઢી કરી હતી .દાક્તરો આવ્યા પછી તત્કાલ કશો ઉપચાર કરે તે પૂર્વે વળી પંડિતજી બાથરૂમ સુધી ધસી ગયા હતા—અને એ શ્રમ એમને માટે આખરી ફટકા રૂપ બની ગયો...પંડિતજી સદાને માટે પોઢી ગયા તે પૂર્વે, તેમણે "આગલી રાતે બધી ફાઈલો જોઈ નાખી છે"—એવું જણાવ્યું હતું

( પી. ટી. આઈ. ના આધારે )

# અંતિમ સંસ્કાર

નવી દિલ્હી, તા. ૨૮

સ્વ. જવાહરલાલ જેમને ભારતની કરોડોની પ્રજા વારંવાર જોવા ઝંખતી હતી, તેમનાં અંતિમ દર્શન કરવા માટે આજે રાજધાનીના ૨૦ લાખ ઉપરાંતના તમામ પ્રજાજનોએ મેના ધોમધખતા તાપની અવગણના કરી સ્વ. નહેરુના મૃતદેહનાં દર્શન કરી શકાય તેવી એકેએક જગ્યા રોકી લીધી હતી. લોકો વૃક્ષો અને વીજળીના થાંભલાઓ પર ચઢી ગયા હતા. અટારીઓ અને અગાસીઓમાં માણસો માતા નહોતાં. પાટનગર એ સર્વશ્રેષ્ઠ માનવીને સર્વશ્રેષ્ઠ અંતિમ માન આપી રહ્યું હતું અડધી કાઠીએ ઊડતા લગભગ તમામ રાષ્ટ્રોના ધ્વજો, વિશ્વના ભલા માનવી જવાહરને વિદાયમાન આપી રહ્યા હોવાનું ભારપૂર્વક સૂચવતા હતા

વડાપ્રધાનના નિવાસસ્થાનથી યમુના કાંઠા પરની ચિતા સુધીના શ્રી નહેરુના ૭ માઈલ લાંબા પ્રવાસના રસ્તાના ઈંચે ઈંચ પર કેવળ શોક જ ઉભરાતો હતો.

ગઈ કાલે તેમણે અંતિમ શ્વાસ લીધો ત્યારે સૂર્યે પોતાનું મુખ ઢાંકી દીધું હતું અને એ ઘડીએ વિષાદનું વાતાવરણ ફેલાવ્યું હતું. આજે ધરતી માતાએ નવીન રીતે પોતાનો દેહ કંપાવીને પોતાના તરફથી વિદાયમાન આપ્યું હતું. ધરતીકંપનો આંચકો, બાર પછી થોડી મીનીટે સ્મશાન યાત્રા શરૂ થવાના એક કલાક પહેલાં નોંધાયો હતો.

નહેરુનો મુલાયમ દેહ જે તેમના મુલાયમ સ્વભાવ જેવો જ હતો તેને તદ્દન સાદી રીતે ફક્ત એક સફેદ ખાદીની ચાદર લપેટવામાં આવી હતી અને કાંઈક સૌમ્ય કદની શણગારેલી તોપગાડી પર રખાયો હતો.

ગાંધીજીની સ્મશાન યાત્રા વખતે સરદાર અને નહેરુ સંત્રીઓ તરીકે શબવાહિનીની બે બાજુ બેઠા હતા. પોતાનો અંતિમ પ્રવાસ બને તેટલો સાદો રાખવાની શ્રી. નહેરુની ઈચ્છા મુજબ શ્રી નહેરુનું શબ લઈ જનાર તોપગાડી પર કોઈ બેઠું નહોતું તેમના તદ્દન નીકટના સગામાંથી પણ કોઈ બેઠું નહોતું. પરંતુ સ્વર્ગની યાત્રામાં પણ શ્રી નહેરુના પ્રિય રાતા ગુલાબને ભૂલવામાં આવ્યું નહોતું નહેરુના ઉંચા રખાયેલા મસ્તક પર લાલ ગુલાબોનું નાનું છત્ર હતું આ સર્વોચ્ચ માનવીને તેમના લાખો દેશબંધુઓ તેમના આધ્યાત્મિક પિતા ગાંધીજીના રાજઘાટ ખાતેના સમાધિસ્થાન નજીકના સમાધિ સ્થાને લઈ જતા હતા ત્યારે, વિદેશ વ્યવસાય કચેરી કે જ્યાં પરિચિત વ્યક્તિ નહેરુ રોજ સવારના નવ વાગે નિયમિત ટપકી પડતી, ભવ્ય પાર્લામેન્ટ ભવન કે જ્યાંથી નહેરુ તેમનો લોકશાહી માટેનો જુસ્સો દર્શાવતા, તે તેમની પરંપરાગત ચુપકીદીનો ભંગ કરતાં જણાયાં હતાં શ્રીમતી ઈન્દીરા ગાંધી જેમણે અગાઉ તેમના પતિ ગુમાવ્યા હતા તેઓ કરુણતા અને એકલતાની મૂર્તિ ભાસતાં હતાં, પરંતુ ઈન્ડીઆ ગેટ આગળના સ્થળે ભેગાં થયેલાં બાળકો જેઓ ત્યાં વારંવાર તેમના ચાચા નહેરુને વધાવતાં હતાં તેમનો દેખાવ હૃદયભેદક હતો. વિશ્વ બીજો મહાન સુલેહકાર અપનાવશે અને ભારત

નવો નેતા અપનાવશે પણ ૧૪ મી નવેંબરે પોતાના ચાચા તરીકે હવે કોને વધાવવા એની મુંઝવણ આ બાળકોના ચહેરા પર સ્પષ્ટ તરી આવતી હતી.

યમુના કિનારે લાલ કિલ્લાના દિવાને ખાસની અટારી સામેની ખાસ જગ્યાએ ૧૦ મણ ચંદનકાષ્ટ નહેરુના મૃતદેહને સ્વાહા કરવાની રાહ જોઈ રહ્યાં હતાં, જ્યારે ગોસ્વામી હરીશ્વર દત્તની આગેવાની હેઠળ પવિત્ર મંત્રો ઉચ્ચારતા પાંચ પંડિતો મૃત નેતાના શબને પવિત્ર અગ્નિને અર્પણ કરવામાં, હિંદુ પરંપરાગત ૧૬મા સંસ્કારમાં મદદ કરવા તૈયાર હતા. કાશ્મીરી પંડિતો હિંદુ વિધિ અને પ્રણાલિકાઓ અંગે ઘણા ચુસ્ત હોય છે સાંજ ઢળી રહી હતી અને પવન વડાપ્રધાન નહેરુની ચિતાની જવાલાઓને પ્રજ્વલિત કરી રહ્યો હતો ત્યારે યુગના સર્જક જવાહરલાલ નહેરુ ઈતિહાસ સાથે ઓતપ્રોત બની રહ્યા હતા.

સ્મશાનયાત્રામાં દિલ્હી બહારથી આવનાર અનેકમાં ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી બળવંતરાય મહેતા અને ઇંગ્લેન્ડ ખાતેના ભારતીય હાઈકમિશ્નર ડૉ. જીવરાજ મહેતા પણ હતા. શ્રી મોરારજી દેસાઈ ચિતા સળગાવતાં પહેલાં નહેરુને અંતિમ અંજલિ આપવા વ્યાસપીઠ સુધી ગયા હતા.



સામુદાયિક શોકનાં હૃદયદ્રાવક દૃશ્યો વચ્ચે ભારતના પ્રાણપ્યારા નેતા અને રાષ્ટ્રના કર્ણધાર શ્રી જવાહરલાલ નહેરુના મૃતદેહને આજે સાંજે જમુનાના કિનારે અગ્નિદાહ દેવાયો હતો.

પોતે જેને દસકાઓ થયાં પોતાના જ માન્યા હતા એવા જનતાના લાડીલા અને 'આરાધ્ય દેવ' એવા શ્રી નહેરુના દેહને ભસ્મકની જ્વાળાઓએ પોતામાં સમાવ્યો ત્યારે આ પ્રસંગે ૧૦ લાખ ઉપરાંત શોકાતુર લોકો હાજર હતાં.

### વીસ લાખની મેદની

પોતાના લાડીલા નેતાને અંજલિ આપવા, વડાપ્રધાનના નિવાસસ્થાનેથી સ્મશાનભૂમિ સુધીના ૬ માઈલ લાંબા માર્ગ પર બીજા ૨૦ લાખ લોકો હારમાં ઊભા રહ્યા હતા.

આ શોકમસ્તોમાં રાજવીઓ, વડાપ્રધાનો, મુત્સદ્દીઓ, રાજપુરુષો અને સામાન્ય માનવી હતા.

શ્રી નહેરુના મૃતદેહને ઢોલના નાદ અને પ્રજાના પ્રેમ ભર્યા પોકારો વચ્ચે તોપગાડીમાંથી બહાર કાઢવામાં આવ્યો હતો અને ત્યારેથી સુખડની ચિતા પર પોઢાડવામાં આવ્યો હતો.

શ્રી નહેરુના સૌથી નાના દોહિત્ર સંજય ચિતા નજીક બેઠા હતા.

પુરોહિતોએ વેદોચ્ચારો કર્યા હતા.

### મંચ પર ખડકાયેલી ચિતા

શ્રી નહેરુના મૃતદેહ પર ગંગાજળ છાંટવામાં આવ્યું હતું. પાંચ ફુટ ઊંચા લાલ પથ્થરના મંચ પર ચિતા ગોઠવવામાં આવી હતી.

શ્રી નહેરુના મૃતદેહને વંદના કરવા ઉપરાષ્ટ્રપતિ ડૉ. ઝાકીરહુસેન, શ્રી લાલબહાદુર શાસ્ત્રી, શ્રી જગજીવનરામ, શ્રી કૃષ્ણમેનન, શ્રી મોરારજીભાઈ દેસાઈ, અને બીજાઓ એક પછી એક આવ્યા હતા. ઘણાએ ચિતા પર સુખડનાં લાકડાં પધરાવ્યાં હતાં.

ચિતા પર સફેદ રેશમી વસ્ત્રો મુકવામાં આવ્યાં હતાં. મૃતદેહ પર ગુલાબની પાંદડીઓ અને હજારી ગોટાઓની વર્ષા કરવામાં આવી હતી.

શ્રીમતી ઇંદીરા ગાંધી સંજયનો હાથ ઝાલીને ચિતા નજીક લઈ ગયાં હતાં અને તેના હસ્તે ઘીમાં બોળેલાં સુખડનાં લાકડાં ચિતા પર મુકાવરાવ્યાં હતાં.

પરંતુ ચિતા સળગાવવામાં આવે તે અગાઉ શ્રીમતી ગાંધી પાંચ ફુટ ઊંચા મંચ પર ગોઠવાયેલી ચિતા પરથી નીચે ઉતર્યાં હતાં અને જમીન પર બેસીને બે હાથથી પોતાનું મ્હોં ઢાંકી દીધું હતું. તેમની નજીકમાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત, શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ, અને નહેરુ કુટુંબના બીજા સભ્યો બેઠા હતા.

### ૪-૩૭ કલાકે અગ્નિદાહ

શ્રી નહેરુના દોહિત્ર સંજયે સાંજે ૪-૩૭ કલાકે શ્રી નહેરુના મૃતદેહને અગ્નિદાહ દીધો ત્યારે હાજર રહેલા ઘણા લોકો ડુસકે ડુસકે રડી પડ્યા હતા અને બીજા ઘણાંની આંખો અશ્રુથી છલકાઈ ઊઠી હતી. આ વખતે ત્રણ ધડાકાઓ કરવામાં આવ્યા હતા.

એમની કરણીની કલગીઓ સાતે ખંડ પર ફરકતી રહેશે માત્ર એમના નશ્વર ખોળિયાની આખરી ચપટી આજે પ્રયાગના સંગમે સવારી લઈ જઈ રહી છે.

નવી દિલ્હીને પિસ્તાલીસ કરોડની પ્રાચીન પ્રજાની ગૌરવભરી રાજધાની તરીકે મહેકતી મૂકી જનાર જવાહરલાલ નહેરુ એક અપાર્થિવ રૂપ લઈ, આ કુંભમાં સમાઈ ને દુનિયા નજરોનજર હજુય માપી શકે તેવા આપણા છેલ્લા, અંતિમ જુહાર લઈ ને જઈ રહ્યા છે

વડાપ્રધાનના નિવાસને પણ વડાપ્રધાનના પંચભૂતની છેલ્લી ચપટીના આજે એ છેલ્લા જુહાર હતા

નિવાસના ઉગમણા છેડે દરિયાળી પર અનારકલી ઝાડ ઊભું છે. અમદાવાદમાં કાંકરિયાની કોરે પેલા પીળી રાયણમાળાઓ લટકાવી રહ્યાં હોય તેવાં લથબથ ફૂલે લચી રહેલાં ઝાડમાંનું જ એક ઝાડ છે, ડાબી પડખે છેક મોગલાઈના વખતથી દિલ્હીને ઘેલું કરનાર પેલા હોઝોમાંનો એક નાનો ને નમણો હોજ છે. અંદરથી કમળ ડોકિયું કરી રહ્યાં છે. ઝાડ નીચે વડાપ્રધાનનો સોફો સવાર ઊગે ને ગોઠવાતો. એજ મૂંગા ને વેદનાપૂર્ણ ઝાડ નીચે હવે આઠ કુંભ અર્ધચંદ્રાકારે બેઠા છે આ મુરાદાબાદી કોતરણીના આઠ કુંભ અવની પરની કોઈ બીજી દુનિયાના આગંતુકો જેવા લાગતા હતા દિવસ ઊગ્યો ને આથમ્યો અને આઠ કુંભમાંથી ઘટતાં ઘટતાં એક જ રહ્યો આજે એ છેલ્લો નહેરુ કુંભ ગંગાને ખોળે જવા અલ્હાબાદ ઊપડી રહ્યો હતો. ગગનમસ્ત બની ગયેલા જવાહરલાલ નહેરુની ભસ્મ ભારતની ધરતીનું મોણુ બનીને માટીમાં ભળી જવા માટે હવાઈ દળ પાસે પહોંચી ગઈ હતી.

ઘડીક મનમાં ફરકી જતું હતું કે બારમે દિવસ જવાહરલાલ પાછા ફર્યા ને ! એ જ રણગાડી પાછી ફરકી ! એજ શૈશવ પાછળ ગુનાખનાં ઘેરાં લાલ ફૂલોની એજ ઝૂલ ! પોઢેલા પંડીતજીની જગાએ આજે નહેરુ–કુંભ પધરાવાયેલો હતો

આ કોઈ રાજસવારી નહોતી. નહેરુકુંભની વિદાય-વેળા હતી. અને છડી 'જવાહરલાલ અમર હો 'ની ડૂસકાંભરી કંઈક હૈયામાંથી નીકળી રહી હતી.

એકાકી દેખાએલા જવાહરને એકલવાયા કહેવામાં સૌની ભૂલ થતી હતી. પશુપંખી, ઝાડપાન, નદીનાળાં ને ડુંગરાઓ અને કરોડો નામીઅનામી માણસોને પોતાનાં સગાંવહાલાં બનાવી જનાર જવાહરલાલ એકાકી શેના ?

(સંદેશ)

# અસ્થિકુંભની યાત્રા

નવી દિલ્હી તા ૮

અલ્હાબાદ ખાતે 'ભારતની સૃજનજુની સરસ્કારિતા અને સંસ્કૃતિ'ના પ્રતીકરૂપ પતિત પાવની ગંગા નદીમાં પધરાવવામાં આવનારાં શ્રી જવાહરલાલ નહેરૂનાં અસ્થિ ફૂલની પવિત્ર યાત્રાનો અત્રેથી આજે સવારે પ્રારંભ થયો.

ખાસ તૈયાર કરવામા આવેલા સફેદ ડબ્બામાં સ્વ. શ્રી નહેરૂનાં અસ્થિફૂલ અને ભસ્મ સાથેનો ત્રાંબાનો કુંભ રખાયો આ કુંભને લઈ જતી ખાસ ટ્રેન આજે સવારે ૮–૧૦ કલાકે નવી દિલ્હીના સ્ટેશનેથી ઊપડી હતી.

આવતી કાલે સવારે ત્રિવેણી સંગમ ખાતે અસ્થિ-વિસર્જનની વિધિ કરવામાં આવશે.

'અસ્થિફૂલ' લઈ જતી ખાસ ટ્રેન નવી દિલ્હીના સ્ટેશનેથી ઊપડી તે પહેલાં રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણને અસ્થિકુંભ પર પુષ્પો પધરાવ્યાં હતાં

૧૮ ડબ્બા જોડેલી આ ખાસ ટ્રેનમાં ઉપ-રાષ્ટ્રપતિ ડૉ ઝાકીરહુસેન, વડા પ્રધાન શ્રી નંદાજી, કેન્દ્રના પ્રધાનો, અગ્રગણ્ય કોંગ્રેસી નેતાઓ અને સંસદના સભ્યો અસ્થિકુંભની સાથે અલ્હાબાદ જવાના હતા.

શ્રી જવાહરલાલ નહેરૂની યાદને અંજલિ આપવા નવી દિલ્હી સ્ટેશને એકત્ર થયેલ જંગી જનમેદનીમાં વરાયેલા વડા પ્રધાન શ્રી લાલ બહાદુર શાસ્ત્રી, લોકસભાના અધ્યક્ષ સરદાર હુકમસીંગ, એલચીઓ, અને શેખ અબ્દુલ્લા પણ હતા

અસ્થિકુંભની સાથે શ્રી ઇંદિરા ગાંધી, શ્રી નહેરૂના બે દોહિત્રો રાજીવ અને સંજીવ, શ્રીમતી વિજયાલક્ષ્મી

પંડિત, શ્રીમતી કૃષ્ણા હઠીસીંગ અને નહેરૂ પરિવારનાં બીજાં કુટુંબીજનો હતાં.

જેવી ખાસ ટ્રેન ઊપડી કે, તરત જ ત્યાં હાજર રહેલા માનવ મહેરામણે તેના પર ગુલાબની પાંદડીઓની વર્ષા કરી હતી અને પ્લેટફોર્મની બહાર રહેલા હજારો લોકોએ બે હાથ જોડી શ્રી નહેરૂને અંજલિ આપતા "જવાહરલાલ નહેરૂ અમર રહો" અને "ભારત માતકી જે" ના ગગનભેદી પોકારો કર્યા હતા.

નવી દિલ્હીમાં આજનું પરોઢ પણ વાદળછાયું અને ગમગીન ઊગ્યું હતું વિદેહ વડા પ્રધાન પં. જવાહરલાલનાં અસ્થિફૂલને પ્રયાગરાજ અલ્હાબાદ લઈ જવા માટેનું આ સવાર જેવું ગમગીન હતું, તેવા જ આ હજારો લોકો પણ ગમગીન હતા.

સવારના સાડા પાંચ વાગે પં. નહેરૂના નિવાસસ્થાનના નીચેના વરંડામાં શ્વેતવસ્ત્રધારી ત્રણ મહિલાઓએ પ્રાર્થનાનો આરંભ કર્યો. તેમની પાછળ ચાર પાંચ કતારોમાં સ્ત્રીઓ બેઠેલી હતી પ. નહેરૂની ઓફિસના કર્મચારીઓનાં કુટુંબીઓ આમાં મુખ્ય હતાં.

### શોકાકુલ વાતાવરણ

પં. નહેરૂનાં અસ્થિની યાત્રા માટે અસ્થિકુંભને લઈ જવાની ક્ષણ પાસે આવતી જતી હતી તેમ વાતાવરણ શોકાકુલ બનતું જતું હતું. એમના શરીરના અંતરીક્ષ પણ હવે એમનું આ નિવાસસ્થાન છોડી જવાના હતા. ત્રિમૂર્તિ આગળના અને સોળ વરસથી પં. નહેરૂનું નિવાસસ્થાન બનેલા આ મકાન સાથેનો નહેરૂનો દૈહિક સંબંધ હમેશ માટે તૂટવાની ક્ષણ આવી રહી હતી

વરંડામાં પ્રાર્થના અખંડ ચાલતી હતી. અને એક પછી એક જણ અસ્થિકુંભ ઉપર પુષ્પાંજલિ અર્પણ કરતું હતું વાદળછાયા આકાશમાં પ્રકાશ પણ નિસ્તેજ હતો. સૂરજની બહાર નીકળવાની હિંમત નહિ હોય એવો ભાસ થતો હતો હવા પણ જાણે શ્વાસ રોકીને એ ક્ષણની રાહ જોતી ઊભી હોય એમ પવન પડી ગયો હતો ઝાડનું પાંદડું પણ હાલતું નહોતું...

### વેદનામૂર્તિ ઈંદિરા

૭ વાગવામાં પાંચ મિનિટ બાકી હતી ત્યારે શ્રી ઈંદિરા મકાનમાંથી બહાર આવ્યાં. એમના ચહેરાનું વર્ણન કરવું જ અશક્ય છે. પિતાના આ છેલ્લા અવશેષ પણ આ મકાન છોડી જઈ રહ્યા હોવાની વેદના એ મુખ પર હતી જ, પણ બીજું શું શું હતું તે કેવળ વિધાતા જ જાણે!

ધીરે પગલે તેઓ બહાર આવી ઘાસ પર ચાલતાં ચાલતાં અસ્થિકુંભ સામે આવ્યાં. શ્રીમતી કૃષ્ણા ડાબી બાજુના મોરપંખના વૃક્ષની ઓથ લઈને ઊભાં હતાં. સંજીવ અને રાજીવ બન્ને ભાઈઓ પણ આવ્યા. આખો નહેરૂ પરિવાર એમનાં છેવટનાં દર્શન કરી રહ્યો. ઉદ્યાનમાં અને એમની સોફા ખુરશીમાં એમના માનીતા વૃક્ષ નીચે જાણે સદેહે નહેરૂ બેઠા હોય એવી ભ્રામક કલ્પના કરીને સૌ સજળ નયણે પ્રણામ કરી રહ્યાં. આકાશ વાદળછાયું હતું, પણ વરસતાં હતાં તો મહિલાઓનાં અને નહેરૂ પરિવારનાં નેણ!

બરાબર પાંચ મિનિટ પછી રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન આવી પહોંચ્યા.

### છેલ્લી અંજલિ

બગીચાના માળીએ અસ્થિકુંભ ઉપર છેલ્લીવાર બે ગુલાબની અંજલિ ધરી. છેલ્લીવાર પગચંપી કરનાર નોકર નાથુરામ કુંભ સામે આવી વંદન કરી ગયો અને બાજુમાં જઈ બે હાથમાં મોં છુપાવી રહ્યો. શ્રી કૃષ્ણમેનન આવ્યા, ઈંદિરાની બાજુએ જઈ ઊભા.

બંગલાના પોર્ચ પાસે રણગાડી આવીને ક્યારની ઊભી હતી અને તેની સજાવટ થઈ રહી હતી. રાષ્ટ્રપતિજી આવ્યા એટલે શ્રી. ઈંદિરા પોર્ચ પાસે ગયાં અને તોપ–ગાડી તૈયાર છે કે કેમ તે જોયું.

બરાબર ૬–૧૮ મિનિટે સંજીવ અને રાજીવ એ બંને દૌહિત્રોએ સોફા ખુરશી ઉપરથી અસ્થિકુંભ ઉપાડ્યો. જાણે કુદરતનો શ્વાસ પણ રૂંધાઈ રહ્યો. પ્રાર્થનાના સૂરો પાછળથી કર્મચારીઓની સ્ત્રીઓમાંથી કોઈકનાં ડુસકાં સંભળાતાં હતાં. રાષ્ટ્રપતિ અદબથી ઊભા રહ્યા હતા અને પોતાની લાગણીઓ પર વિજય મેળવવા મથતા હતા

અસ્થિકુંભ પર પીળું વસ્ત્ર ઓઢાડેલું હતું અને પીળાં ફૂલની માળાથી મોઢું બાંધેલું હતું. ઉપર શ્વેત

અને લાલ ગુલાબ હતાં. ત્રિમૂર્તિથી ત્રણ કુંભ ત્રિવેણીસંગમ પર જઈ રહ્યા હતા. એકમાં અસ્થિફૂલ અને બીજા બેમાં ચિતાભસ્મ હતી.

### નહેરુ પરિવારનાં ગુલાબ

સંજય અને રાજીવે ધીમે પગલે તોપગાડી પાસે પહોંચીને તેમાં ખાસ ગોઠવેલા મંચ ઉપર અસ્થિકુંભ પધરાવ્યો. NR 1258 નંબરની આ ગન-કૅરેજ લાલ ગુલાબની માળાઓથી અને ફૂલોની ચાદરથી સજાવેલી હતી. નહેરુ કુટુંબના બધાંના હાથમાં ગુલાબની કળીઓ હતી, જે છેલ્લીવાર આ ઉદ્યાનમાં પં. નહેરુના અવશેષને અર્પવાની હતી છાતી પર હાથ રાખી નથુરામ પાછળ ચાલતો હતો. નહેરુ નિવાસના ઉપરના ઓરડામાં પૂરેલા નહેરુના માનીતા ત્રણ કૂતરા પણ ભસતા હતા. રોતા હતા, જાણે માલિકની ખોટ એમને પણ ખૂબ સાલતી લાગતી હતી.

### સરઘસ ગોઠવાયું

અસ્થિકુંભની ત્રિવેણીયાત્રા માટેનું મૌન સરઘસ ગોઠવાયું. સહુને મોખરે હતી એક ખુલ્લી ટ્રક. એમાં ભજનમંડળી બેઠી હતી અને બીજાં ૧૫-૨૦ સ્ત્રીપુરુષો પણ એમાં રામધૂન ગજાવતાં હતાં.

અસ્થિકુંભ ગન-કૅરેજ પર મૂકાયો તે વખતે નૌકાદળના બેન્ડે અંતિમ સલામી આપી. પછી સરઘસ ગોઠવાયું ભજન મંડળીની ટ્રક પાછળ એક ખુલ્લી લશ્કરી જીપમાં દિલ્હી સબએરીયાના લશ્કરી કમાન્ડર લશ્કરી ટુકડીઓનું નેતૃત્વ કરતા હતા. તેમની પાછળ બે મોટી લશ્કરી ગાડીઓ હતી તેમાં સૈનિક ટુકડીઓ હતી. તેની પાછળ લશ્કરના સેનાપતિ ચૌધરી, હવાઈ દળના સેનાપતિ એરવાઈસ માર્શલ એન્જીનિયર અને નૌકાદળના વડા વાઈસ એડમીરલ સોમણ એમ ત્રણે સેનાપતિઓ કાળી ગાડીમાં હતા એની પાછળ લશ્કરી ધ્વજ નિશાન સાથેની એક લશ્કરી ટ્રક હતી, જે અસ્થિકુંભવાળી ગન કૅરેજ ને ખેંચતી હતી. અસ્થિકુંભની પાછળ નહેરુ કુટુંબની અને બીજા નેતાઓની સંખ્યા બંધ મોટરોની લાંબી કતાર હતી.

### રખે ગુલાબ કરમાય !

સમગ્ર પણ સ્તબ્ધ ઊભો હતો. સૂરજ ઘડીક વાદળમાંથી બહાર આવી છેલ્લો દર્શન કરી રહ્યો, અને વળી પાછું એણે વાદળમાં મોં છુપાવી દીધું, રખેને નહેરુના અવશેષને પણ આજે તડકો લાગે ! રખેને લાલ ગુલાબો કરમાય !

પં. નહેરુના નિવાસસ્થાનના દરવાજામાંથી ગનકૅરેજ બહાર નીકળી તે ક્ષણે પં. નહેરુનો દૈહિક સંબંધ આ મકાન સાથે તો તૂટયો. અને ભવ્ય મહાલય સમું એ નિવાસસ્થાન નિષ્પ્રાણ બન્યું. નિસ્તેજ ઊભું ઊભું એ છેલ્લી નજર નાંખતુ હતું, ત્યારે અસ્થિકુંભનું સરઘસ આગળ વધી રહ્યું હતુ.

### અંતિમ સલામી :

આખે રસ્તે લશ્કરી ટુકડીઓ ગોઠવેલી હતી અને તે અસ્થિકુંભને ઊંધાં શસ્ત્ર કરીને સલામી આપતી હતી. એક પછી એક ટુકડીઓની એ સલામી ઝીલતી અસ્થિવાહિની રેલ્વે સ્ટેશન સામે આવી ત્યારે રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન સ્ટેશનના કમ્પાઉન્ડમાં દાખલ થવાના પોર્ચનીચે ઊભા હતા. રાષ્ટ્રપતિ ૭-૨૨ મિનિટે આવીને સીધા જ પ્લેટફોર્મ પર ગયા હતા અને સ્પેશ્યલ ટ્રેનની અને અસ્થિકુંભ લઈ જનારા ડબાની વ્યવસ્થા જોઈ આવ્યા હતા.

સ્ટેશનના કમ્પાઉન્ડમાં પ્રવેશપત્ર સિવાય કોઈને દાખલ થવા દેતા નહોતા તેથી જનતા આસપાસના રસ્તાઓ અને મકાનો પરથી અંજલિ આપી રહી હતી

૭-૩૦ વાગ્યા પછી તરત શ્રી. ઈંદિરા ગાંધી, શ્રી. વિજ્યાલક્ષ્મી, શ્રી કૃષ્ણા વગેરે સ્ટેશને આવ્યા. સંજીવ, રાજીવ, બન્ને ભાઈઓએ સફેદ પાયજામો અને પહેરણ પહેર્યાં હતાં ને ખુલ્લા પગે બન્ને ઊભા હતા.

### સ્પેશ્યલ ટ્રેન

અંદર પ્લેટ ફૉર્મમાં અસ્થિ-સ્પેશ્યલ ઊભી હતી ૧૯ ડબ્બાની તથા અસ્થિ માટેના ખાસ ડબ્બા સાથેની આ ટ્રેનમાં સાથે જનારાને રેલ્વે કર્મચારીઓ—અમલદારોએ પહેલેથી પોત પોતાની જગ્યાએ બેસાડી દીધા હતા.

## નિસ્તેજ, ગૌરવહીન દિલ્હી

સફેદ રંગનો અસ્થિયાત્રા ડબો, બે એર-કન્ડીશન્ડ ડબા, સાત ફર્સ્ટ ક્લાસના ડબા અને બાકીના ત્રીજા વર્ગના ડબા સાથેની આ અસ્થિ સ્પેશ્યલ નવી દિલ્હી સ્ટેશનેથી સવારે આઠ પર દસ મિનિટે નૌકાદળના બેન્ડના 'અનિ કરુણ સરોદો વચ્ચે ઉપડી. દિલ્હીની જાગૃતિ, ગૌરવ અને સૌંદર્ય જાણે છિનવાઈ ચાલ્યાં, મહામાનવના અવશેષ પણ ગયા અને નિસ્તબ્ધ પાટનગર નિસ્તેજ બનીને આંસુ ઢાળી રહ્યું

(સંદેશ)

[ અસ્થિ અલ્હાબાદ લઈ જતી ટ્રેન પરથી ]

શોક દર્શાવવા આવો જંગી માનવમહેરામણ એકત્ર થયાનું ઇતિહાસમાં કદાચ આ પહેલાં કદીય બનવા પામ્યું નથી.

પોતાના લાડીલા નેતાના અસ્થિ ફૂલવાળા કુંભનાં દર્શન માટે પ્લેટફોર્મની તસુએ તસુ જમીન પર માનવમેળો ઉમટયો હતો. લોકો ખીચોખીચ ભરાયા હતા. હજારો માણસો ઓવરબ્રીજ પર, રેલ્વે સીગ્નલો પર, ઝાડની ટોચ પર અને ખાલી દેખાતી એકએક જગા પર ગોઠવાઈ ગયા હતા.

માર્ગમાં ખાસ ટ્રેન સ્ટેશનોએ થોભતા સફેદ ડબ્બામાં ચાદરથી આચ્છાદિત લાકડાની પીઠીકા પર રખાયેલ અસ્થિકુંભને, લાંબી કતારોમાં ઊભા રહેલા પુરુષો, સ્ત્રીઓ, અને બાળકોએ, સજળ નયને અને પ્રાર્થના કરી રહેલા હોઠો સાથે ભાવભીનાં વંદન કર્યાં હતાં.

આ અસ્થિકુંભ, ડબ્બામાંની કાચની મોટી બારી આગળ રાખવામાં આવ્યો હતો. અને ડબ્બાની બહાર મુકાયેલ સુખડના મેજ પર પુષ્પો પધરાવવાની ગોઠવણ કરાઈ હતી.

કેસરંગી પાથરેલા ગાલીચા પર સફેદ ખાદી બીછાવવામાં આવી હતી. કુંભ સાથે પીઠિકાને તિરંગી ધ્વજમાં લપેટવામાં આવી હતી. અને ડબ્બામાં રોશની પ્રગટાવાઈ હતી.

જૂન માસના પ્રખર તાપની પરવા કર્યા વગર જ્યાં ટ્રેન થોભવાની નહોતી તેવા સ્ટેશન સહિત માર્ગના દરેક સ્ટેશને માનવ મહેરામણ ઉમટયો હતો. ટ્રેન પસાર થતાં જનમેદની બે હાથ જોડીને વંદન કરતી હતી જે જે સ્ટેશનોએ ટ્રેન થોભતી હતી ત્યાં ટોળાંઓને ટ્રેનથી લગભગ ૩ ફુટના અંતરે રાખવા, પ્લેટફોર્મ આગળ પોલાદની વાડ ઊભી કરાઈ હતી.

કુંભનાં નજીકથી દર્શન માટે લોકોનાં જંગી ટોળાં આગળ આવવા મથતાં હતાં અને તેમને પાછાં ધકેલવા પોલીસોને ઝઝુમવું પડતું હતું.

કેટલાક લોકો આ વાડ ઓળંગવા પોતાને છૂટ આપવા કોન્સ્ટેબલો સાથે દલીલ કરતા જ્યારે બીજાઓ તે તોડી નજીક આવી પહોંચ્યા હતા.

'ચાચા નહેરૂ ઝીંદાબાદ' અને 'પંડિત નહેરૂ અમર હૈ' ના ગગનભેદી પોકારોમાં સફેદ ડબ્બા સાથે જોડેલાં લાઉડસ્પીકરોમાંથી સંભળાતી 'રામધુન' વિલીન થઈ ગઈ હતી.

તમામ માર્ગ પરનાં પ્લેટફોર્મ હારતોરા અને ગુલાબની પાંદડીઓથી છવાઈ ગયાં હતાં.

કેટલાક સ્થળોએ ફરજ પરના રેલ્વે સ્ટાફે અને બીજા અધિકારીઓએ પણ લોકોનાં ટોળાંઓની સાથે કુંભને વંદન કર્યાં હતાં

આખા પ્રવાસ દરમિયાન, કુંભના રક્ષણની જવાબદારી હવાઈ ખુશ્કી અને તરી દળના સૈનિકોએ બજાવી હતી.

બિનસાંપ્રદાયિકતાના આદર્શ માટે જીવનભર ઝઝૂમનાર શ્રી નહેરુને અંજલિ આપવા અલીગઢ સ્ટેશને, બુરખાધારી મુસ્લિમ સ્ત્રીઓ સહિત મોટી સંખ્યામાં મુસ્લિમો એકત્ર થયા હતા.

શ્રી નહેરુએ છેલ્લી ટ્રેનની મુસાફરી ૧૯૬૨ના નવેમ્બરમાં કરી હતી. તેમણે ચિત્તરંજન લોકોમોટીવ વર્કસે બનાવેલ પ્રથમ વીજળીક એન્જીનનું ઉદ્‌ઘાટન કરવા દુર્ગાપુર ચિત્તરંજનનો પ્રવાસ ખેડયો હતો

દિલ્હી પછી ટ્રેન પ્રથમ ગાઝીયાબાદ થોભી હતી. અહીં શહેરની કુલ વસ્તી કરતાં કેટલાય ગણા માણસો

હતા. દૂરદૂરથી અને તમામ પ્રકારનાં જે જે વાહનો મળ્યાં તેમાં બેસીને લોકો આવ્યા હતા.

ખુરજા ખાતે કુંભનાં દર્શન સારી રીતે થઈ શકે તે માટે કેટલાક લોકો રેલ્વે સીગ્નલોની ટોચ પર બેઠા હતા. દિવસ આગળ વધતાં ગરમી પણ વધવા લાગી હતી. પરંતુ જવાહરલાલ નહેરુના અવશેષો નિહાળવાની આ છેલ્લી તક હોવાથી તમામ સ્ટેશનોએ ટોળાંએ આ ગરમીની જરીકે પરવા કરી નહોતી.

કેટલાક સ્થળોએ, રેલ્વે તરફથી પ્લેટફોર્મ પર શમીઆણા ઊભા કરાયા હતા. પરંતુ તેથી તો થોડા જ લોકોને છાંયડો મળી શકે તેમ હતો. તમામ સ્ટેશનોએ પ્રાથમિક સહાયનાં કેન્દ્ર ઊભાં કરાયાં હતાં. અને ટોળાંના ધસારાથી જેઓ બેભાન થતા અગર જેમને ઈજા થતી તેમને તરત જ સારવાર અપાતી હતી.

ખાસ ટ્રેન પસાર થતાં, અહીંતહીં પોતાના ખેતરમાં ઊભેલો ખેડુતો અને ઓફિસવાળો મજૂર પણ બે હાથ જોડીને ભાવભીના વંદન કરતો હતો.

ટ્રેન થોભવાના સ્ટેશનોએ સુંવાળા શહેરીજનો અસ્થિફૂલનાં દર્શનનો લાભ મેળવવા ગ્રામજનો સાથે એકરૂપ અને તન્મય બની ગયા હતા.

# અસ્થિફૂલનું અંતિમ વિસર્જન

પં. જવાહરલાલ નહેરુની આ જન્મભૂમિ, એમની બાળપણની લીલાભૂમિ અને યુવાન વયની કર્મભૂમિ સમા અલ્લાહાબાદનું હૈયું આજે હાથમાં રહેતું નહોતું. અપૂર્વ મેદની અર્ધી રાતથી જ અલ્લાહાબાદના રેલ્વે સ્ટેશન પર અને સ્ટેશનથી ત્રિવેણી સંગમના સાડા ૭ માઈલના લાંબા માર્ગ પર બન્ને બાજુએ હૈયે હૈયું દળાય એ રીતે ગોઠવાઈને પ્યારા નેતાના અવશેષની અંતિમ યાત્રાના દર્શન માટે ઊભી હતી.

નવી દિલ્હીથી ઉપડેલી અસ્થિસ્પેશિયલ સેંકડો માઈલનો પ્રવાસ કરતી, રેલ્વેના પાટાની બન્ને બાજુએ મળીને લાખો લોકોની શ્રદ્ધાંજલિ અને વંદન ઝીલતી આજે વહેલી સવારે અલ્લાહાબાદ પહોંચી હતી. નિર્ધારિત સમયે જ ટ્રેન આવવાની હોઈને સ્ટેશન પર રાતના બે વાગ્યાથી લોકોનાં ટોળાં આવી પહોંચીને શક્ય તેટલી સારી રીતે દર્શન થાય એવી જગ્યા શોધીને ગોઠવાયે જતાં હતાં. સાડા ચાર વાગ્યા સુધીમાં તો સ્ટેશનના પ્લેટફોર્મ, પુલ બહારનું પટાગણ અને સામેનું મેદાન વગેરે બધું ચિક્કાર.

## અસ્થિ–સ્પેશયલ આવી

પાંચમાં ચાર મિનિટ બાકી હતી ત્યારે સ્પેશિયલ ટ્રેનના એન્જિનની દબાયેલી વ્હીસલ સંભળાઈ અને પ્લેટફોર્મ પર એકદમ શાંતિ છવાઈ ગઈ. એકાદ મિનિટ પછી ટ્રેન ધીમે ધીમે સ્ટેશનમાં દાખલ થઈ અને અલ્લાહાબાદની અહીં જમા થયેલી પ્રચંડ મેદનીના અંતરને જાણે આંચકો લાગ્યો. સ્પેશ્યલ ટ્રેનના ડબાની બહાર બાંધેલાં ધ્વનિવર્ધક યંત્રોમાંથી સતત રામધૂનનો અવાજ સંભળાતો હતો. ટ્રેન ધીમે આવી અને ઊભી રહી ત્યારે પણ રામધૂન તો ચાલુ જ હતી. ૨૧ કલાકે ટ્રેન નવી દિલ્હીથી અલ્લાહાબાદ પહોંચી પણ અસ્થિકુંભના ડબામાં રામધૂન તો ૨૪ કલાકથી અખંડ ચાલુ જ હતી.

ટ્રેન ઊભી રહી. શ્વેતરંગી ડબામાંથી રાજીવ, સંજીવ, ઇંદિરા ગાંધી, વિજયાલક્ષ્મી, કૃષ્ણા વગેરે ઊતર્યાં. પોતપોતાના ડબ્બામાંથી ઉપરાષ્ટ્રપતિ ડૉ. ઝાકીરહુસેન, શ્રી નંદાજી, શ્રી મોરારજી દેસાઈ, શ્રી હુમાયુ કબીર વગેરે ઊતરીને ડબા પાસે આવ્યા. રાજીવ અને સંજીવે બહુ જ હળવે હાથે અસ્થિકુંભ ઉપરની ફૂલમાળાઓ અને ફૂલોના ઢગલા ખસેડ્યા અને હળવેકથી કુંભ ઉપાડ્યો. બન્ને ભાઈઓ સફેદ વસ્ત્રધારી અને ખુલ્લા પગે હતા. અસ્થિકુંભ, ડબાની બહાર નીકળ્યો ત્યારે 'જવાહરલાલ અમર રહો'નો પોકાર અલ્લાહાબાદની જનતાના આંસુથી રૂંધાયેલા કંઠમાંથી નીકળ્યો, પણ બીજી જ ક્ષણે હજારો લોકોની આંખ આંસુથી છલકાઈ. સેંકડો સ્ત્રીઓ વિલાપ કરી રહી. વિમાન માર્ગે આવી 'પહોંચેલા' શ્રી લાલ બહાદુર શાસ્ત્રીએ અને શ્રી. દલાઈ લામાએ અસ્થિકુંભને વંદન કર્યાં.

[ વિશ્વમાનવ : મે-જુન '૬૪

## સલામી

અલાહાબાદના લાડલા બેટાનું સ્વાગત આજ જનતાએ કેટકેટલી વાર કર્યું હતું! આજે એના છેલ્લા અવશેષરૂપે એ લાડલો બેટો પાછો ઘેર આવતો હતો! વિધિની વિચિત્રતા પણ કેવી કે મહાત્મા ગાંધીજીનાં અસ્થિફૂલ લઈને સ્પેશ્યલ ટ્રેનમાં જે જવાહરલાલ આવ્યા હતા અને આજે એમનાં જ અસ્થિફૂલનાં દર્શન થતાં હતાં.

પ્લેટફોર્મની સામે જ, સફેદ ફૂલોની ચાદર અને વિવિધ રંગી ફૂલો અને ગુલાબની માળાઓથી સજાવેલી ખુલ્લી ટ્રક પોશાર્પાય વાગ્યાની તૈયાર ઊભી હતી. ખૂબ જ કલાત્મક રીતે સજાવેલી આ અગ્નિવાહિની સ્વ. જવાહરલાલના કલાપ્રેમને અલાહાબાદના બાગાઓની અંતિમ અંજલિ સમી હતી. ગુલાબ, કમળ, બેલા, ચમેલી અને મોતીઆનાં ફૂલોથી મઢેલી આ ટ્રકમાં વચ્ચે સફેદ રંગેલી લાકડાની પીઠિકા કુંભ મૂકવા માટે સજાવેલી હતી.

રાજીવ-સંજીવ અસ્થિકુંભ લઈને ઊતર્યા અને ધીમે પગલે ટ્રક સુધી આવ્યા. ઝુકતા હાથે એમણે અસ્થિકુંભ પીઠિકા પર ગોઠવ્યો અને રાજપુત રેજીમેન્ટના બેન્ડે સલામીનું ગીત વગાડીને અને લશ્કર, હવાઈ દળ, અને નૌકાદળની ટુકડીઓએ શસ્ત્રો ઊંધાં કરીને સલામી આપી.

અસ્થિકુંભની પીઠિકા પરજ કુંભને પડખે એક મંજૂષા મૂકેલી હતી. એ હતાં સ્વ કમલા નહેરુનાં અસ્થિફૂલ પં. જવાહરલાલે સ્વ. કમલાની સ્મૃતિરૂપે પોતાની પાસે આ મંજૂષામાં ૨૮ વરસ સુધી સાચવ્યાં હતાં. આજે એનું પણ વિસર્જન સાથે જ થવાનું હતું પતિ-પત્નીનાં અસ્થિફૂલ દ્વારા આટલે વર્ષે પાછો મેળાપ સધાયો અને બંને સાથે જ ગંગામૈયાની ગોદમાં સમાઈને અદ્વૈત સાધી રહેશે.

## સંગમ તરફની યાત્રા

અંતિમ યાત્રાનો અંતિમ અધ્યાય લખાવો શરૂ થયો. અસ્થિ-સરઘસ ગોઠવાયું. બરાબર ૫-૨૭ મિનિટે સ્ટેશન પ્લેટફોર્મ સામેથી અસ્થિવાહિનીની સંગમયાત્રા આરંભાઈ લાખો લોકોનાં શ્રદ્ધાનાં સુમન અદૃશ્ય રીતે પણ છેલ્લા અવશેષ પર વરસતાં રહ્યાં હતાં.

સોળ વરસ પહેલાં આ જ રસ્તેથી મહાત્મા ગાંધીજીનાં અસ્થિ લઈ જતું પ્રચંડ સરઘસ નીકળ્યું હતું. આજે ગુલાબના ઢગમાં ઢંકાઈને પણ જગતનું સહુથી તાજું ગુલાબ પોતાની અંતિમ યાત્રા કરી રહ્યું હતું. આગળની ટ્રકમાંથી રામધૂન ગાજતી હતી. લોકહૈયામાં સનકારનો ડૂમો બાઝેલો હતો. અલાહાબાદ મ્યુ.ના બાળ પ્રમુખ જવાહરલાલનાં ચરણ તો હવે ક્યાંથી પડે? પણ એમનાં અસ્થિનું વહન કરતી ગાડીને છાતીએ ચાંપતા રસ્તા પણ આજે ધન્યતા અનુભવતા હશે.

## ખ્રિસ્તી દેવળની પ્રાર્થના

સરઘસ મહાત્મા ગાંધી રોડ અને સરોજીની નાયડુ રોડના સંગમ ઉપર આવેલા ખ્રિસ્તિ દેવળ ઓલ સેઈન્ટસ કેથેડ્રલ પાસે પહોંચ્યું ત્યારે તમામ વૃક્ષો પર લોકો દેખાતા હતા આ અદ્વિતીય હુતાત્માને છેલ્લી અંજલિ આપવા, એની જરાક ઝાંખી કરી લેવા લોકમેદની ઉત્સુક હતી. ખ્રિસ્તી દેવળમાંથી અંગ્રેજો અને હિંદીઓની બનેલી એક પ્રાર્થનામંડળી ઉચ્ચ સ્વરે પ્રભુનું સ્તોત્ર ગાઈ રહી હતી આસપાસના વાતાવરણમાં એના કરુણ સૂરો રેલાતા હતા. રામધૂન ગજાવતી ટ્રક આવી અને દેવળ-સંગીતની કરુણતાની અસરથી રામધૂન પણ કરુણ બની.

મહાત્મા ગાંધીના માર્ગે ચાલવાનું હમેશાં કહેતા રહેલા પ. નહેરુનાં અસ્થિ પણ અત્યારે છેલ્લી વાર મહાત્મા ગાંધી રોડ પરથી આનંદભવન ભણી આગળ વધી રહ્યાં હતાં પ્રભાત ઊઘડી ચૂક્યું હતું અને ૭ વાગ્યા પહેલાં થોડી મિનિટોમાં જ સૂર્યોદય થયો. વિશ્વજ્યોતિ પાસે સેંકડો સૂર્યોની જ્યોતિ ફીકી પડે. કરુણાના એક કળશ પાસે મહાસાગરો વામણા લાગે, એમ લોકસાગર વચ્ચે ચાલી જતી આ અસ્થિવાહિનીના તામ્રપાત્રમાં જે અદ્ભુત જ્યોત હતી, આજે સહુનું ધ્યાન તેની ઉપર જ હતું

રસ્તા પર વાંસની વાડ કરી લીધેલી હતી એટલે મેદની બે બાજુ મર્યાદામાં રહેતી હતી. શોકાતુર અને

કરવાની નહોતી, લાખો-કરોડો લોકોને યુગે યુગે પવિત્ર કરતી ગંગા આજે પોતે જ ફરીવાર પાવન થવાની હતી.

અસ્થિવાહિની નદીપટમાં ઊતરી અને ૩૬ ફૂટ (મોટરલોન્ચ) પાસે નહેરુ કુટુંબ સાથે જ હતું. ગંગા-યમુનામાં બીજી અનેક હોડીઓ તૈયાર ઊભેલી હતી. સંખ્યાબંધ નેતાઓ એ હોડીઓમાં અસ્થિનૌકા સાથે સંગમ સુધી જવાના હતા. ગંગાની પવિત્રતા, યમુનાનો પ્રેમ અને ગુપ્ત સરસ્વતીના આશીર્વાદના મૂર્તિમંત ત્રિવેણીસંગમ હોય એવા પં નહેરુના અસ્થિનો કુંભ રાજીવ-સંજીવે હળવે હાથે અસ્થિવાહિનીમાંથી ઉતાર્યો અને ધીમે પગલે ચાલીને ફૂલ મઢેલી અસ્થિ-નૌકામાં વચ્ચેના બાજઠ પર પધરાવ્યો. ત્યારે સાડા આઠ વાગ્યા હતા.

## છેલ્લી પુષ્પવૃષ્ટિ

હેલીકોપ્ટર ફરીવાર ઊડતું આવ્યું અને ગુલાબની અસંખ્ય પાંદડીઓની વૃષ્ટિ અસ્થિનૌકા પર કરી શ્રદ્ધાંજલિ આપતુ ઊડી ગયું. થોડી જ ક્ષણમાં ભારતીય હવાઈ દળનાં ત્રણ વિમાનો ત્રિકોણ આકૃતિમાં ઊડતાં આવ્યાં. ડૂબકી મારી નીચાં આવી સલામી આપી પાછાં ઊંચે ચઢી ગયાં. અલાહાબાદ ફ્લાઈંગ ક્લબનાં વિમાનોએ પણ પુષ્પવૃષ્ટિ કરી.

ગુરખા રાયફલ્સની ટુકડીએ છેલ્લી સલામી આપી અને લશ્કરી બેન્ડના કરુણ સૂરો વચ્ચે નૌકાએ છેલ્લું પ્રયાણ આરંભ્યું, બરાબર ૮-૩૫ થઈ હતી. પોણા નવે અસ્થિવિસર્જન કરવાનું હતું.

ગંગાનું વહેણ પાતળું પડ્યું હતું તેથી વચ્ચે ઉપસેલા ટાપુઓ પર પણ મેદની હતી લોકો છાતીપૂર પાણી સુધી તો બંને બાજુ નદીમાં ઊભા હતા. લાખો લોકો સંગમની ચારે બાજુ હતાં. હજારો લોકો નદીના પાણીમાં તરતા હતા.

અસ્થિનૌકા આગળ વધી અને પાછળ બીજી હોડીઓ પણ ચાલી. દસેક મિનિટમાં સંગમ પાસે પહોંચતાં બીજી નૌકાઓ ગોળકુંડાળે ગોઠવાઈ અને અસ્થિનૌકા વચ્ચે રહી. રાજીવ અને સંજીવે અસ્થિ-કુંભની ફૂલમાળાઓ ઉતારી, વસ્ત્રથી બાંધેલું કુંભનું મોં ખુલ્લું કર્યું અને કુદરત પણ નિસ્તબ્ધ થઈ ગઈ.

અફાટ મેદની, અગાધ શાંતિ અને શોકમાં ઊભી હતી બેન્ડમાંથી આખરી વિદાયના કરુણ સૂરો ગૂંજી ઊઠ્યા અને પં. નહેરુની અસ્થિફૂલ ગંગામૈયાએ પોંખી લીધાં. રાજીવ-સંજીવે અત્યંત દુઃખી ચહેરે કુંભમાંથી અસ્થિ-ફૂલ ઠાલવી દીધાં અને તે સાથે જ સ્વ. કમલા નહેરુનાં અને આનંદભવનમાંથી સાથે લીધેલાં માતા સ્વ. સ્વરૂપરાણીનાં અસ્થિ પણ પધરાવી દીધાં.

## યુગસૃષ્ટા અમર રહો

યુગસૃષ્ટા તો અમર થયો. પં. નહેરુનાં અસ્થિ વિસર્જન સાથે જ અલાહાબાદનો જ નહીં, 'ભારતનો જ નહીં, પણ જગત આખાનો એક પનોતો પુત્ર અમરત્વ પામ્યો. "જવાહરલાલ નહેરુ અમર રહો "ના પોકારોથી ગંગાકિનારો ગાજી રહ્યો. બરાબર ૮-૪૮ મિનિટે પં. નહેરુની જીવનયાત્રાનો તીર્થરાજ પ્રયાગમાં માતા ભાગીરથીની ગોદમાં અંત આવ્યો. એનાં અસ્થિફૂલને ગંગાએ પોતાની છાતી પર પાથર્યાં અને તેના કોમળ તરંગો પર ચઢાવી ભારતમાતાના દેહનું પ્રક્ષાલન કરતા મહાસાગર તરફ લઈ ચાલી. એક યુગ આથમી ગયો. પણ એ યુગસૃષ્ટા તો અમર થઈ ગયો. (સંદેશ)

અસ્થિફૂલનું અંતિમ વિસર્જન તા. ૧૨ મીએ દેશના જુદા જુદા વિસ્તારો પર વિમાનો-માંથી વૃષ્ટિરૂપે થયું....ગુજરાતમાં આ વૃષ્ટિ રાજકોટ નજીક થઈ....

વિખ્યાત અમેરિકન કવિ રોબર્ટ ફ્રોસ્ટની મૂળ અંગ્રેજી પંક્તિઓ સ્વ. જવાહરલાલ નહેરુએ એક નાન-કડી ડાયરીમાં સ્વહસ્તે ઉતારી હતી અને પોતાના ટેબલ ઉપર રાખી હતી. પંડિતજીના જીવન ધ્યેયનું સુગમ પ્રતિબિંબ પાડતી એ પંક્તિઓ આ રહી—

The woods are lovely, dark and deep
But I have promises to keep
and miles to go before I sleep
and miles to go before I sleep.

વનો સરસ છે,...નિબિડ ને અતિ ગાઢ છે,
પરંતુ વચનો બધાં અચૂક પાળવાં જોઈએ,
અને અમારા લેજનો સફર બાકી માહરે,
પછી જ મધુનીંદના ચરણમાં ઢળી જ્યેશ હું.

સદ્વિચાર

પં. નહેરુના અવસાન અગાઉ ત્રણેક મહિના પૂર્વે લખાયેલો આ લેખ આજે નહેરુવિહોણા ભારતને ય ચીમકીરૂપ ગણાશે.

# નવોદિત લોકતંત્રો

## લોકશક્તિની નિષ્ફળતા? સૈનિક સત્તાનો ભય? | —રામમૂર્તિ

આપણી ચારે બાજુ એશિયા-આફ્રિકાનાં અનેક નવોદિત રાષ્ટ્રોમાં ફોજી કુપ (અચાનક ફોજી દરમો) —ના જોરે એક પછી એક એમ અનેક શાસનો બદલાતાં આપણે જોઈએ જ છીએ એનું કારણ અહીં રજૂ કરેલા લેખમાં બહુ સચોટ રીતે અને વિશદ રીતે આપવામાં આવ્યું છે, જે યોગ્ય રીતે જ ભારતને ચેતવણી રૂપ છે.

જ્યારે દક્ષિણ વિયેટનામમાં શાસન તરફથી જનતાના ૭૦ ટકા બૌદ્ધો પર જુલમ થયો ત્યારે છેવટે લશ્કરે જ અત્યાચારમાંથી જનતાને મુક્ત કરી બૌદ્ધ ભિક્ષુઓનાં બલિદાનથી દેશનો આત્મા ભલે મુક્ત થયો હોય પણ મુક્તિનું સાધન તો બની સેના જ. વ્યક્તિગત બલિદાનો મુક્તિની સંગઠિત સામાજિક શક્તિ ન બની શક્યાં.

કેવળ દક્ષિણ વિયેટનામમાં જ નહીં, બલ્કે છેલ્લાં વર્ષોમાં જ્યાં જ્યાં સત્તાની અથવા નેતાઓની સરકાર દ્વારા શોષણ અને દમન તથા અત્યાચાર અને ભ્રષ્ટાચારનું દુશ્ચક્ર ચાલ્યું છે ત્યાં લશ્કરે જ જનતાને મુક્તિ આપી છે. લશ્કરની આપેલી મુક્તિ કેવી રહી અને કેટલી ટકી એ જુદી વાત છે, પરંતુ પીડિત જનતાને લશ્કરી શસ્ત્રશક્તિ સિવાય બીજી કોઈ શક્તિ દેખાઈ નહિ મળી નહિ, આવું જ ઈરાકમાં બન્યું. સામંતશાહી કુશાસનનો અંત આણીને નાસર આજે સમસ્ત આરબ-જગતનો મુક્તિદાતા બની ગયો છે. આવું જ પાકિસ્તાનમાં થયું, જ્યાં અયુબે જનતાને રાજનૈતિક નેતાઓના પ્રપંચમાંથી છોડાવી અને આવું જ કમ્બોડિયા દક્ષિણ વિયેટનામ અને ઈરાકમાં થયું, બ્રહ્મદેશ, નેપાલ વગેરેમાં પણ સ્થિતિ આનાથી બહુ જુદી નથી રહી.

દરેક સ્થળે એમ થયું છે કે જનતાએ દલપતિઓ (નેતાઓ) કરતાં સેનાપતિ પર વધુ ભરોસો રાખ્યો છે.

પીડિત, અસંગઠિત અને નિરુપાય જનતા બીજું કરે પણ શું? જ્યારે પોતાની અંદર પ્રતિકારની શક્તિ ન રહી હોય ત્યારે ત્યારે માણસે લાચાર થઈને બીજી શક્તિનો આશરો લીધો છે

ઇતિહાસમાં શાસકોએ લશ્કર દ્વારા વિજયો મેળવ્યા છે આક્રમણથી પોતાના દેશનું રક્ષણ લશ્કર દ્વારા કર્યું છે ક્યારેક છુપી રીતે લશ્કરની કેટલીક ટુકડીઓએ ક્રાંતિકારીઓને સાથ પણ આપ્યો છે પરંતુ વીસમી સદીમાં આ એક કૌતુક થયું છે કે રાજદ્વારી પુરુષોના દુ શાસનમાંથી મુક્તિ અપાવનારી એક શક્તિરૂપે લશ્કર પ્રગટ થયું છે.

આ કૌતુક ભલે હોય પણ એમાં તથ્ય છે

યુરોપ પછી હવે એશિયા ને આફ્રિકામાં સૈનિકની આ પ્રગતિશીલ ભૂમિકા મોટા પાયા પર પ્રગટ થઈ રહી છે જ્યારે જનતા નેતાઓથી પરેશાન થઈ જાય છે, ત્યારે લશ્કર સામે આવીને જનતાને નેતાઓની ચુંગાલમાંથી છોડાવે છે. નેતાની નિષ્ફળતા સૈન્ય માટે અવસર ઊભો કરી આપે છે!

એક દેશ પછી બીજા દેશમાં આ નાટક થઈ રહ્યું છે અને સૈનિક એ નાટકનો નાયક બની રહ્યો છે, તેનો સંકેત શું છે? શું આનો અર્થ એ નથી કે પ્રચલિત લોકતંત્રમાં બધી શક્તિ તંત્ર ચલાવનારાના હાથમાં ચાલી જાય છે અને જનતા લોકતાંત્રિક પ્રક્રિયાઓથી એટલી દૂર પડી જાય છે કે ધીરે ધીરે તે પોતાની બધી શક્તિ ખોઈ બેસે છે?

> જનતાની પ્રતિકાર શક્તિ અને નિર્માણ-શક્તિ હણાઈ જતાં તે કેવળ 'મતદાતા' અને 'કરદાતા' રહી ગઈ છે!

લોકતંત્રમાં લોકશક્તિ જેવી ચીજ નિર્માણ નથી થઈ શકતી, જે ખરેખર લોકતંત્રનો અંતિમ આધાર છે, ત્યારે થાય છે એવું કે કેટલાક નેતાઓ પક્ષો બનાવીને લોકતંત્રનું માળખું ઊભું કરી લે છે અને અંદરોઅંદર સત્તા વહેંચીને કલ્યાણકારી રાજ્યનો ઉદ્‌ઘોષ શુરુ કરી દે છે. અને જનતા? એ પોતાના કલ્યાણના ભ્રમમાં એવા નેતાઓનું શાસન સ્વીકારી લે છે.

પરંતુ એટલું તો નક્કી છે કે માત્ર આટલાથી જનતાની સમસ્યાઓનો ઉકેલ આવતો નથી અને પરિણામે પછી તુરત એક દિવસ એવો આવે છે જ્યારે, પંગુ ને નિરાશ જનતા નેતાનું મોં જોવાનું છોડીને સૈનિકનું મોં જોવા લાગે છે. અને આમ તે કાં ન કરે? જ્યારે એ રોજ જોતી હોય છે કે નેતાની પાછળ પણ ખરેખર તો સેનાની જ શક્તિ છે જેના બળે તે શાસન કરે છે! તો પછી જે વાસ્તવિક શક્તિ છે તેની જ પૂજા કાં ન કરવી?

લોકશક્તિનાં બે પાસાં છે: એક પ્રતિકાર અને બીજું સહકાર. પ્રતિકાર શક્તિ અને સહકાર શક્તિ એ બેઉ મળીને લોકશક્તિ બને છે. પ્રતિકાર શક્તિથી જીવન જરૂરીયાતોની પૂર્તિ માટે નિર્માણ અને ઉત્પાદન થાય છે. આજના નવા લોકતાંત્રિક કલ્યાણકારી રાજ્યોમાં પ્રતિકારનું કામ સેનાને સોંપી દેવામાં આવે છે અને નિર્માણનું કામ સરકારી નોકરશાહીને. પરિણામે આ બેઉ પ્રકારની શક્તિ ગુમાવી બેઠેલી જનતાની હેસિયત કેવળ 'મતદાતા' અને 'કરદાતા' ની રહી જાય છે. તેણે માત્ર મત આપવાનો જ રહે છે! તેનો આગવો પુરુષાર્થ, અર્થાત પોતાનો નિર્ણય, કર્તૃત્વ અને સંકલ્પ સમાપ્ત થઈ જાય છે.

ગાંધીજીએ કહ્યું હતું હતું કે અધિકારના દુરુપયોગ વિરુદ્ધ જનતાની પ્રતિકાર શક્તિ એ તો લોકતંત્રની કસોટી છે.

દુઃખની વાત એ છે કે પ્રચલિત લોકતંત્રમાં જનતાની એ જ શક્તિ સમાપ્ત થઈ રહી છે.

આપણા દેશમાં શું થઈ રહ્યું છે?

નેતાઓએ લોકતંત્રનો જે ઢાંચો ઊભો કર્યો છે તેની અંદર સરકારી નોકર કલ્યાણકારી રાજ્યની જાળ ગામે ગામ પાથરી રહ્યો છે. કલ્યાણને નામે સત્તા અને સંપત્તિની સહેલી—શક્તિઓને ખુલ્લું મેદાન મળ્યું છે. નેતાઓના કામકાજથી જનતા દિન-પ્રતિદિન નિરાશ અને અસહાય બની જાય છે. આ નિરાશા તેને નિરૂપાયે ક્યારે કઈ શક્તિ સાથે જોડાવાની ફરજ પાડશે, એ કહેવાની જરૂર છે કે!

જનતાની પ્રતિકાર-શક્તિ જાણે ખોવાઈ જ ગઇ છે. કોઈ પણ અનીતિ હોય, મોટામાં મોટો અન્યાય હોય, તે બધું જનતા સહન કરી લે છે. રાજનૈતિક પક્ષો તેને સત્તા શિખવાડે છે, તેની પાસે દેખાવો કરાવે છે, તેની પાસેથી મત લે છે, પણ તેનામાં પ્રતિકાર શક્તિ વિકસિત નથી કરતા થતા છે. એવું કે શુદ્ધ, સાત્વિક સંગઠિત પ્રતિકારના અભાવમાં રચનાત્મક સહકારની યે ભૂમિકા નિર્માણ નથી થઈ શકતી.

આવી સ્થિતિમાં એવા આંદોલનની આવશ્યકતા છે જે લોકતંત્રના 'લોક'ને જગાડે. જે એકી સાથે જનતાની પ્રતિકાર અને સહકારની એમ બેઉ શક્તિઓને જગાડે જે શાંતિ અને ક્રાંતિ, લોકતંત્ર અને સમાજવાદની સંમિલિત પ્રક્રિયા બની શકે સર્વોદયના સત્યગ્રહી ક્રાંતિ દર્શનમાં આ સંભાવના છે. તેને પ્રગટ કરવાની વાત છે. ગ્રામદાન એ દિશામાં એક પ્રયાસ છે. પણ આપણી ચેતનાને તે હજી સ્પર્શી નથી શક્યું, કેમ કે આંખો પર સત્તા અને સંપત્તિનો પડદો પડેલો છે

આપણે આંખો ખોલીને આપણા પડોશીઓની સ્થિતિ જોઈએ અને તેના પરથી બોધપાઠ લઈએ.

## તમારી વચ્ચે | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

મંદિરના ગર્ભમાંનો સઘળો અંધકાર
એકાકી દીવાની જ્યોતને
ચાટતો –આળોટતો
બહારનાં વૃક્ષોએ
ધીમેથી વાત કરી લીધી :
"પાનખર આવી કદી નહોતી એવી !"
ભગવાનની સામે ઊભેલો હું
મારી જાતને સંકોરવા,
ઘીના દીવા પેઠે,
મથુ છું.
પણ એ તો વેગળી જાય છે.
વહાણોના કાફલા વચ્ચે
બગરૂનાં શિખરો વચ્ચે
સરુનાં ફૂલો વચ્ચે
ખરેલાં પર્ણો વચ્ચે
તમારી વચ્ચે–
મોજાં કુદાવતો દરિયાઈ પવન
મને ઓળખી શકતો નથી
કાગળની રંગીન હોડીમાં
સાત સાત સાગર પાર કરવાની તમન્ના
બાળપણ કાંધે ઉપાડીને ચાલ્યું ગયું...

## જાહેરનામું | રઘુવીર ચૌધરી

સુણો દીવાલો ! હું
ભવિષ્યની આંખોમાં જન્મ્યું ગીત મરણનું છું
તેજતિમિરનાં કરો અડધિયાં
તમે ચીરીને મુજને,
ઊભો કરું છું નિજને.
દુર્યોધનની સાથળ પર ભાંગેલો હું યુગ છું.
સુણો દીવાલો !
તમે ભર્યાં તે રંગોથી મુજ
ઘણી ય રેખા તૂટી.
રૂવાં રૂવાંમાં સર્વ રુંધાતી
ઊંડી આંખો ફૂટી
મુજ પર ચોંટ્યા મહાકવચને કોતરતો કીટ છું
સુણો દીવાલો !
પડદા આગળ સજી, છબિમાં
પોઝ ધર્યા સૌ સરખા
અનેકને આરોપિત છાયા
સાચવવાનાં વલખાં
મુજને મળતા મૂળ જગાએ હું તરસ્યું જલ છું
ભવિષ્યની આંખોમાં જન્મ્યું ગીત મરણનું છું
સુણો દીવાલો, હું.

## વાર્તાકારોનું મિલન

સર્જકો અને વિવેચકો સર્જનના પ્રશ્નો અને પ્રવાહો પરત્વે ચર્ચા કરવા મુક્તમને ભેગા મળે એવા આશયથી યોજાતાં મિલનોમાં પણ મોટેભાગે તો પોતાના અભિગ્રહો અને ગૃહીતોની લહાણ કરવાનું વલણ ચર્ચાકારોમાં જોવા મળતું હોય છે. પોતાની વિચારધારા સંગીન રીતે રજૂ કરવાને બદલે પોતાના મતાગ્રહોનો દાબ બેસાડવાના જ પ્રયત્નો જો થતા રહે તો આવાં મિલનો કારગત ન નીવડે. વલસાડમાં તા. ૯, ૧૦ મેના રોજ 'વાર્તાવર્તુળ,' (મુંબઈ)ના ઉપક્રમે યોજાયેલા મિલનમાં પણ આવો જ અનુભવ થયો.

પ્રથમ બેઠકમાં બધા જ વક્તાઓ પોતપોતાની રીતે 'ઘટના' શબ્દનો સંકેત બદલતા રહ્યા. પરિણામે ચર્ચા ભિન્નમાર્ગી બની. સિદ્ધાન્તચર્ચાની આવી બેઠકોમાં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી. રામપ્રસાદ બક્ષી, શ્રી. ડોલરરાય માંકડ, શ્રી. ઉમાશંકર જોષી વગેરે વગેરે વિદ્વાનોની વિચારણાનો લાભ મળે એવું પણ કંઈક થવું તો જોઈએ. શ્રી. નગીનદાસ પારેખે શ્રી જ્યોતીન્દ્ર દવેની વિચારણા સાથે પોતાની સંમતિ પ્રકટ કરી. શ્રી સુરેશ જોષીના સમાપનીય વક્તવ્ય માટે સારી એવી અપેક્ષાઓ જન્માવી હતી.

બીજી બેઠકમાં શ્રી જયંત પાઠકના નિબંધે ચર્ચા માટે ઘણા મુદ્દાઓ પૂરા પાડ્યા હોવા છતાં ચર્ચા ન જામી. આપણા ગદ્યને નવી નવલિકા કઈ સાર્થકતાથી પ્રયોજે છે, એની પાછળ એનું નિશાન કયું છે, તેની પણ વિગતે વાત થવી જોઈતી હતી. છેલ્લા દસકામાં પ્રગટ થયેલા વાર્તાસંગ્રહોના પ્રવેશકોનું પણ વિવેચન કરી લેવાની આ બેઠકમાં તક હતી. સળંગ પ્રવાહ ... ને આવી ચર્ચાને મળી શકે.

...નવલકથાને અવલોકતો પ્રો. તખ્ત... ઘણા ઉદ્યમનું ફળ કહી શકાય, ... ...વનાઓ પર ...ના પર મુકાવો જોઈતો હતો. પાસ્તરનાક અને કામૂની નવલકથાઓ પછી તો નવલકથાએ પોતાની જુદી જ સાભિપ્રાયતા પ્રકટ કરી છે. પ્રજા તરીકેની નવલકથા માટેની આપણી અપેક્ષાઓ જ ઓછી થતી ગઈ છે? ઇતિહાસની ખીણોમાં પુરાઈ રહેવાનું આપણા નવલકથાકારોને કેમ ગમે છે? મોટું ફલક એમનાથી કેમ પકડાતું નથી? ટૂંકી વાર્તાની પડખે મૂકી શકાય એવી સિદ્ધિઓ નવલકથાએ કેમ પ્રાપ્ત નથી કરી? નવલકર્થા સાહિત્યેતર તો નથી બની રહી? એની પાછળ કલાસૂઝની ખામી છે? જીવનના સનાતન પ્રશ્નો પરત્વેની ઉદાસીનતા છે? એ પ્રશ્નોનું આકલન કરવાની પહોંચ નથી? સાધનાની ઊણપ છે? આમાંથી શું છે ને શું નથી તે આખાએલા થઈને જાણવી દેવાનો સમય તો ક્યારનો ય પાકી ગયો છે શ્રી. ભગવતીકુમાર શર્માના નિબંધે આપણી સર્જાતી નવલકથાની એકવિધતા અને દેખાતી મર્યાદાઓ બતાવી, પણ એમાં સૈદ્ધાન્તિક ભૂમિકાની ઊણપ વરતાઈ. શ્રી સુરેશ જોષીનું વક્તવ્ય મહત્ત્વનું ગણાય. આવી ચર્ચાઓમાં તેઓ, પોતાની જાતને અળગી કરીને મુદ્દાના તારેતાર છૂટા જુએ એવા દિવસની આપણે પ્રતીક્ષા કરીએ.

'છેલ્લા દસકાની નોંધપાત્ર નવલકથા – મારી દૃષ્ટિએ' એ વિષય પર વક્તાઓની ખોટ વરતાઈ. આ અને આગળની ચર્ચામાં શ્રી. ચુ. વ. શાહની મહત્ત્વાકાંક્ષી નવલકથા 'જૈગજીવન ૪૫'ની તો નોંધ પણ ન લેવાઈ! આવી બેઠકોમાં, ઉધાડા પડવાનું જોખમ વહોરીને ય, મિત્રકૃત્ય કરવાનો આનંદ લેનારની સંખ્યા સારા પ્રમાણમાં હોય છે. સાહિત્યના મેળાવડાઓમાં અને મિલનોમાં સાહિત્યેતર આગ્રહો અને બળો ઓછાં કામ કરે તેટલું સદ્ભાગ્ય

વાર્તાવર્તુળે ચર્ચા માટેના નિબંધો પુસ્તિકારૂપે પ્રગટ કરી અગાઉથી ઉપલબ્ધ કરાવી આપ્યા તે સારો શિરસ્તો પાડ્યો.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ વિશ્વમાનવ : મે-જુન '૬૪

## નવી કૉલેજો

આપણે ત્યાં દર વર્ષે નવી કૉલેજો સારી સંખ્યામાં ઊઘડતી રહે છે. કેટલાક જિલ્લાઓમાં તો કૉલેજોનાં ઝૂમખાં ઊભાં થયેલાં દેખાય છે કેળવણીનો વિસ્તાર થતો દેખાય છે, પણ ધોરણો તો નીચાં ઊતરતાં જાય છે. ભારતને સ્વતંત્ર થઈ સત્તર વર્ષના વહાણાં વાયાં તોય પરદેશી ડિગ્રીઓ માટેનો મોહ આપણામાંથી જતો નથી. ધોરણો ઊંચાં નહિ આવે ત્યાં સુધી આ પરિસ્થતિમાં ફેર નહિ પડે

આજે તો પરિસ્થિતિ વધારે ચિંતાજનક દેખાય છે નવી ઊઘડતી કૉલેજો સાચા અર્થમાં વિદ્યાસંસ્થાઓ છે કે ડિગ્રીનું પડીકું પકડાવી દેનાર દુકાનો છે, એવી શંકા પણ હવે લોકોમાં સેવાવા લાગી છે છેલ્લા એકાદ માસ દરમ્યાન વર્તમાનપત્રોમાં આવેલી જાહેર ખબરો આવી શંકાને સમર્થન આપે તેવી હતી. કેટલીક કૉલેજો જોઈને તો એમ જ વિચાર આવે કે ગુજરાત યુનિવર્સિટીએ આવી સંસ્થાઓને માન્યતા કયા ધોરણે આપી હશે છેલ્લાં કેટલાક વર્ષો દરમ્યાન તો યુનિવર્સિટીએ જાણે કે આંખ મીચીને માન્યતા આપ્યા જ કરી છે. આ વર્ષે અમદાવાદની ત્રણ નવી કૉલેજોને માન્યતા ન આપવા ભલામણ કરતો ઠરાવ ગુજરાત યુનિવર્સિટીની સિન્ડિકેટે કરીને ધડાકો કર્યો છે; પ્રવેશ મેળવી ચૂકેલા વિદ્યાર્થીઓની મુશીબતની તો કલ્પના જ કરવી રહી આવું બનતું રહેશે તો વિદ્યાસંસ્થાઓ પ્રત્યેથી વિદ્યાર્થીઓનો વિશ્વાસ ઊઠી જશે આવું ન બને તે માટે અગાઉથી જ જે તે નિર્ણયો લેવાઈ જવા જોઈએ

વિદ્યાર્થીઓનો કૉલેજ–પ્રવેશનો પ્રશ્ન જુદી રીતે વિચારવો જોઈએ. પ્રવેશ આપ્યા પછી કૉલેજની જવાબદારી ઘણી જ વધી જાય છે. પશ્ચિમમાં તો વ્યક્તિગત મુલાકાત પછી જ પ્રવેશ આપવામાં આવે છે. કૉલેજમાં અપાતી સગવડો અને તકોનો લાભ બરાબર ઉઠાવી શકે તેવા વિદ્યાર્થીઓને જ પ્રવેશ મળવો જોઈએ. આર્ટ્સ કૉલેજમાં તો પ્રવેશ માટે, મોટા ભાગની કૉલેજોમાં, કોઈ ધોરણ જ જળવાતું હોતું નથી. વિદ્યાનશાખાના ખર્ચને પહોંચી વળવા માટે જ જાણે કે આર્ટ્સમાં ભરતી કરાતી હોય એવું પણ ક્યાંક જોવા મળે છે પરિણામે આર્ટ્સનાં ધોરણો ઝડપથી નીચાં ઊતરતાં જાય છે.

નવી ઊભી થતી કૉલેજોમાંથી કેટલી પોતાની પરમ્પરા ઊભી કરી શકશે, એ એક પ્રશ્ન છે. સંલગ્ન કૉલેજો પર યુનિવર્સિટી પૂરતું ધ્યાન આપે એ જરૂરી. ગ્રામવિસ્તારોમાં શરૂ થયેલી કૉલેજોમાં ઉચ્ચ શિક્ષણ પરત્વેનો સાચો ખ્યાલ વિદ્યાર્થીઓમાં (અને મોટા ભાગના અધ્યાપકોમાં પણ) જોવા મળતો નથી, આવા સંજોગોમાં યુનિવર્સિટી સજાગ નહીં બને તો એ પોતાનો ધર્મ ચૂકશે

૧૫. ૧ : ૬૪ —સત્યદર્શી

## ભારતમાં સમાજવાદ

ભારતમાં સમાજવાદનું ભાવિ કેવું હશે એનો જવાબ પોતાને દુનિયાની સૌથી મોટી સમાજવાદી સંસ્થા કહેવડાવી શકે એ કૉન્ગ્રેસ પાસે નથી; કે નથી પ્રજા સમાજવાદી પક્ષ અગર તો (લોહીઆ) સમાજવાદી પક્ષ પાસે

પં નહેરુના જ દબાણ અને પ્રયાસથી ભુવનેશ્વરમાં કૉંગ્રેસે સમાજવાદી ઢાંચાની વાતથી આગળ વધી લોકશાહી સમાજવાદનો સ્પષ્ટ સ્વીકાર કર્યો; અને કદાચ પં. નહેરુના જ પ્રયાસથી પ્રજા સમાજવાદી પક્ષમાંનું અશોક જૂથ, જે ઘણા લાંબા સમય પૂર્વે કૉન્ગ્રેસમાં હતું અને ઘણા સમયથી કૉન્ગ્રેસમાં ભળી જવા કરતું હતું, તેની પ્રક્રિયાને નહેરુએ અશોકને આયોજન પંચના વડા નીમીને, ઠીક ઠીક સરળ કરી આપી હતી. અંતે, પં. નહેરુના અવસાન બાદ તાજેતરમાં આ જૂથે કૉન્ગ્રેસમાં જોડાઈ જવાનો નિર્ણય જાહેર પણ કરી દીધો છે.

પં. નહેરુની હયાતી પછીનો આ જૂથનો કૉન્ગ્રેસમાંનો પ્રવેશ, સત્તાની વહેંચણીની દૃષ્ટિએ, ઘીમું મોડું પગલું ગણાયું છે. નહેરુ વિનાની કૉન્ગ્રેસ એમના આ જૂના સાથીઓને પૂરા વિશ્વાસથી અને પૂરા અધિકાર સાથે આવકારશે કે કેમ, એ શંકા ડહોળાઇ રહી છે.

બીજી બાજુ, પ્રજા સમાજવાદી પક્ષે અને સમાજવાદી પક્ષે (લોહીઆ) પોતાના અલગ પક્ષોનું વિસર્જન કરી દઈને સમાજવાદી એકતાનો બલિષ્ઠ મોરચો ઊભો કરવાનો નિર્ણય લઈ લીધો છે—સામનક અને ગયાની પરિષદમાં. પરંતુ ભારે નવાઈની હકીકતો એ છે કે આ બન્ને પક્ષોની લાંબી હયાતી દરમ્યાન રાષ્ટ્રીય મહત્ત્વના કોઈ પણ મુદ્દા ઉપર ભાગ્યે જ તેઓ એક સરખો દષ્ટિકોણ ધરાવતા જણાયા છે—સર્વસાધારણ રીતે, કોન્ગ્રેસ વિરુદ્ધના વલણમાં બન્ને એક બીજાની સરસાઈ કરતા હોવા છતાં. ચૂંટણી જેવા પ્રસંગે ય તેઓ ઘણી વાર કોંગ્રેસ વિરોધી મોરચે સાથે રહી નથી શક્યા એ એમનું તળિયું બતાવે છે.

અને, તાજેતરમાં, બન્ને પક્ષોના અધિવેશનોમાં 'જોડાણ'ના ઠરાવો ભારે ઉત્સાહથી અને ઉતાવળે પસાર કરી દેવાયા તેની પાછળ પણ સૈદ્ધાન્તિક એકતાનું કોઈ લક્ષણ દેખાતું નથી અને જોડાણી પક્ષોનું નવું નામ, નવો ધ્વજ, અને ચૂંટણીનો નવો પ્રતીક—આ બાબતમાં વિચારવાનું હવે પાછળથી રાખવામાં આવ્યું...પરંતુ, નવા પક્ષનાં ધ્યેય, નીતિ અને કાર્યક્રમ અંગે, અને નવા પક્ષના બંધારણનાં મૂળભૂત તત્ત્વો અંગે ય, હજી જ એકતા સાધવાનો પ્રયાસ થયો નથી ત્યારે, પાયાની આ બધી વાતો ઇરાદાપૂર્વક ટાળવામાં જ તેમણે હિત માન્યું છે! આગળનાં વરસોમાં આવા પ્રયાસો કરવા જતાં ભીંસડી કરવાઈ પડી હતી, એ રીતે 'તેરી-મેરી ચૂપ'માં ડહાપણ માન્યું હશે. પરંતુ વિભિન્ન પક્ષોનું ઐક્ય રાજકીય સૈદ્ધાન્તિક એકતા ઉપર મુખ્ય આધાર રાખતું હોય તો, આ વિવાહ વંધ્યતાના અભિશાપવાળો ગણાશે.

વધુમાં, એવા સમાચારો પણ જાણવા મળે છે કે—સામ્યવાદ તરફ ઝુકેલી 'વર્કર્સ એન્ડ પેઝન્ટ પાર્ટી'ને ય પોતાના ભેગી જોડી દેવાના પ્રયાસો ચાલે છે; એટલું જ નહિ પણ સ્પષ્ટ રીતે ચીની પાંખના ગણાતા સામ્યવાદી નેતા શ્રી. સુંદરૈયા સાથે વાટાઘાટો કરવાનો લોહીઆ પક્ષના નેતા શ્રી. લીમયેએ ઇરાદો જાહેર કર્યો છે; તો; શ્રી. અશોક જ–મોદી–રણિવાઈ પાંખના સામ્યવાદીઓને કોંગ્રેસમાં આવવા આમંત્રણ આપ્યું છે!

કોંગ્રેસ સામેનો વિકલ્પ ઊભો કરવાનો આવો પુરુષાર્થ આત્યંતિક તકવાદનો પડઘો નથી પાડતો? આનાથી લોકશાહીની રક્ષા શી રીતે થવાની? ને સમાજવાદનાં મૂળિયાં ઊંડાં કેમ કરી જવાનાં? અમારે મને તો—

અશોક જૂથના સમાજવાદીઓ કોંગ્રેસમાં જોડાય, એ સારું કે કોંગ્રેસ સિવાયના સમાજવાદીઓ એકત્ર મોરચો રચી વિકલ્પ તૈયાર કરે, એ સારું?—આવો સવાલ જ આજની પરિસ્થિતિમાં ગૌણ છે. સવાલ તો એ હોઈ શકે કે—

અશોક–સમાજવાદીઓ કોંગ્રેસમાં જોડાઈને અને પી. એસ. પી.–લોહીઆ સમાજવાદીઓ કોંગ્રેસ સામેનો વિકલ્પ ઊભો કરીને ભારતને કેવા સમાજવાદના રાહે દોરી જવા માગે છે? ભારતનો સમાજવાદ કેવો હશે?—એ મૂળભૂત સવાલના જવાબ ઉપર જ ભારતના ભવિનો આધાર છે.

છેલ્લાં સો વરસ દરમ્યાન, અને વિશેષ કરીને માર્ક્સવાદના પ્રભુત્વના પરિણામે, સમાજવાદનો આદર્શ લગભગ રાજ્યવાદ (એટલે કે મોટા ભાગના ઉત્પાદનના સાધનો રાજ્ય–હસ્તક) સાથે ઓતપ્રોત થઈ ગયો છે. આથી જ તો, આજના યુગમાં સમાજવાદનું સત્વ જેમણે સાચવવું હશે તેમણે સૌએ રાજ્યવાદી અતિકેન્દ્રિત ઈજારાશાહી સમાજવાદને બદલે લોકપ્રેરણા અને લોક–અભિક્રમવાળી, સાથે-સાથ લોકોની માલિકી અને લોકવ્યવસ્થા નીચેની, માનવીના વ્યક્તિત્વને સ્વાતંત્ર્યના ગૌરવને કેન્દ્રમાં રાખીને રચવામાં આવેલી વિકેન્દ્રિત સમાજરચનાના ધ્યેયને વફાદાર રહીને જ કોઈ પણ કદમ ઉઠાવવું રહે છે. આ ગાંધીચીંધ્યા રાહનો સંકલ્પ જ કોંગ્રેસની બહાર અને અંદર સાચો વિકલ્પ સરજી શકશે.

—લો. ગાંધી

[ વિશ્વમાનવ : મે-જુન '૬૪ ]

# નેહરુ વિહોણો પંથ

—ભોગીલાલ ગાંધી

નેહરુ જતાં, ગાંધીજી પછીનો વર્તમાન ઇતિહાસનો બીજો વિભૂતિ યુગ પૂરો થયો છે.

એકધારા પાંચ દાયકાની વડીલશાહી છત્રછાયાને અંતે પ્રથમવાર, ભારત તેનાં સર્વસાધારણ લોક અને લોકનેતાઓના હાથમાં સોંપાઈ ગયો છે – વિભૂતિ યુગના વડલાની શેહમાંથી, અરધી સદીને અંતે, લોકયુગના ઉઘાડા આકાશ નીચે એકાએક આવી ઊભો છે!

*

ભવ્ય 'વીરયુગ' (હીરોઇક–એજ)ના અંતે, લોકયુગનો ઉદય – એ કોઈ આફત નથી. અલબત્ત, અત્યંત આકરી કસોટી છે, પરંતુ રાષ્ટ્રીય વિકાસની એ ઐતિહાસિક અનિવાર્યતા છે.

પં. નેહરુના અવસાન પૂર્વે ઘણા લાંબા સમયથી 'નેહરુ પછી કોણ?' અને 'નેહરુ : પછી શું?' એ સવાલો ફરી ફરી રાષ્ટ્રીય–આન્તરરાષ્ટ્રીય વાતાવરણમાં ઘુમરાતા રહ્યા હતા. કોઈની પાસે એનો સ્પષ્ટ જવાબ ન હતો. ખુદ નેહરુએ પોતે પોતાના વારસદારનું નામકરણ કરવાની ના પાડીને એ સવાલને વધુ ચકરાવે ચઢવા દીધો હતો. અલબત્ત, એમને માટે નામ પાડવું અશક્ય હતું. નેહરુ પછી એમનું સ્થાન સહજ રીતે લઈ શકે એવી કોઈ એક વ્યક્તિ રાજકારણી–ક્ષિતિજ ઉપર હતી નહિ; એટલું જ નહિ, નેહરુને મન પોતાનો વારસદાર નીમી જવું એ હાસ્યાપદ પણ હતું જેમની રગરગમાં પાર્લામેન્ટરી લોકશાહીનું લોહી વહી રહ્યું હતું, એમને માટે 'મારા પછી કોણ–નો મારી પ્રજા જ' –એ એક જ જવાબ સાચો હતો એથી જ તો એમણે પોતાના પુત્રી ઇન્દિરા ગાંધીના નામનો ય સ્પષ્ટ ઇન્કાર કરી દીધો હતો; અને પોતાના અંતિમ દિવસો દરમ્યાન, તેમના ઉપર ઘણું બધું દબાણ થવા છતાં, તેમણે નાયબ–વડાપ્રધાન તરીકેનું પદ કોઈને આપીને પોતાની ભાવી પસંદગીની મહોર મારી દેવાની વાતને વજૂદ નહોતું આપ્યું.

હકીકતે, સ્વાતંત્ર્ય સંગ્રામ–યુગના નેહરુના સાથીદારો સરદાર પટેલ, મૌલાના આઝાદ, ગોવિંદવલ્લભ પંત એવા પદના અધિકારી હતા અને નેહરુએ એમને યોગ્ય રીતે સન્માન્યા ય હતા; પરંતુ, અંતે રાજેન્દ્રબાબુએ પણ વિદાય લીધા પછી, નેહરુએ, કેમ જાણે, પોતાના ઉત્તરાધિકારી વિષેની ચિંતા જ છોડી દીધી હતી!

આમ છતાં, તેમણે અંતિમ દિવસોમાં જવાબદારીનાં અનેક કામો શ્રી. લાલબહાદુર શાસ્ત્રીને સોંપીને તથા નજીકના ભવિષ્યમાં (જુલાઈમાં) કોમનવેલ્થ પરિષદમાં જવાનો પ્રસંગ ઊભો થતાં શાસ્ત્રીજીને સાથે લઈ જવાનો ઇરાદો પ્રગટ કરીને, જરૂરી વાત સૂચવી ય દીધી હતી આ કારણે, તથા શાસ્ત્રીજીની કાબેલિયત, સાથીદારોનો વિશ્વાસ જીતી લઈને સુયોજિત રીતે જવાબદારી પાર પાડવાની આદત, તથા નમ્ર–સાલસ સ્વભાવની સાર્વત્રિક છાપ, આ બધાં કારણે લગભગ સર્વાનુમતિથી શાસ્ત્રીજી પં. નેહરુના પદે આરૂઢ થઈ શક્યા – એ ઘટના અનેક રીતે સૂચક છે.

* એક તો, 'નેહરુ પછી કોણ અને શું'ના જવાબમાં, ખાસ કરીને વિદેશોમાં, એવી દહેશત પ્રવર્તતી હતી કે નેહરુના જતાં તેમના અનુયાયીઓમાં ઉગ્ર વિખવાદ ફાટી નીકળશે અને ભારત અંધાધૂંધીમાં ધકેલાઈ જાય તો નવાઈ નહિ – 'જમોડી' કે 'ડાબોડી'

પાંખના કોક ને કોક નેતા લશ્કરને પોતાની કેડમાં લઈ લોકશાહીને માથે ચઢી બેસેય!

–આ ધારણા ધરમૂળથી ખોટી પડી અતિશય સરળતાપૂર્વક સત્તાનો હાથ બદલો થઈ શક્યો છે.

દુનિયાએ ધાર્યા કરતાં ભારતની લોકશાહીનાં મૂળિયા, પં નેહરૂને હાથે, વધુ ઊંડાં નખાયાની આ સાબિતી છે.

પરંતુ આપણે રખે ભૂલીએ કે પં. નેહરુના અવસાન પછીની આ તાત્કાલિક ઘટના છે. પં નેહરુને હાથે ભારતમાં સ્થિરતા પામેલી પાર્લામેન્ટરી લોકશાહી ઈમારતની એક રીતે આ તાત્કાલિક ફલશ્રુતિ છે, તો બીજી રીતે, તેમના વારસદારોની પં. નેહરુને આ સુયોગ્ય અંજલિ પણ છે.

પરંતુ ભારતની લોકશાહી ઇમારતની આ કંઈ કસોટી નથી.

નેહરૂવિહોણા પંથની કસોટી તો, પાર્લામેન્ટરી લોકશાહી, આર્થિક વિકાસની ગતિવિધિ તથા આંતરરાષ્ટ્રીય સંબંધોના ક્ષેત્રે હજી હવે પછીના ભવિષ્યમાં થવાની છે. ભારત એ 'ભય'માંથી કંઈ હેમખેમ બાર ઊતરી ગયું છે એવું નથી, બલ્કે એ સમસ્યાઓના ગાઢા વનમાં હવે પ્રવેશ્યુ છે!

અને ત્યારે, આપણે પં. નેહરુનો 'વારસો સાચવવા'નું અને તેમનાં 'અધૂરાં પૂરાં કરવાનું' રટણ રટવા પૂર્વે, નેહરુનો વારસો એટલે શું, અને 'અધૂરાં પૂરાં કરવા'નો સાચો અર્થ શું? એ કશાજ સંકોચ કે ક્ષોભ વિના, વિચારવું જરૂરી બન્યું છે એ સમજ્યા વિના હવે એક પણ સાચું કદમ આપણે ભરી શકવાના નથી.

કડવું અને કઠોર સત્ય એ છે કે પં. નેહરૂનો વારસો આજે જેમનો તેમ સાચવી રાખવો શક્ય જ નથી અને યોગ્ય પણ નથી.

★

સ્વરાજ્ય પ્રાપ્ત થતાં, ગમે તેવી પ્રતિભાથી ય પહોંચી ન વળાય, એવું ભગીરથ કાર્ય નેહરુને ખભે આવી પડ્યું હતું. અને કોઈ પણ પ્રતિભા સતત પલટાતી પરિસ્થિતિમાં ઝૂઝે ત્યારે તેનું કદ અને તેનું પરિણામ પણ અસાધારણ હોયા વિના ન રહે.

પં. નેહરુના વારસદારો સામેની ફરજ કોઈ હોય તો તે એ નથી કે નેહરુ-નીતિનું ફરી ફરી રટણ કરી તેનું યથાતથા અનુસરણ કરવું.

ફરજ તો એ છે કે તેનું સમભાવપૂર્વક પૃથક્કરણ કરીને તેના ઉચ્ચ આદર્શો અને વ્યવહાર વચ્ચેની કમજોરી તથા દહિક પરેશી વિકૃતિનું ય, પ્રામાણિકપણે અવલોકન કરીને, પછી જ પહેલું પગલું માંડવું

નેહરુવિહોણા પંથની સાચી કસોટી હજી થવાની બાકી જ છે!

નહેરુ વિહોણું ભારત સ્વતઃ મહાન હો કે ન હો, તો પણ, તે એશિયા અને વિશ્વની સમસ્યાઓની દૃષ્ટિએ અતિશય મહત્ત્વનું છે ને આજની દુનિયાની સમતુલામાં એક બિન સામ્યવાદી, લોકશાહી, વિરાટ રાષ્ટ્ર તરીકે તેનું સ્થાન મહત્ત્વનું રહેવાનું છે નેહરુના વારસદારો આ મહત્તા સમજીને, તેને છાજે તે રીતે વર્તીને, નહેરુની પ્રતિભાની ખોટ પૂરી શકે

હકીકતે, નહેરુની હયાતીમાં જ વિશ્વ જલ્દી પલટાઈ રહ્યું હતું તેમના રાજ્યકાળના આરંભની તાસીર ઝડપભેર બદલાઈ રહી હતી. એશિયા અને અમેરિકા વચ્ચેના ક્રેમ્લિન-ટીનો નવા સબંધોએ કેવળ ઉષ્ણ યુદ્ધ જ નહિ, શીતયુદ્ધ પણ ઓગાળવા માંડ્યું હતું સામ્યવાદી અને પશ્ચિમી મૂડીવાદી છાવણી માટે એકત્રી અખંડિતતાની અક્ષુણ્ણતા ટકાવવી અશક્ય બની હતી

વિશ્વ બે કે ત્રણ (તટસ્થ દેશો સહિતના) જુથમાં વહેંચાયેલું રહે અને તટસ્થ જુથને શિર વિશ્વશાંતિની મુખ્ય જવાબદારી રહે, એવી સ્થિતિ પણ ભુંસાઈ રહી હતી.

વૈશ્વિક સ્તર પર નેહરુની હયાતીમાં જ એક આખો (નેહરુની પ્રતિભાથી રંગાયેલો) યુગ પૂરો થઈ ચૂક્યો હતો.

પરંતુ આનો અર્થ તો એ થયો કે હવેનો આંતરરાષ્ટ્રીય તબક્કો ભારે જટિલ રહેવાનો છે. એ દૃષ્ટિએ

[ વિશ્વમાનવ : મે-જુન '૬૪

વિભૂતિ વિહોણી નેતાગીરીની કસોટી પણ વધુ આકરી થવાની છે.

તો પછી વિભૂતિથી જ જે સભાળી શકાય એવું હતું ને છે, તેનો મોહ છોડીને, ટચલી આંગળીએ ગોવર્ધન તોળવાનો અભરખો જતો કરીને, સર્વ સાધારણ ગોપગોપીજનોથી જે શક્ય હોય એવો પુરુષાર્થ કરવાનો માર્ગ આપણે અપનાવી શકીએ તો ય ઘણું છે.

● નેહરૂએ આ દેશને દુનિયાના મંચ ઉપર ચઢાવી દઈ, આફ્રિકી-એશિયાઈ રાષ્ટ્રોની રાહબરીનો ભાર પોતાને ખભે ઉપાડી લીધો હતો. આપણે માટે એ શક્ય નથી પણ આપણે માટે એ શક્ય બનવું જોઈએ કે—

ભારતની ખુશામત કરીને કે તેને આંજીને કે દગો દઈને કોઈ બહારની સત્તા ભારતની ભૂમિને પદદલિત કરી નહિ શકે; અને એવી ધૃષ્ટતા કરનાર કોઈ આક્રમણખોર દુનિયાના ચોકમાં ઊભો રહી 'ચોર કોટવાળને દંડે' એવો નફ્ફટ વ્યવહાર કરવાની હિંમત કરી નહિ શકે.

● નેહરૂએ દેશને એક ફાળે આબાદીના, મહાનતાના શિખરે પહોંચાડી દેવાના પુરુષાર્થમાં, લોકશાહી સમાજવાદના રાહે ઘસડીને ય, તેને ઊભો કરી દીધો. આપણે માટે એ રીતે ઊભેલા દેશને આંખો મીચી સમાજવાદી મંઝિલે દોડાવવો શક્ય ન હોય; પરંતુ એટલું તો જરૂર શક્ય બનવું જોઈએ કે—

*આ દેશમાં કોઈ ભૂખ્યું ન સૂવે. શરીર ઢાંકવા સૌને વસ્ત્ર મળે, રહેવા સારું નાનું સરખું છાપરું મળે, રોગચાળાથી બચવા પૂરતું પોષણ, ઔષધ અને સારવાર મળે, તથા શિક્ષણ–તાલિમનાં દ્વાર સૌને માટે ખુલ્લાં રહે.*

ગાંધીજીના રામરાજ્યની કલ્પનામાં અહીંની અને માનવમાત્રને માટેની ઓછામાં ઓછી આટલી જરૂરિયાત ભલે ભાવિની ભવ્ય સિદ્ધિઓનાં સ્વપ્નાં આગળ નહિવત ગણાઈ હશે. પરંતુ એના વિનાની જાહોજલાલીની દબદબાભરી યોજનાઓ કરતાં, અને તેનાં 'સમાજવાદી' 'મૂડીવાદી' કે 'મિશ્ર અર્થતંત્ર'ના વિષમ અમલ કરતાં, અંત્યોદય દ્વારા સર્વોદયની આ નાનકડી વાત અધિક ન્યાયી, અધિક નૈતિક ને પાયાની છે; એના વિના કોટી કોટી પ્રજાજનોનો પુરુષાર્થ પ્રગટવો શક્ય નથી. એટલા ખાતરે ય એ વધુ વ્યવહારૂ પણ છે. ભારતનું લોકશાહી આબાદીનું સ્વપ્ન એ વિના સાચ જ બનવાનું નથી.

● નેહરૂએ પોતાના મોભાને છાજે એ રીતે આ ગરીબ દેશને વિદેશીઓ આગળ ઊંચો દેખાડવા આપણી મહાનગરીઓમાં ભવ્ય મહેલાતો અને ઊંચી જાતની દબદબાભરી સગવડો ઊભી કરી, વિદેશોમાં આપણા રાજદૂતોના આવાસોના ઠઠારાને શોભાવ્યો ય; પરંતુ આપણને લાંબા સમય માટે એ પોસાય એવું નથી ત્યારે—

આપણા ગરીબ દેશને છાજે અને પાલવે એ મર્યાદામાં, પ્રધાનોથી માંડી અમલદારોને પગારો અને સુખ–સગવડો આપીને, બીજું કાંઈ નહિ તો ય, સ્વચ્છ વહીવટ અને આર્થિક સદાચારની દિશાનું સાચું અદનું પ્રયાણ તો આપણે કરી જ શકીએ

● આંતરરાષ્ટ્રીય શેતરંજ પર નેહરૂસમી અદાથી આપણે રમત રમી શકીએ એવું સામર્થ્ય આપણું ન હોય, છતાં એટલું તો જરૂર કરી શકીએ કે—

*મિત્રોને દુશ્મન જેવા ગણીને વર્તવાની ભૂલ ન કરીએ અને બીજાઓ જે દુશ્મન નથી એમને મિત્ર જ માની લઈ ન ચાલીએ. સૌની સાથેનો સદ્‌વ્યવહાર સાચવવાનો અર્થ 'સૌ સમાન અંતરે' છે એવો ન જ કરીએ; અને એવા 'સમાન વ્યવહાર'ની ભ્રમણામાં સાવ ઊલટો વ્યવહાર કરતાં તો બચી જ જઈએ.*

# પં. નેહરુ : કંટકછાયો પંથ

—ભોગીલાલ ગાંધી

* સ્વરાજ પૂર્વેનું સ્વપ્નદર્શન
* ગાંધીવિહોણું પરાક્રમ
* લોકશાહી ઘડતર–ચણતર
* યુદ્ધવિહોણા વિશ્વની મંઝિલ
* અદ્યતન અર્થતંત્રનો ઉઘામો
* ખિનજીડાણુનો આવેગ

કોઈપણ મહાન વિભૂતિનું, તેના જ કાળમાં, પૂર્ણ અવલોકન કરવું અત્યંત મુશ્કેલ ગણાય. તેમાંય પં. નહેરૂના વિભૂતિત્વનાં પાસાં એટલાં અનેકવિધ છે, એટલાં જટિલ અને વિરોધાભાસી છે કે એનું પૂર્ણ દર્શન અને મૂલ્યાંકન લગભગ અશક્ય ગણાય.

—પં. નહેરુનું પૂર્ણ દર્શન કેવળ ભારતીય રાષ્ટ્રીય અનુભવની છાયામાં કરી શકાય એવું નથી.

—પં. નહેરુના વિભૂતિત્વનું દર્શન વિશ્વના આંતરરાષ્ટ્રીય અનુભવોની છાયામાં કરવું સરળ નથી.

—અને ઇતિહાસની ભૂત વર્તમાન-ભાવિની છાયામાં એનું મૂલ્યાંકન કરવું, આજે આપણે માટે, મહાદુષ્કર કાર્ય ગણાય.

આમ છતાં, નહેરુનું સ્વપ્ન કદાચ બે આદર્શોમાં રજૂ કરી શકીએ. (૧) અદ્યતન ભારતનું નિર્માણ (૨) યુદ્ધ રહિત વિશ્વ.

— Modern India અને World Without War.

★

ગાંધીજીએ પં. નેહરૂને પોતાના રાજકીય વારસદાર જાહેર કર્યા હતા અને પ. નેહરૂએ ગાંધીજીના રામરાજ્યની ઇમારત ઊભી કરવાનો આગ્રહ જતો કરીને, આ દેશની શ્રેષ્ઠ સેવા કરવાના હેતુથી જ પશ્ચિમી ઉદારમતવાદ, પશ્ચિમી બુદ્ધિવાદ, પશ્ચિમી વિજ્ઞાનવાદ, પશ્ચિમી બિનસાંપ્રદાયિકતા, પશ્ચિમી પાર્લામેન્ટરી લોકશાહી તથા વૈયક્તિક સ્વાતંત્ર્ય અને ગૌરવના તથા પાશ્ચિમી સમાનતાવાદી સમાજવાદના રાહે ભારતનું નવનિર્માણ કરવાનો નિરધાર કરી લીધો હતો.

આ રીતે પંડિતજી પશ્ચિમી નવઉત્થાનના પંથના સવિશેષ પુરસ્કર્તા હોવા છતાં, તેઓ જ એક માત્ર એવા રાજ્યકર્તા હતા જે સમસ્ત રાજકીય, સામાજિક સ્તર પર ગાંધીબોધ્યાં માનવતા, અહિંસા અને શાંતિનાં નૈતિક મૂલ્યોની વધુમાં વધુ વ્યવહારૂ સ્થાપના કરવા પલપલ જાગ્રત રહીને ઝૂઝયા હતા.

આથી જ તો, પં. નેહરૂની આજે નાની મોટી કે ગંભીર સ્વરૂપની લાગે એવી ક્ષતિઓ જ્યારે ઇતિહાસની નજરમાં નાની અને ગૌણ દેખાતી થશે ત્યારે—

પ. નેહરૂનું નામ વર્તમાન ભારતના નિર્માતા તરીકે અને વિક્ષુબ્ધ, યુદ્ધગ્રસ્ત વિશ્વના શાંતિ-પ્રહરી તરીકે, અશોક અને ગાંધીની અમર સ્મૃતિઓ સાથે સંકળાઈ રહેલું હશે.

[ વિશ્વમાનવ : મે–જૂન '૬૪

## ૧ : સ્વરાજ્યપૂર્વેનું સ્વપ્ન દર્શન !

પછાત, ગુલામ ભારતને અદ્યતન, સ્વતંત્ર, સુવિકસિત રાષ્ટ્ર તરીકે દુનિયાના નકશા ઉપર મૂકી દેવાનું નેહરૂનું સ્વપ્ન સ્વાતંત્ર્ય સંગ્રામનાં વરસો દરમ્યાન જ ઘડાઈ ચૂક્યું હતું.

એ દિશાના ભવ્ય પુરુષાર્થના સૂત્રધાર તરીકે નહેરૂએ વરસોમાં જ આગળ તરી આવ્યા હતા.

ઠેઠ ૧૯૨૮ ની સાલથી એમણે આંતર રાષ્ટ્રીય ઘટનાઓના સંદર્ભમાં જ ભારતીય સ્વાતંત્ર્યની અભિલાષાઓને આકાર આપ્યો હતો.

ઠેઠ ૧૯૨૮ ની સાલથી એમણે ભારતીય ડુમિનિયન સ્ટેટસને સ્થાને પૂર્ણ સ્વરાજનો ઉદ્ઘોષ કરી દીધો હતો

ઠેઠ ૧૯૨૯ માં જ તેમણે રાષ્ટ્રીય આંદોલન અને મજદુર આંદોલનની એકતા માટે પુરુષાર્થ કર્યો હતો

ઠેઠ ૧૯૩૨માં ભાવિ સ્વતંત્ર ભારતના આર્થિક પાયાની મૂળભૂત રૂપરેખા (મૂળભૂત હકકો રૂપે) પ્રગટ કરી હતી. અને—

ઠેઠ ૧૯૩૪માં ભારતમાં કોમી (હિંદુ–મુસ્લિમ) સમસ્યા રૂપી ભયંકર નાગને નાથવા માટે કોંગ્રેસ પાસે મુસ્લિમ–સંપર્કની યોજના રજુ કરી, એને બિનસાંપ્રદાયિક સ્વરાજ્યના આદર્શની મહોર મારી દીધી હતી.

ઠેઠ ૧૯૩૪–૩૬ના વરસોથી તેમણે રાષ્ટ્રીય કોંગ્રેસને સમાજવાદી આદર્શ સાથે સાંકળી દેવાનો સંકલ્પ આગળ ધર્યો હતો.

ઠેઠ ૧૯૩૬–૩૮ માં તો નહેરુએ ફાસિવાદના ઉદય અને વિકાસ માટે મૂડીવાદી રાજ્યોને જવાબદાર ગણી ફાસીવાદ અને સામ્રાજ્યવાદના નિકંદનની આંતરરાષ્ટ્રીય જેહાદ પુકારી હતી.

અને ઠેઠ ૧૯૩૮ થી કોંગ્રેસમાં નેશનલ પ્લાનિંગ કમિશનની સ્થાપના કરીને ભાવિ સ્વતંત્ર ભારતનાં યોજનાબદ્ધ આર્થિકતંત્રનું માળખુ તૈયાર કરવા માંડયું હતું

સ્વરાજ્ય પ્રાપ્તિ પૂર્વે જ પં. નહેરૂએ ગુલામ ભારતને પોતાની વિરાટ પ્રતિભાના બળે આંતરરાષ્ટ્રીય તખ્તા ઉપર મૂકી દીધું હતું

અને—

ભારતીય સ્વાતંત્ર્ય–યજ્ઞના "હોતા" ભારતીય લોકહૃદયના સ્વામી મહાત્મા ગાંધીજીના ચિંતન અને તત્ત્વજ્ઞાન સાથે પોતાનો મેળ ન ખાતો હોવાના એકરારો વારંવાર જાહેર કરનારા પં નહેરૂને જ પોતાના રાજકીય વારસદાર તરીકે સ્થાપી જનારા રાષ્ટ્રપિતા ગાંધીજી જ હતા! પોતાની સાથેના તમામ વિચારભેદો જાણવા જોયા પછી ય, જવાહરની નખશીખ સચ્ચાઈ, સિદ્ધાંતનિષ્ઠા, કુરબાની અને લોકશાહી મૂલ્યો તથા માનવીય નૈતિક મૂલ્યો સાથેના તેમના અનુરાગથી સદા આકર્ષાયેલા, પ્રભાવિત બનેલા ગાંધીજીએ કશા જ સંકોચ કે વિચકિચાટ વિના, 'તુમ હિંદકે જવાહર બને રહો'ના આંતરિક ઉષ્મા ભર્યા આશીર્વાદ આપી દીધા હતા.

સ્વરાજ્યપ્રાપ્તિ પૂર્વે જ પં. નહેરૂનુ અદ્યતનયુગી સ્વતંત્ર સુવિકસિત ભારતનું સ્વપ્ન આકાર લઈ રહ્યું હતુ; સ્વરાજ્ય પ્રાપ્તિ પૂર્વે જ, ભારત દુનિયાના નકશા ઉપર મુકાઈ ગયું હતું;—અને પં. નહેરૂની વિભુતિમાં સમસ્ત વિશ્વની પછાત, પદ–દલિત પ્રજાઓના રાષ્ટ્રીય ઉત્થાન અને અદ્યતન વિકાસની ઝંખનાનો પ્રતિઘોષ ઊઠતો થયો હતો.

## ૨ ગાંધીવિહોણું પરાક્રમ

ગાંધીજીએ જવાહરલાલને શિરે ભારતનો રાજકીય તાજ પહેરાવી દઈને ચિરવિદાય લીધી એ દિવસો ભારત માટે કારમા હતા.

(૧) ભારતનો અંગવિચ્છેદ થઈ ચૂકયો હતો. ભારત તથા પાકિસ્તાનની સરહદો પર કોમી દાવાનળ પ્રજ્વળી રહ્યો હતો.

(૨) દેશી રાજ્યોમાં વસતી ૯ કરોડ પ્રજાની ભારત સાથેની રાજકીય એકાત્મતા સિદ્ધ કરી લેવામાં હૈદ્રાબાદ અને કાશ્મીર — બે મોટી આડખીલીઓ ઊભી હતી. અને બાકીનાં દેશી રાજ્યો ભારત સાથે જોડાઈ ગયાં પછી પણ, ભારતથી સ્વતંત્ર એવું દેશી રાજ્યોનું ફેડરેશન રચવાનું કાવતરું ક્યાંઈ સુધી રહ્યું હતું. અને તેમાં જમીનદારો તથા જાગીરદારોએ હાથ ભરાવ્યા હતા.

(૩) પાકિસ્તાની સૈન્યોએ કાશ્મીર પર આક્રમણ આરંભી દીધું (૨૫–૧૦–૪૭) તેજ દિવસે કાશ્મીરે ભારત સાથેનું જોડાણ સ્વીકાર્યું, બીજે જ દિવસે ભારતીય સૈન્યો કાશ્મીરની સરહદે પહોંચી ગયાં હતાં — પરિસ્થિતિ અજાયબી અને અતિશય રોમાંચક હતી.

(૪) ભારતના સામ્યવાદી દળોએ આંધ્ર, હૈદ્રાબાદ, કેરળ, બંગાળ અને મુંબઈ વગેરે સ્થળોએ હડતાલો તથા સશસ્ત્ર હુમલાઓ શરૂ કરી દઈને દેશને અંધાધૂંધીના રાહે ધકેલી દઈને કામદાર ક્રાંતિનો મનોરથ પાર પાડવાનો કીમિયો અજમાવી જોવા માંડ્યો હતો.

૧૯૪૭–૫૦ નાં આંતરવિગ્રહ, આક્રમણ અને અંધાધૂંધીનાં વરસો પં. નહેરુની નેતાગીરીને પડકારરૂપ બની ગયાં હતાં; અને નહેરુએ ભારે મર્દાનગીથી એ પરિસ્થિતિનો મુકાબલો કર્યો હતો—

(૧) ભારતની સ્વાધીનતાની પરોઢે પ્રગટેલા ઘનઘોર કોમી દાવાનળને પી જવા ગાંધીએ આત્મસમર્પણનો રાહ અપનાવ્યો હતો; અને ત્યારે, નહેરુએ પણ ભારતના બિનસાંપ્રદાયિક–બિનકોમી (સેક્યુલર) રાજ્યના હૃદયમાંથી રહેલા પાયામાં પોતે ધરબાઈ જઈને ય એની રક્ષા કરવાનો મરણિયો પુરુષાર્થ કરી લીધો હતો — કોઈ પણ ભોગે ભારતને 'હિંદુ રાષ્ટ્ર' બનાવવાના ઝનૂની પ્રયાસોનો સામનો કરીને પંડિતજીએ ગાંધીજીની જેમ અંતિમ સાહસ ખેડ્યું હતું. †

—અને છતાં, કોમી એખલાસ સ્થપાઈ ગયાની નિશ્ચિંતતા ન ગાંધીને દેખાઈ હતી, ન નહેરુને!

(૨) દેશી રજવાડાંઓ અને જાગીરદારોનાં કાવતરાંને તો સરદાર વલ્લભભાઈએ ભારે કુનેહ અને હિંમતથી ઠેકાણે પાડી દીધાં હતાં — એટલે અંશે, રાષ્ટ્રીય એકતાની એક ઐતિહાસિક ક્રાંતિ અહિંસાના રાહે પાર ઊતરી હતી.

પરંતુ, જમીનદારી સામંતી બળોને નાથવા માટેના સામાજિક આર્થિક સુધારાનો ગઢ અતિ દુષ્કર દેખાતો હતો.

(૩) કાશ્મીર પરના પાકિસ્તાની આક્રમણે નવી દારુણ દુશ્મની પેદાવી દીધી હતી... અને ત્યારે, પં. નહેરુએ, આઝાદ ભારતના તે વખતના પ્રથમ ગવર્નર જનરલ માઉન્ટબેટનની શિખામણને અનુસરી એ આંતરિક ઝઘડો રાષ્ટ્રસંઘ–યુનોના દરબારમાં પહોંચાડીને, આક્રમણખોરને ઠેકાણે લાવવા દાદ માગી હતી. પરંતુ, પશ્ચિમી રાષ્ટ્રોના વલણને વશ થઈ રાષ્ટ્રસંઘે 'આક્રમક' પાકિસ્તાન અને 'શિકાર' બનેલા ભારતને લગભગ એક લાકડીએ હાંકવાનું વલણ લઈને નહેરુને વધુ વિષમ ચિંતાની સ્થિતિમાં ધકેલી દીધા હતા. એ પછી ભારતના પાકિસ્તાન સાથેના સંબંધો પુનઃસ્થાપિત કરવાના અથાગ પ્રયાસો લગભગ હતાશા ભર્યા જ નીવડ્યા હતા.

(૪) ભારતીય સામ્યવાદના કાવતરાંને ડામવા બ માણ આંધ્ર, અને કેરળમાં સામ્યવાદી પક્ષોને ગેરકાયદે ઠરાવીને તથા સલામતી ધારા નીચે હજારોની ધરપકડો કરીને, સલામતીનાં આકરાં પગલાં ભરવામાં આવ્યાં હતાં. પરંતુ પોતાનું અંતિમ ધ્યેય — સામ્યવાદી ક્રાંતિ — હાંસલ કરવા ગમે તે સાધન અને ગમે તે વ્યૂહ લેવામાં ગૌરવ માનનારા આ પક્ષે, ભારતના લોકશાહી બંધારણનો રાહ પોતાને માટે ય મોકળો જોતાં, અને વ્યૂહ–દૃષ્ટિએ ત્યારે વધુ અનુકૂળ જણાતાં, તે અપનાવી લીધો હતો.

પરિણામે, સામ્યવાદીઓનો પગપેસારો સરળ બન્યો હતો — ખુલ્લા અને ગુપ્ત બન્ને બારણાં હવે એમને માટે ઉઘાડાં થયાં હતાં.

† ગાંધીજીએ કોમી આગને શમાવવા ઉપવાસ આદર્યા ત્યારે પં. નહેરુ એમાં સહભાગી બન્યા હતા; અને ગાંધીજીએ ઉપવાસ છોડ્યા (૧૮–૧–૪૮) એ દિવસે તેમણે નહેરુને પાઠવેલો સંદેશો યાદગાર બની ગયો છે: 'ઉપવાસ છોડો... બહુત વર્ષ જીવો, ઔર હિંદ કે જવાહર બને રહો.'

આ બધા છતાં–

પં. નહેરુની વિલક્ષણતા એમાં હતી કે, પોતાના માર્ગની વિષમતા જાણવા છતાં – નરી આંખે જોવા છતાં – તેમણે કોમી એખલાસના આદર્શને ઘડીભર પણ અળગો ન કર્યો, ભારત–પાક મૈત્રી અને આખરી એકતાનું સ્વપ્ન કહો તો સ્વપ્ન ઘડીભર વિસાર્યું ન હતું, અને ગમે તેવા તકવાદીઓ તરફથી ભારતની બંધારણીય લોકશાહીનો દુરુપયોગ થવાનો ભય હોવા છતાં, એનાં દ્વાર એમને માટે ય બંધ કર્યાં ન હતા.

★

જીવનના અંતિમ દિવસોમા તેમની આ નિષ્ઠાઓની સ્ફટિકસમી પારદર્શકતા પ્રગટ કરે એવાં બે જ દૃષ્ટાંત.

એક તો, છેક હમણાં હમણાં (ગયા જાન્યુઆરીમાં) કોમી કડવાશની કારમી ઝાળ જેવી પૂર્વપાકિસ્તાનની ઘટના : ૩ લાખ હિંદુ ને ખ્રિસ્તીઓ ભયંકર હેવાનિયતના ભોગ બની, ભારતમાં નિરાધાર નિર્વાસિત બની આશરો ઢૂંઢતા ધસી આવ્યા, અને તેના પ્રત્યાઘાતરૂપે બંગાળ–બિહાર–આસામમાં હિંદુઓ આવેશમાં પાગલ બની સ્થાનિક મુસ્લિમો ઉપર એવી જ હીન હેવાનિયત દ્વારા બદલો લેવા તૂટી પડ્યા; ત્યારે, નેહરુએ ભારતના કોમવાદને કઠોર રીતે પોતાની આણમાં આણીને, ફરી એક વાર, ભારતની બિનસાંપ્રદાયિક નીતિની નિષ્ઠા પૂરવાર કરી દીધી હતી.

બીજી ઘટના પણ તાજેતરની જ છે – ને પં. નેહરુના યજ્ઞના કળશ સમી છે–

દસ્સત બાલ–યોગીના ચાકડે ચઢેલા કાશ્મિરનો આંતરિક હેરાર જોયા પછી પં. નહેરુએ 'મગરૂરીપૂર્વક'-નું સાહસ ખેડીને, શેખ અબ્દુલ્લાને મુક્ત કરીને, તેમને દસ્તક ભારત–પાક–કાશ્મિરના નવા સંબંધનો દોર જવા દઈને, જ્યારે એમના મોટા ભાગના સાથીઓ શેખ અબ્દુલ્લાને ઉત્તેજન આપવાની બાબતમાં સર્વથા વિરોધી હતા, અને આજેય હજી આપણે આ ઘટનાના પરિણામની આગાહી કરી શકીએ એમ નથી ત્યારે, આ ઉપખંડની એક કપરી સમસ્યાનો નક્કર ઉકેલ આણી દેવાની તાલાવેલી પ્રગટ કરીને પં. નહેરુએ ફરી એકવાર પ્રજાને પોતાની ઉદાત્ત નીતિનું દર્શન કરાવ્યું હતું.

## ૩ : લોકશાહીનું ઘડતર–ચણતર

સ્વાતંત્ર્ય મળ્યાને હજી પૂરાં પાંચ વર્ષ થયાં ન હતાં અને આંતરિક આગ હજી જેમ તેમ ઠારી શકાઈ હતી, ...છતાં વર્ષો પૂર્વે આંકેલા ભારતનો નકશો – પાર્લામેન્ટરી લોકશાહી ઈમારતનો – પંડિતજીને મન અકબંધ હતો, એનો વિલંબ એમને મન અક્ષમ્ય હતો.

૧૯૫૧ નો અંત અને ૧૯૫૨ ના આરંભના મહિનાઓ દુનિયાની દૃષ્ટિએ ભારે ચમત્કારી પૂરવાર થયા. ભલભલી પશ્ચિમી સુધરેલી લોકશાહીઓ બારેય વરસો સુધી અને કેટલીક માટે તો હજી આજેય અશક્ય ગણાતા પુખ્તવયના મતાધિકારના ધોરણે, ભારતની સર્વપ્રથમ લોકશાહી ચૂંટણીઓનો સમારોહ અપૂર્વ હતો.

—પાર્લામેન્ટની ૪૯૮ અને રાજ્યોની ૩૨૮૩ બેઠકો માટે આશરે ૧૧,૦૦૦ ઉમેદવારો ઊભા રહ્યા હતા નાના મોટા ૭૭ પક્ષો અને જુથોએ ઝંપલાવ્યું હતું...૧૭ કરોડ ૩૭ લાખ મતદારોમાંથી ૧૦ કરોડ ૬૦ લાખ (મોટા ભાગના અભણ અલ્પ–શિક્ષિત) મતદારોએ ૨ લાખ ૨૪ હજાર ચૂંટણી મથકો ઉપર (કેટલેક સ્થળે માઈલો દૂર ચાલીને) જઈને ૨૫ લાખ ૮૪ હજાર મતપેટીઓમાં શિસ્ત અને શાંતિપૂર્વક મતદાન આપ્યું હતું

● દુનિયાના ઇતિહાસમાં લોકશાહીનો આ સમારોહ બધી રીતે અપૂર્વ ગણાયો છે.

એટલું જ નહિ પણ—

પંડિતજીએ ૧૭ વર્ષના એકધારા કારભાર દરમ્યાન પાર્લામેન્ટરી લોકશાહીનો પાયો સુદૃઢ બનાવવા અને

એની ઇમારતને ઓપ આપવા જે કર્યું છે એનો જોટો એશિયા આફ્રિકાનો એકે નવોદિત દેશ પૂરો પાડી શકે એમ નથી.

ભારતે સ્થિરતા, લોકશાહી, અને બંધારણીય સ્વતંત્રતાનો વિરલ યોગ સાધ્યો છે. સ્વતંત્રતાના શ્રીગણેશ થતાં જ ભારતમાં કમ્યુનિસ્ટો, કોમવાદીઓ, ભાષાવાદીઓ અને નવેસરથી રાજ્યરચના માગનારાઓએ તોફાનો, બળવાઓ, વિખવાદો, હુલ્લડો કર્યાં છતાં ભારતમાં કાનૂન અને વ્યવસ્થાનું તંત્ર ભાંગી પડ્યું હોય એવું બન્યું નથી: બંધારણને હચમચાવવાના અપરંપાર પ્રયાસો છતાં એને વિચ્છિન્ન બનાવી શકાયું નથી. પોલિસોના ગોળીબારો અને અસ્થાને અત્યાચારો છતાં, પ્રજાના વારંવારના સહકારણ ઉશ્કેરાટ છતાં, પ્રજાએ પણ લોકશાહીનું માળખું ખતમ કરવાનું યોગ્ય ગણ્યું નથી: અને નોકરશાહી તંત્રની અંદર અશિસ્ત અને અસંતોષ છતાં તેમણે ય એમાં સુરંગ મૂકવામાં ડહાપણ માન્યું નથી.

ભારતમાં ન્યાયતંત્રની ગમે તેટલી ક્ષતિઓ અને કમજોરીઓ છતાં, હાઈકોર્ટો અને સુપ્રિમ કોર્ટનું સ્થાન લોકવ્યવહાર અને રાજ્યસત્તા બંનેએ અખંડ જાળવ્યું છે.

વળી, ૧૯૫૦ માં સરક્ષક અટકાયતી ધારો પસાર કરીને લોકશાહી બંધારણ અને વ્યવહાર ઉપર કુઠારાઘાત કર્યો છતાં, ૧૯૬૨ સુધીમાં એ ધારાનો અમલ નહિવત્ બનાવી દઈને ભારતે એની પરિપક્વતા જ સાબિત કરી છે. †

ભારતના વિરોધપક્ષો અને વર્તમાનપત્રોએ પં. નહેરુ અને તેમની સરકાર ઉપર કઠિન અને ક્યારેક નિષ્ઠુર આલોચનાઓ કરવા જતાં કાયદાનો ડર જાણ્યો નથી. કદાચ અમર્યાદ અને અસભ્ય ભાષામાં આક્ષેપો કર્યા છતાં પ્રમાણમાં સહિષ્ણુતા જળવાઈ છે.

† ૧૯૫૦માં આ ધારા નીચે ૧૧૦૦૦ અટકાયતીઓ હતા (હૈદરાબાદ તેલંગણને કારણે) ૧૯૫૧ માં ૨૩૦૦ રહ્યા. ૧૯૫૪ માં ૩૨૫, ત્યાર બાદ ૧૭૫. અને ચીની આક્રમણની સંખ્યાએ (૧૯૬૨) માં માત્ર ૧૦૦ થી ય ઓછા.

આ આખી સિદ્ધિ પાછળ પં. નહેરુની જાગૃતિ, ખંત, ઉદ્યમ અને નિષ્ઠા રહેલાં છે એ કહેવું ભાગ્યે જ જરૂરી ગણાય.

આમાં નોંધપાત્ર કંઈ હોય તો તે એ છે કે-

નહેરુએ પોતે જ પોતાને વિષે લખેલું તે મુજબ તેમને માટે ડિક્ટેટર થવાની માનસિક, સ્વભાવગત ઉછેરગત શક્યતાઓ હતી; અને ઘણાને એવો ભય પણ દેખાયો હતો; ઉપરાંત, કોઈને પણ ડિક્ટેટર બનાવી દે એવી બાહ્ય પરિસ્થિતિ (જે અગાઉ આપણે જોઈ ગયા)નું અપરંપાર દબાણ પણ હતું; છતાં, પંડિતજીએ એ રાહને હડધૂત્યો છે—એ એમની વિલક્ષણ પ્રતિભાનું એક શ્રેષ્ઠ અને સૌમ્ય પાસું છે

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન અસ્તિત્વમાં આવેલા લગભગ બધાં નવોદિત સ્વતંત્ર રાષ્ટ્રો એક પછી એક લોકશાહીને સલામ ભરી એક યા બીજા પ્રકારના સત્તાવાદના રાહે ચડી ગયાં હતાં અને અનેક રાષ્ટ્રોમાં લોકશાહીને માથે લશ્કરશાહી ચડી બેઠી ય હતી.+ આવાં આ વરસોમાં ભારત સરમુખત્યારશાહીથી, લશ્કરશાહીથી બચી શક્યું છે એ ઓછું મોટું સદ્ભાગ્ય ન ગણાય.

અલબત્ત, ભારતની આ બેનમૂન લોકશાહી સ્થિરતા અને સદ્ધરતા પાછળ પં. નહેરુના માટે જે અનુકૂળ ભૂમિકા પણ હતી, તે બીજા મોટા ભાગના એશિયાઈ દેશોને ન હતી. તેના વિના પં. નહેરુને ય અશક્ય નહિ તો અનેકગણું દુષ્કર કાર્ય બની ગયું હોત.

● ભારતને બ્રિટિશ સત્તાનો જે વારસો મળ્યો હતો તેમાં અનેક અશુભ તત્ત્વો હોવા છતાં, કેટલાંક ઉપકારક અંશો પણ હતા. તેમનો હિસ્સો જેવો તેવો નથી.

૧. આખા એશિયામાં પ્રમાણમાં સારી સંખ્યામાં શિસ્તના કુશળ વહીવટી અમલદારો ભારતને મળ્યા હતા.

+ દક્ષિણ કોરીયા, દક્ષિણ વિયેતનામ અને પાકિસ્તાનનો સત્તાવાદ, થાઈલેન્ડ, દ. કોરીઆ, બ્રહ્મદેશ અને પાકિસ્તાન, ઇન્ડોનેશિયામાં અર્ધ લશ્કરવાદ; અફઘાનિસ્તાન, નેપાલ, કમ્બોડીઆમાં રાજકીય વારસો.

૨. નાનું છતાં, શિસ્તબદ્ધ સૈન્ય પણ ભારતને વારસામાં મળ્યું હતું. તેની સરખામણી દુનિયાના ઉચ્ચકક્ષાના સૈન્યો સાથે થતી રહી છે.

૩. પ્રમાણમાં નાનકડો છતાં પોતપોતાના ક્ષેત્રે અનુભવી અને નિષ્ણાત પત્રકારો અને બુદ્ધિજીવીઓનો સમૂહ પણ મળ્યો હતો.

૪. ગાંધીજીના નેતૃત્વ નીચે લોકશાહી નેતાગીરી માટે કસાયેલ અને કસોટીમાંથી પર ઊતરેલ, દેશદાઝભર્યા કાર્યકરોની જમાત અને ઊંચી કક્ષાના રાજકીય નેતાઓ તેને સાંપડયા હતા.

૫. નહેરુએ એક શિલ્પીની અદાથી આ સામગ્રીનો ઉપયોગ કર્યો હતો.

## ૪ : યુદ્ધવિહોણા વિશ્વની મંઝિલ

૧૯૨૮માં કલકત્તાની એ. આઈ સી. સી મા ગાંધીજીના 'ડુમિનિયન સ્ટેટસ'ના ઠરાવની સામે 'સંપૂર્ણ સ્વરાજ્ય'નો ઠરાવ રજૂ કરનાર અને સ્વરાજ પ્રાપ્તિના આખરી દિન સુધી 'મુકમ્મિલ આઝાદી'ના અણનમ લડવૈયા પં. નેહરૂએ જ્યારે સંપૂર્ણ સ્વાધીન બનેલા ભારતને બ્રિટિશ કોમનવેલ્થના સભ્ય તરીકે ચાલુ રાખવાનો નિર્ણય જાહેર કર્યો ત્યારે, ભલભલા સાથીદારો પણ ચોંકી-અકળાઈ ઊઠયા હતા!

૫. નેહરૂએ છેક ૧૯૨૭-૨૮ના વરસોથી ભારતના ભાવિ આંતરરાષ્ટ્રીય સંબંધો અને રાજનીતિના ઘડતરની ચિંતાઓ કરવા માંડી હતી, અને વિશ્વની પ્રત્યેક મહત્ત્વની ઘટના વખતે રાષ્ટ્રીય કોંગ્રેસના નિર્ણયો અને ઠરાવો દ્વારા વિશ્વ-મૈત્રી અને વિશ્વ-શાંતિના આદર્શને અનુલક્ષી ભારતની આંતરરાષ્ટ્રીય નેમ અને ભાવના પ્રગટ કરી હતી; અને પં. નેહરૂએ સ્વરાજ્ય પ્રાપ્તિની સંધ્યાએ ભારતની વચગાળાની સરકાર (ઇન્ટેરિમ ગવર્નમેન્ટ)ના વિદેશપ્રધાન તરીકે પોતાની આ દૃષ્ટિના પરિપાક રૂપે, રાજ્યની પ્રથમ આંતરરાષ્ટ્રીય નીતિની જાહેરાત કરતાં પંચશીલના સિદ્ધાંતો ઉચ્ચાર્યા હતા

★

સ્વરાજ્યનો આરંભ થતાં જ, પં. નેહરૂએ વિદેશખાતાના પ્રથમ પ્રધાન તરીકેની કામગીરી શરૂ કરી અને જીવનના અંતિમ દિન સુધી એકધારી જવાબદારી ઉઠાવ્યે રાખી.

૧૯૪૭માં સ્વરાજ્ય પ્રાપ્તિના આરંભમાં જ એશિયાઈ દેશોની પરિષદ દિલ્હી ખાતે બોલાવવામાં આવી ને 'એશિયાઈ અસ્મિતા અને સ્વાધીનતા'નું જાહેરનામું બુલંદ કર્યું.

૧૯૪૮માં અગાઉ વારંવાર પ્રગટ કરેલી આંતરરાષ્ટ્રીય નીતિના ચાર પાયાનું પુનરૂચ્ચારણ કરવામાં આવ્યું.

—વિશ્વશાંતિની સ્થાપના.

—સૌની રાષ્ટ્રીય સ્વાધીનતાની અખંડિતતા.

—સર્વત્ર જાતીય (રેશિયલ) સમાનતા.

—કોઈ પણ સ્વરૂપના શાહીવાદ અને સંસ્થાનવાદનું નિકંદન.

૧૯૪૯માં ઇન્ડોનેશિયાની મુક્તિનો સવાલ પં. નેહરૂએ ઉપાડયો ડચ સામ્રાજ્ય અને રાષ્ટ્રસંઘ (યુનો) ઉપર દબાણ લાવવા એશિયાઈ દેશોની અગત્યની પરિષદ દિલ્હી ખાતે બોલાવવામાં આવી.

બાદ, આ પછીનાં વરસોમાં, પં. નેહરૂએ પોતે આગળ પડીને કોરીઆના યુદ્ધને ઠારવા અને ઇન્ડોચીનના આંતરવિગ્રહનો ઉકેલ કાઢવા મધ્યસ્થી તરીકે જવાબદારી ઉપાડી; તે જ રીતે પાછળથી લાઓસમાં સળગેલા આંતરિક દાવાનળને શમાવવાના આંતરરાષ્ટ્રીય પ્રયાસોના ફલસ્વરૂપ સમાધાન-સમિતિના પ્રમુખ તરીકેનો બોજો પોતાને શિર વહોરી લીધો. વળી અગ્નિ એશિયાઈ વડા પ્રધાનોની કોલંબો તથા કેન્ડી ખાતેની પરિષદોમાં અને બાંડુંગ ખાતેની ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી આફ્રિકી-એશિયાઈ રાષ્ટ્રોની પરિષદમાં તેમણે સંસ્થાનવાદ સામે

પડકાર ફેંકયો અને ૩૦ રાષ્ટ્રોએ પંચશીલના સિદ્ધાંતને આવકાર આપ્યો !

આમ, પંડિત નેહરુના પુરુષાર્થને પ્રતાપે એશિયાઈ–આફ્રિકી અસ્મિતા પૂર્ણબહાર ખીલી ઊઠી અને પં. નેહરુની પુત્રી ઔપચારિક પશ્ચિમી સત્તાઓએ ઊભાં કરેલા સિઆટો (૧૯૫૪) અને બગદાદ કરાર (૧૯૫૫) સામે એશિયાઈ–આરબ રાષ્ટ્રોમાં નફરત પેદા કરી દીધી. આ ફૌજી કરારો સંસ્થાનવાદ સ્થાપવાની પશ્ચિમની નવી તરકીબરૂપે ભય અને શંકાનાં કારણ બન્યાં.

**પં. નેહરુ નવોદિત સ્વાધીન રાષ્ટ્રોના નેતાઓની હરોળમાં સૌની નજરે, અનન્ય શક્તિશાળી અગ્રણી રૂપે દેખાયા.**

★

પશ્ચિમ પણ પં. નેહરુની આણ ઉવેખી શકે એવું રહ્યું ન હતું.

● એક ભારે વિરોધાભાસી લાગે તેવું સત્ય એ હતું કે, બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપીય સામ્રાજ્યવાદના અંતની પ્રક્રિયાને પ્રેરણા અને ગતિ આપનાર પં. નેહરુએ નવી નીપજનારી વિશ્વવ્યવસ્થાને અધાધૂધીમાં ધોળાતી રોકવામાં ય અગ્રણી ભાગ ભજવ્યો હતો. બાંડુન્ગ પછી મુખ્યતઃ પશ્ચિમી દ્વેષના પાયા ઉપર 'ત્રીજો મોરચો' 'ત્રીજી છાવણી' ઊભી કરવાના પ્રયાસોને તેમણે શિકસ્ત આપી હતી; અને ગમે તેવી કટોકટીની પરિસ્થિતિમાં, સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા (યુનો) ને મજબૂત કરવા પાછળ એમણે અથાગ પરિશ્રમ કર્યો હતો.

**આમ, એકંદરે,—એશિયાઇ આફ્રિકી પ્રજાઓના જ નહિ, *વિશ્વશાંતિના એક શિલ્પી* તરીકે ય તેમની ગણના થવા માંડી હતી.**

અણુયુગમાં બે મહાસત્તાઓ સામસામી આખડી ન પડે તેની નિરંતર ચિંતા પં. નેહરુએ પોતાને શિરે, જવાબદારી સમજીને, વહોરી લીધી હતી...અને બે મહાસત્તાજુથોથી બહાર રહીને, 'ત્રીજો શાંતિનો પ્રદેશ' વિસ્તારવાની તેમની મથામણ હરદમ ચાલુ જ રહી હતી.

એમની આ બિનજોડાણ નીતિના પાયામાં એમની એવી દૃઢ માન્યતા હતી કે—

* આંતરરાષ્ટ્રીય સમતુલા જાળવી રાખવા માટે અને દુનિયાને યુદ્ધમાં ધકેલાઈ જતી રોકવા માટે, અને મહાસત્તાઓનાં લશ્કરી જુથોથી અને તેમની શીતયુદ્ધ (કોલ્ડવૉર)ની નીતિથી વધુમાં વધુ દેશોને બચાવવા એ રાષ્ટ્રીય હિતકાર્ય હોવા ઉપરાંત આંતરરાષ્ટ્રીય નૈતિક કર્તવ્ય છે.

બલ્કે—

**બેઉ મહાસત્તાઓ જ્યારે Brinkmanship ની પાગલ સર્વનાશી રમત રમી રહેલ હતી, ત્યારે Bridgemanship ની જવાબદારી એશિયાઈ આફ્રિકી તટસ્થ રાષ્ટ્રોને માથે આવી પડેલી છે.**

● અલબત્ત, અંતે તો, અણુશસ્ત્રોએ સર્જેલી સ્થિતિ પોતે જ મહાસત્તાઓની સાન ઠેકાણે લાવવા જેટલી ગંભીર કટોકટીએ પહોંચી જતાં, પં. નેહરુ અને અન્ય તટસ્થ રાષ્ટ્રોના નેતાઓના પ્રયાસોને ફૂપળો ફૂટવા લાગી !

છતાં, એ વાત એટલી જ મહત્ત્વની છે કે—

કોરીઆ અને ઇન્ડોચીનની દુર્ઘટનાઓ પ્રસંગે લગભગ યુદ્ધને આરે ધસડાઈ રહેલા વિશ્વને 'રૂક જાવ'-ના રાહે ચઢાવવામાં પં. નેહરુની કામગીરીનો કોઈથી ઇન્કાર કરી શકાયો નથી.

અમેરિકાના પ્રેસિડંટ જોન્સને નેહરુને આપેલી અંજલિ આ રહસ્યનો જ પડઘો પાડે છે કે, પં. નેહરુનું સ્મારક યુદ્ધવિહીન વિશ્વનું સર્જન કરીને જ થઈ શકશે.

## ૫ : અદ્યતન અર્થતંત્રનો ઉધામો

ભારતના સ્વસ્થ સુદૃઢ લોકશાહી ઘડતરનો અને યુદ્ધવિહોણા વિશ્વના સર્જન માટેનો નહેરુનો પુરુષાર્થ ભારતને આંતરાષ્ટ્રીય મંચ પર અપ્રતીમ પ્રતિષ્ઠા અપાવી રહ્યો હતો, એ જ વરસો હતા કે જ્યારે, સદીઓથી પછાત રહેલા અર્ધ-સામંતી યુગના અવશેષ

[ અનુસંધાન પાન ૮૮ ઉપર ]

# શેક્સ્પિયરનાં કરુણાન્ત નાટકો :

## નૈતિક મૂલ્યોની સમસ્યા

—રામવિલાસ શર્મા

અનુવાદ અને સંક્ષેપ : અશ્વિન દેસાઈ

યુરોપમાં પુનર્જાગરણ–Renaissace–ના નામથી પ્રસિદ્ધ યુગમાં શેક્સ્પિયરનો જન્મ થયો હતો ખરેખર તો એ નવજાગૃતિનો યુગ હતો. યુરોપમાં ત્યારે નવી જાતિઓનો અભ્યુદય થયો અને પ્રાચીન સામંતી સંબંધોને બદલે સમાજમાં નવા માનવસંબંધો સ્થાપિત થયા. મૂડીવાદનો એ અભ્યુદયકાળ હતો. અમેરિકામાં નવીન ચેતનાનો પ્રસાર થયો એમણે પોતાના ભાષા-સાહિત્યનો અભૂતપૂર્વ વિકાસ સાધ્યો અંગ્રેજ વિવેચક ટિલયાર્ડે મધ્યકાલીન ઇંગ્લેન્ડ અને આ નવજાગરણના યુગ વચ્ચે અનેક સમાનતાઓ બતાવી છે, તો પણ આ નવીન યુગ મધ્યકાલીન પરંપરાથી મૂળભૂત રીતે ભિન્ન હતો, એ પ્રચલિત ધારણાનું સત્ય ખંડિત થતું નથી શેક્સ્પિયરનાં નાટકો પરલોક ચિંતનથી ભિન્ન એવા મનુષ્યના લૌકિક જીવનને કેંદ્રમાં રાખી રચાયાં છે, એવું બ્રેડલેએ ઉચિત રીતે જ લખ્યું છે શેક્સ્પિયરના સબંધમાં આ સ્વીકૃત દૃષ્ટિકોણ એ વાતનું પ્રમાણ છે કે આ નવો યુગ મધ્યકાલીન પરંપરાથી ભિન્ન હતો, અને એ પણ ખરું કે આ નવા ઇહલોકવાદી દૃષ્ટિકોણનો પ્રતિનિધિ કલાકાર શેક્સ્પિયર હતો

શેક્સ્પિયર નવા યુગનો સાહિત્યકાર હતો અને તે સાથે જ તે પ્રાચીન સાંસ્કૃતિક પરંપરાના મૂલ્યવાન નૈતિક તત્ત્વોનો રક્ષક પણ હતો. એના સાહિત્યમાં ઇંગ્લેન્ડની લોકસંસ્કૃતિને નવું જીવનદાન મળ્યું છે એટલું જ નહિ પરંતુ ગ્રીસની પ્રાચીન સંસ્કૃતિની અમીટ છાપ એ સાહિત્ય પર છે શેક્સ્પિયરને માટે તો એ સર્વવિદિત છે કે એની પ્રતિભા એને પ્રકૃતિનું સહજ અર્પણ હતું એને લેટિન ભાષા બહુ જ ઓછી અને ગ્રીક ભાષા તો એનાથી પણ ઓછી આવડતી હતી આ પ્રચલિત ધારણાને કારણે શેક્સ્પિયર અને ગ્રીક નાટ્યકારોના સામ્ય પર બહુ ઓછું ધ્યાન આપવામાં આવ્યું છે સામાન્ય રીતે ગ્રીક નાટકો માટે એમ કહેવાય છે કે એમાં મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર નથી, એ નિયતિના હાથનું રમકડું છે શેક્સ્પિયરમાં મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે અને તેથી તે પોતાના કર્મોથી પોતાના ભાગ્યનું પોતે જ નિર્માણ કરે છે આ ધારણામાં સત્ય અવશ્ય છે પરંતુ એ સત્ય આંશિક જ છે.

ઈ સ. પાંચમી સદી પૂર્વે ઈસ્કિલસે પ્રોમીથિયસના સંબંધમાં પોતાનાં નાટકો રચ્યાં હતાં. 'પરતંત્ર પ્રોમીથિયસ'માં નાટકની સમસ્યા કોઈ લોહીની સગાઈ ધરાવતા સંબંધીની હત્યા અથવા કુટુંબના કોઈ નીકટ સંબંધી સાથેનો અવિધિસરનો પ્રેમસંબંધ નથી. આવા પ્રકારની સમસ્યાઓ અનેક ગ્રીક નાટકોમાં મળી આવે છે, જેનું કારણ લોહીની સગાઈ પર આધારિત પ્રાચીન સમાજનું નવી વ્યવસ્થા તરફનું સંક્રમણ હતું ઈસ્કિલસના પ્રોમીથિયસની યાતનાનું કારણ એનો માનવપ્રેમ છે. એણે દેવતાઓના અધિપતિની અવગણના કરીને માનવીને મદદ કરી છે એના ગૌરવભંગ માટે અનેક પ્રયત્નો કરવામાં આવે છે, પરંતુ તે પોતાની શ્રદ્ધા પર અડગ રહે છે એના હૃદયમાં માનવજાતિ માટે અપાર કરુણા છે – જો કે દેવતાઓના અધિપતિના હૃદયમાં એને માટે કરુણા નથી એણે માનવ હૃદયમાં આશાબીજનો નિક્ષેપ કર્યો છે અને એને તે પોતાની મોટી સફળતા માને છે. એણે જે કંઈ કર્યું તે નિયતિના કારણે નહિ પરંતુ 'સ્વેચ્છાથી, પોતાની આંખે ભાવિ પરિણામને જોતાં' પ્રોમીથિયસ માનવકલ્યાણને માટે અત્યાચારી દેવાધિપતિ સાથે લડી લેનાર વીર છે

વીર પુરુષના સંબંધમાં શેક્સ્પિયરની ધારણા પણ આ જ છે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં વૈજ્ઞાનિક

પડકાર ફેંક્યો અને ૩૦ રાષ્ટ્રોએ પંચશીલના સિદ્ધાંતને આવકાર આપ્યો !

આમ, પંડિત નેહરુના પુરુષાર્થને પ્રતાપે એશિયાઈ–આફ્રિકી અસ્મિતા પૂરબહાર ખીલી ઊઠી અને પં. નેહરુની પુખ્ત ખોફગીએ પશ્ચિમી સત્તાઓએ ઊભાં કરેલા સિઆટો (૧૯૫૪) અને બગદાદ કરાર (૧૯૫૫) સામે એશિયાઈ–આરબ રાષ્ટ્રોમાં નફરત પેદા કરી દીધી. આ ફોજી કરારો સંસ્થાનવાદ સ્થાપવાની પશ્ચિમની નવી તરકીબરૂપે ભય અને શંકાનાં કારણ બન્યાં

પં. નેહરુ નવોદિત સ્વાધીન રાષ્ટ્રોના નેતાઓની હરોળમાં સૌની નજરે, અનન્ય શક્તિશાળી અગ્રણી રૂપે દેખાયા.

★

પશ્ચિમ પણ પં. નેહરુની આણુ ઉવેખી શકે એવું રહ્યું ન હતું.

● એક ભારે વિરોધાભાસી લાગે તેવું સત્ય એ હતું કે, બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપીય સામ્રાજ્યવાદના અંતની પ્રક્રિયાને પ્રેરણા અને ગતિ આપનાર પં. નેહરુએ નવી નીપજનારી વિશ્વવ્યવસ્થાને આપાધૂપીમાં ધકેલાતી રોકવામાં ય અગ્રણી ભાગ ભજવ્યો હતો. બાન્ડુન્ગ પછી મુખ્યતઃ પશ્ચિમી દ્વેષના પાયા ઉપર 'ત્રીજો મોરચો' 'ત્રીજી છાવણી' ઊભી કરવાના પ્રયાસોને તેમણે શિકસ્ત આપી હતી; અને ગમે તેવી કટોકટીની પરિસ્થિતિમાં, સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા (યુનો)ને મજબૂત કરવા પાછળ એમણે અથાગ પરિશ્રમ કર્યો હતો.

આમ, એકંદરે,—એશિયાઈ આફ્રિકી પ્રજાઓના જ નહિ, વિશ્વશાંતિના એક શિલ્પી તરીકે ય તેમની ગણના થવા માંડી હતી.

અણુયુગમાં બે મહાસત્તાઓ સામસામી આખડી ન પડે તેની નિરંતર ચિંતા પં. નેહરુએ પોતાને શિરે, જવાબદારી સમજીને, વહોરી લીધી હતી ..અને એ મહાસત્તાજૂથોથી બહાર રહીને, 'ત્રીજો શાંતિ ક્ષેત્ર' વિસ્તારવાની તેમની મથામણ હરદમ ચાલુ જ રહી હતી.

એમની આ બિનજોડાણ નીતિના પાયામાં એમની એવી દૃઢ માન્યતા હતી કે—

* આંતરરાષ્ટ્રીય સમતુલા જાળવી રાખવા માટે, અને દુનિયાને યુદ્ધમાં ધકેલાઈ જતી રોકવા માટે, અને મહાસત્તાઓનાં લશ્કરી જૂથોથી અને તેમની શીતયુદ્ધ (કે, હડવેર)ની નીતિથી વધુમાં વધુ દેશોને બચાવવા એ રાષ્ટ્રીય હિતકાર્ય હોવા ઉપરાંત આંતરરાષ્ટ્રીય નૈતિક કર્તવ્ય છે.

બલ્કે—

બેઉ મહાસત્તાઓ જ્યારે Brinkmanshipની પાગલ સર્વનાશી રમત રમી રહેલ હતી, ત્યારે Bridgemanshipની જવાબદારી એશિયાઈ આફ્રિકી તટસ્થ રાષ્ટ્રોને માથે આવી પડેલી છે.

● અલબત્ત, અંતે તો, અણુશસ્ત્રોએ સર્જેલી સ્થિતિ પોતે જ મહાસત્તાઓની સાન ઠેકાણે લાવવા જેટલી ગંભીર કટોકટીએ પહોંચી જતાં, પં. નેહરુ અને અન્ય તટસ્થ રાષ્ટ્રોના નેતાઓના પ્રયાસોને ફૂંપળો ફૂટવા લાગી !

છતાં, એ વાત એટલી જ મહત્ત્વની છે કે—

કોરીઆ અને ઇન્ડોચીનની દુર્ઘટનાઓ પ્રસંગે લગભગ યુદ્ધને આરે ધસડાઈ રહેલા વિશ્વને 'શાંતિ'ના રાહે ચઢાવવામાં પં. નેહરુની કામગીરીનો કોઈથી ઇન્કાર કરી શકાયો નથી.

અમેરિકાના પ્રેસિડન્ટ જોન્સને નેહરુને આપેલી અંજલિ આ રહસ્યનો જ પડઘો પાડે છે કે, પં. નેહરુનું સ્મારક યુદ્ધવિહીન વિશ્વનું સર્જન કરીને જ થઈ શકશે.

## ૫ : અદ્યતન અર્થતંત્રનો ઉધામો

ભારતના સ્વસ્થ સુદૃઢ લોકશાહી ઘડતરનો અને યુદ્ધવિહોણા વિશ્વના સર્જન માટેનો નહેરુનો પુરુષાર્થ ભારતને આંતરરાષ્ટ્રીય મંચ પર અપ્રતીમ પ્રતિષ્ઠા અપાવી રહ્યો હતો, એ જ વરસો હતાં કે જ્યારે સદીઓથી પછાત રહેલા અર્ધ–સામંતી યુગના ભારતે

[ અનુસંધાન પાન ૮૮ ઉપર ]

[ વિશ્વમાનવ : મે-જૂન '૬૪ ]

ગ્રીક નાટકના પાત્રની જેમ તેને પોતાનું જીવન અભિશાપિત દેખાય છે. તે પ્રભુને પ્રાર્થના કરવા માગે છે પણ તેના હાથ તેમ કરી શકતા નથી. મેકબેથ ડંકનની હત્યા કરે છે જે રાજા હોવા ઉપરાંત એનો લોહીની સગાઈ ધરાવનો સગો છે. ક્લોઇમ્પસને લાગે છે કે એના હાથ પરથી ભાઈના લોહીના ડાઘ ફીટી શકે નહીં. એ જ રીતે મેકબેથને લાગે છે કે સમુદ્રનું પાણી ભલે લાલ થઈ જાય પણ એના હાથના લોહીના ડાઘ ધોવાઈ શકે નહીં. મેકબેથ, આમ તો, અનેક હત્યાઓ કરે છે પરંતુ એને ઘોર પશ્ચાત્તાપ થાય છે તે ડંકનની હત્યાથી જ. એનું મુખ્ય કારણ એ જણાય છે કે તે એક લોહીની સગાઈ ધરાવતા સગાની હત્યા છે. મેકબેથનો પશ્ચાત્તાપ ગ્રીક વીર પુરુષોની યાદ આપે છે જેઓ જાણ્યે-અજાણ્યે આવી રીતની હત્યા કરીને પશ્ચાત્તાપ અનુભવે છે. 'કિંગ લિયર' માં આ રીતે લોહીની સગાઈ ધરાવતા સંબંધીની હત્યા નથી, પરંતુ એડમંડ પોતાના પિતા ગ્લોસ્ટર અને રીગન તથા ગોનેરિલ પોતાનાં પિતા લિયરનું મૃત્યુ થાય એમ તો અવશ્ય ઇચ્છે છે.

યુરીપિડિસના નાટક 'અલસેસ્ટિસ'ની કથા સત્યવાન સાવિત્રીની કથા સાથે મળતી આવે છે. અલસેસ્ટિસ સ્વેચ્છાથી મૃત્યુ સ્વીકારી પોતાના પતિને પ્રાણદાન અપાવે છે. હરક્યુલસ મોત સાથે જંગ ખેલીને અલસેસ્ટિસને પાછી લાવીને એના પતિને સોંપી દે છે. એંગેલ્સે જે વ્યક્તિગત પ્રેમને યુરોપના નવજાગરણનું એક મહાન નૈતિક મૂલ્ય માન્યું હતું તેની ચરમ અભિવ્યક્તિ યુરીપિડિસના આ નર્મસ્પર્શી નાટકમાં થઈ છે. અલસેસ્ટિસના પતિનો વિલાપ વાંચીને 'રઘુવંશ' માં ઇન્દુમતી મરતાં અજના વિલાપની યાદ આવી જાય છે. શેક્સપિયરનાં પોર્શિયા, ઑફેલિયા, ડેસ્ડીમોના વગેરે નારીપાત્રો તે જ ઉત્કટ પ્રેમની અભિવ્યક્તિ કરે છે જેની સાકાર પ્રતિમા અલસેસ્ટિસ છે. આથી ઊલટું ઈસ્કિલસની ક્લિટેમનેસ્ટ્રા છે જે પોતાના પતિની હત્યા કરે છે અને યુરીપિડિસની મીડિયા છે જે પોતાના પતિ સામે વેર લેવા માટે પોતાના પુત્રોની હત્યા કરે છે. એની છાયા લેડી મેકબેથ પર પડી છે જે હત્યા કરવા માટે પોતાના પતિને ચડાવે છે. જોકે એના જેવો માનસિક ઉદ્વેગ ક્લિટેમનેસ્ટ્રા અને મીડિયામાં નથી. ગ્રીક નાટકકારોની આ રક્તરંજિત દેવીઓમાં એક પ્રકારનું ગૌરવ છે જે શેક્સપિયરે લેડી મેકબેથ જેવા પાત્રોને અર્પણ કર્યું છે.

આ બધાથી એ સિદ્ધ થાય છે કે શેક્સપિયરે યુરોપની પ્રાચીન સાંસ્કૃતિક પરંપરાનાં અનેક તત્ત્વોને ગ્રહણ કર્યાં છે તો પણ એનાં કરુણાન્ત નાટકોની સમસ્યાઓ અને એના ચિત્રણની પદ્ધતિ એક નવા યુગનું અર્પણ છે. 'ઑથેલો' માં શેક્સપિયરે પ્રેમ અને ઈર્ષ્યાની સમસ્યા ઉપાડી છે, જેનું ફલક 'હેમ્લેટ' કે 'કિંગ લિયર' ની તુલનામાં સંકીર્ણ છે. ઑથેલોએ પોતાનાથી ભિન્ન એવી ગૌરવર્ણની નારી ડેસ્ડીમોના સાથે લગ્ન કર્યાં છે. ઇયાગો એના હૃદયમાં સંદેહ અને ઈર્ષ્યાની આગ પ્રજ્વલિત કરી દે છે અને તે ક્ષુબ્ધ થઈને ડેસ્ડીમોનાની હત્યા કરી નાખે છે. ઈયાગો—ઑથેલોથીય આગળ વધીને—આ નાટકને પોતાના યુગની પ્રતિનિધિ કૃતિ બનાવે છે. ઈયાગો મેધાવી છે, એનામાં આત્મવિશ્વાસ અને આત્મનિયંત્રણ છે, નૈતિક મૂલ્યો પ્રત્યે પૂર્ણ ઉદાસીનતા છે. બીજાને ઠગવામાં અને પીડવામાં એને કલાત્મક આનંદની પ્રાપ્તિ થાય છે. આ રીતે નૈતિકતાશૂન્ય પૂર્ણ રૂપનાં નૃશંસ પાત્રો યુરોપના નવજાગરણની વિશેષતા હતાં. સરસ્થાનવાદીઓ અને ગુલામોના નિર્દય વેપારીઓ વારંવાર આ સિદ્ધાંતને વ્યવહારમાં મૂકે છે. 'ઑથેલો' માં જ્યાં નરનારીના પવિત્ર પ્રેમની નીતિનું ચિત્ર છે, ત્યાં ઈયાગોની આ અનૈતિક નૃશંસતાનું સમર્થ ચિત્રણ પણ છે. એમાં જાણે કે મૂડીવાદના અભ્યુદયકાળની સમગ્ર કલુષિતતા સચિત કરી દેવામાં આવી છે.

મેકબેથ ઈયાગોની જેમ નૈતિક ભાવનાથી મુક્ત થઈને પોતાની સ્વાર્થસિદ્ધિ કરવા ઇચ્છે છે, પરંતુ એમાં તે સફળ થતો નથી. લેડી મેકબેથ એની સામે જે આદર્શ મૂકે છે તે ખરેખરો ઈયાગોના આદર્શ જેવો જ છે. મેકબેથને એનું માનવીય અંતઃકરણ ડંકનની હત્યા માટે વારંવાર રોકે છે, અને હત્યા પછી તો એ પશ્ચાત્તાપથી પીડાય છે. એને મૃત ડંકનની ઈર્ષ્યા થવા લાગે છે કે તે જીવનની સમસ્ત વ્યથાઓથી મુક્ત થઈને નિશ્ચિંત નિદ્રાનો આનંદ લઈ રહ્યો છે. શેક્સપિયરના

સમાજવાદના વિકાસ સાથે ઇતિહાસનો નિર્માતા સામાન્ય માનવી હોય છે એ નવી ધારણા પ્રચલિત થઈ. પરંતુ ઈસ્કિલસ અને શેક્સપિયર બંનેના યુગમાં સાહિત્યકારો આ માન્યતાથી પરિચિત ન હતા. આ કારણે જ શેક્સપિયરનાં નાટકોમાં ઇતિહાસના નિર્માતા સાધારણ માણસો નહીં પણ કંઈક વિશેષ ગુણયુક્ત વીર પુરુષો છે શેક્સપિયરે 'જૂલિયસ સીઝર' માં બ્રુટસને એવા જ એક વીરના રૂપમાં ચિત્રિત કર્યો છે. બ્રુટસના મૃત્યુ પછી એના બધા મિત્રો એ વાત સ્વીકારે છે કે એણે જે કંઈ કર્યું હતું તે સાર્વજનિક હિતને માટે કર્યું હતું. એના શત્રુઓ વગેરે ચતુર અને તે સાથે જ તેઓ સિદ્ધાંતહીન સ્વાર્થસાધુઓ હતા તે પોતાના આદર્શ પરત્વે દઢ રહે છે, અને વિજયી નીવડવા માટેના અનૈતિક માર્ગનો અસ્વીકાર કરે છે. આથી તે હારે છે, પણ આ હાર જ તેની જીત છે એનું મૃત્યુ એના પ્રતિદ્વન્દ્વીઓને જ વામણા બનાવે છે. અન્ય નાટકોમાં શેક્સપિયરે લોકહિતની સમસ્યાને એ રૂપમાં નથી લીધી, પરંતુ સમસ્યા પ્રત્યે એના અનેક નાયકો સભાન અવશ્ય છે હેમ્લેટની પ્રસિદ્ધ ઉક્તિ છે કે સમય અવ્યવસ્થિત થઈ ગયો છે પરંતુ તે પોતે એને વ્યવસ્થિત કરવાની શક્તિવાળો માનતો નથી. 'કોરિઓલેનસ' અને 'જૂલિયસ સીઝર' માં શેક્સપિયરે પ્રજાને રાજનીતિના ક્ષેત્રમાં ચંચળ, અસાવધાન અને બીજાના કહ્યામાં આવી જનારી બતાવી છે. પ્રજા શિક્ષિત થઈને સ્વયં શાસક–શાસિત બને એ ખૂબ મુશ્કેલ કાર્ય છે. આજે પણ એ લક્ષ્ય સંપૂર્ણ રીતે સિદ્ધ થયું નથી. શેક્સપિયરે યથાર્થ ચિત્રણ જ કર્યું છે. તો પણ એ વાત ઉલ્લેખનીય છે કે એના નાટકોના ખલનાયક પ્રજાથી ત્રસ્ત રહે છે. અને પોતાના વિરોધીને પ્રજાથી અળગા રાખવાનો પ્રયત્ન કરે છે હેમ્લેટના શત્રુ ક્લોડિયસે પોતાના ભાઈની હત્યા કરી અને એની પત્ની સાથે લગ્ન કરી લીધાં છે. તે હેમ્લેટથી ભયભીત છે અને તેને પરદેશ મોકલવાની યોજના ઘડે છે. તે હેમ્લેટને દેશમાં મુક્ત રીતે હરવા–ફરવાની છૂટ આપવા માગતો નથી; કારણકે 'ચંચલચિત્ત પ્રજા એને ચાહે છે.' 'કિંગ લિયર' માં આંધળો ગ્લોસ્ટર જ્યાં ત્યાં ફરીને લિયરની ક્રૂર પુત્રીઓ પ્રત્યે પ્રજાજનોનો રોષ જાગૃત કરે છે. રીગન કહે છે: "ગ્લોસ્ટરની આંખ કાઢી નાખ્યા પછી આપણે એને જીવતો રહેવા દીધો એ આપણે એક મોટી મુર્ખાઈ કરી છે. એ જ્યાં જાય ત્યાં બધાને આપણી વિરુદ્ધ ખળભળાવી મૂકે છે."

શેક્સપિયરે હરક્યુલસની જેમ એવા વીર પુરુષોનું ચિત્રણ કર્યું છે કે જેઓના હૃદયમાં મનુષ્યને માટે અપાર કરુણા છે. એથીય વિશેષ તો એ કે પ્રોમીથિયસની જેમ તેઓ આંખ ઉઘાડી રાખી સ્વેચ્છાથી કાર્ય કરનારા વીર છે, કોઈ નિયતિના હાથની કઠપૂતળીઓ નહીં. પરંતુ શેક્સપિયરમાં નિયતિવાદનો બિલકુલ અભાવ નથી, 'મેકબેથ' માં દૈવી અને અર્ધદૈવી શક્તિને મેકબેથના ભવિષ્યની પહેલેથી જ ખબર હોય છે. જો કે મેકબેથ કાર્ય કરવામાં સ્વતંત્ર છે, તો પણ એ સ્પષ્ટ છે કે એ રીતે એનું ભાગ્ય પહેલેથી જ નિશ્ચિત થઈ ચૂક્યું છે. અનેક નાટકોમાંની પ્રાકૃતિક ઉથલપાથલો જાણે એ સંકેત કરે છે કે માનવજીવનની ઘટનાઓ પણ એ ઉથલપાથલથી પ્રભાવિત થાય છે. ઉપરાંત શેક્સપિયરનાં અનેક પાત્રો પોતાની ઉક્તિઓથી નિયતિની ઠીક ઠીક યાદ આપ્યા કરે છે. ખ્રિસ્તી ધર્મદ્વારા પ્રચારિત પાપપુણ્યની ભાવના અને સ્વર્ગનરકની ભાવનાથી આ નિયતિવાદ તદ્દન ભિન્ન છે. તે ગ્રીક નાટકકારોના નિયતિવાદની નવી આવૃત્તિ છે દેવતાઓ ક્રૂર છે અને તેઓ પોતાની ક્રીડા માટે મનુષ્યને પીડે છે. આ ધારણાને શેક્સપિયરે પોતાનાં પાત્રો દ્વારા વ્યક્ત કરાવી છે. તો ય સરવાળે જોતાં, ગ્રીક નાટકોની તુલનામાં શેક્સપિયરમાં નિયતિવાદ ઓછો છે, પોતાનાં નાટકોમાં સ્વતંત્ર કર્તા માનવના ચિત્રને શેક્સપિયરે વધારે વિકસિત અને પરિષ્કૃત કર્યું છે.

ગ્રીક નાટકોમાં નીકટના લોહીની સગાઈ ધરાવનારી વ્યક્તિની હત્યા એક મોટા પાપના રૂપમાં, ચિત્રિત કરવામાં આવી છે. શેક્સપિયરના યુગમાં આ પ્રકારનું પાપ કોઈ મુખ્ય સામાજિક સમસ્યા ન હતી, તો પણ ગ્રીક નાટકોના પ્રભાવથી એના નાટકોમાં આ સમસ્યા જ્યાં ને ત્યાં ડોકાઈ આવી છે. ઉદાહરણ તરીકે 'હેમ્લેટ' માં ક્લોડિયસ પોતાના ભાઈનો હત્યારો છે. કોઈ

પાસે આ સમસ્યાનું સમાધાન નથી પરંતુ એની શ્રદ્ધા અને સંદેહ માનવસંબંધોની નિષ્કૃષ્ટતા પરની તીવ્ર વિવેચના છે તે આરંભમાં કહે છેઃ આ સ્થૂળ શરીર ઝાકળબિંદુની માફક વિગલિત થઈ જાય પ્રભુએ આત્મહત્યાનો નિષેધ ન કર્યો હોત તો કેટલું સારું થાત! એને સાંસારિક વ્યવહાર મિથ્યા, નીરસ અને નિરર્થક લાગે છે સંસાર જંગલી ઝાડીઝાંખરાથી છવાઈ ગયેલા બાગ જેવો છે. એને બધી સ્ત્રીઓ ચંચળ અને અસ્થિર પ્રેમવાળી લાગે છે એના પિતાના મૃત્યુને એક મહિનોય વિત્યો નથી ત્યાં તો એની માતાએ ક્લોડિયસને પરણી કરી લીધો. હેમ્લેટની પિતા પ્રત્યેની ભક્તિ એના હૃદયમાં માતા પ્રત્યે ઘૃણા ભરી દે છે. એને લાગે છે કે મનુષ્ય જ્યારે પતિત થાય છે ત્યારે તે પશુથી પણ આગળ નીકળી જાય છે પશુ પણ પોતાના પ્રિયના મૃત્યુ પર એની માતા કરતાં વધુ શોક કરત શેક્સ્પિયરે પોતાના એક સોનેટમાં લખ્યું છેઃ લીલું ફૂલ જ્યારે સડી જાય ત્યારે એની દુર્ગંધ સડતા જંગલી ઝાડીઝાંખરાથીય ભયાનક લાગે છે હેમ્લેટ એના માતાપિતાને સ્નેહ કરતો હતો, એમની વાતોને સાચી માનતો હતો, એના સ્નેહસ્રોતમાં ઝેર ભેળવી દેવાયું છે. માનવસંબંધોમાંથી એની શ્રદ્ધા ઊડી જતી જણાય છે

જે સંસારમાં હેમ્લેટ રહે છે તેમાં પ્રાચીન નૈતિક મૂલ્યોનો હ્રાસ થઈ રહ્યો છે પ્રાચીન મૂલ્યો નષ્ટ થઈ રહ્યાં છે પરંતુ નવાં મૂલ્યો દૃઢતાથી એનું સ્થાન લઈ રહ્યાં નથી. મેકબેથમાં પ્રાચીન સામંતોની રાજભક્તિ નથી, નવા લોકશાહી તંત્રની ભાવના એમનામાં જાગૃત થઈ નથી ઓથેલો નિર્દોષ પ્રેમની ઉત્કટ અભિલાષા સેવે છે, પરંતુ તે પોતે જ ઈર્ષ્યાળુ થઈ પોતાની પત્ની વિરુદ્ધની અફવામાં વિશ્વાસ મૂકે છે બ્રુટસ પોતાના દેશને નિરંકુશ સત્તાથી મુક્ત કરવા ઇચ્છે છે પરંતુ એની આદર્શપ્રિયતા અવ્યાવહારિક સિદ્ધ થાય છે એનું મુખ્ય કારણ બ્રુટસનું ચરિત્ર નહીં પણ લોકોમાં શિક્ષણનો અભાવ છે.

શેક્સપિયરના મતે માનવસંબંધને વિષાક્ત કરનાર બે મુખ્ય કારણો છે : પ્રેમને બદલે અનિયંત્રિત ભોગલિપ્સા અને માનવતાને બદલે ધનની પ્રતિષ્ઠા. પોતાના એક સોનેટમાં સાંસારિક વ્યવહારોથી ક્ષુબ્ધ થઈને તે મૃત્યુની ઇચ્છા કરે છે તે જુએ છે કે લોક અમુકના પ્રત્યે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરીને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. નિર્દોષ પ્રેમ પાપમાં પરિણત થઈ જાય છે. અને "અધિકારી વર્ગને કારણે કલા મૌન રહી જાય છે" આ વાતો હેમ્લેટ નહીં પણ શેક્સ્પિયરે સ્વગત કહી છે, જે માનવમૂલ્યો પ્રત્યે એનો દૃષ્ટિકોણ પ્રકટ કરે છે. હેમ્લેટની માતાની ભોગલિપ્સા નિકૃષ્ટ રૂપમાં એની સામે આવે છે 'એન્ટની અને ક્લિયોપેટ્રા'માં વીર એન્ટની એક ચરિત્રહીન સુંદરી પાછળ પોતાનું જીવન નષ્ટ કરી દે છે મેકબેથની માફક એન્ટનીના પતનમાં પણ એના પ્રત્યે આપણી સહાનુભૂતિ રહે છે, કારણ કે એની વીરતાના કેટલાક અંશ અંત સુધી જળવાઈ રહે છે, અને તે પોતાના પતન પ્રત્યે બિલકુલ સાન ભાન ગુમાવી બેસતો નથી હેમ્લેટને લાગે છે કે એના પિતાના મૃત્યુસંસ્કાર નિમિત્તે જે ભોજનનો પ્રબંધ કરવામાં આવ્યો હતો તે એની માતાના નવા લગ્નને માટે પણ કામ આવ્યો, અને આ રીતે ક્લોડિયસે ઠીકઠીક ચતુરાઈથી... ક્લોડિયસને મન એ ઘૃણા કંઈ ગણતરીમાં નથી. પિતાનું પ્રેત એને પ્રતિશોધ માટે સજાગ કર્યા કરે છે. પરંતુ પ્રતિશોધથી તૂટ્યાં ફૂટ્યાં માનવમૂલ્યો જોડાઈ જશે ખરાં? પ્રતિશોધથી હેમ્લેટની સમસ્યા ઊકલતી જણાતી નથી, માટે જ તે આટલો નિષ્ક્રિય જણાય છે. ક્ષણવાર માટે તો એને ઑફેલિયા પ્રત્યે પણ વિરક્તિ થઈ જાય છે પરણ્યા પછી તે પાપીઓને જન્મ આપશે માટે તે એને અપરિણીત જીવન વિતાવવાને કહે છે. તે પોતાની માતાને કટુ શબ્દો સંભળાવે છે, અને કારણ પુછાતાં તે કહે છે કે એની માતાએ એવું કાર્ય કર્યું છે, જેનાથી વિવાહના સોગંદ જુગારીઓના સોગંદ કરતાં વધારે મહત્ત્વ રાખતા નથી.

હેમ્લેટ ક્લોડિયસના દગાથી પોલોનિયસનો વધ કરી નાખે છે. પોલોનિયસનો પુત્ર વિદ્રોહની તૈયારીઓ કરવા માંડે છે લોકો એને 'લૉર્ડ' કહેવા લાગે છે. અને જાણે 'જગતના ઇતિહાસનો અત્યારે આરંભ થઈ રહ્યો હોય, પ્રાચીનતાને લોકો ભૂલી ગયા હોય, પ્રાચીન સોગંદ ભુલાવી દેવામાં આવ્યા હોય, એમ લોકો બૂમ પાડે છે 'અમે પ્રતિનિધિની પસંદગી કરીએ છીએ, લાયર્ટીસ રાજા બને.' ક્લોડિયસ રાણીને સમજાવે છે કે લાયર્ટીસ એનો

અન્ય કરુણાન્ત નાટકોના નાયકોથી મેકબેથ ઘણો જુદો પડી આવે છે. તે અન્ય વીરપુરુષોની માફક નિષ્પાપ નથી, તે અપરાધી છે તો પણ એની નૈતિક દ્વિધા, પશ્ચાત્તાપ, ગ્લાનિ, તેમજ એની વદનાથી એના પ્રત્યે આપણી સહાનુભૂતિ જાગૃત થાય છે જેને માટે શેક્સ્પિયરે આકર્ષણ ઊભુ કર્યું છે તે નૈતિક મૂલ્ય અહીં સ્પષ્ટ છે. રાજ્યને માટે એણે એક લોહીની સગાઈ ધરાવતા સગાનું ખૂન કર્યું છે તેથી એ વીર નથી, પરંતુ તે વીર એટલા માટે છે કે એની નૈતિક ભાવનાએ એને વારવાર એવું કરવાથી રોક્યો અને આગળ ચાલીને ઊંઘ પણ એને હરામ થઈ ગઈ

મેકબેથે જેવી રીતે રાજ્યપ્રાપ્તિને માટે હત્યા કરી, તેવી જ રીતે 'હેમ્લેટ' માં ક્લોડિયસે રાજ્યને માટે પોતાના ભાઇની હત્યા કરી અહીં રાજ્યપ્રાપ્તિનો ઉદ્દેશ ગૌણ છે પ્રધાન ઉદ્દેશ ભાઈની પત્નીને પ્રાપ્ત કરવાનો છે મેકબેથની તેમ જ સ્વજનની હત્યાથી એને પશ્ચાત્તાપ થાય છે. પરંતુ એ નાટકનો મુખ્ય વિષય નથી. નાટકનો મુખ્ય વિષય હેમ્લેટના મન પર એની માતાના વ્યવહારની પ્રતિક્રિયા છે. માનવજીવન અને માનવસંબધોમાંથી એની શ્રદ્ધા ઊઠી જાય છે તે વિક્ષિપ્ત જેવો થઈ જાય છે 'હેમ્લેટ' માનવસબધો અને નૈતિક મૂલ્યો પ. એક વિસ્તૃત ભાષ્ય બની રહે છે

પોતાના પિતાના પ્રેત પાસેથી હેમ્લેટને જ્યારે ખબર પડે છે કે એની હત્યા કરવામાં આવી છે ત્યારે એક બાજુ તે પોતાની માને ભાંડે છે અને બીજી બાજુ ક્લોડિયસને. ક્લોડિયસનો વ્યવહાર જોઇને તે નિષ્કર્ષ તારવે છે કે મનુષ્ય સદા હસતો રહે તો પણ તે મહા નીચ હોઈ શકે છે. હેમ્લેટ કહે છે કે આ વાત ઓછામાં ઓછી ડેન્માર્ક માટે તો સાચી છે જ. શેક્સ્પિયરને મન વાણી અને કર્મ વચ્ચેનું અંતર એ મહાન અનૈતિકતા છે અને એટલા માટે જ તે રાજાના ગોઠિયાઓ પર વ્યગ કરવાનો એકેય અવસર હાથથી જવા દેતો નથી. પોલોનિયસ રાજાનો મંત્રી છે તે ખૂબ વાતોડિયો છે તો પણ તે માને છે કે પ્રભાવોત્પાદક તથ્યયુક્ત વાત સક્ષેપમાં કરી શકાય પોતાના સકુચિત અભિજાતવર્ગીય વાતાવરણમાં તે જે કઈ માન્યતાઓ બાંધી લે છે તેને પૂરી જડતાથી વળગી રહે છે. હેમ્લેટ એની પુત્રી ઓફેલિયાને પ્રેમ કરે છે પરંતુ એ પ્રેમનું એને મન કોઈ મૂલ્ય નથી. તે હેમ્લેટને એક સાધારણ કામુક નવયુવક સમજીને ઓફેલિયા પર સંબંધવિચ્છેદ માટે દબાણ લાવે છે. પાછળથી હેમ્લેટના માનસિક વિક્ષોભનું કારણ જાણીને તે કહે છે 'હું મારી પુત્રીને એની સામે છોડી દઈશ.' જાણે કબૂતરને ચણ ન નાખી રહ્યો હોય।

પોલોનિયસના મોએ 'સત્ય' શબ્દ સાંભળી હેમ્લેટ કહે છે "દુનિયા જેવી છે, એમાંથી સાચા હોવાનો અર્થ એ છે કે હજાર માણસમાંથી કોઈ એકને શોધી કાઢવો" તે પોલોનિયસના બુદ્ધિ અને સાહસના અભાવ પર વ્યગ કરે છે. એને ચેતવણી આપે છે કે તે પોતાની છોકરીને સ્વચ્છદી રીતે ભટકવા ન દે.. નહીં તો મૃત પશુઓમાના કીડાની માફક તે પણ ગર્ભ ધારણ કરી લેશે. હેમ્લેટને માટે એનો દેશ અને સમસ્ત દુનિયા એક કેદખાના સમાન છે. એને લાગે છે. ધરતી અનુર્વર છે, નક્ષત્રમંડિત આકાશ દૂષિત વાયુમંડળ માત્ર છે એને પુરુષની કે નારીની સંગતિમાં આનંદપ્રાપ્તિ થતી નથી પોલોનિયસ અભિનેતાઓને ઉચિત વ્યવહારનું આશ્વાસન આપે છે તો હેમ્લેટ કહે છેઃ જો દરેક વ્યક્તિ સાથે 'ઉચિત' વ્યવહાર કરવામાં આવે તો એવો કોણ છે જે દંડથી બચી શકે? એને જીવનના સાર્થકપણા જ સ દેહ થાય છે. મનુષ્ય મૃત્યુને સ્વીકારીને આ સસારની વ્યથાઓથી મુક્ત કેમ ન થઈ જાય? મનુષ્ય પોતાના કાળની પ્રતારણા શા માટે સહન કરે છે? અત્યાચારીનો અન્યાય, અભિમાનન મદમાં ભૂલેલા પુરુષોની ઘૃણા, સાચા પ્રેમનું મૂલ્ય ન પરખાયાની વેદના, ન્યાયપ્રાપ્તિમાં આવતાં વિઘ્નો, પદાધિકારીઓની અશિષ્ટતા, અયોગ્ય વ્યક્તિઓ દ્વારા ધૈર્યવાન યોગ્ય વ્યક્તિઓનુ અપમાન—જો માણસને મૃત્યુથી શાંતિ મળતી હોય તો આ બધું શા માટે સહન કરે? મૃત્યુ પછીય શાંતિ ન મળી તો માનવી શું કરશે, જાણે એ ભયથી જ હેમ્લેટ આત્મહત્યા નથી કરતો

'હેમ્લેટ' સાધારણ પ્રતિશોધની કથા નથી. એને માટે એક ખૂબ મોટી સમસ્યા ઊભી થઈ છે- જો માનવ સબધ આટલો રહસ્યમલિન છે તો, મનુષ્ય જીવીને શું કરે? માનવજીવનની સાર્થકતા શી છે? હેમ્લેટની

પાસે આ સમસ્યાનું સમાધાન નથી પરંતુ એની શંકા અને સંદેહ માનવસંબંધોની નિષ્કૃષ્ટતા પરની તીવ્ર વિવેચના છે તે આરંભમાં કહે છેઃ આ સ્થૂળ શરીર ઝાકળબિંદુની માફક વિગલિત થઈ જાય પ્રભુએ આત્મહત્યાનો નિષેધ ન કર્યો હોત તો કેટલું સારું થાત! એને સાંસારિક વ્યવહાર મિથ્યા, નીરસ અને નિરર્થક લાગે છે સંસાર જંગલી ઝાડીઝાંખરાથી છવાઈ ગયેલા બાગ જેવો છે. એને બધી સ્ત્રીઓ ચંચળ અને અસ્થિર પ્રેમવાળી લાગે છે એના પિતાના મૃત્યુને એક મહિનોય વિત્યો નથી ત્યાં તો એની માતાએ ક્લોડિયસને પરણી કરી લીધો. હેમ્લેટની પિતા પ્રત્યેની ભક્તિ એના હૃદયમાં માતા પ્રત્યે ઘૃણા ભરી દે છે. એને લાગે છે કે મનુષ્ય જ્યારે પતિત થાય છે ત્યારે તે પશુથી પણ આગળ નીકળી જાય છે પશુ પણ પોતાના પ્રિયના મૃત્યુ પર એની માતા કરતાં વધુ શોક કરત શેક્સપિયરે પોતાના એક સોનેટમાં લખ્યું છેઃ લીલું ફૂલ જ્યારે સડી જાય ત્યારે એની દુર્ગંધ સડતા જંગલી ઝાડીઝાંખરાથીય ભયાનક લાગે છે. હેમ્લેટ એના માતાપિતાને સ્નેહ કરતો હતો, એમની વાતોને સાચી માનતો હતો, એના સ્નેહસ્રોતમાં ઝેર ભેળવી દેવાયું છે. માનવસંબંધોમાંથી એની શ્રદ્ધા ઊઠી જતી જણાય છે

જે સંસારમાં હેમ્લેટ રહે છે તેમાં પ્રાચીન નૈતિક મૂલ્યોનો હ્રાસ થઈ રહ્યો છે પ્રાચીન મૂલ્યો નષ્ટ થઈ રહ્યાં છે પરંતુ નવાં મૂલ્યો દૃઢતાથી એનું સ્થાન લઈ રહ્યાં નથી મેકબેથમાં પ્રાચીન સામંતોની રાજભક્તિ નથી, નવા લોકશાહી તંત્રની ભાવના એમનામાં જાગૃત થઈ નથી. ઓથેલો નિર્દોષ પ્રેમની ઉત્કટ અભિલાષા સેવે છે, પરંતુ તે પોતે જ ઈર્ષ્યાળુ થઈ પોતાની પત્ની વિરુદ્ધની અફવામાં વિશ્વાસ મૂકે છે. બ્રુટસ પોતાના દેશને નિરંકુશ સત્તાથી મુક્ત કરવા ઈચ્છે છે પરંતુ એની આદર્શપ્રિયતા અવ્યાવહારિક સિદ્ધ થાય છે એનું મુખ્ય કારણ બ્રુટસનું ચરિત્ર નહીં પણ લોકોમાં શિક્ષણનો અભાવ છે.

શેક્સપિયરના મતે માનવસંબંધને વિષાક્ત કરનાર બે મુખ્ય કારણો છે : પ્રેમને બદલે અનિયંત્રિત ભોગલિપ્સા અને માનવતાને બદલે ધનની પ્રતિષ્ઠા પોતાના એક સોનેટમાં સાંસારિક વ્યવહારોથી ક્ષુબ્ધ થઈને તે મૃત્યુની ઈચ્છા કરે છે તે જુએ છે કે લોક અમુકના પ્રત્યે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરીને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. નિર્દોષ પ્રેમ પાપમાં પરિણત થઈ જાય છે. અને "અધિકારી વર્ગને કારણે કલા મૌન રહી જાય છે" આ વાતો હેમ્લેટે નહીં પણ શેક્સપિયરે સ્વયં કહી છે, જે માનવમૂલ્યો પ્રત્યે એનો દૃષ્ટિકોણ પ્રકટ કરે છે. હેમ્લેટની માતાની ભોગલિપ્સા નિકૃષ્ટ રૂપમાં એની સામે આવે છે 'એન્ટની અને ક્લિયોપેટ્રા'માં વીર એન્ટની એક ચરિત્રહીન સુંદરી પાછળ પોતાનું જીવન નષ્ટ કરી દે છે મેકબેથની માફક એન્ટનીના પતનમાં પણ એના પ્રત્યે આપણી સહાનુભૂતિ રહે છે, કારણ કે એની વીરતાના કેટલાક અંશ અંત સુધી જળવાઈ રહે છે, અને તે પોતાના પતન પ્રત્યે બિલકુલ સાન ભાન ગુમાવી બેસતો નથી હેમ્લેટને લાગે છે કે એના પિતાના મૃત્યુસંસ્કાર નિમિત્તે જે ભોજનનો પ્રબંધ કરવામાં આવ્યો હતો તે એની માતાના નવા લગ્નને માટે પણ કામ આવ્યો, અને આ રીતે ક્લૉડિયસે કરકસર ચતુરાઈથી... ક્લૉડિયસને મન એ ઘણું કંઈ ગણતરીમાં નથી. પિતાનું પ્રેત એને પ્રતિશોધ માટે સજાગ કર્યા કરે છે. પરંતુ પ્રતિશોધથી તૂટ્યાં ફૂટ્યાં માનવમૂલ્યો જોડાઈ જશે ખરાં? પ્રતિશોધથી હેમ્લેટની સમસ્યા ઉકલતી જણાતી નથી, માટે જ તે આટલો નિષ્ક્રિય જણાય છે. ક્ષણવાર માટે તો એને ઑફેલિયા પ્રત્યે પણ વિરક્તિ થઈ જાય છે પરણ્યા પછી તે પાપીઓને જન્મ આપશે માટે તે એને અપરિણીત જીવન વિતાવવાને કહે છે. તે પોતાની માતાને કટુ શબ્દો સંભળાવે છે, અને કારણ પૂછતાં તે કહે છે કે એની માતાએ એવું કાર્ય કર્યું છે, જેનાથી વિવાહના સોગંદ જુગારીઓના સોગંદ કરતાં વધારે મહત્ત્વ રાખતા નથી.

હેમ્લેટ ક્લૉડિયસના દગાથી પોલોનિયસનો વધ કરી નાખે છે. પોલોનિયસનો પુત્ર વિદ્રોહની તૈયારીઓ કરવા માંડે છે લોકો એને 'લૉર્ડ' કહેવા લાગે છે. અને જાણે 'જગતના ઈતિહાસનો અત્યારે આરંભ થઈ રહ્યો હોય, પ્રાચીનતાને લોકો ભૂલી ગયા હોય, પ્રાચીન મોભ્ભદ ભુલાવી દેવામાં આવ્યા હોય, એમ લોકો બૂમ પાડે છેઃ 'અમે પ્રતિનિધિની પસંદગી કરીએ છીએ, લાયર્ટીસ રાજા થશે.' ક્લૉડિયસ રાણીને સમજાવે છે કે લાયર્ટીસ એનો

અન્ય કરુણાન્ત નાટકોના નાયકોથી મેકબેથ ઘણો જુદો પડી આવે છે. તે અન્ય વીરપુરુષોની માફક નિષ્પાપ નથી, તે અપરાધી છે તો પણ એની નૈતિક દ્વિધા, પશ્ચાત્તાપ, ગ્લાનિ, તેમજ એની વેદનાથી એના પ્રત્યે આપણી સહાનુભૂતિ જાગૃત થાય છે જેને માટે શેક્સપિયરે આર્દ્રવાણું ઊભું કર્યું છે તે નૈતિક મૂલ્ય અહીં સ્પષ્ટ છે. રાજ્યને માટે એણે એક લોહીની સગાઈ ધરાવતા સગાનું ખૂન કર્યું છે તેથી એ વીર નથી, પરંતુ તે વીર એટલા માટે છે કે એની નૈતિક ભાવનાએ એને વારવાર એવું કરવાથી રોક્યો અને આગળ ચાલીને ઊંઘ પણ એને હરામ થઈ ગઈ

મેકબેથે જેવી રીતે રાજ્યપ્રાપ્તિને માટે હત્યા કરી, તેવી જ રીતે 'હેમ્લેટ' માં ક્લોડિયસે રાજ્યને માટે પોતાના ભાઈની હત્યા કરી. અહીં રાજ્યપ્રાપ્તિનો ઉદ્દેશ ગૌણ છે પ્રધાન ઉદ્દેશ ભાઈની પત્નીને પ્રાપ્ત કરવાનો છે મેકબેથની તેમ જ સ્વજનની હત્યાથી એને પશ્ચાત્તાપ થાય છે. પરંતુ એ નાટકનો મુખ્ય વિષય નથી. નાટકનો મુખ્ય વિષય હેમ્લેટના મન પર એની માતાના વ્યવહારની પ્રતિક્રિયા છે. માનવજીવન અને માનવસંબંધોમાંથી એની શ્રદ્ધા ઊઠી જાય છે તે વિક્ષિપ્ત જેવો થઈ જાય છે 'હેમ્લેટ' માનવસંબંધો અને નૈતિક મૂલ્યો પર એક વિસ્તૃત ભાષ્ય બની રહે છે

પોતાના પિતાના પ્રેત પાસેથી હેમ્લેટને જ્યારે ખબર પડે છે કે એની હત્યા કરવામાં આવી છે ત્યારે એક બાજુ તે પોતાની માને ભાંડે છે અને બીજી બાજુ ક્લોડિયસને. ક્લોડિયસનો વ્યવહાર જોઈને તે નિષ્કર્ષ તારવે છે કે મનુષ્ય સદા હસતો રહે તો પણ તે મહા નીચ હોઈ શકે છે. હેમ્લેટ કહે છે કે આ વાત ઓછામાં ઓછી ડેન્માર્ક માટે તો સાચી છે જ. શેક્સપિયરને મન વાણી અને કર્મ વચ્ચેનું અંતર એ મહાન અનૈતિકતા છે અને એટલા માટે જ તે રાજાના ગોઠિયાઓ પર વ્યંગ કરવાનો એકેય અવસર હાથથી જવા દેતો નથી. પોલોનિયસ રાજાનો મંત્રી છે. તે ખૂબ વાતોડિયો છે તો પણ તે માને છે કે પ્રભાવોત્પાદક તથ્યયુક્ત વાત સંક્ષેપમાં કરી શકાય પોતાના સંકુચિત અભિજાતવર્ગીય વાતાવરણમાં તે જે કંઈ માન્યતાઓ બાંધી લે છે તેને પૂરી જડતાથી વળગી રહે છે. હેમ્લેટ એની પુત્રી ઓફેલિયાને પ્રેમ કરે છે પરંતુ એ પ્રેમનું એને મન કોઈ મૂલ્ય નથી. તે હેમ્લેટને એક સાધારણ કામુક નવયુવક સમજીને ઓફેલિયા પર સબંધવિચ્છેદ માટે દબાણ લાવે છે. પાછળથી હેમ્લેટના માનસિક વિક્ષોભનું કારણ જાણીને તે કહે છે 'હું મારી પુત્રીને એની સામે છોડી દઈશ.' જાણે કબૂતરને ચણ ન નાખી રહ્યો હોય।

પોલોનિયસના મોઢે 'સત્ય' શબ્દ સાંભળી હેમ્લેટ કહે છે. "દુનિયા જેવી છે, એમાંથી સાચા હોવાનો અર્થ એ છે કે હજાર માણસમાંથી કોઈ એકને ગોધી કાઢવો." તે પોલોનિયસના બુદ્ધિ અને સાહસના અભાવ પર વ્યંગ કરે છે. એને ચેતવણી આપે છે કે તે પોતાની છોકરીને સ્વચ્છંદી રીતે ભટકવા ન દે. નહીં તો મૃત પશુઓમાના કીડાની માફક તે પણ ગર્ભ ધારણ કરી લેશે હેમ્લેટને માટે એનો દેશ અને સમસ્ત દુનિયા એક કેદખાના સમાન છે. એને લાગે છે કે ધરતી અનુર્વર છે, નક્ષત્રમંડિત આકાશ દૂષિત વાયુમંડળ માત્ર છે. એને પુરુષની કે નારીની સંગતિમાં આનંદ-પ્રાપ્તિ થતી નથી પોલોનિયસ અભિનેતાઓને ઉચિત વ્યવહારનું આશ્વાસન આપે છે તો હેમ્લેટ કહે છેઃ જો દરેક વ્યક્તિ સાથે 'ઉચિત' વ્યવહાર કરવામાં આવે તો એવો કોણ છે જે દંડથી બચી શકે? એને જીવનના સાર્થક્યમાં જ સંદેહ થાય છે. મનુષ્ય મૃત્યુને સ્વીકારીને આ સંસારની વ્યથાઓથી મુક્ત કેમ ન થઈ જાય? મનુષ્ય પોતાના કાળની પ્રતારણા શા માટે સહન કરે છે? અત્યાચારીનો અન્યાય, અભિમાનના મદમાં ભૂલેલા પુરુષોની ઘૃણા, સાચા પ્રેમનું મૂલ્ય ન પરખાયાની વેદના, ન્યાયપ્રાપ્તિમાં આવતાં વિઘ્નો, પદાધિકારીઓની અશિષ્ટતા, અયોગ્ય વ્યક્તિઓ દ્વારા ધૈર્યવાન યોગ્ય વ્યક્તિઓનું અપમાન—જો માણસને મૃત્યુથી શાંતિ મળતી હોય તો આ બધું શા માટે સહન કરે? મૃત્યુ પછીય શાંતિ ન મળી તો માનવી શું કરશે, જાણે એ ભયથી જ હેમ્લેટ આત્મહત્યા નથી કરતો

'હેમ્લેટ' સાધારણ પ્રતિશોધની કથા નથી. એને માટે એક ખૂબ મોટી સમસ્યા ઊભી થઈ છેઃ જો માનવ સબંધ આટલો રહસ્યગર્ભિત છે તો, મનુષ્ય જીવીને શું કરે? માનવજીવનની સાર્થકતા શી છે? હેમ્લેટની

અયથાર્થ નથી અને નાટ્યાત્મકતાની વિરુદ્ધ પણ નથી. આધુનિક વિવેચકોએ શેક્સપિયરના વિષયમાં એક હવા સર્જી છે કે એને સામાજિક દ્વન્દ્વ કરતાં મનુષ્યના અંતર્દ્વન્દ્વમાં વધારે રસ હતો. અંતર્દ્વન્દ્વ અને બાહ્યદ્વન્દ્વ વચ્ચે કોઈ ઊંડી ખાઈ નથી, હેમ્લેટમાં આ અંતર્દ્વન્દ્વ સૌથી વધારે જણાય છે હેમ્લેટનો ક્ષોભ, નિષ્ક્રિયતા, ગ્લાનિ, આક્રોશ એ બધું એની ચારે બાજુ વિશૃંખલ થતા જતા માનવસંઘ સાથે જોડાયેલું છે. હેમ્લેટના અન્તર્દ્વન્દ્વનું કારણ સામાજિક દ્વન્દ્વ જ છે. ઓથેલોનું અંતર્દ્વન્દ્વ ખૂબ સીમિત છે. જ્યાં સુધી એને પોતાની પત્ની પર અવિશ્વાસ રહે છે ત્યાં સુધી જ એ અંતર્જ્વાલાથી દાઝ્યા કરે છે. જ્યાં એ નિશ્ચય કરે છે ત્યાં તે તેનો નાશ કરી દે છે. સમાજની સામે વિઘાતક શક્તિના રૂપમાં ઈઆગો એટલા પ્રમાણમાં ઉભરાઇને આવે છે કે એની બાહ્યસત્તાને ઓથેલોના અંતર્દ્વન્દ્વમાં સનાડી રાખી શકાય તેમ નથી ઓથેલો સ્વયં ઈર્ષ્યાળુ છે એ નિ:શંક વાતથી એ સિદ્ધ થાય છે કે વેનિસના નાગરિક જીવનનું ઝેર એક હદ સુધી ઓથેલોના માનસને પણ ઝેરીલું કરી ચૂક્યું છે. મેકબેથ જે અનુસાર વીર સત્પુરુષ હોય છે, તે 'વીર' ના પરિભાષાનું ઉલ્લંઘન કરે છે. માત્ર કોઇ ભાવ અથવા ગુણના અતિશય વિકાસથી એનું વ્યક્તિત્વ દોષપૂર્ણ થઈ જાય છે, અને આથી તે કષ્ટ ભોગવે છે. તે ઈઆગો, ગોનરિલ, રીગન અને એડમંડની માફક અર્થલોભી છે. તે પાપ કરીને સત્તાલાભ કરવા ઇચ્છે છે. ફેર એટલો જ છે કે બીજાઓની માફક તેની નૈતિક ભાવના સંપૂર્ણ રીતે નષ્ટ થઈ ગઈ નથી આ નૈતિક ભાવનાના જીવિત અંશો જાગ્રત રહેવામાં અને તેને માટે સંઘર્ષ વેઠવામાં એના ચરિત્રનું સૌંદર્ય છે. મેકબેથમાં ક્ષોભ છે, પશ્ચાત્તાપ છે, ગ્લાનિ છે, પરંતુ અંતર્દ્વન્દ્વ મુખ્યત: ડંકનના મૃત્યુ પહેલા અને થોડા સમય માટે જ છે

'કિંગ લિયર' માં આ રીતના અંતર્દ્વન્દ્વનો ઘણું ખરું અભાવ છે લિયરે કોર્ડિલિયાની સાથે અન્યાય કર્યો છે. આ વસ્તુની યાદ એને સતાવ્યા કરે છે. કોર્ડિલિયા પ્રત્યેના લિયરના આ વ્યવહારનું કારણ લિયરે આખી જિંદગી ખુશામતના વાતાવરણમાં વિતાવી તે છે આ રીતે લિયરનો અન્યાય એક વિશદ સામાજિક અન્યાયનો જ અંશ છે. લિયરનું અંતર્દ્વન્દ્વ સમાજના બાહ્યદ્વન્દ્વનું જ એક અંગ છે.

શેક્સપિયરના વીર પાત્રો ઉચ્ચ વંશના, રાજા, સામન્ત, વિશિષ્ટ નાગરિક વગેરે જ હોય છે એવી એક પ્રચલિત માન્યતા છે. એમનું પતન તે જાણે એક વ્યક્તિનું પતન ન થતા કોઇ રાજ્ય કે સમાજનું જ પતન થાય છે ઉપરથી જોતાં આ માન્યતા સાચી લાગે છે. શેક્સપિયરનાં વીરપાત્રો અભિજાત વર્ગનાં છે, પરંતુ તેના નાટકની વિશેષતા એ હોય છે કે તેઓ પોતાની સાધારણ માનવતા પ્રત્યે ખૂબ સજાગ રહે છે. મેકબેથ એક મહત્ત્વાકાંક્ષી સામંત છે, એના અપરાધ એક સ્વાર્થી સામંતના અપરાધ છે તેથી તે અભિજાત વર્ગનો હોય તો કોઈ વાંધો નથી પરંતુ મેકબેથમાં એ સ્પષ્ટ છે કે એની અંદર જે નૈતિકતા જાગે છે અને સંઘર્ષ કરે છે તે સામન્ત વર્ગની નહીં પણ સાધારણ માનવીઓની નૈતિકતા છે ઓછામાં ઓછી આ નૈતિકતા એવી છે કે જે સૌને માટે ઇષ્ટ છે ઑથેલોએ વેનિસના ગૌરવપૂર્ણ સમાજમાં પોતાની વીરતા અને ગુણોના બળે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, કુલીનતા સાથે એની પ્રતિષ્ઠાને કોઈ સંબંધ નથી. શેક્સપિયરના સમાજમાં કુલીનતાનું યથેષ્ટ મહત્ત્વ હતું અને હાલના ઈંગ્લેન્ડમાં પણ ઓછેવત્તે અંશે છે શેક્સપિયરે પોતાના એક સૉનેટમાં પોતાની કુલીનતા, સંપત્તિ વગેરે પર ગર્વ હોય એવા લોકોનો ઉલ્લેખ કર્યો છે. પોતાની પ્રેયસીને સંબોધન કરીને એણે લખ્યું છે - 'તારો પ્રેમ મારે માટે કુલીનતાથીય વધારે છે' ગૌરવપૂર્ણ યુવકોને છોડી ડેસ્ડીમોનાએ પણ ઑથેલો માટેના પોતાના આવા પ્રેમનો પરિચય આપ્યો છે. અભિજાત વર્ગની કુલીનતા નહીં પણ માનવતા, સંપત્તિનો ગર્વ નહીં પણ માનવકરુણા – નૈતિક મૂલ્યો પ્રત્યે શેક્સપિયરનો આ દૃષ્ટિકોણ છે

આંધી અને વરસાદની ઝડી સહન કરતો લિયર પોતાની પુત્રીઓની કૃતઘ્નતાને ભૂલી જવા ઇચ્છે છે. એ એટલો ક્ષુબ્ધ બની જાય છે કે પ્રકૃતિ અને માનવજાત બંનેનો નાશ થઈ જાય એવી ઇચ્છા સેવે છે. શેક્સપિયરને મન મનુષ્યની કૃતઘ્નતા એની સૌથી મોટી અનૈતિકતા છે 'એઝ યુ લાઈક ઈટ'ના એક પ્રસિદ્ધ ગીતમાં તે ઠંડા પવનોને મનુષ્યની કૃતઘ્નતા

વાળ પણ વાંકો ન કરી શકે અહીં પણ સામન્તી સોગંદ અને દૈવી અધિકાર મટી જતા જણાય છે પરંતુ શેક્સપિયરનો ક્ષોભ છે તે આ વિશેષાધિકારોના નાશ માટે નથી, ક્ષોભ છે તે સચ્ચાઈ, પ્રેમ અને માનવતાના હ્રાસ માટે. મડદા દાટવાના સ્થાન પર અનેક કંકાલો જોતાં જોતાં રાજનીતિજ્ઞો, દરબારીઓ, લોર્ડ, વકીલો, અને ભૂમિક્રય કરનારાઓ પર હેમ્લેટ કટાક્ષ કરે છે.

હેમ્લેટની શ્રદ્ધા ઘણુંખરું ભાંગી પડી છે પણ સંપૂર્ણ રીતે નહીં. ઑફેલિયાને માટે એના હૃદયમાં સાચો પ્રેમ જેવો ને તેવો રહે છે એના મૃત્યુ બાદ એના ભાઈઓને પડકાર ફેંકતાં તે કહે છે : 'મેં ઑફેલિયાને પ્રેમ કર્યો છે, તારા જેવા હજાર ભાઈઓનો પ્રેમ એની સાથે હરીફાઈ ન કરી શકે;' તે પોતાના પિતાના ગુણો પર મુગ્ધ છે પરંતુ પિતાના મૃત્યુ બાદ દુનિયા ગુણશૂન્ય નથી થઈ ગઈ એને પોતાના મિત્ર હોરેશિયો પર સાચો પ્રેમ છે તે એની માનવતાની પ્રશંસા કરે છે જ્યારે હોરેશિયો વિરોધ કરે છે ત્યારે હેમ્લેટ આવેશમાં આવી જઈને કહે છે "એમ ન સમજીશ કે હું ખુશામત કરી રહ્યો છું ... મીઠી મીઠી વાતોથી લોકોના પોકળ વૈભવને મલાવ્યા કરવાથી અને એમની દાઢી નીચે હાથ નાખ્યાથી દ્રવ્યપ્રાપ્તિની આશા રાખી શકાય. સાંભળ. જ્યારે મારી વિવેકબુદ્ધિ જાગૃત હતી અને હું માનવ માનવ વચ્ચે ભેદ કરી શકતો હતો ત્યારે મેં તને સ્વીકારી લીધો હતો તું તેઓમાંનો એક છે જેઓ ખૂબ સહન કરે છે ને જાણે કંઈ જ સહન નથી કરતા. જેઓ ભાગ્યની પીડા અને વરદાન સમાનભાવથી ગ્રહણ કરે છે. જેમનામાં ભાવના અને વિવેકનું સુંદર સામંજસ્ય છે. તે ભાગ્યશાળી છે જેમને નિયતિ આંગળી પર નચાવી મનમાન્યું તોફાન ન કરાવી શકે. જે ઇચ્છાઓના દાસ ન હોય એવી વ્યક્તિઓ બતાવ, તેને હું છાતી સરસી ચાંપી રાખું – જેમ તને છાતીએ વળગાડું છું એમ" શેક્સપિયરને પોતાના યુગના માનસ-સંબંધો પ્રત્યે ક્ષોભ હતો છતાં પણ માનવતામાંથી એની શ્રદ્ધા ક્યારેય ડગી નથી

'કિંગ લિયર' માં માનવીની ચરમ અર્થલિપ્સા અને ક્રૂરતાનું ચિત્રણ કરવામાં આવ્યું છે. લિયરની બંને પુત્રીઓ પિતા પ્રત્યેના પોતાના સહજ કર્તવ્યને ભૂલી ગઈ છે. લિયરે તેમને પોતાનું રાજ્ય સોંપી દીધું છે, પરંતુ બહાનાં કાઢીને તે એને પોતાની સાથે રાખવાની ના પાડે છે. વૃદ્ધ લિયર આંધી અને વરસાદમાં નિર્વાસિત માનવજાતિને ભાંડતો ભાંડતો ભટકે છે. ગ્લોસ્ટરના પુત્ર એડમંડે પોતાના ભાઈ અને પિતા સાથે એવો જ કૃતઘ્ન વ્યવહાર કર્યો છે, જેના કારણે તેઓ ગલીએ ગલીએ ભટકે છે શેક્સપિયરે બંને કથાઓને એક સાથે મૂકીને એ વાત પર ભાર મૂક્યો છે કે કૌટુમ્બિક સંબંધો તૂટવા એ લિયરના કુટુંબની કોઈ ખાસ ઘટના નથી; આ પ્રક્રિયા અનેક કુટુંબોમાં થઈ રહી છે લિયર રાજા છે. પોતાની સૌથી નાની પુત્રી કોર્ડિલિયા પ્રત્યે ખૂબ સ્નેહ દર્શાવે છે રાજમદ એને પણ દૂષિત કરી દે છે. અને તેથી તે ખુશામત અને સાચા સ્નેહમાં ભેદ કરી શકતો નથી. તે કોર્ડિલિયાને રાજ્યનો અંશ પણ નથી આપતો અને પોતના સાચા મિત્ર અને સેવક કેન્ટનો દેશનિકાલ કરી દે છે ભાઈ ભાઈનો અને પુત્રપુત્રીઓ પિતાનો પ્રાણ લેવા તત્પર છે વૃદ્ધ ગ્લોસ્ટરની આંખ ખેંચી કાઢીને પગ નીચે કચડી નાખવામાં આવે છે કારણ કે તે લિયરનો સહાયક છે બંને બહેનો અર્થલિપ્સાની સાથે કામલિપ્સા માટે પરસ્પર સંઘર્ષ કરે છે. તેમને એકબીજાને ઝેર આપવામાં ય સંકોચ થતો નથી. એડમંડની ક્રૂરતાથી કોર્ડિલિયાને ફાંસી દેવામાં આવે છે તે એને બચાવવા ઇચ્છે છે પણ ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હોય છે

'કિંગ લિયર'માં મનુષ્યની સ્વાર્થાંધતા અને કૃતઘ્નતાનું રોમાંચક ચિત્ર આલેખવામાં આવ્યું છે. એને વાંચવાથી અને રંગમંચ પર ભજવાતું જોવાથી... ઇંગ્લૅન્ડમાં એ સૌથી ઓછાં લોકપ્રિય નાટકોમાંનું એક રહ્યું લગભગ દોઢસો વર્ષ સુધી એને સુખાન્ત નાટક બનાવીને લોકો એને રંગભૂમિ ઉપર ભજવતા રહ્યા. બ્રેડલી જેવા વિવેચકે પણ એના દુઃખમય અન્તને કલા અને નાટ્યાત્મકતાની વિરુદ્ધ માન્યો છે શેક્સપિયરે જે ક્રૂરતાનું ચિત્રણ કર્યું છે તે યથાર્થ છે રીગન, ગોનરિલ, એડમંડ, કોર્નવાલ વગેરે નરપિશાચો ઇયાગો અને શાઈલૉકની પંક્તિની વ્યક્તિઓ છે આ પંક્તિની વ્યક્તિઓએ ઇંગ્લૅન્ડ અને અન્ય દેશોમાં ક્યાં ક્યાં ક્રૂર કૃત્યો ન કર્યાં હોય? આથી શેક્સપિયરે જે કંઈ આલેખન કર્યું છે તે

અયથાર્થ નથી અને નાટ્યાત્મકતાની વિરુદ્ધ પણ નથી. આધુનિક વિવેચકોએ શેક્સ્પિયરના વિષયમાં એક હવા સર્જી છે કે એને સામાજિક દ્વન્દ્વ કરતાં મનુષ્યના અંતર્દ્વન્દ્વમાં વધારે રસ હતો. અંતર્દ્વન્દ્વ અને બાહ્ય-દ્વન્દ્વ વચ્ચે કોઈ ઊંડી ખાઈ નથી, હેમ્લેટમાં આ અંતર્દ્વન્દ્વ સૌથી વધારે જણાય છે હેમ્લેટનો ક્ષોભ, નિષ્ક્રિયતા, ગ્લાનિ, આક્રોશ એ બધું એની ચારે બાજુ વિશૃંખલ થતા જતા માનવસંબંધ સાથે જોડાયેલું છે. હેમ્લેટના અંતર્દ્વન્દ્વનું કારણ સામાજિક દ્વન્દ્વ જ છે. ઑથેલોનું અંતર્દ્વન્દ્વ ખૂબ સીમિત છે જ્યાં સુધી એને પોતાની પત્ની પર અવિશ્વાસ રહે છે ત્યાં સુધી જ એ અંતર્જ્વાલાથી દાઝયા કરે છે. જ્યાં એ નિશ્ચય કરે છે ત્યાં તે તેનો નાશ કરી દે છે સમાજની સામે વિઘાતક શક્તિના રૂપમાં ઈઆગો એટલા પ્રમાણમાં ઉભરાઈને આવે છે કે એની બાહ્યસત્તાને ઑથેલોના અંતર્દ્વન્દ્વમાં સંતાડી રાખી શકાય તેમ નથી ઑથેલો સ્વયં ઈર્ષ્યાળુ છે એ નિઃશંક વાતથી એ સિદ્ધ થાય છે કે વેનિસના નાગરિક જીવનનું ઝેર એક હદ સુધી ઑથે-લોના માનસને પણ ઝેરીલું કરી ચૂક્યું છે. મેકબેથ જે અનુસાર વીર સત્પુરુષ હોય છે, તે ‘વીર’ ના પરિભાષાનું ઉલ્લંઘન કરે છે. માત્ર કોઈ ભાવ અથવા ગુણના અતિશય વિકાસથી એનું વ્યક્તિત્વ દોષપૂર્ણ થઈ જાય છે, અને આથી તે કષ્ટ ભોગવે છે. તે ઈઆગો, ગોનરિલ, રીગન અને એડમંડની માફક અર્થલોભી છે તે પાપ કરીને સત્તાલાભ કરવા ઈચ્છે છે. ફેર એટલો જ છે કે બીજાઓની માફક તેની નૈતિક ભાવના સંપૂર્ણ રીતે નષ્ટ થઈ ગઈ નથી આ નૈતિક ભાવનાના જીવિત અંશો જાગતાં રહેવામાં અને તેને માટે સંઘર્ષ વેઠવામાં એના ચરિત્રનું સૌંદર્ય છે. મેકબેથમાં ક્ષોભ છે, પશ્ચાત્તાપ છે, ગ્લાનિ છે, પરંતુ અંતર્દ્વન્દ્વ મુખ્યત-ડંકનના મૃત્યુ પર્યંત અને થોડા સમય માટે જ છે.

‘કિંગ લિયર’ માં આ રીતના અંતર્દ્વન્દ્વનો ઘણું ખરું અભાવ છે લિયરે કોર્ડિલિયાની સાથે અન્યાય કર્યો છે. આ વસ્તુની યાદ એને સતાવ્યા કરે છે. કોર્ડિ-લિયા પ્રત્યેના લિયરના આ વ્યવહારનું કારણ લિયરે આખી જિંદગી ખુશામતના વાતાવરણમાં વિતાવી તે છે આ રીતે લિયરનો અન્યાય એક વિશદ સામાજિક અન્યાયનો જ અંશ છે. લિયરનું અંતર્દ્વન્દ્વ સમાજના બાહ્યદ્વન્દ્વનું જ એક અંગ છે.

શેક્સ્પિયરના વીર પાત્રો ઉચ્ચ વંશના, રાજા, સામન્ત, વિશિષ્ટ નાગરિક વગેરે જ હોય છે એવી એક પ્રચલિત માન્યતા છે. એમનું પતન તે જાણે એક વ્યક્તિનું પતન ન થતાં કોઈ રાજ્ય કે સમાજનું જ પતન થાય છે ઉપરથી જોતાં આ માન્યતા સાચી લાગે છે શેક્સ્પિયરના વીરપાત્રો અભિજાત વર્ગના છે, પરંતુ તેના નાટકની વિશેષતા એ હોય છે કે તેઓ પોતાની સાધારણ માનવતા પ્રત્યે ખૂબ સજાગ રહે છે. મેકબેથ એક મહત્વાકાંક્ષી સામંત છે, એનો અપરાધ એક સ્વાર્થી સામંતનો અપરાધ છે તેથી તે અભિજાત વર્ગનો હોય તો કોઈ વાંધો નથી પરંતુ મેકબેથમાં એ સ્પષ્ટ છે કે એની અંદર જે નૈતિકતા જાગે છે અને સંઘર્ષ કરે છે તે સામન્ત વર્ગની નહીં પણ સાધારણ માનવીઓની નૈતિકતા છે. ઓછામાં ઓછી આ નૈતિકતા એવી છે કે જે સૌને માટે ઈષ્ટ છે. ઑથેલોએ વેનિસના ગૌરવપૂર્ણ સમાજમાં પોતાની વીરતા અને ગુણોના બળે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, કુલીનતા સાથે એની પ્રતિષ્ઠાને કોઈ સંબંધ નથી. શેક્સ્પિયરના સમાજમાં કુલીનતાનું યથેષ્ટ મહત્ત્વ હતું અને હાલના ઈંગ્લેન્ડમાં પણ ઓછેવત્તે અંશે છે શેક્સ્પિયરે પોતાના એક સોનેટમાં પોતાની કુલીનતા, સંપત્તિ વગેરે પર ગર્વ હોય એવા લોકોનો ઉલ્લેખ કર્યો છે. પોતાની પ્રેયસીને સંબોધન કરીને એણે લખ્યું છે ‘તારો પ્રેમ મારે માટે કુલીનતાથીય વધારે છે’ ગૌરવર્ણ યુવકોને છોડી ડેસ્ડીમોનાએ પણ ઑથેલો-માટેના પોતાના આવા પ્રેમનો પરિચય આપ્યો છે. અભિજાત વર્ગની કુલીનતા નહીં પણ માનવતા, સંપત્તિનો ગર્વ નહીં પણ માનવ-કરુણા – નૈતિક મૂલ્યો પ્રત્યે શેક્સ્પિયરનો આ દૃષ્ટિકોણ છે

આંધી અને વરસાદની ઝડી સહન કરતો લિયર પોતાની પુત્રીઓની કૃતઘ્નતાને ભૂલી જવા ઈચ્છે છે. એ એટલો ક્ષુબ્ધ બની જાય છે કે પ્રકૃતિ અને માનવ-જાત બન્નેનો નાશ થઈ જાય એવી ઈચ્છા સેવે છે. શેક્સ્પિયરને મન મનુષ્યની કૃતઘ્નતા એની સૌથી મોટી અનૈતિકતા છે. ‘એઝ યુ લાઈક ઈટ’ના એક પ્રસિદ્ધ ગીતમાં તે ઠંડા પવનોને મનુષ્યની કૃતઘ્નતા

એક અત્યંત અમૂર્ત અને ભ્રામક અને સૌથી વધારે પ્રમાણમાં એનું ભાવના છે.

ઇતિહાસ મથો પર જો વિશ્વાસ મૂકી શકાતો હોય તો, પ્રથમ વિશ્વ યુદ્ધ પહેલાં રાષ્ટ્રીયતામાં માનસશાસ્ત્રીય પરિસીમાઓ કરતાં કઈક વિશેષ મૂર્ત થતું હોય એવો એક સમય હોવો જોઈએ મને લાગે છે કે પાષાણ યુગથી અવકાશ યુગ સુધીના સમય દરમ્યાન ઓગણીસમા સૈકાની આસપાસ ઉત્પન્ન શક્તિ એવા બિંદુએ પહોંચી ગઈ હતી કે સર્વાધિકાર ભોગવતુ રાજ્ય રાજ્ય વહીવટનું સૌથી ઉચ્ચ કક્ષાનું સ્વરૂપ બની ગયુ આ પછી ઉત્પાદક કે વિનાશક, જે જે શક્તિઓ પર મનુષ્ય જાતિએ અંકુશ મેળવેલો છે, તેમાં એટલી હદે વૃદ્ધિ થતી રહી છે કે એક વહીવટી સંસ્થા તરીકે રાજ્ય કાલાતીત બની ગયુ છે એટલું જ નહિ, તે એક દારુણ ભય સમાન પણ બની ગયુ છે. સાર્વભૌમિકતા ક્યારની યે આંતરરાષ્ટ્રીય કાનૂનની અવાસ્તવિકતામાં સંકોચાઇ ગઇ છે.

જર્મન પ્રજાને માટે એક ઉદ્દેશ રૂપે, સામાજિક દૃષ્ટિએ એક સ્થક પરિબળ તરીકે, રાષ્ટ્ર–રાજ્યનો લોપ હાથવેંતમાં છે; અને કઈ નહિ તો વધારે જૂનાં રાષ્ટ્રોની સરખામણીમાં વિશેષ સમીપ છે. રાષ્ટ્રીયતાની મહોર અમને મોડી લાગી અને તેની મર્યાદામાં રહેવાને કારણે અમે એવી કોઈ ખાસ સુરક્ષિતતા અનુભવી નથી. ૧૮૭૦ થી જે ઝનૂનથી "Nationaler Gedanke" નો અમારા દેશમાં પ્રચાર થઈ રહ્યો છે તે આનું પ્રમાણ છે – જો કે તેને ખરેખરું સૈદ્ધાન્તિક સ્વરૂપ તો કદી મળ્યું નહોતું ૧૯૪૫ માં તો આવા કોઇ વ્યક્તિત્વથી અમને એટલી હદે વંચિત કરી દેવામાં આવ્યા હતા કે હવે તો જર્મન પ્રજાનો ઉલ્લેખ કરવાનો કોઇ અર્થ છે કે નહિ તે પણ શંકાનો વિષય છે. ફ્રેન્કફર્ટ એમ–મેનના નાગરિકને માટે ન્યૂયોર્ક નજીકમાં જ છે, જ્યારે ફ્રેન્કફર્ટ–એન–ડે–ઓડરનો પ્રવાસ માનસશાસ્ત્રીય તેમ જ રાજદ્વારી ભૌગોલિક દૃષ્ટિએ એક મોટા સાહસ જેવો બની ગયો છે. વર્ષો વીતતાં આ રીતે રાષ્ટ્રોનો ધ્વંસ થઇ શકે છે – રાષ્ટ્રીયતાનો સિદ્ધાંત જ વખોડવા લાયક બની ચૂક્યો છે.

પરંતુ આ જ કારણે કંઇક આપણે કોસ્મોપોલિટન બની ગયા નથી. રાષ્ટ્રના સિદ્ધાન્તને કોઇ વાસ્તવિકતાની સાથે ભલે કોઈ સંબંધ ન રહ્યો હોય, પરંતુ એક ભ્રમ તરીકે તો તે આપણી અંદર જીવિત છે જ – અને આવા વ્યાપક ભ્રમો ગંભીર વિચાર માગી લે તેવા હોય છે.

આપણી પડોશની પ્રજાઓની છાયાઓની સ્પર્ધા સત્તા અને પ્રતિષ્ઠા માટેની જૂની જૂની સ્પર્ધાની જોડાજોડ ચાલતી રહે છે અને કોનો વધારે અધઃપાત થાય છે અને કોણ વધારે મુશ્કેલીમાં મુકાઇ જાય છે તે એમાં ચિંતાનો વિષય બની રહે છે આ રમતના પુરાણા નિયમો હવે ઢીલા થઈ ગયા છે અને બુદ્ધિજીવીઓમાં તો તે વળી સવિશેષ પ્રચાર પામેલા છે. અમેરિકાના ,વિનીતો એમનાં નૈતિ–પ્રશ્નોને આગળ ધર્યા કરે છે. ઇટાલિયન સમાજવાદીઓ કેથોલિક ધર્મ સંપ્રદાયને, અંગ્રેજ મીમાંસકો એમના એસ્ટાબ્લિશમેન્ટને અને રશિયન કવિઓ સ્તાલિનવાદી ભૂતકાળને આગળ ધરે છે. આ રમતમાં પીડિત જાતીય–વૃત્તિનો ( masochism નો) અંશ રહેલો છે, અને તેમા જર્મનો પાધરા છતી ગયા છે. Unbewaltigate Vergangenheit અને "જર્મન સમસ્યા" તે અમારાં સરનાં પત્તાં જેવા છે. ફાસિઝમ અને વિજ્ઞાનની સાથે આ સંજ્ઞા સંબધ ધરાવે છે અને પ્રત્યેકની આસપાસ અટપટાં અને નિયમબદ્ધ વિધિકર્મોની ધરમાળ ઊભી થયેલી છે. આમાંથી એકનો પણ હું સંપૂર્ણપણે સ્વીકાર કરી શકતો નથી. આત્મઘૃણા ને આત્મશ્લાઘા આપ–દયા અને ઘમંડ – આ બધાં લક્ષણોમાં અને તો લગભગ સામ્ય જ દેખાય છે તેમાં અંતર્નિહિત ધારણાઓને તપાસી જોવાનું હજુ બાકી છે અને જેને "રાષ્ટ્રીય નિયતિ" કહેવામાં આવે છે તેનો પણ આમાં સમાવેશ થઇ જાય છે – તે મને તો અર્થશૂન્ય લાગે છે

કદાચ, આપણી આ ભ્રામક ધારણાઓને લીધે નાઝીવાદ, અંગેની આપણી ચિંતા નૈતિક અને રાજદ્વારી દૃષ્ટિએ આટલી પરિણામ શૂન્ય બની જાય છે. રાષ્ટ્રીય લાક્ષણિકતાને જે અતિસૂક્ષ્મ નિરીક્ષણનો રોગ લાગ્યો છે –

વવામાં આવે છે, તેથી હું અધીરો બની જાઉં છું આને લીધે "જર્મન પણા"ના લક્ષણમાં દુર્ભાવનાનાં પ્રમાણોનો પુનઃસંચાર થાય છે – એટલું જ કે તેની રચના વિપરીત બની જાય છે એક કાળે શુભ ભાવનાનું જીવશાસ્ત્રની તથા જાતિભાવનાની દૃષ્ટિએ જે રીતે નિદાન થતું હતું, તેવું આજે અનિષ્ટ ભાવનાનું થાય છે.

ઔદ્યોગિક પાયા પર થતી રાજ્યપ્રેરિત સામૂહિક હત્યાને હું કેવળ જર્મન પ્રજાની સામે પડેલી સમસ્યા ગણાવી શકતો નથી જર્મન પ્રજાએ એ હત્યા કરેલી છે પરંતુ આ જ કારણે મનુષ્યજાતિ ગમે તેવું કાર્ય કરવાની હદે જઈ શકે છે, એવી શોધથી જે ધ્યાન કેન્દ્રિત થાય, તેના કરતાં, આ હકીકત પર કેટલાક લોકોનું ધ્યાન શા માટે વધારે કેન્દ્રિત થવું જોઈએ ? આમ ઓસ્વિઝ જર્મનીની એક લાક્ષણિકતા–જર્મનીની માની લીધેલી એક સામૂહિક પ્રતિમાના પરિણામ સમું બની ચૂક્યું છે.

વસ્તુતઃ આ સામૂહિક પ્રતિભા પર લેશ પણ લક્ષ આપવાની જરૂર નથી. અને હું માનું છું કે, જર્મન પ્રજા અને જર્મનીના અત્યાગ્રહીઓને અપવાદ ગણતાં, જગત આખું તેનાથી કંટાળી ગયું છે અમારા દેશમાં ૧૯૪૫થી માથે ઠોકાઈ રહેલાં આક્ષેપ–વચનો કેવાં કંટાળાજનક છે! – જાણે એ સામૂહિક પ્રતિભાનો પુનરુદ્ધાર જ ભયમાં આવી પડ્યો હતો! જાણે તેનો વિચાર માત્ર એક ઐતિહાસિક રહસ્ય બની ગયું હતું!

અમારી રાષ્ટ્રીય આત્મ–જાગૃતિનાં કેટલાંક નોંધપાત્ર પરિણામો આવેલાં છે પરંતુ તેમાં સોવિયેત યુનિયન સાથે અમે બાંધેલા સંબંધ કરતાં વિશેષ આશ્ચર્યકારક બીજું કશું નથી સોવિયેત યુનિયન દાનવ-યુદ્ધમાં મોખરે છે તેમાં તો કોઈ શંકા છે જ નહિ. પણ પશ્ચિમ જર્મનીમાં એવો વ્યાપક ભાવ પ્રવર્તે છે કે રશિયનોને હાથે અમારે ઘોર અન્યાય સહેવો પડ્યો છે.

મારી સામે એક નકશો પડેલો છે તેનું નામ છેઃ "બીજા વિશ્વ યુદ્ધ દરમ્યાન થયેલી જાનની ખુવારી." તેમાં ચોકડીનાં નિશાન છે. એક ચોકડી ૧૦ લાખ મૃત્યુ સૂચવે છે. જર્મનીમાં મને પાંચ ચોકડી દેખાય છે, પોલેન્ડમાં પાંચ અને યુગોસ્લાવિયામાં એક ચોકડી દેખાય છે. સોવિયેત યુનિયનની નકશામાં હું આવાં ૨૦ ચોકડીનાં નિશાન જોઈ શકું છું લેનિનગ્રાદમાં એક નાના મ્યુઝિયમમાં એક માણસના અંગૂઠા જેવડો પાઉંનો ટુકડો મેં જોયો. જર્મન-ઘેરા દરમ્યાન એ શહેરના નિવાસીઓને એક દિવસનું એટલું રેશન મળતું હતું. બુચેનવાલ્ડમાં કેદીઓને મળતા રેશન કરતાં પણ એ તો ઓછું હતું.

જર્મનીમાં ભૂતકાળની સાથે સંધિ કરવાનો કોઈ પણ પ્રયત્ન કરી રહ્યું હોય એવી છાપ મને પડતી નથી. નિયમ તરીકે થતો વિધિ ભાગ્યે જ તેને અનુરૂપ છે કારણ કે ભૂતકાળનાં તો સીધાં ઐતિહાસિક અને રાજદ્વારી પરિણામો આવે છે. અને તેના પ્રતિકાર માટે આવશ્યકતા અસ્પષ્ટ અપરાધી ભાવની નહિ પરંતુ કાર્યની હોય છે એ પરિણામોના સંદર્ભમાં આપણા ભવિષ્ય વિશેના દૃષ્ટિબિંદુમાં ખરેખરો પલટો લાવવાની જરૂર છે

સોવિયેત યુનિયનનું ઉદાહરણ આપવાનું મેં એટલા માટે પસંદ કર્યું કે આપણી રાષ્ટ્રીય આત્માની પ્રીતિ હજુ એવી જ રહેવા પામી છે તેનો આ પરથી ખ્યાલ આવે છે. વળી આપણને એ પણ ખ્યાલ આવે છે કે તેની રચનાને ઉખાડી પાડી દેવાથી કોઈ હેતુ પાર પડતો નથી. આવી પદ્ધતિઓ હવે ખપમાં આવે એવી રહી જ નથી; અને કોઈ પણ ગંભીર પ્રશ્નનો તે દ્વારા ઉકેલ મળી શકતો નથી યુદ્ધ અને શાન્તિ, આર્થિક અને રાજદ્વારી તંત્રો, જેને માટે પ્રતિદિન તૈયારી થયા કરે છે તે સહેતુક માનવહત્યા ( Genocide ) ની એકધારી શક્યતા — આ બધી રાષ્ટ્રીય સમસ્યાઓ નથી પ્રજાજનોએ પોતાના સહેવી પડે છે, એ જ કંઈ જર્મનીના વિભાજનની સૌથી દારુણ હકીકત નથી, પરંતુ તેમાં યુદ્ધનો સંભવ રહેલો છે તે છે. બુન્ડસરિપબ્લિકનાં અણુશસ્ત્રો શાન્તિને ભયમાં મૂકી દે છે, પરંતુ તે એટલા માટે નહિ કે જર્મનીના રાષ્ટ્રીય અંતરમાં છૂપેલો દાનવ કદાચ ફરી જાગી

( અનુસંધાન પાન ૪૮ ઉપર )

એક અત્યંત અમૂર્ત અને ભ્રામક અને સૌથી વધારે પ્રમાણમાં અતૂટ ભાવના છે.

ઇતિહાસ ગ્રંથો પર જો વિશ્વાસ મૂકી શકાતો હોય તો, પ્રથમ વિશ્વ યુદ્ધ પહેલાં રાષ્ટ્રીયતામાં માનસશાસ્ત્રીય પરિસીમાઓ કરતાં કઈક વિશેષ મૂર્ત થતું હોય એવો એક સમય હોવો જોઈએ મને લાગે છે કે પાષાણ યુગથી અવકાશ યુગ સુધીના સમય દરમ્યાન ઓગણીસમા સૈકાની આસપાસ ઉત્પન્ન શક્તિ એવા બિંદુએ પહોંચી ગઈ હતી કે સર્વાધિકાર ભોગવતું રાજ્ય રાજ્ય વહીવટનું સૌથી ઉચ્ચ કક્ષાનું સ્વરૂપ બની ગયું. આ પછી ઉત્પાદક કે વિનાશક, જે જે શક્તિઓ પર મનુષ્ય જાતિએ અંકુશ મેળવેલો છે, તેમાં એટલી હદે વૃદ્ધિ થતી રહી છે કે એક વહીવટી સંસ્થા તરીકે રાજ્ય કાલાતીત બની ગયું છે એટલું જ નહિ, તે એક કરુણ ભય સમાન પણ બની ગયું છે. સાર્વભૌમિકતા ક્યારની યે આંતરરાષ્ટ્રીય કાનૂનની અવાસ્તવિકતામાં સરી ગઈ છે

જર્મન પ્રજાને માટે એક ઉદ્દેશ રૂપે, સામાજિક દૃષ્ટિએ એક રક્ષક પરિબળ તરીકે, રાષ્ટ્ર-રાજ્યનો લોપ હાયવેનમા છે; અને કઈ નહિ તો વધારે જૂનાં રાષ્ટ્રોની સરખામણીમાં વિશેષ સમીપ છે. રાષ્ટ્રીયતાની મહોર અમને મોડી લાગી અને તેની મર્યાદામાં રહેવાને કારણે અમે એવી કોઈ ખાસ સુરક્ષિતતા અનુભવી નથી. ૧૮૭૦ થી જે ઝનૂનથી " Nationaler Gedanke " નો અમારા દેશમાં પ્રચાર થઈ રહ્યો છે તે આનું પ્રમાણ છે — જો કે તેને ખરેખર સૈદ્ધાન્તિક સ્વરૂપ તો કદી મળ્યું નહોતું ૧૯૪૫ માં તો આવા કોઇ વ્યક્તિત્વથી અમને એટલી હદે વંચિત કરી દેવામાં આવ્યા હતા કે હવે તો જર્મન પ્રજાનો ઉલ્લેખ કરવાનો કોઈ અર્થ છે કે નહિ તે પણ શંકાનો વિષય છે. ફ્રેન્કફર્ટ એમ-મૈનના નાગરિકને માટે ન્યૂયોર્ક નજીકમાં જ છે, જ્યારે ફ્રેન્કફર્ટ-એન-ડે-ઓડરનો પ્રવાસ માનસશાસ્ત્રીય તેમ જ રાજદ્વારી ભૌગોલિક દૃષ્ટિએ એક મોટા સાહસ જેવો બની ગયો છે. વર્ષો વીતતાં આ રીતે રાષ્ટ્રોનો ધ્વંસ થઇ શકે છે — રાષ્ટ્રીયતાનો સિદ્ધાંત જ વખોડવા લાયક બની ચૂક્યો છે.

પરંતુ આ જ કારણે કંઇક આપણે કોસ્મોપોલિટન બની ગયા નથી. રાષ્ટ્રના સિદ્ધાન્તને ઠોસ વાસ્તવિકતાની સાથે ભલે કોઈ સંબંધ ન રહ્યો હોય, પરંતુ એક ભ્રમ તરીકે તો તે આપણી અંદર જીવિત છે જ — અને આવા વ્યાપક ભ્રમો ગંભીર વિચાર માગી લે તેવા હોય છે.

આપણી પહેલાંની પ્રજાઓની છાયાઓની સ્પર્ધા સત્તા અને પ્રતિષ્ઠા માટેની જૂની જૂની સ્પર્ધાની જોડાજોડ ચાલતી રહે છે અને કોનો વધારે અધઃપાત થાય છે અને કોણ વધારે મુશ્કેલીમાં મુકાઇ જાય છે તે એમાં ચિંતાનો વિષય બની રહે છે આ રમતના પુરાણા નિયમો હવે ઊલટા થઈ ગયા છે અને બુદ્ધિજીવીઓમાં તો તે વળી સવિશેષ પ્રચાર પામેલા છે. અમેરિકાના વિનીતો એમના જાતિ-પ્રશ્નોને આગળ ધર્યા કરે છે. ઇટાલિયન સમાજવાદીઓ કેથોલિક ધર્મ સંપ્રદાયને, અંગ્રેજ મીમાંસકો એમના એસ્ટાબ્લિશમેન્ટને અને રશિયન કવિઓ સ્તાલિનવાદી ભૂતકાળને આગળ ધરે છે. આ રમતમાં પીડિત જાતીય-વૃત્તિનો (masochism નો) અંશ રહેલો છે, અને તેમા જર્મનો પાછળ જીતી ગયા છે. Unbewaltigate Vergangenheit અને "જર્મન સમસ્યા" તે અમારાં સરનાં પત્તાં જેવાં છે ફાસિઝમ અને વિભાજનની સાથે આ સૂત્રો સંબંધ ધરાવે છે અને પ્રત્યેકની આસપાસ અટપટાં અને નિયમબદ્ધ વિધિકર્મોની ઘટમાળ ઊભી થયેલી છે. આમાંથી એકનો પણ હું સંપૂર્ણપણે સ્વીકાર કરી શકતો નથી. આત્મઘૃણાને આત્મશ્લાઘા આત્મ-દયા અને ઘમંડ — આ બધાં લક્ષણોમાં મને તો લગભગ સામ્ય જ દેખાય છે. તેમાં અંતર્નિહિત ધારણાઓને તપાસી જોવાનું હજુ બાકી છે અને જેને "રાષ્ટ્રીય નિયતિ" કહેવામાં આવે છે તેનો પણ આમાં સમાવેશ થઇ જાય છે — તે મને તો અર્થશૂન્ય લાગે છે.

કદાચ, આપણી આ ભ્રામક ધારણાઓને લીધે નાઝીવાદ અંગેની આપણી ચિંતા નૈતિક અને રાજદ્વારી દૃષ્ટિએ આટલી પરિણામ શૂન્ય બની જાય છે રાષ્ટ્રીય લાક્ષણિકતાને જે અતિસૂક્ષ્મ નિરીક્ષણનો ભોગ બના-

વંચામાં આવે છે, તેથી હું અધીરો બની જાઉં છું આને લીધે "જર્મન પણા"ના લક્ષણમાં દુર્ભાવનાનાં પ્રમાણોનો પુનઃસંચાર થાય છે — એટલું જ કે તેની રચના વિપરીત બની જાય છે એક કાળે શુભ ભાવનાનું ઉચ્ચશ્રેણી તથા જાતિભાવનાની દૃષ્ટિએ જે રીતે નિદાન થતું હતું, તેવું આજે અનિષ્ટ ભાવનાનું થાય છે.

ઔદ્યોગિક પાયા પર થતી રાજ્યપ્રેરિત સામૂહિક હત્યાને હું કેવળ જર્મન પ્રજાની સામે પડેલી સમસ્યા ગણાવી શકતો નથી. જર્મન પ્રજાએ એ હત્યા કરેલી છે પરંતુ આ જ કારણે મનુષ્યજાતિ ગમે તેવું કાર્ય કરવાની હદે જઈ શકે છે, એવી શોધથી જે ધ્યાન કેન્દ્રિત થાય, તેના કરતાં, આ હકીકત પર કેટલાક લોકોનું ધ્યાન શા માટે વધારે કેન્દ્રિત થવું જોઈએ? આમ ઓસ્વિઝ જર્મનીની એક લાક્ષણિકતા—જર્મનીની માની લીધેલી એક સામૂહિક પ્રતિમાના પરિણામ સમું બની ચૂક્યું છે.

વસ્તુતઃ આ સામૂહિક પ્રતિમા પર લેશ પણ લક્ષ આપવાની જરૂર નથી. અને હું માનું છું કે, જર્મન પ્રજા અને જર્મનીના અત્યાગ્રહીઓને અપવાદ ગણતાં, જગત આખું તેનાથી કંટાળી ગયું છે અમારા દેશમાં ૧૯૪૫થી માથે ઠોકાઈ રહેલાં આક્ષેપ-વચનો કેવાં કંટાળાજનક છે! — જાણે એ સામૂહિક પ્રતિભાનો પુનરુદ્ધાર જ ભયમાં આવી પડયો હતો! જાણે તેનો વિચાર માત્ર એક ઐતિહાસિક રહસ્ય બની ગયું હતું!

અમારી રાષ્ટ્રીય આત્મ-જાગૃતિનાં કેટલાંક નોંધ-પાત્ર પરિણામો આવેલાં છે પરંતુ તેમાં સોવિયેત યુનિયન સાથે અમે બાંધેલા સબંધ કરતાં વિશેષ આશ્ચર્યકારક બીજું કશું નથી સોવિયેત યુનિયન દાનવ-ગુણમાં મોખરે છે તેમાં તો કોઈ શંકા છે જ નહિ. પણ પશ્ચિમ જર્મનીમાં એવો વ્યાપક ભાવ પ્રવર્તે છે કે રશિયનોને હાથે અમારે ઘોર અન્યાય સહેવો પડયો છે

મારી સામે એક નકશો પડેલો છે. તેનું નામ છેઃ "બીજા વિશ્વ યુદ્ધ દરમ્યાન થયેલી જાનની ખુવારી." તેમાં ચોકડીનાં નિશાન છે. એક ચોકડી ૧૦ લાખ મૃત્યુ સૂચવે છે. જર્મનીમાં મને પાંચ ચોકડી દેખાય છે, પોલેન્ડમાં પાંચ અને યુગોસ્લા-વિયામાં એક ચોકડી દેખાય છે. સોવિયેત યુનિયનની નજીકમાં હું આવાં ૨૦ ચોકડીનાં નિશાન જોઈ શકું છું લેનિનગ્રાદમાં એક નાના મ્યુઝિયમમાં એક માણસના અંગૂઠા જેવડો પાઉંનો ટુકડો મેં જોયો. જર્મન-ઘેરા દરમ્યાન એ શહેરના નિવાસીઓને એક દિવસનું એટલું રેશન મળતું હતું. બુચેનવાલ્ડમાં કેદીઓને મળતા રેશન કરતાં પણ એ તો ઓછું હતું.

જર્મનીમાં ભૂતકાળની સાથે સંધિ કરવાનો કોઈ પણ પ્રયત્ન કરી રહ્યું હોય એવી છાપ મને પડતી નથી. નિયમ તરીકે થતો વિધિ લાગે જ તેને અનુરૂપ છે કારણ કે ભૂતકાળનાં તો સીધાં ઐતિહાસિક અને રાજદ્વારી પરિણામો આવે છે અને તેના પ્રતિકાર માટે આવશ્યકતા અસ્પષ્ટ અપરાધી ભાવની નહિ પરંતુ કાર્યની હોય છે એ પરિણામોના સંદર્ભમાં આપણા ભવિષ્ય વિશેના દૃષ્ટિબિંદુમાં ખરેખરો પલટો લાવવાની જરૂર છે

સોવિયેત યુનિયનનું ઉદાહરણ આપવાનું મેં એટલા માટે પસંદ કર્યું કે આપણી રાષ્ટ્રીય આત્માની પ્રીતિ હજુ એવી જ રહેવા પામી છે તેનો આ પરથી ખ્યાલ આવે છે. વળી આપણને એ પણ ખ્યાલ આવે છે કે તેની રચનાને ઉથાડી પાડી દેવાથી કોઈ હેતુ પર પડતો નથી. આવી પદ્ધતિઓ હવે ખપમાં આવે એવી રહી જ નથી; અને કોઈ પણ ગંભીર પ્રશ્નો તે દ્વારા ઉકેલ મળી શકતો નથી યુદ્ધ અને શાન્તિ, આર્થિક અને રાજદ્વારી તંત્રો, જેને માટે પ્રતિદિન તૈયારી થયા કરે છે તે સહેતુક માનવહત્યા ( Genocide ) ની એકધારી શક્યતા — આ બધી રાષ્ટ્રીય સમસ્યાઓ નથી પ્રજાજનોએ યાતના સહેવી પડે છે, એ જ કંઈ જર્મનીના વિભાજનની સૌથી દારુણ હકીકત નથી; પરંતુ તેમાં યુદ્ધનો સંભવ રહેલો છે તે છે. બુન્ડેસરિપબ્લિકનાં અણુશસ્ત્રો શાન્તિને ભયમાં મૂકી દે છે; પરંતુ તે એટલા માટે નહિ કે જર્મનીના રાષ્ટ્રીય ઘડતરમાં છૂપેલો દાનવ કદાચ ફરી જાગી

( અનુસંધાન પાન ૪૮ ઉપર )

# લોકશાહીના પ્રકારો*

—રજની કોઠારી
અનુવાદક : અનિલ ભટ્ટ

લોકશાહી એટલે શું અને લોકશાહી કોને કહેવાય ? આ સામાન્ય લાગતા બે પ્રશ્નો ઉપર ઘણું લખાયું – ચર્ચાયુ છે નિષ્ણાતોમાં લોકશાહીના અર્થો અંગે મતભેદ પ્રવર્તે છે. ઐતિહાસિક, દૃષ્ટિએ લોકશાહીના બે અર્થો ઘટાવવામાં આવે છે. 'લોક શાસન' (rule by the people) અને 'વ્યક્તિ સ્વાયત્તા' (self-rule for the individual) આમાં પહેલા અર્થે ઘણી ગૂંચવણ ઊભી કરી છે કેટલીકવાર તો એવી પરિસ્થિતિ પેદા થઈ છે કે સરમુખત્યારશાહીએ પણ પોતે લોકશાહી છે એમ ઠસાવવા માટે એનો ઉપયોગ કર્યો છે લોકશાહીનું સાચું તત્ત્વ સમજવામાં આ બધા અર્થોએ જ ગૂંચવણ ઊભી કરી છે. એને કારણે કેટલીકવાર લોકશાહીનાં તત્ત્વોને પણ બિનલોકશાહી તત્ત્વો તરીકે ખપાવવામાં આવે છે. લોકશાહી તત્ત્વોને સાચી રીતે સમજ્યા વગર એનો ઉપયોગ કરવાથી કેટલીકવાર આપણે એનો અનર્થ પણ કરીએ છીએ, એટલું જ નહિ, માનવજાતે મેળવેલી સિદ્ધિઓને પણ અવગણીએ છીએ

લોકશાહીના જુદા જુદા પ્રકારોનું સાચુ મૂલ્યાંકન કરવા માટે લોકશાહી માટે જરૂરી એવી અનિવાર્ય પૂર્વશરતો નક્કી કરવી રહે છે; આ દરેક પ્રકારમાં લોકશાહીનો આદર્શ કેટલી માત્રાએ જળવાઈ રહે છે એ સમજવાની પણ જરૂરત છે, અને લોકશાહીના આદર્શને તથા લોકશાહીના જુદા જુદા પ્રકારોમાં એને મળેલ મૂર્ત સ્વરૂપને ભિન્ન ભિન્ન રીતે સમજવાની આવશ્યકતા છે.

## (૧)
## લોકશાહીની પૂર્વશરતો

લોકશાહીના સાચા સ્વરૂપને સમજવા માટે આપણે બે પૂર્વશરતો જોઈએ : (૧) લોકશાહી પદ્ધતિમાં સમાજ સ્વતંત્ર અને સુપરિવર્તનશીલ હોવો અનિવાર્ય છે કે જેથી વ્યક્તિસ્વાતંત્ર્યને ખીલવાનો સંપૂર્ણ અવકાશ મળી રહે (૨) લોકશાહી એવી હોવી જોઈએ કે જેમાં સામાજિક ઐક્ય અને સ્થિરતા જળવાઈ રહે; જેથી વ્યક્તિની સર્જન શક્તિને ખીલવા માટે વધારેમાં વધારે અવકાશ મળે. સર્જનશક્તિ એ લક્ષ્ય છે. લોકશાહી એને સિદ્ધ કરવાનું સાધન છે

ફિલસૂફો કે જેઓ લોકશાહીના આવા આદર્શમાં માને છે, તેઓ એવી દલીલ કરે છે કે 'રાજ્ય' હોવું જ ન જોઈએ રાજ્ય અને સરકારવાળા સમાજમાં વ્યક્તિસ્વાતંત્ર્ય અને સર્જનશક્તિને ખીલવાનો કોઈ અવકાશ નથી.' આવી માન્યતા રાજ્યના સાચા સ્વરૂપને સમજવાની અશક્તિ ઉપર રચાયેલી છે ખરેખર તો રાજ્યનું પ્રાથમિક કાર્ય જ એ છે કે તે લોકોને માટે વિશ્વાસ અને સહીસલામતીનું વાતાવરણ ઊભુ કરે. 'રાજ્ય'ને એવું ઘડવું જોઈએ કે જેથી તે ઉપરના બે આદર્શોને મૂર્ત કરવામાં વધુમાં વધુ ઉપયોગી નીવડે

**સમાજને સ્વતંત્રતા અને એકતા બેઉ એક સાથે આપી શકે એવું રાજ્ય હોવું જોઈએ.**

ઐક્ય વિના સ્વાતંત્ર્ય ટકી શકે નહિ અને સ્વાતંત્ર્ય વિનાનું ઐક્ય એ બળજબરીથી ઠોકી બેસાડેલું ઐક્ય છે. રશિયા જેવી એકપક્ષીય પદ્ધતિમાં જોવા મળતું ઐક્ય ને લશ્કરી સરમુખત્યારશાહીમાં જોવા મળતું ઐક્ય એ બિનલોકશાહી છે. કૃત્રિમ રીતે ઠોકી બેસાડેલા સર્વાનુમતિ ઠરાવ પણ બિનલોકશાહી છે. ટૂંકમાં, મંતવ્યો અને મતભેદોને કચડીને મેળવવામાં આવતું ઐક્ય એ પણ એક જાતની સરમુખત્યારી જ છે.

સ્વતંત્રતા અને ઐક્ય દ્વારા દેશના રાજકારણમાં જેટલા પ્રમાણમાં સ્થિરતા સ્થાપી શકાય અને બળવા-

* Quest અંક નં. ૩૧ ઑક્ટોબર–ડીસેમ્બર ૧૯૬૧; 'Meanings of Democracy' નું ભાષાંતર.

ચોરીનું પ્રમાણ ઓછું થાય, તેટલા પ્રમાણમાં લોકશાહી સફળ થઈ ગણાય જે સમાજમાં ઐક્ય અને સ્વાતંત્ર્યનો અભાવ હોય ત્યાં લોકો 'સીધાં પગલાં' (Direct Action) અને હિંસાત્મક સાધનોનો આશરો લેજ; પરિણામે સમાજમાં હિંસા અને અંધાધૂધી ફેલાય.

લોકશાહીનો અત્યાર સુધીનો અનુભવ બતાવે છે કે ઘણા દેશોમાં 'સીધાં પગલાં'નો આશરો લેવામાં આવ્યો છે, એને કારણે કેટલીકવાર લોકશાહી મજબૂત બની છે; પણ બીજા ઘણા દેશોમાં એને કારણે સાચી લોકશાહી નાશ પામી છે ઇટાલી, સ્પેઇન, લેટિન અમેરિકન દેશો, ઇન્ડોનેશિયા, ઇરાક, તુર્કી અને પાકિસ્તાન – આવા પ્રકારના કેટલાક દાખલા છે ઇંગ્લેન્ડ અને અમેરિકામાં પણ કેટલીકવાર સીધાં પગલાંનો આશરો લેવામાં આવ્યો છે, પણ આવા પગલાં હમેશાં લોકશાહી હકોનું રક્ષણ કરવા માટે જ લેવાયાં છે ત્યાંની સરકારોએ પણ મોટે ભાગે લોકલાગણીને દાદ આપી છે.

લોકશાહીમાં સીધાં પગલાંની શક્યતા અને બળવો કરવાનો અધિકાર હોવાં જોઈએ, છતાં પણ આવા પ્રસંગો ઊભા થાય એ સમાજના બિન સમતોલપણાની નિશાની છે. પ્રશ્ન એ છે કે સીધાં પગલાં શું લોકશાહીનું અંતર્ગત તત્ત્વ છે કે પછી આપણી લોકશાહીમાં કોઈ ખોડ કે અધૂરાપણું છે? આ સંદર્ભમાં આપણે લોકશાહીના જુદા જુદા પ્રકારોનું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન અહીં કરીશું.

આ દેશમાં સંસદીય લોકશાહી (Parliamentary Democracy)ના પક્ષકારો અને સીધી લોકશાહી (*Direct Democracy*)ના માનનારાઓ વચ્ચે ઘણા વખતથી એક ગજગ્રાહ ચાલે છે. આ ચર્ચા જુદી જુદી કક્ષાએ ચાલે છે – રાજકારણમાં બૌદ્ધિક ચર્ચાઓમાં અને 'આદર્શ સમાજ' માટે તૈયાર કરવામાં આવતી યોજનાઓમાં જાગૃત અને સમજુ લોકમત એ લોકશાહીની પૂર્વશરત છે, એ સાથે તો બધા સંમત થાય છે, પણ આ લોકમતને કેવા પ્રકારે સંસ્થાકીય સ્વરૂપ લેવું જોઈએ, એ માટે મતભેદ પ્રવર્તે છે. સરકારે લોકોને લોકશાહી તંત્રમાં સક્રિય રીતે ભાગ લેતા કરવા માટે જે યોજનાઓ અને સંસ્થાઓ ઊભી કરી છે તે નોંધપાત્ર છે. ગ્રામપંચાયતો, સહકારી મંડળીઓ, વિકાસવર્તકો અને આ હારમાળામાં છેલ્લે 'પંચાયતીરાજ'ની સંસ્થાઓ દ્વારા રાજકારણ અને વહીવટી તંત્રમાં લોકોનો સહકાર મેળવવાના પ્રયત્નો થયા છે છેક ગામડાંની કક્ષા સુધી લોકોને સહભાગી બનાવવાની આ યોજનાઓ 'સીધી લોકશાહી' તરફનું એક આગે-કદમ જ છે બીજી બાજુ, વહીવટી તંત્રમાં અને સત્તાધિશ પક્ષના કેટલાક નેતાઓમાં પણ આ યોજનાઓની સફળતા અંગે શંકા અને નિરાશાની લાગણી ફેલાયેલી છે. આ પરિસ્થિતિમાં સંસદીય લોકશાહી અને સીધી લોકશાહીના સિદ્ધાંતોમાં રહેલાં કેટલાંક મૂળભૂત તત્ત્વોની બારીકાઈથી તપાસ કરવી જરૂરી છે

હાલમાં જે લોકશાહી વિષે ચર્ચાઓ ચાલી રહી છે તેની નબળાઈ એ છે કે એમાં સિદ્ધાંતોનું પૃથક્કરણ બહુ સ્પષ્ટ રીતે કરવામાં આવતું નથી. વળી, એ અત્યંત ઔપચારિક અને છીછરું છે દા.ત. સંસદીય લોકશાહી વિરુદ્ધ સીધી લોકશાહી, રાજ્યાશ્રિત વિકાસ કે મુક્ત વિકાસ, પક્ષીય રાજકારણ વિરુદ્ધ બિનપક્ષીય રાજકારણ. આ અસ્પષ્ટતા ને ઔપચારિકતાને કારણે ભારતની અને વિશ્વની લોકશાહીનો મુખ્ય પ્રશ્ન બાજુએ મુકાઈ ગયો છે આ મુખ્ય પ્રશ્ન છે:

• લોકો દ્વારા સ્વતંત્ર રીતે સંચાલિત અને લોકશાહી મૂલ્યો ઉપર રચાયેલી ભિન્ન ભિન્ન પ્રકારની સંસ્થાઓનું એક પાયાનું માળખું તૈયાર કરવું.

## લોકશાહીના પાયાનું માળખું

આ દેશના માનવતાવાદીઓ (*Humanists*) વખતોવખત સાંસ્કૃતિક જાગૃતિની જરૂરત છે, એમ કહ્યા કરે છે અને ત્યાં જ એમની ફરજ પૂરી થયેલી માને છે આને કારણે એક વાત ચોક્કસ રીતે ભારપૂર્વક નિષ્પન્ન કરવામાં આવે છે કે, લોકશાહી તો લોકોના માનસમાં અને લોહીમાં પેદા કરવી જોઈએ. આ વાત વારંવાર કહેવી જરૂરી પણ છે, કારણ કે આર્થિક વિકાસની આંધળી દોટમાં આવી મુખ્ય વાત કેટલીક

વાર વિસરાઈ જાય છે પરંતુ આ વાત વારંવાર કહેવા માત્રથી તો આત્મસંતોષ અને સુસ્તી જ પેદા થાય છે સાચો પ્રશ્ન એ છે કે, આ જાગૃતિ આપણે કેવી રીતે લાવવા માગીએ છીએ? આપણે કલ્પેલો સાંસ્કૃતિક પુનરુદ્ધાર આપણે કયા માર્ગે લાવીશું?

કેટલાક ઉદારમતવાદીઓ (Liberalists) કલાકારો, લેખકો અને વિચારકોની મુક્ત ઝુંબેશમાં માને છે. જ્યારે બીજા કેટલાકને બુદ્ધિધનો (ખાસ કરીને આ દેશના)માં શ્રદ્ધા નથી. એ લોકો રાજ્યાશ્રિત સાંસ્કૃતિક યોજનાઓ ઉપર ભાર મૂકે છે.

અમને એમ લાગે છે કે, મુદ્દાનો સવાલ એ રાજ્યાશ્રિત કે મુક્ત સાંસ્કૃતિક વિકાસનો નથી કારણ કે મુક્ત સાંસ્કૃતિક વિકાસ કાંઈ ઉપરથી ઠોકી બેસાડી શકાય એમ નથી. આ દેશમાં જે વિકાસ થઈ રહ્યો છે તે રાજ્યાશ્રિત છે એની સામે કાંઈ વાંધો ન હોઈ શકે; કારણ કે રાજ્ય એ પણ આખરે સમાજનું એક પાસું જ છે. મુશ્કેલી એ છે કે રાજ્યે જે સંસ્થાઓ દ્વારા 'નૂતન સમાજ' રચવાની ઝુંબેશ આદરી છે, તે આ ઝુંબેશને વિફળ બનાવી દે છે. સ્વતંત્રતા પછી આપણે ત્યાં સંસ્થાઓનો વિકાસ જે પ્રકારે થયો છે તે યોગ્ય નથી. લોકશાહીનાં મૂલ્યોને અમલી બનાવી શકે તે રીતે સંસ્થાઓનું ઘડતર થયું નથી. નવી સંસ્થાઓનું સાફલ્ય તે સંસ્થાએ લોકશાહી મૂલ્યોને કેટલી હદે અમલી બનાવી શકે છે તે ઉપર જ રહેલું છે આ દેશમાં પરિસ્થિતિ એવી ઉપસ્થિત થઈ છે કે આપણી પ્રણાલિકાગત સંસ્થાઓ જે તત્ત્વો ધરાવે છે, તે ચાલુ જ રહ્યાં છે જ્યારે નવી સંસ્થાઓમાં જે મૂલ્યો અપનાવાયાં છે તેના મૂળિયાં નખાયાં નથી. આનું પરિણામ એ આવ્યું છે કે એક બાજુ નેતાઓ અને તેમના ટીકાકારો માત્ર ઔપચારિક બંધારણીય માળખાના સંદર્ભમાં જ વિચારે છે; ત્યારે બીજી બાજુ, પ્રણાલિકાયુક્ત જ્ઞાતિ, ધર્મ, કોમ કે પ્રદેશ જેવી સંસ્થાઓ લોકશાહી પદ્ધતિની ઉપર તદ્દન જુદા જ હેતુઓ સિદ્ધ કરવા માટે વિકૃત અસર કરે છે.

જો કે કેટલાક વિચારકો લોકોમાં જાગૃતિ લાવવાની જરૂરત છે એમ કહે છે, પણ આ પ્રવૃત્તિ તેઓ એકબીજાથી અને લોકોથી અલિપ્ત રહીને કરે છે; પરિણામે, જાગૃતિની ઝુંબેશ માત્ર જાગૃત થયેલા લોકો પૂરતી જ મર્યાદિત રહે છે. એ લોકો ફક્ત લેખકોને અને કલાકારોને દૃષ્ટિબિંદુમાં રાખીને વિચાર કરે છે અને દરેક પ્રકારના કાર્યકર્તાઓને અળગા રાખે છે. રાજકારણને ઘૃણાની દૃષ્ટિએ જોવામાં આવે છે પક્ષીય રાજકારણમાં એમને રસ નથી દેશના રાજકીય વિકાસ તરફ તેઓ બેદરકાર છે, અને બધો દોષ સરકારને શિર ચઢાવે છે. બુદ્ધિધનોની આ બેપરવાઈને – જેને એડવર્ડ શીલ્સ[1] 'બુદ્ધિધનોનું નકારાત્મક અને વિરોધી માનસ' તરીકે ઓળખાવે છે – તેને લીધે જનતાની સુસ્તીમાં વધારો થાય છે.

આ પરિસ્થિતિમાં નીચેના પ્રશ્નોને હલ કરવાનો કોઈ પ્રયાસ કરતું નથી. દા. ત —

(૧) રાજકારણ તરફ નફરત રાખ્યા વગર તેનો જુદી જુદી કક્ષાએ અને નવા દૃષ્ટિબિંદુથી પુનરુદ્ધાર કરવાની જરૂરત. (૨) અને ઉદારમતવાદ તેમજ લોકશાહીમાં શ્રદ્ધા ધરાવનારાઓ દ્વારા જીવનનાં દરેક પાસાંને આવરી લેતી, સ્વયંપ્રેરિત, લોકસંચાલિત, ઐચ્છિક નવી સંસ્થાઓનો વિકાસ; ઉપરાંત પહેલેથી અસ્તિત્વ ધરાવતી હોય તેવી સંસ્થાઓનો બહોળો ફેલાવો કરવાની જરૂરત

લોકશાહીની સફળતા માટે લોકશાહી તત્ત્વોનો જેમ બને તેમ બહોળો ફેલાવો કરવાની જરૂર છે. તેટલી જ જરૂરત લોકમંચ નિત ઐચ્છિક સંસ્થાઓનું માળખું ઊભું કરવાની છે લોકશાહીનાં મૂલ્યોને આવી સંસ્થાઓ દ્વારા જ મૂર્ત સ્વરૂપ આપી શકાય. આવી સંસ્થાઓની કાર્યવાહી દ્વારા મૂલ્યોનો બહોળો ફેલાવો થાય છે. એટલું જ નહિ, એ મૂલ્યોનું સમગ્ર રીતે એકીકરણ થાય છે. આવી સંસ્થાઓ દ્વારા સમાજમાં સ્થિરતા આવે છે અને એકાત્મતાની ભાવના પણ ઊભી થાય છે. વળી દેખીતી રીતે સંકુચિત જણાતી જ્ઞાતિ, પ્રદેશ અને ધર્મ ઉપર રચાયેલી સંસ્થાઓમાં પણ, ઉદારમતવાદીઓ અને લોકશાહી માનસવાળા નેતાઓ દાખલ થાય તો,

૧. Edward Shils · Political Development in the New States; Comparative Studies in Society & History અંક ૩. વૉ. ૨.

એનો પણ લોકશાહી સંસ્થા તરીકે કાયાપલટો થઈ શકે છે.

હમણાં હમણાં રાજકારણ અને જ્ઞાતિ, ધર્મ જેવી સંસ્થાઓને ધૃણાની દૃષ્ટિથી જોવાની ફેશન ચાલી છે; એને પરિણામે એક બાજુ તકવાદીઓ સ્વાર્થ સિદ્ધ કરવા આવી સંસ્થાઓનો કબજો લઈ એનો ઉપયોગ કરે છે; બીજી બાજુ, લોકશાહીને માટે અનિવાર્ય સામાજિક અને સંસ્થાકીય પાયાનું માળખુ તૈયાર થતું નથી. ઇંગ્લૅન્ડ અને અમેરિકાની લોકશાહી જેને આપણામાંના ઘણા આદર્શરૂપ ગણે છે, ત્યાં પણ લોકશાહીએ પ્રણાલિકાગત જૂથો અને સ્થાનિક સંસ્થાઓ તરફ કદીયે બેપરવાઈ બતાવી નથી ત્યાં, આવી સંસ્થાઓની અંદર નવાં મૂલ્યો દાખલ કરી, એમને પ્રગતિશીલ બનાવી, લોકશાહીને અસરકારક બનાવવાના સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે છે. એટલે આ દેશમાં માનવતાવાદીઓ અને લોકશાહીમાં શ્રદ્ધા ધરાવનારાઓએ, લોકશાહીનાં મૂળ આ દેશમાં અચાનક જ એક દિવસ નંખાઈ જશે એમ માની, હાથ જોડી બેસી રહેવુ નહિ જોઈએ. એને બદલે એમણે એમના ધંધામાં, આસપાસ, જુદાં જુદાં સામાજિક મંડળોમાં અને ખાસ કરીને વિચારકો અને બુદ્ધિધનોનાં જૂથોમાં લોકશાહીનું આવું પાયાનું માળખું ઊભું કરવાની પ્રવૃત્તિ આદરવી જોઈએ

લોકશાહીનું આવું પાયાનું માળખુ ( Infra Structure of Democracy ) જો તૈયાર કરી શકાય તો ઔપચારિક અને શુષ્ક રહેલા લોકશાહીના બંધારણીય હાડપિંજરમાં લોહી-માંસ પૂરી શકાય એટલુ જ નહિ, એના દ્વારા —

(૧) જુદી જુદી સંસ્થાઓના કાર્યકર્તાઓને એમની વર્તમાન સુસ્તીમાંથી પ્રગતિશીલ બનાવી શકાય આવા લોકસંચાલિત મંડળો દ્વારા નવી નેતાગીરી ઊભી કરી એમને તાલિમ આપવા માટેની પૂર્વભૂમિકા તૈયાર કરી શકાય. જવાબદારી નહિ લેવાનું અને બીજાને શિરે દોષ ઢોળી દેવાનું લોકોનું હાલનું માનસ બદલી, દેશના પ્રશ્નો પ્રત્યે લોકો જવાબદાર અને વ્યવહારુ વલણ લેતા થાય એવી પરિસ્થિતિ સર્જી શકાય.

(૨) એક વ્યક્તિ જુદા જુદા હેતુઓવાળી જુદા જુદા પ્રકારની પ્રવૃત્તિઓમાં એક સાથે ભાગ લઈ શકે તેવી શક્યતા ઊભી કરી શકાય, એથી સામાજિક માળખુ પણ ગતિશીલ અને પરિવર્તનશીલ બને

(૩) 'સીધાં પગલાં' દ્વારા બહાર આવતા લોકોના આવેશને ખાળી શકાય જ્યાં લોકોની સર્જન-શક્તિને યોગ્ય રસ્તે વાળવામાં ન આવી હોય, જ્યાં મોટી મોટી આશાઓ આપવામાં આવી હોય પણ એને સિદ્ધ કરવાના કોઈ પ્રયત્નો થતા ન હોય, ત્યાં આ પ્રકારનાં 'સીધાં પગલાં'નો આશ્રય પણ લેવાય જ.

(૪) સામાજિક પરિવર્તન કોઈ પણ જાતના ઘર્ષણ વિના સરળ રીતે શક્ય બને ખુદ પરિવર્તન કરતાં સામાજિક પરિવર્તન લાવવાની પદ્ધતિ લોકશાહીમાં વધારે મહત્ત્વની છે. જો લોકશાહીનું સંસ્થાકીય પાયાનું માળખુ સબળ હોય ત્યાં, ફેરફારો વ્યવસ્થિત રીતે, ભિન્ન ભિન્ન હિતોને ધ્યાનમાં રાખીને, આપ-લેના વાતાવરણમાં કરી શકાય.

## (૨)

## સીધી લોકશાહીનું આવશ્યક તત્ત્વ

રાજકીય પ્રક્રિયાને લોકશાહી સ્વરૂપ આપવા માટે આવુ લોકસંચાલિત સંસ્થાઓ અને મંડળોનું બનેલું પાયાનું માળખું તૈયાર કરવાની જરૂરત છે અને આ સંદર્ભમાં જ સીધી યા પ્રત્યક્ષ લોકશાહી વિરુદ્ધ પરોક્ષ યા સંસદીય લોકશાહીના પ્રશ્નને તપાસવો જોઈએ જો આપણે એવી માન્યતા ધરાવતા હોઈએ કે લોકશાહીનું આખરી ધ્યેય નવાં મૂલ્યોવાળી એક *રાજકીય પદ્ધતિ તૈયાર કરવાનું છે તો, આપણે એ* પણ ધ્યાન રાખવુ જોઈએ કે, લોકશાહીએ માત્ર સંસદ પૂરતુંજ મર્યાદિત રહેવાનુ નથી, પણ એનાથી બહુ આગળ સુધી પહોંચવાનુ છે. દરેક વ્યક્તિ સામુદાયિક કાર્યમાં વધારેમાં વધારે ફાળો આપી શકે એ રીતની વ્યવસ્થા લોકશાહીમા ઊભી થવી જોઈએ. આજે આવી લોકશાહીને સીધી લોકશાહી કે સંસદીય લોકશાહી કહેવી, એ માત્ર નામકરણનો સવાલ છે. હાલ તુરત, આ ચર્ચાને અર્થપૂર્ણ બનાવવા

માટે સીધા લોકશાહીના સિદ્ધાંતને સુદાસર અને વ્યવહારુ રીતે રજુ કરવાની જરૂરત છે.

સીધી લોકશાહીના પ્રકારને અવ્યવહારુ ને અમલમાં ન મૂકી શકાય એવા પ્રકાર તરીકે વખોડી કાઢવામાં આવ્યો છે. એમ પણ કહેવાય છે કે આ પ્રકારમા સરમુખત્યારશાહીનાં તત્ત્વો પડેલાં છે આનુ કારણ એ છે કે કેટલાક દેશોમાં 'જનમત' (plebisite) અને એવી બીજી સીધી લોકશાહી પદ્ધતિનો ઉપયોગ કેટલાક સરમુખત્યારોએ પોતાની સત્તા વધારવા યા ટકાવી રાખવા કર્યો છે પોતાની સત્તાને લોકોનો ટેકો છે, એવો ભ્રમ ઊભો કરવાજ એ લોકો લોકશાહી પદ્ધતિનું આવરણ લે છે બીજા કેટલાક એમ માને છે કે, સીધી લોકશાહી એટલે માત્ર સત્તા અને વહીવટી તત્ત્વનું વિકેન્દ્રીકરણ વળી કેટલાક એમ માને છે કે સીધી લોકશાહીઓ માત્ર ગ્રીક નગર-રાજ્યો જેવી નાની સરકારોમા જ અમલી બની શકે અને વર્તમાન પરિસ્થિતિમાં એ અશક્ય છે. આ બધી માન્યતાઓમાં કેટલે અંશે તથ્ય છે તે નક્કી કરવા 'સીધી લોકશાહી'ના કોઈ સંસ્થાકીય પ્રકારને વળગી ન રહેતાં તેના મૂળ આદર્શોને આપણે તપાસીએ.

ગ્રીક નગર-રાજ્યોમાં કે હાલના સ્વીટ્ઝરલેન્ડના કોમ્યુન્સ (Communes)મા 'સીધી લોકશાહી'ની પદ્ધતિ બે સિદ્ધાંત ઉપર રચાયેલી છે.

(૧) રાજકીય સત્તાને આખરી બહાલી લોકો તરફથી મળવી જોઈએ. દરેક વ્યક્તિ પોતાનું ભાવિ પોતે નક્કી કરે છે, એ માન્યતા આમાં સમાયેલી છે આને આપણે સ્વ-રાજ્ય (Self-Government)-ના સિદ્ધાંત તરીકે ઓળખીએ

(૨) પણ સમાજમાં એક વ્યક્તિ બીજી અનેક વ્યક્તિઓની સાથે રહે છે દેશના નાગરિક તરીકે એની ગણુની બીજી વ્યક્તિઓ સાથે જ થાય છે. વ્યક્તિ અને સમાજ વચ્ચે કોઈ વિરોધ કે ઘર્ષણ નથી. સ્વ-રાજ્ય એ બધાએ મળીને નિર્ણયો લેવાની એક પદ્ધતિ છે. માટે લેવાતા રાજકીય નિર્ણયોમાં વધારેમાં વધારે લોકોને વધારેમાં વધારે ભાગ લેવાની તક મળવી જોઈએ. આને આપણે 'નિર્ણયો લેવામાં ભાગીદારી' (Participation)ના સિદ્ધાંત તરીકે ઓળખીએ

આ પ્રમાણે, **'નિર્ણયો લેવાની પ્રક્રિયામાં દરેકની ભાગીદારી દ્વારા સ્વ-રાજ્ય'** એ સીધી લોકશાહીની વ્યવહારુ વ્યાખ્યા ગણી શકાય સીધી લોકશાહીને સંસદીય લોકશાહીથી એ રીતે જુદી પાડી શકાય કે એમાં વ્યક્તિના હક્કો અને જવાબદારીઓ વ્યક્તિ પાસેથી છીનવી શકાય નહિ, એવો આગ્રહ આગળ પડતો છે. સીધી લોકશાહી એ માત્ર રાજકીય સંસ્થાઓને જ મહત્ત્વ આપતી નથી, પરંતુ વ્યક્તિની સર્જનશક્તિ ઉપર ભાર મૂકે છે ને મતદાનથી આગળ વધીને રાજકારણમાં દરેક વ્યક્તિ વધારેમાં વધારે અને સક્રિય ભાગ લઈ શકે તેવો અવકાશ સાચી લોકશાહી આપે છે. સીધી લોકશાહીમા સત્તા એકહથ્થુ ન બનતાં વિકેન્દ્રિત અને વ્યાપક રહે છે આની સાથે એમ માની લેવાની જરૂરત નથી કે 'સીધી લોકશાહી' માત્ર ગ્રીક લોકોએ અપનાવેલી નગરરાજ્યોની પદ્ધતિમાં જ અમલી બની શકે.

(અનુસંધાન પાન ૪૩નું ચાલુ)

ઊંડે પણ એટલા માટે કે તેથી કદાચ સોવિયેત યુનિયન ઉશ્કેરાઈ જાય. જર્મનોએ એનો સ્વીકાર કર્યો હતો એટલા માટે નહિ, પણ કોઈપણ સ્થળે તેનો અમલ સંભવિત બને છે એટલા માટે ફાસિઝમ ધૃણાપાત્ર છે

હું એક જર્મન છુ તે કારણે મારું નિર્માણ, હું અન્ય કોઈ હોઉં તે કરતા, વિશેષ સરળ યા કઠિન છે એમ હું માનતો નથી. અનેક નિર્માણોમાનું આ એક નિર્માણ છે તેનો શોક કરવાનો કે તેને ત્યાગી દેવાનો કોઈ પ્રસંગ મને દેખાતો નથી. અને તેને કોઈ વિશિષ્ટ પરિસ્થિતિ ગણવાનો પ્રસગ તો દેખાતો નથી જ નથી ઉત્ક્રાન્તિની સર્વ પ્રક્રિયાઓનું સ્વરૂપ જ એવુ હોય છે કે કોઈ તેમાંથી સંપૂર્ણપણે મુક્ત થઈ શકતું નથી પરંતુ તેનું એક અંતર્ગત લક્ષણ એ પણ છે કે તેનાથી દિનપ્રતિદિન વેગળા રહીને વ્યક્તિ વિકાસ પામતી રહે છે. હું જર્મન છુ એ હકીકતને હું જેટલુ મહત્ત્વ આપુ છુ તે કરતાં વિશેષ મહત્ત્વ આપનારા લોકોની સાથે ઝઘડો કરવાની મારી ઇચ્છા નથી. શક્ય હશે ત્યાં હું એ હકીકતનો સ્વીકાર કરીશ અને આવશ્યક હશે ત્યાં હું તેને અવગણી દઈશ.

("એન્કાઉન્ટર"માંથી)

# ભાગીદારીનો સિદ્ધાંત

સીધી લોકશાહીની કેટલીક પ્રાથમિક જરૂરિયાતો વિષે હવે આપણે વિચાર કરીએ. રાજકીય નિર્ણયોમાં દરેકની ભાગીદારીના સિદ્ધાંતને ચોકસાઈપૂર્વક રજુ કરવાની જરૂરિયાત છે, કારણ કે સીધી લોકશાહીમાં આ સિદ્ધાંત મૂળભૂત છે. આ સિદ્ધાંતમાં ત્રણ મુદ્દાઓ નોંધપાત્ર છે : (૧) લોકશાહી તંત્રમાં 'ભાગીદારી'નો સિદ્ધાંત એ લક્ષ્ય નથી પણ લક્ષ્ય સિદ્ધ કરવાનું સાધન માત્ર છે લક્ષ્ય એ છે કે લોકોનું માનસ એ રીતે તૈયાર હોવુ જોઈએ કે જેમાં દરેક વ્યક્તિ પોતાનું કલ્યાણ બીજાના કલ્યાણમાંજ સમાયેલુ છે એવી સમજ સાથે અન્યની સાથે સહકાર દ્વારા પોતાનું સામાજિક જીવન ઘડે. (૨) રાજકારણમાં 'ભાગીદારી'નો સિદ્ધાંત માત્ર પ્રક્રિયા છે, ને તે રાજકીય નિર્ણયો લેવાની એક પદ્ધતિ જ છે. આ રીતે, લોકશાહીના મૂળમાં આ સિદ્ધાંત છે કારણ કે લોકશાહી પણ કોઈ રાજકીય યંત્ર નથી, લોકશાહી એ નિર્ણયો ઉપર આવવાની એક પદ્ધતિ છે. (૩) 'ભાગીદારી'ના સિદ્ધાંતને સિદ્ધાંત તરીકે જડ રીતે વળગી રહેવું ન જોઈએ આવા વગર વિચાર્યે વળગી રહેવાથી તે પણ સત્તાવાદનુ એક તંત્ર જ બની જાય છે આ સિદ્ધાંત તરફનું વલણ ટીકાત્મક અને વ્યવહારુ હોવુ જોઈએ. 'સામુદાયિક રાજ્ય' ( Corporate State ), 'વર્ગ રાજ્ય' ( Class State ) જેવા બિનલોકશાહી રાજકીય પ્રકારોમાં પણ આ સિદ્ધાંત સમાયેલો છે વ્યક્તિની આત્મસભાનતા ઉપર રચાયેલા 'ભાગીદારી'ના સિદ્ધાંત અને સામુદાયિક સ્વાર્થનીતિ ઉપર રચાયેલા આ સિદ્ધાંતના પ્રકારોમાં ભેદ પાડવાની જરૂર છે. પ્રથમ સિદ્ધાન્ત લોકોની સર્વોપરિસત્તાના લોકશાહી પાયા ઉપર રચાયેલો છે, બીજાનો પાયો સમાજમાં વ્યક્તિના મોભા અને સ્થાનમાં રહેલો છે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાનના અનુભવો ઉપરથી, અને કેટલાક રાજકીય ચળવળિયાઓ દ્વારા આનો દુરુપયોગ થવાથી, કેટલાક વિચારકોને એવો ભય લાગે છે કે ભાગીદારના સિદ્ધાંતમાં બિનલોકશાહી સામુદાયિકતાનાં જંતુઓ રહેલાં છે. પરંતુ ઉપર દર્શાવેલો ભેદ ન પાડવામાં આવે ત્યારે જ આવો ભય ઉત્પન્ન થાય છે

ભાગીદારીના સિદ્ધાંતના પેટા ભાગ તરીકે 'સર્વ સંમતિ' ( Consensus )ના સિદ્ધાંતને ગણાવી શકાય. જેમ નિર્ણયો લેવામાં દરેકને ભાગ લેવાનો, પોતાનાં મતમતાન્તરો જણાવવાનો અધિકાર છે, તેની સાથે જ નિર્ણયો ઉપર પહોંચવાની પણ જરૂર છે રાજકીય નિર્ણયો ન લઈ શકાય તો તેનો અમલ પણ ન થઈ શકે અને તેથી તંત્ર ચાલે નહિ કે કામમાં વિલંબ થાય. ચર્ચા – વિચારણાને કારણે કાર્યમાં થતો વિલંબ એ લોકશાહીની એક મોટી નબળાઇ છે. દરેક લોકશાહી તંત્રમા એવી પદ્ધતિ તો અપનાવવી જ જોઈએ કે જેથી સામાન્ય હિતના પ્રશ્નો અંગે નિર્ણયો લેવાનું શક્ય બને. 'સર્વ સંમતિ'ના સિદ્ધાંતના બે પ્રકાર વચ્ચે ભેદ પાડવાની જરૂર છે

(૧) રાજકીય નિર્ણયોમાં એવી સર્વસંમતિ હોય જે વ્યક્તિ ઉપર ઠોકી બેસાડવામાં આવી હોય, અગર એવી પરિસ્થિતિ સર્જવામાં આવે કે જેથી વ્યક્તિને પોતાની જાતને સામુદાયિકતામાં ભેળવી દેવાની ફરજ પડે.

(૨) એવી સર્વસંમતિ કે જેમાં વિશાળ સંખ્યામાં લોકોની ચર્ચા – વિચારણા દ્વારા નિર્ણય લેવાય. આવી પદ્ધતિમા લોકો સંમત થવા બંધાયેલા નથી પણ એમની સંમતિ સંપૂર્ણ રીતે સભાન અને ઐચ્છિક છે

આ બધી જુદી જુદી દલીલોને એક સાથે મૂકીએ તો 'ભાગીદારી'ના સિધ્ધાંતની વ્યાખ્યા નીચે પ્રમાણે થઈ શકે :

**લોકશાહીમાં ભાગીદારી એ સર્વસંમતિથી નિર્ણયો ઉપર આવવાની એક પદ્ધતિ છે. આવા નિર્ણયો એક બીજાના મતવ્યોની આપ લે અને ચર્ચા વિચારણા દ્વારા લેવાય છે. આમાં કોઈ પણ વ્યક્તિ પોતાનાં અને બીજાનાં હિતમાં વધારો થાય એ દૃષ્ટિથી**

માટે સીધા લોકશાહીના સિદ્ધાંતને મુદ્દાસર અને વ્યવહારુ રીતે રજૂ કરવાની જરૂરત છે.

સીધી લોકશાહીના પ્રકારને અવ્યવહારુ ને અમલમાં ન મૂકી શકાય એવા પ્રકાર તરીકે વખોડી કાઢવામાં આવ્યો છે. એમ પણ કહેવાય છે કે આ પ્રકારમાં સરમુખત્યારશાહીનાં તત્ત્વો પડેલાં છે આનું કારણ એ છે કે કેટલાક દેશોમાં 'જનમત' (plebisite) અને એવી બીજી સીધી લોકશાહી પદ્ધતિનો ઉપયોગ કેટલાક સરમુખત્યારોએ પોતાની સત્તા વધારવા યા ટકાવી રાખવા કર્યો છે પોતાની સત્તાને લોકોનો ટેકો છે, એવો ભ્રમ ઊભો કરવા જ એ લોકો લોકશાહી પદ્ધતિનું આવરણ લે છે બીજા કેટલાક એમ માને છે કે, સીધી લોકશાહી એટલે માત્ર સત્તા અને વહીવટી તંત્રનું વિકેન્દ્રીકરણ વળી કેટલાક એમ માને છે કે સીધી લોકશાહીઓ માત્ર ગ્રીક નગર-રાજ્યો જેવી નાની સરકારોમાં જ અમલી બની શકે અને વર્તમાન પરિસ્થિતિમાં એ અશક્ય છે. આ બધી માન્યતાઓમાં કેટલે અંશે તથ્ય છે તે નક્કી કરવા 'સીધી લોકશાહી'ના કોઈ સંસ્થાકીય પ્રકારને વળગી ન રહેતાં તેના મૂળ આદર્શને આપણે તપાસીએ.

ગ્રીક નગર-રાજ્યોમાં કે હાલના સ્વીટ્ઝરલેન્ડના કોમ્યુન્સ (Communes)માં 'સીધી લોકશાહી'ની પદ્ધતિ બે સિદ્ધાંત ઉપર રચાયેલી છે.

(૧) રાજકીય સત્તાને આખરી બહાલી લોકો તરફથી મળવી જોઈએ દરેક વ્યક્તિ પોતાનું ભાવિ પોતે નક્કી કરે છે, એ માન્યતા આમાં સમાયેલી છે આને આપણે સ્વ-રાજ્ય (Self-Government)-ના સિદ્ધાંત તરીકે ઓળખીએ

(૨) પણ સમાજમાં એક વ્યક્તિ બીજી અનેક વ્યક્તિઓની સાથે રહે છે દેશના નાગરિક તરીકે એની ગણતરી બીજી વ્યક્તિઓ સાથે જ થાય છે. વ્યક્તિ અને સમાજ વચ્ચે કોઈ વિરોધ કે ઘર્ષણ નથી. સ્વ-રાજ્ય એ બધાએ મળીને નિર્ણયો લેવાની એક પદ્ધતિ છે. માટે લેવાતા રાજકીય નિર્ણયોમાં વધારેમાં વધારે લોકોને વધારેમાં વધારે ભાગ લેવાની તક મળવી જોઈએ. આને આપણે 'નિર્ણયો લેવામાં ભાગીદારી' (Participation)ના સિદ્ધાંત તરીકે ઓળખીએ.

આ પ્રમાણે, **'નિર્ણયો લેવાની પ્રક્રિયામાં દરેકની ભાગીદારી દ્વારા સ્વ-રાજ્ય'** એ સીધી લોકશાહીની વ્યવહારુ વ્યાખ્યા ગણી શકાય સીધી લોકશાહીને સંસદીય લોકશાહીથી એ રીતે જુદી પાડી શકાય કે એમાં વ્યક્તિના હકો અને જવાબદારીઓ વ્યક્તિ પાસેથી છીનવી શકાય નહિ, એવો આગ્રહ આગળ પડતો છે. સીધી લોકશાહી એ માત્ર રાજકીય સંસ્થાઓને જ મહત્ત્વ આપતી નથી, પરંતુ વ્યક્તિની સર્જનશક્તિ ઉપર ભાર મૂકે છે તે મતદાનથી આગળ વધીને રાજકારણમાં દરેક વ્યક્તિ વધારેમાં વધારે અને સક્રિય ભાગ લઈ શકે તેવો અવકાશ સીધી લોકશાહી આપે છે. સીધી લોકશાહીમાં સત્તા એકહથ્થુ ન બનતાં વિકેન્દ્રિત અને વ્યાપક રહે છે. આની સાથે એમ માની લેવાની જરૂરત નથી કે 'સીધી લોકશાહી' માત્ર ગ્રીક લોકોએ અપનાવેલી નગરરાજ્યોની પદ્ધતિમાં જ અમલી બની શકે.

(અનુસંધાન પાન ૪૩નું ચાલુ)

ઊંડે પણ એટલા માટે કે તેથી કદાચ સોવિયેત યુનિયન ઉશ્કેરાઈ જાય. જર્મનોએ એનો સ્વીકાર કર્યો હતો એટલા માટે નહિ, પણ કોઈપણ સ્થળે તેનો અમલ સંભવિત બને છે એટલા માટે ફાસિઝમ ઘૃણાપાત્ર છે.

હું એક જર્મન છું તે કારણે મારું નિર્માણ, હું અન્ય કોઈ હોઉં તે કરતાં, વિશેષ સરળ યા કઠિન છે એમ હું માનતો નથી અનેક નિર્માણોમાંનું આ એક નિર્માણ છે તેનો શોક કરવાનો કે તેને ત્યાગી દેવાનો કોઈ પ્રસંગ મને દેખાતો નથી. અને તેને કોઈ વિશિષ્ટ પરિસ્થિતિ ગણવાનો પ્રસંગ તો દેખાતો નથી જ નથી ઉત્ક્રાન્તિની સર્વ પ્રક્રિયાઓનું સ્વરૂપ જ એવું હોય છે કે કોઈ તેમાંથી સંપૂર્ણપણે મુક્ત થઈ શકતું નથી પરંતુ તેનું એક અંતર્ગત લક્ષણ એ પણ છે કે તેનાથી દિનપ્રતિદિન વેગળા રહીને વ્યક્તિ વિકાસ પામતી રહે છે. હું જર્મન છું એ હકીકતને હું જેટલું મહત્ત્વ આપું છું તે કરતાં વિશેષ મહત્ત્વ આપનારા લોકોની સાથે ઝઘડો કરવાની મારી ઈચ્છા નથી. શક્ય હશે ત્યાં હું એ હકીકતનો સ્વીકાર કરીશ અને આવશ્યક હશે ત્યાં હું તેને અવગણી દઈશ.

("એન્કાઉન્ટર"માંથી)

## ભાગીદારીનો સિદ્ધાંત

સીધી લોકશાહીની કેટલીક પ્રાથમિક જરૂરિયાતો વિષે હવે આપણે વિચાર કરીએ. રાજકીય નિર્ણયોમાં દરેકની ભાગીદારીના સિદ્ધાંતને ચોકસાઈપૂર્વક રજૂ કરવાની જરૂરિયાત છે, કારણ કે સીધી લોકશાહીમાં આ સિદ્ધાંત મૂળભૂત છે. આ સિદ્ધાંતમાં ત્રણ મુદ્દાઓ નોંધપાત્ર છે : (૧) લોકશાહી તંત્રમાં 'ભાગીદારી'નો સિદ્ધાંત એ લક્ષ્ય નથી પણ લક્ષ્ય સિદ્ધ કરવાનું સાધન માત્ર છે લક્ષ્ય એ છે કે લોકોનું માનસ એ રીતે તૈયાર હોવું જોઈએ કે જેમાં દરેક વ્યક્તિ પોતાનું કલ્યાણ બીજાના કલ્યાણમાંજ સમાયેલું છે એવી સમજ સાથે અન્યની સાથે સહકાર દ્વારા પોતાનું સામાજિક જીવન ઘડે. (૨) રાજકારણમાં 'ભાગીદારી'નો સિદ્ધાંત માત્ર પ્રક્રિયા છે, ને તે રાજકીય નિર્ણયો લેવાની એક પદ્ધતિ જ છે. આ રીતે, લોકશાહીના મૂળમાં આ સિદ્ધાંત છે કારણ કે લોકશાહી પણ કોઈ રાજકીય યંત્ર નથી, લોકશાહી એ નિર્ણયો ઉપર આવવાની એક પદ્ધતિ છે. (૩) 'ભાગીદારી'ના સિદ્ધાંતને સિદ્ધાંત તરીકે જડ રીતે વળગી રહેવું ન જોઈએ આવા વગર વિચાર્યે વળગી રહેવાથી તે પણ સત્તાવાદનું એક તત્ત્વ જ બની જાય છે આ સિદ્ધાંત તરફનું વલણ ટીકાત્મક અને વ્યવહારુ હોવું જોઈએ. 'સામુદાયિક રાજ્ય' (Corporate State), 'વર્ગ રાજ્ય' (Class State) જેવા બિનલોકશાહી રાજકીય પ્રકારોમાં પણ આ સિદ્ધાંત સમાયેલો છે વ્યક્તિની આત્મસભાનતા ઉપર રચાયેલા 'ભાગીદારી'ના સિદ્ધાંત અને સામુદાયિક સ્વાર્થનીતિ ઉપર રચાયેલા આ સિદ્ધાંતના પ્રકારોમાં ભેદ પાડવાની જરૂર છે. પ્રથમ સિદ્ધાન્ત લોકોની સર્વોપરિસત્તાના લોકશાહી પાયા ઉપર રચાયેલો છે; બીજાનો પાયો સમાજમાં વ્યક્તિના મોભા અને સ્થાનમાં રહેલો છે. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાનના અનુભવો ઉપરથી, અને કેટલાક રાજકીય ચળવળિયાઓ દ્વારા આનો દુરુપયોગ થવાથી, કેટલાક વિચારકોને એવો ભય લાગે છે કે ભાગીદારના સિદ્ધાંતમાં બિનલોકશાહી સામુદાયિકતાનાં જંતુઓ રહેલાં છે. પરંતુ ઉપર દર્શાવેલો ભેદ ન પાડવામાં આવે ત્યારે જ આવો ભય ઉત્પન્ન થાય છે

ભાગીદારીના સિદ્ધાંતના પેટા ભાગ તરીકે 'સર્વ સંમતિ' (Consensus)ના સિદ્ધાંતને ગણાવી શકાય. જેમ નિર્ણયો લેવામાં દરેકનો ભાગ લેવાનો, પોતાનાં મતમતાંતરો જણાવવાનો અધિકાર છે, તેની સાથે જ નિર્ણયો ઉપર પહોંચવાની પણ જરૂરત છે રાજકીય નિર્ણયો ન લઈ શકાય તો તેનો અમલ પણ ન થઈ શકે અને તેથી તંત્ર ચાલે નહિ કે કામમાં વિલંબ થાય. ચર્ચા–વિચારણાને કારણે કાર્યમાં થતો વિલંબ એ લોકશાહીની એક મોટી નબળાઇ છે દરેક લોકશાહી તંત્રમાં એવી પદ્ધતિ તો અપનાવવી જ જોઇએ કે જેથી સામાન્ય હિતના પ્રશ્નો અંગે નિર્ણયો લેવાનું શક્ય અને 'સર્વ સંમતિ'ના સિદ્ધાંતના બે પ્રકાર વચ્ચે ભેદ પાડવાની જરૂરત છે

(૧) રાજકીય નિર્ણયોમાં એવી સર્વસંમતિ હોય જે વ્યક્તિ ઉપર ઠોકી બેસાડવામાં આવી હોય, અગર એવી પરિસ્થિતિ સર્જવામાં આવે કે જેથી વ્યક્તિને પોતાની જાતને સામુદાયિકતામાં ભેળવી દેવાની ફરજ પડે.

(૨) એવી સર્વસંમતિ કે જેમાં વિશાળ સંખ્યામાં લોકોની ચર્ચા–વિચારણા દ્વારા નિર્ણય લેવાય. આવી પદ્ધતિમાં લોકો સંમત થવા બંધાયેલા નથી પણ એમની સંમતિ સંપૂર્ણ રીતે સભાન અને ઐચ્છિક છે.

આ બધી જુદી જુદી દલીલોને એક સાથે મૂકીએ તો 'ભાગીદારી'ના સિદ્ધાંતની વ્યાખ્યા નીચે પ્રમાણે થઈ શકે·

**લોકશાહીમાં ભાગીદારી એ સર્વસંમતિથી નિર્ણયો ઉપર આવવાની એક પદ્ધતિ છે. આવા નિર્ણયો એક બીજાના મતંવ્યોની આપ લે અને ચર્ચા વિચારણા દ્વારા લેવાય છે. આમાં કોઈ પણ વ્યક્તિ પોતાનાં અને બીજાનાં હિતમાં વધારો થાય એ દૃષ્ટિથી**

માટે સીધા લોકશાહીના સિદ્ધાંતને મુદ્દાસર અને વ્યવહારુ રીતે રજુ કરવાની જરૂરત છે.

સીધી લોકશાહીના પ્રકારને અવ્યવહારુ ને અમલમાં ન મૂકી શકાય એવા પ્રકાર તરીકે વખોડી કાઢવામાં આવ્યો છે. એમ પણ કહેવાય છે કે આ પ્રકારમાં સરમુખત્યારશાહીનાં તત્ત્વો પડેલાં છે આનુ કારણ એ છે કે કેટલાક દેશોમાં 'જનમત' (plebisite) અને એવી બીજી સીધી લોકશાહી પદ્ધતિનો ઉપયોગ કેટલાક સરમુખત્યારોએ પોતાની સત્તા વધારવા યા ટકાવી રાખવા કર્યો છે પોતાની સત્તાને લોકોનો ટેકો છે, એવો ભ્રમ ઊભો કરવા જ એ લોકો લોકશાહી પદ્ધતિનુ આવરણ લે છે બીજા કેટલાક એમ માને છે કે, સીધી લોકશાહી એટલે માત્ર સત્તા અને વહીવટી તંત્રનુ વિકેન્દ્રીકરણ વળી કેટલાક એમ માને છે કે સીધી લોકશાહીઓ માત્ર ગ્રીક નગર-રાજ્યો જેવી નાની સરકારોમાં જ અમલી બની શકે અને વર્તમાન પરિસ્થિતિમાં એ અશક્ય છે. આ બધી માન્યતાઓમાં કેટલે અંશે તથ્ય છે તે નક્કી કરવા 'સીધી લોકશાહી'ના કોઈ સંસ્થાકીય પ્રકારને વળગી ન રહેતાં તેના મૂળ આદર્શને આપણે તપાસીએ.

ગ્રીક નગર-રાજ્યોમાં કે હાલના સ્વીટ્ઝરલેન્ડના કોમ્યુન્સ (Communes)માં 'સીધી લોકશાહી'ની પદ્ધતિ એ સિદ્ધાંત ઉપર રચાયેલી છે.

(૧) રાજકીય સત્તાને આખરી બહાલી લોકો તરફથી મળવી જોઈએ. દરેક વ્યક્તિ પોતાનુ ભાવિ પોતે નક્કી કરે છે, એ માન્યતા આમા સમાયેલી છે આને આપણે સ્વ-રાજ્ય (Self-Government)-ના સિદ્ધાંત તરીકે ઓળખીએ.

(૨) પણ સમાજમાં એક વ્યક્તિ બીજી અનેક વ્યક્તિઓની સાથે રહે છે. દેશના નાગરિક તરીકે એની ગણત્રી બીજી વ્યક્તિઓ સાથે જ થાય છે, વ્યક્તિ અને સમાજ વચ્ચે કાંઈ વિરોધ કે ઘર્ષણ નથી સ્વ-રાજ્ય એ બધાએ મળીને નિર્ણયો લેવાની એક પદ્ધતિ છે માટે લેવાતા રાજકીય નિર્ણયોમાં વધારેમાં વધારે લોકોને વધારેમાં વધારે ભાગ લેવાની તક મળવી જોઈએ. આને આપણે 'નિર્ણયો લેવામાં ભાગીદારી' (Participation)ના સિદ્ધાંત તરીકે ઓળખીએ.

આ પ્રમાણે, **'નિર્ણયો લેવાની પ્રક્રિયામાં દરેકની ભાગીદારી દ્વારા સ્વ-રાજ્ય'** એ સીધી લોકશાહીની વ્યવહારુ વ્યાખ્યા ગણી શકાય સીધી લોકશાહીને સંસદીય લોકશાહીથી એ રીતે જુદી પાડી શકાય કે એમાં વ્યક્તિના હક્કો અને જવાબદારીઓ વ્યક્તિ પાસેથી છીનવી શકાય નહિ, એવો આગ્રહ આગળ પડતો છે. સીધી લોકશાહી એ માત્ર રાજકીય સંસ્થાઓને જ મહત્ત્વ આપતી નથી, પરંતુ વ્યક્તિની સર્જનશક્તિ ઉપર ભાર મૂકે છે ને મતદાનથી આગળ વધીને રાજકારણમાં દરેક વ્યક્તિ વધારેમાં વધારે અને સક્રિય ભાગ લઈ શકે તેવો અવકાશ સીધી લોકશાહી આપે છે. સીધી લોકશાહીમાં સત્તા એકહથ્થુ ન બનતાં વિકેન્દ્રિત અને વ્યાપક રહે છે આની સાથે એમ માની લેવાની જરૂરત નથી કે 'સીધી લોકશાહી' માત્ર ગ્રીક લોકોએ અપનાવેલી નગરરાજ્યોની પદ્ધતિમાં જ અમલી બની શકે.

( અનુસંધાન પાન ૪૩નુ ચાલુ )

ઊઠે પણ એટલા માટે કે તેથી કદાચ સોવિયેત યુનિયન ઉશ્કેરાઈ જાય. જર્મનોએ એનો સ્વીકાર કર્યો હતો એટલા માટે નહિ, પણ કોઈપણ સ્થળે તેનો અમલ સંભવિત બને છે એટલા માટે ફાસિઝમ ધૃણાપાત્ર છે.

હું એક જર્મન છુ તે કારણે મારું નિર્માણ, હું અન્ય કોઈ હોઉં તે કરતાં, વિશેષ સરળ યા કઠિન છે એમ હું માનતો નથી. અનેક નિર્માણોમાંનુ આ એક નિર્માણ છે. તેનો શોક કરવાનો કે તેને ત્યાગી દેવાનો કોઈ પ્રસંગ મને દેખાતો નથી. અને તેને કોઈ વિશિષ્ટ પરિસ્થિતિ ગણવાનો પ્રસંગ તો દેખાતો નથી જ નથી ઉત્ક્રાન્તિની સર્વ પ્રક્રિયાઓનું સ્વરૂપ જ એવુ હોય છે કે કોઈ તેમાંથી સંપૂર્ણપણે મુક્ત થઈ શકતું નથી પરંતુ તેનું એક અંતર્ગત લક્ષણ એ પણ છે કે તેનાથી દિનપ્રતિદિન વેગળી રહીને વ્યક્તિ વિકાસ પામતી રહે છે. હું જર્મન છું એ હકીકતને હું જેટલું મહત્ત્વ આપુ છું તે કરતાં વિશેષ મહત્ત્વ આપનારા લોકોની સાથે ઝઘડો કરવાની મારી ઇચ્છા નથી. શક્ય હશે ત્યાં હુ એ હકીકતનો સ્વીકાર કરીશ અને આવશ્યક હશે ત્યાં હુ તેને અવગણી દઈશ

( "એન્કાઉન્ટર"માંથી )

# ભાગીદારીનો સિદ્ધાંત

સીધી લોકશાહીની કેટલીક પ્રાથમિક જરૂરિયાતો વિષે હવે આપણે વિચાર કરીએ. રાજકીય નિર્ણયોમાં દરેકની ભાગીદારીના સિદ્ધાંતને ચોકસાઈપૂર્વક રજૂ કરવાની જરૂરિયાત છે, કારણ કે સીધી લોકશાહીમાં આ સિદ્ધાંત મૂળભૂત છે. આ સિદ્ધાંતમાં ત્રણ મુદ્દાઓ નોંધપાત્ર છે : (૧) લોકશાહી તંત્રમાં 'ભાગીદારી'નો સિદ્ધાંત એ લક્ષ્ય નથી પણ લક્ષ્ય સિદ્ધ કરવાનું સાધન માત્ર છે. લક્ષ્ય એ છે કે લોકોનું માનસ એ રીતે તૈયાર હોવું જોઈએ કે જેમાં દરેક વ્યક્તિ પોતાનું કલ્યાણ બીજાના કલ્યાણમાંજ સમાયેલું છે એવી સમજ સાથે અન્યની સાથે સહકાર દ્વારા પોતાનું સામાજિક જીવન ઘડે. (૨) રાજકારણમાં 'ભાગીદારી'નો સિદ્ધાંત માત્ર પ્રક્રિયા છે, ને તે રાજકીય નિર્ણયો લેવાની એક પદ્ધતિ જ છે. આ રીતે, લોકશાહીના મૂળમાં આ સિદ્ધાંત છે કારણ કે લોકશાહી પણ કોઈ રાજકીય યંત્ર નથી, લોકશાહી એ નિર્ણયો ઉપર આવવાની એક પદ્ધતિ છે (૩) 'ભાગીદારી'ના સિદ્ધાંતને સિદ્ધાંત તરીકે જડ રીતે વળગી રહેવું ન જોઈએ આવા વગર વિચાર્યે વળગી રહેવાથી તે પણ સત્તાવાદનું એક તંત્ર જ બની જાય છે આ સિદ્ધાંત તરફનું વલણ ટીકાત્મક અને વ્યવહારુ હોવું જોઈએ. 'સામુદાયિક રાજ્ય' ( Corporate State ), 'વર્ગ રાજ્ય' ( Class State ) જેવા બિનલોકશાહી રાજકીય પ્રકારોમાં પણ આ સિદ્ધાંત સમાયેલો છે વ્યક્તિની આત્મસમાનતા ઉપર રચાયેલા 'ભાગીદારી'ના સિદ્ધાંત અને સામુદાયિક સ્વાર્થનીતિ ઉપર રચાયેલા આ સિદ્ધાંતના પ્રકારોમાં ભેદ પાડવાની જરૂર છે. પ્રથમ સિદ્ધાન્ત લોકોની સર્વોપરિસત્તાના લોકશાહી પાયા ઉપર રચાયેલો છે, બીજાનો પાયો સમાજમાં વ્યક્તિના મોભા અને સ્થાનમાં રહેલો છે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાનના અનુભવો ઉપરથી, અને કેટલાક રાજકીય ચળવળિયાઓ દ્વારા આનો દુરુપયોગ થવાથી, કેટલાક વિચારકોને એવો ભય લાગે છે કે ભાગીદારના સિદ્ધાંતમાં બિનલોકશાહી સામુદાયિકતાનાં જંતુઓ રહેલા છે. પરંતુ ઉપર દર્શાવેલો ભેદ ન પાડવામાં આવે ત્યારે જ આવો ભય ઉત્પન્ન થાય છે.

ભાગીદારીના સિદ્ધાંતના પેટા ભાગ તરીકે 'સર્વસંમતિ' ( Consensus )ના સિદ્ધાંતને ગણાવી શકાય. જેમ નિર્ણયો લેવામાં દરેકને ભાગ લેવાનો, પોતાનાં મતમતાંતરો જણાવવાનો અધિકાર છે, તેની સાથે જ નિર્ણયો ઉપર પહોંચવાની પણ જરૂર છે રાજકીય નિર્ણયો ન લઈ શકાય તો તેનો અમલ પણ ન થઈ શકે અને તેથી તંત્ર ચાલે નહિ કે કામમાં વિલંબ થાય. ચર્ચા–વિચારણાને કારણે કાર્યમાં ઘણો વિલંબ એ લોકશાહીની એક મોટી નબળાઇ છે દરેક લોકશાહી તંત્રમાં એવી પદ્ધતિ તો અપનાવવી જ જોઇએ કે જેથી સામાન્ય હિતના પ્રશ્નો અંગે નિર્ણયો લેવાનું શક્ય બને 'સર્વ સંમતિ'ના સિદ્ધાંતના બે પ્રકાર વચ્ચે ભેદ પાડવાની જરૂર છે

(૧) રાજકીય નિર્ણયોમાં એવી સર્વસંમતિ હોય જે વ્યક્તિ ઉપર ઠોકી બેસાડવામાં આવી હોય, અગર એવી પરિસ્થિતિ સર્જવામાં આવે કે જેથી વ્યક્તિને પોતાની જાતને સામુદાયિકતામાં ભેળવી દેવાની ફરજ પડે.

(૨) એવી સર્વસંમતિ કે જેમાં વિશાળ સંખ્યામાં લોકોની ચર્ચા–વિચારણા દ્વારા નિર્ણય લેવાય. આવી પદ્ધતિમાં લોકો સંમત થતા બંધાયેલા નથી પણ એમની સંમતિ સંપૂર્ણ રીતે સભાન અને ઐચ્છિક છે

આ બધી જુદી જુદી દલીલોને એક સાથે મૂકીએ તો 'ભાગીદારી'ના સિદ્ધાંતની વ્યાખ્યા નીચે પ્રમાણે થઈ શકે :

**લોકશાહીમાં ભાગીદારી એ સર્વસંમતિથી નિર્ણયો ઉપર આવવાની એક પદ્ધતિ છે. આવા નિર્ણયો એક બીજાના મતભેદોની આપ લે અને ચર્ચા વિચારણા દ્વારા લેવાય છે. આમાં કોઈ પણ વ્યક્તિ પોતાનાં અને બીજાનાં હિતમાં વધારો થાય એ દૃષ્ટિથી**

એટલે સીધી લોકશાહીને અવ્યવહારુ તરીકે નકારી કાઢવાને બદલે એના હાર્દને પકડી એને મૂર્ત કરવા માટે નવો પ્રકાર અપનાવવો જરૂરી છે.

## (૩)

## પાયાની લોકશાહી

● સામાજિક જીવનનાં વિભિન્ન પાસાંઓને આવરી લેતી જુદી જુદી સંસ્થાઓ અને મંડળો દ્વારા જ લોકશાહીનો મૂળભૂત આદર્શ—રાજકીય નિર્ણયોમાં ભાગીદારી દ્વારા સ્વરાજ્ય—મૂર્ત બની શકે.

● સ્વૈચ્છિક રીતે રચાયેલી, જુદા જુદા હેતુઓ માટેની જુદી જુદી પ્રાદેશિક કક્ષાએ, અને ભિન્ન ભિન્ન હેતુ ધરાવતી સંસ્થાઓ અને મંડળોને એક સાથે ભેગાં લાવીને લોકશાહી રાજકારણનું સમગ્ર માળખું રચાવું જોઈએ

આવી સંસ્થાઓ ઉપર રચાયેલી લોકશાહીના ફાયદાઓ આપણે આગળ જોઈ ગયા છીએ. આ ઉપરાંત આવી પાયાની સંસ્થાઓ દ્વારા જે લોકશાહી રચાશે, તેમાં વ્યક્તિગત હિતો અને વ્યક્તિગત વફાદારી વચ્ચેના ઘર્ષણો ઓછાં થઈ જશે; અને સામુદાયિક હિત અને સામૂહિક વફાદારીની ભાવના—લોકશાહી—સાચા અર્થમાં કેળવાશે યાંત્રિક કે ઠોકી બેસાડેલા ઐક્યને બદલે સાચું ઐક્ય કેળવાશે.

વ્યક્તિ અને સમાજની વચમાં સ્વાયત્ત અને સ્વૈચ્છિક સંસ્થાઓનું આ જે માધ્યમ ઊભું થશે તેના દ્વારા દરેક વ્યક્તિ માત્ર રાજકીય નહિ પણ સામાજિક અને અન્ય સંસ્થાકીય પ્રશ્નો હલ કરવા માટે પણ લોકશાહી પદ્ધતિ અપનાવશે આને કારણે લોકશાહી માનસ ઘડાશે, જે લોકશાહીની સફળતા માટે ઘણું જરૂરી છે.

સમાજને સંપૂર્ણતા તરફ લઈ જવાની ધગશમાં અને કલ્યાણ રાજ્યના ખ્યાલમાં રાજ્ય લોકોના જીવનનાં દરેક પાસામાં પગપેસારો કરે છે. પરિણામે લોકોમાં આત્મનિર્ભરતાની ભાવના ઓછી થતી જાય છે; દરેક કાર્ય માટે લોકો સરકાર સામી મીટ માંડે છે આથી લોકોની સર્જનશક્તિ કુંઠિત થઈ જાય છે અને સામાજિક પ્રશ્નો પરત્વે લોકોનો પ્રતિભાવ એકધારો થઈ જાય છે. લોકો આત્મવિશ્વાસ ખોઈ દે છે, દરેક પ્રશ્ન હલ કરવાનું કામ સરકાર ઉપર છોડી દે છે આ પરિસ્થિતિને નિવારવા અને લોકોની બુદ્ધિશક્તિ, મૌલિકતા ને સર્જનશક્તિને વિકાસનો અવકાશ મળે તે માટે ઐચ્છિક રીતે ઊભાં થયેલાં લોકસંચાલિત મંડળોને વધારેમાં વધારે કાર્યક્ષેત્ર મળવું જોઈએ

અહીં રજુ કરવામાં આવેલી દલીલનું ટૂંકમાં તથ્ય એ છે કે, રાજકીય નિર્ણયો ઉપર અસર કરી શકે તેવાં, સ્વયં કામગીરી કરી શકે તેવાં લોક સંચાલિત, સ્વાયત્ત મંડળો ને જૂથોને કાર્યશીલ અને વિકસિત કરવાની જરૂરત છે. આવાં મંડળો એ સાચી રાજકીય લોકશાહીનો પાયો છે. સીધી લોકશાહીના આદર્શ અને હેતુની વધારેમાં વધારે નજીક છે, અને ગ્રીક લોકોની નગર-રાજ્યની પદ્ધતિની 'સીધી લોકશાહી' અને પાશ્ચાત્ય દેશોએ અપનાવેલી 'સંસદીય લોકશાહી'ના સમન્વયરૂપ છે

લોકશાહીનો આવો પ્રકાર લોકશાહીકરણ તરફ કૂચ કરી રહેલા પ્રગતિશીલયુક્ત સમાજની જરૂરિયાતોને પણ અનુરૂપ છે લોકશાહીના આવા પ્રકારમાં જ જુદી જુદી સંસ્થાઓમાં લોકશાહીનાં મૂલ્યો પાંગરી શકે અસરકારક લોકમત જે જુલમશાહી સામેનું આખરી રક્ષણ છે, તે પણ આમાં જ વિકાસ પામે જોન સ્ટુઅર્ટ મિલ કહે છે તેમ 'લોકમત પણ વ્યક્તિ પર જુલમ કરી શકે છે' જનમત 'લોકશાહી' બને એ માટે એને પણ વાળેફ અને જાગૃત રાખવાની જરૂર છે પણ જાગૃત જનમત એ સ્વર્ગમાંથી ઊતરી આવતો નથી. એ કેળવવા માટે લોકશાહીનો આ પ્રકાર જ કાર્યગત નીવડી શકે.

સંસ્કૃતિની ઉન્નતિ અને વિકાસની દિશાને જો આપણે લેખકો અને કલાકારો પૂરતી જ મર્યાદિત રાખીશું, અમર તો 'સાંસ્કૃતિક સ્વતંત્રતા' એટલે જ લોકશાહી માટેની જાગૃતિ એમ માની લઈશું તો, ભારતની લોકશાહી માટે એ ઘણું ખતરનાક નીવડશે. જ્યારે બુદ્ધિજનો કોફી-હાઉસમાં લોકશાહીના ભવિષ્ય વિષે ચર્ચા કરતા હશે ત્યારે બિનલોકશાહી તત્ત્વોવાળા પ્રગતિશીલયુક્ત સમાજમાં રાજકીય પ્રવાહો લોકશાહીનો

નાશ કરશે. સાથે સાથે સાંસ્કૃતિક સ્વતંત્રતા પણ ફેંકાઈ જશે.

આપણે જે લોકશાહીના પ્રકાર વિશે વિચાર કર્યો, તે જેમ સીધી અને સંસદીય લોકશાહીના આદર્શનો સમન્વય સાધે છે, તેમ આ પ્રકારોથી ભિન્ન પણ છે. મૂળભેદ એ છે કે આ પ્રકાર માત્ર રાજકીય લોકશાહી પૂરતો જ મર્યાદિત નથી, પણ રાજકીય સંસ્થાઓ ઉપરાંત નીચલી કક્ષાનાં અનેક સામાજિક જૂથો અને મંડળોની અગત્ય ઉપર ભાર મૂકે છે. આવા લોકશાહી પ્રકારને નવું નામ આપવું જરૂરી છે લોકશાહીના જુદા જુદા પ્રકારોને જે અનેક નામો આપવામાં આવ્યાં છે, અને એનો અવિવેકી ઉપયોગ કરવામાં આવ્યો છે, તેથી ઘણો ગૂંચવાડો ઊભો થયો છે. માત્ર ચર્ચા-લખાણમાં અનુકૂળતા પડે એ પૂરતું જ આપણે લોકશાહીના આ પ્રકારને 'પાયાની સંસ્થાગત લોકશાહી' (Infra Democracy) તરીકે ઓળખીશું આને પાકિસ્તાની-પાયાની લોકશાહી (basic democracy) સાથે કાંઈ સબંધ નથી અંગ્રેજી શબ્દ 'ઇન્ફ્રા'નો અર્થ થાય છે નીચેથી. 'ઇન્ફ્રા-ડેમોક્રસી' એવું સૂચવે છે કે, 'પાયાની સામાજિક સંસ્થાઓમાં રહેલી લોકશાહી રચના રાજકીય લોકશાહીના માળખાને ટકાવી રાખવા અનિવાર્ય' છે. આખામે સમાજની રચના લોકશાહી સિદ્ધાંતો ઉપર થાય, એના ઉપર એ ભાર મૂકે છે. જો રાજકીય લોકશાહીને પાયામાંથી આવો ટેકો ન હોય તે ક્યારે પડી ભાંગે તે કહેવાય નહિ

## (૪)
## સંસદીય લોકશાહી

આધુનિક પરિસ્થિતિમાં કેવા પ્રકારની લોકશાહી વધુ યોગ્ય છે, તે જોયા પછી હવે આપણે સંસદીય લોકશાહીના પ્રશ્નો વિશે વિચાર કરીએ આપણા દેશમાં રાજનીતિના પંડિતો એમ વિચાર કરે છે કે, સંસદીય લોકશાહી એજ આપણા દેશ માટે વધુ યોગ્ય અને ઇચ્છનીય પ્રકાર છે 'આ વિચાર મુખ્યત્વે પશ્ચિમી લોકશાહીની સફળતાને કારણે આપણા વિચારોમાં પણ ઘર કરી બેઠો છે. પરંતુ સંસદીય લોકશાહીના સમર્થકોને પાશ્ચાત્ય દેશોમાં ઊભી થયેલી મુશ્કેલીઓનો પૂરતો ખ્યાલ નથી. ત્યાં પણ ઠંડું યુદ્ધ; નિઃશસ્ત્રીકરણની મૌખિક ધીંગાણાં, લગભગ બધાજ પશ્ચિમી દેશોના 'ડાબેરી' ઓને સહન કરવો પડતો માનસિક પરિતાપ, પ્રતિનિધિત્વ ઉપર ખૂબ જ ભાર મૂકતી ફ્રેન્ચ લોકશાહીની દ્વિધા, અને પાશ્ચાત્ય બુદ્ધિધનોને બેચેન બનાવી મૂકતી સામાજિક પ્રશ્નો પરત્વેની લોકોની બેદરકારી અને બેપરવાઈ વગેરે સમસ્યાઓ તો છે જ. તે ઉપરાંત ત્યાંની વધુ ગંભીર સમસ્યા તો એ છે કે, રાક્ષસી કદવાળા વહીવટી તંત્રમાં અને એવા જ કદવાળા પક્ષોના વ્યવસ્થા-તંત્રમાં પાશ્ચાત્ય નાગરિક સાવ અશક્ત અને નિનગણનાપાત્ર બની ગયો વળી સંસદીય લોકશાહીના રાજકારણમાં લોકોનો એકધારો વ્યવહાર નાગરિકોની સર્જનશક્તિ કુંઠિત બનાવી દે છે; પરિણામે સત્તા એકચક્રી બને છે; અને રાજ્યવ્યવસ્થા સરમુખત્યારી સ્વરૂપ ધારણ કરે છે.

ઈંગ્લેન્ડ, અમેરિકા, સ્વિટ્ઝરલેન્ડ કે સ્વીડન જેવા પાશ્ચાત્ય દેશોમાં આવા અવરોધો છતાં લોકશાહીના આદર્શો જળવાઈ રહ્યા હોય છે, તેનું મુખ્ય કારણ એ છે કે ત્યાં દરેક કક્ષાએ અને દરેક પ્રવૃત્તિ માટે સ્વાયત્ત સંસ્થાઓની બહુ જૂની અને બહુ ક્રિયાશીલ એવી પ્રણાલિકા ચાલી આવે છે એ યાદ રાખવું જરૂરી છે કે ત્યાં રાજકીય સંસ્થાઓમાંથી આવી પ્રણાલિકા ઊભી નથી થઈ બહુધા તો, આવી પ્રણાલિકા ચૂંટાયેલી ધારાસભાઓ પહેલાં જ હતી ત્યાંની સંસદીય લોકશાહીનું વલણ પણ કેન્દ્રીકરણનું હોવા છતાં લોકશાહીને ટકાવી, રાખવામાં આ પ્રણાલિકાએ બહુ મહત્ત્વનો ફાળો આપ્યો છે

અહીં એ પણ ચોખવટ કરવી જરૂરી છે કે સંસદીય લોકશાહીની રાજ્ય વ્યવસ્થામાં પણ એની કામગીરી માટે અતિશયોક્તિ કરવામાં આવી છે. અને ગેરસમજ પણ પ્રવર્તે છે; જો દેશનું રાજકારણ સાચા અર્થમાં વિકસેલું હોય ત્યાં સંસદગૃહ ફેરફારો કરવામાં, નવી વિકાસની યોજનાઓ કરવામાં, કે સામાજિક-ક્રાંતિ કરવામાં કદી પડેલ કરવું નથી. આવી જાતના જરૂરી ફેરફારો કે વિકાસની યોજનાઓ તો સમાજમાં

જુદી જુદી કક્ષાએ અને લાગતી વળગતી સંસ્થાઓમાં ચર્ચા–વિચારણા દ્વારા નક્કી કરવામાં આવે છે સંસદગૃહ તો સામાજિક કક્ષાએ લેવાએલા એ નિર્ણયોને માત્ર ધારાકીય સ્વરૂપ જ આપે છે. વિકસિત દેશોમાં સસદ એ સમાજનું પ્રતિબિંબ માત્ર છે જ્યારે ભારત જેવા દેશોમાં આનાથી સાવ વિરુદ્ધ છે. રાજકીય નેતા સર્વસ્વ છે; રાજકારણ સર્વોપરી છે અને સમાજમાં બીજાએ કરવાની પ્રવૃત્તિઓ પણ રાજકીય નેતાએ પોતાને શિરે ઉપાડી લીધી છે.

આનો અર્થ એ નથી કે સસદ માત્ર ધારાકીય અને વહીવટી બાબતો પૂરતી જ છે. વિભિન્ન હિતો ધરાવતાં જૂથો, મંડળો અને સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ પણ સસદીય લોકશાહીની રચનામાંજ સમાઈ જાય છે ધારાસભા એ આવાં વિભિન્ન હિતો ધરાવતી સંસ્થાઓ અને જૂથો વચ્ચેની ચર્ચા–વિચારણા, આપલે અને બાંધછોડ કરવા માટેની એક અસરકારક ચર્ચા-સભા છે ઇંગ્લૅન્ડની લોકશાહીને સસદીય લોકશાહીના વર્ગમાં રાજનીતિના વિદ્યાર્થીઓ મૂકે છે. આ ઔપચારિક વર્ગીકરણથી વધુ આગળ જવાની જરૂર છે. ઈંગ્લૅન્ડની રાજકીય પ્રથાને સાચી રીતે સમજવામાં આવે તો જણાશે કે ત્યાંની સસદીય લોકશાહીનો ઇતિહાસ ઘણો જૂનો છે આ પ્રથા ત્યાં બહુ જ ધીમે અને રફતે રફતે અપનાવવામાં આવી છે એ પાંચ વર્ષે લોકોને મત આપવાની માત્ર તક આપતી લોકશાહીજ નથી; પરંતુ ત્યાં જુદી જુદી કક્ષાએ અને અનેક મંડળો, સંસ્થાઓ અને હિત–જૂથોમાં પ્રજાની ચર્ચા–વિચારણા સતત ચાલ્યા જ કરતી હોય છે. ઇંગ્લૅન્ડની લોકસભાનો નિર્ણય એ આવાં વિભિન્ન જૂથો વચ્ચે ચાલેલી હરીફાઈ, ચર્ચા, બાંધછોડ અને આપલેના નીચોડ રૂપ છે

આ રીતે વિચારતાં સંસદીય લોકશાહી અને પાયાની લોકશાહી વચ્ચે કોઈ વિરોધાભાસ નથી.

પરંતુ પાયાની લોકશાહી માટે જે દલીલો અહીં રજૂ કરવામાં આવી છે તે કોઈ એક સમાજની જરૂરિયાતોને ધ્યાનમાં રાખીને કે કોઈ એક દેશની રાજકીય પદ્ધતિ ઉપરથી કરવામાં આવી નથી. પરંતુ એ સમગ્ર જનસમાજની જરૂરિયાતો અને મનુષ્ય સ્વભાવને લક્ષમાં રાખીને કરવામાં આવી છે મનુષ્ય સ્વભાવની ધારણાઓને અનુલક્ષીને ભિન્ન ભિન્ન લોકશાહી પ્રકારોને આપણે તપાસીએ.

સસદીય લોકશાહીની જે તરફેણ કરવામાં આવે છે તે પ્રશિષ્ટ બુદ્ધિવાદને (classical rationalism) ધ્યાનમાં રાખીને કરવામાં આવે છે. સંસદીય લોકશાહીની એ માન્યતા કે રાજકીય નેતાઓજ સામાન્ય જનસમાજને ઉત્કૃષ્ટ જીવન તરફ દોરી શકે તે મૂળ પ્લેટોએ ઊભા કરેલા બુદ્ધિ (reason) અને આવેશ (Passion) વચ્ચેના ભેદ ઉપર રચાયેલી છે. બુદ્ધિ અને આવેશ વચ્ચેના આ ભેદને મળતો જ ભેદ વ્યક્તિ અને સમાજ વચ્ચે ઊભો કરવામાં આવે છે. વ્યક્તિને એના ફરજ અને અધિકારનું ભાન કરાવવાનું કાર્ય રાજકીય નેતાઓનું છે, જે સમાજમાં વડિલ સ્થાને છે પ્રજાનો પ્રતિનિધિજ માત્ર નિષ્પક્ષ અને અલિપ્ત રહીને બુદ્ધિથી નિર્ણયો કરી શકે છે. જ્યારે સામાન્ય પ્રજામાં જનકલ્યાણની ભાવના હોતી નથી. છતાંયે પ્રતિનિધિઓ પણ ભૂલને પાત્ર હોવાથી, અને સર્વસત્તાધિશ થાય તો એમનું પતન થવાનો સંભવ હોવાથી, પ્રતિનિધિઓને વખતોવખતની ચૂંટણીઓ દ્વારા જનસમુદાય કાબૂમાં રાખે છે.

પ્લેટોએ કરેલા મનુષ્ય સ્વભાવના આ પૃથક્કરણ મુજબ સસદીય લોકશાહીમાં નિર્ણયો લેવાની પદ્ધતિ બે પક્ષોની હરીફાઈમાંથી ઊભી થાય છે આને કારણે લોકો બે કે ત્રણ પ્રકારના નિર્ણયો કરનાર જૂથમાંથી પોતાની પસંદગી કરી શકે છે. આમાં પસંદગી વધુ મહત્વની નથી, પણ લોકોને પસંદગી કરવા માટે મળતી તક જ વધુ મહત્વની છે પસંદગી કર્યા પછી લોકોએ રાજકીય નિર્ણયોની પ્રક્રિયામાં દખલ કરવી જોઈએ નહિ વિરોધ–પક્ષના નેતાઓ લોકશાહીને જરૂરી જાગૃત જનમત પૂરો પાડશે અને એથી લોકોની સ્વતંત્રતા જળવાઈ રહેશે

● 'પાયાની સસ્થાગત લોકશાહી' આનાથી તદ્દન જુદાજ મનુષ્ય સ્વભાવની ધારણા ઉપર રચાયેલી છે. લોકશાહીના આધાર તરીકે 'પ્રશિષ્ટ બુદ્ધિવાદ'ને અહીં

અપૂર્ણ જણાવાવમાં આવે છે. આમાં બુદ્ધિ અને આવેશ વચ્ચે કોઈ ભિન્નતા ઊભી કરવામાં નથી આવી. પરિણામે નેતા અને પ્રજા વચ્ચે કોઈ ભેદરેખા પણ ઊભો થતો નથી. વ્યક્તિ અને સમાજ વચ્ચે આમાં કોઈ વિરોધાભાસ નથી સમાજમાં રહેલું વૈવિધ્ય વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની ભિન્નતામાંથી જ ઊભું થાય છે સામાજિક પ્રક્રિયામાં દરેક વ્યક્તિ પોતાનો ફાળો આપીનેજ એનામાં રહેલાં ઉમદા અને ઉત્તમ તત્ત્વોને બહાર લાવી શકે છે આ રીતે એ પોતાનું જીવન પણ ઉત્તમ બનાવી શકે છે સમાજનો અમુક નેતા—વર્ગ જ સામાન્ય પ્રજા માટે સારા ખોટાનો નિર્ણય લઈ શકે છે, એ માન્યતામાં સરમુખત્યારશાહીનાં બીજ છે.

એ સત્ય છે કે દરેક માણસ હમેશાં બુદ્ધિ-પૂર્વકના નિર્ણયો નથી લેતો; નિર્ણયો લેવામાં આવેશ અને લાગણીનું બળ પણ કામ કરતું જ છે કહેવાનો ભાવાર્થ એટલો છે કે, અનુકૂળ પરિસ્થિતિ સર્જવામાં આવે તો વિચાર-શક્તિ એ માત્ર અમુક પ્રકારના માણસો પૂરતીજ મર્યાદિત નથી. સંસદીય લોકશાહીની પદ્ધતિ એક વ્યક્તિ – એક મત – પણ ખરી રીતે દરેક વ્યક્તિની વિચારશક્તિની શ્રદ્ધા ઉપર અવલંબિત છે. દરેક વ્યક્તિને પોતાનું ભિન્ન વ્યક્તિત્વ છે. પણ ભિન્નતામાં પણ સામ્ય છે આ સામ્ય એ છે કે દરેક વ્યક્તિ મનુષ્ય હોઈ વિચારશક્તિ અને નિર્ણયશક્તિ ધરાવે છે.

## (૫)
## બહુજન સમાજમાં લોકશાહી

સંસદીય લોકશાહીના તરફદારો બહુજન સમાજને (Mass Society) અશ્રદ્ધાની નજરે જુએ છે. આવી લોકશાહીમાં સરમુખત્યારશાહી દેખાય છે. એ લોકોની માન્યતા એવી છે કે જનસમુદાયની અજ્ઞાનતા જુલમશાહીમાં પરિણમશે. બીજી બાજુ સંસદીય લોકશાહીનો આધાર 'ઔપચારિક બહુમતીય વ્યવસ્થા ઉપર છે. આવી વ્યવસ્થા એવા સમાજમાં ઊભી કરવામાં આવી છે, જ્યાં લોકશાહીની પૂર્વ જરૂરિયાતો અસ્તિત્વ ધરાવતી નથી. આ રીતે સંસદીય લોકશાહીનો પાયો ઘણો નાજુક છે; એટલે રોપવું માળખું ક્યારે પડી ભાંગે તે કહેવાય નહિ આપણા પાડોશી દેશોમાં જ્યાં આ રીતે સંસદીય લોકશાહી દાખલ કરવામાં આવી હતી ત્યાં, લશ્કરી બળવા દ્વારા લોકશાહીને નાબૂદ કરવામાં આવી હોય તેવા દાખલાઓ આપણી નજર સમક્ષ છે આવા લશ્કરી બળવા સંસદીય પ્રકારની લોકશાહીઓમાં થયા છે. જ્યાં સત્તા બહુ થોડા માણસોના બનેલા પ્રધાનમંડળને હસ્તક હતી

સમગ્ર જનસમુદાય રાજકારણમાં રસ લે અને રાજકીય નિર્ણયોમાં સક્રિય ભાગીદારી લે તો જુલમશાહી ઊભી થવાનો સંભવ છે, એવો ભય કેટલાક વિચારકોને લાગે છે, આ ભય 'ભાગીદારી'ના સિદ્ધાંતની અધૂરી સમજમાંથી ઊભો થયો છે. આવા વિચારકો નિર્ણયો લેવાની પ્રક્રિયાને નિર્ણયો અમલમાં મૂકવાની કાર્યવાહી સાથે ગૂંચવી નાખે છે. રાજકીય નિર્ણયો લેવામાં લોકોની ભાગીદારી સાચા અર્થમાં ત્યારે જ કહેવાય કે જ્યારે, દરેક વ્યક્તિ પોતાનું મંતવ્ય સમજપૂર્વક અને શ્રદ્ધાથી રજૂ કરે; એ મંતવ્ય રજૂ કરવાની એનામાં હિંમત હોય; અને લઘુમતિના મંતવ્યની પણ જ્યાં યોગ્ય કદર થતી હોય સાચા 'ભાગીદારી'ના સિદ્ધાંતમાં અસંમત થવાની હિંમત એ પણ સંમત થવાની તૈયારી જેટલી જ જરૂરી છે

આના કરતાં પણ વધુ મહત્ત્વની વાત એક બીજી છે. જે લોકો બહુજન સમુદાયની ઉપેક્ષા કરવાની વાત કરે છે તે લોકો આજના સામાજિક સ્વરૂપને બરાબર સમજતા નથી. આધુનિક સમાજ એ બહુજન સમાજ છે જ. આવા સમાજમાં જો લોકશાહીની પ્રણાલિકા સ્થાપિત કરવી હોય તો, બહુજન સમુદાયને રાજકારણની સાથે સતત સંપર્કમાં રાખવો જોઈએ, નહિ તો બડબોલા નેતાઓ આવા સમાજને ગેરરસ્તે દોરશે. વિકલ્પ એક જ છે– લોકશાહીને બહુજન સમાજની લોકશાહી બનાવવી નહિ તો જનસમુદાય અને એને ગેરરસ્તે દોરવનાર તકવાદીઓ લોકશાહીને બેદાન-મેદાન કરી નાખશે

## (૬)
## ભારતની પરિસ્થિતિ

હવે આપણે ભારતની પરિસ્થિતિનો વિચાર કરીએ.

આપણી મુશ્કેલી એ છે કે કેટલાક વિચારકો અને રાજનીતિજ્ઞો સંસદીય લોકશાહીની રાજકીય સંસ્થાઓના અસ્તિત્વથી જ દેશમાં લોકશાહી છે, એમ માનીને સંતોષ માને છે. કેટલાક પશ્ચાત્ય દેશોમાં સંસદીય લોકશાહી સફળ રીતે કાર્યવાહી કરતી હોવાથી, આપણે ત્યાં પણ એને ભરોસે સંતોષ રાખનાર માણસોનું પ્રમાણ ઘણું છે. સંસદીય લોકશાહી જલદી અમલી બનાવી શકાય એવો પ્રકાર હોવાથી આ પ્રકારને વળગી રહેવામાં આવે છે પણ આ વિચારસરણી કુંઠિત છે

માત્ર બંધારણીય માળખામાં ફેરફાર કરવાથી દેશમાં સામાજિક અને રાજકીય ક્રાંતિ નહિ આવે. પાશ્ચાત્ય સમાજશાસ્ત્રીઓ પણ આપણને વારવાર કહેતા આવ્યા છે કે, માત્ર બંધારણીય ફેરફારો ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું એ પૂરતું નથી. સામાજિક ક્રાંતિ લાવવાં પહેલાં સામાજિક માળખું, એની પ્રણાલિકાગત સંસ્થાઓ, એનાં રૂઢિગત મૂલ્યો અને સંસ્કૃતિ આ બધા ઉપર ધ્યાન આપવું જરૂરી છે. નહિ તો, આ બધાં તત્ત્વો લોકશાહી બંધારણ ઉપર માઠી અસર કરી લોકશાહીને વિકૃત બનાવી દે. આપણા દેશની વાસ્તવિક પરિસ્થિતિથી જે લોકો વાકેફ છે તે જાણે છે કે, આપણે ત્યાં લોકશાહીનું કેવું વિકૃત સ્વરૂપ સર્જાયું છે

આપણે ત્યાં જૂની સમાજિક સંસ્થાઓનો ધીમે ધીમે કાયાપલટો કરવો જરૂરી છે. આપણે ત્યાં આવી સંસ્થાઓને લોકશાહીનાં મૂલ્યોથી અંકિત કરી વધુ સક્રિય બનાવવાની જરૂર છે. આપણા નેતાઓની આ જવાબદારી છે. માત્ર ચૂંટણીમાં જીતીને જ નેતાઓ દેશનું સુકાન હાથ ધરવા મુખત્યાર બની જતા નથી.

એ વાત આપણે ભૂલતા જ રહ્યા છે, લોકશાહીનાં મૂળ આ દેશમાં હજી નખાયાં નથી બીજી બાજુ, દરેક સામાજિક અને આર્થિક સુધારાને આપણે રાજકીય સ્વરૂપ આપી દીધું છે. રાજ્ય સમાજસુધારક બની ગયું છે. આપણા દેશમાં રાજકીય, સામાજિક અને આર્થિક બાબતો અંગેની બધી જ સત્તા થોડા માણસોના હાથમાં કેન્દ્રિત થઈ છે એને પડકાર ફેંકનાર અને બિનરાજકીય કામગીરી ઉપાડી લેનાર સંસ્થાઓનો અભાવ છે. જે સંસ્થાઓ છે તે સાચી રીતે વ્યવસ્થિત અને અસરકારક બની નથી કહેવાનો ભાવાર્થ એ નથી કે સામાજિક અને આર્થિક બાબતોનું રાજકીયકરણ (Politicization) અનિચ્છનીય છે ઊલટું પછાત દેશમાં એ કેટલેક અંશે જરૂરી પણ છે. પરંતુ સત્તાની વહેંચણીની બાબતમાં જનતાએ અને બિનરાજકીય સંસ્થાઓએ ખૂબ જ સજાગ રહેવાની જરૂર છે રાજ્યના કાર્યક્ષેત્રની સાચી મર્યાદા બંધાય એ જરૂરી છે નહિ તો રાજકીયકરણ સહેલાઈથી આપણને સરમુખત્યારી તરફ લઈ જશે– વૈયક્તિક જીવનનાં દરેક પાસાંને સરકાર આવરી લેશે.

● લોકશાહી વિનાના રાજકીયકરણ કરતાં રૂઢિગ્રસ્ત પ્રણાલિકાયુક્ત સામાજિક માળખું ઘણા ઓછા દરજ્જે સરમુખત્યારી છે

ભારતની આ પરિસ્થિતિમાં આશાના કિરણરૂપ મોટો મધ્યમ વર્ગ છે, જે લોકશાહીનાં મૂલ્યોથી કંઈક અંશે રંગાયેલો છે. પરંતુ આર્થિક વિકાસની આંધળી દોટમાં યોજનાઓના કેન્દ્રીકરણને લીધે, અને ચૂંટણી જીતવા માટે મજૂર અને ખેડૂત વર્ગની જે આળપંપાળ કરવામાં આવે છે તેને કારણે, મધ્યમવર્ગ તરફ દુર્લક્ષ થયું છે. લોકશાહીના બધા આદર્શો વ્યક્તિ સ્વાતંત્ર્ય, સમાનતા, સમાજવાદ વગેરે – પક્ષીય રાજકારણમાં જ સમાઈ ગયા છે સત્તા એ સાધન ન રહેતાં સાધ્ય બની ગયું છે ગરીબાઈ અને અછત લોકશાહી પ્રણાલિકાની ગેરહાજરી અને રાજકારણ તથા વહીવટી તંત્રની બદીઓને લીધે, મધ્યમવર્ગમાં એક જાતની હતાશા વ્યાપી છે. પ્રજા એવા રામબાણ ઈલાજની શોધમાં છે જે એકી સાથે બધી મુશ્કેલીઓનો અંત આણે. ઘણા કેળવાયેલા અને લોકશાહી માનસ ધરાવતા લોકો પણ આ હતાશામાં એમ માનતા થઈ ગયા છે કે, આના કરતાં તો કોઈ સરમુખત્યારને દેશનું સુકાન સોંપ્યું હોય તો સારું.

આ હતાશાનું કારણ માત્ર આર્થિક તંગી જ નથી. જ્યાં પ્રજા અને સરકારને સાંકળતું કોઈ માધ્યમ ન હોય, જ્યાં પ્રજાને એમ જ લાગે કે એમની કોઈ

ગણનાજ નથી, જ્યાં અન્યાયને પડકારવાનો કોઈ ઉપાય કારગત નીવડતો ન હોય, જ્યાં ઉપદેશ અને અમલ વચ્ચે બહુ અંતર હોય, ત્યાં લોકોમાં હતાશાની લાગણી પ્રવર્તે જ. જ્યાં પ્રજાને એમ લાગતું હોય કે સરકાર અને રાજકીય નેતાઓ જ બધા દુઃખનું મૂળ છે, અને પ્રજાના અમુક જ વર્ગને અન્યાય થાય છે, ત્યાં લોકો પ્રારબ્ધવાદી બની જાય છે; અને તકવાદી નેતાઓ આનો લાભ ઉઠાવ્યા વગર રહેતા નથી. આ પરિસ્થિતિનું કારણ એ છે કે આપણી નેતાગીરી એ વાતથી જાગૃત નથી કે પ્રજાના બુદ્ધિશાળી વર્ગની હતાશા ઉપર લોકશાહી સમાજની રચના થઈ શકશે નહિ કારણ કે આ વર્ગ ઉપર જેમ ચારે બાજુથી ભીંસ વધતી જશે તેમ તેમ લોકો વધુ ને વધુ સરમુખત્યારશાહી અને લશ્કરી રાજ્ય તરફ ઢળતા જશે.

ભારતનો મોટો પ્રશ્ન રાષ્ટ્રીય એકતાનો છે. આ પ્રશ્નને હલ કરવા માટે થયેલા પ્રયત્નો બહુ જ અવાસ્તવિક છે. કાં તો ભારેખમ પણ પોકળ સૂત્રો દ્વારા લોકોને અપીલ કરવામાં આવે છે. કાં તો આખા જનસમાજને સામુદાયિક રીતે નિયત ધારાધોરણ મુજબ જ વર્તવાનું કહેવામાં આવે છે. લોકોના સામાજિક અને રાજકીય વ્યવહારમાં નિયંત્રણો, અંકુશ અને વૈવિધ્ય વગરના સામ્ય દ્વારા ઐક્ય સાધવાના પ્રયત્નો થાય છે. બીજી બાજુ, દેશના ભવ્ય ભૂતકાળની વાતોથી આત્મસંતોષ લઈ એ સુવર્ણયુગને મૂર્ત કરવાના પ્રયત્નો કરવામાં આવે છે આ વલણથી સાચું ઐક્ય પણ આવતું નથી અને વ્યક્તિ સ્વાતંત્ર્ય ઉપર તરાપ આવે છે. આ સામે કેટલાક વિચારકોની માન્યતા એવી છે કે,—વિભિન્ન સંસ્કૃતિવાળા દેશમાં સાચું ઐક્ય સ્થાપી શકાય નહિ તે વાત પણ બરોબર નથી. પાકિસ્તાન કે જ્યાં સાંસ્કૃતિક અને ધાર્મિક ઐક્ય છે ત્યાં લોકશાહીનું પતન થયું છે; જ્યારે સ્વીટ્ઝરલૅન્ડ જ્યાં ત્રણ ભિન્ન ભિન્ન સંસ્કૃતિવાળી પ્રજાઓ વસે છે ત્યાં રાષ્ટ્રીય એકાત્મતા જળવાઈ રહી છે.

લોકશાહીની સફળતાનો આધાર કોઈ પણ દેશની સાંસ્કૃતિક એકતા કે ભિન્નતા ઉપર નથી. સાચું લોકશાહી ઐક્ય એ જુદા જ પ્રકારનું છે—જ્યાં અનેક પ્રકારનું વૈવિધ્ય હોવા છતાં સામુદાયિક હિત અને સામાજિક કલ્યાણની ભાવના જાગૃત હોય છે.

ભારતની આ પરિસ્થિતિમાં પાયાની સંસ્થાગત લોકશાહીનો પ્રકાર સર્વ રીતે યોગ્ય છે.

## (૭)
## ઉપસંહાર

આ લેખમાં જે લોકશાહીના પ્રકારની ચર્ચા કરી નથી તે 'જનલોકશાહી' (People's Democracy) નો પ્રકાર છે આ પ્રકાર તેના તાત્ત્વિક અર્થમાં અને વ્યાવહારિક અમલમાં બિનલોકશાહી છે. જનલોકશાહી એ સાથે સાથે જન-સરમુખત્યારશાહી પણ છે છેલ્લાં બે હજાર વર્ષનો ઇતિહાસ આ વાત પુરવાર કરે છે. આને કારણે આની ચર્ચા અહીં નિરર્થક છે

આ લેખમાં લોકશાહીના સર્વોત્કૃષ્ટ અને ઇચ્છનીય પ્રકાર—પાયાની લોકશાહી—નું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન કર્યો છે, એનાથી આગળ વધીને ચર્ચાને સૈદ્ધાન્તિક સ્વરૂપ આપવાનો પણ પ્રયત્ન કર્યો છે સંસદીય અને સીધી લોકશાહીના ઔપચારિક અને વાસ્તવિક ભેદને સમજવાનો પ્રયત્ન કર્યો છે રાજકારણમાં લોકોની ભાગીદારી અને સ્વ. રાજ્યના સિદ્ધાંતોને ધ્યાનમાં રાખીને સંસદીય લોકશાહીની ક્ષતિઓની ચર્ચા કરી છે. અહીં એમ પણ નિષ્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે કે—

સીધી લોકશાહીના કોઈ ઔપચારિક અને બંધારણીય માળખાને વળગી રહેવાની જરૂરત નથી.

● ગ્રીક લોકોની અને પાશ્ચાત્ય દેશોની લોકશાહી પદ્ધતિમાં રહેલી ભાવનાને પકડીને અને 'પાયાની લોકશાહી' દ્વારા વર્તમાન પરિસ્થિતિમાં કેવી રીતે મૂર્ત કરી શકાય તે આપણે જોયું. કયા પ્રકારની સંસ્થાઓ દ્વારા 'પાયાની લોકશાહી'ના આદર્શને મૂર્ત કરી શકાય, એની પણ અહીં ચર્ચા કરી છે. અહીં એમ નિષ્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે કે આવી સંસ્થાઓની કાર્યવાહીમાંથી જ લોકશાહી મૂલ્યો સમાજમાં સ્થાપિત કરી શકાશે. આવી સંસ્થાઓ એ વ્યક્તિ અને સમાજ વચ્ચેના વ્યવહારનું માધ્યમ બની રહેશે; એટલું જ નહિ, એ રાજકીય લોકશાહીના માળખાના પાયારૂપ

છે અને એના દ્વારા લોકશાહીનાં મૂળ તત્વો – ઐક્ય, વ્યક્તિસ્વાતંત્ર્ય અને રાજકારણમાં લોકોની ભાગીદારી —ને મૂર્ત સ્વરૂપ આપી શકાશે

● આવી પાયાની લોકશાહી એજ સંસદીય અને સીધી લોકશાહી વચ્ચેનો વિકલ્પ છે

આનાં ઐતિહાસિક, તાત્વિક અને વાસ્તવિક પાસાંઓનું પૃથક્કરણ પણ અહીં કર્યું છે, બીજી બાજુ લોકશાહીના કોઈ બંધારણીય અને ઔપચારિક પ્રકારથી આગળ વધીને લોકશાહીના તત્વને પકડીને એને મૂર્ત કરવાનો પ્રયત્ન કર્યો છે.

## સંદર્ભ સાહિત્ય


(૧) J. L Talmon The Origins of Totalitarian Democracy

(૨) Jaya Prakash Narayan . A Plea For Reconstruction of Indian Polity

(૩) Jaya Prakash Narayan Swaraj For the People

(૪) A B. Shah Democray and Public Opinion, Quest No. 25

(૫) Asoka Mehta ' Politics of Planned Economy

(૬) M N. Roy : Politics, Power and Parties.

(૭) Edward Shills . The Culture of Indian Intellectual Quest 24 and 25

(૮) Gunnar Myrdal . Beyond the Welfare State.

(૯) Alexis de Tocqueville . Democracy in America

(૧૦) James Bryle The American Commonwealth

(૧૧) Theodore Draper Castro's Cuba, Encounter, March '61

(૧૨) Rajani Kothari , Direct Action A Pattern of Political Behaviour


(પૃ ૪૦નો વધારો)

બ્રેડલેનું કહેવું છે કે શેક્સ્પિયરમાં આપણને એક એવા સંસારનું દર્શન થાય છે જેની ગતિ પૂર્ણતા તરફની છે. એમાં પૂણ્યની સાથે પાપ પણ ઉત્પન્ન થાય છે આ પાપ આત્મપીડા અને આત્મક્ષય દ્વારા જ નિર્મૂળ થાય છે આ તથ્ય જ ટ્રેજેડી છે

શેક્સ્પિયરે ગ્રીક નાટકોની પરંપરામાંથી ઘણુ મેળવ્યુ, અને એને પોતાના દેશની લોકસંસ્કૃતિના તત્ત્વો સાથે જોડયુ પોતાના યુગમા માનવમૂલ્યોનું વિઘટન થતું જોઈને અથવા ધન અને ભોગને માટે અને માનવીઓમાં કોઈને કોઈ પ્રિય મૂલ્યોનો હ્રાસ જોઈને, શેક્સ્પિયરે પોતાના મહાન કરુણાન્ત નાટકો રચ્યાં, એ નાટકો આપણી કરુણાનો પરિષ્કાર અને પ્રસાર કરે છે. ભીતિ અને અનુકંપાના ભાવો સિવાય તે અન્યાય અને બર્બરતા પ્રત્યે ક્રોધ અને ધૈર્ય–તેમજ વીરતા વગેરે ગુણોને માટે સન્માનની ભાવના પણ જાગૃત કરે છે. શેક્સ્પિયર સમાજના નૈતિક સંઘર્ષમાં તટસ્થ ન રહેતાં વિશ્વજનીન મૂલ્યોનો પક્ષ લે છે. એના નાટકોમાં બાહ્યસંઘર્ષ પર પણ પુરતો ભાર મુકાયો છે, નાયકનું અંતર્દ્વન્દ્વ જ સર્વકોઈ નથી. શેક્સપિયરને જે માનવમૂલ્યો પ્રિય હતા તેમનું મહત્વ આજે પણ ઓછુ થયુ નથી

(પૃ ૬૨નો વધારો)

લોકોની ગઇકાલની સાથે રહીને આવતી કાલને પકડવાનો ઉદ્યમ કરવામાં તેઓ વસ્તુત: અગ્રગામી જ બને છે. અને શેષ માનવજાતિને માર્ગ ચીંધે છે, એવી એક શ્રમણુની તેને આવશ્યકતા રહે છે ઔદ્યોગીકરણનું વ્યવહારુ ભગીરથ કાર્ય પવિત્ર હેતુઓની સાધના માટે એક મહાન સાહસ તરીકે દેખાઈ આવવુ જોઈએ વ્યવસાયી શિક્ષણ, સમુચિત સરંજામ, અને સંતોષપ્રદ ખોરાક અને નિવાસસ્થાનો જેટલા જ સબળ શબ્દો, શ્રદ્ધાળુઓ સાથે એકાત્મતા, અને શોષ્ણખોરો સામે શત્રુતા – આવશ્યક છે. અવિકસિત લોકસમૂહોએ તેમની જાતને માનવતાના અગ્રેસરો, એક અને અદ્વિતીય સત્યના મશાલચીઓ અને ઇતિહાસના વરેણ્ય નિમિત રૂપે એવી જોઇએ અવિકસિત અવસ્થામાંથી તેમનું બહિર્ગમન વિજેતાઓની કૂચ સમાન હોવુ જોઇએ.

# માનવ-સ્વભાવની નૈસર્ગિકતા

## સ્વાધીનતા માટેની ઝંખના

—એરિક હોફર

અનુવાદક : ડૉ. રસિક પંડયા

[ ગતાંકથી ચાલુ ]

૩

મનુષ્ય વિલક્ષણ માનવીય તો મુખ્યત્વે તેની સર્જનાત્મક પ્રવૃત્તિને કારણે જ બન્યો છે. અને સર્જન પ્રક્રિયા સમૂહ કરતાં વિશેષત: વ્યક્તિગત પ્રવૃત્તિ હોવાથી માનવતાના ઉર્ધ્વગમનમાં વ્યક્તિનો પ્રાદુર્ભાવ એક નિર્ણયાત્મક પગલુ બન્યુ છે. છતાં પણ નિર્દેશો તો એવા મળે છે કે વ્યક્તિનો પ્રથમ પ્રાદુર્ભાવ કોઈ સામાજિક પક્વતાની પ્રલબ પ્રક્રિયાનુ પરિણામ ન હતું – તે તો હતું દુર્ઘટનાઓ અને આફતોની આડપેદાશ આ ધરતી પરનો પ્રથમ વ્યક્તિ-માનવ કોઈ એકાકી છૂટી ગયેલો, રખડુ, નિર્વાસિત, ભાગેડુ જ હતો. વૈયક્તિક પોતાપણુ કોઈક ઉત્સાહપૂર્વક ચાહેલી વસ્તુ તરીકે નહિ પરંતુ આવી પડેલી આફત રૂપે જ સૌ પ્રથમ અનુભવાયું હતું. એ વ્યક્તિ તો સમૂહમાંથી ફેંકાઈ ગયેલી હતી. ઇતિહાસના સબળા સર્જનાત્મક તબક્કાઓ પહેલાં સામાજિક સાળખુ દુર્બલ યા વિશ્લિષ્ટ થયેલું હતું જ. અને સર્જનક્રિયાને સૌ પ્રથમ ગતિ આપનાર આવો-વ્યક્તિ ભગાર જ હતો.

પ્રત્યેક નવનિર્માણના પાયામા ભાગેડુઓ જ હોય એમ લાગે છે. તેઓ જ પ્રથમ મુક્ત-માનવો હતા. શહેરો અને સંસ્કૃતિઓના પ્રથમ પાયાગરો પ્રથમ સાહસિકો અને શોધકો પણ તેઓ જ હતા. તેઓ જ ઇઝરાયેલ, ભારત, ગ્રીસ, રોમ અને અમેરિકાના બીજરૂપ હતા.

સઘન સમુદાયમાંથી વ્યક્તિનું વિચ્છેદન એક એવી શસ્ત્રક્રિયા છે કે જેની અસરોમાથી વ્યક્તિ ક્યારે ય સંપૂર્ણત: મુક્ત થતી નથી વ્યક્તિ તેના પોતાને કારણે જ ક્રમાંકમાં અપૂર્ણ અને અસમતોલ હસ્તી બની રહે છે તેની સર્જન પ્રવૃત્તિ અને તેના અદમ્ય અનુવેગો (Pursuits) મૂળભૂત રીતે તો અખિલાઈ અને સમતુલા માટેનાં આંધળાં બાથોડિયાં જ છે. સાહિત્ય, કલા, સંગીત, વિજ્ઞાન અને યંત્રવિદ્યામાં જે કોઈ મહાન છે તે બધું પોતાની જાતને ઓળખવાના અને પોતાની મહત્તા પ્રસ્થાપિત કરવાનાં વ્યક્તિનાં બાથોડિયાંમાંથી જ સર્જાયું છે; અને જ્યારે તે તેની જાતને સમજી શકતો નથી, તેમજ તેના અસ્તિત્વની સાર્થકતા પોતાના પ્રયાસો વડે સિદ્ધ કરી શકતો નથી, ત્યારે વ્યક્તિ નિરાશાનો વિકસનો પીડ, તેમજ, આપણા વિશ્વને પાયામાંથી હચમચાવી મૂકનાર ઝંઝાવાતોનુ બીજ બની જાય છે આ ઝંઝાવાતો તત્ત્વતઃ વૈયક્તિક અસ્તિત્વના બોજામાંથી ભાગી છૂટવાની જ ક્રિયા હોવાથી ઘણી વખત પ્રાગ્ વ્યક્તિ યુગનાં (Pre-individual Era) પ્રારંભિક સમૂહવાદને પ્રગટ-કરતી સર્વ-સત્તાવાદની પદ્ધતિઓમાં પરિણમે છે.

આ એક અદ્ભુત, અફસોસની વાત છે કે મનુષ્યની અદ્વિતીયતાના બોજથી થાકેલી વ્યક્તિ, વારંવાર ખભા બદલે છે અને અંતે તેને ફગાવી દે છે કારણ કે પ્રત્યાવર્તન માટે જેવો પૂઠ ફેરવે છે કે તરત નિર્બંધ શરણાગતિ અને નિશ્ચિતતા (Certitude) તરફ પીછેફૂચ કરતા, પતાકાઓ ફરકાવતા અને પડઘમ વગાડતાં વિશાળ સૈન્યમાં તે પોતાને જુએ છે — સોનોલિથિક અખંડ પીંડના અનામી રજકણરૂપે અને યુગોની ખાડાની ધૂળમાં પાછો ભળી જતો!

જો કે આવી આવેગ ભરી પીછેહઠ ઘણીવાર આગળ કૂદકો મારવા માટેની તૈયારી રૂપ પાછોતરું

પગલું 'બની રહેતું હતું. માનવ-સ્વભાવના અપ્તરંગીપણાનું જ આ એક પાસું છે. પશ્ચિમના દેશોમાં મધ્યયુગના અંતકાળથી જ વ્યક્તિવાદી અને વ્યક્તિ વિરોધી વલણો વચ્ચે સતત ગજગ્રાહ ચાલે છે. 'રેફર્મેશન યુગ' 'રેનેસાં 'યુગ' માટે જે સ્થાન ધરાવે છે, તથા જેકોબિનિઝમ (ફ્રેન્ચ ક્રાંતિના અંતમાં) તેની આગળનો બૌદ્ધિક વિકાસવાદી યુગ ('એજ ઓફ એન લાઈટનમેન્ટ') સાથે જે સંબંધ ધરાવે છે, તેવો જ સંબંધ ઓગણીસમી સદીના વ્યક્તિવાદ માટે વીસમી સદીનાં રાષ્ટ્રીય દુરાભિમાન અને સમાજવાદી સમૂહવાદ (Collectivism) ધરાવે છે અને પ્રત્યેક વેળાએ આજ સુધી તો, પશ્ચિમની બહુ-મેધા વ્યક્તિએ 'યેનકેન' પ્રકારે તેની જાતને પુનઃપ્રતિષ્ઠ કરી છે, અને સર્વોચ્ચ તરીકે તે બહાર આવી છે વ્યક્તિવિરોધી આંદોલનો (ધાર્મિક, રાજકીય યા સામાજિક) દ્વારા પેદા થયેલા ઉત્સાહને તે તેની સર્જનાત્મક શક્તિઓના ઉદ્દીપકમાં અને આત્મજ્ઞાન તેમજ આત્મોન્નતિ માટેના પ્રયત્નોમાં સહાયક બને તે રીતે પલટાવી શક્યો હતો. આમ, છેલ્લાં ચારસો વરસોમાં પુનઃપુનઃ જોઈએ છીએ કે પ્રત્યેક વ્યક્તિવિરોધી આંદોલનની ફલશ્રુતિ વાઙ્મયમાં અને કલામાં વ્યક્તિગત સર્જનશીલતા, સાહસિકતા અને વિજયના જુવાળ વડે અંકિત થયેલી છે. સમકાલીન વ્યક્તિવિરોધી પ્રવૃત્તિઓમાં સ્ફુટ થતી અભૂતપૂર્વ નિષ્ઠુરતા જોઈને, સાચું છે કે, આ વેળાએ પણ વ્યક્તિ સર્વોચ્ચ સિદ્ધ થશે કે કેમ, તે બાબતમાં આશંકા રહે છે. સમકાલીન સમૂહ-આંદોલનો, દમન અને વર્ચસના તેમનાં ભયાનક સાધનો દ્વારા, પશ્ચિમી વ્યક્તિને હંમેશને માટે જૂથવાદી (Collectivist) તાબેદારીમાં ધકેલવામાં અંતે સફળતા મેળવશે કે, કેમ તે બાબત પણ શંકા રહે છે.

● આ ગ્રહ ઉપર માનવી આગંતુક પરદેશી હતો. તેની આ અયોગ્યતાને કારણે જ તેને અદ્વિતીય માર્ગે આરંભ કરવો પડ્યો. આ ઉપરથી અયોગ્ય અને પરદેશીઓ માનવ-પુરુષાર્થમાં બહુધા મોખરે રહે છે, અને અજ્ઞાત ઉપર કાબૂ મેળવવામાં આગળ હોય છે, તેમાં કશું વિરોધાભાસી લાગવું જોઈએ નહિ. અસહ્ય પરિસ્થિતિમાંથી પલાયન કરવાની વૃત્તિ ઘણી વેળા માનવીને પીછેહઠ કરવાને બદલે પાહોમ કરીને ઝુકાવવાની પ્રેરણા આપે છે. વધુમાં માનવજાતિમાંના 'અનાડી' (Misfits) પોતાની જાતનું પરિવર્તન કરીને યોગ્યતા કેળવવાને બદલે, બાહ્યજગતને જ પલટાવીને પોતાને અનુરૂપ બનાવે, તે માનવ યોનીની અદ્વિતીયતાની દૃષ્ટિએ સમુચિત લાગે છે. આમાંથી જ સુધારો, નવસંસ્કરણ, પુનરોદ્ધાર અને સાહસ માટેનો તેમનો ઝોક પ્રગટે છે. આમ, આપણને નવી ધરતી વસાવવામાં, આર્થિક રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રમાં નવી પદ્ધતિઓ અને પ્રથાઓ વિકસાવવામાં, 'અનાડી' લોકો જ મોખરે જોવા મળે છે.

માનવજાતિ માટે અનુપમ ગૌરવપ્રદ તો એ છે કે, તેનાં તરછોડાયેલાં સંતાનો રસ્તાની બાજુએ ફેંકાઈ જતા નથી, પરંતુ નવનિર્માણની આધારશીલાઓ બને છે. અને જે સાંપ્રત વ્યવસ્થામાં ગોઠવાઈ શકતાં નથી તે ભાવિનાં શિલ્પીઓ બને છે.

નિત્શે અને ડી. એચ. લોરેન્સ જેવાઓ અશક્તોની અસરમાં અપકર્ષ અને અધઃપતનની શક્યતા જુએ છે, તેઓ ભીંત ભૂલે છે. અશક્તોએ ભજવેલા વિલક્ષણ પાઠને લીધે જ માનવયોનીને તેની અદ્વિતીયતા પ્રાપ્ત થઈ છે તે વાત નિઃશંક છે માનવીના ભાવિના ઘડતરમાં, આ અશક્તોના પ્રભુત્વપૂર્ણ અર્પણને, નૈસર્ગિક વૃત્તિઓ અને મૂળભૂત આવેગોની વિકૃતિ તરીકે ન જોતાં, નિસર્ગવિચ્છેદ પ્રતિ માનવીને દોરી જતા વળાંકના આરંભબિન્દુ રૂપે નિહાળવું જોઈએ

અશક્તો ઉમદા ઘરાણાના હોતા નથી તેમનાં આત્મભોગ, હિંમત અને શ્રદ્ધાનાં ઉદાત્ત કાર્યો વિવાદાસ્પદ હેતુઓમાંથી પ્રગટે છે. અશક્તો દુષ્ટતાને નહિ પણ અશક્તિને ધિક્કારે છે, અને તેમની અશક્તિ માટેના ધિક્કારનું એક ઉદાહરણ તેમના પોતા માટેના ધિક્કારમાં મળે છે. અશક્તોના સઘળા અદમ્ય અનુવેગો અશાંત. પોતાના અણગમતા અસ્તિત્વમાંથી ભાગી છૂટવાના, તેને ઝાંખું પાડવાના અથવા તો ઢાંકી દેવાના ઉધમાતો જ છે. આ ઉધમાતો દુરાશય, ઈર્ષા, આત્મ-

પ્રેરણા અને ફૂડીભ ક્ષુદ્ર આવેગો વડે આરંભાયેલા હોવા છતાં, ઘણીવાર તે અદ્‌ભુત સિદ્ધિઓની પરાકાષ્ઠાએ પહોંચે છે. આમ, આપણે જોઈએ છીએ કે જે લોકો રોજિંદા વ્યવસાયમાં નિષ્ફળ જાય છે, તેઓ અશક્યને આંબવાનાં વલણો દર્શાવે છે અસંભવ લોકોની પણ દાંડી ગુલ કરી કરી દે તેવાં ભગીરથ કાર્યો માટે તેઓ વિશિષ્ટ યોગ્યતા દાખવે છે, તેઓ ભવ્ય યોજનાઓમાં સાથ પુરાવે છે અને અનુપમ દઢતા તેમજ વિસ્મયકારક શક્તિઓ ધરાવે છે

શક્યતાઓને સાધવામાં મળેલો પરાજય લોકોને અશક્યતાઓને અજમાવવા માટે પ્રોત્સાહિત કરે, તે જરા વિરોધાભાસી તો લાગે જ છે પરંતુ અશક્તોની મનોવૃત્તિની જાણકારી સાફ સાફ બતાવી આપે છે કે, પ્રથમદર્શી સાહસનો માર્ગ ખરેખર તો આળેકુપણા દ્વારાજ પ્રાપ્ત થાય છે નિષ્ફળતાના ઉત્તરદાયિત્વમાંથી છટકવા માટે જ અશક્તો આટલી આતુરતાથી ભવ્ય સાહસોમાં ઝંપલાવે છે કારણ કે—

શક્યને સિદ્ધ કરવામાં મળતી નિષ્ફળતાનું ઉત્તરદાયિત્વ આપણું જ રહે છે. જ્યારે અશક્યને પ્રાપ્ત કરવામાં મળેલી નિષ્ફળતાને આહસની પ્રચંડતાને માથે ઓરાઢવામાં આપણે વ્યાજબી ઠરીએ છીએ.

અણુધ અને અયોગ્ય લોકો પણ સઘળાં ક્ષેત્રોમાં નવીનતાને આવકારવામાં અને પ્રોત્સાહન આપવામાં ઘણી મોટી સાહસિકતા પ્રદર્શિત કરે છે. ઉગ્ર સામાજિક પરિવર્તનોના હિમાયતીઓ, વ્યાપાર–ઉદ્યોગમાં નવાં સાહસો ખેડનારાઓ, વેરાન ભૂમિ ખૂંદવા નીકળી પડનારાઓ, અથવા તો વાઙમય, કલા, સંગીત વગેરે ક્ષેત્રે અભિવ્યક્તિનાં નવા સ્વરૂપો પ્રગટાવનારાઓ, મોટે ભાગે તે લોકો જ હોય છે કે જેઓ જિંદગીમાં સફળ થયા હોતા નથી. કેમકે જેઓ સફળ નીવડે છે તેઓ બહુધા સ્થાયી બને છે. અને જે વસ્તુ સારી રીતે કરવાની તેમની આવડત છે તેને જ વધુ પ્રમાણમાં અને વધુ સારી રીતે કરતા રહે છે. નૂતન અજ્ઞાતમાં અવગાહન એ તો ઘણી વેળા અસહ્ય પરિસ્થિતિમાંથી પલાયનરૂપ અને પોતાની અયોગ્યતા ઢાંકવાની યુક્તિરૂપ હોય છે. આરંભકાર અને અગ્રેસરનો પાઠ ભજવવો એટલે જ, તેવી પરિસ્થિતિમાં પોતાની જાતને મૂકવી કે જ્યાં અણુધતા અને વિચિત્રતા કેવળ સ્વીકાર્ય જ નહિ, અનિવાર્ય ગણાય. કારણ કે અજ્ઞાતને ઉકેલવામાં અનુભવ અને માહિતીનું ખાસ મહત્વ નથી અને સાંગોપાંગ નૂતનપણાને દુર્ઘટનાજન્ય અને વિરૂપ હોવાનું જ કલ્પીએ છીએ.

વિવાદાસ્પદ હેતુઓ અને જબ્બર સિદ્ધિઓ વચ્ચેની વિષમતા તરફ અંગૂલીનિર્દેશ કરવાનો આશય માનવસ્વભાવને ઉતારી પાડવાનો નહિ, પરંતુ તેની પ્રતિષ્ઠા કરવાનો છે કેમકે માનવીની સર્જનશીલતાની મુખ્ય વિલક્ષણતા એ છે કે, ક્ષુદ્ર અને નિર્માલ્ય આવેગોનું મહત્વની સિદ્ધિઓમાં આમૂલ રૂપાંતર (transmute) કરી દેવાની તેની શક્તિ છે. ધાતુઓનાં ગુણાંતરની ધાતુશાસ્ત્રીઓ ( Alchemist )ની કલ્પના નિસર્ગના અનુસંધાનમાં સાવ અર્થહીન લાગે છે. પરતુ તે માનવસ્વભાવની વાસ્તવતા સાથે સુસંગત લાગે છે મનુષ્યના અંતઃકરણમાં સત્ અને અસત્ વચ્ચે, ઉમદા અને હીન વચ્ચે, ઉદ્દાત્ત અને ઉપહાસ યોગ્ય વચ્ચે, તેમજ મહાન અને ક્ષુદ્ર વચ્ચે એક પ્રકારની પ્રવાહી સમતુલા રહેલી છે. સિદ્ધિની ગુણવત્તા અને તેને પ્રગટાવનાર હેતુઓના પ્રકાર વચ્ચે ગાઢ સુસંગતતા શોધવામાં મનુષ્યની અદ્વિતીયતાનું સવિશેષ અસરકારક પાસુ જ ખોવાઈ જાય છે.

ક્ષુલ્લક તકલીફો અને પ્રગોદોમાં તેમજ સહિયારા પ્રાણીધર્મશાસ્ત્રના ( Physiological ) દબાણ અને ક્ષુધાઓ સાથે તે કેવી રીતે કામ લે છે, તેમાં જ માનવીની મહત્તા છે.

ફિટ્રે લખ્યુ છે કે, તે જ્યારે સહેજ પણ ચીડાય છે ત્યારે તે ચીડ પાંચ જ ક્ષણોમાં એકનાટ્યકાર સોફોક્લિસની નાટ્યવસ્તુમાં વિકાસ પામે છે. સર્જનશીલ વ્યક્તિની અનહદ માનવતા ક્ષુલ્લક વસ્તુને અસાધારણ રૂપે પ્રગટાવવામાં રહેલી છે.

મનુષ્યના વ્યવહારમાં શબ્દો જે મહત્વનો ભાગ ભજવે છે તેથી વિશેષ બીજું કશું ય માનવસ્વભાવ તરફના વૈજ્ઞાનિક દૃષ્ટિકોણને ગુચવતું નથી. ઘણીવાર

તો અર્થહીન શબ્દના ધ્વનિ યા છાયા માત્રથી જેમાં પ્રતિક્રિયાઓ આરંભાય છે અને અટકી જાય છે, ગતિ પકડે છે અને મંદ પડે છે, તેવા ભૌતિક-રસાયણના (Physio-chemical) જટિલ પદાર્થ સાથે કોઈ કામ પાડે તો તે શી રીતે?

નિસર્ગને લાગે વળગે છે ત્યાં સુધી જાદુવિદ્યાનો આધાર માનવ સ્વભાવ અને નિસર્ગ વચ્ચે ખાસ અસમાનતા નથી એ વાત પર રહેલો છે અર્થાત્ નિસર્ગને શબ્દો દ્વારા પલોટવાનો પ્રયાસ એવી એક ધારણા ઉપર આધારિત છે કે, નિસર્ગ માનવસ્વભાવથી વિપરિત નથી; એટલે કે માનવ-સ્વભાવને પલોટવાની તરકીબો નિસર્ગને પલોટવામાં પણ એટલી જ સમર્થ પૂરવાર થઈ શકે. આ ધારણા માનવસ્વભાવ નિસર્ગનું કેવળ એક પાસું જ છે એવી વૈજ્ઞાનિક દૃષ્ટિમાં પ્રતિબિંબિત થાય છે અને તેના કરતાં વધુ અર્થહીન પણ નથી, એમ જોઈ શકાય છે.

● આપણે જાણીએ છીએ કે શબ્દોથી પહાડો હલાવી શકાતા નથી, પરંતુ તેનાથી લાખોને હચમચાવી શકાય છે. અને મનુષ્યો બીજા કશા કરતાં શબ્દને માટે લડી લેવા અને મરી ફીટવા તૈયાર થાય છે શબ્દો વિચારને આકાર આપે છે, લાગણીને પ્રાસાદિત કરે છે અને કાર્યને જન્માવે છે; તેનો ધ્વંસ પણ કરે છે, અને ઉદ્ધાર પણ તે કરી આપે છે અને સ્વાસ્થ્ય પણ બક્ષે છે આથી જ તો પાદરીઓ, આર્ષ દ્રષ્ટાઓ અને બુદ્ધિજીવીઓ જેવા શબ્દસ્વામીઓએ ઇતિહાસમાં લશ્કરી સેનાપતિઓ, રાજપુરુષો અને વાણિજ્યવીરો કરતાં વધુ નિર્ણયાત્મક ભાગ ભજવ્યો છે.

૪

જિંદગીના પુરાણી પ્રથાઓ જ્યારે વિલુપ્ત થાય છે અને માનવીએ અજ્ઞાતને અનુકૂળ કરવું જ પડે છે, કટોકટીના સમયમાં શબ્દો અને જાદુ સવિશેષ નિર્ણયાત્મક બની રહે છે તે સમયે જાણીતા થઈ ગયેલા હેતુઓ અને આદર્શો તેમની અસરકારકતા ખોઈ બેસે છે. મનુષ્ય નીરસ અને શુષ્ક હકીકતોની શોધમાં અજ્ઞાત-અવગાહન કરતો નથી, કલ્પના સભર અને અભૂતપૂર્વને આંબી જવા માટે તેને તેના અંતરતમને ઢંઢોળવું પડે છે તેને ધ્યેનમાં રાખીને, શરૂઆતની મંથર ગતિને સાચવી લેવા માટે, જાદુરૂપી પરિચારિકા અને શ્રામને અદ્ધર કરી દે તેવી પરીકથાઓની તેને આવશ્યકતા રહે છે આધુનિક વિજ્ઞાન અને યંત્રશાસ્ત્ર પણ આરંભકાળમાં હકીકતો અને માહિતીઓનો સાદો શાણો વ્યવસાય ન હતો. તેમાં પણ ધાતુશાસ્ત્રીઓ જ્યોતિષીઓ અને સ્વપ્નદ્રષ્ટાઓ જેવા જાદુગરો જ તેના પુરસ્કર્તાઓ હતા આરંભના રસાયણશાસ્ત્રીઓ નીરસ તત્ત્વો અને ક્ષારોનું સંશોધન કરતા ન હતા. તેઓ તો જાદુઈ હીરા અને સંજીવની રસની શોધમાં હતા. આરંભના ખગોળ શાસ્ત્રીઓ અને સંશોધકો પણ પરીકથા અને કિંવદંતીઓમાંથી જ પ્રેરણા મેળવતા હતા સુવર્ણ અને દંતકથાઓના મહારાજ્યોની શોધમાં જ નહિ, ઈડનના બગીચાને શોધી કાઢવા માટે પણ કોલંબસ પ્રવાસે નીકળ્યો હતો. તેણે જ્યારે ઓરીનોકો (Orinoco) નદી જોઈ ત્યારે ઈડનની ચાર નદીઓમાંની એક ગાહોન (Gihon) દીઠી હોય એમ જ તેને લાગ્યુ હતું. તે પ્રદેશોમાં જ સ્વર્ગ મળી આવશે એવો નિર્ણય બાંધવા માટે તેને પ્રેરતા બધા જ સંકેતો, વિશેષતાઓ અને ગણિતની ગણત્રીઓ તેણે સ્પેન લખી મોકલી હતી.

શબ્દો અને જાદુ જે ભાગ ભજવે છે તે તરફ અજાણ રહીને આપણે ઇતિહાસના કટોકટીના સમયોને ઓળખી શકીએ કે કેમ તે સાચે જ શંકાસ્પદ છે.

એક બાજુએ વૈજ્ઞાનિક ધગશ અને ઉત્કૃષ્ટ વાસ્તવદષ્ટિ અને બીજી તરફ રાષ્ટ્રીય દુરાભિમાન, જાતિવાદ, ફાસીવાદ અને સામ્યવાદના કાળા જાદુ વડે જકડાયેલા આજના જમાનામાં તો તે સવિશેષ સત્ય બને છે. લાખો કિસાનોનું શહેરી ઔદ્યોગિક-કામદારોમાં થતું ત્વરિત પરિવર્તન પોતે જ નિયોલિથિક યુગમાંથી વીસમી સદીમાં હનુમાન કુદકા સમાન છે. સાથે ઝનુનના રાષ્ટ્રીય, જાતિવાદી અને સામાજિક સ્વપ્ન વિષેની, અંતરને આંદોલિત કરી મૂકે તેવી, દંતકથાઓ અને ભ્રમણાઓ વિના, ઉપરનું પરિવર્તન થઈ શકે તેમ નથી. આજકાલ એવી લાગણી વ્યાપક બની છે કે, માનવજાત તેના નિર્ણયાત્મક વળાંક ઉપર આવી ઊભી છે. આ

લાભથી અશક્ત અણુયુગી ભૂતાવળની નીતિમાંથી અને અશક્ત સામ્યવાદી દેશો સાથેની પ્રસંગ સ્પર્ધામાં આપણે જેને પિછાણીએ છીએ તે જ પૂર્ણસત્તાવાદના ખીણમાં ઢળાઈ જઈશું અને અભિલાષાઓ માટે ઝઝૂમતાં ઝઝૂમતાં જ આપણે તે આપણી અભિલાષાઓનું ખૂન કરી નાખીશું — એવા એક ભયમાંથી તે પ્રગટે છે.

કદાચ એથીય વધુ અપશુકનિયાળ સંકેત તો એ છે કે, માર્ગશોધકો અને ભાવિના શિલ્પીઓ તરીકે પોતાનો પાઠ ભજવી રહેલા માનવ જાતિના 'અશક્તો' તેમના પાઠમાંથી હડસેલાઈ જવાની અણી ઉપર છે. નિસર્ગ ઉપરના માનવીના આધિપત્યને આટલી બધી હદે વિસ્તારનાર વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રની નૂતન ક્રાન્તિએ, સાથોસાથ જ, 'સામાન્ય અક્કલના' મહત્વને ધરખમ રીતે ઘટાડી દીધું છે. સ્વયંસંચાલનના આગમન અને પરમાણુના વિનિયોગ દ્વારા લોકસમૂહની સહાય વિના જ રાષ્ટ્રનાં યુદ્ધો લડવાનું અને તેની સઘળી આવશ્યકતાઓને સંતોષવાનું પણ અલ્પ સંખ્યાના નિષ્ણાતો માટે શક્ય બને પણ ખરું. અતિમાનવોના મહેકમ વડે સજ્જ કરાયેલી આસરંગી, સફીસું અને ખર્ચાળ પ્રયોગશાળાઓમાં હવે માનવીનું ભાવિ ઘડાઈ રહ્યું છે. આ નવી સ્થિતિમાં અયોગ્ય અને અસ્વીકૃત લોકો માટે કોઈ સ્થાન નથી. અશક્તો તવારિખના ઉચ્ચાલક બળ તરીકે, માનવીના ઉર્ધ્વારોહણના મૂળ પ્રેરણારૂપે બની રહેવાને બદલે વ્યર્થ પેદાશ તરીકે બાજુએ ફેંકાઈ જવા સંભવ છે.

ઇતિહાસના ઘડવૈયા પરિબળ તરીકે અશક્તોનું નિર્મૂલન થતાં તવારિખનું પૂર્ણવિરામ આવે — એટલે કે, જંગલી અવસ્થામાં પ્રતિગમન !

— એવી દહેશત રાખવામાં વ્યાજબીપણું તો છે જ. સાંપ્રત કસોટીને ટાણે આપણામાં આવેલો થાક અને નિરાશા, આપણા ભાવિનું આર્ષદર્શન કરવામાં આપણી દૃષ્ટિને ધૂંધળી બનાવી દે છે. અશક્તને બાળ અંધકારમાં ફેંકી દેવા તત્પર બનેલાં પરિબળોની ગણતરી કરીએ છીએ ત્યારે પણ, વિશ્વના પ્રત્યેક વિભાગમાં આપણને થંભાવી દે, આશ્ચર્ય પમાડે અને આશાથી ભરી દે તેવું ઘણું બની રહ્યું છે.

• બરાબર આ જ ટાણે, આપણે ચારે બાજુ, સાધનસંપત્તિ, જ્ઞાન અને કૌશલમાં કલ્પનાતીત ગરીબાઇ ધરાવતા અવિકસિત દેશોને તેમના સૈકાંઓ જૂના પક્ષાઘાતમાંથી જાગી રહેલા જોઇએ છીએ. અંતિમ પાયરીએ ફેંકાયેલાઓના વળી સર્વોચ્ચ સ્થાને પહોંચવાના અવિસ્મરણીય નાટકની પુનઃરજુઆત કરવા માટે, તેઓ જાતે તવારિખના તખ્તા ઉપર દેખાઇ રહ્યા છે. આ ઘટના સાચે જ મહત્વની છે અને આપણે જો તેના પૂર્ણ મથિતાર્થો સમજી શકીએ તો, આ નાટક ભજવનારાંમાં પ્રસંગોપાત અકૌશલ, ઉદ્ધતાઇ, દર્પ, જંગાલિયત અને ઘેલછા જોઇને હારી બેસીશું નહિ.

● માનવ-સ્વભાવની અસ્વાભાવિકતા પ્રતિ સભાન રહ્યા વિના, વિશ્વના અર્ધવિકસિત પ્રદેશોના આંતરિક પ્રવાહોને કોઈ પણ કેવી રીતે સમજી શકે, તે જ સમજાતું નથી. અવિકસિત રાષ્ટ્રને આધુનિક બનાવવાનું સરળ, વ્યવહારુ મહાકાર્ય ક્યારેક પાગલપણાનું પ્રદર્શન શા માટે કરે છે ? માનવ વ્યવહારમાં બહુધા સાધન અને સાધ્ય વચ્ચે, વારંવાર દૃષ્ટિગોચર થતી તરંગી વિસંગતિનું આ સ્થળે ખરેખર સચોટ ઉદાહરણ મળી આવે છે. મંત્રો, પૌરાણિક કથાઓ (Myths) અને હાસ્યાસ્પદ સમજૂતીઓ અશક્તોને તેમના માર્ગમાં આવતાં વિઘ્નોના ભુક્કા ઉડાડી મૂકવા માટે, અથવા તેની ઉપરવટ થવા માટે, જોઈતી શક્તિ પૂરી પાડે છે [illegible] લોકસમૂહોને, તેમનો રસ જાગૃત કરીને અથવા તર્કબદ્ધ સમજણ આપીને, શ્રેષ્ઠ પુરુષાર્થ માટે તૈયાર કરી શકાતા નથી. તેમજ તેમને ક્રમશઃ શીખતાં શીખતાં આગળ વધવા માટે પણ ઉદ્યત કરી શકાતા નથી કેમકે તેમને મન શીખવું એટલે જ તેમની અયોગ્યતાની એક વધુ સાબિતી ! અને ક્રમશઃ પ્રગતિનો અર્થ જ હવામાં બાચકા ભરવા — સાંપ્રતકાળમાં હાથ ધોવા ! આથી તેમને પ્રગતિનું નીરસ પગલું ખપતું નથી. તેમને તો જોઈએ છે ધૂંધળા વર્તમાનમાંથી ભવ્ય ભાવિમાં ચમત્કારિક છલાંગ. બીજા

[ અનુસંધાન પાન ૫૭ ઉપર ]

# પશ્ચિમના પ્રવાસે (૩)

—સનત મહેતા

૧૧–ઓક્ટો' ૬૨

આજે રાતે Beyond the Fringe નામનું નાટક જોયું– ચાર જ પાત્રો, બધા યુવાનો; અને નાટકની વાર્તા કશી જ નહિ પણ, ઈંગ્લેંડના જીવનનાં જુદાં જુદાં પાસાંઓ પર કટાક્ષમય પ્રહસન. મેકમિલન, રસેલ, Royal Family બધાંને ઝપટમાં લીધા છે. લડાઈ, હાઈડ્રોજન બોમ્બ, કેનેડી, બધું જ. અઢી કલાક હસાવીને લોથપોથ કરી દીધા. ચાર પાત્રોએ નાટક ઘડ્યુ છે– લખ્યુ નથી; અને ખૂબ Freedom છે

*

આજે શુક્રવારે કોલમ્બસ દિનની રજા છે કોલમ્બસે અમેરિકા શોધ્યું એમ મનાય છે જો કે હવે આ વાત ખોટી ઠરાવાઈ છે. કારણ, ૯૦૦ ની સાલમાં એક બીજા યુરોપિયને અમેરિકામાં પગ મૂકેલો એમ સાબિત થયું છે. છતાં, અમેરિકામાં ઈટાલિયન લોકોની વસ્તી ઘણી છે અને કોલમ્બસ ઈટાલીનો હતો એટલે એ લોકો ઊજવે છે.

*

આ અઠવાડિયે ચલચિત્રો જોયાં.

ઈશુ ખ્રિસ્તને જેને બદલે crusify કર્યા તે barabas જેવું–usual mythological, પણ એકંદરે સારું.

Students Peace Union નામની એક શાંતિ ઝંખતી વિદ્યાર્થી સંસ્થા તરફથી એક ચર્ચમાં Children of Hiroshima જોયું અવ્યવસ્થિત કપડાં, દાઢી અને અવ્યવસ્થિત વાળમાં રહેનારા વિદ્યાર્થીઓની આ સંસ્થા લાગી. પણ ચિત્ર અદ્ભુત હતું–Horrible એક બાળમંદિરની શિક્ષિકા પોતાના ગામ હીરોશિમા જાય છે. પહેલાં એ રજાઓમાં હીરોશિમામાં બાળમંદિરની શિક્ષિકા હતી. હીરોશિમામાં અણુબોમ્બ પડ્યા પછી એ બાળમંદિરનાં ત્રણ જ બાળકો બચ્યાં હતાં. આ શિક્ષિકા આ ત્રણેયને મળવા જાય છે. વસવાટો વ્યવસ્થિત થયા છતાં હીરોશિમાના આખા દેહ પર ઠેર ઠેર બોમ્બના જખમો છે. જે હજારો માણસો બચ્યા છે, તેમાંના કેટલાક એવા કદરૂપા થઈ ગયા છે કે જોઈ પણ ન શકાય એ બધા સારા નાગરિકો હતા પણ હવે ભિખારી થઈ ગયા છે. કેટલાક ગમે ત્યારે આ અણુ–બિમારીથી માંદા પડી મરી જાય છે. આવા મોતના પડછાયામાં હીરોશિમા આજે જીવે છે. કોઈ પ્લેન આકાશમાં મોટા અવાજે ઊડે તો બધાની નજર આકાશ પર મંડાય છે. કારમા ભૂતકાળની યાદ તાજી થાય છે. કોઈ હીરોશિમાવાસીની આંખોમાં તેજ નથી, માત્ર કરુણા છે

આ શિક્ષિકા ત્રણેયના ઘેર જાય છે એકના ઘેર જાય છે ત્યારે આ બાળકનો બાપ અણુબિમારીથી મરી ગયો છે પોતાના જૂના વિદ્યાર્થી જોડે માત્ર ચાર આંખ મેળવીને એ પાછી ફરે છે બીજાને ઘેર જાય છે તો એ બિચારી છોકરી પોતે અણુ બિમારીથી પીડાતી મૃત્યુની વાટ જોતી હોય છે. માત્ર ત્રીજાને ઘેર આનંદ છે કારણ એ છોકરાની મોટી બેનનાં તે રાત્રે લગ્ન હોય છે. ચોથો કિસ્સો એને ત્યાં નોકર હતો તે માણસના પુત્રનો છે. નોકર અણુબોમ્બના કારણે ભયંકર કદરૂપો થઈ ભીખ માગે છે. શહેર બહાર ખંડિયેરામાં જીવે છે. આ શિક્ષિકા એને એના પુત્રને પોતાની સાથે મોકલવા ખૂબ સમજાવે છે પણ એ માનતો જ નથી. એનો આ પુત્ર અનાથઆશ્રમમાં ભણે છે. છેવટે એ માને છે ત્યારે છોકરો એને છોડી શિક્ષિકા જોડે જવા ના પાડે છે. થોડા દિવસ પછી એ પોતે બાળકને સમજાવી મોકલે છે એને માટે નવા મજાના બૂટ લાવી આપે છે બાળક શિક્ષિકાને ત્યાં જાય છે. પાછળથી પેલો કદરૂપો ભિખારી પોતાનું ઘર સળગાવી બળી મરે છે .. શિક્ષિકા એના પુત્રને લઈને પોતાને ત્યાં પાછી ફરે છે ××× જોઈને આવ્યા પછી બેચેનીથી મન ભરાઈ ગયું. આખી રાત આ કદરૂપાં, અણુબિમા-

રીથી પીડાતાં નિરાધાર બાળકો–માનવીઓ યાદ આવ્યા કર્યાં. બહુ જ ભયંકર!

*

બીજાં બે ચિત્રો જોયાં એક જર્મન ચિત્ર Glass through image અને બીજું Lady Chatterly's lover. બીજું ફ્રેન્ચમાં હતું અંગ્રેજી ટાઈટલ સાથે પહેલું ચિત્ર એક રૂપાળી યુવતી – જેનો બાપ દેશનો મહાન લેખક છે – એની માનસિક ભ્રમિત દશા પર છે. ગમે ત્યારે એ યુવતીને કાનમાં કંઈક સંભળાતું–જાણે કે પ્રભુ આવે છે – એને બોલાવે છે બધા જાણતા હતા કે આ રોગ અસાધ્ય હતો: છતાં એનો ડૉક્ટર પતિ ખૂબ શ્રદ્ધાથી એને સુધારવા મથતો હતો એના નિરર્થક પ્રયાસની આ વાર્તા હતી.

'લેડી ચેટર્લીઝ લવર' જે ભારતમાં નિષિદ્ધ છે, તેનું ચિત્ર બહુ મજાનું હતું. ચિત્રમાં અશ્લીલતા બહુ આવી જ નહિ. ઊલટું બહુ Poetic ચિત્ર બનાવ્યું છે. મેં પહેલું ફ્રેન્ચ ચિત્ર જોયું.

*

આજે અહિંની એક નવા મકાનવાળી પબ્લિક સ્કૂલ Morse School માં ગયો હતો. મકાન બહુજ મોડર્ન હતું– એનું જીમ્નેશિયમ, એનો હોમનહોલ. પ્રાથમિકમાં દરેક રૂમમાં પેશાબઘર, દરેક રૂમમાં ટેલી વિઝન – સરસ મઝાનાં બોર્ડ, છાજલીઓ વિગેરે બાકી આપણને નવું શીખવાનું મળે એવું કશુ જ ન હતું એક મૂળ વાત સમજી લ્યો કે અહીં ગ્રેડ ૧૨ સુધી શિક્ષણ–પુસ્તકો સહિત–મફત છે અને કાર્ય ચૂંટાયેલ શાળા સમિતિ સભાળે છે. શિક્ષકને વરસે ૭૭૦૦ ડૉલરનો પગાર છે.

પ્રાથમિક પહેલાં ત્રણ ધોરણમા વાચન ઉપર જ ભાર અપાય છે. બીજા વિષયો નથી હોતા. 'ઘરકામ' આઠમી શ્રેણીથી શરૂ થાય છે જે દોઢ કલાક ચાલે તેટલું હોય છે એ ઘરકામ grading માં નથી મપાતું. વાર્ષિક પરીક્ષા નથી. ન્યુયોર્કમાં છે. વર્ગમાં ૩૮ સુધી વિદ્યાર્થીઓ લે છે. પ્રાથમિકમાં ત્રીસ જ રાખે છે. Detaining અગર નાપાસ કરવાનું પ્રમાણ પ્રાથમિકમાં વધુ હોય છે–આ શાળામાં શ્રેણી ૧ માં ૮૫ માંથી ૧૧, શ્રેણી ૨ માં ૮૫ માંથી ૭, શ્રેણી ૩ માં ૬૨ માંથી ૨, શ્રેણી ૪ માં ૬૨ માંથી ૩, એ પ્રમાણે વિદ્યાર્થીઓને ઉપર ન હતા ચઢાવ્યા. નવમી શ્રેણીથી ૧૧ સુધીમાં મોટે ભાગે ટેકનિકલ કે એવા શિક્ષણમાં વિદ્યાર્થીઓ વધુ જાય છે. દાખલા તરીકે કેમ્બ્રીજમાં ૧૪ શાળાઓ આઠ શ્રેણી સુધીની છે. માત્ર બે જ હાઈસ્કૂલ છે જ્યાં નવથી ૧૨ શ્રેણી છે. તેમાં એકમાં ૨૫૦૦ અને બીજામાં ૧૦૦૦ વિદ્યાર્થીઓ છે. ચિત્ર શિક્ષક, સંગીત શિક્ષકની પ્રથા આપણા સ્કૂલબોર્ડ જેવી છે. અમુક શાળાઓ વચ્ચે એક. જ્યારે ગૃહ–અર્થશાસ્ત્ર અને સુથારી–બધાં ધોરણમાં ફરજિયાત આ શાળામાં ૬૦૦ બાળકો અને ૨૧ શિક્ષકો છે. બાકી, શિક્ષકમાં ખાસ દમ ન હતો

*

## તા. ૨૧–ઓક્ટોબર'૬૨

આજે સવારે નાસ્તો કરી હાથમાં ન્યુયોર્ક ટાઈમ્સ લીધું અને સમાચાર વાંચીને ઠંડો જ થઈ ગયો. હજૂ બે દિવસ પહેલાં પંડિતજીનો નિર્ણય ચીનાઓને હાંકી કાઢવાનો હતો, ત્યારે મન તોરમાં હતું–અને મનમાં થયુ કે આપણે ઉતાવળ કરતા હતા; પરંતુ ચીન સામે લડવાની તૈયારી કરવા સરકાર પગલાં ભરતી ન હતી. પણ રવિ, સોમ, મગળ, બુધ–ચાર દિવસ, લગાતાર આખા દિવસમાં જ્યારે જ્યારે સમય મળે ત્યારે, લોન્જમાં જઈને રેડિયો પર ખબર મેળવવા પ્રયાસ કર્યો પછી સવારના વહેલા ઊઠી out of way જઈ, એક જણની રૂમ પાસે સવારનું અખબાર આવીને પડતું તે વંચવા જતો–પણ સમાચાર એક જ: 'ચીનાઓ આગળ વધે છે. આજે તો ટેકો ઉતારી–' હૈયું થંભી ગયું. આ બધા દિવસ મારો 'મૂડ' જતો રહ્યો – ભણવામાંથી વાંચવામાંથી મન ઊઠી ગયું રાતે ૧૧ વાગે જઈને પણ, સમાચાર સાંભળું તો એક જ વાત: 'પીછેહઠ!'

કેટલી ભારે કિંમત ચૂકવી આપણે!

રસ્તાઓ ન બાંધ્યા; અને ચીનાઓની 'ભાઈ ભાઈ'ની મીઠી વાતોએ આપણને ભરમાવ્યા. કેટલાક નેતાઓની ચેતવણી આપણે ન માની. એમને ફગાવી દીધા; કૃષ્ણ મેનન ચઢાવ્યા. પરિણામ ભયંકર! શરમથી ભીની આંખે દિવસો કાઢીએ છીએ અમેરિકાની પૂરી સહાનુભૂતિ હોવા છતાં એમની ટકોર આપણને ડંખ

કરે છે- ન્યુયોર્ક ટાઈમ્સે ચીનની ટીકા કરી પણ સાથે લખ્યું-

The free world will surely lend its sympathy and moral support to India regardless of India's unrealistic policies in the past that ignored the real nature of Chinese Communist regime and its tendency towards subversion and agression.

હવે તો આગળ શું થશે તે કળવું મુશ્કેલ છે

*

ચીનના આક્રમણના કારણે મનની આવી સ્થિતિ હતી, ત્યાં ૨૨મીએ સવારે છાપાંઓ – રેડિયો – ટી વી બધા એકી સાથે બોલવા લાગ્યા કે કેનેડી કશીક અતિ ગંભીર મંત્રણાઓ કરે છે ગંભીર વિશ્વ કટોકટી ઊભી થઈ છે. બપોરે જાહેરાત થઈ કે કેનેડી સાંજે ૭ વાગે રાષ્ટ્રજોગું પ્રવચન કરશે ૬–૪૫ વાગે અમારી નજીકના લોન્જમાં ટી વી. પાસે બધા જામી ગયા. કેનેડીએ ક્યુબાને ઘેરો ઘાલવાની જાહેરાત કરી! વાતાવરણ પલટાઈ ગયુ–૨૩૦૦૦ સૈનિકો, ક્રૂઝરો, સબમરીનો બધું જ એની જાહેરાત પહેલાં કેરેબીયન સમુદ્રમાં પહોંચી ગયું બીજે દિવસે, યુનોમાં અમેરિકાએ ઠરાવ દાખલ કર્યો, અમેરિકન રાજ્યોની પરિષદ મળી; ભાષણો થયાં.

બુધવારે જાહેરાત થઈ કે રશિયન ૨૪ સ્ટીમરો ક્યુબા આવી રહી છે — હવે ઘર્ષણ થશે! અહીં બોસ્ટનમાં શાળાનાં બાળકોને ભય ઊભો થયો: Tunnels માં કેવી રીતે જતા રહેવું, એની તાલીમ શરૂ થઈ– યુનોનાં ભાષણો ટી. વી. પર સાંભળ્યાં અને કાલે બુધવારે રાતે દસ વાગે યુનોના મંત્રી યુથાન્ટ–ની દરમ્યાનગીરી સાંભળી. બર્ટ્રાન્ડ રસેલ પત્રનો રશિયાના ક્રુશ્ચોફનો પત્ર બહાર પડ્યો

વાતાવરણ હળવું થઈ ગયું — હવે ખાસ ચિંતા નથી.

પણ આ બે દિવસ — બજારો રેસ્ટોરાં, બધે એક જ ચિંતા હતી અને અહીં તો રેડિયો–ટી. વી માં બધુ સામે નજરોનજર જોવા મળે—એક જ મિનિટમાં સમાચાર બધે પહોંચે. આપણે અજાયબ થઈ જોઈએ.

સોમ, મંગળ, બુધ ભારે તંગ મનોદશામાં ગયા– હજૂ ચીનના સમાચારની ગંભીરતા તો મન પરથી હળવી થતી જ નથી—

*

મંગળવારે સાંજે અહીંના એક સરસ દૈનિક Christian Science Moniter ના તંત્રી સેરીલ ડેનીસને સાંભળ્યા. ક્યુબાનાં પગલાં વિષે એમણે બહુ ઐતિહાસિક પૃથક્કરણ કર્યું. એમને મળવાનો વિચાર છે

આજે સાંજે Prof. Eliasને ત્યાં જવાનું છે. તેમણે ભારતના એક ગામડાને નવેસરથી સુઘડ રીતે, માટીનાં મકાનોથી બાંધી આપવાનું માથે લીધુ છે અને ભારત સરકારના નિમંત્રણથી એ ત્યાં ભારત આવવાના છે

*

અત્યારે ગને એક અમેરિકન એન્જિનિયરને ત્યાં State Legislatureની ચૂંટણીના ઉમેદવાર ચા પાણી માટે આવવાના હતા; એટલે આજુબાજુના પડોશીઓને એમણે નિમંત્રણ આપ્યુ હતું. એક Mr Mensky જે MITમાં એન્જિનિયર છે તેમણે મને પણ ત્યાં આવવા કહ્યું હું જઈ આવ્યો. તે ઉમેદવાર ડેમોક્રેટીક પક્ષના છે અને જે રીતે એમણે જવાબો આપ્યા – એ બધુ જ આપણા જેવું હતું માત્ર ફરક એટલો જ હતો કે અહીં ખાસ કરીને મેસેચ્યુ-ટેસમાં ડેમોક્રેટીક પક્ષ છે જેમ આપણે ત્યાં છે તેમ ચૂંટણી પછી એની કોઈ ખાસ પ્રવૃત્તિ રહેતી નથી અહીં વળી આપણી જેમ પક્ષની ચુસ્તતા નથી પાર્લામેન્ટનો ઉમેદવાર પોતાના પક્ષના ધારાસભાના ઉમેદવારની જોડે મેળ રાખે જ, સાથે ઝુંબેશ કરે જ, એવું કંઈ નહિ. ન્યુયોર્કમાં જ્યાં ડેમોક્રેટીક પક્ષ ઘણો વ્યવસ્થિત છે ત્યાં એવું બને છે ખરું. પણ અહીં નથી બનતું

*

૧ નવે '૬૨

તા. ૨૬મીએ શુક્રવારે મેસેચ્યુસેટ રાજ્ય તરફથી UNO-weekમાં International students dayની ઊજવણી હતી અહીં આ રાજ્યમાં બધા મળીને ૯૦ દેશોના ૪૦૦૦ ભેગા થયાં હતા– It

was a small scale UNO—શરૂઆતમાં જુદા જુદા વિભાગોમાં — Labor Urban Developmentમાં ગયો હતો. તમને જાણીને નવાઈ લાગશે—અમેરિકામાં જે ઢબે પરાંઓ વિકસી રહ્યાં છે અને જે રીતે મોટરો વધી રહી છે — એમણે, જેનો ઉકેલ ન લાવી શકાય એવા સંજોગો ઊભા કર્યાં છે—આ નિષ્ણાતે તો એમ કહ્યું કે, જાહેર માલિકીના ઝડપી જાહેર ટ્રાન્સપોર્ટ તરફ લોકો જશે તો જ આ સવાલ ઉકેલી શકાશે આજે પણ શહેરોમાં 'પાર્કિંગ'નો ઉગ્ર સવાલ છે જ.

આજે શરૂમાં સવારે વરસાદ પડતો હતો. પછી Snow શરૂ થયો પહેલી વાર Snowfall જોયો—મજા પડી—મનમાં ઠંડીની જે ગભરામણ હતી એવું કશું જ ન નીકળ્યું — બરફના સફેદ ફોરા હવામાનમાં સફેદ રંગનાં રૂનાં પૂમડાં તરતાં હોય એવા લાગતા હતા.

*

સહુથી વધુ સાનદાશ્ચર્ય તો કાલે બુધવારે થયું. Us Industries નામની ઓટોમેટીક યંત્રો બનાવનારી કંપનીના ઉપપ્રમુખ એડવિન શેલીએ Automation પર સેમિનારમાં પ્રવચન કર્યું. ભારતનો સામાન્ય નાગરિક આ જાણે તો ડઘાઈ જ જાય. તેણે કહ્યું આવતાં વીસ વરસમાં તો સ્વયંસંચાલિત યંત્રો, આર્થિક રીતે પોષાય તેવા, બનાવી શકાય તેમ હોવાથી સમાજનું ચિત્ર બદલાઈ જશે આજે અમેરિકામાં ૯૦ ટકા પ્રજા ઉત્પાદન અને ઉદ્યોગધંધામાં મજૂરી કરે છે. દસ ટકા શૈક્ષણિક, વૈજ્ઞાનિક સંશોધન (એક યા બીજે રસ્તે) કરે છે વીસ વરસમાં માત્ર ૧૦ ટકા માનવીથી આજના કરતાં વધુ ઉત્પાદન કરી શકાશે એના શબ્દોમાં કહું તો No people will be required to produce so many necessities of life એણે ત્રણ ક્ષેત્રો ગણાવ્યાં જ્યાં મોટા ફેરફારો થશે દા. ત. ટેલીફોન, આજે ટેલીફોન જોડવા, Airodrome પર ઈન્કવાયરીનો જવાબ આપવા, આપણે માણસો રોકવા પડે છે. કોઈની જોડે વાત થતી હોય તો વાર લાગે છે. આને બદલે હવે ઈન્કવાયરીમાં નંબર જોડો એટલે યંત્ર (Robot) જ તમને બધી માહિતી આપી દેશે અને અંતમાં કહેશે કે, વધુ માહિતી જોઈતી હોય તો અમુક નંબર પર Human operator સાથે વાત કરો. અંતમાં તમને મશીન 'Thank you' પણ કહેશે. ઘણી જગ્યાએ આનો ઉપયોગ શરૂ પણ થયો છે.

બીજું ક્ષેત્ર છે, Assemblyનું. ટેલીફોન, ફાઉન્ટનપેન વગેરે ઘણી બનાવટોમાં મશીનો યંત્રોના ભાગ બનાવે છે અને માણસ એ બધાને જોડવાનું કરે છે. એને બદલે હવે આ યંત્ર જ બધા ભાગો બનાવશે ભૂલ થશે તો મશીન ઘડીભર અટકી એને બાજુએ હડસેલી ફરી શરૂ કરશે. કારબેટર, બેટરી એવી અનેક ચીજો પૂરેપૂરી યંત્રો દ્વારા બનશે. એટલું જ નહિ પણ એનું 'મોડેલ' બદલવું હોય તોય એ જૂનું મશીન નકામું નહિ બને. તમે એનાથી જ મોડેલ બદલી શકશો. દા. ત. પોસ્ટ ઓફીસમાં કાગળોનું સોરટીંગ કરવાનું કામ મશીન કરશે. માત્ર Compute કરેલાં સરનામાં માટેનું મુકરર કરેલું બટન ઓપરેટરે દબાવવાનું રહેશે. મીશીગન અને વોશિંગ્ટનમાં, જ્યાં ૩૬૦૦ કારકૂનો કામ કરતા હતા ત્યાં, હવે આ મશીન પછી ૧૮૦૦ કામે કરે છે.

સૌથી આશ્ચર્યકારક શોધ તો Teaching Machine ની છે, આનો ઉપયોગ electronic નો course શીખવવામાં અત્યારે થાય છે એ set of course જેમાં સવાલો તૈયાર કર્યા હોય તેના માટે એક મશીન હશે. સવાલ હાથમાં લઈ વિદ્યાર્થી જવાબ વિચારી બટન દાબશે. સાચા જવાબવાળું બટન દબાશે ત્યારે મશીન "okey, go ahead" બોલશે; નહિતર કોઈ electric circuit ના વર્ણનમાં વિદ્યાર્થીની ભૂલ થાય તો મશીન તુરત જ કહેશે "wait please" અને પછી મશીન આખો સાચો ઉકેલ શરૂથી છેવટ સુધી વિદ્યાર્થીને સમજાવશે. એક જ પ્રકારનો Course સંખ્યાબંધ વિદ્યાર્થીઓને શીખવવાનો હોય તો આવા યંત્રનો ઉપયોગ લઈ શકાય. આથી શિક્ષક વિદ્યાર્થીઓના વ્યક્તિગત વિકાસ પર ધ્યાન આપી શકશે.

એમણે ઈન્સ્યુરન્સ એજન્ટને શીખવવાના Course-નું મશીન બનાવી આપ્યું એજન્ટ પોતે ફુરસદના સમયે. મશીન જોડે બેસી શીખી લ્યે. એવી જ રીતે હોસ્પી-

ટેસ્ટમાં ડાયાબેટિક દર્દીને સુધારો થયા પછી, હોસ્પીટલમાંથી છૂટો કરે એ પછી, diabetic Case માટે નર્સ રાખવાને બદલે Robot એને સૂચના આપે– આ બધી વાતો એણે તો હજુ જ રાખી. અલબત્ત, એણે તો માત્ર એનો વૈજ્ઞાનિક ભાગ જ કહ્યો. એની અસર–બેકારીના પ્રશ્નો વગેરેના જવાબ એની પાસે ન હતા. એનું આ ભાષણ તો અમને આવતી કાલનો ખ્યાલ આપવા માટે હતો ૩૮ વરસનો આ એંજિનિયર મુગ્ધ કરે એવી વાત કરી ગયો.

ઓટોમેશનનું પરિણામ·

● ૧ ટન સ્ટીલના ઉત્પાદન માટે ૨૦ વરસ પહેલાં જેટલી મજૂરી જોઈતી હતી, તેના ૧/૬ ભાગની મજૂરી આજે એટલું જ ઉત્પાદન કરે છે.

આજે એક જુવાન પ્રાધ્યાપક Mark Pearl man જે Johne Hopkins Universityમાં ભણાવે છે તેનો 'Impact of American Aid Abroad' પર વાર્તાલાપ સાંભળ્યો. એની કેટલીક હકીકતો તમારે બધાએ જાણવા જેવી છે —

વિદેશી નાણાંકીય સહાયનો ઉદ્ભવ અમેરિકામાં ક્યાંથી થયો ?

* સ્વાતંત્ર્ય પહેલાં અમેરિકામાં અંગ્રેજોની colo nies હતી–પણ આ બધી uneconomic હતી, શાહીવાદી રાજ્યોમાં સ્પેન જેટલો સંસ્થાનોનો આર્થિક લાભ કોઈ ને નથી મળ્યો. સ્પેનને એકલા મેક્સીકોમાંથી ૬૦૦૦ મિલીયન ડોલર મળ્યા છે
* અમેરિકામાં, બ્રિટીશરોએ રેલ્વે બાંધી તો તે ફડચામાં ગઈ અને સસ્તામાં અમેરિકન બેન્કોએ લઈ લીધી.
* અમેરિકાને આ બ્રિટને અને બીજા દેશોની મૂડી ઉપરાંત માનવ મૂડી પણ બીજા દેશોમાંથી મળી, અને તે પણ Skilled કારીગરોની મૂડી—જે ઔદ્યોગીકરણમાં બીજી મૂડી જેટલી જ અગત્યની છે.
* બીજા વિશ્વયુદ્ધ પછી બ્રિટન અમેરિકા પાસે પુનર્વસવાટ માટે લોન માગી ત્યારથી અમેરિકાએ વિદેશી આર્થિક સહાય આપવી શરૂ કરી.

આવી મદદ ત્રણ રીતે અપાય છે.

*Military, Humanitarion* અને *Surplus* Capital investment.

ચિયાંગકાઈ શેકના ટાપુમાં અમેરીકા મૂડી રોકે છે ત્યાં ગરીબી છે એટલે નહીં. ગરીબી તો લેટીન અમેરિકામાં એટલી ભયંકર છે કે વેનુઝુએલામાં માણસો કોકેનના પાન ચાવી જીવે છે. પરિણામે દર ૧૦૦૦ બાળકોમાંથી ૫૦૦ તો જન્મતાં જ મરી જાય છે. જે જીવે છે તે કોકેનના ધીમા ઝેરથી જીવે છે છતાં દક્ષિણ અમેરિકામાં નહિ પણ ચિયાંગકાઈ શેકના ચીનમાં અમેરિકા મૂડી રોકે છે—તેને military હેતુ ગણાવાય છે !

● ભારતના લોકો ભૂખે મરે છે એટલે અમેરિકા ઘઉં આપે છે–તદ્દન સસ્તા ભાવે. કારણ ઘઉં અહીં એટલા પાકે છે કે જો ભારતમાં ન મોકલે તો એનો નાશ કરવો પડે ! અને એનો નાશ કરવામાં–બાળવામાં કે દરિયામાં નાંખવામાં એટલો ખર્ચ થાય કે એના કરતાં ઘઉં ભારત મોકલવો સસ્તો પડે કારણ ઘઉં જલ્દી બળે પણ નહિ, ડૂબે પણ નહિ અમેરિકાની વાહન-વ્યવહાર કંપનીઓએ આ ઘઉં મોકલવામાં ઉત્સાહ બતાવ્યો ત્યારે ઘણા એમ સમજેલા કે કેટલા માનવતાવાદી છે ! હકીકતમાં એમને તો Shippingનાં નાણાં જોઈતાં હતાં.

છતાં ય, એમાં Humanitarin તત્ત્વ તો છે જ.

ત્રીજી રીત છે—પોતાના દેશની વધારાની મૂડી અમેરિકામાં જ રોકવી એ હવે ફાયદાકારક નથી. એ વધારાની મૂડીનું મૂડીપતિઓ શું કરે ? યુરોપના દેશોમાં કેમ નથી રોકતા અને વિકસતા દેશોમાં કેમ રોકે છે ? કારણ, એક તો, વિકસિત યુરોપના દેશોમાં મજૂરી મોંઘી છે, જ્યારે વિકસતા દેશોમાં મજૂરી સસ્તી છે અને તે પોતાની ચીજો વેચવાનું મોટું બજાર છે

આવી આર્થિક સહાય અમેરિકા આપે છે તે ખાતામાં સડો પણ છે. બોલિવિયા (દ. અમેરિકા)–માં બુલડોઝરો મોકલ્યાં ત્યાં ઉપયોગ કરનાર માણસો ન હતા, એટલી તાલીમ ન હતી, એટલે ત્યાં એલચીએ એ શેલ પેટ્રોલિયમ કુંને આપી ગજવાં ભર્યાં !

*

Rasaswad

# ‘મેઘમલાર’ના સાદા સૂર

—હેમન્ત દેસાઈ

ભાષાની ગુંજાએશનો શક્ય એટલો કસ કાઢવો એ સર્જક માત્રનો ધર્મ છે કલાકૃતિ ગમે તે સામગ્રીમાંથી નીપજી હોય પણ તેના સ્વરૂપઘડતરમાં ભાષાની શક્તિનું કાર્ય અત્યંત મહત્ત્વનું છે. ગુજરાતી વાચકોને ખૂબ પરિચિત એવા શ્રી સારંગ બારોટની વાર્તાઓમાં, વસ્તુપસંદગી, કથનરીતિ અને સમગ્ર રજૂઆત ઉપરાંત ભાષાના લાક્ષણિક વપરાશ અંગેની સભાનતા જણાતી રહી છે એ અર્થમાં એ એક સાચા કલાકાર છે ‘મેઘમલાર’માં સંગ્રહાયેલી પ્રત્યેક વાર્તામાં કલાકાર બારોટના વ્યક્તિત્વની મુદ્રા ક્યાંક ને ક્યાંક પડેલી જણાયા વિના રહેતી નથી—પાત્રમાનસનું સચ્ચાઈભર્યું નિરૂપણ, પ્રસંગ અને સંવાદ યોજવાની અચ્છી આવડત, અવલોકનપૂર્ણ હૂબહૂ વર્ણનો અને એ પ્રસંગ, પાત્ર કે પરિસ્થિતિનાં વર્ણનોને આકર્ષક બનાવતી સાહજિક પ્રાસાદિક શૈલી આદિ ખાસિયતોથી સરંગ બારોટ લોકપ્રિય થતા રહ્યા છે કાવ્યખંડોની કક્ષાએ પહોંચે એવાં સાદાં કે અલંકારમંડિત વર્ણનો એમની વાર્તાઓમાં ઠેર ઠેર પડેલાં જોવા મળે છે ‘ચંપાનું ફૂલ’ ‘શ્રાવણી પૂર્ણિમા’ ‘તન્વી શ્યામા’ જેવી કેટલીક વાર્તાઓ આવા સંદર્ભે વાંચનારને યાદ આવ્યા વિના નહિ રહે

આ સંગ્રહની વીસ વાર્તાઓમાંથી ઘણીખરીમાં લેખકની કારકિર્દીની શરૂઆતથી જ એમની કૃતિઓમાં અસ્વાભાવિક પ્રમાણમાં જણાતું જીવન—રામશંનું તત્ત્વ જોવા મળે છે ‘મેઘમલાર’માં ખાનદાની ઈજ્જત અને ચારિત્ર્યના ઉચ્ચ મૂલ્યો ધરાવનાર ઉસ્તાદ વલીમહંમદખાં દીકરો ફમોતે મરે છે ત્યારેય મહેફિલમાં સ્વરચનાથી જાય છે. અને મેઘમલાર રાગ છેડી મનની—જીવનની ઉદ્વિગ્નતાને શાતા આપે છે. ‘નવશરીને નાકે’માં વાસનાલોલુપ નવાબ પ્રત્યેના સાચા સ્નેહને લીધે તવાયફ શરીફા ખુવાર—કુરબાન થઈ જાય છે. ‘ઝબુકરાણી’માં પારકી ગૃહિણી બની ચૂકેલી પ્રિયતમાને પોતાની કરવાની નેમ લઈ બેઠેલો ગલબો વાત્સલ્યવશ થઈને ઠાવકો બની જાય છે—આવું બધું અક્ષયપાત્રની વાર્તાઓમાંય હતું, ફેર એટલો જ કે કસબ વધુ ને કલા ઝાંખી

રજૂઆતની વિવિધ પદ્ધતિઓ લેખક અજમાવી જાણે છે તેની સાક્ષીરૂપ વાર્તાઓ અહીં છે. ‘દીઠે ઓળખું’ એક વિચારના દોરે રચાયેલી છે જેમાં અજાણી છોકરીની નીડરતા પોકળ ઠરતાં તેના તરફનો નાયકનો આદર-અહોભાવ અદૃશ્ય થાય છે. ‘એ ભાઈ’ માં દંભના ટકોરાદાર નમૂનારૂપ એક type character નું સાચું ને કટાક્ષાત્મક નિરૂપણ છે. ‘શેઠ મગનદાસનું નવજીવન’ એ શીર્ષકમાં જ કટાક્ષ છે જીવલેણ માંદગીને બિછાને પડેલા મગનદાસ શેઠે સાજા થઈને નવું જીવન જીવવાનો કરેલો નિર્ણય પાણીના કમલપત્ર પરથી સરી જતાં જલ બિન્દુની જેમ સરી પડે છે ને વહી રફતાર ચાલુ રહે છે મગનદાસની સ્વગતોક્તિ અહીં અસરકારક થઈ છે એવું સચોટ નિરૂપાયું છે ‘જોનજોનામાં’ ના નાયકનું આત્મકથનાત્મક મનોમંથન સમકાલીન આર્થિક પરિસ્થિતિના દર્શનની પડછે સમાજજીવનના થઈ રહેલ demoralizationનું કરુણ ચિત્ર હૃદયસ્પર્શક્ષમ બન્યું છે ‘સુતિ’ માં જ્યોતિષ અંગેની રૂઢ માન્યતાનો ભોગ બનેલ એક લગ્નોત્સુક યુવતીનાં લગ્ન એવા જ એક યુવાન સાથે આકસ્મિક રીતે થાય છે કોઈ વિશેષ વસ્તુ

* મેઘમલાર : સારંગ બારોટ, પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ-૨, મૂલ્ય રૂ. ૪=૭૫

વિનાની આ વાર્તાનો જે નિર્વાહ થયો છે તે લેખકના કસબ–કૌશલની સાક્ષી પૂરે છે છતાં વાર્તાકલાની બદલાતી જતી વિભાવનાના આ કાળમાં બારોટની વાર્તાઓ technique ની દૃષ્ટિએ થોડીક પછાત લાગવાનો સંભવ છે

Suspense ને લેખક વાર્તાનુ મહત્ત્વનુ અંગ ગણતા હોય એમ લાગે છે. એથી એ ઘણી વાર્તાઓને અંતે નાયકને ચમત્કાર-વિસ્મયનો આંચકો આપે છે. ને ચોટ સાધે છે ક્યાંક ને ક્યાંક કશુંક ચમત્કારક બનવુ જ જોઈએ એવું વલણ બહુ ઠીક ન કહેવાય ચમત્કાર વાર્તારચનાની તરકીબ ( Device ) બને એ એથીય વધુ જોખમકારક છે 'વાસર સજાગ', 'પારખાં', 'નિર્દોષ', 'ચેનમલાર', આદિમાં એક યા બીજી રીતે પ્રસ્તુત પ્રકારના ચમત્કારનો આશ્રય લેવામાં આવ્યો છે. 'નિર્દોષ' માં ચોરીને લગતો કૃત્રિમ ચમત્કાર 'એ તો ઠાકોરજી પાણીમાં ગયા ને બધુ શોધી આપ્યુ.' એવી અંતમાં આવતી રૂપીની શ્રદ્ધાપૂત ઉક્તિથી ઊભરી જાય છે. જ્યારે 'સાત સ્વેટર' માં ચમત્કારિકતા નાકામિયાબ નીવડે છે. પરિણામે પુત્રૈષણાથી વ્યાકુળ સ્ત્રીહૃદયનું યથાતથ દર્શન લેખક કરાવી શક્યા નથી. એ કરતાં, સરળ કથન વડે શ્રીમંત માવતરના બાળકને સાલતા વાત્સલ્યના અભાવનુ દર્શન 'હૂંફ' મા સારી પેઠે કરાવાયુ છે બાલમાનસ પર પ્રકાશ પાડતાં, મોટી બહેને નાની બહેનને લખેલા પત્રમાં આવતુ મરઘીનાં ઇંડાંનુ રુપક વાર્તાના હાર્દની પકડ જમાવે છે અને અંતને આકર્ષક બનાવે છે. 'દેવ જેવો માણસ' માં ખરેખર દેવ જેવો માણસ કોણ – રમેશ કે મનોજ? એવી આભાસી સમસ્યાની યોજના પણ લેખકની ઉપર નિર્દિષ્ટ માન્યતામાંથી આવી છે

અનેક વાર્તાઓ રંગીન દુનિયામાં ડોકિયું કરાવે છે 'સજ્જનોની નિર્દોષ દોસ્તી' ઝંખતી તેમજ પાગલ માણસને પણ નિષ્ઠાપૂર્વક આરાધતી ને સંભાળતી સમર્પણની ભાવનાવાળી તવાયફો અહીં જોવા મળે છે. 'ગોપાલ પટકી' માં પણ પડદાંતરે એ જ દુનિયાની કથા છે. સુંદરીઓના દલાલ ગોપાલના કરુણપ્રેરક જીવનના સંદર્ભમાં અનિષ્ટથી બચવાના એના ધમપછાડા અને એ જ અનિષ્ટનો પોતાના ઘરમાં પ્રવેશ થતાં થતું એનું મૃત્યુ – એ વાર્તાને નોંધપાત્ર ઠરાવે છે. 'મસ્તાન – ગુલાબી' એવી જ પાત્ર – માનસની ગહરાઈને આલેખતી કૃતિ છે. સદંતર ઝંખતા જૂના મિત્રના અવસાન પ્રસંગે મસ્તાનની આ ઉક્તિ – 'માગ જેવા ગરીબની ભાળ કોણ સાંખે? એક માત્ર સાંખનાર હતો, સહન કરનાર હતો એ ય ગયો' — મર્મસ્પર્શી છે. ગરીબાઈનુ – આ તેમ જ અન્ય વાર્તાઓમાં લેખકે ભારે વાસ્તવિક વર્ણન – ચિત્રણ રજૂ કર્યું છે.

આ બધી એકંદરે સરેરાશ કક્ષાની વાર્તાઓ છે તેમાં 'કોઈ ગોરી કોઈ સાંવરી' લેખકના જમા પક્ષે છે અભિવ્યક્તિ તેમ જ સવાદની કેટલીક સુંદર છટાઓ છે, થોડીક સરસ ઉપમાઓ છે, દા. ત. 'ઘણી ઝઘડાખોર સ્ત્રીઓ એક બીજાની વાત સાંભળવાની દરકાર કર્યા વિના તાર સ્વરે બોલ્યા જ કરે તેમ કેટલીક કાબરો સામસામી ચિચિયારીઓ પાડી રહી હતી.' (પૃ ૨૩) 'આંખમાં આંસુ આવ્યાં અને ખરી ગયાં, એના જીવતરના સરી ગયેલા સારા દિવસોની જેમ.' (પૃ ૧૬૦) અને 'કાળજાએ કાતિલો આઘાતંઘુ', 'લાગણીઓના દીવા', 'જૂની યાદના અડપલાં', 'તાકાત ઠલવાઈ ગઈ અને હોશ ઠીંગરાઈ ગયો' જેવા આકર્ષક પ્રયોગો છે

સંગીતરસિક પાત્રોના સર્જક શ્રી બારોટ પોતે પણ સંગીતરસિક લાગે છે તેમની અનેક વાર્તાઓમાં સંગીતની પરિભાષાનો ઠીક ઠીક ઉપયોગ થાય છે વાર્તાની જમાવટ પણ એ કોઈ કુશળ સંગીતકાર રાગની જમાવટ કરે તેવી રીતે કરે છે ધીરેથી સ્વર ઊપડે, અનેક તાનપલટા સાથે રાગનુ સ્વરૂપ ખડું થાય, એના ઘેનમાં પડેલ રસિકજન એ સુરાવટને તાબે થઈ જાય, આનંદ સમાધિમાં લીન થઈ જાય અને અંતે કોઈ ચિરસ્મરણીય ઝલક મૂકીને રાગ લય પામે એવું બારોટની ઉત્તમ વાર્તાઓમાં બને છે. પરંતુ 'મેઘમલાર'ના સૂર સાવ સાદા લાગે છે. લેખકની અસલી રમઝટ અહીં શિથિલ પડેલી જણાય છે પરિણામે રાગનુ રુપ બંધાય છે પણ ભાન ભુલાવી દે એવી મેરી મસ્તી જામતી નથી. હજુ વધુ નવાં નિશાનો પાડવા માટે લેખક અપ્રમાદી બને એવું ઇચ્છીએ.

તા. ૪–૬–૬૪

# વાર્તાકાર સંમેલન

તા. ૯ તથા ૧૦ મી મે ૧૯૬૪ એ બે દિવસમાં વલસાડમાં ત્યાંના સંસ્કાર મિલનને આશ્રયે મુંબઈના 'વાર્તાવર્તુળ'નું પ્રથમ વાર્તાકાર સંમેલન શ્રી ગુલાબદાસ બ્રોકરના પ્રમુખપદે ભરાયું. આ સંમેલન અંગે એક આવકારપાત્ર અને અનુસરવા યોગ્ય એવી વાત એ હતી કે, સંમેલનમાં ચર્ચવાના વિષયો અંગે અગાઉથી તે તે વિષયના અભ્યાસી દ્વારા ચર્ચાને સારો અવકાશ મળે એવા નિબંધો લખાવી તેની પુસ્તિકા ચર્ચામાં ભાગ લેનાર વ્યક્તિઓને અગાઉથી મોકલી આપવામાં આવી હતી જેથી કરીને તેમને વિચારવાનો અને વક્તવ્યના મુદ્દાઓ તૈયાર કરવાનો પૂરતો સમય મળી રહે. તે હેતુ આ સંમેલનમાં એકંદરે બર આવ્યો હતો. જો કે સંમેલનની ચારે બેઠકમાં ચર્ચાની એક સરખી જમાવટ થઈ શકી ન હતી. છતાં ચર્ચા એકંદરે શ્રવણીય અને 'અંશતઃ' મનનીય હતી. અહીં એ સંક્ષેપમાં રજુ કરવામાં આવે છે.

આ સંમેલનની પ્રારંભિક કાર્યવાહી દરમિયાન પ્રમુખપદેથી શ્રી ગુલાબદાસ બ્રોકરે છેલ્લા દસકામાં ગુજરાતી વાર્તામાં આવેલ પલટાનો નિર્દેશ કર્યો હતો અને એ પલટા પાછળની તાત્ત્વિક ભૂમિકા સમજવાની દૃષ્ટિએ તેમ પરિસ્થિતિનો પૂરતો ખ્યાલ મેળવવાની દૃષ્ટિએ છેલ્લા દસકાના વાર્તાસાહિત્યનું સર્વેક્ષણ કરવાની જરૂર પર ભાર મૂક્યો હતો. સમજણની ભૂમિકા સ્વચ્છ થાય એ દૃષ્ટિએ પણ આ મૂલ્યાંકન જરૂરી હોવાનું તેમણે જણાવ્યું હતું.

સ્વાગતાધ્યક્ષ શ્રી બી. કે. મજમુદારે ગત યુગના લેખકો અને આજના લેખકની સર્જનકલા વચ્ચે રહેલા ભેદનો નિર્દેશ કર્યો હતો. તેમણે કહ્યું હતું કે કોઈ પણ લખાણ સાહિત્યની કક્ષાએ ત્યારે જ પહોંચે છે કે જ્યારે વાચકના મનમાં તે એવી જિજ્ઞાસા જન્માવે છે, કે લખાણ પૂર્ણ લાગવા છતાં તે અપરિપૂર્ણ છે અને કંઈક બનવાનું બાકી છે.

## ૧ : ટૂંકી વાર્તામાં ઘટના-તત્ત્વનો લોપ

વાર્તાવર્તુળના વાર્તાકારસંમેલનની કુલ ચાર બેઠકમાં ચાર વિષયની ચર્ચા થઈ. પ્રથમ બેઠકમાં ચર્ચાવિષય હતો "ટૂંકી વાર્તામાં ઘટનાતત્ત્વનો લોપ કેટલે અંશે નિર્વાહ્ય છે"? આ વિષે શ્રી. જ્યોતિન્દ્ર દવેએ લખેલા નિબંધને આધારે થયેલી ચર્ચામાં કવિ ઉશનસ્, શ્રી રઘુવીર ચૌધરી, શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, શ્રી હિમાંશુ વોરા, શ્રી જયંત પારેખ, શ્રી નગીનદાસ પારેખ, અને શ્રી. જ્યોતીન્દ્ર દવેએ ભાગ લીધો હતો. ચર્ચાનું સંચાલન પ્રા. સુરેશ જોશીએ કર્યું હતું.

શ્રી જ્યોતીન્દ્ર દવેના નિબંધમાંથી ચર્ચાને અવકાશ મળે એવા મુદ્દાઓ વક્તાઓએ નીચેની કંડિકાઓમાંથી તારવ્યા હતા

'તિરોધાન' એ, ભાઈ સુરેશ જોષી કહે છે તેમ, સાહિત્યમાં ખરેખર મહત્ત્વનો શબ્દ છે. મુખ્ય વસ્તુનું તિરોધાન થવાથી કૃતિની સચોટતા વધે છે, પરંતુ 'તિરોધાન' એટલે પરિહાર કે ત્યાગ નહિ. જેનું તિરોધાન કરવામાં આવ્યું છે તેનું મહત્ત્વ જેના વડે એનું તિરોધાન સાધવામાં આવ્યું છે તેનાથી વધુ છે. રત્નને પેટીમાં છુપાવ્યું, તેથી પેટીનું મૂલ્ય કદાચ વધતું હશે, પણ એને મૂલ્યવતી કરનાર તો અંદરનું રત્ન જ છે.'

'અનુભૂતિઓને નહિ પણ અનુભૂતિઓના આકારોને આપણે ઓળખતા થઈએ છીએ' એ વાત પણ એમની (પ્રો. સુરેશ જોષીની) સાચી જ છે. પરન્તુ અનુભૂતિઓના આકારને ઓળખ્યા પછી શું? એ ઓળખેલા આકાર દ્વારા ગ્રહણ કરવાનું છે તો પેલી અનુભૂતિઓનું જ"

શ્રી જ્યોતીન્દ્ર દવેએ પ્રો. સુરેશ-જોષીનું એક મતવ્ય ઉતાર્યું હતું તે પણ ચર્ચાનો વિષય બન્યું હતું. તે મંતવ્ય આ પ્રમાણે છે.

"ઘટનાઓનો બને તેટલો હ્રાસ સિદ્ધ કરવા તરફ મારો પ્રયત્ન છે. એનો રસ હોય તો તે આકારની રચનામાં છે. લાગણીઓને ખીમાં પૂરતી વાપરી છે આકાર ઢાળ્યા પછી વર્જ્ય ગણીને એનો પરિહાર કર્યો છે."

સંચાલનના આરંભે પ્રો. સુરેશ જોશીએ એક વિચારવા જેવો મુદ્દો એ કહ્યો હતો કે વાર્તાકારની અસ્મિતાની કસોટી, તુચ્છ વસ્તુનો ઉપાદાન તરીકે ઉપયોગ કરવામાં એને કેટલી સફળતા મળે છે, તેમા રહેલી છે. ઈશ્વર પેટલીકરની વાર્તા "લોહીની સગાઈ" માં મૂળ વસ્તુ જ લોકલાગણીને એવી સ્પર્શી જાય એવી છે કે ભાવકમાં આપોઆપ પ્રતિભાવ જાગે. આરસ પહાણમાંથી આખલાનું શિલ્પ શિલ્પી તૈયાર કરે છે, તેમાં એને ઉપાદાનની એક સગવડ મળે છે. પરંતુ ભંગારના તારમાંથી જો એ આખલાનું શિલ્પ બનાવી શકે તો એમાં એની શક્તિની ખરી કસોટી રહેલી છે'

આ વિષયની ચર્ચાનો આરંભ શ્રી રામ પ્રસાદ બક્ષી કરવાના હતા. પરંતુ તેઓ સમેલનમાં આવી શકયા ન હતા. એટલે ચર્ચાનો આરંભ કવિ ઉશનસે કર્યો હતો. તેમણે પ્રો. સુરેશ જોશીની અને તેમને પગલે ચાલતા આપણા અન્ય કેટલાક વાર્તાકારોની વાર્તાઓને છેલ્લા દસકા દરમિયાન શરૂ થયેલા એક નવા પ્રવાહ તરીકે ઓળખાવી હતી. તેમણે કહ્યું હતુ કે "શું કવિતામાં કે શું રસાસ્વાદની પ્રક્રિયામાં વસ્તુને સુકાબલે શબ્દની તરગલીલા પર જે ભાર પ્રો. સુરેશ જોશી મૂકી રહ્યા છે તે, વાર્તા સમગ્ર પરત્વેના વલણમાં છેલ્લા એક દશકામાં આવેલા પરિવર્તનનુ સૂચક છે. પ્રો. સુરેશને વાર્તાના વસ્તુની જાણે સૂગ હોય એમ લાગે છે. તેમને મતે વાર્તામાં વસ્તુનું સાધારણીકરણ નહીં પણ વિલીનીકરણ થવું જોઈએ. તેઓ માને છે કે Being ની Process માં જે રસ છે તે Product માં નથી. તેઓ જડતાના વિરોધી છે તેમને ચૈતન્યનો વિકાસ ગમે છે. તેઓ ઘટનાને, સ્થૂળ ઘટનાને ઝાઝું મહત્ત્વ આપવામાં નથી માનતા. કારણ, તેમને મતે મહત્ત્વ ઘટના કરતાં, ઘટના પાછળ રહેલાં બળોનું વિશેષ છે. તેઓ માને છે કે એક ઊર્મિને બે બિન્દુએ જોવી જોઈએ. ઊર્મિના એક બિન્દુથી બીજા બિન્દુ સુધીનો વિકાસ એ પણ ઘટના છે. અને તે ચૈતસિક ઘટના છે અને મહત્ત્વ આ ચૈતસિક ઘટનાનુ છે."

શ્રી રઘુવીર ચૌધરીએ ચર્ચાર્થે મૂકવામાં આવેલા વાક્યમાં ભૂલ હોવાનો સંભવ છે એમ જણાવીને કહ્યું હતું કે: ખરુ જોતાં વાક્ય આ પ્રમાણે જોઈએ "ઘટનાતત્ત્વના લોપવાળી વાર્તાનો નિર્વાહ લેખક કેવી રીતે કરે છે અથવા કરતો હોય છે."

તેમણે વધુમાં કહ્યુ હતુ કેઃ પ્રો. સુરેશે મુખ્ય વસ્તુના તિરોધાન પરિહારની વાત કરીને તથા ઘટનાને નવા સંદર્ભમાં મૂકીને એને સ્થળકાળ નિરપેક્ષ બનાવવાની વાત કરી છે. મુખ્ય વસ્તુ એટલે સ્થાયેલી વાર્તામાં રહેલા વસ્તુની પૂર્વાવસ્થા તિરોધાન, પરિહાર, હ્રાસ દ્વારા પ્રો. સુરેશ જોશી કાચા માલમાંથી સર્જાયેલી વાર્તાના આકાર નિમિત્ત બનેલી વસ્તુ સુધી જવાની પ્રક્રિયા એક સર્જકની હેસિયતથી સમજાવે છે. પ્રત્યક્ષ જગતમાં ગુજરાતી વાર્તાને એ જ રૂપમાં લિપિબદ્ધ કરી દેવાને બદલે વાર્તામાં કલાના વાસ્તવની પ્રતીતિ થાય તો જ વાસ્તવિકતામાંથી યથાર્થ સુધી પહોંચવાનો અભિક્રમ સિદ્ધ થાય. દુનિયાદારીનું તથા કથિત સત્ય સિદ્ધ થવાને બદલે કલાકારનું સત્ય ત્યારે જ સિદ્ધ થાય કે જ્યારે વાર્તાકાર પોતાની સંયોજના શક્તિથી પેલા પ્રાથમિક વસ્તુનું નવનિર્માણ કરે. અને આ નવનિર્માણની ક્ષણોમાં પેલા પ્રથમ પ્રાપ્ત વસ્તુનો સમૂળગો લોપ થઈ જતો હોય તો ભલે થાય, તેની ચિંતા શી?

શ્રી, જ્યોતીન્દ્રભાઈએ પોતાના નિબંધમાં 'લોપ' કરતાં તિરોધાન શબ્દ વધારે યોગ્ય હોવાની સ્પષ્ટતા કરી છે વળી તેઓ પ્રો સુરેશે વાપરેલા 'મુખ્ય વસ્તુ' અને 'ઘટના' બંનેને એક બીજાના પર્યાય સમજે છે. વળી રામનારાયણભાઈએ વાપરેલા શબ્દ "વૃત્તાન્તનું 'હાડપિંજર'" ને પ્રો. સુરેશના "ઘટના" શબ્દના પર્યાય

# ૨ : છેલ્લા દસકાનું નવલિકા સાહિત્ય

રાત્રે મળેલી ત્રીજી બેઠકનો વિષય હતો 'છેલ્લા દસકાનું નવલિકા સાહિત્ય.' ચર્ચાનું સંચાલન પ્રો. સુરેશ જોષીએ કર્યું હતું. ચર્ચામાં ડૉ. જયંત પાઠક, શ્રી વજુભાઈ ટાંક, શ્રી જશવંત મહેતા તથા ડૉ. રમેશ જાનીએ ભાગ લીધો હતો.

ડૉ. જયંત પાઠકે પોતાનો નિબંધ વાંચ્યો હતો. તેમની વિષયની છણાવટ પદ્ધતિસરની અને સ્વસ્થ હતી. તેમણે કહ્યું, "છેલ્લા દસકામાં ટૂંકી વાર્તામાં જે કેટલાંક નવાં વલણો પ્રવેશ્યાં છે તેમાં મુખ્ય ત્રણ છે. (૧) આંતરમનની પ્રક્રિયાનું આલેખન, (૨) ભાવ પ્રતીકોનો વિશેષ અને વિશિષ્ટ રીતનો પ્રયોગ અને (૩) વાર્તામાં ઘટનાતત્ત્વની અપ્રતિષ્ઠા.

આજના વાર્તાકારને વાર્તામાં સ્થૂળ ઘટના કે સ્થૂળમાં થતી ક્રિયા બતાવવામાં ઓછો રસ છે. મનની સૃષ્ટિમાં ને કાળમાં થતી ક્રિયા બતાવવામાં વધુ રસ છે; અથવા એમ કહો કે સ્થૂળકાળને પોતાના અનુભૂતિ પટમાં એકાકાર કરવાનો એનો પ્રયાસ છે. એમાં ખોટું કશું નથી. માત્ર એનો અતિરેક ક્યારેક કઠે છે. માણસને માણસના મનમાં જેટલો રસ છે તેટલો જ રસ તેને બાહ્ય જગતમાં, વ્યવહારની દુનિયામાં બનતા બનાવોમાં છે. જેમ માનવ–મન તેમ માનવ–વ્યવહાર પણ આપણી ચેતનાનો અંશ છે ને તેથી વસ્તુજગતમાં બનતી ઘટનાઓની લીલામાં પણ વાર્તારસનો સંભવ રહેલો છે કદાચ વધારે રહેલો છે. વળી મનુષ્યમનના પ્રદેશો ગૂઢ ને ગહન છે એનું અનેય હસ્તામલકવત દર્શન અશક્ય નહીં તો લગભગ અશક્ય છે. કોઈ ચમત્કારક ક્રિયામાં પરિણામરૂપે આ દર્શનની સાર્થકતા ન હોય તો લેખકનું મનોવિજ્ઞાન એ માત્ર ચિકિત્સકનું જ્ઞાન જ બની રહે, કલાકારનું દર્શન નહિ. વાર્તામાં પ્રતીક–યોજના સાવ નવી નથી. જૂના વાર્તાકારો પ્રતીક દ્વારા વાર્તામાં ચમત્કાર રહસ્ય આલેખતા. પ્રતીક એ કલાકને બદલે, તેના પ્રતિનિધિ તરીકે આવે છે. પ્રતીક રચનાની પાછળ ખેંચાતો વાર્તાકાર અંગ-અંગીનો સંબંધ અને કલાકૃતિની સપ્રમાણતા વીસરી જાય છે ત્યારે પ્રતીકો અર્થદ્યોતન કરવાને બદલે અર્થ માટે વ્યવધાન બની જાય છે.

છેલ્લા દસકામાં ખાસ કરીને કવિતા અને વાર્તામાં કલાવિધાન પરત્વે આપણે વધારે ધ્યાન આપતા થયા છીએ. 'ટેકનીકની દૃષ્ટિએ વાર્તા સંપૂર્ણ હોય એટલે થયું' એવો ખ્યાલ પણ જામતો જાય છે. ઘટનાતત્ત્વના લોપના કે અપ્રતિષ્ઠાના મૂળમાં આ જ સમજ રહેલી જણાય છે અહીં એક જ પ્રશ્ન વિચારવા જેવો છે. કલાના અમુક સિદ્ધાન્ત અનુસાર કલાકૃતિનું સર્જન થયું છે એટલું જાણવું સમજવું ભાવક માટે પૂરતું છે? મને શંકા છે. આવો અવબોધ તે જ આસ્વાદ નથી. અલબત્ત, આ સમજનો પણ એક આનંદ છે પણ રસાસ્વાદ કે રસાવબોધ તે એ સમજ માત્ર નથી, એથી કંઈક વિશેષ. કલાતત્ત્વની સમજ સાથે જીવનના કોઈ સ્પન્દનનું ઉત્કટ અનુભાવન પણ થતું હોય ત્યારે કલાકૃતિમાં આપણા સંવિતને આહ્લાદનો અનુભવ થાય છે. નવી વાર્તા વાંચીએ છીએ ત્યારે એમ થાય છે કે અહીં લેખકની કુશળતા પ્રકટ થાય છે. વાર્તાકલા વિશે એ જે કંઈ જાણે છે ને માને છે તેની ચુસ્ત શિસ્તમાં રહીને એણે કૃતિ રચી છે પણ એટલું સમજ્યા પછી કૃતિએ આપણને હલાવી મૂકવાનો અનુભવ થતો નથી. આજનો વાર્તાકાર શું કહેવાનું છે તેના ઉપર વધારે પડતું ધ્યાન આપતો થયો છે, આથી નવી વાર્તાનું પણ હવે બીબું બંધાયું છે ને એમાં એકવિધતા આવતી જાય છે.

શ્રી વજુભાઈ ટાંકે પણ પોતાનો નિબંધ વાંચ્યો હતો. તેમણે કહ્યું કે "આજની નવલિકા પ્રયોગશીલતાના ભારે લગીર દબાતી ને અસ્તિત્વવાદના ઓથારે કંઈક છૂપી પડતી હોય એમ લાગે છે. આજનો લેખક આકૃતિનું આલેખન પરંપરાગત વાસ્તવિક મનાતા કોણથી નહીં પરન્તુ કંઈક નવા જુદા વિચિત્ર ને વક્ર કોણથી કરવા પ્રવૃત્ત થયો છે. આથી એની નવલિકાની આકૃતિમાં કંઈક આકરા, અળખામણા, ભભકભર્યા રંગોનો વિનિયોગ સહજ સ્વાભાવિક થઈ પડ્યો છે ને એની પ્રકૃતિમાં

અસ્તિત્વનો નહિ પણ અસ્તિત્વના આભાસનો આટલું મહત્ત્વનો મનાવા માંડ્યો છે. 'સંકુલતા, વિષાદ અને વૈચિત્ર્યના નિમેટે આવી આજની નવલિકા કયા ચોથે માર્ગે જવું એની વિમાસણમાં પડી છે "

આજના નવલિકા સાહિત્યની ઈમારતમાં પ્રતીકો ને છાયાઓ મહત્ત્વનાં મનાવા લાગ્યાં છે. આકૃતિના ઘાટઘડતર લગીર જરઠ, ભારે હાથે થવા માંડયાં છે પરિણામે એની સપ્રમાણતા અને સુકુમારતાને દેશવટો અપાતો રહ્યો છે, ને એને સ્થાને કંઈક રૂપકડું ને લોભામણું કરી દેખાડવાની લાલચે પદ્ધતિસરની અગોચરની, ને કુત્સિતની ઉપાસના થઈ રહી છે.

શ્રી જશવંત મહેતાએ પોતાનો નિબંધ વાંચ્યો હતો. તેમણે છેલ્લા દસકાની વાર્તાને અભિમન્યુના કોઠા સાથે સરખાવી હતી અને કહ્યું હતું કે નૂતન નવલિકાની દુર્બોધતાના કોઠામાં એક વખત વાચક પ્રવેશ કરે કે પછી એ એમાં જ અટવાતો રહે છે સામાન્ય વાચકને તો આજની વાર્તા ગુંગળાવે જ, પરન્તુ સાહિત્ય ક્ષેત્રના અભ્યાસીઓને માટે પણ તે દુર્બોધ બની જાય છે

પ્રો રમેશ જાનીએ, ડૉ. જયંત પાઠકે પોતાના નિબંધમાં કરેલા 'ઘટનાતત્ત્વની અપ્રતિષ્ઠા'ના પ્રયોગને બિરદાવ્યો હતો

ઉપસંહાર કરતાં પ્રો સુરેશ સાચી નવલિકાને જીવવા માટે જોઈએ એવી આબોહવા નિર્માણ કરનાર જાગ્રત વિવેચનના મહત્ત્વ પર ભાર મૂક્યો હતો

રાતની બેઠક ખાસ જામી નહીં.

## ૩ : છેલ્લા દસકાનું નવલકથા સાહિત્ય

બીજે દિવસે સવારની (ત્રીજી) બેઠકમાં 'છેલ્લા દસકાનું નવલકથા સાહિત્ય' એ વિષે ચર્ચા કરવામાં આવી હતી. ચર્ચાનું સંચાલન શ્રી શિવકુમાર જોશીએ કર્યું હતું.

શ્રી શિવકુમારે ચર્ચારંભે કહ્યું હતું: "નવલકથા એ મહાકાવ્યનું પર્યાયિયું છે મહાકાવ્યમાં મનુષ્યની ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, આ ચારે કામનાઓ સિદ્ધ થતી દર્શાવાય છે નવલકથા એવી કોઈ એષણા માટેનું સાધન નથી. માનવી પોતાની ચકતીપડની દરમિયાન ઊંચે ચડવાના પ્રયત્ન કરે છે, એમાં કલાકારને રસ છે. માણસ શેનો બનેલો છે એ દર્શાવવામાં કલાકારને રસ અને આનંદ છે. પરંતુ વાસ્તવજગતનો માનવ અને કલાકારનો માનવ એ બંને વિભિન્ન છે. અને તેમ છતાં વાસ્તવજગતના માનવીનું આલેખન કરતી વેળા કલાની વાસ્તવિકતાનો સ્પર્શ એમાં આવવો જોઈએ. એવા સ્પર્શ વગર નવલકથા કલાકૃતિ ન બને ગુજરાતી નવલકથાનો આરંભ 'કરણઘેલા'થી થયો. 'સરસ્વતીચન્દ્ર' એ નવલકથાક્ષેત્રે અને સાહિત્યક્ષેત્રે સહુથી મહત્ત્વના સીમાચિહ્નરૂપ છે 'સરસ્વતીચન્દ્ર'નું આજથી પચીસ વર્ષ પહેલાં થતું મૂલ્યાંકન અને એના આજના મૂલ્યાંકનમાં તફાવત છે. આજે જે એનું મૂલ્યાંકન થાય છે તે કલાક્ષેત્ર સંપ્રાયેગી પ્રગતિના સંદર્ભમાં થાય છે અને ત્યારે એ, કલાત્મક નવલકથા છે કે મહાનિબંધ છે, એવી શંકા પણ કેટલાક કરે છે ગુજરાતીમાં ઐતિહાસિક, તળપદી, નગર જીવનને સ્પર્શતી, તેમ રાજકારણ અને સમાજકારણને અનુલક્ષતી તથા માનવી માનવી વચ્ચેના સંબંધોને સ્પર્શતી, એમ અનેક પ્રકારની નવલકથાઓ લખાઈ છે

પ્રો. તખ્તસિંહ પરમારે પોતાના નિબંધમાં ગુજરાતી નવલકથા ૨૧ વિષયની લખાઈ હોવાનું જણાવ્યું છે આપણે ત્યાં નવલકથાનો નાભિશ્વાસ ચાલી રહ્યો છે એમ પણ કહેવાય છે. એ અંગે પ્રસ્તુત નિબંધમાં કશું વક્તવ્ય નથી બીજી ભગિની ભાષાઓની નવલકથાઓને મુકાબલે આપણી નવલકથા ક્યાં છે, તેની પણ કોઈ સ્પષ્ટતા એ નિબંધમાં મળતી નથી પશ્ચિમમાં નવલકથાક્ષેત્રે કામુનું નામ જગજાહેર છે આપણે ત્યાં કોઈ કામુ પાક્યો છે ખરો? અથવા એવી કલાનો કોઈ પ્રયાસ થયો છે ખરો? નવલકથા એ લેખકના આરામના સમયની આડનીપજ છે કે કલાસાધનાના પરિણામરૂપ છે? નવલકથામાં સંકલનાની શિથિલતા

જણાય છે, તેમ તેના પર ચલચિત્રની અસર પણ છે પરિણામે નવલકથા કક્ષાની દૃષ્ટિએ ઊતરતી જાય છે, એ અલબત્ત સ્વીકારવું જોઈએ પણ નવલકથા એ માત્ર રૂપરચના છે કે અંતરતત્ત્વનો પમરાટ વ્યક્ત કરવાનું સાધન બની છે, એ પણ વિચારવુ જોઈએ. મારુ એમ માનવુ છે કે નવલકથાસર્જન એ સતત સાધના છે એ લેખકના જાત સાથેના યુદ્ધનું પરિણામ છે એમાં એ વિજયો નીવડે તો સાચી કલાકૃતિ નિર્માણ થાય ”

શ્રી શિવકુમારના આ પ્રાસ્તાવિક બાદ શ્રી ભગવતીકુમાર શર્માએ પોતાનો તૈયાર નિબંધ વાંચતાં જણાવ્યુ હતું કે: “મને નવલકથાકાર કરતાં વાર્તાકાર તરીકે ઓળખાવું વિશેષ ગમે. છેલ્લા દસકામાં જીવનના–વૈયક્તિક તેમ જ રાષ્ટ્રીય–ઘણાં ક્ષેત્રોમા પરિવર્તનકાળનાં મંડાણ થયા છે. તેની અસર નવલકથા પર થઈ છે. ગુજરાતી નવલકથામાં કઈક નવુ કરવા જેવુ છે, એ ખ્યાલ સ્થિર થયો છે. જો કે તેનું હજી સ્પષ્ટ અને સંગીન પરિણામ આવ્યુ જણાતુ નથી નવલકથાનું વાચન ઘણું વધ્યું છે અને તેને પરિણામે નવલકથાનુ ઉત્પાદન વધ્યું છે. પરંતુ ગુણદૃષ્ટિએ નવલકથા નીચી પડી છે. એ રીતે ગુજરાતી નવલકથામાં ધીકો દુકાળ પડ્યો છે. નવલકથામાં પણ ઘટનાતત્ત્વનો લોપ થવો જોઈએ એવું ઘૂમરાણ હજી સુધી ઊઠ્યુ નથી તેમ નવલકથા એટલે કૃત્રિમ પ્રસંગોની ધમાચકરડી એ ખ્યાલ પણ હજી ઝાઝે અંશે દૂર થયો નથી. નવલકથા આ બધા આંતરિક અવરોધો વટાવી જાય તેમાં જ એની કલાકૃતિ લેખે કસોટી છે. નવલકથાનું આભ્યન્તર કલેવર બદલવાના પ્રયાસો હજી ક્યાંક ક્યાંક આરંભાયા છે, તે વ્યાપક નથી બન્યા. કારણ કે એવા પ્રયાસો અને પ્રયોગો બળવાન બને તેવું વાતાવરણ હજી નથી સર્જાયું. આપણી નવલકથાઓ હવે ગામડું મૂકી શહેર તરફ વધી છે. જે લોકો ગામડાંની નવલકથા લખતા તે પણ હવે નગરજીવનની નવલકથા લખતા થયા છે. કેટલીક નવલકથાઓમાં તો રંગદર્શી અને સિનેમાછાપ દશ્યોનો ભયંકર અતિરેક થતો પણ જોવામાં આવે છે આજે ગામડાં ભાગે છે અને શહેરો ફાલે છે. તેમ ગુજરાતી નવલકથાનું પણ નાગરીકરણ થઈ રહ્યું છે. અને તે પણ અસમતોલ રીતે થઈ રહ્યુ છે. આજની નગરજીવનની નવલકથામાં પણ પ્રેમ અને જાતીય પ્રશ્નોના વૈપુલ્યનો અતિરેક થઈ રહ્યો છે નવલકથામાં હજી મુંબઈ જ ગુજરાતની રાજધાની રહ્યું છે અને આલીશાન હોટેલોના રેશમી અંધકાર અને એ અંધકારમાં ચાલતી પ્રણયગોષ્ઠી સિવાય ઝાઝું જણાતું નથી. આજે ગુજરાતી નવલકથાનું ક્ષેત્ર વિસ્તર્યુ છે, પરન્તુ તેની ક્ષિતિજ વિસ્તરી નથી આજની નવલકથા તિમિર ઊભેલા માનવી જેવી છે આજની કેટલીક નવલકથાઓ ટુરિસ્ટ ગાઈડ જેવી તો કેટલીક મુંબઈની હોટેલોના સૂચિપત્ર જેવી અને ‘મેનુ’ દર્શાવતા કાર્ડ જેવી છે. પરિવર્તનકાળ સ્વરચનાથી પટાવી જવાના નિષ્ફળ પ્રયાસમાં ગુજરાતી નવલકથા આજે વૃદ્ધત્વને આરે ઊભી છે એ ઓક્સિજન પર ટકી રહી છે પણ એનું આરોગ્ય સુધર્યું નથી કાં તો એના ફેફસાં બદલીએ કે કયાં તો નવા ડૉક્ટરો લાવીએ. તે સિવાય આજની ગુજરાતી નવલકથાનો ઉદ્ધાર નથી.”

શ્રી ભદ્રકુમાર યાજ્ઞિકે શ્રી તખ્તસિંહ પરમારના નિબંધમાંથી કેટલીક અસંબદ્ધતાઓનો નિર્દેશ કર્યો હતો અને નવલકથાનો નાભિશ્વાસ ચાલી રહ્યો હોવાના અભિપ્રાયનો ઇનકાર કર્યો હતો. તેમણે નવલકથા પર ચલચિત્રની પડેલી અસરનો બચાવ કર્યો હતો અને કહ્યુ હતુ કે સિનેમાની સૃષ્ટિના અનિષ્ટ તત્ત્વોથી પ્રજાને સભાન કરવા માટે તેનુ આલેખન જરૂરી છે. એ આલેખનથી ભય પામવાની જરૂર નથી. રૂપેરી સૃષ્ટિના ભયસ્થાનો દર્શાવતી નવલકથાઓ પણ આપવી જોઈએ.

પ્રો સુરેશ જોશીએ કહ્યું હતું કે: “સાહિત્યનુ નિરપેક્ષ ધોરણે વિવેચન થવુ જોઇએ, તે આજે થતું નથી પરદીવડા શા ખોટા? એ વૃત્તિમાંથી વિવેચક બહાર આવે તે જરૂરનું છે આજનો નવલકથાકાર લોકોનુ સમાગધન કરવા લખે છે પરંતુ એ પ્રવૃત્તિ ખતરનાક છે નવલકથા એ સાહિત્યનો પ્રકાર છે. એ સત્ય ઘણા લેખકો ભૂલી જતા લાગે છે. નવલકથાનો જે સામાજિક સંદર્ભ છે, તેની ઘણી ઓછી ભૂમિકા સુધી આપણે ગયા છીએ. નવલકથામાં લેખકના અનુભવનું

આકલન થવું જોઈએ. તેમની પાસે જે સામગ્રી છે તેના વિનિયોગમાં સૌન્દર્યદૃષ્ટિ મૂલક ન્યાય થવો જોઈએ. કોઈ નવલકથા બહારથી શિથિલ લાગે પણ એનું અભ્યંતર એવું શિથિલ ન પણ હોય. નવલકથા બાહ્યાભ્યંતર ઉભયવિધ શિથિલ છે કે કેમ તે નક્કી કરવામાં આપણું વિવેચન ઘણું ઉતાવળું બને છે. પરંતુ તેથી સર્જકે ગભરાવાની જરૂર નથી. સર્જકે નિષ્ઠાવાન રહેવું જોઈએ. એ પ્રતિષ્ઠાના મોહમાં પડે તે એને માટે ખતરનાક છે. પ્રતિષ્ઠા એ કેન્સર જેવો રોગ છે. સાહિત્યને લેખક સાધન તરીકે વાપરે એના જેવું અશ્લીલ બીજું કશું નથી. સાહિત્યકાર લોકપ્રિય બનવાની અપેક્ષા રાખે છે પણ "મારો લોક મારી સૃષ્ટિ સાથે પ્રગટ થવાનો છે" એ ખ્યાલ એ રાખતો નથી, તેથી એનું સર્જક તરીકેનું વ્યક્તિત્વ વામણું બનતું જાય છે.

## ૪ : છેલ્લા દસકાની નોંધપાત્ર નવલકથા

બપોરે ચોથી છેલ્લી બેઠકમાં "છેલ્લા દસકાની નોંધપાત્ર નવલકથા: મારી દૃષ્ટિએ" એ વિષે ચર્ચા થઈ હતી. ચર્ચાનું સંચાલન શ્રી શિવકુમાર જોશીએ કર્યું હતું.

પ્રાસ્તાવિક વક્તવ્યમાં જોશીએ શ્રી ચુનીલાલ મડિયાની નવલકથા "લીલુડી ધરતી" સ્નેહરશ્મિની 'અંતરપટ,' શ્રી ધીરુબહેન પટેલની નવલકથા "વડવાનલ" તથા શ્રી ભગવતીકુમાર શર્માની નવલકથા "પડછાયા સંગ પ્રીત" એ ચાર નવલકથાની સંક્ષેપમાં ચર્ચા કરી હતી તથા ચન્દ્રકાન્ત બક્ષીની નવી શૈલી અને નવા વસ્તુપટનો નિર્દેશ કર્યો હતો.

તેમણે કહ્યું હતું : "શ્રી મડિયા એક પ્રખર અને સદ્ધર નવલકથાકાર છે. તેઓ વાતવાતમાં વસ્તુને ઉઠાવદાર રીતે રજૂ કરી શકે છે. એક સારા નવલકથાકાર હોવા છતાં અને કલાકારની સભાનતા તેમનામાં હોવા છતાં તેમની 'લીલુડી ધરતી' એક ઉમદા કલાકૃતિ લેખે પ્રભાવ પાડી શકતી નથી. ગુંદાસર જેવા નાનકડા ગામડામાં તેમની કથા આકાર પામે છે અને વિકાસ સાધે છે એવડા નાના ગામડામાં મડિયાએ આખી દુનિયાની તમામ ખરાબીઓ ઠાંસી ઠાંસી ને ભરી છે. એમાં ક્યાંક ક્યાંક "પેચીસ" સારા છે પણ સમગ્ર કૃતિ એક કલાકૃતિ તરીકે પાછી પડે છે. એને કમર્શ્યલ બનાવી દેવામાં આવી છે.

સ્નેહરશ્મિએ "અંતરપટ" માં જે યુગ લીધો છે તે તિલક મહારાજના સમયનો છે કથાનાયક કેશુ તેમ જ પનો બંને દંપતી જાણે ૧૯૬૦ ની સાલનાં યુવાન દંપતી વાત કરતાં હોય એ રીતે વાત કરે છે. એ યુગમાં ન સંભવી શકે એવી અદ્યતન યુગની હવા ફરકી રહી છે.

ધીરુબહેન પટેલ વાર્તાકાર તરીકે સારાં છે એટલે કે સફળ છે તેમણે પ્રથમ પચીસ પચાસ પાનામાં વાત ઠીક જમાવી છે સાગરનું એક મોજું કાંઠા પર આવે અને ધીમે ધીમે પાછું ચાલ્યું જાય છે, એક લિપિ અંકિત કરીને ચાલ્યું જાય છે તે પછી એક બીજું પ્રચંડ મોજું આવે તે કચરો અને ડાળખા વગેરે મૂકી જાય ત્યારે પ્રથમ મોજાએ અંકિત કરેલી છાપ રહેતી નથી. લુપ્ત થઈ જાય છે. "વડવાનલ" માં આવું બન્યું છે એમાં રેખાનું પાત્ર આવે છે જે લેખિકાના હાથમાં રહેતું નથી. અજનાને પણ એમણે એવી અતિશય દુષ્ટ ચીતરી છે કે એ પાત્ર પ્રતીતિકર નથી લાગતું. નવલકથામાં અસહ્ય લંબાણ થાય છે. અને સંખ્યાબંધ પુનરુક્તિઓ થાય છે એનાં પાત્રો અસ્પષ્ટ છે પરિણામે એમાં પ્રસંગો અને પાત્રોની એકસૂત્રતા જળવાતી નથી અને એક સભાન, સારો પ્રયત્ન વેડફાઈ ગયો છે

"પડછાયા સંગ પ્રીત" માં શ્રી ભગવતીકુમારે બે યુવતીના સમાન ચહેરા જ નહીં પણ બંનેના સમાન વર્તનની પણ વાત કરી છે અને તેનું પ્રતીકો દ્વારા આલેખન કર્યું છે પરન્તુ પ્રતીકો એટલાં બધાં છે કે નવલકથા તેનો ભાર સહી શકતી નથી. પ્રતીકો વાર્તાને ઉપસાવવા માટે નથી. કથાનાયક લીનાને વારંવાર મિતાની વાત કરે છે અને બંને વચ્ચે પોતાનો અનુભવ વિષય બનતા વાણી અને વર્તનના સામ્યની વાતથી

લગભગ ગૂંગળાવી નાખે છે. લેખકને લીના પર આટલો બધો જુલમ ગુજારવાની કોઈ જરૂર ન હતી. તેમણે પૂરો સંયમ જાળવ્યો હોત તો કૃતિ સારી નીપજી આવી હોત.

શ્રી શિવકુમારે ચન્દ્રકાન્ત બક્ષીની નવી શૈલી અને લાઘવની શક્તિની પ્રશંસા કરી હતી.

શ્રી રઘુવીર ચૌધરીએ છેલ્લા દશકાની નોંધપાત્ર નવલકથા તરીકે પ્રો. સુરેશ જોશીની "કથાચક્ર" નવલકથાની ચર્ચા કરી હતી. તેમણે એ નવલકથામાં પ્રો. સુરેશે 'Stream of consciousness નો જે પ્રયોગ કર્યો છે તેનો, કથામાંથી અમુક અમુક અંશનું વાચન કરીને ખ્યાલ આપ્યો હતો અને આ કૃતિને એક લાંબા ફકરા સમાન તથા પરંપરા મુક્ત કૃતિ તરીકે વર્ણવી હતી તેમણે કહ્યું હતું કે "આ કૃતિમાં જે પરંપરા છે તે આપણી નથી. પાશ્ચાત્ય કૃતિઓના પરિશીલનથી બંધાયેલા ખ્યાલોના પરિણામરૂપ છે. લેખક જીવનને કઈ રીતે જોતા થયા છે તે આ કથામાં મળે છે.

આ કથામાં જે ભૂરો ઘોડો આવે છે તે સમયનું પ્રતીક છે. એમાં એક પાત્ર બીજા પાત્ર સાથે વાત કરે છે, તે જ ક્ષણે દરમિયાન એના મનમાં પણ સંવાદ ચાલતો હોય છે. એ પાત્ર ભૂતકાળને આવકારે છે અને સાથે તે ભવિષ્યમાં પણ ચાલે છે. કાળની આ બે ગતિ સમાંતર રેખાઓની જેમ સાથે ચાલે છે. પાત્રોના સંવાદોમાં બૌદ્ધિક ચાતુર્ય છે. એકેએક વાક્યમાં કેટલાય વિશેષ અર્થો ભરેલા પડેલા છે. એમાં સહુને ચાહીને પોતાને પામવાની વાત છે. અને આ સહુને ચાહવાની વાત તે વાસ્તવમાં પોતાને વિલીન કરવાની વાત છે. કંઈ પણ અપેક્ષા રાખ્યા વગર આ નવલકથા વાંચો તો તમને જરૂર આનંદ મળશે.

શ્રી ચંદુલાલ સેલારકાએ શ્રી મનસુખલાલ મો. ઝવેરીની નવલકથા "કાળુભારને કાંઠે"ની તથા શ્રી કલાવતી વોરાએ "વડવાનલ"ની ટૂંકી ચર્ચા કરી હતી.

ચર્ચાનું સમાપન કરતાં શ્રી ગુલાબદાસ બ્રોકરે કહ્યું હતું : "ચર્ચા દરમિયાન વધુ ચર્ચા આકારની થઈ કલાકૃતિના આકાર સબંધમાં કલાકાર જેટલી વિશેષ જાણકારી મેળવે તે એના લાભની વાત છે. આકાર વિષે ચિત્તમાં ખરેખર કયો Concept રમે છે તેની પણ સ્પષ્ટ સમજ હોવી જરૂરી છે. Process of creation એને આકાર કહી શકાય? લાગણીનો, લેખક માત્ર બીબા તરીકે ઉપયોગ કેવળ આકાર સર્જવા માટે કરે અને આકાર સર્જતાં એ બીજાને વર્જ્ય ગણીને ફેંકી દે ત્યારે એમાં શેનો નિર્માણ થયો? આકાર તે લાગણીથી જુદી વસ્તુ છે? આ બધા સવાલો જાતજાતની ગૂંચ જન્માવે છે.

કલાકાર શબ્દની કલામાંથી ભાવ નિષ્પન્ન કરે છે. હવે જો એ ભાવનો પરિહાર કરે તો કયો આકાર રહે છે? વાર્તાકાર વાર્તાની સમસ્યા રજૂ કરે અને તે સાથે એનું નિરાકરણ આપી દે તો એને સ્વીકૃતિ મળતી નથી Human Problems અને Human Situations એની સાથે લેખક બાથ ભીડતો હોય છે આ માનવજગત તે ઉમાશંકરના શબ્દોમાં હૃદયકારણનું વસ્તુ છે. એક માનવી બીજા માનવીને જાણવાનો પ્રયત્ન કરે છે અને તે હૃદય દ્વારા જાણી શકાય છે માનવ-ચિત્તમાં હજાર જાતના કોયડાઓની જટાજાળ ગૂંચવાયેલી પડી છે તેના સંદર્ભમાં એ માણસને ઓળખવાનો પ્રયાસ કરે છે એ વસ્તુ કલાકાર જ્યારે સરસ રીતે રજુ કરે છે, ત્યારે ઉત્તમ કલાકૃતિ નીપજે છે. વાસ્તવ-જગતની ઘટનાના યથાતથ નિરૂપણથી કલાકૃતિ નિર્માણ થતી નથી એમાં કલાકાર પોતાનો કશોક પ્રયત્ન કરે છે અને તે પ્રયત્ન કેવો છે, તે મહત્ત્વની વસ્તુ છે

શ્રી બ્રોકરના સમાપન બાદ સંમેલનની કાર્યવાહી સમાપ્ત થઈ હતી એ પછી 'અતુલ'ની મુલાકાત ગોઠવાઈ હતી.

[ શ્રી. કૃષ્ણવીર દીક્ષિતની નોંધ-સંક્ષિપ્ત ]

# ઇંગ્લેંડના વિજ્ઞાનીઓ અમેરિકા તરફ

તાજેતરમાં ઈંગ્લૅન્ડમાં પ્રોફેસર ઇવાન બુશે અમેરિકાના માસાચ્યુસેટસમાં આવેલા વોરસેસ્ટર શહેરને પોતાના મનની દુનિયા સર્જવાના સ્થાન તરીકે પસંદ કર્યું છે બૌધિક પ્રવૃત્તિઓ માટે પંકાયેલું બોસ્ટન વોરસેસ્ટરથી આંગળી પહોંચે એટલું બધું નજદીક છે આજુબાજુનો પ્રદેશ ઘણોજ રળિયામણો છે, અને જે સંસ્થામાં એમને કામ કરવાનું છે તેની તો આગવી પ્રતિષ્ઠા છે. કારણ કે ફ્રોઈડની પહેલી અને છેલ્લી અમેરિકાની મુલાકાત એના દ્વારા જ ગોઠવાયેલી.

બુશજ નહીં પણ આવા બીજા ઘણા વિજ્ઞાનીઓ અત્યારે ઇંગ્લેંડને કાયમ માટે છોડી અમેરિકામાં સ્થિર થવા માંડયા છે એમને રોકવાનો વિચાર કરનારાઓએ વોરસેસ્ટર અને અમેરિકાનાં બીજા ઘણાં એવાં જ શહેરોના અનેકવિધ આકર્ષણો પ્રત્યે આંખમીંચામણાં કર્યે નહીં પાલવે. બધી જ જાતની સગવડોવાળાં હુંફાળા આ ઘરો છે ત્યાં કુટુંબનાં બાળકો માટે શાળા વગેરેની તકલીફ નથી હોતી. ઘરો સુંદર અને સગવડવાળાં હોય છે અને છે પણ ખૂબ જલ્દી હવામાન મધુર, મસ્ત રીતે રજા માણવાની શકયતા અને સૌથી અગત્યનું તો એ છે કે રીસર્ચ ઇન્સ્ટીટયુટ અને એવી એવી સંસ્થાઓ પોતાના ગામમાં હોય એનું ગૌરવ ત્યાંના પ્રજાજનોને ઘણું છે.

આ રીતે સગવડભર્યા જીવનની શકયતા બ્રિટનની અમેરિકાના સ્થળાંતરની સમસ્યા સાથે ગાઢ રીતે સંકળાયેલી છે. હા, એ ખરું કે ત્યાં પણ યુનિવર્સીટીમાં નીચલી કક્ષાએ કામ કરતાં લોકોને ઇંગ્લેંડના જેવીજ મુશ્કેલીઓ વેઠવી પડે છે, છતાં યોગ્ય કાર્યકરોને સારો પગાર અપાય છે. કેટલીક સંસ્થાઓ તો બ્રિટનના ખ્યાતનામોને મોં માંગ્યું વેતન આપીને પોતાને ત્યાં ખેંચી લાવે છે. એવા દાખલા પણ મૌજુદ છે કે એક યુનિવર્સીટીમાંથી બીજીમા ખેંચી જવા માટે કોકને ૩૫૦૦ ડોલર કે એથી વધુની પણ ઓફર અપાઈ છે।

ઉપરની હકીકત અગત્યની હોવા છતાં, એટલું નક્કી છે કે,

પૈસો એજ એકલું કારણ સ્થળાંતર માટે નથી. પૈસા ઉપરાંત ત્યાંની સંસ્થાઓનું પ્રેરણાદાયી, ઉત્સાહપ્રેરક વાતાવરણ પણ પ્રબળ રીતે તેમને ત્યાં ખેંચી જાય છે અને બન્ને દેશોમાં ભાષા એકજ છે એટલે એની કોઈ તકલીફ નથી.

બ્રિટનથી અમેરિકા જનારા મોટાભાગના વિજ્ઞાનીઓ માને છે કે એમના કાર્યને અમેરિકામાં વધુ જશ મળે છે, મુશ્કેલીઓ ઓછી હોય છે અને સહકાર વધુ કેમકે એ તો સાચુ જ છે કે બ્રિટનના એકેડેમિક જીવનમાં ટેકનિકલ સહાયનું કોઈ સ્થાનજ નથી. અરે કાગળો ટાઈપ કરનાર ટાઈપીસ્ટની પણ તંગી હોય છે. ખાતાના વડાને ભાગે એક ટાઈપીસ્ટ આવે. બાકીના બધાંને બોલ પેનથી જ કામ ચલાવવું પડે। ઉદ્યોગમાંથી લોકોને શિક્ષણ કે સંશોધનના ક્ષેત્રમાં આકર્ષવાનું પણ મુશ્કેલ છે કારણ પગાર–ધોરણમાં બન્ને ક્ષેત્ર વચ્ચે ભારે તફાવત છે. તેમના કાર્યની કદર સમાજને કે સરકારને જરાય નથી, એવું સંશોધકો માને છે, ને નિરુત્સાહી બને છે. પરિણામે સંશોધનના કાર્યને વાગે છે કસમયની ઘેક।

અતિસામાન્ય જરૂરિયાતોની તંગીની સરખામણીમાં સંશોધનમાં જરૂરી એવાં વૈજ્ઞાનિક સાધનોની તંગી તો કયાંય ઓછી ગંભીર ગણાય. હમણાં હમણાંની ભૌતિક માંગણીઓ સંતોષાતી જાય છે, છતાં એમાં પણ હજી ઘણું ખૂટે છે.

ગંભીર પરિસ્થિતિ તો ત્યારે સર્જાય છે જ્યારે

કોઈ નવા સંશોધનના પ્રોજેક્ટને માટે પોતાના સહકાર્યકરો પાસે સંમતિ લેતાં વિજ્ઞાનીને નવનેજા પાણી ઊતરે છે—અને જરૂરી ફંડ ઊભું કરવાની તકલીફ તો નફામાં! ઊંડે ઊંડે ગરકી ગયેલી ઈર્ષા અને જડ રૂઢીવાદ આવી પરિસ્થિતિ માટે જવાબદાર છે.

બીજી એક ફરિયાદ એ પણ સંભળાય છે કે સંશોધનમાં પડેલા વૈજ્ઞાનિકો પાસે બ્રિટિશ એકેડેમી તેમની પ્રતિષ્ઠાની ઉપરવટ શિક્ષણનું કાર્ય કરાવે છે. એનું કારણ એ છે કે બ્રિટિશ એકેડેમી બીજી પેઢીના વિકાસને સંશોધન કરતાં વધુ મહત્ત્વ આપે છે.

અમેરિકાની 'એકેડેમિક લાઈફ'ના નક્કર ગુણો વિષે ખાસ જાણવા મળતું નથી એનું કારણ એ હોઈ શકે કે ત્યાંની હજી પાંગરતી સંસ્થાઓ છે અને દેશવિદેશમાં એની ખ્યાતિ ફેલાવાની હજી શરૂઆત જ છે. છતાં એની સૌથી આગળ તરી આવતી વિશિષ્ટતા—બૌદ્ધિક પ્રવૃત્તિ માત્ર બુદ્ધિજીવીઓને સમય પસાર કરવાની હોબી ન રહેતાં ધીકતા ધંધામાં ફેરવાઈ ગઈ છે—એ વિષે તો બેમત છે જ નહિ. ઘણીવાર દંભી અને ગુંગળાવી નાખે તેવા ગાંભિર્યનો દેખાવ ત્યાંની સંસ્થાઓ કરે છે. અલબત્ત, બ્રિટિશ યુનિવર્સીટીઓની જેમ જ્યારે ને ત્યારે નિષ્ક્રિયતા અને જડતામાં તો તે નથી જ સરતી

અમેરિકાની સંસ્થાઓની કેટલીક ઊણપો નજરે પડે છે. જેમકે સરકારી ગ્રાંટ માટેની હરિફાઈ અમુક કાર્યક્ષેત્રોમાં ભયંકર હોય છે. શિક્ષણ માટેનો રસ ત્યાં ઓછો છે અને એ તો હાસ્યાસ્પદ છે કે નોબેલ પ્રાઈઝ જીતી લાવનાર સંશોધનો સાથે 'સેકન્ડરેટ,' અરે ઘણીવાર તો, 'થર્ડરેટ' મસાલાને પણ ભેળવી દેવામાં આવે છે. Rate race! પબ્લીસીટી માટે તો જાણે ઉંદર દોડ થાય! અને વાદાવાદ તો ખૂબ પ્રમાણમાં. આવી જ ટીકા ઇંગ્લૅંડ માટે પણ કરી શકાય; પણ ત્યાં પ્રમાણમાં આવું સ્હેજ કમ ખરેખર સારા માણસો ક્યાંય પણ આવાં મલીન તત્ત્વોથી દૂર રહી શકે પણ બિચારા સામાન્ય તેઓ આમાં જરૂર સપડાય છે.

અંગત જરૂરિયાતો અને મુખ્યત્વે તેમની વિચિત્રતાઓ વિજ્ઞાનીઓને સ્થળફેર કરવા દબાવે છે. તેથી કરીને આ રોગને દૂર કરવા કોઈ એક ઉપાય કામ લાગે એમ નથી. છતાં એ તો છે જ કે ઇંગ્લેંડ અને અમેરિકા વચ્ચે સાંસ્કારિક છૂટાછેડા લેવાશે તો સૌને ઘણું વેઠવું પડશે. એટલે જ બંને દેશોની યુનિવર્સીટી લાઈફમાં પ્રવર્તતી નાનીમોટી ક્ષતિઓ દૂર કરવાનો પ્રયત્ન જરૂરી છે.

થોડીક વધુ ઊંચી કક્ષાની પદવીઓ હોવી જોઈએ. મુસાફરી માટે વધુ આર્થિક મદદની જરૂર ખરી, અંતરેવારે અભ્યાસ રજાઓની જોગવાઈ આવશ્યક છે; અને વધુ સંખ્યામાં સારી લાયબ્રેરીઓની અપેક્ષા રહે છે. આ સુધારા જડમૂળથી કરવાની જરૂર છે— નહીં કે અમેરિકા જવાના રોગને અટકાવવાના ઉપાય તરીકે. એકલા વિજ્ઞાનના ક્ષેત્રમાં જ જો સુધારા થશે તો માનવવિજ્ઞાનોના ક્ષેત્રમાં પૂરી અદેખાઈ ઊભી થવાની અને પરિણામે કર્યું કારવ્યું ધૂળ મળશે. એટલે બન્ને ક્ષેત્રને સરખું પ્રાધાન્ય આપવું જરૂરી ખરું.

જોકે, લાંબા ગાળે વધુ વિદ્વાનો પશ્ચિમમાંથી પૂર્વમાં સંશોધનાર્થે જાય એમ ઇચ્છીએ, તો ઇંગ્લૅન્ડમાંથી અમેરિકા તરફ ધસતા પ્રવાહનો પ્રશ્ન ગૌણ બનશે. પહેલાંના જમાનામાં અમેરિકન વિદ્વાનો ઇંગ્લૅન્ડમાં કામ કરવા જતા. ફરી એવું જ આકર્ષણ ઊભું કરવાની જવાબદારી ઇંગ્લૅન્ડને માથે આવી પડી છે સીધો રસ્તો આને માટે એ છે કે ખૂબ મોટું ભંડોળ એકઠું કરવું અને મોટા પગારના આકર્ષણથી ટૂંકી મુદત માટે પરદેશના વિદ્વાનોને પોતાને ત્યાં નોતરી લાવવા છતાં પૈસો એ જ એકલું આકર્ષણનું કારણ ન બની શકે આશા રાખીએ કે અમેરિકા પોતાના વિજ્ઞાનીઓને બ્રિટન ભણી જવા પ્રોત્સાહન આપે. અને એ પણ સાચું છે કે બદલો જેવું કરવા ઘણા તૈયાર ન થાય, કારણ ઇંગ્લેન્ડની સંસ્કૃતિ એમને લેબોરેટરીની બહાર બીજું ઘણું કીમતી આપી શકે એમ છે, જે અમેરિકામાં મળવું દુર્લભ છે

જોન મૅડૉક્સ

(અનુ · ભારતી શાહ)

## ૧ : ભારત–પાક–કાશ્મિર : નવા સંબંધોના અણસાર !

પં. નહેરુના અવસાન પૂર્વે, પંડિતજીના આશીર્વાદ સાથે શેખ અબ્દુલ્લા પાકિસ્તાનના પ્રવાસે ઊપડ્યા એ ઘટના ભારત-પાક કાશ્મિર સંબંધોમાં એક નવા ઐતિહાસિક વળાંકરૂપ હતી. તેમાં પં નહેરુ અને શેખ અબ્દુલ્લાનો ફાળો અસાધારણ હતો. પંડિતજીનો એ નિર્ણય મહાન સ્વપ્ન-સિદ્ધિની દિશામાં એક સાહસ હતો. પંડિતજીના નિધનની સંધ્યાએ ૨૫-૪-૬૪ લખાયેલ આ લેખ અહીં જેમનો તેમ (પ્રતાપ દૈનિક સુરત) અહીં રજુ કર્યો છે પં. નહેરુના જતા તેમનું આ સાહસ વારસદારોને શિરે ભારે જવાબદારી બની રહ્યું જ છે… ..

શેખ અબ્દુલ્લાની મુક્તિએ જગાવેલ ઝંઝાવત એના પહેલા તોફાની તબક્કામાંથી પસાર થઈ ગયો છે – એ હકીકત જ જબરદસ્ત રાહત આપનારી ગણાવી જોઈએ, અને એનું શ્રેય, સર્વપ્રથમ, શેખ અબ્દુલ્લા અને પં. નહેરુને ભાગે જ જાય છે, એને પણ ઘણી— આશાવાદી ઘટના સમજવી જોઈએ.

શેખ અબ્દુલ્લાએ તેમની તાજેતરની ભારતની મુલાકાત દરમ્યાન એક વાતની પ્રતીતિ કરાવી છે કે, તેમને મન—

સૌથી મોટી ચિંતાનો વિષય હોય તો તે, ભારત-પાક વચ્ચેના સંબંધોની પુનર્સ્થાપનાનો છે અને કાશ્મીરનો ભારત સાથેનો સંબંધ આ મૂળભૂત સમસ્યાના પ્રકાશમાં જ જોવો વિચારવો રહે છે.

શેખ અબ્દુલ્લાએ તમામ વાતચીતો અને વાટાઘાટો દરમ્યાન ભારત-પાક સંબંધમાં આ પાયાની બાબતમાં વારંવાર એટલી તો સ્પષ્ટતા કરી જ છે કે—

—ભારતની બિનસાંપ્રદાયિકતાના સિદ્ધાંતને ભોગે આવો કોઈ સબંધ સ્થાપવાનો હોઈ ન શકે.

—અને બાજુની લઘુમતીઓને ભયમુક્ત કરીને જ આવો સંબધ સ્થાપી શકાશે.

કાશ્મીર આ નવા સંબંધોનો નક્કર પાયો બની શકે તેમાં જ શેખ અબ્દુલ્લાને સાચા ઉકેલની આશા દેખાય છે એથી જ તો, કાશ્મીરનું ભારત સાથેનું જોડાણ આખરી ગણીને ચાલવા કરતાં કાશ્મીરી પ્રજાની ઈચ્છા અનુસારની નવી રચના અંગેનો તેમનો આગ્રહ આ નવા વ્યાપક સંદર્ભમાં જોવા-સમજવા તેઓ સમજાવી રહ્યા છે



આ હેતુ બર લાવવા શેખે પાકિસ્તાનનો પ્રવાસ ખેડ્યો છે; અને જરૂર પડતાં, 'આઝાદ કાશ્મીર'ના પ્રવાસે જવાની પણ તેમની ઉમેદ છે વળી પરિસ્થિતિની નાજુકતા આત્મસાત્ કરવા સારુ પૂર્વ-બંગાળમાં જાતે જઈ આવવા અંગે તેમને સૂચન થયું છે; અને પાકિસ્તાનની આંતરિક હાલતનો અંદાજ લેવા ખાન અબ્દુલ ગફારખાન ('સરહદના ગાંધી') તથા અન્ય વિરોધપક્ષી નેતાઓની મુલાકાતો લેવાનીય ભલામણ થઈ છે.

પરંતુ, શેખ અબ્દુલ્લા એ વાત જાણતા-સમજતા લાગે છે કે ભારતમાં પં. નેહેરુના ટીકાકારો અને ઈતર પક્ષોના રાજદ્વારી નેતાઓ સાથે જેટલી મુક્ત રીતે તેઓ વાટાઘાટો કરી શક્યા અને ભારતભરમાં ઘૂમી શક્યા તેવી શક્યતા પાકિસ્તાનમાં તેમને પ્રાપ્ત થવી મુશ્કેલ છે.

આમ છતાં, શેખ અબ્દુલ્લાને હૈયે એક એવી શ્રદ્ધા જાગી જણાય છે કે ભારત-પાક સંબંધોને નવા

સુદૃઢ પાયા પર ઊભા કરવા માટે સોનેરી તક જાગી છે અને તેને પોતાનું એક ઐતિહાસિક કર્તવ્ય સમજીને તેમણે તેમાં ઝંપલાવવું જરૂરી છે.

એટલું જ નહિ પણ તેઓ ભારત–પાક અને કાશ્મીર—ત્રણમાંથી એકેનું હિત ખંડિત ન થાય એ રીતના ઉકેલની બાબતમાં ય શ્રદ્ધા ધરાવે છે.

★

શેખ અબ્દુલ્લાની આ હિંમત અને શ્રદ્ધાની પાછળ પં. નહેરુનું હિંમત અને શ્રદ્ધાભર્યું વલણ કારણરૂપ છે.

ભારત–પાક સબંધોની એક નવી કટોકટીના તબક્કે શેખ અબ્દુલ્લાને નવા સબંધોના વર્તાવ માટે નિમિત્તરૂપ બનાવવાની પં. નેહરુની ધારણાનો અંત તો જ્યારે જે આવે તે. શેખે મુક્ત થતાંવેંત કરેલો ઝનૂની ભાષણો અને નિવેદનોથી શરૂ કરેલો આરંભ, ભારે જોખમભર્યો હોવા છતાં, શેખના ભારત–પ્રવાસને અંતે જે નવો આકાર લેવાઈ રહ્યો છે તેમાં પં. નહેરુની સ્વસ્થ અને સૈદ્ધાંતિક શાંતિનીતિનો ફાળો જેવો તેવો નથી.

કેવળ શારીરિક માંદગી અને અશક્તિને કારણે જ નહિ, પરંતુ કાશ્મીરમાં હજરત–બાલ પ્રકરણ પેદા થયું અને તેના અનુસંધાનમાં પૂર્વ બંગાળામાં, અને તેના પ્રત્યાઘાતરૂપે બિહાર આસામમાં જે હીનતમ કોમી આતંક પ્રજ્વળી ઊઠ્યો એણે પં. નહેરુના અંતરને વલોવી નાખ્યું જણાય છે આખી જીંદગી એકનિષ્ઠ બિનસાંપ્રદાયિક આદર્શને વરેલા પંડિતજી માટે, અને ભારતની બિનસાંપ્રદાયિકતાના ઉન્નત દૃષ્ટાંતરૂપે (કાશ્મીરમાં મુસ્લિમ વસ્તી વધારે હોવા છતાં તેણે ભારત સાથે જોડાવાનો નિર્ણય કર્યો તે ભારતના બિનસાંપ્રદાયિકતાનું ગૌરવ છે એ રીતે) કાશ્મીરને સતત આગળ ધર્યા પછી બનેલી ઘટનાઓએ તેમનું હૈયું હચમચાવી દીધું જણાય છે અને—

પોતાની હયાતીનાં આ અંતિમ વરસોમાં જ, ફરી એક વાર ભારત–પાક ઐક્યનું સ્વપ્ન એક જબરજસ્ત નવું સાહસ કરી લેવા પ્રેરણા દઈ રહ્યું હોય એવું વરતાય છે.

અલબત્ત, પં. નહેરુએ ધાર્મિક–કોમી ધોરણની કોઈપણ યોજનાનો સ્વીકાર ન જ કરવાનો નિશ્ચય ફરી જાહેર કરી દીધો છે; અને કાશ્મિરનું ભારત સાથેનું જોડાણ કાયમી છે એવું ય સ્પષ્ટ જણાવી દીધું છે તેમ છતાં, તેમણે શેખ અબ્દુલ્લાના પ્રવાસોને આવકાર્યા છે, ઉત્સાહિત કર્યા છે; બીજા કેટલાક નેતાઓની માફક આવેશમાં આવી 'કદી નહિ'નો હઠીલો, અથવા ધાકધમકીભર્યો સત્તાશીલ પડકાર કરવાને બદલે, નવી રીતે શક્ય વિચારણા કરવાનું વલણ સ્વીકાર્યું છે—એ ઓછું સૂચક નથી.

● પં. નેહરુએ પાકિસ્તાન અને ભારત વચ્ચેના યુદ્ધની વાતને અશક્ય ગણાવી છે; અને ભારત–પાકિસ્તાન વચ્ચેના 'યુદ્ધ નહિ'ના કરારની ઓફર ફરી તાજી કરી છે...અને પાકિસ્તાનની અવળી નીતિની ટીકા કર્યા પછી ય તેમણે આશા પ્રગટ કરી છે કે—

'પાકિસ્તાન અને ભારતે મિત્રો બનવું જ રહ્યું; અને બે સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે એક બીજા સાથે સહકાર રાખવો જ રહ્યો; કેમકે એ બંને દેશો એક જ દેશના બે ભાગ છે. ઐતિહાસિક, ભૌગોલિક અને સાંસ્કૃતિક રીતે એ બંનેમાં સમાનતા છે; ભાષા પણ એક છે; અને બંને દેશ વચ્ચેની તંગદિલી ચાલુ રાખવી એ નરી મુર્ખામી છે; એ તંગદિલી હળવી થવી જ રહી. (કેમકે) **ભારત અને પાકિસ્તાનની પ્રજા વચ્ચે તંગદિલી નથી આ તંગદિલી માત્ર રાજકીય છે**

અને પં. નેહરુએ બંને દેશો વચ્ચે સંરક્ષણની અને શાંતિની બાબતમાં 'બંધારણી' શક્યતાનું સૂચન પણ કર્યું છે.

તો, શેખ અબ્દુલ્લાએ પણ કાશ્મીરના ભાવિ અંગે 'લોકમતસાર્ટનો આગ્રહ છોડી દઈ 'લોકોની ઇચ્છા' જાણવા ઉપર જ વધુ ભાર મૂક્યો છે

★

શેખ અબ્દુલ્લા અને પં. નેહરુના આ ઉદાર–વિશાળ અને નિષ્ઠાપૂર્ણ વલણને રાજાજી તથા જયપ્રકાશ નારાયણે ઉમળકાપૂર્વક વધાવી લીધું છે, એ ય એક શુભ ચિહ્ન છે.

* શ્રી રાજાજી અને જયપ્રકાશે વાત સ્પષ્ટ કરી છે કે—

કાશ્મિર પાકિસ્તાનને સોંપી દેવાની સિફારસ કે એવી ઈચ્છા એમણે કદિ કરી નથી. કાશ્મીરમાં 'પ્લેબિસાઈટ' લેવો જ જોઈએ એવો પણ તેમનો આગ્રહ નથી પરંતુ કાશ્મીર ભારત સાથે પોતાની સ્વેચ્છાએ જોડાયેલું છે ને સાથે રહેવા ખુશી છે, એ વાત કાશ્મીરી પ્રજાને જાહેર કરવાની તક કદિ અપાઈ નથી. એ તક આપવાનું વચન, જોડાણ કરાર વખતે જ, ભારતના પ્રતિનિધિ તરીકે માઉન્ટ બેટને આપ્યું હતું, અને તે પછી તત્કાળ પંડિત નેહરૂએ (૨-૧૧-૧૯૪૭ના રોજ) આકાશવાણી પરથી આખા દુનિયાને સ્પષ્ટ બુલંદ વાણીમાં આપ્યું હતું પ્રજા જોગા આ વચનનું સ્થાન શેખ અબ્દુલ્લાને ગિરફતાર કરી લઈને બોલાવેલી બંધારણી સભાનો ઠરાવ લઈ શકતો નથી: એ વચન હજી ઊભું જ છે. જોખમ ખેડીનેય એ વચન પૂરું કરવું રહ્યું. કદાચ શેખ અબ્દુલ્લાને કારણે હવે ફરી વધુ સ્વસ્થ નિર્ણયની શક્યતા જાગી છે—આ તક જવા દેવી ન જોઈએ.

રાજાજીએ, વધુમાં સામ્યવાદી ચીન સામે સહિયારા સંરક્ષણની વાત ખૂબ જ ભારપૂર્વક આગળ ધરી છે. ભારત-પાક ઐક્ય જ અને દેશો ઉપર અને પરિણામે આખા એશિયા ઉપર ઝઝૂમતા સામ્યવાદી ભયને પાછો હઠાવી શકશે; અને આજે ભારતની જે લખલૂંટ સંપત્તિ, શક્તિ અને સમય પાકિસ્તાન અને ચીન — બેઉ મોરચે અટવાઈ રહેલ છે, તેમાં જબરદસ્ત રાહત મળતાં ભારતની આંતરિક પ્રગતિ પણ ઝડપી બનશે. પ્રચંડ વિદેશી સહાય, વેડફાઈ જવાને બદલે, ભારતના વિકાસમાં ઉપયોગી બનશે.

★

આ બધા છતાં એ સવાલ તો રહે જ છે કે— "પાકિસ્તાન આ વલણને આવકારશે ખરું? આનો કોઈ નિશ્ચિત જવાબ શક્ય નથી. પરંતુ પાકિસ્તાન પણ, અનેક કારણોસર, એવું વલણ અનુકૂળ બનાવશે એવી ધારણાઓ થઈ રહી છે.

ગમે તેટલી કટુવૃત્તિ છતાં, અને ભારત વિદ્વેષની સ્પષ્ટ નીતિ છતાં, અયુબે અવારનવાર ઉકેલની વાત આગળ ધરી છે અને કાશ્મીર અંગે 'પ્લેબિસાઈટની' હઠ છોડવા તે તૈયાર પણ છે. રાજાજી, જયપ્રકાશ, જનરલ કરીઅપ્પા વગેરે સાથેની પોતાની વાતચીતોને અંતે અયુબ, આવી આશા પ્રગટ પણ કરી ગયા છે

● અલબત્ત, ૧૯૫૩માં ભારતે પાકિસ્તાનને પોતાની સાથે ખેંચવા ઘણો પ્રયત્ન કર્યો હતો પરંતુ ત્યારે તેણે અમેરિકા તરફ મોં ફેરવીને, અમેરિકી તાકાતના ઘમંડ પર, ભારતનો હાથ તિરસ્કાર્યો હતો એ પછી ૧૯૫૯ (ફેબ્રુઆરી ૭ મી એ) પ્રે. અયુબે 'સંયુક્તરક્ષણની ઓફર રજૂ કરી હતી. પરંતુ ત્યારે પં. નહેરૂએ ચીની મૈત્રીના અભરખામાં, ચીન સામે તો કદી યુદ્ધનો પ્રસંગ પેદા જ થવાનો નથી, એમ સમજીને 'સંયુક્ત સંરક્ષણ – કોની સામે?' એવો સામો પ્રશ્ન પૂછી પ્રે અયુબનું મોઢું તોડી લીધું હતું

આજે, ઇતિહાસ વળાંક લઈ રહ્યો છે ત્યારે, બંનેએ પોતાની 'હિમાલયી ભૂલચૂકો'નું પ્રાયશ્ચિત કરવાની વેળા સમજીને મૈત્રીનો હાથ લંબાવવામાં જ શ્રેય સમજવું રહ્યું

અલબત્ત, નિશ્ચિત ઉકેલની કોઈ પણ દરખાસ્ત વિગતે વિમર્શ વિચારવાનું હાલ શક્ય નથી છતાં ઐક્ય ઉકેલની દૃષ્ટિએ ઘણી યોજનાઓ સૂચવાઈ ચૂકી છે:

* વિનોબા અને જયપ્રકાશે 'કોન્ફેડરેશન' (અર્ધસમવાયતંત્ર) ની વાત રજૂ કરી છે

* રાજાજીએ 'કોન્ડોમિનિયમ' (કાશ્મીર ઉપરના સંયુક્ત વહીવટ) ની દરખાસ્ત આગળ ધરી છે.

ઉપરાંત અનેક વિચારણાઓ રજુ થઇ છે—દા. ત

* યુદ્ધ તહકૂબી અનુસાર કાશ્મીર ખીણ ભારતના હાથમાં રહે, એ પાકિસ્તાનને સ્વીકાર્ય નથી, તો 'પ્લેબીસાઈટથી' એ પ્રદેશ પાકિસ્તાન પાસે ચાલ્યો જવાનો ભય હોઇ ભારતને સ્વીકાર્ય ન બને; માટે એ પ્રદેશ 'સ્વતંત્ર' રહે!

એટલે કે આઝાદ કાશ્મીર અને કાશ્મીર ખીણ સ્વતંત્ર રહે પાકિસ્તાન પાસે ગિલગિટ અને હુંઝા રહે; ભારત પાસે જમ્મુ અને લડાખ (ચીન સામેના સંરક્ષણમાં અતિશય મહત્ત્વનું) રહે સ્વતંત્ર કાશ્મીર

ન્યુટ્રલાઇઝ (તટસ્થ) અને—ઑસ્ટ્રીઅન સ્ટેટ ટ્રીટીની જેમ એને આંતરિક સ્વાયત્તતા રહે; પરંતુ આંતરરાષ્ટ્રીય પ્રતિનિધિત્વ નહિ. કાશ્મીર ભારત અને પાકિસ્તાનની વચ્ચે હોઇને તેના ઉપરનું આક્રમણ ભારત અને પાકિસ્તાન ઉપરના આક્રમણનો જ ભાગ બની જશે. અલબત્ત, ભારત માટે લશ્કરના માર્ગ તરીકે કાશ્મીર ખીણમાં જવર-અવરનો અધિકાર રહેશે આ અશક્ય નથી, રાષ્ટ્રસંઘની ગેરંટી પણ મળી શકે

આ અને આવી સૂચનાઓ કાંઇ મુખ્ય વસ્તુ નથી. મુખ્ય વાત તો એક જ છે (ભારત પાકિસ્તાન અને કાશ્મીર) ત્રણેને માન્ય એવો નવો મુર્ધન્ય અભિગમ એના જોખમો જાણીને ય કરવામાં આવશે તો જ વર્ષો થયાં બંધિયાર બનેલાં ને ગંધ મારી રહેલાં પાણીમાં નવા પ્રવાહો દ્વારા નવો જાન લાવી શકાશે—નવી શક્યતાઓ ઉઘડી જશે.

૨૫-૧-૬૪

## ૨ : સામ્યવાદી છાવણીમાં નવાં ભંગાણ

### રશિયાઈ ઉપગ્રહો આર્થિક સ્વતંત્રતાને પંથે?

બીજા વિશ્વયુદ્ધ પછીની કેટલીક અસાધારણ અને અપૂર્વ પરિણામદાયી ઘટનાઓમાંની એક રશિયા અને ચીન વચ્ચેનો ખુલ્લમખુલ્લો વિખવાદ ગણાય. હવે તો એ એટલો બધો ઉઘાડો અને ઉગ્ર બની ગયો છે કે એની સચ્ચાઈ અને ગંભીરતા અંગે શંકા કરનારા, અથવા એને અશક્ય જ માનનારા પણ, એનાં ભાવિ વ્યાપક પરિણામોની વિચારણા કરવા લાગી ગયા છે.

અલબત્ત, ૧૯૫૮ થી આકાર ધારણ કરેલો, અને ૧૯૬૦ થી વધુ ને વધુ નક્કરરૂપે દેખાઈ રહેલો આ વિખવાદ વચ્ચે થોડાક મહિના જાણે થાક ખાવા બેઠો હતો. અને ત્યારે વળી, બંને વચ્ચે સમાધાન થઈ જશે કે શું?—તડ સંધાઈ જશે કે શું?—એવી ચિંતા પણ, સામ્યવાદમાં આખરી ભંગાણની રાહ જોઈ બેઠેલાઓના મનમાં જાગી હતી

પરંતુ છેલ્લા મહિનાના સમાચારોએ ફરી વળી બધાં વાદળ હટાવી દઈ આ વિખવાદની ટોચ નજર સામે ખુલ્લી કરી દીધી છે

* રશિયાના સુરસ્લોવે નવેસરથી માઓ ઉપર અંગત રીતે 'ગોળીબાર' શરૂ કરી દીધો છે, અને તેના જવાબમાં ચીને અંગત રીતે ક્રુશ્ચોવની પોલ ઉઘાડી પાડવાની ધમકી આપી દીધી છે, ને તે એ કે—

૧૯૨૦-૩૦ ના વરસોમાં જે ક્રુશ્ચોવે 'ટ્રોટસ્કી પંથી ગદ્દારી" માં પોતાના હાથ ખરડ્યા હતા, તે જ પાછા બીજાને (ચીનને) ટ્રોટસ્કીવાદી કહી, ક્રાંતિને નામે, લડવા નીકળી પડ્યો છે...!

* રશિયા અને ચીન વચ્ચેનો સરહદી ઝગડો ય શાંતિથી ઉકેલવાની અને ચીન અને ભારત વચ્ચેનો સરહદી ઝઘડો ય શાંતિના માર્ગે જ પતાવવાની ક્રુશ્ચોવની સલાહની વાતે ચીનને રોષથી ભરી દીધું છે. અને ચાઓ એન લાઇએ એ શાણા સલાહોને "નવી દંભી છેતર-પીંડી" તરીકે ઓળખાવતાં એવી દલીલ કરી છે કે—

ક્રુશ્ચોવે જાણી જોઈને અમને શાહીવાદીઓ સાથે સરખાવીને શાહીવાદીઓની આક્રમણ અને યુદ્ધની નીતિને જ ટેકો આપ્યો છે!

વળી આજ પૂર્વે, રશિયાના ઉપગ્રહોમાંના આલ્બેનિયાને પોતાને પડખે ખેંચી લઈ તેની દ્વારા 'રશિયાઈ શાહીવાદ'ની પોલ ઉઘાડી પાડવા ચીને ચાય તેટલા પ્રયાસો કરી લીધા જ છે; ઉપરાંત, યુરોપ-આફ્રિકા—એશિયાના સામ્યવાદી પક્ષોમાં ય રશિયાઈ દમન-દાદાગીરીનો પ્રચાર કરવામાં તેને ઠીક ઠીક સફળતા મળતી રહી છે.

★

તાજેતરમાં આવી એક સફળતા રૂમાનિયાએ (રશિયાના ઉપગ્રહ-વર્તુળનો જ એક દેશ!) રશિયા સામેના પોતાના વિખવાદની હકીકતો બહાર પાડીને અને પૂરી પાડી છે.

[ વિશ્વમાનવ : મે-જુન '૬૪

આમ તો, રૂમાનિયાએ ચીન-રશિયા બંનેને શાણી સલાહ આપી છે કે—'કજિયાનું મોં કાળું' સમજી સમાધાન પર આવી જાવ. અને બંનેને ગળે ઊતરે એવા દેખાવવાળી દરખાસ્ત પણ તેણે કરી છે કે-વિશ્વ સામ્યવાદીઓની પરિષદ બોલાવો...પરંતુ એની તૈયારી માટેની શરતો રશિયાને ગળે ઊતરે એવી દેખાતી નથી—બલ્કે, આ 'તટસ્થવાદી' રૂમાનિયા આલ્બેનિયાની જેમ ચીનતરફી બધી રમત તો નથી રમતું ને?—એવી બીક રશિયાને હૈયે જાગી છે...

રશિયા અને રૂમાનિયા વચ્ચેની તડ વધતી જાય છે એ નિઃશંક છે

ભલે રૂમાનિઆ રાજકારણી ક્ષેત્રે રશિયા તરફી હોવાનો દેખાવ કરતું હોય; અથવા તે એમાં તટસ્થ હોય; તોય અર્થકારણી ક્ષેત્રે તો રશિયાથી પોતાની જાતને કેમ સલામત રાખવી એની ખરેખરી ચિંતામાં તે પડેલું જણાય છે

● તાજેતરમાં રશિયાઈ વર્ચસ્વવાળા 'સામ્યવાદી રાષ્ટ્રોના આર્થિક સંગઠન' (કોમ-ઈકોન : Comecon)ની છેલ્લી બેઠકમાં રશિયા અને રૂમાનિયા વચ્ચે ચડભંડાટ થયાનું સ્પષ્ટ થાય છે. ખુદ રૂમાનિયાના સામ્યવાદી મુખપત્ર 'સ્કેન્ટેઈઆ'માં રશિયાઈ છત્ર નીચેના 'સામ્યવાદી કોમન માર્કેટ'ની ક્રુશ્ચેવની નીતિ સામે એવો અવાજ ઉઠાવવામાં આવ્યો છે, તેનો સાર એ છે કે—

* કોમ-ઈકોન તરફથી જે નવા સુધારા સુચવાયા છે તે તો વ્યક્તિગત સામ્યવાદી દેશની આર્થિક વ્યવસ્થા અંગેની સ્વતંત્રતા પણ ખતમ કરી નાખનારા છે... અને એક નાના દેશને (રશિયાના) સુપર સ્ટેટને દામણે બાંધી દઈને તેના સાર્વભૌમત્વને ખતમ કરવાનો ભય ઊભો કરે છે।

ટૂંકમાં આર્થિક બંધનો દ્વારા રાજકીય શાહીવાદનો એ પેંતરો છે।

આ વાતનો ટેકામાં તે અખબાર જણાવે છે કે:—

'સંયુક્ત આર્થિક યોજના' અને 'એકાકી આયોજનઘટક'ની દરખાસ્તો સમાજવાદી દેશો વચ્ચેના સમાનતાના સંબંધો અને બિરાદરી ભર્યા આદર્શો તથા વ્યવહારની વિરોધી છે અને તેનાં પરિણામો નાના દેશ માટે ગંભીર આવ્યા વિના ન રહે—કેમકે,

"દરેક દેશના રાષ્ટ્રીય અર્થતંત્રની આયોજિત વ્યવસ્થા એ તો સમાજવાદી રાજ્યના સાર્વભૌમત્વનું મૂળભૂત, અકરૂપ, અનિવાર્ય લક્ષણ છે..."

આમાં બહારની (એટલે કે રશિયાની!) દખલ થાય, અને અર્થતંત્રનાં ઉચ્ચાલન બળો જ દેશના હાથમાંથી સરકી જાય તો સાર્વભૌમત્વ અર્થહીન બની જાય।

વળી, ક્રુશ્ચેવે અગાઉ એવી ટકોર કરી હતી કે રૂમાનિયા ધીમે ધીમે અમેરિકી આકર્ષણમાં ખેંચાઈ રહ્યું છે...રૂમાનિયાએ, આનો જવાબ પણ વાળી દીધો છે।

* દરેક સામ્યવાદી દેશે પોતાનાં રાષ્ટ્રીય હિત અનુસાર, કોઈપણ જાતના રાજદ્વારી બંધન વિના, જ્યાંથી મળે ત્યાંથી—અમેરિકા સહિતના દેશો પાસેથી—જરૂરી મદદ મેળવી લેવી જોઈએ.

● આમ, રૂમાનિયાએ રશિયાઈ જુથના તમામ ઉપગ્રહો માટે કેમ જાણે નવી સ્વતંત્રતાની ક્ષિતિજો ઉઘાડી આપી છે।।

ક્રુશ્ચેવે પોતે જ તાજેતરમાં અમેરિકા પાસેથી લાખો ટન અનાજ ખરીદીને પોતાની પ્રજાને ભૂખમરાથી બચાવવાનું પગલું ભરવામાં કશું અજુગતું જોયું નથી ત્યારે બીજા સાથીઓને તે પશ્ચિમી દેશો સાથેના સ્વતંત્ર આર્થિક વ્યવહારથી ક્યાં સુધી, શી રીતે, રોકી શકશે?

[ ૧૫-૫-૬૪

# ૩ : અમેરિકા–ફ્રાન્સ–બ્રિટન વચ્ચે વધતા વિસંવાદો

સામ્યવાદી એકખંડી (મોનોલિથિક) ઇમારતનો પાયો ચીને હચમચાવી મૂક્યો છે; અને તેની ઇમારતમાં રશિયાઇ ઉપમર્દ આલ્બેનિયાએ જ બાંગફોડ શરૂ કરી દીધી છે; તથા રૂમાનિયાએ નવી તરાડો પાડી, નવી ક્ષિતિજો ઉઘાડી આપી છે......

ત્યારે–

● અમેરિકા અને પશ્ચિમ યુરોપનાં મુક્ત રાષ્ટ્રો વચ્ચેનો વિખવાદ પણ ધીમે ધીમે કરતાં ખાસ્સું મિઠામણું સ્વરૂપ ધારણ કરી રહ્યો છે!

ફ્રાન્સે તો ચીનના જેવા ઝનૂનથી અને પરિણામની પરવા કર્યા વિના ચીનનો પાઠ ભજવવા માંડ્યો જ છે – દગૉલ એવી ય ટીકાને પાત્ર બની ચૂક્યો છે!

તાજેતરમાં તેના પગલાં આ દિશાનાં વધુ ને વધુ ચોંકાવનારાં પગલાં ગણાયાં છે–

* ફ્રાન્સને સ્વતંત્ર અણુતાકાત બનાવવાની દગૉલની હઠે નાટો (NATO)ના લશ્કરી પાયામાં સુરંગ મૂકી છે.

* સામ્યવાદી ચીનને માન્યતા આપીને તો, તેણે પશ્ચિમી નાટોની–રાજકારણી ઇમારતને પાયામાંથી હચમચાવી નાખી છે!

* તાજેતરમાં તેણે એશિયાઈ રાજકારણમાં પોતાનો જોરદાર પગપેસારો કરીને 'સીઆટો' (SEATO)નો પાયો ય ઢીલો કરવા માંડ્યો છે.

થોડા જ સમય પહેલાં સીઆટોના ૮ દેશો (ઑસ્ટ્રેલીઆ, બ્રિટન, ફ્રાન્સ, ન્યુઝીલેન્ડ, પાકિસ્તાન, ફિલિપાઇન્સ, થાઈલેન્ડ અને અમેરિકા)માંથી ૭ દેશોના વિદેશ-પ્રધાનોની પરિષદ મળી હતી તેમાં અમેરિકાની એશિયાઈ–નીતિ સામે સૌરા એવો અસંતોષ પ્રગટ થયો હતો–જેમાં કેવળ ફ્રાન્સ નહિ, બ્રિટન અને બીજાઓ પણ સામેલ હતા.

દ. પૂર્વ એશિયાની ત્રણ માથાખાઉ મથામણો–લાઓસમાં છે.

એક બીજું : દ. વિએટનામ. ત્યાંનો આંતરિક ચરૂ ઊકળતો જ છે ઉકલ્યા સમાચાર મુજબ વળી ઘણાં વરસો બાદ ફરીથી, વિએટ કૉંગના કમ્યુનિસ્ટ ગેરીલા દળોએ નવા વિજયો હાંસલ કરીને સીઆટોના સૌ સાગરિતોને ઊંચાનીચા કરી દીધા છે અને અમેરિકાના રાજદૂત હીન રસ્ક ગમે તેટલી ડફાસો મારે કે "કમ્યુનિસ્ટોને ખતમ કરીને જ જંપીશું."

પરંતુ, ૧૦–૧૦ વરસને અંતે, એ વાતમાં એનો ને એનો વિશ્વાસ રાખવો કોઈને માટે શક્ય રહ્યો નથી. ×× વિએટનામના પડોશી કમ્બોડીઆની દશા તો હાલતા તોડા જેવી બની ગઈ છે પ્રિન્સ શિનોક તો હવે ખુલ્લંખુલ્લા કહી રહ્યા છે કે–લાલ ચીન આખા દ. પૂ. એશિયાને ઓહિયાં કરી ગયા વિના નહિ રહે!

આ સ્થિતિમાં, ફ્રાન્સે જબરો ધડાકો કર્યો છે—

* વિએટનામનું એકીકરણ અને તટસ્થીકરણ કરો!

● આ એકીકરણ અને તટસ્થીકરણની વીગતો દગૉલે હજી જાહેર નથી કરી, પરંતુ–ઉત્તર વિએટનામમાં હાલ હો–ચી–મિનની સામ્યવાદી સત્તા છે, તેનું ય જોડાણ ખરું જ.

આ દરખાસ્તથી ભડકી ઊઠીને થાઈલેન્ડે એવું કહી નાખ્યું છે કે–

● ફ્રાન્સની દરખાસ્ત વિએટનામને હાથે પગે દોરડાં બાંધી તેને સામ્યવાદીઓના હાથમાં ફેંકી દેવા બરાબર છે!

— અલબત્ત, ફ્રેન્ચ વિદેશ પ્રધાનની દરખાસ્ત સ્વીકારાઈ નહિ, અને તે સભાત્યાગ કરી ગયો!

આ અગાઉ પશ્ચિમ જર્મનીએ અમેરિકી સંરક્ષણ પ્રધાન મૅકનમરાને જણાવી દીધું હતું કે–હવે તે પોતાના સૈનિકોને વિએટનામમાં મરવા મોકલનાર નથી!
— આ ઓછા ગંભીર સમાચાર નથી

★

બ્રિટનના મનમાં અમેરિકી નીતિ પરત્વે ચિંતા અને ચટપટી જાગી છે મલયેશિયાની બાબતમાં.

બ્રિટન મલયેશિયાનાં નવા ફેડરેશનને ઇન્ડોનેશિયાના ધૂંફાડા સામે અને ગેરીલાઓના ભાંગફોડિયા હલ્લાઓ સામે રક્ષણ આપી રહ્યું છે; ત્યારે તેની ફરિઆદ એવી છે કે અમેરિકા એને પૂરતી મદદ કરતું નથી; એટલું જ નહિ, તે બીજી બાજુ, ઇન્ડોનેશિયાને આર્થિક મદદ કરે છે. પરંતુ એના મનમાં એવી ય આશંકા ઘર કરી રહી છે કે –

● અમેરિકા ઇન્ડોનેશિયાની ગેરીલા ટુકડીઓને તાલિમ આપવાનું કરે છે — (અમેરિકાએ આ બાબત ખોટી હોવાનો ખુલાસો કર્યા પછી ય બ્રિટનનું પૂરૂં સમાધાન થઈ જ ગયું હશે – કહેવું મુશ્કેલ છે)

અલબત્ત અમેરિકા મલયેશિયા અંગે 'વધુ સહાયક વલણ' અખત્યાર કરે તો બ્રિટન વિયેટનામ અંગેનો એનો ૧૦ – વર્ષ જૂનો (ડલેસ – ઈડન વચ્ચેનો) ઝઘડો ઢીલો કરી દે – એવું વલણ વરતાય છે ખરું

*

બ્રિટન અને અમેરિકા વચ્ચેના મનઃક્ષોભનો પ્રથમ સ્ફોટ ૧૯૫૬માં થયો હતો – જ્યારે બ્રિટન, ફ્રાન્સ અને ઈઝરાયેલે સુએઝ પર આક્રમણ કરી વિશ્વવ્યાપી કટોકટી ઊભી કરી દીધી હતી. અને ત્યારે, અમેરિકાએ ખુલ્લે ખુલ્લો એનો વિરોધ કરી બ્રિટનની કાનપટ્ટી પકડી હતી.

તે જ રીતે –

* તાજેતરમાં બ્રિટને યેમેનના હરીબ ફોર્ટ ઉપર બોમ્બમારો કરીને આખા રાષ્ટ્રસંઘમાં ઉહાપોહ જગાવી દીધો ત્યારે, અમેરિકાએ, જો કે બ્રિટન વિરૂદ્ધના ઠરાવને ખુલ્લો ટેકો ન આપ્યા છતાં, તેનો બચાવ કરવાનું યોગ્ય ન હોતું જ ગણ્યું (અને એ પછી તેણે બ્રિટનને પશ્ચિમ એશિયામાંની "રાજાશાહી–તરફી" અને "સુધારા વિરોધી" નીતિ છોડી દેવા ટકોર પણ કરી છે.)

★

બીજી બાજુ, અમેરિકાને બ્રિટનની વિદેશનીતિ અને વેપારનીતિ અંગે જો બહુ જ અસંતોષ હોય તો તે એ બાબતમાં છે –

* બ્રિટને આર ભરી ચીનને રાષ્ટ્રસંઘમાં સ્થાન આપવાનો આગ્રહ સેવ્યો છે, એટલું જ નહિ પણ, કશા જ સંકોચ વિના તે ચીનની સાથેનો વેપારી સંબંધ વધારી રહ્યુ છે.

* બ્રિટને તાજેતરમાં ક્યુબાને (રણમોરચે ઉપયોગી થાય તેવી!) બસ–મોટરો આપવાનો કરાર કર્યો છે

છતાં અમેરિકાની અકળામણ બ્રિટન તો શું, કોઈ જ સાથી–રાષ્ટ્રોએ લક્ષમાં લીધી નથી! અમેરિકાએ પોતે જ રશિયા સાથે વેપારી સંબંધોનો દરવાજો ઉઘાડી દીધા પછી, એની એવી દલીલ છે કે, રશિયા તો સહઅસ્તિત્વમાં માને છે માટે એવા 'સજ્જન'ને મદદ કરવામાં વાંધો નહિ પણ ચીન અને ક્યુબા જેવા 'બારાડી'ને તો મદદ ન જ થઈ શકે—આ દલીલની કશી ગંભીરતા રહી નથી. (ઓસ્ટ્રેલિયા અને કેનેડા ચીનને ઘઉં આપતા રહ્યા છે, અને સ્પેન તથા ફ્રાન્સે સામ્યવાદી દેશો સાથે વેપારી સંબંધો વિકાસવવાની નીતિ અખત્યાર કરી છે...)

● આ બધાને કારણે, અમેરિકાએ સામ્યવાદી દેશો સાથે આર્થિક સંબંધ ધરાવતા સાથી રાષ્ટ્રોને અપાતી ગર્ભિત ધમકીઓ આપેલી તે ય હાસ્યાસ્પદ કરી છે.

બલ્કે–હવે તો, અમેરિકાએ પોતે જ "રાજકીય દૂરદેશી" અને 'આર્થિક ગરજ'ની સહિયારી નીતિનો લાભ સમજવા માંડ્યો છે—એના દ્વારા સામ્યવાદી દેશો સાથેની તંગદીલીનો સંબંધ સ્વસ્થ બને છે અને સામ્યવાદી દેશોની અંદરનું એકાંગી ઝનૂની વાતાવરણ શાંત પાડવાનું ય શક્ય બને છે—એ વાત એણે પોતે જ સમજવા માંડી છે.

★

સહઅસ્તિત્વની દિશામાં લાંબુ કદમ ભરી દીધા પછી, અને કેનેડી– ક્રુશ્ચોવ–યુગમાં વિસ્તરેલી 'ડેટેન્ટ'ની પ્રક્રિયા પછી, અમેરિકાએ અને આખા પશ્ચિમે સિદ્ધાંત અને વ્યવહાર–બધી જ રીતે પોતાની વિદેશનીતિ અને વ્યાપારનીતિ નવેસરથી ઘડવી જ રહી; અને તે અનુસાર નાટો અને સીઆટો અને સેન્ટોના નવાં સ્વરૂપો રચવા રહ્યાં...

આ પછી જ, યુરોપ–અમેરિકા–વચ્ચેની ગંભીર તડ સંધાવાની શક્યતા ઊભી થશે.

અમેરિકાના નેતૃત્વ (hegemony) નીચેની સહિયારી સંરક્ષણ યોજનામાંથી ભભૂકી ઊઠેલો દ'ગોલનો અસંતોષ અને સ્વતંત્ર અણુસત્તા બનવા માટેનો પડકાર પણ ત્યારે જ સહકારી સ્વરૂપ ધારણ કરશે; અને બ્રિટનનો કચવાટ પણ ત્યારે જ શમી જશે...

† આ લખાણ લખાયું ત્યારે ત્યાં સમાધાન ચાલુ હતું

[ અનુસંધાન પાન ૩૨નું ચાલુ ]

સમા ભારતીય અર્થતંત્રને અદ્યતન યુગી યાંત્રિક વૈજ્ઞાનિક સંસ્કૃતિની હરોળમાં મૂકી દેવાનો અજંપો પં. નહેરૂને બેચેન બનાવી રહ્યો હતો.

એમણે પોતાની જાહેરજીવનના આરંભમાં જ જાણી લીધું હતું કે બ્રિટિશ સલ્તનતના લાંબા અમલે ભારતને આર્થિક ક્ષેત્રે પાયમાલ કરી મૂક્યું હતું. જે કાંઈ વિકાસ થવા પામ્યો હતો તે વિદેશી રાજકર્તાઓના હિતને અનુલક્ષીને, એટલા પૂરતો જ, હતો.

તેમાં વળી ભારતના ભાગલા થતાં પૂર્વબંગાળનો સમૃદ્ધ પ્રદેશ પાકિસ્તાનમાં ચાલ્યો ગયો હતો. અને ભાગલા પછીની આંતરિક અંધાધૂંધીનો લાભ લેવામાં સ્થાપિત હિતોએ, આર્થિક ઈજારદારો નફાખોરો કાળાબજારિયાઓએ કંઈ બાકી રાખી ન હતી. —જેવો તેવો કૌભાંડ ન હતો જમાવ્યો: કાપડ, લોખંડ, પોલાદ, સિમેન્ટ અને એંજનિયરીંગની કેટલીએ શાખાઓ ઉપર હજી રાષ્ટ્રીય ઈજારદારોની પકડ હતી. તો—

કોલસા, ચણ, તેલ, ચા વગેરે જંગી ઉદ્યોગોમાં બ્રિટિશ મૂડીનું સ્વામિત્વ હતું.

બંને ઈજારદારો વચ્ચે સારી એવી ગાંઠ પણ ગંઠાયેલી હતી. પરિણામે,

—ભારતના પ્રાણ સમો વિરાટ ગ્રામવિસ્તાર અનેકવિધ શોષણથી વિશ્વાહત બંધિયાર ખાબોચીઆમાં મૃતપ્રાયઃ પડ્યો હતો.

—ભારતની ગરીબી બેકારી અને ભૂખમરાની દશા સંસ્કૃતિ અને માનવતાને લાંછનરૂપ હતી.

અને પં. નહેરુને મન આ દારૂણ દીનતાના નિવારણનો એક માત્ર ઉપાય હતો—અદ્યતન યુગી યાંત્રિક ઔદ્યોગિક વિકાસનો.

સ્વરાજ્ય મળ્યા પૂર્વે, ૧૯૨૮ થી તેમણે શોષણરહિત - સમાનતાવાદી સમાજવાદી રચનાનો આદર્શ પ્રતિપાદિત કર્યો હતો અને છેક ૧૯૩૮ થી તો રાષ્ટ્રીય આયોજનનો ઢાંચો તૈયાર કરી કેન્દ્રિય આયોજનની અનિવાર્યતા સ્વીકારી લીધી હતી.

સમય જતાં તેમણે લોકશાહી માર્ગે પ્રાપ્ત પાર્લામેન્ટરી સ્વરૂપના સમાજવાદનો આગ્રહ પ્રકટ કરી હિંસક માર્ગના સરમુખત્યારશાહી સામ્યવાદી સમાજવાદના લક્ષ્યથી પોતાનું લક્ષ્ય ભિન્ન હોવાનું સ્પષ્ટીકરણ કર્યું હતું.

* બીજા વિશ્વ યુદ્ધ પછી નૂતન સ્વાધીનતા પ્રાપ્ત કરનારાં પછાત–ગરીબ રાષ્ટ્રોની ઝડપી પ્રગતિ અર્થે વૈજ્ઞાનિક ઔદ્યોગિક ટેકનિકલ ક્રાંતિ, સમાજવાદી રચના અને રાષ્ટ્રીય આયોજન—ત્રણે અનિવાર્ય હોવાનો પંડિતજીનો દૃઢ નિરધાર અનેક એશિયાઈ–આફ્રિકી રાષ્ટ્રોને માટેય પ્રગતિનો શક્તિમંત્ર બની ગયો હતો.

★

પંડિતજીનો પંથ, કદાચ, એમણે ધાર્યો અને માન્યો હશે એ કરતાંય વધુ કઠોર કસોટીનો રહ્યો હતો.

ગરીબ પછાત દેશને પૂર ઝડપે ઔદ્યોગિક ક્રાંતિને પથે ચઢાવી દેવા માટે વિદેશી વિકસિત રાષ્ટ્રોની સહાય સાવ અનિવાર્ય હતી.

પંડિતજીને નસીબે આરંભમાં જ પ્રથમ ગ્રાસે મક્ષિકાનો અનુભવ થયો.

* સ્તાલિન અને માઓના સૂત્ર–સિદ્ધાંતની પોથીમાં ભારતના સ્વાતંત્ર્યને કોઈ સ્થાન જ હતું નહિ. ભારત બાહ્ય રીતે સ્વતંત્ર બન્યું હોવા છતાં, તે બ્રિટિશ શાહીવાદનું પ્યાદું જ છે ને રહેશે—એવું અફર દર્શન કરી બેઠેલાઓ માટે ભારતને સહાય કરવાનો કોઈ સવાલ ઊભો જ થયો ન હતો. ઊલટું સ્થાનિક સામ્યવાદી પક્ષ દ્વારા શક્ય તેટલી વહેલી તકે ક્રાંતિનો દાવ ખેલાવવામાં જ તેમને પોતાનું કર્તવ્ય દેખાયું હતું.

* તો ડલેસની છત્રછાયાવાળા અમેરિકા (પશ્ચિમી જુથના નેતા)માં ય ત્યારે અવળી ગંગા વહેતી હતી; 'જે પોતાની સાથે નહિ, તે શત્રુ જ છે' અને 'બિન-

જોડાણની નીતિ એ તો અનૈતિકતા છે' : ભારત જો એશિયામાં સામ્યવાદને ખાળવાની અમેરિકી નીતિનું ટેકેદાર બને તો જ પોતે ભારતને સહાય કરવા તૈયાર છે – અન્યથા નહિ.

> પરિણામે–૧૯૫૦–૫૨ નાં વરસો દરમ્યાન ભારતને જ્યારે અન્નની ભયંકર હાડમારી વર્તાઈ રહી હતી તે વરસોમાં, માગવા છતાં, ભારત બને બાજુથી મદદ વિહોણું રહ્યું હતું!

★

આ પછી, બને જૂથનું વલણ બદલાયું હતું— અવારનવાર અથડામણના અવસરો આવતા હોવા છતાં પરસ્પર અનુકૂળ થવાની આવડતથી બેઉ ટેવાતા થયા હતા. અને બંને બાજુથી ભારતને ભરપટ્ટે સહાય મળવા માંડી હતી ઘણીવાર તો બંને છાવણીઓમાં સહાય કરવા માટેની હરીફાઈ પણ જોવા મળતી—

પરંતુ આ પછી, પં નહેરુનો ફેબિયન સમાજવાદ અંગેનો આગ્રહ અને ઉત્સાહ બ્રિટનમાંના અભ્યાસકાળથી તેમનો કબજો લઈ બેઠો હતો, જીવનના અંતકાળ સુધી એવો ને એવો કાયમ રહ્યો† હતો અને પોતે વારંવાર માર્ક્સવાદનો ઇન્કાર કર્યા છતાં તથા અવારનવાર વિકેન્દ્રિત ઉદ્યોગોનો પુરસ્કાર કરવા છતાં તેઓ રાજ્યવાદી સમાજવાદની લપસણી ધરતી પર સરકતા સરકતા ગાંધી બોધ્યા ધ્યેયથી જોજનો દૂર ખસડાઈ ગયા. .

પં. નહેરુની આંખો દુનિયાને દંગ કરી દે એવી દબદબાભરી ભવ્ય યોજનાઓ ઉપર જ ચોંટી રહી પોતાની હયાતીમાં જ પૂર ઝડપે પ્રચંડ ઉત્પાદન માટેના જંગી યંત્રોદ્યોગો ઊભા કરી દેવાની નેમ એમનો કબજો લઈ બેઠી. પ્રચંડ બેકારીવાળા દેશમાં 'શ્રમ બચાવનારાં' યંત્ર સાધનોનો એમનો આગ્રહ અને તેના પરિણામ રૂપે વધતાં જતાં દેવાં ભારતને માટે ભયરૂપ પણ હતાં! પરિણામે, ત્રણ ત્રણ યોજનાઓને અંતે, ભારતની ભૂખે મરતી પ્રજાની પ્રાથમિક જરૂરિયાતો પોષવાને બદલે તે વધુ ને વધુ બેકારી મોંઘવારી અને હાલાકીની ખાઈમાં ધકેલાઈ ગઈ!

**રાષ્ટ્રીય સંપત્તિ તથા આવકમાં વધારો થયો હોવા છતાં સમાજવાદી સમાનતા અને ન્યાયને સ્થાને મૂઠીભર ઇજારદારોની તિજોરીઓ તર થઈ**

> ભારતની આમજનતાનું મનોબળ મોળું પડયું, નોકરશાહી તંત્ર સડયું અને ઉપરથી નીચે સુધીની લાંચ રૂશવતની ધીર બદીએ પ્રજાનું દિલ ખારું કરી નાખ્યું સત્તાધારી પક્ષની અંદર જ આર્થિક લાભો અને સત્તા માટેની સાઠમારીએ અને રાજનૈતિક ક્ષેત્રે નૈતિક મૂલ્યો માટેની નેતાઓની ઉપેક્ષાએ પ્રજાને હૈયે હડવાશ જન્માવી.

---

† આ સમય દરમ્યાન બ્રિટનના સમાજવાદીઓ પોતે જ પોતાની આગવી ભૂલોથી સચેત બન્યા હતા, અને સ્ટ્રેચિ જેવા માર્ક્સવાદી બુદ્ધિજીવીઓએ પણ સાવધાની ઉચ્ચારી હતી. ત્યારે પં. નહેરુ દાયકા જૂના ખ્યાલોને પકડી રાખી પોતે જ પોતાના ખ્યાલોના બંદી બની રહ્યા હતા!

## ૬ : બિનજોડાણનો આવેશ અને પડોશી પ્રેમનો અતિરેક

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પંડિત નેહરુનો ફાળો અપૂર્વ અને ઐતિહાસિક છે. સાથોસાથ ભારત માટે તે એટલો જ ચિંતાજનક નીવડયો છે. પં. નેહરુની બિનજોડાણ અને શાંતિ માટેની નીતિમાં કેટલાક પાયાના દોષોને કારણે, કુદરતી સંસારના અત્યંત નાજુક આંતરરાષ્ટ્રીય સંબંધોના વમળમાં, પં. નહેરુ માટે તરવાનું ભારે કષ્ટકર બન્યું હતું

* ,

ઇતિહાસની એ તે કેવી વંચાઈ કે—

ભારત લોકશાહી આદર્શોને વરેલું છે. તેની રાજકીય પદ્ધતિ પાર્લામેન્ટ સ્વરૂપની લોકશાહી છે. છતાં લોકશાહી આદર્શોને વરેલા બ્રિટન–અમેરિકા સાથેના તેના વિખવાદો ઘણી બધી વાર ઉગ્ર પર્યંત સુધી પહોંચી ગયા છે

ભારત તટસ્થ નીતિને વરેલું હોવા છતાં, સુએઝની ઘટના વખતે કોમનવેલ્થ–(જેમાં ભારત સભ્ય છે)

ના સ્થાપક રાષ્ટ-બ્રિટન સામે જ તેને ન્યાયી પડકાર ફેંકવો પડ્યો; પરંતુ (એ જ દિવસોમાં) હંગેરીની ઘટના બાબતમાં એટલી સ્પષ્ટતા અને સત્યનિષ્ઠાથી પડકાર ફેંકવામાં એમણે દિચકિચાટ અનુભવ્યો હતો!

ભારતની સામે તેનું પડોશી (તેના વિભાજિત અંગરૂપ) પાકિસ્તાન જીવલેણ દુશ્મનીનો દાવ રમતું રહ્યું છે ને ચીન સાથેની યારી વધારતું તે બધી રમત રમી રહ્યું છે; છતાં, બ્રિટન-અમેરિકાનો પાકતરફી ઝુકાવ પણ ચાલુ રહ્યો છે અને ફ્રાન્સ ચીન સાથે દિલગી શરૂ કરી દઈને એશિયામાં પોતાનું રોળાયેલું વર્ચસ્વ પાછું સ્થાપવા, જનની પ્રયાસો આદરી રહ્યું છે!

એશિયા, કેમ જાણે, અમેરિકા-બ્રિટન, ચીન-ફ્રાન્સ, રશિયા-ઇજીપ્તના ફંદાગાં ફેંદાઈ જવાની ભીતિ વધી રહી છે; ત્યારે જ ભારત, એશિયામાંય, ઘણે અંશે એકલું-અટૂલું-નિર્બળ અને હચુપચુ દેખાઈ રહ્યું છે! બિનજોડાણ અને પંચશીલ ભારતનાં રાષ્ટ્રીય હિતનાં કવચ બનવાને બદલે (એને ભોગે?) આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા અને ખ્યાતિનાં ઠાલાં પ્રતીક બની ગયાં છે!

અને ઇતિહાસની એથ કેવી વંકાઇ કે-પં. નેહરુએ સામ્યવાદી ચીન સત્તામાં આવતાં તેને સૌથી પ્રથમ માન્યતા આપી હતી; એમણે જ સામ્યવાદી ચીનને રાષ્ટ્રસંઘમાં સભ્યપદ અપાવવા માટે એકધારી જેહાદ ચલાવીને પશ્ચિમી રાષ્ટ્રોનો ખોફ વહોરી લીધો હતો; એમણે જ કોરીઆના યુદ્ધ દરમિયાન 'ચીનની બારી' બનીને રાષ્ટ્રસંઘ અને ઇતર દેશો સાથેનો ચીનનો સંપર્ક જાળવી આપ્યો હતો, તથા બાન્ડુંગ પરિષદ દ્વારા ચીનને હસ્તક અસાધારણ આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાના મંચની ભાગીદારી ધરી દીધી હતી; એમણે જ ચીનની સાથે બેસી ભાઈ-ભાઈની આત્મીયતાપૂર્વક 'પંચશીલ'નાં પવિત્ર સૂત્રોનું રટણ કર્યું હતું, એ પેર સહીસિક્કા કર્યા હતાં; અને એમણે જ ફરી એક વાર (૧૯૫૬) ચાઓ એન-લાઈને 'ભારતમાં મોંઘેરા મહેમાન તરીકે ફેરવ્યો હતો. એ જ ચીને પં. નેહરુની પીઠમાં ખંજર ભોંકતાં પાછું વાળી ન જોયું!

ચીનનો ભારત ઉપરનો આ હલ્લો કંઈ અકસ્માત ન હતો.

—ચીને ૧૯૫૦માં તિબેટ ઉપર આક્રમણ કરીને ભારતની સરહદો લીંપવાની પૂરી તૈયારીઓ કરી લીધી હતી.

—૧૯૫૪થી નવા નકશાઓ દ્વારા પોતાની ભૂમિ-લોલુપતા પ્રગટ કરી હતી;

—૧૯૫૬થી૫૮ દરમ્યાન ભારતના વ્યૂહાત્મક મહત્ત્વના લડાખ પ્રદેશમાં ૧૨૦૦૦ચો. માઈલ ધરતી દબાવી હતી; અને ભારતને 'ભાઈ-ભાઈના' ભ્રમમાં રાખી અકસાઈચીનનો રસ્તો તૈયાર કરી નાખ્યો હતો!

● વારંવારના ઇશારા, ચેતવણી અને આકરી ટીકાઓ છતાં, ચીનનું વ્યવસ્થિત આક્રમણ મોટા પાયા પર શરૂ થયું (૧૯૬૨ ઓક્ટોબર) ત્યારે જ પં. નહેરુ ચોંકી ઊઠ્યા હતા: ને એમણે કહ્યું કે,

"આપણે આધુનિક વિશ્વથી કપાઈ રહ્યા હતા; અને આપણે આપણા પોતાના 'સર્જેલા કૃત્રિમ વાતાવરણમાં જીવી રહ્યા હતા."

પરંતુ છતાં એને માટે જવાબદાર 'ચીનના વિસ્તારવાદી ઇતિહાસ'ને લેખી સામ્યવાદના અંતરગત લક્ષણની વાત એમણે ટાળ્યા જ કરી હતી. (રશિયા સાથેના સંબંધની દૃષ્ટિએ આવું જરૂરી લેખ્યું હોય તો ય તેથી તે કંઈ ઓછું જોખમકારક નથી બનતું)

*

ચીન અંગેનો પં. નેહરુનો આ રાજદ્વારી દૃષ્ટિદોષ (myopia) જેવો તેવો ન હતો—

વિશ્વનાં તમામ નવોદિત સ્વાધીન રાષ્ટ્રોને કોઈ પણ સ્વરૂપના સામ્રાજ્યવાદથી ચેતવનાર અને તટસ્થોનો ત્રીજો મોરચો ખડો કરનાર પં. નેહરુ પોતે જ 'ચીની મૈત્રી'ને એક આદર્શ-મોડેલ રૂપે ગૌરવપૂર્વક આગળ ધરતા રહ્યા હતા. કેમકે,

[ વિશ્વમાનવ : મે-જુન '૬૪

પં. નેહરુની એ શ્રદ્ધા બની ગઈ હતી કે—

—ચીન સામ્યવાદી છે; પરંતુ એની ક્રાંતિ રાષ્ટ્રીય ક્રાંતિની પૂર્ણાહુતિરૂપ હોઈ, એ એશિયાઈ રાષ્ટ્રોના પુનરુત્થાનની પુરસ્કર્તા બની જશે.

—ચીનની ક્રાંતિ સામ્યવાદી હોવા છતાં એ રશિયા ક્રાંતિ જેવી બનની નહિ રહે; એ મૂળભૂત રીતે કિસાનક્રાંતિ છે; તે રાષ્ટ્રવાદી ક્રાંતિ રહેશે.

અને પં. નેહરુની ગણત્રી એવી હતી કે—

—ચીન રશિયા સામે રાષ્ટ્રીય ક્રાંતિના નમૂના રૂપે ઊભું થશે; એ જોતાં એને ટેકો આપવો જરૂરી છે.

—ભારત અને ચીનની મૈત્રી રશિયા અને અમેરિકાની મહાસત્તા સામે 'શાંતિના તટસ્થ પ્રદેશ'ના વિસ્તારનો પાયો બની જશે. સહિયારું એશિયાઈ નેતૃત્વ પશ્ચિમી સામ્રાજ્યશાહીની સામે મુક્તિદાયક મોરચો બની જશે.

અને પં. નેહરુની એવી ય ધારણા હતી કે—

—પેકિંગને સ્થાનીય સરહદોમાં રસ નથી એની પોતાની આંતરિક સમસ્યાઓ જ એટલી બધી છે કે ઘણાં લાંબા વર્ષો સુધી એ એમાંથી બહાર આવી શકનાર નથી.

પં. નેહરુની ચીન વિષેની આ 'શ્રદ્ધા', 'ગણત્રી' અને 'ધારણા' ધરમૂળથી ખોટાં ઠર્યાં છે – જેનાં દૂરગામી પરિણામોનો અંદાજ લેવો આજે ય મુશ્કેલ છે.

પરન્તુ તત્કાલ એટલું તો સ્પષ્ટ બન્યું છે કે—

* ભારત પોતાની શ્રમણાઓનો ભોગ બનીને, લશ્કરી રીતે પોતાનું રક્ષણ કરવામાં નિષ્ફળ–નિર્બળ સાબીત થયું છે. ત્યારે બીજી બાજુથી–

* ચીને તેની લશ્કરી શક્તિ અને આક્રમક વૃત્તિથી એશિયાઈ રાષ્ટ્રોને હવે ભય અને લાચારી જન્માવ્યાં છે

* ભારત તેની આર્થિક–ઔદ્યોગિક કમજોરીની લાચારીને કારણે, સંરક્ષણનાં અદ્યતન શસ્ત્રો મેળવવા સારુ પશ્ચિમી દેશો અને સામ્યવાદી રશિયા ઉપર અસાધારણ આધાર રાખવાની સ્થિતિમાં ફેંકાઈ ગયું છે.

* ચીન તેની આર્થિક–ઔદ્યોગિક ઝાપી ગતિ અને વિસ્તારવાદી લાલસાના જોરે અન્ય એશિયાઈ દેશોને તથા આફ્રિકા અને લેટિન અમેરિકા દેશોને ય સહાય આપવા નીકળી પડ્યું છે.

* ભારતે તેની કમજોરી અને દયુકયુ સંરક્ષણ નીતિને કારણે નિમિટને ચીનના પંજામાં ધકેલી દઈને પોતાની જ સરહદો એ આક્રમક સત્તા સામે ખુલ્લી કરી દીધી છે – એને કમજોર બનાવી દીધી છે

* ચીન પોતાની આસપાસનાં કોરીઆ, લાઓસ, કમ્બોડિયા, વિએટનામ અને છેક ઇન્ડોનેશિયા સુધી સમળ રીતે પગપેસારો કરીને પોતાના વિસ્તારવાદી પડછાયા લંબાવ્યા છે. ખુદ રશિયા સામે ય શીંગડાં ભરાવીને તે સહિયારી સરહદો દબાવવાના પ્રયત્નો કરે છે.

અને ઇતિહાસની એ તે કેવી વક્રતા કે—

* પશ્ચિમી સંસ્થાનવાદ Colonialism અંગેના પંડિતજીના વિચારો પ્રથમ વિશ્વયુદ્ધ પછીના વરસોમાં જેવા ઘડાયા હતા, પાકા થયા હતા, તેવા ને તેવા અંત લગી ચીટકી રહ્યા ! પશ્ચિમી દેશોમાં ય મૂડીવાદ રૂપાંતર પામી રહ્યો હતો અને મૂડીવાદી દેશોમાંનો સામ્રાજ્યવાદ તેના મૂળ સ્વરૂપે નામશેષ બની રહ્યો હતો ત્યારે પં. નહેરુને પશ્ચિમી રાષ્ટ્રો વિષેનો વહેમ અને ભય (કેટલીક વાર તે સકારણ હોવા છતાં) બીજા વિશ્વયુદ્ધ પૂર્વેના કાળનો જ દેખાતો રહ્યો ! અને સંસ્થાનવાદના પલટાયેલા ઇતિહાસ સામે તેમણે કેમ જાણે આંખો જ બંધ કરી લીધી હતી.

* બીજી બાજુ, બીજા વિશ્વયુદ્ધની સંધ્યાએ અને ત્યાર બાદનાં વરસો દરમ્યાન, રશિયાઈ સામ્યવાદના અને ૧૯૫૦ થી ચીની સામ્યવાદના વિકસતા વિસ્તારવાદ અને સંસ્થાનવાદ અંગે તેઓ ઓછા કઠોર રહ્યા, —અલિપ્ત જેવા અથવા તો સહાનુભૂતિ ભર્યા રહ્યા ! પં. નહેરુના આ દૃષ્ટિકોણને પરિણામે તેમની પોતાની કહી શકાય તેવી ઉદાત્ત ભાવનાવાળી પંચશીલ આધારિત શાંતિનીતિની સંકુચિતતાઓએ ભારતને વારંવાર વિષમ તેમજ જોખમતી સ્થિતિમાં ફંગોળી દીધું

(૧૬–૬–૬૪.)

## આપના ઘરની સજાવટ માટે સુંદર સાધન...

# ખીરાનું "કે"-પ્લાન લાકડાનું ફર્નિચર!

લાકડાના સ્ટૅન્ડર્ડાઇઝ્ડ ફર્નિચરના ભારતના સૌથી મોટા ઉત્પાદકોએ બનાવેલ ખીરાના 'કે'-પ્લાન ફર્નિચરથી આપનુ ઘર સજાવો.

આ ફર્નિચરના નંગો એવા સંભાળપૂર્વક પૅક કરીને મોકલવામા આવે છે કે તેના પૉલિશની ચમક જેવીને તેવી જ જળવાઈ રહે છે વધુ કરકસર માટે કૉર્નર દીવાન અને ડાઈનિંગ ટેબલના ભાગો છૂટા પાડીને મોકલવામા આવે છે અને પાયાઓ સ્ક્રૂથી જોડવા માટે પેટન્ટ કરાવેલી ખાસ વ્યવસ્થા હોય છે જેથી નૂરના ખર્ચમા મોટી બચત થાય છે

સચિત્ર કૅટલૉગ અને નિકાસ ભાવોની યાદી માટે આજે જ લખો



'કે'-પ્લાન કૉર્નર દીવાન સ્ટાઈલ નં ૪૧૦ ઈ બેઠકમા ફોમ રબ્બરની ગાદી બેસાડેલી હોય છે બેઠક અને પીઠ ખાસ પસંદ કરેલ પી. વી. સી. લેધર કલૉથથી કવર કરેલી હોય છે





'કે'-પ્લાન ડાઇનિંગ ટેબલ સ્ટાઈલ નં ૪૨૩, સાઈઝ ૫'×૩', મથાળા પર લૅમિનેટેડ શીટ જડેલું હોય છે, પાયા છૂટા પાડી શકાય છે ૪'×૩½' સાઇઝમાં પણ મળે છે





'કે'-પ્લાન પલંગ સ્ટાઈલ નં. ૪૫૧ સાઇઝ ૩'×૬½' પાટિયાં સહિત. વૉલનટ વિનિયરથી ઓપ કરેલો છે આગળના પાયાઓને તાંબાનુ પાણી ચડાવેલા મેટલ કૅપ્સ બેસાડેલા હોય છે





**જયાનંદ ખીરા ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ**

હેડ ઑફિસ અને શોરૂમ: ખીરા ભવન, સૅન્ડહર્સ્ટ બ્રિજ, મુંબઈ-૭

## આગંતુક—| હેમન્ત દેસાઈ

વિરહિણીના વિખરાતા કેશ જેવો
પંખિળો અંધકાર આમતેમ આથડે છે.
દૂર વૃક્ષો ડાઘુઓ જેવાં ખિન્ન ઊભાં છે.
રાત્રિના રહસ્યોની દોડાદોડને મચક નહિ આપતું ગામ
કુંભકર્ણની કાયાની જેમ બેફામ પડ્યું છે.
હિંસકના માર્યાં કૂતરાં ક્યારનાં ચૂપ થઈ ગયાં છે.
કોઈ મઝાની મ્હેફિલના આસ્વાદને વાગોળતાં
શિયાળવાંય શાંત છે
કોક ડોસુને અણધાર્યું આવેલું ખાંસીનું ઠ્હારું
શાંતિને અકારી ને આકરી કરી મૂકે છે
ભયંકર મોત જોયું હોય એવી કમકમાટી
કાતિલ ઠંડીના ઠારાથી દેહમાં વ્યાપી વળે છે.
ઉપેક્ષક પ્રિયાના ગર્વમાં મરડાયલા હોઠની જેમ
વાતાવરણ મને—મારાં કરણોને ઠારી નાખે છે.
પરાસ્ત ધરાશાયી સૈન્યમાં
સ્વજનને (જીવતા યા મૂએલા)
શોધવા નીકળેલા અધીર આદમી જેવો
હું આ ઘરની અગાસીમાં આંટા મારું છું
આ બધું શું છે ને શું નથી તે વિચારું છું
હા, કાલે મારે અહીંથી જવાનું છે.

△ એક નિષેધવાદી કવિતા

## હવે તમારે જન્મવું નહીં પડે

'આદિલ' મન્સૂરી

તમે જાણો છો
કે તમારાં બધાંય હાડકાં
ફેરવાઈ ગયાં છે
લોખંડની કટાયલી નળીઓમાં,
તમે જાણો છો
કે તમારા માંસના સ્થાને
જામ્યા છે
ગંધાતા કાદવના થર ને થર
તમે જાણો છો
કે તમારી નસોમાં વહે છે
લોહીના બદલે
ઊકળતો ડામર,
તમે જાણો છો
કે તમારા હૃદયના કેકાણે
ઊંધી પડી છે હવે
એક કાણી ડોલ
તમે જાણો છો
કે હવે તમારે જન્મવું નહીં પડે
હવે તમારે જન્મવું નહીં પડે.
હવે તમારે જન્મવું નહીં પડે.

## વૃત્તવિમર્શ

# ગુજરાતનું એવડું લાંછન!

તા. ૫મી ઑગસ્ટ ગુજરાતની બેવડી શરમનો પ્રતીક–દિન ગણાશે એ દિવસે ઈન્દુલાલની સંગ્રામ સમિતિ અને સામ્યવાદીઓની જનતા પરિષદે પ્રજાનાં દુઃખ અને હતાશાનો લાભ ઉઠાવી, એને હિંસક પ્રતિકારના લોહીયાળ રાહ પર ધકેલી દઈ, અઘોરી ક્રાંતિની ધૂણી ધખાવી; બીજી બાજુ, સ્વરાજ્યની સરકારે સત્તાનું રૂઢીગત પાશવી રૂપ પ્રગટ કરી રોષિત–નિર્દોષોનાં લોહીથી 'શાંતિ અને વ્યવસ્થા'નું તર્પણ કર્યું!

એમાંની એકે ઘટના અનિવાર્ય ન હતી. બંને પક્ષના 'બચાવો', પક્ષીય રીતિનીતિની દૃષ્ટિએ ગમે તેટલા વ્યાજબી અને તર્કયુક્ત દેખાડવામાં આવતા હોય, પરંતુ એમની સુરત લોકશાહી અને ન્યાયની આરસીમાં બદરૂપજ દેખાશે.

● લોકશાહીનાં નામે ભલે એમ કહેવાય કે "હડતાલ પાડવી એ દરેક નાગરિકને બંધારણે બક્ષેલો પવિત્ર હક છે" (ઈન્દુભાઈ: જાહેર સભા–તા. ૫મી); અથવા ગાંધીને નામે સ્વરાજ્યમાં પણ પ્રજાને પોતાનો અસંતોષ પ્રગટ કરવાનો, અન્યાયના પ્રતિકારનો જન્મસિદ્ધ અધિકાર છે પરંતુ,

— સત્તાલાલચુ નેતાઓના મુખમાં આવું અર્ધસત્ય કેવળ અસત્યને ઢાંકવાનું સાધન જ બને.

● શાંતિ અને સુવ્યવસ્થાને નામે પણ ભલે એમ કહેવાય કે ગાંધીના સ્વરાજ્યમાં પણ સરકારે 'રાજ્ય-ધર્મ' બજાવવો રહ્યો — દંડ–દમનની ઉગ્ર શક્તિનો ઉપયોગ કરવો પડે ત્યારે કરવો રહ્યો જ.

— સત્તા ટકાવી રાખવાની લાલસામાં આવું અર્ધસત્ય પણ અસત્યને ઢાંકવાનું સાધન જ બને.

તા. ૫મીની ઘટનાના સંદર્ભમાં એકેની નવાઈ નથી રહી — ગુજરાતનું આ બેવડું લાંછન છે.

૧

એ વિશે કોઈ સંદેહ નથી કે સ્વરાજ્યનાં આ ૧૭ વર્ષો દરમ્યાન પ્રજા સારા પ્રમાણમાં તંગી આવી ગઈ છે તેમજ, છેલ્લે છેલ્લે, જીવન જરૂરિયાતોની મોંઘવારી અને અછતે પ્રજાની ધીરજનો અંત આણ્યો છે.

એથી જ તો, પ્રજા પોતાની અંદરનો આ રોષ અને અંતરની વ્યથા વ્યક્ત કરવા ઝંખે, હતાશાની ગર્તામાંથી મૂઢ–મૂર્છામાં ધકેલાઈ જવા પૂર્વે સક્રિય બને–એ કેવળ નભાવી લેવા જેવી નહિ, આવકારવા જેવી પ્રવૃત્તિ છે.

પરંતુ વિરોધ પક્ષોના કેટલાક નેતાઓને પ્રજાના આ વ્યાજબી રોષ અને વ્યથાને પ્રગટ કરવામાં એટલો રસ નથી, જેટલો એમાંનો આવેશ ઉશેરીને 'શહીદી'ના શબોના ખડકલા પર 'ક્રાંતિ'ની આગ ભભૂકાવવાનો અભરખો છે. એમને માટે, ૫મી ઑગષ્ટે થયું તે તો આખી પ્રજાબ પ્રક્રિયાનો એક અંશ જ હતો — યુદ્ધ–વ્યૂહનો એ એક પેંતરો જ હતો. હવેની ચૂંટણીઓમાં એનું પ્રિમિયમ પ્રાપ્ત કરી લેવાની એમાં ગણત્રી હતી (ઈન્દુલાલથી એ જ સાંજની જંગી સભામાં આ લાલસા વ્યક્ત કર્યા વિના રહેવાયું ન હતું.)

ગાંધીના નામની વાત કરનારા આ નેતાઓએ નિદર્શન, હડતાલ, સત્યાગ્રહ કે પ્રતિકારની યોજનાના અમલ પૂર્વે પોતાની જ આંતરિક નિષ્ઠાની પ્રતીતિ કરાવવી રહે છે કે,

— એમનો હેતુ પ્રજાનું દુઃખ પ્રગટ કરવાનો હતો.

— એમનો ગજ આ દુઃખ પ્રગટ કરવા પૂરતી સાત્વિક લોકશક્તિનું સંયોજન કરવાનો હતો. પરંતુ આવી કોઈ અપેક્ષા રાખવી જ અહીં મિથ્યા છે ગાંધીના

સરકારને સમજાઈ હોત અને એથી એના નિદર્શન પરત્વે સહાનુભૂતિની લાગણી રહી હોત તો એને ઉશ્કેરણીખોરોના હાથમાં પડતી બચાવી શકાઈ હોત. પરંતુ બન્યું એવું કે –

● સરકારનો વિરોધ પક્ષ સામેનો મોરચો પ્રજા સામેનો મોરચો બની ગયો!

ગુજરાત સરકારનો જો કોઈ મૂળભૂત દોષ હોય તો તે આજ છે; અને વિરોધીઓનો જો કોઈ વ્યૂહ વિજયી નીવડ્યો હોય તો તે સરકારની આ ભૂલને જ આભારી છે.

ઈન્દુલાલ અને સામ્યવાદીઓ વચ્ચે ભેદ પાડીને એવું મનમનામણું કરવું મિથ્યા છે કે પ્રજા ઘડીભર આવેશમાં આવીને ઈન્દુલાલ સાથે ઘસડાય છે– સામ્યવાદીઓથી પ્રજા સુરક્ષિત છે. હકીકતે, પ્રજાકીય મોરચાની બાબતમાં સામ્યવાદીઓ અને ઈન્દુલાલ વચ્ચે કશો ભેદ છે જ નહિ. પ્રજા જાણે છે કે સામ્યવાદીઓ આ આંદોલનોમાં ઈન્દુલાલને પડખે છે, અને છતાં પ્રજા એ જાણ્યા પછી ઘસડાઈ રહી છે — એ આજની પરિસ્થિતિની ગંભીરતા છે, અને કરુણતા પણ

● સત્તાપક્ષે અને સરકારે સમજવાની વાત હોય તો તે એ છે પ્રજા એટલી હદે કાઈ ગઈ છે કે લોકશાહી કોંગ્રેસને છોડીને તે, પોતાનો રોષ ઠાલવવા, કમ્યુનિસ્ટોની સાથે જવા તૈયાર થઈ છે.

આમ, જ્યાં નેતાગીરી હિંસક – ઉશ્કેરણીખોર હોય અને પ્રજા તેની પૂઠે આવેશમય બની ઘસડાતી હોય ત્યારે પથ્થરની સામે લાઠી, અને પથ્થરમારા સામે અશ્રુવાયુ તથા ધોડામાર અને આગ ફોડ – બાળબાળ સામે કે લગભગ નિઃશસ્ત્ર સામુહિક હુલ્લા સામે જીવલેણ ગોળીબાર

— આવા દમનનો પ્રત્યેક પ્રકાર અને પ્રત્યેક પ્રયોગ સરવાળે નિર્દોષોની જ હત્યાનો અને આજુબાજુના નિર્દોષ લત્તાઓની ભયંકર સતામણીનો જ થઈ પડવાનો!

* તા. ૧મીની બપોર સુધી પ્રમાણમાં શાંત રહેલા શહેર વિસ્તારોમાં થયેલો દમનપ્રકાર (લાઠી માર, ટીઅરગેસ, અને એકાએક ધોડામાર —

—પરિણામે વિફરેલો મામલો (અને પોળોમાં સતામણી)

— આ વાતની જ સાક્ષી પૂરે છે.

જો આરંભથી જ પ્રેક્ષકો અને સાધારણ નિદર્શકોનો જાન ભયમાં ન મુકાય એવી ચીવટ અને ચિંતા સત્તાધારીઓના હૃદયમાં હોત તો, પહેલાં હવામાં ગોળીબાર કરીને ય, મોટા ભાગનાં ટોળાંને વિખેરી નાખીને, પરિસ્થિતિ સુધારી લેવાઈ હોત—નિર્દોષોનાં જાન બચાવી શકાયા હોત.

★

સત્તાપાંખે જ્યારે આટલો વિચાર કરવા જેટલી તૈયાર ન હોય ત્યારે સંસ્થાપાંખની જવાબદારી ઊલટી અનેક ગણી વધારે બની જાય છે. તા. ૧મીની પૂર્વે ઘણું બધું શક્ય હતું; અને તા. ૧મીએ જો કાંઈ અશુભ બનશે તો તેમાં મુખ્ય જવાબદારી કોંગ્રેસની પોતાની ગણાશે એવું ભાન હોત તો ઘણું બધું રોકી શકાયું હોત.

— ચૂંટણી વખતે કોંગ્રેસ જે હજારો સેવાદળી સ્વયંસેવકો, યુવકો, વિદ્યાર્થીઓ, મહિલાઓ અને અને મજૂરોનો ઉપયોગ કરે છે એ આખી સેનાને આ ગંભીર જવાબદારીનું ભાન કરાવવામાં આવ્યું હોત; અને તા. ૧મીએ ખુદ પ્રધાનો અને કોંગ્રેસી નેતાઓ શહેરના તોફાની વિસ્તારોમાં શાંતિ સૈનિકો બની ઊભા રહી ગયા હોત તો તોફાનીઓ પ્રજાથી અળગા પડી ગયા હોત, કદાચ પ્રજાનો રોષ ક્યાંક સમજી શકાયો હોત અને આ શાંતિ સૈનિકો ઉપર જ ઊતર્યો હોત તો ય, આજે જે નિર્દોષ જીવોની હત્યા થઈ છે, જે લોહી વહ્યાં છે, જે નુકસાની થઈ છે—એના પ્રમાણમાં કશું જ બનવા પામ્યું ન હોત.

સરકારના પ્રધાનો અને કોંગ્રેસના નેતાઓ પોતાની આ પ્રાથમિક ફરજ ચૂક્યા છે; એટલું જ નહિ, પણ દુર્ભાગ્યની વાત તો એ છે કે—

● મહારાષ્ટ્રમાં મુખ્ય નાયક અને ગૃહપ્રધાન દેસાઈએ પ્રજાની અકળામણને વ્યાજબી લેખીને, વિરોધપક્ષોની સાથે સંપર્ક સાધીને હિંસક તોફાનો ન થાય તેવી સ્થિતિ ઊભી કરી, શાંતિ અને વ્યવસ્થાની જાળવણી કરી—એને 'દુશ્મનો આગળ ઝૂકી પડવાની

'એપીઝમેન્ટ'ની નીતિ તરીકે વર્ણવવામાં આવે છે. કેમ જાણે, લોકશાહીમાં કાયદેસરના વિરોધ પક્ષોના કાર્યક્રમોતે, જનતાના વિશાળ સમૂહોનો સાથ હોય ત્યારે પણ—ગમે તે ભોગે અને ગમે તેવી કિંમત ચૂકવીને કચડી નાખવામાં જ સત્તાનું ગૌરવ સચવાતું હશે!

*

આવે વખતે, ચિંતા કરવા જેવું હોય તો તે વિજય—પરાજયની સંકુચિત હુંસાતુંસી નથી. જેમ ભયથી હડતાલ પડી કે સ્વેચ્છાએ પાડી, એ મુખ્ય વાત છે, તે જ રીતે, હડતાલ નિષ્ફળ બનાવાઈ તે ભયથી કે સ્વેચ્છાના બળ ઉપર? એજ મુખ્ય મૂલ્ય છે.

**લોકશાહીની રક્ષાનો જો કોઈ કીમિયો હોય તો તે આ મૂલ્યરક્ષા છે.**

[ તા. ૧૮-૮-'૬૪

## 'ગ્રંથ'

ચાલુ વર્ષે નવા પ્રગટ થયેલા ગુજરાતી સામયિકોમાં 'ગ્રંથ'નું પ્રકાશન નોંધપાત્ર છે—એણે સેવેલા આદર્શને કારણે. ગુજરાતમાં જ નહિ, ભારતની અન્ય ભાષાઓમાં તેમ જ પરદેશી ભાષાઓમાં પ્રગટ થતા ગ્રંથોનો શક્ય તેટલો પરિચય આપવાનું એણે માથે લીધું છે. ગુજરાતીમાં પ્રગટ થતા ગ્રંથોની સમીક્ષા જે પ્રમાણમાં થવી જોઈએ, તે પ્રમાણમાં થતી નથી એવી ફરીયાદને પહોંચી વળવા એ આતુર હોય એમ પણ દેખાય છે.

નવલરામને ગુજરાતીમાં પ્રગટતા ગ્રંથોની સમીક્ષા કરી આપે એવા એક ત્રૈમાસિકની જરૂર લાગી હતી. આપણાં અનેક સામયિકોએ, પોતાની મર્યાદામાં રહી એ કાર્ય આજસુધી કર્યું છે અને કરતાં રહ્યાં છે. પણ માત્ર ગ્રંથસમીક્ષાને જ વરેલું સામયિક, નવલરામના સ્વપ્ન જેવું, તો નથી નીકળ્યું. 'ગ્રંથ' પણ માત્ર ગ્રંથસમીક્ષાનું નથી—ગ્રંથસમીક્ષા પરત્વે એનો ઝોક વધારે છે અને એ જ એની વિશેષતા છે.

પણ નવલરામને જેની ઈચ્છા રહી ગઈ હતી એવી સમીક્ષાઓ અહીં દેખાય છે ખરી? સમીક્ષાઓનું એકસરખું ધોરણ જળવાતું નથી. સાહિત્યમાં લોકશાહીના જે ગેરલાભો છે તે ગ્રંથસમીક્ષામાં વધારેમાં વધારે છે. અધ્યાપકને સમીક્ષા લખતાં આવડે જ એ એક મોટો ભ્રમ છે. 'ગ્રંથ'માં પ્રગટ થયેલી કેટલીક સમીક્ષાઓ નિર્માલ્ય લાગી છે. રમણલાલ જોશીના 'ગોવર્ધનરામ—એક અધ્યયન'નું અવલોકન એનો સુંદર નમૂનો છે. વિષ્ણુપ્રસાદનાં ગ્રંથસ્થ વ્યાખ્યાનો 'ગોવર્ધનરામ—સર્જક અને ચિંતક'નું અવલોકન પણ આ દૃષ્ટિએ જોવા જેવું છે. સમીક્ષાકાર્ય તદ્વિદોને સોંપવાની આપણી પ્રથા એ ખાલી શિષ્ટાચાર નથી.

એટલે, અવલોકનો ભલે ઓછાં અપાય પણ જેટલાં અપાય તેટલાં ગ્રંથની સાચી પરખ આપનારાં હોય એટલે બસ. નવલરામને માસિકનો નહિ પણ ત્રૈમાસિકનો ખ્યાલ આવ્યો હતો, તેની પાછળ સાચાં અવલોકનો પ્રાપ્ત કરવાની મુશ્કેલી પણ ધ્યાન બહાર નહિ રહી હોય, એ દેખાઈ આવે છે. પરદેશી ભાષાનાં પુસ્તકોનો અછડતો પરિચય ભલે અપાય, પણ એની સાથે કેટલાક મહત્ત્વના ગ્રંથોનાં અવલોકનો પણ અપાવાં તો જોઈએ. અને, નવલકથાઓનો અભ્યાસ તો ઠીક, પણ સાર આપવાનું 'ગ્રંથ'ને કેમ સૂઝ્યું? સામાન્ય વાચક સુધી પહોંચી જવા માટે? શિષ્ટ ગ્રંથનો પ્રસાર કરવા માટે? પણ, આનાથી પ્રસાર નથી થતો. 'સંક્ષિપ્ત આવૃત્તિઓ' જેમ શિષ્ટ ગ્રંથની અવેજીમાં ન ચાલે, તેમ આ સાર પણ ન ચાલે. વળી, થોડાક જ પાનામાં રજૂ કરતાં ગ્રંથને અન્યાય થવાનો સંભવ પણ વધારે. પ્રસિદ્ધ ગ્રંથોનું પુનર્મૂલ્યાંકન કરે એવા નવી દૃષ્ટિવાળા અભ્યાસલેખોની આવશ્યકતા વધારે હોય છે.

'ગ્રંથ'ના ઉત્સાહી તંત્રીએ નવવયસ્ક અને પીઢ સમીક્ષકો પાસેથી કેટલીક સારી સમીક્ષાઓ કઢાવી છે તેની ના ન પાડી શકાય. એનું એકસરખું ધોરણ જળવાય તો 'ગ્રંથ'નાં કાર્ય નવલરામની ઈચ્છાનું યોગ્ય તર્પણ કર્યું લેખાશે.

—અનિરુદ્ધ ભટ્ટ

# વિદ્યાર્થીઓ અને હડતાળ

કૉલેજોમાં વિદ્યાર્થીમંડળની ચૂંટણીઓના જંગ આ વર્ષે પણ એની પ્રણાલી અનુસાર ખેલાયા. પ્રચાર માટે પૈસાનો ધુમાડો કરવાની રસમ હજી જતી નથી. બાઈક અને મોટર સામાન્ય બની ગયાં છે. ક્યાંક ક્યાંક તો હાથી પર સવારી નીકળી. એ ધુમાડાના આવરણ પાછળ ખેલાયેલા દાવના વરવાં રૂપો બહાર ડોકિયાં કરે ત્યાં તો સવારીનો ઝપટો એમને ઢાંકીને ઊભો રહી જાય છે. ચૂંટણીમાં ઊભા રહેવાનો સર્વનો હક આ પૈસાબાજીથી છીનવાઈ જતો હોય છે. એ, ઉઘાડી આંખે જોવાય છે અને અટકાવાતું નથી. હોશિયાર, સામા માણસ પર પ્રભાવ પાડે એવો, વિચારશીલ વિદ્યાર્થીઓનો એક વર્ગ તો આ પ્રવૃત્તિથી આઘેરો જ રહી જતો હોય છે અને ટોળાની સાથે એને ખેંચાવું પડતું હોય છે

વિદ્યાર્થીમંડળની પ્રવૃત્તિઓમાં રમતગમત, ચર્ચાસભા, પ્રવાસ, રંજન કાર્યક્રમો વગેરે 'સાંસ્કૃતિક' પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે પણ જેને 'સ્કૉલર' કહેવામાં આવે છે એવા વિદ્યાર્થી માટે શું? એ તો આ બધાની વચ્ચે હિજરાતો જ હોય છે. વિદ્યાલય જેને માટે ગૌરવ, લે એને માટે પોતે અને પોતાનું વિદ્યાર્થીમંડળ શું કરે છે, એ વિચારવું જોઈએ. કારણ કે મોટા ભાગના અધ્યાપકો પણ 'સામાન્ય' વિદ્યાર્થીને દૃષ્ટિમાં રાખીને જ શીખવતાં હોય છે! Mediocrity વધતી જાય છે, ખોટાં મૂલ્યો પોષાતાં જાય છે, અને સાચી Leadership તૈયાર કરવાની ફરજો દૂર ધકેલાય છે.

વિદ્યાર્થીમંડળની ચૂંટણીઓ પૂરી થઈ એટલે પહેલો ભય તો એ જ રહે કે હવે હડતાલ ક્યાંકથી આવી પહોંચવાની! વિદ્યાર્થીઓની હડતાલ આપણે હજી સુધી નીવારી શક્યા નથી એ બતાવે છે કે, વિદ્યાર્થીઓ અને યુનિવર્સિટી વચ્ચે હજી અંતર પુરાયું નથી. એની વચ્ચે સેતુબંધની ખોટ જણાય છે. અને કારણે જ, કદાચ લોકશાહીને અનુરૂપ એવો વાટાઘાટનો માર્ગ નિષ્ફળ નીવડતો દેખાયો છે.

હડતાલની સાથે હવે હિંસા જોડાઈ ગઈ છે. હડતાલ યોજનારાઓ બહારનાં હિંસક તત્ત્વોને રોકી શકતા નથી; અને ટોળાંને કાબૂમાં રાખવાં એ લોઢાના ચણા ચાવવા જેવું છે. આ વખતે પણ, હડતાલમાં મોટા ભાગનાં સ્થળોએ શિક્ષણ સાથે જેમને લેવાદેવા નથી એવી વ્યક્તિઓએ ભાગ ભજવ્યાનું બહાર આવ્યું છે. વિદ્યાર્થીઓ, બીજા આશયો ધરાવનાર વ્યક્તિઓના દોર નીચે આવી જતા હોય એવી સ્થિતિ વિદ્યાર્થીઓ પ્રત્યેનો સમભાવ ઘટાડે છે.

આ વખતની વ્યાપક હડતાલનો કોઈ એક મુદ્દો નથી. ત્રણે યુનિવર્સિટીઓમાં જુદા જુદા મુદ્દાઓ આગળ ધરી વિદ્યાર્થીઓએ હડતાલ પાડી છે. પરીક્ષાનાં પરિણામો સુધારવા માટે અને અભ્યાસક્રમો ઓછા કરવા માટે હડતાલ પડે, તો એનાં ભવિષ્યનાં પરિણામો અંગે વિચારી લેવું જોઈએ. તાત્કાલિક સમાધાન, કોઈપણ રસ્તે, થઈ શકે પણ સમાધાન કરતી વખતે આવતી કાલનો, એક શિરસ્તાનો, વિચાર કરવામાં નહિ આવે તો, ગમે તેવાં પરિણામો માટે તૈયાર રહેવું પડશે. એક મુદ્દો ફીવધારાનો છે. યુનિવર્સિટી સાથે જોડાયેલી કૉલેજોમાં ફીનું ધોરણ એકસરખું રહે અને એનું પ્રમાણ કેટલું રાખવું એ નક્કી કરવા ગુજરાત યુનિવર્સિટીએ, ભલે મોડું મોડું પણ, સિન્ડિકેટને સોંપવાનું વિચાર્યું એ ડહાપણભર્યું પગલું છે. વડોદરા યુનિવર્સિટીએ ફીવધારાનું કારણ એવું દર્શાવ્યું હતું કે યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમીશનની મદદના પ્રમાણમાં રાજ્યસરકારે મદદ આપી નથી માટે ફી વધારવી પડી છે. યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન હાથ નમે અને આપણે વેંત પણ ન નમી શકતા હોઈએ તો એ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવાનું અગ્રના અગ્રણીઓએ તાત્કાલિક હાથ પર લેવું જોઈએ. વિદ્યાસંસ્થાઓની લાચારી હવે તો દૂર થવી જ જોઈએ.

— પ્રદ્યોત મહેતા

[ વિશ્વમાનવ : જુલાઈ-ઑગસ્ટ '૬૪.

# શ્રમ છાવણીનો એક દિવસ

— લે. એલેક્ઝાન્ડર સોલ્ઝેનિત્સિન
— અનુ સુભદ્રા ગાંધી

સ્તાલિન યુગનાં 'અત્યાચારોનો સુમાર નથી – એનું એક ભયંકર ચિત્ર આલેખ્યું હતું. ક્રુશ્ચોવે – ૧૯૫૬ – કમ્યુનિસ્ટ પાર્ટીની ૨૨ મી કોંગ્રેસ સમક્ષ આપેલા પાર્ટીના અહેવાલ રૂપે. ક્રુશ્ચોવનાં એ અહેવાલે આખી દુનિયાને આંચકો આપેલો.

*

એ બર્બર યુગનું એક પાસું પ્રગટ થયું ૧૯૬૩માં – આ નવલકથા રૂપે. આ નવલકથાના લેખકે પોતે સ્તાલિનની શ્રમ છાવણીમાં દસ વરસ ગુજારેલાં – !

રશિયામાં સાઇબેરિયા પ્રદેશની એક શ્રમછાવણીની એક જ દિવસની દિનચર્યાનું આલેખન કરનારી આ નવલકથાએ રશિયામાંય ભારે ઉહાપોહ મચાવી દીધેલી. જાણકારો કહે છે કે, આ નવલકથા છાપવાની જ્યારે કોઈ તંત્રી સંપાદકની હિંમત ન હતી, ત્યારે ક્રુશ્ચોવે પોતે આગળ પડીને એને છાપવાની સિફારસ કરેલી. લાખો રશિયન નાગરિકોએ આ નવલકથામાં પોતાના કારમા જીવનનું પ્રતિબિંબ જોયું છે…

* * *

કેવળ રાજકીય દૃષ્ટિએ જ નહિ; હકીકતોની દૃષ્ટિએ પણ આ નવલકથાનું સ્થાન અનોખું છે. કેટલાક વિવેચકોએ – અને ખાસ કરીને લંડન ટાઇમ્સે, આ કૃતિને દોસ્તોયેવસ્કીના 'Memoirs from The House of the Dead'- સાથે સરખાવી છે. ન્યુ સ્ટેટ્સમેને એને 'મહાન રશિયન પ્રણાલીની એક શ્રેષ્ઠ કૃતિ' તરીકે બિરદાવી છે.

*

[માર્ચ–એપ્રિલ ૧૯૬૪ના અંકમાં આનો પહેલો ખંડ આપવામાં આવ્યો હતો, અહીં એનો છેલ્લો ખંડ રજુ કરવામાં આવ્યો છે]

સુખોવવાળી બેરેકમાં બસો કંઠ કાન ફોડી નાખે એવો ઘોંઘાટ મચાવી રહ્યા હતા એવા ઘોંઘાટમાં પણ સુખોવના કાન ચમક્યા. એને થયું કે જાણે હાજરીનો ઘંટ વાગી રહ્યો છે. પણ બેરેકમાં એના સિવાય બીજા કોઈને ય કાને એ અવાજ અથડાયો હોય એમ ન લાગ્યું ક્રુચિયો ગાર્ડ બેરેકમાં પ્રવેશ્યો તે પણ એણે જોઈ લીધું … એ ગાર્ડ એટલે રાતા મલોખા જેવા ગાલવાળો એક ઊગતો જુવાનિયો. એના હાથમાં એક કાગળિયું હતું. એના હાવભાવ ને હિલચાલ પરથી એ કંઈ બધાને બહાર કાઢવા કે બેરેકમાં રહ્યા રહ્યા સિગરેટ ફૂંકનારાઓને દબડાવવા આવ્યો નહિ, પણ એમ લાગતું હતું કે જાણે એ અહીંથી કોઈને પકડી જવા માટે આવ્યો છે.

ક્રુચિયાએ પોતાના હાથમાંના કાગળિયામાં નાખી કંઈક જોઈ લીધું ને પછી પૂછવા લાગ્યો :

'એકસો ને ચારવાળી ટીમ ક્યાં ?'

'આ રહી' ઈસ્ટોનિયનોએ એમની સિગરેટ મોંમાંથી કાઢી, બુઝવી નાખી, ને ધુમાડાને હાથ વીંઝી વિખેરી નાખતાં એને જવાબ દીધો

'એનો ટીમ લીડર ક્યાં ?'

'વારુ, અત્યારે વળી શું કામ પડ્યું એનું ?' તુરિને પોતાના બાંકડે રહ્યાં રહ્યાં જ, પથારીમાંથી બેઠા થઈ, પગ ભોંયે ટેકવતાં કહ્યું.

'પેલી ચિઠ્ઠીઓ તમારા લોકોએ લખવાની હતી કે… ? એમણે જે વધારાનાં, ગેરકાયદેસર કપડાં ચડાવેલાં તે બાબત…?'

'હા, તેં તો લખશે જ ને ? જરૂર લખશે ' તુરિને એને ધરપત બંધાવી.

'અરે, પણ એ તો ક્યારની ય લખી દેવી જોઈતી હતી…'

'પણ સાહેબ ! આ મારા લોક તો સાવ અભણ ગમાર જેવા છે. લખવાનું કામ કંઈ એમને માટે સહેલું થોડું જ છે ! (સેઝાર ને કેપ્ટન વિષે આ વાત ચાલી રહી હતી ! શાબાશ છે, ટીમ લીડર તને ! આ લોકોને જવાબ

સીધે સીધું જડતીને બહાને એના હાથમાંથી પડાવી જ લેવાના હતા.

તેમ છતાં...: સેઝારે તો એ હેટ પહેરતો હતો તે દરમિયાન બે ચાર સિગરેટ એના હાથમાં સરકાવી જ દીધી.

કેપ્ટને કંઈક ક્રોધપભર્યા ચહેરે પોતાના સાથીઓ ભણી ફરી માથું ધુણાવી સૌની વિદાય લેતાં કહ્યું, 'વારુ, તો ભાઈઓ! રામ રામ, હવે!' ને એટલું બોલી પેલા ગાર્ડની પાછળ પાછળ એ બહાર નીકળી ગયો.

બેરેકમાંથી કેટલાક જણ મારી કેપ્ટનને હિંમત આપતાં કહ્યું. 'જો જે હો, નાક ઊંચું રાખજે, દોસ્ત!' બીજું તમે એને કહો પણ શું? એ કોટડી શું ચીજ છે ને એ કેવી જગા છે, તે તો આ લોકો બરાબર જાણતા હતા. ૧૦૪ નબરની ટીમને તો એની બધી જ ખબર. કારણ એમણે જ તો એ કોટડીઓ ચણેલી હતી ઈંટ ચણેલી ભીંતો, સીમેન્ટની છો ને બારીનું નામ નહિ! ત્યાં એક બત્તી સળગાવાતી પણ તે તો ભીંતો પર જામેલો ભેજ ઓગાળવા પૂરતી જ. કશા પાથરણા વિના, નકરાં લાકડાનાં પાટિયાં પર જ સૂવાનું આખો વખત ટાઢે ઠુઠવાતા દાંત કટકટાવ્યા કરો ને એ કટકટાવ્યાં પછી ય જો મોઢામાં ચાવવું ખાવા જોગ દાંત બચી રહ્યા, તો તમે રોજ એ લોકો ૩૦૦ ગ્રામ રોટીનું જે રાશન આપે તે મજેથી ખાઓ, ને તમારા પ્રાણ ટકાવો... બાકી ગરમ રકાબી તો તમને ત્રણ દહાડાને આંતરે એક વાર જ જોવા મળશે. ત્રીજે...છઠે...ને નવમે

દસ દિવસ! દસ દિવસની સખત કેદ! ને તે કોટડીમાં જ! એવી એક ખેપમાં જો તમે આખર લગી ટકી રહ્યા... બધાય દહાડા...તો, તમારી પાછલી જીંદગીમાં તમે ક્ષય રોગ ભોગવતા મરવાના, કાં બીજી કોઈ બિમારીમાં હોસ્પિટલને ખાટલે પડ્યા સડવાના.

એમાં ય જેમને ૫૦૨ દિવસની સખત કેદ મળી, એ તો બિચારા એમની સજા પૂરી થતાં લગીમાં સીધા ધરતીની ટાઢી ગોળ બખોલમાં જ પોઢી ગયા જાણો.

એ તો જ્યાંલગી આ બેરેકમાં રહ્યા છો,' ત્યાં લગી જ — પ્રભુની મહેર છે તમારા પર એમ સમજવાનું. અર્થાત્ આ જગાએથી ખસવામાં માલ નહિ.

'ચાલો તો, હવે બહાર નીકળો જોઉં બધા!... હું ત્રણ ગણું ત્યાં લગીમાં....' બેરેકના કમાન્ડરે મોટે ઘાંટે ઘોષણા કરી; 'જે હવે બહાર નીકળ્યો નથી, એનો નબર મારી પાસે નોંધાઈ ગયો એમ જાણજો. ને એ નંબર સીધા વડા ગાર્ડ પાસે પહોંચી જવાના છે.'

આ હટ – કમાન્ડર વળી અહીંનો એક બીજો નામચીન દુષ્ટ હતો. એમ તો એણેય અહીં અમારી બધાની સાથે, આ એક જ બેરેકમાં પૂરાઈ રહીને રાત ગાળવી પડતી. પણ એનો રુવાબ તો કેવો! જાણે પોતે કોઈથી બીતો નથી! ને ખરે જ. અમે બધા જ એનાથી બીને ચાલતા અમારામાંના કેટલાયને એ ગાર્ડને હાથ પકડાવી દેતો ને કેટલાકને પોતે જ પોખરા કરતો. મશીન પર કામ કરતાં એ પોતાનો એક હાથનો અંગૂઠો ગુમાવી બેઠેલો. ને એ બહાને પોતાનું નામ એણે 'અપંગો'માં નોંધાવી દીધેલું. પણ એનો ચહેરો જોયો હોય તો પૂરો ડાકુ! હકીકતે ક્રિમિનલ ગુનાઓના લાંબા રેકૉર્ડવાળો એક ડાકુ જ હતો એ પરંતુ એની સામેના આક્ષેપોમાંનો એક અપરાધ ૫૪, ૧૪, ની કલમમાં આવી જતો હોવાથી, એને આ લોકોએ અમારા ભેગો પૂરી દીધેલો.

તમારો નંબર નોંધી લઈને ગાર્ડને સોંપતા એ પાછું વાળીને કદિ જોતો ઊભો રહે એવો ન હતો... એને હાથે નોંધાઈને જેનું નામ ગાર્ડ પાસે પહોંચ્યું, એને બે દિવસની કેદ તો થઈ જ સમજો ને તે પાછી સખત મજુરી સાથેની કેદ! એટલે રતો એકની પાછળ એક, રેંગતા રેંગતા બહાર નીકળવાને બદલે ધક્કોધક્કા બારણા કૂદકો મારતાક ને (કેમ જાણે બધા છીછરાં ન હોય!) બધા ધસારો કરતા, સાંકડા રવેશમાં ઊભરાવા લાગ્યા.

× × ×

સુખોવની હથેળીમાં સિગરેટ એમની એમ રહી. (એ સિગરેટ કે, જેને માટે એનું રૂંવે રૂંવું ક્યારનું ય તલસતું હતું—જે એણે હમણાં જ પોતાને માટે વાળી હતી—) હળવેકથી હેઠે કૂદી પડી, એણે પગે વેલિંકી ચઢાવી લીધા. ત્યાંથી બહાર નીકળતાં નીકળતાં એને સેઝારની હાલત પર દયા આવી ગઈ. એને એ માણસ પાસેથી કંઈક પડાવવાની ઈચ્છા થઈ આવી હોય એમ તો

નહોતું જ. પણ ખરેખર સેઝારને માટે હંમેશા એનું મન દિલગીરી અનુભવતું. એને માટેનો પોતાનો અભિપ્રાય ભલે ગમે તે હોય, પણ એક વાત તો સાચી જ કે સેઝારને હજી જીંદગીનું કશું ભાન ન હતું — પારસલ હાથમાં આવ્યા પછી એની જોડે આમ રમ્યા કરવાનો તો કંઈ અર્થ જ નહિ ને ! રાતની ગીનતીનો સમય થતા પહેલાં એણે પારસલની વસ્તુઓને એક મોટા થેલામાં સમેટી લઈ એને કોઠાર ભેગો કરી દેવો જોઈતો હતી. અલબત્ત, લાંબો વખત સચવાઈ રહે એવી વાનગીઓ જ એમાં જઈ શક્ત. પણ અત્યારે હવે સેઝાર આ બધાનું કેમ કરશે ? થેલો ખભે નાખીને તે કંઈ હાજરી પુરાવવા ઓછું જ જવાવાનું હતું એનાથી ! લોકોની ઠઠ્ઠામશ્કરીનું પાત્ર બનવા ? જરા કલ્પના તો કરો : એક સામટા ચારસો કેદીઓ અટ્ટહાસ્ય કરતા, પેટ પકડી પકડીને તમારા દેદાર પર હસતા હોય ! ખેર, પણ આ બધોય પથારો જેમનો તેમ રહેવા દઈ, અહીંથી આઘા ખસવુ, એનો અર્થ તો એ કે, હાજરી પૂરાવીને જે વહેલા છૂટયા, તે બધા જ એમાંથી કંઈક ને કંઈક તફડાવતા, હાથ મારતા જવાના. (ઉસ્ત–ઈઝમામાં તો અમારી એથી ય કફોડી દશા હતી : અમે કામેથી પાછા આવીએ, તે પહેલાં તો ગુનેગાર કેદીઓ આવીને અમારા ઈસ્કોતરામાંથી બધું તળિયા ઝાટક સાફ કરી ગયા હોય.)

સુખોવે જોયું કે સેઝારને પણ આ જોખમે મુંઝવણમાં નાખી દીધો હતો. આમથી તેમ બધુ સગેવગે કરી નાખવા એણે ફાંફાં મારવા માંડયાં હતાં પણ તે કેટલું મોડે મોડે ! એણે સોસેજ ને પોર્કફેટનાં પડીકાંને તો પોતાનાં જેકટમાં ઠાંસી લીધાં. એટલી વસ્તુ તો ગીનતી વખતે સાથે લઈ જવામાં કંઈ વાંધો નહિ આવે, પણ બાકીની વસ્તુઓનું શું ?

એની દયા આવી જતાં સુખોવે એને સલાહ આપી. કહે, 'સેઝાર માર્કોવિચ ! હું તો કહું છું કે, બધા બહાર ન નીકળી જાય, ત્યાંલગી તો તમો અહીંથી ખસતા જ નહિ. મારા બાંકડાની ઓથ પડે છે, એટલે અંધારામાં છેવટ લગી બેસી રહેશો તો ય ઝટ કોઈની આંખે ચઢવાની બીક નથી. બધા બહાર નીકળી ગયા પછી ગાર્ડ અહીંના ઓર્ડરલીને લઈને ખૂણે ખાંચરે નજર નાખવા નીકળે ત્યારે એને કહી દેવાનું કે, આજે તબિયત કંઈ ઠીક નથી લાગતી, ને એમ . ફરી બહાર નીકળી આવજો હું સૌ પહેલો દોડીને આગળ પહોંચું છું, ને ગીનતી પૂરી થતાં વેંત દોડતો, સૌની મોર, પાછો આવી રહું છું. અત્યારે તો આ જ એક ઉપાય રહ્યો છે આપણી પાસે.'

ને આટલું કહી સુખોવ દોડતો, બધાની આગળ આગળ બહાર નીકળી ગયો.

એણે ટોળામાં પેસી નઠારની માફક કૂણીઓના ગોદે રસ્તો કરવા માંડ્યો. (એ દરમિયાન પણ પોતાની સિગરેટને તો એણે મુઠ્ઠીમાં એવી સાચવી રાખેલી !) બહારની સાંકડી રવેશમાં (જે ઝુંપડાના બેઉ અડધિયાંના ઉપયોગમાં આવતી હતી.) ને બારણા આગળ અડિયલ ઢોરની માફક લોકો સામસામી દિવાલને ટેકે પીઠ અઢેલી બેવડી હારમાં ઊભા થઈ રહ્યા હતા. બારણાને મોખર આવી અટકી ગયેલા આ લોકોએ વહેલા વહેલા બહાર નીકળી પડી, ઠારે મરવા અધીરા બેવકૂફો માટે પણ, બેઉ હાર વચ્ચે થઈ ભીંચડાતાં, માંડ બહાર નીકળી શકાય એટલો સાંકડો માર્ગ રહેવા દીધો હતો.

એમને તો અહીંથી બિલકુલ ખસવાની જ ઈચ્છા ન હતી જાણે ! આખો દિવસ તો બહાર ઉઘાડામાં ટાઢે ઠુંઠવાતા રહ્યા હતા ! અત્યારે ય વહેલા બહાર નીકળી પડી, નાહક બીજી દસ મિનિટ ટાઢે થીજવાનો શો અર્થ હતો ? એ કંઈ એવા મૂર્ખા ન હતા. તમને બહુ ઉતાવળ હોય, ને વહેલા મરવું હોય તો જાવ—આ રહ્યો રસ્તો, ઉઘાડો છે તમારે માટે. અમારે તો હજી આવતી કાલ જોવી છે, શું સમજ્યા ?

બીજો કોઈ દિવસ હોત તો કદાચ સુખોવ પણ આ બધાની માફક જ ભીંતને ચીપકી રહ્યો હોત. પણ આજે એને એ પાલવે એમ ન હતુ એણે તો સીધા બારણા ભણી ચાલવા માંડયું ને આડા અવળા ઊભા થઈ રહેલા લોકોને જોઈ મૂછમાં હસતાં એમને સંભળાવી પણ દીધુ કે,

'અક્કલ્યાઓ, સસલાંના બચોળિયાની માફક આટલા બીઓ છો શાનાથી ? સાઈબીરિયાનો શિયાળો તે કંઈ આજે પહેલ વહેલો ભાળો છો ? ચલો, ચલો, બહાર

વરૂમામાનો સૂરજ તપે છે, અંગ શેકવા બહાર નીકળી પડો બધા!… અરે, કાકા! જરા દિવાસળી હશે તમારી પાસે…!'

બારણા આગળથી પોતાની સિગરેટ ચેતવી લઈ એ પોર્ચની છાપરી હેઠળ બહાર નીકળી આવ્યો… સુખોવના વતનમાં—ગામડાંમાં લોકો ચાંદાને 'વરૂનો સૂરજ' કહી ઓળખતા.

* * *

રાતવેળાની ગીનતી… બધાં કહેશે કે નવ વાગે હોય છે. પણ એ ગીનતી નવ વાગે પૂરી થઈ હોય એમ ભાગ્યે જ કદી બન્યું હશે—કેટલીક વાર તો એ લોકો બબ્બે ને ત્રણ ત્રણ વાર, ફરી ફરીને ગીનતી કરતા…. ટૂંકમાં, દસ પહેલાં તમે ભાગ્યે જ કદી છૂટા થવા પામો ને પરોઢિયે પાંચ વાગતામાં, બેલ પર પહેલો ટચકો પડ્યો ન પડ્યો ત્યાં તો એ લોકો આવી તમને પથારીમાંથી ખેંચી કાઢી બહાર હાંકી જતા! પછી, પેલો મોલ્દાવિયન બિચારો કામ કરતાં કરતાં ઊંઘી જાય તો એમાં એનો વાંક પણ કેમ કાઢી શકાય? એ તો શું, બીજો કોઈ પણ કેદી હોય ને એને ક્યાંક જરા સરખી હક્ક મળી ગઈ કે, એ ઓલો ચઢી જ જવાનો. આખા અઠવાડિયા દરમ્યાન કેદીઓને ઊંઘની એટલી બધી તૂટ પડતી હોય છે કે, જો કોઈ રવિવાર આરામ કરવા મળ્યો તો તમે જોશો કે, કેદીઓની આખી બેરેકની બેરેક દિવસભર ઘોરતી પડી હોય.

* * *

ગીનતી બાદ બેરેકમાં પહેલા પાછા ફરનારાઓમાં સુખોવનો નંબર ન લાગ્યો, એ વાત ખરી પણ પોતાની આગળ આવનારાઓની હિલચાલ પર એ પૂરી નજર રાખી રહ્યો હતો એ ઝટપટ લેવો દોડતોકને સેઝારને બાંકડે પહોંચી ગયો, ને ત્યાં જ આસન જમાવી એણે પોતાના જોડા કાઢવા માંડ્યા, તે પછી ભઠ્ઠી નજીકના બાંકડાની ફ્રેમ પકડી ઉપલી પથારીએ ચઢી જઈ, એ પોતાના જોડાને ભઠ્ઠીની તેડે સુકાવા મૂકી આવ્યો. (વ્હેલા બેરેકમાં આવી જનારાને જ આ લાભ મળતો) પાછો સેઝારને બાંકડે આવી, પગની ચોકડી મારી બેસી ગયો ને એક આંખે સેઝાર આવે એની રાહ જોવા લાગ્યો ને બીજી આંખે, અહીં તહીં હાથ મારીને કોઈ કંઈ ધાબળી ન જાય તેની ચોકી કરવા લાગ્યો. વચમાં વચમાં એ પોતાના જોડાને ભઠ્ઠી આગળથી કોઈએ ખસેડી તો નથી મૂક્યા તે બાબત પણ ચોકસાઈ કરી લેતો હતો.

'અલ્યા, કોણ છે એ!' સુખોવે બૂમ મારી કોઈને ધમકાવ્યો. 'તારા ચાડાને એ જોડાનો સ્વાદ ચાખવાનું મન થયું છે કે શું? જ્યાં હતા ત્યાંના ત્યાં મૂકી દે જોઉં… તારા જોડા તપાવવા છે, તો મૂકને બાજુમાં, ક્યાં જગા નથી, નાહક પારકાના જોડાને હાથ શાનો લગાડે છે?'

એટલામાં તો બહારથી કેદીઓનો પ્રવાહ ધસમસતો અંદર ચઢી આવ્યો.

'બારણે'વીસમી ટીમના માણસોની બૂમો સંભળાવા લાગી: 'અમને અમારા જોડા આપી દે….'

બહાર નીકળતી વેળાએ પગમાં જોડા વિના જ એ લોકોને બહાર નીકળી જવું પડેલું. ને એ નીકળ્યા તેવા જ બેરેકનાં બારણાં એમની પાછળ ભડાભડ બીડાઈ ગયેલાં

'સિટિઝન ચીફ! અમને અંદર તો આવવા દો.' ગાર્ડસ બધા એમના ઓરડામાં બેઠા બેઠા પોતાના પાટિયાની નોંધો તપાસી રહ્યા હતા કેદીઓનો હિસાબ બરાબર છે કે નહિ એનો તાળો મેળવી રહ્યા હતા. એકાદો કેદી ય આ વાડામાંથી છૂટીને નાઠો તો નથી? અહીંની બીજી ત્રીજી વસ્તુઓમાંથી કશું ગુમ તો નથી થયું ને?

ખેર… સુખોવને તો આવી બધી કંઈ માથાફોડ હતી જ નહિ! ને આ રહ્યો…. સેઝાર પણ બાંકડાઓ ઠેકતો, ફૂમકીઓ લગાવતો આવી જ પહોંચ્યો!

'તારો બહુ બહુ આભાર, ઈવાન ડેનિસોવિચ!' સુખોવ તો વિનયપૂર્વક સ્હેજ ડોક હલાવી ખિસકોલીની માફક ઠેકડો મારતોકને ચઢી ગયો ઉપર—પોતાના બાંકડે. હવે તો લહેરથી પથારીમાં સૂતાં સૂતાં એણે પોતાની રોટી કરડવાનું જ કામ કરવાનું હતું, તે પછી બીજી એક સિગરેટનો દમ ઘૂંટી લઈ પોતે નિરાંતે ઊંઘી જશે.

સવારથી માંડીને તે અત્યાર લગીનો એનો આખો ય દિવસ એટલો તો સારી રીતે પસાર થયો હતો કે આજે એ ખૂબ ખુશમિજાજમાં હતો. આનંદની એ

મસ્તીને કારણે આજે તો એને ઊંઘ પણ ઝટ આવે એમ ન હતી.

અત્યારે હવે એણે પોતાની પથારી સરખી કરી લેવી જોઈએ — જો કે પથારીમાં એવું ઝાઝું કશું કરવાપણું હતું જ નહિ. ગાદલા ઉપર પાથરેલો મેલો ગંધાતો કામળો ઊંચો કરી એની હેઠળ શરીર ઢાંકી લાંબા થઈ સૂઈ પડવાનું જ હતું ! (ગાદલા પર ચાદર પાથરીને સૂતો એ વાતને તો આજે એક કાળ વીતી ગયો હશે. ૧૯૪૧ની સાલની એ વાત — ત્યારે પોતે ઘેર હતો — ઘરનાં બૈરાંને પણ ચાદરો પાથરવાની ને એને ધોવાની વેઠ કંઈક આકરી જ લાગતી હતી તો !) અહીં તો આ લાકડાના વહેરનું ભરેલું ઓશિકું, ને એના પર શીષ ટેકવી, જૅકેટની બાંયોમાં પગ ખોસી, કામળાને માથે કોટને વધારાના ઓછાડ તરીકે બિછાવી લઈ, પોઢી જવાનું છે ... ઓ દયાનિધિ ! કરતાર ! તારી જ મહેરથી તો આજનો આ દિવસ ય પૂરો થયો, ને મારે કેદની કોટડીમાં સૂવું ન પડ્યું ! એ માટે તારો જેટલો આભાર માનું તેટલો ઓછો. ગમે તેમ તો ય, બેરેકનાં દુઃખ તો હજી વેઠી લેવાય એવાં ગણાય !

એણે બારી ભણી મોં ફેરવ્યું પણ એલ્યોશા જે એની સમાન્તર પથારીએ સૂતો હતો, (બેઉની પથારી વચ્ચે લાકડાના કઠેરાનો જ આંતરો હતો માત્ર) તે એનાથી ઊંધી દિશામાં મોં કરી સૂતો હતો. એને થોડું વધારે અજવાળું જોઈતું હતું, કારણ એને પોતાના ધર્મ-પુસ્તકનું વાંચન હજી બાકી હતું.

વીજળીનો દીવો એમની તદ્દન નજીક હતો. તમે ધારો તો વાંચી શકો ને ઇચ્છા કરો તો એને અજવાળે સીવીય શકો, એટલું અજવાળું તો ખરું જ.

એલ્યોશાએ સુખોવને પ્રાર્થનામાં હોઠ ફફડાવતો જોયો, એટલે એના ભણી મોં ફેરવી કહેવા લાગ્યો :

'જો ... તેં જોયું ને હવે, સુખોવ ! તારો અંતરાત્મા પ્રભુની પ્રાર્થના માટે કેટલો તલસી રહ્યો છે ! તો પછી તું એને એ માટે મુક્ત કેમ નથી કરતો ?'

સુખોવ ત્રાંસી નજરે એના મોં સામે જોઈ રહ્યો. એલ્યોશાની આંખો બે મીણબત્તીની જ્યોતની માફક ચમકી રહી હતી સુખોવે એક નિશ્વાસ મૂકી કહ્યું, 'એ તો ઠીક, એલ્યોશા ! વાત એમ છે કે, પ્રભુ પ્રત્યેની આપણી બધી પ્રાર્થનાઓ કેદીઓની અરજીઓ જેવી હોય છે. કાં તો એ ત્યાં લગી પહોંચવા જ પામતી નથી, ને જો કોઈ સંજોગવશાત પહોંચી ગઈ તો 'અસ્વીકાર્ય' નો શેરો લઈ ને એ બધી પાછી આપણી પાસે જ આવી રહે છે !'

કર્મચારીઓના નિવાસ આગળ ચાર સીલબંધ પેટીઓ રાખવામાં આવતી. મહિનામાં એક વાર સિક્યુરિટી ઑફિસર આવીને એ પેટીના સીલ તોડી, એમાંના કાગળિયાં સંભાળી લેતો. એ પેટીઓમાં કેદીઓની સંખ્યાબંધ અપીલો જઈ જઈ ને પડતી. અપીલ લખીને પેટીમાં નાખ્યા પછી અરજદારો એના જવાબની રાહ જોતા દહાડા ને અઠવાડિયાં ગણ્યે રાખતા. આ મહિને જવાબ આવે, પેલે મહિને આવે...

પણ આ જવાબ તો કેમે ય આવતો જ નથી ! અથવા આવ્યો તો 'અસ્વીકાર્ય' નો શેરો લઇને એ જ કાગળિયું પાછું એમના હાથમાં આવી રહ્યું હોય ...

'પણ સુખોવ ! એનું કારણ તો એ છે કે, તું ભાગ્યે જ પ્રાર્થના કરે છે. ને પ્રાર્થના કરવાની તારી રીત પણ બરાબર નથી વગર પુરુષાર્થ કર્યે તે કંઈ વળે ! એથી જ તો તારી પ્રાર્થનાઓનો સામો પડઘો તને કદી સાંભળવા મળતો નથી. પ્રભુની પ્રાર્થના કરતાં તો માણસે કદી થાકવું ન જોઈએ. અચળ શ્રદ્ધાનું બળ તો ભલભલા પહાડને ય ડોલાવી મૂકે ...'

સુખોવે પડ્યાં પડ્યાં મૂછમાં હસ્યા કર્યું. ને વળી એક બીજી સિગરેટ વાળી, પેલા ઇસ્ટોનિયન પાસેથી દિવાસળી લઈ સળગાવી, એલ્યોશાને જવાબ આપતાં એણે કહ્યું,

'તું રહેવા દે, એલ્યોશા ! એવી વાહિયાત વાતો કરવાનો શો અર્થ છે ! મે તો મારી આ આંખી જીંદગીમાં કદી કોઈ પહાડને ચસતો ભાળ્યો નથી ખરું કહું તો આ જનમ ધરીને પહાડનું કદી મોં સરખું જોયું હોય તો ને ! એટલે મારી વાત તો જવા દે. પણ હું તને પૂછું છું કે, આ કૉકેસસમાં આવીને, તેં ને તારી બૅપ્ટીસ્ટ કલબના બધા સભ્યોએ મળી, કંઇ કેટલાય વખતથી પ્રાર્થનાઓ કર્યાં કરી છે. પણ

ભલા, માણસ! તું મને એટલું જ કહેને કે તમે આટલાં વખતમાં એકે ય પહાડને ડગાવી શક્યા ખરા?'

× × ×

ખરી વાત એ છે કે, આ બધાય બિચારા ફૂટેલા નસીબવાળા લોક હતા. પ્રભુની પ્રાર્થનાઓ રટનારા આ લોકો વળી કોને શું ઈજા પહોંચાડવાના હતા! પણ એમનામનો એકે એક માણસ પચીસ પચીસે વરસની કેદ માથે લઈને અહીં આવ્યો હતો! કોણ જાણે શાથી, પણ એ જમાનો જ એવો હતો, જ્યારે હાથ આવ્યું તે બધું કાપડ બસ એક જ માપે વેતરાતું રહ્યું હતું! તે દિવસોમાં તો જેને ને તેને માથે એ લોકો બસ આટલી દસકાની ખેપ મઢી દેતા!

'ઓહ! પણ સુખોવ! તારી સમજ ભૂલ ભરેલી છે, આપણે કંઈ એ હેતુથી પ્રાર્થના ઓછી જ કરવાની હોય.' હાથમાંનું બાઈબલ એમનું એમ પકડી રાખી, સુખોવ સાથે મોઢામોઢ વાત થઈ શકે એટલા નજદીક ખેંચાઈ આવતાં એલ્યોશાએ ઉત્સાહપૂર્વક સુખોવને સમજાવવા માંડ્યું: 'આ દુનિયાની ભૌતિક સમૃદ્ધિમાં જો પ્રભુ પાસે આપણે કંઈ પણ માગવાનો અધિકાર ધરાવતા હોઈએ, તો તે માત્ર આપણી રોજની રોટી! પ્રભુ! આજે તું અમને અમારા પેટ પૂરતી રોટી આપજે...'

'એટલે આપણું રેશન જ, ને?' સુખોવે એને બ્રમમાં સવાલ કર્યો.

પણ એલ્યોશા એનાથી થાકે કે હારે એવો ક્યાં હતો! ઉચ્ચાર કરતાં ય વિશેષે પોતાની આંખો વડે દલીલ કરતાં, એણે સુખોવનો બાંય રહેજ નજદીક ખેંચ્યો, એના હાથ ને પંપાળતાં કહેવા માંડ્યું:

'સુખોવ! તું સમજે છે, મારી વાત? મારે ઘેરથી એક પારસલ આવો, યા મને રંઝીવીનો એક વધારાનો કટોરો મળો, એ માટે કંઈ આપણાથી પ્રભુને પ્રાર્થના ન થાય. દુનિયાદારી દૃષ્ટિએ માણસ જે વસ્તુની બહુ ઊંચી કિંમત આંકે છે, તે પ્રભુની નજરમાં તદ્દન તુચ્છ ને નગણ્ય છે આપણે તો આત્માની ભૂખ મટાડે એવી વસ્તુ એની પાસે માગવાની હોય,—

ને પ્રભુ ઈસુને એટલા માટે વિનવવાનો કે, તે આપણા હૃદયના મેલ સમા ક્રોધનું દહન કરે...'

'ના પણ, હવે તું મારી વાત સાંભળ, એલ્યોશા! અમારે ગામ, પોલોમ્ન્યાના દેવળમાં, એક પાદરી હતો...'

'પણ તારા એ પાદરીની વાતો તું મને શું કામ સંભળાવ્યા કરે છે?' એલ્યોશાએ હતાશામાં ભવાં ગૂંથતાં સુખોવને વીનવવા માંડ્યું.

'ના, પણ તું એક વાર સાંભળ તો ખરો.' સુખોવે કૂણીભેર ઊંચા થતાં એલ્યોશાને આગ્રહભેર પોતાની વાત સંભળાવવા માંડી; 'અમારા પોલોમ્ન્યાના મઠમાં એ પાદરીના જેટલો તાલેવંત બીજો કોઈ ન મળે. હવે દાખલા તરીકે, છત છાપરાં મઢવાનું કામ લો. સામાન્ય માણસ પાસે પણ છાપરું સમારવાના એક રોજના અમે પાંત્રિસ રૂબલ લઈએ. પણ એ માણસ સાવ મફતમાં અમારી પાસે આખો દહાડો વેઠ કરાવી લેતો. એ માણસ ત્રણ શહેરમાં જુદી જુદી ત્રણ બૈરીઓને ભરણપોષણનો ખર્ચો આપતો ને ચોથીની જોડે પોતે રહેતો. એને માથે જે બિશપ હતો, એને તો એણે આંકડો ભરાવીને શીકે જ ટીંગાડી રાખેલો! એનો ગુંડા જેવો તગડો હાથ લંબાવીને એ બિશપ જોડે હાથ તો કેવો મિલાવે! અમારા ગામના દેવળનો એ પાદરી એટલે ભારે પહોંચેલી માયા.! બિશપ તરફથી અમારા દેવળને માટે જેટલા પાદરી મોકલાય,..એ બધાયને એણે એક એક ત્યાંથી હાંકી કાઢેલા. એ તો કહેતો જ કે, 'મારામાં ભાગ પડાવવા આવનારો તો મારે અહીં કોઈ જોઈએ જ નહિ.'

'અરે હા, પણ તારા એ પાદરીની જ વાત તું મને શું કામ સંભળાવ્યા કરે છે! જૂનવાણી દેવળવાળા (ઓરથોડોક્સ ચર્ચ) તો ધર્મપુસ્તકના આદર્શોથી વિપરિત માર્ગે વળી ગયેલા લોકો છે. ધર્મમાંથી એમની શ્રદ્ધા જ ડગી ગયેલી છે. માટે જ તો તેઓ આજે જેલની બહાર છે'

સુખોવે સિગરેટનો દમ ખેંચતાં ખેંચતાં ઠંડા કલેજે પોતાના ઉત્તેજિત સાથીની વાતો સાંભળ્યા કરી. પછી પોતાનો હાથ રહેજ પાછો ખેંચી લઈ,

એના મોં તરફ સિગરેટનો ધુમાડો કાઢતાં એ કહેવા લાગ્યો,

'એલ્યોશા! એમ તો હું કંઈ ભગવાનનો વિરોધી નથી. એટલી તું ખાત્રી રાખજે. હું તો બહુ રહેલાઈથી ભગવાનમાં શ્રદ્ધા મૂકવા તૈયાર થઈ જાઉં એમાંનો છું. પણ આ તારી, સ્વર્ગ ને નરકની વાતોમાં હું નથી માનતો. ભલા માણસ, અમને બધાને બેવકૂફ સમજીને નાહક તું અમારી આગળ, સ્વર્ગ ને નરકની તારી વાર્તાઓનું પારાયણ શું કામ કરતો રહે છે? મને તો તારી એ વાત બિલકુલ પસંદ નથી.' સુખોવ પાછો જેમ હતો તેમ સૂઈ પડ્યો, ને પોતાની સિગરેટની રાખને બે બાંકડા વચ્ચેની ને બારી આગળની જગામાં ખેરવી રહ્યો.... સિગરેટની ઊની રાખમાંનો કોઈ તણખો નીચે, કેપ્ટનની પથારી પર પડી, એને બાળે નહિ, એની એ ખૂબ કાળજી રાખતો. અત્યારે હવે એ પોતાના વિચારોમાં ડૂબી ગયો હતો. એલ્યોશાનો ગણગણાટ એને હાતે સંભળાતો પણ ન હતો.

એલ્યોશા સાથેની વાતનો છેડો લાવી દેતાં એણે કહ્યું, 'ખેર.. તું તારે ગમે તેટલો પ્રભુ ભજનમાં મગન રહે ને, એથી તારી આ ખેપ કંઈ સ્હેજે ય ટૂંકાવાની નથી. એને તો તારે અથથી તે ઈતિ સુધી પૂરી કર્યે જ છૂટકો થવાનો છે ને?'

'ઓહ! પણ એવાં કામને માટે તે કંઈ પ્રભુને ભજવાનો હોય?' એલ્યોશાએ ઘવાયેલા મનથી વિસ્મય બતાવીને એને કહ્યું, 'મુક્ત થઈને મારે કરવું છે શું? એ મુક્તિ તો મારા શ્રદ્ધાના ખેતરને અશુભનાં ઝાડી ઝાંખરાંથી ઉભરાવી દેનારી બનવાની છે હું કેદમાં છું, એ માટે તો મારે પ્રભુનો પાડ માનવાનો છે હું અહીં છું, એથી જ તો મને મારા આત્મા વિષે વિચાર કરવાની આટલી ય ફુરસદ મળે છે. સંત પૉલે લખ્યું છે ને કે; 'આ બધાં આંસુ શાને માટે? શા માટે તું મને મારા સંકલ્પમાંથી ડગાવવા માગે છે? પ્રભુ જિસસના નામ પર, હું કેવળ તારા દોરડે બંધાવા જ નહિ, મરવા પણ તૈયાર છું...'

છત સામે નજર માંડી સુખોવ મૂંગો મૂંગો પડ્યો રહ્યો. અત્યારે તો એને એ ય ખબર નહોતી કે, પોતાને મુક્ત... છે કે નહિ પહેલાં પહેલાં તો એનું મન પોતાની મુક્તિને કેટલું બધું ઝંખતું! રોજ રાત્રે સૂતી વખતે, પોતાની ખેપમાંથી કેટલા દહાડા ખૂટ્યા, એની એ ગણત્રી કર્યા કરતો. પણ તે પછી વખત જતાં એને સમજાઈ ગયું કે, એના જેવો માણસ કદી ઘેર પાછો જઈ જ શકવાનો નથી. એ પછીથી તો એને એ પણ સમજાઈ ગયું કે આ પછી પોતાને દેશવટે જ નીકળવું પડવાનું છે. દેશવટાનો કાળ કાપવા જ્યાં જવાનું છે, ત્યાંની જીંદગી વળી આ કરતાં બહેતર હશે કે બદતર—એની કોને ખબર છે?

એને મન તો મુક્તિનો એક જ અર્થ હતો: પોતાના ઘર ભેગા થવું.

પણ એ લોકો કેમે ય... કર્યા એને ઘેર તો જવા દેવાના જ નહિ.

એલ્યોશાએ જે કહ્યું તે એને માટે તો સત્ય જ હતું. બેશક, એનો કંઠસ્વર ને એની આંખો જ કહી આપતાં હતાં કે, એ પોતે તો અહીં... કેદમાં જ સુખી હતો.

'તને ખબર છે, એલ્યોશા?' સુખોવે એને સમજાવવા માંડ્યું: 'વાત ગમે તેટલી વિચિત્ર હોય, તો પણ તારે માટે તો એ સાચી જ છે તારા પ્રભુ, જીસસને રૂચતું હતું કે તું જેલમાં હોય, એટલે તું અહીં આવ્યો છે,—ને પ્રભુની ઈચ્છાને માન આપી તું અહીં રહેશે. પણ હું કોને ખાતર અહીં આવ્યો? ૧૯૪૧ની સાલમાં યુદ્ધ માટે આપણે તૈયાર નહોતા, માટે? પણ એમ હોય તોય એને ખાતર મારે જેલમાં સબડવાનું? એ લોકો તૈયાર નહોતા .. પણ એમાં મારો વાંક?'

'આહ! હું ધારું છું કે આજે તો હવે, ફેર ગીનતીની વેળ નહિ જ આવે.' પોતાને બાકડે રહ્યો રહ્યો કિલગાસ બબડ્યો.'

'હા, બાપલા!' સુખોવે એની વાતમાં સાથ પૂરાવતાં કહ્યું: 'આપણે આ ધુંમાડિયાના ભૂંગળાની અંદર કોલસા વડે લખી નાખવું જોઈએ કે, 'ફેર ગીનતી નહિ મંગતા...' ને પછી મજેથી માથે મોઢે ઓઢીને સૂઈ જવું જોઈએ.' કહી સુખોવે બગાસું ખાધું

[ વિશ્વમાનવ : જુલાઈ–ઑગસ્ટ '૬૪

ત્યાં તો બેકના આ ઝુંપડાની શાંતિનો ભંગ કરતી બારણાની સાંકળ ખખડી ઊઠી જોડા સકવવાની છાપરીએથી પોતાના જોડા લઈને આવેલા બે કેદીઓએ રવેશમાંથી અંદર દાખલ થતાં જ વધામણી આપી:

'ચલો ભાઈ, ફેરગીનતી માટે તૈયાર થઈ જાવ બધા.'

જાણે એમના પગલાં સૂંઘતા જ ગાર્ડ પણ એમની પાછળ પાછળ જ અંદર દાખલ થયા, ને એમણે તરત હુકમ છોડ્યો:

'ઊઠો, ઊભા થઈ જાવ. પેલા અડધિયામાં ભેગા થઈ જાવ બધા!'

કેટલાક કેદીઓ તો ક્યારના ઊંઘી ગયા હતા એમને ય ઊંઘમાંથી ઊઠી, બબડાટ કરતા, બેઠા થઈ જવું પડ્યુ, જોડામાં પગ નાખી બહાર નીકળવુ પડ્યું. (પોતાનો ગોદડિયો પાયજામો તો ભાગ્યે જ કોઈ રાતે ઉતારીને સુતું હશે એ પહેર્યા વિના, નકર એક કામળા ભેર રાત કાઢવી પડે, તો માણસ ઠરીને મરી જ જાય તો!)

'નખ્ખોદ જજો એમનું!' સુખોવે બહુ નરમાશથી પણ એમના પર શાપ વરસાવ્યો. સુખોવ ઊંઘી ગયો ન હતો, એટલે એને આ ફેર ગીનતી એટલી વસમી ન લાગી.

સેઝારે એક હાથ ઊંચો કરી સુખોવને બે બિસ્કીટ બે ગાંગડા સાકર ને એક ચોસલું સોસેજનનું પકડાવી દીધા 'આભાર તમારો, સેઝાર માર્કોવિચ!' સુખોવે પોતાના બાંકડાની કિનાર પર ઝૂકી પડી સેઝારને હાથ આપતાં કહ્યું, 'તો હવે, લાવો દો તમારો થેલો પણ! હું મારા ઓશિકા હેઠળ મૂકી દઉં એને' સરતે ચાલતાં ઉપરના બાંકડે હાથ મારતા જવું, જરા મુશ્કેલ તો ખરૂં જ ને? તેમાં વળી સુખોવના બાંકડે હાથ નાખ્યે કોઈને કશું જડ્યું છે કે હવે જડવાનું હતું!

સેઝારે સુખોવને હાથ પોતાનો થેલો પકડાવી દીધો. સુખોવે જાળવીને એને પોતાની પથારી હેઠળ ખોસી દીધો. તે પછી થોડા વધારે માણસો બહાર નીકળે એની રાહ જોતો પોતે ત્યાં જ બેસી રહ્યો. — નાહક ઉઘાડા પગે રવેશમાં ક્યાં લગી ઊભા રહેવું! પણ ત્યાં તો ગાર્ડની નજર, એના પર જ પડી, ને એણે ડોળા કાઢી એને ધમકાવવા માંડ્યો:

'અલ્યા એય, એ ખૂણેથી હવે હેઠા ઉતરવું છે કે નહિ તારે?'

હળવા ફૂલની માફક ફૂદકો મારતોકને સુખોવ હેઠે આવ્યો (એના જોડા ને પગે લપેટવાના ચીંથરાનો વીંટો તો ભઠ્ઠીની લગોલગ એવી સરસ રીતે ગોઠવાઈને પડેલાં હતાં કે, એને ત્યાંથી હલાવતાંય એનું કાળજું કપાઈ જાય એમ હતું.) આજ લગીમાં એણે કંઈ કેટલાય લોકોને રાતે આવે વખતે પગમાં પહેરવા માટેની સપાટો બનાવી આપી હતી, પણ પોતાને પહેરવા માટે એની પાસે એકેય જોડ ન મળે! પણ એ તો આ રીતે રહેવાને જ ટેવાયેલો હતો — વળી આ ગીનતીમાં તો ખાસ એટલી વાર પણ થતી નહિ

દિવસના ભાગમાં જો કોઈને સપાટો પહેરીને ફરતો જોયો, તો એ લોકો એની પાસેથી એ જોડીઓ પણ જપ્ત કરી લેતા.

જે ટીમના જોડા ભેજ સૂકવવા માટેની છાપરીએ ગયા હતા, એમને પણ અત્યારે તો ખાસ કંઈ વાંધો આવે એમ ન હતો કારણ આ ગીનતી ખુલ્લા મેદાનમાં નહિ, પણ બેરેકમાં જ થતી એટલેસ્તો કેટલાક પગમાં સપાટ ભેર, કેટલાક ચીંથરા વીંટળાયેલા પગે તો વળી કેટલાક તદ્દન ઉઘાડા પગે જ 'ગીનતી' માટે નીકળી પડ્યા હતા

'ચાલો ઝટ કરો' ગાર્ડે ફરી હાકલ કરી.

'તમને મારા દંડાની મદદની જરૂર પડશે...કે શું?' હૂટ કમાન્ડર બરાડી ઊઠ્યો

બધાને સાબરોને એમણે ઝુંપડાના બીજા અડધિયામાં ભેગા કર્યાં ને મોડા આવનારાને બહાર રવેશમાં ઊભા કર્યાં સુખોવને મુતરડી આગળની ભીંતે ઊભા રહેવા મળ્યું રવેશની ફર્શ એના પગનાં તળિયાંને બેરહમીથી ઠારી રહી હતી. વાછોટિયાની આણ વટાવી હિમની ફરફર અંદર ઘુસી આવતી હતી.

ખૂણે ખાચરે અંધારામાં કોઈ ઊંઘતું પડ્યું તો નથી રહ્યું ને? એની ખાત્રી કરવા ગાર્ડ ને ઓર્ડરલી વળી પાછા બેરેકમાં બધે આંટો મારી આવ્યા આ વખતેય ગણતરીમાં તૂટ નીકળી! છટ્, વળી પાછી મુસીબત!

એનો અર્થ એ કે, એમને ફેરથી બધાંની ગીનતી કરવી પડવાની. બધે ફરી ફરીને, ખૂણે ખૂણો જોઈ વળી, પાછા તેઓ બારણે આવ્યા.

'ચાલો, એક બે, ત્રણ ચાર, ...' આ વખતે એ લોકો ઝડપથી કામ પતાવી રહ્યા હતા. કારણ તેઓ એકે એક ગણત્રી કરીને માણસોને અંદર જવા છોડી મૂકતા હતા. અઢારમા નંબરે પોતાની ગીનતી કરાવી લઈ છૂટતોકને સુખોવ પોતાને બાકડે પહોંચી ગયો, ટ્રેકા પર પગ ટેકવતોકને એકી છલાંગે એ ઉપર—પોતાની પથારીમાં પહોંચી ગયો.

વારુ, તો ચાલો હવે, પગને પાછા જેકેટમાં પરોવી દો. એના માથે-કામળો ઓઢી લો. ને એની ય ઉપર વળી કોટનો ઓછાડ આવી જવા દો. એટલું કામ પત્યું કે બસ, હવે પોઢી જાઓ નિંદરમાં ... ધસધસાટ! આટલી વારમાં તો કદાચ બધા ય કેદીઓને એમણે એકેકના પેલા અડધિયામાંથી આ અડધિયામાં છૂટા કરી દીધા હશે ... એ જે હશે તે ... મારે વળી એ બાબતની શી ફિકર!

લ્યો, આ સેઝાર પણ પાછો આવી ગયો! સુખોવે સેઝારને આવતાં વેંત એનો થેલો પાછો સોંપી દીધો.

આ એલ્યોશા પણ આવ્યો ... મારે અવ્યવહારુ માણસ ... એ જ તો એનું સૌથી મોટું દુઃખ છે! બધાની જોડે એ કેટલો મિઠાશથી વર્તે છે, પણ કોઈનીય પાસેથી એક ફૂટી બદામ પણ કઢી રળી જાણે નહિ.

'આ લે એલ્યોશા.' કહેતાં સુખોવે એને એક બિસ્કીટ પકડાવી દીધું.

એલ્યોશાનું મોં મલક્યું.

'આભાર, સુખોવ! પણ પછી તારી પાસે તો કંઈ રહ્યું નહિ!'

'તું તારે ખાઈ જા ને, છાનોમાનો,'

(અમારી પાસે ભલે કંઈ ન હોય પણ કંઈક ને કંઈક રળી લેવાની કળા તો છે જ.)

હવે રહ્યું સોસેજનું એક ચકતું. સુખોવની પાસે એને એ 'ડબ્બ' કરતોકને મોંમાં મૂકી ગયો. બસ, હવે મોજથી દાંત ખુપાવ્યા કરો એમાં! શું સ્વાદ છે એનો! ને રસ તો મોં ભરાઈ જાય! બહુ સારામાંની ચીજ છે હો! લ્યો, ગડપ કરતીકને આ તો પેટમાં યે ઊતરી ગઈ! ખલાસ ...

હવે જે કંઈ બાકી રહ્યું, તેની સવારે વાત. સવારની હાજરી પહેલાં તો કામ પૂરું કરી નાખીશું!

એક પાતળા, અધોતા કામળામાં માથું ખોસી સુખોવ ઘોટી ગયો. છેલ્લી ગીનતીમાંથી પરવારી, પેલા અડધિયામાંથી પાછા ફરતા, ધક્કામુક્કી કરતા ને ઘોંઘાટ મચાવતા, બાકડાની બે હાર વચ્ચે થઈ ઘસ્યે આવતા ટોળાં ભણી સુખોવે પોતાના અભિકાન બહેરા કરી લીધાં હતાં.

આજે સુખોવ ખૂબ પ્રસન્ન ચિત્તે ઊંઘવા પડ્યો હતો. આજના દિવસ દરમિયાન એનાં નસીબે એને કેટલીય વાર યારી આપી હતી. સદ્ભાગ્ય તો કેવાં કે, આજે સવારનાં પહોરમાં જ પોતે કેદની કોટડીમાં પૂરાતો બચી ગયો! બીજું એ કે, એની ટીમ "સોશ્યાલિસ્ટ વે ઓફ સેટલમેન્ટ" પર કામે ધકેલાતાં બચી ગઈ ... બપોરનાં જમણ વખતે એક કટોરો કાશકાનો 'વધારો' આરોગવા મળી ગયો. આજે પોતાનો ટીમ લીડર ટીમનાં કામનો સારો એવો દર આંકી શક્યો. દિવસ ભરની મહેનતમાં આજે પોતે એક સરસ મજાની દિવાલનું ચણતર કર્યું. આજે તો કામ કરવાની પણ જાણે ખૂબ મઝા આવી! ઉપરાંત પોતાને કરવતીના પટ્ટીનો ટુકડો જડ્યો. એટલું જ નહિ, પોતે એ ટુકડાને સહિસલામત કેમ્પમાં પણ લઈ આવી શક્યો! આજે સેઝાર પાસેથી પણ કંઈક મમ્ મમ્ મળ્યું! પોતે તંબાકુ ખરીદી તે ઉપરાંત, પોતે માંદો પડતાં પડતાં બચી ગયો! અંગનું કળતર ને દુખાવો બધો ક્યાંય જેરવી ગયો ...

આ તો કાળાં વાદળ વિનાનો, કંઈક ઉઘાડવાળો દિવસ ગણાય એનો! અરે, સુખનો દિવસ જ કહોને!

એની આખીય ખેપ—એટલે તો ત્રણ હજાર છસો ને ત્રેપન દિવસોનો એક સળંગ દોર! વહેલી પરોઢે બેલને પહેલો ડંકો પડે ત્યારથી માંડી ને તે રાતે છેવટના બેલ પર આખરી ડંકા પડે, ત્યાં સુધીની એની આજ દિનચર્યા—જીવનચર્યા!

એ ખેપમાં વળી 'લીપ ઈયર' ના ત્રણ દહાડાનો વધારો ભળી જાય, તે છોગાંનો!

*

# રાજાજી, ગાંધીજી અને સામાજિક ન્યાય*

—ભોગીલાલ ગાંધી

## ૧ : પાયાની વિચારણા

— ગાંધીજીના રાજદ્વારી ચિંતનનો પાયો ધર્મ હતો.

રાજાજીના સ્વરાજ્ય – ચિંતનનો પાયો ધર્મ જ છે.

— ગાંધીજીના ધર્મચિંતનની પ્રેરણા ભારતીય તત્ત્વજ્ઞાન હતું.

રાજાજીના ધર્મચિંતનની પ્રેરણા ભારતીય તત્ત્વજ્ઞાન છે.

— ગાંધીજીને મન ભારતીય તત્ત્વજ્ઞાનનું સત્વ તેની આધ્યાત્મિકતામાં હતું.

રાજાજીના તત્વચિંતનનું સત્વ આધ્યાત્મિકતામાં જ છે.

— ગાંધીજીની જેમ રાજાજી પણ કેવળ વર્તમાન યુગી ભારતની જ નહિ પણ સમગ્ર અદ્યતન વિશ્વની મૂળભૂત સમસ્યાના મૂળમાં એક જ દૂષણ જુવે છે — ભૌતિકવાદી ઉપભોગવાદ.

આ દિશાના ચિંતનના આરંભમાં જ રાજાજી એ વાત સ્પષ્ટ કરે છે કે —

> આધુનિક ઔદ્યોગિક સંસ્કૃતિ માનવીના સ્વાતંત્ર્યનો નાશ કર્યા વિના રહેનાર નથી; બલ્કે જેટલા પ્રમાણમાં આ દિશાની 'આગેકૂચ' એટલા પ્રમાણમાં સ્વાતંત્ર્યનો ક્ષય; એટલે આત્માનો ક્ષય.+(૨૦)*

અને એક અમેરિકન પ્રોફેસર હેરિસ વાફીનના અભિપ્રાય સાથે પોતાની સંમતિ પ્રગટ કરતાં લખે છે—

> સ્વાતંત્ર્યના ક્ષયની આ પ્રક્રિયા લોખંડી પડદાની બેઉ બાજુ (પશ્ચિમી યુરોપી રાષ્ટ્રો અને રશિયા વગેરે સામ્યવાદી રાષ્ટ્રો) કામ કરી રહી છે. જ્યાં સંપૂર્ણ વિનાશના ઓછાયા નીચે અનંત ભય પ્રવર્તે છે એવા નર્કાગારમાં રશિયા અને અમેરિકા જઈ પડ્યાં છે। (૨૨)

અને આજની દુનિયાનાં આ મહાબળિયાં રાષ્ટ્રોના આવા પતનનું મૂળ શામાં છે? એના જવાબમાં રાજાજી પ્રોફેસરના વિચારો સાથે સંમતિ પૂર્વક રજુ કરે છે—

> રશિયા અને અમેરિકા બન્ને અતિ-સમાજો છે. બન્નેની સત્તાનો પાયો યંત્ર—ટેકનોલોજી છે — જે એમની શ્રદ્ધાનું આધિગુ કેન્દ્ર છે. આ બન્ને સ્થળે રાજ્યતંત્ર અતિ-કેન્દ્રિત છે. આ બન્ને દેશોમાં મિનયંત્રિત એવી

* રાજાજીના ચૂંટેલા લેખોનો અનુવાદિત ગ્રંથ: "લોકશાહી, સમાજવાદ અને સ્વતંત્રતા"નો પ્રવેશક.

+ ગાંધીજી :

"ઉદ્યોગવાદ માનવજાતિને શાપરૂપ નીવડવાનો છે... હિંદુસ્તાન જ્યારે બીજી પ્રજાઓને લૂંટવા માંડશે — અને જો મોટા પાયા પર ઉદ્યોગો ચલાવે તો તેણે તેમ કર્યે જ છૂટકો — તો તે બીજી પ્રજાઓને શાપરૂપ અને જગતને ત્રાસરૂપ થઈ પડશે."

"ઉદ્યોગવાદનું ભાવિ કાળું છે, જો ઉદ્યોગવાદનું ભાવિ પશ્ચિમમાં કાળું હોય તો હિંદને માટે તો એથીયે કાળું ન નીવડે?" (૧૯૩૧ : મારો સમાજવાદ ૪૫).

* આ લેખમાં કૌંસમાં જ્યાં સંખ્યાના ઉલ્લેખો છે તે "લોકશાહી સમાજવાદ અને સ્વતંત્રતા" — ગુજરાતી ગ્રંથની પૃષ્ઠ સંખ્યા સૂચવે છે, મૂળ શબ્દો માટે ગ્રંથમાં જોવું.

નોકરશાહીના હાથમાં માનવી ફેંકાઈ ગયો છે.* (૭૬)

રાજાજી પ્રોફેસરના વિચારોનું સમર્થન કરતાં વેધુ-વિષાદ પ્રગટ કરે છે :

> અતિ અર્વાચીન યુગમાં માનવ ચિત્તની ગુણવત્તાનું અને માનવ સંસ્કારનું અધઃપતન થઈ રહ્યું છે — જીવનપોષણ જીવનપદ્ધતિ પર ચઢી બેઠું છે!

અને રાજાજી ભાવિ દૂષિત પરિણામોની ચીમકી કઠોર વાણીમાં આપે છે :

> સાચી સંસ્કૃતિને કેવળ સદા વધતી જતી પ્રગતિ સાથે ભેળવી દેવાની ભૂલ કરીશું તો આપણે જુલમગારો અને જુલમગાર સંગઠનો, સરકારો, પક્ષો, જંગી ઉદ્યોગોનાં કાર્ટેલો, ટ્રસ્ટો અને ટ્રેડ યુનિયનોના ગુલામ બન્યા વિના રહેનાર નથી. પરિણામ?

પ્રથમ વ્યક્તિઓ વચ્ચે હરીફાઈ અને પછી રાષ્ટ્રો વચ્ચે યુદ્ધ! દેશમાં એક યા બીજા પ્રકારની સરમુખત્યારી! (૨૧)

અને ગાંધીજીની સ્મૃતિ તાજી કરાવે એવા પુણ્યપ્રકોપી કહો ભવિષ્ય ઉચ્ચારતા હોય એમ રાજાજી ભાખે છે —

> મૂડીવાદ કે સામ્યવાદ બંનેમાંથી એકેય સુખ પેદા કરનાર નથી. કેમકે પશ્ચિમી મૂડીવાદ અને પશ્ચિમી સમાજવાદ એક જ ઈશ્વરના પૂજકો છે. બન્ને એક જ વેદીને માથું નમાવે છે.

રાજાજીને હૈયે એ હકીકત શૂળની જેમ પીડા કરી રહી છે કે —

> જેની ઉપર સાચા માર્ગદર્શનની આશા બાંધી શકાય તે આપણા સુધરેલા શિક્ષિત વર્ગને પશ્ચિમી સંસ્કૃતિના સંસર્ગે ભૌતિક ઉપભોગવાદ તરફ ધકેલ્યો છે. ધર્મરહિત બનાવ્યો છે.

આબાદી અને પ્રગતિને નામે ચાલી રહેલી ભૌતિકવાદી ઉપભોગવાદ માટેની આંધળી દોટનું જ અનિવાર્ય પરિણામ છે — આજનો અતિકેન્દ્રવાદ: આર્થિક ક્ષેત્રનો અને રાજકીય ક્ષેત્રનો.

● અલબત્ત, રાજાજી સામ્યવાદી સર્વસત્તાવાદ અને બિનસામ્યવાદી કેન્દ્રવાદી પાંગળી લોકશાહી વચ્ચે ભેદ કરે જ છે. તેઓ જાણે છે કે એકમાં માનવીને માટે શ્વાસ લેવાનાં જ સર્વ દ્વાર બંધ છે, ત્યારે બીજામાં એ ખુલ્લાં છે, અને બહાર નીકળવાની સગવડો છે.

આમ છતાં, રાજાજીની ચિંતા જ એ છે કે– કેન્દ્રવાદી લોકશાહીનાં ખુલ્લાં દ્વાર ધીમે ધીમે કરતાં બીડાઈ જાય છે અને પરિણામે લોકશાહીને જે નથી જોઈતું તેને જ આવીને ઊભું રહે છે. ગરજે, લોકશાહી સરમુખત્યારશાહીના જે મૂળભૂત દૂષણ સામે લડવા જંગે ચઢી છે, તે પોતે જ અતિકેન્દ્રવાદને રસ્તે ભ્રષ્ટ બની નષ્ટ થયા વિના રહેતી નથી.

> રાજાજીની દૃષ્ટિ વેધક છે. તેઓ જુએ છે કે કેન્દ્રવાદ કોઈ પણ છેડેથી એકવાર પ્રવેશે— સામ્યવાદી સર્વસત્તાવાદના સિંહદ્વારેથી કે લોકશાહી સમાજવાદના પાછલા બારણેથી કે કલ્યાણવાદી (વેલ્ફેરીસ્ટ) લોકશાહીની બારીએથી, ધીમે ધીમે કરતા અતિકેન્દ્રવાદ, અતિસત્તાવાદ, એટલે કે અંતે અતિરાજ્યવાદની વેદી ઉપર સૌને વધેરી દીધા વિના નહિ રહે.

એથી જ તો, જેઓ સામ્યવાદ સામેના સંગ્રામને નામે પોતાને ત્યાં સમાજવાદની સ્થાપના કરવાની હોડ બકી બેઠા છે એમનાથી રાજાજી વધુ સચિંત રહે છે. (૧૭૪).

● એમનો મત એવો હોવાનું જણાય છે કે– રશિયાઈ સામ્યવાદી સમાજવાદ કે યુગોસ્લાવીઆનો અર્ધ સામ્યવાદી સમાજવાદ, ઇઝરાયેલનો સહકારી સમાજવાદ કે ભારતનો ફેબિયન સમાજવાદ સૌ, અંતે

*ગાંધીજી (લુઈ ફિશર સાથેના વાર્તાલાપ દરમ્યાન): "પશ્ચિમના સમાજવાદમાં હીન, હીન લોકોનું કશુંય સ્થાન નહિ હોય દુનિયાની ભૌતિક સંપત્તિ મેળવવામાં આગળ રહેવું એ તેમની એકમાત્ર નેમ છે"

"અમેરિકા અને રશિયા વચ્ચે ઝાઝો ફેર નથી." (આ. ય. ૫૨)

તો એક જ રાહે એક જ પરિણામ પેદા કરવાનાં—માનવ વ્યક્તિત્વનો ધ્વંસ! (૨૪)

અને આ વાત ફોડ પાડી સમજાવતાં તેઓ કહે છે—

સમાજવાદનું પહેલું પગથિયું આર્થિક નિયંત્રણનું હોય છે. પછી, વિચાર—સંસ્કારિતાનો વારો આવે છે. એકવાર અર્થ રૂપી શરીર ગળાઈ જાય તો આત્મા ગળાઈ જ જવાનો.

અર્થક્ષેત્રે રાજ્યવાદ રહેવા છતાં, સમાજવાદ ધારે તો પોતાના આત્માને સુરક્ષિત રાખી શકે એવી કેટલાકની માન્યતા રાજાજીને સ્વીકાર્ય નથી તેમના મતે—

જો આર્થિક ક્ષેત્રે સંપૂર્ણ નિયંત્રણ સ્થાપવું હોય તો મનનું સંપૂર્ણ નિયંત્રણ જરૂરી છે. (૨૭)

રાજાજી સમજાવે છે કે આ પ્રક્રિયા બે રીતે બને છે : એક બળજબરીથી, બીજી 'સ્વેચ્છાપૂર્વકના સ્વીકારથી' એટલે કે રાજ્યસત્તા શિશુકાળથી શિક્ષણ જ એવું આપે કે જેથી મગજનું ઘડતર જ પૂર્વનિશ્ચિત ધોરણે થાય. સામ્યવાદી સત્તાઓ બળજબરી ઉપરાંત Indoctrination બન્ને ઉપાયો સપૂર્ણ રીતે અને અપૂર્વ કુનેહથી અજમાવે છે, એ એની વિશેષતા (I)

પરંતુ રાજાજીનું સૈદ્ધિક નિષ્કર્ષ છે :

વ્યક્તિને હિંસક રીતે મરણાધીન સમાજવાદમાં આવે કે તે પોતે કશા પ્રતિકાર વિના મોતનો સ્વીકાર કરે, પણ મૃત્યુ તે મૃત્યુ જ છે. ખૂન હો કે આત્મહત્યા, વ્યક્તિનું અસ્તિત્વ તો લોપ પામે જ છે. રાજાજીને મન આ અવશ્યંભાવિ પરિણામ છે. સામ્યવાદી અને સમાજવાદી ગણાતા દેશોના પ્રયોગો એમને માટે પૂરતાં સૂચક છે, ને તેમને બેધડક રીતે જાહેર કરવા પ્રેરે છે—

એવો એક દેશ નથી જેણે સમાજવાદ સિદ્ધ કર્યો હોય અને જેમાં વ્યક્તિનું નિકંદન ન થયું હોય; માનવચિત્ત નિર્વીર્ય ન બન્યું હોય; સમસ્ત સમાજને ગુલામોના જૂથ જેવો બનાવી દેવામાં ન આવ્યો હોય; ગણ્યતું યંત્ર ચલાવવા વિશિષ્ટાધિકારી વર્ગ ઊભો કરવામાં ન આવ્યો હોય. (૧૨)†

સંપૂર્ણ દઢતા પૂર્વક રાજાજી આગાહી કરે છે :

—ભારતનો (સમાજવાદી) પ્રયોગ સિદ્ધ થયો તે આજ પરિણામ આપ્યા વિના નહિ રહ્યું હોય! (૧૨)

## ૨ : અદ્યતન સમાજવાદનાં સાર્વત્રિક લક્ષણ

રાજાજીનું આ દર્શન સમાજવાદ વિષેના એમના ચોક્કસ અભિપ્રાયોને આભારી છે એ નિ:શંક છે.

રાજાજી એ સ્વીકારે છે કે એક જમાનામાં સમાજવાદનો સૂરજ તપતો હતો એક જમાનામાં તે શોષણ વિરુદ્ધ સમાનતા અને માનવતાની સ્થાપનાનું ક્રાંતિકારી સૂત્ર હતું. (૧૪૦)

● આપણે એ વાત જાણીએ છીએ કે સમાજવાદની મૂળ પ્રેરણા કોઈ હોય તો તે સામાજિક ન્યાયની હતી. યુરોપમાં ૧૯મી સદી દરમ્યાન મૂડીવાદે ભયંકર શોષણ અને દમનદ્વારા આર્થિક વિકાસનો ક્રમ અજમાવ્યો. તેના પ્રત્યાઘાત રૂપે સમાજવાદનો વિચાર—સિદ્ધાન્ત ઘડાયો હતો. અને તેમાં ગમે તેટલાં સ્વરૂપો અને તેની ગમે તેટલી વ્યાખ્યાઓ હોય, પરંતુ તેનો મૂળભૂત હેતુ સામાજિક ન્યાયની સ્થાપનાનો જ હતો. તે જમાનામાં રાજ્યની ડખલ વિનાનો 'મુક્ત' અર્થતંત્રવાળો laissez faire નો સિદ્ધાન્ત મુક્તશોષણનો સિદ્ધાન્ત

† બાંધોજી :

"સમાજવાદ રાજકીય સરમુખત્યારી ન હોય તો તેમાં બીજું કશું રહેતું નથી.

"સામ્યવાદને હું સમજ્યો છું તે રીતે સમાજવાદમાંથી તે આપોઆપ કુદરતી રીતે ફલિત થાય છે." (મા. સ: ૫૩)

બની ગયો હતો. આ અન્યાયી, અસમાન, શોષણયુક્ત સમાજની સામે સમાજવાદે ન્યાયી, સમાન અને શોષણ – મુક્ત સમાજની ઘોષણા કરી હતી. પરંતુ સમાજવાદની આ મૂળ ભાવના અને તેનું મૂળ સ્વરૂપ હવે રહ્યું નથી; એને ગમે તેટલો ઝૂડવાથી એ ઘોડો હવે સવારીમાં કામ આવવાનો નથી — રાજાજીને એ પ્રતીતિ થઈ ચૂકી છે. એમની દષ્ટિએ અદ્યતનયુગી સમાજવાદમાં દૂષણોનો પાર નથી,

રાજાજીની દષ્ટિએ અદ્યતન સમાજવાદનાં લગભગ સાર્વત્રિક લક્ષણો આવાં છે :

૧. ભારે ઝડપથી ઉત્પાદન વધારવાના આવેશમાં સમાજવાદનો ઝોક વધુ ને વધુ કેન્દ્રિત રાજ્યસત્તા અને અર્થતંત્ર ઉપર હોય છે — ઉદ્યોગો અને વ્યાપારના ક્ષેત્રે તેનો કાર્યક્રમ વધુ ને વધુ રાષ્ટ્રીયકરણનો હોય છે આ રાષ્ટ્રીયકરણ (Nationalisation) નો અર્થ રાજ્યની માલિકી અથવા રાજ્યનો કાબૂ, — એવો જ થાય છે, અને પરિણામે લગભગ તમામ ક્ષેત્રે પગારદાર નોકરશાહીનું પ્રભુત્વ જામે છે.

૨. ભારે સત્તાઓવાળી વિશાળ ધોરણ પરની નોકરશાહીને એનાપે ઉત્પાદને ક્ષેત્રે બિનજવાબદારી, બિનઅંગતતા, ઉડાઉગીરી, બગાડ, વિલંબ — રોજિંદાં બને છે — જે ઉત્પાદન માટે જ ખતરનાક નીવડે છે.

૩. સમાજવાદમાં ઉદ્યોગ – ધંધા ઉપર, તેના ઉત્પાદન અને વિતરણ ઉપર બહોળો અંકુશ રાખવા માટે નિયંત્રણો, કાનૂનો, પરમિટો અને ક્વોટાઓની પરંપરો શરૂ થઈ જાય છે. તેથી જેમના હાથમાં એની સત્તાઓ આવે છે તે નોકરશાહીની મહેર – નજર ઉપર સમાજના મોટા ભાગના ઉત્પાદકો, વેપારીઓ, દલાલો, અને સર્વસાધારણ નાગરિકોની ય હસ્તિ–નાસ્તિ આધાર રાખતી થઈ જાય છે! લગભગ આખા સમાજની આવી લાચારી આર્થિક ભ્રષ્ટાચાર અને સડાનાં અનંત સ્વરૂપો પ્રગટ કરે છે.

૪. સરકાર હસ્તક જેટલો વધુ વહીવટ એટલો તે વધુ બગાડવાળો અને એટલો વધુ ખર્ચાળ. એને પહોંચી વળવા સીધા અને આડકતરા કરવેરાની લંગાર : નવાં નાણાંદ્વારા રાહત કરવા જતાં ઉત્પાદનની તૂટ હોઈ બેફામ ફુગાવો! — આવું વિષચક્ર એકાએક બની જાય છે.

૫. ઝડપી આર્થિક પ્રગતિની ધૂનમાં બેડંગી યોજનાઓનો ધરાટોપ! જંગી ભવ્ય અને આંજી દે એવી સર્વગ્રાહી ખર્ચાળ યોજનાઓ — પરદેશી મૂડીની સમસ્યા અને દેવાનો વધતો જતો બોજ! એને કારણે સીધી યા આડકતરી રીતે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ઉપર જ તરાપ પડે છે.

૬. ભારત જેવા ખેતીપ્રધાન રાષ્ટ્ર માટે તો સમાજવાદી ઝડપી પ્રગતિનો વેગ અનેક રીતે ઉદ્વેગકારી છે: (૧) ભવ્ય દેખાય તેવાં ઝડપી પરિણામના લોભે કેન્દ્રિત શહેરી ઉદ્યોગીકરણ . શહેરી શોષણવાદ = રાષ્ટ્રની ધોરીનસ સમી ખેતી અને ગ્રામોદ્યોગો – નાના અને મધ્યમ ઉદ્યોગો – તરફ દુર્લક્ષ (૫૭). (૨) ભરપટ્ટે બેકારી છતાં સમય બચાવે અને બેકારી વધારે એવી યંત્ર સામગ્રીની વિદેશથી આયાત! (૩) હૂંડિયામણના વધતા જતા ઘ્યાણ નીચે વધારવામાં આવતી નિકાસ!

૭. ઑર્ડર, ઉત્પાદનની રૂંધામણ, મોંઘવારી, ફુગાવો, ખાધનાં બજેટો, આયાત સામે નિકાસની પડતી, સીધા આડકતરા કરવેરા — શરૂમાં 'ઉપર'ના વર્ગો ઉપર; ધીમે ધીમે કરતાં બધા જ વર્ગો ઉપર — ઝીંકાય છે.

૮. જેમતેમ મેળવેલાં નાણાંમાંથી સબસીડી, ગ્રાન્ટ અને રાહતોની ગજા – વિનાની યોજનાઓ. સ્વાવલંબનને બદલે રાજ્ય–અવલંબનવાળું સ્વરાજ!

૯ જમીન છીનવણીના કાનૂનો, સહકારી ખેતીને નામે ખેતરો અને કુટુંબો સુધી રાજ્યની સરહદનો વિસ્તાર!

— ૧૭ વર્ષના આપણા સ્વરાજ્યના પ્રયોગોનાં પરિણામો સાથે સરખાવતાં ઉપરનું ચિત્ર અતિશયોક્તિ ભરેલું હોવાની ટીકા નહિ થઈ શકે

## ૩ : ભારતીય સંદર્ભમાં

ભારતની મુખ્ય સમસ્યાના સંદર્ભમાં રાજાજી 'સમાજવાદ' અને 'મુક્તતાવાદ'ની આલોચના કરે છે.

ભારતની આબાદી — આર્થિક ભૌતિક આબાદીની ચાવી શામાં છે? તેમનો જવાબ સરળ અને ટૂંકો છે: ઉત્પાદનના વધારામાં. ઉત્પાદન વધારવા શું જરૂરી છે? બેકારીની નાબુદી: સૌને રોજી, સૌને રોટી—એ સૂત્ર તો સૌ રટે છે પરંતુ રાજાજી ફોડ પાડીને કહે છે: શ્રમ-વેઠરૂપે નહિ, સૌને શ્રમ કરવાનું મન થાય એવો—શ્રમ કરનારને પૂરતો બદલો મળ્યાનો સંતોષ થાય એવો હોવો જોઈએ. ભારતની વસ્તીનો મોટો ભાગ ગ્રામવિસ્તારોમાં પથરાયેલો હોઈને આ માટે શું જરૂરી છે? થોડાક નગરોમાં કેન્દ્રિત ઉદ્યોગો નહિ, પણ ગ્રામવિસ્તારોમાં નાના અને મધ્યમ કદના વિકેન્દ્રિત ઉદ્યોગોની સ્થાપના. આ ઉદ્યોગોનો ભાર કયો વર્ગ ઉઠાવી શકે? શ્રમ તો બેશુમાર બેકાર પડયો છે. પણ મૂડી ક્યાંથી ઊભી થશે? વ્યવસ્થાતંત્ર શી રીતે ઊભું થશે? શહેરી ધનાઢ્યો પાસે શહેરી ઉદ્યોગો માટે જ પૂરતી મૂડી નથી!—સરકારને દેશભરના કરવેરા ઓછા પડે છે; મૂડી પરદેશથી લાવવી પડે છે, છતાં માનો કે શહેરી મૂડી ગ્રામવિસ્તારોમાં આવશે તો પરિણામ શું આવશે! શહેરી મૂડી સાથે શહેરી શોષણવાદ આવશે. અને રાજ્ય! રાજ્ય શું કરોડો એકર ઉપર વિસ્તરેલા લાખો નાના ઉદ્યોગો માટેની મૂડીની કે તેના સંચાલનની ગુંજાયશ ધરાવે છે? એને માટે એ સ્વપ્નેય શક્ય છે? (સિવાય કે પહેલાં સર્વ-સત્તાવાદી રાજ્યસત્તા સ્થાપી દેવામાં આવે!)

તો—

ગ્રામવિસ્તારો માટેના નાના ઉદ્યોગોની મૂડી ત્યાંથી જ ઊભી થવી રહી.

પરંતુ ગ્રામવિસ્તારોની આજે જે હાલત છે તે જોતાં નાના કે મધ્યમ વર્ગના ખેડૂતોનું ગજું નથી. જમીન વિહોણા ખેતમજૂરોનું તો પૂછવું જ શું? ફાજલ મૂડી માત્ર ત્યાંના અલ્પસંખ્ય સંપન્ન ખેડૂતો સિવાય બીજા કોની પાસે છે? આ સંપન્ન ખેડૂતોને ઉદ્યોગોમાં ખેંચવા જોઈએ. એમને એ માટે આકર્ષણ થાય એવી સગવડો આપવી જોઈએ. રાજાજી કહે છે: આને બદલે આજના સરકારી કાનૂનો અને જમીન સુધારા તો એ સંપન્નોને જ નિર્ધન બનાવનારા છે—સોનાનાં ઈંડાના લોભે મરઘીનો જ વધ થઈ રહ્યો છે!

રાજાજી નક્કર ઉકેલ ચીંધે છે:

—ગ્રામપ્રદેશોનું ઉદ્યોગીકરણ થશે, શહેરોની દયા કે પકડમાંથી છૂટશે; દેશનું ઉત્પાદન વધશે; બેકારી ટળશે, જીવનધોરણ ઊંચું આવશે. (૫૭)

—સરકારી નિયંત્રણોવાળા ઉદ્યોગોમાં સરકારી નોકરીઓ અને જગાઓ ભરવાથી આ પરિણામ આવવાનું નથી આવડા વિશાળ ખંડ ઉપર ગાણિતિક યોજનાઓ અનુસાર પ્રજાની હેરફેર ન થઈ શકે. ઉકેલ તો નાનાં ઉપનગરો અને ગ્રામપ્રદેશોની આસપાસ નાના ઉદ્યોગો વિકસાવીને જ લાવી શકાય (૫૨, ૫૩, ૫૭)

**સ્થાનિક મૂડી + સ્થાનિક પુરુષાર્થ = સ્વમાનયુક્ત સુખી સમાજ.**

અલબત્ત, અનેક વિચારકોએ ગ્રામવિસ્તારના ઉકેલ માટે નવો વિકલ્પ સૂચવ્યો છે: સહકારી પ્રવૃત્તિનો. ગ્રામપ્રદેશના ઉદ્યોગીકરણ માટે વ્યક્તિગત સંપન્ન ખેડૂતો ઉપર આધાર રાખવા કરતાં સહકારી (કો-ઓપરેટિવ્ઝ) વધુ ન્યાયયુક્ત છે. પરંતુ રાજાજી આ બાબત ઉત્સાહી નથી. તેમણે તત્કાલ પૂરતો તો એટલો જ જવાબ આપ્યો છે કે—નાના ખેડૂતોની સહકારી મંડળીઓ નાના ઉદ્યોગો શરૂ કરે એ સૂચના **શાસ્ત્રીય રીતે સાચી ઠરે. પણ વ્યવહારમાં સફળ થાય એવી સંભાવના નથી.** (૨)

રાજાજીએ ૧૯૫૯ના આરંભમાં આપેલો આ જવાબ છે સાડા પાંચ વર્ષના આ ગાળામાં મોટે ભાગે સહકારી મંડળીઓના જે પ્રયોગો થયા છે તે જોતાં કદાચ તેઓ એમના આ અભિપ્રાય ઉપર વધુ મક્કમ બન્યા હશે. એમણે એક દહેશત તો આ અગાઉ પ્રગટ કરી દીધી જ હતી:

"ખેતી' અંગેની સહકારી મંડળીઓ પણ **નવી અમલદારી—જમીનદારી** પદ્ધતિમાં પરિણમશે, કેમકે આ સહકારી મંડળીઓ

પણ એના ખાતાના અમલદારો મારફતે જ કામ કરતી હશે. (૪૦)

પરંતુ, રાજાજી સાચી સહકારી સહયોગી પ્રવૃત્તિનો વિરોધ કરે છે એવું માનવું ગેરવ્યાજબી છે. રાજાજીનું વલણ નિષેધાત્મક નથી. એમણે પોતે જ 'સાચી સહકારી' અને 'ધંધાદારી સામુહિક' એવા બે પ્રકારો પાડ્યા છે. કેવળ એક જ હિતધરાવનારા ઉત્પાદકોની સહકારી પ્રવૃત્તિને તેઓ ધંધાદારી સામુહિક પદ્ધતિ ગણી વખોડે છે; પણ ઉત્પાદકો તથા ગ્રાહકોની વચ્ચેનું ઘર્ષણ ટાળે તેવા પ્રકારની સાચી સહકારી પ્રવૃત્તિને આવકારે છે (૫૫, ૧૫૨)

રાજાજી ખેતી અંગેના સમાજવાદી પ્રયોગો વિષે ભારે સચિંત છે. તેઓ ખેતીના ધંધાની વિલક્ષણતા વારંવાર સમજાવે છે: "વ્યક્તિના અંગત ઊંડા રસ ઉપર ખેતીના વ્યવસાયનો આધાર છે." (૮૪)

અને રશિયાના તારણહાર ગણાતા લેનિનના શબ્દો ટાંકીને તેઓ, આપણને ખોટા માર્ગથી વારવા ઉદ્યત થાય છે.

લેનિને કહ્યું હતું કે "કુશળ (સંપન્ન) ખેડૂત આપણી (રશિયાની) આર્થિક પુનરૂરચનાનું મધ્યબિંદુ બનવો જોઈએ; આ ક્ષેત્રે બળનો ઉપયોગ મદદે નહિ આવે." (૮૯).

અને પછી આપણે ત્યાં થયેલા કેટલાક ખેતસુધારા સામે રાજાજી તીર પર તીર છોડે છે:

જમીનની ટોચ મર્યાદા દ્વારા જેમની જમીનો છીનવાઈ જાય છે તેઓ કુશળ (સંપન્ન) ખેડૂતો હોય છે. એમનાં સાધનોથી, અણઘડ અને સાધન વિનાના ખેડૂતો પાસે ગયેલી જમીનનો પૂરતો ઉપયોગ થતો નથી. પરિણામે ઉત્પાદન જ ઘટે છે. કિંમતો આસમાને ચઢે છે. ફુગાવો વધે છે. (૮૫)

રાજાજીની દૃષ્ટિએ ખેતીમાં રાજ્યની ડખલ અને અનાજનો રાજ્યહસ્તક વેપાર — આ બે અક્ષમ્ય ગુનાઓ છે. એમની એવી દલીલ છે કે ખેતીની જેમ અનાજનો વેપાર પણ વિરાટ ગ્રામવિસ્તારો સુધી પથરાયેલો હોઈને તેનું કેન્દ્રીકરણ કરવા પ્રયત્ન કરવા જતાં અંધાધૂંધી જ વધવાની છે.

અને તેઓ મૂળભૂત રહસ્ય સમજાવતા હોય એમ કહે છે—

"કરોડો નાગરિકોની સ્વતંત્રતાને સલામત રાખનારી બે ઇમારતો છે: ખેતર અને કુટુંબ (૮૬)

આથી જ તો —

"રાજ્યની સર્વસત્તાવાદી ઘુસણખોરીથી ખેતરો અને કુટુંબોને બચાવવાં જોઈએ." (૮૭)

## ૪: મુક્ત સમાજનું હાર્દ

રાજાજી તેમનાં આ બધાં મંતવ્યોને અંતે —

મુક્ત સમાજ, મુક્ત અર્થતંત્ર, મુક્ત બજાર અને અને મુક્ત હરીફાઈની હિમાયત કરતાં થાકતાં નથી.

સ્વાભાવિક રીતે જ, રાજાજીના આ "મુક્તસમાજ"ના સૂત્રોએ અનેક આશંકાઓ પેદા કરી છે:

રાજાજી ફરી પાછા રાજ્યની ડખલ વિનાના, નિરંકુશ, મુક્ત અર્થતંત્રની — એટલે કે, ૧૯ મી સદીના laisses faire ના શોષણવાદી ધનિકશાહી મુક્ત સમાજની સિફારસ તો નથી કરતા ને?

— આશંકાઓ પાછળ આક્ષેપો આવે જ!

*

આજે ૨૦મી સદીમાં સૌના મનમાં એ વાત તોઠ બેઠી ગઈ લાગે છે, કે—

—મુક્તતા અને સ્વતંત્રતાનો અર્થ લૂંટ — શોષણ અને દમનની સ્વતંત્રતા — એવો તો કોઈ પણ શાણો માણસ કરે એ શક્ય જ નથી.

—સબળ તથા સાધનસંપન્ન વર્ગ અને નિર્ધન તથા સાધનવિહોણા વર્ગની વચ્ચેની સમાનતાની વાત વાહિયત છે.

— ૨૦ મી સદીમાં ભરપૂર અસમાનતા વચ્ચે જીવતો કોઈ ન્યાયપ્રિય માનવી એવી સિફારસ નહિ

કરી શકો કે રાજ્યે તટસ્થ રહેવું — ધનિકો અને ગરીબો, શેઠો અને શોષિતોને સરખા ભળિયા ગણી લઈ આપસમાં જંગખેલ ખેલી લેવા દેવા — ટૂંકમાં, ભૂખિયો નિર્બળને ચગદી નાખે, અને રાજ્યે તટસ્થ રહી જોયા કરવું.

અને,

— ૨૦ મી સદીમાં રાજ્યનું 'અસ્તિત્વ જ નહિ જોઈએ' એવી 'યુટોપીઅન' વાત ભાગ્યે જ કોઈ ચિંતક ગંભીરપણે કરવાનું સાહસ કરશે. (ગાંધીજી અને વિનોબાએ સુદ્ધાં એવું વિધાન નથી કર્યું.)

રાજાજીએ પોતાને અંગે આવા કોઈ ભ્રમ હોય તો નિવારવા કાળજી પણ લીધી છે :

• તેઓ સ્વાતંત્ર્ય ઉપયોગિતાવાદી અર્થતંત્રના સિદ્ધાન્તને 'સંસ્કારિત સ્વાર્થ' તરીકે ઓળખાવે છે. અને એ સિદ્ધાન્ત હવે વિશુદ્ધ થવો જોઈએ એમ સ્પષ્ટ કરે છે. (૭૮)

આ ઉપરાંત, એમની તો સામેથી એવી ફરિયાદ છે કે —

તેમના સ્વતંત્રતાના સિદ્ધાન્તની અતિશયોક્તિ કરીને, ખોટી રીતે તેને સંપૂર્ણ રાજ્યનિયંત્રણ રહિત Laisses faire ના અંધાધૂંધીના સિદ્ધાન્ત તરીકે રજૂ કરવામાં આવે છે. (૯૨).

રાજાજીએ અનેકવાર એ વાત પણ બુલંદ કરી છે કે —

• *આજના યુગમાં રાજ્ય અને સરકારે ઘણાં* કામો કરવાનાં જ — રહે તો જોઈએ જ — સરકારી કાનૂનો પણ હોવાના અને રહેવાના જ. અને તેનો સાચો ઉપયોગ વિશેષ એમણે વિધાયક — નક્કર વલણ લીધું છે.

— સમાજમાં જે તત્ત્વોને રક્ષણની જરૂર હોય તેમને એવું રક્ષણ આપવાની રાજ્યની ફરજ છે. (૯૩)

— ગુનેગારો અને નૈતિક રીતે સ્ખલિત તત્ત્વો, ઉપરનું સરકારી દમન ન્યાયી છે (૪૮)

અને સૌની જેમ રાજાજી પણ માને છે કે, વ્યક્તિસ્વાતંત્ર્યની ઓથે સમાજવિરોધી પ્રવૃત્તિઓ થતી આવી છે : તેનો ઉપયોગ શોષણ માટે થતો રહ્યો છે

પણ રાજાજીનો જવાબ અસંદિગ્ધ છે :

વ્યક્તિસ્વાતંત્ર્ય સમાજવિરોધી બનવા માંડે અને તેનો ઉપયોગ શોષણ માટે થાય ત્યારે તેની ઉપર નિયંત્રણ મૂકાવું રહ્યું : (૧૧૦)

વળી, રાજાજી આર્થિક ક્ષેત્રે 'મુક્તતા'ની સિફારસ કરે છે એનો અર્થ હરગિઝ એવો નથી કે રાજ્યે ઉદ્યોગક્ષેત્રે કશો ભાગ ભજવવાનો નથી, એવું તેઓ માને છે. રાજાજી તો જણાવે છે કે —

રાજ્યે ઉદ્યોગક્ષેત્રે ભાગ ભજવવાનો છે.

રાજાજી તેની રૂપરેખા પણ આપે છે :

(1) કેટલાક સર્વમાન્ય ક્ષેત્રો — તાર ટપાલ આદિ કોમ્યુનિકેશન્સના વ્યવસાયો રાજ્ય ચલાવે એ સહજ છે. (૨) સંરક્ષણ ઉદ્યોગો સરકાર હસ્તક હોય જ, એમ તેઓ સ્વીકારે છે. ઉપરાંત, (૩) જે ઉદ્યોગો નવી દિશાના સાહસો હોય અને ખાનગી ઉદ્યોગો માટે એ ચલાવવાં દુષ્કર હોય, જોખમ અસાધ્ય હોય, ત્યાં પણ સરકારે જવાબદારી ઉપાડવી જોઈએ. (૯૧)

*ત્યારે રાજાજીના 'મુક્તતા' અને 'સ્વતંત્રતા'ના* પ્રયોગોનો શો અર્થ છે?

રાજાજી પાર્કિન્સનના શબ્દો ટાંકીને, પોતાને શું અભિપ્રેત છે એ સૂચવતા હોય એમ જણાય છે –

• જ્યાં રાજ્યકર્તાઓ બધી વસ્તુઓના માલિક હોય ત્યાં, અગર તો કેવળ થોડાક મર્યાદિત હક્કો નાગરિકોને આપવામાં આવ્યા હોય ત્યાં, મિલ્કતની માલિકીના પાયા પર આધારિત સ્વાતંત્ર્યનું અસ્તિત્વ જ અશક્ય બને છે ××× કેમ જાણે, વાપરવા યોગ્ય આવક પણ રાજ્યની મહેરબાનીની હોય એવો ઘાટ બને છે!

સર્વસત્તાવાદી રાજ્ય હસ્તકની યોજનાઓ અને કાર્યક્રમો નીચે થઈ રહેલા અખતરાનાં પરિણામો આ વાતની સાખ પૂરે છે, એ ખરું.

*

રાજાજી વ્યક્તિ સ્વાતંત્ર્યના આર્થિક પાયાની વાત વધુ સૈદ્ધાન્તિક રીતે રજૂ કરે છે —

**"એક જમાનામાં દરેક વ્યક્તિને પોતાનું જીવન, સ્વતંત્રતા અને મિલકત ભોગવવાનો અનુલ્લંઘ્ય અધિકાર હતો.**

આજે આ મુક્ત વિશ્વના ત્રણ સ્થળોમાંથી છેલ્લો મિલ્કતનો સ્થંભ ખખડી ગયો છે...

રાજાજી ચિંતાના સૂરે ઉમેરે છે —

— મિલ્કતનો સ્થંભ પડતાં પડતા પોતાની સાથે વ્યક્તિસ્વાતંત્ર્યના સ્થંભને ય નીચે ઘસડી લાવ્યા વિના નહિ રહે. — આર્થિક ક્ષેત્રની સ્વતંત્રતા વિના વ્યક્તિની સ્વતંત્રતાની રક્ષા અશક્ય છે. (૧૨૦) અને અંતે ચેતવણીના સૂરે કહે છે — આ બને વિનાની જિંદગીની અનુલ્લંઘ્યતાનો સ્થંભ એકલો ટકી જ નહિ શકે. (૧૪૧)

ધર્મ સિવાયની બીજી કોઈ ન્યાય્ય મુક્તિની જેને આવશ્યકતા નથી. એ મિલ્કત જો પ્રાથમિક અધિકાર રૂપે મટી જાય, તો સ્વતંત્ર સમાજનો અંત આવી ગયો સમજો. (૧૪૧)

ટૂંકમાં, સંપત્તિને બચાવવી હોય તો તેને રાજ્યહસ્તક બાન બનતી રોકીને, ધર્મપ્રેરિત ટ્રસ્ટી શીપની ભાવના હેઠળની માલિકી રૂપે સાચી મુક્તિ અપાવવી રહી.

**શોષણયુક્ત માલિકીનું શોષણમુક્ત સંપત્તિ-રૂપે રૂપાંતર કરવામાં જ રાજાજી આખી સમસ્યાનો ઉકેલ જુવે છે.**

*

રાજાજી બીજી પણ એક Fallacyને નિર્મૂળ કરવા વારંવાર મથ્યા છે

• સમાજને રાષ્ટ્ર કોઈ દૈવી શક્તિઓ હોય — એમાંજ વ્યક્તિના અસ્તિત્વની ચરમ સિદ્ધિ હોય–એવી લાગણી જન્માવીને તમામ — ચર્ચથી માંડી મૂડીવાદી ફાસિવાદી અને સામ્યવાદી — જૂથવાદોએ વ્યક્તિની નગણ્યતાને ઘૂંટ્યા કરી છે; અને એક યા બીજા પ્રકારના **સંમતિવાદ** (conformism) ની વેદી પર વ્યક્તિને વધેરી દેવામાં આવી છે રાજાજી કહે છે :

**"વ્યક્તિ જ એકમાત્ર વાસ્તવતા છે. રાજ્ય તો નિર્જીવ ઘટક છે, જે મગરમચ્છને આત્મા જ નથી. ×× જો વ્યક્તિને ભૂંસી નાખવામાં આવે તો રાષ્ટ્રને આપણે આત્માવિહિન અસ્તિત્વ માત્ર બનાવી મૂકીશું"*** (૬૦)

અને રાજાજી ઉમેરે છે :

જો આજે કઈ બચાવવા જેવું હોય તે વ્યક્તિરૂપી દરેક બીજ છે દરેક બીની સંભાળ લેવાનું કર્તવ્ય છે...

**આપણે બીને જ દળી નાખીને વાવીએ, અને પછી ગમે તેટલું પાણી પાઈએ અને ખાતર નાખીએ તોય એ બી ઊગવાનું નહિ જ.** — એવું જ વ્યક્તિરૂપી બીનું પણ છે. એમાંથી સાચો માનવી પેદા થવાનો નહિ જ (૭૩–૭૩)

રાજાજી પારતરનાકનો ઉતારો ટાંકીને સમાજવાદ, સામ્યવાદ અને ક્રાંતિના નામે ભારે શબ્દજાળવાળા દાવાઓ અને સૂત્રોથી અંજાઈ ન જવા ચેતવે છે. (૭૨)

* ગાંધીજી : "વ્યક્તિને આત્મા છે, પણ રાજ્ય એક આત્માહીન યંત્ર છે." (૧૯૫૩ મોડર્ન રિવ્યુ)

"આપીજીના રામરાજ્યનો પાયાનો ઘટક વ્યક્તિ હતો." (ગા. સ. ૫૪)

એકાએક ચમત્કાર કરવા નીકળેલી ક્રાંતિઓનાં પરિણામોનું સાચું મૂલ્ય સમજવા પ્રેરે છે—

> જો રાષ્ટ્રના આર્થિક જીવનનું નિયંત્રણ કરનારી અને તેનો વહીવટ કરનારી કોઇ પણ યોજના ચારિત્ર્યભ્રષ્ટતાનો ભય પેદા કરનારી નીવડે તો તેવી યોજનાની કોડીની ય કિંમત નથી— પછી તેની પાછળ ગમે તેવું ગણિત કે અર્થશાસ્ત્ર હોય (૧૮૪–૮૫)

આબાદ ગાંધીજીનો જ પુણ્યપ્રકોપ જોઈ લ્યો!

રાજાજી એ જ વાતનું દુઃખ કરે છે કે—

—સમાજવાદ તેની તરંગી સ્વર્ગની વાતોમાં માનવ-સ્વભાવને જ લેખામાં લેતો નથી (૧૮૨)

—સમાજવાદના મૂળભૂત ભૂલ હોય તો તે એ છે કે, માનવીના સુખ વિષેની તેની ધારણા જ વિકૃત છે જેમાંથી તમામ સંસ્કારિતાઓ અને સ્ફુરણાઓનો જન્મ થયો છે, તે ગતિશીલતા અને સ્વતંત્રતા, સ્પર્ધા અને પુરુષાર્થને જ ખતમ કરે છે (૧૦૮–૧૦૯)

## ૯ : સમાજવાદનો સામાજિક વિકલ્પ

રાજાજી અદ્યતન સમાજવાદને 'હિંસક સમાજવાદ' અથવા 'આસુરી સમાજવાદ' તરીકે ઓળખાવે છે, અને તેની સામે—જો કે, તેઓ પોતે 'સમાજવાદ' શબ્દનો જ વિરોધ કરતા હોવા છતાં—'અહિંસક સમાજવાદ'નો વિકલ્પ રજૂ કરે છે. (૪૫), અને એની સિદ્ધિ માટે, ગાંધીજીના શબ્દો ટાંકી ટાંકીને, ગાંધીજીએ ફરી ફરી રટેલો શબ્દ—ટ્રસ્ટીપણાનો આદર્શ—આગળ ધરે છે.

ગાંધીજીએ કહ્યું હતું : આર્થિક સમાનતા સાધવી હોય તો ધનિકો ટ્રસ્ટી બને. પોતાની જરૂરીઆતથી વધુ સંપત્તિ સમાજને સોંપી દે. (૬૩)

ગાંધીજીએ કહ્યું હતું : મારા આ ટ્રસ્ટીપણાનો સિદ્ધાંત એ કાયદાશાસ્ત્રની કલ્પના નથી. સંપૂર્ણ ટ્રસ્ટી-શીપ—યુક્લિડના બિંદુની વ્યાખ્યા જેવી કલ્પના છે અને તેના જેટલી જ અસાધ્ય છે. (૬૪)

ગાંધીજીનો એવો દાવો હતો કે : દુનિયામાં સમાનતા સ્થાપવા માટે બીજી કોઈ પણ પદ્ધતિ કરતાં આ શ્રેષ્ઠ છે (૬૪)

● અને આ સિદ્ધાન્ત અંગે અશ્રદ્ધા સેવનારાઓને ગાંધીજી કહેતા કે આપણી અપૂર્ણતાને કારણે આદર્શનો ગજ ટૂંકો ન કરવો.

તો વળી એમ ય ઉમેરતા કે : વાલીપણાનો સિદ્ધાંત મને વિશ્વાસ છે કે બીજા તમામ સિદ્ધાન્તોથી વધુ દીર્ઘાયુ બનશે,—કેમકે એની પાછળ તત્ત્વચિંતન અને ધર્મનું બળ છે. અહિંસાની સાથે ઊભો રહી શકે એવો બીજો કોઈ જ સિદ્ધાંત નથી. (૯૮)

અને ઇતિહાસમાં આવું કદિ બન્યું છે? એવા પ્રશ્નના જવાબમાં તેઓ કહેતા કે—

વ્યક્તિગત જીવનમાં શક્ય બન્યું છે. સામાજિક સ્તર પર કદાચ ન બતાવી શકાય .. છતાં અહિંસાનો વ્યાપક પ્રયોગ આજના આશ્ચર્યોના યુગમાં અશક્ય જ ગણીને કાઢી નહિ નાખી શકાય. (૯૮)

આ અને લાંબા પંથથી ધીરજ હારી જનારા-ઓને ગાંધીજી સારી પેઠે ટકોરતા હતા : સમજાવટની પદ્ધતિઓથી વિશ્વાસ ગુમાવી દેવાય છે ત્યારે સમાજવાદની ટેકનિક ઊભી થાય છે. (૯૬)

—અહિંસાનો વિકાસ ક્રમિક જ હોઈ શકે (૪૪)

● સામાજિક ન્યાય અને સામાજિક કલ્યાણ દબાણ દમન વિના શી રીતે પ્રાપ્ત થઈ શકે? એના જવાબમાં ગાંધીજી કહેતા :

—થઈ શકે અને થવું જોઈએ—પ્રજાના આધ્યા-ત્મિક (ટ્રસ્ટીપણા)ના શિક્ષણદ્વારા...

—આવશ્યક લોકશિક્ષણની ધીરજ વિના કોઈપણ ધ્યેય ઉતાવળે સાધવા જતાં દબાણ-દમનનો ઉપયોગ કરવો જ રહે છે : અને એ રસ્તે તો મૂળ ધ્યેય જ કોરાઈ જાય અને નાશ પામે માટે કરીને, લાંબામાં લાંબો પંથ જ ટૂંકામાં ટૂંકો ગણાવો જોઈએ છે. (૪૫)

*

રાજાજીએ ગાંધીજીના ટ્રસ્ટીપણાના સિદ્ધાન્તને જ પોતાના સમસ્ત આર્થિક—સામાજિક ચિંતનનો પાયો

બનાવ્યો છે. એટલું જ નહિ પણ એમણે એક સમર્થ ચિંતકની અદાથી, આજની જાગતિક અને ભારતીય પરિસ્થિતિના સંદર્ભમાં, એ વિચારનાં નવાં પરિમાણો પ્રગટ કર્યાં છે

રાજાજી કહે છે : ટ્રસ્ટીપણાનો આ સામાજિક સિદ્ધાંત કંઈ નવી વાત નથી. એ તો આપણાં શાસ્ત્રો જેટલો પુરાતન છે; અને તમામ ધર્મોનો એ સમાન પાયો છે (૪૨)

દુનિયામાં જો કોઈ સ્થાયી ચિરંજીવ મૂલ્યોનો પંથ હોય તો તે હૃદય-પરિવર્તનનો જ છે — એ વિષે રાજાજી દૃઢમૂલ છે; અને બીજો કોઈ પણ માર્ગ — હિંસક ક્રાંતિ, રાજ્યસત્તાની બળજબરી અને બહુમતિના નામે દમન — આ બધાં જ અશુદ્ધ સાધનો છે : એનાં પરિણામો કદિ શુદ્ધ આવી જ ન શકે. નૈતિક ક્રાંતિજ આમૂલ ક્રાંતિ બની શકે, એમ ચોક્કસ માને છે. (૪૧)

સાધ્યની નહિ સાધનોની ફિકર એ જ નૈતિકતા છે. (૫૦)

● રાજાજી એક રસાયણ શાસ્ત્રીની જેમ પદાર્થના આમૂલ પરિવર્તનની વાત કરી સામાજિક પરિવર્તનનું રહસ્ય રજૂ કરી દે છે :

સમજૂતી અને આગ્રહદ્વારા જે સિદ્ધ કરવું શક્ય છે, તે કાનૂનદ્વારા નિર્ણય માથે ઠોકીને સિદ્ધ થઈ જ શકવાનું નથી.

કેમકે — જુદાં જુદાં તત્ત્વોના અમુક ચોક્કસ મિશ્રણમાં થોડોક અમથો ફેરફાર પણ અમૃતને સ્થાને વિષ પેદા કરે છે ....'દબાણ અને દમન જીવનદાયી અમૃતને વિષમાં ફેરવી નાખશે. (૪૬, ૪૭)

કાનૂનો ઉપર આધાર રાખવાનું વલણ ધરાવનારાઓને તેઓ ટકોરે છે :

આપણો હેતુ જીવનનો નૂતન રાહ ઢૂંઢવાનો છે. આથી તો લોકોના સંસ્કારો અને હૈયાં પલટવાનું આવશ્યક છે ... અને પ્રેમમાં આપણી શ્રદ્ધા હોવી જરૂરી છે. (૪૬)

તો બીજી બાજુ તેઓ રાજ્યકર્તાઓને ચેતવે છે :

—'લોકોનાં હૃદયપરિવર્તન દ્વારા જે શક્ય છે તે પરિવર્તન દબાણ-દમન દ્વારા થઈ જ નહિ શકે. જો આપણને હૃદયપલટો કરતાં નહિ આવડતું હોય તો અધીરા બની જઈને દબાણનો આશરો લેવાથી તો કંઈ જ નહિ વળે એ રસ્તે તો આખા દેશને ગુનાઓ અને કાયદાના પાલનની છટકબારીઓથી ભરી દઈશું અને વધુ ને વધુ દબાણ-દમનના માર્ગે ઘસડાઈ જઈશું. (૪૮)

—૧૯૫૯ના આરંભમાં આપેલી આ ચેતવણી કેટલી બધી સાચી પડી રહી છે !

*

● શું સમાજ કદીય ધર્મને માર્ગે જશે ? — એવો સવાલ પૂછનારાઓને રાજાજી સામું પૂછે છે " પ્રજા ઉપર અવિશ્વાસ રાખવા કારણ હોય તો મૂઠીભર સમાજવાદી નેતાઓ એમનાં વચનો પાળશે જ — એવો પૂર્ણ વિશ્વાસ શાથી ? (૧૧૨)*

## ૭ ઈશ્વરદત્ત ઝંખના

ટ્રસ્ટીપણાના સિદ્ધાન્તની વાત આવતાં રાજાજીના ચિંતનની ભૂમિકા જ બદલાઈ જાય છે. ગાંધીજીની જેમ તેમની એ પ્રતીતિ છે કે "ટ્રસ્ટીપણાના સિદ્ધાન્તનું સત્ત્વ કરૂણામય કર્તવ્યમાં રહેલું છે, જેનો આધાર ધર્મ છે; અને તેનું ઊગમ સ્થાન સર્વજીવોની સાચી એકતા તરફ લઈ જનારી અને અકાટ્ય એવી ઈશ્વરદત્ત ઝંખના છે (૫૮)

---

* ગાંધીજી : " પશ્ચિમના સમાજવાદ ને સામ્યવાદનું મંડાણ જેના પર થયેલું છે તે વિચારો અને આપણા વિચારો પાયાથી જુદા પડે છે. તેમનો એક વિચાર એવો છે કે માણસ મૂળે સ્વાર્થી છે. તેમની આ માન્યતા સાથે હું મળતો થઈ શકતો નથી, કારણ કે હું જાણું કે મનુષ્ય અને પશુ વચ્ચે મૂળ ભેદ એ છે કે મનુષ્ય તેના આત્માના અવાજનો ઉત્તર આપી શકે છે (૧૯૩૭ સા સા. ૯) સા. સા. સામ્યવાદ અને સામ્યવાદીઓ.

● પ્રત્યેક માનવીની અંદર રહેલી આ 'ઈશ્વરદત્ત ઝંખના' એક વાર સ્વીકાર કરીએ તો, શક્યાશક્યતાના મહાવિવાદનો સદંતર અહીં અંત આવી જાય છે.

માનવી જ એક માત્ર એવું પ્રાણી છે કે જેને ચિત્ત અને હૃદય છે; જે હેતુ પૂર્વક જીવવા ઝંખે છે; જે પોતાની સંકુચિતતામાંથી બહાર નીકળવા, વિસ્તરવા ઝંખતુ રહે છે; જે પોતાની જાતને ઓળાંડી જવા — transcendent કરી જવા મથે છે માનવીની આ પરાવૃત્તિ — માનવીનું આ માનવતત્ત્વ (માનવત્વ) જ તેને લોક સંગ્રહની દિશા તરફ દોરી જાય છે. એથી જ તો માનવી વ્યક્તિગત રહેવા છતાં સામાજિક બની જીવે છે: એમાંથી જ રાજાજીની એ શ્રદ્ધા પ્રગટી છે કે:—

— દરેક વ્યક્તિ સમાજ અર્થે, પોતાના જીવતરને ગુમાવી દીધા વિના, દરેક ક્ષણે 'જીવી' અને 'મરી' શકે છે. (૬૧)

● આવા આ કરુણાજન્ય ટ્રસ્ટીપણાનો વ્યવહાર 'દયા' કે 'મહેરબાની' મટી જાય છે — પરસ્પરનો સહજ માનવધર્મ બની રહે છે — જ્યાં દાતા અને પાતા વચ્ચે વિગ્રહ નહિ અનુગ્રહ જન્મે છે, વિકર્ષણ નહિ આકર્ષણ પ્રગટે છે.

*

શું આવા ટ્રસ્ટીપણાના વ્યવહારની અપેક્ષા માત્ર ધનિકો પાસે જ રાખવાની છે? ટ્રસ્ટીપણામાં માનતા હોવાનો દાવો કરનારા પણ, મોટે ભાગે, આવી માન્યતા ધરાવતા હોય છે વાત સાચી છે કે ધનિકો પાસે પોતાના પરિવારના ઉપયોગ કરતાં કે કેટલા ગણી વધારે સંપત્તિ હોઈને, તેમણે તેમની આવશ્યકતાથી વધારાની સંપત્તિનો ઉપયોગ લોકસંગ્રહ અર્થે કરવાનો બોધ ગાંધીજીએ પણ એમને વારંવાર કર્યો છે. અને ઘણી બધી વાર 'ધનિકો માટેનો ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત'-એવો પ્રયોગ થતો રહ્યો છે. પરંતુ—

સવાલ કેવળ ધનિકોનો નથી — ન હોઈ શકે.

'જરૂર પૂરતી' સંપત્તિ રાખવાની વ્યાખ્યા ચોક્કસ નહિ હોઈ શકે. 'જીવન ધોરણ' પણ એક નિશ્ચિત કક્ષાનું નહિ હોઈ શકે અંત્ય કક્ષાના કરોડો માનવી માટે મધ્યમ વર્ગનું જીવનધોરણ પણ વૈભવરૂપ ગણાય. — જેમ મધ્યમ વર્ગ માટે ધનાઢ્યનું ધોરણ વિલાસમય છે।

ગાંધીજી તો સ્પષ્ટ પણે કહેતા હતા કે "કરોડપતિઓ કે ભિખારીઓ બંને એક જ રોગનાં જુદાં જુદાં રૂપનાં ચાંદાં છે" (૧આ. સ ૪૬–૪૭) અને એટલી હદે માનતા હતા કે (૧૯૨૪)–તત્કાલ ઉપયોગ માટે જેની જરૂર નથી એવી વસ્તુ મારી પાસે રાખી મૂકું એ 'ચોરી' જ છે

આથી જ તો, ગાંધીજીની ટ્રસ્ટીભાવનાનું વ્યાપક સ્વરૂપ અપરિગ્રહીવૃત્તિમાં રહેલું છે પ્રત્યેક માનવી — ગમે તેવી નીચી કે ઊંચી કક્ષાએ — અપરિગ્રહવૃત્તિ કેળવે તો જ સમાજના પ્રત્યેક સ્તરે ટ્રસ્ટીપણાની ભાવના પ્રગટે

ગાંધીજી કહેતા : આપણે આપણી ગરીબાઈમાં સુખી આનંદી રહીશું તો ધનિક વર્ગ આપણું અનુકરણ કરશે. (૨વા સિ.) અને ગાંધીજી ગરીબાઈ અને શ્રમનો મહિમા કરતા.

વ્યવહારુ રીતે વિચારતાંય –

● કેવળ ૧ ટકા જેટલા ધનાઢ્યોની બધી વધારાની સંપત્તિ ગરીબોમાં વહેંચી દેવામાં આવે તો ય આજની આર્થિક પરિસ્થિતિમાં કશો નોંધપાત્ર ફેર પડવાનો નથી બાકીનાં ૯૯ ટકાની કક્ષામાં ભાગ્યે જ કોઈ વધુ સંપન્ન બની જશે.

● સાચી રીતે તો વિચારવુ એ જરૂરી છે કે ટ્રસ્ટીપણાની ભાવના ૧ ટકા જેટલા ધનાઢ્યોમાં ક્યારે પ્રગટે? સમાજના ૯૯ ટકા નાગરિકો પોતપોતાની નીચલી–વચલી કક્ષાએ કેવળ 'લંઉં–લઉં'ની જ ધખના ધખે અને ૧ ટકા પાસે ત્યાગના ચુસ્ત પાલનની માગણી કર્યા કરે તો, એ ૧ ટકાના ચિત્ત–હૃદય ઉપર

૧. આ. સ. = આરો સમાજવાદ
૨ વા. સિ. = વાલીપણાનો સિદ્ધાન્ત

થી રીતે અસર થવાની ? બહુસંખ્ય સમાજ પોતાના જીવનવ્યવહાર વિશે ઉદાસીન હોય એવા સમાજમાં—એવા વાતાવરણમાં અલ્પસંખ્યોનું હૃદયપરિવર્તન પણ દુષ્કર બનવાનું.

રાજાજી કહે છે તેમ,

ધર્મના આધારે પ્રગટતી કરુણા એ તો જીવનપદ્ધતિ છે, ધર્મડી ઉપકારવૃત્તિ કરતાં ભિન્ન છે. કરુણા માનવીને અવિભાજ્ય ઘટકરૂપે એકતા અર્પે છે—જેમાં દરેકનું વ્યક્તિપૂર્ણ જીવન જળવાઈ રહે છે. (૬૫)

—આવા સમાજમાં જ દરેક વ્યક્તિ માટે હેતુપૂર્વક જીવન શક્ય બની શકે (૬૫) અને દરેક વ્યક્તિએ પોતાના આચરણ દ્વારા જ એ સિદ્ધ કરવાનું રહે છે. (૩૧,૬૩)

જ્યાં આ અશક્ય છે ત્યાં તેનો વિકલ્પ વર્ગદ્વેષ અને વર્ગવિગ્રહયુક્ત પશ્ચિમી મૂડીવાદ તથા સમાજવાદ—એક યા બીજા પ્રકારનો સર્વસત્તાવાદ, સુધરેલો સ્વાર્થવાદ, ઉપભોગવાદી ભૌતિકવાદ જ હોવાનો.

## ૮ : ગાંધીજી અને રાજાજીનું વ્યવહાર-ચિંતન

ગાંધીજીની વિભૂતિ સાથે રાજાજીની સરખામણી કરવાનો લેશ માત્ર ઉદ્દેશ નથી. તેમ છતાં ગાંધીજી, વિનોબા અને રાજાજીની ચિંતનની ગંગોત્રી ભારતીય તત્ત્વચિંતન જ હોઈ તે એ ત્રણેની રાષ્ટ્ર, રાજ્ય, સમાજ અને વ્યક્તિના નવનિર્માણ અંગેની નિષ્ઠાઓ સમાન છે, એ સૌના ઉકેલની દિશા પણ એક જ છે.

વિનોબા તથા રાજાજી ગાંધીમાર્ગના જ પથિક હોવા છતાં, દરેકની આગવી વિલક્ષણતાઓ પણ છે—સાથોસાથ એ જ એમની મર્યાદાઓ પણ કહી શકાય! (અહીં રાજાજી પૂરતો જ વિચાર પ્રસ્તુત છે.)

● ભૌતિકવાદી—ઉપભોગવાદી ઉદ્યોગવાદના શાપ સામે પ્રગટ કરેલો પુણ્યપ્રકોપ, સામ્યવાદ અને સમાજવાદના સત્તાવાદી સ્વરૂપ સામે પ્રગટ કરેલો તિરસ્કાર, સાચા વિકેન્દ્રિત અને સહકારી ન્યાયી સમાજરચના માટેની તમન્ના, તથા કોઈપણ પ્રકારની—સરકારી કે ખાનગી ઈજારા પદ્ધતિ સામેનો વિરોધ, અને નિર્બળનું રક્ષણ કરવાની ભાવના; અને એ સિદ્ધ કરવા સારુ સાધનશુદ્ધિ વિષેની નિષ્ઠા; તથા વ્યક્તિત્વના પૂર્ણ વિકાસના પાયા ઉપર જ, તેની સ્વતંત્રતાના પાયા ઉપર જ, રામરાજ્યની ઈમારત ઊભી કરવાનો નિર્ધાર—

આ મૂળભૂત સિદ્ધાંત-ચિંતનમાં રાજાજી ગાંધીમાર્ગના પ્રખર પુરસ્કર્તા રહ્યા છે.

આમ છતાં, ગાંધીજીના અને રાજાજીના વ્યવહાર-ચિંતનમાં ભેદ દેખાય છે. (જેમ ગાંધીજી અને વિનોબાના વ્યવહાર ચિંતનમાં છે—અલબત્ત, રાજાજીથી જુદા પ્રકારનો.)

● ગાંધીજી સંપત્તિ, મિલકત અને માલિકીની બાબતમાં તથા રાજ્ય અને વ્યક્તિ વચ્ચેના સન્બંધમાં જેટલી હદે ગયા છે એટલી હદે રાજાજી જતા નથી એમ જણાય છે.

(૧) * ગાંધીજીએ ૧૯૪૨માં એવું કહેલું કે પાપ ન કરવા છતાં ધન કમાઈ શકાય (વા. સિ. ૧૧) અને માણસ ધનસંગ્રહ કરે એમાં ખોટું નથી (વા. સિ. ૧૩), આમ છતાં, ધનપ્રાપ્તિ અને સંગ્રહ અંગે ગાંધીજીનો સર્વસાધારણ મત એવો રહ્યો છે કે—હિંસક સાધનો અથવા રીતરસમો અખત્યાર કર્યા વિના કોઈપણ વ્યક્તિ મૂડી એકઠી કરી ન શકે ... અઢળક દોલત આજે તો ઘણે અંશે શોષણનું પરિણામ છે (૧૯૪૭ : વા. સિ ૩૨)

—રાજાજી આજની ધનસંપત્તિ અને જમીનોની માલિકીમાં (જે જમીનો સરકાર ટોચ મર્યાદા નીચે ઝુંટવી

* ગાંધીજીની સૂચના : "મારાં બે લખાણોમાં વિરોધ જેવું જણાય ત્યારે, જો તેને મારા ડહાપણ વિષે શ્રદ્ધા હોય તો, એ જ વિષયનાં બે લખાણોમાંથી પાછલાને તે પ્રમાણભૂત માને." (હરિજનબંધુ ૩૦-૪-૩૩)

માં વધુ સ્પષ્ટતા કરી હતી કે—"દેશ સ્વતંત્ર થયા પછી ટ્રસ્ટીપણાનો કાયદો જબરજસ્તીથી લાદવામાં નહિ આવે; તેનું ઘડતર છેક નીચે પાયામાંથી થવું જોઈએ." (વા સિ. ૭–૮) ×× તથા, "મારી રાજ્ય સંસ્થા લોકોના સંકલ્પનો અમલ કરશે; પોતાની મરજી લોકો ઉપર ઠોકી બેસાડશે નહિ" છતાં, ૧૯૪૭માં રાજ્ય અને વ્યક્તિના અધિકારોનો વચલો તોડ કાઢતા હોય એમ કહે છેઃ "પોતાના ઉત્તરાધિકારીના નામની દરખાસ્ત ભલે ટ્રસ્ટી કરે; પરંતુ એની છેવટની મંજૂરી, ગજ્યને હસ્તક રહેવી જોઈએ ... આમ થતાં, રાજ્ય તેમ જ વ્યક્તિ બનેના ઉપર કાબૂ રહે" —જો કે, "એ મિલ્કતની ફાયદા મુજબની માલિકી રાજ્યની નહિ પણ ટ્રસ્ટીની રહેશે—" એમે ય ઉમેરે છે. (વા. સિ. ૩૧)

—રાજાજી ટ્રસ્ટીના વાગસદારની આવી ભાંજગડમાં પડતા નથી. ટ્રસ્ટીભાવના કાવતી નથી; ધર્મગત હૃદય-પરિવર્તનની છે—એ મૂળ વાત પર તેઓ ચીટકી રહ્યા છે.

(૫) ઉદ્યોગો વગેરેના રાષ્ટ્રીકરણ અંગે—અથવા, માલિકી રાજ્યહસ્તક કે વ્યક્તિ હસ્તક ?—આ જટિલ સમસ્યા અંગે ગાંધીજીએ સમાજવાદીઓ સાથેના વાર્તાલાપમાં કહ્યું હતું કે

"ઉત્પાદન વિતરણ અને વિનિમયના સાધનોનું વધારે ને વધારે રાષ્ટ્રીકરણ કરતા જવાની માગન, ન સ્વીકારી શકાય એવી, વગર વિચાર્યે કરેલી વાત છે" (મા. સ ૮). પરંતુ એજ વાર્તાલાપમાં તેમણે એમ વ ઉમેર્યું હતું—"ચાવીરૂપ અને મુખ્ય ઉદ્યોગોના રાષ્ટ્રીકરણમાં હું માનું છુ × × ઉદ્યોગનાં બધાં જ સાધનોનું રાષ્ટ્રીકરણ થાય એ હું ઇચ્છતો નથી." (૧૯૩૪ : મા. સ.)

આજ વાર્તાલાપમાં, વળી, એમેય સ્પષ્ટ કરેલું કે—"હું ખાનગી સાહસમાં માનું છું; અને યોજનાબદ્ધ ઉત્પાદનમાં પણ માનું છું. જો રાજ્ય તરફથી જ ઉત્પાદન કરવામાં આવશે તો માણસ નૈતિક અને બૌદ્ધિક રીતે નાદાર બની જશે. (મા.સ ૧૨–૧૩)

આ પછી ૧૯૩૫માં ગાંધીજીએ એવું વિધાન કરેલું કે—

"રાજ્યની માલિકી ખાનગી માલિકી કરતાં સારી; પરંતુ તેમાં આવતી હિંસાને કારણે તેની સામે પણ વાંધો છે...જો રાજ્ય મૂડીવાદને હિંસાથી દબાવી દેશે તો રાજ્ય પોતે હિંસાના વમળમાં ફસાઈ જશે...પછી તેની પાસે હિંસા છોડાવી નહિ શકાય."

પરંતુ આ પછી તરત જ સ્પષ્ટ વિધાન કરે છે : "રાજ્યની હિંસા કરતાં ખાનગી માલિકની હિંસા ઓછી નુકસાનકારક છે...."

પરંતુ વળી અંતે ઉમેરે છે—

"રાજ્યની માલિકી અનિવાર્ય જ હોય તો હું બને તેટલી ઓછી રાખવાના મતને ટેકો આપું."

—રાજાજી રાજ્યની માલિકીને કેવળ ખતરનાક ગણે છે...અને ના-છૂટકે અપવાદરૂપ રાષ્ટ્રીકરણ સ્વીકારવાનું વલણ ધરાવે છે.

(૬) પાછળથી, ગાંધીજીના મનમાં ભાવિનાં અહિંસક રાજ્યની કલ્પના પણ ઊભી થઈ ગઈ જણાય છે.

ગાંધીજીએ વ્યક્તિની માલિકીને રાજ્યની માલિકીમાં ફેરવી નાખવાની વાતનો સ્વીકાર કર્યો હતો. પરંતુ તેમની પૂર્વશર્ત એ હતી કે—"આખું રાજ્ય કેવળ અહિંસાના પાયા પર સ્થપાયેલું જ હું કલ્પી શકું છું." (મા.સ. ૪૧)

આ બધા પછી, ૧૯૪૭માં જોર પૂર્વક ઉમેરે છે: "અહિંસક સમાજમાં રાજ્ય મૂડી એકઠી કરી શકે, એટલું જ નહિ, તેમ કરવું ઇષ્ટ છે—બલ્કે અનિવાર્ય છે." (વા. સિ ૩૧)

(૮) ગાંધીજીનો આખો દૃષ્ટિકોણ "લોકસંગ્રહાર્થે" ત્યાગ અને આત્મસમર્પણ ઉપર, અધિકાર કરતાં કર્તવ્ય ઉપર, વધુ કેન્દ્રિત થયેલો છે.

—એમની આદર્શ સમાજરચનામાં વ્યક્તિ ગામને સારુ, ગામ પ્રદેશ સારુ, પ્રદેશ રાષ્ટ્રને સારુ

ખપી જાય; વ્યક્તિ વર્તુળના અંગ રૂપ ઘટક બની જાય – એવી ભાવના હતી. પરંતુ, વિસ્તૃત વર્તુળ અંદરના ઘટકને કચડી નાખે એવું નહિ જ. વર્તુળ તેનું સામર્થ્ય જ કેન્દ્રમાં રહેલી વ્યક્તિમાંથી મેળવતું હશે (૧સહ ૪)

— માણસ મૂળે સામાજિક પ્રાણી છે. વ્યક્તિ–સ્વાતંત્ર્ય અને સામાજિક અંકુશ વચ્ચે મધ્યમ માર્ગ કાઢવાનો છે. (સહ. ૮)

આમ, ગાંધીજીની શ્રદ્ધા વ્યક્તિ–સમષ્ટિના અદ્વૈતમાં રહેલી હતી. (સહ. ૮)

છતાં, અંતિમ સત્ય ગાંધીજી રજૂ કરતા કહેતા જ હતા : "વ્યક્તિત્વ જ બધી પ્રગતિના મૂળમાં છે × × જો વ્યક્તિ નથી તો સમષ્ટિ તો નથી જ નથી." (સહ ૮)

અને ગાંધીજી એવો આગ્રહ રાખતા કે—

— મૂડીવાળા, જમીનદારો અને મજૂરો દરેક જણ હકનો આગ્રહ રાખે તો આખરે ભારે ગોટાળો ને અંધેર ફેલાય, તેને બદલે દરેક જણ ફરજ બજાવે તો માણસ જાતમાં તરત જ સુવ્યવસ્થાનો અમલ થાય. (સા સ. ૨૩)

– રાજાજીનો દૃષ્ટિકોણ "દરેક જણને તેના લાભમાં કામ કરવા દો – અને તે બીજાઓની એ જ સ્વતંત્રતા માન્ય રાખે એટલું આપણે જોવાનું" – એવા વ્યવહાર ઉપર કેન્દ્રિત થયેલો છે. વ્યક્તિ પોતાનો સહજ ધર્મ આચરતો રાષ્ટ્રનું હિત કરતો રહે એ એમનો સહજ વ્યવહારમાર્ગ છે

## ૯ : રાજાજીના ચિંતનની કસોટી

ગાંધીજી અને રાજાજીના વ્યવહારચિંતનમાં ભેદ જોઈ શકીએ છીએ. રાજાજી રાજ્યસત્તાનાં દૂષણો સામે જેટલા ઉગ્ર અને અને કઠોર છે એટલા કઠોર આર્થિક ક્ષેત્રે ચાલી રહેલા મૂડીવાદી દૂષણો પરત્વે નથી — એમ પણ કહી શકીએ. ગાંધીજી સંપત્તિના સંગ્રહ દ્વારા થતા શોષણ સામે પુણ્યપ્રકોપ પ્રગટ કરે છે અને તેને કાબૂમાં લેવા સાવધ રહીને, રાજ્ય સત્તાનો ઉપયોગ કરવાનું સ્વીકારતા રહ્યા છે. રાજ્યહસ્તકના ઉદ્યોગોને પણ તેઓ, મર્યાદિત પ્રમાણમાં, એક રાષ્ટ્રીય કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન આપતા આવ્યા છે. *

● ત્યારે, રાજાજીનું status quo—જૈસે થે—ચાલુ પરિસ્થિતિને ટકાવી રાખવાનું છે એમ કહેવામાં આપણે રાજાજીને જ નહિ ભારતીય ચિંતનની એક ઉમદા ચિંતનધારાને અન્યાય કરશું – અને એક જમાનામાં આ દેશના 'ઉદ્દામોએ' ગાંધીજી સામે જે આક્ષેપો કર્યા હતા લગભગ એનું જ પુનરાવર્તન કરી બેસીશું. +

૧ સહ = સહકાર

* કોંગ્રેસના ૧૯૩૧ના અધિવેશનમાં મૂળભૂત અધિકારોના ઠરાવમાં જ ચાવી રૂપ ઉદ્યોગો અને ખાણો, ખનિજ સંગ્રહો, રેલ્વે, જળમાર્ગો, વહાણવટું અને બીજા વ્યવહારનાં સાધનો રાજ્ય માલિકીનાં, અથવા તો રાજ્ય નિયંત્રિત રહેશે – એવું વિધાન જોવા મળે છે, અને ત્યાર બાદ ગાંધીજીની હયાતી દરમ્યાન ૧૯૪૫માં કોંગ્રેસનું જાહેરનામું પ્રગટ થયું તેમાં 'કોઓપરેટિવ કોમનવેલ્થ'નો આદર્શ રજૂ થયો હતો, અને તેમાં 'કોમ્યુનિકેશન', વહેંચણીનાં સાધનો તથા 'ઉત્પન્ન' સમાજ હસ્તક (!) રાખવાની વાત હતી, એ જ વેળા, ચાવીરૂપ ઉદ્યોગો વગેરે રાજ્યહસ્તક, રાજ્ય નિયંત્રિત હોવાનું જણાવેલું છે.

— આ ઠરાવો – નિર્ણયોમાં ગાંધીજીની સંમતિ હોવાનું આપણે માની શકીએ — અને કે ગાંધીજીએ પોતાના આગ્રહ કરતાં કોંગ્રેસની મર્યાદાનો વધુ વિચાર કર્યો હોય.

+ રાજદ્વારી પક્ષોની સાઠમારીના એક આયુધ તરીકે પ્રચારાર્થે એવું પણ કહી શકાય કે રાજાજીના સ્વતંત્ર પક્ષમાં રાજાઓ, ધનપતિઓ અને જમીનમાલિકોનું સ્થાન હોવાથી રાજાજી એમના રક્ષણનો ઈરાદો સેવે છે પરંતુ–

આખા ગાંધીયુગમાં અને આજે ય કોંગ્રેસમાં રાજાઓ, ધનપતિઓ અને જમીનદારો સારું સ્થાન ભોગવતા હતા એ હકીકત પર ગાંધીજી સામેય ઓછા આક્ષેપો નથી થયા.

ગાંધીજી તો છડેચોક કહેતા હતા : "રાજા અને પ્રજા, ધનિક અને ગરીબ, માલિક અને મજૂર એવું દ્વૈત મારા સમાજવાદમાં નથી. મારો સમાજવાદ એટલે અદ્વૈત." (મા. સ. ૧)

પક્ષની રીતે વિચાર કરીએ તો–

રાજાજી પોતાના પક્ષને આંદોલન તરીકે ઓળખાવે છે. પરંતુ પક્ષ અને આંદોલન વચ્ચેનો મૂળભૂત ભેદ એ છે કે આંદોલન અમુક વિચારના પ્રચાર પૂરતું મર્યાદિત

હકીકતે; રાજાજીનો કોઈ પાયાનો મૂળભૂત પ્રહાર હોય તો તે આજના ઔદ્યોગિક યુગના ભૌતિકવાદી ઉપયોગવાદી સમાજ ઉપર છે – જેમાં માનવી માનવ જ મટી રહ્યો છે! અને રાજાજીનો કોઈ ઉદ્દેશ હોય તો તે સરકારી યા ખાનગી મોનોપોલી–ઈજારદારી હિતો ધરાવનારાઓની પકડમાંથી સમાજને મુક્ત કરવાનો છે. ભારત જેવા દેશ માટે તો રાજાજી કેન્દ્રવાદી શહેરીકરણની શોષણ લીલા સામે ગ્રામોદ્યોગો અને નાના મધ્યમ વિકેન્દ્રિત ઉદ્યોગો દ્વારા લોકશાહી અને સ્વાતંત્ર્યના પાયા પર નવી સમાજ રચના ઊભી કરવા માગે છે — જેમાં વિસ્તૃત સત્તાધારી નોકરશાહીને બદલે ધર્મભીરુ વ્યક્તિઓ, કશા દમન અને ભય વિના, પરસ્પર સહકારથી પોતપોતાનો સ્વધર્મ પાળતા મુક્ત–વ્યવહાર ચલાવતા હોય.

રાજાજીના ચિંતનનો અંતિમ સૂર શોષણ અને અસમાનતાનાનો નથી : સંપૂર્ણ સમાનતા અને સંપૂર્ણ અસમાનતા બંને દૂષણોથી તેઓ બચવા માગે છે : "અસમાનતામાંથી તો શક્તિ, સ્પર્ધા અને ઉર્ધ્વગમનની ધગશનો જન્મ થાય છે—સાચા અર્થમાં એજ તો જીવન છે" – એવું સુદ્ધાં કહે છે ત્યારે

---

રહે છે; જ્યારે પક્ષ પાછળ રાજ્યસત્તા કબજે કરવાનો હેતુ રહેલો હોય છે. અને એ વાત કહેવાની જરૂર નથી કે — આજના ભારતીય વાતાવરણ અને પ્રણાલી જોતાં સત્તા પક્ષ સત્તા ટકાવી રાખવા અને વિરોધ પક્ષો સત્તા છીનવી લેવા તકવાદી માર્ગો લેતા લલચાતા હોય છે, અને એ કાચના મહેલમાં ઊભેલા સૌ સામસામા પથ્થરમારો કરે એવો તાલ ઊભો કરે છે!

અમારે મતે તો, રાજાજી પોતે વિચાર આંદોલનના પુરસ્કર્તા જ રહ્યા હોત તો એમનું અર્પણ વધુ શુદ્ધ અને વધુ પ્રભાવશાળી અને ચિરંજીવ બન્યું હોત.

શોષણજન્ય અસમાનતા દ્વારા આવી કશી સિદ્ધિની કલ્પના અસ્થાને જ ગણાય.

*

રાજાજીની માન્યતાની રૂપરેખા આવી દોરી શકીએ—

(૧) હવે આ જમાનામાં 'મૂડીવાદી' મિલકતના હક્કોની નિષ્ઠુર અને જીવલેણ પકડ રહી નથી. લોકશાહી જાગૃતિ અને લોકશાહી બંધારણી હક્કો તથા શ્રમજીવીઓ અને આમ–પ્રજાનાં સંગઠનોને કારણે, તથા સામાજિક જાગૃતિ (જેમાં ધનિક વર્ગોનો પણ સમાવેશ થાય છે) નાં પરિણામે સંપત્તિવાન વર્ગનાં વ્યવહાર અને વર્તન હવે યથેચ્છ રહી શકે એમ નથી—જમાનો ઝડપથી બદલાઈ રહ્યો જ છે: હવે આખરી ઝેરી ડંખ કાપી નાખવા ભારે શસ્ત્રક્રિયાની જરૂર નથી...

(અને કે રાજાજીનું આ વાચન અલ્પવિકસિત રાષ્ટ્રોમાં કૈંક વધારે પડતું આશાવાદી હોય)

પરંતુ રાજાજીને હૈયે એવી ય ધરપત જણાય છે—

(૨) મૂડીવાદી સમાજ Open Society હોઈને, આંતરિક પરિબળો દ્વારા તેનાં દૂષણો ધોવાતાં રહેશે જ — એ પ્રક્રિયા 'ખુલ્લા સમાજ'માં સહજ અને સરળ બનવાની. જ્યારે સર્વસત્તાદી Closed Society–'બંધિયાર સમાજ'માં એવી ભાગ્યે જ કોઈ શક્યતા રહેવા પામે છે — એ જોતાં, મૂડીવાદનાં જોખમો અને અનિષ્ટો સામ્યવાદ કરતાં ઓછાં જ નહિ ગુણાત્મક દૃષ્ટિએ ભિન્ન છે અને રહેવાનાં.

(૩) અને તો, આપણે શું માગીએ છીએ?— અને શું શક્ય છે? એ પાયાનો સવાલ છે. ૧૦૦ ટકાની સમાનતાની વાત અને સંપૂર્ણ શોષણરહિત સમાજનો આગ્રહ 'યુટોપિયન'–'તરંગ' જ હતો. અને સામ્યવાદી સત્તા જ્યાં જ્યાં સ્થપાઈ છે ત્યાં ત્યાં એ 'તરંગ' ખતમ થયો છે. અને તેઓ હવે તો વ્યવહારની વાસ્તવિકતા — વ્યવહારુ સમાનતા અને શોષણ રહિતતા ઉપર આવી ગયા છે:

આમ, જો હવે —

આવકની લગભગ સમાનતા, બેકારીની નાબુદી, સૌને સમાન તક, જીવનધોરણમાં બઢતી — સમાજવાદે આજ ઉદ્દેશો સાધવાના હોય તો સર્વસત્તાવાદી હિંસક અથડામણો અને આંતરવિગ્રહો, દમનશીલ સરમુખત્યાર રાજ્યસત્તાઓની 'અનિવાર્ય'તા જ અસ્થાને ઠરે છે. એના વિના જ આ સિદ્ધિઓ સિદ્ધ થઈ શકતી હોય અને થઈ રહી છે* ત્યારે, શક્ય એટલા મુક્ત સમાજનો રાહ વધુ ચાલો અને હિતકર નથી ?

(૪) ગાંધીજીને મન પણ એટલું તો સ્પષ્ટ રહ્યું હતું કે સમાજમાં બધાં સમાન હોય એ શક્ય જ નથી; એવું જરૂરી પણ નથી. જો આમપ્રજાને સર્વસાધારણ સગવડોવાળું સરકારી જીવન પ્રાપ્ત થતું હોય તો ભલે પછી થોડાક લોકો મોટરો દોડાવે ને બંગલાઓમાં રહે — દ્વેષ કરવાને કોઈ જ કારણ નથી.

ગાંધીજીનો આ મધ્યમ માર્ગ સ્પષ્ટ હતો.

રાજાજી પણ કહે છે : સંપૂર્ણ સમાનતાનો આગ્રહ સ્વતન્ત્રતાનો જ ભોગ માગે છે. અને ક્રમિક શ્રેણી, વિશેષાધિકારો, અનિચ્છનીય હોય તો ય, અનિવાર્ય છે. (૩૩–૩૪).

–રાજાજી પણ મધ્યમ માર્ગ સ્વીકારે છે.

*

* રાજાજી વિકસિત પશ્ચિમી મૂડીવાદી દેશોનાં દૃષ્ટાંતો ટાંકીને સૂચવે છે કે — અમેરિકામાં ઉપરના ઉદ્દેશો સારા પ્રમાણમાં સિદ્ધ થઈ રહ્યા છે. પોતાને સમાજવાદી ગણાવતા દેશો કરતાં ત્યાં વધુ સમાનતા છે, અને ઉચ્ચ જીવન ધોરણ તો છે જ છે. વળી પોતાનાં દેશ બાંધવા માટે તથા બીજા પછાત દેશોના વિકાસ માટે મદદ કરવાની સ્વાભાવિક ઉદાર-વૃત્તિ તેઓ દાખવી રહ્યા છે.—'માર્શલ યોજના'-ટ્રસ્ટીપણાની ભાવનાનું જ એક વ્યવહારુ રૂપ છે—ખાસ તો, રાજ્યના દમન વિના ત્યાંની પ્રજાનો આ સ્વભાવ ઘડાયો છે. અને આપણે "સૌનું શ્રેષ્ઠ શક્યિ તેટલું હિત"નો જે ઉદ્દેશ બંધારણમાં સેવ્યો છે એનો જ ઉદ્દેશ અમેરિકામાં કમ્બાઈન્સ અને મોનો-પોલી સામેના કાનૂન દ્વારા સાધવામાં આવ્યો છે. × × પ જર્મનીએ તો રાષ્ટ્રીકરણ અને આયોજન બંનેની અસર નાબૂદ કરી, મુક્ત અર્થતંત્ર દ્વારા, અસાધારણ સફળતા હાંસલ કરી છે (પૃ. ૬૮ તથા ૧૪૨).

— ખને કે રાજાજી મૂડીવાદી દેશોનાં આંતરિક પરિ-વર્તનનું વધારે પડતું ઉજળું ચિત્ર જોતા હોય !"

* રાજાજીની આ આખી વિચારણાને આપણે કૉન્ઝરવેટિવ અને લિબરલ કહી શકીએ. પણ રાજાજી તેને ટીકા કે ટાણો લેખતા નથી.

સંરક્ષકતા (CONSERVATISM) એ તો પ્રકૃતિનો પ્રથમ કાનૂન છે; 'સંરક્ષણ'નો અર્થ જે કાંઈ સારું હોય તેને સાચવી રાખવું -- અને જેઓ નગણ્ય વસ્તુની પાછળ પડીને શુભ અને સારભૂત તત્ત્વો ઉપર વિચારહીન વિનાશનો હલ્લો કરે છે તેમના એ હલ્લાને રોકવો. આવા કૉન્ઝરવેટિવ કહેવડાવવામાં શરમ શાની હોવી જોઈએ ! (૭૧)

ઉદ્દામવાદ, સમાજવાદ, ક્રાંતિવાદ જ્યારે પાયાને જ ઉચ્છેદવા રણે ચઢ્યા હોય ત્યારે રાજાજી પોતે જ આગ્રહપૂર્વક આવી સંરક્ષણ વૃત્તિનું ભલું આવાહન કરે છે.

"આપણે ગરીબોનું સર્વસાધારણ ભલું ઇચ્છતા હોઈએ, અને એની જરૂરિયાતોની દેખભાળ લેવાય એમ ઇચ્છતા હોઈએ તો આપણે ત્યાં કૉન્ઝરવેટિવ પાર્ટી – સંરક્ષક પક્ષ હોવાની જરૂર છે. (૭૨)

રાજાજીની આ વિચારધારાને Revisionism – પુનર્વિચારણાનો પંથ કહીને ઉતારી પાડવા મથનારાઓનેય તેઓ સ્પષ્ટ કહે છે કે —

"પુનર્ વિચાર કરવો એ કાંઈ ખરાબ નથી. આપણે ખોટે રસ્તે ચાલ્યા ગયા હોઈએ તો, ભૂલ માટે [illegible] આગળ જવા કરતાં પાછા ફરવું સારું જ છે" (૨૨)

નૈતિક સૃષ્ટિ કાંઈ પૃથ્વી જેવી ગોળ નથી કે તમે ખોટી દિશામાંય આગળ ને આગળ વધો તોય તમે હતા ત્યાં ને ત્યાં આવી જાવ. નૈતિક વિશ્વમાં ખોટે રસ્તે ગયા હોઈએ તો, આપણે પાછાં પગલાં ભરવાં જ રહ્યાં. (૨૨)

[ પાના ૫૦ ઉપર ]

# આધુનિક સાહિત્ય—એક રિવ્યુ

## અધ્યાપકને માટે

—આઇહૅબ હસન*

અનુ.: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

શ્રદ્ધાળુ વાચક માટે આધુનિક સાહિત્ય મુશ્કેલીઓ ઊભી કરે છે 'એમાં શક નથી. એ હેબક ખવડાવે એવું, સંકુલ અને ઊંડું છે. યુવાનોનાં મન પર એ ભારે કામણ કરે (અને એની ભાષાની પ્રબળતા કે ચતુરાઈથી એ બીજાઓને પાછા હઠાવે છે એ બહુ મહાન સાહિત્ય છે એમ હું માનું છું

'ઇતિહાસમાં નોંધાયેલી કલા'ઓની કોઈપણ હલચલની જેમ આધુનિક સાહિત્ય અભિવ્યક્તિનું નવું રૂપ સર્જે છે અને નવા જ પ્રકારની સજગતાને જન્મ આપે છે. 'કલાકારો,' કવિ એઝરા પાઉન્ડે એક વખત કહ્યું હતું.' માનવજાતના પુરોદર્શીઓ છે." તેઓ બીજાઓ કરતાં વધુ 'આગળ' 'જોઈ શકે છે કે સંવેદી શકે છે.' શૈલી અને સંવેદનશીલતા બાબતમાં, વીસમી સદીમાં થઈ રહી છે તેવી, 'સાચી ક્રાન્તિઓ જેમાં થઈ હોય તેવા ઝડપી અને કટોકટીભર્યાં પરિવર્તનના જમાનામાં તો આ સનિરીક્ષ સાચું ઠરે છે આધુનિક સાહિત્યની બાબતમાં આ મહત્ત્વનું તથ્ય વિસારે પાડીને આપણે એને યોગ્ય એવી ભાવુક તન્મયતા સાથે એના તરફ જઈ શકીશું નહિ

સંવેદનાની આ ક્રાન્તિ શેમાં રહેલી છે? આનો પૂરો ઉત્તર મેળવવા માટે છેલ્લી અર્ધી સદી દરમ્યાન થયેલા, અચંબો પમાડે તેવા, બધી આજુના વિકાસને નજરમાં રાખવો પડે. એને વિશે એકંદરે આવું કહી શકાય : માનવીની પોતાની જાત વિશેની અને એના સામાજિક તેમજ નૈસર્ગિક પરિવેશ વિશેની સમજણમાં આવેલો મૂળભૂત પલટો. આધુનિક સાહિત્ય એ ૧૯૦૦ થી ૧૯૫૦નાં વર્ષો દરમ્યાન સમજણમાં આવેલા આ પલટાનો કલાગત પ્રતિભાવ છે. આ પરિવર્તનો વિશે કાંઈ પણ જાણવું તે આપણી પોતાની ઓળખ માટે જાણવા બરાબર છે; અને એ રીતે આધુનિક સાહિત્યને અર્ધે રસ્તે મળવા બરાબર છે.

મારાં નીચેનાં અવલોકનો, જેમાં પરિવર્તન સૌથી વધુ નજરે પડે છે એવાં ત્રણ ક્ષેત્રો પરત્વે છે. માનવીનું જગત, એની પોતાની જાત વિશેનો વિચાર, અને આ બંનેના અનુભાવરૂપ સાહિત્યના પ્રવાહો.

આધુનિક જગતે, જાણે કે, એની નક્કરતા ગુમાવી છે. બર્ગસોના કાળના સિદ્ધાન્તે, ફ્રોઈડના અવચેતનાના સિદ્ધાન્તે, અને આઈન્સ્ટાઈનના દેશ (space) અને શક્તિ (energy) ના સિદ્ધાન્તે વાસ્તવના આપણા ખ્યાલને ફેરવી નાખ્યો છે. વિજ્ઞાને પણ પોતાને વિરોધાભાસી અને તાર્કિક બનવા દીધું છે. હીસેનબર્ગનો અનિર્ણયતા (indeterminacy) નો સિદ્ધાન્ત વિજ્ઞાનની ઘણી દુર્બોધતામાંના એક ઉદાહરણરૂપ છે. પદાર્થના હાર્દમાં આપણે જેમ જેમ ઊતરતા જઈએ છીએ તેમ તેમ અનિશ્ચિતતાના પ્રદેશમાં આપણે પ્રવેશીએ છીએ. ઈરવીન સ્રોડિન્જરનું નાનકડું પુસ્તક 'what is Life?' આના અનુસંધાનમાં વાંચવું જોઈએ.

* આઇહૅબ હસન કનેક્ટીકટ, મિડલટાઉનની વેસ્લેયન યુનિવર્સિટીમાં અંગ્રેજી ભાષાસાહિત્યના પ્રાધ્યાપક છે. 'Radical innocence: studies in the contemporary American Novel' એમનું જાણીતું પુસ્તક છે.

(વિશ્વમાનવ : જુલાઈ–ઑગસ્ટ '૬૪

આ ઉપરાંત, પ્રશિષ્ટતાના સમયથી આપણને દોરવણી આપનાર બુદ્ધિની શક્તિમાંનો વિશ્વાસ ડગમગી ગયો છે એ વિશ્વયુદ્ધોએ આપણને બતાવી આપ્યું કે માનવી પાશવી રીતે વર્તી શકે છે. આપણે નાઝીવાદ જેવી બુદ્ધિ વગરની વિચારસરણીઓને કડડભૂસ થતી જોઈ છે; અને યંત્રવિદ્યા, પ્રચાર અને દમનની મદદથી રાજ્ય કેવું તો રાક્ષસી બળ બની શકે છે, તે પણ આપણે જોયું છે માનવજાતિ, બુદ્ધિયુક્ત સમાજ કે સંવાદી કુટુમ્બ અંગેની જૂની સૂઝ ધીરે ધીરે વિશ્વના અનેક વિભાગોમાં પલટાઈને ભ્રષ્ટ થતી રહી છે. પશ્ચિમી સંસ્કૃતિનું સમસ્ત ભવિષ્ય, સ્પેન્ગ્લર અને ટોયન્બીની કૃતિઓમાં એક કોયડો બની રહે છે. જોસેફ વૂડ ક્રચનું 'The Modern Temper' કે હાના આરેન્ટનું 'The Human condition' આ દિશામાં ઉપયોગી નીવડે તેમ છે.

છેલ્લે, નીતિ અને રાજ્ય વિશેના આપણા વિચારોનું પુનર્ઘટન થતું રહ્યું છે. નિત્સેએ જેને 'દયાળુ નીતિશાસ્ત્ર' કહેલું, તે ખ્રિસ્તી નૈતિકતાને પડકારવામાં આવી છે. અનીતિવાદી નહિ એવા નિત્સેએ આવેગી ફિલસૂફી (Passionate Philosyphy) વિકસાવવાનો પ્રયત્ન કર્યો, શૂન્યવાદથી પર, જેના વડે માનવી જીવી શકે. પ્રબોધકાળથી ખ્રિસ્તી માનવતાવાદ જેના ઉપર ટકી રહ્યો હતો તે માનવીય તત્ત્વ અને દૈવી પારલૌકિકતાના ખ્યાલોને વધુ હિંમતપૂર્વક આધુનિક અસ્તિત્વવાદે પડકાર્યાં છે.

સ્પષ્ટ છે કે, આધુનિક માનવીનું જગત એવું છે જેણે અનિશ્ચિતતાને એના પોતમાં વણી લીધી છે. ડબ્લ્યુ એચ. ઑડેને આ જમાનાને વેદનનો યુગ કહીને ઓળખાવ્યો છે. આ તો એનાથી ય કંઈક વધારે છે આ, કદાચ, વિચ્છિન્નતાનો યુગ છે — અને એની સાથે જ એ પુનર્નિર્માણનો યુગ છે. વિસર્જન એના તાણાવાણા છે.

પણ માનવીની પોતાની જાત વિશેની બદલાની વિભાવનાનું ચિત્ર લિયોનાર્ડોના આલેખનોએ એના ભૌમિતિક આકારના બરાબર કેન્દ્રસ્થાને માનવીની આકૃતિને મૂકી છે. આ દૃષ્ટિબિંદુનો આધુનિક અપરાર્ધ (Counter-part) ડ્યુશેમ્પનું પગથિયાં ઊતરતી નગ્ન સ્ત્રીનું વિખ્યાત ચિત્ર હોઈ શકે. માનવીનું રૂપ સંપૂર્ણ રીતે દૂર કરાયું છે. એ પ્રવાહી ઘન (Cubes)-ની હારમાળા બની રહે છે. નવી કલાની આ યોગ્ય અભિવ્યક્તિ છે, જેને ઓર્તેગા વાય ગાસેટ પોતાના પુસ્તક 'The Dehumanisation of Art'માં સરસ રીતે વર્ણવે છે.

એમાં શંકા નથી કે માનવીનો પોતાના વિશેનો ખ્યાલ વધુ છિન્નભિન્ન બની ગયો છે. આધુનિક જમાનાની મોટી વાસનાઓનું જડણ, એની મહાન છિન્નભિન્ન જિંદગી સાથે, માનવીનું સાચું કે પ્રતીકાત્મક ઘર બની ગયું છે. નૈસર્ગિક પરિવેશ સાથેનો એનો જીવંત સંબંધ ઘટતો ગયો છે સામાજિક ચણતરમાં રહેલા વિશિષ્ટીકરણે અને વિસ્તારે એને એકાકી બનાવી મૂક્યો છે નાનકડી માનવઆકૃતિ બે રાક્ષસી પડ વચ્ચે દબાતી હોય એવું ચૅપ્લીનના ચલચિત્રમાં આવતું પ્રતીકાત્મક દૃશ્ય યાદ આવે.

પોતાના પરિવેશમાંથી માનવીની અલગતા એની પોતાની જાત સાથેની અસમતાથી દ્વિગુણિત બની છે. માનસપૃથક્કરણના ઉદ્ભવે માનવીના સાદા અખંડ વ્યક્તિત્વના ખ્યાલને બદલી નાખ્યો છે. એમ કહેવાયું છે કે, માનવીનું મન હિમશિલા જેવું છે જેનો નવ-દશાંશ ભાગ ડૂબેલો રહે છે ડી. એચ. લોરેન્સ એની લાક્ષણિકતાઓ વર્ણવતાં એમને "પદાર્થના શારીરિક ગુણધર્મોમાં થતા ફેરફારના સ્થિત્યન્તરોની આનુપૂર્વી" કહે છે. સ્વપ્નજગત અને જાગ્રતજગત અભિન્ન બની રહે છે. જેણે ફ્રોઈડનું 'Civilization and its discontents' અને યુંગનું 'Modern Man in Search of a Soul' વાંચ્યાં છે, તે માનવીના અમન અને સામૂહિક પ્રયત્નોમાં રહેલો છૂપી ચેતનાનો હાથ અવગણી શકે નહિ.

આધુનિક માનવી પોતાને જેમ પ્રાકૃતિક પરિવેશથી વિખૂટો પડેલો અનુભવે છે, તેવી જ રીતે સામાજિક ઢાંચામાંથી પણ પોતાને વિખૂટો પડેલો અનુભવે છે. પોતાની જાતને પણ તે અજાણ્યો છે, એટલે એણે ભજવવાનો ભાગ મુખ્યત્વે એક પરાયાનો છે. આધુનિક નાયક કાં તો બળવાખોર છે કે કાં તો

ફલાકનો યોગ બનેલો છે. ઘણે ભાગે તો, એ બન્ને-
ય છે.

આ દૃષ્ટિકોણ આપણને આધુનિક સાહિત્ય સાથે સીધા સંપર્કમાં મૂકી આપે છે. આધુનિક સાહિત્ય એના પુરોગામી વિકાસોને આતુરતાથી અને ચોકસાઈથી પ્રતિબિંબિત કરે છે. પણ 'પ્રતિબિંબિત' એ કદાચ યોગ્ય શબ્દ નથી કારણ કે સાહિત્ય વાસ્તવને પ્રતિબિંબિ કરે છે અને ઉદ્ધારે પણ છે જ્યાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય હોય છે ત્યાં એ વ્યવસ્થા સર્જે છે. હવે આપણે જોઈએ કે આધુનિક સાહિત્યે કેટલે અંશે આ મુશ્કેલ કાર્ય પાર પાડ્યું છે.

પ્રથમ તો, એણે કાળ અને સ્થળની તરંગ અને તથ્યની પ્રવાહિતાને સ્વીકારી છે અને એમની આત્મલક્ષી વાસ્તવિકતાને માન્ય રાખી છે. પ્રુસ્તની મહાન નવલકથા 'Remembrance of Things Past' યાંત્રિક કે ઘડિયાળના સમયની સમજણને નકારે છે. કાફ્કાના જગતને સ્થળમાં કોઈ સ્પષ્ટ સ્થાન નથી; અને વર્જિનિયા વુલ્ફના કથા–સાહિત્યમાં ઇચ્છા અને સ્મૃતિ માટે ભાગે અભેદરૂપ રહે છે.

બીજું, દેવ કે બુદ્ધિની સહજ કાર્યને એણે દૂર કર્યું છે. કાફ્કા કૃત 'The Trial'માં કાર્ય અને કારણ વચ્ચે, ગુના અને સજા વચ્ચે કોઈ સંબંધ નથી. કામૂની નવલકથા 'The stranger'ની કેન્દ્રભૂત ઘટના એક નિષ્કામ કાર્ય છે. વક્તા અને ભવિષ્ય વાક્યતાનો અભાવ–અસ્તિત્વના સિદ્ધાન્તો તરીકે મુક્ત રીતે ચલાવી લેવાય છે — 'Notes From The Underground'માંનો દોસ્તોએવસ્કીનો નાયક નિષ્કારણ દ્વેષનું પ્રથમ ઉદાહરણ છે.

ત્રીજું, માનવીના સ્વપ્નજીવનને અવગાહવાનો એનો પ્રયત્ન છે કોનરાડ કૃત 'Heart of Darkness,' લૉરેન્સ કૃત 'Women in Love' અને જોયસ કૃત 'Ulysses' માનવીય આંતરમનના પ્રવાહોને વર્ણવવાની ભાષાની શક્તિઓને કામે લગાડે છે. ફૉકનર કૃત The Sound And The Fury–માં એક બેવકૂફના અંગત અને અણઘડ વિચારો કેન્દ્રબિન્દુ બને છે. ઓ'નિલ કૃત 'The Iceman Cometh'નો નાયક વાસ્તવ કરતાં ભ્રમણા પર વધુ ભાર મૂકે છે.

ચોથું, માનવીય અનુભવનાં સરળ અને નીતિનિષ્ઠ તત્ત્વોને ફરીથી પકડમાં લેવા માટે એ મથે છે. 'The sun also Rises' અથવા 'The old man and the sea'માંની હેમિંગ્વેની આદિમતા એ માનવીય ચારિત્ર્યને શુદ્ધ કરવાનો અને સ્પષ્ટરૂપ પોતીકાં દર્શનમાં નીતિની પુનર્વ્યાખ્યા કરવાનો પ્રયત્ન છે. 'The Immoralist'માં આન્દ્રે જિદ આદિમ અને સંસ્કારી વર્તણૂંકને વિરોધાવે છે અને એ દ્વારા એમની અંતર્ગત રહેલા સત્યને સ્પષ્ટ કરવાનો આશાભર્યો પ્રયત્ન કરે છે. આધુનિક નીતિશાસ્ત્ર માનવીની સહજવૃત્તિજન્ય જરૂરિયાતો તરફ પાછા પગલે જઈને કાર્ય કરે છે.

પાંચમું, જીવનનાં સાદાં અને સંકુલ, નવાં અને જૂનાં પાસાંઓને અભિવ્યક્ત કરવા એણે નવા આકારો સર્જ્યા છે એની ભાત એણે પુરાણકલ્પનો (Myth) માંથી; લોકકથાના નાયકોની વાતોમાંથી કે મૃત્યુ અને પુનર્જન્મના પ્રાચીન રીતરિવાજોમાંથી ઊછીની લીધી છે: એલિયટનું 'The waste Land,' ટોમસ માન કૃત 'Joseph'ત્રયી, જોયસનું 'Ulysses' આવાં પુરાણકલ્પનની સામગ્રી તરફ આપણને દોરી જાય છે. પુરાણકલ્પન અને મૂળભૂત બિંબ (Archetype) એ અંતર્ગત ઘાટ બની રહે છે, જે આધુનિક જગતની છિન્નભિન્નતામાં વ્યવસ્થા ઊભી કરી આપે છે.

છઠ્ઠું, આધુનિક સાહિત્ય માનવીનાં તેમ જ આપણા સમયમાં માનવીય દુર્દષ્ટ અવસ્થાને રૂપ આપતા નાયકોના ભાવકલ્પોની સામે આપણને મૂકી આપે છે, આ આકૃતિઓ હિંસા, આવેશ, કે પરાજયની છાયા નીચે જન્મી હોવા છતાં આપણી પરિસ્થિતિમાં રહેલા સત્યને છતું કરે છે. એલિયટનો પ્રુફ્રોક, ફૉકનરનો જો ક્રિસમસ, હેમિંગ્વેનો નિક એડમ્સ–કે લેડી બ્રેટ, ફિટ્ઝજરાલ્ડનો ગેટ્સબી, માનનો હેન્સ કેસ્ટ્રોપ કે એસ્કેન્બેચ, લૉરેન્સનો બર્કીન, જોયસનાં લિયોપોલ્ડ કે મોલી બ્લુમ, કાફ્કાનો કે.–યાદ ચડી જતાં પાત્રોમાંથી આ થોડાંક આપણા અસ્તિત્વમાં ઊંડા અને અનુભાવપ્રેરક તાર છેડી જાય છે.

સાતમું અને છેલ્લું, આધુનિક સાહિત્યે, માલાર્મેના શબ્દોમાં કહીએ તો, માનવજૂથની ભાષાને વિશુદ્ધ કરી છે. એણે એના શબ્દભંડોળનું પુનર્નવીકરણ કર્યું છે, અને આપણે જેમાં જીવીએ છીએ એ વિચિત્ર જગતને ઊંડળમાં લે તેવી લઢણો અને કલ્પનોની આખી હારમાળા શોધી છે આ નવી ભાષા કુરૂપ અને સુરૂપને ભવ્ય અને નિર્ઘૃણને, રમુજી અને કરુણને સમર્થરીતે વર્ણવી શકે છે. એ આદિમ પણ છે અને સંસ્કારી પણ છે, બૌદ્ધિક પણ છે અને ઊર્મિલ પણ છે, સીધી પણ છે અને વક્ર પણ છે, સેન્દ્રિય પણ છે અને ચેતનિક પણ છે ઓગણીસમી સદીની વાક્છટા અને ઊર્મિલતાની દલદલથી દૂર એવી ભાષાની આ ક્રાંતિ માટે જે લોકો માનના અધિકારી છે તેઓ કવિઓ છે – યીટ્સ, રિલ્કે, વાલેરી, પાઉન્ડ, એલિયેટ, ફ્રોસ્ટ, વૅલૅસ સ્ટીવન્સ. પણ કવિતાની આ નવી ભાષા કથા સાહિત્ય અને નાટકનો પણ એક ભાગ બની રહી છે.

આપણે આધુનિક સાહિત્યની ભૂમિકાનું વિહગદર્શન કર્યું; અને તે સાથે જ આધુનિક જગતે તેને માટે ઊભા કરેલી પડકારરૂપ સમસ્યાઓ પ્રત્યે એણે લીધેલા ઝોકની નોંધ લીધી. આમ કરતાં, આપણે જીવાતી જિંદગી અને સાહિત્યસ્વરૂપો વચ્ચેના જીવંત સંબંધને જોયો. આ અગત્યનું છે, કારણ કે દરેક વાચક પોતે જે વાંચે છે તેમાં સંગતતા હોય એવી આશાએ એ શરૂઆત કરતો હોય છે. પણ સંગતતાનું ભાન એકલું પૂરતું નથી. વાચકને તો એ પણ જાણવું છે કે પ્રાથમિક સજ્જતા પછી આગળ કેવી રીતે વધવું. થોડાક સિદ્ધાંતો અહીં ઉપયોગી નીવડે તેમ છે. જો કે મે જે કંઈ કહ્યું તેમાં આ સિદ્ધાન્તો એક યા બીજા પ્રકારે આવી જાય છે.

આધુનિક સાહિત્ય વાંચવા માટેની પહેલી શરત, કૉલેરિજનો વાક્યખંડ વાપરીને કહીએ તો, "અશ્રદ્ધાનું સ્વૈચ્છિક નિયમન" છે. જગતને જોવા માટે આપણે રૂઢિની આંખોથી જોતા ટેવાયા છીએ. આપણું એનું માનસચિત્ર કોઈ ફોટોગ્રાફ હોઈ શકે એટલું વાસ્તવિક હોય છે. પણ આધુનિક સાહિત્ય તો કૅમેરાને અવગણના કરીને શરૂઆત કરે છે, અને એ તીક્ષ્ણ અને વિશિષ્ટ દૃષ્ટિકોણ આપે છે, પછી એ રંગપૂરણી કરે છે અને અપ્રસિદ્ધ રીતોથી જગતનું પુનરુદ્ભાવન કરે છે. આ જ તો સર્જનાત્મક મરડાટ અને સર્જનાત્મક પુરસ્કરણ છે. કૅમેરા અથવા નગ્ન આંખ જે ન કરી શકે તેવું વાસ્તવનું વિધાન કરવાની એની નેમ છે 'ન્યુ યૉર્ક ટાઈમ્સ'માં કોઈ આગનું વર્ણન વાંચે તેવી રીતે કાફકા કે ફૉકનરની વાર્તા વાંચી શકાય જ નહિ. એ બંનેમાં 'વાસ્તવ'નો ઘાટ એક નથી; કારણ કે સાહિત્ય, એની પોતાની સર્જની દૃષ્ટિએ, હંમેશાં અતિવાસ્તવિક (Surreal) છે

બીજી શરત આપણા નૈતિક મૂલ્યાંકનની, નિયમનની છે. આધુનિક સાહિત્ય, હું માનું છું કે મૂળભૂત રીતે નૈતિક છે. એની ખરી નેમ કલાદ્વારા વાસ્તવના ઉદ્ધારની છે. પણ એ ચોખલિયું કે પ્રચારાત્મક નથી. હિંસા, નિરાશા, અને અશ્લીલતા પણ ઘણીવાર એના ભાગરૂપે આવે છે પણ એ તો માત્ર ભાગરૂપે જ આવે છે અને એમનો હેતુ દબાયેલાં કે દટાયેલાં સત્યોની આપણી જાણકારીમાં મદદરૂપ થવાનો હોય છે. આપણી આજુબાજુ વીંટાયેલી નિર્ઘૃણતામાંથી આપણને ઉગારવાનો પણ એનો હેતુ છે. કૉનરાડે 'Lord Jim'માં ક્યાંક લખ્યુ છે, "વિનાશાત્મક તત્ત્વોમાં શુદ્ધીકરણ થાય છે......એ એક માર્ગ છે." કૉનરાડની દલીલ જનપરાજય સામેની નહોતી. જીવન અને મુશ્કેલીમાંથી, અનુભવથી પાછા હઠીને નહિ પણ એના સ્વીકારમાંથી મેળવેલી દૃષ્ટિ અંગેની એ દલીલ હતી.

ત્રીજી શરત પાળવી મુશ્કેલ છે. એ છે ભાષા પ્રત્યેની, એની અર્થચ્છાયાઓ પ્રત્યેની એકાગ્રતા પ્રતીકો અને ભાવકલ્પનો, લયપલટા અને ઈબારતની તરકીબો – આ બધાં વિશેષપણે અગત્યનાં છે બીજા કેટલાક જમાનાઓના સાહિત્યથી વિરુદ્ધ, આધુનિક સાહિત્ય સીધા નહિ પરન્તુ વક્ર વિધાન પરત્વે વધુ ભાર મૂકે છે કલામય અભિવ્યક્તિના આંતર્ભાગ – બધા જ સ્તરને એ તાગી જુએ છે. આને કારણે આવે છે દુર્બોધતા પણ આધુનિક સાહિત્ય, દુર્બોધ ત્યારે જ લાગે છે જ્યારે આપણે બૌદ્ધિકતાથી અને પૃથક્કરણશીલતાથી એના

તરફ જઈએ છીએ. ફ્રોસ્ટના એકાદ કાવ્ય કે બ્રેચના એકાદ નાટકમાંની ઘટનાઓ, એ ઘટનાઓ જે પોત વણે છે તેનાથી, ઓછી કેન્દ્રભૂત છે. આધુનિક સાહિત્યના વાચનમાં નવી ભાષા શીખવા માટેની એકાગ્ર ધીરજ જોઈએ. સમસ્ત વ્યક્તિત્વની જીવતતા એના વાચન માટે જરૂરી છે.

તન્મયતાના પ્રાથમિક ભાન સાથે અને થોડાક વિવેચનના વિશાળ સિદ્ધાન્તો પ્રત્યેની એકાગ્રતા સાથે આપણે આધુનિક સાહિત્યના વાચનની શરૂઆત ગમે ત્યાંથી કરી શકીએ જેમને કથા સાહિત્યમાં રસ પડે છે તેઓ હેતરામણી સરળતાવાળી હેમિંગ્વેની વાર્તાઓ In our Time અથવા તો જોયૂસ કૃત 'Dubliners'થી શરૂઆત કરી શકે. નવલકથામાં જેઓ વધુ ગતિશીલ વસ્તુ પસંદ કરે છે તેઓ ફિટ્ઝજરાલ્ડના 'The Great Gatsby' કે લૉરેન્સ કૃત 'Sons and Lovers'થી શરૂ કરી શકે. ત્યારબાદ ક્રમે ક્રમે વધુ સંકુલ એવી કૃતિઓ તરફ જવું જોઈએ – જોયૂસ કૃત 'Ulysses', માન કૃત 'The Magic Mountain', અને કાફકા કૃત 'The castle' એ જ રીતે, કવિતાપ્રેમીઓ ફ્રૉસ્ટ, અને પાઉન્ડની શરૂઆતની કૃતિઓના વાચન પછી યીટ્સ, એલિયટ, રિલ્કે અને ડિલન ટૉમસ વાંચી શકે. સાહિત્ય પ્રત્યેનો અભિગમ ઓછા આત્મભાનવાળો હોય તો આનંદ માટે શક્યતાઓ વધુ રહેતી હોય છે.

એટલા માટે જ, વિવેચનાત્મક અને અભ્યાસનાં પુસ્તકોનું જથ્થાબંધ વાચન કરવાનું કહેવું એ બહુ ઉપકારક દેખાતું નથી. એડમંડ વિલ્સન કૃત 'Axel's castle,' એરિક હેલર કૃત 'The Disinhented mind,' આર. પી. બ્લેકમુર કૃત 'Language as Gesture,' આઈ. એ. રિચર્ડ્ઝ કૃત 'Practical critcism,' લાયોનલ ટ્રિલિંગ કૃત 'The Liberal Imagination' ફ્રેડરિક જે હોફમાન કૃત 'Freudianism and the Literary Mind,' આલ્ફ્રેડ કઝીન કૃત 'On Native Grounds,' માર્સેલ રેમોન્ડ્ઝ કૃત 'From Baudelaire to Surrealism,' વિલિયમ યોર્ક ટિન્ડોલ કૃત 'Forces in Modern British Literature,' અને લેસ્લી ફિડલર કૃત 'Love and Death in the American Novel' જેવા ગ્રંથો આધુનિક સાહિત્ય વિશે વિવેચનાત્મક અને ઐતિહાસિક દૃષ્ટિ કદાચ પૂરી પાડે છે. પણ શરૂઆત કરનારે તો સાહિત્ય અંગેનાં મતવ્યોની આબોહવા પર જેમણે અસર કરી છે તેવા આપણા જમાનાના મૌલિક ચિંતકોના ગ્રંથો વાંચીને બુદ્ધિ તીક્ષ્ણ બનાવવી જોઈએ.

ફ્રૉઈડ અને યુંગની કૃતિઓનો નિર્દેશ તો મેં કર્યો જ છે એ ઉપરાંત, નિત્સે કૃત 'The Genealogy of Morals, ફ્રેઝર કૃત 'The Golden Bough,' કિર્કેગાર્ડ કૃત Fear and Trembling,' બર્ગસોં કૃત 'Introduction to Metaphysics,' અને કામૂ કૃત 'The Myth of Sisyphus' હું સૂચવું. આ શીર્ષકો ગભરાવે એવાં લાગે, પણ એમાંનું વસ્તુ પકડી શકાય એવું છે અને ઉત્તમ વિચાર માટે તો હંમેશાં પ્રયત્ન કરવો જ રહ્યો.

હું એ પણ માનું છું કે આધુનિક સાહિત્ય મુશ્કેલી ભર્યું લાગે તો પણ એને માટે પ્રયત્ન કરવો જ જોઈએ સેલિન્જર કૃત 'The Catcher in the Rye' કે કેરોક કૃત 'On the Road' જેવી કૃતિઓ આપણા યુવાનોની વધુ નજીક છે અથવા તો સહેલાઈથી પામી શકાય તેવી છે પણ આ નવતર લેખકો પોતે જ એમની પુરોગામી પેઢીની સામે જઈને ઊભા રહે છે. એમનાં મૂલ્યો, એક કે બીજા માર્ગે, જૂના સાહિત્ય સ્વામીઓ, જેમાંના ઘણાખરા (હવે હેમિંગ્વે અને ફોકનર પણ અવસાન પામ્યા છે) તો ભૂતકાળના છે, તેમનાં મૂલ્યોને પૂર્વસ્વીકૃત લેખે છે

મહાન સાહિત્યમાં તો ભૂતકાળ કે ગતકાલીનતા હોતાં નથી ત્યાં તો હોય છે મૂળભૂત સાતત્ય. ગતિશીલ વર્તમાનના ઊંડા અને ઉગ્ર જ્ઞાન વિના આપણે વિતાથી વર્તમાનમાં જીવી શકીએ નહિ યીટ્સ, લૉરેન્સ, કાફકા, અને ફોકનર જેવા માણસો હજી પણ ગતિશીલ વર્તમાનના પયગમ્બરો છે. આપણે કોણ છીએ અને કેવી રીતે જીવી શકીએ તે તેઓ કહે છે.

# અધ્યાપકનો સ્વાધ્યાય

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

વિવેચનના એક પ્રકાર લેખે જેને study – અભ્યાસલેખો કહેવામાં આવે છે એ પ્રકારનું સાહિત્ય આપણે ત્યાં સંગ પ્રમાણમાં ખેડાયું છે અને ખેડાતું રહ્યું છે અભ્યાસલેખો મોટે ભાગે અને ઠીક ઠીક પ્રમાણમાં ભાષાસાહિત્યના અધ્યાપકોના હાથે લખાતા રહે છે એ એક હકીકત છે. અધ્યાપકીય વિવેચનની સામે કેટલા કેટલાક વખતથી એક પ્રકારની સૂગ કેળવાવા માંડી છે, અને એ માત્ર આપણે ત્યાં જ નહીં, અન્ય પ્રાંતોમાં અને પરદેશોમાં પણ દેખા દે છે આનું એક કારણ એ હોય કે અભ્યાસપરાયણના અભ્યાસજડતા સુધી પહોંચી જતી હોય અને પરિણામે લખાણ ટાઢુંબોળ અને કંઈક ઝુરન પણ બની જતું હોય સર્જાતા રહેતા સાહિત્ય સાથે કદમ મિલાવી શકવાની એની અશક્તિ પણ ક્યારેક તો વરતાતી હોય અને ક્યારેક પુરોગામીનાં કથનોનું ભાષાફેર કરી દીર્ઘસૂત્રી પુનરાવર્તન કરવાનું એક વલણ પણ એમાં જોવા મળતું હોય પણ, આમ કહીને એનો કાંટો જ કાઢી નાખવાની વૃત્તિ કે ઉપેક્ષા કરવાની વૃત્તિ સેવાય તે બરાબર નથી. લેખક અધ્યાપક હોય એટલે એક પ્રકારની ચોકસાઈ, શાસ્ત્રીયતા અને વિશદતા એમાં આવવાની શક્યતા વધારે હોય છે, એ એનું જમાપાસું છે. વિવેચનને વરેલા અધ્યાપકોના હાથે ગતકાલીન સાહિત્યના પુનર્મૂલ્યાંકનનું કામ થતું રહે, તો એનીય ઓછી જરૂર નથી

શ્રી ધીરુભાઈ ઠાકરના અહીં સંગ્રહાયેલા મોટાભાગના લેખોમાં અધ્યાપકની ચોકસાઈ અને શાસ્ત્રીયતાનાં દર્શન થાય છે, ગદ્ય અને પદ્યનાં જે કેટલાંક સાહિત્યસ્વરૂપોની સૈદ્ધાન્તિક અને ઐતિહાસિક ચર્ચા એમણે કરી છે, તેમાં ગરબો, ગરબી, ખંડકાવ્ય, નવલકથા, નિબંધ અને આત્મકથાનો સમાવેશ થાય છે. આ સ્વરૂપચર્ચાના નિબંધોમાં નિરૂપ્યમાણ વિષયની સમગ્રદર્શી ચર્ચા કરવાનો આગ્રહ એમણે રાખ્યો છે. ગરબો અને ગરબીના નામકરણથી માંડી, એ બંને સ્વરૂપોનાં મુખ્યત્વે ભેદક લક્ષણો તારવી બતાવી, એમના પ્રયોગ પાછળની સિદ્ધિ–અસિદ્ધિ તરફ લેખકે અંગુલિનિર્દેશ કર્યો છે ખંડકાવ્યનાં સ્વરૂપ અને વિકાસ આલેખતો લેખ માહિતીસભર છે સંસ્કૃતમાં અપાયેલી 'ખંડકાવ્ય' સંજ્ઞા કવિ કાન્તનાં વિશિષ્ટ પ્રકારનાં કાવ્યોને અનુકૂળ નથી; અને જો એનો પ્રયોગ કવિ કાન્તનાં 'વસંતવિજય' જેવાં કાવ્યો માટે કરીએ તો એનો એક જુદો જ અર્થ–પ્રદેશ ધ્યાનમાં રાખવાનું લેખક સૂચવે છે. અને તેમ છતાં તેઓ કહે છે કે "અમુક કવિતાપ્રકાર ચોક્કસ નામે વર્ષો સુધી ઓળખાતો હોય તેને નવું નામ આપવાથી અવ્યવસ્થા ઊભી થવાનો સંભવ પણ ખરો આ સ્થિતિમાં ખંડકાવ્ય નામ આ વિશિષ્ટ કાવ્ય પ્રકારને માટે કાયમ રહે તે ઇષ્ટ છે." પણ આ ખુલાસો નથી, એક પ્રકારનું સમાધાન છે ખંડકાવ્ય માટે શ્રી ઉમાશંકર જોશીએ સૂચવેલી સંજ્ઞા 'કથનોર્મિ કાવ્ય' પ્રચલિત થાય તો આ કાવ્યસ્વરૂપનાં લક્ષણોની દૃષ્ટિએ એ વધુ નજીક છે શ્રી ધીરુભાઈએ આ કાવ્યપ્રકાર અંગે આજ સુધીમાં થયેલી કેટલીક ચર્ચાઓ, ખાસ તો એને કોઈ વર્ગણીમાં ગોઠવવા માટે થયેલા પ્રયત્નોની તપાસ કરી છે. આ કાવ્યપ્રકાર માટે ચલણી બનેલાં કેટલાંય મતવ્યોનો સ્વીકાર કરી લેવાને બદલે એમની ફેરતપાસ કરી હોત તો સારું પરિણામ આવત.

---

'રસ અને રુચિ'. ડૉ. ધીરુભાઈ ઠાકર. પ્રકાશક : પૉપ્યુલર બુક સ્ટોર, સુરત, મૂલ્ય રૂપિયા સાડા ચાર.

'નિબંધિકા' વિશેના લેખમાં સ્વ. નરસિંહરાવના 'સ્મરણમુકુર'માંના રેખાચિત્રોનો સમાવેશ નિબંધિકામાં કરી લેવાની વાત શ્રી. ઠાકરે કરી છે, તે અસ્વીકાર્ય લાગે છે. એનો આકાર ચરિત્રનો કહેવો અને શૈલી નિબંધિકાની કહેવી, એ વદતોવ્યાઘાત છે. એ રચનાઓની ગણના રેખાચિત્રોમાં જ થવી જોઈએ : ગાંધી યુગીન નિબંધોમાં હાસ્યને એમણે 'વૃત્તિનિષ્ઠ' બનતું અને 'અહિંસક વિનોદનું તત્ત્વ' ધારણ કરતું જોયું છે. શ્રી દુરકાળના 'પોયણાં' ઉત્તમ નિબંધિકાની આકૃતિ પૂરી પાડે છે" જેવાં વિધાનો કંઈક મુગ્ધભાવે થયેલાં લાગે છે. ગુજરાતી નિબંધિકાના ઊજળા ભાવિની આશા રાખતાં એમણે એક શરત મૂકી છે કે 'વિચારને ભોગે વિનોદના તરંગો ઉછાળનાર ન તો હાસ્યકાર થઈ શકે, કે ન તો નિબંધકાર."

'નવલકથાનું રચનાવિધાન' સમજાવતો લેખ શરૂઆતમાં સામાન્ય વાતોમાં અટવાયો છે. નવલકથામાં ચાર રીતે થતું પાત્રાલેખન દર્શાવી, તે તે રચનાવિધાનનાં લેખકે ઉદાહરણો આપી લાક્ષણિકતાઓ બતાવી છે. એ ઉપરાંત દશ્યાત્મક અને નાટ્યાત્મક નવલકથાની તુલના કરવામાં લેખનો મોટો ભાગ રોકાયો છે. લેખના અંતભાગમાં નવલકથાના સંવિધાનની 'નવી વિભાવના'ના પ્રશ્નને લેખક છેડે છે, અને સ્વીકારે છે કે 'નવલકથાની રચનાકળા પરત્વે આ આધુનિક દૃષ્ટિબિંદુ આજ લગીની વિભાવનાને પરિષ્કૃત કરે છે.'

'આત્મચરિત્ર' પરનો લેખ નિમતપ્રચુર અને વિશદ વિચારણાનો પરિચાયક છે. શ્રી ઠાકરે આત્મચરિત્રના સાહિત્યપ્રકારને એનાં લક્ષણોની દૃષ્ટિએ જોયો છે. સ્ટીફન ઝ્વીગની પેઠે, એને મહાન શકયતાઓની દૃષ્ટિએ પણ જોઈ શકાય. સુસાધ્ય લાગતો આ સાહિત્ય પ્રકાર કેટલો તો દુઃસાધ્ય છે, તે એક સર્જકની હૈયાસંતથી ઝીણી બતાવ્યું છે શ્રી ધીરુભાઈનો અહીં ઉપક્રમ જુદો છે નર્મદ, મણિલાલ અને ગાંધીજી જેવા આત્મકથાકારોનાં વચનો પરથી લક્ષણો તારવવાનો એમણે અહીં સનિષ્ઠ પ્રયાસ કર્યો છે ગુજરાતી આત્મકથાનો એક રેખા અવલોકનાં એમણે દુર્ગારામની નોંધપોથી, નર્મદની 'મારી હકીકત' મણિલાલનું 'આત્મવૃત્તાંત' અને ગાંધીજીની 'આત્મકથા' વિગતે અવલોક્યાં છે. ગદ્યને જોવાનો જે પ્રયત્ન દુર્ગારામની નોંધની બાબતમાં કર્યો છે, તે સર્વત્ર ચાલુ રહ્યો હોત તો લેખની મૂલ્યવત્તામાં ઉમેરો થાત

'દલપતરામને દર્શને' એ દલપતરામની જન્મજયંતી પ્રસંગે અપાયેલું વિગતસમૃદ્ધ વ્યાખ્યાન છે. દલપતરામ પરના શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના બે બહુમૂલ્ય લેખો પછી એ વિષય પર કોઈક નવો જ પ્રકાશ ફેંકતા વિવેચનલેખની સહેજે અપેક્ષા રહે પણ ડૉ. ધીરુભાઈ ઠાકરના આ વક્તવ્યનો આશય જુદો છે. એક જમાનામાં 'કવીશ્વર'નું માનવંતું બિરુદ પામેલા દલપતરામના કાવ્યસમુચ્ચયને આજે તો કોઈ વાંચતું પણ નથી, ત્યારે એમના સાહિત્યની પ્રજાને ઓળખ કરાવવી અને એ દ્વારા એનાં આકર્ષક તત્ત્વો પ્રત્યે એને અભિમુખ કરવી, એવો વ્યાખ્યાનનો ઉદ્દેશ મહદંશે સફળ થયો છે, એમ કહી શકાય. ગુજરાતી કવિતાએ નર્મદે પાડેલી કેડી પર આગળ વધીને સિદ્ધિનાં કેટલાંયે શિખરો સર કર્યાં છે, એ સાચું: તો એ પણ એટલું જ સાચું કે પંડિતયુગના આપણા પ્રમુખ કવિઓની કાવ્યરચના શરૂઆતમાં તો દલપતરીતિના પાન કરીને જ ઊછરી છે, વળી, શ્રી ઠાકરે એ પણ નિર્દેશ્યું છે કે પ્રસંગવર્ણન, પાત્રાલેખન અને કથનરીતિ પરત્વે નર્મદ કરતાં દલપતે વિશેષ સિદ્ધિ દાખવી છે નર્મદ અને દલપતની કવિતા રચનાઓ વચ્ચેની ભેદરેખા ડૉ. ઠાકરે નિર્દેશી છે. અહીં દલપતરામના અવસાન પ્રસંગે મણિલાલે લખેલી લાંબી નોંધમાં ઉપસ્થિત કરાયેલા મુદ્દાઓનું સમાલોચન કરવાની તક તેઓ ઝડપી શકયા હોત. 'દલપતરામની કવિતા હજુ જોઈએ તેવા યથાર્થ, સુઘડ અને રોચક સ્વરૂપે કોઈ સંચયમાં પ્રતિનિધિત્વ પામી નથી' એ વાતનો વસવસો પણ ડૉ. ઠાકરે વ્યકત કર્યો છે, અને તે નોંધપાત્ર છે. ગોવર્ધનરામ અને મણિલાલનાં 'જીવન અને કવનનાં કેટલાંક મિલનબિંદુઓ' એમણે ગોવર્ધનરામ શતાબ્દિ વ્યાખ્યાનમાલામાં આપેલા વ્યાખ્યાનમાં નિર્દેશ્યાં છે. ગુજરાતના સાહિત્યિક, રાજકીય અને સાંસ્કૃતિક જીવનમાં આ બે મનીષીઓની પ્રવૃત્તિઓનાં વર્તુળો કયાં કયાં

એકબીજાને સ્પર્શ્યા હતા, તે રસિક વિગતોના નિરૂપણ દ્વારા લેખકે દર્શાવ્યું છે. ગોવર્ધનરામે અને મણિલાલે જાહેરક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યાર પૂર્વે નર્મદનો ઉચ્છેદક સુધારો વેગવંત હતો. આ સુધારાના સ્વીકારની બાબતમાં આ બન્નેય સાક્ષરોનાં વલણ એકસરખાં હતાં તે વિધવા-વિવાહના પ્રશ્ન પરત્વે ધ્યાન દોરીને લેખકે દર્શાવ્યું છે. પોતાના મતવ્યોને વિગતો આપી સાધાર બનાવવાનું લેખકનું વલણ લખાણની શાસ્ત્રીયતામાં ઉપકારક નીવડ્યું છે સાક્ષરોના અંગત જીવનમાંથી આપેલી વિગતો રસિક માહિતી આપે છે, પણ એથી વિશેષ હેતુ સરતો નથી. જીવનનાં મિલનબિંદુઓ કરતાં જીવનક્ષેત્રનાં મિલનબિંદુઓ જ આવા લેખમાં તો વધુ ઉપયોગી નીવડે

આવો જ લેખ 'મણિલાલ અને મણિશંકર' પરનો છે લેખક મણિલાલના જીવન અને સાહિત્યના અભ્યાસી હોઈ, એમના આવા અભ્યાસ વિષયોમાં મણિલાલ કેન્દ્રસ્થાને રહે તે સમજી શકાય તેમ છે ધર્મના વિષયમાં રમણભાઈ અને મણિલાલ વચ્ચે વિવાદ થયો હતો, તે પ્રસંગનો ઉલ્લેખ કરી મણિશંકર કાન્તનો એક પત્ર ટાંકી લેખક અનુમાન કરવા પ્રેરાયા છે કે રમણભાઈએ પોતાના મિત્ર મણિશંકરને મણિલાલ વિરુદ્ધ કંઈક લખવાનું સૂચન કર્યું હશે, એમ લાગે છે. મને લાગે છે કે કાન્તના પત્રમાંનાં વિધાનોને બીજી રીતે પણ જોઈ શકાય તેમ છે. મણિશંકરે રમણભાઈને એવા વિવાદમાં ન પડવાનું મિત્રભાવે સૂચવ્યું હોય એ અશક્ય નથી. સંભવ જોતાં 'મણિલાલના તેજસ્વી વ્યક્તિત્વથી કાન્ત આકર્ષાયા' હતા તે 'સિદ્ધાન્તસાર'ના અવલોકનનો ઇતિહાસ, કાન્તના રમણભાઈ પરના પત્રોનું પૃથક્કરણ અને કાન્તના મણિલાલ પરના પત્રોનું દોહન કરીને લેખકે પુરવાર કર્યું છે લેખકોના જીવનમાંથી મળી આવતી આવી વિગતો જેમ જેમ બહાર આવતી જશે તેમ તેમ લોકજીભે ચડીને દંતકથા બની ગયેલા કેટલાક લેખકોના જીવનપ્રસંગોની આજુબાજુ જામેલું ધુમ્મસ દૂર થતું જશે

'ડોલનશૈલીનું સાર્થક્ય' સાબીત કરવાના પ્રયત્ન રૂપે લખાયેલો લેખ જેટલો પૃથક્કરણાત્મક નથી, તેટલો વર્ણનાત્મક છે લેખકે કરેલાં કેટલાંક વિધાનો તર્કશુદ્ધિની દૃષ્ટિએ તપાસવા જેવાં લાગે છે. ન્હાનાલાલે અનવદ્ય છંદોબદ્ધ કાવ્યો આપ્યાં છે એ હકીકત નિર્દેશી લેખક કહે છે કે: "રખે કોઈ એમ માને કે ડોલનશૈલી એ ન્હાનાલાલે સ્વીકારેલું નિર્બળનું હથિયાર હતું" અહીં 'નિર્બળનું હથિયાર' અને 'નિર્બળ હથિયાર' વચ્ચે વિવેક કરવો જરૂરી હતો. લેખક આગળ જતાં નોંધે છે કે, 'ધીરોદાત્ત કરુણને એકધારી ઉન્નત કક્ષાએથી વહેવડાવવામાં છંદોબદ્ધ રચના કરતાં ડોલનશૈલી વિશેષ સફળ થાય છે, તેની પ્રતીતિ 'ઇન્દુકુમાર' કાવ્ય વાંચનારને થયા વિના રહેતી નથી.' આની સામે જ ન્હાનાલાલના છંદોબદ્ધ કાવ્ય 'પિતૃતર્પણ'નું ઉદાહરણ મૂકવા કોઈ પ્રેરાય તો નવાઈ નહીં લેખકે એક બીજી જગ્યાએ પણ તર્કદોષ વહોર્યો છે. તેઓ લખે છે: "ન્હાનાલાલની બહુવિધ સૌંદર્યસંપત્તિથી ભરપૂર પ્રતિભાશક્તિને ઝીલનાર અને અમુક અંશે જીરવનાર વાહન અન્યની વાણીને અનુકૂળ ન આવે તેમાં વાંક કોનો? શૈલીની અનન્ય સાધારણ ઉદાત્ત કક્ષાનો, કે ઝીલવા મથનારની પરિમિત પ્રતિભાનો?" અહીં ડોલનશૈલીની અનનુકરણીયતાએ અન્ય કવિઓની પ્રતિભાની પરિમિતતા બતાવી આપી છે, એવો અર્થ નીકળે છે, જેની સાથે ભાગ્યે જ કોઈ સંમત થાય.

પુસ્તકના છેલ્લા ભાગમાં ગ્રંથોનાં અવલોકનો આપવામાં આવ્યાં છે, જેમાં 'ગુજરાતસિદ્ધ,' 'પંચતંત્ર,' 'બટુભાઈનાં નાટકો,' 'શર્વિલક,' અને 'ઇન્દ્રજીતવધ કાવ્ય' પરના સમીક્ષાલેખોનો સમાવેશ થાય છે. 'એક શિલ્પ અને ત્રણ સર્જકો' એ લેખમાં શ્રી મુનશીની નવલકથા 'જય સોમનાથ,' શ્રી ધૂમકેતુની 'ચૌલાદેવી' અને શ્રી ચુનીલાલ મડિયાકૃત 'કુમકુમ અને આશકા'–એ એક જ વિષયવસ્તુ પર લખાયેલી ત્રણ નવલકથાઓને લેખકે અવલોકી છે, અને એમના વિશેષો તારવી બતાવ્યા છે. નિબંધનું શીર્ષક 'એક શિલ્પ અને ત્રણ સર્જકો' ભૂલ ભરેલું છે. શિલ્પ તો ત્રણે કૃતિઓનાં જુદાં જુદાં છે, માત્ર કથાવસ્તુ જ એક છે. ત્રણ સર્જકોને હાથે એક કથાવસ્તુ ત્રણ જુદા જુદા કેવા તો આકાર ધરે છે, એની પાછળ કઈ કલા-

દષ્ટિ કામ કરી ગઈ છે, એ લેખકે દર્શાવ્યું છે. ખાસ કરીને ચૌલાના પાત્રને કેન્દ્રમાં રાખીને ચર્ચા કરવામાં આવી છે. 'પંચતંત્ર' અને 'ગુલાબસિંહ'ની સમીક્ષાઓ ઊંડાણવાળી અને કૃતિના ગુણલક્ષણને ઉઠાવ આપનારી બની છે. 'ઇન્દ્રજીતવધ' એ મહાકાવ્યના પ્રયોગલેખે કેમ ઊણું ઉતર્યું તેની ચર્ચા કૃતિમાંથી ઉદાહરણો આપીને લેખકે કરી છે. રસનિષ્પત્તિમાં ઇન્દ્રજીત વધ કાવ્યના કર્તાએ નિપુણતા દાખવી નથી, એ મોટી મર્યાદા સાથે અન્ય મર્યાદાઓ લેખકે નોંધી છે કે 'લાંબા વિજયાએ ઊડતી કલ્પના' અને 'વક્તવ્યના ધોધને એકધારો ઝીલે તેવા મહાછંદ' જ્યાં સુધી હાથ ન આવે ત્યાં સુધી મહાકાવ્ય ન અવતરે. 'બટુભાઈનાં નાટકો' અને 'શર્વિલક'ના અવલોકનો ગુણદર્શી છે. બટુભાઈની નાટકકાર તરીકે જે જે લાક્ષણિકતાઓ લેખકે નોંધી છે, એ જ લાક્ષણિકતાઓ એમની મર્યાદાઓ પણ બની રહે છે, તે પણ જોવાનું જોઈએ. 'શર્વિલક'-ની બાબતમાં અંત 'અતિ કરુણ લાગવાનો સંભવ' લેખકે નિર્દેશ્યો છે.

ગ્રંથના આરંભમાં મૂકાયેલા નિબંધો ઉઘાડિયા શૈલીમાં લખાયેલા છે. ચર્ચાવિષયની સમગ્રદર્શી છણાવટ કરવાનો આગ્રહ, જે પાછળના નિબંધોમાં દેખાય તેની, અહીં ખોટ વરતાય છે. લેખકની સ્વસ્થ, સુઘડ અને સ્વચ્છ શૈલી આ સંગ્રહના મોટાભાગના નિબંધોમાં છે એ એક સુખદ ઘટના છે. ડૉ. ઠાકરની અભ્યાસ-પરાયણતા ઉત્તરોત્તર હજી વધુ માતબર નિબંધો આપશે એવી આશા જન્માવતા આ ગ્રંથને આપણે આવકારીએ

આકાશવાણીના સૌજન્યથી.

[ પાન ૪૧નું ચાલુ ]

રાજાજી 'પીછેહઠ' કરી રહ્યા છે — એનો જવાબ આનાથી વધુ સ્પષ્ટ શો હોઈ શકે?

*

સવાલ આપણે શું સાધવું છે તેનો છે. અને સવાલ શું સાચવીને શું સાધવું છે એનો છે: તે અનુસાર જ દિશા અને ગતિ નિશ્ચિત થાય છે.

રાજાજીની દિશા અને ગતિ સુનિશ્ચિત છે — એ પંથ ગમે તેટલો લાંબો હોય તોય બીજા કોઈ પણ પંથ કરતાં એ ટૂંકો જ નીવડવાનો એની પ્રતીતિ ગાંધીજીના જેટલી જ એમને છે — કેમકે, ઊલટી દિશા અને આંધળા દોટનો વિનાશ (ગાંધીજીએ જેનો આરંભ જોયો હતો તેનો મધ્યાહ્ન) રાજાજી જોઈ રહ્યા છે.

[૧૦-૮-૬૪

['વિશ્વમાનવ': જુલાઈ-ઑગસ્ટ '૬૪

# સંશુદ્ધ ગુરુત્વાકર્ષણ

— ડૉ. રસિક પંડ્યા

> અમારો નવો સિદ્ધાંત તેનાં બારીક નિષ્કર્ષણોમાં તો પ્રો. આઈનસ્ટાઈનના સાપેક્ષવાદને મળતો જ આવે છે.
>
> —ડૉ. ફ્રેડ હોઈલ

> અમે તો માત્ર જર્મન ભૌતિકશાસ્ત્રી ડૉ. અર્ન્સ્ટ મેકના તત્વજ્ઞાનને ગાણિતિક સૂત્રોમાં રજુ કર્યું છે. —ડૉ. જયંત નારલિકર

આ છે પ્રો. આઈનસ્ટાઈન અને ભૌતિશાસ્ત્રી ન્યૂટનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતોની પાદપૂર્તિ કરનાર પ્રખર ગણિતશાસ્ત્રીઓની વિનમ્રતા.

લંડનની રોયલ સોસાયટીના ભરચક સભાખંડમાં તા. ૧૧ જૂન ૧૯૬૪ના રોજ વિજ્ઞાન-વિશ્વની પાકટ શ્રદ્ધાઓને પ્રક્ષુબ્ધ કરતો ધડાકો થયો. ઇંગ્લેન્ડની કેંબ્રીજ યુનિવર્સિટીના ખગોળશાસ્ત્રી ડૉ. ફ્રેડ હોઈલે ગુરુત્વાકર્ષણનો નવો સિદ્ધાંત રજુ કર્યો. અને તેમને સાથ આપનાર હતો તેમનો જ સાથી શિષ્ય ડૉ. જયંત વિષ્ણુ નારલિકર. તક મળે તો ભારતીય વિજ્ઞાન-પ્રતિભા જગતના ચોકમાં ઉન્નત મસ્તકે ઊભી રહી શકે છે, તેનો આ એક વધુ પુરાવો હતો. તમામ ભારતીઓ માટે આ એક આનંદ અને ગૌરવનો પ્રસંગ હતો.

સાત સાત વર્ષની એકધારી તપશ્ચર્યા પછી પ્રસિદ્ધ કરેલા તેમના આ ક્રાંતિકારી સંશોધનમાં એવું તે શું હતું કે સમગ્ર વિજ્ઞાનવિશ્વ તેના પ્રથમ વાચને જ ખળભળી ઊઠ્યું ? ઇંગ્લેંડના અગ્રણી વૃત્તપત્ર ઓબ્ઝર્વરના અભિપ્રાય પ્રમાણે તો ડૉ હોઈલ અને ડૉ. નારલિકર ખગોળશાસ્ત્ર અને વૈશ્વિકશાસ્ત્ર ( Cosmology ) ના પ્રચંડ નવપ્રસ્થાનના મશાલધારી બની ગયા છે.

ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરનો આ નવો સિદ્ધાંત પ્રો. આઈનસ્ટાઈનના સિદ્ધાંતથી બે બાબતમાં અલગ છે. (૧) તે ક્ષેત્રના સિદ્ધાંતનો ત્યાગ કરે છે (Field Theory) અને ન્યૂટનના 'દૂરસ્થ પ્રક્રિયા' ( Reaction at a distance ) ના તર્કનો સ્વીકાર કરે છે. (૨) જર્મન વૈજ્ઞાનિક અર્ન્સ્ટ મેકના તત્વજ્ઞાન સાથે સહમત થાય છે.

ડૉ. હોઈલ ઉપર કેલિફોર્નિયાના ડૉ રિચાર્ડ ફેઈનમેનના સંશોધનોની ભારે અસર છે, તે તો તેમણે સૃષ્ટિના સર્જનને સમજવા માટે રજકણોની આંગળી પકડી તે ઉપરથી જ દેખાઈ આવે છે પરંતુ...

ડૉ હોઈલ અને ડૉ. નારલિકરના સંશોધનના પાયામાં જર્મન વૈજ્ઞાનિક પ્રો અર્ન્સ્ટ મેકની સરળ વિચારધારા રહેલી છે. પ્રો૦ મેકને લાગતું હતું કે વિશ્વમાં પ્રત્યેક રજકણનું દળ (Mass) વિશ્વના બીજા કોઈ પણ રજકણના દળ સાથે સંકળાયેલુ હોવું જોઈએ. આપણા રોજિંદા અનુભવમાં આવતાં અમુક જાતનાં બળો અને શેષ વિશ્વના સમગ્ર દ્રવ્ય (Matter) વચ્ચે દૂરસ્થ આંતરપ્રક્રિયા ચાલતી હોવી જોઈએ.

પ્રો. મેક આજથી પચાસ વર્ષ પહેલાંના ખ્યાતનામ વિજ્ઞાનવિદ્ હતા. અત્યારે તો પારધ્વનિ (Super-Sonic) વાયુયાનોની ગતિ નક્કી કરવા માટે મેક-આંક દ્વારા જ તેમનુ નામ જાણીતું રહ્યુ છે. તેમના આ સરળ તત્વજ્ઞાનને પ્રો૦ આઈનસ્ટાઈન ગાણિતિક ચોકઠાંમાં બેસાડવા માંગતા હતા પરંતુ તેમનાથી તે કેમેય ન બન્યુ ડૉ હોઈલ અને ડૉ. નારલિકરે તે સિદ્ધ કરી બતાવ્યુ

જો આપણે સંપૂર્ણ અવકાશકારી બ્રહ્માંડની કલ્પના કરી શકીએ કે જેમાં ગ્રહો, નક્ષત્રો, તારાઓ ન હોય, તેમાં એકાકી પદાર્થને મૂકવામાં આવેલો હોય, અને બીજું કોઈ દ્રવ્ય તેમાં અસ્તિત્વ ધરાવતું ન હોય તો આ પદાર્થને દળ (Mass) હોઈ શકે ખરૂ ? પ્રો૦ આઇનસ્ટાઈનના મત પ્રમાણે 'હા;' જ્યારે ડૉ હોઈલ અને ડૉ. નારલિકરનાં સમીકરણો ના પાડે છે. જ્યાં

દ્રવ્ય ન હોય ત્યાં દુરસ્થ આંતરપ્રક્રિયાઓ (ન્યૂટને) પણ ન સંભવી શકે અને તેથી ત્યાં કોઈ દળ પણ ન હોઈ શકે.

પ્રો૦ આઈનસ્ટાઈનનાં સૂત્રો મુજબ ગુરુત્વાકર્ષણ દ્રવ્ય ઉપર આધાર રાખતું નથી જ્યારે ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરના મત પ્રમાણે વિશ્વદ્રવ્યના સમગ્ર સરવાળાનું જ તે એક લક્ષણ છે. અને દ્રવ્યની અનુપસ્થિતિમાં તેનો પણ લોપ થાય છે હવે બ્રહ્માંડમાંથી અર્ધોઅર્ધ તારાઓને જો કોઈ ચમત્કારથી ભૂંસી નાંખવામાં આવે તો તેની શેષ અર્ધ બ્રહ્માંડ ઉપર અસર પડશે ખરી? અને જો અસર પડે તો તે કેવી હોય? પ્રો૦ આઈનસ્ટાઈન માનતા હતા કે તેથી શેષ બ્રહ્માંડમાં કશો જ પ્રક્ષોભ પ્રગટશે નહિ પરંતુ ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરે તેમનાં સમીકરણો દ્વારા બતાવી આપ્યું છે કે બ્રહ્માંડ સતત વિસ્તારશીલ છે દ્રવ્યનું સતત નિર્માણ થયા જ કરે છે ગુરુત્વાકર્ષણ પણ સાપેક્ષ છે. તેથી કરીને બ્રહ્માંડમાંથી જો અર્ધો અર્ધ તારાઓનો લોપ થાય તો બીજા અર્ધોઅર્ધ તારાઓનું ગુરુત્વાકર્ષણ ઘણું વધી જાય, તેથી ધીખતા વાયુનો ગોળો ગંઠાયાવા માંડે. તેનું ઘટત્વ વધી જાય. ને તે શનયુક્ત પ્રકાશથી ઝગારી ઊઠે અને સૃષ્ટિ આખી સળગી જાય.

ડૉ. હોઈલ સહજભાવે સ્વીકારે છે કે પ્રયોગદ્વારા તેમના આ સિદ્ધાંતને ચકાસવાનું કોઈ સાધન ઉપલબ્ધ નથી. જો કે તેમ કરવું હિતાવહ પણ નથી. પરંતુ આજસુધી બધાજ સમગ્ર બનાવો આ સિદ્ધાંતથી સમજાવી શકાય છે.

પ્રો૦ આઈનસ્ટાઈને ન્યૂટનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતને વિકસાવ્યો હતો. ન્યૂટનના મત પ્રમાણે ગુરુત્વાકર્ષણનો પ્રભાવ કોઈ પણ અંતરે તાત્ક્ષણિક હોય છે. પરંતુ, પ્રો૦ આઈનસ્ટાઈનના સાપેક્ષવાદ પ્રમાણે તે પ્રકાશની ગતિ કરતાં વધુ ઝડપી હોઈ શકે નહિ; ત્યારે ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરના ગણિતે બતાવી આપ્યું છે કે, દૂરદર્શક યંત્રની ક્ષમતાની પેલે પારના ગ્રહતારકોની ગતિ પ્રકાશ કરતાં પણ વધુ છે. હવે તો તે દૂરદર્શક યંત્ર – દૂરબીનથી પણ જોઈ શકાયા છે. પ્રો૦ આઈનસ્ટાઈન ગુરુત્વાકર્ષણના ક્ષેત્રે ન્યૂટન કરતાં ખાસ આગળ જઈ શક્યા નથી. પરંતુ તેમણે પોતાનાં કથનોને પ્રાયોગિક સમર્થનો પૂરા પાડ્યાં એટલી એમની વિશિષ્ટતા. ગ્રહોની ભ્રમણકક્ષા તો ન્યૂટને નક્કી કરી આપી હતી. પરંતુ તેમાં ખાસ કરીને બુધની ભ્રમણકક્ષામાં – રહી ગયેલી ઘણી બધી અસંગતિઓ તેમણે દૂર કરી.

ન્યૂટન અને પ્રો૦ આઈનસ્ટાઈન માનતા કે સૌર પ્રદેશ – સૂર્યમાળામાં (solar system) દરેક પદાર્થનાં દળ અને વજન ગુરુત્વાકર્ષણના તત્ક્ષેત્રીય પ્રભાવ સાથે સંકળાયેલાં છે. જ્યારે ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરનું કહેવું છે કે નિહારિકામાંના લાખો તારાઓ તારકભાસિયો (*Quasi stars*) અને ગ્રહતારકો – દશ્ય અને અદૃશ્યમાંથી ફેલાતું ગુરુત્વાકર્ષણ પણ આપણી આજુબાજુના રોજ બરોજના પદાર્થનાં દળ અને વજનમાં ફાળો આપે છે તેમણે વધુ સંતોષકારક અને પ્રતીતિજનક સમીકરણો દ્વારા પ્રસ્થાપિત કર્યું છે કે પદાર્થનું દળ ન્યૂટન અને આઈનસ્ટાઈનની માન્યતા મુજબની પદાર્થની કોઈ અંતઃસ્થિત સામગ્રી નથી, પરંતુ તે તો તેના આંતરક્રિયમાણ (Interacting) રજકણોની ઊપજ છે અને તે બીજા રજકણોના ગુરુત્વાકર્ષણનું પરિણામ છે. પ્રો૦ મેકના પરસ્પરક્રિયા સિદ્ધાંત અનુસાર પૃથ્વીના દળમાં ઋતુ–ઋતુએ સૂર્યથી વધતા ઘટતા તેના અંતરના પ્રમાણમાં વધઘટ થવી જોઈએ. પરંતુ પ્રો૦ આઈનસ્ટાઈન જેવા ગણિતજ્ઞો પણ તે કોઈ રીતે પુરવાર કરી શક્યા નથી. આમ ખંડિત થતા મેકના સિદ્ધાંતને ડૉ હોઈલ અને ડૉ. નારલિકરે નવું સમાધાન આપીને બચાવી લીધો છે. તેમનું કહેવું છે ઋતુ–ઋતુમાં બદલાતી ભ્રમણકક્ષાને કારણે પૃથ્વી અને સૂર્યના પરસ્પર પ્રભાવમાં જેમ ફેરફાર થાય છે તે પ્રમાણે પૃથ્વી અને બ્રહ્માંડમાં વસતાં બીજાં પિંડો વચ્ચેના પ્રભાવ પરિમાણમાં પણ ફેરફાર થાય છે અને આ રીતે પૃથ્વીનું દળ સમતોલ રહે છે, એક સરખું રહે છે. ટૂંકામાં તેમણે સૂચવ્યું અને સમીકરણો દ્વારા સિદ્ધ કરી બતાવ્યું કે બ્રહ્માંડમાંના કોઈ પિંડ વચ્ચેની પરસ્પર ક્રિયાનું પરિમાણ; તે બે પિંડ વચ્ચેના અવકાશના ક્રિયા–પ્રભુત્વ ઉપર આધાર રાખે છે.

પ્રો૦ આઈનસ્ટાઈનનાં સૂત્રો (Fomulae) પરાવર્ત્ય એટલે પદાર્થો વચ્ચેના આકર્ષણ તેમજ

અપાકર્ષણની સાબીતીઓમાં પ્રયોજી શકાય તેવાં છે. તે સૂત્રો પ્રમાણે તો ન્યૂટનનું સફરજન ઝાડ ઉપરથી નીચે આવ્યું, તેવી જ રીતે ઊંચે પણ જઈ શકયું હોત. પરંતુ પ્રત્યક્ષ વ્યવહારમાં એવું ક્યાંય બનતું નથી. ગુરૂત્વાકર્ષણ કેવળ આકર્ષક બળ છે, પરાવર્તક નથી. ડૉ. હોઈલ અને નારલિકરનાં સમીકરણો અનુસાર ન્યૂટનના ગુરૂત્વાકર્ષણની આ ક્ષતિ સુધારી લેવ ઈ છે. આ સમીકરણો કયાંય અસ્પષ્ટ નથી.

વૈશ્વિકશાસ્ત્ર અને વિશ્વના વિધવિધ સ્વરૂપો સાથે સંકળાયેલાં ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરનાં સમીકરણો ડૉ. આઈન્સ્ટાઈનનાં સમીકરણોની અપેક્ષાએ વધુ બલિષ્ઠ અને વ્યાપક પૂરવાર થયાં છે બુદ્ધ સાપેક્ષવાદ શુદ્ધ ગણિત ઉપર આધારિત છે, નહિ કે વિશ્વના ગુણધર્મો ઉપર. પરંતુ વૈશ્વિકશાસ્ત્રીઓ ( Cosmologists ) તરીકે ડૉ. હોઈલે અને ડૉ. નારલિકરે વિશ્વને ગંભીરતાપૂર્વક ગણત્રીઓમાં લીધુ છે તેમણે સૌ પ્રથમ તો કોઈ પણ વસ્તુના દળને વિશ્વ સમગ્રના દળ સાથે સાંકળતાં સમીકરણો તૈયાર કર્યાં છે. તેનાં પદ વિશ્વના પોતાના ગુણધર્મોમાંથી નિષ્પન્ન થાય છે.

આ નવાં સમીકરણો ડૉ. હોઈલના પોતાના 'વિશ્વના અવિગત સર્જનના સિદ્ધાંતને અત્યન્ત પરિપુષ્ટ કરતાં આવે છે. દ્રવ્યના સર્જન માટે નિગૂઢ તત્વો ઉપર આધાર રાખવાને બદલે ડૉ. હોઈલ તેમના પ્રખ્યાત સર્જન-ક્ષેત્ર (Creation Field–C Field) તરફ નજર દોડાવે છે. જેનો સર્વસામાન્ય દુન્યવી અનુભવો ( જે આજ સુધી સુગોપિત જ રહ્યા છે ) સાથેનો અનુબંધ ક્ષયાસન્ન અલ્પ છે, એવું આ સર્જન-ક્ષેત્ર અકલ્પિત રીતે દ્રવ્યમાત્રનું સર્જન અને વિસર્જન સંભાળે છે. અમુક દશાએ પહોંચતાં જ તેમાંથી દ્રવ્યનો એક રજકણ સર્જાય છે. દ્રવ્યના પ્રત્યેક રજકણના જન્મ અને મૃત્યુથી આ સર્જનક્ષેત્રીય કિરણોત્સર્ગ ( Radiation )નું એક મોજું બહાર ફેંકાય છે. ઉચ્ચતર ગણિતના ચમત્કારથી ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરનાં નવાં ગુરૂત્વાકર્ષણ અંગેનાં સમીકરણો સર્જન-ક્ષેત્ર ઉપર સારો એવો પ્રકાશ પાથરે છે. અને સર્જનક્ષેત્રને સામાન્ય સમીકરણોમાં ગોઠવવામાં આવે છે ત્યારે તેમાંથી સ્વયંભુ અચલ સ્થિતિ ( Steady State ) અથવા તો સાતત્યમય વિશ્વ-સર્જન પ્રગટ થાય છે. પરિણામે, સૃષ્ટિની ઉત્પત્તિ અંગેની આદિ-અંતવાળી તરેહવાર કલ્પનાઓ બેવજૂદ કરે છે. અલબત્ત, હજી આ સર્જનક્ષેત્રના દાર્શનિક પુરાવાનો સંદતર અભાવ છે. પરંતુ ડૉ. હોઈલ અને ડૉ. નારલિકર તેમના સર્જન-ક્ષેત્ર માટે પ્રતિપાદન કરી શકાય તેવો પરિસ્થિતિના નિર્માણ તરફ પ્રવૃત્ત થયેલા છે જો કે આ સિદ્ધાંત ભૌતિકશાસ્ત્રના બધા સર્વમાન્ય નિયમો સાથે સુસંગત નથી. પરંતુ તેને ખોટો તો કેમ કહેવાય ? એક હકીકત હવે તો સર્વ-સ્વીકૃત બનતી જાય છે કે નિહારિકામાંના ગુરૂતારકો તેમની અમોઘ શક્તિ ગુરૂત્વાકર્ષણમાંથી મેળવે છે, જ્યારે સૂર્ય અને બીજા સામાન્ય તારકો, ભિતરમાં સતત ચાલતી ઉષ્ણાણુવી ( Thermo-nuclear ) સંયોજનની ( fusion ) સુપ્રસિદ્ધ પ્રક્રિયા મારફતે પોતાની શક્તિ મેળવતા હોય છે આ નવાં સમીકરણો ગુરૂતારકોની સાચી પ્રકૃતિ જાણવામાં ઉપયોગી થઈ પડશે એમ લાગે છે. અવકાશનાં ગૂઢ રહસ્યો ઉકેલવામાં આ સિદ્ધાંત દરણફાળ બનતો રહેશે.

દરમિયાનમાં ડૉ. હોઈલ અને ડૉ. નારલિકર તેમનાં સંશોધનોમાં મહત્વ એવા આ સમીકરણો ઉપર આધારિત એક-સંકલિત ( uni-field ) ક્ષેત્ર-સિદ્ધાંત શોધી કાઢવાની દિશામાં પ્રયત્નશીલ છે આ અંતિમ ધ્યેય પાછળ પ્રો૦ આઈનસ્ટાઈને તેમની જિંદગીનાં ત્રીસ વર્ષ ગાળ્યાં હતાં. આ સંકલિત ક્ષેત્રસિદ્ધાંતમાં ગુરૂત્વાકર્ષણ અને ભૌતિકશાસ્ત્રના બીજાં બળ-ક્ષેત્રો, ખાસ કરીને વિદ્યુત્ચુંબકત્વ અને અણુશક્તિનાં એકીકરણ કરવાનો પ્રધાન હેતુ છે સૃષ્ટિની નજાકત અને સરલતા અંગેના ભૌતિકશાસ્ત્રીઓના અંતરથ વિશ્વાસથી અતિ-રિક્ત આ પ્રકારના સંબંધના અસ્તિત્વને માનવાને બીજાં કેટલાંક મજબૂત કારણો અલબત્ત અસ્પષ્ટ છે. દા. ત. ગુરૂત્વાકર્ષણ વિદ્યુત્ ભારના બળ કરતાં ૧૦<sup>૪૦</sup> ગણું પ્રબળ છે અને યોગાનુયોગે ગુરૂત્વાકર્ષણ ભારના વિશ્વની ત્રિજ્યા અને વિદ્યુતાણુ ( Electrons )ની ત્રિજ્યા સાથેના સંબંધનું પ્રમાણ પણ આટલું જ છે

આ સંકલિત ક્ષેત્ર સિદ્ધાંત, ડૉ. હોઈલ અને ડૉ. નારલિકર શ્રદ્ધા રાખે છે તે પ્રમાણે જો સિદ્ધ કરી શકાય તો બુનિયાદી ( Basic ) ભૌતિકશાસ્ત્રની મોટા ભાગની કઠોરતા–કુરૂપતા નિવારી શકાય. પ્રો૦ આઈનસ્ટાઈનના ગુરુત્વાકર્ષણના સુધરેલા સિદ્ધાંતનો વૈજ્ઞાનિક વિશ્વે ત્રીસ વર્ષની કસોટી બાદ સ્વીકાર કર્યો છે ડૉ. હોઈલ અને ડૉ. નારલિકરના નવા સિદ્ધાંતનું આખરી મૂલ્યાંકન તો સમય જ કરશે, પરંતુ સૈદ્ધાંતિક ભૌતિકશાસ્ત્રના બુનિયાદી સવાલો અંગે પુનર્વિચારણા તો શરૂ થઈ જ ગઈ છે. તેમણે રજૂ કરેલો સંશોધિત ગુરુત્વાકર્ષણનો નિયમ આઇનસ્ટાઈનના ગુરુત્વાકર્ષણ સિદ્ધાંત કરતાં વધુ પ્રમાણમાં સતર્ક છે. બાકી આ નવા સિદ્ધાંતે સૌ પ્રથમ તો પ્રસ્થાપિત પરિણામોને નવેસરથી વધુ સમજાવવાં પડશે, એટલું જ નહિ, ન્યૂટન અને આઈનસ્ટાઈનના સિદ્ધાંતોમાં રહેલી વિસંગતિઓ — ક્ષતિઓ તેણે સુધારી આપવી પડશે; તો જ તે સમયની સામે ટકી શકશે. એ બધું ગમે તે હો, પણ આજે તો તેમણે નવી શક્યતાઓ ઉઘાડી આપી છે, એટલું ચોક્કસ.

×

## સંદર્ભ


(1) The Statesman (India) 22 June '64
(2) New Statesman (London) 12 June '64
(3) The Guardian (London) 11 June 64
(4) The Times of India 15 June '64
(5) The Times (London) 24 June '64


## ડૉ. જયંત નારલીકર

અવકાશી સિદ્ધિઓની દૂરગામી શક્યતાઓની ભોગળો ઉઘાડનાર આ પ્રથમ કક્ષાના યુવાન ભારતીય વૈજ્ઞાનિકનું પૂરું નામ છે, ડૉ. જયંત વિષ્ણુ નારલિકર. રાજસ્થાનના પબ્લિક સર્વિસ કમિશનના અધ્યક્ષ પ્રો૦ વિ વિ. નારલિકરને ત્યાં કોલ્હાપુરમાં તેમનો જન્મ ૧૯–૭–૩૮ ના રોજ થયો હતો. પ્રો૦ વિ વિ. નારલિકર કેમ્બ્રિજના રેંગ્લર છે. એકવાર તેઓ બનારસ હિન્દુ વિદ્યાલયના ગણિત વિભાગના વડા હતા. ડૉ. જયંતનાં માતુશ્રી શ્રીમતી સુમતિદેવી મુંબઈ યુનિવર્સિટીનાં અનુસ્નાતક અને સંસ્કૃતનાં પ્રખર વિદ્વાન છે. ડૉ જયંત બનારસ હિન્દુ યુનિવર્સિટીમાંથી ગણિત, ભૌતિકશાસ્ત્ર અને આંકશાસ્ત્ર સાથે બી. એસ. સી થયા છે. વધુ અભ્યાસ માટે તેઓ ૧૯૫૭માં કેમ્બ્રીજ ગયા, ૧૯૬૩માં તેઓ કિંગ્સ કોલેજના ફેલો હતા તેમણે સાપેક્ષવાદ અને વૈશ્વિકવાદ જેવા વિષયોમાં મહા–નિબંધ લખીને કેમ્બ્રીજની ડોક્ટરેટ મેળવેલી છે. આમ, વિદ્વતા તેમની વારસાગત સંપત્તિ છે ડો જયંતે કહ્યું હતું કે " મારી શોધને દુનિયામાં જે થોડા લોકો સમજી શકે છે તેમાં મારા પિતાજી પણ એક છે."

તેમનું દૃઢ માનવું છે કે મહાન શોધો આપોઆપ અકસ્માત્ થઈ જાય છે તે વાત ખોટી છે. તે કહે છે તેમને એવો એકપણ પ્રસંગ યાદ આવતો નથી જ્યારે તેમને 'યુરેકા' ( મળી ગયું ) —'યુરેકા' બોલી ઊઠવાનું મન થયું હોય વૈજ્ઞાનિક સંશોધન તો તેમને મતે એક બૌદ્ધિક વ્યાયામ છે. તેઓ કહે છે કે " અમારા કામમાં યાંત્રિક મગજ (Computor) કામ આપી શકતું નથી, કારણ કે તે વિચારી શકતું નથી હા, એવી પણ ક્ષણો આવે છે કે જ્યારે મન ચક્ષુ આગળનો બધો જ કાપ એકાએક ચમત્કારિક રીતે ધોવાઈ જાય છે અને ત્યારે આગળનું ખુલ્લું મેદાન સર થઈ ગયેલું હોય છે."

"મારી નેમ મારા વ્યક્તિત્વનો પૂરેપૂરો વિકાસ
સાધવાની ને તેને વ્યક્ત કરવાની છે.......
આકાશમાં ઝગમગતા વ્યાધના તારા સુધી
નિસરણી ઊભી કરવાની મારી મરજી હોય તો
તેમ કરવાની મને છૂટ હોવી જોઈએ."

—ગાંધીજી

[ દશરથ ગાંધી—મુંબઈના સૌજન્યથી ]

મળ્યો અને અમેરીકાની સ્ટાન્ડર્ડ વિ. રીફાઈનરી જોઈ. આ ઔદ્યોગિકવિસ્તાર-માઈલોના માઈલો સુધી વિસ્તરેલો છે. સીમેન્ટ, સ્ટીલ, ઓઈલ અને બીજા અનેક હજારો કામદારોને રોજી આપનારા આ ઔદ્યોગિક વિસ્તારને જોવાનો લ્હાવો માણવા જેવો હતો પરંતુ ત્યાંજ આવેલા ગંદા તૂટી ગયેલા ગીચ વસ્તીવાળા લત્તા પણ જોયા!

શનિવારે સવારે શિકાગોના Skyscraper મુડેન્શીયલ બિલ્ડીંગ પર જે ૪૫ મજલાનું મકાન છે ત્યાંના નિરીક્ષણ 'ડેક' પરથી શીકાગોના ફોટા લીધા – અફલાતુન! – બપોરે શિકાગોનું કલાકેન્દ્ર જે વિશ્વનું એક મોટામાં મોટું છે, ત્યાં ત્રણેક કલાક કાઢયા હજારો વરસના ચિત્રકળાના ઇતિહાસના પ્રતિનિધિ સમા સેંકડો ચિત્રો અહીં છે પીકાસો, વેનગોગ, ગોગાનાં અને બીજા વિશ્વવિખ્યાત ચિત્રો જોવાનો લ્હાવો ભાગ્યે જ મળે. વધારે મજા તો ત્યાં એ પડી કે, ત્યાં ચિત્રકળાની જુદી જુદી શાખાઓની ગેલેરીમાં તે તે દરેક શાખાનું મહત્વ સમજાવાતું હતું, અનેક વિદ્યાર્થીઓ નોંધ લેતા હતા

*

## ૨૧ ડિસે '૬૨

સીડર રેપીડમાંથી હમણાંજ 'હેવી અર્થ' મુવિંગ મટીરિયલ 'બનાવનાર ઉદ્યોગના પ્રતિનિધિ ભારત આવ્યા હતા. તેમણે 'ફોરેન ટ્રેડ બ્યુરો' માં પ્રવચન આપ્યું તેમાં પણ મજા પડી. રાતે અહીંના એક મજૂર કાર્યકર મિ. કિંગને ઘેર ગયા હતા. એના પુત્ર બૉબને શાળાના શિક્ષકે ભારત પર પ્રોજેક્ટ તૈયાર કરવા આપ્યું હતું. તેના પર એણે 'એન સાઈક્લોપીડીઆ' વગેરેમાંથી ઘણી માહિતી, ચિત્રો એકઠાં કર્યા હતાં – કેટલીક ભૂલો હતી ખાસ કરીને ભારત Caste, Cow અને Hindu નો પ્રદેશ છે. આ ત્રણ વાત બધાને ભાર દઈને ઠસાવવવામાં આવી છે એ છાપ આપણને ભૂંસતાં ઘણી વાર લાગશે. એક અમેરિકન સૈનિક જે બીજા વિશ્વયુદ્ધમાં બંગાળના ભૂખમરા વખતે કલકત્તા હતો, તેણે તો એમ કહ્યું કે દુકાળમાં માણસ મરે તો કોઈનેય પડી ન હતી. પણ મુડદાલ ગાય મરે તો બધા એને માટે કાળજી કરતા હતા – આવાં અનેક વર્ણન થાય છે.

*

## ૨૧ ડિસે '૬૨

આજે શુક્રવારે અહીંનાં બે મોટાં કારખાનાં જોયાં. એક તો કોલિન્સ રેડિયો ફેક્ટરી, કોલિન્સ એ બ્રોડકાસ્ટીંગ સ્ટેશન, અને Air અને Sea માં વપરતા Tele comminication નાં સાધનો દુનિયા ભરમાં આપે છે. તેઓ એમનાં મશીનોમાં ૫૨૦૦૦ સ્પેરપાર્ટસનો ઉપયોગ કરે છે. ૨૦૦ જાતના રેડિયો બનાવે છે. એટલું જ નહીં પણ આજ સુધીમાં અમેરિકાએ જેમીની અને મરક્યુરીમાં જે અવકાશ યાનિકો મોકલ્યા, તે બ નેમાં કોલિન્સની જ મશીનરી વપરાયેલી; હવે ત્રીજો પ્રયોગ – ચંદ્ર પર જવાનો કરવાના છે-તેનું નામ Apollo છે – તેનું મોડેલ અમે જોયું એ મોડેલની અંદર Astronat માટે જેવી ખુરશી વપરાવાની છે, તેમાં બેસી પણ જોયું એમાં વપરાતાં, નાનાં નાનાં સાધનો જેને આ Astronats સૂતાં સૂતા વાપરી શકે, પૃથ્વી જોડે વાત કરી શકે, તે બધાં જ અહીં બને છે – દુનિયાના પરિવર્તનનો એક ભાગ નજીકથી જોવા મળ્યો. આમાં બહેનો ઘણું મહત્વનું કામ કરે છે – નાના નાના ભાગોને ગોઠવવાનું જોડવાનું બધુ જ બહેનો કરે છે

બપોરના ત્યાંથી Allis Chalmers નું કારખાનું જોવા ગયા એ લોકો Heavy Earth moving machines – અહીં બનાવે છે. રાક્ષસી યંત્રો જે સેંકડો મણ માટી–૪૦ ટન એક સાથે ઉપાડી ઠાલવે – રસ્તા બનાવે, બંધ માટે માટી ઉપર ચડાવે – આવાં મશીનોના પોલાદી ભાગોને એક બીજા સાથે ગોઠવવા, weld કરવા એ કામ પણ ભારે હતુ.

ટૂંકમાં એવું લાગ્યુ કે Collins ની દુનિયા કાચી જેવડા યંત્રભાગોની બનેલી હતી – એ ૬૦ સેકન્ડમાં અમેરિકામાંથી આફ્રીકા કે યુરોપ ગમે ત્યાંનો સંદેશો ઝીલીને આપવાનું કામ કરે છે, તો એલીસચેલ્મરસ હાથી હાથી જેવડાં મોટાં રાક્ષસી યંત્રો બનાવે છે – ચીનના આક્રમણ પછી પર્વતો પર માલ અને શસ્ત્રો લઈજવાં

માટેના હવાઈ જહાજોમા વપરાતા સંદેશાની તાલીમ લેવા Airforce ના બે ભારતીય સૈનિકો કોલી-સમાં તાલીમ લે છે. અમારી જ રેઝવેલ્ટ હોટલમાં એ ઊતર્યા છે

*

તા ૧-જાન્યુ.-૬૩

સોમવારે સવારે ૧૦ વાગે જે જોવાને વરસોની ઇચ્છા હતી, તે ડીઝનીલેન્ડ જોવા બસમાં હું નીકળ્યો. મારા દિલમાં જોવાની ઉત્સુકતા હતી પણ મારી જોડે ચાર જણમાંથી બે જણ આવ્યા જ નહિ અને બે આફ્રીકન જે આવ્યા એમણે ડીઝનીલેન્ડની વાત જ સાંભળેલી નહિ એટલે એમને મારો ઉત્સાહ કે ઉત્સુકતા સમજાતી જ ન હતી.

લગભગ કલાકમાં અમે ડીઝનીલેન્ડમાં પહોંચી ગયા-બસ અને મોટરોમાં લોકો આવતા જ હતા-પણ મોટા ભાગના પોતાનાં બાળકો જોડે હતાં અને હું મારી શ્યાણી વગર હતો! આપણે તો ચિત્રો અને સાહિત્ય એટલું બધું જોયું છે કે બધી વાતોનાં નામ વગેરેથી હું પરિચિત હતો. પણ આ બધું હકીકતમાં અદ્ભુત હતુ.

અંદર દાખલ થતાંની સાથે જ માથા ઉપરથી સૂસવાટા કરતી monolane એક પાટાવાળી ટ્રેઈન પસાર થઈ-જરાક આગળ ચાલ્યા ત્યાં ભખભખ કરતી-જૂના જમાનાના એંજિનવાળી ગાડી નીકળી અને થોડી વારમાં અમે એની મુખ્ય શેરીમાં દાખલ થયા-ભય કર ગીરદીઃ જાત જાતનાં વહનો-ઘોડાગાડી, જુદી જુદી જાતની મોટર, તદ્દન જૂના જમાનાના મોડલની ઘોડાવાળી બસ, ફાયર એન્જિન જેવી બસ, અને શેરીઓમાં જાત જાતની દુકાનો! એક જગાએ સંગીત ખંડમાં બધાં વાજીંત્રો એની મેળે વાગ્યા કરે, એક જગાએ-તાજાં ફળોનો રસ મળે! ત્યાં તમે રસ લ્યો એટલે સામે દિવાલપર બોસ્ટનની લાઈનની લાઇન ચાલે. જરાક આગળ ચાલ્યા ત્યાં નાનાં સિનેમાઘરોમાં 'બમ્બઈકા દરિયા દેખો-આગરાકા તાજમહાલ દેખો' એવા-આપણે ત્યાં શેરીઓમાં બતાવવા આવે છે, તેવાં-સિનેમાઘરોમાં જરીપુરાણી '(જે સામાન્ય રીતે જોવા ન મળે તેવી) ફિલ્મો જોવા મળતી હતી. બરાબર એની સામે ચિત્રકારો તમારો 'અગર તમારા બાળકનો ત્યાં ને ત્યાં Crayon થી આબેહૂબ સ્કેચ દોરી આપતા હતા. એની નજીક નાનકડું સિનેમા ઘર હતું. બાકી રેસ્ટોરાં, જાત જાતનાં ટોળીઓ, ધજાઓ ફુગ્ગા વગેરેનો પાર જ ન હતો.

મુખ્ય શેરીના છેડે મોટા ચોકમાં આવતાંની સાથે જ સામે એક ખૂણામાં ડીઝનીલેન્ડના બેન્ડવાળા લોકપ્રિય ગીતો વગાડતા તમારું સ્વાગત કરતા હતા. ત્યાંથી ત્રણ દરવાજામાં તમે ત્રણ જુદા જુદા પ્રદેશોમાં દાખલ થાવ છો-વચ્ચેનો દરવાજો પરીકથાઓનો પ્રદેશ છે. એની જોડે એક બાજુ 'આવતી કાલની દુનિયા'નો પ્રદેશ છે અને બીજી બાજુ 'આદિવાસીઓની દુનિયા' છે ત્રણેયમાં એટલું બધું છે કે વાત ન પૂછો. અમે પરીકથાઓના પ્રદેશમાં દાખલ થયા બાળકોની લોકપ્રિય વાર્તાઓના પ્રદેશો હતા-Alice in the wonder land, Sleeping beauty, Snow white. બધી વાર્તાઓના રમણીય પ્રદેશો બનાવ્યા છે. બે દરવાજાની અંદર તમારી ગાડી દાખલ થાય એટલે અંધારામાં તમારી મોટર આડે જાત જાતના વિચિત્ર પ્રદેશો આવે-ઘડીકમાં સામેથી ટ્રેઈન સૂસવાટા કરતી આવે, તો ઘડીકમાં તમે ભૂતકાળમાં સપડાઇ ગયા હો તેવું લાગે, તો ઘડીકમાં તમારી મોટર પર જાણે કે ડાઈનેમાઈટની પેટીઓનો ઢગલો હમણાં જ પડશે એવુ લાગે! બીજા એવા પ્રદેશમાં તમને એવા જ રોમાંચકારી પ્રવાસમાં લઈ જાય છે આ બધું પ્રકાશ નિયોજન અને ધ્વનિ નિયોજનની મદદથી ગોઠવ્યું છે. દા. ત. ટ્રેઈન સામેથી આવતી હોય એટલે અંધારામાં માત્ર એન્જીનની Spotlight જ હોય અને ગાડીનો અવાજ હોય અને પેલી સર્ચલાઈટ તમારા ઉપર આવતી હોય એવું લાગે. આ ઉપરાંત સામે એક મોટુ જહાજ છે. અહીંથી જ ખૂણામાં પેલા કપરકાબીવાળા રેસ્ટોરાંમાં તમે ગોળગોળ ફર્યા જ કરો-વચ્ચે મોટુ જૂના જમાનાની ઢબના હાથી ઘોડાવાળુ ગોળ ચકડોળ છે એક ખૂણામાં Sleeping beauty નો મહેલ છે. અને સૌથી લોકપ્રિય એક ઊંચા પહાડમાં ગુફાઓ કોતરીને

ધોધ ગોઠવ્યો છે અને પહાડ ખૂબ ઊંચો છે. એની ગુફાઓમાંથી તમારી નાની મોટર ચડઊતર કર્યા જ કરે; અને બીજી બાજુ, monolane નું સ્ટેશન છે. એના બીજા છેડે તાર પર ચાલતા Bucket ની ઊંચે હવામાં ડીઝનીલેન્ડ પરથી ચાલતી ગાડી છે.

ત્યાંથી 'આવતી કાલની દુનિયા 'ના પ્રદેશમાં આવ્યા. અહીં રૉકેટ હાઉસ છે (જે આપણે ત્યાં કરવાના છીએ) આ ચિત્રમાં દેખાતું રૉકેટ હાઉસ માત્ર શોભાનું જ છે પણ એની જોડેના મકાનમાં રૉકેટ જેવા આકારમાં ગોળ ખુરશી પર તમે બેસો એટલે અંધારૂં થઈ જાય અને પછી રૉકેટની મુસાફરીના ધ્વનિ-આયોજનથી ઉપર અને નીચે ગોળ સ્ક્રીનમાં રૉકેટ વખતે લેવાયેલી રંગીન ફીલ્મ દ્વારા તમને પૃથ્વી, ચન્દ્ર અને બીજા ગ્રહો કેવા દેખાય છે તે બતાવે છે.

આ સિવાય અહીં હાથીના આકારનું આધુનિક ચક્કર છે, જેમાં હાથી આકારની ગાડી ઉપર-નીચે થતી જાય અને ગોળ ગોળ ફરે-flying saucersના આકારની ગાડીઓ-અને સૌથી સુંદર તો સબમરીનની મુસાફરી હતી. નાની સબમરીનમાં તમને પાણીની નીચે બનાવેલા આખાયે પ્રદેશમાં અનેક જાતના પ્રદેશો બતાવે છે. પાણીની અંદરની માછલીઓ, છીપ, શંખો-જાત જાતના સમુદ્ર નીચેના પહાડો, ભયાનક જળચરો બધું તમે બારીમાંથી જોઈ શકો. બધા તમારા તરફ મોઢું ફાડે અને બંધ કરે ત્યાં તમને સમુદ્રની આવતી કાલની શક્યતાઓ બતાવે છે. એક ગુફામાં તમને જૂનાં અનેક જહાજો ડૂબી ગયેલાં બતાવે છે-જબરજસ્ત મોટાં પછી સંસ્કૃતિનાં પડઘા ઉકેલતી ગુફાઓમાં લઈ જાય છે; ત્યાં જૂની સંસ્કૃતિનાં ખંડેરો, કોતરકામ, મોટા સ્તંભો વગેરે ડૂબેલી દુનિયામાં બતાવે છે છેલ્લે સૂરજનો પ્રકાશ જ્યાં નથી પહોંચી શકતો એટલી ઊંડાઈએ લઈ જઈને પોતાના સ્વયંપ્રકાશથી ઝગઝગતા જળચર પ્રાણીઓ અને સમુદ્રપરીઓનો પ્રદેશ બતાવે છે. પાણી નીચે બધું જ યંત્રોથી બનાવેલું-આબેહૂબ-અદ્ભુત હતું

ત્યાંથી અમે 'આદિવાસીઓના પ્રદેશ'માં ગયા ત્યાં સમુદ્રમાં જૂના જમાનાના જહાજો, તરાપા, હોડીઓ વગેરે મુસાફરીઓ ગોઠવી છે. સ્વીસ કુટુમ્બનુ રૉબીન્સન ક્રુસોનું એક ઊંચા વડના ઝાડ પરનું ઘર બનાવ્યું છે ત્યાં તમે એના જમાનાનાં કપડાં, વાસણ, હથિયારો જોઈ શકો. બીજી બાજુ મોટા Red Indians નો પ્રદેશ બનાવ્યો છે. ત્યાં એમના તંબુઓ, ઘરો, સંગીત-નૃત્ય વગેરે જોવા મળે છે.

અને અહીંનું સૌથી મોટું આકર્ષણ જંગલમાં બોટની મુસાફરીનું છે બર્માના જંગલની ઘટાઓમાં તમારી હોડી વાંકીચૂકી ચાલે, ત્યારે ઘડીકમાં મગર, તો ઘડીકમાં હીપોપોટેમસ મોઢું ફાડે. ત્યાંથી આગળ બર્માના જંગલના કાંઠા પર ભારતીય સંસ્કૃતિના અવશેષોમાં ગણપતિની મોટી મૂર્તિ અને પછી તો અનેક હાથીઓ કોઈક ઝાડીમાં ઊભા છે, કોઈક પાણી ઉડાડે છે વગેરે. ત્યાંથી આગળ આફ્રિકાના જંગલમાં "જંગલની કીકીયારી." કાંઠાના જંગલ પર જાત જાતનાં પક્ષીઓનો કલરવ, પશુઓની ગર્જનાઓ, ઝુલુડેન્સ કરતા આફ્રિકનો-આખી મુસાફરી ભારે રોમાંચકારી છે. હાથી, મગર, હીપોપોટેમસ, આફ્રિકનો-બધું જ કૃત્રિમ છે. પ્રાણીઓનાં મૃતદેહોમાં યોગ્ય મસાલો ભરીને યંત્રની મદદથી બધુ કરાવે છે. આફ્રિકનોને નાચતા પણ યંત્રની મદદથી બતાવ્યા છે!

આ સિવાય જાત જાતના આદિવાસીઓનાં ઘરો, એમની ચીજવસ્તુઓના વેચાણનાં બજારો વગેરે બધું ઘણુ છે.

સવારના ૧૧ થી સાંજના ચાર સુધી જોયું નિરાતે જોવાનુ હોય તો ત્રણ દિવસ લાગે ઘણા પૈસા જોઇએ. કારણ પ્રવેશના ૧ : ૨૦ ડોલર ઉપરાંત બધે જવાના-મુસાફરી કરવાનો અલગ ચાર્જ છે. બાળકો માટે સસ્તુ છે-પણ આમાં તો ઘરડો પણ બાળક બની જાય છે તો! સાંજે બસમાં ૫ છો આવ્યો ત્યારે કલ્પનાની દુનિયામાંથી વાસ્તવિક દુનિયામાં આવવાથી મન ભરાઈ ગયુ હતું...

પણ આ ડીઝની લેન્ડ તો ૩૧ મીએ જોયું.-૩૧ મી ડીસેમ્બર એટલે New Year Eve. અમેરિકાના જીવનની પાગલ પળો. આપણે જેમ દિવાળીની

રાતે લગભગ સૂતા નથી તેવું જ. પણ અહીંના આનંદમાં નાચગાન અને શરાબ ખાસ.

પણ મારે તો વહેલી સવારે દુનિયાની અનોખી, ભાગ્યે જ જોવા મળતી, Rose Tournament જોવા જવાનું હતું વરસો પહેલાં ભાવનગરમાં એનું ન્યુઝરીલ જોયેલું: નવા વરસે લોસ એન્જલ્સ નજીક આવેલા પેસેડેના શહેરમાં લગભગ ૭૫ વરસથી ફૂલોનાં બનાવેલાં ચલદૃશ્યો–Floats નું આ સરઘસ છે અમેરીકાના બધાં રાજ્યો અને મોટી સંસ્થાઓ એમાં ભાગ લે છે. ૧૮૮૯ માં શરૂ થયેલી આ પરેડમાં આ વખતે ૧ કરોડ ફૂલો વપરાયાં હતા અને ૬૧ ચલદૃશ્યો ભાગ લેવાનાં હતાં. દસ લાખ સ્ત્રીપુરૂષો આબાલ વૃદ્ધ અમેરીકાના ખૂણે ખૂણેથી જોવા આવે છે જોવાની સારી જગા મેળવવા માટે લોકો નવા વરસની આગલી રાતનાં નાચગાન–શરાબ છોડીને પેસેડેનાના ફૂટપાથ પર સારી જગ્યા મેળવી સૂઈ રહે છે!

ડીઝનીલેન્ડની મુસાફરીના થાક છતાં ય રાતે બે વાગે ઊઠીને; અંતુ મને બસ સ્ટેશન પર પહોંચાડી ગયો. ત્યાંથી, રાતના અઢી વાગ્યાની બસમાં–પેસેડેના સાડા ત્રણે પહોંચ્યો કોલોરાડો એવન્યુ જ્યાંથી આ પેરેડ સવારે નવ વાગે નીકળવાની હતી, તેના ફૂટપાથ પર હજારો સ્ત્રીપુરુષો – બાળકો પોતપોતાની ખુરશીઓ, નાનાં ટેબલો લઈને ધાબળા અને ગરમ કપડાંમાં ફૂટપાથે પગ સૂઈ રહ્યાં હતાં – કેટલાક લોકો તાપણું સળગાવી તાપતા હતા. મને એક સારી જગ્યા મળી ગઈ. અહીંથી હજાર ઉપર માઈલ દૂર આવેલા વિસ્કોન્સીન યુનિના થોડા વિદ્યાર્થીઓ જોડે મેં જમાવી. વાતો ઘણી કરી. પણ પાંચ વાગ્યા પછી ભારે ઠંડી લાગવા માંડી સૂરજ નીકળવાને વાર થઈ: કારણ ક્ષિતિજ પર વાદળી ખૂબ હતા.

નવ વાગે પરેડ શરૂ થઈ. બેન્ડ નીકળ્યાં. પરેડની Rose Queen ફૂલોના રથમાં નીકળી અને પછી તો, ઉદ્યાનમાં – ચન્દ્રમાના પ્રદેશમાં, સૂરજના પ્રદેશમાં, ઇસુ ખ્રિસ્તનું નવજીવન, શાન્તિની યાચના, અને અમેરિકાના જુદા જુદા પ્રદેશોના જીવનને આલેખતાં દશ્યો. એમના Floats ની ગાડીઓ પણ ખાસ બનાવાઈ છે, જે લગભગ ૪૦ ફીટ લાંબી અને માત્ર બે ફૂટ ઊંચી હોય છે પહેલાં લાકડાની ફ્રેઈમ બનાવી પછી ફૂલો એના પર ચોટાડે છે. મોટા ભાગે પીળાં સફેદ અને લાલ ગલગોટાં ફૂલ વાપરે છે. ગુલાબ તો એમાં વચ્ચે વચ્ચે સુશોભનમાં જ વાપરે છે. જાત જાતના ઘોડેસ્વારો અને બેન્ડો દરેકની જોડે હોય છે. ખૂબ મજા પડી. આ બંનેના લગભગ ૧૦૦ ફોટા લીધા છે તમને પણ જોવાની મઝા પડશે

Rose Tournament જોયા પછી ગઈ કાલે Council of World Affairs તરફથી શ્રીમતી શેપીરો અમને લોસ એન્જલ્સ જોવા લઈ ગયાં. પહેલાં તો, ત્યાંના ખેડૂતોના બજારમાં લઈ ગયા, જ્યાં તાજાં શાકભાજી–ફળ અને બધી જાતનાં માંસ–ખોરાક વેચાય છે. મંદીના વરસોમાં ખેડૂતોના ઉત્તેજન માટે શરૂ થયેલું આ બજાર ચાલુ છે

ત્યાંથી ટેલીવીઝન સ્ટુડિયો જોવા ગયા. ખાસ મજા ન આવી. અસંખ્ય સેટ, વિશાળ વોર્ડરોબમાં હજારો પોષાકો – અને માથા પર સેંકડો સ્પોટ લાઈટસ, એ એની સમૃદ્ધિ હતી

ત્યાંથી દુનિયા જે જોવા તલસે છે તે હોલીવુડ વિસ્તારમાં ગયા. કોઈ સ્ટુડિયોમાં જોવાનું ન બન્યું. પણ હોલીવુડના વિસ્તારમાં અત્યંત સુંદર અને વિશાળ ઓપન એરથિયેટર અને હોલીવુડનું મુખ્ય સિનેમા ઘર જોયું. ત્યાં સૌથી પહેલાં નવી ફીલ્મ રજૂ થાય તે થિયેટર જાપાનીઝ ઢબનું છે. ત્યાંથી મજાના વિશાળ ઉદ્યાન, તાડનાં લીલાં ઝાડોની કતારો અને રસ્તાની બન્ને બાજુ લીલી હરિયાળી અને વેલની ગુંથણીવાળા ચઢતા ઉતરતા વિસ્તારોમાં પથરાયેલા આ હોલીવુડના અભિનેતાઓનાં મકાનો જોયાં. ઘરોની પાછળ મજાના તરવાના હોજ અને જાત જાતના આધુનિક સ્થાપત્યના આકારો – અમદાવાદના શાહીબાગથી માંડીને મુંબઈના મલબારહીલ કે નવી દિલ્હીની અશોક હોટેલ બાજુનાં આધુનિક – લખલૂટ નાણાં ખરચીને બાંધેલાં મકાનો– રેસ્ટોરાં, નાઈટ ક્લબ વગેરે બીવરલી હીલ્સ અને હોલીવુડના વિસ્તારમાં અભિનેતાઓ ઉપરાંત લોસ એન્જલ્સના શ્રીમંતો અને કરોડપતિઓ પણ રહે છે.

*

અને આજે ૪ થીએ વહેલી સવારે ઊઠીને અહીંથી ૨૫ માઈલ દૂર લોંગબીચમાં જ્યાં World Beauty Contest થાય છે ત્યાં, Oil and Chemical Workers યુનિયન સાથે બે દિવસ ગાળવાના છે. આ વિસ્તાર તેલ વિસ્તાર છે – એના એક વિસ્તાર તરફ નજર નાખો તો તેલના કૂવાઓ ઉપરની સેંકડો રીગ ઊંચી પથરાએલી છે દરિયામાં પણ અનેક જગાએ કૂવાઓ ખોદીને તેલ મેળવ્યું છે આજે યુનિયનના પ્રતિનિધિઓ એક કારખાનાના વ્યવસ્થાપકો જોડે નવો કરાર ચર્ચતા હતા તેમાં હાજરી આપી. આવતી કાલે આ તેલના વિસ્તારમાં બધે ફરીને ફ્રીવીમ જોઈશું, દરિયામાં થાય છે તે પણ અને એક રીફાઈનરીમાં જઈશું

આજે રાતના અહીંના Classic Music માં Philharmonic Orchestra કહે છે તે ઓરકેસ્ટ્રામા ભારતના એક ૨૭ – ૨૮ વરસના પારસી યુવાન ઝૂબીન મહેતાનુ ઓરકેસ્ટ્રા સાંભળવા જવાના છીએ આ યુવાને આખા યુરોપમાં ભારે નામના મેળવી છે. એને યુરોપભરના દેશોમાંથી નિમંત્રણ મળે છે. ભારતના સંગીત પ્રેમીઓએ ઝૂબીન મહેતા માટે ગૌરવ લેવું જોઈએ.

*

હવે મને લાગે છે ડેનવર અને કેન્સસ શહેરોમાં તો યુનિયન પ્રવૃત્તિ જ હશે એટલે આટલી લાંબી નોંધ કદાચ નહિ થાય.

શનિવારના પ્રવાસમાં માત્ર ફરવાનું જ હતું, પરંતુ રવિવારે હું અને અનુ મરીન લેંડ ગયા પેસીફીકના સૌથી રળિયામણા ખૂણા પર આ મરીન લેંડને વિકસાવાયો છે અહીં એક વિશાળ મકાનમાં રાક્ષસી એક્વેરીયમ – ચાર મજલાનું તૈયાર કર્યું છે. તેમાં મોટી વિવિધ જાતની માછલીઓ – દસથી પંદર ફીટની – રખાઈ છે. આ ઉપરાંત સીલ માછલીઓ, પેંગ્વીન તેમજ Sea lions ની અનેક જાતોના નાનાં નાનાં સરોવરો છે – કહેવાય છે કે માછલીઓ અગર Sea Mammals ની ગ્રહણ શક્તિ ખૂબ જ વિકસેલી છે અને એટલે આ સીલ માછલીઓ અને Sea lions ના બે 'શો' રાખ્યા છે જેમાં તાલિમબાજો આ માછલીઓ અને જળચરો પાસે માણસ જેવું કામ કરાવે છે. લાઉડસ્પીકર પર ગાવું, બેઝબોલ, બાસ્કેટ બૉલ રમવો, પંદર ફીટનો ઊંચો કૂદકો મારવો, બોલ ડાન્સ કરવો. આ જળચરો પાસે માત્ર લાઉડસ્પીકર પરની સૂચનાથી અનેક ખેલ આ લોકો કરાવે છે. જુદા જુદા રંગની રીતે પાણીમાં કૂદે અને બેઉ માછલીઓ સરખી સંખ્યાની રીતે લઈને તાલીમ આપનારને આપે – એટલું બધું અદ્‌ભુત હતું ! કાંઠા પર સમુદ્રમાંથી મળી આવતી ચીજોમાંથી બનાવેલી અસંખ્ય ચીજો – ઘરેણાં વગેરે પણ વેચાય છે. અહીંથી દૂર ટેકરા પર વિશ્વવિખ્યાત સ્થપતિ શ્રી. રાઈટે એક નાનકડું કાચનું દેવળ બાંધ્યું છે તે જોયું. એટલું સુંદર અને એવી જગાએ બાંધ્યું છે કે મનને આપોઆપ જ પ્રાર્થના કરવાનું મન થાય. આ બધા કરતાંય પેસીફીકના આ પશ્ચિમકાંઠા પર જ્યારે દૂર ક્ષિતિજ પર રવિરાજ અસ્ત થતા હતા ત્યારે હું અને અનુ બધુ છોડીને સૂરજ પૂરો આથમ્યો ત્યાંસુધી બેસી રહ્યા. મન ધરાય ત્યાં સુધી એને જોયા કર્યો.

તે જ રાતે એક નાનકડા કૉફી હાઉસમા ગયા – બધા જાણે છે કે અમેરિકામાં એવી અનેક નાઈટ ક્લબો છે, જ્યાં ઓછામાં ઓછાં કપડાં પહેરીને નાચગાન ને શરાબપાન થાય છે. પણ યુનિવર્સીટીમાં ભણતા અનેક જુવાન વિદ્રોહીઓએ આને બદલે નાનાં નાનાં કૉફી હાઉસ શરૂ કર્યાં છે. ત્યા નવા ઢંગના ચિત્રકારોનાં ચિત્રોની નાની ગેલેરી હોય છે કપડાં પણ તદ્દન Informal હોય અને બેસવા માટે ખાસ પ્રબંધ નહિ, ભોંય પર પણ બેસી શકાય, અને માત્ર કૉફી જ અપાય માદક પીણાં નહિ. અહીં કોઈ યુવાન પોતાની કવિતાઓ વાંચે તો કોઈ શહેરી ગાયિકા લોકગીત ગાય. આવા એક કૉફી હાઉસમા ગયા હતા બધુ જ Informal છતાં Rebelling. આ લોકો અમેરિકાની formal, Showy અને ભભકદાર જીન્દગી સામે બળવો પોકારી રહ્યા છે.

મને તો આ જોયુ ત્યારે ખૂબ જ નવાઈ લાગી

*

બપોરે લગભગ સાડા ત્રણ ચારે ડેનવર પહોંચ્યા. કૉલોરેડો રાજ્યની રાજધાની – આ ડેનવર લગભગ ૩૫૦૦ થી૪૦૦૦ ફીટ ઊંચે આવેલી છે.

બુધવારે સવારે International Petroleam Workers Federationની ઑફિસે ગયા. ડેનવરમાં આ વિશ્વમજદૂર સંસ્થાનું વડું મથક રાખવાનું કારણ એ છે કે, દુનિયાની મોટા ભાગની તેલ કંપનીઓનાં વડાં મથકો અહીં જ છે. ૫૫ દેશોના ૭ લાખ મજદૂરોની આ સંસ્થા છે. એના આંતરરાષ્ટ્રીય પ્રતિનિધિ રોબર્ટ ગોસ અમારી સરભરામાં હતા–હજૂ ઠંડી નહોતી આવી – પણ આગાહી હતી કે ગુરુવારથી બરફ પડશે. એટલે અમે બપોરે જ નજીકના પર્વતોમાં રખડવા નીકળી પડયા.

અદ્ભુત Rock Formation છે. એમાંય આ પર્વતોમાં પાઈનના – આ વિસ્તારના સૌથી લોકપ્રિય Cowboy બફેલોબીલની સમાધિ પર ગયા; અને ત્યાંથી Red Rocks પર ગયા ત્યારે, ડેમેસની ફીલ્મ ટપોટપ ખૂટવા માંડી. બે મોટા રાક્ષસી ખડકો વચ્ચે એક મજાનું Open Air Theatre બાંધ્યું છે. હજારો પ્રેક્ષકો સાથે બેસી આનંદ અનુભવી શકે તેવું. ઉનાળામાં રાતે લોકો ઉભરાય છે ત્યાંથી પર્વતોની ગોદમાં વસેલાં નાનાં નાનાં શહેરો જોયાં, ઠરીને સફેદ બરફ થઈ ગયેલાં ઝરણાં જોયાં; ક્યાંક વળી બરફને ભેદીને પાણી બહાર આવતું જોયું એક જગ્યાએ ૬૦–૭૦ ફીટ ઊંચા ખડક પરથી વહેતો ધોધ એમ જ થીજી ગયેલો જોયો, ત્યાંથી આગળ એક આખું સરોવર બરફથી છવાયેલું જોયું. ત્યાંથી ઊંચા પર્વતોમાંથી પસાર થતાં રસ્તેથી પાછા ફર્યાં ત્યારે બે પર્વતો વચ્ચેથી આકાશમાં પૂનમનો ચાંદ દેખાયો – કદાચ પોષી પુનમ જ હશે. પર્વતોમાં રખડતો હતો ત્યારે મારો MLC તરીકેનો મહારાષ્ટ્રનો અને ખાસ કરીને રત્નાગિરિનો પ્રવાસ યાદ આવ્યો.

મોડી રાતે ઘેર આવ્યા –

૧૦ જાન્યુ. '૬૩

આજે ગુરુવારે ૧૦ મી જાન્યુએ ઊઠ્યો, ત્યાં તો રસ્તાઓ બરફથી છવાઈ ગયા હતા ગરમી ૫૫ ડીગ્રી કે માંથી ઘટીને શૂન્ય અંશ ફેરનહાઈટ પર પહોંચી ગઈ હતી. મજાનો સૂરજ – રવિરાજનો સૂર્યાસ્ત – પોષી પુનમનો ચાંદ બધું જ જતું રહ્યું હતું!

એને બદલે કાન અને માથું જામાવી નાખે તેવો ઠંડો પવન શરૂ થયો હતો પણ ઠંડીનો અહીં ડર જ નથી હોતો. કારણ એકવાર કોઈ મકાનમાં આવ્યા એટલે Heating System થી ગરમ વાતાવરણ મળે.

૧૭ જાન્યુ. '૬૩

*

વૉશિંગ્ટનમાં પણ માત્ર 'મોનાલીસા'ના ચિત્રને જોવા જવાની ખૂબ જ મજા પડી. ફ્રાન્સના મોનાલીસાના ચિત્રકાર વીન્સી વિશ્વવિખ્યાત છે અને ફ્રાંસની ભારે ટીકા વચ્ચે ફ્રાંસની સરકારે અમેરિકાની પ્રજાને આ ચિત્ર જોવા મળે એ માટે થોડા દિવસ મોકલ્યુ છે. જ્યારથી આ ચિત્ર પેરીસથી રવાના થયું ત્યારથી આજ સુધી જાણે કોઈ મોટા સામ્રાજ્યની રાણી વૉશિંગ્ટન આવવાની હોય તેવી રીતે, એના સમાચાર છપાતા હતા. એના માટે ખાસ વિમાન – ટેમ્પરેચર જાળવવા માટે એરકન્ડીશનીંગ વ્યવસ્થા – ખાસ પેકીંગ – એરપોર્ટ પર ખાસ ટ્રક – ખાસ માણસો અને છેવટે ઉદ્ઘાટન – અને હવે વૉશિંગ્ટનમાં નેશનલ ગેલેરીમાં હજારો માનવીઓ આબાલ વૃદ્ધ જોવા આવે છે! હું જોવા ગયો તે દિવસે એક દિવસમાં ૫૩૦૦૦ માણસો મોનાલીસાને જોવા ગયેલા!

અઢી કલાક લાઈનમાં ઊભા રહ્યા પછી નંબર લાગ્યો

એમ કહેવાય છે કે મોનાલીસાના મો પરના ભાવો બીજો કોઈ ચિત્રકાર હજુ સુધી અંકિત કરી શક્યો નથી. એ હાસ્ય છે કે સ્મિત કે બીજું કંઈ! એ હજુ કળી શકાયું નથી.

હું લોસ એન્જલ્સ હતો ત્યારે બસમાં બે વૃદ્ધાઓ જે રસથી મોનાલીસાની વાત કરી હતી, તે સાંભળી મને ખૂબ મજા આવેલી. તમને એમ ન લાગે કે એ કોઈ ચિત્રમાંની મોનાની વાત કરે છે.

એ ચિત્રની Full Size Print ખરીદી છે.

## અહીંયાં ને ત્યાં

# ઇંગ્લેંડનું ચર્ચ અને છૂટાછેડાનો કાયદો

ગયા એપ્રિલના પહેલા અઠવાડિયામાં કેન્ટરબરીના આર્ચબીશપ ડૉ. માઇકલ રામસેએ છૂટાછેડાને લગતા કાયદાની ફેરવિચારણા માટે ૧૩ વ્યક્તિઓની એક કમિટી નીમી. તેના નેતા છે, એક્સટરના બિશપ ડૉ. રોબર્ટ સેસીલ મોર્ટિમોર. આ નીમણૂંકે સારા ઇંગ્લંડની વિચારક આલમમાં હલચલ મચાવી દીધી છે. કારણ અત્યારે જે કાયદો અમલમાં છે તેનાથી લગભગ બધાં જ તંગ આવી ગયાં છે. એમાં હવે આ કમિટી કંઈક સુધારા વધારા કરશે, એવી આશાના મિનારા બધે બંધાઈ રહ્યા છે.

અમેરિકન સંસ્કૃતિના પડઘા ઇંગ્લેંડમાં ઊઠયા છે પરિણામે હાલમાં ભાંગી પડતાં લગ્નજીવનોનું પ્રમાણ સારું એવું વધી ગયું છે. ગયે વર્ષે લીયો એબસેએ 'મેટ્રીમોનીયલ કોઝીઝ' બીલની ચર્ચા વખતે એક સુધારો સૂચવેલો કે સાત વર્ષ પતિ પત્ની જો જુદાં રહે તો છૂટાછેડા મેળવી શકે. તે વખતે આર્ચબીશપ ડૉ. રામસે અને બીજા ઘણા ધાર્મિક નેતાઓએ આ મુદ્દા સામે વિરોધ ઉઠાવેલો. પરંતુ, તૂટતાં લગ્નજીવનોને કોઈપણ રીતે બચાવી લગ્નના મૂળ પાયાને જાળવી લેવાના આગ્રહથી આર્ચબીશપ રામસેએ પોતે જ આ પ્રશ્ન ફરી ઉપાડયો છે.

હવે જો આર્ચબીશપ રામસેની કમિટી એકમતે સુધારા-વધારા સૂચવશે તો છૂટાછેડાના કાયદામાં ફેરફાર થવાની ખૂબ ચોક્કસ ખાત્રી રખાય છે. કારણ, અત્યાર સુધી છૂટાછેડામાં કાયમ વિરોધ નોંધાવતું ચર્ચ પોતે જ હવે જ્યારે સુધારા સૂચવે તો એનું વજન પડવાનો પૂરો ભરોસો છે હકીકત તો એવી છે કે —

'લગ્નબંધનને તોડી પણ શકાય' એવું સૌ પહેલાં વિચાર્યું હતું ચર્ચે જ, ૧૯મી સદીમાં અમીર વર્ગમાં નૈતિક જીવન ખૂબ સડવા માંડેલું. લગ્ન બોજારૂપ બનવા લાગ્યું હતું અને એને છૂટું પાડવા રસ્તો શોધવા અમીરોના નબીરાઓએ ધા નાખી હતી ચર્ચ પાસે. એ જમાનામાં ચર્ચ નમતું હતું ઉચ્ચ વર્ગના ટેકાથી એથી એની જરૂરિયાતને સંતોષવા એ કાયમ તત્પર રહે એ સમજી શકાય એમ છે પુરાણા 'રોમન લૉ'માં થોડાઘણા ફેરફાર કરી ચર્ચે જ એવું ઠરાવ્યું કે, આડ વ્યવહારને કારણે અથવા ક્રૂરતા કે એવી કોઈ ગેરરીતિને લીધે લગ્નજીવનના નીતિનિયમોનો ભંગ થાય તો પતિ કે પત્ની છૂટા થવાની માગણી કરી શકે છે ૧૮૫૭ની સાલમાં સીવીલ લૉમાં એને કાયદા તરીકે સ્થાન અપાતાં ચર્ચે રાજ્ય પાસેથી સારા એવા પૈસા પડાવ્યા હતા પરંતુ એ હકીકત જ ભુલાઈ ગઈ; અને પાછળથી નવા કાયદાથી સર્જાયેલી પરિસ્થિતિ વિષે ચર્ચે હાથ ધોઈ નાખ્યા! એટલું જ નહીં પણ એ કાયદો ઘડવા માટે જાણે કે રાજ્ય જવાબદાર હોય એમ એની સાથે સતત ટપાટપી કર્યે રાખી છે!

ઇંગ્લેંડમાં હજી પણ મોટાભાગનાં લગ્નો ચર્ચમાં ધાર્મિક વિધિથી થાય છે

★

૧૮૫૭નો કાયદો કહે છે કે, લગ્નજીવન એ તો, 'જીવનભરનો સથવારો' છે. છતાં એનો 'છેડ' પણ શક્ય છે આવું વિરોધાભાસવાળું વિધાન છૂટાછેડાના કાયદાના સુધારાની આડે જરૂર આવવાનું છે.

કમિટીને બીજી એકાદ-બે મુશ્કેલીઓ પણ તપાસ દરમ્યાન વેઠવી પડશે. મૌખિક અને લેખિત હકીકતો એકઠી કરવાનો સભ્યોનો આગ્રહ રહેશે. અહીં જ ખરી અડચણ ઊભી થશે, કારણ તૂટેલાં લગ્નજીવનોના વિગતવાર અહેવાલો ખૂબ જ કમ પ્રમાણમાં મળે છે. કેવળ આંકડા ખાસ મદદગાર ન બને. અને જેઓ છૂટાછેડા લઈને બેઠેલાં છે, તેઓ નાની મોટી વીગતો આપતાં અચકાશે. એથી જ તો, પાદરીઓ, વકીલો અને માન-

સદ્ધાસ્ત્રીઓ તૂટતાં લગ્નજીવનો ગ્રાને તૂટે છે, એક વખત છૂટા પડ્યા પછી કેવુ જીવન પતિ—પત્ની વિતાવી શકે છે, બાળકોનું ભાવિ કેવું રહે છે, વગેરે ગૂંચો ઉકેલવા વર્ષોથી મથી રહ્યા છતાં પરિણામ શૂન્ય છે! કહેવાનું એટલું જ કે, ડૉ. મોર્ટીમેરના કાર્યને વૈજ્ઞાનિક પદ્ધતિએ વિચારણા કરવાની પૂરતી સામગ્રી મળવી મુશ્કેલ રહેશે, તો પરિણામ પણ અપૂર્ણ રહેશે ડૉ. મોર્ટીમેરની કમિટી એ ગમે તેમ તોય ચર્ચની પેદાશ હોઈને, તેણે રાજ્યના છૂટાછેડાને સમતા કાયદાનો મેળ ધાર્મિક માન્યતા સાથે ખવડાવવો પડશે. વળી છૂટાછેડા લીધા પછી, પતિ કે પત્ની બીજે લગ્ન કરે એની સામે પણ ચર્ચને તો વાંધો છે, અને પહેલાંનું સાથી જીવતું હોય ત્યાં સુધી. છૂટા થયેલો પુરુષ કે સ્ત્રી બીજે લગ્ન કરી શકે કે નહીં, એ પણ એક અગત્યનો પ્રશ્ન કમિટીએ સુલઝાવવાનો રહે છે.

બ્રિટનમાં આ કમિટીનું કાર્ય શરૂ થતાં જે સમસ્યાઓ છૂટથી વિચારાઈ રહી છે તેના તરફ યે દૃષ્ટિપાત કરવો જરૂરી છે—કમિટીએ એ બધાંનો વિચાર કરવો રહેશે.

કાયદામાં છૂટછાટો મુકાશે તો પણ માનવયાતના તો ઘટવાની નથી જ. પતિ જો સ્ત્રીને એની પ્રૌઢાવસ્થામાં બાળબચ્ચાંનાં ભાર સાથે છોડી દેશે તો એ સ્ત્રીની વેદના કેવી કાતિલ હશે!—બીજે પતિ એ ઉમરે મળવો કઠીન, બાળકો ઉછેરવાની જવાબદારી એકલે ને શિરે, અને એકલતાની વેદના તો ખરી જ! ૧૮૫૭ ની સાલ પહેલાં જ્યારે છૂટાછેડા શક્ય ન હતા ત્યારે, રોજના કંકાસને કારણે માનસિક તંગ હાલતમાં જીવન ખેંચતાં પતિપત્નીની યાતના હવેની એકલતાથી સ્ત્રીની વેદના કરતાં કાંઈ વધુ નહિ હોય!

* અત્યારે તો ૧૦૦ માંથી ૯૯ જોડાં 'આડવ્યવહાર'નો આરોપ મૂકી છૂટાં થાય છે. સાથીની પરવાનગી પણ લીધા વગર એક જણ કોર્ટમાં અરજી રજૂ કરે છે. કેસ ચાલે છે, અને જાહેરમાં પતિપત્ની કાયદાના ઓઠા નીચે એક બીજા પર ગલીચ આક્ષેપો કરે છે. ખૂબ જ પવિત્ર અને ખાનગી ગણાતી લગ્નજીવનની વીગતોનાં જાહેરમાં ચૂંથણાં થાય, એને પરિણામે કાયદો છૂટા થવાની પરવાનગી આપે; આવી જંગલી પ્રક્રિયા શું અનિવાર્ય રહેશે!

* હાલના કાયદામાં બાળકો અને પત્નીની આર્થિક જવાબદારી કોના શિરે એ વિચારાયેલું જ નથી. છેલ્લી ઘડીએ કોર્ટ નક્કી કરે કે બાળકો પત્ની સાથે જ કે પતિ સાથે પત્નીને કેટલી ખર્ચી મળવી જોઈએ એ પણ કોર્ટ ઉકેલે જ ઠરાવે નિયમ જેવું કશું જ નહીં—આવી અસ્થિરતા શું અનિવાર્ય ગણાશે?

વધુ ગંભીરપણે વિચાર કરવાનો—આજના યુગમાં તો એ છે કે,

* મોટા ભાગનાં કુટુંબો ભાંગે છે શા કારણે! સ્વભાવનો મેળ ખાતો નથી! ધાર્મિક અને બૌદ્ધિક રીતે ઘણીવાર પતિપત્ની સામસામે છેડે હોય છે! આવાં જીવનોને છૂટાં પડવાનું વિચારતાં રોકવા માટે કાયદામાં કોઈ જોગવાઈ શક્ય બનશે?

નાનામાં નાનું બાળક ૧૬ વર્ષની ઉંમરે ન પહોંચે ત્યાં સુધી છૂટાછેડા મેળવી શકાય જ નહીં—કારણ ભલે પછી ગમે તે હોય—એવું; તથા બન્નેની સંમતિ હોય તો જ છૂટાછેડા મળે—એવું કંઈક નિયંત્રણ આવશ્યક નથી?

ડૉ. મોર્ટીમેરની કમિટીએ બેઉ બાજુ સાચવવાની રહેશે—એક તો, ખરેખર જ અસહ્ય બનતા સહજીવન માટે છૂટા છેડાની સગવડ રહે, અને બીજું એ કે લગ્નજીવનના નિયમોમાંથી એકાદના ભંગનો લાભ લેવાનું અટકે. ટૂંકમાં કાયદો જડ ન રહેતાં માનવતા ભર્યો અને સલુકાઈ ભર્યો બને, એ અપેક્ષા આ કમિટી પાસે જરૂર રહે છે.

*

## રોમન કેથોલિક ચર્ચ અને ગર્ભનિરોધ!

રોમન કેથોલિક અને યહુદી ધર્મો બન્નેનું—વલણ ગર્ભનિરોધની વિરુદ્ધ સ્પષ્ટ સ્વરૂપમાં અત્યાર સુધી દેખાતું આવ્યુ છે. મોઝીસનાં ઉપદેશને ધાર્મિક અધતાથી વળગી રહીને રોમન કેથોલીક ચર્ચે અત્યાર

સુધી કૃત્રિમ રીતે અટકાવાતા ગર્ભાધાન સામે વિરોધ નોંધાવ્યો છે પણ જ્યારે દુનિયામાં વસ્તી-વધારો બોંબ-ધડાકા જેટલો બળિયો અને ભયાનક બનતો જાય છે, વ્યક્તિ અને કુટુંબની શારીરિક, માનસિક તંદુરસ્તી જોખમમાં આવી પડી છે ત્યારે, ખ્રિસ્તી ચર્ચને પોતાને જ ફેર વિચારણાની જરૂર વરતાઈ છે।

તરેહ, તરેહનાં ગર્ભનિરોધનાં સાધનો ઉપરાંત થોડા વખત પહેલાં ગર્ભનિરોધ ટીકડીની પણ શોધ થઈ, ત્યારે એની સામે ફરી પાછો ચર્ચના એક વિભાગનો તીવ્ર ઉહાપોહ સળગવા લાગ્યો. પરંતુ, આશ્ચર્ય એ છે કે એ વેટિકન થીયોલોજીયન્સ — કાર્ડીનલ ઓટાવીયાની અને ફાધર હેરીંગ એ ઉહાપોહને પડકારી રહ્યા છે। ફાધર હેરીંગ ચોખ્ખું કહે છે કે, ચર્ચે ટીકડીને વખોડી કાઢવાની કોઈ જરૂર નથી. અને પક્કા રૂઢીચુસ્ત ગણાતા કાર્ડીનલ ઓટાવીયાની કહે છે કે, એક્યુમીનીકલ કાઉન્સીલમાં જ્યાં સુધી પૂરવાર ન થાય કે ટીકડીની શોધ ઈશ્વરના કાયદાની વિરૂદ્ધ છે, ત્યાંસુધી એને વખોડવી ન જોઈએ.

વળી એવીય દલીલો થઈ રહી છે કે—

બાઈબલના મત અનુસાર કુદરતના રસ્તાને અવરોધવાનો મનુષ્યને કોઈ અધિકાર નથી. આ મતને વળગી રહેવાયું હોત તો શસ્ત્રક્રિયામાં જે વિકાસ સાધી શકાયો છે, તે શક્ય બન્યો જ ન હોત। ચર્ચ આની સામે આંખમીંચામણાં કરી શક્યું છે તો પછી ગર્ભનિરોધ માટે વપરાતાં જાત જાતનાં સાધનો સામે એનો આટલો વિરોધ શાને! અરે, ભવિષ્યમાં હક્સલેએ કલ્પના કરી છે તેમ, જો બાળકો લેબોરેટરીમાં ટેસ્ટટ્યુબમાંથી પેદા કરવાનું ખરેખર શક્ય બનશે તો માનવે કુદરતના વ્યવહાર પર મોટામાં મોટો ઘા કર્યો ગણાશે— તે વખતે પણ શું ચર્ચ અત્યારની જેમજ વિરોધ નોંધાવતું રહેશે?

હાલના પોપે તાજેતરમાં જ જાહેર કર્યું છે કે હજુ આ પ્રશ્ન પર ચર્ચા-વિચારણા ચાલી રહી છે અને જ્યાં સુધી કોઈ ચોક્કસ વલણ ન વિચારાય ત્યાં સુધી પોપ ૧૨ માએ અપનાવેલું (ખૂબજ જડ અને રૂઢીચુસ્ત) વલણ ચાલુ રહેશે.

૧૯૫૮માં, મૃત્યુના એકાદ માસ અગાઉ જ, ૧૨ મા પોપે ગર્ભનિરોધ ટીકડીને ધર્મની વિરૂદ્ધ જાહેર કરી હતી.

પરંતુ, પ્રોટેસ્ટંટ ચર્ચ કૃત્રિમ સાધનો દ્વારા થતા કુટુંબ નિયોજનને અયોગ્ય નથી માનતું. ફક્ત કેથોલીક ચર્ચ એનો વિરોધ કરતું આવ્યું છે.

અને છતાં હકીકત એવી છે કે, અસંખ્ય રોમન કેથોલીકો, ચર્ચની માન્યતાને અવગણીને, ટીકડીનો ઉપયોગ કરવા માંડ્યા છે। પોતે પાપ કરી રહી છે એવું કબુલ કરીનેય એક ચાર બાળકની માતાએ ટીકડી લેવી શરૂ કરી। ઇંગ્લેંડમાં ૩૬ વર્ષની એક ધર્મચુસ્ત ડૉક્ટર માતાએ, બાળકની માતા બન્યા પછી, કચવાતા મને આ ટીકડી લેવી શરૂ કરી અને ઉપરાંત ક્લીનીક ખોલી ટીકડીનું વેચાણ પણ કરી રહી છે।

ચર્ચે બીજા કશા ખાતર નહીં તોય, આ ટીકડીનો શોધક બીજો કોઈ નહીં, પણ એક ચુસ્ત રોમન કેથોલિક ડૉ. જૉન રોક છે, એ વાત સમજીનેય જૂની વિચારણા ફેરવવી જોઈએ.

વળી, ધર્મપ્રેરિત બ્રહ્મચર્ય અને સંયમનો આદર્શ ગમે તેટલો ઉત્તમ હોય તો પણ, પતિ-પત્નીનું લગ્ન-જીવન તંદુરસ્ત રહે, એ કારણે તથા બાળકોની સંખ્યા મર્યાદિત રહે તો એમની દેખભાળ વધુ સારી રીતે થઈ શકે— આ કારણેય કૃત્રિમ સાધનોના ઉપયોગનો વિરોધ જતો કરવો જોઈશે.

વળી એવી દલીલ પણ થઈ રહી છે, કે—

"ગર્ભનિરોધના માર્ગ તરીકે કેથોલિક યુગલોને 'રીધમ કે સેફ પીરીયડ'નો ઉપયોગ કરવાની છૂટ અપાઈ છે. ગર્ભનિરોધ ખૂબ કુદરતી રીતે કરી શકાય. ઇંડાની તૈયારી વખતે સ્ત્રીનું ટેમ્પરેચર રોજ વધતું હોય છે થર્મોમીટરથી એનો ફેરફાર નોંધી સ્ત્રી પોતાનો 'સેફ પીરીયડ' નક્કી કરી શકે છે. અને છતાં ગર્ભ રહી જવાના અકસ્માતો ઘણીવાર બને— ટીકડી જેટલી તો નહીં પણ બીજા મીકેનીકલ સાધનો જેટલી પણ એમાં સલામતિ નહિ.

આ વાતને આગળ ધરીને અનેક કેથોલિકો ડૉ. ગેકની સાથે સંમત થતા જાય છે કે ટીકડી 'રીધમ પીરીયડ' જેટલી જ ધાર્મિક રીતે યોગ્ય છે કુદરતના રસ્તા સામે આ ટીકડી કોઈ અવરોધ કરતી નથી. બાળકના જન્મ પછી તરત જ સ્ત્રીના ગર્ભાશયમાં ઈંડાનો ઉદ્‌ભવ થતો નથી એ વખતથી જ જો એ ટીકડી લેવી શરૂ કરે તો જે કુદરતે કર્યું છે એને જ એ લંબાવે છે. આમાં કોઈ જ પાપ થતું નથી.

★

આ ટીકડી કેવી રીતે શોધાઈ અને શરીરમાં એની શી પ્રક્રિયા હોય છે એની થોડી વિગતો જોઈએ તો ટીકડીની અસરકારકતા વિષે વધુ ખ્યાલ આવશે

૧૯૪૦ની સાલમાં ડૉ. રોક ગર્ભનિરોધ માટે કૃત્રિમ સાધનોનો પ્રચાર કરવા માંડ્યો ૧૯૫૦ની સાલથી એણે મોઢેથી લેવાય એવી ગર્ભનિરોધ દવાની શોધ કરવા માંડી હતી

પરંતુ ગર્ભનિરોધની ગોળીની શોધ તો આકસ્મિક ગણાય. હકીકત એ છે કે મૂળમાં તો તેઓ વંધ્યત્વને દૂર કરવાની શોધ કરતા હતા — અને એ શોધ અસરકારક બની ગર્ભનિરોધ માટે!

સ્ત્રીના ગર્ભાશયમાં ઈંડું બનાવવાની પ્રક્રિયા ચાલતી હોય ત્યારે પ્રોજેસ્ટેરોન નામનો પદાર્થ ઝરવા માંડે છે જ્યારે ઈંડું સ્પર્મના સ્પર્શમાં આવી ગર્ભ ધારણ થાય છે ત્યારે યુટેરસનો વિસ્તાર મોટો કરવાનું કામ આ પદાર્થ કરે છે. ગર્ભાશયમાંથી ઇંડને 'ફેલોપીયન ટ્યુબ' તરફ રવાના કરવાના કાર્યનું નિયંત્રણ મગજમાંની પીચ્યુટરી ગ્રંથિ કરે છે. પ્રોજેસ્ટેરોન લોહીમાં ભ્રમણ કરી મગજ સુધી પહોંચી પીચ્યુટરી ગ્રંથિને બીજું ઈંડું મોકલતાં પણ રોકે છે. જો ગર્ભ ન રહે તો પ્રોજેસ્ટેરોન ધીમે ધીમે ઘટી જાય છે. અને સ્ત્રીને માસિક નિયમિત રીતે આવવું શરૂ થાય છે.

વંધ્યત્વને દૂર કરવાના પ્રયોગમાં ડૉ. રોકે લેબોરેટરીમાં પ્રોજેસ્ટેરોન બનાવી સ્ત્રીના હોરમોન સાથે ભેળવી દઈ વંધ્યા સ્ત્રીઓને આપ્યું. ખૂબ સાંકડા ગર્ભાશયને કારણે જો વંધ્યત્વ હોય તો પ્રોજેસ્ટેરોન એને મોટું કરી સ્ત્રીને સગર્ભા બનાવે એવી એને ખાત્રી હતી અને એની ખાત્રી સાચી પડી દર પાંચે એક સ્ત્રીએ આ પ્રયોગની સફળતા પુરવાર કરી હતી. દવા અપાય ત્યારે સતત ત્રણ મહિના સ્ત્રીને માસિક અટકી જાય દવા બંધ કર્યાની સાથે એને થોડા વખત માટે માસિક શરૂ થાય અને તરત જ એ સગર્ભા બને. આના પરથી ડૉ. રોક અને એના સાથી પીનકસે વધુ પ્રયોગો કરીને કળવ્યુ કે આ દવાનો ડોઝ 'રીબાઉન્ડ' અસર કરે છે દવા ચાલુ હોય ત્યારે સ્ત્રી ગર્ભનિરોધ કરી શકે છે અને બંધ થાય ત્યારે ગર્ભ ધારણ કરી શકે છે!

૧૯૫૬ની સાલમાં આ દવાની શોધને ટીકડીના સ્વરૂપે ડૉ. રોકે જાહેરમાં મૂકી. દાક્તરી વિજ્ઞાનમાં એને ખૂબ જ અગત્યની શોધ તરીકે બિરદાવવામાં આવી. જ્યારે ૧૯૫૮ની સાલમાં ડૉ. રોકે ટીકડીને ગાયનેકોલોજીસ્ટની બેઠકમાં ધાર્મિક રીતે પણ યોગ્ય ગણાવી ત્યારે ૧૨ મા પોપે એમનું વલણ જાહેર કર્યું કે —

વંધ્યા સ્ત્રીઓ આ ટીકડી લઈને માતા બનવાનો લ્હાવો લે એ સારું છે પણ એજ ટીકડી ગર્ભનિરોધ માટે વપરાય તો તે પાપ છે(!)

અત્યારના જમાનામાં 'મુક્તવિહાર' અને 'જાતીય આનંદ'નો શોખ વધી રહ્યો છે ત્યારે, આ ટીકડીના ઉપયોગની સરળતાએ ધાર્મિક નેતાઓની સાથે સાથે ઘણા સામાજિક કાર્યકરોને પણ ચિંતાતુર કરી મૂક્યા છે કારણ લગ્ન-બહારના સ્ત્રી પુરુષના જાતીય સંબંધો ટીકડીના ઉપયોગથી વધુને વધુ ફાલતા રહ્યા છે. તો કોલેજોમાં ઘણી છોકરીઓ પોતે ટીકડી લે છે એટલે સલામત છે એમ ગપ્પુ હાંકીને છોકરાને 'વ્યવહાર' બાંધવા લલચાવીને, સગર્ભા બને ત્યારે પૈસાને પરાણે પોતાની સાથે પરણવાની ફરજ પાડ્યાના દાખલા પણ વધી રહ્યા છે!

આવા બનાવો ચર્ચને એનું વલણ ફેરવતાં અટકાવે એ સ્વાભાવિક છે બીજી બાજુ સામાન્ય વર્ગના લાખો પરિણીત યુગલો ચર્ચનું ટીકડી તરફનું અને બીજાં કૃત્રિમ સાધનો તરફનું વલણ બદલાય એની રાહ જોઈને બેઠાં છે કુટુંબ નિયોજન કરવું છે પણ ધર્મથી વિરૂદ્ધ જઈને નહી. એમને ખાતર પણ ચર્ચ જલ્દીથી નિર્ણય લે એવી ઉત્સાહભરી પશ્ચિમમાં જોર પકડી રહી છે.

— ભારતી શાહ



પરિચય

# ઇતિહાસજ્ઞ રાજવાડે

ગત સદીના મધ્યકાલ પછીથી મહારાષ્ટ્રના અતિ સ્વમાનશીલ લોકોનું લક્ષ પોતાની સુરતમાં જ છીનવાઈ ગયેલી સ્વતંત્રતાના ઇતિહાસ તરફ વળ્યું હતું. ૧૮૨૪ની સાલમાં ગ્રાન્ટ ડફે 'મરાઠાઓનો ઇતિહાસ' પ્રગટ કર્યો. આ હેતુસર તેમણે સતારા ખાતેની છત્રપતિઓની તમામ હકીકતો તપાસી જોઈ, તથા ૧૮૧૮ માં અસ્ત પામેલી પેશ્વાઈ હકૂમતના પતનને નિહાળનારાઓ પાસેથી પણ હકીકતો એકઠી કરી, પરંતુ એમાં અનેક ગંભીર ક્ષતિઓ આવી ગઈ હતી આ ક્ષતિઓને પ્રકાશમાં આણવા માટે એન. જે કીર્તને નામના કોલેજનું શિક્ષણ પામેલા એક યુવકે વ્યાખ્યાનો આપવા માંડ્યાં. ૧૮૭૮ માં તેમણે "કાવ્યેતિહાસ સંગ્રહ" નામના સામયિક દ્વારા લોકોમાં ઇતિહાસ પ્રત્યેની જાગૃતિ લાવવાનું કામ કર્યું. સરકાર પર પ્રભાવ ધરાવતા શ્રી રાનડે અને શ્રી તેલંગ જેવા પ્રતિભાશાળી પુરુષોએ બ્રિટિશોએ પૂના ખાતે રાખેલી પેશ્વા સંબંધી હકીકતોને પ્રગટ કરાવવા માટે પ્રયાસો કર્યા, અને તેના પરિણામે, પેશ્વાઓની ડાયરી બહાર આવી. આ ઉપરાંત અંગ્રેજી તેમજ મરાઠીમાં કેટલાક મૌલિક પુસ્તકો પણ લખાયાં હતાં. રાનડેએ પોતાના "મરાઠા સત્તાનો ઉદય" નામના પુસ્તકના ઉપોદ્ઘાત રૂપે લેખો લખવા માંડ્યા તેમજ વ્યાખ્યાનો આપવા માંડ્યાં. "કાવ્યેતિહાસ-સંગ્રહ"નું પ્રકાશન બંધ થયા બાદ, સતારાના જાણીતા ઇતિહાસપ્રેમી શ્રી. દત્તાત્રેય બળવંત પારસનીસે "ભારતવર્ષ" નામનું નવું સામયિક શરૂ કર્યું. મીરજના શ્રી વાસુદેવ શાસ્ત્રીએ પટવર્ધન-સંગ્રહોના પત્રોને સામયિકના રૂપમાં પ્રગટ કરવાનું કામ શરૂ કર્યું હતું. આમ ઐતિહાસિક સ્રોત-સામગ્રી અંગેની તમામ પ્રવૃત્તિઓ ગત સદીના છેલ્લા દાયકામાં જ હાથ ધરાઈ હતી.

શ્રી વિશ્વનાથ કાશીનાથ રાજવાડે પણ આ જ સમયમાં થઈ ગયા. પરંતુ તેમના આગવા સ્વતંત્ર કાર્ય તથા અથાક પરિશ્રમના કારણે તેઓ બધા કરતાં નિરાળું સ્થાન ધરાવે છે તેમની વિશિષ્ટ સંશોધન પદ્ધતિ, તેમની સચોટ રજૂઆત તથા તેમની પ્રખર વિદ્વત્તા તેમને અન્ય ઇતિહાસકારો કરતાં અનોખું સ્થાન આપે છે. પોતાના અભ્યાસના ક્ષેત્રમાં તેઓ હંમેશાં કશુંક નવું પ્રદાન કરતા હતા. એમના જેવી વૈવિધ્યપૂર્ણ પ્રતિભા અને વિદ્વત્તા ધરાવતા બહુ જ ઓછા સંશોધકો જોવા મળે છે.

શ્રી રાજવાડેનો જન્મ ૧૮૬૪ના જુલાઈની ૧૨મી તારીખે પૂનામાં થયો હતો ..(જો કે તેમનો જન્મ ૧૮૬૩ માં થયો હોવાનું પણ મનાય છે.) ગ્રેજ્યુએટ થવા સુધીનો અભ્યાસ તેમણે પૂનામાં જ કર્યો હતો. નાનપણથી જ રાજવાડે શરીરે સુદૃઢ અને સશક્ત હતા તથા હમેશાં લડાઈઓ કરતા રહેતા. કોલેજમાં તેમણે પોતાનું શરીર કસરતો દ્વારા સારી રીતે કસ્યું કોલેજમાં તેમનો વાચન-શોખ પણ પુષ્કળ હતો અને જુદા જુદા

નાં સંખ્યાબંધ પુસ્તકો તેમણે વાંચી નાખ્યાં હતાં. ઉપરાંત તેમણે ફ્રેન્ચ, પોર્ટુગીઝ, ફારસી, વગેરે ભાષાઓનું કામચલાઉ જ્ઞાન પણ મેળવ્યું હતું. આ તેમને મરાઠા ઇતિહાસનો યોગ્ય અભ્યાસ કરવામાં ઉપયોગી નીવડ્યું હતું. રાજવાડેની યુવાની દરમિયાન તેમનાં પત્ની તેમજ તેમના પુત્રનો સ્વર્ગવાસ થયો થી તેમનો બધો સમય લગભગ અભ્યાસ અને શોધન પાછળ જ તેઓ ગાળતા થયા.

અભ્યાસ પૂરો થયા બાદ રાજવાડેએ થોડો સમય શિક્ષક તરીકે કામ કર્યું અને ત્યારબાદ "ભાષાંતર" નામનું મૅગેઝિન શરૂ કરીને સ્વતંત્ર પ્રકાશન ગૃહ શરૂ કર્યું. જે મહત્ત્વાકાંક્ષાથી તેમણે આ વ્યવસાય શરૂ કર્યો, તે વ્યવસાયને સફળ થવા માટે આજે પણ એવો કોઈ અવકાશ નથી. તો પછી, એ સમયે તો વધુ સફળતાની આશા જ ક્યાંથી રખાય? માત્ર બે જ વર્ષમાં તેમને એ ધંધો સંકેલી લેવો પડ્યો અને પછી તો તેઓએ ઐતિહાસિક સંશોધન પાછળ જ ઝંપલાવ્યું.

ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી હકીકતો, નોંધો, તામ્રપત્રો, શિલાલેખો વગેરે તપાસવા, ઉકેલવા અને તેમાંની માહિતી એકઠી કરવામાં રાજવાડેએ પોતાના જીવનનાં અમૂલ્ય ત્રીસ વર્ષો ગાળ્યાં હતાં. ઐતિહાસિક સંશોધનો માટે તેઓ ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓ કે કુટુંબોના વંશજોની રૂબરૂ મુલાકાત લેતા; તેમની પાસે પોતાના જે પૂર્વજોની કંઈ હકીકતો કે દસ્તાવેજો હોય તેમાંની માહિતીઓ મેળવતા; અને જો સહેલાઈથી એ ન મળે તો તે માટે સોદો પણ કરતા. શિવાજીના સમયની નોંધો અને હકીકતો એકઠી કરવા માટે તેઓ ખાવાપીવાની પરવા કર્યા વિના દિનરાત ડુંગરાઓમાં અને જંગલોમાં ફર્યા હતા, અને તે જમાનાના સમયમાં ઉપયોગમાં લેવાતાં સાધનોના આધારે. દક્ષિણે તાંજોરથી ઉત્તરમાં ગ્વાલિયર સુધીના આ ડુંગરાળ માર્ગનું ઊંડું નિરીક્ષણ કર્યું હતું. તેઓ ખાતરીપૂર્વક માનતા હતા કે ઐતિહાસિક સ્થળોની રૂબરૂ મુલાકાત લેવાથી અને નિરીક્ષણ કરવાથી ઐતિહાસિક પ્રસંગોને વધુ સારી રીતે સમજી શકાય છે અને તેમાંથી ઘણી મૂલ્યવાન માહિતી મેળવી શકાય છે.

રાજવાડે જેટલા આત્મવિશ્વાસ તેમજ વેધક બુદ્ધિમત્તા ધરાવતા હતા પરિણામે, અન્ય લોકોની સમજણમાં ન આવે તેવી કેટલીયે બાબતો તેમના મગજમાં તુરત જ આવી જતી. રાજસ્થાનના ઇતિહાસનો અભ્યાસ કરી રહેલા ચિંતામણ વિનાયક વૈદ્ય નામના એક સમકાલીન પ્રખર વિદ્વાન 'ખોમન' નામના કોઈ એક રાજાનું નામ કળી શકતા નહોતા. આથી તેમણે રાજવાડે સમક્ષ આ પ્રશ્ન મૂક્યો. રાજવાડેએ માત્ર થોડા જ વખતમાં જવાબ આપી દીધો કે ખોમાન એ સૂર્યવંશના 'કુકુદમાન' રાજાના મૂળ સંસ્કૃત નામનું અપભ્રંશ થયેલું નામ છે.

## ઇતિહાસની સ્રોત-સામગ્રી

રાજવાડેએ લખેલા મરાઠા ઇતિહાસની સ્રોત સામગ્રીના ૨૨ ગ્રંથોમાંનો પ્રથમ ગ્રંથ "ધી સોર્સ-મટીરીઅલ ઑફ મરાઠા હિસ્ટરી, પાર્ટ-વન" મુખ્યત્વે પાણીપત વિષે છે. તેની પ્રસ્તાવનામાં પણ પાણીપતનું યુદ્ધ તથા મરાઠા ઇતિહાસની વિશદ છણાવટ કરવામાં આવેલી છે. પંદરમા પછીના સાત ગ્રંથોમાં શિવાજીના યુગનો અતિ મૂલ્યવાન પત્રવ્યવહાર સંગ્રહવામાં આવ્યો છે. આ ગ્રંથો દ્વારા શિવાજીના સ્વતંત્ર રાજ્યના સ્થાપનાકાળ અંગેની, ૧૯૧૫ સુધી કદીપણ જાણવા નહિ મળેલી, કેટલીયે નવી હકીકતો પ્રકાશમાં આવી હતી. શિવાજીએ પોતાના માવળા સરદારો પાસે સ્વરાજ્યપ્રાપ્તિ માટે રાયરીશ્વરના મંદિરમાં લેવડાવેલી પ્રતિજ્ઞા વિષે પણ આ દ્વારા પ્રથમ વાર જાણવા મળ્યું હતું. તેમણે શાહજીની તાંજોર કાળની ભવ્યતા અને સમૃદ્ધિનું વર્ણન કરતાં "મહિકાવતીની બખર" અને રાધા-માધવ વિલાસ-ચંપુ નામક નિબંધો પણ પ્રગટ કર્યા હતા.

ઇતિહાસ-સંશોધન કરતી વખતે રાજવાડે હમેશાં એક બાબત ખાસ લક્ષમાં રાખતા હતા કે, માનવ-પ્રકૃતિનાં ચાલક તેમજ જીવનપ્રેરક બળો સમા માનવીનાં ભાષા, ધર્મ, ભૌગોલિક વિસ્તાર, તેમજ આર્થિક આઘાત-પ્રત્યાઘાતો પણ ઇતિહાસના ઘડતરમાં બહુમૂલ્ય ફાળો આપે છે.

ઐતિહાસિક હકીકતો અને નોંધો એકત્ર કરવાનું કાર્ય એ રાજવાડેની સિદ્ધિનું માત્ર એક જ પાસું હતું. પાછળનાં વર્ષોમાં રાજવાડેએ રાજકીય ઇતિહાસને બદલે સાહિત્ય અને ભાષા પ્રત્યે પોતાનું લક્ષ વાળ્યું એકનાથ પૂર્વેની "જ્ઞાનેશ્વરી" તેમના આ ક્ષેત્રમાંના સંશોધનનું નોંધપાત્ર ઉદાહરણ છે. એક નિબંધમાં તેમણે મહારાષ્ટ્રનાં ગામોનાં નામોનું વિશ્લેષણ કરી, વર્ણવ્યું હતું આ ઉપરાંત કેટલાક સમાજશાસ્ત્રીય વિષયો પર તેમણે વિચારપ્રેરક નિબંધો પણ લખ્યા હતા. પોતાનાં કેટલાંયે પુસ્તકો માટે તેમણે લખેલી લાંબી અને વિશદ પ્રસ્તાવનાઓ તેમના વિશાળ જ્ઞાન અને સ્વતંત્ર બુદ્ધિ-શક્તિનું પ્રમાણ આપી રહે છે. તેમણે સંપાદિત કરેલો વ્યુત્પત્તિશબ્દકોશ તેમના મૃત્યુ બાદ પ્રકાશિત થયો હતો.

રાજવાડેએ અભ્યાસાત્મક ક્ષેત્રો સાથે સંબંધ નહિ ધરાવતાં કેટલાંક ક્ષેત્રોમાં કામ કરવાનો ઉત્સાહ દર્શાવ્યો હતો. તેમનું "આરોગ્ય મંડળ" એનો પુરાવો છે. ભારતીય ઢબે જીવન જીવવામાં સ્વચ્છતા કેટલી મહત્વની છે અને સ્વચ્છતાના અભાવને કારણે કેટલા ભયંકર રોગો ફેલાય છે તે લોકો પર ઠસાવવા તેમણે ખૂબ પ્રયત્નો કર્યા હતા. પૂનામાં એક વખત વ્યાખ્યાન આપતી વખતે તેમણે ત્યાં સુધી કહ્યું હતું કે, આ શહેર લંડનની માફક એક વખત બળી જઇને વિનાશ પામે તો જ અહીંના લોકોનું સ્વાસ્થ્ય સુધરી શકે તેમ છે

મરાઠી સિવાય બીજી કોઈ ભાષામાં નહિ બોલવા કે નહિ લખવાનું રાજવાડેનું પણ હતું. અને આ કારણે જ તેમના મહાન કાર્યનો ભારતના અન્ય ભાગના લોકોને પરિચય થયો નથી. પરંતુ હવે પરિસ્થિતિ બદલાવા માંડી છે, અને મરાઠી ઇતિહાસના અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓ રાજવાડેએ પ્રગટ કરેલી ઐતિહાસિક હકીકતોને ઉપયોગમાં લેવા લાગ્યા છે.

રાજવાડેની પ્રેરણા દ્વારા પૂનામાં સ્થપાયેલા "ભારત ઇતિહાસ સંશોધન મંડળે" છેલ્લાં ૫૪ વર્ષમાં અસાધારણ પ્રગતિ સાધી છે. ધૂળિયાનું 'રાજવાડે સંશોધન મંદિર' પણ સંશોધન ક્ષેત્રે મહત્વનું કાર્ય કરી રહેલ છે રાજવાડેના કાર્યથી ઇતિહાસ પ્રત્યે ઉત્પન્ન થયેલા રસને પરિણામે, મહારાષ્ટ્રમાં બીજી પણ ઇતિહાસ સંશોધન સંસ્થાઓ સ્થપાઈ છે.

રાજવાડે મહારાષ્ટ્રમાં ઇતિહાસ સંશોધનના સાચા આદ્ય પ્રણેતા છે. સંશોધનકાર્યને તેમણે તપ સાધનાનું મહત્ત્વ આપ્યું હતું.

તેમણે પોતે જ કહ્યું હતું કે, "ઇતિહાસ સંશોધન ક્ષેત્રે જે કંઈ કાર્ય કરાયું છે તે તો હજી હવે કરવાના કાર્યના એકસોમા ભાગ જેટલું પણ નથી." ઇતિ-હાસ-સંશોધનના ક્ષેત્રે શ્રી રાજવાડેએ જે માર્ગ ચીંધ્યો છે તે માર્ગે ચાલીને અને તેમના જેવી નિષ્ઠા દાખ-વીને જ ભારતના ઇતિહાસના અનેક અણઉકેલાયા કોયડાનો ઉકેલ આણવાનું શક્ય બની શકશે

—ના. ર. ફાટક

## પુરાતત્ત્વવિદ્ શ્રી. પી. જી. શાહ

ગુજરાત રીસર્ચ સોસાયટીના પ્રમુખ શ્રી પોપટલાલ શાહે ૧૯૬૦ના ડિસેમ્બર માસની નવમી તારીખે ૭૫ વર્ષ પૂરાં કરી ૭૬મા વર્ષમાં પ્રવેશ કર્યો. આ પ્રસંગને ઉજવવા માટે અને ગુજરાતની એક વિશિષ્ટ માનવ-વિભૂતિ પ્રત્યે પોતાનો આદર દાખવવા માટે ૧૪ માર્ચના રોજ ગુજરાત રીસર્ચ સોસાયટી, એન્થ્રોપોલોજીક સોસાયટી, ભારતીય વિદ્યાભવનનું મંગાલાલ ગોએન્કા સંશોધન મંદિર, ફાર્બસ ગુજરાતી સભા જ્ઞાનપ્રસારક મંડળ, ખાર નાગરિક સેવા સમાજ, લક્ષ્મી કો. ઓપરેટીવ હાઉસીંગ સોસાયટી, ખાર રેસીડન્ટસ એસોસીએશન તથા હેલ્થ પ્રમોશન સોસાયટી તરફથી ભારતીય વિદ્યાભવનના ગીતા મંદિરમાં આરોગ્યમંત્રી શ્રી. શાંતિલાલ હ. શાહના પ્રમુખપણા નીચે એક ભવ્ય સમારંભ યોજવામાં આવ્યો હતો અને તેમની આજ સુધી ઉજ્જવળ જીવનકારકીર્દીનાં ભિન્નભિન્ન પાસાંઓને રજૂ કરતું માનપત્ર તેમને અર્પણ કરવામાં આવ્યું હતું.



શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ અથવા તો તેમને જે ટૂંકા નામે ઓળખવામાં આવે છે તે મુજબ શ્રી પી. જી. શાહનો જન્મ ઇ. સ. ૧૮૮૮ના ડિસેમ્બર માસની નવમી તારીખે થયો હતો. ૧૮ વર્ષની ઉમરે તેઓ મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ થયા અને ફિઝીક્સ અને કેમિસ્ટ્રીના વિષયોને લગતી નારાયણ વાસુદેવ શિષ્યવૃત્તિ મેળવી હીસ્ટરી તથા ઇકોનોમિક્સને લગતું જેઈમ્સ ટેલર પ્રાઇઝ તેમણે પ્રાપ્ત કર્યું. ત્યાર બાદ મુંબઈની વિલ્સન કોલેજમાં કેમિસ્ટ્રીના લેક્ચરર તરીકે તેમણે ત્રણ વર્ષ કામ કર્યું અને એ દરમ્યાન તેમણે એમ. એ. અને બી એસ. સી.ની ડીગ્રી પ્રાપ્ત કરી. ત્યારબાદ લાહોરની ફોરમન ક્રીશ્ચિયન કોલેજમાં ચાર વર્ષ સુધી કેમિસ્ટ્રીના અધ્યાપક તરીકે તેમણે કામ કર્યું. આ દરમ્યાન તેમણે ઈન્ડિયન સિવિલ સર્વિસની પરીક્ષા આપવા માટે વિલાયત જવાની પૂરી તૈયારી કરેલી, પણ કૌટુંબિક પ્રતિકૂળતા તેમના આ મનોરથને મૂર્ત રૂપ આપવામાં આડે આવી અને તેઓ વિલાયત જઈ ન શક્યા. એટલે એ પછી એ વખતે ખૂબ કડક ગણાતી એવી ઇન્ડિયન ફિનેન્સ સર્વિસની પરીક્ષામાં તેઓ બેઠા અને તેમાં બહુ ઊંચા નંબરે પસાર થતાં તેમની મુંબઈમાં એસિસ્ટંટ એકાઉન્ટન્ટ જનરલની જગ્યા ઉપર નિમણૂક થઈ. ૨૫ વર્ષની ઉમ્મરે તેઓ આ હોદ્દા ઉપર આવ્યા આટલી નાની ઉંમરે આવા મોટા અધિકાર પર આવનાર કદાચ તેઓ સૌથી પહેલા ગુજરાતી હોય. તેમણે આ સરકારી હિસાબી ખાતામાં એક સરખી ૩૦ વર્ષ નોકરી કરી. ભારતના જુદા જુદા પ્રાંતોમાં તેમજ સરકારનાં જુદાં જુદાં ખાતાંઓમાં તેમણે કામ કર્યું અને છેવટે મુંબઈ ખાતે એકાઉન્ટન્ટ જનરલ તરીકે કેટલોક વખત કામ કર્યા બાદ ૧૯૪૩માં ૫૫ વર્ષ પૂરાં થતાં સરકારી હિસાબી ખાતાની નોકરીથી નિવૃત્ત થયા.

ત્યારબાદ ૧૯૪૭ની સાલમાં તેઓ મુંબઈ સરકાર સિવિલ સપ્લાઇઝ ડિપાર્ટમેન્ટમાં જોઇન્ટ સેક્રેટરી તરીકે નિમાયા. અને આગળ જતાં મુંબઈ અને સૌરાષ્ટ્રના પબ્લિક કમિશનના સભ્ય તરીકે નિમાયેલા, જ્યાં એમણે ૧૯૫૨ સુધી કામ કર્યું.

એ જ સાલના પશ્ચાદ્‌અર્ધ દરમિયાન તેઓ યુરોપ અમેરિકાના ૭ મહિનાના પ્રવાસે જઈ આવ્યા, અને તેમના વિષયો સાથે સંબંધ ધરાવતી યુરોપ અમેરિકાની અનેક સંસ્થાઓ સાથે સીધો સંપર્ક સાધી આવ્યા.

ત્યાર બાદ ૧૯૫૩ની સાલમાં તેઓ, કાકા સાહેબ કાલેલકર જેના ચેરમેન હતા તે બૅકવર્ડ ક્લાસીઝ કમિશનના સભ્ય તરીકે, કાકાસાહેબના ખાસ આગ્રહથી જોડાયા અને તેમાં ૧૯૫૬ સુધી કામ કર્યું અને તે કમિશનના રીપોર્ટથી જુદી પડતી અને પછાત વર્ગોની વધારે જલ્દીથી પ્રગતિ થાય એવાં કેટલાંક પગલાંઓની ખાસ ભલામણ કરતી, તેમણે એક અલગ નોંધ રજૂ કરી હતી.

આ રીતે તેમણે સરકારના હિસાબી ખાતામાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું અને પછી પણ એક યા બીજા અધિકાર ઉપર રહીને અનેકવિધ સેવાઓ આપી. પણ આ સરકારી કાર્યવાહી દરમિયાન વૈજ્ઞાનિક સંશોધનમાં જીવનના પ્રારંભથી તેમને જે ઊંડો રસ હતો તે રસ તેમની બહારની અનેક પ્રવૃત્તિઓમાં વ્યક્ત થતો રહ્યો. ૧૯૧૪ની સાલમાં લંડનની કેમિકલ સોસાયટીના માસિકમાં તેમનો પહેલો સંશોધન લેખ પ્રગટ થયો હતો અને ત્યારબાદ આજ સુધીમાં એન્થ્રોપોલોજી, સોશિયોલોજી, સાઈકોલોજી, ઇતિહાસ, સાહિત્યિક વિવેચન અને ફીઝીકલ સાયન્સીઝના ક્ષેત્રમાં તેમણે પુષ્કળ સંશોધન કાર્ય કર્યું છે. અને તેમના વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ અને ગુજરાતની આદિવાસી જાતિઓને લગતા તેમના સંશોધન કાર્યે તેમને ચિરકાલીન ખ્યાતિ અર્પણ કરી છે.

આ તેમનો સંશોધનકાર્યને લગતો શોખ માત્ર અંગત સંશોધન પ્રવૃત્તિ પૂરતો સીમિત રહ્યો ન હતો. ૧૯૩૬ની સાલમાં તેમણે કેટલાક મિત્રોનો સહકાર સાધીને 'ગુજરાત રીસર્ચ સોસાયટી'ની મુંબઈ ખાતે સ્થાપના કરી. આ સોસાયટીના પ્રમુખ હતા જસ્ટીસ હરસિદ્ધભાઈ દીવેટિયા અને તેના જનરલ સેક્રેટરી હતા પ્રૉફેસર સી. એન. વકીલ. શ્રી પી. જી. શાહ તેના પ્રથમ કોષાધ્યક્ષ હતા. સાધારણ રીતે

વિશ્વમાનવ : જુલાઈ-ઑગસ્ટ '૬૪.]

સંશોધન પ્રવૃત્તિ વિશે એ વખતના લોકમાનસમાં ઉદાસીનતા ભરેલી હતી અને સંશોધનપ્રવૃત્તિનું કોઈ વિશિષ્ટ મૂલ્ય તેમના દિલમાં વસ્યું નહોતું આવા પ્રતિકૂળ વાતાવરણમાં આ સોસાયટીની સ્થાપના કરવામાં આવી હતી. એમ છતાં શ્રી પી જી. શાહની રીસર્ચ સોસાયટીનાં કાર્યો વિષેની અડગ નિષ્ઠા અને પ્રબળ પુરુષાર્થને લીધે સોસાયટીનું કામ વિકસતું ગયું અને એક પછી એક નવી નવી પ્રવૃત્તિઓ પાંગરતી ગઈ આ સોસાયટી તરફથી એક ત્રૈમાસિક આજથી ૨૬ વર્ષ પહેલાં શરૂ કરવામાં આવ્યું હતું. જે આજ સુધી એક સરખું ચાલે છે અને જેમાં આજ સુધીમાં મૌલિક અને પ્રમાણભૂત લેખાય એવું પુષ્કળ સંશોધન–સાહિત્ય પ્રગટ થયું છે આ સોસાયટીના ઉપક્રમે અને તેની છત્રછાયા નીચે સોશીયોલોજી, એન્થ્રોપોલોજી, સાઇકોલોજી, (સમાજશાસ્ત્ર, વંશશાસ્ત્ર, માનસશાસ્ત્ર)ના સંશોધનને લગતાં ઈન્સ્ટીટ્યુટો, ચાઈલ્ડ ગાઈડન્સ ક્લીનીક, ઈન્સ્ટીટ્યુટ ઑફ સોશિયલ મેડિસીન એન્ડ હેલ્થ, અને સોશિયલ સાયન્સ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ–આ પ્રકારની અનેક પેટા સંસ્થાઓ નિર્માણ કરવામાં આવી છે, અને તે ખૂબ ઉપયોગી કાર્ય કરી રહી છે.

આ સોસાયટીનું કાર્યાલય વર્ષો સુધી મુંબઈમાં કાળા ઘોડા પાસે આવેલ મહેન્દ્ર મેન્શનમાં ભાડાના મકાનમાં હતું. આજે સંસ્થાની બધી પ્રવૃત્તિઓને આવરી લેતું એવું સંસ્થાનું પોતાનું એક આલીશાન મકાન મુંબઈના ઉપનગર ખારમાં ૧૯૬૧ની સાલમાં નિર્માણ કરવામાં આવ્યું છે આ સંસ્થાની એક શાખા ૧૯૬૨ની સાલમાં અમદાવાદ ખાતે ઊભી કરવામાં આવી છે.

શ્રી પી જી. શાહે ગુજરાતી ભાષાના ક્ષેત્રમાં વિજ્ઞાનને લગતા સાહિત્યની સારા પ્રમાણમાં પુરવણી કરી છે. 'વિજ્ઞાન વિનોદ' નામનું તેમનું પુસ્તક ૧૯૨૬માં ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે. અને 'વિજ્ઞાન વિચાર' નામનું તેમનું એક બીજું પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ૧૯૩૦ની સાલમાં પ્રગટ કરવામાં આવ્યું છે. ગુજરાતી ભાષાના વિજ્ઞાન વિષયક સાહિત્યમાં આ બે પુસ્તકો પાયારૂપ ગણાય છે. તેમનાં આ તેમ જ અન્ય લખાણોને કારણે તથા તેમના તરફથી તૈયાર કરવામાં આવેલ ગુજરાતી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ – જે દેવનાગરી લિપિમાં છપાયેલ છે, અને જેની બે આવૃત્તિ આજ સુધીમાં પ્રગટ થઈ ચૂકી છે – તેના કારણે ૧૯૩૬ની સાલમાં ભરાયેલ ગુજરાતી સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે તેમની વરણી કરવામાં આવી હતી આ ઉપરાંત આજ સુધીમાં સંશોધનના ક્ષેત્રમાં કાર્ય કરતા કાર્યકરોની ચાર પરિષદોનું તેમણે સફળ સંચાલન કર્યું છે. ગુજરાત રીસર્ચ સોસાયટીમાં પણ શરૂઆતમાં કોષાધ્યક્ષ, ત્યારબાદ ઉપ – પ્રમુખ અને કેટલાંક વર્ષોથી પ્રમુખપદ તેઓ શોભાવી રહ્યા છે. આમ સોસાયટીમાં તેમનું અધિકારસ્થાન ગમે તે હોય, પણ તેઓ પ્રારંભથી તે આજ સુધી સોસાયટીના આત્મારૂપ રહ્યા છે. મુંબઈમાં ગુજરાતની આ એક પ્રમુખ સંસ્થાના સમગ્ર કાર્યવિસ્તારનો અને તેના ત્રૈમાસિક જર્નલ ઑફ ગુજરાત રીસર્ચ સોસાયટીના સફળ સંપાદનનો યશ મોટા ભાગે તેમના સતત પુરુષાર્થ, પરિશ્રમ અને સંશોધનનિષ્ઠને ફાળે જાય છે.

માનવીની શારીરિક, માનસિક, બૌદ્ધિક, તેમ જ આધ્યાત્મિક તાકાત તથા યોગ્યતાનું અનુમાપન કરવાને લગતી એક યોજના તેમણે ૧૯૪૭ની સાલમાં જાહેર જનતા સમક્ષ રજૂ કરી છે આ યોજનાને National Biometric Plan તરીકે ઓળખવામાં આવે છે. આને લગતા વિજ્ઞાનને માનવ – માપન વિદ્યા તરીકે વર્ણવી શકાય વંશવિદ્યાને લગતા સંશોધનના ક્ષેત્રમાં આ યોજના તેમનો એક અતિ મહત્ત્વનો ફાળો છે. આ યોજના અનુસાર અનેક જાતિઓના તેમ જ ચોક્કસ વર્ગોના અમુક પદ્ધતિ અનુસાર અનુમાપન કરવામાં આવે છે અને તેમાંથી માર્ગદર્શક એવા અનેક નિર્ણયો તારવવામાં આવે છે. આ વિદ્યાનું ક્ષેત્ર હજુ ખેડાતું જાય છે અને તેમાંથી બહુ મહત્ત્વનાં પરિણામોની આશા રાખવામાં આવે છે.

શ્રી પી. જી. શાહના જીવનની આ મુખ્ય મુખ્ય વિગતો છે. એ વિગતો પાછળ એક વિશિષ્ટ કોટિનું વ્યક્તિત્વ રહેલું છે. તેમની સાથેનો મારો પરિચય બહુ

જુનો છે. આજથી લગભગ ૪૦ વર્ષ પહેલાં તેઓ મદ્રાસમાં હતા, તે દરમિયાન મારા સ્વર્ગસ્થ મિત્ર શ્રી ગોવિંદલાલ પુરુષોત્તમદાસ ઝવેરી તેમની પાસે મને લઈ ગયેલા, અને મારી ઓળખાણ કરાવેલી. ત્યારે એક સ્વજન માફક તેમણે મને તે વખતે આવકાર આપેલો. અને થોડી જ વારમાં અમારી વચ્ચેનું અજાણ્યાપણું ઓસરી ગયેલું ત્યાર પછી તો તેઓ મુંબઈ આવ્યા અને ખારમાં વસ્યા, પછી તો એક યા બીજા નિમિત્તે તેમને અવારનવાર મળવાનું બનતું જ રહ્યું છે અમારા મુંબઈ જૈન યુવક સંઘ તરફથી પ્રગટ થતા 'પ્રબુદ્ધ જીવન' વિષે તેઓ હંમેશા સદ્‌ભાવ દાખવતા રહ્યા છે. જે ગુણોના તાણાવાણાથી તેમનું વ્યક્તિત્વ નિર્માણ થયું છે તેમાં મુખ્ય ગુણો છે તેમની કાર્યનિષ્ઠા, મૂક સેવાભાવ, વિનમ્ર પ્રકૃતિ, અને નર્મળ જીવનદૃષ્ટિ તેઓ આજીવન એક વિદ્યાર્થી રહ્યા છે. રાજ્યસરકારના મોટા મોટા અધિકારો ભોગવ્યા છતાં તેમની વાણી યા વર્તનમાં કદી પણ કોઈ રૂવાબ જોવામાં આવ્યો નથી. પ્રમાણમાં તેઓ બહુ ઓછું બોલે, ભાગ્યે જ વિવાદમાં ઉતરે તેમની મુદ્રામાં શાંતિ અને સ્વસ્થતા પ્રતિબિંબ થતી દેખાય છે તેમની વાણીમાં પ્રસન્નતા અને સૌજન્યનો અનુભવ થાય છે. તેમની જીવનભરની અભ્યાસનિષ્ઠા, સંશોધન નિષ્ઠાનું ગુજરાતની ભાગ્યે જ અન્ય કોઈ વ્યક્તિમાં દર્શન થવા સંભવે છે. ૭૦ વર્ષની ઉમ્મરે તેમણે પ્રોસ્ટ્રેટ–ગ્લેન્ડનું ઓપરેશન કરાવેલું તેમાંથી સારા તો થયા, પણ શરીરને આવા ઓપરેશનથી આ ઉમ્મરે જે ધક્કો લાગે છે તેનું પરિણામ સાધારણ રીતે શારીરિક ક્ષમતા ઘટાડવામાં આવે છે આ પરિણામથી શ્રી પી. જી. શાહ (અથવા, તો નિકટવર્તી મિત્રો તેમને સંબોધે છે એ મુજબ પોપટભાઈ) મુક્ત રહ્યા નથી. આને લીધે બહારની પ્રવૃત્તિઓ તેમને ઘટાડવી પડી છે, પણ ગુજરાતી રીસર્ચ સોસાયટી તેમના પ્રાણ સાથે વળગેલી છે. તેના યોગક્ષેમની ચિંતાથી તેઓ કદી પણ મુક્ત થઈ શકે તેમ નથી.

તેઓ વર્ષોથી મુંબઈમાં રહે છે. ભારતના અનેક ક્ષેત્રોમાં તેમ જ સમગ્ર ભારતને સ્પર્શતા અનેક વિષયો અંગે તેમણે ખૂબ કામ કર્યું છે એમ છતાં પણ ગુજરાત વિષે–ગુજરાતી પ્રજા વિષે તેમના દિલમાં ઊંડી ભક્તિ અને આદર છે અને ગુજરાત રીસર્ચ સોસાયટી પ્રત્યેના તેમના આટલા બધા સમર્પણ પાછળ રહેલું પ્રેરક બળ તેમની ગુજરાત પ્રત્યેની અનન્ય નિષ્ઠા અને તેના ઉત્કર્ષ અંગેની તેમની ઊંડી તમન્ના છે. ગુજરાતના ગૌરવને તેઓ પોતાનું ગૌરવ માને છે. તેવી જ રીતે તેમના અભિજાત વ્યક્તિત્વમાં ગુજરાતના ગૌરવનું સુમધુર પ્રતિબિંબ આપણને જોવા મળે છે.

તેમની આ ગુજરાત રીસર્ચ સોસાયટીની આસપાસ અનેક વિશેષ વ્યક્તિઓનું વર્તુલ નિર્માણ થયું છે, જેમાં શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, શ્રી હરસિદ્ધભાઈ દિવેટીયા, સર મણિલાલ બાલાભાઈ નાણાવટી, ડૉ. જીવરાજ મહેતા, પ્રો સી. એન. વકીલ, ડૉ. ધનસુખલાલ બાકડાવાળા, ડૉ. કાંતિલાલ છગનલાલ પંડયા, શ્રી એન સી મહેતા, શ્રી વૈકુંઠલાલ લલ્લુભાઈ મહેતા, શ્રી ગગનવિહારી મહેતા, શ્રી જે. જે. અંજારીયા વગેરેનો સમાવેશ થાય છે આમાંથી કોઈ વિદેહ થયા છે અને જેઓ હયાત છે તેઓ જીવન વિસર્જનની સમીપમાં ઊભા છે આ પરિસ્થિતિમાં, ગુજરાત રીસર્ચ સોસાયટીના ભારે જવાબદારી ભર્યા કાર્ય વિસ્તારનો વિચાર કરતાં શ્રી પી. જી. શાહ પછી કોણ? એ પ્રશ્ન મન ઉપર આવે છે એકના અભાવે બીજી કોઈ સંસ્થાનો ભાર ઉપાડનાર યોગ્ય વ્યક્તિ મોટા ભાગે નીકળી જ આવે છે આમ છતાં આજે એવી કોઈ સમર્થ અને સન્નિષ્ઠ વ્યક્તિ ક્ષિતિજ ઉપર નજરે પડતી નથી, એમ ચિંતા સાથે કહેવું પડે છે.

જાણે કે નિશ્ચિત માર્ગ ઉપર ગતિમાન થઈ રહી હોય એવી તેમની નિષ્કલંક જીવનયાત્રામાં કોઈ મોટા આરોહ અવરોધ પેદા થયા નથી. આત્મઉત્કર્ષ સાધતો એવો તેમનો ચિરન્તન જીવનપ્રવાહ અનેકને માર્ગદર્શક બન્યો છે, તેમાંથી અનેકને અવલંબન મળ્યું છે અને તે દ્વારા વિજ્ઞાન, સંશોધન અને સાહિત્યના ક્ષેત્રે અનેક સેવાઓ નોંધાયલી છે હજુ પણ એમની કાર્યક્ષમતા સારા પ્રમાણમાં ટકી રહી છે અને તેમના સ્વીકૃત ક્ષેત્રમાં તેઓ હજુ પણ ઘણી સેવાઓ આપી શકશે એવી આશા રહે છે. તેમનું આરોગ્ય સુરક્ષિત રહે અને તેમનું અવશિષ્ટ જીવનકાર્ય સભર બની રહે એવી આપણી તેમના વિષે અંતરની શુભેચ્છા અને પ્રાર્થના હો!

(પ્રબુદ્ધ જૈન) —પરમાનંદ કાપડિયા




# ગુરૂત્વાકર્ષણ વિષે કંઈક નવું

— એ કોલ્સોવ.

## ગુરૂત્વાકર્ષણ શું છે?

હવામાં કોઈપણ પદાર્થને પડતો મૂકવામાં આવે, એટલે કે, તેને કંઈ આધાર ન હોય તો તે પૃથ્વી ઉપર કેમ પડે છે? તારાઓ તથા ગ્રહો એકબીજા સાથે અથડાયા વગર તેમના હંમેશના ભ્રમણમાર્ગમાં જ ગોળ ગોળ ઘૂમ્યા કરે છે, એ શાથી બને છે? આ બને પ્રશ્નોના જવાબ એક જ છે: તેઓની આ ગતિ ગુરૂત્વાકર્ષણ નામના બળને આભારી છે.

આ પ્રશ્નોના સીધાસટ ઉત્તર મળે છે. પરંતુ ગુરૂત્વાકર્ષણનો ઉદ્‌ભવ શી રીતે થયો તથા તેનું સ્વરૂપ કેવું છે? તે વિષે કમનસીબે, વિજ્ઞાન હજુ સુધી કંઈ સ્પષ્ટ ઉત્તર આપી શક્યું નથી. પદાર્થવૈજ્ઞાનિકો આ પ્રશ્નોને કુદરતના ગહન, અણઉકેલ કોયડા તરીકે લેખે છે.

ગુરૂત્વાકર્ષણ શું છે તે સમજવા માટે વૈજ્ઞાનિકો તરફથી અનેક જુદા જુદા દૃષ્ટિબિંદુ રજુ કરવામાં આવેલા છે; પરંતુ સૌ એક બાબતમાં સહમત છે કે, ગુરૂત્વાકર્ષણનું વાહક તથા તેને વ્યાપ્ત કરનાર તત્વ "ગ્રેવીટોન" છે, એ તો ખરું, પણ તે શું છે – તે એક કણ (કોર્પ્યુસ્કલ) છે કે એક તરંગ (વેવ) છે? તે વસ્તુ હજી ચોક્કસ કહી શકાતી નથી.

## વિધ વિધ સિદ્ધાંતો

કોર્પ્યુસ્કલ સિદ્ધાંતના પુરસ્કર્તાઓ એમ માને છે કે "ગ્રેવીટોન" એક કણ છે, કારણ કે પદાર્થજગતમાં તેનો આવિષ્કાર થાય છે. વૈજ્ઞાનિકો આગળ વધીને એ પણ જણાવે છે કે "ગ્રેવીટોન" ત્રિજ્યા ૧૦–૪૫ સેન્ટી મિટર અથવા એક ઈલેક્ટ્રોનની ત્રિજ્યાના એકડા ઉપર ૩૬ શૂન્ય કરીએ એવા કેટલાક ભાગો જેટલી છે.

બીજી બાજુ, "ગ્રેવીટોન" એક તરંગ છે, તેમ દૃઢપણે માનનારા એમ કહે છે કે, અણુના કેન્દ્રસ્થ ભાગમાં એવું પ્રબળ આકર્ષણ કામ કરે છે કે તેમાં દ્રવ્યકણોની અદલાબદલી થવાનો તો સવાલ જ ઊભો થતો નથી. તેઓ તો આગ્રહપૂર્વક એમ પ્રતિપાદન કરે છે કે, વિદ્યુત તથા ચુંબકીય તત્ત્વેવાળી નૈસર્ગિક તરંગમાળા – ઈલેક્ટ્રોમેગ્નેટીક ફેનોમેનન – એટલે જ ગુરૂત્વાકર્ષણ. ગુરુત્વાકર્ષણ સર્વવ્યાપી કેમ છે, તે આ સિદ્ધાંત પરથી સ્પષ્ટ થાય છે.

## ખરૂં કોણ?

વૈજ્ઞાનિકો વચ્ચે લાંબા સમયથી ચાલતો આ વિવાદ, આપણને ચાલુ સદીના બીજા દાયકામાં ઉદ્‌ભવેલી એક બીજી વિવાદાસ્પદ ચર્ચાની યાદ આપી જાય છે. પ્રકાશનું સ્વરૂપ કેવું છે, એ પ્રશ્ન પર તે ચર્ચા જાગી હતી.

અત્રે એ યાદ હશે કે, પ્રકાશના સ્વરૂપ અંગે પણ બે જુદી જુદી જાતની માન્યતા પ્રવર્તતી હતી. એક માન્યતા પ્રકાશને કણરૂપે લેખતી હતી, જ્યારે બીજી તેને તરંગમાળાના રૂપે લેખતી હતી. એ બે સિદ્ધાંતોનો આખરે સમન્વય થયો. એટલે આ વિષય પરત્વેની શંકા નિર્મૂળ થઈ આજે તો પ્રકાશ વિષે એમ મનાય છે કે તે કણોનું ઝરણું અથવા તો કિરણ છે, તેમજ તે વિદ્યુત–ચુંબકીય ઇલેક્ટ્રોમેગ્નેટીક શક્તિનો એકમ છે, જેને ફોટોન્સ કહેવામાં આવે છે.

ગુરુત્વાકર્ષણ વિષે પણ આવી રીતે જ વિચારીએ તો? એટલે તેના સ્વરૂપ અંગે જે બે સિદ્ધાંતો રજુ

થયેલા છે, તેનો સમન્વય સાધીએ તો? પરંતુ એ કામ સહેલું નથી પ્રકાશ અંગેના સિદ્ધાંતોને સમાધાન કક્ષામાં લાવતાં પડેલી મુશ્કેલીઓ કરતાં આ બાબતમાં વિશેષ મુશ્કેલી પડે તેમ છે.

### મુશ્કેલી ક્યાં છે?

પ્રકાશ બે પ્રકારના હોય છે : દૃશ્ય તેમજ અદૃશ્ય. ઇલેક્ટ્રોનમાંથી જે શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે, તે અદૃશ્ય પ્રકાશ છે. આમ પ્રકાશ અંગે આપણે જેવો સ્પષ્ટ ખ્યાલ ધરાવીએ છીએ લગભગ તેવો જ ચોખ્ખો ખ્યાલ આપણે અણુ વિષે પણ ધરાવીએ છીએ.

પણ ગુરુત્વાકર્ષણ વિષે શું? એનું કદ તો ઇલેક્ટ્રોન જેવા સૂક્ષ્મ તત્ત્વની સરખામણીમાં પણ તદ્દન અલ્પ લાગે તેવું છે. જો તેનો આકાર તરંગ જેવો હોય તો વીજળીની "ફ્રીક્વન્સી"ની માફક "ગ્રેવીટોન"નું પણ આંદોલન અનુભવવું જ રહ્યું. આ માન્યતાએ તો આઇન્સ્ટીનના સાપેક્ષતાવાદના સિદ્ધાંત – થીયરી – મા ફેરફાર કરવો પડે કારણ કે, તેમના સિદ્ધાંત પરથી એવું અનુસરણ નીકળે છે કે અવકાશ – વેક્યુમમા પ્રકાશ કરતાં વધારે ઝડપથી કોઈપણ ચીજ ગતિ કરી શકતી નથી.

પરંતુ રમીત્રી ઇવાનેન્કો, ડી. એસ. સી (પદાર્થ-વિજ્ઞાન અને ગણિતના નિષ્ણાત)ના એક સોવિયેત વૈજ્ઞાનિકે એવો નિશ્ચીક અભિપ્રાય વહેતો મૂક્યો છે કે, કુદરતમાં કોઈક એવી શક્તિ પણ છે કે જે, સુસ્થાપિત સિદ્ધાંતને બાજુએ રાખી દે છે, અને પ્રકાશ કરતાં પણ વધુ તેજ ગતિ ધરાવે છે તેમનું મંતવ્ય સાચું હોય તો, ગુરુત્વાકર્ષણ અંગે એક જ સિદ્ધાંત રચી શકાય પરંતુ તે સાથેજ પદાર્થવિજ્ઞાન જે સિદ્ધાંત પર રચાયેલું છે તે સિદ્ધાંતમાં ફેરફાર કરવાની જરૂર પડશે; જેમ, આઇન્સ્ટીનની શોધ બાદ બધો ફેરફાર કરવો પડ્યો હતો તેમ.

### ઇવાનેન્કોની માન્યતા

આપણા સમકાલિન પદાર્થવૈજ્ઞાનિકો એમ ધારી લે છે કે, સ્થૂળ પદાર્થો વચ્ચે જે અવકાશ હોય છે, એમાં ત્રણ ક્ષેત્રો આવેલા હોય છે : વિદ્યુત, ચુંબકીય તથા ગુરુત્વાકર્ષણવાળું ક્ષેત્ર અને ન્યુક્લીઅર ક્ષેત્ર. એ ત્રણ ક્ષેત્રમાંથી છેલ્લા બે ક્ષેત્રો વિષે વૈજ્ઞાનિકોનું જ્ઞાન તદ્દન નહીંવત છે. ઇવાનેન્કો આ ત્રણ ક્ષેત્રના બદલે ફક્ત બેજ ક્ષેત્રોનું અસ્તિત્વ સ્વીકારે છે : વિદ્યુત, ચુંબકીય તથા ગુરુત્વાકર્ષણનું ક્ષેત્ર. ત્રીજા ક્ષેત્ર વિષે તેઓ એમ માને છે કે, તે તો પહેલા બે ક્ષેત્રમાંથી ઉદ્ભવેલું હોઈ તેનું સ્વતંત્ર અસ્તિત્વ સ્વીકારી શકાય નહીં.

આ બાબતમાં તેઓ જે માહિતી આપે છે તે એમના જ શબ્દોમાં જોઈએ :–

"અને એ પણ ખ્યાલ કરો કે અણુના બીજમાં જે પોઝીટીવ ચાર્જ ધરાવનાર કણો છે, જેને પ્રોટોન્સ કહેવામાં આવે છે, એ પ્રોટોન્સમાં સમાન પ્રકારનો ચાર્જ – વિદ્યુતપ્રવાહ હોય છે. છતાં પદાર્થવિજ્ઞાનના જાણીતા નિયમાનુસાર, તેઓમાં પરસ્પર અનાકર્ષણ થતું નથી. હકીકતમાં, તેઓ એકબીજા સાથે એવા પ્રબળ રીતે જોડાયેલા હોય છે કે, તેઓને ખેંચીને જુદા પાડવા માટે પ્રચંડ બળ વાપરવાની જરૂર પડે છે.

"પ્રોટોન્સને એકસાથે જકડી રાખનાર એ કયું તત્ત્વ છે? એ વીજળીક પ્રકારનું બળ છે? ના. કારણ કે, અણુબીજમાં અડધા પ્રોટોન્સ નેગેટીવ (–) ચાર્જ ધરાવતા હોત અને બાકીના અડધા પોઝીટીવ (+) ચાર્જ ધરાવતા હોત અને તેઓ એકબીજામાં અનાકર્ષણ ન અનુભવતાં, આકર્ષણ અનુભવતા હોત, તો પણ એ આકર્ષણનું બળ, હકીકતમાં છે તે કરતાં ચાલીસમા ભાગનું જ હોત.

"પ્રોટોન્સને જકડી રાખનાર બળ વિદ્યુત પ્રકારનું નથી. એના સમર્થનમાં બીજી દલીલ એ પણ થઈ શકે છે કે, અણુબીજમાં જે ન્યુટ્રોન્સ હોય છે, તેને પોઝીટીવ કે નેગેટીવ કોઈ પ્રવાહ હોતો નથી છતાં તે અણુબીજમાં કેમ જકડાઈ રહે છે?

"આપણે એમ પણ ન ધારી શકીએ કે એ ગુરુત્વાકર્ષણ પ્રકારનું બળ છે. કારણ કે, અણુબીજને સજ્જડ પકડી રાખનાર બળ કરતાં ગુરુત્વાકર્ષણનું બળ ઘણું નગણ્ય છે. અણુબીજમાં કામ કરતા બળો વિદ્યુતના આકર્ષણ તથા અનાકર્ષણના બળો કે માનવી જાણતો હોય એ સર્વ પરિબળો કરતાં વધારે અટપટાં છે.

"આ બાબતમાં સારી રીતે સ્થાપિત થયેલો અભિપ્રાય એવો છે કે, પ્રોટોન્સ વચ્ચે જે પ્રક્રિયા થાય

# રવીન્દ્રનાથની બે વિલક્ષણ નવલકથાઓ

— ભોગીલાલ ગાંધી

બંગાળી નવલકથાના પુરસ્કર્તા બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની કીર્તિ જ્યારે મધ્યાહ્ને તપતી હતી ત્યારે રવીન્દ્રનાથે નવલકથા લખવાનો આરંભ કર્યો હતો. આ આરંભકાળ તેમની ઐતિહાસિક, સામાજિક નવલકથાઓ — 'બહુ ઠાકુરાનીર હાટ' અને 'રાજર્ષિ' — ઉપર, સ્વાભાવિક રીતે જ, બંકિમબાબુની અસર વર્તાય છે નવલકથાઓ તરીકે પણ તે કાચા પ્રયોગો જ ગણાય છે. ત્યારે સુરેપમાં મનોવિશ્લેષણીય નવલકથાનો યુગ પ્રવર્તતો હતો. રવીન્દ્રનાથે ય '<u>ચોખેરવાલી</u>' નવલકથા દ્વારા બંગાળી નવલકથા સાહિત્યમાં એક નવો યુગ સરજ્યો એમ કહી શકાય બંગાળી સાહિત્યની આ સર્વ પ્રથમ મનોવિશ્લેષણીય નવલકથા હતી — ઘટના તત્ત્વ ઓછું અને તેય મનોવિશ્લેષણીય વિકાસનું સહાયક માત્ર. આ નવલકથા રવીન્દ્રનાથની પ્રથમ કીર્તિદા નવલકથા છે. આ પછીની તેમની નવલકથા '<u>નૌકાડૂબી</u>' તે પણ સામાજિક મનોવિશ્લેષણીય નવલકથા તરીકે અસાધારણ ખ્યાતિ પામી છે. તેમાંની આકસ્મિક ઘટનાઓને રોમાન્ટીક વાતાવરણમાં વણી લઈને રવીન્દ્રનાથ એક નવી જ સિદ્ધિ દાખવી છે. આ ઉપરાંત 'ચતુરંગ' અને શેષેર કવિતા'માં રવીન્દ્રનાથની વળી એક નવીન પ્રતિભા — મનોવિશ્લેષણ, રોમાન્સ, ઉપરાંત કવિ-કલ્પનાનું ઐશ્વર્ય જોવા મળે છે

પરંતુ જગના મહાન સર્જક — ચિંતકોની સ્મૃતિ તાજી કરાવે એવી તેમની અમરકૃતિ 'ગોરા' છે. આ નવલકથામાં ભારતીય ભૂમિ અને આર્યસંસ્કૃતિની પુન — પ્રતિષ્ઠા કરવા માટેનો દેદિપ્યમાન પુરુષાર્થ જોવા મળે છે. એક બાજુ, 'હારાનબાબુ જેવા સંકુચિત સુધારક બ્રહ્મસમાજનું પાત્ર છે, તો તેની સામે સનાતન ધર્મનિષ્ઠ ત્યાગ અને સેવાપરાયણ વેષધારી ગોરાનું પાત્ર છે. પરંતુ આખી નવલકથાને સમતુલા બક્ષનાર મુખ્ય બે પાત્રોમાં એક છે, આનંદમયી. તે હિન્દુધર્મમાં જન્મી હોવા છતાં તમામ સંકીર્ણતાઓથી પર છે, અને બીજા પરેશબાબુ, તેઓ બ્રહ્મસમાજી હોવા છતાં પશ્ચિમના સુધારાના નૂતન વિચારોનો ભારતીય સંસ્કૃતિના શ્રેષ્ઠ તત્ત્વો સાથે મેળ ખવડાવી સાચા સમન્વયક — ચાહક તરીકે રવીન્દ્રનાથની જ પ્રતિચ્છાયાસમા પૂજનીય બની જાય છે. આ નવલકથા પૂર્વ અને પશ્ચિમના સાચા સમન્વયના કસોટી કાળની એક મહાન અને અમર કલાકૃતિ છે.

જગતના અનેક મહાન સર્જકોની જેમ, રવીન્દ્રનાથ જેવા વિરલ સર્જક છે, તેવા મહાન ચિંતક છે, આર્ષદ્રષ્ટા છે. 'ગોરા,' 'ઘરે બાહિરે' 'ચાર અધ્યાય' વગેરે નવલકથાઓમાં રવીન્દ્રનાથની વિલક્ષણતાઓનું આપણને દર્શન થયા વિના રહેતું નથી.

અહીં આપણે 'ચાર અધ્યાય અને 'ઘરે બાહિરે'નો વિગતે પરિચય કરીશું — આપણા રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના પાયામાં રહેલી સાધ્ય-સાધન-શુદ્ધિનું અત્યંત પ્રેરક અને બોધક વિશ્લેષણ આપણને આ નવલકથાઓમાં પ્રાપ્ત થાય છે.

*

કવિવર રવીન્દ્રનાથના બે વિલક્ષણ નવલકથાઓનો પરિચય આજે આપણે કરીશું. પહેલી નવલકથા 'ચાર અધ્યાય' લઘુનવલ છે કવિવરે પોતાની અતિશય પાકટ વયે — ૭૪ મે વરસે — ૧૯૩૪માં, આ નવલકથા લખેલી. તેમાં અંગ્રેજોની બેડીમાંથી ભારતને મુક્તિ અપાવવા પોતાનું સર્વસ્વ હોમી દઈને ત્રાસવાદને પંથ પળેલા નાનકડા ક્રાંતિકારી જૂથની પ્રવૃત્તિઓ તથા મનોભાવનાઓનું આલેખન કરવામાં આવેલું છે. આપણે સૌ જાણીએ છીએ કે 'બંગભંગ'-ના વરસો દરમ્યાન ભારતમાં, અને ખાસ કરીને બંગાળમાં ત્રાસવાદી રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનો આરંભ થયો હતો;

ઇન્દ્રનાથને જેમ એની સાધનામાં એલા મળી હતી, તેમ સંદીપને નિખિલની પત્ની વિમલા મળી હતી. ઇન્દ્રનાથની જેમ તેને વિમલામાં શક્તિ – માતા ચંડીનું દર્શન થયું હતું: એલાની જેમ વિમલા પોતે પણ સંદીપના આદર્શોને ચરણે પોતાની જાત સમર્પી દઈ સર્વનાશના પથે ધપી રહી હતી. ક્રાંતિના આવેશમાં અંધ બની જેમ એલાએ અતીનને આંદોલનનું પ્યાદું બનાવીને તેની જિંદગી રોળી નાખી હતી, તેજ રીતે આ નવલકથામાં વિમલાએ અમૂલ્ય જેવા ઉમદા કિશોરનું જીવન વિકૃત બનાવીને એને જ હાથે છેતરપિંડી, ચોરી અને લૂટનો વ્યવહાર કરાવી, એનું સમસ્ત માનવત્વ રોળી નાખ્યું હતું. અંતે 'ચાર અધ્યાય'ની એલા આઘાત પામી ત્યારે બહાર નીકળવાનો કોઇ રાહ તેને દેખાતો ન હતો; અને તે કેવળ મોતની ભીખ માગી રહી હતી, તેમ અહીં, વિમલા પોતાના મૃત્યુની ખેવના કરતી માથું પછાડી રહી હતી।

પરંતુ વિમલાનો ઉછેર અને ઘડતર એનાથી જુદા પ્રકારનાં હતાં. અને વિમલાને સદ્ભાગ્યે, નીતર્યાં સરલતા અને સાત્વિકતાની પ્રતિમૂર્તિ સમો પતિ મળ્યો હતો. પરિણામે જ્યારે સમજાયું કે પાપ પણ કેવું તેજોમય હોય છે, ત્યારે સંદીપની વીર માનસમૂર્તિ તરફનું આકર્ષણ પણ ઓસરી ગયું; વિષ વર્તુળમાંથી બહાર નીકળવાના તમામ દરવાજા પોતેજ પોતાના હાથે બીડી દીધા હોવા છતાં નિષ્કૃતિનું એક દ્વાર ખુલ્લું હતું. તેના પતિની નિષ્કામ નિઃસ્વાર્થ, વિરાટ સહૃદયતા, જેથી તે પોતાના સહજ જીવનમાં પુનઃ પ્રવેશ કરવા શક્તિમાન બની.'

*

આમ, એક જ સમય પટને લક્ષમાં રાખી, એક જ રાષ્ટ્રમુક્તિના આદર્શની આસપાસ વણાયેલી આ બે નવલકથા છે.

'ચાર અધ્યાય' (તેના જ એક પાત્રના શબ્દોમાં) 'રાષ્ટ્રવિપ્લવના રોમાન્સનું અંગાર – ચિત્ર છે,' તો 'ઘરે બાહિરે' રાષ્ટ્રભક્તિની વિકૃતિ વિરૂદ્ધ શુદ્ધ રાષ્ટ્રપ્રીતની કલાકૃતિ છે. કાકા સાહેબે યોગ્ય જ કહ્યું છે કે 'ઘરે બાહિરે' લખીને રવીન્દ્રનાથે હિંદુસ્તાનની, આપણા સમાજની અને આપણી રાષ્ટ્રીયતાની અસાધારણ ઉચ્ચ કોટીની સેવા કરી છે. બંગભંગના દિવસો અને તે વખતના આદર્શોનો આજે વિચાર કરતાં એજ કહેવું પડે છે કે, રવીન્દ્રનાથે આ એક વીરકર્મ કર્યું છે... પોતાના જ જમાનાના વાતાવરણમાંથી આટલી કલાપૂર્ણ કૃતિ નીપજાવવી એ તો લોકોત્તર કવિનું જ કામ છે. રવીન્દ્રનાથ કેવળ મહાન દેશભક્ત ન હતાં, આર્ષદૃષ્ટા રાષ્ટ્રવિધાયક પણ હતા ૧૮૯૦થી રાષ્ટ્રીય મુક્તિ અને રાષ્ટ્રીય ઉત્થાનના કાર્યક્રમો દેશ સમક્ષ તેમણે રજૂ કર્યા હતા. ૧૯૦૫માં બંગભંગના આંદોલન સમયે પોતે એમાં અગ્રણી બની ઝંપલાવી ચૂક્યા હતા ... પરંતુ નિખિલની જેમ, દેશદાઝની મદિરા પીને ઉન્મત્તની માફક સાધન – શુદ્ધિની પરવા કર્યા વિના, મચી પડનારાઓની સાથે તેમનોય મેળ ખાધો ન હતો અને તે માટે તેમને પણ રાજ્ય અને પ્રજા – બંને તરફથી ઓછું સહન કરવું પડયું ન હતું નિખિલના શબ્દોમાં રવીન્દ્રના અંતરનો પડઘો સાંભળીએ: 'દેશના ભૈરવી ચક્રમાં મદ્યનું પાત્ર લઇને હું બેસી ગયો નથી, એથી કરીને હું સૌનો અપ્રિય બન્યો.: લોકો ધારે છે કે મારે ઇલ્કાબ જોઇએ છે; બીજી બાજુ પોલીસ ધારે છે કે, હું અંદરથી કાવતરાં કરી રહ્યો છું — કાવતરાખોરોને મદદ કરી રહ્યો છું!' અને નિખિલની જેમ જ તેમની શ્રદ્ધા હતી — 'વિશેષ વધારીને મટાડી શકાશે નહિ... ખોટા માર્ગે તત્કાલ જે ફળ દેશને આપશું, તેનીયે પછી જે ફળ આવનાર છે, તે કદાચ તત્કાલ નહિ દેખાય. પરંતુ 'આજના દિવસનું ફળ' સંકુચિત ફળ છે, એ કાંઈ અંતિમ ફળ નથી; આવતી કાલના દિવસનું ફળ બહેતર ફળ છે – સૌનું ફળ છે'

મહામાનવ રવીન્દ્રનાથે આ બેઉ નવલકથાઓ દ્વારા સંકુચિત – દ્વેષપૂર્ણ રાષ્ટ્રીયતાને સ્થાને જીવનભર ઘૂંટેલો શુદ્ધ માનવતાનો આદર્શ જ્વલંત કર્યો છે*

[*મૂળ આકાશવાણી વાર્તાલાપ – વિસ્તારીને]

# કૉમનવેલ્થ : કાયાપલટની કટોકટી

[ જુલાઈના આરંભમાં લંડનમાં મળેલી કૉમનવેલ્થ પરિષદ પ્રસંગે લખાયેલ નોંધ ]

કૉમનવેલ્થની અસાધારણ વિશેષતા એ છે કે, પુરાણા બ્રિટિશ છત્ર નીચેના તાબેદાર–અર્ધતાબેદાર રાષ્ટ્રોની વફાદારી ઉપર રચાયેલો આ સંઘ આજે મુક્ત–સ્વતંત્ર અને સમાન રાષ્ટ્રોનો સહિયારો સંઘ બની ગયો છે અને આ વર્ષની પરિષદની એક અસાધારણ ઊણપ એ છે કે તેની કાયાપલટમાં નોંધપાત્ર ફાળો આપનારા પં નહેરુનો, આ બેઠકના થોડાક સમય પૂર્વે જ, દેહવિલય થવા પામ્યો છે. અને પં. નહેરુના વારસદાર વડા પ્રધાન શાસ્ત્રીજી પણ નાદુરસ્ત તબિયતને કારણે આ પહેલા જ મહત્વના પ્રસંગે હાજર રહી શક્યા નથી

*

આ પરિષદ મળવા પૂર્વે જ બ્રિટન અને વિશ્વમાં ભારે ઉહાપોહ જાગ્યો હતો.

* બ્રિટનના કૉન્ઝર્વેટિવ સત્તાપક્ષનો મુખ્ય એક એવો સૂર હતો કે સર ઍલેક હ્યુમ કૉમનવેલ્થ પરિષદ ન બોલાવે એ જ યોગ્ય છે

આ ટોરીપંથીઓને બીજા વિશ્વયુદ્ધ પછી સ્વતંત્ર બનેલાં બ્રિટિશ સંસ્થાનોની સ્વાધીનતાનો રંગઢંગ અકળાવી રહ્યા હતા. એમને તો એવું લાગતું હતું કે કૉમનવેલ્થ બ્રિટિશ તાજની સત્તા અને પ્રતિષ્ઠાનું સાધન મટી જઈને, રંગીન પ્રજાઓને હાથે, ઊલટું તેના ખંડનનું હથિયાર બની રહ્યું છે; અને પછાત ભુખાળવા દેશો બ્રિટનની લશ્કરી અને આર્થિક શક્તિ પોતાના હિતમાં ચૂસી રહ્યા છે; અરે, એમને કારણે તો બ્રિટન 'યુરોપી આર્થિક સહિયારા બજાર'થી બાકાત રહીને પોતાનું જ અહિત કરી રહ્યું છે–યુરોપીય તાકાત તરીકે તે અવગણાઈ રહ્યું છે!

ટૂંકમાં, હવે કૉમનવેલ્થને પડતું મૂકવામાં જ બ્રિટનનું ભલું છે

આમ છતાં સર ઍલેક હ્યુમે પરિષદ બોલાવવાની હિંમત કરી છે

ઘણા બધાની એવી ય માન્યતા તો હતી ને છે કે–સર ઍલેકને પરિષદ બોલાવવી પડી છે એનું એક કારણ એ છે કે બ્રિટનમાં નવી સાર્વત્રિક ચૂંટણી નજદીક આવી રહી છે અને બ્રિટનનો મજૂર પક્ષ 'કૉમનવેલ્થ'ના વિકાસની અવનવી વાતો આગળ ધરતો રહીને એક એવી આબોહવા જમાવી બેઠો છે કે એ પછી કૉમનવેલ્થનું ઉઠમણું કરવાનું કે બે વરસ પછી ય (૧૯૬૨ માં છેલ્લી પરિષદ મળેલી) નવી બેઠક ન બોલાવવાનું એમને ભારે પડી જાય એવું હતું.

● તો વળી, આ પરિષદ મળવા પૂર્વે ઘણા બધાએ એવો ભય પણ પ્રગટ કરી દીધો હતો કે આ છેલ્લી વારની જ પરિષદ હશે; કેમકે કૉમનવેલ્થ સામે જે સમસ્યાઓ ઊભી થઈ ગઈ છે, એ હવે એના ગજા બહારની છે, એ સમસ્યાઓ જ એને સમેટવાને ગર્તે ધસડી ગયા વિના નહિ રહે.

★

એક રીતે, ટોરી પક્ષનો ગભરાટ સાચો છે. એક રીતે કૉમનવેલ્થ અંગેની અટકળો અને આગાહીઓ અસ્થાને નથી. હકીકતે, છેલ્લાં થોડાંક વરસોમાં કૉમનવેલ્થનો જે રીતે વિકાસ થયો છે તે અનેક આશંકાઓને અવકાશ આપે એવો છે જ છે.

છેલ્લા એક જ દાયકામાં આશરે પચાસેક દેશોને સ્વાધીનતા પ્રાપ્ત થઈ છે, તેમાં પાંત્રીસ જેટલાં

આફ્રિકી રાષ્ટ્રો છે. આ નૂતન સ્વાધીનતા પ્રાપ્ત કરનારાં રાષ્ટ્રો પશ્ચિમી સંસ્થાનવાદીઓના હાથે દાયકાઓ–સદીઓ સુધી રેંસાતા–ચુસાતા રહ્યા હતા. આ નવોદિત રાષ્ટ્રોની સામાજિક–આર્થિક–રાજકીય પછાત દશા હજી ઘણે અંશે એમની એમ છે. અને કેટલાકને હજી બ્રિટિશ સત્તાની શેહમાં દબાવું ય પડે છે!

નૂતન સ્વાધીનતાની આ પ્રક્રિયાએ અનેક અણધારી સમસ્યાઓ સરજી દીધી છે, એ સ્પષ્ટ છે.

* સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો)માં એના પડઘા ઊઠયા છે:

* કોમનવેલ્થ પરિષદમાં પણ એના પડઘા ઊઠયા છે:

–કોમનવેલ્થનાં કુલ ૧૮ રાષ્ટ્રોમાં છેલ્લાં બે વર્ષમાં જ સ્વાધીન બની કોમનવેલ્થમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરનારાઓની સંખ્યા ૭ જેટલી છે જેમાંના ૬ આફ્રિકી દેશો છે.

યુનો અને કોમનવેલ્થ ગોરી પ્રજાઓના પ્રભુત્વમાં લાંબો વખત રહી શકે એવું હવે શક્ય રહ્યું નથી.

–સંસ્થાનવાદ ઢળવો પડ્યો છે, પરંતુ રંગદ્વેષ (ગોરા કાળાનું ઘર્ષણ) જાણે માથું ઊંચકી નવાં ઘર્ષણોની એંધાણીઓ આપી રહ્યો છે

રંગીન પ્રજાઓના કોમનવેલ્થમાંના પ્રવેશ સાથે જ બનવા પામેલી બે ઘટનાઓ ભારે મહત્વની છે.

(૧) દક્ષિણ આફ્રિકા બ્રિટિશ કોમનવેલ્થનું એક મહત્વનું સભ્ય હોવા છતાં બિન–ગોરા રાષ્ટ્રસભ્યોના દેકારા આગળ બ્રિટન અને તેના સાથીઓને નમવું પડ્યું હતું; અને ૧૯૬૨માં બોલાવવામાં આવેલી પરિષદ માટે દક્ષિણ આફ્રિકાનું આમંત્રણ રદ થયું હતું (તે પછી દક્ષિણ આફ્રિકા સભ્યપદેથી છૂટું થયું છે.)

(૨) બ્રિટનની છત્રછાયા નીચે જ જાગેલા દક્ષિણ રોડેશિયાને ૧૯૬૪ ની આ વખતની પરિષદ વખતે પડતું મૂકવામાં આવ્યું — ઘાના, ઘાના અને કેન્યાના દબાણને કારણે!

★

આ વર્ષની પરિષદ, તેની સામેની સમસ્યાઓ જોતાં, અગાઉની કોઈ પણ એક કરતાં વધુ ગંભીર ગણાય. સર એલેક હ્યુમે પરિસ્થિતિ સમજી જ લીધી હશે– એથી જ તો તેમણે પરિષદ મુલતવી રાખવાને બદલે, હિંમત અને બહાદુરીથી સાચી દિશાનું કદમ ઊઠાવ્યું છે એ સ્તુત્ય જ છે. સર એલેક હ્યુમે આ પરિષદ સમક્ષ કોમનવેલ્થ રાષ્ટ્રોના આર્થિક–ઔદ્યોગિક–સામાજિક વિકાસની એક સર્વાંગ સમગ્ર યોજના રજુ કરીને મોરચો જીતી જવાની ખ્વાહેશ પણ સેવી જણાય છે...

અને એમણે પોતે જ રાજકીય ઝંઝાવાતોના અણસારા જોઈ લઈને કોમનવેલ્થ સંઘનું સ્વરૂપ અહીં જ સૌમ્ય અને મિત વાણીમાં પ્રગટ કરી દીધું —

● કોમનવેલ્થ સ્વાધીન રાષ્ટ્રોનો સ્વતંત્ર સંઘ છે.. બ્રિટન તો કેવળ નવી નવી દિશામાં પહેલ કરવાનું કામ કરે છે – નિર્ણયો લેવાનું નહિ ભવિષ્યમાં કોમનવેલ્થનું કાર્ય બહુપક્ષી (સૌના આંતરિક) સહકારના આધારે ચાલવું જોઈએ– આજ સુધી મુખ્યતઃ બ્રિટન સાથે સભ્ય દેશો દ્વિપક્ષી સહકારના ધોરણે કાર્ય કરતા રહ્યા છે– એ રીતે નહિ.

પરંતુ, આથી વાદળો વિખેરાયાં નહિ

પરિષદ મળવાના દિવસો આવી પહોંચ્યા ત્યાં સુધીમાં તો ઘેરાયેલા આકાશમાં વીજળીના ચમકારા પણ શરૂ થઈ ગયા. આફ્રિકી રાષ્ટ્રોએ બીજી બધી વાતોને ગૌણ ગણીને રાજકીય પ્રશ્નોને આગળ આણી દીધા હતા —

* સૌથી પ્રથમ અને સૌથી વધુ કટોકટીએ પહોંચેલો સવાલ હતો — દ. રોડેશિયાનો.

* બીજા હતા : મલયેશિયા, એડન અને પૂર્વ આફ્રિકાના તથા બ્રિટિશ તાબાના ન્યુગીઆના અને બ્રિટિશ હિતવાળા સાયપ્રસના ય સવાલો.

* ત્રીજા સવાલો હતા : કેન્યા – સોમાલિયાના અને ભારત–ચીન સંઘર્ષોના;

— આ બધાંમાં કોમનવેલ્થ રાષ્ટ્રોનાં હિત–અહિત સંડોવાયલાં હતાં. ઉપરાંત

આફ્રિકાની જેમ અગ્નિ એશિયામાં લાઓસ અને દ. વિયેતનામની સમસ્યાઓ અસાધારણ ગંભીર

ફેડરેશને — વિધ્ન-નિરોધક' ગણાય એવી કક્ષાએ પહોંચી ગયેલી હતી!

પરિષદ મળવા પૂર્વે જ આફ્રિકી દેશોએ આગેવાની લઈ લીધી હતી: તેમણે બ્રિટનમાં જ પોતાનું સંમેલન ભરીને આફ્રિકી રંગદ્વેષના મદદરૂપ દક્ષિણ આફ્રિકા અને દક્ષિણ રોડેશિયાના સવાલને નંબર એક આપી દીધો હતો. આ પરિષદમાંથી વિખરાઈને તરત જ તેઓ 'આફ્રિકી ટોચ પરિષદ'માં મળવાના હતા; અને તે લંડનમાં નહિ, કૈરો ખાતે! આ પણ નોંધવા જેવી હકીકત ગણાય.

★

પરિષદના આરંભથી જ ઉગ્રતા વરતાતી હતી. ઘાના, કેન્યા અને ટાંગાનિકાના વડા પ્રધાનોએ તાતાં તીર છોડ્યાં હતાં. આફ્રિકી નેતાઓ ઉપરાંત, કેનેડાના વડાપ્રધાન અને ભારતના પ્રતિનિધિઓ શ્રી ટી ટી કે અને ઇંદિરા ગાંધીના પ્રયાસો પણ લેખે લાગ્યા.

૧ : રોડેશિયાની બાબતમાં નીચેના ત્રણ મુદ્દાઓ ઉપર લગભગ સર્વસંમતિની આબોહવા ઊભી થઈ.

(૧) દક્ષિણ રોડેશિયાના ગોરાઓ એક તરફી રીતે પોતાની સ્વતંત્રતા જાહેર કરશે તો તે બ્રિટન સરકારની લેખાશે — બ્રિટનની સાર્વભૌમ સત્તાના ઉલ્લંઘન રૂપ ગણાશે.

(૨) આફ્રિકન પ્રજાની બહુમતિ હોઈને તેમની બહુમતિવાળી રાજ્યસત્તાની સ્થાપના થવી જોઈએ

(૩) બ્રિટિશ સરકાર આ માટે કાનની રીતે ઘરતાં પગલાં લેવા જવાબદાર છે.

જો કે —,આફ્રિકી નેતાઓનું હજી એ બાબત દબાણ ચાલુ છે કે બ્રિટને દ. રોડેશિયાની બંધારણી પરિષદ બોલાવવી જોઈએ; તેમાં ત્યાંના તમામ (બિન-ગોરા) પક્ષોના પ્રતિનિધિઓને પૂરું સ્થાન મળવું જોઈએ. વળી ત્યાંના ગિરફતાર નેતાઓની મુક્તિ માટે પણ દબાણ લાવવાનું સૂચન થયું છે

બ્રિટન આ બાબતનો ઇન્કાર કરતું નથી; પરંતુ બંધારણી — ટેકનિકલ દષ્ટિએ આ રીતે બંધાઈ જવામાં 'વ્યવહાર ડહાપણ' નથી એવું કહી છટકી જવા માગે છે. બીજી બાજુ આફ્રિકી નેતાઓએ 'એક માણસ એક મત'નો આગ્રહ જતો કરીને, બહુમતિની સત્તા આવે એ પ્રકારની તૈયારી બતાવી છે

૨ : બ્રિટિશ ગિયાનાની બાબતમાં બહુમતિ પ્રતિનિધિઓનો મત એવો છે કે બ્રિ. ગિયાનામાંના બે પક્ષોના નેતાઓ ડૉ. જગન અને મિ. બર્નહામને ભેગા કરીને ઉકેલ લાવવો જોઈએ. કેટલાક 'હવે આ શક્ય નથી' એમ માને છે, અને બ્રિ. ગિયાનાને યુનો (સંયુક્ત રાષ્ટ્રસંઘ)ને હસ્તક સોંપી દેવાનું સૂચન કરે છે—જે બહુમતિને સ્વીકાર્ય નથી. તેઓ જણાવે છે કે બ્રિટિશ સરકારે બ્રિ. ગિયાનાના પૂર્ણ સ્વાતંત્ર્યની તારીખ જાહેર કરી દેવી જોઈએ. (શ્રી. ટી ટી કે એ પણ આકરા શબ્દોમાં જણાવ્યું હતું કે ૧૨-૧૨ વર્ષ પૂર્વે અપાયેલ સ્વતંત્રતાનું વચન હવે તરત અમલમાં મુકાવું જોઈએ.)

૩ આ ઉપરાંત, કેનેડાના વડા પ્રધાન પીઅર્સને "રંગભેદ વિનાની એકતા" અંગેનું એક જાહેરનામું તૈયાર કર્યું છે.

☆

એટલું જ નહિ પણ આફ્રિકી-એશિયાઈ સભ્યો તરફથી એવું પણ સૂચન આવ્યું હતું કે—

કોમનવેલ્થના વહીવટ માટે એક કાયમી મંત્રી મંડળની સ્થાપના કરવી જોઈએ

—બ્રિટને આ વિચારને પણ અનુકૂળ થવાનું વલણ બતાવ્યું છે

મલેશિયાના પ્રમુખે અગ્નિ એશિયાની સમસ્યા ઉપર પ્રકાશ પાડયો છે; અને પાકિસ્તાનના પ્રમુખે પણ બ્રિટનમાં પોતાના તરફ સારું એવું લક્ષ ખેંચ્યું

★

આ બધાને અંતે, પરિષદ પૂર્વેનું ધૂંધળું વાતાવરણ દૂર થયાનું જણાય છે

પરંતુ, પરિસ્થિતિને ફરી જોઈને તે અનુસાર વર્તન કરવાની બ્રિટનની તૈયારી સાથેસાથ કેટલી આગળ વધશે એ તો જોવાનું જ રહે છે

એ વાત યાદ રાખવા જેવી છે કે—

—હાલનું કૉમનવેલ્થ હવે બ્રિટિશ સંસ્થાનવાદનું પ્રતિનિધિ રહ્યું નથી (અલબત્ત, ટ્રિનિદાદ-ટોબાગોના વડા પ્રધાન કહે છે તેમ સ્વતંત્ર દેશમાંય હજી 'આર્થિક સંસ્થાનવાદી દમાણ' અનુભવવા મળે છે!)

હાલનું કૉમનવેલ્થ દુનિયાની ૪ થા ભાગની વસ્તીનું પ્રતિનિધિત્વ ધરાવે છે દુનિયાનો આ એક-માત્ર સ્વૈચ્છિક મહાસંઘ છે, જેમાં પાર વિનાની વિવિધતા, વિચિત્રતા અને વિલક્ષણતાવાળાં રાષ્ટ્રો ભેગાં થઈ એકમત સાધવાનું વલણ ધરાવે છે; અને બહુ-મતિના જોરે કશું ફરજીયાત લાદ્યા વગર સર્વસાધારણ એકમતિ સાધવામાં જ સફળતા લેખે છે।

છતાં એ વાત પણ સ્પષ્ટ છે કે—

બ્રિટન પોતે સંપૂર્ણ વસાહતી હિત વિનાનું બની જશે, અને કેવળ બંધારણી રીતે જ નહિ, સર્વથા સમાનતા અને સ્વતંત્રતાનું પાલન કરશે એ પછી જ સાચી કૉમનવેલ્થ-બિરાદરી સ્થપાશે – આંતરિક એકતા સ્થપાશે. [૧૭-૭-૬૪

## કૉમનવેલ્થ

બ્રિટિશ પ્રભુત્વ નીચેના 'સંસ્થાનવાદી કૉમનવેલ્થ'-માંથી સ્વતંત્ર-સમાન રાષ્ટ્રોનો સ્વૈચ્છિક સંઘ :
વિવિધતા—વિલક્ષણતા.

★

* પ્રતિનિધિત્વ : ૬૩ કરોડ ૩૦ લાખ રંગીન પ્રજાઓ; ૮ કરોડ ૪૦ લાખ ગોરી પ્રજાઓ. (દુનિયાની ચોથા ભાગની વસ્તી)

* બ્રિટિશ વસાહતમાંથી મુક્ત બનેલાં રાષ્ટ્રોમાંથી બ્રહ્મદેશ અને સુદાન સિવાયનાં સૌ સામેલ.

* કુલ ૧૮ સભ્યો : ગોરાં રાષ્ટ્રો : બ્રિટન, કેનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅન્ડ. રંગીન રાષ્ટ્રો : (એશિયાનાં) ભારત, પાકિસ્તાન, સિલોન મલયેશિયા (આફ્રિકાનાં) કેન્યા, યુગાન્ડા, ટાંગાનિકા – ઝાંઝીબાર, માલાવી, ઘાના, નાઈજેરીઆ, સીએરા લિઓન; તથા ટ્રિનિદાદ, સાયપ્રસ, જમૈકા.

* આ અઢાર રાષ્ટ્રોમાં : એક છેડે બ્રિટિશ પાર્લામેન્ટરી લોકશાહીથી માંડી લગભગ સરમુખત્યારશાહી ઘાના જેવી રાજ્યવ્યવસ્થાઓ છે; તથા બ્રિટન, કેનેડા જેવાં સુવિકસિત રાષ્ટ્રોથી માંડી આફ્રિકાના અતિ પછાત દેશો છે, વળી, ભારત જેવી વિરાટ વસ્તીવાળો દેશ છે, તો ટ્રિનિદાદ—ટોબાગો : (વસ્તી ૫ લાખ) જેવા પણ છે

★

* બ્રિટનમાં કૉમનવેલ્થ દેશોના ૫૦,૦૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

* બ્રિટન બીજા વિકાસમાન દેશોને જે કુલ સહાય કરે છે તેના ૮૩ ટકા એટલે કે ૧૪ કરોડ ૮૦ લાખ પૌંડ જેટલી રકમ તે કૉમનવેલ્થ-રાષ્ટ્રોને આપે છે.

* બ્રિટનના કુલ વિદેશ રોકાણનાં ૬૦ ટકા કૉમનવેલ્થ-દેશોમાં છે (૧૯૬૨ : કેનેડામાં ૬૦ કરોડ ૭૦ લાખ પૌંડ, ઑસ્ટ્રેલિયા ૪૦ કરોડ ૧૦ લાખ, ભારત ૧૭ કરોડ ૧૦ લાખ, મલાયા ૧૦ કરોડ ૪૦ લાખ પૌંડ વગેરે)

★

* કૉમનવેલ્થ સમસ્તી પ્રવૃત્તિઓમાં – વડા પ્રધાનોની પરિષદ, સંરક્ષણ પ્રધાનોની પરિષદ, શિક્ષણ, અર્થકારણ, વેપાર, સંસ્કાર વગેરે અંગેની પરિષદો તથા સહિયારા પ્રશ્નો અંગે ચર્ચા, ઉકેલ, સહાયની યોજનાઓ મુખ્ય છે

# ગોલ્ડ વોટરવાદ :
## રાષ્ટ્રીય આત્મહત્યાનો પંથ?

જેની ભારે ઊંચે દેખે રાહ જોવાતી હતી એ અમેરિકાના રીપબ્લિકન પક્ષની પરિષદ જુલાઈના અધવચ્ચે મળી ગઈ અને જે અપશુકનિયાળ પરિણામની આગાહી થઈ જ ચૂકી હતી એ પરિણામ નક્કર હકીકત તરીકે દુનિયા સમક્ષ પ્રગટ પણ થયું. ૧૯૬૪ના નવેમ્બરમાં અમેરિકાના પ્રમુખની ચૂંટણી માટેના ઉમેદવાર તરીકે રીપબ્લિકન પક્ષના સેનેટર ગોલ્ડવોટરની ઉમેદવારીને આ પરિષદે મહોર મારી દીધી છે.

પ્રસંગ, આમ તો, અસાધારણ ન ગણાવો જોઈએ. હજી તો, અમેરિકાના પ્રમુખ તરીકેની ચૂંટણીની આ ઉમેદવારી જ છે. અને તે ય, અમેરિકાના બે મુખ્ય પક્ષોમાંના એકની જ છે; તેમાંય, જે પક્ષ સત્તામાં નથી તે રીપબ્લિકન પક્ષના એક આગેવાનની ઉમેદવારની જ! હજી તો, મોટા ભાગે એવી આશા રાખવામાં આવે છે કે :

હાલના સત્તાધિશ ડેમોક્રેટિક પક્ષ તરફથી હાલના પ્રમુખ જોન્સન ફરીવાર ઉમેદવારી કરશે; અને આ બે બળિયાઓની હરીફાઈમાં ગોલ્ડવોટરના વિજયની શકયતા ઓછી છે.

આમ છતાં, એક તો ગોલ્ડવોટરની રીપબ્લિકન પક્ષના સત્તાવાર ઉમેદવાર તરીકે વરણી થઈ છે તે હકીકત, અને બીજુ એ કે જે રીતે આ વરણી થઈ તે પદ્ધતિ, અને ત્રીજું એ કે જે કાર્યક્રમ લઈને ગોલ્ડ-વોટર બહાર પડ્યા છે તે —— આ ત્રણે કારણો પૂરતાં ચિંતાજનક છે. કેવળ અમેરિકા માટે જ નહિ સારા વિશ્વના શાંતિ માટે।

આમે ય, વિશ્વના રાજકારણ ઉપર અમેરિકાનો પ્રભાવ અસાધારણ છે.

એમાં વળી, અમેરિકામાં પ્રમુખનું સ્થાન અને કાર્ય એટલાં બધાં મહત્વનાં અને ચાવીરૂપ છે કે કોણ પ્રમુખ બન્યું તેનો પ્રભાવ રાષ્ટ્રીય અને એકંદર આંતરરાષ્ટ્રીય રાજકારણ ઉપર ઘણો જ પડે છે.

આથી જ તો, રીપબ્લિકન પક્ષમાં ગોલ્ડવોટર-વાદનો વિજય થતાં તેનો સાર્વત્રિક ગંભીર પડઘો ઊઠ્યો છે :

સૌથી મોટી ને આઘાતજનક હકીકત તો એ છે કે

જે રીપબ્લીકન પક્ષની સાથે અમેરિકાના જ નહિ સારા વિશ્વના એક મહાન સપૂત અબ્રાહમ લિંકનનું નામ સંકળાયેલું છે, અને જેના આજ સુધીના અનેક પ્રમુખોએ (છેલ્લા રીપબ્લીકન પ્રમુખ આઈઝનહોવર હતા) અમેરિકાની શાનને છાજે એ રીતે પોતાના કાર્યક્રમો અને વર્તનો દાખવ્યાં છે, એ જ પક્ષના પ્રમુખપદ માટેના આ ઉમેદવારે અમેરિકાની ગૌરવમૂર્તિને ખંડિત કરી છે.

### રાષ્ટ્રીય વ્યૂહ

સૌથી લાંછનરૂપ તો એ છે કે ઘણા દાયકાઓની ભારે જહેમતને અંતે, ઘણા ભોગ અને કુરબાનીને અંતે (જેમાં લિંકન અને કેનેડી — બંને શહીદોના નામ જોડાયેલાં છે)— તાજેતરમાં અમેરિકાની કોંગ્રેસે (પાર્લામેન્ટ) 'નાગરિક અધિકારો'નો કાળા—ગોરાની સમાનતાનો—કાયદો પસાર કર્યો છે. આ કાયદાને જ અનૈતિક કહેનાર અને એની સામે કટ્ટર જેહાદ ચલાવનાર, સેનેટર ગોલ્ડવોટર જ રીપબ્લિકન પક્ષના ઉમેદવાર તરીકે ચૂંટાઈ આવેલ છે!

દુઃખની વાત તો એ છે ગોલ્ડવોટરે આ કાયદો પસાર થયા પછી પણ એમના ચૂંટણી જંગમાં કાયદાની

સામેની જેહાદ ચાલુ રાખીને દક્ષિણનાં રાજ્યોના ગોરાઓનો રંગદ્વેષ ઉશ્કેર્યો છે, અને હબસી–નિગ્રોને છંછેડીને વળી આંતરવિગ્રહની આગને સંકોરી છે!

એટલું જ નહિ, ગોલ્ડવોટરે એ વાત પણ સ્પષ્ટ કરી છે કે તેઓ સત્તામાં આવશે તો નિગ્રોને આર્થિક વિકાસની તકો આપવાની યોજનાઓ, અને સર્વસાધારણ સામાજિક સલામતિની યોજનાઓ તથા ક્રમિક રીતે ચઢતી શ્રેણીના આવકવેરા પણ તેઓ રદ કરનાર છે.

એકંદર, તેમના રાષ્ટ્રીય કાર્યક્રમનું નિશાન ફેડરલ કેન્દ્ર–સત્તા છે.

તેઓ આ કેન્દ્રીય સત્તાને ઢીલી કરીને રાજ્યોને અમુક ક્ષેત્રે (ખાસ કરીને રંગદ્વેષ અને અર્થિક ક્ષેત્રે) લગભગ બેલગામ સત્તાઓ આપવા માગે છે

આમેય, અમેરિકામાં દક્ષિણ પ્રદેશના રાજ્યો ઘણા સમયથી આવી પેરવી કરતા રહ્યા છે, અને ફેડરલ સુપ્રિમ કોર્ટના ચુકાદાઓને પણ ત્યાંના હઠીલા ગવર્નરો ઘોળીને પી ગયાનાં દૃષ્ટાંતોનો પાર નથી.

ગોલ્ડવોટરની રાષ્ટ્રીય નીતિ કેવળ કાળા ધોળાના દ્વેષનેજ સળગાવનારી નથી, પરંતુ કેન્દ્રની સત્તાને નિર્બળ બનાવી સમસ્ત રાષ્ટ્રીય એકતાને છિન્નભિન્ન કરનારી છે, જે એકતા લિંકને આહુતી આપીને સ્થાપી હતી.

## આંતરરાષ્ટ્રીય વ્યૂહ

ગોલ્ડવોટરની આંતરરાષ્ટ્રીય રાજનીતિનું રૂપ આનાથી ય વધુ બિહામણું છે

એમની આ નીતિનું રહસ્ય એક વાક્યમાં આપવુ હોય તો એમ કહી શકાય—

ગોલ્ડવોટરે આ ધરતી પરથી સામ્યવાદનું નામનિશાન ખતમ કરવા જાતે હિટલરી–નાઝીરૂપ ધારણ કરવું પડે તો તેમેય કરવાનો,

અને એથી ય આગળ વધી—

એ માટે જો આખા વિશ્વને ત્રીજા વિશ્વયુદ્ધમાં — સર્વસંહારક અણુયુદ્ધમાં હોમી દેવું પડે તો તેય જોખમ ખેડવાનો મનસુબો કરી લીધો જણાય છે!

ગોલ્ડવોટરનો આંતરરાષ્ટ્રીય ઉદ્દેશ (આ લેખને અંતે) — ધરતીના પટ પરથી સામ્યવાદને ઉખેડી નાખવાનો સંકલ્પ — ભારે ચૂસ્ત અને આવેગભર્યો હોય તો ય, અને એ મૂળભૂત ઉદ્દેશ સાથે અસંખ્ય લોકોની હમદર્દી હોય તો ય — આ અસંખ્ય માનવીઓમાંથી ભાગ્યે જ કોઈ ગોલ્ડવોટરની નીતિરીતિ અને વ્યૂહ સાથે સંમત થઈ શકે એવું છે.

સામ્યવાદની પકડમાં પડેલા ડઝનબંધ દેશોને મુક્ત કરવાની, ક્યુબામાં સ્વતંત્ર સત્તાની સ્થાપનાની અને એશિયામાં દક્ષિણ વિયેટનામ વગેરે દેશોની રક્ષા માટેની પ્રતિજ્ઞા ગમે તેટલી ભાવાત્મક હશે, પરંતુ તેના અમલનો જે વ્યૂહ વિચારાયો છે તેમાં નથી ગંભીર પરિસ્થિતિનું યોગ્ય આકલન, નથી નક્કર વિજયની કોઈ ગણત્રી કે સમજ.

● લશ્કરી મથકો ઊભાં કરીને, લશ્કરી ટુકડીઓ મોકલીને, લશ્કરી નિષ્ણાતોને દોરવણી આપીને તથા અઢળક નાણાં ખર્ચીને, અને સ્થાનિક પ્રદેશમાં અમેરિકાને વફાદાર મનાયેલાઓના હાથમાં રાજ્યસત્તા અને સમગ્ર સામગ્રી મૂકી દીધા પછી, ખરેખર શી હાલત થઈ છે એ માટે તો લાઓસ, વિયેટનામનાં તાજાં દૃષ્ટાંતો પૂરતાં છે

હંગેરી, ફોર્મોસા, પૂર્વ બર્લિન કે જર્મનીની મુક્તિ માટે અણુયુદ્ધની ધમકી આપવાથી કશું સરવાનું નથી એ પણ આટલે વરસે મોટા ભાગના રાજદ્વારી નિષ્ણાતોને સમજાઈ ગયું છે.

અને 'યુદ્ધ જ થઈ જવાનું હોય તો ભલે થઈ જાય' કહીને સર્વનાશી યુદ્ધમાં ઝુકાવી પડવાનું કૃત્ય અમેરિકાની કે દુનિયાની કોઈ પ્રજાને ગળે ઉતારી શકાવાનું નથી, એ ય હવે સ્પષ્ટ છે.

ગોલ્ડવોટરની વીરતાભરી હાકલો સાંભળીને અમેરિકા અને યુરોપના 'લિબરલ' અને 'કન્ઝરવેટિવ' ગણાય એવાં પત્રો, પત્રકારો, નેતાઓ પણ ચોંકી ઊઠ્યા

છે; યુનોમાંના સર્વ દેશોના પ્રતિનિધિઓ ચિંતાગ્રસ્ત બન્યા છે. આ સૌને મન એટલું તો સ્પષ્ટ છે કે—

યુનોમાં લાલચીનનો પ્રવેશ, હવે એશિયાઈ–આફ્રિકી દેશોની બહુમતિ જોતાં, બહુ લાંબો સમય રોકી શકાય એવું નથી.

—એને રોકવાનો પ્રયાસ યુનોને જ ખતમ કરશે!

યુનોના બંધારણના ફેરફાર (ગોલ્ડવોટર સૂચવે છે તેવા) સામે એશિયાઈ–આફ્રિકી રાષ્ટ્રો જ નહિ, યુરોપનાં અનેક રાષ્ટ્રો પણ વિરોધ કરશે.

—એની જીદ પણ યુનોને ખતમ કરનારી બનશે.

ગોલ્ડવોટરની રંગદ્વેષની રાષ્ટ્રીય નીતિથી પણ એશિયાઈ આફ્રિકી રાષ્ટ્રો છછેડાશે.

—અમેરિકા આથી એકલું પડશે.

● કેવળ અમેરિકાના વફાદાર રાષ્ટ્રોને જ મદદ કરવી, અને 'સમાજવાદ'ને લાભદાયી ન નીવડે એ હેતુથી મદદ કરવી: આ સૂત્રથી સ્વાભાવિક રીતે જ મોટા ભાગના એશિયાઈ–આફ્રિકી અને લેટિન અમેરિકી રાષ્ટ્રો મદદથી બાકાત બની જશે. (કેમકે મોટા ભાગનાં આ રાષ્ટ્રો એક યા બીજા પ્રકારનાં 'સમાજવાદી' 'બિન જોડાણી' છે!)

—આ નીતિ અમેરિકાને જ અટૂલું પાડી દેશે.

* રશિયા અને ચીન વચ્ચેના સંઘર્ષનો લાભ ન ને લઈને, બંનેને ફરી સાથે જોડાઈ જવાની ફરજ પશ્ચિમને જ નુકસાન કરશે.

વૉલ્ટર લિપ્પમાન કહે છે તેમ–

ગોલ્ડવૉટરની નીતિ તેના આંતર વિરોધમાં જ નિષ્ફળ નીવડવાની છે–

એક બાજુ, તેઓ આખી દુનિયાના સામ્યવાદ સામે રણ મોરચે ચઢયા છે. (આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે તેઓ અટૂલા પડે એવો જ તેમનો વ્યૂહ પણ છે.)

બીજી બાજુ, સામ્યવાદી વિશ્વશક્તિને પહોંચી વળવા માટે આખા રાષ્ટ્રને એક મોરચે–એક દેહરૂપે ખડો કરી દે એવી–વજ્ર સમી આંતરિક એકતાને સ્થાને, રંગદ્વેષની અને કેન્દ્ર સત્તાને નબળી કરનારી તેમની નીતિ ઘરમાંજ વિસવાદ પેદા કર્યા વિના રહેનાર નથી.

અમારે મન તો, છેલ્લાં કેટલાંક વરસોથી સહ-અસ્તિત્વ સ્વીકારીને, શક્ય તેટલી શાંતિમય હરીફાઈ દ્વારા, સામ્યવાદ કરતાં વધુ સુખી, ઉન્નત અને ભરચક્કી સમાજ રચવાની હોડ ગમે તેટલી ધીરજ માગે તોયે એજ સ્વનાશ અને સર્વનાશમાંથી બચીને સાચો સ્થાયી વિજય પ્રાપ્ત કરવાની ચાવી છે, એ સત્યની સંપૂર્ણ અવગણના કરનાર માટે તો નથી આજે વિજય, કે નથી આવતી કાલે.

અંતે તો, ગોલ્ડવોટરવાદ, સત્તામાં આવશે તો, અમેરિકામાંજ, તે દરેક સ્થળે 'સામ્યવાદ'નો હાઉ જોતો થશે–'જે પોતાને વફાદાર નથી, જે ટીકા કરે છે, એ સૌ સામ્યવાદી છે–' એવા પાયા ઉપરજ–મેકો મેકાર્થી–યુગનો ઓથાર ફરી પાછો ઉતરશે–જેમાં રીપબ્લીકનો અને ડેમોક્રેટો ભોગ બનશે; અને, અંતે મેકાર્થીવાદ સામે જે આંદોલન જાગ્યું હતું, એનું જ પુનરાવર્તન થશે. અને ત્યારે કાં તો ગોલ્ડવોટરવાદ મિતલોકશાહી સર્વસત્તાવાદી રૂપ ધારણ કરી લેશે!

* આગામી ચૂંટણી પૂર્વેય ગોલ્ડવોટરવાદની અતિઉદ્દામ નીતિની અસર જોનસનની સ્વસ્થ નીતિ ઉપર પડયા વિના નહિ રહે.

કોઈ પણ ભોગે, કોઈ પણ પ્રકારે, સામ્યવાદનો નાશ કરવાની ઘેલછા આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કાં તો હિટલરી ફાસીવાદ બની જશે; અથવા તો કોઈ પણ ભોગે 'પશ્ચિમી શાહીવાદ'ને ખતમ કરવાની અંધ ઝનની માઓ–નીતિની પ્રતિચ્છબી બની જશે!

[૨૮–૭–૬૪



વાટાઘાટો નહિ.

(૯)– ક્યુબાને મુક્ત કરવા, ત્યાંની ચીની–રશિયાઈ રમતોનો અંત આણવા, દ. અમેરિકામાંની ફોજોને ખસેડી લેવાની બાબતમાં દક્ષિણ અમેરિકાનાં બીજાં રાષ્ટ્રો અમેરિકાની સાથે જોડાય તે માટે અમે જોરદાર દબાણ લાવશું.

—ક્યુબાની મુક્તિ માટે લડનારી નિર્વાસિત સરકારને માન્યતા આપશું, અને તેના સ્વાતંત્ર્યના લડવૈયાઓને ગેરીલા લડાઈ ચાલુ રાખવા બધી મદદ કરશું.

— ક્યુબાનો સૌ મુક્ત રાષ્ટ્રો આર્થિક બહિષ્કાર કરે તે માટે યત્નશું.

(૧૦) અમે સર્વત્ર ઠંડા યુદ્ધનો હલ્લો લઈ જઈશું – એ અમારી કમજોરી નહિ, તાકાતનું લક્ષણ હશે. થાકીવાદી સામ્યવાદી સત્ર સામે એ અમારું માનસિક આયુધ હશે.

(૧૧) જે કોઈ દેશ અમેરિકા વિરોધી નહિ હોય તેને અમે આર્થિક સહાય આપીશું અને અમેરિકન નાગરિકની મિલકત કોઈ પણ વિદેશી સરકાર પૂરા વળતર વિના છીનવી નહિ લે એની ખાત્રી કરશું

— સ્વાધીન રાષ્ટ્રની સંપત્તિ સ્વાધીનતાનો હ્રાસ કરનારને નહિ આપીએ

અમેરિકાના મુક્ત ઉદ્યોગો પાસેથી મળેલા કરવેરાનાં નાણાં સમાજવાદના લાભાર્થે કદિ ન ખર્ચાય તે અમે જોઈશું.



(૧૨) સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો)ના બંધારણમાં ફેરફાર કરીશું. તેના મતદાનમાં એવા ફેરફાર કરશું કે જેથી

— વસ્તી અને સંપત્તિના ધોરણે મતાધિકાર મળે, અને આજે આફ્રિકી – એશિયાઈ (બિન જોડાણી) તથા સામ્યવાદી દેશોની બહુમતિ ઓછી થઈ જાય, અને પશ્ચિમી મુક્ત રાષ્ટ્રોને રક્ષણ મળે.

# વિએટનામનો આંચકો :

## અગ્નિએશિયામાં અમેરિકી રાજનીતિની કટોકટી

તા ૬ઠી ઓગસ્ટે દુનિયાભરનાં છાપાં, રેડિયો અને ટેલિવિઝનો ધણુકી ઊઠયાં: અમેરિકાના ૧૨૫ યુદ્ધ જહાજો, ૬૫૦ વિમાનો અને ૬૪,૦૦૦ ફોજી માનવીઓ પ્રશાંત મહાસાગરમાં 'ખબરદાર' પોકારતા ખડા થઈ ગયા !

એજ દિવસે ચીને હુંકાર કરી દીધો કે અમેરિકાએ ઉત્તર વિએટનામ (કમ્યુનિસ્ટ રાજ્ય સત્તા) પર હલ્લો કરીને વિશ્વને યુદ્ધને આરે ધકેલી દીધુ !

બીજે જ દિવસે (તા. ૭મીએ) દક્ષિણ વિએટનામના વડાપ્રધાન જનરલ ખાને પોતાના દેશમાં 'ઇમરજન્સી' જાહેર કરી 'લાલ આક્રમણ સામેની ગંભીર ઘડી'નું એલાન કરી દઈ ઉત્તર વિએટનામની સરહદે પોતાનાં સૈન્યો સાથે પહોંચી જવા તૈયારીઓ કરી !

૧૯૬૨માં ક્યૂબાના મોરચે ચમકી ઊઠેલી એવી યુદ્ધ ખબરીથી હવા ફરી સ્તબ્ધ બની ગઈ.

થોડાક કલાકો "આ પાર કે પેલે પાર"ના આનંકની ભડીક ઘુંધવાયા...

*

અમેરિકાના સંરક્ષણ મંત્રી મેકનમારાએ તા. ૫ મીએ જાહેર કર્યા મુજબ —

તા. ૨જી ઓગસ્ટની બપોરે, પ્રશાંત મહાસાગરમાં ઉત્તર વિએટનામ નજદીકના ટોનકિનના અખાતમાં – આંતરરાષ્ટ્રીય જલવિસ્તારમાં (ઉત્તર વિએટનામથી ૩૦ માઈલ દૂર) અમેરિકાની ઓક્રિયાન વિનાશિકા 'મેડોક્સ' ઉપર ઉત્તર વિએટનામના ત્રણ ટોરપિડો જહાજોએ પહેલો હલ્લો કર્યો હતો. તેમને ખોખરા કરી નસાડી મૂકયા બાદ, તા ૪ થીએ મોડી રાતે તેમણે 'મેડોક્સ' તથા 'ટર્નર જોય' ઉપર બીજો હલ્લો કર્યો હતો.

આ પ્રકારના વિનાકારણના હલ્લાઓ સામે આત્મ-

રક્ષણુ કરવા અમેરિકી વિમાનોએ ઉત્તર વિયેટનામના કિનારા ઉપરનાં ૨૫ જહાજો તથા તેલ પુરવઠાસહિત ચાર નૌકા મથકોનો ભુક્કો બોલાવી નાખ્યો હતો અને જરૂર પડયે વધારે જોખમભર્યો જંગ પણ ખેની લેવાની તૈયારી અમેરિકાના પ્રેસિડન્ટ જોન્સને જાહેર કરી હતી.

★

સામેથી, ઉત્તર વિયેટનામનો આક્ષેપ એ છે કે, ઘણા વખતથી અમેરિકી હવાઈહુમલાઓ ઉત્તર વિયેટનામ પર થતા રહ્યા છે અને ટોનકિન અખાતમાંની તેમની વિનાશિકાઓએ તેમના જલ વિસ્તારમાં ઘુસી આવીને હલ્લો કર્યો છે, તથા તેમનાં હવાઈ વિમાનોએ વિનાકારણ વિનાશ કર્યો છે.

ચીને આગળ વધી એવો આક્ષેપ કર્યો છે કે, ઉત્તર વિયેટનામ ઉપરનું આ આક્રમણ ચીન ઉપરના આક્રમણની પૂર્વ તૈયારી રૂપ છે.

★

● આ પછીના આખા અઠવાડિયા દરમ્યાન જે સમાચારો ભારતના, બ્રિટનના અને અમેરિકાનાં ખ્યાત નામ અખબારોમાં પ્રગટ થયા છે અને સંપાદકીય નોંધો પ્રગટ થઈ છે એ બધા ઉપરથી જે હકીકત જાહેર થાય છે તે એકેય પક્ષને દોષમુક્ત ઠરી માફ કરી શકે એમ નથી!

ટાઈમ્સ ઑફ ઈન્ડિયાના પ્રતિનિધિ એચ આર વોરાએ વૉશિંગ્ટનથી (તા. ૮) 'અંદરની બાતમી' જાહેરમાં આણી છે. તે અનુસાર —

* ભૂલોની કરુણ નાટિકા એ છે કે — પરસ્પરના ભય અને આશંકાના માર્યા બંને પક્ષો ભાઝી પડયા છે (એમના કહેવા મુજબ) અમેરિકી અધિકારીઓ પણ એમ માને છે કે બંને પક્ષે ઓછી ઉશ્કેરણી હોત તો આવી ઘટના બનવા જ પામી ન હોત. તેમને મતે,

'— હકીકત એવી છે કે, પહેલો ધડાકો થયો હતો દક્ષિણ વિયેટનામ બાજુથી. તા ૧લીની રાતે ઉત્તર વિયેટનામના અંદર ઉપર તેણે વિમાની હલ્લો કર્યો હતો. દક્ષિણ વિયેટનામનું નૌકાદળ ૧૭મી પૅરૅલલ રેખાનો ભંગ કરીને ટોનકિન અખાતમાં હોન મી અંદર સુધી (ઉત્તર વિયેટનામથી માત્ર ૧૦ માઈલ દૂર) ઘૂસી ગયું હતું; અને આ હોન મી બંદર ઉપર તેમણે પોતાના ગેરિલાઓને ઉતાર્યાં હતા, જેમણે હલ્લો કર્યો હતો.

— દક્ષિણ વિયેટનામમાંના અમેરિકી સત્તાવાળા આ હકીકતથી વાકેફ હતા.

પરંતુ,

— ટોનકિનના અખાતમાં ચોકી કરતા 'મેડોક્સ' ને અમેરિકાના ૭મા કાફલાએ એમને રોક્યા નહિ'

— ચીડાયેલા ઉત્તર વિયેટનામીઓ હલ્લાખોરોનો પીછો પકડવા દોડયા અને બીજી સવારે (તા. ૨જીએ) 'મેડોક્સ' પર શંકા ઊતરી. 'મેડોક્સ'ના અમલદારોને એના કારણની જાણકારી હતી નહિ.

**લંડનના માન્ચેસ્ટર ગાર્ડિયન જેવા લબ્ધપ્રતિષ્ઠ** દૈનિકે સુદ્ધાં એવું લખ્યુ છે કે અમેરિકી સરકારના સમાચારો ઉપર હંમેશાં ભરોસો રખાય એવો નથી. ક્યૂબા અને વિયેટનામે અંગે આવુ અગાઉ પણ બન્યું છે. બીજી બાજુ, માઓ કે હો ચિ-મિન્હ પોતાને જ ભેરવાઈ જવું પડે એવું પગલું ભરવા જેટલા અધીરા કે મૂર્ખ નથી.

★

ટૂંકમાં, ભૂલોની પરંપરા ચાલી અને બન્ને આખડી પડ્યા — આગ ભભૂકી ઊઠી!

સદ્‌ભાગ્યે, ભડકો તરત શાંત પડી ગયો — આગ બુઝાઈ ગઈ એવું નથી; પરંતુ આફતનું ઘેરાયેલું વાદળ તત્કાલ વિખરાયું છે. **સૌથી પ્રથમ કારણ તો એ છે કે,**

* ખુદ અમેરિકાએ જ પાણી રેડવું ડહાપણભર્યું ગણ્યું છે. (અલબત્ત, ૪થી તારીખે ફરી હલ્લો કર્યાની આખી ઘટના બનાવટી છે એવું ઉત્તર વિયેટનામ કહે છે, અને અમેરિકા પણ એનો પૂરો સંતોષકારક પુરાવો આપી શકતુ નથી.)

— બીજા દિવસના હલ્લાના નિમિત્તે અમેરિકાએ ઉ વિયેટનામના ૪ મથકોનો ધાણ બોલાવ્યો તે સ્વરક્ષણ માટે જ હતો એ પૂરવાર કરવું મુશ્કેલ બન્યું છે.

**બીજું કારણ એ પણ છે કે—**

* રશિયાએ ઔપચારિક ટેકો આપવા ઉપરાંત, કોરીઆ વખતે જે નિશ્ચયથી તુરી 'પડવાનું' કર્યું હતું તેવું કશું કરવાનું યોગ્ય ન ધાર્યું — એ અત્યંત સૂચક છે.

ત્રીજું કારણ એ કે—

* રશિયાની મદદ વિના, અમેરિકાના " પેપર ટાઈગર " સામે ચીન એકલ પડે લડીલેવા તૈયાર નથી—એવું જણાય છે.

— અંતે, ઉત્તર વિએટનામનો હો ચિન-મિન બહુ બૂરી પરિસ્થિતિમા મુકાઈ ગયો. પણ દુનિયા નવા દાવાનળથી બચી ગઈ!!

★

દુનિયા તત્કાલ દાવાનળથી બચી ગઈ હોય તો ય, અગ્નિએશિયામાં તો બારેલો અગ્નિ પડેલો જ છે—ક્યારે એ ભભૂકી ઊઠશે એની ચિંતા હર ઘડી તતૂલી રહી જ છે

આપણે ભૂલવું ન જોઈએ કે—

ગયા મે માસના અંતમાં જ લાઓસમાં ભડકો ઊઠયો હતો, અને આવી જ ભયભીત પરિસ્થિતિ લગભગ આવી પહોંચી હતી. એ વખતે અગ્નિ એશિયા માટે ગંભીર કટોકટી જામી હતી.

— એક બાજુ, '૧૯૬૨ના ત્રિપક્ષી જીનિવા કરારનો ભંગ કરી પાથેટ લાઓનાં સામ્યવાદી દળે લાઓસની પીરીનસ સમા જારનાં મેદાનો સુધી ધસી આવ્યા હતાં. (લાઓસનો તૃતિયાંશ ભાગ ઘણા સમયથી આ સામ્યવાદી દળોને હાથ હતોજ) એનો અર્થ એ કે લાઓસનું પતન હાથવેંતમા હતુ!

— બીજી બાજુ, દક્ષિણ વિયેટનામનાં ઉત્તર પ્રદેશના સામ્યવાદી ગેરિલા વિએટ કોંગ-દળોએ સાયગોન (દ. વિએટનામની રાજધાની) તરફ હુમલો કરીને કટોકટી સરજી હતી.

એ વાત સ્પષ્ટ બની રહી હતી કે—

* લાઓસનું પતન થતાં દક્ષિણ વિયેટનામને ટકાવવું લગભગ અશક્ય બને; અને એ બન્ને જતાં, જેમ તેમ તટસ્થતાના તાતણે લટકી રહેલા કંબોડીઆ માટે ચીનની શરણાગતીનો જ રાહ ખુલ્લો રહી જાય!

પરિસ્થિતિ ગંભીર હતી; અને હજી આજેય છે: એશિયામાં અમેરિકાની નીતિની કસોટી ૧૦-૧૦ વરસથી થઈ રહી છે; અને હજી એમાં સફળતા ક્યાંય દેખાય નથી!

★

બીજા વિશ્વયુદ્ધને અંતે, ઉત્તર વિએટનામ સામ્યવાદી નેતા હો-ચિ મીનને હસ્તક થયું. બીજા વિશ્વયુદ્ધને અંતે, એ વખતના ઇન્ડોચાઇના ઉપર ફ્રેંચ સામ્રાજ્યની પકડ સામ્યવાદી અને રાષ્ટ્રીય બળોએ તોડી નાખી અને ૧૯૫૪માં ઉત્તર વિએટનામ, દક્ષિણ વિએટનામ, કંબોડીઆ અને લાઓસ – ચાર સ્વતંત્ર રાજ્યોના કરારો થયા. (અલબત્ત, દક્ષિણ અને ઉત્તર વિએટનામ લોકશાહી ચૂંટણી દ્વારા ભવિષ્યમાં એક થાય એવી શુભેચ્છા સાથે!) અને કમ્યુનિસ્ટ ચીન તથા કમ્યુનિસ્ટ વિએટ મિન (હો ચિ-મિન)એ, તથા તેમાં હાજરી આપનાર અમેરિકાએ સુદ્ધાં આ પ્રદેશમાંનાં લશ્કરો ખેંચી લેવા અંગે અને લાઓસ તથા કંબોડીઆના તટસ્થીકરણ અંગે કબુલાતો આપી હતી.

પરંતુ હમેશાં બને છે તેમ, આ કરારોનું પાલન થયું નહિ, ને સામસામા આક્ષેપો થતા રહ્યા છે.

૧૯૬૨માં લાઓસની કટોકટી હલવાર જતાં, જીનીવા પરિષદે લાઓસનાં ત્રણે જૂથોની (કમ્યુનિસ્ટ, રાષ્ટ્રવાદી તથા વિનીત દળોની) સંયુક્ત સરકાર રાષ્ટ્રવાદી નેતા સૌવન્ના ફૌમાના વડા પ્રમુખપદે સ્થાપી હતી પરંતુ થોડા જ વખતમાં કમ્યુનિસ્ટ દળો એનો બહિષ્કાર કરી ગયાં અને ગેરીલા હલ્લાઓને રસ્તે તેઓ નવા નવા વિજયો નોંધાવતા રહ્યા

બીજી બાજુ, ઉત્તર વિએટનામે ય ૧૯૫૪ની પરિષદ પૂરી થતાં જ 'નવા વિજય'ની કારવાઈઓ શરૂ કરી દીધી હતી! લાઓસ તથા દક્ષિણ વિએટનામનાં સામ્યવાદી દળોએ પણ.

★

૧૯૬૪ના આરંભમાં જ આખા અગ્નિ એશિયાની પરિસ્થિતિ અંગે અમેરિકાએ નવેસરથી વિચારણા આરંભી હતી.

૧૯૫૫થી ૧૯૬૪ — ૧૦ વર્ષનું સરવૈયું ગમખ્વાર હતું!

દક્ષિણ વિએતનામને સામ્યવાદીઓના પંજામાં પડતાં રોકવા માટે તેણે ભગીરથ પ્રયાસો કર્યા હતા – જબરજસ્ત ધમપછાડા માર્યા હતા.

— ૧૯૫૪મા પ્રેસિડન્ટ ડીમની સરકાર રચપાઈ ત્યારથી તેને ભાગે સામ્યવાદી વિએટકોન્ગ સામે લડવાનું આવ્યું હતું. બીજી બાજુ, એ સરકાર, વધુ આપખુદ બનતી ચાલી, અને ૧૯૬૩ના નવેમ્બરમાં અમેરિકી સરકારની આડકતરી સમતિ સાથે જનરલ ડોન્ગ મિન્હે 'કૂપ' (લશ્કરી બળવો) કર્યો – ડીમ અને તેના મુખ્ય સલાહકાર ભાઈ ન્હુનું ખૂન થયું; અને એ મહિનામાં જ (૧૯૬૪ જાન્યુઆરીમાં) વળી અમેરિકાની સીધી–આડકતરી સમતિથી જનરલ ખાન્હે બંડ કરી સત્તા હાથ કરી!

★

— અમેરિકાએ ૧૬૦૦૦ ફોજી નિષ્ણાતોનો કાફલો મોકલી આપ્યો છે (અને બીજા પાંચ હજાર મોકલવાનું વિચારાય છે.)

— રોજના ૧૬ લાખ ડોલરનું ખર્ચ માથે ઉપાડ્યુ છે – ઉપરથી વાર્ષિક સવા કરોડ જુદા!

— દ. વિએટનામનું પોતાનું "સ્વતંત્ર" (!) સૈન્ય ૨ લાખ મિલિશિયા, ૧,૮૦,૦૦૦, નૌકા ૧૮ ૦૦૦ અને વિમાની દળ ૬૦૦૦નું ગણાય છે.

છતાં પરિણામ?

— ડિમની સરકાર ઊથલી ગઈ ત્યારે દોઢ કરોડ પ્રજાજનોનો પ્રદેશ કમ્યુનિસ્ટોને હાથ પડ્યો હતો! આ પછીના ૪–૫ મહિનામાં બીજા ૫૦ લાખ વધુ!

બીજી બાજુ

— કમ્યુનિસ્ટ વિએટ કોંગના હાથમાં અરધો પ્રદેશ, ૨૭૦૦૦ ગેરિલા સૈનિકો અને લગભગ ૧ લાખ જેટલા કિસાન – સૈનિકો (દિવસે ખેતી કરે રાતે ગેરિલાઓને મદદ કરે) જેવી પ્રચંડ તાકાત થઈ છે.

ચીન અને ઉત્તર વિએટનામ તરફથી શસ્ત્રાસ્ત્રોની અને ફોજી દોરવણીની તથા રાજદ્વારી વ્યૂહની સહાય મળવા છતાં ફોજી હલ્લામાં મુખ્યતઃ વિએટ કોન્ગ દળો (દ વિએટનામના વતનીઓ) પોતે સિદ્ધિઓ હાંસલ કરી રહ્યાં છે એ નોંધપાત્ર છે.

● અંદાજ તો એવો છે કે આ દળોને પૂરેપૂરાં મહાત કરવાં હોય તો અમેરિકાએ ૧૦ લાખનું સૈન્ય આ ધરતી પર ઉતારવું જોઈએ!

— એનો અર્થ એ કે અમેરિકાએ અગ્નિ એશિયામાં વિશ્વયુદ્ધનો ભડકો પેટાવવા તૈયાર રહેવું જોઈએ!

આવા સરવૈયાને અંતે અમેરિકા માટે આવું ગાંડુ સાહસ અશક્ય જ ગણાય!

— તો પછી?

* પહેલી સલાહ : જનરલ ખાન્હની એવી છે કે ઉત્તર વિએટનામ ઉપર હલ્લા કરીને વિએટકોંગના મૂળને જ ખતમ કરવું

— પરંતુ ઉત્તર વિએટનામ ઉપરનો મોટા પાયા પરનો હલ્લો એટલે ચીનને યુદ્ધમાં આમંત્રણ!

* બીજી સલાહ એવી છે કે વિએટ કોંગ ગેરીલાઓ કમ્બોડીઆની જે સરહદોનો ઉપયોગ કરી રહ્યા છે તે સરહદોની તાળાબંધી કરવી. પરંતુ કમ્બોડીઆ આવા 'આક્ષેપ'નોજ ઇન્કાર કરીને, અમેરિકાને 'ચેતવણી' આપી રહ્યુ છે!

* ત્રીજી સલાહ : થાઇલેન્ડમાં અમેરિકી ફોજો મોટા પ્રમાણમાં રાખવી, જેથી ઉત્તર વિએટનામ પરિસ્થિતિની ગંભીરતા સમજીને હઠે પડે.

* ચોથી સલાહ . લાઓસમાના પાથેટ લાઓનાં દળો (૧૮૦૦૦નું દળ છે) વિએટ કોન્ગની મદદે દોડે તેના અવરજવરના માર્ગ ઉપર હવાઈ બોમ્બમારો કરવો.

* પાંચમી સલાહ : થાઇલેન્ડ પાસે લાઓસમાં સૈન્યો રવાના કરવાનું સ્વીકારાવવું

પરંતુ આ કશું હજી યોગ્ય ગણાયું નથી – અમલી બની શક્યુ નથી. દરમ્યાન તો, લાઓસમાં પાથેટ લાઓ અને દ. વિએટનામમાં વિએટકોંગ દળોએ નવી કરોળી ઊભી કરી દીધી છે!

☆

બીજી બાજુ, ફ્રાંસે એની ઘણા સમયની સલાહ ફરી ફરીને ભારપૂર્વક આગળ ધરી છે :

* દ વિએટનામ માટે ફરીથી ૧૪ રાષ્ટ્રોની જીનિવા પરિષદ ભરો અને બંનેનું તટસ્થીકરણ કરો. લાઓસનું તટસ્થીકરણ નવેસરથી અમલી બનાવો.

દ'ગોલની આ સૂચના અમેરિકા અને બ્રિટન બંનેને અસ્વીકાર્ય રહી છે. કેમકે —

● આ રસ્તો તો જતે દિવસે કમ્યુનિસ્ટોના હાથમાં જ આખો પ્રદેશ ધરી દેવાનો બની જશે એવો એમને ભય છે.

આની સામે દ'ગોલની એવી માન્યતા જણાય છે કે અગ્નિ એશિયાનો રાષ્ટ્રવાદ સામ્યવાદની અસરથી મુક્ત રહી શકે એમ નથી...વળી,

એવી માન્યતા છે કે ઇન્ડોચાઇના ફ્રાન્સની પકડમાંથી મુક્ત થયા પછી, તેનાં ૪ જુદાં રાજ્યો થયા પછી, એમનાં 'માનસ'માં એમની અખંડિની એકતા અને હમદર્દી રહેલી છે.

— સૌથી મોટી વાત તો એ છે કે, ચીન પોતાના ઓછામાં ઓછા સંરક્ષણ માટે ય પોતાના ફરતી લાલ દિવાલ ચણ્યા વિના ન જ રહે; અને ચીન સામે એના પડોશી નાનકડા દેશો માટે માથું ઊંચુ કરવું અશક્ય ગણાય.

એમાં ય વળી, આજે તો હવે, ચીન અને ઉત્તર વિએટનામ બે સંપૂર્ણ સામ્યવાદી રાજ્ય સત્તાઓ જામી ગઈ છે; અને ઉત્તર લાઓસમાં ઉત્તર વિએટનામને અડીને પાથેટ લાઓનાં સામ્યવાદી દળો સત્તા વધારી રહ્યાં છે, તથા દ વિએટનામના ય ઉત્તર પ્રદેશોમાં સામ્યવાદી વિએટ કોન્ગ દળોની પ્રગતિ ધમધોકાર વધી રહી છે; દક્ષિણ વિએટનામની બગલમાં આવેલું કમ્બોડીઆ પણ ઝૂકી પડ્યું છે. આમ ચીનને ફરતી લોખંડી લાલ દિવાલો પાકી થઈ રહી છે ને વિસ્તરી રહી છે ત્યારે, લાઓસનો બાકીનો ત્રીજો ભાગનો હિસ્સો અને દ વિએટનામનો અર્ધો પ્રદેશ કેટલું જોર કરશે! નાટો, સિઆટો, અમેરિકા, બ્રિટન, કોણ કેટલાં સૈન્યોથી વિજય મેળવવાની ધારણા સેવે છે?

— દ'ગોલની સલાહ ગમે તેટલી જોખમી હોય તો ય એશિયામાં અને યુરોપનાં તટસ્થ રાષ્ટ્રોમાં (ભારત સહિત) એવી ભાવના જોર કરી રહી છે કે નવેસરથી તટસ્થીકરણ કરીને, સૌ સહી કરનારાઓ પાસે દરેક દેશના રક્ષણની ગેરંટી લઈ ને એ પ્રયોગને જ આગળ ધપાવવો હિતકારી છે.

આમાં જોખમ છે, પણ બીજો રસ્તો 'બહાર'નાં સૈન્યોની વધતી જતી સત્તાને કારણે એશિયામાં જ આશંકા જગાડે છે, કમ્યુનિસ્ટો માટે ઉશ્કેરણીનો રસ્તો વધુ અનુકૂળ થાય છે.

અંતે તો રસ્તો એક જ છે એ વાત અમેરિકાએ અને કમ્યુનિસ્ટોથી બચાવા માગતાં સૌએ સમજવાની અને સ્વીકારવાની જરૂર છે—

● કમ્યુનિસ્ટો સામે સદ્ધર રીતે, પ્રજાના પૂરેપૂરા ટેકાથી લડી શકે એવી, પ્રજાના પીઠબળવાળી, લોકશાહી સરકારની સ્થાપના આ બધા દેશોમાં થવી જોઈએ, અને નહિ કે, એક આપખુદ નેતા કે ફોજી જનરલને ઉઠાડી, બીજાને ઉખાડી, ત્રીજા એવા જ આપખુદના હાથમાં સત્તાનો પલટો કર્યા કરવો. આથી તો નથી સ્થિરતા આવવાની કે નથી પ્રજાને પોતાનું ભલું દેખાવાનું. અમેરિકા ગમે તેટલું-લખલૂટ ધન ખરચે, અને એશિયાની સ્વાધીનતા (કમ્યુનિસ્ટોથી રક્ષા) માટે પોતાના અમેરિકી બેટાઓને એશિયાની ધરતી પર જાનનાં જોખમોમાં ઉતારે, તોય એથી એશિયાના દેશો ઊભા થવાના નથી.

આનો અર્થ એ નથી કે, અમેરિકા અને પશ્ચિમી રાષ્ટ્રોએ એશિયાને ઊભું કરવા મદદ કરતાં બંધ થઈ જવું છે. પરંતુ—

**સામ્યવાદ સામેની સમસ્યા માત્ર લશ્કરી બળની સમસ્યા નથી; એ રોટી, રોજી અને સામાજિક ઉન્નતિ દ્વારા સમજપૂર્વકની સ્વતંત્રતા અને લોકશાહી સર્જવાની સમસ્યા છે.**

● આ પથ લાંબો છે—એટલા જ માટે એ દરમ્યાન, યુનો અને બીજા માર્ગો દ્વારા એશિયામાં સામ્યવાદ [જુઓ અનુસંધાન પાન.૯૬ ઉપર]

## મિતાક્ષરી પરિચય

**સર્વોદય દર્શન ( ગાંધીજી )**

નવજીવન પ્રકાશન . અમદાવાદ-૧૪

રૂ ૨=૦૦

ગાંધીજીના સર્વોદય અંગેના, ૩૦ વરસ કરતાં વધારે સમયના, લેખો અને કેટલાંક ભાષણોમાંથી આ સંગ્રહ તૈયાર કરવામાં આવેલો છે.

આજે દુનિયા સામે લોકશાહી, સ્વાતંત્ર્ય અને સુખશાંતિની જે ભારે કૂટ સમસ્યા ઊભી છે તેને અંગેનુ ગાંધીજીનુ મૂળભૂત તત્ત્વચિંતન અને વ્યવહાર ચિંતન અહીં સંગ્રહાયેલ છે. આ પુસ્તકમાં સર્વોદયનો અર્થ, એનો આધ્યાત્મિક આધાર આર્થિક વ્યવસ્થા, રાજકીય વ્યવસ્થા,—જેવાં મુખ્ય અંગોનો સમાવેશ થયો છે. ઉપરાંત આ અંગેના ગાંધી માર્ગના અન્ય ઉપાસકોના લેખોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. પરંતુ આ ઉપાસકોનાં ૧૯૫૧ સુધીનાં જ લખાણોમાંથી પસંદગી કરવામાં આવી છે ( આ પુસ્તક ૧૯૫૧ની આવૃત્તિનું વિસ્તૃત સંકલન હોઈને હશે ) તેને બદલે અદ્યતન ચૂંટણી થઈ શકી હોત તો અભ્યાસીઓ માટે તે વધુ ઉપયોગી થાત

**માનવ સર્જિત વસ્તુતતુઓ**

પ્રબોધકાન્ત ર. શાહ

પ્રાચ્યવિદ્યામંદિર,

મ. સ. વિ. વિદ્યાલય : વડોદરા

રૂ. ૮=૦૦

આ પુસ્તકમાં કુદરતે સર્જેલાં રૂ, ઊન, રેશમ, કતાન સિવાયનાં માનવસર્જિત -કૃત્રિમ રેશમ, રેયાન, નાયલોન ટેરેલિન, વગેરે તતુઓના વિકાસ- અને તેના વિજ્ઞાન સંબંધી ભરપૂર માહિતી આપવામાં આવી છે. ઉપરાંત તેમનો ઉપયોગ, ઔદ્યોગિક — આર્થિક વ્યવહાર અને સામાજિક પાસાંઓનું દર્શન પણ કરાવવામાં આવ્યુ છે

— આ વિષયના અભ્યાસીઓ તથા ઉદ્યોગીઓ માટે આ પુસ્તક ઘણું ઉપયોગી નીવડશે.

**ભારતીય સંસ્કૃતિ ( સંક્ષેપ )**

મૂળ લેખક : રમણલાલ વ. દેસાઈ

સંક્ષેપકાર : કિશોરકાન્ત યાજ્ઞિક

રૂ ૩=૦૦

શ્રી. રમણલાલ દેસાઈ ગુજરાતના વિખ્યાત સાહિત્યકાર ઉપરંત વિચારક પણ હતા. આ ગ્રંથનો વિદ્યાર્થીઓ અને સાધારણ શિક્ષિત પ્રજાને પણ ઉપયોગી થાય તેવો સુવાચ્ય સંક્ષેપ અહીં રજૂ થાય છે — અને તે બહુ જ સાધારણ કિંમતે આપવાનું રાખ્યું છે તે ખરેખર આવકારપાત્ર છે.

**રાવ રણમલજી ( નવલકથા )**

ગુણવંતરાય આચાર્ય

આર આર. શેઠની કું. મુંબઈ-૨

( ગુજરાત ગ્રંથાવલિ ચતુર્થ પુસ્તક )

રૂ ૫=૦૦

સુલતાન મહમદ તઘલખના ભયંકર કાળમાં ગુજરાતની આડે અડીખમ ઢાલ બની ઊભા રહેનાર ઈડરના રાવ રણમલજીના શૌર્યસભર઼ની ઘટનાના આધારે આ નવલકથા લખાયેલ છે.

**સંકલ્પ**

વિષ્ણુકુમાર પંડ્યા

પ્રકાશક : ભાવનગર સમાચાર : ભાવનગર.

રૂા. ૨=૦૦

આ લેખકનો પ્રથમ વાર્તા સંગ્રહ ' દિલની સગાઈ' ૧૯૫૯માં પ્રગટ થયેલો, એ સાંકળીનો , આ બીજો

સંગ્રહ છે. શ્રી વિજયરાય વૈદ્યે પ્રસ્તાવનામાં આ સંગ્રહને આવકારતાં કહે છે કે આ વાર્તામાં ગુજરાતનાં પાસાંઓનું પ્રત્યક્ષવત્ દર્શન કરવા મળે છે.

રામ, તારો દીવડો
લે : કરસનદાસ માણેક
પ્ર : જગમોહનદાસ મહેતા
નચિકેતા પ્રકાશન મંદિર,
૪૮, દાદાભાઈ રોડ,
વિલે પારલે (પશ્ચિમ) મુંબઈ–૫૬

શ્રી. માણેક બહુ–પ્રતિભાવાળા સર્જક છે. એમની સંકીર્તન–પ્રવૃત્તિ તો લગભગ ૧૦ વર્ષ દરમ્યાન (અમદાવાદ, વલ્લભ વિદ્યાનગર, વડોદરા, મુંબઈ તથા કલકતા, નાગપુર આદિ શહેરોમાંની,) વર્તમાન ગુજરાતની, એક વિલક્ષણતા જ ગણાવી જોઈએ.

આ સંગ્રહ આ પ્રવૃત્તિના ફળરૂપ ગીતોનો પરિપાક છે.

લેખકના જણાવ્યા મુજબ આધ્યાત્મિક તત્ત્વની જીવનલક્ષી ખોજની અનેક ભૂમિકાઓ એમના આત્માની ભૂમિ પર થઈને પસાર થઈ ગઈ છે — જુદી જુદી અનેક અવસ્થાઓની પદ–પંક્તિઓ પદોમાં નમ્રત વાંચનારને સહેજે વરતાઈ આવશે.

આ સંગ્રહને શ્રી. રામપ્રસાદ બક્ષીનો અતિશય ભાવભર્યો પ્રવેશક પ્રાપ્ત થયો છે.

રિમઝિમ
પ્રકાશક : પ્રવીણ ચોકસી
નાણાવટ, સુરત
લે : પરિમલ
રૂ : ૩=૦૦

'પરિમલ' એ તો સુરતના એક અનાવિલ ભાઈ ઠાકોરભાઈ દેસાઈ—પોલિસ પ્રોસિક્યુટરનું કવિ–બિરુદ છે. મુશાયરાઓમાં એમની 'ઉર્દૂ શાયરી' સાંભળનારને એમની જ્ઞાતિ અને વ્યવસાયનું આશ્ચર્ય થાય × × × રિમઝિમમાં ૧૫૪ કવિતાઓ છે — જેમાં ગઝલો મુક્તકો અને શાએરી, માત્રામેળ છંદનાં કાવ્યો તથા ગરબા, રાસ વગેરે કૃતિઓ છે. × × પ્રથમ કાવ્ય સંગ્રહમાં આટલું વૈવિધ્ય છતાં, કાવ્ય સર્જનની દિશામાં તેમણે સારી સિદ્ધિ પ્રાપ્ત કરી છે.

આ કાવ્યસંગ્રહને શ્રી રામપ્રસાદ બક્ષીનો એક અગ્રગણ્ય અભ્યાસી પ્રવેશક પ્રાપ્ત થયો છે (જે વિશ્વમાનવના વાચકોને ૧૯૬૪ના ૫૫મા અંકમાં ઉપલબ્ધ થયો હતો.)

ઉરસંવેદના
લે. શોભન
સંસ્કાર સાહિત્ય મંદિર
ઘોઘા દરવાજો, ભાવનગર.
રૂ. ૩=૦૦

વ્યવસાયે એક વૈદ્ય યુવાનના આ કાવ્યસંગ્રહમાં પણ ગીતો, કાવ્યો, ગઝલો, અને ભજનો સંગ્રહાયાં છે. આ સંગ્રહને શ્રી. મનુભાઈ પંચોળી–દર્શકનો સંવેદનાશીલ 'આસ્વાદ' પ્રાપ્ત થયો છે.

સિંધી સાહિત્ય (૧)
સંપાદકો : મોતીલાલ જોતવાણી : જયંત રેલવાણી
૦=૫૦

નવા માસિકના આ પ્રથમ અંકમાં 'સિંધી ભાષા અને સાહિત્યનો ઇતિહાસ' લેખ ધ્યાન ખેંચે છે.

*

આકાશવાણી : ખેડૂત મંડળ

આકાશવાણી ઉપર ૧૯૬૪ના જુલાઈથી સપ્ટેમ્બર સુધીમાં રજૂ થનારા કાર્યક્રમો છે.

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ :
પરિચય ટ્રસ્ટ (મુંબઈ–૧)

ભારતનાં નૃત્યો (૧૨૩)
—મૃણાલિની સારાભાઈ

હિસ્ટીરિયા (૧૨૪)
— ડૉ. વિનુભાઈ શાહ

પર્વતારોહણ (૧૨૫)
— જગદીશ નાણાવટી

બર્મા (૧૨૬)
— નગીનદાસ સંઘવી

મુસ્લિમોનો ધર્મ (૧૨૭)
— ઇસ્માઈલભાઈ નાગોરી

ગીરના સિંહ (૧૨૮)
— બી. જે. કાપડી

દરેક ૦=૫૦

## સ્વાધ્યાય :

સ્વાધ્યાય અને સંશોધનનું ત્રૈમાસિક
સંપાદક ભોગીલાલ જ. સાંડેસરા
પ્રાચ્યવિદ્યામંદિર :
મ. સ વિશ્વવિદ્યાલય–વડોદરા
– પ્રથમ વર્ષનો ઝલ્લો અંક વિવિધ વિષયોની અભ્યાસપૂર્ણ સામગ્રીઓથી ભરપૂર છે.

## સેવાવ્રતી સાહિત્યોપાસક ગોકુળભાઈ

[ અભિનંદન ગ્રંથ અને કાવ્યવાણી ]

શ્રી ગોકુળભાઈ ગુજરાતના અને ઘણાં વર્ષોથી રાજસ્થાનના એક પીઢ નેતા રહ્યા છે. ×× તેમણે વર્ષો સુધી મુંબઈ– વિલેપાર્લા તથા ઉપનગરોમાં અનેકવિધ પ્રવૃત્તિઓનું સંચાલન કર્યું હતું ××

શ્રી. ગોકુળભાઈએ તેમના સમગ્ર કાર્યજીવન દરમ્યાન કવિતાની ઉપાસના અખંડ રીતે કરેલી જણાય છે. ૧૯૨૦ થી ૧૯૬૧ સુધીના આ લાંબા ગાળા દરમ્યાનનાં તેમનાં કાવ્યોમાંથી ચૂંટેલી વાનગી પણ ગ્રંથમાં રજૂ થઇ છે. તેમનું સંપાદન, શ્રી. રામપ્રસાદ બક્ષીના કુશળ હસ્તે થયું છે — સાથે 'સહજપ્રસન્નનિર્ઝરી' રૂપે આસ્વાદ પણ જોડવામાં આવ્યો છે.

## ઈચ્છાપૂર્તિ (મંત્ર અને તંત્ર)

[ જગતના વિચારવંતોએ પ્રશંસા કરેલા "ન્યૂવે" માળામાના એક ગ્રંથનું ભાષાંતર ભુઇનાદથી મેળવવાનાં સહેલાં સમીકરણો પ્રથમ જ ઉપલબ્ધ. ]

લે. : સ્વામી શ્રી. વિજ્ઞાનાનંદ
અનુ : જમનાદાસ લાઠીવાળા
રૂ. ૫=૦૦

## STRUGGLE FOR RELEASE OF JOMO AND HIS COLLEAGUES

Compiled By Ambu H Patel
Ed. by. N S THAKUR & VANSHI DHAR
foreword by–Oginga Odinga (M. P.)
[ Minister For Home Affairs ]
Sh. 20/-

[ પાન ૯૩નું ચાલુ ]

ધસારો ફરી ન જાય એટલા પૂરતો બંદોબસ્ત કરવો જરૂરી છે એને માટે તટસ્થીકરણ, સામુદ્રિક–સહિયારા સંરક્ષણની ગેરંટી વગેરે ઉપાયો જ અજમાવવા રહે છે.

★

— અને કે, જોનસને ગોલ્ડવોટર સામે ચૂંટણી જીતવાનાં એક પગલાં રૂપે જ ઉત્તર વિયેટનામની ઘટનાને ઉભા થવા દીધી હોય !

— અને કે, સર્વસાધારણ રીતે જોનસન આવી સ્ટ્રેટક નીતિના વિરોધી રહ્યા છતાં, જનરલ ખાન્હ અને અમેરિકી લશ્કરી વડાઓ ઉગ્ર સ્ટ્રેટક નીતિના આગ્રહી રહ્યા છે ત્યારે, તેમાં નમતું આપવાનું તેઓ પોતે અવારનવાર જરૂરી ગણતા હોય.

— અને કે, જોનસન ચીનનો હાથો દબાવી જોવા ઇચ્છતા હોય – સાથે સાથે રશિયાનો ય. એવી ગણત્રીથી **મર્યાદિત સ્ટ્રેટક** પગલું ભર્યું હોય તો તેમાં તેમને પહેલેથી ખાત્રી થઈ ગઈ હશે કે—

* ચીન રશિયાની મદદ વિના યુદ્ધે ચડવાની હિંમત એકદમ નહિ કરે. ( કયારે ય નહિ, એમ તો નહિ કહેવાય )

* રશિયા પોતે ચીનના પડખે રહી એશિયામાં ચીનની સત્તા વધે એવું કરવાની ઈચ્છા નહિ સેવે. ( છતાં વિશ્વયુદ્ધ જેવી પરિસ્થિતિ ફાટી નીકળે તો, તે ચૂપ નહિ જ પડે – એમ પણ ન કહેવાય. )

એકંદરે, જોનસને ગોલ્ડવોટરના કારણે કે ચીન-રશિયાનો હાથો દબાવી જોવાના હેતુથી ય મર્યાદિત પગલું જ ભરવાનું વિચાર્યું હતું તે તો સ્પષ્ટ છે આજે વિશ્વ શાંતિને હચમચાવી નાખે એવું કંઈ કરવાની એમની મુરાદ ન હતી.

( એવી મુરાદ સેવવાથી તેઓ ગોલ્ડવોટરની સામે 'ઉદ્દામ' ગણાઈને ચુંટાઈ જ આવે એવું ય ઓછું છે ? )

( એવી મુરાદ સેવીને પગલું ભરવા જતાં શાંતિની સમતુલા તૂટી કયારે પડે એવું પણ શું કહી શકાય ? )

અને તો, સમતુલાની નીતિ જ શાણી નીતિ ઠરી છે

[ ૧૧–૮–૬૪

આપના ઘરની સજાવટ માટે સુંદર સાધન...

# ખીરાનું 'કે'-પ્લાન લાકડાનું ફર્નિચર!

લાકડાના સ્ટેન્ડર્ડાઇઝ્ડ ફર્નિચરના ભારતના સૌથી મોટા ઉત્પાદકોએ બનાવેલ ખીરાના 'કે'-પ્લાન ફર્નિચરથી આપનું ઘર સજાવો.

આ ફર્નિચરનાં અંગો એવા સંભાળપૂર્વક પૅક કરીને મોકલવામાં આવે છે કે તેના ઑરિજિનલ ચમક જેવીને તેવી જ જળવાઈ રહે છે. વધુ કરકસર માટે કૉર્નર દીવાન અને ડાઇનિંગ ટેબલના પાયા છૂટા મોકલવામાં આવે છે અને પાયાઓ સહેલાઈથી જોડવા માટે પેટન્ટ કરાવેલી ખાસ વ્યવસ્થા હોય છે જેથી નૂરખર્ચમાં <u>મોટી બચત</u> થાય છે.

સચિત્ર કૅટલૉગ અને કિંમત ભાવોની યાદી માટે આજે જ લખો.



'કે'-પ્લાન કૉર્નર દીવાન સ્ટાઇલ નં. ૪૧૦-ઈ. બેઠકમાં ફોમ રબ્બરની ગાદી બેસાડેલી હોય છે બેઠક અને પીઠ ખાસ પસંદ કરેલ પી.વી.સી. લેધર ક્લૉથથી કવર કરેલી હોય છે.







'કે'-પ્લાન ડાઇનિંગ ટેબલ સ્ટાઇલ નં. ૪૨૩. સાઇઝ ૫'×૩'. મથાળા પર લૅમિનેટેડ શીટ જડેલી હોય છે, પાયા છૂટા પાડી શકાય છે. ૪'×૨½' સાઇઝમાં પણ મળે છે.





'કે'-પ્લાન પલંગ સ્ટાઇલ નં. ૪૫૧. સાઇઝ ૩'×૬½'. પાટિયાં સહિત. કૉન્ટ્રાક્ટ વિનિયરથી ઓપ કરેલો છે. આગળના પાયાઓને તાંબાનું પાણી ચઢાવેલા મેટલ કૅપ્સ બેસાડેલા હોય છે.




**જયાનંદ ખીરા ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ**

હેડ ઑફિસ અને શોરૂમ: ખીરા ભવન, સૅન્ડહર્સ્ટ બ્રિજ, મુંબઈ ૭




# ૫૯

સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૬૪

સંપાદક : ભોગીલાલ ગાંધી * વિશ્વમાનવ : રામજીમંદિર પોળ – વડોદરા (ફોન ૪૯૫૦)

# ૫૯

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

સંપાદક: ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક: સુભદ્રા ગાંધી * સંચાલક: દશરથ ગાંધી
પ્રકાશક. ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ· સરકારી છાપખાના સામે–વડોદરા (ફોન ૪૯૫૦)
મુદ્રક: જયંતિ દલાલ–વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘી કાંટા રોડ, અમદાવાદ–૧



સાહિત્ય વિભાગનાં લખાણો નીચેના સરનામે મોકલવાં:
**શ્રી. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, મિસ્ત્રી બિલ્ડીંગ, બંદર રોડ–બીલીમોરા**

# સુખી અને શુભ સમાજ

—વૉલ્ટર લિપ્પમાન

[ આજથી ૨૮ વર્ષ પૂર્વે, ૧૯૩૬ મા વૉલ્ટર લિપ્પમાને પ્રગટ કરેલા વિચારો આજે ય એવા ને એવા તાજગીભર્યા છે- બલ્કે, આજે વધુ મહત્ત્વના અને વધુ માર્ગદર્શક બને એવા સમર્થ છે. . ]—

આપણા આજના સંસારને સતાવી રહેલા ઉગ્ર સંઘર્ષોમા જેઓ સક્રિયપણે, આ પક્ષે કે પેલે પક્ષે, ઉદ્યત બન્યા છે તે સૌ એવું માની બેઠા છે કે સંઘર્ષ અતિશય જીવલેણ હોવાના કારણે એમની વચ્ચેનો વિખવાદ પણ અત્યંત ઊંડો હોવો જોઇએ મને લાગે છે કે તેઓ ભુલાવામાં છે પક્ષો ભારે કટુતાપૂર્વક સામ-સામો મોરચો સર્જીને ઊભા છે એટલા કારણસર એવુ માની લેવાની જરૂર નથી કે એ બધાના હેતુઓ સર્વથા એક બીજાના વિરોધી છે. એમના વિદ્વેષની ઉગ્રતા કંઈ એમના મતભેદનુ પ્રમાણ નથી ઇતિહાસમા ઘણીવાર એવુ જોવામા આવ્યુ છે કે એક જ દેવને પૂજનારા ધર્મપંથો વચ્ચે ભયંકર ખૂનખાર વિખવાદ હોય

જો કે વર્તમાન વિશ્વ ઉપર વર્ચસ મેળવવા સારુ યુધ્ધે ચડેલા પક્ષકારો ભિન્ન રંગનાં ખમીસ પહેરે છે, પરંતુ તેમનાં આયુધો તો એક જ ભંડારમાંથી પ્રાપ્ત થયેલાં હોય છે, અને તેમનાં સિદ્ધાન્ત સૂત્રો એક જ મૂળભૂત તત્ત્વના વિવિધ સ્વરૂપ જેવાં હોય છે. અને તેઓ થોડાક શાબ્દિક ફેરફારો સાથે એક જ રણગીત ગાતા યુદ્ધે ચડતા હોય છે. આ બધાંના આયુધો માનવજાતનાં જીવન અને શ્રમ ઉપરની બળજબરી છે

આ સૌનુ સિદ્ધાન્તસૂત્ર એક જ છે—

સંસારનાં દુઃખ અને અવ્યવસ્થાને દૂર કરવા હોય તો વધુ ને વધુ ફરજીયાત સંગઠનો ઊભાં કર્યા વિના આરો નથી આ સૌની પ્રતિજ્ઞા એ છે કે— રાજ્યની સત્તા દ્વારા માનવીઓને સુખી બનાવી શકાય છે

દુનિયાભરમા પ્રગતિને નામે પોતાને સામ્યવાદી, સમાજવાદી, ફાસિસ્ટ, રાષ્ટ્રવાદી, પ્રગતિશીલ અને લિબરલ ગણાવનારાઓ સુધ્ધા એક વાતમાં સર્વસંમત છે કે—

લોકોએ કેમ જીવવુ તેના ઉપર સરકારે પોતાનો અધિકાર જમાવીને પોતાના દમનનાં હથિયારો વડે સંસ્કૃતિની દિશા નક્કી કરી આપવી જોઇએ અને ભાવિની ઘટનાઓને આકાર આપવા જોઇએ.

તેઓ, મિ સ્ટુઅર્ટ ચેસના શબ્દોમા એવી માન્યતા ધરાવે છે કે સમાજની આર્થિક પ્રવૃત્તિનું આયોજન અને પ્રભુત્વ રાજ્યહસ્તક હોવુ જોઇએ

આવી પૂર્વ માન્યતાને વર્તમાન યુગના બધા સિદ્ધાન્ત સૂત્રોનો આધાર છે આખા યુગના વિચારો અને કાર્યો આ ઢાંચામા ઢળાયેલા છે માનવજીવનના સંચલન અંગે બીજો કોઈ દૃષ્ટિકોણ

ગંભીર રીતે વિચારવામાં આવતો નથી; અથવા શક્ય હોવાનું જ માનવામાં આવતું નથી. તાજે-તરમાં જેમને મતાધિકાર પ્રાપ્ત થયો છે તેવા જનસમૂહો, અને જેઓ વિચારો પૂરા પાડવાનું કરે છે તે નેતાઓ, સૌ લગભગ ઉપરના સિદ્ધાન્ત સૂત્રમાં સંપૂર્ણ રીતે અંજાઈ ગયેલા જણાય છે.

આમતેમ વિખરાયેલા, અને ખાસ કશી અસર વિનાના એકલવાયા પડેલા અને ઉવેખાયેલા, મૂઠીભર ચિંતકો જ આને પડકાર કરતા રહ્યા છે. કેમ કે—

સત્તાવાદી જૂથવાદની ધારણાઓ કેવળ ક્રાંતિકારી રાજસત્તાઓની જ નહિ, પરંતુ પોતાને જામત માનવીય અને પ્રગતિશીલ કહેવડાવવાનો દાવો કરનારા તમામની, મૂળભૂત માન્યતા બની ગયેલી છે.

આ સિધ્ધાન્તસૂત્રનું સાર્વત્રિક પ્રભુત્વ આજના માનવીઓનાં મન ઉપર એટલું બધું છે કે જો કોઈ માણસ સરકારી અમલદારશાહીની સત્તાનું ગૌરવ કરતો નથી, તથા તેમની દખલગીરી માનવવ્યવહારમાં વિસ્તરે અને અનેકગણી બને એવી દરખાસ્ત આગળ ધરતો નથી, એને રાજદ્વારી પુરુષ તરીકે અથવા સિધ્ધાન્તકાર તરીકે ગંભીરપણે કોઈ સ્વીકારતું જ નથી. એ માણસ પોતાને સત્તાવાદી અને જૂથવાદી તરીકે ન ઓળખાવે ત્યાં સુધી તેને જૂનવાણી, પ્રત્યાઘાતી ગણી કાઢવામાં આવે છે – બહુ બહુ તો તેને ભરતીની સામે તરવા મથતા નિષ્ફળ અને ઊંધી ખોપડીના તરંગી તરીકે ઓળખાવવામા આવે છે.

આ જેવી તેવી જોરદાર ભરતી નથી.

જો કે માનવવ્યવહારના ઇતિહાસમાં આપખુદો કંઈ નવી વસ્તુ નથી; છતા એમ કહેવું સાચું ગણાશે કે અઢી હજાર વર્ષના સામાજિક ઇતિહાસમાં કોઈ પણ સરકારે એટલી હદે માનવીની જીંદગી ઉપરનો કાબૂ ઇચ્છયો નથી જેટલો સર્વસત્તાવાદી (Totalitarian) રાજ્યોમાં પ્રયાસ થઈ રહ્યો છે.

એ વિશે શંકા નથી કે આજનાં રશિયા, ઇટાલી અને જર્મની કરતાં વધુ ક્રૂર આપખુદ સત્તાઓ ઇતિહાસમાં જોવા મળે છે. પરંતુ આટલો વિસ્તૃત અધિકાર ધરાવનારી એકે નહિ. સંસ્કૃતિના આ પ્રાચીન કેન્દ્રોમાં આજે લાખો માનવીઓ એવા તંત્ર નીચે જીવી રહ્યા છે કે જ્યા સૈદ્ધાન્તિક રીતે એવા સિદ્ધાન્તસૂત્રનું સંપૂર્ણ પ્રભુત્વ છે કે સરકારી અમલદારો એમના માલિક છે અને એમની અધિકૃત આજ્ઞાઓ અનુસાર જ તેમણે જીવવાનું છે, કામ કરવાનું અને મુક્તિ શોધવાની છે!

પરંતુ ખાસ નોંધપાત્ર હકીકત તો એ છે કે—

• જ્યા સર્વ સત્તાવાદી રાજ્ય સત્તાઓની નિષ્ઠુર નીતિરીતિથી માણસો ક્રમક્રમે અનુભવે છે તેવા બીજા દેશમાય, સર્વસાધારણ રીતે એવુ ધારી લેવામા આવ્યુ જ છે કે, ભાવિ પ્રગતિની ઘટનાઓની તો એ જ દિશા હોવી જરૂરી છે. આમ, લગભગ બધે જ સ્થળે પ્રગતિશીલની નિશાની જ એ છે કે—

• માનવીની પરિસ્થિતિની સુધારણા માટે, આખરે તો, અમલદારશાહીની વધતી જતી સત્તા ઉપર જ આધાર રાખવો રહ્યો!

જો કે, પ્રગતિશીલો ક્રમશઃ અને ગણત્રી પૂર્વક આ દિશામાં આગળ વધવાનું પસંદ કરતા હોય છે—બહુમતિ પ્રજાને સમજાવી તેમની સંમતિ મેળવવા ય મથતા હોય છે પરંતુ, અંતે તો, પ્રગતિ માટેના માત્ર એક સાધનમા તેમની શ્રદ્ધા હોય છે, અને તે, સરકારની દમનશીલ એજન્સી! કેમ જાણે તેઓ બીજો કોઈ વિકલ્પ હોવાનું કલ્પી જ શકતા નથી, એટલું જ નહિ પણ તેઓ સમસ્ત ઇતિહાસનું જ વિસ્મરણ કરી બેસે છે કે આજે જેને તેઓ પ્રગતિશીલ ગણીને આનંદ

માને છે એ બધી વસ્તુઓ, રાજકીય પ્રભુત્વમાંથી મુક્તિ મેળવીને જ, રાજ્યસત્તાને મર્યાદિત બનાવીને જ સામૂહિક સત્તા અને તેના દલનમાથી અંગત શક્તિને મુક્ત કરીને જ, સિદ્ધ થઈ શકી છે.

આથી જ તો, આજકાલ ઈન્ગ્લેન્ડ અને અમેરિકા જેવા દેશોમાં પ્રગતિશીલ તરીકે જે બધું લેખાય છે એને માટે રાજ્યની સત્તામાં વધારો કરવાની માંગ થઈ રહી છે, હમેશાં એવાં જ સૂત્રો જોરશોરથી આગળ ધરવામાં આવે છે કે જેથી અમલદારોની સંખ્યામાં અને સત્તામાં વધારો કરીને નાગરિકોની વધુ અને વધુ પ્રવૃત્તિઓ ઉપર કાબુ જામે!

આમ છતાં, આ આખી ચળવળ પાછળથી ધારણાઓ દેખાય છે તેવી સ્વયંસિદ્ધ નથી. હકીકતમાં તો મનુષ્યોએ લાંબી સળંગ લડતો દ્વારા તેમના અંતર આત્માને, બુદ્ધિને, શ્રમને અને વ્યક્તિત્વને વિશિષ્ટાધિકાર, ઈજારાશાહી અને આપખુદ સત્તાના સકંજામાથી છોડાવવાનો પુરુષાર્થ જ કર્યો છે. બે હજાર વર્ષ પૂર્વે, પશ્ચિમના માનવીએ સામાજિક સંગઠનનો પ્રથમ વિચાર કર્યો તે દિવસથી રાજદ્વારી, ચિંતનનો જો કોઈ મુખ્ય વિષય રહ્યો હોય તો તે એ જ છે કે મનસ્વી સત્તા કરતાં ચઢીયાતી નીવડે એવી કાનૂની વ્યવસ્થા શોધી કાઢવી ...

—આ પ્રક્રિયા દરમ્યાન જ નાગરિકોએ રીતરિવાજ, વિવેકબુદ્ધિ અને ધાર્મિક આતર્ દર્શન દ્વારા અમર્યાદ સત્તાઓ ઉપર નિયંત્રણ મૂકવાનુ કર્યું છે.

—આમાં જ તો, નૈસર્ગિક કાનૂનો અંગેની લાંબી ચર્ચાનું રહસ્ય સમાયેલુ છે.

—આમાં જ તો, સર્વસત્તાધીશને કાનૂની બંધારણ નીચે આણવા માટેની, તથા વ્યક્તિગત રીતે અને સ્વૈચ્છિક સંગઠનો દ્વારા નાગરિકો પોતાના અધિકારો, રાજાઓ—ઉમરાવો—ધનકુબેરો અને બહુમતિ તથા ટોળાઓ ઉપર, લાદી શકે એવું કરવા માટેની હજારેક વર્ષની લડતનું રહસ્ય રહેલું છે આમાં જ તો, રાજ્ય અને ધર્મપંથને અલગ કરવા માટેની તથા અંતરઆત્મા, જ્ઞાન, કલાઓ શિક્ષણ અને વ્યાપારને ધર્મ—અદાલતો, સેન્સર, ઈજારદારો, પોલીસ અને ફાંસીગરોના હાથમાંથી મુક્ત કરવાની લડતનું રહસ્ય રહેલુ છે.

એવુ જણાય છે કે ઈતિહાસના આ પદાર્થપાઠનો આપણે માટે કશો જ અર્થ રહ્યો નથી આપણી આ પેઢી દરમ્યાન એવું કોઈક નવુ તત્ત્વ દાખલ થઈ ગયુ છે જે આપણને મુક્તિની મંઝિલેથી પાછા વાળીને રાજનીઓદ્વારા સત્તાને મર્યાદિત બનાવવા માટે કરેલા પુરુષાર્થો ભૂલાવી દેવા માગે છે, અને જે આપણને એવુ માનવાની ફરજ પાડે છે કે માનવ વિકાસ માટેનો માર્ગ રાજ્ય સત્તાને જ વધુ ઉગ્ર બનાવીને, અને તેનો વ્યય વિસ્તારીને જ, સાધવો રહ્યો.

## ચિત્રણા (landscapes) | રાજેન્દ્ર શાહ

### ૧. ખંડેર

વિદીર્ણ ખંડેરની ઈંટમાં પ્રેતપકડ શાં મૂળ નાખી
અવકાશ ભરી ઊભો છે પિપ્પલ
એનાં આછેરી યે લહરીમાં ફરકંત પાન
સીમસભર શૂન્યતાને કરે વિચંચલ.
હવામહીં હીબકતું હળુ નિશ્વસન
ઝમી રહે આરતનું હોઠભીડ્યું ગાન.

જીર્ણ વીથિ પર ઠેર ઠેર જામ્યા
કાંટાળીના તીવ્ર અવરોધ
મહીં મહીં ધંતૂરાનાં જૃંભિત અસ્થિધવલ ફૂલ
નિરમાળ....

વેદનાનો વળ ખાઈ
શ્રુતિહીન અટ્ટહાસ કરે છે કંકાલ.

રજે રજે રાફડામાં ભરાયેલ જીવનો જે
ભુજંગપ્રયાત
લિસોટે અંકાય
ઇહા-લીહામાં વંકાય
એને ઊર્ણનું મળે છે આચ્છાદન.
કિવાલની ધારે
ઊંચી ડાળ પર આવી બેસે મોર
ઘડી બેસે
ઊડી જાય
એની આંખમાં આથેનું વસ્યું વન
પલે પલે પિપ્પલનાં ફરકંત પાન....



[ વિશ્વમાનવ : સપ્ટે.-ઑક્ટોબર '૬૪ .

## ૨. બારી બહાર

બારી બહારનું રિક્ત ગગન
ધવલ ફલક
કેવલ નીચેની ડાબી કોર કને
સામેના ઘરના
લાલ નળિયાંથી છાયેલા
છાપરાનો નાનો એક ખૂણો
સુકાયેલી લીલના શ્યામ અવશેષથી અંકિત.
નજરને રોજનું આ દૃશ્ય
ગતિહીન વિવર્તવિહીન
સ્પર્શશૂન્ય પરિચય તણી મન પર નહિ મુદ્રા
હયાતિની સહજ વિસ્મૃતિ.
કિન્તુ આજ
ધૂમ્રવર્ણ ઊમડઘૂમડ ઘન વાદળનો ગગને ગોરંભ
ઘડી ઘડી હવાનો હેલાર
તડિત ચમક
દિગંતમાં ગુંજરતો મૃદંગનો ગભીર નિનાદ
લાલ નળિયે છાયેલા છાપરાના નાના એક ખૂણે.
ખિલાઈને મળે એનો રંગ
રંગની અગન ભીની ભીની.
નીચે આચ્છાદને રહ્યા કોઈક બે જીવ તે
આ કપોતની જોડ
આવી રમે છે ઉપર
છતનું ઓઢણુ બને ક્રીડાનું આંગણુ...
ગળામાં ઘેરાય મહાપ્રાણ
ઘુર ઘુર થનગને ચરણનું ગાન
પિચ્છલ પાંખમાં પાંખ ભળે તહીં
પ્રગટંત અસીમનુ ભાવન તુફાન.
રિક્ત વહ્યા દિન, વહી ઋતુની તિતિક્ષા આજ ધન્ય
અભાવનું કયાય નહિ દૈન્ય
સહુંથી સભર સહુ
લહું એનું સ્નિગ્ધ આકર્ષણ
મેડી મહીં નહિ
બારી બહાર હું
ઝીલી રહું અમિય વર્ષણ.

વિશ્વમાનવ : સપ્ટ-ઑકટોબર '૬૪ ]

## છંદોભંગ | રાધેશ્યામ શર્મા

આપણે દીવાલો દૂર કરવી છે
ઊંચેઊંચે સ્પુટનીક કરતાં
ઊંચેરું ક્યાં નથી ઊડવું'?
બધા ઍટમબૉમ્બને—અને કદાચ ક્રૉસને પણ
દરિયાના પેટાળમાં દફનાવીને
કાળાધોળા લાલપીળા
હાથ મેળવવા છે
અને એકબીજાના કાનમાં ધાક પડે
એમ કહેવું છે:
ચાલો આપણે મોકળા થઈએ
અને છીપમાં પ્રસુપ્ત મોતીની શાન્તિને
તળિયેથી ઉપર લાવી બચાવી લઈએ.
                પણ લોકોને રસપૂર્વક
પરદાની ડીઝાઈનની ચર્ચા કરતા સાંભળું છું
દીવાલો રંગાવતા જોઉં છું,
હું પોતે નિ:શ્વાસની એક ભૂખરી ભીંત રચું છું
અને કોણ જાણે શાથી,
પેલા મોતીના શાંતિછંદનો ભંગ કરું છું!

## નહેરુનું શ્રીલ | રસિક પંડ્યા

ગયા ગાંધી
અને આંધી ઊઠી અંધેરની કેવી!
જીવનનાં મૂલ્યની શાણી સમજ
        ને સ્વસ્થતાથી શી અમે અવહેલના સેવી!
ફૂંકી માર્યો અમે ગાંધી.
સૂતાં ફુટપાથનાં ટોળાં કનેથી આંચકી લઈ
—એણે અપાવ્યા રાજમાં—
એની સમાધિ રાજઘાટે હા, અમે બાંધી.
પછી તો
પૂતળાં ને બાવલાંના પથ્થરે
મૌનના ઓથારમાં
ઢોલ-ત્રાંસાંના નર્યા ચોધારમાં,
દેવતાઈ તત્ત્વના અનુષ્ઠાનમાં,
એવો દાબ્યો ગાંધી
અમે ગાંધી,
(કે) ગૂંગળાતો શબ્દ એનો બ્હાર આવે તો ગળાતો;
ભાવના ને અર્થનો પરિહાર કેડે
રેડિયો ને માઈકથી સંભળાતો
ભાવ-ના સંભારનું બાષ્પીભવન!
બોલ એનો ઢોલ કેરા પોલ શો ગાજી રહે!
વક્તા અને શ્રોતા કમલવત્ રહી જતા.
કોઈને બંધન, વજન અડતું નથી.
હિંદના ચાલિસ કોટિના પિતા
આજ મેં રડતા દીઠા!
બાપ જેવા બાપને પણ આપણે
બાપડા કેવા કરી મૂક્યા, જુઓ!

આ બધું જોયા પછી
મને—અમને
મને-કમને
કોરી ખાતી'તી ફિકર
                અફસોસ કે—
નહેરુની પણ આ દશા આખર થશે!!
દેશ ને દુનિયા પૂછે
                કોણ નહેરુના પછી?

[ વિશ્વમાનવ • સપ્ટે-ઑક્ટોબર '૬૪

કોઈ પૂરખજો પૂછે:
શું થશે નહેરુ પછી?
પ્રશ્ન અમને પીડતો'તો:
નહેરુનું શું થશે પછી?

ગાંધીના એહાલ મરણોત્તર નિહાળી
નહેરુનો આગમ તો શું નિંદ પણ ઊડી ગઈ.
ને તે સ્વપ્નાની, દૂરદ્રષ્ટા, રાજવંશી નહેરુએ
ઉત્તરક્રિયા નિજ યશવપુની વીલમાં ગૂંથી લીધી
મેં ધરા આ દેશની ચાહી, મને ચાહે ધરા.
શક્તિના અંજળક પીધા મેં લોકહૈયેથી ઝરા.
મેં ઉમંગો, સ્વપ્ન ને શ્રમ આયુભરની એપણા
અર્પણ કરી મા-ભારતી ચરણે, નથી રાખી મણા
ના કશો અહેસાન તે, નિર્ઋણ મારું, ફર્જ પણ
ને અનેકગણું મને આપી રહ્યો આ લોકગણ
તે છતાં હું તેમનો, ના તેમનામય થઈ શક્યો,
સ્નેહનું લેપન ત્વચા પર, ભીતરે ના જઈ શક્યો
દેહની સીમા નડે અદ્વૈતને આરાધને
ગાંધીથી તો હું નથી મોટો, નડ્યું જે સંતને.
આવી પડ્યા ક્ષેત્ર પ્રભાવને તો
અન્યોન્યના, જાવું તણાઈ ના કદી;
હવા બની, રક્ત બની પ્રજાતણા
અંગાગમાં ઐક્ય પ્રમત્ત માણવું.
ને તેમના રક્તની લાલિમાને
આમૂલ દેવી પલટાવી સ્પર્શથી
રે તો જ ક્રાંતિ અનિવાર્ય આવશે,
ઉદ્ધાર ગાંધી–ગુરુનો ય થૈ જશે.
એથી વડું તર્પણ, ઋણમુક્તિ
બીજી કઈ રાષ્ટ્રપિતા ય પામશે!

તો એ જ.
મારું વીલ
આદર્શોના
પૂર્ણત્વની મંઝિલ કાપવાની,
હજી ય મારે

હરામ આરામ, વિરામ ના ક્યહીં.
મને હવામાં, જલમાં, ભૂમિમાં

ઊડાણ ને વિસ્તૃતિમાં વિખેરી દો.
મા-ભારતીની કૂખમાં પ્રવેશીને
પોષી રહું જીવન-પ્રાણ-ક્રાંતિને
ને વાયુથી પ્રાણીના અવિરત પ્રાણુને
પ્રજાળી સંશોધનું શ્વાસચક્ર!
પ્રાચ્ય-પશ્ચિમ ખંડે, વળી સપ્તસિંધુમાં,
બ્રહ્માંડ કેરાં અણુએ અણુમાં
હું માહરો સ્પંદનસ્પર્શ પાથરું
રચી રહેલ (જે) ક્રાંતિનું મહામંડળ
ઉત્ક્રાંતિનું દ્યોતક — વિશ્વમંગલ!!

એમ કહીને તથા આટલેથી એમની દાઝ ઊતરી નથી એટલે આ કવિઓએ 'ઓકવા' માંડ્યું છે એવી અશિષ્ટ ભાષા વાપરવા સુધી પહોંચી જઇને, આ લેખકે એમના વિવેચનમા કુરુચિનો જ પરિચય નથી કરાવ્યો શુ ? એટલુ જ નહિ પણ આ કવિઓને 'દ્રવિડ સંસ્કૃતિની લિંગપૂજા અને યોનિપૂજાની પ્રણાલિકા ફરી કવિતામાં જાગતી કરનારા' કહીને ઉતારી પાડવાનો સંતોષ લેવા જતા તેમણે ભારતની એક વિશિષ્ટ કક્ષાની સંસ્કૃતિ વિષેનુ અજ્ઞાન જ પ્રગટ નથી કર્યું શુ ? સૌથી ખરાબ તો એ છે કે તેમણે કવિઓની અનેક કૃતિઓમાથી પોતાના હેતુને ઉદ્દીષ્ટ એવી કૃતિઓ જ પસંદ કરી છે તે પણ જાણે સમજ્યા, પરંતુ તે કાવ્યોમાંથી લિંગવાદી શબ્દોના ટુકડા ભેગા કરી, ઉપરા-ઉપરી અસંબદ્ધ રીતે રજૂ કરી દઇને, 'વાનગી ઉપરથી માલનો ખ્યાલ' આપવાની જે હિંમત કરી છે તે કવિતાના વિવેચન વિષેની તેમની જ વૃત્તિનો પરિચય નથી આપતી શુ ? અને ખાસ ચોકઠામા કાળા ટાઈપમા જે એવુ સૂચવ્યુ છે કે આમાના કેટલાક કવિઓ શરદ્‌પૂનમની રાતે નિર્વસ્ત્ર થઇને અમદાવાદના રાજમાર્ગો પરથી પસાર થઇને કાવ્યવાચનનો કાર્યક્રમ કરનાર છે— આવો ઉલ્લેખ સાહિત્ય ક્ષેત્રે રાજકારણી રમતની ઉશ્કેરણીનો ભાસ કરાવે છે આવો કોઈ કાર્યક્રમ નિર્ધાર્યો હોય તો એ કવિઓની નાગરિક સભ્યતા માટે આપણે અફસોસ પ્રગટ કરત. પરંતુ એથી જ, અને ઉપર કહી તે બધી વગોવણી ભેગી કર્યા પછી ય, એને જ કારણે એમાના કોઈ અ-કવિ બની જાય છે કે એમની સારી કૃતિ કનિષ્ઠ બની જાય છે એવુ સાબિત કરવાનો પુરુષાર્થ અજુગતો છે.

યુરોપ-અમેરિકાના 'બિટનિકોની સામાજિક behaviour અને તેમની કવિતા અંગે ભારોભાર ઉહાપોહ જાગ્યો હતો. પરંતુ ધીમે ધીમે કરતાં એ behaviour પાછળના સામાજિક પરિબળો અને એમની કવિતાના વિષયો, વર્ણનો અને પ્રતીકો પાછળની તેમની દૃષ્ટિનો પરિચય થતો ગયો તેમ-તેમ એમને અંગેની સૂગ ઓછી થતી ગઈ...

એટલુ જ નહિ પણ લોરેન્સ, મોરાવીયા અને મિલર જેવા સર્જક સાહિત્યકારોની 'બીભત્સ' ગણાતી કૃતિઓ પાછળનું રહસ્ય ગહન ચિંતન અને એને પ્રગટ કરવા માટેની અકથ્ય મંથામણમાથી મળેલાં પ્રતીકોનું રહસ્ય જેમ-જેમ આપણને સમજાતુ ગયુ છે, તેમ તેમ એને વિષેની જુગુપ્સા અદૃશ્ય થઈ છે અને પોતાની ઉત્કટતમ અનુભૂતિને ઉત્કૃષ્ટ રીતે પ્રગટ કરવા માટે જ વાપરેલાં પ્રતીકોના પાછળની તેમની સાધના અને નિષ્ઠાની પ્રતીતિ થતી જાય છે તેમ તેમ, એ લેખકો આપણા આદરને પાત્ર પણ બન્યા છે.

આ નવી કવિતા લખનારા કવિઓમાંથી ભાગ્યે જ થોડાક તેમની ઊંડી અનુભૂતિની અને તેજસ્વી મૌલિકતાની પ્રતીતિ કરાવવા સમર્થ નીવડ્યા છે (બીજા કોઇમા હો કે નહિ પણ આ પ્રવાહના પુરસ્કર્તા શેખમા તો એ નિઃશંક છે જ) બને કે એમાંના કેટલાક અમુક અંશે, અનુકૃતિઓ સર્જનારા પણ જણાયા હોય પણ અહીં જ તો વિવેચકનો ધર્મ આવે છે—આ નવી કવિતાની શક્તિ-અશક્તિનો વ્યવસ્થિત નિષ્પક્ષ પરિચય કરાવવાનો. એને બદલે અહીં તો આવા કવિઓને સરકારે અને સમાજે અસામાજિક ગુનેગારો ગણીને, સીધા કરવાની પોલિસ-વૃત્તિ જોર કરતી જણાય છે (સંદેશ તા. ૨૬-૧૦-૬૪ જીતેન્દ્ર બ્રહ્મભટ્ટનો પત્ર) .

સાચી વાત તો એ છે કે 'કવિતા'ના મૂલ્યાંકન વિષે જ નવેસરથી ગંભીર પ્રયાસો થવા ઘટે છે જો કે છેલ્લા થોડાક વરસ દરમ્યાન શ્રી. સુરેશ જોષીએ પોતે આવા પ્રયાસો ભારે વિદ્વતા અને ખંતથી કર્યા છે બલ્કે, એ ક્ષેત્રે એમણે નવા પ્રયાણ આદરીને કવિતાના મૂલ્યાંકનની કેટલીક મૂળભૂત વાતો ફરી ફરી રજૂ કરી છે. અલબત્ત, એમની પોતાની સમજમા રહેલી ઊણપો એકધારા માપદં-

*ગુજરાતીમાં પાઠયપુસ્તક બની ન શકે એવી, મોટા ભાગની કવિતાની ચોપડીઓ આજના અનેક પ્રતિષ્ઠિત ગણાતા લેખકોને ય ગાંઠને પૈસે છપાવવા વારો આવ્યો હશે, ને હજી એ સ્થિતિમાં કંઈ વધુ ફેર પડેલો જણાતો નથી, એ શું આ પત્રલેખકોથી અજાણ્યુ છે?

કનો અભાવ–એ નૂતન વિવેચનના ક્ષેત્રે તેમનું અર્પણ ઊણું બતાવે છે. અને એમના પોતાના પૂર્વગ્રહિત પક્ષપાતોને કારણે એમના મુખપત્ર ક્ષિતિજમાં ઘણી કૃતિઓ એવી છપાયેલી જોવા મળે છે કે જેને નાણવા જતાં એમણે પોતેજ ગુંચવાવું પડે; અથવા તો એ તો નબળી કૃતિઓના નમૂના તરીકે રજૂ કરેલ, એવા ખુલાસા પાછળથી કરવાની જરૂર પણ પડે।

મૂળ વાત તો એ છે કે નવી ધાટીની કવિતાને મૂલવવા માટે હજી સુરેખ–સ્પષ્ટ–સમર્થ વિવેચન જ સાંપડ્યું નથી. શ્રી સુરેશ જોષીની મર્યાદા જાણી લીધા પછી ય, બીજા વિવેચકો પાસે એનાથી વધુ સ્પષ્ટ–સુરેખ–સમર્થ માપદંડ છે ખરો? એવો સવાલ આજે અપ્રસ્તુત નથી

જૂની ધાટીનાં અસંખ્ય કાવ્યો, વર્ષો સુધી લખાઈ ગયા પછી જ, એના વિષેનો માપદંડ પણ સ્પષ્ટ રૂપે ઊભો થયો હતો; અને ખૂબીની વાતતો એ છે કે નવી ધાટીની કવિતોના પ્રવેશ સાથે જ એ માપદંડ પોતેજ અધૂરો દેખાયો। ને એણે જ તો કવિતાના વિવેચનની નવી દૃષ્ટિની મથામણ જગાડી ને વધારી 'આ નવા પુરુષાર્થમાં શ્રી ઉમાશંકર જોષી (કદાચ એક માત્ર!) કવિ વિવેચક આગળ તરી આવ્યા. જેમણે કવિતા અને વિવેચનનુ નવુ રૂપે વહેવુ નિહાળ્યું. અને ખુશીની વાત એ બની કે આ નવી કવિતા અને નવાવિવેચનને ઉત્સાહભર્યો 'આવકાર' નહિ તોય 'ઉત્તેજન' તો એમના તરફથી મળતું રહ્યુ. (લગભગ બધાં કવિસંમેલનોમાં કાવ્ય ચર્ચાઓમા અને વિવેચન લેખો દ્વારા)

આજે હવે, સારા પ્રમાણમાં, અનેક હાથે, અખતરાઓ થઈ ચૂકવા પછી, નવી ધાટીથી ગણાતી સંખ્યાબંધ કૃતિઓ પ્રગટ થઈ ચૂકયા પછી, એના મૂલ્યાંકન માટેની ભૂમિકા ઊભી થઈ ગણાય, ત્યારે જ ગંભીર વિવેચનનો આરંભ થવાને બદલે અણુઘટતા અને પૂર્વગ્રહપૂર્ણ પ્રયાસને ઉત્તેજન અપાયુ છે. (શ્રી. મડિયા જેવા ઊંડી સૂઝ અને શક્તિવાળા સંપાદકના હાથે) તે ઘટના દુઃખદ જ છે.

બને કે—મને તો લાગે જ છે કે—હવે પછીથી કવિતા, ચિત્રકલા કે એવાં બીજા વધુ સૂક્ષ્મ સ્વરૂપની સર્જનકૃતિઓ–લાંબા સમય સુધી એકધારી ધાટીમાં સર્જવાની શક્યતા જ ઓછી થતી જાય છે, અને એમનું મૂલ્યાંકન કરવાનું અગાઉ કરતાંય અનેકગણું વધુ દુષ્કર બનવાનું છે.

ખેર... એક વાર ઉમાશંકરે કહેલી વાત યાદ આવે છે: એકાદ સૈકા બાદ, આજની આપણી કેટલી કાવ્યકૃતિઓ ટકી રહી હશે... ખ્યાલ કરો– પચાસ, પચીસ, પંદર કે પછી એ પાંચ જ? ને તે કોની? એ જ સવાલ છે ત્યાં.

અને છતાં, સાચી કલાકૃતિ સદાકાળ 'નૂતન આકર્ષણ જન્માવનારી તાજગીભર્યા જ નીવડવાની એ કેટલું મોટું સુખદ આશ્વાસન પણ છે!!

—ભોગીલાલ ગાંધી

## ક્રુશ્ચૉવનું પતન

સોવિયેત પ્રજાને માટે, ક્રુશ્ચૉવ Liberating force હતો–ક્રુશ્ચૉવના અમલ દરમ્યાન રશિયન પ્રજા પ્રથમવાર સ્તાલિનયુગના ભયંકર ઓથારમાંથી શ્વાસ લેવા પૂરતી ય બહાર નીકળી શકી; સ્તાલિનયુગી 'શ્રમછાવણીઓ'ની અમાનુષિતા અને ગુપ્તચરોની જાસૂસીમિયતને સ્થાને કાનૂની તંત્રની અંશતઃ સુરક્ષિતતા તેને પ્રાપ્ત થઈ; દેશની અંદરનાં સામયિકો અને પુસ્તકોમાં હતાશા અને અકળામણનો યત્કિંચિત્ પડઘો, પ્રથમવાર તેની પ્રજાને સાંભળવા મળ્યો; અને સાધારણ પ્રજા માંહો માંહે સુખદુઃખની વાત છૂટે મોઢે કરી શકે એવી આબોહવાનો અણુસારો પણ અનુભવ્યો બીજી બાજુ, ઉદ્યોગો અને લશ્કરી સાધનોના એકધારા કાર્યક્રમોનો વધતો જતો બોજો વરસો સુધી માથે વહ્યા પછી, પ્રથમવાર, તેની જીવનજરૂરિયાતોની, ઓછામા ઓછા વેતનની અને રહેઠાણોની ફિકર કરનાર પ્રથમ સત્તાધારી તરીકે તેણે ક્રુશ્ચૉવને જોયો 'એટલું જ નહિ પણ બહારની દુનિયા સાથે કેવળ તંગદિલી અને નવા યુદ્ધની લગાતાર બીકને સ્થાને, મૂડીવાદી દેશો સાથેય શાંતિ-

કુશ્ચોવે અનક્ષેત્રે જાદુ કરી બતાવવાનો અભરખો સેવ્યો હતો અને તેણે સાઈબીરીઆની કુંવારી ધરતીમાં અબજો ધાન પેદા કરી બતાવવાનું બીડું ઝડપ્યું હતું. તે વરસોમાં જ તેની સામે ચડભડાટ તો શરૂ થયો હતો. પરંતુ જો ચાર વરસમાં 'પરિણામ' દ્વારા સૌને આંજી દેવાની કુશ્ચોવની આશા હતી તે નિષ્ફળ ગઈ અન્ન માટે, છેવટે અમેરિકા પાસે જ "હાથ લાંબો કરવો પડ્યો, એ રશિયાની જેવીતેવી માનહાની નથી... એને આ 'ખેડૂત'ની ધૂનમાં જંગી રકમો રોકાઈ જતાં, બીજાં ક્ષેત્રોને એથી સહન કરવું પડ્યું હોય એમ પણ બને. (કુશ્ચોવની સાથે પાણીચું પામેલાઓમાં ખેતીવાડીના વડા નિષ્ણાતનું નામે પણ છે. તે સૂચક છે; તે જ રીતે, તરંગી યોજનાઓની, બડાશો વગેરેના ઉલ્લેખો પણ સૂચક છે.)

૨.

પશ્ચિમ સાથે detente સાધવામાં કુશ્ચોવે ઘણી હિંમત દાખવી છે; અણુપ્રયોગ-બંધીના કરાર અને ક્યૂબા-એ બે તો એની કારકીર્દીની કલગીરૂપ ગણાય આમ છતાં, પશ્ચિમ સાથેના એના આ વ્યવહારને વધારે પડતો 'ઉતાવળો' અને 'કેટલીક વાર' 'બિનજરૂરી' ને 'જોખમી'—માનીને એના સાથીઓ ચોંક્યા હોય એ વાત રશિયાના આજના દેદાર જોતાં, શક્ય લાગે છે.

૩.

પોતાના ઉપગ્રહો સાથેની નીતિમાં સ્તાલિનવાદથી જુદા પડી 'સૌના જુદા રાહ હોઈ શકે' એમ સ્વીકાર્યા પછીનું કુશ્ચોવનું વર્તન તેની જ બદનામી કરનારું રહ્યું છે,

—હંગેરીના રાષ્ટ્રીય બળવાને લાલસેનાની પાશવી તાકાતથી ચગદી નાખનાર, અને પોલાંડમાં એવો અણસારો જણાતાં આરંભથી જ એને દબાવી દેનાર કુશ્ચોવ ત્યાંની પ્રજામાં અને ત્યાંના નેતાઓમાં તો અળખામણો જ રહ્યો...,

—પૂર્વયુરોપી સામ્યવાદી દેશોના આર્થિક સંગઠનમાં (COMECON) પણ સ્તાલિનવાદી ઓથાર ઉતર્યા પછીય રૂમાનિયાએ પોતાના રાષ્ટ્રીય સ્વતંત્રતા છીનવાઈ રહ્યાનો જ અનુભવ કર્યો; અને પોતાને એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે દુનિયાના કોઈ પણ દેશ સાથે આર્થિક સંબંધ સ્થાપવાનો અધિકાર છે એવી ઘોષણા કરીને. આ આર્થિક સંબંધોની દિશામાં તેણે પગલું ભર્યું (જુઓ: વિશ્વમાનવ મે જૂન '૬૪) એ પછી બીજા અનેક સામ્યવાદી ઉપગ્રહોને નવી હિંમત અને હોંશ આવી ...રશિયાનો મોંઘો માલ આકરી શરતે ખરીદવો અને કાચોમાલ રશિયાની જરૂરત મુજબ વેચવો-એના કરતાં વધુ સારાં દામે અને સગવડે, ફ્રાન્સ, બ્રિટન સાથે વેપાર ગોઠવાતો હોય તો એ લાભ શું કામ જતો કરે ?

એક રીતે તો, કુશ્ચોવની detenteની નીતિએ જ તેના ઉપગ્રહો માટે આ શક્યતા ઉઘાડી આપી છે પરંતુ હવે એનું જ લોજિક કુશ્ચોવને ખાઈ રહ્યું છે.

૪.

કુશ્ચોવના પતન પાછળ ચીનની સમસ્યા એક મુખ્ય અને છેવટનું કારણ જણાય છે.

કુશ્ચોવે જે રીતે ઉપાડો લીધો, અને જેમ જેમ જંગ જોર પકડતો ગયો તેમ તેમ કુશ્ચોવ ખીલતો ગયો, અને અંતે તો, બીજા કશા ખાતર નહિ તોય, પોતાના દેશની પ્રજાને, રૂમાનિયા અને ઈટલી જેવા ઢચુપચુ સાથી પક્ષોને પકડીને, દુનિયાને અને અંતે ચીનને ય, પોતાના સામર્થ્યનો પરચો બતાવવાના આવેશમાં તે ઘણો આગળ નીકળી ગયો—તેણે આંતરરાષ્ટ્રીય સામ્યવાદી પરિષદ બોલાવી લઈ તેમાં ચીનને મહાત કરવાનો નિરધાર કરી નાખ્યો. પરંતુ, ધાર્યા કરતાં ચિત્ર સાવ પલટાયેલું જ જોવા મળ્યું!

દુનિયાના મોટા ભાગના (૯૦ માંથી ૧૧ સિવાયના) દેશોના સામ્યવાદી પક્ષો હજી ચીન સામે છેલ્લો મોરચો સજવા તૈયાર નથી. હજી માહોમાંહે સમાધાન કરવાની જ વૃત્તિ વિશેષ જણાય છે.

આની પાછળ, આંતરરાષ્ટ્રીય સામ્યવાદી આંદો-

# "એકાકી"

—ઈરાવતી કર્વે
અનુ: મનોહર જોષી

હું એકલી છું. હું કાંઈ એકાકી થોડી જ છું? જરાય નહીં. મારી આસપાસ મારી ફિકર કરનારાઓની ભીડ છે. ત્યારે, હું કંઈ અસહાય છું? અંહ હું હાક પાડું એ પહેલા જ કેટલાય હાથ મદદ કરવા તૈયાર છે— કેટલાય પગ મારે માટે દોડધામ કરે છે. આટલા બધા માણસો આસપાસ છે, પણ મારા અંતઃકરણનું ઊંડાણ હજી કોઈ પામી શકતું નથી. ના, એમ પણ નથી મારા અંતઃકરણનુ ઊંડાણ પામેલાઓ પણ ઘણા છે ત્યારે હું 'એકલી' કેવી રીતે?

હું એકલી જ હતી – છુ અને આગળ ઉપર પણ એકલી જ હોઈશ. પણ એ સમજતા લગભગ આખું આયુષ્ય પૂરું થયુ! બધી વાતોનું એમ જ થાય છે. બધું આપણી નજર આગળ હોય છે— પુસ્તકોમા વાચીએ છીએ – સમજાયું છે એવો આભાસ પણ થતો હોય છે—એક દિવસ કોણ જાણે કેમ હૈયામાં વીજળી ચમકી હોય એવો પ્રકાશ પડે ને ખરી વાત સમજાય. હું મારા સ્કુટર પર બેસીને સ્વતંત્રપણે ચલાવવા લાગી ત્યારની વાત. પહેલે જ દિવસે મારી સામે એક ઘોડાગાડી હતી. ઘોડાગાડીનો વેગ કેટલો, મોટરનો વેગ કેટલો એ વાતો મને મોઢે હતી ઘોડાગાડીની આગળથી મારે એક વળાંક લેવાનો હતો હું રાહ જોતી હતી કે ઘોડાગાડી આગળ નીકળે પછી હું વળાંક લઉં પણ પછી મારા મગજમા પ્રકાશ પથરાયો કે ઘોડાગાડી કરતાં વધુ ઝડપે હુ જઈ શકું છું

ક્યારેક મગજમાં ઝટ પ્રકાશ પડે છે. ક્યારેક ખૂબ ખૂબ વાર લાગે છે. અતિશય પરિશ્રમથી મેં કેટલીય વાતો એકત્ર કરી હતી દ્રાવિડ ભાષાઓમાંના સગપણના શબ્દો મારી પાસે ભેગા થયા હતા. વંશાવળીઓ પણ ઘણી હતી. પણ દ્રાવિડ કુટુંબરચનાનું સૂત્ર હજી ધ્યાનમાં આવતું ન હતુ. ભેગી કરેલી માહિતી શક્ય તેટલી મુદ્દાસર માંડીને 'અમુક અમુક વાતનું સૂત્ર હજી સમજાતું નથી,' એમ લેખ લખ્યો લેખ પ્રસિદ્ધ થયો, પણ મનને સંતોષ ન થયો. કેટલાયે મહિના વીતી ગયા. અસંતોષ—સૂક્ષ્મ તલસાટ – એ એક સ્થાયી ભાવ થઈ બેઠો હતો. પણ ઉપરઉપરથી મન અને શરીર ઇતર કામમા વ્યસ્ત હતાં. એક દિવસે સવારે હું ઊઠી તે દ્રાવિડ કુટુંબરચનાનું ઊકેલેલું સૂત્ર લઈને જ. પૂર્વે લખેલો મારો લેખ કાઢીને એમા ઉલ્લેખેલી તમામ વાતો પર ફરી આંખ ફેરવી ગઈ, હવે તમામ અસંગત વસ્તુઓ સુસંગત લાગતી હતી—એકેય મુદ્દો વિનાસ દર્શ અધવચ્ચે લટકતો રહ્યો ન હતો. વિચાર કરી કરીને પણ જે સમજાતું નહોતું તે આમ અનાયાસે શી રીતે હાથ આવ્યુ? જ્યારે જ્યારે આવુ બને છે ત્યારે મને સ્મરણ થાય છે:

"नायमात्मा प्रवचनेन लभ्य न मेधया न बहूना श्रुतेन। य एव एव वृणुते तेन लभ्य ...।।"

આ આત્મા છે તે પ્રવચનથી મળતો નથી, બુદ્ધિવડે મળતો નથી, ખૂબ અભ્યાસથી પણ હાથ આવતો નથી. એ પોતે થઈને જેને પસંદ કરે એને જ મળે છે આ લીટી યાદ આવે ત્યારે કોલેજમાં તે ભણેલાં ઈંદુમતી સ્વયંવરનો સર્ગ સાંભરે છે અને આખ સમક્ષ ચિત્ર ખડું થાય છે તે સ્વયંવરનું કેટ કેટલા રાજકુમારો બિચારા માળા ગળામા પડે એ માટે તલસતા હતા પણ એણે જેને વરમાળ પહેરાવી એને જ એ મળી એવુ જ આ આત્માનુ પણ છે એટલે, ખટપટ જ કરવી નહીં? કોઈ કહે છે, આ વાક્યમા પરમેશ્વરની કૃપાનુ સૂત્ર છુપાયેલુ છે જેને ઈશ્વર કહેવામાં આવે છે, એ તપશ્ચર્યાથી મળતો નથી, એની કૃપા થવી જોઈએ!

બરાબર આ રીતે જ એક દિવસે અચાનક મને જ્ઞાન થયું કે હું એકલી છું

મનમાં જે વાતનો વિચાર પણ થોળાતો ન હોય તે વાતનો પ્રકાશ પડે તો એને કૃપા કહેવાય ખરી? જ્ઞાનનો આ પુંજ મને તો વીજળીના પ્રકાશ જેવો લાગ્યો હું એમાં દઝાઈ, તરફડી. ઉપરથી જીવંત હોવા છતાં અંદરથી મરી ગયા જેવી થઈ ગઈ. એકલા હોવું એ વાત શું આટલી ભયાનક છે? દુનિયાની ધાંધલથી કંટાળી એકલા હોવું એમ શું કદીય થતું નથી? મનોમય ક્રોધ ચડે એટલે આપણે પોતે માનવી જગતથી દૂર જવાનો પ્રયત્ન નથી કરતા?

ક્રોધમાં દૂર નીકળી જવું, રિસાઈને ખૂણામાં બેસવું, જગતથી કંટાળી દૂર જવું, આ બધા પ્રકારો ખરેખર એકલતાના નથી કોઈ આપણને ચાહતું નથી, લોકોને આપણે અંતરંગ લાગ્યા જ નથી એમ સમજીને માનવી જ્યારે ક્રોધમાં જતો રહે છે ત્યારે મનના એકે ખૂણામાં જગતની નીકટતાનું ભાન એને હોય છે જ' દુનિયા આજે ભલે મારી ઉપેક્ષા કરે, કાલે એને મારી કિંમત સમજાશે. આ ગામમાં મારી કિંમત ભલે ન અંકાય પણ ક્યાંક બીજે મારી ભાવનાને પ્રતિસાદ અવશ્ય મળશે, એવી એને ખાતરી હોય છે. આ એકાંતવાસની આખી ભૂમિકા જ લોકસાપેક્ષ છે. લોકવિમુખ થયા છતાં પશુપક્ષી, ઝાડપાન, એમના સહવાસમાં સંતકવિઓ પરમેશ્વરનું ચિંતન કરતા હતા એમ જણાઈ આવે છે. એટલે કોઈ રિસાય, ક્રોધે ભરાય, એકાંતવાસમાં જાય તોય સાવ એકલું તો હોતું જ નથી.

મને એકલતાનું જે જ્ઞાન થયું, જેને લીધે હું આટલી અસ્વસ્થ થઈ છું, ગૂંગળાઈ રહી છું એ ખરા અર્થમાં અનાદિઅનંત એવી એકલતા છે એ મારી જ નથી, પ્રાણીમાત્રની, જેમાં જેમાં ચૈતન્ય છે એની એકલતા છે. આપણી આસપાસ જે માણસો છે તેમને આપણે કદી મળ્યા જ નથી — આવું મિલન શક્ય જ નથી. નજર સાથે નજર મળે, કંઈક મળ્યા જેવું લાગે, પણ એ ખરેખરું મિલન નથી. સ્પર્શની તીવ્ર અનુભૂતિ એ મિલન નથી. કોઈનો પગરવ કાને અથડાય, એના શબ્દો સંભળાય, પણ આ બધા મિલના પ્રસંગો એટલે, સમુદ્રમાં સાહજિક પ્રવાહથી એકત્ર આવતાં લાકડાં જેમ એકબીજાને ટકરાય તેથી વિશેષ, વધારે એવું કંઈ નથી. છેવટના ઉપાય તરીકે પ્રભુને ચરણે માથું મૂક્યું. મંદિરે એટલે જરા બેઠી, ત્યાં પણ મનમાં આ જે વિચાર આવ્યો. "અઠ્ઠાવીસ યુગથી આ ક્ષણની રાહ જોતો તું ઊભો હોઈશ, જન્મ-જન્માન્તરના ફેરામાં હું ભૂલથી તારે ચરણે આવીને અટકાઈ છું." આ કંઈ મિલન કહેવાય? એક આત્મા બીજા આત્માને ભેટે એ શક્ય જ નથી.

આ પરિસ્થિતિએ પહોંચ્યા પછી આગળ જવું અશક્ય—એવું આપણને લાગે છે. મારી ધારણા મુજબ હું સ્વસ્થ હતી, છતાં મને કબૂલ કર્યા વગર મારું મન એ પાંજરામાંથી છૂટવાનો પ્રયત્ન કરતું જ હતું. હવે આગળ બીજો માર્ગ નથી, એવું કબૂલ કરવાની મનની તૈયારી ન હતી.

હમેશના વાચનમાંની લીટીઓ ને શબ્દો ભિન્ન સંદર્ભમાં મન સામે હાજર થાય છે. શબ્દ એ જ—અર્થ, દરેક શબ્દનો અર્થ એ જ, પણ મનની સ્થિતિ પ્રમાણે વાક્યાર્થમાં ભિન્નતા અગર ઊંડાઈ આવવા માંડે છે. 'विश्वात्मके देवे' આ શબ્દો કેટલીય વાર સાંભળ્યા હશે, આપે વાંચ્યા હશે, પણ આ વખતની વૃત્તિને લીધે મન ત્યાં ને ત્યાં જ ગુંચવાયા કરે છે. વિશ્વાત્મકતા, સર્વાત્મકતા એટલે બધા એકાકી આત્માઓનું મિલન-સ્થાન નથી શું? વિશ્વાત્માનું મિલન દરેકને માટે શક્ય છે, અને કેટલીક અસામાન્ય વ્યક્તિઓને એ લાધ્યું પણ છે. વિશ્વાત્માનું મિલન એટલે સર્વત્ર પથરાયેલા એકાકી જીવો સાથેનું પણ મિલન, આવી પરિસ્થિતિ આપોઆપ સર્જન, એટલે આવા વિચારથી મનને સ્હેજ શાતા વળી. એનો અર્થ એ નથી કે આ નવો વિચાર મારા મનમાં આવવાની સાથે જ મારી બીજાઓ સાથે એકાત્મતા થઈ. પણ 'એકલતા'નો પણ ઇલાજ છે એ જાણી આનંદ થયો. મેં મારા મનને સમજાવ્યું કે એકલતા લાગવી એટલે આપણી આસપાસ વાડ બાંધવા જેવું છે. આ વાડ છેદાય તો સર્વાત્મા સાથે અતિ

એ દ્વારા બીજાઓ સાથે ખરેખરું મિલન થવાની શક્યતા છે. પણ હું મારી આસપાસ શબ્દોની જંજાળ પાથરતી હતી અને કેવળ શબ્દોથી જ સંતોષ માનતી હતી

જે મને મારી સામે આ વિચાર આવ્યો તે જ મન શત્રુની જેમ મારી પાછળ પડ્યું હતું. હું સ્હેજે આરામ લઉં કે વિશ્રાંતિ લઉં એમ હતુ જ નહીં. ગમે તેમ મને સંતોષ થયો હતો, પણ મન સ્વસ્થં બેસવા દેતું ન હતુ. કંઈક ઊકેલ હાથવેંત છે પણ જડતો નથી એવી સ્થિતિ થઈ હતી

એક નવો ઊકેલ જડ્યો તે પણ વાર્તા વાચતાં વાચતા. પહેલા વાચેલુ પણ ચોક્કસ યાદ આવ્યુ નહીં-પણ સ્મરણ બહાર તો ગયુ ન જ હતુ, તેથી જે સમજાયા વગરનો મુદ્દો હતો તે સમજાયો ને ઊકેલ મળ્યો અને મનની દોડધામ પણ થંભી· “ आत्मा एव इदम् अग्रे आसीत् एक एव । स अकामयत । बहु स्या ।” પૂર્વે, પહેલવહેલો આત્મા જ હતો. એકલો હતો એને ઇચ્છા થઈ, હું બહુ થાઉં-“स अविभेत् तस्माद् एकाकी विभेति”...એને બીક લાગી-એકલાં હોઇએ એટલે આવી જ બીક લાગે છે “स वं नैन रेमे तस्मादेकाकी न रमते”...એને ગોઠ્યું જ નહીં. એકલા હોઇએ એટલે ફાવતુ નથી-ગોઠતું નથી. એને થયુ, પત્ની હોવી જોઇએ. એકલા હોઇએ એટલે એમ જ થાય છે.

મને ખૂબ હસવુ આવ્યું. એકાએક કેટલાય દિવસોનો મન પરનો બોજો અદૃશ્ય થયો. સર્વાત્મા કહેવાય છે, તે પહેલા એક હતો – અદ્વિતીય હતો, એને એકલતા લાગી! એને લાગ્યું કે અનેક થવુ !

એકલું સર્વાત્મક—બીજુ નહીં, એમ હોય એટલે ઇતર હોવા જોઇએ એમ થાય છે. બ્રહ્મ હોય તેથી શું થયું, એને પણ કોઈના બોલ સાભળવા જેવા લાગ્યા – કોઇને જોવાની ઇચ્છા થઈ તેથી એ અનેક થયુ; અને એના ટુકડાનુ એકબીજાની સાથે ખરું મિલન થતું નથી તેથી રડે છે એકલાનું એકાકીપણું નાબુદ કરવા એકમાથી બે થયુ અને અનેક હોવાને લીધે લાગતું એકાકીપણું નાબુદ કરવા માટે વિશ્વાત્મા તરફ દોટ મૂકવી. આ ચક્ર કદી થંભે, એવું નથી. મારા અતરમનને પણું સંતોષ થયો હોય એમ લાગે છે. એ પણ બો ખોતરતું અટકીને, થાકેલા કૂતરાની જેમ, આગલા પંજા પર માથું ટેકવીને શાંત પોઢી ગયુ.

---

(અનુસંધાન પા ૨૪નું)

સ્થિતિમા જોશે અને ત્યારે પરિસ્થિતિના આ બંધનને તોડવા સિવાય તેમની પાસે બીજી એકે પસંદગી રહેશે નહિ માર્ક્સની રહસ્યપૂર્ણ અપેક્ષાઓનું અનિવાર્ય પરિણામ હિંસક, કે પછી ક્રમશઃ, ક્રાંતિમાં જ હતું

અને માર્ક્સે માની લીધું કે ભવિષ્યના નવા સામ્યવાદી વિશ્વની કલ્પનામા તેણે રૂસોની સમસ્યાનો ઉકેલ કરી નાખ્યો હતો. તેણે સામ્યવાદી ઢંઢેરા (કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો)મા એવુ જાહેર કર્યું હતું કે—

**“આપણે એવા સમાજમાં હોઈશું કે જેમા પ્રત્યેક વ્યક્તિનો મુક્ત વિકાસ સૌના મુક્ત વિકાસની પૂર્વશર્ત હશે—”**

**આમ કહીને માર્ક્સે સમાજની પ્રગતિ અને વ્યક્તિની પૂર્ણતા બંનેની જોગવાઇ વિચારી હતી.**

માર્ક્સ લુડ્ડાઇટોની* જેમ વર્તમાન ઔદ્યોગિક સંસ્કૃતિમા કલાઓ અને વિજ્ઞાનોનો અંત ઇચ્છનારો ન હતો. એને બદલે તે આ યંત્રનો ઉપયોગ, આંતર્ વિરોધાત્મક રીતે, એવા આદર્શ સમાજમાં પહોંચી જવા સારુ કરવા ઇચ્છતો હતો કે જેમાં કોઇ પણ વ્યક્તિ સ્વેચ્છાએ જ શિકારી કે માછી હોઈ શકે, કે પછી, વિવેચક પણ હોઇ શકે

**સામાજિક વિકાસની સાથે વ્યક્તિની આધ્યાત્મિક પૂર્ણતાનો એનો આ સમન્વય કરોડો માનવીઓને માટે પ્રબળ આકર્ષણ બની ગયો હતો.**

(અપૂર્ણ)

*ઔદ્યોગિક ક્રાન્તિના આરંભમા યંત્રો જ દુશ્મન છે એમ માનીને તેનો સંહાર કરનારું મજૂર આંદોલન.

# પ્રગતિની પારાશીશી

સુસ મેઝલિશ
અનુ : ભોગીલાલ ગાંધી

આજે હવે આપણને એવા વિચારથી આઘાત લાગતો નથી કે એક જમાનાની સ્વર્ગદર્શનની માન્યતાનું સ્થાન પ્રગતિના વિચારે લઈ લીધું છે આવો સ્થાનપલટો ૧૭મી સદીથી થવા માંડ્યો હતો અને કોપરનિકસ (૧૪૭૩–૧૫૪૩)ના પૃથ્વી અને સૂર્યના સંબંધ અંગેના ક્રાંતિકારી સ્થાનાંતર જેટલો જ તે મહત્વપૂર્ણ છે, એટલું જ નહિ પણ તેનું આ મહત્વ, અવારનવાર વિક્ષેપો આવવા છતાં, એકંદર સ્થાયી રીતે વધતું જ રહ્યું છે. આ ફિલચાલના આર ભોએ, બહુ જ સુયોગ્ય રીતે, ગેલીલીઓ (૧૫૬૪-૧૬૪૨)ના પેલા વિખ્યાત નિવેદનનું રહસ્ય પ્રગટ કર્યું છે કે "સ્વર્ગમાં કેવી રીતે જઈ શકાય", એ જાણવા કરતાં "સ્વર્ગની સૃષ્ટિ કેવી રીતે ફરી રહી છે (ગતિ કરી રહી છે)" એ જાણવું વધારે મહત્ત્વનું હતું

ગેલીલીઓના જમાનાથી શરૂ કરી આજ પર્યંત, પ્રગતિના ખ્યાલમાં સતત પરિવર્તન થતું રહ્યું છે. આ પરિવર્તનની એક એક રેખા આંકવી, અલબત્ત, મુશ્કેલ છે

એક વાત તો એ છે કે પ્રગતિ અંગેનો ખ્યાલ તદ્દન અદ્યતન ભૌતિક સિદ્ધાંતો સાથે ઘણી ઘનિષ્ટ રીતે સંકળાયેલો છે. એથી કરીને એને એક જ સૂત્રમાં પકડી લેવાનું મુશ્કેલ છે બીજું એ કે, આ પ્રગતિનો ખ્યાલ વ્યવહારમાં અને સિદ્ધાંતમા પોતાને વ્યક્ત કરતો હોવા છતાં, અને તે ગળાર્ડને ઉપર તથા નીચે ગતિ કરતો હોવા છતાં, એનો સ્પર્શ તો આપણે મહાન ચિંતકોમાં જ કરી શકીએ—કશા ધારાધોરણ વિનાના માનવસમૂહોમાં નહિ: આનો અર્થ એ થયો કે મહાન પ્રતિભાવાન પરિચિત વ્યક્તિઓના સૂક્ષ્મ અને જટિલ સિદ્ધાંતોમાંના જે અશો પ્રગતિના વિષય સાથે સંબંધ ધરાવતા હોય તે વિચારોમાં તેનું નક્કર રૂપ શોધવું જોઈએ.

આ માટે, હું નીચે મુજબ માર્ગ અખત્યાર કરવા ધારું છું:

પહેલા તો, ૧૭મી સદીમાં પ્રગતિનો ખ્યાલ કેવો હતો તેની પાછળના ઐતિહાસિક પ્રવાહો તપાસવા એ પછી ૧૮મી સદીમાં કોન્દોર્સે (૧૭૪૩-૧૭૯૪) જે પ્રશિષ્ટ વિધાનો કર્યાં તેને, રુસો (૧૭૧૨-૧૭૭૮) અને માલ્થુસે (૧૭૬૬-૧૮૩૪) તેની સામે ફેંકેલા વિરોધી પડકારના પ્રકાશમાં, તપાસવાં; બાદ હેગેલ (૧૭૭૦-૧૮૩૧) અને માર્ક્સ (૧૮૧૮-૧૮૮૩) ના વિચારોએ પ્રગતિના ખ્યાલમા જે પરિવર્તનો આણ્યા, તેનો ય અંદાજ લેવો, અને પ્રગતિના ખ્યાલનું "સંસ્કાર–વિરુદ્ધ–સંસ્કૃતિ"ના વિવાદમાં જે રૂપાંતર થયું–જેને કારણે વૈજ્ઞાનિક પ્રગતિ આપોઆપ રીતે નૈતિક પ્રગતિ છે એવું સ્વીકારી લેવામાં આવતું નથી–તેની તરફ દૃષ્ટિને કરી ૧૯મી સદીની, "ઇતિહાસવાદ" (Historicism) નામે ઓળખાતી, ચળવળ તરફ પણ નજર ફેંકી લેવી, બાદ, ૨૦મી સદીમા સ્પૅંગલર અને ટૉયન્બી વિચારણાએ જગાડેલા વિવાદની રેખાઓ પણ જોઈ લેવી, ઉપરાંત, હિંમતપૂર્વક તથા તર્કના જોરે આજના યુગના પ્રગતિના વિચારનો સાર કાઢવો; અને અંતે, એ વિચાર કઈ દિશામાં જશે, અગર તો જવો જોઈએ તેના ય અનુમાનો આપવાં.

## નૂતન નૈતિકતા તરફનાં સોપાન

**૧૭મી સદીમાં** પ્રાકૃતિક વિજ્ઞાનનો જે વિકાસ થયો તે, અલબત્ત, નૂતન નૈતિકતા તરફ દોરી જનારું પ્રથમ સોપાન હતું. ગાલેન ટોલેમી (ખગોળવેત્તા)ની ક્ષતિઓ એકાદ હાર્વે (૧૫૭૮-૧૬૫૭) અને એકાદ

વેસાલિયસે (૧૫૧૪-૧૫૬૪) એકાદ કૉપરનિકસ અને ગેલીલીઓએ સુધારી; અને વર્તમાન યુગી માનવીએ પોતાની જાતને "પ્રાચીનો અને અર્વાચીનો વચ્ચેની લડાઈ"મા વિજયી બનેલો જોયો. આ કહાણી આર. એફ. જોન્સ અને જે. બી. બરી જેવાઓએ બહુ સુંદર રીતે કથી છે; આપણે એનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. તેમ છતાં, પ્રગતિનો વિચાર બહાર આવ્યો, તેમા બે મુદ્દાઓ મૂળભૂત છે, જેના ઉપર ભાર મૂકવો જરૂરી છે—

**પહેલો મુદ્દો** ૧૭મી સદીની પ્રાકૃતિક વિજ્ઞાનની ક્રાંતિએ પ્રગતિમા સર્વસાધારણ શ્રદ્ધા માટેની એક પૂર્વ—આવશ્યકતાની સ્થાપના કરી. એ હતી—સ્થાયી વૈજ્ઞાનિક કાનૂનોગાની માન્યતા. "વિજ્ઞાનને દઢ પાયા પર સ્થિત કરવામા ન આવે ત્યા લગી જ્ઞાન સતત પ્રગતિ કરતુ રહેશે તેની ગેરંટી હોઈ ન શકે;" ચમત્કારપૂર્ણ અને વિશિષ્ટ સર્જનની લાગણીથી ભરેલા વાતાવરણમા માનવીની જ્ઞાનદીવડીની નાની શી જ્યોત સ્થાયી રીતે ઝગતી રહી ન શકે આથી ૧૭મી સદી માટે પ્રગતિમાંતી માન્યતા ટકાવી રાખવા ભાવિ પેઢીઓ દરમ્યાન વધારે ને વધારે સંગ્રહિત થઈ શકે એવા દઢ પ્રાકૃતિક નિયમો વિષેની ખાત્રી ઘણી મહત્વની હતી

**બીજો મુદ્દો** ઇતિહાસને લગતા વિજ્ઞાનને અંગેનો છે. સ્વાધીન માનવી ભાવિનુ દર્શન કરી શકે તે પૂર્વે તેણે અર્વાચીન દષ્ટિએ ભૂતકાળને જોવો જરૂરી હતો.

સદ્ભાગ્યે, નૂતન દષ્ટિકોણ સામે જ હતો એવુ સૂચવવા માટે જરૂરી સાબિતી પ્રાપ્ત છે તે એ કે આ નૂતન દષ્ટિકોણ પણ એ જ ૧૫મી સદીની ચિત્રકળામા સાપડ્યો હતો જે પ્રાકૃતિક વિજ્ઞાનને આટલી સબળ રીતે પલટવામા કારણભૂત હતો. રેખાગત દષ્ટિકોણના સિદ્ધાન્તોની શોધ થતા અવકાશ પોતે જ અનંત અને સવાદી સ્વરૂપે જોઈ શકાયો—કેમકે રેખાગત દષ્ટિકોણની શોધના પ્રતાપે અવકાશમાંની કોઈ પણ વસ્તુનું સાપેક્ષ દર્શન પરંપર સમાનરૂપે ગણવાનું શક્ય બન્યુ. એનુ એક પરિણામ એ આવ્યુ કે બ્રહ્માડને નિહાળવા માટેનો આધારભૂત દષ્ટિકોણ માત્ર પૃથ્વી ઉપરથી જ પ્રાપ્ત કરી શકાય એવી અનિવાર્યતા હવે ટળી ગઈ. બીજું એ પણ બન્યું કે સમય સાથે સંકળાયેલા દષ્ટિકોણમાં પણ ફેર પડયો. જેમકે, ભૂતકાળનું કોઈ પણ દષ્ટિબિંદુ બીજા કોઈ પણના જેટલું જ આધારભૂત ગણી શકાય; અને કોઈ પણ નિરપેક્ષ (Absolute) ધોરણે, કોઈ એક માત્ર પૂર્વાપર સબધનું ચોકકુ નક્કી કરી બેસી જઈ શકાય નહિં આમ, ઐતિહાસિક સમય અંગેનો નૂતન દષ્ટિકોણ એટલે કે ઇતિહાસનો કયો સમય "જૂનો" અને કયો "નવો", કયો પ્રાચીન ને કયો અર્વાચીન? એ બાબતમાં, અનેક પ્રકારનાં પગલાંઓને અંતે, ઉલટા જ માપદંડનો વિકાસ થયો. આ વિકાસને પરિણામે કોઈપણ પ્રકારનીઅધિકૃતતા માટે ભૂતકાળને મૂળસ્રોત માનવાની માન્યતા જ પલટાઇ ગઈ.

ફ્રાન્સિસ બેકને (૧૫૬૧-૧૬૨૬) આને અગે સમાપન કરતા કહેલું કે—

"વિશ્વની વૃદ્ધાવસ્થાની ગણના કરતા સાચી પ્રાચીનતાનો વિચાર કરવો રહે છે. અને તે લક્ષણ તો આપણા આજના યુગને વધુ લાગુ પડે છે—આપણા વડવાઓ જીવતા હતા તે પ્રાચીન સમયને નહિ. જો કે, આપણી સરખામણીમા તેમની ઉંમર મોટી જણાય છતા વિશ્વની દષ્ટિએ તે ઉંમર નાની ગણાય એ પ્રાચીન સમય કરતા આપણા યુગ પાસે, યોગ્ય રીતે જ, વધુ આશા રાખી શકાય. કેમકે **આપણો યુગ એ પ્રાચીન યુગ કરતાં વધુ આગળ વધેલો હોઈને, અનુભવો અને અવલોકનોથી વધુ સમૃદ્ધ-સપન્ન છે"**

કુદરતી રીતે જ, આ "વધુ આગળ વધેલા યુગ"-ના દષ્ટિકોણને કારણે, બેકન "જ્ઞાનના સતત વિકાસ"ની શ્રદ્ધા સાથે ભાવિનુ દર્શન કરતો થયો હતો

શરીરવિજ્ઞાન અને ઇતિહાસ—બનેની નૂતન વૈજ્ઞાનિક દષ્ટિથી સમર્થ બનેલો ૧૭મી સદીનો પ્રગતિશીલ માનવી તેની આસપાસની આર્થિક કરોકરીઓ અને શહેનશાહતોની ઉથલપાથલો તરફ દુર્લક્ષ કરી માનવતાની આરોહણ ઉપર તેની દષ્ટિ સ્થિર કરી શક્યો.

ભલેને સ્પેનનું પતન થઈ રહ્યું હોય, અને એના મરશિયા યુરોપની આબોહવાને ભરી રહ્યા હોય, તથા ગર્વીલું ઑટ્ટોમન (તુર્ક) સામ્રાજ્ય એની લાંબી અને ધીમી બિમારીનો ભોગ બનવાની શરૂઆત કરી ચૂકયુ હોય, આ બધા બનાવો કંઈ એવું સાબિત કરતા નથી કે પ્રગતિ એ તો એક ભ્રમણા છે, યા તો ડૌન કિવકઝોટના જેવો તરંગ છે. બલ્કે એ તો એવું સાબિત કરે છે કે સાચી પદ્ધતિનો સ્વીકાર થવો હજી બાકી છે. એક પછી એક ક્ષેત્રે—થોડાક દૃષ્ટાંતરૂપે—તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, રાજકારણી વિજ્ઞાન અને રાજકારણી ગણિતના ક્ષેત્રે—નવાં ભાષ્યો અને સંશોધનો પ્રગટ થઈ રહ્યા હતા, ને તે પ્રગતિનો સાચો રાહ માનવજાતને ચીંધી રહ્યા હતા.

## યુરોપીય ઘટના

એ વાત સ્પષ્ટ છે કે, ૧૮ મી સદી સુધીમા આ પ્રગતિનો વિચાર પ્રચલિત બની ગયો હતો. પરંતુ વધુ ઝીણવટથી જોતા એ વાત દેખાય છે કે એ વ્યાપાર વૈશ્વિક નહિ, યુરોપીય હતો; વળી એ વિચારનો પ્રભાવ પશ્ચિમ-યુરોપના જાગ્રત ચિંતકોના ચિત્ત ઉપર—ખાસ કરીને ફ્રેન્ચ અને બ્રિટિશ વિચારકો ઉપર જ પડયો હતો. આ વાત સહજ હતી, કેમકે એ યુગના વિકાસમાન રાષ્ટ્રો મુખ્યત્વે ફ્રાન્સ અને બ્રિટન હતા; આથી એ વાતમાં કશું જ આશ્ચર્ય નથી કે આ રાષ્ટ્રોએ માનવજાતના વિકાસ સાથે પોતાના માર્ગોની એકાત્મતા સાધી હતી; અને એ વાતમા ય કશુ જ આશ્ચર્ય નથી કે નૂતન વિજ્ઞાનના કેન્દ્ર બિંદુઓ 'ઇંગ્લીશ રૉયલ સોસાયટી' અને 'ફ્રેન્ચ અકાદમી ઑફ સાયન્સ' બન્યા હતા

અને એથી જ તો, પડકાર પણ આ દેશોમાથી જ ઊઠયો. એના કે નહિ તો, ત્રણ સ્વરૂપો હતા, એના પ્રતીકો તરીકે સ્વિફ્ટ, રૂસો અને માલ્થુસ—એમ ત્રણ નામો આપણે લઈ શકીએ.

સ્વિફ્ટે (૧૬૬૭-૧૭૪૫) વિજ્ઞાનની પ્રગતિની શક્યતા ઉપર કટાક્ષ બાણ ફેંકયા; રૂસોએ વિજ્ઞાનની પ્રગતિનો સ્વીકાર કર્યો પરંતુ નૈતિક પ્રગતિ ઉપર એની ઉપકારક અસર હોવાનો ઇન્કાર કર્યો; અને માલ્થુસે આર્થિક પ્રગતિની વિપત્તિની વાત આગળ ધરી. સ્વિફ્ટે, દા. ત. 'ગુલિવર્સ ટ્રાવેલ'માં, વિજ્ઞાનના દાવાઓ ઉપર પ્રહારો ઝીંકયા.

એ દિવસોમા શંકા એ વાતની જાગી હતી કે પ્રાકૃતિક વિજ્ઞાનોની પ્રગતિ અને નૈતિક તથા રાજકીય વિજ્ઞાનોની પ્રગતિ વચ્ચે કોઈ અનિવાર્ય સંબંધ છે ખરો?

રૂસોએ આ સમસ્યા ઉપર સદાને માટે સૌનું ધ્યાન ખેંચ્યુ અને ત્યારથી એ સમસ્યા મહત્ત્વની કેન્દ્રસ્થ સમસ્યા બની ગઈ—ખાસ કરીને ૧૮ મી સદીના ઉત્તરાર્ધમાં અને ૧૯ મી સદીના પૂર્વાર્ધમાં બુદ્ધિજીવીઓના ક્ષેત્રોમાં. વિજ્ઞાનના ક્ષેત્રે કશો વિકાસ થયો નથી એવા સ્વિફ્ટના મંતવ્યથી રૂસો જુદો પડયો. એણે વિજ્ઞાનની પ્રગતિની હકીકતનો સ્વીકાર કર્યો; પરંતુ ૧૭૪૯ના એના વિખ્યાત "ડિસ્કોર્સ"-મા એણે એવા પ્રશ્નો ઊભા કર્યા કે 'વિજ્ઞાનની આ પ્રગતિની અસર માનવીની નૈતિકતાની શુદ્ધિ માટે કામ કરે છે કે ભ્રષ્ટતા માટે?'

એણે વિજ્ઞાન ઉપર જે પ્રહારો કર્યા એ આઘાતોએ એ યુગના સસ્કારિત વિચાર તંત્રના પાયા એટલી હદે હચમચાવી નાખ્યા કે આજે આપણે એની પૂરી કલ્પના પણ કરી શકીએ એમ નથી. હકીકતમા, રૂસો એક એવો ચિંતક બની ગયો કે દ'આલેમ્બર્ત 'કૉન્ડોર્સેત અને કાન્ટ' જેવાં તત્ત્વવેત્તાઓ એને જ નજરમા રાખીને વાદવિવાદ કરતા રહ્યા.

૧૮ મી સદીની પ્રગતિના પુરસ્કર્તા તરીકે આપણે કૉન્ડોર્સેતનો ખાસ વિચાર કરીએ એણે રૂસો સામે જેહાદ ચલાવી હતી.

"અમે એ પુરવાર કરીશુ કે કલા અને વિજ્ઞાનોની વિરુધ્ધ જે ચબરાક તિરસ્કારપૂર્ણ વચનો ઉચ્ચારવામા આવ્યા છે તે ઈતિહાસની ખોટી સમજના કારણે હતાં."

એ પછી 'નોબલ સેવેજ'ની કાલ્પનિક ઉચ્ચાવચતા ઉપર વિવાદ કર્યા બાદ, કૉન્ડોર્સેત આગળ ચલાવે છે કે—

"આપણે ધ્યેયું કે જ્ઞાનના વિકાસમા કારણે નહિ, પરંતુ તેના હ્રાસે સંસ્કારી માનવજાતમા દુર્ગુણો જન્માવ્યા છે, બલ્કે જ્ઞાનને કારણે માનવીનું અધઃપતન થવાની વાત તો દૂર રહી—ભલે માનવીને સંપૂર્ણ રીતે સુધારી કે બદલી શકાયો ન હોય, જ્ઞાને એની સુધારણા તો કરી જ છે."

આ પછી તો, કોન્દોર્સેત આક્રમક બનીને એવુ બતાવવા કોશીશ કરે છે કે– "વધતા જતા વૈજ્ઞાનિક જ્ઞાનને કારણે જન્મેલી એક નતન સામાજિક કલાને પ્રતાપે સર્વના હિતો સાથે વ્યક્તિના હિતોનો મેળ બેસાડવાનું શક્ય બન્યું છે."

આમ, પ્રગતિપક્ષના ચિંતકોના સિધ્ધાન્તો અને તેમની આશાનો આપણને અહી સાર રૂપે, અચ્છી રીતે, પરિચય મળે છે. કોન્દોર્સેત આપણને કહે છે કે,

જો નિશ્ચિત ગણત્રીનું વિજ્ઞાન આપણે સિદ્ધ કરીએ તો આપણે નિશ્ચિત સ્વરૂપનુ કલ્યાણરાજ્ય પણ જરૂર સ્થાપી શકીએ—જેમા સામાજિક સંરક્ષણનું સત્રસપૂર્ણ હશે, જેમાં ગરીબીની નાબુદી થઈ હશે, સંપત્તિ તથા શિક્ષણમા વધારે સમાનતા હશે. ઉપરાંત સ્ત્રીપુરુષ વચ્ચેની અસમાનતા પણ ઘટીને ઘણી બધી દૂર થઇ હશે. રાષ્ટ્રની આતરિક બાબતમા લોકશાહી મતાધિકારના ધોરણે રાજદ્વારી સમાનતા અર્થપૂર્ણ બની હશે—(કોન્દોર્સેત 'સપ્રમાણ પ્રતિનિધિત્વ'નો તરફદાર હતો.) રાષ્ટ્રના બાહ્ય સબધોનો વિચાર કરતાં, અવિકસિત રાષ્ટ્રોને અત્યત વિકસિત રાષ્ટ્રોની કક્ષાએ ક્રમશઃ લાવવામા આવશે.

કોન્દોર્સેતને પોતાને ફ્રેન્ચ ક્રાન્તિ દરમ્યાન ભારે વિષાદયુક્ત અનુભવો થયા હોવા છતા, માનવજાતની અવશ્યંભાવિ પ્રગતિ વિષેના આશાવાદમાથી તે ચલિત થયો ન હતો

ત્યારે, રૂસોનું ચિંતન એનાથી ઊલટી દિશાનુ હતું. રૂસો મૂળભૂત રીતે, ૧૮ મી સદીના કૃત્રિમ અને વૈજ્ઞાનિક સમાજના માનવીના નૈતિક અધઃપતનની વાત ભલે કરતો હોય, પરતુ તેનો રસ સમાજમા ન હતો

રૂસો 'રૂપાન્તરિત સમાજ' શોધતો ન હતો, પણ 'પરિવર્તિત માનવી'ની ખોજમાં હતો. એના અંતરથી એ ઝખતો હતો 'પૂર્ણતા,' અને નહિ કે 'પ્રગતિ.'

એનો આદર્શ નાગરિક રોબિન્સન ક્રુઝો—જો એને આપણે નાગરિક કહી શકીએ તો—હતો. (જુવાન એમિલીને એણે એ એકજ ગ્રંથ વાંચવાનું સૂચવ્યુ હતું!) વારંવાર તે 'સમાજમાં'થી પોતાની જાતને વેગળી ખસેડી લેવા ઇચ્છતો હતો. સૂચક ઘટના એ છે કે એણે એની ઘડિયાળ પણ ફેંકી દીધી હતી અને જ્યારે તે 'સમયઃગ્રસ્ત વાસ્તવતા'નો ના છૂટકે સ્વીકાર કરતો હતો, તથા પોતાના આદર્શ સમાજ માટેની 'સામાજિક પૃષ્ઠભૂમિ'નો સ્વીકાર કરતો હતો ત્યારેય,

**તેણે પોતાના આદર્શ તરીકે 'પરિવર્તનશીલ પરંતુ ભ્રષ્ટ એથેન્સ કરતાં 'સ્થગિત' પરંતુ નૈતિક સ્પાર્ટાનો આદર્શ વધુ બહેતર ગણ્યો હતો.**

આમ, તત્વતઃ રૂસો સમાજ સામેનો બંડખોર હતો. સંસ્કૃતિની આડખીલીઓ અને સામાજિક પ્રગતિના મૂલ્યોની સામે તેજસ્વી રીતે તે પોતાનો રોષ—જ્વાળાઓ પ્રગટ કરી રહ્યો હતો. અને એના પછીના ઘણા બધા વિચારકો એના આ 'રોમૅન્ટિક' પ્રત્યાઘાતમા ઘસડાયા હતા.

કોન્દોર્સેતનો બીજો વિરોધી હતો થોમસ માલ્થુસ. જો કે 'ઉદાસી વિજ્ઞાન'ના આ તરફદારે હજી તેનો વિખ્યાત ગ્રથ–"વસતી ઉપરનો નિબંધ" એનો પહેલો ખરડોય લખ્યો ન હતો, જેની અંદર તેણે તે સમયે મૃત્યુ પામેલા કોન્દોર્સેતનો નામોલ્લેખ કરી પડકાર કર્યો હતો છતા, તેના 'ઝેરો'મા જ તેના ભાવિ સિદ્ધાતની ઝાખી થઈ જતી હતી માલ્થુસે પૂછ્યુ હતું:

"શુ એવી પળ નહિ આવે જ્યારે આ દુનિયાની વસતી એના ભરણ પોષણના સાધનો કરતા વધી જશે અને પરિણામે, સતત રીતે સુખનુ પ્રમાણ ઘટતુ જ જશે અને ત્યારે જ સાચી વિજ્ઞાનની ગતિ થવા માંડશે, અથવા બહુ બહુ તો, સારા અને ખોટા વચ્ચે જબ્બર ઝોલા ખાતુ રહેશે?"

કોન્દોર્સેતે આનો જવાબ ક્યારનોય આપી રાખેલો છે:

"આજે જેની આપણે કલ્પનાય કરી શકતા નથી એવી કક્ષાનું જ્ઞાન, જ્યારે માનવ જાતે આવશ્યકતયા પ્રાપ્ત કર્યું હશે તેવા સમયમાં જ બનનારી ઘટનાની શક્યતા વિષે આજથી કંઈ પણ જાહેર કરવું અશક્ય છે. અને જ્યારે માણસજાતને જીવનઉપયોગી વસ્તુઓનું રૂપાન્તર કરવાની કળા સાધી ચૂકી હશે એ સમયની પરિસ્થિતિ વિષે ભવિષ્ય ભાખવાનું કોણ માથે લઈ શકે એમ છે?"

હેગલ અને માર્ક્સની વિચારધારાઓના પ્રતાપે ૧૯મી સદીમાં પ્રગતિના વિચારે નવું જ રૂપ ધારણ કર્યું. એમના સિદ્ધાન્તોએ, પ્રગતિના ખ્યાલને પ્રથમ વાર કૉન્દોર્સેતની 'લિબરલ' ભૂમિકા પરથી ખસેડીને ખાસો એવો નવો વળાંક આપ્યો. કૉન્દોર્સેતનો નવો ઝોક એ હતો કે સતત ચાલતાં વૈજ્ઞાનિક સંશોધન, સર્વસાધારણ જાગ્રતિ અને આર્થિક વિસ્તાર તથા મુક્ત વેપારને કારણે નિશ્ચિત રેખાએ પ્રગતિ થયા કરી છે. ત્યારે આ બે જર્મન ચિંતકોનો ઝોક જુદો હતો.

હેગલના વિચારોની ઝાડીમાં અટવાયા વિના આપણે ટૂંકમાં એટલું જ કહીશું કે

**હેગલે એવી માન્યતા દાખલ કરી કે 'સ્પિરિટ' (જેની વ્યાખ્યા કરવા જતાં આપણે કયાનાં કયાંય દૂર ઘસડાઈ જવું પડે !) આ વિશ્વમાં પોતાનો માર્ગ કરતો વાસ્તવિકતામાં પ્રગટતો રહે છે.**

**સ્પિરિટની આ પ્રક્રિયામાં પ્રગતિ સમાયેલી છે.**

આ વિચારને અતિ સાદું રૂપ આપીને આપણે એમ કહી શકીએ કે—

* માનવીદ્વારા આત્મચેતનામાં પ્રવેશીને સ્પિરિટ વાસ્તવિક બને છે એટલે કે જેમ જેમ ઈતિહાસની પ્રગતિ થાય છે તેમ તેમ માનવી વધુ ને વધુ આત્મજાગ્રત બને છે. આ દૃષ્ટિએ આત્મ–જાગ્રત બનવું એટલે જ મુકત બનવું. આમ,

**ઇતિહાસનો અર્થ જ એ કે આત્માની મુક્તિ પ્રતિની પ્રગતિ**

આ બાબતમાં હેગલ બીજા તત્વચિંતકોની 'આત્મચેતના અંગેની માન્યતા સાથે ઘણો મળતો હતો. જો કે એની વીગતોમાં અને ઝોકમાં એ મહત્વની રીતે જુદો પડતો હતો.

હેગલે જે નવો માર્ગ ચીંધ્યો તે એ કે પ્રગતિ રૈખાનુસારી નથી, પરંતુ આંતર–વિરોધાત્મક (ડાયલેક્ટિકલ) છે. જો કે આ 'ડાયલેક્ટિક' કંઈ એનો નવો વિચાર ન હતો. (મૂળ પ્લેટો અને કાન્ટે એ વાપરેલો હતો અને હેગલે પોતે એ વાતનો સ્વીકાર પણ કરેલો હતો.) પણ એણે એનો નવા સંદર્ભમાં ઉપયોગ કર્યો હતો. તેણે તેનો ઉપયોગ માત્ર તર્કના એક ભાગ તરીકે કરવાને બદલે એને એક સાચી સૃષ્ટિરૂપે આગળ આણ્યો હતો. એની દૃષ્ટિએ ચિત્તની આંતર–વિરોધાત્મક પ્રક્રિયા પ્રકૃતિ અને ઇતિહાસની આંતર–વિરોધાત્મક પ્રક્રિયામાં પ્રતિબિંબિત થતી હતી. ઈતિહાસ ઉપર દૃષ્ટિ એકાગ્ર કરતા તેને એમ જણાયું કે જે પ્રગતિ થાય છે તે ત્રિસ્વરૂપી વિરોધાત્મક લક્ષણોને કારણે અસ્તિત્વમાં આવે છે, જેમાં વિકાસની એક કક્ષા એની વિરોધી કક્ષાને જન્મ આપે છે, અને એ બંનેના સંઘર્ષના પરિણામે, સ્પિરિટની—એટલે કે માનવ-અસ્તિત્વની એક નવી કક્ષા પ્રગટે છે.

માર્ક્સે હેગલને 'માથા પર ઊભો કરી દીધો' એ સૌ કોઈ જાણે છે. એણે આંતર્ વિરોધક–વિકાસાત્મક સિદ્ધાન્તોનો સ્વીકાર કરીને, જ્યાં હેગલે 'સ્પિરિટ'ની પ્રગતિની વાત કરી હતી તેને સ્થાને, તેણે ભૌતિક પ્રગતિને બંધ બેસાડી એટલે કે એના મતે, ચિત્ત સુયોગ્ય રીતે જાગ્રત થઈને ભૌતિક સ્થિતિમાં પરિવર્તન આણે છે એમ નથી; પરંતુ આંતરૂવિરોધક-વિકાસાત્મક સિદ્ધાન્તના અફાટય નિયમો—થિસિસ, એન્ટી થિસિસ અને સિન્થેસિસ અનુસાર જે વિકાસ પામે છે તે ભૌતિક પરિસ્થિતિ વૈચારિક ઇમારતને જન્મ આપે છે. વધુમાં, માર્ક્સ અમુક અંશે માલ્થુસના સિદ્ધાન્ત પર ઝોક આપતો રહ્યો; તે એ કે કામદારોની વધતી જતી વસતી, અતિરિક્ત (વધારાની) શ્રમ શકિતના ભાગ રૂપે, વધતી જઇને પોતાને જ વધુ ને વધુ ગરીબીની, પરિ-

( અનુસંધાન પા. ૧૯ ઉપર )

રશિયાના અદ્યતન નર્તક-કલાકારોમાં રુડોલ્ફ નુરેયેવનું સ્થાન અપૂર્વ ગણાયું છે. ૧૯૬૧માં એણે કિરોવ નૃત્યમંડળીની સાથે ફ્રાન્સનો પ્રવાસ ખેડયો.

૧૯૬૧ની સાલના ફ્રાન્સના આ પ્રવાસ દરમિયાન જ એણે સોવિયેત દેશના નાગરિત્વ'નો બોજ ખભા પરથી ઉતારી નાખ્યો...અને બળજબરીથી સોવિયેત પાછો ઘસડી જવાની સોવિયેત સત્તાધારીઓની બધી યોજનાઓ નિષ્ફળ બનાવી પ્રથમ મુક્તિનો શ્વાસ ખેંચ્યો.

# મુક્તિ

અનુવાદક :
સુભદ્રા ગાંધી

૧૯૬૧ની મુક્તિ બાદ તેણે યુરોપને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે, અને તેને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ વરી છે.

અહીં આ કલાકારના મુક્તિદિનનું આત્મકથાત્મક આલેખન છે :

અવારનવાર માણસના જીવનમાં એવા ય પ્રસંગો આવીને ઊભા થઈ જતા હોય છે, જ્યારે માણસે એની વિચાર શક્તિ પણ પહોંચી ન વળે એટલી વીજળિક ઝડપે નિર્ણયો લઈ લેવા પડતા હોય છે મારા નૃત્યના ક્ષેત્રમાં તો આવું બને છે એમ હું જાણુંતો–કારણ, અનેક વાર રંગમંચ પર કંઈક ખોટકાઈ ગયું કે ખોટે પાટે ચઢી ગયું તો મારે તત્ક્ષણ નિર્ણય લઈ બધું સંભાળી લેવું પડતું. એવી જ તત્ક્ષણ નિર્ણય લેવાની ઘડી મારે જૂન ૧૯૬૧ ના તે દિવસની સવારે આવી પડી...પેરિસની બહાર લા બાઉરગેતના હવાઈ અડ્ડા પર! મને મોસ્કો લઈ જવા માટે તત્પર બની ઊભેલા હવાઈ જહાજ–'તુપોલેવ'ના જંગી પાંખ, હેઠળ ઊભા ઊભા .....

'રાજહંસોનું માનસરોવર' (સ્વાન લેક) નામની નૃત્યનાટિકાના એક પાત્ર – પેલા દુષ્ટ જાદુગરે સંભાળેલાં બાઝની માફક એ તોતિંગ હવાઈ જહાજની વિશાળ પાંખ મારા પર ઝઝૂમી રહી હતી. હું શું કરું? એને શરણે થઈ જાઉં, ને જે છે તેમાંથી શુભ નિપજાવવાની કોશીશ કરું? કે પછી નૃત્યનાટિકાની પેલી નાયિકાની માફક એ દુષ્ટ જાદુગરના આદેશને ઉથાપી, ખતરનાક જ નહિ, પણ કદાચ આત્મઘાતક એવો મુક્તિ માટેનો પ્રયાસ કરું?

મારા પેરિસ નિવાસ દરમિયાન જ મેં મારી સામે દંડની–ભયની ભરતીને ઊંચી ચઢતી અનુભવી હતી પરાધીના હાથે દોરી ખેંચાતા જાળમાં સપડાયેલું પંખી ભીંસાતું જાય એવી ભીંસ હું પોતે અનુભવી રહ્યો હતો મને સમજાઈ ગયું હતું કે મારે માટે આ કટોકટીનો કાળ છે

કારણ પંખીએ તો પાંખ પસારીને ઊડવાનું જ હોય. એમ ઊગતા કલાકારને દુનિયા જોવાની અદમ્ય ઝંખના જાગે, એ મારે મન સ્વાભાવિક બન્યું હતી એમાં રાજકારણ ક્યાં આવ્યું તે મને સમજાતું નથી. કલાકારને માટે તો નવું નવું જોવું, એ બધાની તુલના કરવી, એમાંથી જડેલા નક્કર તત્વને આત્મસાત્ કરી પોતાની કલાને સમૃધ્ધ-માતબર બનાવવા મથવું, એ જ એને પોતાને માટે ને પોતાના દેશને માટે લાભદાયક જીવનપ્રક્રિયા ગણાય

પરંતુ આવા પ્રયાસમાં રત રહેવા બદલ જ અપરાધી બનાવી મને પાછો મોસ્કો મોકલી દેવાની, ને ત્યાં 'અપરાધ'નો ન્યાય તોળવા માટેની યોજનાઓ થઈ રહી હતી! એમના મતે, મારી જીવનરીતિ 'બેજવાબદાર' હતી મારા અવગુણોના પ્રકારમાં મુખ્ય હતા, 'ઈનસબોર્ડિનેશન'–'નોન એસીમિલેશન' ને 'ડેન્જરસ ઇન્ડિવિડ્યુઆલીઝમ'...ને આવું

આ ગાણું તો હું કંઈ કેટલાય વખતથી સાંભળતો આવેલો હતો!

હજી બે દિવસ અગાઉ જ ક્રોન્સ્ટેન્ટિન સર્ગેયેવે મને ચેતવ્યો હતો: 'તું તારા ફ્રેંચ મિત્રો જોડે બહુ હળવા ભળવાનું ન કરીશ. એકલો જ્યાં ત્યાં ફરવા નીકળી પડી, જાતે આ કે તે જોઈ આવવાના લોભમાં ન પડીશ.' છેલ્લાં ત્રીસ વર્ષ થયાં અમારી કિરોવ કંપનીનો કારભાર ચલાવનારો ને એનો ખરેખરો સત્તાધીશ કોઈ હોય તો તે આ કોન્સ્ટેન્ટીન સર્ગેયેવ જ. તેઓ મને વારંવાર યાદ અપાવતા રહેતા કે, 'જૂથ' સાત થર બને છે, પણ તે કોઈ એક વ્યક્તિને કારણે નહિ, પરંતુ અનેકાનેક વ્યક્તિઓને પોતાની દરિત ટકાવી રાખવાની ને શક્તિને વિકસાવવાની તક આપનારા 'કલેક્ટીવ' ને કારણે; જેનામાં જૂથમાંથી છૂટા પડવાની વૃત્તિ જાગી, એ માણસે ટકાયના નહિ રહેવાનો રસ્તો લીધો... એમ ચોક્કસ સમજી લેવું ...બેર.

તે દિવસે મારું નસીબનું પાદડું ઊઘડી ગયેલું. કયો દિવસ હતો એ...? તમને બહુ વિચિત્ર લાગશે, પણ મને અમુક અમુક તારીખો ચોક્કસપણે નોંધતા રહેવાની ટેવ છે. લેનિનગ્રાદ બેલે સ્કૂલમાં હું પહેલ-વહેલો દાખલ કયે દિવસે થયો, એની ચોક્કસ તારીખ આજે ય મને બરાબર યાદ છે. તમે પૂછો તો, કિરોવના રંગમંચ પર મેં કયે દિવસે ને કયા કલાકે પગ મૂક્યો, એ પણ હું તમને એક ઘડીના ય વિલંબ વિના કહી આપી શકું એમ છું. એ જ રીતે લા બોરજેતના હવાઇ અડ્ડા પર મારી જીંદગીએ જે જબરજસ્ત પલટો લીધો, એ દિવસને પણ મારે વારંવાર સંભારીને નોંધ્યા કરવો પડે છે.

હકીકતે, એ જૂન માસની ૧૭મીનો દિન હતો. હું બહુ વહેમીલો માણસ છું. આજે મને લાગે છે કે, મારી જનમની કુંડળી જોઈને એ દિવસની મારે અગાઉથી નોંધ કરી લેવી જોઈતી હતી.

એ દિવસે આખી રાતના ઉજાગરા પછી સવારના પહોરમાં પેરિસમાં અમારી આખી કંપનીનો જ્યાં ઉતારો હતો, એ હોટલે હું પાછો આવેલો. હું જેમ તેમ મારાં બિસ્તરા-પોટલાં બાંધી લઉં એટલો જ સમય હતો. મારી પાસે બરાબર સાતેક વાગ્યાનો સુમાર હશે.

પેરિસના ઉનાળાની છડી પોકારતા એ પારદર્શક ખુશનુમા દિનનું પ્રભાત! મને એ બધા સાથે જાણે મહોબ્બત થઈ ગઈ હતી. તે છતાં એ છોડવું પડશે એનું કંઈ દુઃખ પણ મનને ન હતું. કારણ પેરિસમાં પૂરા એક માસ લગી નૃત્યના કાર્યક્રમો આપ્યા બાદ હવે, વતન પાછા ફરીએ તે પહેલાં, અમારે લંડનમાં પખવાડિયું ગાળી ત્યાં નૃત્યના સમારંભો કરવાના હતા. જીવનમાં પહેલી વાર લંડનના રંગમંચ પર નૃત્ય કરવા મળશે, એ વિચારે જ મારું મન ઉત્સાહઘેલું હતું. દુનિયાના જુદાજુદા દેશોની રાજધાનીઓ વિષે મારી કલ્પનાએ રચેલ પરંપરામાં લંડનનું સ્થાન બહુ ઊંચું હતું...પેરિસ કરતાં પણ મારે મનથી એનું સ્થાન કંઈક વિશેષ ઊંચું હતું! લેનિનગ્રાદના મારા દોસ્તો, કે જેઓ આ અગાઉ લંડનના નૃત્ય સમારંભોમાં ભાગ લઈ આવેલા હતા, તેમણે મને કહેલું કે 'લંડન શહેર જેવા બેલે નૃત્યના ચાહકો ભાગ્યે જ બીજે ક્યાંય જોવા મળે.' ને મારે મન તો બેલે નૃત્યના હીરને પારખનાર પ્રેક્ષકવર્ગ આગળ નૃત્ય કરવા કરતા વિશેષ આનંદકારક એવી કોઈ વસ્તુ જ દુનિયામાં ન હતી

હું મોડર્ન હોટલે પહોંચ્યો, તે વખતે મેં જોયું કે અમારી જાણીતી ભૂરી બસ ક્યારની બારણે આવીને અમારી રાહ જોતી ખડી થઈ ગઈ હતી. એ બસમાં બેસીને જ આખી કિરોવ કંપનીના સભ્યોએ, અમે બે માસની અધવચમાં આ પેરિસ શહેરમાં આવ્યા ત્યારથી, અત્યાર લગી પેરિસ આખામાં ભ્રમણ પર્યટનનું કાર્ય પતાવ્યું હતું. (મારે ભાગે હું જ એમાં અપવાદ રૂપે બાકાત રહી જતો હતો.) એ બસમાં બેસીને જ એમણે આખા પેરિસનો પરિચય મેળવ્યો હતો, અથવા તો, કામ માટે યા ભોજન માટે આવન-જાવનની સફરો ખેડી હતી.

મારી પાસે તો અત્યારે નાસ્તો કરવા જેટલો સમય પણ નહોતો. હું સીધો દોડતોકને ઉપર

પહોંચી ગયો.' ને મારો સરસામાન બાંધી દીધો. કલાકેક બાદ તો આખી-કિરોવ કંપની-પોતાની એ વહાલી બસમાં સવાર થઈ હવાઈ અડ્ડા ભણી ઊપડી ગઈ હતી.

. એ-તમને પહેલા જ કહી દીધું કે, પેરિસની આ વિદાય ક્ષણે મારું મન ઉદાસ હોવાનું તો કારણ જ નહોતું છતા આ નગરીમા વ્યતીત થનારી હરેક પળને હું સુખદ સ્મરણુમાં મઢી લેવા ઝંખી રહ્યો હતો. મારે માટે અહીંની આ આખરી ક્ષણો એવી હતી કે જ્યારે આ નગરીની – મારા દિલમા મહોબ્બત જગાડનારી-પ્રત્યે વસ્તુ – મારા સ્મૃતિપટ પરના પ્રકાશ વર્તુળમા આવી નાચી રહી હતી. અહી આવ્યા પછી હું જે જે વ્યક્તિઓને મળ્યો હતો તે બધી મને એકે એકે યાદ આવવા લાગી-જીવન અંગેના એમના નિરનિરાળા દષ્ટિકોણ ને દષ્ટિની એ મોકળાશને કારણે એ વ્યક્તિઓએ પોતાની આસપાસ રચી દીધેલ વિશિષ્ટ વાતાવરણ---- જેમા ભાગીદાર બની મેં પોતે પણ એનો આનંદ માણેલો હતો---- હું આ બધી વસ્તુઓના સ્મરણો વાગોળતો, મારા આત્માનંદમાં ઊંડો ઊતરી ગયો હતો.. . ત્યા એકાએક અમારી બસમા કંઈક વિચિત્ર જ પ્રસંગ ઉપસ્થિત થઇ ગયો...

એક વાત હું તમને પહેલા કહી દઉં કે અમે વ્યક્તિગત રીતે, અમારી જાતે થઈને તો કદી કોઈ વસ્તુ કરતા જ નથી. અમારા વતનમા, હજી આજે પણ, અમારામાંના ઘણા લોકોને કોઈને કોઈ અજાણ્યા પારકા માણસ સાથે એક ઓરડામા ભેગા રહેવુ પડે છે. એટલે, અમારા જીવન પણ સામુહિક વિચાર, સામુહિક ભોજન, ને સામુહિક પ્રવાસની એકધારી ભાતમા વણાયેલા હોય છે. અમે વ્યકિતગત રીતે તો ભાગ્યે જ કદી કોઈ નિર્ણય લેતા હોઈએ છીએ ભાગ્યે જ એકલા ક્યાંય જતા હોઇએ છીએ, ને કોઈ પણ માથે લીધેલું કાર્ય પાર પાડવા જવાનું હોય તો તેને અંગે પણ અમારે માટે સામુહિક રીતે જ ટિકિટો કપાતી હોય છે: ઉદાહરણ તરીકે, કામદારો માટે. . કલાકારો માટે,.. વિજ્ઞાનીઓ માટે... યા પછી જે કોઇ હોય તેને માટે...! એટલું જ નહિ, કોઇ ને કોઇ એકાદો માણસ એ બધાંની દેખરેખ રાખનાર તરીકે પણ નીમાયેલો હોય જ છે...જે એ બધાના વતી લગભગ તમામ બાબતના નિર્ણયો લેતો હોય છે. અમારી અને દુનિયાના વચ્ચે એક ઢાલ બનીને ઊભો રહેનારો કોઈ હોય તો તે એ માણસ!

આ તો અમારો ચાલ્યો આવતો ધારો હતો. છતા, કોણ જાણે કેમ, પણ અમારા મેનેજર–વેલેન્ટીન બોગ્દાનોવે અત્યારે એકાએક અમને બધાંને અમારી લંડનની ટીકીટો વ્યક્તિગત રીતે વહેંચી આપવા માંડી હતી ને એમાં ય સૌથી પહેલી ટિકિટ એણે મને જ પકડાવી દીધી. પહેલાં તો એ બાબત મારા ધ્યાનમાં જ ન આવી. ને એ તરફ મેં ખાસ લક્ષ પણ ન આપ્યું. તે પછી અમે લા બોરગેત આવી પહોચ્યા કસ્ટમના નાકામાંથી પસાર થયા. ને જેવા ત્યાંથી આગળ નીકળ્યા કે બોગ્દાનોવે કશું જ કહ્યા કારવ્યા વિના અમને બધાંને વહેંચી. દીધેલી ટિકિટો પાછી ભેગી કરી લેવા માંડી. મને થયુ આ તે કેવી બાલિશ રમત! કેવો અર્થ વગરનો વ્યવસાય! પણ ત્યા તો એકાએક મારા મગજમાં કંઈક ચમકારો થયો, ને મને સ્પષ્ટ થઈ ગયુ કે આ બધું તો મને જ લક્ષમા રાખીને થઈ રહ્યું છે, ને આગળ જરૂર કંઈક ભયંકર બનવાનુ છે. મારી આંખો આગળ આ બધો જે લાંબો ચૌડો વ્યૂહ ખેલાઈ ગયો તે કેવળ મારા મન પર એવી છાપ પાડવા જ કે બધાની સાથે મારે પણ લંડન જવાનું છે. ને ખરેખર જ જો મારે લંડન જવાનુ હોય, તો તો મારી આગળ આવી કોઈ સાબીતી રજુ કરવાની જરૂર જ ઊભી થતી ન હતી મારા મનને છેક લગી આવી ભ્રમણામા લટુરી-રાખવા સિવાય આ બધી કારવાઈનો કશો જ હેતુ ન હતો. પણ વાસ્તવમા આ બધી વસ્તુએ મારા મન પર એમણે ધારી હતી તે કરતા તદ્દન ઊંધી જ અસર પાડી હવે મારા મનમા શંકાને કોઈ સ્થાન જ ન રહ્યું કે, ગમે તેમ કહો, પણ આ બધાની સાથે લંડનની સફરે જવાનું તો મને નથી જ મળવાનુ એ મને સમજાઈ ગયું.

પણ લંડન જવાનું નથી તો પછી હવે મારું શું થવાનું છે, એની કંઈ કલ્પના મને ન આવી.

ખેર, મને વિદાય આપવા માટે મારા કેટલાક મિત્રોને મેં હવાઈ અડ્ડા પર બોલાવેલા એમને સાથે લઈને હું તો બારમાં પીણું લેવા ચાલ્યો ગયો. મારા એ મિત્રોમાં કિરોવ અને પેરિસના ઈમ્પ્રેસેરિયો, જ્યોર્જ સોરિયા ને પેરિસ ઓપેરાનો એક નૃત્યકાર વગેરે હતા મેં અહીંની મારી ફુરસદનો મોટા ભાગનો સમય આ લોકો સાથે જ ગાળ્યો હતો. ને આ લોકોએ જ બધે સાથે ફરીને મને આખું પેરિસ દેખાડ્યું હતું.

મારી એક બીજી નિકટની સાથી ને મિત્ર હતી તે એક સુંદર ચિલિયન છોકરી – ક્લેરા ! એને પણ મેં હવાઈ અડ્ડા પર મળવા બોલાવેલી હતી અમારી પેરિસ વિદાયની આગલી આખી રાત અમે બેઉ જણાએ પેરિસના રસ્તાઓ પર રખડવામાં ગાળી હતી. પરોઢિયે અમે જુદા પડ્યા તે વખતે પણ અમારા બંનેના મનમાં એક જ ખ્યાલ હતો, કે અમારો વિયોગનો ગાળો બહુ લાંબો નથી હોવાનો કારણ અમે લંડન પહોંચીશું એને બીજે જ દિવસે ક્લેરા પણ હવાઈ જહાજની ટિકિટ કપાવી લંડન આવી પહોંચી હશે. મારા આ મિત્રો ઉપરાંત કેટલાક પત્રકારો – વર્તમાન પત્રોમાં કલાના વિવેચનની ટકોર સાંભળનારા – કલાપારખુ વિવેચક પણ હતા. એમણે અમારી કિરોવ કંપની વિષે તેમજ વ્યક્તિગત રીતે મારી કલા વિષે પેરિસના છાપાઓમા કદર બૂઝતા કેટલાક સુંદર લેખો લખેલા .. એ બધા હવાઈ અડ્ડાના પીણા–ઘરમાં અમારી રાહ જોતા બેઠેલા હતા. પાછળથી મને ખબર પડી કે ખાસ તો તેઓ છેલ્લે છેલ્લે મને મળી લેવાની ઈચ્છાથી જ ત્યા આવેલા હતા. પાછળથી...ઘણા લાંબા વખતે મને એમ પણ જાણવા મળ્યું કે, એમણે બહાર નીકળવાના દરવાજે એક મોટરબાઈક પણ તૈયાર રખાવેલી કે જેથી જરૂર પડ્યે તેઓ મને મદદરૂપ બની શકે.

ખેર, પણ જેવી અમારી મંડળીને વિખરાવાનો સમય થયો કે સર્ગેયેવે મારી પાસે આવી મને હસતે મોંએ સૂચના આપી કે 'રૂડી ! તારે અત્યારે અમારી સાથે લંડન આવવાનું નથી, પણ એ એક દિવસ બાદ તું આવીને અમારી સાથે જોડાઈ જઈ શકશે...',

એના મોના આ શબ્દો સાંભળતાં વેંત મારું તો કાળજું જ ઠરી ગયું. સર્ગેયેવે મને આગળ સૂચના આપવાનું ચાલુ રાખ્યું. કહે, "હમણાં જ મોસ્કોથી અમારા પર તાર આવ્યો છે કે આવતી કાલે ક્રેમલીનમાં તારાં નૃત્યોનો કાર્યક્રમ રખાયેલો છે. માટે તારે ત્યાં જવું પડશે. ને અમે તો અત્યારે ઊપડી જઈએ છીએ, તું પણ કલાક પછી અહીંથી ઉપડનારા તુપોલેવ હવાઈ જહાજમાં મોસ્કો પહોંચી જઈ શકશે." બરાબર છે ને ?"

ને મારો ચહેરો જોયો હોય તો સફેદ પૂણી જેવો. જાણે મારું બધું લોહી કોઈએ ખેંચી ન લીધું હોય ! ક્રેમલીનમાં ને એ વળી મારા નૃત્યનો કાર્યક્રમ ! ખરી વાત કરી. હું સમજી ગયો કે છેલ્લાં ત્રણ વર્ષથી મારી સામે ચાલી રહેલી ઝુંબેશનો આ આખરી અંજામ હતો.

મને પોતાને પણ એની ગંધ તો કેટલાય વખતથી આવ્યા જ કરતી હતી પણ હવે હું ક્યાં ઊભો છું એ મને બરાબર સમજાઈ ગયું. મને તત્કાળ મોસ્કો બોલાવી લેવા પાછળનો હેતુ શો હોઈ શકે તે પણ મને સમજાઈ ગયું. ભવિષ્યમાં પરદેશમાં પ્રવાસ માટેના તમામ દ્વાર મારે માટે સમૂળગાં બંધ. એટલું જ નહિ, મુખ્ય નટ તરીકેની મારી ભૂમિકા હંમેશને માટે મારી પાસેથી ઝૂંટવાઈ જવાની છેલ્લા બે વર્ષથી મુખ્ય નટ તરીકેનો જે વિશિષ્ટાધિકાર હું ભોગવતો આવ્યો હતો, તે મારી પાસેથી છીનવી લેવામાં આવશે. અપરિચિતતાના નિગૂઢ અંધકારને તળિયે મને ડુબાડી દેવામા આવશે. જીવના મૂઆ જેવી એ સ્થિતિ કબૂલ કરવા કરતા તો આત્મહત્યા કરી મૃત્યુનું શરણું શોધી લેવુ જ મને બહેતર લાગ્યુ.

સર્ગેયેવની મારા મોંટેની સૂચના પૂરી થતાંવેંત મેં એને કહ્યુ કે જો એમ જ હોય તો પછી

હું મારા નટ-મિત્રોને છેલ્લા રામ રામ કરી આવું... એમની પાસે જઈ મેં વાત કરી કે 'મારે લંડન જવાનું બંધ રહ્યું છે, ને મારે માટે સીધા મોસ્કો પહોંચવાની વ્યવસ્થા થઈ ગયેલી છે.' મારે મોઢેથી આવા સમાચાર સાંભળી મારા સાથીઓ તો બધા જ ડઘાઈ ગયા...મનમાં મનમાં સૌ સમજી ગયા કે એની પાછળનો હેતુ શો હોઈ શકે. મારી સાથે નૃત્ય કરનારી બેલેરિનાઓ— જેમાંની કેટલીક તો ખુલ્લંખુલ્લા મારી વિરોધી હતી— તે પણ બધી રડી પડી.

મને મનમાં થયું કે આ ય મારો એક અંત જ છે તો! કંપનીમાંનો મારો એક મિત્ર કે જેની આગળ હું અવારનવાર મારી અંતરની ઇચ્છાઓ પ્રગટ કર્યા કરતો, ને કેટલીય વાર એને કહેતો કે "યુરોપમાં થોડું લાંબું રહેવાનું મળે તો મારા આનંદનો પાર ન રહે..." એ મિત્ર પણ બાવરેથી આવી મને હલાવી નાખતા આશ્વાસનના સ્વરે વિનવવા લાગ્યો: 'તું શાંતિ રાખજે; મોસ્કો પાછો ચાલ્યો જજે. ચિંતા કરતો નહિ, વળી પાછો થોડા સમય પછી જાણે કશું જ ન બન્યું હોય તેમ તું કિરોવ મંડળીમાં પાછો આવી જઈ શકશે ' વગેરે વગેરે.

મને એ બધાના ચહેરા બરાબર યાદ છે. મારો બીજો એક મિત્ર મારી ચિન્તાથી ફિક્કો પડી જઈ ઉશ્કેરાટના આવેગમાં મારી આસપાસ ફર્યા કરતો હતો. બીજો એક સાથી નટ...જે મારો મિત્ર ન હતો તે નિ:સ્તબ્ધ બની મડદાની માફક મારી સામે જોયા કરતો હતો. પણ કોઈ કશું જ પગલું ભરવા તૈયાર ન હતાં. મારી વ્હારે ધાવા માટે કોઈ આગળ સરખો ઊંચકી શકે તેમ ન હતું!

પળ પળ જાણે કેવી ઘસડાતી ધમડાતી ચાલતી હતી! ને જ્યાં મારે હવાઈ જહાજમાં બેસી ઊડવાનો સમય ઝડપથી નજદીક ને નજદીક આવી રહ્યો હતો. હું બિલકુલ ડઘાઈ ગયો હતો. તેમ જ્યાં મેં ઑર્ડરને કહીને કલેરાને ફોન કરાવ્યો કે મને છેવટની વિદાય આપવા. તે અહીં આવી જાય. કારણ મને સમજાઈ ગયું હતું કે હવે એને મળવાની તક તો મને કદી જ મળવાની નથી.

'આ દરમિયાન, બે રશિયન પોલિસમેન—કે જે અત્યારલગીની અમારી મુસાફરી દરમિયાન અમારા અંગરક્ષકો (બોડી ગાર્ડ્સ) તરીકેની ફરજ બજાવતા સાથે ને સાથે રહેલા હતા તેઓ અત્યારે કસ્ટમના દરવાજા આગળ ઊભા ઊભા સર્ગેયેવ સાથે કંઈક વાત કરી રહ્યા હતા. એ બંને જણને જ મને પાછો મોસ્કો પહોંચાડી દેવાની જવાબદારી સોંપાયેલી હતી એકાએક મેં જોયું તો એમાંનો એક જણ દોડીને હવાઈ અડ્ડેથી બહાર નીકળવાના મુખ્ય દરવાજે પહોંચી જઈ મારગ આંતરીને ઊભો રહી ગયો.

અમારા પેરિસ-નિવાસના આખા ગાળા દરમિયાન, અમારી કંપનીના કોઈ પણ નૃત્યકાર પર ચાંપતી નજર રાખવાનું કે એની હિલચાલ અંગે અહેવાલો મોકલવાનું થયું નથી, એવો મારો ખ્યાલ હતો. પરંતુ મારી પોતાની જ પ્રત્યેક હિલચાલની ને હાવભાવની નોંધ આ માણસે રાખેલી હતી! પેરિસમાં હું જ્યાં જ્યાં ગયો હોઈશ ત્યાં આ માણસ હંમેશા મને સામો ભટકાતો રહ્યો હતો. અત્યારે વળી પાછો એ મારા રસ્તામાં આડો ઊતર્યો.. ને મને મનમાં ખાત્રી થઈ ગઈ કે આ કદાચ એની અંતિમ ચેષ્ટા જ હશે.

બીજો એક પોલિસમેન સર્ગેયેવ સાથે વાતમાં પડ્યો હતો ત્યાં હું એક થાંભલા પાછળ થઈને આવો સરકી ગયો. હું આમ લપાઈ સંકોડાઈને, ઓશિયાળો, અપમાનિત, ભોંઠપનો દંશ અનુભવતો બેઠો હતો, ત્યાં છેટેથી મેં કલેરાને આવતી જોઈ. એના કવાય દ' આરસેના રહેઠાણેથી લા બોરગેતના હવાઈ અડ્ડા પર પહોંચતાં એણે માંડ પચીસ મિનિટ લીધી હશે. મેં બૂમ પાડીને એની આગળ જાહેર કરી દીધું કે મેં મારો નિર્ણય લઈ લીધો છે. એ તો જાણે મારા મોમાંથી આટલા શબ્દ બહાર પડે એની જ રાહ જોઈ રહી હતી!

એ તો દોડતીકને પહોંચી ગઈ સીધી હવાઈ અડ્ડા પર ડ્યૂટી બજાવનારા એ ઈન્સ્પેક્ટરો પાસે. ને એમને કહેઃ 'તળ મજલે એક રશિયન નૃત્યકાર બેઠેલો છે ને એ ફ્રાન્સમા જ રહી જવા ઇચ્છે છે.' એ ઈન્સ્પેક્ટરોએ એને સમજાવ્યુ કે 'એ માણસનું અપહરણ કરવાનો તો અમને અધિકાર જ નથી પરંતુ એ માણસે જો પોતે સમજી વિચારીને એવો કોઈ નિર્ણય લીધો હશે...ને એ નિર્ણયના પરિણામો વિશે પોતે પુરો જાણકાર હશે તો અમે એને રક્ષણ આપવા પૂરતી અમારી સત્તા વાપરી શકીશુ ખરા.' કલેરા સાથે આ પ્રકારની વાત થયેલી તે તો બહુ પાછળથી મને આ ઈન્સ્પેક્ટરો પાસેથી જાણવા મળેલુ

ખેર, સર્ગેયેવ તો મારા સિવાયની બાકીની કંપનીને સાથે લઈ, એમાના એક પોલિસમેનને મારી ચોકી કરવા માટે ત્યા જ રહેવા દઈ, લંડન ભણી ઊપડી ગયા. તે પછી મારા વાળા પોલિસમેને પેલા બે ઈન્સ્પેક્ટરોને સાથે લઈ જેવી કલેરાને મારા ભણી આવતી જોઇ કે લાગલા જ થાભલાની ઓથે, જ્યાં હું લપાઇને બેઠો હતો તે તરફ ધસારો કર્યો, ને એણે મને ઘસડીને યા ઊંચકીને ય બીજા એક ખડમા ખેંચી જવા કોશિશ કરવા માંડી. જે ખડમા એ મને ઘસડી જવા માગતો હતો ત્યા – તુપોલેવ હવાઇ જહાજ એના રશિયન વિમાનીઓ સાથે મને દેશ ભણી ઉડાવી લઇ જવા તત્પર જ ઊભેલું હતુ !

ખરેખર, એ માણસ જો મને પેલા ખડમા ઉઠાવી લઇ જઇ શકયો હોત તો હું શુ કરતો હોત, તે હુ આજે નથી કહી શકતો પણ મે જેવો એને મારા તરફ ધસી આવતો જોયો કે હુ ત્યાથી સરકી ગયો. હુ એને હાથ આવ્યો નહિ એનુ એક કારણ તો એ પણ ખરું કે, એ હૉલ બહુ મોટો ને લોકોથી ચિક્કાર ભરાયેલો હતો, ને એ પોલિસમેન પણ જાહેરમા કઇ ભવાડો થાય એનાથી સ્હેજ બીતો હોય એમ લાગ્યુ આ પરિસ્થિતિનો લાભ લઇ હુ સીધો 'બાર'માં (પીણાની હોટલ) જઇને બેઠો, કે જેથી મને શોધતી કલેરાની નજર તરત મને પકડી પાડે.

એકાએક કલેરાએ 'બાર'ને પેલે છેડે દેખા દીધી... કે પાંખો ફફડાવતીકને હું એની પાસે ઊડી પહોંચ્યો મને યાદ છે ત્યાં સુધી એ બારનું નામ પણ હતુઃ 'The winged bar'! કલેરાએ પ્રસ્તાવ મૂક્યો કે, 'વ્હાલ ! વિખૂટા પડતાં, પહેલાં આપણે ભેગાં બેસીને કૉફીનો એક કપ પી લઇએ.' હુ ઘડિક એના મોં સામે તો ઘડિક પેલા બે ઈન્સ્પેક્ટરોના મો સામે જોઈ રહી.

મારી આખો સામેનું બધુ ઝાંખુ... ધૂંધળુ-ધૂંધળુ દેખાવા લાગ્યુ. મને દોટ મૂકીને ક્યાંક નાશી જવાની ઇચ્છા થઈ... ને છતાં અનત કાળ સમી લાબી લાગતી એ ક્ષણ એવી હતી કે જ્યારે મારા શરીરની પ્રત્યેક માસપેશીમા કેમ જાણે સીસાનું વજન રેડાઈ ગયુ હોય એવી જડતા આવીને બેસી ગઈ હતી. મને તો એમ જ લાગ્યુ કે કદાચ મારાથી એક ડગલુ ય ખસી શકાશે નહિ.

તે પછી જ મે મારી આખી કારકીર્દી માટે નિર્ણાયક ને રોમાચકારી એવો – લાંબો કૂદકો લીધો. પેલા ઈન્સ્પેક્ટરોના બાવડાનું રક્ષણ માગતો હું બોલી ઊઠયો - 'મારે અહીં રહી પડવુ છે'...
અદર શ્વાસે મે ફરી એ જ શબ્દો દોહરાવ્યા : 'મારે અહીં રહી પડવુ છે.'

હવે હુ એમના રક્ષણ હેઠળ આવી ગયો. છતાં મારું કાળજુ હજી ભયથી ધડકતુ હતું. કારણ અત્યાર સુધી મારા મનમા ફ્રેંચ સરકાર વિષે એવો અવિશ્વાસ ઘર કરી ગયેલો હતો કે, આ સરકાર મને રક્ષણ આપવાનો ચાળો તો જરૂર કરશે, ફ્રાન્સમા રહી પડવાના મારા નિર્ણય વિષે ઢોલ વગાડીને પ્રચાર પણ કરી લેશે પણ અતે તો, એ મને સોવિયેત સત્તાવાળાઓને હાથ જ પાછો સોંપી દેવાની છે પરતુ મારી એ ધારણા ખોટી પડી, ને મે જોયુ કે પેલા બે ઈન્સ્પેક્ટર જ નહિ પરતુ એકદર ફ્રાન્સની આખી પોલિસ ખૂબ જ વિવેકી, કાયદાની આમન્યા સમજનારી ને સુજનતા-

ભર્યું વર્તન ચલાવનારા માણસોની બનેલી હતી.

પેલા ઈન્સ્પેકટરોએ મને સમજાવ્યુ કે સૌથી પહેલાં તો મારે સેંકન્ડ્યુઅરી 'પરમિટ' માટેની અરજી કરતું એક ફોર્મ ભરવું પડશે. ને એ ફોર્મ ભરતાં પહેલા અહીંના નિયમ મુજબ મારે બીજી એક અનિવાર્ય વિધિમાથી પસાર થવુ પડશે. ને તે એ કે, એક નિર્જન એકાંત ઓરડામા પાંચ મિનિટ લગી એકલા બેસીને મારે વિચાર કરવો પડશે એ ઓરડો એવો હશે કે જ્યા કોઈ પ્રકારનુ દબાણ કામ નહિ કરતું હોય ત્યા બેસીને મારે મે પોતે લીધેલા નિર્ણય પર ફરી એક વાર વિચાર કરી લેવો પડશે. એમણે મને કહ્યું કે એ ઓરડામા બે બારણાં હશે. એ ઓરડામા બેઠા પછી જો હું એવા નિર્ણય પર આવું કે 'મારે રશિયા પાછા જવુ છે,' તો એક બારણું ઉઘાડી હુ સીધો મને સોવિયેત લઈ જનારા તુપોલેવ હવાઈ જહાજવાળા ઓરડામાં પહોચી જાઉં એવી સગવડ રાખવામાં આવેલી છે. પણ જો મે આ દેશમા જ રહી પડવાનો નિર્ણય કરી લીધો તો એ ઓરડામા જ એક બીજુ બારણું પણ હતુ, જે ઉઘાડીને હુ સીધો એક ખાનગી ઓફિસમા જઈ પહોંચુ એવી સગવડ હતી

પેલા બે ઈન્સ્પેકટરો મને પેલા ઓરડા ભણી લઈ જતા હતા, બરાબર તે જ વખતે સોવિયેત એલચી ખાતાના એક મંત્રી શ્રી મિખાઈલ કલેમેનોવને પણ મેં મારી પાછળ એ ઓરડામા ધસી આવતા ભાળ્યા. તેઓ પેલા બેઉ ઈન્સ્પેકટરોને કહેવા લાગ્યા. 'નુરેયેવ સોવિયેતનો નાગરિક છે. તમારે એને અમારે હાથ સોપી દેવો જોઈએ.'

પેલા ઈન્સ્પેકટરોએ એમને જવાબ આપ્યો. 'શ્રીમાન! આ ફ્રાંસ છે. શ્રી નુરેયેવે અમારા રક્ષણની માગણી કરેલી છે.'

'તો પછી મને થોડો વખત એની સાથે વાત કરી લેવા માટે એ ઓરડામા જવાની રજા આપો.' કલેમેનોવે પોતાનો આગ્રહ જારી રાખ્યો

'શ્રી નુરેયેવ અત્યારે કોઈની ય સાથે વાત કરવા નથી ઈચ્છતા.' કલેમેનોવને જવાબ મળ્યો.

એ દરમિયાન હું એકલો સહિસલામત રીતે પેલા ઓરડામાં પહોચી ગયો હતો. ને મારી પછવાડે બારણું દેવાઈ ગયુ હતું. અંદર રહ્યાં રહ્યાં હું ઉશ્કેરાઈ ગયેલા કલેમેનોવનો ઘાંટો સાંભળી રહ્યો હતો.. એ પેલા લોકોને કહેતા હતા કે 'હું જાણું છુ, તમે લોકોએ એની ધરપકડ કરી છે. ને એ તદ્દન ગેરકાનની પગલું છે...' વગેરે વગેરે.

તે પછી એકદમ શાંતિ પથરાઈ ગઈ. હું તદ્દન એકલો પડયો ચાર મહેદ દિવાલો ને બે બારણાં! બે બારણાં. બે ભિન્ન જીવન! મારે માટે તો આ મારું 'સ્વત્વ' પાછુ મળ્યાની ક્ષણો હતી... મારું ખોટુ પસંદ કરવાનો મારો અધિકાર.. મારે મનથી જીવનની ઝંખનાને પાત્ર એવી એકમાત્ર વસ્તુ કોઈ હોય તો તે—આત્મનિર્ણયનો અધિકાર!

સ્વાભાવિક રીતે જ એકલા પડતાં વેંત મારા મનમા પહેલો વિચાર મારા સગાંસ્નેહીઓનો આવ્યો મારા ગુરુ પુસ્કિન.. એ તો મારે મનથી એક પિતા સમા હતા. કિરોવ જ એક માત્ર કંપની હતી જે મારે મનથી અત્યંત પ્યારી હતી.. હું જે કઈ બની શકયો હતો તે એને જ પ્રતાપે ને છતા ત્યાંનૂ રોજિંદુ હરઘડી ડપકાનું દંશભર્યું જીવન, ને તેમા ય મારી અત્યારની પરિસ્થિતિમા તો તુચ્છતા ભર્યું ધિક્કારતું જીવન ...મારી સામે ખડુ હતું અત્યારલગી હુ જેનાથી પરિચિત હતો તે જીવન તો એવુ હતું કે એની સામે જીવનભર નિરર્થક સંઘર્ષ ખેડયા કરવા કરતાં નદીના જળમા ઝંપલાવી જીવનનો અંત આણી દેવાનો માર્ગ જ મારી પેઢીના કેટલાક સમવયસ્ક કલાકારોએ અપનાવી લીધો હતો.

બીજી બાજુથી, જીવનની આ વાડની પેલી મેર યુરોપમા મારુ ભાવિ શુ ને કેવું હશે તેની કોને ખબર હતી? હુ એકલો પડી જવાનો, મારું એ એકાંત એવુ નહિ જ હોય કે જેને હું સદા ઝંખ્યા કરતો હતો. આ તો મને તદ્દન એકલવાયા બનાવી મૂકનારું એકાંત હોવાનુ. ને આમ, મારી મુક્તિ એના

લુખ્ખા સુક્કા, આભરણ વિહોણા દેદારમાં મારી સમક્ષ ખડી થઈ!

ને છતાં હું જાણતો હતો કે આજે મારે માટે તો એ મુક્તિ જ આશાનું એકમાત્ર કિરણ હતી એને આધારે જ હું નવું શીખવા કરવાના ને મારો વિકાસ સાધવાના જે કંઈ મનોરથ સેવી રહ્યો હતો, તે પૂરા થઈ શકે એમ હતા ને આટલી આશા જ મારે મન પૂરતી હતી એક રશિયન કહેવતમાં કહ્યું છે કે જુવાન માણસ તો આશાનો પોષ્યો જ જીવતો હોય છે... ને મેં પણ માત્ર એની જ સામે નજર નોંધી, ઈન્સ્પેક્ટરોવાળા ઓરડાનું બારણું ઉઘાડ્યું... ને ત્યારથી આ મારા નવા જીવતરનો અંકુર ફૂટ્યો..

કલેરાને મેં કહ્યું કે અહીંથી મારે પહેલાં તો આ બે ઈન્સ્પેક્ટરોના સાથમાં, પેરિસની પ્રિફેક્ચર પોલિસ કચેરીએ હંકારી જવું પડશે. પણ પછી હું તને ફોન કરી બોલાવી લઈશ. ને પછી મારે આગળ શું કરવું ને ક્યાં જવું... તે આપણે નક્કી કરશું.

એ પછી કલેરા તો ઊપડી ગઈ

ત્યાર બાદ, હવાઈ અડ્ડાનો એ નાનકડો દરવાજો જે કેવળ અમુક વિમાનીઓને જ જાણીતો હતો એ દરવાજે એક ગાડી આવીને ખડી થઈ ગઈ, ને એમાં બેસી પેલા બે ઈન્સ્પેક્ટરોના સાથમાં, હજી બે કલાક પહેલાં જ હું જે રસ્તે થઈને અહીંના હવાઈ અડ્ડા પર પહોંચેલો એ જ રસ્તે થઈને અમે પોલિસ કચેરી ભણી હંકારી ગયા હા, રસ્તો તો એ જ હતો, પણ એ રસ્તે થઈ હંકારી જનારો માણસ — હું અત્યારે એનો એ રહ્યો ન હતો!

આ હતી મારી મુક્તિ — જે અત્યારે મુક્તિના શબ્દાર્થથી બિલકુલ ઊંધું જ સ્વરૂપ પ્રગટ કરી રહી હતી! હાસ્તો, વળી પાછા, મારી બેઉ પડખે બે પોલિસમેન ખડા થઈ ગયા હતા... તફાવત એટલો જ કે આ વખતે તેઓ ફ્રેંચ હતા.

મારી માતાના દેહમાંથી બહાર આવ્યો હોઈશ તે વખતના જેવી જ લગભગ નગ્નવત્ હાલતમાં હું મારા આ નવા જીવનમાં પ્રવેશ કરી રહ્યો હતો મારો બધો જ સરસામાન લંડન ભણી ઊપડી ગયેલા હવાઈ જહાજમાં જતો રહ્યો હતો. મારા દુન્યવી વૈભવ સમી મારી વહાલામાં વહાલી વસ્તુ તે મારી નૃત્ય માટેની મોજડીઓ ને લીઓટાર્ડ્ઝનો નાનકડો સંગ્રહ! રશિયા જ નહિ બલ્કે જર્મની, ઑસ્ટ્રીઆ, બલ્ગેરિયા તેમ જ ઇજિપ્ત ઇત્યાદિ દેશોમાં જ્યાં જ્યાં હું નૃત્ય કરવા ગયેલો-ત્યાં ત્યાંથી, વીણી વીણીને મેં ભેગો કરેલો, તે હું ગુમાવી બેઠો હતો એ બધી વસ્તુઓની ખોટ તો કોઈ રીતે પૂરી શકાય એમ ન હતી. તેમાંયે મને સૌથી વિશેષ ખોટ તો સાલી પેરિસની મારી પહેલ વહેલી ખરીદી—એક સુંદર ઇલેક્ટ્રીક ટ્રેનનું ગુમાવ્યાની. નાનકડી રમકડાં ગાડીઓમાં — રેલ્વે ટ્રેન, એના ડબ્બા, એંજીન ને ધુમાડિયાં રેલ્વેસ્ટેશન એ તો બાળપણથી જ મારા આકર્ષણની વસ્તુઓ હતી રેલ્વે ટ્રેન ને એને આવરીને રહેનારી ચીજ વસ્તુઓ એ મારે મનથી સદા દૂર દૂરની ક્ષિતિજો ઉઘાડનારું ને કોઈ રહસ્યમય મોમકાનાં ઇજન દેનારું પ્રતિક રહ્યું છે

# કસુંબીનો રંગ

—જયંત શા. જોષી

"ઘોળી ઘોળી પ્યાલા ભરિયા: રંગીલા હો! પીજો કસુંબીનો રંગ દોરંગા દેખીને ડરિયા. ટેકીલા હો! લેજો કસુંબીના રંગ રાજ! મને લાગ્યો કસુંબીનો રંગ... .."

આ છપાયેલી પંક્તિઓ પણ આપમેળે ગાઈ ઊઠતી હોય તેમ ઝવેરચંદ મેઘાણીના ઘુંટાયેલા બુલંદ કંઠનો સૂર આ કાવ્ય વાચતાં સંભળાય છે અને રહી રહીને નિજની કોઈ આગવી કાવ્યસૃષ્ટિ તરફ આપણને ખેંચી રહે છે ભાન ભુલાવી દે તેવી પ્રેમલક્ષણા ભક્તિની પ્રહર્ષમયતાથી પ્રેરાયેલો સૂર મધ્યકાલીન સાહિત્યમા સંભળાયો હતો: "હાંરે કોઈ માધવ લ્યો! માધવ લ્યો!" 'યાહોમ' કરવા પ્રેરે તેવો હૃદયદ્રવ્યના ઉકળાટથી ઊછળતો "જોસ્સા" ભર્યો સાદ નર્મદનો સંભળાયો હતો "શંખનાદ સંભળાયે શૌર્ય શૂર પુરુષને તેડું હો!" વમ તોત્મવની ન સમજાય છતા કારમુ આકર્ષણ જન્માવતી ભાવનાસૃષ્ટિથી પ્રેરાયેલી ન્હાનાલાલની કલ્પનાએ ગાયુ હતું "જીવ્યું જીવ્યું લાગે મને એવુ કંઈ તો ગા; સાગર સખે! સાગર સખે! મુજ કાનમા કંઈ ગા!" પોતાના અભિનવા દર્શને થનગની ઊઠેલા કવિઓએ. આ રીતે પોતાનુ સમગ્ર દર્શન જેમાં એકત્રિત થયુ છે તેવી પંક્તિઓ ઉચ્ચારીને એમના આદર્શ કાવ્યલોકમા વાચકને ખેંચવાનો, લઈ જવાનો, રમમાણ કરવાનો પ્રયત્ન કર્યો છે "યુગવંદના"ના આમુખમા મુકાયેલું મેઘાણીના આ કાવ્યમા પણ મેઘાણી કોઈ નવા કાવ્યલોકનું દર્શન કરી રહ્યા છે, એનુ યથાશક્તિ સર્જન કરી એ લોકમા વાચકોને લઈ જવા પ્રેરી રહ્યા છે, તેની છાપ કાવ્ય પાછળનો પ્રહર્ષ, એનો લય અને સૂર ઉપજાવે છે મેઘાણીના ભાવ, એ ભાવને વ્યક્ત કરનાર પ્રતીક, ભાવને વાણીમાં પ્રગટાવનાર શબ્દાવલી, એ ભાવને અન્ય હૃદયમા સંક્રાંત થવાનું સામર્થ્ય આપનાર ભાષાની લઢણ, નાદલહરી, લય અને ઢાળ, એ લયના તાલે તાલે થનગનાટ કરી ઘૂંટી ઘૂંટીને એ પંક્તિનુ રણકારમય ઉચ્ચારણ કરી રહેતુ કવિનુ કાવ્ય-વ્યક્તિત્વ, અને એ વ્યક્તિત્વ પોતાની નવી તાજી ઊઘડેલી દૃષ્ટિએ પ્રહર્ષમયતાથી જે અસ્પષ્ટ છતા ખેંચી રાખનારી નવી દુનિયા જુએ છે— આ સઘળું અરસપરસ ઓતપ્રોત બની એકરસ થઈ એકરૂપ અને અખંડ બની રહ્યુ છે મેઘાણીની સમગ્ર કાવ્યસૃષ્ટિ "કસુંબલ રંગી" છે "કસુંબલ રંગ" એ શબ્દો મેઘાણીની કાવ્યસૃષ્ટિના અર્ક સમા છે, એ એમનું જીવનદર્શન છે, એમની પ્રેરણા છે, એમના કાવ્યવ્યક્તિત્વને આકાર આપનાર મુખ્ય લક્ષણ છે— એની છાપ માત્ર આ કાવ્યપંક્તિ વાચતા જ હૃદયમા ઊંડે છે

કાવ્યરસિયાઓને, જીવનના રંગ માણવા ઉત્સુક સહુ કોઈને અને ખાસ કરીને રંગીલા—ટેકીલાને, કોઈ મોહક ઘેનમા ચકચૂર કરે તેવી આ પંક્તિઓ છે

ઝવેરચંદ મેઘાણીની કવિતાને લોકપ્રિય બનાવનાર, અને મેઘાણીને "રાષ્ટ્રીય શાયર" જેવું લોકો પાસેથી લાડભર્યું નામ કમાવી આપનાર તત્ત્વ કયું છે? શુ એ મેઘાણીના કવિતાની ગેયતા માત્ર છે? મેઘાણીના બુલંદ કંઠે જ માત્ર આ સિદ્ધિ તેમને અપાવી? સાંપ્રત ઇતિહાસ સાથે કદમ મેળવી, એ

મેઘાણીને આ સોરઠી જીવન મૂલ્યો તરફનું આકર્ષણ કદાચ એમના બાળપણના જીવન ઘડતરને લીધે થયું હશે, પણ એનું આકર્ષણ તો પ્રગટ થયું પશ્ચિમના સાહિત્યના સંપર્કે. એવી સાહિત્યદીક્ષા મળ્યા પછી પણ સાક્ષાત્ લોકજીવન કરતા લોકસાહિત્યે ગાયેલ લોકજીવન તેમના આકર્ષણનો વિષય બની રહ્યું. ભારતના અન્ય પ્રાંતોના ને વિશ્વના બીજા દેશોના લોકસાહિત્યે અને લોકસાહિત્યના અભ્યાસ ગ્રંથોએ એમના એ લોકસાહિત્ય પ્રત્યેના ભાવને પુષ્ટ કર્યો પરિણામે રંગદર્શી ભાવનાશીલ રસિકની રીતે અભિલાષથી અને છતા મધુરી અસ્પષ્ટતાથી આ જીવન અને જીવનમૂલ્યોને તેમણે જોયા, ઝંખ્યા અને પોતાના કાવ્યોમા અવતાર્યા.

પોતાના સમયમા જે પ્રકારનું ગુજરાતી જીવન વહી રહ્યું હતું, નવજીવનના અભિનવ આંદોલનોથી ધબકતુ હતું, તેને મેઘાણીએ બિરદાવ્યુ છે; એને ખૂબ ખૂબ લાડ લડાવ્યાં છે. ૧૯૩૦–૩૨ના ગાળાની કવિતામા સ્વાધીનતાની ઝંખના, ક્રાન્તિને આવકાર, પીડિત પ્રત્યે સમભાવ, કચડાયેલાઓની જાગૃતિ પ્રત્યે આશા અને ઉત્સાહ...વગેરે જે જે નૂતન ભાવનાઓ વ્યક્ત થઇ છે, તે સઘળી ભાવનાઓ મેઘાણીમા વ્યક્ત થઇ છે. એમ છતા ગાંધીજીએ પ્રેરેલી ભાવનાઓને ઝીલનારી અને બાહ્ય સ્વરૂપ પરત્વે બળવંતરાય ઠાકોરની કાવ્યરીતિને અનુસરનારી અર્વાચીન કવિતા કરતા મેઘાણીની કવિતા જુદો જ આસ્વાદ આપે છે ખરી રીતે તો આંતરિક ભાવના અને બાહ્ય અભિવ્યક્તિની રીતિ જુદા કઇ રીતે પડી શકે તે જ પ્રશ્ન છે—છતા મેઘાણીની ભાવમયતા, ગેયતાપ્રીતિ, સરળ લોકગમ્ય કલ્પના અને ભાવનાશીલતાથી મેઘાણીની કવિતા અર્વાચીન કવિતા કરતાં જુદી પડતી હશે તેમ સ્વીકારી લઇએ, તો પણ એ સઘળાં મેઘાણીની કવિતાને જુદી તારવી આપનારાં તત્ત્વો મેઘાણીના અખંડ કાવ્યવ્યક્તિત્વના જ અંશો છે, એ ભૂલવું ન ઘટે. અને એ અંશોના મૂળમા મેઘાણીનુ પેલું લોકસાહિત્યે પ્રેરેલું કસુંબલરંગી જીવનદર્શન રહેલું છે. ગાંધી યુગની ભાવનાઓને વ્યક્ત કરતાં કરતા મેઘાણી જાણે 'પોતાને' પ્રિય એવી જૂની, ચિરપરિચિત લોકસાહિત્યની લોકભાવનાઓને જ વ્યક્ત કરે છે. અર્વાચીન યુગને વંદના કરવા પ્રેરનાર દૃષ્ટિ તો લોકસાહિત્યે પ્રેરેલી–અને લોકજીવનની ભાવનાએ ઘુંટી ઘુંટીને કસુંબલ રંગે રંગી નાખેલી સૃષ્ટિ છે. એ દૃષ્ટિને હવે દૂજો રંગ કેવી રીતે ચડે? લોકસાહિત્યનું જીવનદર્શન તો આમ ઉદાર, સ્થિતિસ્થાપક, પલટાવુ વહેતિયાળ હોય છે. છતા પરંપરા સાથે સંબંધ તૂટી જાય તેવા કોઈ જીવન મૂલ્યો અપનાવતા તે ખંચાય ખરું. ગાંધીયુગની ભાવનાઓમા જે કંઈ નવીનતા છે તેને મેઘાણી લોકજીવનની પરંપરા સાથેના અતૂટ અનુસંધાનમા જુએ છે અને તેથી એ 'ભાવનાઓ નવીન, ચમકાવે તેવી, આંચકો આપે તેવી ન લાગતા મેઘાણીને ચિરપરિચિત લાગે છે. મેઘાણીના કાવ્યત્વને અંકુરિત કરનાર તો મુખ્યત્વે એ નવીનભાવનાઓમા પોતે ઝંખી છે તે ભાવનાઓનું પુનઃદર્શન થાય છે તે છે. વીરજીવનનો એ જ રણરંગી બની મોતને ભેટવાનો ગંભીર ઉત્સાહ, એવી જ ધર્મયુદ્ધમાં ક્રોધથી નહીં પણ ધર્માચરણ થતું હોય તેવી મંગલમયતાથી યુદ્ધે ચડવાની ભવ્ય રાજપુતી પ્રણાલિકા, જીવો ને જીવવા દો ના મંત્રને ચરિતાર્થ કરતું એ જ પ્રાણવાન ધબકતું ભર્યું ભર્યું જીવન, એ જ માનવ બિરાદરીનો ઉભરાયેલો પ્રેમ, જાગેલા પીડિતોની અન્યાયના પ્રતિકાર માટે બહારવટે ચડનારના જેવી જ રણહાક...આ બધુ તો જે કસુંબલ રંગી જીવન મેઘાણીએ ઝંખ્યુ હતું, ને લોકસાહિત્યમાથી પ્રાપ્ત કર્યું તે જ છે. એટલે ભાવના પરત્વે, દૃષ્ટિ પરત્વે તેમજ કાવ્યરીતિ પરત્વે એટલે કે સમગ્ર કાવ્યસૃષ્ટિના સર્જનમા મેઘાણી લોકસાહિત્યે પ્રેરેલા કસુંબલરંગી જીવનદર્શનને જ ગાય છે, એને જ વ્યક્ત કરે છે, અને યુગવંદનાને મિષે એને જ વંદના કરે છે.

હર્બર્ટ રીડ એના કવિતાના વિવિધ વિકાસ પાસાઓના અધ્યયનમા એવો મત દર્શાવે છે કે અર્વાચીન કવિતા વૈયક્તિકતાની પરાકાષ્ઠાએ પહોંચી છે. જો તેણે ફરીથી લોકપ્રિય થવું હોય તો નૃતધ-

રના કે 'સંગીતગૃહના લોકઝીલાતા—સઘઝીલાતા લય અને સૂર દ્વારા વ્યક્ત થતું પડશે લોકો થનગનીને આપોઆપ તાલ આપવા પ્રેરાય તેવા લોકસંગીતને પોતાનું વાહન બનાવવું પડશે. પરંતુ લોકસમુદાય ઝીલી શકે તેવો લય તો માત્ર બાહ્ય પામુ છે એ લય જન સમૂહની જે ઘડાયેલી રુચિમાથી—માનસ-માથી પ્રગટે છે તે માનસ સાથે તન્મય થયા વગર એના ભાવો રાગ દ્વેષ આદિના હિંડોળે ઝૂલ્યા વગર, એના ગમા—અણગમા, સંવેદનો, એષણાઓ, જીવન દર્શન વગેરેને સંપૂર્ણપણે અપનાવ્યા વગર, પ્રાપ્ત થતો નથી લોકસાહિત્યકાર બનવાની ઇચ્છા રાખનારે પોતાના સંવેદનો, ઉર્મિઓ, ભાવનાઓ, અને એ સઘળાંની અણિયાળી વિશેષતાઓને ગાળી ઓગાળી લોકમાનસ સાથે એકરસ કરવી જોઇએ આવુ આત્મવિલોપન જે સાધી શકે તે જ સાચો લોક-કવિ બની શકે મેઘાણીએ સોગઠી જીવનની એ કસુંબલરંગી જીવનભાવના અપનાવીને, નવી ભાવનાઓને પણ એ અખંડિત વહેણના અંગરૂપે અનુભવીને, લોકગમ્ય એવી અતિ ઊંચેરી નહીં તેવી કલ્પનાલીલા અને તરંગલીલાને સ્વીકારીને, લોકોના પ્રાણવાન આદિમ—ધરતી સાથે જડાયેલા ભાવોને એવાજ ધીંગા પ્રાણવાન પ્રવાહે પ્રગટ કરીને, લોકસાહિત્યમા પ્રચલિત એવા પ્રતીકો ભાષાની લઢણો અને ભાવભંગીઓને અપનાવીને, અને લોકબોલીમા જ લોકને પ્રિય એવા લય દ્વારા એ સઘળાને વ્યક્ત કરીને અંશત આત્મવિલોપન સાધ્યું છે. જેટલે અંશે એવુ આત્મવિલોપન બરોબર થયુ છે, અને મેઘાણીના સ્વતંત્ર વ્યક્તિત્વના અંશો સભાન બનીને કાવ્યમા પ્રવેશ્યા નથી તેટલા અંશે તેવા કાવ્યો લોકગીતો બની રહ્યા છે. મેઘાણીને "રાષ્ટ્રીય શાયર" બનાવનાર આ અંશ છે. હજારો વર્ષની જૂની વેદનાઓ વ્યક્ત થઈ છે તે ગીતમાં, "છેલ્લો કટોરો"મા, કોઈના લાડકવાયા કે સૂના સમદરની પાળેમા "દાદાજીના બેટે ઝૂલે છે તલવાર" "કંકુ ઘોળજો જી કે માથાં ઓળજો" વગેરે શૌર્યગીતોમાં 'કિલ્લોલ'નાં કેટલાક બાળ-કાવ્યોઓમાં...આવું લોકકવિનુ સ્વરૂપ પ્રગટ થયુ છે અને તેથી એ કાવ્યો લોકપ્રિય પણ થયા છે.

પરંતુ આવું આત્મવિલોપન સાધવું અને પ્રતિભાશાળી કવિત્વલક્ષણ દાખવવુ એ બન્ને એકી સાથે બનવું દુષ્કર છે. મેઘાણીના કેટલાક કાવ્યો એથી લોકસાહિત્યના સ્થૂળ અંશોને જ ઝીલતા હોય તેવા બન્યા છે, કેટલાક માત્ર પ્રાકૃત સાદા અને કદાચ સોંઘા કહેવાય તેવા ભાવોને તાનમા ને તાનમા ઘૂંટતા હોય તેવા બન્યા છે, કેટલાક માત્ર હાલરડાં ને કિલ્લોલમાં બને છે તેમ માત્ર જોડકણા પણ બની રહ્યા છે. ઉત્કટ અને પ્રબળ ઊર્મિના આવેગમા તાત્કાલિક સ્વયંભૂ સર્જાઈ ગયેલા "છેલ્લો કટોરો" "છેલ્લી પ્રાર્થના" જેવા કાવ્યોમા લોકજીવન ભાવનાથી ઘડાયેલુ મેઘાણીનુ કસુંબલ-રંગી કાવ્યવ્યક્તિત્વ બરોબર વ્યક્ત થાય છે. મેઘાણીએ અન્ય લોકકાવ્યો—દેશી પરદેશી-માથી પ્રેરણા લઇને જે કાવ્યો લખ્યા છે– કોઇનો લાડકવાયો વગેરે–તેમા પણ પોતાના કોઈ વિશેષ વ્યક્તિત્વને પ્રવેશવાનો અવસર ન હોવાથી, અને અનુવાદ કે પ્રેરણા ઝીલી લખવા માટે પસંદ કરાયેલા કાવ્યને મેઘાણીની લોકસાહિત્યપ્રિય કસુંબલ રંગી દષ્ટિ, પસંદ કરતી હોવાથી, તેમા પણ લોકસાહિત્યના અંશો ઊતર્યા છે

એમ છતા પ્રતિભાશાળી કવિ ન્હાનાલાલે પોતાની પ્રતિભાનુ નવુ તેજ પૂર્યા છતા જે જાતના "હલકે હાથે તે નાથ મહીડા વલોવજો" "મ્હારા કેસરભીના કંથ હો ..," "માગ નયણાની આળસ રે" વગેરે લોકઝીલાતા ગીતો લખ્યા છે, બોટાદકરે સંસ્કૃતમય ભાષા લઢણ ને કવિ-પરંપરા—ઉચિત અલંકારો યોજ્યા છતા રાસતરંગિણીમા રાસો લખ્યા છે. તેવા અને તેટલા લોકસાહિત્યના અંશો આ લોકસાહિત્યના સંશોધક પ્રચારક અભ્યાસક અને રસિક કવિમા ઊતરી શક્યા છે? સભાનતા કોઈ પણ કવિની કવિતાને કથળાવ્યા વગર રહેતી નથી. મેઘાણીના લોકસાહિત્યના પ્રેમે મેઘાણીને સભાન બનાવ્યા છે પરિણામે એકાદ શબ્દના મોહમાં

તણાઈ એ શબ્દને મમળાવી મમળાવીને મેઘાણી રજૂ કરે છે, એકાદ ભાવની વિશેષતાને મોહગ્રસ્ત બની વળગી રહી વધારે ઝનૂનપૂર્વક કે સભાનતાથી આગળ કરી કરીને મૂકે છે લોકકલ્પના એટલે માત્ર તરંગલીલા, લોક ઝીલાતા ભાવ એટલે એવીસા ભાવોનું જુદા જુદા આવર્તનો દ્વારા પુનરુક્ત, અને લોકગમ્યતા એટલે જાડા સ્થૂળ ધીંગા પ્રાકૃત સોંઘા ભાવ .. આવું આવું મેઘાણીએ માની લીધેલું લાગે છે પરિણામે કવિતાના ભાવને-કલ્પનાને સૂક્ષ્મ અને સુંદર બની વહેવાનો, ઊડવાનો અવકાશ હોય ત્યાં પણ મેઘાણી તેને વાળી વાળીને લોકસાહિત્યના અભ્યાસે રજૂ કરેલા ચીલાની બહાર જવા દેતા નથી ટૂંકમાં લોકસાહિત્યના સમગ્ર સ્વરૂપને બદલે અમુક અંશોમાં જ લોકસાહિત્યની વિશેષતા જોવાની ખાસિયતને લીધે મેઘાણીના કાવ્યો સાહજિક લોકસાહિત્ય બની શક્યા નથી લોકસાહિત્યના માત્ર સ્થૂળ અંશો જ પ્રગટ થયા છે. પેલો ખુમારી પેદા કરનારો કસુંબલ રંગ ત્યાં પ્રાપ્ત થતો નથી પણ તેના આછેરા છાંટણા જ દષ્ટિગોચર થાય છે. એમ છતા એટલા છાંટણા પણ કસુંબલરંગી હોવાથી-લોકસાહિત્યનો સમગ્ર કસુંબલ રંગ પ્રગટ કરતા હોવાથી એવા કસુંબલરંગના પ્રેમીઓને તો મેઘાણી-ના કાવ્યો લોકસાહિત્ય જેવો જ આસ્વાદ આપે છે

કસુંબલ રંગ એટલે ઊર્મિમય જીવન એ જાતનો અર્થ પણ મેઘાણીના કાવ્યોમાંથી ધ્યાન ખેંચે તે રીતે પ્રગટે છે.

હૈયા કેરી ધારણે તારે ઉર ઊંડે જે સૂર જી
એ જ સુરોના, ધમાનો ! ભાઇ ! ગાયા કર ચકચૂર
ચલ મન શબ્દને વેપાર જી. જી. શબ્દના વેપારજી

અર્વાચીન કવિતામાં અને જીવનમાં ભાવ, ઊર્મિ, લાગણી. વગેરેથી જાણે આપણે શરમાતા હોઈએ તેમ તેને સંયમિત કરવા, તેની ઉપેક્ષા કરવા પ્રેરાયા છીએ મેઘાણીની લોકસાહિત્યે પ્રેરેલી કસુંબલ રંગી દષ્ટિ સરળ હૃદયમાં જાગતા ભાવ ઉછાળાટને ઉમળકાથી આવકારે છે, મસ્ત બની તેને ઘૂંટી ઘૂંટી લાડ લડાવી ,લલકારવામાં તેને કસુંબાની લિજ્જત પ્રાપ્ત થાય છે. શેલી વગેરે રંગરસિક કવિઓએ હૃદયમાં જે સ્વયંભૂપણે જાગે તેવા પ્રબળ પ્રાણવાન ભાવોને પરમ મંગલમય, પરમ સત્ય ગણી તેમનું ગૌરવ કર્યું છે,—તેની પ્રતિષ્ઠા કરી છે, તેમ આ લોકકવિએ પણ ધરતીના જાયા અને સંકુલ સંસ્કૃતિના વાયરાથી અસ્પૃષ્ટ એવા માનવના દિલમાં જે સહજ ભાવ ઉછળાટ આવે છે તેમાં સાક્ષાત્ જીવનનો, જીવનની પ્રાણમયતાનો અનુભવ થતો હોવાથી તેની પ્રતિષ્ઠા કરી છે. આવા ભાવોની સાહજિકતામાં, તેના વ્યવહાર બુદ્ધિ, તર્ક, કલ્પના, તરંગ આદિથી અસ્પૃષ્ટ એવા આદિમ સ્વરૂપમાં, તેની સબળ ઉત્કટતામાં .. મેઘાણીને માણસાઈના દીવા ઝગમગતા લાગે છે. ધબકતા પ્રાણવાન જીવનની સાક્ષાત્ ચેતના અનુભવાતી લાગે છે.

આવા ધરતીના જીવન સાથે જડાયેલા સાદા, સરળ, માનવ હૃદયના મૂળભૂત ભાવોનો કસુંબલ રંગ પીવો ને પાવો એવો કવિધર્મ મેઘાણી સ્વીકારે છે તેથી લોકસમૂહ જે ભાવ અનુભવી શકે ઝીલી શકે તેને તે રીતે રજૂ કરે છે પોતાના વ્યક્તિત્વનો, માનસનો, બુદ્ધિ, કલ્પના કે લાગણીનો તેમાં અંશ ભેળવી એ ભાવને પલટાવ્યા વગર તેને તે રૂપે પ્રસન્નતાથી, મોજથી, ધર્મક્રિયા કરનારના ગંભીર ઉત્સાહથી, મેઘાણી ઘૂંટે છે. આવા આત્મવિલોપનને પ્રતાપે ભાવમાં રહેલા આવેશ રાગમયતા, ઝનૂન, કચાશ, વેવલાવેડા ઊર્મિલતા વગેરે ઓગળી જાય છે, તેમ ભાવની સંકુલતા, સૂક્ષ્મતા, ઊંચેરી ન ઝીલી શકાય તેવી રમણીયતા અને ભાવનામયતા, કલ્પના, તરંગ, તર્ક, કોટિ, વિચાર આદિ દ્વારા પ્રાપ્ત થતી ભાવની સમૃદ્ધ છટાઓ વગેરે પણ ઓગળી જાય છે. નર્યો પ્રાણ-વાન ભાવ જ માત્ર ઘુંટાયા કરે છે કાવ્યની રજૂઆતમાં એ ભાવોના પ્રવાહો, વળાંકો અને રમણીય છટાઓની ગતિ વિધિ અને પલટાઓને બદલે એ ભાવને ઘેરુ ઘેરુ આવર્તનાત્મક રીતે

ઘૂંટવાનું કાર્ય 'કવિ કરે' છે. કોઈ સુવાસિત પુષ્પની આસપાસ એકધારો ગુંજારવ કરતો કરતો ભમરો ગોળ ગોળ ફર્યા કરે તેવું અહીં ભાવનું એકધારું આવર્તનાત્મક ગુંજન રજૂ થાય છે. ભાવ એથી ઘેરો ઘૂંટાયેલો ઉત્કટ બનતો જાય છે.

પ્રાણવાન ભાવો અને તેની આવી ઘુંટાયેલી પ્રાણવાન રજૂઆત મેઘાણીના કાવ્યોને કસુમલ રંગ આપે છે. ભાવ અને અનુભૂતિની સૂક્ષ્મતા, સંકુલતા, રહસ્યમયતા, વૈભવ અને ચિત્રવિચિત્ર ગતિ જેમ કલ્પનાની લીલા પાંખે ચડી સાધારણીકરણ પ્રાપ્ત કરી અન્યના હૃદયમાં સંક્રાંત થાય છે ત્યારે કાવ્યત્વ ધારે છે, તેમ ભાવોનું આવું ઘેરું ઘૂંટાયેલું પ્રાણવાન આવર્તનોમાં ગોળ ગોળ ફરી ભાવને હિંડોળે ઝુલાવવું સ્વરૂપ પણ અન્યના હૃદયમાં સંક્રાંત થવાનું સામર્થ્ય ધરાવે છે મેઘાણીના કાવ્યો આવી ભાવ રજૂઆતને લીધે લોકઝીલતાં થયાં છે. મેઘાણી "રાષ્ટ્રીય શાયર" મેદનીને ભાવહિલોળે ઝૂલાવવાના સામર્થ્યને લીધે બની શક્યા છે. કાવ્ય અંગેની આપણી અત્યારની વિભાવનાઓ કવિતામાં સૂક્ષ્મતા, રહસ્યમયતા, કલ્પનાના ઇન્દ્રધનુષ્યો, ચિંતન પ્રવાહો અને વળાંકો માગે છે. ભાવની આવી સીધી પ્રત્યક્ષ ગરમી-ઉષ્મા આપણને પ્રિય નથી. લોકોને હસાવે, રડાવે, ભાવમય બનાવી ઉશ્કેરે એવી કવિતાને કલાનું સાચું પ્રયોજન સિદ્ધ કરનારી કવિતા વિવેચકો ગણતા નથી. આવી ભાવ પ્રેરક કવિતાને તો કલાને બદલે જાદુ ગણાવવા કેટલાક વિવેચકો પ્રેરાયા છે આમ છતાં આવી નિષ્પ્રયોજન કલા માણનારી વ્યક્તિઓ થોડી જ હોય છે. સામાન્ય જનના હૃદયને તો કાવ્યથી પ્રેરાઈ હસવા-રડવામાં ચેતોવિસ્તારનો અનુભવ થાય છે તેથી જેને લોક કવિ બનવું છે, પ્રજાનું મુખ બની પ્રજાની એષણા અને સુખદુઃખને વ્યક્ત કરનારનું પદ મેળવવું છે, તેને તો આ મેઘાણીએ સ્વીકાર્યો છે તે માર્ગ લીધા સિવાય છૂટકો નથી આવા લોકોને હસાવી રડાવી શકનારા લોકકવિનું પદ હલકું છે—એના એ ભાવપ્રદર્શનમાં અને ભાવમયતામાં કાવ્યત્વ નથી એમ કેમ માની શકાય? આવા ભાવપ્રધાન લોકકવિનું પદ કોઈ ચિંતનપ્રધાન, કલ્પનાપ્રધાન કવિ કરતાં સહેજ પણ ઊતરતું નથી, ઉલટું પ્રજાના હૃદયમાં પૂરાયેલા ભાવને વાણી આપી મુખરિત કરનાર આવો કવિ જો વધારે પરલક્ષી કાવ્ય સર્જવાની અને નવનવનું નિર્માણ કરનારી પ્રતિભા ધરાવતો હોય તો "મહાકવિ" બની શકે છે. મહાકાવ્યમાં જે ઉદાત્તતા, ઊર્જિતતા, અને મહાન પાત્રોનું ચિત્રણ હોય છે તેમાં આવા મૂળભૂત પ્રાણવાન ભાવોની અભિવ્યક્તિ વિશેષ હોય છે પ્રજાના—રાષ્ટ્રના ઉત્થાન પતનની અને એષણાઓની ગાથા ગાનાર મહાકાવ્યો લોકહૈયાના આવા પ્રાણવાન ભાવોને આ રીતે વ્યક્ત કરવાનો માર્ગ ગ્રહણ કરે તો જ તે મહાકાવ્ય—સાચા અર્થમાં પ્રજાનું—રાષ્ટ્રનું લોકઝીલાતું મહાકાવ્ય બની શકે છે એટલે મેઘાણીએ સ્વીકારેલી કાવ્યપદ્ધતિમાં તેની ભાવની આવી અભિવ્યક્તિ કવિને રોતલ, વેવલી, કાચી, અનુભરી સ્થૂળ ઊર્મિઓને વહાવનારા ઊર્મિલ કવિ બનાવવાને બદલે કવિતાના સાચા માર્ગે જ લઈ જઈ રહી છે એમ સ્વીકારવું ઘટે

સમૂહના સાધારણીકરણ પામેલા આ ભાવો હોવાથી, લોકજીવનમાંથી એ પાંગરેલા હોવાથી, અને લોકસાહિત્યની દીક્ષા પામેલા લોકહૃદયપારખુ કવિના એ ભાવ હોવાથી ઘુંટાયેલા છતાં, એ ભાવો વિવેક વિનાના ઊર્મિવેડામાં સરી પડતા અટકે છે. ઊલટું આવા પરસ્પર ઝીલાતા ભાવના સહજીવનથી ભાવોને વધારે પ્રાણવાન સામર્થ્ય, ઉષ્માટ પ્રાપ્ત થાય છે પરિણામે મેઘાણીને એ ભાવને ઘૂંટવામાં એને લાડ લડાવવામાં, એનાથી ચકચૂર થવામાં એક પ્રકારનો કેફ ચડે છે

"મધા સૂર બજાવજે મનુજ ચિત્ત સારંગીના" એવો બળવંતરાય ઠાકોરે કવિઓને આદેશ આપ્યો છે. કવિનામાં ભાવની પ્રતિષ્ઠા કરનાર મેઘાણીને તો માનવના હૃદયની મહોબ્બત ખીલવનાર આ ભાવો પ્રત્યે સમભાવ છે, એટલે કોઈ માદકપીણાના પ્યાસાની

અહીંથી માનવના સઘળા ભાવોમા ઉત્કટપણે રમમાણ બનવામાં તો મેઘાણી કાવ્યનો કસુંબલ રંગ જુએ છે. પરંતુ આમ એક એક ભાવને જુદા રાખી મ્હાલાવવા કરતા આ ભાવોના મિશ્રણમા, ભાવશબલત્વમાં એ કસુંબલ રંગ વધારે ઝળકતો લાગે છે. માટે જ જીવનની પ્રબળ ઝંખના અને જીવનની ન્યોછાવરી, જીવનની ઉલ્લાસિત મોજ અને એ મોજના ત્યાગની ખુમારી એવા સામસામા ભાવો એકત્રિત થઈ એકરસ બન્યા હોય ત્યા કસુંબલ રંગ સ્પષ્ટપણે દીપી ઊઠતો મેઘાણીને વરતાય છે. એથી જ વીરભાવના ઉદ્‌ગારમા રુદ્રભાવ, ઝનૂન, ક્રોધ, જોરસો... વગેરે એકમાર્ગી ભાવોને બદલે કોઈ ધર્મ ક્રિયામાં સામેલ થતા હોઈએ તેવો પવિત્ર ધર્મભાવ, લગ્નના માંડવડે મ્હાલવા જતા હોઈએ તેવો આનંદમય મંગલ ભાવ, વાત્સલ્ય કે પ્રેમની ચરમસીમા અનુભવાતી હોય તેવો પ્રણયભાવ, સર્વ સમર્પણ અને બલિદાનનો ગંભીરભાવ, પરાજય કે શહીદીને વરવું પડે છે તેની ગ્લાનિ, કરુણા અને કરુણા સાથે પ્રસન્ન ગંભીર ખુમારીભર્યો ઉત્સાહનો ભાવ... આવા આવા ભાવોનું સંમિશ્રણ મેઘાણીના કસુંબલ રંગી ભાવદર્શનમાથી સાંપડે છે.

સરળ લોકહૃદયના મૂળ ભાવોને ઘૂંટતા ઘૂંટતા કવિને એકાએક ચમત્કારપૂર્વક ભાન થાય છે કે આ વિવિધ ભાવો દેખાય છે જુદા જુદા પણ આખરે એક જ ચેતનાથી ધબકતુ પ્રાણવાન હૈયું પ્રત્યક્ષ કરે છે. સચેત હૃદય પ્રસંગના પ્રત્યાઘાતે જુદા જુદા સૂરે રણઝણી ઊઠે છે, પણ એ રણત્કારનો કંપ જો એ ઊંડો માનવહૃદયતળનો ગભીર અને સાહજિક ભાવ હોય તો અન્ય ભાવોને પણ આછા આછા પ્રકંપે રણઝણાવે છે પરિણામે એક ભાવના એ સૂરની પાછળ અનેક ભાવની ઝંકૃતિ પણ ભળી જાય છે. સરળ હૃદયના લોકજીવનમા આવુ ભાવશબલત્વ અનેક પ્રસંગોએ-જીવનના ગભીર પરિવર્તનની ક્ષણોના પ્રસંગોએ જોવા મળે છે સાસરે જતી કન્યાના, વરકન્યાને પોંખતી વરની માના હૃદયમાં આવું જ કંઈક ભાવશબલત્વ ભાવોનુ ધમસાણ મચાવે છે. માટે જ મેઘાણી : સુખે ચડતી વખતે "કંકુ ઘોળજો જી કે માથા ઓળજો" એવો રમણીય ભાવ આલેખે છે, ખુમારીપૂર્વક "ગા મન પરાજિતનું ગાન જી" કહી ગાન ગાય છે, "અમારે ઘર હતા વ્હાલાં હતા ભાડુ હતાંને" વગેરે ઉદ્‌ગાર રણભૂમિમા ગયેલાના વિદાયબોલ રૂપે વ્યક્ત કરે છે.

આવા સામટા ભાવસમુચ્ચયમાં રાચવાની વૃત્તિ મેઘાણીના કાવ્યોને કસુંબલ રંગ આપે છે. મેઘાણી એથી શહીદીના, પરાજયના, પીડિતની પીડાના, એવા એવા ભાવોમા પણ ચકચૂર બની મ્હાલે છે અને તેવા ભાવોના આસ્વાદમાં જીવનનો ઉલ્લાસ અનુભવે છે.

કસુંબલ રંગ એટલે આવો જીવનને પકડી રાખવાનો, માણવાનો, માનવ હૃદયના ધબકાર સાથે એક થઈ શકાય માટે માનવના સઘળા ભાવોને ઝીલવા માણવાનો જીવનનો ઉલ્લાસ. સંસ્કારી સંયમ વિરુદ્ધ 'જીવનના ઉલ્લાસ" ને સાહિત્યમાં વર્ણવાનો, ખીલવવાનો પ્રચાર આપણે ત્યા થયો, પણ સાચો જીવનનો ઉલ્લાસ તો અહી ધબકી રહેલો દેખાય છે બીજાને દાબી ડારી કચડી વિજયશ્રીને વરીને ચકચૂર બની મ્હાલતા નિત્શે પદ્ધતિના લાલરંગી "જીવનના ઉલ્લાસ" ને બદલે "ધરતીના ધાવણે" પોષાયેલો આ કસુંબલરંગી જીવનનો ઉલ્લાસ જુદી જ જાતનો છે. એમા ધરતીની ધૂળ જેવી સાદાઈ ને નમ્રતા છે. ધરતીના કણ વેરાઈ પથરાઈ માટીમા માટી બની એક થઇ જાય તેના જેવી લોકજીવનમાં ભળી જવાની. આત્મસ્થાપના અને વ્યક્તિત્વનો હુંકાર કે અસ્મિતાને બદલે વિલીન થઇ જવાની ભાવના છે. ધરતીના જેવીજ ઉદારતા, વિશાળતા, અને ક્ષમા છે. ધરતીના જેવું જ ધીંગુ નક્કર યથાતથ મૂલ્યાંકન દરેક બાબતના અતિશયતામાથી રોકે છે, અને છતા પ્રકૃતિના સત્ત્વ જેવો અદમ્ય, ઉન્મુક્ત ચકચૂર બનાવે તેવો ઉલ્લાસ અહીં જોવા મળે છે. મેઘાણીએ ગાયેલા બાળકોના કિલ્લોલના ગાણાઓમાં, રીસ ભરી ધરતીને મનાવતા સાગરરાણાના ગાન જેવાં પ્રેમમસ્તીના ગાણાંઓમાં શૂરવીર અને શહીદના

ભાવોમાં કાળનો સાદ સાંભળી દોડી આવતા પીડિતોના ગાનમાં, ઓતરાદા વાયરાને આમંત્રણ આપતા પ્રલયનોતરતા સાદમા... એમ સર્વત્ર આ જીવનનો ઉલ્લાસ વ્યક્ત કર્યો છે જીવન માણવા જેવું, પ્રાણવાન ચેતનાથી મ્હાલવા જેવું છે એમ જય પરાજય, એના વિલાસ અને ત્યાગ, એના સર્જન અને મોત સઘળા એક મહેફીલમા આપવામાં આવેલા પીણા જેવા માદક છે. ડાબરામા સામ સામે અપાયેલી કસુંબાની અંજલી જેવા છે. આખરે "આવ્યો છુ મ્હાલાં કુંજ દ્વારે દીવો પેટાવવાને કાજ" કહી ભક્તિના ભાવમા પણ એટલો જ ઉલ્લાસ મેઘાણી માણે છેઃ ઈશ્વરને પણ "ગરજ હોય તો આવ ગોતવા હું શીદ આવું હાથ હરિ!" એવુ ખુમારી ભર્યું વચન કહેવા જેટલો જીવનઉલ્લાસ રણઝણી રહે છે...

આમ ભક્તિના ભાવમા, જીવનઉલ્લાસમા, પ્રાણવાન ઊર્મિઓમાં, લોકસાહિત્યની ભાવનાઓમા અને એ જૂના જીવનની મધુરી ઝંખનામા કસુંબલ રંગ વ્યક્ત થાય છે; અને પરિણામે એ કાવ્યસૃષ્ટિ કસુંબલરંગી બની રહે છે. કસુંબલરંગ આવા પ્રત્યેક પાસાઓમા જ રહેલો છે, એમ નહી પણ આ બધાને વિશેષતા આપનારો, તેમા ઓતપ્રોત રહેલો રંગ છે. અને તેથી એ રંગનું ખરૂ મૂળ તો પેલી લોકસાહિત્યની, પ્રાચીન મરદાનગીભરી જીવનની એક અસ્પષ્ટ છતા દૃઢ અને ટેકીલી એવી જીવનદૃષ્ટિ છે આ પાસાઓ પાછળ જો એવી દૃષ્ટિ ન હોય, એવું મૂલ્ય ન હોય તો એ કસુંબલ રંગ ધારી શકે જ નહીં. ભાવની દૃષ્ટિએ આપણે જોયુ તેમ જીવનના પ્રસંગોના પ્રત્યાઘાતે જે જે સાહજિક એવો ભાવ જાગે તેને પૂરા બળથી મેઘાણી વ્યક્ત કરવામા માને છે. અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકો ચૂસી રહ્યા હોય–એવા પીડિતોના દર્શને કવિના હૃદયમા હાય હાય કરતો એક એવો પ્રબળ ભાવ જાગે છે કે એ વખતે સંધ્યા ને ઉષાનાં ગીત તે કેમ ગવાય? "તારા કૂજન આજ-જલાવી દેઃ પ્રાણ! રે! દંભ ગાવા તને કેમ ગમે?" આ ભાવ આવેશમય આવેગમા વ્યક્ત થયો છે એની પાછળ કવિમનની પ્રક્રિયા અને કવિકર્મનું કલ્પનાત્મક આકલન નથી. મેઘાણીને પોતાને જ ત્યાર પછીના સમયમા આવા પીડિતોના ભાવો વિષેનાં કાવ્યો પ્રત્યે અભાવો થયો .. એટલે આ ભાવ માત્ર પ્રાથમિક પ્રત્યાઘાત જ છે શ્રી વિજયરાય વૈદ્ય કહે છે તેમ "જારના સોધા દાણા જેવો" સરતો ભાવ છે મેઘાણીનાં કાવ્યોમાથી આવા પ્રસંગોના પ્રત્યાઘાતે તત્કાલીન આવેશમાં ઉછળેલા સસ્તા, સોધા, જાડા ને ધીંગા ભાવો અને વિચારો જોઈએ એટલા મળી આવે. પણ આગળ આપણે જોયું તેમ "હૈડા કેરી ધારણે" જે જે ભાવનો સૂર ઊઠે છે તેને એ સૂરના પ્રમાણીશ્રદ્ધાશીલ ભક્ત બની મેઘાણી ઉપાસે છે આથી આવા ભાતભાતના વિચારદર્શનો અને ભાવોના મૂળમાં જીવનની એક સુપ્રતિષ્ઠિત નિષ્ઠા, એ મૂલ્ય તરફનું અખંડ વલણ પ્રગટ થયા વગર રહેતું નથી. "કસુંબલરંગી" ભાવપ્રિયતાનું ખાસ ધ્યાન ખેંચે એવું લક્ષણ તો તેનુ આ જુદા જુદા ભાવતરંગોની નીચે સુસ્થિર અખંડ પ્રવાહે વહેતુ જીવનદર્શન હોય છે.

લોકજીવનની દીક્ષા પામેલા માનસે અભિલાષિયા મનની કોઈ પ્રચ્છન્ન પ્રક્રિયા દ્વારા એ જીવનદર્શનને આત્મસાત્ કરી લીધું હોય છે અથવા તેનાથી દૃષ્ટિ પ્રાપ્ત કરી નિર્મળા હૃદયમાથી ઊઠતા એ ભાવોને જોગવી મૂનરી, જો એ જીવનદર્શનનો હામ કરતારા ભાવો ન હોય તો એને યથેચ્છ વિહરંસ દે છે કસુંબલ રંગી આ જીવનદર્શન એ તત્ત્વતઃ મધ્યકાલીન વીરયુગનું જીવનદર્શન છે અને તેમા ક્ષણે ક્ષણે જે ભાવને પટે છે, વિચારને બદલે છે એને તો દોરંગા ગણી તેની નિંદા કરવામા આવી છે. તો મૂળ જીવનદર્શનને અનુકૂળ એવા ભાવો, વિચારો, જીવનવલણોનો લોકજીવનની દૃષ્ટિના રસાયને ઘૂંટીને કરેલો એકરસ નહી કાળો નહીં લાલ... તેવો રંગ તે કસુંબલ રંગ. આ અસ્પષ્ટ જીવનભાવના એકવાર હૃદયમાં સ્થિર થઈ તો પછી એના ગુપ્ત રસાયને પ્રસંગાનુસાર ઊઠતા સઘળા ભાવોને, વિચારોને, જીવનવલણોને રંગ્યા વગર એ રહેતી નથી આ અખંડ

જીવનદૃષ્ટિમાંથી પ્રગટતા આવા "રે દંભ ગાવા તને કેમ ગમે" જેવા ભાવ ક્ષણિક, ચંચળ મનોવેગ નથી રહેતા. એની પાછળ પેલું જીવનદર્શન ક્રિયાશીલ કરે છે. એ જીવનદર્શનને માણસાઈ, ન્યાયપ્રિયતા, અને સ્નેહ જાગી ઊઠતા ભાવમાં અવિચળ શ્રદ્ધા છે જ અને તેમાં ચારે તરફ પીડિતોના હાહાકાર હોય ત્યારે ભાગેડુ વૃત્તિ ધારણ કરી ગાવા બેસવું એ યોગ્ય છે?—એવો પ્રશ્ન કવિહૃદય સામે મીટ માંડીને તાકી રહે છે! એ પ્રશ્નની જે અવગણના કરે તે સાચો જીવનદ્રષ્ટા નહીં પણ દંભી છે અને તેથી એવા રંગ્ગા, જીવન સપાટી પર તરનારા કવિના આવા પ્રાણવાન ભાવ મૂળ જીવન દૃષ્ટિ તરફ દોરી જાય છે ત્યારે તે ગભરાઈ જાય છે, ડરી જાય છે.

બર્નાર્ડ બોઝાંકેએ એક જગ્યાએ કહ્યું છે કે ક્ષણિકનો સાચો ઊંડો ખો સમો ભાવ પ્રેક્ષકો જીરવી શકતા નથી. માનવ ચિત્ત ચંચલ છે ભાવ ક્ષણિક છે. પણ એ ભાવને ઘૂંટીઘૂંટીને એનો લોહ ઉછાળવામાં આવે અને એની પાછળ પેલી એક રંગીલી દૃષ્ટિ એ ભાવને એના ચરમ સ્વરૂપમાં જગાડવા પ્રયત્ન કરે ત્યારે ચાંચલ્યના ક્ષણિકતાના માધુર્યમાં આળોટનારું સુંવાળું માનવ ચિત્ત ગભરાઈ જાય છે. સૌન્દર્ય, ભાવ, કલ્પના, વિચાર—એ બધાનો એકનિષ્ઠ એકમાર્ગી કસુંબલ રંગ જીરવવો મુશ્કેલ પડે છે આવા સાચા કસુંબલરંગી જીવન પ્રત્યેના ભાવ જીરવવા જેટલી તાકાત, હિંમત, જીવનનિષ્ઠા, અને જીવનદર્શનની સુસ્થિરતા કદાચ ગુજરાતી સાહિત્ય રસિકોને નહીં સાંપડી હોય તેથી મેઘાણીની ગેયતાના, મેઘાણીની ઊર્મિલતાના, મેઘાણીના લોકભાવોના ગાણાની પ્રશંસા કરી એના એ કસુંબલ રંગને મૂલવવાનો પ્રયત્ન નથી કર્યો.... કાવ્યના પ્રદેશમાંથી બહાર નીકળી એ કસુંબલ રંગ જીવનમાં વ્યાપવા મથી રહે છે. અને તે જીરવવો મુશ્કેલ પડે છે. મેઘાણીના કાવ્યોનું યથાતથ મૂલ્યાંકન આવા આ કસુંબલરંગને નજરમાં રાખીને મેઘાણી એ કેટલે અંશે પ્રગટાવી શક્યા છે, તે જોવાથી થઈ શકશે. મેઘાણીની કવિતા તો જાણે બુલંદ સૂરે પડકાર કરતી ગાઈ રહી છે:

> રંગરંગ દેખીને, ડરિયા : ટેકીલા હો !
> સો જો કસુંબીનો રંગ !

લોકશાહી
સમાજવાદ
સ્વતંત્રતા

રૂા. ૪=૦૦

મૂળ લેખક : રાજગોપાલાચારી
સંપાદક—અનુવાદક : ભોગીલાલ ગાંધી

ભારતના એક પરિપક્વ ચિંતકની કલમે,
આજના યુગના સિદ્ધાંતોનું
ગાંધીવિચારના પરિપાકસમું
મૂલ્યવિવેચન

રાજાજીના ૧૯૫૭ થી ૧૯૬૩ સુધીનાં લખાણોમાંથી 'લોકશાહી, સમાજવાદ અને સ્વતંત્રતા' અંગેનાં લખાણોમાંથી, ચૂંટેલા લેખોનો આ સંગ્રહ ભારતના ઉત્થાન અને વિકાસની ગંભીર સમસ્યાઓના સંદર્ભમાં રાજાજીનુ વેધક વિલક્ષણ ચિંતન રજૂ કરે છે.

તમામ જાગ્રત વિચારવંત નાગરિકો અને કાર્યકરો માટે પ્રેરણા અને માર્ગદર્શનરૂપ ગ્રંથ

'વિશ્વ માનવ'ના સંપાદક શ્રી. ભોગીલાલ ગાંધીનો અભ્યાસપૂર્ણ પ્રવેશક

ગાંધીજી અને રાજાજીનાં તત્ત્વચિંતન પર પ્રકાશ પાથરે છે.

: પ્રાપ્તિસ્થાન :

વિશ્વમાનવ : રામજી મંદિર પોળ—વડોદરા

વિશ્વમાનવના ગ્રાહકોને રૂા. ૩-૦૦
(પોસ્ટેજ ખર્ચ ૦-૭૫ જુદું)

# સોનહલામણની લોકકથા:

## ઐતિહાસિક પાસાંઓ

—પુષ્કર ચંદરવાકર

જ્યારે અંગ્રેજો આ દેશના શાસકો હતા, ત્યારે સામાન્યતઃ અંગ્રેજ જે પ્રાન્તમા અફસર તરીકે જતો, તે પ્રાન્તનો, પૂર્વ તૈયારી તરીકે, અભ્યાસ, કરીને જ ત્યાનો તે હાકેમ બનતો આ રીતનું સુફળ આ દેશને એ મળ્યું કે તે હાકેમોના હાથે, જુદા જુદા પ્રાન્તો અને પ્રદેશો, કુળો અને રાજવીઓના તેમ જ ઇતિહાસના અને લોકસંસ્કૃતિઓના ઇતિહાસગ્રંથો આકારને પામ્યા કર્નલ ટોડે રાજસ્થાનનો ઇતિહાસ લખ્યો કિ. ફોર્બ્સે ગુજરાતનો ઇતિહાસ 'રાસમાળા'ના નામે પ્રસિદ્ધ કર્યો, અને કેપ્ટન બેલે સૌરાષ્ટ્રનો ઇતિહાસ રચ્યો. તો સ્વ જેકસને ગુજરાતની લોકસંસ્કૃતિ પર ગ્રંથ લખ્યો અને સ્વ. આર. ઇ એન્થોવને ગુજરાતની લોકજાતિઓ, Tribes પર ગ્રંથ લખ્યો પણ તે ગ્રંથો તેમના વિષય પરત્વે પ્રાથમિક કક્ષાના ગ્રંથો કહી શકાય. તેમા શાસ્ત્રીયતાનુ તત્ત્વ ઓછુ જોવા મળે છે તેઓ પરદેશી હાકેમો હોવાથી પ્રજાને પૂર્ણ વિશ્વાસમાં ન લઈ શકાય; અને અનેક ઐતિહાસિક વિગતો સત્યથી વેગળી રહે, તેવી વિગતો પણ તેમને સાંપડે પરિણામે તે ગ્રંથો સારા પ્રમાણમાં ઊણપથી ભરેલ રહેવા પામ્યા છે

આ વિષયો પરના ગ્રન્થો હવે તો ફરી લખવા પડશે અને તે લખવા માટે ઇતિહાસકારે બે ક્ષેત્રોમા કામ કરવાનુ રહેશે. (૧) ઐતિહાસિક વિગતો મેળવીને તેને ચકાસવા અને ચાળવાનુ, (૨) સ્થાનિક રાજકુળો અને તેની સાથે સંકળાયેલ માનવોનાં જીવનની વિગતો મેળવીને આખાય પ્રદેશના ઐતિહાસિક સંદર્ભમાં નિરખીને તેને ગ્રંથમા સ્થાન આપવાનું.

આમાં પ્રથમ મુદ્દો નિરુપણનો છે. તેનુ કાર્ય અતિ મુશ્કેલ નથી. ખરુ કામ બીજા મુદ્દા પરત્વેનુ છે. ઇતિહાસના સત્યને પામવા માટે આજે સાધનસામગ્રી વિપુલ બનવા પામેલ છે. તે સાધનો દ્વારા ઇતિહાસપ્રસંગને કે ઐતિહાસિક વ્યક્તિને તારવવાનુ કામ જરા ધીરજનુ ખરુ, અને આ કામમા હવે લોકસાહિત્યમાથી લોકકથાઓ, રાસડાઓ, ગરબાઓ, કે લોકગીતો ઇત્યાદિ પણ ખપમા લાગે છે.

પશ્ચિમ સૌરાષ્ટ્રના પ્રદેશમાં ઇતિહાસપાત્ર હલામણ જેઠવો અને સોનહલામણની લોકકથા અતિ પ્રચલિત છે આ લોકકથાનાં મૂળ જેઠવા કુળના ઇતિહાસમા પડ્યા છે, ને તે યુગમાં અર્થાત્ દશમી સદીના પ્રારભમા જેઠવાકુળ અતિ પ્રતાપવાન બન્યુ. તેમના કુળમા શૈલકુમાર, સંઘજી, રાણોજી, હાલોજી, રાણા ભાણજી, સુલતાનજી, કલાણાઈ, વિક્રમાતજી ઇત્યાદિ પ્રતાપવંત હતા. આ જ કુળમા હલામણ જેઠવા થયા, અને તે ગુર્જર વંશમાં ઓળખાયા રાણા હાલોજીના નામે તેમનુ જીવન અનેક કિંવદન્તીઓથી ઢંકાયેલુ છે, અથવા તેમનુ જીવન એક સમર્થ લોકકથા બનવા પામેલ છે આજે પણ તે લોકકથા પોરબંદર-પંથક અને બરડાપંથકમા અનેક લોકજાતિઓની અનેક વ્યક્તિઓના જીભટેરવે છે.

ગુજરાતમાં આ કથાને ગ્રંથસ્થ કરનાર બે લોકસાહિત્યકારો. તેમાં પ્રથમ હતા સ્વ. શ્રી. જગજીવન કાલિદાસ પાઠક. તેઓશ્રી પોરબંદર રાજ્યના કેળવણી ખાતાના પ્રાથમિક શિક્ષણાધિકારી હતા, તેથી તેમને આ પ્રદેશનાં ગામડાંઓ ખૂંદવા પડતાં અને પરિણામે 'સોનહલામણ'ની લોકકથાની ટીકટીક સામગ્રી તેમને સાંપડી તેમણે આ કથા પ્રસિદ્ધ કરી મકરધ્વજવંશી મહીપમાળામાં સંવત ૧૯૭૮માં. ત્યાર પછી નવમા વર્ષે સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણીએ 'સોરઠી ગીતકથાઓ'માં આ લોકકથાને પુનઃ પ્રસિદ્ધ કરી.

આ બંને લોકકથાનું વસ્તુ સરખાવતાં ત્રણ ચર્ચાસ્પદ મુદ્દાઓ ઉપસ્થિત થાય છે. (૧) હલામણ કોનો પુત્ર, શિયાનો કે ગજકરણનો? (૨) સોન કોની પુત્રી? સોનનું પિયર ક્યા ગામમાં? (૩) હલામણનું મૃત્યુ સિંધમાં થયું કે ધૂમલીમાં? મકરધ્વજવંશી મહીપમાળા પૃ ૪૮ની પાદટીપમાં લેખક નોંધે છે: "રાસમાળાના લેખક કર્નલ જેન્સ ટોડ સાહેબ હલામણને શિયાજીનો પુત્ર ગણે છે. (જુઓ રાસમાળા ભા, ૨ પાનું ૬૫ મુ) ને એ આધારે બીજા કેટલાક લેખકો પણ તે માર્ગે દોરાયા છે. કવિ નથુરામ સુંદરજીએ તો એ જ વાતને આધારે 'હલામણ જેઠવો' નામનું નાટક પણ લખી ભજવાવેલું છે." *

સ્વ. શ્રી. રણજીતરામ વાવાભાઈ મહેતા કૃત 'લોકગીત'ના પુસ્તકના અંતે પ્રગટ કરેલ નિબંધ 'લોકગીત વિષે નિબંધ'ના ૧૨૬મા પાના પર લખ્યું છે: 'હલામણના બાપ શીઆ જેઠવાને આ વાતની ખબર પડવાથી દિકરાને દેશનિકાલ કરે છે......'

અર્થાત્ ગુજરાતી લોકસાહિત્યમાં રસ લેનાર વર્ગમાંથી કેટલાક વિદ્વાનો એમ માને છે કે હલામણ જેઠવાના પિતાનું નામ શિયાજી જેઠવા હતું. પણ સ્વ. શ્રી. જ. કા. પાઠક મકરધ્વજવંશી મહીપમાળાના તે જ ૪૫ પર લખ્યું છે: "તપાસ કરતાં જણાયું છે કે હલામણ એ ગજકરણનો પુત્ર છે, ને શિયાજીનો ભત્રીજો થાય છે. જૂના કાળથી લોકોમા પ્રચલિત થયેલા દુહા અને સોરઠા એ તેનુ સબળ કારણ છે. 'ગજકરણનો બેટડો, ને હલામણ મારૂં નામ...'આ વચન તેવી જ જાતનાં બીજાં પણ વચનો વાંચકો આગળ વાંચતાં જોઈ શકશે.

સ્વ. શ્રી. મેઘાણીએ 'સોરઠી ગીતકથાઓ'માં પૃ. ૧-૨, ૫૨ લખ્યું છે.: "... ત્યાં જેઠવારાજે શિયાજીની પાસે સમસ્યા ધરી. સોનના સૌંદર્યનો ભોગી થવા શિયાજીનું દિલ તરફડતું હતું, પણ પોતે બુદ્ધિનો ગમાર હતો. એનામાં સમસ્યાઓ પૂરવાની શક્તિ ન હતી. એણે કુડ વાપર્યું. પોતાને હલામણ નામનો જુવાન ભત્રીજો હતો. હલામણ ભવિષ્યનો ગાદીવારસ હતો... પણ કાકાને પિતાને સ્થાને સમજનાર આજ્ઞાંકિત યુવક હતો."

સ્વ શ્રી. મેઘાણી આ નિર્ણય પર આવ્યા હોવાનુ સાધન તે આ ગીતકથાના દોહાઓ હોય તેમ માની શકાય. આ મંતવ્યને પુષ્ટ કરતા અનેક દોહાઓ આ ગીતકથામાં સાંપડે છે. ઉ. ત. 'સમજીને ગજકરણના, અમને એસુ દેહ!' કે આ ગીતપંક્તિ જુઓ:

'વરતી દયો ગજકરણના, આણી આપો એહ!

કે આખો આ દોહો પઢો:

'અસુર ભીલા પરપખા, હલામણ મારું નામ;
ગજકરણનો બેટડો, ધુમલી મારું ગામ!'

તો લોકસાહિત્યકારોમાં હલામણના પિતાના નામ કાજે ભ્રમ પેદા થવાને માટે કોઈ મુદ્દો મળે છે આ લોકકથામાં, કોઈ સ્થળે ય?

હા. જ્યારે સોન હલામણની ગોતે ચડે છે ત્યારે દોહાઓ લલકારતી લલકારતી સિંધ ભણી ચાલી નીકળે છે ને તે લલકારે છે:

---

* રાસમાળા અને રાજસ્થાનના ઈતિહાસ લેખકો પ્રસિદ્ધ હોવાથી ઉપરના કથનને રદિયો આપવો જરૂરી ખરો?

'મુઠી ભર્યો શણગાર, 'શિયાનો શોભે નહીં,
હલામણ ભરથાર શિયા અમારો ' સાસરો !'

લોકકથામા આવતા આ દોહાઓના કારણે હલામણ અને શિયાજી જેઠવાનાં સગપણ અંગે લોકસાહિત્યકારો દ્વિધામાં જરૂર પડ્યા હોવા જોઈએ પણ પોરબંદર રાજ્યે તેમના વંશની બધી ઐતિહાસિક હકીકતો અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરેલ ગ્રંથ 'પોરબંદરરાજ ડિરેક્ટરી ભા. ૧'ની પ્રસ્તાવનારૂપે આપેલ છે. તેમા લખ્યુ છે. "Sanghji's grandson Halaman is the hero of a popular Kathiawad romance regarding his marriage with Son, the daughter of Rajsinh Parmar, the chief of Manamora and Balambha After many adventures due to jealousy of his own father including banishment...'

આ કથનનો સૂર એ નીકળે છે કે શિયા જેઠવો હલામણના પિતા થતા હતા, પણ મકરધ્વજ વંશી મહીપમાલાના લેખકે જેઠવાઓની કડીબદ્ધ વંશાવલી આપી છે, તેમા સંઘજી જેઠવાને બે પુત્રો હતા, તેમ કહ્યુ છે, તેમા એક ગજકરણ અને બીજા શિયાજી છતા, "રાણા સંઘજીની હયાતીમાં જ ગજકરણનો સ્વર્ગવાસ થયો; આથી રાણા સંઘજીના અંતઃકરણને કારી ઘા લાગ્યો તેમને સંસાર અસાર લાગ્યો, ને તેથી રાજ્યનો હકદાર હાલોજી મ્હોટા થાય ત્યાં લગી પ્રજાપાલનનો ને રાજ્ય સાચવવાનો ભાર શિયાજીને સોંપી રાણો સંઘજી તીર્થસ્થાનમા જઈ વસ્યા." (મકરધ્વજવંશી મહીપમાલા પૃ. ૪૮)

ગજકરણના ઉલ્લેખો માત્ર લોકકથાના દોહાઓમાં અને મકરધ્વજવંશી મહીપમાલા માં મળે છે અને 'પોરબંદરરાજ ડિરેક્ટરી'માં ગજકરણનો ઉલ્લેખ નથી, પણ પિતાના અપકૃત્યનો ઉલ્લેખ છે. તો તેનો મેળ શિયા જેઠવા સાથે બેસે છે. 'ગજકરણ' શબ્દ ગજકર્ણનુ તદ્દભવ રૂપ લાગે છે. ગજકર્ણનો અર્થ ગણપતિ થાય છે અને શિવ પણ ખરો. જેઠવાઓ શૈવધર્મી હતા. તેથી આ સંબોધન તેમના કુળદેવના નામ પર કરવામાં આવ્યું હશે, તેવું લાગે છે. અને તેનો સ્વીકાર કરીએ તો હલામણ જેઠવો શિયાનો પુત્ર ઠરે

વળી સોન હલામણના પિતાનુ નામ ન જાણતી હોય તેવું પણ ક્યાંથી બને? સોન આવીને ધૂમલીમાં રહી છે, અને તેના લગ્ન અંગે શિયા જેઠવાના દગાની જાણ થાય છે અને હલામણને દેશવટે મોકલી દે છે શિયો જેઠવો, તેની પણ તેને જાણ થાય છે, ત્યારપછી તે હલામણ જેઠવાની ગોતે નીકળે છે, તો આટલા પરિચય પછી તે સ્પષ્ટપણે કહી શકે કે હલામણના પિતા કોણ? તેણે વારંવાર શિયાનો જ ઉલ્લેખ કર્યો છે.

વળી જેઠવાવંશની વંશાવલીમાં માત્ર એક જ રાજા ગજકરણ નામનો થયો હોય એવું સ્વીકારવું પડે, જો ગજકરણને રાજવીના નામ તરીકે સ્વીકારીએ તો. બાકી આખા ય વંશમાં ગજકરણ નામના કોઈ બીજા રાજાનું પગેરૂં જડતું નથી. નામના અંતે 'કુમાર' હોય, તેવા ઠીક ઠીક રાજાઓ જેઠવાવંશમા થઈ ગયા છે, રાજન્ કે રાજા અંતે હોય તેવા પણ અનેક રાજવીઓ આ વંશમાં થઈ ગયા છે 'જી' અંતે આવે તેવા યે રાજવીઓ થઈ ગયા છે 'સિંહ' અંતે આવે, તેવા ય અનેક રાજવીઓ આ વંશમા થયા છે, પણ અંતે 'કરણ' આવતુ હોય તેવો તો આ 'ગજકરણ' જ છે આથી આ નામને આ રાજવંશમા કંઈક અંશે ન સ્વીકારી શકાય તેવુ લાગે છે. અને તેથી સ્વીકારવું પડે છે કે હલામણ શિયાજી જેઠવાનો પુત્ર હતો.

સોનના પિતાનુ નામ કયુ? મકરધ્વજવંશી મહીપમાલાના લેખકે લખ્યુ છેઃ 'બાલંભાના ઠાકોર રાઘસિંહને સોન નામે મહા સ્વરૂપવતી અને બુદ્ધિવંતી પુત્રી હતી.' તે જ લેખકે તે જ ગ્રંથમા પૃષ્ઠ ૪૯ ની પાદટીપમાં કથા આપી છે, તેમાં લખે છે,: '..બાળંભાના ઠાકોર રાઘસિંહને ત્યાં સોનરૂપે જન્મી."

સ્વ. શ્રી. ઝવેરચંદ મેઘાણી ‘સોરઠી ગીતકથાઓ’ મા પૃષ્ઠ ૧ પર લખે છે: ‘મેર જાતિના સોહામણા ધામ બરડામાં મોરાણુ નામે ગામ છે. જૂના કાળમાં ત્યાં મૂળુ રાઢિયો નામે ગામધણી રજપૂત રહેતો. એને ઘેર ‘ઢળકતી ઢેલ્ય’ જેવી, ‘લચી પડતા કોળેલ આંબા’ જેવી, ‘પ્રથમ રંગ પકડતી આંબા-શાખ સરખી’ સોનલદે નામે દીકરી હતી’

‘પોરબંદર રાજ્ય ડિરેક્ટરી ભા ૧’ માં નોંધ્યુ છે.

“Halaman is the hero of a popular Kathiawar romance regarding his marriage with Son, the daughter of Rajsinh Parmar, the Chief of Manamora and Balambha” ‘પોરબંદર રાજ્ય ડિરેક્ટરી’ અને સ્વ શ્રી. પાઠકના મતે બાલભાના રાજપૂત રાજવી રાધસિંહ કે રામસિંહની તે પુત્રી હતી. રાધસિંહ કદાચ ઉચ્ચારણદોષ કે લેખનદોષના કારણે સ્વ શ્રી પાઠકે સ્વીકાર્યું હોય. સવિશેષ સ્વીકારને પાત્ર રામસિંહ હોય. મૂળુ રાઢિયાના નામનો ઉલ્લેખ આખી કથામાં ક્યાં ય આવતો નથી. કદાચ કથા આપનાર લોકસાહિત્યકારે સ્વ શ્રી મેઘાણીને આ નામ આપ્યું હશે અને સ્વ શ્રી. મેઘાણીએ તેનો સ્વીકાર કર્યો હોય.

સ્વ શ્રી. મેઘાણીએ તેને મોરાણા ગામની કહી છે તેમ કહેવાને કારણ મળે છે આ કથાના દોહાઓમા જ. એક સ્થળે આવે છે:

‘હાલો હલામણ દેશમા, સોની બેસાર ચાર,
મોરાણે નાણું માડવો, જુગતે જમીએ કંસાર!’

અને તે દોહાની નીચેની પાદટીપમા સ્વ. શ્રી મેઘાણીએ લખ્યુ છે.: ‘સોન મોરણા ગામની રહીશ હતી.’

અહીં રાજવીના અને રજપૂતકુળમા પ્રવર્તતી લગ્નપ્રથાને જોવી જરૂરી છે. રાજવીઓમા અને રજપૂતોમા ખાડું-ને ઓઝણુ આવે છે અને કન્યાએ માડવા નીચે વરલાડા સાથે ફેરા ફરવાના હોય છે લાડાના ગામમાં હલામણને ધૂમલીના રાજવી સાથે મનમેળ તૂટ્યો છે અને વળી મોરાણુ ધૂમલીથી લગભગ પાંચેક ગાઉના અતરે છે, જ્યા સોન અને હલામણ બંનેના પક્ષના સગા હોય, જેના સાનિધ્યમા લગ્નની આ ક્રિયા પતાવી શકાય. આ કારણે મોરણાના ઉલ્લેખથી અને તે ગામને માંડવા સાથે સંયુક્ત કરવાથી, સોન મોરાણાની હતી એમ માની ન લેવાય. ‘પોરબંદરરાજ્ય ડિરેક્ટરી’માં પણ બાલંભાનો ઉલ્લેખ છે, તે જ સવિશેષ સ્વીકાર્ય છે શ્રી. શિવપ્રસાદ દેશાઈ ‘સૌરાષ્ટ્રનો ઇતિહાસ’માં લખે છે:. ‘બાલંભાના રાજસિંહ પરમારની સોન નામે કુંવરી હતી :પૃ. ૨૨૩. આ કથન પણ મોરાણા ગામનો અસ્વીકાર કરાવે છે,’ વળી સોનના પિતા પરમાર કુળના રજપૂત હતા, અને તેનું નામ રાજસિંહ રાધસિંહ કે રામસિંહ હશે.

આ લોકકથાના નાયકના જીવનનો અંત માટે સ્વ શ્રી. મેઘાણીએ ‘સોરઠી ગીતકથાઓ’મા વિધાન કર્યું છે,. ‘સોને ધુમલીરાજને ફિટકાર દીધો. એના લગ્નકહેણને ને એના મુદ્રીભર્યા શણગારને ઠોકર મારી એ તો વ્હાલા હલામણની શોધે નીકળી છેક સિંધ પહોંચી હલામણને અખાત્રીજને મેળે હાલા ડુંગરે ગયો સાંભળી ભટકતી, ભટકતી, એ ઝૂરતી વિજોગણ હાલે ડુંગરે પહોંચી. પરંતુ એ પહોંચે તે પહેલા તો કોડીલો હલામણ હાલાના મેળામા ઊંચે હીંચકે હીંચકતા પડીને મૃત્યુ પામ્યો હતો સોન પણ એ સાચા પિયુનું શિર ખોળામા લઈ ત્યા બળી મરી’ પૃ. ૨.

આ જ કથાના અંતે સ્વ. શ્રી મેઘાણી નોંધે છે પાદટીપમા - “હલામણ સર્પદંશથી મરી ગયો, જીવતો થયો ને પાછા આવી રાજ કર્યું”, તેવી મતલબનો કશો આધાર આ દોહાઓમાં મળતો નથી આખી કથાનો અંત કરુણતામા જ આવી જાય છે. બીજી અનેક કરુણાંત કથાઓની સાથે આનો અંગ અંગ મળતાં થાય છે એટલે અંત વિષેનો નિર્ણય એ સરખાંપણા પરથી પણ થઈ શકે છે. આગળ વધીને એટલે સુધી કહી શકાય કે કરુણ અંત વિના ગીતકથા જેવું જ લોકકવિને ‘ન લાગ્યું’ હોત *

* સોરઠી ગીતકથાઓ, પૃ ૨૬

આ લોકકથા ઐતિહાસિક હોવાથી કથાના કલા-તત્વને દષ્ટિ સમક્ષ રાખવાનુ તેના સપાદકે ન કર્યું હોય, જે કાઈ ઐતિહાસિક સત્ય હોય તેને જ સ્વીકારીને તેનુ સંપાદન સપાદકે કરવાનું હોય અને તેથી मकरध्वज वंशी महीपमाला ના લેખકનુ મતવ્ય એમાં જોવુ જરૂરી છે. તેમણે લખ્યુ છે ..દેશવટો દીધા પછી સાત વર્ષે શિયાજીનો કાળ થયો સોનરાણી સ્વામીને શોધવા હવે સિધમા ગયા ત્યા બાગજોગે રાણાજીને સર્પ-દંશ થયો હતા, પતિવ્રતા નારીના પુણ્યપ્રભાવે કોઈ યોગીએ રાણાનું વિષ ઉતાર્યું આ પછી પોતાના મોટા ચદ્રસિહને સિધનુ રાજ્ય સોંપી રાણા હાલોજી સોનરાણી સાથે ધુમલી આવ્યા ને ગાદીપતિ થયા † પોરબંદર રાજ્ય ડિરેક્ટરી ગ્રથ-૧ મા નોધ છે he eventually married the lady of his choice leaving his sindh wife in her father's house and reigned happily at home for 10 years after his return to Kathiawad" શ્રી દેશાઈ 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'મા નોધે છે કે, "હલામણને સર્પદંશ થયો, અને વાવને કાંઠે બેભાન થઈ તે પડયો ત્યા તેને શોધતી શોધતી સોન આવી ચડી તે સમયે એક મહાત્મા ત્યાથી પસાર થતા હતા. તેણે તેનુ ઝેર ઉતાર્યું હલામણ તથા સોન પછીથી લગ્ન કરી સિધ તરફ પાછા ગયાં ત્યા તેણે તેનુ રાજ્ય વધાર્યું અને ત્યાના કોઈ ઠાકોરની દેવ નામે કુંવરી સાથે લગ્ન કર્યાં. તેનાથી તેને ચદ્રસિહ અને દેવીસિહ નામે પુત્રો થયા શિયોજી ગુજરી જતા હલામણ આવી તેની ગાદી ઉપર બેઠો "*

સ્વ શ્રી મેઘાણીએ ઐતિહાસિક સત્યને ઉવેખીને કથાના તત્ત્વને તેમના સપાદનમા પ્રાધાન્ય આપ્યુ છે તેમ જ આ બધા પુરાવાઓ પરથી જોની શકાય. સ્વ. શ્રી. મેઘાણીએ કરુણાત માટે વિશેષ આગ્રહ રાખ્યો છે એમ તેમના પોતાના કથન પરથી પણ લાગે છે. સંસ્કૃત સાહિત્યમાં નાટકો માટે मधुरेण समापयेत्નું સૂત્ર પ્રચલિત હતું. અનેક લોકકથાઓના અંત મધુર પણ હોય છે. સ્વ. શ્રી. મેઘાણી સંપાદિત લોકકથાઓમાંથી 'શેત્રુજીના કાંઠે'નો અત મધુર છે. 'સોરઠી ગીત-કથાઓમાં 'મારુ-ઢોલા'ની કથા સુખાંત છે. તેથી સ્વ શ્રી મેઘાણીની દલીલને તેમના સંપાદનની ડીકઠીક કથાઓ વિપક્ષે મહ્રી આપે છે

ટૂંકમા, આવી ઇતિહાસને વળગેલ લોકકથાના સંપાદનમાં સપાદકે ઇતિહાસને દષ્ટિ સમક્ષ રાખીને તેનું સપાદન કરવાનું હોઇ શકે.

પોરબંદર,
તા ૧૨-૮-'૬૪

† પૃ. ૨૪૪

* સોરઠી ગીતકથાઓ. પૃ. ૨૨૪



## ૬. આફ્રિકા

### શાહીવાદી જાતવાદનું કલંક

આ પૃથ્વી ઉપર જ આફ્રિકા નામનો તેનો ખંડ અથવા વિભાગ છે. આ પૃથ્વી પરની માનવ-સંસ્કૃતિની જીંદગીએ ઇતિહાસના પાંચ હજાર વર્ષ પૂરા કર્યાં છે. સંસ્કૃતિની આટલી ઉંમરમાં જ માનવ સમાજની જીંદગી સંસ્કૃતિનાં બે સ્વરૂપોમાં અથવા બે માનવ-સમાજોમાં વહેંચાઇ ગઇ છે. એક વિભાગ પોતાને મુક્ત જગત તરીકે ઓળખાવે છે. આ વિભાગમાં, પશ્ચિમી યુરોપના શાહીવાદી મૂડીવાદી ઘટકોવાળા માનવસમાજો છે, તથા એ ઘટનાનો આગેવાન યુ-એસ-એ છે, એમાં ક્યુબા સિવાયના, અને ઉત્તર અમેરિકાના સંસ્થાનો જેવા તથા તેણે નીમેલા સરમુખત્યારોના શાસનવાળાં લેટિન અમેરિકન રાજ્યો છે. આ ઉપરાંત, એ વિભાગમાં આ મુક્ત જગતના, મૂડીવાદી વર્ચસ્વવાળા, સંસ્થાનો જેવા તથા એ વર્ચસ્વથી તટસ્થ રહેનાર એશિયન આફ્રિકન રાજ્યો છે. બીજો વિભાગ સમાજવાદી વર્ચસ્વવાળી ઘટનાનો તથા, મુખ્ય રીતે, રશિયા, ચીન, અને પૂર્વયુરોપીય સમાજવાદી સમાજોની અસરવાળો વિભાગ છે.

પહેલા વિભાગની ઘટનામાં શાહીવાદી-મૂડીવાદી પકડ નીચેના જે કોઈ પ્રદેશો છે તેમાં માનવસમાજ પરનું ઘોરતમ પીડન, દમન, અને જાતવાદી જંગલીપણાવાળું માનવસમાજનું ઘટક-દક્ષિણ 'આફ્રિકન યુનિયન નામનું છે. અંગ્રેજી શાહીવાદની અસર નીચેના કોમનવેલ્થ કહેવાતા રાજ્યમંડળનું એ સભ્ય છે તથા સંયુક્ત રાષ્ટ્રસંઘનું એ સદસ્ય નથી. આ અઘોર ઘટના, જે સમસ્ત જગત પરનો, અને માનવી સંસ્કૃતિ પરનો, અતિ ઘાતકી તથા ક્રૂરતમ માનવ વ્યવહારનો શરમજનક ડાઘો છે, તેના વર્તન-વ્યવહારનો સાથ કરનારા અને તેની સામેના સભ્ય જગતના પ્રતિકારને કશો સાથ નહીં આપનારા, શાહીવાદી ઘટનાના, અંગ્રેજ અને અમેરિકન નામના બે અગ્રેસર દેશો છે તથા તેમની શાહીવાદી સરકારો છે, અને ત્યાંનો જાતવાદી-શાહીવાદી શાસકસમાજ છે તેને "યુનીઅન ઓફ સાઉથ આફ્રિકા" કહેવાય છે; તેનું સ્વરૂપ આ પ્રમાણેનું છે. એનું ક્ષેત્રફળ, ૪૭૧, ૯૦૭ ચોરસમાઇલનું છે. એના ચાર પ્રાંતો છે, કેપકોલોની, ટ્રાન્સવાલ, નાતાલ, અને ઓરેન્જ ફ્રીસ્ટેટ. એમાં કુદરતે ધનદોલતના ભંડારોવાળી સોનાની, હીરાની, કોલસાની, લોખંડની તથા યુરેનીયમની ખાણો દીધી છે. એની કુલ વસ્તી ૧૨૦૦૦,૦૦૦ છે, તેમાં વીસ લાખ યુરોપીઅનો છે. યુરોપખંડથી

અરધા જેટલો આ આફ્રિકન દેશ છે.

એકલા ગોરાઓની બનેલી સરકાર આ દેશપર જે શાસન કરે છે, તેનું "એપારથીડ" અથવા જાતવાદીરૂપ જગતભરમા જાણીતું બન્યું છે. આખા આફ્રિકાખંડને ગુલામ બનાવી દેવા જ્યારે યુરોપના શાહીવાદે આ ભૂમિપર આક્રમણ કર્યું ત્યારથી અંગ્રેજી શાહીવાદની ઘટના ઈ. સ. ૧૯૦૨ થી આ કમનસીબ દેશ પર વીશ લાખ ગોરાઓની શાસન વ્યવસ્થા બનીને બેસી ગઈ, તથા તેની સમૃદ્ધ ધરતીનું ભયાનક શોષણ કરનારી, જાતવાદી-મૂડીવાદી-શાહીવાદી ઘટનાનુ ઘોરતમ દમનરૂપ આ ધરતીપરના સમસ્ત માનવોપર આરંભાયું.

આ સ્વરૂપે શરૂ કરેલી શાસનવ્યવસ્થાનુ સરકારતંત્ર બસો સભ્યોની પાર્લામેન્ટનુ બન્યું; તેમા, પેલા વીસલાખની જાલીમ એવી ગોરી ઘટનાના પ્રતિનિધિઓની સંખ્યા એકસોને પંચાણુની બની તથા તેમણે જ નીમેલા કાળા પ્રતિનિધિઓ પાચ નક્કી થયા આ સરકાર-તંત્રની અંદરની નીતિ, તમામ કાળા માનવોને સર્વાંગી રીતે ગુલામ બનાવનારી, જાતવાદી નક્કી થઈ તથા એની પરદેશનીતિ, અંગ્રેજી-અમેરિકી શાહીવાદી ઘટનાને અનુસરવાની બની.

આવી માનવસંહારક સરકાર-ઘટનાની વ્યવસ્થાનું એક મુખ્ય સ્વરૂપ "રીઝર્વ" પ્રથા કહેવાયુ. તથા બીજું 'કમ્પાઉન્ડ' પ્રથા કહેવાયું. પહેલી પ્રથા પ્રમાણે આખા દેશપરની તમામ જમીનો તથા વસ્તીઓ મૂળ વતનીઓ પાસેથી પડાવી લઇને તે ગોરા સમાજને આપી દેવામા આવી, તથા કાળા માનવોને માટે ફળદ્રુપ નહીં તેવા વેરાનો જીવવા અને રહેવા માટે દેવાયા. દશ લાખ ગોરાઓ એંશી ટકા જેટલી જમીનોના મોટા માલીકો બની ગયા, તથા સાઠ લાખ કાળાઓને વેરાનો પર તેમણે વસવાની ફરજ પાડી

આ શાસન-ઘટનાએ આ ધરતીપરના સૌ માનવોને ભયાનક ગરીબાઇમાં જકડી રાખનારા, ભયાનક અપમાનો અને પીડનોના સતત દોર ચાલુ કરનારા, અને ઉદ્યોગ-ઘટનાની ખાણોમાં અમાનુષ ક્રૂરતા નીચે કામ કરનારાં ગુલામો ઘડનારા કાયદાઓ પસાર કર્યા. આખો દેશ કાળાં માનવો માટે પરાજીત યુદ્ધકેદીઓની છાવણી જેવો બની ગયો, તથા આખી ધરતીપરના એકેએક ઘરસંસારની ઘટના અપરાધી કેદીઓની કારાગાર કોટડીઓ કરતાંય બદતર બની ગઈ. આ બનાવટનું રૂપ ઘડનારા કાનૂનોનાં નામ નેટીવ લેન્ડસ એકટ, માસ્ટર્સ એન્ડ સરવન્ટસ એક્ટ, કલરબાર એકટ, ઇન્ડસ્ટ્રીયલ કનસીલીએશન એક્ટ, પાસ લૉ, વગેરે કહેવાયા. આ ઘોર ઘટનાના કાનૂનોમાં પેલા, પાસ લૉ વડે આખો આફ્રિકન સમાજ એક ભયાનક કારાગારની વંડીઓમાં ફરતો ક્રૂરતમ યાતનાઓ નીચે કચડાવા માડયો. આ ઘટનાએ આ કાનૂનો કેવળ પીડન અને શોષણના હેતુવાળા ઘડયા. કાળાં માનવોની સારવાર કે ભણતરના અધિકારોનો એકે કાનૂન અહીં ઘડાયો નહીં.

જેવી ભયાનક ઘટના, અમેરિકામાં વેચાએલાં કરોડો કાળા માનવો પર દક્ષિણ અમેરિકાના મુક્ત જગતમા રચાઈ હતી તેવી, અહીં આફ્રિકન પંડનાજ દક્ષિણ દેશપર સરકાર બનીને શરૂ થઈ ગઈ. આ ઘટનાના કાનુનનો ભંગ ફટકાઓ પામવાને તથા દેહાત પામવાને લાયક ગણાયો. આ ઘટનામાં ચાલતી મજુરીએ નહીં જવાનું કાર્ય કે હડતાલનું કાર્ય વધ પામવાને લાયક અપરાધ મનાયો.

આવી અરધા સૈકાથી શરૂ થઈ ચૂકેલી આ સીતમ-ચક્કી નીચે કચડાતી, રિબાતી અને પિસાતી, દક્ષિણ આફ્રિકન જનતાએ પ્રતિકાર શરૂ કર્યો. ઇ. સ. ૧૯૬૦મા શાર્પવીલેમા ભેગી થએલી માનવ મેદની પર પોલીસે, જલીયાવાલા બાગને ભુલાવે તેવી, કતલ ચલાવી, પરન્તુ પ્રતિકાર ચાલુ જ રહ્યો. આ પ્રતિકાર કરનારી લોકસંસ્થા આફ્રિકન નેશનલ કોંગ્રેસ કહેવાઈ તથા સરકારે આ સંસ્થાને ગેરકાયદેસર જાહેર કરી. પછી આ ગેરકાયદેસર સંસ્થાના, આગેવાન મેન્ડેલા, બીજા સાત નેતાઓ સાથે, ગિરફતાર થયા.

જ્યાં ઇન્સાફની સભ્યતાનું ન્યાયરૂપ ખતમ થઈ

ગયું હતું તેવી શાસન ઘટનાના પ્રીટોરીયામાં ન્યાયનું જાતવાદી ષડયંત્ર યોજાયું. પ્રીટોરીયા નગરના મધ્યમાં દેવળના ચોકમાં રીસુર્લુ નામના એક પકડાએલા નેતાની પત્ની, આફ્રિકન માનવોના એક મોટા ટોળાની આગેવાની લઇને, પેલા વેરાન જેવા નગર ચોકમાં આવી પહોંચી. આફ્રિકન વિમુક્તિનું રાષ્ટ્ર ગીત ગાતી આ વીરપત્ની સાથે આવેલાં કાળાં માનવોએ સરકારી ઘોર ઘટનાના સશસ્ત્ર પોલીસો તથા શિકારી કુતરાઓની વચ્ચે, માનવીય સભ્યતાનું વિમુક્તિનું ગુંજન કરતાં કરતા, મોતના પડછાયાઓની પરવા વિના, "પેલેસ ઓફ જસ્ટીસ" કહેવાતી જાતભેદી ઈન્સાફની કલંકિત કચેરી તરફ કૂચ કરી. રીવોનીયા–મુકર્દમા તરીકે નામીચો બનેલો આ ખટલો, મહિનાઓથી લંબાતો, આખરે ૧૯૬૪ના જૂનમાં પ્રવેશ્યો હતો.

આખા એશિયા અને આફ્રિકાના બધા દેશોમાથી, આ આઠે નેતાઓને છોડી દેવાનો અનુરોધ થયો. રાષ્ટ્રસંઘે પણ તેમની વિમુક્તિનો ઠરાવ ઘડયો અને યુનોના મહામંત્રીએ આ આગેવાનોના છૂટકારાની અપીલ કરી. દક્ષિણ આફ્રિકન કહેવાતા ભૂમિદેશ પર, આક્રમણખોર શાહીવાદી ઘટનાએ આખા આફ્રિકન ખંડ પર આદરેલા અત્યાચારની રીતે લઈ લીધેલા કબજા પછી, એ જ ઘટનાની વીસ લાખ જેટલી ભૂતાવળે ત્યાં મુકામ માડી દીધો હતો. હવે એણે એ ભૂમિખંડ પરના આ દક્ષિણ દેશપર પોતાની જાતવાદી જમાવટ પછી, એજ ભૂમિની જનતા માટે આખા દેશને કારાગારમા પલટી નાખ્યાં પછી, એ સમસ્ત જનતાની જીંદગીને ગુલામીમાં જીવવાના પૈશાચિક કાનૂનો ઘડી દીધા હતા તથા એ કાનૂનો વડે શાસન કરનારી પોતાની ગોરી જાલીમ ઘટનાનુ નામ સરકાર પાડી દીધું હતું. હવે આ સરકારે હીરા, સુવર્ણ અને બીજી સંપત્તિથી ભરપૂર એવી આ ભૂમિ ઉપર શરૂ કરેલા લાખ લાખ પીડનો સામે પુકાર કરતા શ્યામ વર્ણવાળા વતનીઓના આઠ દીકરાઓને, તેમનો ન્યાય જોખવા માટે, ખડા કર્યા પરન્તુ જગતભરનાં માનવોએ; આ ગોરી પાશવતાને પડકારી. એટલે આ આઠેને દેહાંત દેનારી પાશવતા જરાક પાછી પડી અને તેમને દેહાતને બદલે જન્મટીપનો દંડ દેવાનું નક્કી થયું.

કોણ હતા આ આઠ અપરાધીઓ? દક્ષિણ આફ્રિકાની જ નહીં, અને આફ્રિકા કહેવાતા એકલા એક ભૂમિખંડની જ નહીં. પરંતુ સમસ્ત ભૂલોક કહેવાતા પૃથ્વીલોક પરની સમસ્ત માનવજાતની માનવીય અનુકંપા વડે ઓતપ્રોત બનેલી, માનવીય સંસ્કારની તદરૂપતા સમી, આ માનવવશીય રૂપદર્શનની પ્રતિકાર છબી હતી. ઇતિહાસની બધી સંસ્કૃતિઓની મૂલ્યકણિકાઓમાથી ઘડાયા હોય તેવા શ્યામ રંગની તેજોમય છાયા બનેલા આ માનવ પુંગવોએ પેલી ઘોરતમ ઘટનાની નાબૂદીનો પડો બજાવ્યો હતો અને એ સિતમ ચક્કીની યંત્રજાળને ખોટકાવી નાખવા તેમા જાતસમર્પણનો નિરધાર ધર્યો હતો. એ નિરધારનો જ અમલ કરવાની એકમાત્ર કારવાહીને હાથ ધરવાની પ્રગલ્ભ નિખાલસતાનો ઉચ્ચાર કરીને તેમણે કહ્યું હતું કે આ અમાનુષ એવી જે તમારી શાહીવાદી જાતવાદી ઘટના છે તેનો નાશ કરવા સિવાયની બીજી કોઈ કામગીરી અહીંથી મુકત થઇએ તો પણ અમે હાથ ધરવાના નથી.

આખો દક્ષિણ આફ્રિકી ખંડ દક્ષિણ દેશની શ્યામ જનતાના જનરૂપમાં પ્રકોપ કરીને ન્યાય માગતો હતો. ન્યાય દેવાની કોઈ લાયકાત, આ ભૂમિમાતાની ભૂલોકી ઘટના, પોતાને મુકતજગત કહેનારી અને પોતાની જાતને લોકશાહી જેવા શબ્દસાથે જોડનારી પેલી શાહીવાદી ઘટનાએ પ્રાપ્ત કરી નહોતી. આવી પીડિત માનવજાત પર બેઠેલી પીડક ઘટના, આ શાહીવાદી કોચલાનેજ સાપડી હોવાથી, તેને થ ભાવી દેવાની એકે આવડત એના પતિત આવરદામાથી હજુ ઊપજી શકી નહોતી. ઊલટાની આ ઘટના તો, આ પૈશાચિક દેખાવને માનવજાતના પ્રકોપથી બચાવવા તેનાપર ઊતરતા બહિષ્કારના આયુધને પણ બુઠ્ઠું બનાવી દેવાની યુકિતઓ રચતી હતી આ ઘટનાનીજ અંગ્રેજ-અમરિકી-ફ્રેન્ચ આગેવાની તેનો આર્થિક બહિષ્કાર કરવાના રાષ્ટ્રસંઘના નિર્ણયનો વિરોધ કરતી હતી.

એટલે, આ સ્મશાનભૂમિખંડપર ઊતરેલી પેલો જાતવાદી-ઘોરતમ ઘેરો, અને એ પોલાદી દિવાલમાં જકડાએલો દક્ષિણદેશ માનવજાતે અને માનવ સંસ્કૃતિએ ઊભી કરેલી, માનવીય ઇન્સાફની ઘટના પાસે પણ ન્યાય માગવા પ્હોંચી શકતો નથી માનવજાતની એવી કોઈ કચેરી માનવીય ઇન્સાફની વ્યાસપીઠને આજે ધારણ કરતી નથી કે જેની પાસે દાદ મેળવવા આ ભૂલોકપરનો કોઈ પણ માનવ-સમાજ પહોચી શકે. ત્યા પહોચવાના બધા માર્ગોપર શાહીવાદી ઘટનાની ઘોર ચોકીઓ હજુ ગોઠવાએલી છે. માનવીય ન્યાયાસન પાસે રજુ થઈ શકવાના રસ્તાઓ ઉપર સ્થળપર અને જળપર હજુ આ ઘોરતમ ઘટનાના લશ્કરી થાનકો અને સાત સાત કાફલાઓ ગોઠવાએલા છે.

અને શાહીવાદી એવી આ ઘોરતમ ઘટનાનો ઘડવૈયાઓ, ચાલકો, પાલકો, તથા તેનાં લાલનપાલનના બધા બુદ્ધિલીલાવાળા હાલરડા ગાનારા ગેલબ્રેથો અને સ્ટીવનસનોને ખબર છે કે દક્ષિણ આફ્રિકા પર તાડવં કરતી તમિસ્ત્રાની કાળી કારવાહી, જે માનવી ચામડીના બધા કાળાર ગો કરતા અતિઘણી અંધારાવાળી ઘટના છે તે પોતે, પોતાને ત્યાની શાહીવાદી ઘટનાની જ એક અખંડ અને અવિભાજ્ય એવી, એકજ જાતની અને એકજ મૂલ્યવાળી રચના છે! તેથી જે કોઈ અદાલત એ કાળોતરી કારવાહીને, ન્યાયના પિંજરામા ખડી કરે તો તે જ પિંજરમાં, અમરિકી શાહીવાદી એવો સમાજ પોતાની મુક્ત જગતની બધી કારવાહીઓની, વિમુક્ત વિહારની અપરાધી રેંટમાળ સાથે હાજર થએલો દેખાઈ જતો હોય છે

પરંતુ મેન્ડેલાની માનવ મડળીને ઇન્સાફ દઈ શકનારી, અને તેના સામા પક્ષે સંહારઘટના બનેલી, દક્ષિણ આફ્રિકાની ગોરી સરકાર મડળીના અપરાધોને દંડ દઈ શકનારી, આજે તો કોઈ અદાલત આ ભૂમિમાતાએ ધારણ કરી નથી.

એટલે જ આજે રાષ્ટ્રસંઘ કહેવાતી વિશ્વસંસ્થા વિશ્વના નામમાં, અને સર્વદેશીય રીતે આ દક્ષિણ આફ્રિકન ઘટનાને ધિક્કારી કાઢવાનો-અભિપ્રાય ઉચ્ચારી શકે છે, પરન્તુ તેની પાસે, આજે એવો કોઈ એથી આગળનો જીવતો કાનૂન નથી કે જે, પોતાના ન્યાયનિર્ણયનો, અમલ, જ્યાં અપરાધ ભજવાય છે ત્યાં, જઈને કરી શકે.

એટલે જ આવા અમલમાં એક નમ્ર તરીકા જેવી પેલી અપરાધી ઘટનાના આર્થિક બહિષ્કારની વાત જ્યારે રાષ્ટ્રસંઘની સમિતિએ ઉચ્ચારી, ત્યારે તેના અમલમાં અચલાયતન જેવું રોડું બનીને ઊભેલી, અમરિકી આગેવાનીવાળી શાહીવાદી મુક્ત જગતની ઘટના આબેહૂબ દેખાઈ ગઈ, ત્યારે રાષ્ટ્રસંઘ જેવી ઘટના પણ નિઃસહાય લાચારી દાખવતી ઊભી

દક્ષિણઆફ્રિકા, કહેવાતી આ ભૂમિ પર ચાલતી પીડક કારવાહીને રોકી પાડવા માટે, રાષ્ટ્રસંઘ કહેવાતી વિશ્વસંસ્થા પાસે જ્યારે લશ્કરી પગલાં લેવાનો વિચાર રજુ થયો ત્યારે, માનવીની આઝાદી માટેની હીલચાલો પર ત્રાડ દેવાની કારવાહી લઈને, પૃથ્વી પરની "પૅરેલેસી" પર પહોંચી જતી, અને એ જ ખડના કોંગો નામના દેશની વિમુક્તિની હીલચાલને શિકારીની અદાથી પિંખી નાખતી, આ વિશ્વસંસ્થા પર પણ પકડ જમાવી ચૂકેલી શાહીવાદી ઘટના કહેવા માડતી હતી કે, પણ દક્ષિણ આફ્રિકા પર લશ્કરી ઉતરાણ કરવાનો એક પણ માર્ગ જ છે ક્યાં! એની એક સરહદ પર દક્ષિણ રોડેશિયા છે, બીજી બે પર વલંદાઓની પ્રાદેશિક માલિકી છે, ત્રીજી પર કોંગોનું શોભે રૂપવાળું મુક્તરાષ્ટ્ર છે કેવી છે આ કમનસીબ ભૂમિને ઓતરાતી શાહીવાદી ઘટનાએ જ ધારણ કરેલી, આ બધી અપરાધી સરહદો! આ ઓતરાતા માનવ અપરાધની આંટી ઘૂંટીઓ, માનવ વિમુક્તિની બધી કાર્યવાહીને જ નહીં પરન્તુ બધા ખ્યાલો, વિચારો, અને વાંછનાઓનો પણ ઘાત કરતી ત્યાં આજે ભૂતકાળના પરવાના લઈને ગોઠવાએલી છે.



આલ્બર્ટ હુતુલી નામના એક નોબેલ પારિતોષિક મેળવનાર દક્ષિણ આફ્રિકન મહાનુભાવે, આ રાષ્ટ્રસંઘની બેઠક પાસે પેશ આફ્રિ પર ફટકારાએલી જન્મટીપ, એટલે, આ આફ્રિ જણ માટે એ જાતવાદી શાહીવાદી સરકારના નરકાગારથી બદતર કારાગારમાં જીવનતકના મોતની યાતનાઓમાં ગૂમ થઈ જવા વિના બીજું કશું નથી તે રજુ કર્યું. તથા આ રજુઆત કરતાં આ આફ્રિ જણ જે માનવજાતની બધી સંસ્કારમયતાના પ્રતિનિધિઓ છે, તેમનો છુટકારો કરવાની કારવાહી ચલાવવાની વિનતી કરી * તેણે કહ્યું કે "જન્મટીપ પામેલા આ ભૂમિના આ આફ્રિ દીકરાઓ, દક્ષિણ આફ્રિકન રાજકીય જેહાદના નીતિશાસ્ત્ર અને નૈતિક વ્યવહારના ઉચ્ચતમ તત્વોના પ્રતિનિધિઓ છે તથા દંડાઈ ચૂકેલા નૈતિકતત્વના આ જીવન્તરૂપો, કારાગારના સમયગાળા સુધી જીવતાં નહીં રહી શકે"

* "The sentenced men" represent the higest in morality and ethics in the South African political struggle. This morality and ethics has been sentenced to an imprisonment it may never survive Their policies are in accordance with the deepest international principles of brotherhood and humanity. Without their leadership brother*hood of humanity may be blasted out of* existence in South Africa for Long decades to come When they are locked away, justice and reason will have departed from the South African scene"

ત્યારે પશ્ચિમી સંસ્કૃતિની અને પશ્ચિમી સભ્યતાની છલનાવાળા પ્રચારરૂપની અંગ્રેજી-અમરિકી એની શાહીવાદી જગતની મુક્ત વિશ્વ નામધારી ઘટના છે તેની અંગ્રેજી ભૂમિપરનુ મૂડીવાદી ખાખુ જે મૂડીવાદનું જ "ગારડીયન" હોય છે તે ગારડીયનનો ૧૬મી જૂનનો તંત્રી લેખ, પોતાની સરકારની બેશરમ બનેલી કારવાહીની ટીકા કરતાં લખે છે કે,

"Where ever the world-wide revulsion Against South Africa is made articulate Britain's voice is the feeblest. Whereever plans are discussed to end the subjection of black South Africans Britain counsels; dely, restraint vacillation. In the commons yesterday Mr Butler was willing to applaud whatever protests were made outside about the Mandela trial, but he would not allow official representations to go forward from British government. In the Security Council Sir Patrik Dean once more argued against a course of action (this time the study *of economic sanctions*) *without having* anything to offer in its place but the tired thought that time heals all things.

Last week the government's grounds for refusing to condemn South Africa for the abhorrent panoply of laws that led to the treason trial was not yet over. This week, when the trial is over and the sentences have been announced, the excuse is that the appeal may be pending A punny excuse it is, alongside the massive injustice which South African legislation is designed to support. **The nicities, legal and diplomatic, are desirable in a civilised country: they reflect and embody all *that makes it civilised. But they* are tragically inappropriate in a tyranny on the South African *Scale*"

[The Guardian-June 16-1964. London]



કોણ છે આ મેન્ડેલા? આજે મહાનુભવોમાં આગેવાન કહેવાએલો આ તરુણ, આફ્રિકાની આ દક્ષિણ ભૂમિદેશની વિમુક્તિ માગતી રાષ્ટ્રિય સંસ્થામાંનો એક અગ્રેસર છે. આફ્રિકન જનતાના પીડિત જમાનાઓએ જન્માવેલા આ મહામાનવીનું અંતર એના રૂપાળા કહી શકાય તેવા કલેવર જેવું જ સુંદર અને સુરમ્ય છે. એની માગણી કાળાં માનવોની જ વિમુક્ત ઘટના માટેની નથી પરન્તુ કાળા, ગોરાં અને ઘેરાં સૌ માનવરંગોની સમાન એકતાવાળી જીવનપ્રથાનું શાસન આ ભૂમિ પર રચવા માટેની છે આ માગણીની નીતિમત્તા ન્યાયસરતા તથા માનવીય અનુકંપા વડે તદરૂપ બનેલું આ માનવરૂપ હજુ તો ભણતું હતું. આ શ્યામ વિદ્યાર્થી, લંડન યુનિવરસીટીમાં આપવાની કાયદાશાસ્ત્રની પરીક્ષાની તૈયારી કરવાની સાથોસાથ, માનવીય કાનૂનનો ઈન્સાફી સંગ્રામ જ્યા આકાર ધરતો હતો તેવી પોતાની ભૂમિમાતા પર ચાલતી અગ્નિ પરીક્ષામાં પણ પસાર થવાની તાલીમ લેવા માંડ્યો હતો. એટલે એ છૂપો રહેતો હતો.

પરન્તુ શિકાર ઘટનાવાળી જાતવાદી શયતાનિયત જે આ ભૂમિપર ગોરી વસાહતવાળી પરદેશી સરકાર બની હતી તેણે એને શોધી કાઢ્યો, અને બીજા સાત આગેવાન સાથીદારો સાથે ગિરફતાર કર્યો ત્યારે, સોમ-મંગળે, એ લંડન યુનિવરસીટીને મોકલવાનાં છેલ્લા પરીક્ષાપત્રો લખતો હતો, બુધવારે આરામ કરતો હતો, પણ ત્યાં તો ગુરૂવારે, એને પકડી પાડીને, માનવ અબૂધતાની ઘોર ઘટનાનું હિંસકરૂપ એને અગ્નિપરીક્ષાની ચેહપર ચઢાવી દેતું હોય તેમ અપરાધી કહીને ઊભું કરતું .... દિવસો પછી દિવસો વહેતા સિતમોમા એને ઝુલાવતું આ પીડનરૂપ એની તરુણ જીંદગી પર, આજીવન કારાગારનો દંડ ફટકારતુ હતુ.

આફ્રિકન જીંદગીનો એક વધારે ભાગો પીંખી નાખીને, એ જીંદગીના સુરમ્ય અંકુરને શેકી નાખનારા શિકારીની પાછળ, વીની નામની એની તરુણ પત્ની ધા નાખતી હતી, અને એના બાળકો સમેત આ તરુણ પુંગવના કાર્યને જ સર્વસ્વ સ્વાર્પણ કરવાનો શપથ લેતો આ માનવીઅંતરનો પંખીમાળો કકળાટ કરતો કલરવતો હતો. ત્યારે, એ મહા તરુણની મુલાકાત લેવા આવનાર, અંગ્રેજી શાહીવાદી ઘટનાના પાટનગરના એક મોટા ધર્મ-મિનિસ્ટર રેવરન્ડ-એ-ડબલ્યુ, અલેકસેવેલને મેન્ડેલા કહેતો હતો, "વીનીને ધીરવણ દેજો, મારા મોટા દીકરાને, ભૂગોળનાં પાઠ્યપુસ્તકો અપાવજો, અને..!" બીજું એને કશું કહેવાનું નહોતું... એ ભાવિમા પ્રવેશ કરવા માટે સંપૂર્ણપણે તૈયાર હતો. પછી પેલા ધર્મખાતાના મિનિસ્ટરે જ્યારે આ તરુણની વિદાય લેતાં પ્રાર્થના કરી ત્યારે આ પ્રાર્થનાના અર્થને ક્રુસના રૂપમાં ખાંધ પર ધારણ કરવાની અદકી ઉંચાઈ પેલા શ્યામલ માનવરૂપની પૂરવાર થઈ અને ઇતિહાસની માતાએ પેલી પ્રાર્થનાનો અભિનય કરવાવાળી સંસ્કૃતિને, તેની પોતાની જાતને જોવાનું અને ઇતિહાસના મૂલ્યાંકનને ફરીવાર મૂલવવાનું દર્પણ આ પશ્ચિમી જાતની ઘેર ઘટના સામે ધર્યું. પેલા ધર્મના ઇસાઈ મિનિસ્ટરે આ મહામાનવ વિષે અભિપ્રાય આપતાં કહ્યું, "He is signally free from rancour, but the iron is in his soul, and I am sure it is long since he practised religion in a formal way."

એવા અભિપ્રાયને ધારણ કરતા પેલા ઇસાઈ ધર્મના મિનિસ્ટરને, તેના લાંબા ઝભ્ભાની ફફરાતી પાંખ વડે પકડી રાખવાનુ મન, જાણે ઇતિહાસનો ઇસુ કરતો દેખાયો, અને અતિનમ્ર છતા, આ માનવીય અનુકંપાનુ ઇતિહાસમૂલ્ય, એ માનવંતા મિનિસ્ટરને, પીડિત માનવોનો કરોડકંઠી કકળાટ કરતુ પૂછતું હતુ કે, 'ભલા રેવરન્ડ ફાધર બોલ તો ખરો કે, "ફોરમલ" કેવળ "ફોરમલ," કોણ છે! પોતાના કંઠમાના સુવર્ણ ક્રુસને સાચવી રાખનારી ક્રિયાકાંડી ઘટના, કે પોતાના આત્મા સાથે લોહી ઝરતા લોહક્રુસને જડનાર મેન્ડેલા?"

પછી દરિયાપારના દેશોમાંથી આવેલી મેન્ડેલા અને તેના સાથીદારોને મુક્ત કરવાની, બધી

વિનંતીઓનો અનાદર કરતા વરવુ' પેલી પાર્લામેન્ટ કહેવાતી જાતવાદી શાહીવાદી ઘટનાને કહ્યું, "યુનાઈટેડ સ્ટેટસની સરકાર જે કોઈ પણ સામ્યવાદી જાસુસને વિંધી નાખે છે, તથા બ્રિટનની સરકાર પણ જે સામ્યવાદીને પકડે છે તથા શિક્ષા કરે છે, તથા પશ્ચિમી મુક્ત જગતનો કોઈ પણ દેશ સામ્યવાદની સાથે જે વર્તન કરે છે, તે જ વર્તન ને યોગ્ય એવા આ રીવોનીયા–મુકર્દમા અંગે, સાઉથ આફ્રિકન સરકાર કોઈ પણ દબાણને સ્વીકારશે નહીં. આ મુકર્દમા સામે મંડાએલો બધો ઉહાપોહ વિશ્વવ્યાપી સામ્યવાદી ઉહાપોહ છે.

"એની ખૂલ્લી સાબીતી એ છે કે, સામ્યવાદી રાજ્યો અને સરકારોએ આ લોકોને મારેનો રેકો જાહેર કર્યો છે"

પછી રીવોનીયા–મુકર્દમાના જજમેન્ટને સાભળવા પ્રીટોરીયાના કાળાં માનવોનો એક સમુદાય, ચર્ચ સ્કવેરમાં, ન્યાયમહાલયની બહાર જમા થયો પોલીસે પોતાના શિકારી કુતરાઓની સાથે આ સમુદાયોને વીંટી લીધા. પછી ટ્રાન્સવાલનો મહા-ન્યાયાધીશ કવાર્ટસ-ડી-વેટ પેલા આઠે જણ પર જજમેન્ટ બોલ્યો: "અપરાધીઓ" આ જજમેન્ટ સાથે અસંમત બનવાની માનવીય અસ્મિતાને ધારણ કરીને એવાજ મહા-ન્યાયાધીશ પેટને વિરોધ કર્યો. આ વિરોધને નકારી કાઢતી ન્યાયાધીશોની મંડળી વતી, એટર્ની જનરલ યુટુરે પૂછ્યુ, "તમે કોમ્યુનીસ્ટ છો!"

પેટને કહ્યું, "ના"

"તો તમે 'સફરી સાથીદાર' છો?" પાછો યુટુર બોલ્યો.

એટલે શું તેનીજ મને ખબર નથી," પેટન હસ્યો · "છતાં હું તે પણ નથી."

પણ પાછો યુટુર બોલ્યો: "પણ તમારી આતો વર્ણીક રાજદ્રોહ નથી?"

"એ રાજદ્રોહ નથી" પેટને કહ્યું

"પરંતુ એપારથીડ સામેનો એ દ્રોહ નથી?"

પેટને ઈન્કાર કર્યો અને પછી, ચર્ચસ્કવેરમાં ઉભરાયેલા કાળાં માનવોની વચ્ચેથી આફ્રિકન ધરતીની વિમુક્તિનું ગીત ધરતીમાંથી ઊછળી ઉઠયું અને જોતજોતામાં, એ ગીતની ગિરા જેવા ઝંડાઓ ફરકી ઊઠયા અને માનવ સમુદાયનો કંઠ, નીકોસી... સીકેલેલ...ઈ... આફરીકા!"નો પુકાર કરતો સંભળાયો

આઠે અપરાધીઓને આજીવન 'કારાગારમા દફનાવી દેવા લઈ જવામા આવ્યા ત્યારે મેન્ડેલાએ પોતાની દીકરીને તથા વીનીને અને સીસુલુએ પણ પોતાની પત્નીને, છેલ્લી વાર જોઈ લેવા નજર લંબાવી મેન્ડેલાએ પોતાનો પડછંદ બાહુ ઊંચો કરીને સૌની વિદાય માગી, તેના જવાબમાં હોય તેમ ચર્ચસ્કવેરની માનવમેદનીમાથી એક મોટો ઝંડો ઊંચો ચઢયો, તથા તેના પર લખાયેલા શબ્દો બોલી ઊઠયા, "અમે જીવતા હોઈશું તો તમે કારાગારમાં સડતા પડયા નહીં જ રહો!"

આ રીવોના મુકર્દમાએ, જગતભરનું ધ્યાન આ શાહીવાદી જાતવાદીની ઘોર ઘટના તરફ ખેંચ્યું. આ મરજીવાઓને મુક્ત કરવાનો ઠરાવ, સલામતી સમિતિમા રજુ કરનાર આફ્રિકન દેશોને, રાષ્ટ્રસંઘના મહામંત્રીને, આ લોકોને મુક્ત કરવાની અરજ ગુજારનાર પોપને, શાહીવાદી વર્ગીય ઘટનાની. સરકારોવાળા, અંગ્રેજ અમરિકી દેશની માનવતાવાદી અનુકંપાને, . સૌને પેલી કાળોતરી ઘટનાનો, જાતવાદી ફાસીવાદ, 'સામ્યવાદીઓ' કહેતો સંભળાયો હિટલર, મેકાર્થી, ડલેસના ગયા પછી પણ, બધી ઈન્આરી વાતને સામ્યવાદી પ્રચાર કહેનારું જાતવાદીરૂપ જગતે નજરોનજર દીઠું. આખા જગતે જ્યારે આ દેખાવનો પ્રતિકાર કરવાની નૈતિક-હિંમતને ધારણ કરી ત્યારે જ, જાતવાદી શાહીવાદી ઘટનાનું અમરિકી અને બ્રિટીશ સરકારનું કોકડુ કુચવાતું કહેતું હતું, "પરન્તુ દક્ષિણ આફ્રિકન સરકારનો આર્થિક બહિષ્કાર કરવાની વાતનો અમે વિરોધ કરીએ છીએ. એ વાત અમારે ગળે ઊતરતી નથી" કારણ?

કારણ સાફ હતું એ જ કારણને ધારણ કરીને તો તેમનું "ટાઈમ" નામનું છાપું, આ

મુકદ્દમાની નોંધ લખતું કહેતું હતું, "પરંતુ સરકારનો અભિપ્રાય જુદો હતો, એટલે કાળા પોશાક અને રાતા પોશાકમાં શોભતા વડા ન્યાયાધીશ ક્વાર્ટસ-ડી-વેટ પવિત્ર ગંભીરતાપૂર્વક જજમેન્ટ આપી દીધું. મેન્ડેલા અને બીજા સાત જણ ગુનેગારો પુરવાર થયા હતા. વિચિત્ર તો એ હતું કે આ ગંભીર ચૂકાદો વંચાતો હતો ત્યારે જાણે પોતાનો ભારે વિજય થયો હોય તેમ પેલા મેન્ડેલા કે જે "કાળા પીંપરનેલ" તરીકે જાણીતો છે તે કાળા પીંપરનેલે અટ્ટહાસ્ય કર્યું."

અમરિકી શાહીવાદી ઘટનાએ જ આ દક્ષિણ આફ્રિકન ઘટનાનો પક્ષ કર્યો તથા તેની સામેના આર્થિક બહિષ્કારનો તેણે અસ્વીકાર કર્યો તથા એ ઘોર ઘટનાનો વિરોધ તેના ગળે ઊતરી શક્યો નહીં, કારણ કે, આ વિશ્વશોષણ કરનારો જાતવાદી શાહીવાદનો દંદ, દક્ષિણ આફ્રિકાની હીરાની સોનાની અને યુરેનીયમની ખાણોનો મૂડીવાદી ભાગીદાર હતો તથા માનવશોષણને ગળી જતો હતો. આ ભાગીદારો પોતે જ અમરિકી શાસનચક્રના સંચાલકો હતા, તથા આ સોનેરી ઘટમાળ પોતે એ સોનાની ખાણોમાં ઊતરતાં કાળાં ગુલામ માનવોને સંહાર કરીકરીને પોતાની કારની કાયા પરના બધા ઉજાસની સુવર્ણ ઝલકને ધારણ કરી શકતી હતી અંગ્રેજી ઘટનાનું પણ એજ કારણ હતું. એટલે એ જ કારણના કમઠાણમાંથી ઘડાઈને અંગ્રેજી હીન અને અમરિકી સ્ટીવનસનની બધી દલીલોની પંડીતાઈ રાષ્ટ્રસંઘમાં ચોથરાતી જીભના શબ્દોના લોચા વાળતી કહેતી હતી કે,

"અમારી સરકાર દક્ષિણ આફ્રિકાના બહિષ્કારનો વિરોધ નોધાવે છે." એવી આ શાહીવાદી જાતવાદી અંગ્રેજી કે અમરિકી જબાન ગમેતેવી આળપંપાળો રચતી હતી છતાં સમસ્ત જગતની માનવીય અનુકંપા હવે કંપી ઊઠી હતી તથા કહેતી હતી કે હવે તો હદ આવી ગઈ છે!

ત્યારે આ ઇતિહાસની સીમાપર ઊભો રહીને આ દક્ષિણ આફ્રિકન સરહદ ઉપરથી દૂર દૂર દેખતો, અને ઇતિહાસનું આવાહન સાભળતો, કોંગો નામનો પડોશી દેશ જેણે હજુ ગર્ભકાલથી જ આ શાહીવાદી ધોકાબાજી નીચે લોહીલુહાણ બનવા માંડ્યો હતો: તેનો કવિજીવ એક મોટો અજ પો બનીને, ગાતો હતો, હુ હવે રાહ જોઈ શકતો નથી, કારણ કે, મારીજ રાહ જોવાઈ રહી છે!

My mother! [ oh black mothers, whose children have departed ]

*You taught me to wait and to hope*
As you have done through the disastrous hours, But in me
Life has killed that mysterious hope,
I wait no more
It is I who am waited!"

[ Tchicaya V. Yamsi, the Congolese poet ]

# અમેરિકામાં બેકારી અને સ્વયંસંચાલન

—સનત મહેતા

સામાન્ય રીતે બેકારી એ અવિકસિત રાષ્ટ્રનો પ્રશ્ન છે, છતાં આ પ્રશ્ન અમેરિકામાં આજે ઘણો ગંભીર બન્યો છે, એ વાત એશિયાના કોઈપણ દેશના નાગરિકના મનમાં જલ્દી ઊતરે તેવી નથી પણ બેકારી જોડેનો બીજો શબ્દ જે મથાળે વપરાયો છે તે છે સ્વયંસચાલન (Automation) આનો અનુભવ બીજા સ્વરૂપે ભારતને થયો છે ભારતમા જે ઉદ્યોગો બ્રિટનના કાળમા સ્થપાયા હતા, તેમા તે યુગનાં સ્વયંસંચાલિત યંત્રોએ બેકારીનો સવાલ ઊભો કર્યો જ હતો દા ત. કાપડ ઉદ્યોગમાનુ 'રેશનેલાઈઝેશન'. એ હજુ ચર્ચાસ્પદ પ્રશ્ન છે; અને એમાથી અશ્રુવિહીન (Tearless) રેશનેલાઈઝેશન સુધી પહોચ્યા છીએ.

પણ અમેરિકા જેવા દેશમા જ્યાં ઉદ્યોગીકરણ આપણા કરતા વહેલુ થયેલુ અને જ્યા ટેકનોલોજી ઝડપભેર વિકસી રહી છે ત્યા આ સ્વયંસંચાલન (Automation)ના કારણે બેકારીના નવા જ પ્રશ્નો ઊભા થયા છે અને છેલ્લા વરસોમાં આ પ્રશ્નનો ઉકેલ આવ્યો નથી, પરિણામે વિકટ સવાલો ઊભા કર્યા છે

અમેરિકાના નેશનલ એસોસિએશન ઓફ મેન્યુફેક્ચરર્સની "Jobs for all"ની પુસ્તિકામાં ત્યાંના ઉદ્યોગપતિઓની મનીષા વ્યક્ત થાય છે.

"ઈલેક્ટ્રોનિક્સ અને અણુશક્તિના બળથી ચાલતી સરળ અને અમર્યાદિત સ્વયંસંચાલનયુક્ત અમારી મુક્ત-અર્થતંત્રની અદ્ભુત રીતરસમ દૂરંદેશ સ્વપ્નમા પણ ન કલ્પેલી ક્ષિતિજો સુધી પથરાશે."

અમેરિકાના પ્રમુખ કેનેડીએ ૧૬ ફેબ્રુઆરી ૧૯૬૨ ને રોજ દરેક નાગરિક માટે રોજી પૂરી પાડવાના પ્રશ્નને "૨૦મી સદીની-સાઠીના દાયકાના મુખ્ય પડકાર" તરીકે ગણાવ્યો હતો.

બીજી બાજુ, અમેરિકાના દોઢ કરોડથી વધુ મજુરોની સભ્ય સંખ્યા ધરાવનાર મધ્યસ્થ મજુર સંસ્થા AFL–CIO એ ૧૯૬૨ ઑક્ટોબર માસના Federationistના અંકમા જણાવ્યું હતુ કે, "અત્યારે જરૂર તો... સરકારની એવી નીતિ અને કાર્યક્રમોની છે જે અમેરિકન અર્થતંત્રને ઉત્તેજન આપે અને રોજીના વધુ સાધનો ઊભાં કરે"

ટૂંકમા, વિવિધ બાજુઓનો વિચાર કરતાં, અમેરિકા જેવા વિકસિત અને સમૃદ્ધ દેશમા પણ બેકારીના જે પ્રશ્નો ઊભા થયા છે તે આપણે સમજવા જરૂરી છે કારણ વિકસતા દેશોમાં પણ સ્થાનિક સંજોગો કે સામાજીક અને આર્થિક પરિસ્થિતિને સમજ્યા વગર Automation તરફ દોડવા ઇચ્છતો એક વર્ગ છે, જેની આંખો અમેરિકન સમૃદ્ધિએ ઊભા કરેલ સુખ સગવડોથી અંજાઈ ગઈ છે, અને જેની નજર ભારતના પ્રશ્નોના ઉકેલ પર રહેવાને બદલે વધુ અને વધુ આગમ તરફ મંડાઈ છે

આ દૃષ્ટિએ, અમેરિકાની આ બેકારીની સમસ્યાને આપણે જરા વીગતવાર સમજવી જરૂરી છે

### બેકારીની નાબુદી અને પૂરી રોજી

૧૯૩૦ની મંદી વખતે અને એ પછી બીજા વિશ્વયુદ્ધ બાદનાં વરસોમાંય [illegible] બેકારી આવી નથી—એ વાતે બેકારીને ઉકેલવાની અને પુરી રોજી (Full employment) માટે પ્રય-

વાની જાગૃતિ દુનિયાના ઘણા દેશોમાં આણી હતી. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ઇંગ્લેન્ડમાં વિલિયમ એચ બીવરીજના પુસ્તક "Full employment in a Free Society" એ ખાસ કરીને ઇંગ્લેન્ડ અને અમેરિકામા આ સવાલને મોખરે આણ્યો હતો સંપૂર્ણ રોજીનો અર્થ બીવરેજે એવો ઘટાવ્યો હતો કે "બેકારો કરતા વધુ ખાલી જગ્યાઓ," અને "બેકારીનો તદ્દન ટુંકો ગાળો"—બીજા અર્થમા કહીએ તો, "મજુરીનુ બજાર હમેશા શ્રમ વેચનારાનુ બજાર હોવુ જોઈએ, નહિ કે ખરીદનારાઓનું"

આમ છતાંય, પુરેપુરી રોજીવાળા સમાજમા પણ થોડીક સંજોગાત્મક બેકારી રહેવાની. દા ત ઋતુના કારણે જે ઉદ્યોગો ચાલે (જેમકે જીનીંગ ફેક્ટરી વગેરે) તે ઋતુ બધ થાય ત્યારે બેકારી જન્મેઃ વળી, ટેકનોલોજીના ફેરફારને કારણે પણ થોડી બેકારી જન્મ્યા કરે બીવરેજે પુસ્તક લખ્યુ ત્યારે તે વખતના ઇંગ્લેન્ડ માટે આવી અનિવાર્ય સંજોગાત્મક બેકારીનું પ્રમાણ ત્રણ ટકા ધાર્યુ અને વધુમાં ઇંગ્લેન્ડને એ વખતે ને અત્યારે પણ પરદેશના વેપાર પર ઘણો આધાર રાખવો પડતો. એટલે એનો એક ટકા વધારે ગણીને ત્રણ ટકા સુધીની બેકારીને અનિવાર્ય ગણેલી.

અમેરિકાના મજૂરનેતાએ ૧૯૪૭મા "Full Employment Patterns-1964"મા ૩ ૪ ટકાને અનિવાર્ય અગર સંજોગાત્મક બેકારીના પ્રમાણ તરીકે ગણાવેલુ

### વધતું પ્રમાણ

પણ અમેરિકાના બેકારીના આકડા બતાવે છે કે, યુદ્ધનાં વરસો બાદ કરતા, અમેરિકા પૂરી રોજીની સ્થિતિએ પહોચી શક્યુ નથી નીચેના આકડા સ્થિતિ સ્પષ્ટ કરે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૩.૭ | ૧૯૫૯-૬૦ | ૫ ૨ |
| ૧૯૫૨-૫૩ | ૩.૦ (કોરિયન યુદ્ધ) | | |
| ૧૯૫૫-૫૭ | ૪.૧ | ૧૯૬૨ મે | ૫.૫ |

ટૂંકમાં, ૧૯૬૦નો એક માસ બાદ કરતાં, અમેરિકામાં સંજોગાત્મક બેકારીની ગણત્રી કર્યા પછી પણ બેકારીનું પ્રમાણ ૫૮ મહિનામાં પાંચ ટકા કરતાં ઉપર જ રહ્યું છે. ૧૯૬૧માં બીજા આર્થિક પ્રયાસોમાં સુધારો દેખાયો પણ કામ મેળવવા ઇચ્છતી વસ્તીના ૬.૭ ટકા બેકાર રહ્યા. ૧૯૬૦માં આ પ્રમાણ ૫ ટકા હતું ૧૯૫૯માં ૫.૫ ટકા અને ૧૯૫૮ના 'રીસેશન' વરસ દરમ્યાન ૬.૮ ટકા રહ્યુ.

બેકારીના આ સતત ઊંચા રહેતા પ્રમાણે સાફ કર્યું છે કે ૧૯૫૩થી ૧૯૬૨ સુધી અમેરિકન અર્થતંત્રમાં જરૂરી ગતિશીલતા આવી શકી નથી. એટલુ જ નહિ પણ ૧૯૫૪થી ૧૯૬૨ સુધીમાં પાછલી બેકારીનો અર્થતંત્ર પરનો ભાર ઓછો થઈ શક્યો નથી. ૧૯૫૪ના "રીસેશન" પછી યે કદીય પાચ ટકાથી નીચે ન ગયું; અને ૧૯૬૦-૬૧ના ઝડપી વિકાસ છતા યે એ ૫.૫ ટકા પર જ ચોટી રહ્યુ છે.

૧૯૬૨ના પહેલા ૭ માસથી આજ સુધી બેકારોની સંખ્યા ૪૩ લાખથી નીચે નથી જઈ શકી.

### સાચી બેકારી

હકીકતમા, ઉપરના આંકડા કરતા ય બેકારી વધુ છે કારણ કે આમા, આખો વખત કામ કરવા ઇચ્છવા છતા જેમને અર્ધો સમય Part-Time કામ મળે છે, એવા અર્ધ સમયના મજુરોનો સમાવેશ થતો નથી લગભગ ૨૫ લાખ જેટલા લોકો આ કક્ષામા આવી શકે તેવા છે અને તેમની સરખામણી પૂરી બેકારીના પ્રમાણ જોડે કરીએ તો લગભગ ૧૦ લાખ પૂરા બેકારો તરીકે ગણી શકાય આ ઉમેરતા બેકારીનું પ્રમાણ ૬.૫ ટકા થાય

એટલું જ નહિ પણ, "બ્યુરો ઓફ લેબર સ્ટેટિસ્ટિક્સ" આમા એવા માણસોનો જ સમાવેશ કરે છે, જેઓ સતત કામની શોધમાં હોય છે જ્યારે રોજી ઓછી હોવાને કારણે નિરાશ થઈને રોજીની વધુ શોધ પડતી મુકી હોય એવા રોજીલાયક માનવીઓ પણ આજે છે જેમની ગણત્રી નથી કરાની.

આ બધાની ગણત્રી કરાય તો એટલું

જરૂર તારવી શકાય કે આજે હકીકતમાં બેકારી ૬.૫ ટકા કરતાં વધુ છે.

## બેકારીનાં કારણો

બેકારીનાં મુખ્ય કારણોમાંનું એક કારણ એ છે કે નવીન ટેકનોલોજીના કારણે ઉત્પાદન વધે પણ રાષ્ટ્રની વસ્તીના કારણે શ્રમિકોની સંખ્યામાં જે વધારો થાય છે તેના પ્રમાણમાં રોજીની તકો વધતી નથી. બીજું અમેરિકામા આર્થિક વિકાસનું પ્રમાણ ધીમું રહ્યું છે. પૂરેપૂરી રોજીની સ્થિતિ-જન્માવવા માટે અમેરિકાના આર્થિક વિકાસનુ પ્રમાણ (Rate of increase in total output of goods and services) દર વર્ષે પાંચ ટકાના હિસાબે વધવુ જોઈએ" હકીકતમા ૧૯૫૩થી આજ સુધી ૨.૫ ટકાના હિસાબે વધારો થાય છે, પણ એના પ્રમાણુમાં ખરીદશક્તિ વધતી નથી પરિણામે, ઉત્પાદન શક્તિ, ખરીદશક્તિના અભાવે જરૂરી ગતિ જન્માવી શકતી નથી

ટેકનોલોજીના નવા ફેરફારોએ ઉદ્યોગોમાની રોજી અને તેમાંના પ્રકારમાં ભારે ફેરફારો આપ્યા છે -માલ ઉત્પન્ન કરનારા ઉદ્યોગો ભણીનો ધસારો ઘટીને જરૂરિયાત પૂરી પાડનાર (Service) ઉદ્યોગો ભણીનો પ્રવાહ વધ્યો છે દાખલા તરીકે કારખાના (Manufacturing) ખાણો અને બાધકામમાં કામ કરતા મજૂરોની સંખ્યામા ૧૯૫૩થી ૧૯૬૧ વચ્ચે ૧૨ લાખનો ઘટાડો થયો, જ્યારે 'સેવાઓ' અને એવા બીજા ઉદ્યોગોમા કામ કરનારાઓની સંખ્યામા એજ વરસોમા ૫૦ લાખનો વધારો થયો

ઔદ્યોગિક કારખાનાઓમા સુદ્ધા ઓટોમેશને ઘણા ફેરફારો આણ્યા છે એમા પણ 'સફેદ કોલરવાળાઓ'ની સંખ્યા ઘણી વધી છે દાખલા તરીકે કારખાનામાં ઉત્પાદન અને યત્રોની જાળવણીમા કામ કરનારાઓની સંખ્યામા ૧૯૫૩થી ૧૯૬૧ સુધીમાં ૨૦ લાખનો ઘટાડો થયો, જ્યારે 'સફેદ કોલરવાળા' 'બાબુ'-'સાહેબ' કામદારોનો વધારો, આજ કારખાનાઓમાં આજ વરસોમાં, દશ લાખ જેટલો થયો પહેલા વર્ગના રેલ્વે ઉદ્યોગમાં ૧૯૫૩ થી ૧૯૬૧ વચ્ચે કુશળ અને અકુશળ કામદારોની (Non-supervisory) સંખ્યા બાર લાખથી ઘટીને ૭ લાખ થઈ.

આ આઠ વરસોમાં યંત્રીકરણના કારણે ખેતીના ક્ષેત્રે પણ રોજીનું પ્રમાણ ઘટયું ૧૯૫૩ માં ખેતીના ક્ષેત્રે ૬૬ લાખને રોજી મળતી હતી, તેમાં દશ લાખથી વધુ સંખ્યાનો ઘટાડો થયો.

આ બધાનું પરિણામ એ આવ્યુ કે સ્વયં-સંચાલિત યંત્રોએ રોજીના માળખામાં એવા ફેરફારો આણ્યા કે જે કંઈ નવી રોજી વધી તે માત્ર 'સફેદ-કોલર' કામદારોના ક્ષેત્રમાં જ વધી. જેવી કે વેચાણ-વિસ્તરણના વિભાગોમા, તેમજ બીજા ઉચ્ચ ટેકનિકલ વિભાગોમા જે ઔદ્યોગિક કામદારો બેકાર બન્યા તેમનામા આ લાયકાત ન હોઈને

૦ આગળ વધીને આ સ્વયંસંચાલિત યંત્રોએ અને ટેકનોલોજીકલ ફેરફારોએ માત્ર રોજીના માળખામા ફેરફારો કર્યા છે એટલુ જ નહિ પણ ન્યુ ઈંગ્લેન્ડના કાપડ અને કોલસાની ખાણોના ઉદ્યોગોમાના રોજીના સાધનો સદંતર કાપી નાખ્યાં છે કોલસાની ખાણોના ઉદ્યોગોમા તેલ અને ગેસના ઉપયોગના કારણે, તેમજ કાપડ ઉદ્યોગમા ઓટોમેશન ઉપરાત ઉદ્યોગો દક્ષિણમા ખસેડવાના કારણે રોજીના મૂળ જ કપાઈ ગયા છે

## બેકારોનો પ્રકાર

બેકારીના પ્રમાણ ઉપરાત બેકારોમાં કોનો વધુ સમાવેશ થાય છે તે જોવુ પણ જરૂરી છે સરેરાશ ચિત્ર એમ બતાવે છે કે આ બેકારોમાં વધુ પ્રમાણ યુવાનો, અકુશળ કામદારો અને હબસીઓનુ છે ૧૯૬૨ના પહેલા ૭ માસનુ સરેરાશ પ્રમાણ બતાવે છે કે ૨૦ વરસની નીચેની ઉંમરના મજુરોમા બેકારીનું પ્રમાણ સરેરાશ પ્રમાણ કરતા ત્રણ ગણું વધારે છે

બેકારીનું પ્રમાણ (૧૯૬૨ના જાન્યુ-જૂનનું સરેરાશ)

# ગુરૂત્વાકર્ષણની મદદથી બ્રહ્માંડમાં વિહાર

—યાકોવ કાબ્સોવ

વિરાટ બ્રહ્માંડની અનેકાનેક સૃષ્ટિઓને આંબવાના માનવીને મનોરથ છે. પણ પ્રકૃતિનો, બલ્કે તેના ગુરૂત્વાકર્ષણનો તે કેદી છે. ગુરૂત્વાકર્ષણની એની પ્રચંડ શક્તિનો અન્ય ગ્રહોમાં યથેચ્છ વિહરવા કેવી રીતે ઉપયોગ થઈ શકે તે પ્રત્યે સોવિયેત એર સ્પોર્ટ ફેડરેશનની ખગોળવિષયક સમિતિના સભ્ય ડૅા. યાકોવ કાબ્સોવ અહીં અંગુલી નિર્દેશ કરી જાય છે.

પૃથ્વી જીવનનું પારણું છે. જીવન એમા પાંગરે છે. જીવનનો કુદરતી ઉગમ શી રીતે થયો એ મૂળભૂત પ્રશ્ન વિષેનું સંશોધન હજી બાલ્યકાળમાં હોય, એ બાબત પૂરતા આપણે હજુ અંધકારમાં છીએ. છતા, જીવન મૃત લાગતા દ્રવ્યમાંથી જાગે છે એ હકીકતથી દૂર રહેવું શક્ય નથી. આ પ્રચંડ બ્રહ્માડમા અસંખ્ય ગ્રહો આવેલા છે. પૃથ્વી તેનો એક ગ્રહ માત્ર છે. એટલે જીવન આપણી ધરતીનો જ ઇજારો હોય અને અન્યત્ર તે હોય જ નહિ, એમ બનવું અત્યંત અસંભવ લાગે છે. માટે જીવન પૃથ્વી પૂરતું જ મર્યાદિત છે એમ માનવુ તે ચમત્કારમા શ્રદ્ધા ધરાવવા બરાબર છે.

અન્ય સૃષ્ટિમા પાંગરતી સંસ્કૃતિનો આપણે સંસર્ગ સાધી શકીએ તો તેથી આપણી પોતાની સંસ્કૃતિ,ને આપણા વિજ્ઞાનને જબરજસ્ત પ્રેરણા સાંપડે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આવો સંસર્ગ સાધવાનો સર્વોત્તમ માર્ગ માનવી સહિતનાં અવકાશયાનો અન્ય સૃષ્ટિમા પાઠવવાનો છે.

આમ, આપણે હવે એ પ્રશ્ન પર આવીએ છીએ કે અન્ય તારકમંડળના ગ્રહમા પહોંચવાને સર્જાયેલા અવકાશયાનની ગતિ કેટલી હોવી જોઈએ?

ગતિ એ એક પાયાનું ભૌતિક પરિણામ છે. ગતિ વિષે એવી માન્યતા પ્રવર્તે છે કે પદાર્થોની ગતિ યા કોઇ પણ જાણીતી કલ્પનીય સંજ્ઞાની ગતિ, પ્રકાશની શૂન્ય અવકાશમા જે ગતિ હોય છે—દર સેકંડે આશરે ત્રણ લાખ કિલોમીટર—તેનાથી વધુ તો શું પણ તેના જેટલી ય થઈ શકતી નથી. બાહ્ય આકાશમાં ઇલેક્ટ્રોમેગ્નેટિક મોજાંની ગતિ આટલી હોય છે.

આપણી પૃથ્વીની પાસેમા પાસે આવેલા તારાનું નામ પ્રોક્ષીમા સેન્ટારી છે. પૃથ્વીથી તે ૪૦ કરોડ લાખ કિલોમીટર એટલે કે સાડાચાર પ્રકાશવર્ષ દૂર છે. પૃથ્વી પરથી આધુનિક રોકેટ છોડયુ હોય અને તેની સરેરાશ ગતિ કલાકે વીસ હજાર કિલોમીટરની હોય, તો તેને પ્રોક્ષીમા સેન્ટારી પર પહોંચતાં ૨૫ હજાર વર્ષ લાગે. આપણી નજીકમા નજીક આવેલું તારકમંડળ, કે જેમા આપણા જેવી સંસ્કૃતિ ધરાવતી પૃથ્વી હોવાનો સંભવ છે, તેનું આપણી પૃથ્વીથી અંતર દર્શાવવું હોય તો તે હજારો બલ્કે લાખો પ્રકાશવર્ષમાં વ્યક્ત કરવું પડે એટલુ બધું છે. આ પરથી માલમ પડશે કે પ્રકાશની ગતિ, આપણા પરંપરાગત ખ્યાલ અનુસાર પ્રચંડ ભલે લાગે, પણ અવકાશી અંતરોની સરખામણીમા તે કંઈ હિસાબમા નથી.

દૂર દૂરના તારક-જગતમા પહોંચવા માટે પ્રકાશથી ઘણી વધારે ગતિ ધરાવતુ કશું અસ્તિત્વ ધરાવે છે ખરું?

આ પ્રશ્નના ઉત્તરમા વિજ્ઞાનીઓ, અવકાશી ગ્રહો વગેરે વચ્ચે કામ કરી રહેલા ગુરુત્વાકર્ષણનો ખ્યાલ સહેજે આપી જાય છે. ગુરુત્વાકર્ષણ બ્રહ્માંડનો મૂળભૂત ભૌતિક ગુણ છે. બ્રહ્માડમા નજરે ચડતી અદ્‌ભુત સંવાદિતા આ ગુરુત્વાકર્ષણના બળોને

આભારી છે. પૃથ્વીના ગુરુત્વાકર્ષણનું બળ એટલું પ્રચંડ છે કે એક જ કિલોગ્રામ વજન ધરાવતા દ્રવ્યને આ બળની અસર બહાર નીકળી જવું હોય તો તે માટે તેને મિટર દીઠ ૬૦ લાખ કિલોગ્રામ જેટલું જબ્બરજસ્ત જોર આપવુ પડે. પ્રાકૃતિક ગુરુત્વાકર્ષણનું બીજું સ્ફુટ સ્વરૂપ છે અફાટ જળવિસ્તારમા આવતાં ભરતીના પ્રચંડ મોજા

ગુરુત્વાકર્ષણના ભૌતિક અર્થ પરત્વે સશોધન કરવામાં આવે તો એમાંથી આપણને દૂરની દુનિયાઓ પર પહોંચવા માટેની અમાપ શક્યતાઓના દર્શન થાય તેમ છે.

ગુરુત્વાકર્ષણના આ બળની ખરેખર ગતિ કેટલી હશે ? એને માટે "અનત" શબ્દ વાપરવો યોગ્ય નથી. કારણ, આધુનિક વિજ્ઞાન માને છે કે ગણતરીમા જેને "અનંત"–ઈન્ફીનીટ–કહેવામાં આવે છે તે વાસ્તવમાં કોઈ ભૌતિક અર્થ ધરાવતુ નથી વળી અવકાશી ગ્રહો વગેરે વચ્ચે ખરેખર ગુરુત્વાકર્ષણનું બળ "અનત" જેટલું પ્રચડ હોય તો અનેક આકાશગગાઓનો જુમલો થઈ જાય અને તેમની વચ્ચેના અંતરનુ પ્રમાણ અમુક કરોડ પ્રકાશવર્ષમાં માપી શકાય એટલુ હોય પણ. હકીકત સાવ જુદી જ છે. વાજબી રીતે તર્ક કરતા એમ માલમ પડે છે કે એ ગતિની નીચલી હદ પ્રકાશની ગતિની લગભગ બરોબરી કરે એટલી હોય છે, જ્યારે એનું સરેરાશ પ્રમાણ તો પ્રકાશની ગતિ કરતા કેટલાય દશલક્ષગણું હોય છે.

અવકાશી ગ્રહો વચ્ચે ઉડ્ડયન માટેની યોજના કરવામાં મુખ્ય સમસ્યા એ ખડી થાય છે કે માનવીના ભૌતિક તથા માનસિક ગુણધર્મો એવા છે કે, પૃથ્વીની આસપાસ પ્રવર્તતી પરિસ્થિતિથી ભિન્ન પરિસ્થિતિમા તે જીવી શકે એમ નથી. પૃથ્વીની પડોશના વિસ્તારમાં ગતિ પ્રમાણમા મધ્યમ હોય છે, પરંતુ એથી દૂરના વિસ્તારમાં જ્યા પ્રકાશ જેટલી ગતિ હોય ત્યા સેન્દ્રિય પદાર્થ તો શું ઘન અને એકદમ અચળ પદાર્થો પણ ભાંગીને ભુક્કો થઈ જાય.

આતરગ્રહી ઉડ્ડયન માટે મેં એક વિચાર રજૂ કર્યો છે. એ ખ્યાલ એવો છે કે આપણી પૃથ્વીને બરોબર મળતું આવે, તદ્દન તેની જ અનુકૃતિ હોય એવી રીતનું અવકાશયાન રચવું. પૃથ્વીની પડોશના વિસ્તારમા સજીવ દ્રવ્ય પર ચોક્કસ અસર નિપજાવતાં પરિસ્થિતિચક્ર–એકોલોજીકલ સાયકલ્સ અસ્તિત્વ ધરાવે છે, બરોબર તેવા જ પરિસ્થિતિચક્ર અવકાશયાન કરતા નિર્માણ કરવા પડશે.

પૃથ્વીની માફક અવકાશયાનને ફરતુ પણ એક વાતાવરણ વીટળાયેલું હશે આપણી પૃથ્વી પરથી જોતા આકાશમા અમુક ગ્રહો પોતાના વાતાવરણ સાથે ઘૂમતા માલુમ પડે છે, તે જ રીતે આ અવકાશયાન પણ પોતાના વાતાવરણ સહિત જ ઘૂમશે આ રીતે અવકાશમા તે ગણનાપાત્ર પ્રબળ વેગથી ઘૂમી શકશે. પૃથ્વી સૂર્યની પરિક્રમ્મા સેકંડના ત્રીશ કિલોમીટરની ગતિએ કરે છે, જ્યારે આપણી સૂર્યમાળા, જે આકાશગંગામા તે આવેલી છે, તેના મધ્યબિંદુ ફરતી સેકડના અઢીસો કિલોમીટરની ઝડપે સફર કરે છે. કેટલીક આકાશગગાઓનો વેગ એટલો પ્રચંડ હોય છે કે તેની ગણતરી સેકડે અમુક હજાર બદલે લાખો કિલોમીટરના હિસાબે કરવામા આવે છે. આપણી પૃથ્વીને એક પ્રાકૃતિક અવકાશયાન લેખી શકાય; પણ તેની સપાટી પર આપણે વસતા હોઈતે, આ પ્રચંડ વેગની અનુભૂતિ આપણને થતી નથી

આધુનિક તત્રવિજ્ઞાન – ખાસ કરી ટેલીવિઝનના લીધે બ્રહ્માડમા ઠીક ઠીક છેટે બનતી ઘટનાઓને આપણે નજરોનજર નિહાળી શકીએ, એના "સાક્ષી" બની શકીએ, એ સંભવિત બન્યું છે ભવિષ્યનુ અવકાશી ટેલીવિઝન એકલા રેડિયોમોજા પર જ નહિ રચાય, ગુરુત્વાકર્ષણના મોજાનો પણ એમાં ઉપયોગ કરવામા આવશે

પ્રકાશની ગતિની સરસાઈ કરી શકે એટલી ઝડપ ધરાવતા આતરગ્રહી અવકાશયાનો રચવા માટે વૈજ્ઞાનિકો તથા ઈજનેરોએ વર્ષોના વર્ષો સુધી

(અનુસધાન પા ૬૧ ઉપર)

રાષ્ટ્રની




# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ
## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

એન્યુઈટી સર્ટિફિકેટો, સી.ટી.ડી. અને પોસ્ટ
ઓફિસ બચત ખાતામાં નાણાં રોકો

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત.

## કલા

# જીવનની એક આવશ્યકતા

**—સરલા જગમોહન**

ચિત્રકાર મોન્દ્રિયાને એવું વિધાન કરેલું કે કલા જીવનમાંથી અદશ્ય થઈ જવાની છે એનો ખ્યાલ એવો હતો કે જીવનની વાસ્તવિકતા કલાને સ્થાને આવી રહી હતી. અને એનું એવું પણ માનવું હતું કે વાસ્તવિક જીવનમાં સમતોલ ન રહી શકાતું હોય ત્યારે જ લોકો કલાનો આશ્રય લેતા હતા; અને એ વાસ્તવિકતા સમતોલ બની જતાં કલાનો ધીરે ધીરે લોપ થઈ જવાનો હતો.

કલાને આપણે જીવનની અવેજીમાં સ્વીકારી શકાય તેવું તત્ત્વ ગણીએ કે તેને માનવીનો બાહ્ય જગત સાથે સમતોલ સંબંધ જોડી આપતું સાધન ગણીએ તેમાં કલાના સ્વરૂપનો અને તેની આવશ્યકતાનો અંશતઃ સ્વીકાર તો થઈ જ જાય છે. અને તેમાં યે ગમે તેવી આદર્શ સામાજિક પરિસ્થિતિમાં પણ માનવી અને બાહ્ય જગત વચ્ચે કોઈ સ્થાયી અને અફર સમતુલા જળવાઈ રહે તેવી આશા તો રાખી શકાય તેમ છે જ નહિ, ત્યારે આવા વિધાનનો અર્થ એ થાય છે કે ભૂતકાળમાં જેમ કલા જીવનને ટકાવી રાખવા માટેની એક આવશ્યકતા હતી તે વર્તમાનમાં પણ છે, ભવિષ્યમાં પણ રહેવાની છે.

પરંતુ કલા જીવનની અવેજીમાં માનવીએ સ્વીકારેલા તત્ત્વ કરતાં વિશેષ કંઈ જ નથી એમ વિશ્વાસપૂર્વક કહી શકાશે ખરું ? માનવી અને જગત વચ્ચેનો કોઈક ગૂઢ સંબંધ પણ કલા દ્વારા વ્યક્ત થતો નથી ? વળી, એક જ ફોર્મ્યુલા બાંધીને તેમાં કલાના કાર્યને આપણે બાંધી શકીએ ખરા ? કલા દ્વારા માનવીની અનેકવિધ જરૂરિયાતો સંતોષાય છે તેની તો કોઈનાથી ના પાડી શકાશે નહિ કલાના ઊગમનો વિચાર કરતાં તેના પ્રમુખ કાર્યનો પણ આપણને ખ્યાલ આવી જશે, અને તે સાથે આપણને એ પણ સમજાઈ જશે કે સમાજિક પરિસ્થિતિમાં પલટો આવતાં કલાનું કાર્ય પણ બદલાતું રહ્યું છે. પરંતુ કલા અને સમાજ વચ્ચેના એ પલટાતા સબંધોની વચ્ચે પણ એટલું તો ચોક્કસ કે કલાની સમાજને હમેશાં આવશ્યકતા રહી છે અને રહેવાની છે.

આ એક ચકિત કરી મૂકે એવી હકીકત છે આટલી બધી સંખ્યામાં લોકો પુસ્તકો વાંચે છે, સંગીત સાંભળે છે, નાટકો અને સિનેમા જુએ છે, શારીરિક શ્રમ વેઠીને સૌન્દર્યના ધામ મનાતાં પ્રાચીન સ્થાપત્યનાં ખંડિયેરો જોવા અને તૂટેલી પ્રતિમાઓ જોવા પણ જાય છે. આનું શું કારણ હોઈ શકે ? રોજરોજના જીવનનો ભાર હળવો કરવા, મન બહેલાવવા, આનંદ મેળવવા લોકો પ્રવૃત્તિઓ કરવા પ્રેરાય છે, એમ કહીએ તો પ્રશ્નનો ઉત્તર મળી જતો નથી. કારણ કે તરત જ સવાલ ઊઠે છે કે અન્યના જીવનમાં ચક્ષુપાત કરીને, કોઈક કલાકૃતિની સાથે, કોઈ ગીત સાથે, નવલકથા, નાટક કે ફિલ્મના કોઈ ને કોઈ પાત્ર સાથે તાદાત્મ્ય અનુભવીને માનવી મન બહેલાવી શકે, એના જીવનનો બોજો હળવો કરી શકે, આનંદ અનુભવી શકે એનું કારણ શું ? કલાની "અવાસ્તવિકતા"ને ઘનીભૂત વાસ્તવિકતા ગણીને માનવી તેમાં શા માટે રાચતો હશે ? અને આને જો આપણે 'મન બહેલાવ' કહીએ તો તે કેવો વિચિત્ર મનબહેલાવ છે ?

આના જવાબમાં કદાચ કોઈ એમ પણ

કહે કે આપણું પોતાનું જીવન આપણને એટલું અસંતોષકારક લાગતું હોય છે કે કોઈક જોખમ રહિત સમૃદ્ધ અનુભૂતિની આપણને ઝંખના રહે છે અને કલા આપણી એ ઝંખનાને પાર પાડે છે. પરંતુ તો વળી બીજો સવાલ ઊઠે છે. આપણું પોતાનું જીવન જ આપણે માટે પર્યાપ્ત કેમ બનતું નથી ? અન્ય વ્યક્તિઓની મારફતે, અન્ય સ્વરૂપે, થિયેટરનો અંધકાર ભેદીને જાણે ઝાકઝમાળ સ્ટેજ પરનાં પાત્રોની લીલા જોતાં જોતાં, આપણે જાણે પોતાના અધૂરા અભિલાષો પૂર્ણ થઈ રહ્યા હોય તે રીતે, શા માટે તેમાં લીન થઈ જઈએ છીએ ? આપણા અસ્તિત્વનો કોઈક અંશ એકાદ ગીતની કડીમાં, સિનેમાના પડદા પર, ઠડાગાર મુદ્રિત શબ્દોમાં જીવી ઊઠતાં સ્ત્રી–પુરુષોમાં જઈને બેસતો હોય એવું શા માટે લાગે છે ? આનો જવાબ તો પાધરો જ છે

માનવીને ભલે આપણે સ્વાર્થનું પૂતળું કહીએ, અને એ હંમેશાં પોતાને માટે ઊંચા ખ્યાલો સેવતો હોય છે એમ પણ ભલે કહીએ; તે છતાં પોતે જે હોય તે કરતાં વિશેષ બનવાની, અખંડ માનવી બનવાની એની મહેચ્છા પણ જીવનનું એક પરમ સત્ય છે એક વ્યક્તિ તરીકે એનાથી પૂર્ણપણે જીવી શકાતું નથી. એ સમષ્ટિ પણ બનવા ઇચ્છે છે. વ્યક્તિ તરીકે જીવનની જે પૂર્ણતાથી એ વંચિત રહી જાય છે તેને એ પામવા મથે છે અને આજે છે તેના કરતાં વિશેષ અર્થપૂર્ણ, જીવવા જેવા, જગતનું નિર્માણ એ ઇચ્છે છે. એના પોતાના જીવનની પરિસીમાને ઉલ્લંઘીને એક વ્યાપકતાનો એ અનુભવ કરવા ઇચ્છે છે. પોતાના 'હું' કરતાં વિશેષ હોય, પોતાની સીમાની બહારનું હોય અને છતાં મુખ્યતઃ જે એનું પોતાનું જ હોય એવું કંઈક એ પામવા ઇચ્છે છે. પોતાને ઘેરી રહેલા જગતને અપનાવી પોતાનામાં સમાવી દેવાની, પોતાના સુધાર્ત 'હું'ને જ્ઞાન-વિજ્ઞાનને સહારે નભમંડળના દૂર દૂરના તારકો સુધી અને પરમાણુનાં અંતરતમ ઊંડાણો સુધી લઈ જવાની એને અભિલાષા છે; પોતાના પરિસીમિત 'હું' ને સામુહિક જીવનનો અંશ બનાવી દેવાની, પોતાની અસ્મિતાને સામાજિક રંગે રંગી દેવાની એની ખેવના છે.

વ્યક્તિના કરતાં વિશેષ બનવાનો જો માનવીનો સ્વભાવ ન હોત તો એની આવી ઇચ્છા ન સમજી શકાય તેવી અર્થશૂન્ય છે એમ કહેવું પડત. અને એવું જ હોત તો એક વ્યક્તિ તરીકે જીવી જવામાં જ એને સંતોષ હોત અને એ રીતે જ પોતે સંપૂર્ણ છે એમ એને લાગત પરંતુ માનવીને એ રીતે જીવવાથી સંતોષ નથી થતો. એનું અસ્તિત્વ વિસ્તાર પામતું રહે, નિત્ય નવી સરવાણીઓ ફૂટી ફૂટીને એના જીવનની અધૂરપોને પૂરી કરતી રહે એવી એના અંતરને ભરી દેતી ઇચ્છાનો અર્થ જ એ કે માનવી હંમેશાં એક વ્યક્તિ કરતાં કંઈક વિશેષ હોય છે. એને લાગે છે કે અન્યના હોય છતાં પોતાના પણ હોઈ શકે એવા અનુભવોને એ પોતાના બનાવી દે તો જ આ તો થઈ શકે છે. આ રીતે, કલા દ્વારા વ્યક્તિ સમષ્ટિમાં લીન થઈ શકે છે, અને સંગઠિત થઈને રહેવાની અને અન્યના અનુભવોમાં અને વિચારોમાં ભાગીદાર થવાની એનામાં જે અમાપ શક્તિ રહેલી છે તેનો આમાં પરિચય મળે છે.

આમ છતાં, કલા દ્વારા માનવી સમગ્ર વાસ્તવિકતાની સાથે એકતાનતા સાધે છે અથવા તેની મારફતે વ્યક્તિનો જગતની સાથેનો સંપર્ક સધાય છે અથવા પોતે જે નથી બની શકતો તેનામાં લીન થઈ જવાની એની ઇચ્છા તેમાં વ્યક્ત થાય છે. પરંતુ એટલું જ જો આપણે કહીએ તો કળાની આપણે બહુ રોમાન્ટિક વ્યાખ્યા આપી છે એમ નહિ કહેવાય ? ફિલ્મના કે નવલકથાના એકાદ પાત્રની સાથે તાદાત્મ્ય અનુભવીને કળાનો ધર્મ જ એ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી ? કલા દ્વારા વ્યક્તિ તેમાં મૂર્ત થતી વાસ્તવિકતાને તેનાથી વેગળો જઈને આસ્વાદી શકે છે, પ્રયત્નપૂર્વક થયેલી વાસ્તવિકતાને એ જીતી શકે છે અને છેવટે કલા દ્વારા એક પ્રકારની આનંદિત મુક્તિનો અનુભવ કરે છે એમ પણ કદાચ કહી શકાય. રોજબરોજની ઘટમાળમાં તો વ્યક્તિ આવી મુક્તિ ભાગ્યે જ અનુભવી શકે છે. કલામાં રહેલા જે દ્વૈતની મારફતે વ્યક્તિ એકી સાથે તાદાત્મ્ય તેમજ દૂરતાનો જે અનુભવ કરી શકે છે તેનો સર્જનની પ્રક્રિયામાં પણ સમાવેશ થાય છે, એમ શું ન કહી શકાય ? કારણ કે સર્જનક્રિયા

તો બુદ્ધિપુરઃસર થયેલી ક્રિયા છે અને તેને અંતે વાસ્તવિકતાને રૂપે કલાકૃતિ જન્મે છે; અને નશો લાવી દેતી પ્રેરણાની અવસ્થાનું જ એ પરિણામ નથી, તેમાં તો કોઈ શંકા છે જ નહિ.

અનુભૂતિને સ્મૃતિમાં, સ્મૃતિને અભિવ્યક્તિમાં, ઉપાદાનને સ્વરૂપમાં પલટીને જ કલાકૃતિનું સર્જન કરી શકાય છે અંતરમાં કોઈક લાગણીનો સળવળાટ થઈ જાય એટલું જ કલાકારને માટે પર્યાપ્ત નથી. સર્જન-ક્રિયાની એને સંપૂર્ણ સમજ હોય અને તેમાંથી એ આનંદ પ્રાપ્ત કરી શકતો હોય તે પણ એટલું જ મહત્ત્વનું છે. પ્રકૃતિને જીતીને તેમાંથી કલાનું નિર્માણ કરી શકાય તે માટે કલાકારને પોતાના સર્જનક્ષેત્રના નિયમોનું, વિવિધ સર્જનપદ્ધતિઓનું, સ્વરૂપોનું અને સર્જનપરંપરાઓનું જ્ઞાન હોવું આવશ્યક છે. ભાવોદ્રેક સામાન્ય માનવીને ભરખી જાય છે, પરંતુ કલાકારને તો સહાયરૂપ બને છે. પરંતુ સાચો કલાકાર ભાવનાના ઘોડલાની પાછળ ખેંચાઈ જતો નથી, પણ તેને નાથે છે પ્રકૃતિને જીતીને જ તો કલાકાર મુક્તવિહારી બની શકે છે

ઍરિસ્ટોટલના મતે—જો કે ઍરિસ્ટોટલના સંબંધે સમજ કરતાં ગેરસમજ વધારે પ્રવર્તે છે—નાટકનું કાર્ય લાગણીઓને વિશુદ્ધ કરવાનું છે, પાત્રો સાથે તાદાત્મ્ય અનુભવી રહેલા પ્રેક્ષકને ભય અને દયાના ભાવોને જીતી લેવામાં મદદ કરવાનું, અને એ રીતે એ તાદાત્મ્યમાંથી મુક્ત કરીને એને ભાગ્યની દુર્ગમ લીલાથી પર લાવી મૂકવાનું છે. તત્કાળ પૂરતું તો જીવન સાથેનું બંધન કલા છેદી નાખે છે—કારણ કે કલા વિશિષ્ટ રીતે આપણને વાસ્તવિકતાથી દૂર પકડી રાખે છે અને ક્ષણભરનું એ આનંદદાયી બંધન તે જ એક મનબહેલાવ બની જાય છે. અને આ મનબહેલાવ તો કરુણપ્રશસ્તિઓ દ્વારા પણ થાય છે.

યુરોપના નાટ્યસ્વામી બર્ટોલ્ટ બ્રેક્ટે એની લાક્ષણિક રીતે કલાની આ વિમોચન શક્તિનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કે આપણાં થિયેટરોમાં નાટકનો મર્મ પ્રકટ કરવામાં જે આનંદ રહેલો છે તે લેતાં પ્રેક્ષકો શીખી જાય અને વાસ્તવિકતાથી પર થઈ ને તેને પલટી નાખવાની શક્તિ પ્રાપ્ત કરે એવી સ્થિતિ સર્જાવી જોઈએ. અદાકારોની અદાકારી પર તેઓ ઓવારી જાય એટલું બસ નથી. જીવનના ક્રૂર ઝંઝાવાતોની વચ્ચે આમતેમ ફેંકાયા પછી નાટકના કોઈક પાત્રને કલાન્યાય મળે ત્યારે પ્રેક્ષકો ઉત્સાહથી તાળીઓ પાડી દે એટલું જ બસ નથી. એવો કલાન્યાય આપવાનો આનંદ પણ તેઓ અનુભવે તે પણ એટલું જ આવશ્યક છે.

બર્ટોલ્ટ બ્રેક્ટ ઉદ્દામ દૃષ્ટિને વરેલો કલાકાર હતો એણે એમ પણ કહ્યું છે કે સમાજની રચના જ્યારે વર્ગવિગ્રહના પાયા પર થયેલી હોય તેમાં શાસક બળોએ અધિકૃત ગણાવેલી કલાદૃષ્ટિ પણ કલાસર્જનનું એક નિયામક બળ બની જાય છે તત્કાળ તો એ કલાકૃતિ પ્રેક્ષકોની વચ્ચેના સામાન્ય ભેદોને ભૂંસી નાખે છે અને તેની નીચે વર્ગભેદમાંથી જન્મતી કોઈ સામુહિક ભાવનાને નહિ પરંતુ "સર્વવ્યાપી માનવ-ભાવના"ને જન્મ આપે છે બર્ટોલ્ટ બ્રેક્ટે જે પ્રકારનાં "બિનઍરિસ્ટોટેલિયન નાટકો"નો આગ્રહ સેવ્યો તેમાં પ્રેક્ષકોના મનમાં ઊઠતા હૃદય અને બુદ્ધિ વચ્ચેના સંઘર્ષને દૂર કરવાનું એને ઉદ્દિષ્ટ હતું.

જે નાટક માટે કહેવાયું છે તે કલા માત્રને લાગુ પાડી શકાય તેમ છે લાગણી અને બુદ્ધિ વચ્ચેનો સંઘર્ષ મૂડીવાદનું લક્ષણ મનાયું છે મૂડીવાદની અધોગતિની સાથે લાગણી અને બુદ્ધિનો પણ અંતઃપાત થયો. પરંતુ બર્ટોલ્ટ બ્રેક્ટ જેવાને મતે, જે નવો વર્ગ અસ્તિત્વમાં આવ્યો તેને લાગણી અને બુદ્ધિની વચ્ચે એક "પરિણામકારી' સંઘર્ષ ઊભો કરવાનું યોગ્ય લાગ્યું; કારણ કે એવા સંઘર્ષની વચ્ચે "લાગણીઓ આપણને બુદ્ધિને સૌથી વધારે કસવાને પ્રેરે છે અને બુદ્ધિ આપણી લાગણીઓને વિશુદ્ધ બનાવે છે'

આપણે એક એવા જગતમાં જીવી રહ્યા છીએ, જેને આપણે પોતાનું ગણી શકતા નથી એ જગતની એક અનોખી "સામાજિક વ્યવસ્થા" છે કલામાં એ "સામાજિક વાસ્તવિકતા" સામાને પ્રભાવિત કરી દે,' હૃદયના ધબકારને ઘડીભર થંભાવી દે અને તે સાથે જ એક નવીન સમાનતા પ્રેરે તે રીતે રજુ થવી જોઈએ. અને એ તો કલાવસ્તુ અને ઉપાદાન પરસ્પર નિશ્ચય અને

કાર્યમાં પરિણમે તે રીતે ભાવકની બુદ્ધિને અપીલ કરીને કલાએ એના અસ્તિત્વ પર પ્રભાવ પાડી દેવો જોઈએ; અને એના જીવનને રંગી દેવું જોઈએ. જે નિયમોને વશ રહીને મનુષ્યો એકમેકની સાથે રહેતાં હોય તેને સર્જકે 'ક્ષણભંગુર અને અપૂર્ણ'' ગણી લેવા જોઈએ કલાસર્જન દ્વારા ભાવક કેવળ રસાનુભૂતિથી આગળ જઈને વિચાર કરવા પ્રેરાય, કંઈક કરવાની એને તાલાવેલી લાગે, એ "સામાજિક વાસ્તવિકતા"નો અંત લાવી દેવાની અધીરાઈ જન્મે, એવું બનવું જોઈએ. આનો અર્થ એ થયો કે શ્રમજીવી વર્ગનાં સ્ત્રી–પુરુષો એમની પોતાની વિટંબણાઓની રજૂઆતમાંથી આનંદનો અનુભવ મેળવવા નાટકનાં પ્રેક્ષકો બનીને જાય છે. એ દરમ્યાન જ એમને બહુ સરળતાથી એમનું પોતાનું પુનર્નિર્માણ થતું લાગે છે કારણ કે આવું પુનર્નિર્માણ કલામાં જ સૌથી સરળ બને છે.

બર્ટોલ બ્રેક્ટનો નાટક વિશેનો આ અભિપ્રાય અને તેમાંથી ફલિત થતો કલા વિશેનો અભિપ્રાય સર્વમાન્ય ન પણ બને. આમ છતાં કલાના Dialecticનાં ઉદાહરણ લેખે તેમ જ આપણા પરિવર્તનશીલ જગતમાં કલાનો ધર્મ પણ કેવી રીતે બદલાતો રહ્યો છે તેના સ્પષ્ટીકરણ લેખે એના અભિપ્રાયનું મહત્વ ઓછું નથી. એટલું સ્પષ્ટ જ છે કે કળાના અસ્તિત્વની આધારભૂમિ હમેશાં એકની એક રહેતી નથી. યુગે યુગે તેમાં પરિવર્તન આવતું રહ્યું છે અને ભવિષ્યમાં પણ આવશે આમ છતાં, કલા દ્વારા જીવનનું સનાતન સત્ય અભિવ્યક્તિ પામે છે તે એટલું જ સાચું છે. એમ ન હોત તો આજના અણુશસ્ત્ર અને અંતરિક્ષની યાત્રાના યુગમાં અને પ્લાસ્ટિકનાં ફૂલોની ગંધરહિત મોહકતા વચ્ચે પ્રાગૈતિહાસિક માનવીનાં ગુફાચિત્રો કે અતિપ્રાચીન ગીતો આપણને આનંદ આપી શકત જ નહિ; અને અત્યારના અતિભૌતિક વાતાવરણમાં જરા પણ બંધબેસતી ન આવતી ધર્મભાવનાથી પ્રેરાયેલી દુનિયાભરની કલાકૃતિઓ આપણને લેશ પણ આકર્ષી શકત નહિ. કાર્લ માર્ક્સે પણ મહાકાવ્યને "અવિકસિત સમાજનું કલાસ્વરૂપ" ગણાવીને ઉમેર્યું છે, કે,

ગ્રીક કલા અને મહાકાવ્યનો સામાજિક વિકાસનાં અમુક સ્વરૂપોની સાથે સંબંધ છે તે સમજવું મુશ્કેલ નથી. પરંતુ હજી આજે પણ તે આપણા કલાનુભવનું ઊગમસ્થાન શા માટે બની રહે છે અને અમુક અંશે સિદ્ધ ન કરી શકાય તેવાં ધોરણ અને કલાના નમૂનારૂપ શા માટે બની રહે છે તે સમજવામાં ખરી મુશ્કેલી નડે છે."

અને, માર્ક્સ પોતે જ આનો ઉત્તર આપે છે:

"સામાજિક જીવનના આ શૈશવકાળમાં માનવજાતિએ આવો અદ્ભુત વિકાસ સાધ્યો હતો તેનું હમેશને માટે સનાતન આકર્ષણ ન હોય તે કેમ સંભવે? કેટલાંક બાળકો ખરાબ રીતે ઊછેરેલાં હોય છે. અથવા વયના પ્રમાણમાં ઘણો વધારે વિકાસ સાધી ચૂકેલાં હોય છે. પ્રાચીન પ્રજાઓમાંની ઘણી પ્રજાઓ આ વર્ગમાં હતી. પરંતુ ગ્રીક પ્રજા સ્વસ્થ તંદુરસ્ત અને બાળકોના જેવી હતી, તેની કલાનું આકર્ષણ એવું છે કે જેમાંથી તેનો ઉદ્ભવ થયો હતો તે પ્રાકૃત સમાજરચનાની સાથે એ કલા કોઈ રીતે અથડામણમાં આવતી લાગતી નથી."

આજે, સંભવ છે કે, કાર્લ માર્ક્સનો આ અભિપ્રાય સ્વીકારીને ગ્રીક પ્રજા તંદુરસ્ત બાળકોના જેવી હતી એમ આપણે ન કહી શકીએ. એ પ્રજાનાં કેટલાંક, આપણને વિચારમાં મૂકી દે તેવાં, લક્ષણો પણ જોવા જેવાં છે એક પ્રજા તરીકે ગ્રીક લોકોને કામનો ભારે કંટાળો હતો. એમની સ્ત્રીઓ અનીતિમય જીવન ગાળતી હતી. એમની વિષય–લોલુપતા અને વ્યભિચારની કોઈ સીમા હતી નહિ. અને આજે તો ગ્રીકોની 'સૌન્દર્યપ્રિયતા, સવાદિતા અને ભવ્યતા' પર પ્રકાશ પાડે એવું ઘણું આપણે જાણી શક્યા છીએ. પરિણામે પ્રાચીન જગત વિશેનો આપણો ખ્યાલ પહેલાંના જેવો જ અહોભાવ ભર્યો રહી શક્યો નથી પુરાતત્વ, જાતિ(પ્રજા)વિજ્ઞાન (ethnology) તથા સંસ્કૃતિક ક્ષેત્રમાં જે નવીન શોધો થઈ રહી છે તેને આધારે ગ્રીક કલાને આપણે માનવજાતના શૈશવકાળની કલા ગણાવી શકતા નથી. તેને બદલે એ કલામાં તો આપણને પ્રગલ્ભતાનાં અને પૂર્ણતાનાં લક્ષણો દેખાય છે; અને પેરિક્લીસ જેવાની કલામાં તો એ પ્રજાની આવી રહેલી અવનતિનું સૂચન પણ મળી જાય છે. એક કાળે 'ક્લાસિકલ' ગણાતી કેટલીયે કૃતિઓ ઈજિપ્શિયન અને માઈસીનિયન કલાની સરખામણીમાં ઝાંખી લાગે છે.

પરંતુ અવિકસિત સમાજની કાળ–નિર્મિત કલાને "માનવજાતિની એક ક્ષણ" તરીકે, ઓળખાવીને, તેમાં

જ એ કલાની, તેની ઐતિહાસિક ક્ષણથી પર થઈને આકર્ષણનો વિષય બની રહેવાની, શક્તિનો કાર્લ માર્ક્સે સ્વીકાર કર્યો તે ખરેખર તો મહત્ત્વનું છે. આ જ મુદ્દો બીજી રીતે મૂકવો હોય તો એમ કહી શકાય કે કલા માત્ર કાળ–નિર્મિત છે એટલે અંશે તેમાં માનવીના વિચારોનું, એની જીવનદૃષ્ટિનું, ઈચ્છાઓનું, અભિલાષોનું, એની જરૂરિયાતોનું અને અમુક પરિસ્થિતિથી આગળ જતી એની આશાનું એ કલામાં પ્રતિબિંબ પડે છે તેટલે અંશે તેમાં માનવજાતનું પણ પ્રતિબિંબ પડે છે પરંતુ કલા કાળ–નિર્મિત છે એનો અર્થ એમ તો નહિ જ કે તેની ઐતિહાસિક પળ પૂરતી જ તે મર્યાદિત છે. કાળનિર્મિત હોવા છતાં તેની સમય-મર્યાદામાં એ કળા બંધાઈ જતી નથી. ભવિષ્યમાં પણ તેની લીલા પ્રસરે છે ઐતિહાસિક પળમાં જ માનવજાતને મૂર્ત કરતી એક ક્ષણનું પણ નિર્માણ થઈ જાય છે. આ કારણે જ તેનો ઉત્તરોત્તર વિકાસ થતો રહે છે અને તેનું આકર્ષણ ટકી રહે છે.

માનવજાતના ઇતિહાસમાં વિરોધી રોધક બળો તો ખરાં જ, પણ તે સાથે એક સનાતનના પણ પ્રતિબિંબિત થાય છે. આપણે જેને ભુંસાઈ ગયેલું માન્યું હોય એવું કેટલું યે પ્રાચીન તત્ત્વ આપણામાં જળવાઈ રહ્યું હોય છે. અને આપણને કલ્પના પણ આવે તેના કરતાં ઘણું વધારે આપણી પ્રવૃત્તિઓમાં સંક્રમણ કરી જતું અને કેટલીક વાર તો એકદમ જ સપાટી પર આવીને તે પોતાના અસ્તિત્વની જાહેરાત કરી જતું હોય છે. કાળે કાળે આ રીતે ગર્ભિત રહેલા ભિન્ન ભિન્ન તત્ત્વો છતાં થતાં રહે છે—એ કે કયા તત્ત્વો આ રીતે છતાં થઈ ને નવજીવન પામશે તેનો આધાર ચડતી–પડતીમાં અટવાયેલા વર્ગોની આવશ્યકતાઓના ઉપર રહે છે.

જુદા જુદા વર્ગો અને સમાજરચનાઓ પોતપોતાની સામુદ્રિક લાક્ષણિકતાઓને જન્મ આપે છે અને તેમાંથી જ માનવમાત્રને સ્પર્શી જતી સાર્વત્રિક સામુદ્રિક લાક્ષણિકતા પણ ઉદ્ભવ પામતી રહે છે. આમ તો, સ્વાતંત્ર્યનો સિદ્ધાન્ત અમુક વર્ગ કે સમાજની હાકલને અનુસરે છે એ ખરું, પરંતુ સમય જતાં તેને સર્વવ્યાપી સ્વરૂપ મળી જાય છે તે જ પ્રમાણે માનવજાતિનાં સનાતન લક્ષણોને પણ કાળનિર્મિત કલામાં જોઈ શકાય છે હોમર અને સોફોક્લિસની કૃતિઓમાં ગુલામીની પ્રથા પર નભી રહેલા સમાજની પરિસ્થિતિનું પ્રતિબિંબ પડતું હોય તેટલે અંશે એ કૃતિઓને કેવળ ઐતિહાસિક મહત્ત્વ છે અથવા કાલિદાસનાં નાટકો પણ જેટલે અંશે રાજવી વંશોની જીવનલીલાનો ચિતાર આપે છે તેટલે અંશે એ નાટકો આપણા સમયનાં નાટકો નથી પરંતુ એ સમાજમાં આ પ્રાચીન સાહિત્ય સ્વામીઓને માનવીની મહત્તાનું દર્શન અને એની ભાવનાનાં ઘુમરાને એમણે કલાસ્વરૂપે નિરૂપ્યાં, અને માનવીની અથાગ શક્તિઓનો પણ ખ્યાલ આપી દીધો – આ એ અર્થમાં એ; કાળ–નિર્મિત કલા પણ આધુનિક છે કૌંચવધ કે ટેન્ટેલસની મનોવેદના હજુ આજે પણ મન પર એનો એ જ પ્રભાવ પાડે છે પ્રતિભાવંત-પ્રાચીન કૃતિઓનું વસ્તુ આપણને આજે ભલે કાલાતીત લાગે, પરંતુ તેમાં મૂર્ત થયેલા મનોભાવ અને માનવીની હૃદયલીલા તો જ્યાં સુધી માનવી આ ધરતી પર જીવે છે ત્યાં સુધી જીવંત રહેશે "હું પ્રેમમાં સાથ આપવા ટેવાયેલી છું, તિરસ્કારમાં નહિ" એ એન્ટિગોનના શબ્દોથી તો કોઈ પણ કાળે માનવી પ્રભાવિત થઈ જ જવાનો.

જુદાઈ પગેલી કલાકૃતિઓ વિશે જેમ જેમ વધારે જ્ઞાન પ્રાપ્ત થાય છે તેમ તેમ એ કૃતિઓની વિવિધતા છતાં, તેમાં કેટલું સનાતન અને સર્વવ્યાપી તત્ત્વ ભરેલું પડ્યું છે તેનો આપણને ખ્યાલ આવે છે. એ કૃતિઓના વેરવિખેર લાગતાં લક્ષણો એકમેક સાથે જોડાઈ જતાં તેમાંથી સમગ્ર માનવ જાતિનું જાણે પુનઃસર્જન થઈ જાય છે.

કલાનો ઉદ્ભવ જાદુગરીમાંથી થયો હશે અને એક વાસ્તવિક પરંતુ અપરિચિત સૃષ્ટિને સર કરવા માટે તેનો ઉપયોગ થયો હશે એમ માનવાનાં તો આપણી પાસે ઘણાં કારણો છે જ તરમતરની ક્રિયામાં બીજ રૂપે ધર્મ, વિજ્ઞાન અને કલા અંતર્ગત રહેલાં હતાં, એવું પણ આધારભૂત રીતે કહી શકાય તેમ; ધીરે ધીરે, એ બધાએ તેમાંથી મુક્તિ મેળવી. પરિણામે હવે સામાજિક સંબંધોને પ્રકાશિત કરવાનું, સમાજમાં

આવી રહેલી અપારદર્શિતાને ભેદીને માનવીને પ્રકાશ ચીંધવાનું અને સામાજિક વાસ્તવિકતાને પલટી નાખવામાં એને સહાયક બનવાનું એનું કાર્ય બની ગયું.

અનેકવિધ સંબંધોને અને અનેક વિરોધી બળોને મૂર્ત કરતી અટપટી સમાજ રચનામાં પ્રતિબિંબિત કરવાનું હવે શક્ય નહોતું. આવી સમાજરચનામાં તો સર્વગ્રાહી ચેતના અને તેની અક્ષરશઃ સ્વીકૃતિ અપેક્ષિત બન્યાં હતાં જાદુઈ બળોને સ્વીકારીને ચાલતા પુરાતન સમાજમાં જે કલાસ્વરૂપો પ્રચલિત હતાં તેમાંથી સદંતર મુક્તિ મેળવવાનું અને વધારે વ્યાપક અને નિર્બંધ સ્વરૂપોને વિકસાવવાનું પણ આવશ્યક બન્યું હતું. નવલકથાને આવું એક નવીન કલાસ્વરૂપ ગણાવી શકાય.

કલામાં રહેલાં પ્રેરણાજન્ય અને બુદ્ધિજન્ય તત્ત્વોમાંથી અમુક સમયે કયાં તત્ત્વો પ્રાધાન્ય ભોગવશે તેનો આધાર સમાજે પ્રગતિની કઈ કક્ષા પ્રાપ્ત કરેલી છે તેના પર રહે છે. અને કોઈક વાર ચમત્કારી તો કોઈ વાર બુદ્ધિપ્રધાન અને માર્ગદર્શક બની રહે તેવાં બળો, કોઈ વાર સ્વપ્નશીલ પ્રેરણા, તો કોઈ વાર દૃષ્ટિને વિશુદ્ધ કરવાની ઈચ્છા, સમાજની આવશ્યકતા બની જાય છે. કલા શાતા આપે કે માર્ગનો પ્રકાશ બની રહે—પરંતુ તેથી કંઈ કલાનું કાર્ય વાસ્તવિકતાનું ડૉક્ટરી નિદાન કરવાનું છે એમ કહી શકાશે નહિ. તેનું કાર્ય તો માનવીને સમગ્રપણે વિકસાવી મૂકવાનું છે. વ્યક્તિના 'હું'ને અન્ય વ્યક્તિઓના જીવન સાથે સાંકળી આપવાનું છે, અને જે પરિસ્થિતિ એની પોતાની નથી પણ એની બની શકે એવી છે, તેનો એ વ્યક્તિની પાસે સ્વીકાર કરાવવાનું છે. સામાજિક પરિસ્થિતિ વિશે સભાનતા સેવતાં છતાં જેમની કલાસૂઝ બહુ જ સજાગ છે એવા ઉચ્ચ કોટિના સર્જકોની કલાકૃતિઓમાં કેવળ બુદ્ધિલીલાનું નહિ પણ હૃદયની લીલાનું તેમ જ વ્યંજનાનું પણ દર્શન થાય છે. તેઓ ભાવકની સામે પોતાની કૃતિઓ ધરી દઈને પાછા હઠી જતા નથી; પરંતુ ભાવકોને એ કૃતિઓમાં સંક્રમણ કરવામાં પણ મદદ કરે છે.

પરંતુ એટલું તો નિશ્ચિત છે કે સમાજનો જે વર્ગ દુનિયાની કાયાપલટ કરી નાખવાની શક્તિ ધરાવે છે, તેને માટે કલાનું કાર્ય કોઈ જાદુઈ અસર ઉપજાવવાનું નહિ, તેને માર્ગ ચીંધવાનું અને છેવટે કાર્ય કરવાની પ્રેરણા આપવાનું છે. તો સાથે સાથે એ પણ સત્ય છે કે ચમત્કારિકતાને કલામાંથી સદંતર નાબૂદ કરી શકાતી નથી—કારણ કે એ તત્ત્વમાં તો તેના અસલ સ્વરૂપનો સૂક્ષ્મ શેષ રહેલો છે અને તે ન હોય તો કલા કલા જ રહેતી નથી, આમ છતાં કલાનાં વિવિધ સ્વરૂપોનો વિકાસ, તેની મહત્તા, તેની રંજનશક્તિ માનવીના મનનું પરિવર્તન કરી દેવાની તેની શક્તિ અને અનિશ્ચિતતા, તેનાં બુદ્ધિજન્ય લક્ષણો અને તેનું બેહૂદાપણું, તેની કલ્પનાસૃષ્ટિ અને વાસ્તવિકતા, આ બધાંને ચમત્કારિકતાની સાથે ક્યારે ય વિશેષ સંબંધ રહ્યો નથી.

માનવી પોતાના જીવનને સમજી શકે અને પલટી શકે તે માટે કલાની આવશ્યકતા હંમેશાં રહી છે અને રહેશે. પરંતુ તેની અંતર્ગત ચમત્કારિકતાને લીધે પણ કલા માનવીના જગતની ન ટાળી શકાય તેવી આવશ્યકતા છે અને રહેવાની છે.

[ અર્ન્સ્ટ ફિશરના "ધી નેસેસિટી ઑફ આર્ટ" નામના પુસ્તકના પ્રાસ્તાવિકને આધારે ]

# ગોરખ અને મચ્છિન્દ્ર

—રમણલાલ જોષી

શ્રી ચિનુભાઈ પટવાએ આ અગાઉ પ્રસંગચિત્રો, નિબંધિકાઓ, વાર્તાઓ અને એકાંકીઓ લખ્યાં છે હમેશાં તેમના રસનો મુખ્ય વિષય હાસ્ય, હાસ્ય અને કટાક્ષ રહ્યો છે હાસ્યરસની નિષ્પત્તિ લેખકની પાસે વિશિષ્ટ સજ્જતાની અપેક્ષા રાખે છે. એમાં નિષ્ફળ જનાર લેખક પોતે જ હાસ્યાપદ બને છે શ્રી પટવા 'ફિલસૂફ' ઉપનામથી ચાલુ બનાવો અંગે 'ગુજરાત સમાચાર' દૈનિકમાં લખે છે એવા લખાણોના એક સમૂહ 'ફિલસુફિયાણી'થી તે જાણીતા થયેલા છે નર્મમર્મયુક્ત વિનોદ કે સૂક્ષ્મ હાસ્ય કરતાં તેમની શક્તિ તીખા–તમતમતા કટાક્ષમાં વિશેષ ખીલી ઊઠે છે. આ પુસ્તકમાં તેમના કટાક્ષનું—વેધક કટાક્ષનું નિશાન ગુજરાતનું પ્રાદેશિક રાજકારણ, સંસારકારણ અને કેળવણીક્ષેત્ર બન્યું છે. એકંદરે તેમણે નીપજાવવા ધારેલી અસર થઈ શકે એવી ભાષાની શક્તિ પણ તેમની પાસે છે. ગગનવિહારી મહેતા અને શ્રી સૌદામિની મહેતાએ "સ્વૈર વિહાર'કાર રામનારાયણ પાઠકને ('કૌમુદી'માં) 'હસતા ફિલસૂફ' કહેલા પણ આપણા લેખક તો છે જ 'ફિલસૂફ'–નામધારી! 'ફિલસૂફ'ની તટસ્થતા હમેશાં જળવાતી જોઈએ જ એવું રો જાળવતા હોય એમ નથી (ઓછામાં ઓછું આ પુસ્તકમાં તો). એની ઝાઝી ફિકર કર્યા વગર શબ્દનાં શરસંધાન કરી તેમને ઇષ્ટ એવો લક્ષ્યવેધ તે કરતા રહ્યા છે.

પ્રસ્તુત સંગ્રહમાં રાજકારણ વિષયક લેખમાળા આપવામાં આવી છે આ 'રાજકારણ' આમ તો ગુજરાત પૂરતું મર્યાદિત છે, એમાંય દ્વિ-ભાષીના પ્રશ્નની આજુબાજુ જ ઘણું લખાણ થયેલું છે, અન્ય રાજકીય પક્ષો વિષે ઉલ્લેખો આવે છે પણ મુખ્યત્વે રાજકર્તા પક્ષ—કોંગ્રેસ વિષે લખવાની તેમણે નેમ રાખી લાગે છે આ રીતે આ લેખમાળાનું વિષયક્ષેત્ર પરિમિત બન્યું છે. લેખકે જુદા જુદા લેખોની પ્રસિદ્ધિની તારીખ આપી છે, તે ઉપરથી અને નિવેદનમાં કહ્યું છે તે ઉપરથી જાણવા મળે છે કે આ લખાણો ૫–૯–૫૯થી ૨૮–૯–૬૩ સુધીના સમયને આવરી લે છે જણાવે જ છે કે આ લેખો પ્રાસંગિક કોટિના છે.

એક જાગ્રત અને ટીકાકાર નાગરિક આ પ્રસંગોને કેમ જોયા એનું ચિત્રણ અહીં મળે છે આ દૃષ્ટિ સાથે જેમનો મેળ છે તેમને તો એ ગમે જ, પણ જેઓ જુદી જ રીતે જુએ છે તેમને માટે આ પણ એક દૃષ્ટિબિંદુ હોઈ શકે એ વસ્તુ સમજાય, એ રીતે પણ ઉપયોગી થાય. જે લોકો ઘટનાઓમાં સંડોવાયેલા છે તેઓને આત્મનિરીક્ષણ કરવામાં આ લખાણો કદાચ સહાયરૂપ નીવડે આ સિતમના શોકને હાસ્ય અને કટાક્ષનું આ પુસ્તક દુઃખરૂપ નીવડવાનું મહાજનોએ સ્થાપેલી સંવર્ધેલી તેમજ મહાત્મા ગાંધીજીની વિરલ દોરવણી અને પ્રેરણા પામેલી રાષ્ટ્રીય મહાસભા જેવી દેશના સર્વાંગી અભ્યુદયના આદર્શને વરેલી સંસ્થા ભારતના આ પશ્ચિમ ભાગમાં કેવી દશાને પામી એનું 'ફિલસૂફ'નું બયાન એકંદરે દુઃખરૂપ નીવડે એવું છે.

---

ગોરખ અને મચ્છિન્દ્ર : ચિનુભાઈ પટવા : પ્રકાશક ભરત પુસ્તક ભંડાર, અમદાવાદ. પૃ. ૩૦૮ રૂ. ૫=૫૦.

શ્રી પટવાની આ લેખમાળા ગોરખ અને મચ્છિન્દ્રનાથના સંવાદ રૂપે લખાઈ છે. શિષ્યગુરુની આ જાણીતી જુગલ્ન જોડીને નવા સંદર્ભમાં યોજીને લેખકે પોતાની કુશળતા બતાવી છે. સંભવ છે કે સૌ પહેલાં લેખકને આ પ્રાચીન કથાનકની પાત્ર જોડી સૂઝી હોય અને પાછળથી સાંપ્રત રાજકીય ઘટનાઓ વિષેના પોતાના પ્રતિભાવો દર્શાવવા માટે તેમણે એનો ઉપયોગ કર્યો હોય જો કે અર્વાચીન સમયમાં કરસનદાસ માણેક, ' નારદ ' વગેરેએ જૂની શીશીમાં નવો આસવ ભરવાના પ્રયત્નો કર્યા છે; પણ આ રીતે અમુક સમયના બનાવોને આટલી વ્યાપક રીતે રજૂ કરનાર તો કદાચ શ્રી પટવા જ છે નિવૃત્ત પીઢ કોંગ્રેસી મચ્છિન્દ્ર અને નવાસવા કોંગ્રેસી તરીકે ગોરખના સંવાદ રૂપે તેમણે ગૂંથણી કરી છે એમાં આ બંને પાત્રોનું માનસ ઊપસે છે ચેલો ગુરુથી ગાંજ્યો જાય એવો નથી. બંને એકબીજાને વટલાવે એવા છે. આ પાત્રોનું ચિત્રણ સુરેખ છે. સંવાદમાં પણ તેમની લેખનશક્તિ દેખાઈ આવે છે. પણ તેમની રજૂઆત માટે આ પદ્ધતિ જ કદાચ સ્વાભાવિક છે. બીજી રીતે કરવા તેમણે પ્રયત્ન કર્યો હોત તો આટલી સફળતા તેમને મળત કે નહિ એ પ્રશ્ન છે અહીં એમને એક મર્યાદા પણ નડે છે. બનાવોનો સંદર્ભ વાચકોને પરિચિત છે એમ માનીને લેખક જ્યાં ચાલે છે ત્યાં તેમનો કટાક્ષ સ્વાભાવિકતાથી રેલાય છે; પણ જ્યાં ઘટનાની પશ્ચાતભૂમિકા તલોતલ નિરૂપવાનો આગ્રહ તે રાખે છે ત્યાં કટાક્ષ તો અળપાઈ જાય છે જ પણ સંવાદોય મોળા પડે છે

કટાક્ષની બાબતમાં પણ એક નિરીક્ષણ નોંધવું જોઈએ જ્યાં જ્યાં તેમણે અતિશયોક્તિનો આશ્રય લીધો છે, ત્યાં ત્યાં હેત ઉપર આઘાત કર્યો છે. વસ્તુઓની રજૂઆત અવળવાણીથી કરવાની લેખકને સારી ફાવટ છે, પણ એનો ય અતિરેક એકતાનતા જન્માવે છે.

પુસ્તકની યોજના એવી છે કે વ્યક્તિઓનો નામોલ્લેખ તેમને કરવો પડે. અંગ્રેજી પાંચમા ધોરણથી શીખવવું કે આઠમાથી એની ચર્ચામાં તે ' ઠાકોરભાઈ પાંચમા ' અને 'ઠાકોરભાઈ આઠમા' એમ એક નામવાળી બે વ્યક્તિઓને આ રીતે જુદી પાડે છે, એટલા માત્રથી પણ બહુ ચર્ચાના આ પ્રશ્નને કટાક્ષનો રંગ ચઢે છે!-એ સિવાય વ્યક્તિઓના ઉલ્લેખો હંમેશાં શોભારૂપ ( happy ) નથી. એ ટાળી શકાયા હોત તો સારું એવી લાગણી જન્મે છે.

આ લેખમાળાનો મચ્છિન્દ્ર કોણ? એ પ્રશ્ન જ છે. કોઈ વાર લેખક પોતે જ મચ્છિન્દ્ર રૂપ ધારણ કરે છે ( જુઓ પ્રકરણ ૩૭ ), એ જ રીતે, ગોરખ પણ બદલાતો રહે છે! પોતાને મોઢે હસી લેવાની વૃત્તિ પણ દેખાય છે. " આ લેખશ્રેણીનો ઉદ્દેશ એક સામાન્ય પ્રજાજનના વિચારોનો માત્ર પડઘો પાડવાનો છે " એમ લેખકે કહ્યું છે, પણ અનેક પ્રશ્નો અંગેનું લેખકનું વ્યક્તિગત વલણ ખૂબ સહજભાવે પ્રકટ થઈ જાય છે. એને બદલે પરિસ્થિતિ એની પૂરે પૂરી સંકીર્ણતા અને સંકુલતાપૂર્વક—જ ચિત્રિત થઈ હોત તો ઘણી જગ્યાએ Political Gossip જેવું લાગે છે તે ન લાગત અને એમનો કટાક્ષ વિશેષ સક્ષમ બનત.

એકંદરે પુસ્તકમાં વિનોદનું વાતાવરણ જામે છે આપણા જીવનમાં હાસ્ય ઓછું ને ઓછું થતું જાય છે. આપણા સંસારના પ્રશ્નોને વિનોદના વાતાવરણમાં મૂકવાના તમામ પ્રયત્નો આવકારપાત્ર ગણાય. શ્રી પટવાનું ' ગોરખ અને મચ્છિન્દ્ર ' એ પુસ્તક એ દિશામાં એક ગણનાપાત્ર પ્રયત્ન છે એમ જરૂર કહી શકાય.

પરિચય

# વેરિયર એલ્વિનની આદિવાસી સૃષ્ટિ

ગયા ફેબ્રુઆરી મહિનામાં દિલ્હીમાં વેરિયર એલ્વિન હૃદયરોગના હુમલાથી મૃત્યુ પામ્યા અવસાન સમયે એમની આત્મકથાનું મુદ્રણ પૂર્ણ થવા આવ્યું હતું, તેને પણ વિધિની એક વિચિત્રતા નહિ તો બીજું શું કહેવું ? એ પુસ્તકના પ્રકાશને ભારતમાં અને વિદેશમાં જે રસ જગાડ્યો છે તે જોવા વેરિયર એલ્વિન જીવિત ન રહ્યા, તેને કરુણતા જ કહેવી જોઈએ. આમ છતાં, ૩૫૦ પૃષ્ઠની આ આત્મકથામાં પોતાના આત્માને તેઓ પાછળ રમતો મૂકી ગયા છે તેને પણ આપણે એક આશ્વાસક હકીકત ગણવી જોઈએ. એમનો નશ્વર દેહ ભલે પંચત્વને પામી ગયો હોય — સૌ કોઈનું એ તો આખરી નિર્માણ છે જ. પરંતુ એમની આત્મકથા દ્વારા તો એમના જીવન દરમ્યાન તેમને મળ્યા હશે તેના કરતાં પણ અનેકગણા લોકોનાં અંતરમાં એમની સ્મૃતિ જીવંત રહેશે અને એમની સર્વગ્રાહી પ્રતિભાનો પરિચય મળ્યા કરશે

જીવતે જીવત વેરિયર એલ્વિન એક દંતકથાના પાત્ર જેવા બની ગયા હતા પરંતુ આ આત્મવૃત્તાન્તમાં આદિવાસીઓની વચ્ચે ગાળેલાં અનેક વર્ષોના સંદર્ભમાં એ પાત્ર સજીવ થઈ ઊઠે છે. એમના વિવિધરંગી જીવનના છૂટાછવાયા તાંતણા આ પુસ્તકમાં સાથે ગુંથાઈ જાય છે અને એમની પ્રતિભાનું એક મનોહારી સ્વરૂપ તેમાં બંધાઈ જાય છે. એમના જીવનની સ્થૂળ વીગતો પણ અદ્ભુત જ છે. સ્કોટિશ અને આયરિશ લોહીનું એમનામાં સંમિશ્રણ થયેલું હતું તેઓ ઑક્સફર્ડના એક તેજસ્વી વિદ્યાર્થી હતા અભ્યાસ પૂરો થતાં બિશપ પિતાને અનુસરીને તેઓ પણ ડીન બન્યા એમના પૂર્વજો ભારતમાં આવી ગયેલા અને એમને પણ આ દેશનું આકર્ષણ જાગ્યું ઑક્સફર્ડમાં એમને સાધુ સુંદરસિંહની સાથે મેળાપ થયો અને એમનું પ્રવચન સાંભળીને આ ખ્રિસ્તીની ધાર્મિક પ્રકૃતિ પ્રભાવિત થઈ ગઈ. રોમન કૅથોલિક મિશનરી ફાધર જેક વિન્સલોએ ખ્રિસ્તી દેવળને હિન્દુ ઓપ આપવાનો પ્રયત્ન કર્યો હતો, તે તો વેરિયર એલ્વિનની જાણમાં હતું જ. સમાન દૃષ્ટિવાળા બે મિત્રોની સાથે તેઓ પણ ભારત આવી પહોંચ્યા. અહીં આવીને એમણે દક્ષિણ ભારતીય ઢબે ધોતિયું અને ઝભ્ભો પહેરવા માંડ્યાં અને જમીન પર સૂવા માંડ્યું. ખ્રિસ્તી ચિંતનપદ્ધતિ વિશે એમણે વિચાર કરી જોયો અને તે વિશે એક પુસ્તિકા પણ લખી.

*

૧૯૨૭ના દિવસો હતા એક જ વ્યક્તિના પ્રભાવથી સમસ્ત પ્રજાના જીવનમાં જાણે નવો પ્રાણ રેડાયો હતો. વેરિયર એલ્વિનને ગાંધીજીમાં "ધરતી પરની સૌથી ભવ્ય અને ઈશુ ખ્રિસ્તના જેવી વ્યક્તિ"નું દર્શન થયું ભારત તો ગાંધીજીથી આકર્ષાઈ ચૂક્યું જ હતું. પરંતુ કેટલાક વિદેશીઓ અને અંગ્રેજો પણ એમનાથી અંજાયા હતા. વેરિયર એલ્વિન પણ ગાંધીજી સાથે જોડાઈ ગયા. એમને લાગ્યું કે ગાંધીજીનાં સત્ય, અહિંસા અને સત્યાગ્રહમાં ઈશુના "ગિરિ-પ્રવચન"નાં મૂળ તત્ત્વો આવી જતાં હતાં. એમણે સાબરમતી

* The Tribal World of Verriar Elwin (Oxford University Press, Bombay) Rs. 20.

# અહીંયાં ને ત્યાં

## વૃદ્ધાવસ્થા !

કોઈ પણ દેશની વસ્તીનો ૧૦ ટકા વર્ગ જ્યારે ઘરડાંઓનો બનેલો હોય ત્યારે એવું કહેવાય છે કે એ દેશ ઘરડાનો બનેલો છે ! ઈંગ્લેંડ અત્યારે આ કક્ષામાં છે ત્યાં વસ્તીનો ૧૫ ટકા વર્ગ ૬૫ની ઉંમર ધરાવે છે અને ડર તો એ છે કે,

જો આમ જ ચાલુ રહેશે તો, ૧૯૭૫ સુધીમાં પાંચમા ભાગની વસ્તી ૭૫ વર્ષની હશે ! (તેમાંય ડોસાઓ કરતાં ડોસીઓની સંખ્યા ઘણી વધુ) જો કે, એન્ટીબાયોટીક દવાઓની શોધથી ૬૫–૭૦ની આસપાસની વ્યક્તિ પણ સારી રીતે જીવન જીવી શકે છે. અને એટલે જ તો ત્યાં માણસને જ્યારે 'વૃદ્ધ' ગણવામાં આવે છે ત્યારે તે કાં તો તદ્દન અપંગ અને અશક્ત અથવા તો માનસિક સ્વસ્થતા ગુમાવેલો માણસ મનાય છે.

દેશની સામાજિક સંસ્થાઓને માથે આ 'પાકા પાન'ની ભાળવણી માટે તંદુરસ્ત, યુવાન ખભા શોધવાની પણ એક ભારે જવાબદારી રહે છે ને તે પછી પણ આ સમસ્યા કંઈ એટલી સરળ બનતી નથી. ભલભલા સમૃદ્ધ દેશમાંય આ એક મુંઝવનારો પ્રશ્ન રહ્યો છે.

ઇંગ્લેંડનો જ દાખલો લઈએ તો, ત્યાં હોસ્પિટલો માટે ઘરડાંઓએ એક ભારે મુંઝવણ ભર્યો પ્રશ્ન ઊભો કરી દીધો છે વૃદ્ધો માટેની ખાસ હોસ્પિટલો તો ખીચોખીચ ભરાયેલી રહેજ છે, પણ બીજી જનરલ હોસ્પિટલોમાં પણ વૃદ્ધ દર્દીઓનો ધરખમ ધસારો રહે છે વધુ અગવડ તો ત્યારે ઊભી થાય છે કે જ્યારે અપરીણિત કે વિધુર દર્દી કોઈપણ હિસાબે હોસ્પિટલ છોડવા "તૈયાર નથી હોતો. અને એ પણ સાચું જ કે કમજોર જિંદગીમાં એ હોસ્પિટલ છોડીને ક્યાં અને કોનો સ્નેહ પામવા જાય ? બે તૃતીયાંશ જેટલી સંખ્યા આવા એકલવાયા દર્દીઓની રહે છે.

બે પ્રકારના વૃદ્ધો હોસ્પિટલમાં દેખવા મળે છે પહેલો પ્રકાર એવો હોય છે કે જેઓ કાં તો તાત્કાલિક રાહત મેળવી થોડા દિવસમાં હોસ્પિટલ છોડે છે. અથવા તો, ટૂંક:મુદતમાં આ ફાની દુનિયા ત્યાગે છે. બીજા પ્રકારના દર્દીઓ 'ક્રોનિક' દર્દોથી વારંવાર હોસ્પિટલમાં લાંબા ધામા નાખવા જ આવી પહોંચતા હોય છે.

આપઘાતના કિસ્સા પણ પાછલી ઉંમરમાં ખૂબ વધતા જણાય છે. મોટા ભાગે કારણમાં હોય છે— માંદગી, એકલતા, આર્થિક ભીંસ અથવા પરવશતાની શરમ ઘડપણમાં મનનું બાળાપણું એટલું વધી જાય છે કે ઘણા તો તદ્દન સાનભાન ગુમાવી બેસે છે, કેટલાક માનસિક વિકૃતિના ભોગ બને છે તરેહતરેહની વિચિત્રતાઓ પણ આ મોટની વર્ષોમાં દેખાય છે. આવા કિસ્સાઓને કારણે ઇંગ્લેંડની મેન્ટલ હોસ્પિટલો વૃદ્ધોથી ભયરક રહે છે.

પરંતુ, આ માનસિક બિમારીવાળા માટે ઘણી વખત મેન્ટલ હોસ્પિટલનો વાસ જીવતું મૃત્યુ બની રહે છે. ખરેખર જ ભાન ગુમાવી બેઠેલા ત્યાં રહે એ બનાવર છે, પણ સાધારણ વિચિત્રતા માટે કોઈને પણ ગાંડાની દુનિયામાં ધકેલી દેવો એટલે એના પર અત્યાચાર કરવા જેવું જ છે ! આવા વૃદ્ધો માટે નાનકડાં સ્વાસ્થ્ય-ઘરો, જો ખોલાય તો, આશીર્વાદરૂપ બને.

બીજી પણ વાત છે : ઘડપણમાં માણસને પોતાનો હક્ક સ્થાપવાની ઈચ્છા પણ નમણા વેગથી થતી હોય છે અને ખાસ કરીને બાળઉછેર માટે તો મુખ્યત્વે. પણ બે પેઢી વચ્ચે એ બાબતમાં આકાશ–પાતળ જેટલો તફાવત પડી જાય છે માતા–પિતા જે રીતે પોતાના બાળકને ઉછેરવા માગતા હોય એ રીતે દાદા–દાદીને જરાપણ પસંદ ન પડે અને પરિણામે હરહંમેશનો કંકાસ ઘરમાં રહ્યા કરતો હોય છે. આવા સંજોગોમાં પણ

ઘણાં કુટુંબો ,વૃદ્ધોને સમાજ–સંચાલિત આશ્રમો કે હોસ્પિટલોમાં મોકલી દેવા આતુર રહે છે

એવાંય અસંખ્ય વૃદ્ધો છે કે જે અપરિણીત છે. અથવા તો સંતાનહીન છે જેનું કોઈ જ નથી એમને માટે જીવનનો છેલ્લો તબક્કો શાપરૂપ જ હોય છે

જેમને બાળબચ્ચાં છે તેઓ એમની સાથે શાંતિથી જીવી ન શકવાને કારણે બહાર ધકેલાય છે, દુઃખ, રોષ વગેરે મનોઘાતના વેઠતા રહેવા છતાં તેઓ ક્રૂ કે ક્રૂ કે વાત્સલ્યતાના ઝરણાંની ઠંડક અનુભવી રાહત મેળવે એ.

આવા કરૂણ જીવો માટે હમણાંની 'કૉલોની'ઓ બંધાઈ રહી છે પોતાની ટચુકડી બંગલીમાં આગવું સ્વાતંત્ર્ય જળવાઈ રહે અને છતાં સતત સાલતી એકલતા પણ પોતાની જ ઉંમરના સમભાગી મળતા ઓછી થાય

પરંતુ આ બાહ્ય વ્યવસ્થાઓ કરતાં વધુ મહત્ત્વની વાત તો ઘડપણમાં માનસિક ચેતના જળવાઈ રહે, એ જોવાની છે.

પ્રથમ તો, યુવાનીમાં વ્યક્તિ જેટલી સ્ફૂર્તિલી, જેટલી તેજસ્વી અને જેટલી સ્વસ્થ રહે એટલી જ એની વૃદ્ધાવસ્થા પણ મધુર બને છે. વિશ્વમાં જેઓ કંઈ પણ કરી ગયા છે તે સૌનાં જીવન આ હકીકતના પુરાવારૂપે મોજુદ છે જાગૃત, બુદ્ધિશાળી કલાકાર નાગરિક ઓસરતા જીવનમાં પણ મઝાથી કામ ચાલુ રાખે છે. આવી વ્યક્તિઓ જીવનના છેલ્લા શ્વાસ સુધી કાર્યમુક્ત થવાનું વિચારતી નથી

બીજું એ કે, જેણે પ્રૌઢાવસ્થા દરમ્યાન વૃદ્ધાવસ્થા કેમ ગાળવી એ વિશે વિચારી રાખ્યું હોય છે અથવા તો એ પરિસ્થિત માટે મનને પૂરેપૂરું તૈયાર કરી રાખ્યું હોય છે એવાં માટે પાછલાં વર્ષો બહુ કઠીન નથી બનતા.

ત્રીજો મુદ્દો : વૃદ્ધાવસ્થામાં કામ ન કરાય અને આરામ જ કરવાનો હોય, એ વાહિયાત ખ્યાલ જેણે દૂર કર્યો છે તે નાગરિક જીવનની આ અવસ્થાને જીતી જાય છે કામ મનને રોકેલું રાખે છે અને ઈર્ષાદ્વેષના વેરઝેર વિચારોથી ઉદ્ભવતાં ઘણાં દુઃખોને દૂર કરે છે.

ઇંગ્લેંડમાં આજ દૃષ્ટિથી ઉંમરને કારણે આવતી અશક્તિને લક્ષ્યમાં લઈ હળવા કાર્યો વૃદ્ધો માટે શોધાઈ રહ્યાં છે. આંશિક વેતન મળે અને મનનું રોકાણ પણ થાય. "હું મરવાના વાંકે નથી જીવતો, પણ સમાજનું કંઈક ઉપયોગી અંગ છું"—એવું સંતોષ ભર્યું આશ્વાસન વૃદ્ધને જીવવાનો ઉત્સાહ આપે છે.

સમયને તો છેવટે કોઈ બાંધી શક્યું નથી અને મૃત્યુને હજી સુધી જીતી શકાયું નથી. એટલે બધું જ કરતા રહીને પણ છેવટે આપણે એ જે નિયતિ છે એને ભેટવાનું છે, છતાં છેલ્લી ક્ષણ સુધી જીવન જીવવા જેવું રહે એ તરફના આપણા પ્રયત્નો રહેવા જોઈએ એ સમજ આ પ્રશ્નના મૂળમાં છે.

★

## ઘરડાંનાં ઘર

વૃદ્ધોને અત્યંત જરૂરી એવી કાળજી અને લાગણી મળી રહે એ દૃષ્ટિએ બ્રિટનમાં 'સાઉથ એન્ડ' નામના એક દરિયાઈ હવા ખાવાના સ્થળે અસંખ્ય 'ઘરડાંનાં ઘર' ચલાવવામાં આવે છે. એ શહેરને એનું ભારોભાર ગૌરવ પણ છે.

આ 'ઘરડાં–ઘરો'માં હોટેલ કે હોસ્ટેલની જેમ અલગ ઓરડાનો વાસ મળે છે અને જેને તદ્દન સ્વતંત્ર રહેવું હોય તેને માટે નાની નાની બંગલીઓની પણ વ્યવસ્થા છે આ ઘરડાં–ઘરોના જનરલ મેનેજર છે મિ એ સી વેબ દરેક નવાં આગંતુકને તેઓ કાળજીપૂર્વક, એનીજ ઉંમરનાં વૃદ્ધો સાથે રહેઠાણ આપે છે કારણ ઉંમરના ક્રમ પ્રમાણે અલગ નિવાસો બનાવવામાં આવ્યા છે દરેક સ્થળે એક ગૃહમાતા હોય છે જે પ્રેમપૂર્વક વૃદ્ધોની જરૂરિયાતો પૂરી પાડે છે

પણ સૌથી વિશાળ ઘરડાં–ઘરો તો ૧૯૫૭માં મિ. બર્સ્ટીને શરૂ કરેલાં નાના પાયા પરનાં બોર્ડીંગ હાઉસરૂપે અસ્તિત્વમાં આવ્યાં. ૧૦–૧૨ માણસો એમાં રહેતાં. સૌને હૂંફ અને સમવડ મળતાં. કારણ બર્સ્ટીન પોતે ખડેપગે એમની તહેનાતમાં રહેતા. વ્યક્તિગત એકાંત પણ મળતું છતાં સામાજિક જીવનની ખોટ એમને

[ અનુસંધાન પાન ૮૧ ઉપર ]

... આવી વિવિધ સરકારી 'સહાય'ની ભીખ લેનાર અદૌલા છેવટે થાક્યો ને પ્રેસિડન્ટ કાસુબુની પાસે એણે પોતાનું રાજીનામું ધરી દેવાની વેળા આવી

★

ખેર, આ હાલતમાં કોંગોનું નવું પ્રકરણ શરૂ થયું. વિધિની કહો કે ઇતિહાસની કહો, નિષ્ઠુરતા કહો કે વિચિત્રતા કહો, પરંતુ કાટાંગાને સ્વતંત્ર જાહેર કરી દઈને કોન્ગોને આંતર વિગ્રહની આગમાં ધકેલનાર પ્રથમ માનવી, બેલ્જીયમની શાહીસત્તાનો સાગરિત અને કાટાંગાની અઢળક સંપત્તિનો રણીધણી શોમ્બે- એ—એ વરસથી ભાગી જઈને સ્પેનમાં વસેલા આ શોમ્બેએ—કોંગોની એકતાનું બીડું ઝડપ્યું; અને અદૌલાની સરકારે શોમ્બે ઉપરના ખૂની-કાવત્રાના આરોપો દૂર કરીને એને હરખભર્યું આમંત્રણ આપ્યું

શોમ્બેએ ૩ મહિનામાં એકતા સ્થાપિત કરી બધું ઠીક કરી દેવાની બડાશ પણ મારી – બધા જ સરમુખત્યારો કરે છે તેમ!

જુલાઈના આરંભમાં શોમ્બેના હાથમાં સૂત્રો સોંપાઈ પણ ગયાં. ને એણે ય સાહસ કરીને, પોતાના દુશ્મન (લુમુમ્બાના સાથી અને રાજદ્વારી વારસદાર નેતા) ગિઝેન્ગાને જેલમાંથી બહાર કાઢી પોતાની સાથે હાથ મિલાવી કામ કરવા ઓફર આપી. બીજી બાજુ, પોતાની જેમ લુમુમ્બાની સામે બંડ કરનાર દક્ષિણ કાસાઈ પ્રદેશને ને કાલોન્જીને તેણે પોતાની પાંખમાં લીધો.

શોમ્બે અને કાલોન્જી દેશના તારણહાર તરીકે બહાર આવ્યા!

પરંતુ શોમ્બેની સૌથી અજબ ગણાય તેવી સિદ્ધિ તો એ હતી કે તેના ઉપર લુમુમ્બાના ખૂનનો આરોપ હતો, તેની જગાએ તેણે "ગુપ્ત દસ્તાવેજો" (!) ના જોર પર એવું સસવવાની હિંમત કરી કે લુમુમ્બાની હત્યા કરવામાં તેના સાથીદાર અદૌલા જૂથનો જ હાથ હતો!

ટૂંકમાં, શોમ્બેએ અદૌલાની સરકારના હાથમાંથી સત્તા તો લીધી જ, પરંતુ એને એ રીતે બદનામ કરી મૂક્યો કે ફરી એ સત્તાના મેદાનમાં ઊભો જ રહેવા ન પામે.

બીજે હાથે તેણે એના જૂના કાટાંગી સાથીઓને હલકા પાડી દઈને પોતાનાં જૂનાં પાપોમાંથી કેમ જાણે મુક્તિ મેળવી લીધી!

વળી, ત્રણ જ મહિનામાં વ્યાપક રાષ્ટ્રીય એકતા સ્થાપી દઈ, ટૂંકા ભવિષ્યમાં ચૂંટણી દ્વારા વધુ સ્થિર અને સદ્ધર સરકાર રચવાની એની જાહેરાત પાછળ એની ગમે તે ગણત્રી હોય, પરંતુ એની ધારણા ખોટી પડી છે.

* ૩૫૦૦૦ ની સેના ૫૦૦ જેટલી નાની બની ગઈ છે; અને એની બિનકાબેલિયત તો જાહેર છે.

* બીજી બાજૂ, બંડખોરોએ ભારે હિંમત અને તાકાતથી આગળ વધવા માંડ્યું છે.

— કિવુ, કિવલુ અને ઉત્તર કાટંગાના ત્રણ પ્રદેશો ઉપરાંત સ્ટેન્લેવિલેથી કોમિના સુધીનો પ્રદેશ ઉમેરતાં-

આશરે ૨૦૦,૦૦૦ (બે લાખ) ચો. માઇલનો પ્રદેશ એટલે કે આખા કોન્ગોનો પાંચમો ભાગ બંડખોરોના હાથમાં જઈ પડ્યો છે.

— બંડખોરોનાં મથકો ફ્રેન્ચ બ્રાઝિલવિલે તથા બુરૂન્ડા, અને હવે તો, ઝાન્ઝીબારમાં પણ વિસ્તર્યાં હોવાનું જણાય છે; ચીનની મદદ પણ વધી મનાય છે

આ સ્થિતિમાં શોમ્બેએ પણ અમેરિકા અને પશ્ચિમ ઉપર મુખ્ય આધાર રાખવાનું જ સ્વીકાર્યું છે—હકીકતે, અદૌલાની ટીકા આ જ માટે થઈ હતી!

અમેરિકાએ પોતે બેલ્જીયમ દ્વારા શક્ય એટલી બધી મદદ આપવાનું નક્કી કર્યું જણાય છે.

પરંતુ બીજી બાજુ, આ વલણને કારણે ગિઝેન્ગાનાં લુમુમ્બાવાદી 'રાષ્ટ્રીય' તત્ત્વોનો આંતરિક વિરોધ પણ ઉગ્ર બન્યો છે; અને રશિયાએ પણ ઉહાપોહ જગાવ્યો છે

• અમેરિકાની અઢળક સહાય છતાં પ્રજાના ટેકા વિનાની શોમ્બે સરકાર બંડખોરો આગળ વધુ ને વધુ નિર્બળ પૂરવાર થશે અને વધુ ને વધુ પ્રદેશો બંડખોરોના હાથમાં જતાં, તેમની સમાન્તર સરકારની સ્થાપના થતાં, ચીન, રશિયા અને દંગોલનું વલણ પણ એના સ્વીકારનું થાય તો નવાઈ નથી.

કોન્ગોની સ્વાધીનતાના આરંભે પરિસ્થિતિને વધુ ગૂંચવાતી ઉગારી લેવાના એક સાધન તરીકે તમામ બહારના રાષ્ટ્રોની ડખલને સીલ મારી દઈને યુનો

દ્વારા શાંતિ અને એકતાનો જે માર્ગ, મર્યાદિત રીતે પણ શક્ય બન્યો હતો, તેને સ્થાને હવે મહાસત્તાઓની સીધી કારવાઈઓ પાછી જોર શોરથી શરૂ થઈ ગઈ છે ને એનું પરિણામ કોન્ગોમાં અગ્નિ-એશિયાનું પુનરાવર્તન કરાવનારું હશે!

કોન્ગોની ટોળીવાદી આંતરિક વિષમતાનું કુનડાપણું ધ્યાનમાં લેતાં, આવી બહારની દખલ અનેકગણાં વધુ કારમાં પરિણામો નિપજાવનાર બનશે એવો ભય અસ્થાને નથી

*

આમ છતાં, આફ્રિકી રાષ્ટ્રોની ગયા જુલાઈમાં કેરો ખાતેની જે પરિષદ (O. A. U.)—ઑર્ગેનિઝેશન ફૉર આફ્રિકન યુનિટી) શોમ્બેને હાજર રહેવાની જ તક આપી ન હતી, એ જ સંગઠને તાજેતરમાં વધુ શાણું પગલું લીધું છે; અને શોમ્બેએ આ પણ સ્વીકારી લીધેલું સૂચન એ છે કે અખિલ આફ્રિકી શાંતિદળની તત્કાલ સ્થાપના કરવી. (શોમ્બેએ થોડાક અઠવાડિયા પહેલાં જ નાઈજીરીઆ, ઈથિયોપીઆ, સેનેગલ, સિબેરીઆ, અને માલાગાસીને તો આવી અપીલ કરી જ હતી.)

તાજેતરમાં ધાના તરફથી પણ જે સૂચન થયાં છે તેમાં આવા શાંતિદળની સ્થાપના ઉપરાંત એવા મુદ્દા રજૂ કરવામાં આવ્યા છે કે:

(૧) તત્કાળ તમામ બંડખોરોએ બંડ તહકુબી જાહેર કરવી.

(૨) કોન્ગોમાં તમામ સૈન્યનું તટસ્થીકરણ કરવું

(૩) આફ્રિકન એકતાસંઘ (O. A U) તરફથી બધા પક્ષોની અને જુથોની પરિષદ ભરવી.

આમ, આફ્રિકી રાષ્ટ્રો પોતે જ પોતાનો આંતરિક વિખવાદ મીટાવવા આતુર અને ઉદ્યત બન્યા છે એ એક શુભ ચિહ્ન છે

[ ૯-૯-૬૪

[અનુસંધાન પાન ૭૭નું ચાલુ]

સાલવા લાગી. સંખ્યા વધુ હોય તો એ પ્રશ્ન સુલઝાવી શકાય એમ લાગવાથી બર્સ્ટીને સમુદ્રને કિનારે બંધાયેલી ભવ્ય 'પેલેસ-હોટેલ'ના ઉપલા માળને ભાડે લઈને અહીંયા ઉપરાંત ઓરડા વૃદ્ધો માટે તૈયાર કરાવ્યા. ભાગ્યાદર આ હોટેલમાં ટેલીવીઝન-રૂમ છે, અપટુડેટ રેસ્ટોરાં છે, જાતે રાંધીને ખાવું હોય તો વાસણો વગેરેની સગવડ છે. ૩૫ શીલીંગ કે વધુમાં વધુ ૨ પાઉંડ રોજનું ભાડું ભરીને સારામાં સારી સગવડ આ રીતે મેળવી શકાય છે.

દર સાંજે ડાન્સ, સંગીત કે પાનાંની રમત જેવો મઝાનો કાર્યક્રમ ગોઠવાય છે. અને સરખી જ ઉંમરનાં બધાં ભેગાં મળ્યાં હોય એટલે યુવાનો જેટલા જ ઉમંગ-ઉત્સાહથી એકએક કાર્યક્રમને એ લોકો માણી શકે છે અને, કોકવાર એંસીથી નેવુ વર્ષની વૃદ્ધાઓ તાનમાં આવી 'હોપ-ડાન્સ' કરવા લાગી જાય છે!

વાહન વગેરેની સગવડ પણ હોસ્ટેલજ પૂરી પાડે છે. 'પેલેસ-હોટેલ' જેવી જ બીજી કેટલીય હોટેલો હમણાં ત્યાં ઊભી થઈ છે હવાપાણી અને હોટેલોની સગવડથી આકર્ષાઈ મોટી સંખ્યામાં વૃદ્ધો ત્યાં ઠલવાવા લાગ્યા છે, એટલે જ સ્તો કુલ વસ્તીનો ૧૮ ટકા વર્ગ જ્યાં પેન્શનરોનો જ હોય ત્યાં આવો જીવનપ્રકાર ઊભો થાય એમાં નવાઈ શી!

—ભારતી શાહ

# શાસ્ત્રી સરકાર અને નહેરુનો વારસો

## ૧ : અવિશ્વાસની દરખાસ્ત

ભારતની સંસદમાં તા. ૧૪થી૧૮ સપ્ટેમ્બરના દિવસો દરમ્યાન શાસ્ત્રી–સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત રજૂ થઈ હતી

નહેરુના દેહવિલયને માંડ ચાર મહિના થયા હતા, અને શાસ્ત્રીજીને સત્તા ધારણ કર્યે માંડ ૧૦૦ દિવસ થયા હતા, ત્યાં તો દેશભરમાં અનાજતંગી, ભાવ વધારો અને કાળાનાણાંએ સર્જેલી કટોકટી તથા પ્રધાનકક્ષાનો સડો–એટલી હદે પહોંચી ગયેલાં દેખાયાં કે કેટલાક વિરોધ પક્ષોને સંસદમાં અવિશ્વાસની દરખાસ્ત રજૂ કરવા જેવી એક નવી તક સાંપડી જણાઈ...ખાસ કરીને, સામ્યવાદી પક્ષ અને સંયુક્ત સમાજવાદી પક્ષે આગેવાની લીધી સ્વતંત્ર પક્ષ અને આચાર્ય કૃપલાનીજી જેવાએ એમાં ટેકો ન આપ્યો.

> પરંતુ, દરખાસ્તને ટેકો આપનાર અને નહિ આપનાર સૌ એવી લાગણી વ્યક્ત કરી રહ્યા હતા કે કૉંગ્રેસના દા'ડા હવે ભરાઈ ગયા છે.

આ ચર્ચા દરમ્યાન સરકારની નીતિની તૂટક છૂટક ઘણી બધી ટીકાઓ થઈ. પરંતુ ટીકાકારોમાં દૃષ્ટિની એકતા ન હોવાને કારણે એકંદર કશો આકાર ઊભો થયો નહિ.

આશરે એકાદ વર્ષ પૂર્વે, પં. નહેરુની ઉપસ્થિતિમાં, કૉંગ્રેસતંત્રનાં એકધારાં સોળ વર્ષ દરમ્યાન પ્રથમ વાર આચાર્ય કૃપાલાની અવિશ્વાસની દરખાસ્ત રજૂ કરી હતી; તે વખતે પ્રગટ થયેલો રંગ આ વખતે જામ્યો નહિ. અને ટીકાકારોમાંના કેટલાક સરકારની સમાજવાદી નતિના ઢીલાઢચા માટે, તો બીજા કેટલાક વધતા જતા રાજ્યવાદના અતિરેક સામે સાવધાની ઉચ્ચારતા હતા.

આ બધામાં આગળ પડતો અને સ્પષ્ટ આક્ષેપ કરનારા હતા સામ્યવાદી પક્ષના નેતા પ્રોફેસર હીરેન મુકરજી એમણે વિષભાણ છોડી વાતાવરણમાં 'ગરમી' લાવવા શાસ્ત્રી–સરકાર ઉપર 'નહેરુ–નીતિનો દ્રોહ' કર્યાનો આક્ષેપ કરીને વાતાવરણ કલુષિત કરી મૂક્યું હતું.

શાસ્ત્રીજીએ, અવિશ્વાસની આ દરખાસ્તને પોતાની નીતિ અંગે પ્રથમવાર વ્યવસ્થિત રજૂઆત અને સફાઈ કરવાની તક સમજીને, સ્વસ્થ શૈલીમાં ઉત્તરો આપ્યા, તેમાં એમણે પ્રધાનો અને અમલદારોની 'જીવપતિ' ઉપર ટીકા કરી પ્રજા અને સરકાર વચ્ચે ખાઈ ન પડવા દેવા ઉપર ભાર મૂક્યો; સરકારનાં વિવિધ ખાતાંઓ વચ્ચે સહકાર ન હોવાની કબૂલાત કરી, પ્રધાન–કક્ષાએ વ્યાપી રહેલા ભ્રષ્ટાચારનો ઉલ્લેખ કરીને એવો અભિપ્રાય પણ જણાવ્યો કે–

> એકવાર વડા પ્રધાન અગર તો રાજ્યના મુખ્યપ્રધાન પોતાના સાથી અંગેની ફરિયાદોમાં વ્યાજબીપણું જુવે તે પછી તે પ્રધાનોએ પોતાનું રાજીનામું ધરી દેવું જોઈએ.

*

શાસ્ત્રીજીએ અનેક બીજી ટીકાઓના મિતભાષી ઉત્તરો વાળ્યા.

**પરંતુ તેમણે પોતાની ઉપર કોઈ સૌથી ગંભીર આક્ષેપ માન્યો હોય તો તે એ હતો કે તેઓ પં નહેરુની નીતિનો દ્રોહ કરી રહ્યા છે.**

અંદરથી અકળાઈ રહેલા શાસ્ત્રીજીએ આ આક્ષેપ કરનાર કમ્યુનીસ્ટ નેતા પ્રા હીરેન મુકરજીનો ઉલ્લેખ કરીને કહી નાખ્યું કે–"તેઓ (પ્રો મુકરજી) કમ્યુનિસ્ટ વિચારસરણીથી બહાર કશું દેખી શકતા નથી."

અને પછી પોતાની નીતિ અંગેનું નિખાલસ નિવેદન કરતા હોય એમ સ્પષ્ટ વાણીમાં સમજાવ્યું કે—

લોકશાહી · સમાજવાદ અને બિનજોડાણની પંડિત નહેરુની નીતિને આજની સરકાર વફાદાર રહી છે

પરંતુ તેમણે તરત જ ખુલાસો કર્યો કે—

કોઈ પણ રાજદ્વારી નીતિ જડ રહી શકતી નથી. સાચા નેતાએ તેના પુરોગામીનો જ માર્ગ કાપવાનો હોતો નથી, કેમકે રાજકારણી જીવનમાં પરિસ્થિતિ પલટાય છે, માણસો બદલાય છે, વાતાવરણ ફેરવાતું રહે છે સાચા નેતાએ પલટાતી પરિસ્થિતિને પહોંચી વળવું જોઈએ.

અને તેમણે ગાંધીજીનું તથા પં. નહેરુનું દૃષ્ટાંત આપી કહ્યું કે આ બંને મહાપુરુષોએ પોતાના પુરોગામીઓથી નવા જુદા માર્ગે કોંગ્રેસનો વિકાસ સાધ્યો હતો; એથી કાંઈ પુરોગામીઓ પ્રત્યેની તેમની આમાન્યાનો ભંગ થતો નથી.

*

અલબત્ત, અવિશ્વાસની દરખાસ્ત ઊડી જવા સરજાઈ હતી—તે ૫૦ વિરુદ્ધ ૩૦૭ મતે ઊડી જ ગઈ.

જો કે શાસ્ત્રીજીને વારસો મળ્યો ત્યારે જ ગંભીર કટોકટી પાકી રહી હતી · અને ૧૦૦ દિવસના ટૂંકા ગાળામાં એને શમાવી દેવાનું કોઈ રીતે શક્ય માનવું એ જ અયોગ્ય ગણાય એ રીતે અવિશ્વાસની દરખાસ્ત પાછળ રાજકીય તકવાદ હતો જ હતો આમ, આ દરખાસ્ત આ તબક્કે અસ્થાને હોવા છતાં, ભારતને માથે ઝઝૂમી રહેલી અન્ન-આહાર કટોકટીનું ગંભીર રૂપ આથી છતું થયું. એ દૃષ્ટિએ, અવિશ્વાસની દરખાસ્ત આજની સરકાર અને આખા દેશ સામે મોં ફાડી ઊભેલી ગંભીર સમસ્યા પર પ્રકાશ પાથરવામાં કારણભૂત બની જ છે

જો કે અકંદરે રીતે, લાલબહાદુર શાસ્ત્રી આ ચર્ચા દરમ્યાન વધુ શાણા અને સ્વસ્થ નેતા તરીકે બહાર આવ્યા છે

પરંતુ આ ચર્ચા એક બહુ જ સૂચક વિવાદને જગાડી દેવા નિમિત્તરૂપ બની છે તે પણ ઠીક થયું છે

[૨૨-૯-૬૪

## ૨ : નહેરુ-નીતિનો દ્રોહ?

**પંડિત નેહરૂના વારસદાર** વડાપ્રધાન તરીકે લાલબહાદુર શાસ્ત્રીએ, સત્તાનાં સૂત્રો હાથ ધર્યાં એ દિવસથી માંડીને છેક હમણાં સુધી, પં. નેહરુની મૂળભૂત નીતિ સાથેની પોતાની વફાદારી ફરી ફરીને જાહેર કર્યા જ કરી છે

**આમ છતાં,** ઓગસ્ટના અંતમા દિલ્હીમાં મળેલી એ આઈ. સી. સી.ના દિવસથી તે આજ લગીમાં – આ એક જ મહિના દરમ્યાન – શાસ્ત્રી સામે વ્યવસ્થિત રીતે એવા આક્ષેપો થતા રહ્યા છે કે તેઓ પં. નેહરુની નીતિનો દ્રોહ કરી રહ્યા છે.

સામ્યવાદીઓએ જગવેલા આ વિવાદનાં મૂળ ઊંડાં છે; એના સારાનરસા પરિણામ આખા દેશના ભાવિ માટે અસાધારણ મહત્વ ધરાવે છે.

શાસ્ત્રીજી ઉપર નેહરુ-નીતિના દ્રોહના આ આક્ષેપને ટેકો આપનારા કોંગ્રેસમાં પણ છે તેઓ પોતાને ‘પ્રગતિશીલ’ કોંગ્રેસજન અથવા ‘સાચા સમાજવાદી’ અને ‘સાચા દેશભક્ત’ (‘પેટ્રીઅટ’) કહેવડાવે છે (મેનનજૂથના અંગ્રેજી દૈનિકનું નામ ‘પેટ્રીઅટ’ જ છે) મેનન, માલવિયા તેના અગ્રણી છે. તેમની રાહબરી નીચે થોડા જ દિવસ અગાઉ ઉત્તર પ્રદેશના સમાજવાદી કોંગ્રેસજનોની પરિષદ મળી હતી બે દિવસની ચર્ચા-વિચારણાને અંતે તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે :—

કોંગ્રેસને ખતમ થતી બચાવવી હોય તો તેણે પં નેહરુની નીતિને વફાદાર રહીને ભુવનેશ્વરના સમાજવાદના ધ્યેય પર હિંમતપૂર્વક દૃઢ કદમ ઉઠાવવા જોઈએ અને શાસ્ત્રી—

સરકાર જે વળાંક લઈ રહી છે તેને તે રસ્તેથી ચેનવવી રહી, પાછા વાળવી રહી.

આ કોંગ્રેસી 'પ્રગતિશીલ' સમાજવાદીઓને મન નેહરુનીતિનો અર્થ સ્પષ્ટ હતો. રાષ્ટ્રીય ક્ષેત્રે સમાજવાદી કાર્યક્રમનો પહેલો હક્કો એટલે (૧) બેન્કોનું રાષ્ટ્રીયકરણ (૨) અનાજનો સરકાર-હસ્તક વ્યાપાર (૩) ભારે ઉદ્યોગો ઉપરનો અંકુશ રાખીને રાષ્ટ્રનું ત્વરિત ઉદ્યોગીકરણ. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે બિન-જોડાણ નીતિ એટલે (૧) રશિયા અને તેના જુથ સાથે નીકટતમ મૈત્રી સબંધ! (૨) આફ્રિકા-એશિયાના પછાત દેશોમાં 'પશ્ચિમી શાહીવાદી' નીતિ સામે મોરચો (૩) પશ્ચિમી મૂડીવાદી છાવણી સાથે ન છુટકાનો લટકતો સબંધ.

આ 'પ્રગતિશીલો'ને મન નેહરુ-નીતિનો આજ એકમાત્ર અર્થ હતો: અને આ નીતિમાં તેમની અટળ શ્રદ્ધાય હતી. આ સિવાયની બીજી કોઈ નીતિ નેહરુ-નીતિની વફાદારીનો દાવો કરી શકે એવુ સ્વીકારવા કે વિચારવા તેઓ તૈયાર ન હતા.

નેહરુ-નીતિનો અર્થ કરવામાં કદાચ તેઓ નેહરુ કરતાંય વધારે ઝનૂની હતા અને એના અમલમાં નેહરુ કરતાં અદકા અધીરા ને ઉત્સાહી પણ હતાં.

✻

એ વાત સાચી પણ છે કે પં. નેહરુનો મુખ્ય ઝોક, ભારતના ત્રણ ત્રણ પંચવર્ષીય યોજનાઓ દરમ્યાન, ભારતને પૂર ઝડપે પ્રચંડ ઔદ્યોગિક તાકાત બનાવી દેવા ઉપર હતો; અને ભારતની કંગાલ પ્રજાને તત્કાળ રોટી, રોજી અને જીવનની પ્રાથમિક જરૂરીઆતોથી સંતોષવા માટે નાની યોજનાઓ, નાના પ્રયોગો તથા નાના અખતરાઓ કરવા કરતાં, હજી બીજાં પાંચ-પંદર-પચીસ વરસ સુધી તેને પેટે પાટા બંધાવીને, એક નહિ તો બીજી પેઢીએ ય, જીવન ધોરણના ઊંચા સ્તર પર પહોંચાડી દેવાની ભવ્ય અને ઉદાત્ત ઝંખના પંડિતજીના ચિત્તને પકડી બેઠી હતી.

● દુનિયાના સર્વસત્તાવાદી સમાજવાદી-રાષ્ટ્રોએ આ માર્ગ લીધો જ હતો; એના ભયંકર માઠાં પરિણામોથીય પંડિતજી માહિતગાર હતા. પરંતુ એમને એટલો આત્મવિશ્વાસ હતો કે ભારત સર્વસત્તાવાદી સરમુખત્યાર માર્ગને બદલે લોકશાહી માર્ગે આ ધ્યેય હાસલ કરી દુનિયાને ચકિત કરી દેશે. એથી જ તો, પોતાની હયાતીમાં જ દેશને ધસડીને ય ઉચ્ચ ઔદ્યોગિક સ્તર પર પહોંચાડી દેવા એમણે અખંડ પ્રચંડ પુરુષાર્થ ખેડયો હતો.

પંડિતજીએ ખોલેલો આ રાહ કોંગ્રેસના પીઢ નેતાઓએ પંડિતજીમાં શ્રદ્ધા મૂકીને સ્વીકાર્યો હતો. અંતે, આવડી, જયપુર અને ભુવનેશ્વરમાં તેને આખરી માન્યતાનો સિક્કો લાગી ચૂકયો હતો.

● જો કે, ઉંલટાં કેટલાક વર્ગો થયાં પંડિતજીના સમાજવાદના રાજમાર્ગ વિષે તેમના સાથી-અનુયાયીઓમાં ય અસંતોષ ઉભરાતો થયો હતો. પરંતુ, પંડિતજીની હયાતી જ કોંગ્રેસના નાવને તરાવી જવા પૂરતી હતી — આરંભમાં એની શ્રદ્ધા અને પાછળથી એ વિના બીજી કોઈ શકયતાના અભાવની લાચારી, એ સૌને નિષ્ક્રિય અને મૂઢ બનાવી રહી હતી. તો બીજી બાજુ, મેનન-માલવિયા જુથે અને સામ્યવાદી પક્ષે પંડિતજીના આ રાહને ભારોભાર બિરદાવ્યો હતો. અને પંડિતજી, પરિસ્થિતિના દબાણ નીચે, એ માર્ગે ધીમા પડતા અગર તો શિથિલ પડતા દેખાતા ત્યારે, આ 'ઉદ્દામ' બિરદાવનો હલ્લો કોંગ્રેસમાંની 'મવાળ' પાંખ ઉપર-પંડિતજીને ચલિત કરનાર ખતરનાક બળ તરીકે તેને ગણીને - ઝનૂન પૂર્વક ઊતરતો હતો.

એ વાત દીવા જેવી સ્પષ્ટ છે કે કોંગ્રેસમાંનો આ સંઘર્ષ પંડિતજીના અવસાન સાથે અદૃશ્ય થવો અશકય જ હતો. બલ્કે, પંડિતજીની પ્રતિભાની ગેરહાજરીમાં હવે એ સંઘર્ષ વ્યવસ્થિત આકાર લઈ રહ્યો છે.

✻

ભલે અંતિમવાદી ઉદ્દામો તરફથી શાસ્ત્રીજી ઉપર, ગમે તેવા આક્ષેપો થઈ રહ્યા હોય, પરંતુ એમની આજ સુધીની કારકીર્દી જોતાં, તેઓ રાષ્ટ્રીય નીતિના

પાયારૂપ લોકશાહી સમાજવાદના આદર્શને વળગી રહ્યા છે—જો કે, એના અમલમાં તેઓ મધ્યમ-માર્ગી જણાયા છે



એટલું તો સૌ કોઈ સમજી શકે એમ છે કે—પંડિત નેહરુની નીતિનો પૂર્ણ અમલ કેવળ નેહરુ દ્વારાજ શક્ય હોઈ શકે – એમના જેવી પ્રતિભા અને શક્તિ, એમના જેવાં ઘાટઘડતર અને સ્વભાવ માટે જે શક્ય હતું તે, એવા જ પૂર્ણ અમલની અપેક્ષા પંડિતજીથી સાવ નિરાળી શક્તિ અને ઘડતરવાળા શાસ્ત્રીજીને માટે રાખવી એ સર્વથા અયોગ્ય છે, અને એમને અન્યાય કરવા બરાબર છે.

લાલબહાદુર શાસ્ત્રી જ્યારે પંડિત નેહરુની નીતિની વફાદારી જાહેર કરે છે ત્યારે એ દંભ નથી એ વાત જેટલી સાચી છે એટલી જ બીજી એ વાત પણ સમજવા જેવી છે. તે એ કે પંડિતજી જે અર્થમાં ને જે ઝોક સાથે રાષ્ટ્રીય ક્ષેત્રે લોકશાહી સમાજવાદની અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે બિનજોડાણની નીતિ સમજતા હતા, બિલકુલ એજ અર્થ અને એજ ઝોક શાસ્ત્રીજીને અભિપ્રેત ન હોય. વળી, ખુદ પંડિતજી પોતે જ પોતાની નીતિને જડ ઢાંચાઢાળ ગણીને ચાલવાના વિરોધી હતા; અને વ્યવહારમાં તેઓ વારવાર તેમાં બાંધછોડ કરતા હતા છતાં એ મૂળભૂત નીતિ વિષેનો આગ્રહ તેમણે કદી જતો કર્યો ન હતો. તેજ રીતે, મૂળભૂત રીતે, શાસ્ત્રીજી એ બેઉ રાષ્ટ્રીય–આંતરરાષ્ટ્રીય આદર્શોને સ્વીકારવા છતાં વ્યવહારમાં ક્યાં અને ક્યારે, કેટલો અને કેવા પ્રકારનો ઝોક–વળાંક લેવો, સમાધાન અને મેળ બેસાડવો, એ વિષે પ્રયોગશીલ ખુલ્લું મન રાખે એ પણ સમજાય એવું છે.



પંડિત નેહરુના અવસાન બાદ, આ ચાર જ મહિનામાં, દેશ જે રીતે ગંભીર કટોકટીમાં રાત–દિવસ ઘેરાઈ રહ્યો છે એ ક્યાં જઈ અટકશે એ કોઈ કહી શકે એમ નથી

* ૧૭ વર્ષના લખલુટ–ખર્ચાળ આયોજનને અંતે આ પ્રજાને અન્ન માટે, રાષ્ટ્રીય વિકાસ માટે અને સંરક્ષણ માટે ઘણા જ મોટા પ્રમાણમાં આ કે તે દેશના ભારે દેવા નીચે દબાવું પડ્યું છે. એટલું જ નહિ પણ સરવાળે બેકારી વધી છે, ગરીબની ગરીબાઈ વધી છે, અને છેલ્લા થોડાક મહિનાઓ દરમિયાન તો, અન્નની અછતે અને જીવન જરૂરિયાતોના ભાવવધારાએ માઝા મૂકી છે

—૧૯૬૩ પછી તો અન્ન અને ખેતીનું ઉત્પાદન વધવાને બદલે ઘટી રહ્યું છે—૧૯૬૩ના પહેલા ૭ મહિનામાં ૩-૩ ટકા ઘટાડો! અર્થાત્ ૧૯૫૦ થી ૧૯૬૦ ના દાયકા દરમિયાન ખેતી-ઉત્પાદનમાં ૪૦% ટકા વધારો થયા પછી તે લગભગ સ્થગિત બની ગયું છે! (૭ કરોડ ૯૦ લાખ ટન)

—બીજી બાજુ, આ છેલ્લાં ૪ વરસ દરમ્યાન વસ્તીમાં ૩ કરોડ ૨૦ લાખનો વધારો થયો છે

આ પરિસ્થિતિથી પ્રજા અકળાઈ ગઈ છે, જે કોઈ તેને ઉછેલ અને રાહતના નામે ઉશ્કેરે તેનો શિકાર બનવા તે તૈયાર જણાય છે, અને લુંટફાટ તથા તોફાનોને માર્ગે તેને ધકેલવાનું શક્ય બન્યું છે: કેટલીક વાર તો, તે પોતેજ અકળાઈને આંધળિયું કરવા દોડતી દેખાય છે

● કોઈ પણ આમ માણસ માટે સમજવું અઘરું નથી કે દેશની અંદર બે પાંચ સ્થળે વાતાવરણ કાબુ બહાર ચાલ્યું જાય, અને તેને લશ્કરની મદદથી જ શમાવવા–દબાવવાનું વારંવાર કરવું પડે તો–

આખા એશિયામાં જે વાત બની,–એક ભારતમાં જ મહદ્ અંશે નેહરુના પ્રતાપે જે બનવાનું અશક્ય રહ્યું—તે લશ્કરી કાવત્રાં દ્વારા સત્તાનો કબજો લેવા માટેના 'કૂપ' (બંડો) આ દેશમાંય દેખા દીધા વિના નહિ રહે.

એકવાર 'સિવિલ' (નાગરિક–લોકશાહી પાર્લામેન્ટ)નો કાબુ જતો રહે, એકવાર મિલિટરીનું જ પ્રભુત્વ વધી જાય પછી, મવાળ કે ઉદ્દામ પ્રકારનાં સરમુખત્યારી સત્તાજુથો માટે મેદાન સાફ થઇ જાય.



**લાલબહાદૂર શાસ્ત્રી** આ વાતથી અજાણ જણાતા નથી. પરિસ્થિતિની એવડી ગંભીરતા (આર્થિક અને રાજકીય) તેમની નજર બહાર નથી જ. એથી જ તો એમણે ફરીફરીને એક નાની દેખાતી છતાં પાયાની વાત સૂચવ્યા કરી છે કે

—મોટી પ્રચંડ યોજનાઓ, લાંબા ગાળાનાં ભવ્ય ઔદ્યોગિક આયોજનો આ દેશ માટે ભવિષ્યમાં ગમે તેટલાં ખપમાં આવવાનાં હોય, પરંતુ તત્કાળ અન્ન અને ખેતી ઉત્પાદન વધારવાના નક્કર અને વ્યવહારગમ્ય ઉપાયો લેવાવા જોઈએ. ભવ્ય જળબંધો કરતાં કૂવા અને નાની ગામડી નહેરો ઉપર લક્ષ પરોવવું જોઈએ.

—અહોળી વસ્તીવાળા અને ૭૦ ટકા ગ્રામ પ્રદેશમાં વસનારા ભારત જેવા દેશને માટે તો, દેશનો પ્રચંડ ત્વરિત ઔદ્યોગિક વિકાસ કરવાની ધૂનમાં તેની ખેતીની ઉપેક્ષા કરનારી યોજના ગેરલાભ કરનારી જ નીવડે. એથી રાષ્ટ્રીય સંપત્તિ વધે તો ય તેનો લાભ શહેરી ઉદ્યોગપતિઓ અને ઊંચી કક્ષાના અમલદારો તથા આડતિયાઓને જ મળે.

—ગરીબ પ્રજાને સૌથી પ્રથમ અન્ન, વસ્ત્ર, રહેઠાણ અને જીવન જરૂરીયાતની વસ્તુઓ વહેલી તકે મળવી જોઈએ. આ લક્ષ વિસરાઈ જતાં, બીજા માર્ગે ઔદ્યોગિક ઉત્પાદન વધે, તોય સાધારણ માનવીનું જીવતર કષ્ટમય જ રહે! અને તો, ઔદ્યોગિક ઉત્પાદનમાં પણ કટોકટી જ આવે!

ભવિષ્યમાં સ્વર્ગ મેળવી આપવાની શુભાશયી યોજના જો, પંદર સત્તર વરસેય, ધાન પણ આપી ન શકે તો એનો પાયો જ ખતમ થઈ જાય; આયોજન પોતે જ, પ્રજા માટે, ભયંકર ઓથાર બની જાય!

પંડિત નેહરુ જેવા માટે આ સત્ય સમજવું મુશ્કેલ હતું. કદાચ, પાછલા દિવસોમાં એમને સમજાતુ થયું પણ હોય, પરંતુ શાસ્ત્રીજી જેવા માટે આ વાત ન સમજાવી એ શક્ય ન ગણાય અને એની ગંભીરતા સમજાઈ ગયા પછી, તેઓ નહેરુ–નીતિનો આદર્શ સ્વીકાર્યા છતાં, એના વ્યવહારમાં, એના ઓકમાં અને પ્રયોગોમાં મહત્ત્વના ફેરફાર કરવાનું સૂચવે ત્યારે, એને નહેરુ–નીતિનો દ્રોહ કહીને એના ઉપર તૂટી પડનારાઓના હેતુ માટે જ શંકા જાય છે.

★

**અમારે મતે તો, આવો વિવાદ જ અસ્થાને છે. આખા રાષ્ટ્રનું હિત ધ્યાનમાં રાખીને એ એક જ કસોટી પથ્થર પર શાસ્ત્રીનીતિની પરીક્ષા થવી જોઈએ અને થશે**

**સવાલ તો એ છે કે–**

શાસ્ત્રીજી દૃઢ પણે એનો અમલ કરશે? કરી શકશે? એમની કસોટીનો કાળ આવી રહ્યો છે

શાસ્ત્રીજીએ એમની આજની વ્યવહાર–નીતિથી એમના સાથીઓમાંથી કેટલાકને છંછેડ્યા છે; એટલું જ નહિ પણ, એમણે પોતાની જવાબદારીનો સ્વીકાર કર્યા પછી કેન્દ્રસરકારનાં ખાતાંઓ વચ્ચે જે વિસંવાદ જોવા મળે છે તેની ધૂળ ખંખેરી નાખી છે. આથી વહીવટી ઉચ્ચ અમલદારો પણ નારાજ હોઈ શકે, વળી એમણે કેન્દ્ર અને રાજ્ય સરકારના વહીવટીમાં જે અયોગ્ય ખર્ચાઓ થઈ રહ્યા છે, ત્યાં કરકસર કરવાનો આદેશ આપ્યો છે, એથી પણ લાગતાવળગતા વર્તુળોમાં કચવાટ જાગ્યો હશે: અને કેરોન તથા બક્ષી જેવા પં. નહેરુની છત્રછાય નીચે સુરક્ષિત રહેતા મુખ્ય પ્રધાનો ઉપર તવાઈ ઊતરી છે એ બીનાય શાસ્ત્રીજીની સામે ક્યાંક અસંતોષ–રોષ જગાવશે જ.

પરંતુ, પ્રજાની દૃષ્ટિએ વિચારનારા વડા પ્રધાન જો હિંમત અને દૃઢતાપૂર્વક લોકહિતની દિશામાં કદમ ઉઠાવ્યે જશે તો, પં. નહેરુના અને મહાત્મા ગાંધીના મૂળભૂત આદર્શોના સાચા વારસદાર તરીકે લોકહૃદયમાં સ્થાન પામ્યા વિના નહિ જ રહે.

[ ૨૯–૧૦–૬૪

# કેરો—પરિષદની ફલશ્રુતિ

## કેરોની ઘોષણા

૯૫૦૦ શબ્દોના આ નિવેદનમાં એક સાથે ઘણી બધી વાતો કહી નાખવામાં આવી છે સૌથી પ્રથમ

૧. તમામ સંસ્થાનવાદનો તાત્કાલિક, બિનશરતી અને સંપૂર્ણ અંત લાવવાની ઘોષણા કરવામાં આવી છે. અને દુનિયાના પુરાણી પદ્ધતિના અને નવા સ્વરૂપના સંસ્થાનવાદના અવશેષો સામે તે તે પ્રદેશોની પ્રજાની સ્વાધીનતાની લડતોને બિરદાવવામાં આવી છે.

(અ) એટલું જ નહિ પણ, પોર્ટુગીઝ સંસ્થાનવાદનો ખાસ નામોલ્લેખ કરીને ત્યાંની પ્રજાને કેવળ આર્થિક જ નહિ, લશ્કરી સહાય કરવાની પણ, પરિષદના સૌ સભ્યોને ખાસ ભલામણ કરવામાં આવી છે. તથા અંગોલાની નિર્વાસિત ક્રાંતિકારી સરકારને માન્યતા આપવાની અને પોર્ટુગીઝ સરકારસાથેના રાજદ્વારી 'ડિપ્લોમેટિક' સંબંધો તોડી નાખવાની ભલામણ કરવામાં આવી છે.

તે જ રીતે,

(બ) દક્ષિણ રોડેશિયામાંની ગોરી બહુમતીની જાતવાદી (રેશિયલ) નીતિની ઝાટકણી કાઢવામાં આવી છે; અને જો જાતવાદી લઘુમતીના હાથમાં સરકાર સોંપી દઈને 'સ્વાધીનતા' આપ્યાની જાહેરાત કરવામાં આવે તો તેની તેવી સ્વાધીનતાને માન્યતા ન આપવાની, અને આફ્રિકી–રાષ્ટ્રવાદી સરકારની સ્થાપનાને યોગ્ય અનુકૂળ માન્યતા આપવાની ભલામણ સૌ સભ્યોને કરવામાં આવી છે. અને બ્રિટિશ સરકારને જણાવી દેવામાં આવ્યુ છે કે સંપૂર્ણ પ્રજાનો 'એક માણસે એક મત'ના ધોરણે મતાધિકારનો સ્વીકાર કરીને સાચી રાષ્ટ્રીય પ્રતિનિધિત્વવાળી બંધારણ સભા બોલાવો.

(ક) દક્ષિણ પશ્ચિમ આફ્રિકાની પ્રજાના સ્વાધીનતાના સ્વનિર્ણયના જન્મસિદ્ધ અધિકારને બહાલી આપવામાં આવી છે; અને દક્ષિણ આફ્રિકી સરકારે યુનોના ઠરાવની અવગણના કરીને બિન–સહકારનું વલણ લીધુ છે તેનો તિરસ્કાર કરવામાં આવ્યો છે.

તથા —

ઙ. આફ્રિકાની રંગદ્વેષની નીતિ સામે આર્થિક બહિષ્કાર કરવા અને તેની સાથેના રાજદ્વારી સંબંધો, વિમાની અને સ્ટીમર વ્યવહાર ખતમ કરવા, પોતાના રેલ્વે માર્ગો અને રસ્તાઓ દ. આફ્રિકા માટે પ્રતિબંધિત કરવા દરેક દેશને ખાસ આગ્રહ કરવામાં આવ્યો છે.

(ડ) આફ્રિકાનાં સ્વાઝીલેન્ડ, બાસુટોલેન્ડ અને બેચુઆનાલેન્ડની પ્રાદેશિક અખંડતાની જાળવણી કરવા તથા તેની સ્વાધીનતાની ત્વરિત જાહેરાત કરવા યુનોને ભલામણ કરવામાં આવી છે તેજ રીતે —

(ઇ) ફ્રેન્ચ સરકારને ફ્રેંચ સોમાલીલેન્ડનો મુક્તિપથ ખુલ્લો કરવા જણાવવામાં આવ્યું છે.

૨. આ રીતે, હજી ગુલામ પડેલી પ્રજાઓની સંપૂર્ણ સ્વાધીનતાની હાકલ કર્યા પછી, આ નિવેદને બીજી અનિ ગુંચવાવાળી ઘટનાઓ તરફ લક્ષ દોર્યું છે.

(અ) કોંગોમાં ચાલી રહેલા આંતરવિગ્રહનો અંત આણવા ત્યાંના તમામ પક્ષો — જૂથોને યુદ્ધતહકુબી જાહેર કરવા અને તમામ વિદેશી સત્તાઓને આંતરિક દખલ કરતા બંધ થઈ જવા અપીલ કરવામાં આવી છે

(બ) સાયપ્રસની સાર્વભૌમતા, સ્વાધીનતા અને પ્રાદેશિક અખંડતાને સન્માનવા અને બળનો ઉપયોગ કરવાથી તથા ડખલગીરીથી દૂર રહેવા જણાવવામાં આવ્યું છે. એટલું જ નહિ પણ વિદેશી મથકો સાયપ્રસમાંથી ખસેડી લેવા, અને સાયપ્રસની પ્રજા 'અનિરુદ્ધ સ્વાધીનતા તથા સાર્વભૌમતા'નો હક્ક ભોગવે એ દૃષ્ટિએ તે પ્રજાને હસ્તક મુક્ત રીતે ત્યાંના ભાવિનો નિર્ણય કરવાનો અધિકાર જાહેર કરી દેવો જોઈએ.

(ક) ક્યૂબામાં ગ્વાન્ટાનામો-મથક ખાલી કરી જવા જણાવીને એવું મંતવ્ય પ્રગટ કર્યું છે કે હિંદી સમુદ્રમાં નવાં મથકો સ્થાપવા જતાં એ પ્રદેશમાં શાંતિ, સલામતી અને સ્વતંત્રતાને માથે જોખમ ઊતરશે.

(અલબત્ત, અહીં અમેરિકાનો નામોલ્લેખ કરવામાં નથી આવ્યો.)

પરંતુ આગળ ઉપર, અમેરિકાને ઉદ્દેશીને એવું કહ્યું છે કે તેણે ક્યૂબા સામેનો વ્યાપારી અને આર્થિક ઘેરો ઉઠાવી લેવો.

તો વળી—

(ડ) બ્રિટનને એડનમાંનું તેનું લશ્કરી મથક ઉઠાવી લેવા જણાવ્યું છે, અને એડનની તથા બીજા 'સંરક્ષિત' પ્રદેશોની લડતોને ટેકો આપવા સૂચવવામાં આવ્યું છે.

ઉપરાંત—

(ઈ) ઓમાનમાં 'બ્રિટિશ સંસ્થાનવાદ'નો આક્ષેપ કરવામાં આવ્યો છે; અને લેટિન અમેરિકામાં સંસ્થાનવાદ અને નવ-સંસ્થાનવાદ ડોકિયું કરી રહ્યો છે એમ કહીને તે તે પ્રદેશોનો સ્વનિર્ણયનો અધિકાર અક્ષત રહે એવી માગણી કરવામાં આવી છે.

(એફ) બ્રિટિશ ગિયાનાની સ્વતંત્રતાની ભલામણ કરીને, માર્ટિનિક, ગ્વાડાલોપ અને બીજા દક્ષિણ અમેરિકાના ટાપુઓ હજી સ્વ-રાજ ભોગવતા થયા નથી તેનો ખેદ પ્રગટ કરવામાં આવ્યો છે.

૩. તમામ પ્રકારના સરહદી ઝગડાઓ શાંતિના માર્ગે અને લવાદી દ્વારા પતાવવાનો અને પાડોશી દેશો સાથેના બીજા ઝગડાઓ પણ, વિદેશી સત્તાઓની ડખલ વિના પતાવવાનો બોધ આપવામાં આવ્યો છે.

૪. પરિષદે 'શાંતિમય સહઅસ્તિત્વ'ને શક્ય તથા આવશ્યક ગણાવેલ છે અને બીજા દેશોના પ્રદેશોની અખંડતા અને રાજદ્વારી સ્વતંત્રતાનો ભંગ કરે તેવા પાશવી બળના ઉપયોગની મના કરીને એવું સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે,

—બળજબરીથી આણવામાં આવેલાં પરિણામોને માન્યતા આપવામાં નહિ આવે.

૫. પરિષદે વિશ્વની મહાસત્તાઓને 'સર્વસાધારણ તથા સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ'નો કરાર કરવા ભારપૂર્વક અનુરોધ કર્યો છે.

ખાસ તો, પોતાના તરફથી એવી તૈયારી બતાવવામાં આવી છે કે, તેઓ અણુશસ્ત્રોનું ઉત્પાદન નહિ કરે, બીજેથી નહિ મેળવે અને અખતરા નહિ કરે.

ઉપરાંત, બીજા દેશોને આવો નિર્ણય કરવા તથા તેઓ કોઈ પણ સત્તાને અણુશસ્ત્રોની લાવ-લઈ જા માટે પોતાનાં બંદરો અને વહાણો, તથા વિમાની મથકો અને વિમાનોનો ઉપયોગ નહિ કરવા દેવા ભલામણ કરવામાં આવી છે.

૬. પરિષદે એવી આશા પ્રગટ કરી છે કે આફ્રિકા, લેટિન અમેરિકા અને યુરોપના અમુક ભાગોને 'અણુશસ્ત્ર-રહિત-પ્રદેશો' તરીકે ઊભા કરવાની યોજના છે, તે જ રીતે, લાગતાવળગતાના દેશોની સંમતિથી સમુદ્રને પણ એ રીતે 'અણુમુક્ત' બનાવી શકાશે

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર–ઓક્ટોબર '૬૪

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઘણી બધી વસ્તુઓ ઔપચારિક રીતે થતી હોય છે. આ મહિનાના આરંભમાં મળેલી કેરો પરિષદ કોઈ અપવાદ નથી પણ વખતથી એનું ડિમડિમ વાગતું હતું અને જે જાતની પૂર્વ તૈયારીઓ થઈ રહી હતી તે જોતાં, બિનજોડાણી રાષ્ટ્રોની આ પરિષદે પ્રગટ કરેલું નિવેદન સર્વસાધારણ અપેક્ષા અનુસારનું જ ગણાય

પરિષદે પ્રગટ કરેલા નિવેદનના મુખ્ય મુદ્દાઓ ઉપર દૃષ્ટિપાત કરતાં આપણે એટલું જરૂર કહીએ શકીએ કે—

આ પરિષદે સર્વસાધારણ રીતે, સંસ્થાનવાદનો અંત, સ્વતંત્રતા અને સ્વનિર્ણયનો અધિકાર, તથા શાંતિ અને સહઅસ્તિત્વના સિદ્ધાંતોને બહાલી આપી છે, આફ્રિકા, લેટિન અમેરિકા, સાયપ્રસ, એડન વગેરે સ્થળોની ઘટનાઓ તરફ ધ્યાન ખેંચીને ત્યાંની પ્રજાની અખંડતા અને સ્વતંત્રતા સિદ્ધ થાય તેવી ભલામણો પણ કરી છે.

પરિષદની આ ભાવના અને ભલામણો આવકાર્ય છે જ અગાઉ ૧૯૬૧માં બેલગ્રેડ ખાતે મળેલી પરિષદે પ આ ભાવના અને તે વખતને અનુકૂળ એવી ભલામણો કરેલી જ હતી.

● છતાં, આ વખતની વિશેષતા હોય તો તે એ છે કે, સંસ્થાનવાદીઓની એડી નીચેથી મુક્ત થવા ઝઝૂમતી પ્રજાઓને આ પરિષદે એવો સધિયારો આપ્યો છે કે—

**જો સંસ્થાનવાદી સત્તાઓ તમારી સ્વતંત્રતા અને સ્વનિર્ણયના અધિકારને છૂંદી નાખવા કટીબદ્ધ જ રહે તો તમે—સંસ્થાનવાદી પ્રજાઓ— સશસ્ત્ર રીતે ય પોતાની લડતો આગળ ધપાવજો :**

એટલું જ નહિ પણ,

— પોર્ટુગલ-સંસ્થાનોની પ્રજાઓ-(અન્ગોલા, મોઝામ્બિક અને પોર્ટુગીઝગીનીઆ) ને તો એવી હિંમત પણ આપી છે કે તમને કેવળ આર્થિક જ નહિ લશ્કરી સહાય પણ આપવાની ભલામણ આ પરિષદમાં ભાગ લેનારા સૌ દેશોને ખાસ કરીએ છીએ.

આ દૃષ્ટિએ બેલગ્રેડની પરિષદ કરતાં કૈંક અંશે આ પરિષદ એક કદમ આગળ વધી છે

✳

આ પરિષદના મુખ્ય સૂત્રધારો—પ્રે. નાસર, પ્રે. ટીટો અને શ્રીમતી ભંડાર નાયક હતાં, એમાં ય યજમાન તરીકે નાસરનું સ્થાન સવિશેષ મહત્ત્વનું ગણાય.

પં. નહેરુની હયાતીમાં બેલગ્રેડ ખાતે પહેલી પરિષદ મળી હતી ત્યારે ને ત્યાર બાદ ભારત સક્રિય રસ લેતું રહ્યું હતું; અને પં નહેરુની હયાતી હોત તો આ પરિષદમાં એમણે ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો હોત એ પણ સ્પષ્ટ છે.

પં નહેરુના ઉત્તરાધિકારી શાસ્ત્રીજી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઘણા નવા ગણાય, બિનઅનુભવી ગણાય, છતાં તેમણે આ પ્રથમ વિદેશ-પરિષદ દરમ્યાન સારી છાપ પાડી છે, અને ભારતનું મહત્ત્વનું સ્થાન પં. નેહરૂના દેહવિલય પછી પણ જળવાઈ રહે એવી આબોહવા તેમણે ઊભી કરી છે.

*

**આજની વૈશ્વિક નક્કર સમસ્યાઓ અંગે ખાસ બિનજોડાણી રાષ્ટ્રો તરીકે વિશિષ્ટ ફાળો શો ભજવવાનો છે તે વિષે પરિષદે ભાગ્યે જ કશી ચર્ચા-વિચારણા કરી છે.**

એશિયા અને આફ્રિકાની સૌથી વધુ ઉગ્ર અને ગમખ્વાર ઘટનાઓ તરફ નજર કરીએ તો જણાશે કે —

— એશિયામાં ચીને જે વિસ્તારવાદી નીતિ અખત્યાર કરી છે, ગુસ્તાખીથી ભારત ઉપર આક્રમણ કરી તેનો ૧૪,૫૦૦ ચો મા વિસ્તાર દબાવી રાખ્યો છે, અને નફફટાઈથી કોલમ્બો-દરખાસ્તોનો હઠપૂર્વક અસ્વીકાર કર્યો છે તથા લદાખમાંના થાણાં ખાલી કરવા જેવી 'એ.છામાં ઓછી' માગણી પણ ફગાવી દીધી છે—

— અને જે ચીન અગ્નિ એશિયામાં દક્ષિણ વિએતનામ અને લાઓસને પોતાની ભીંસમાં લઈ રહ્યું છે અને કમ્બોડીઆને ભય દેખાડી પોતાની બાથમાં ઘસડી રહ્યું છે.

**એ ચીનના લાલ-સંસ્થાનવાદ સામે આ પરિષદનું નિવેદન કશું જ કહેવાની હિંમત કરી શક્યું નથી!**

એટલું જ નહિ, કોલંબો દરખાસ્તનો સ્વીકાર કરાવવા માટે ય કશું દબાણ કરવાની હાલતમાં આ પરિષદ ન હતી!

અને, ભારતના હિત ખાતર નહિ, આખી દુનિયાના હિતમાં, અણુશસ્ત્રો કોઈ પણ નવા દેશમાં પેદા થવા ન પામે એ ચિંતાએ શ્રી. લાલબહાદુર શાસ્ત્રીએ ચીનને અણુશસ્ત્રો તરફથી વારવા માટે એક પ્રતિનિધિ-મંડળ મોકલવાની દરખાસ્ત કરી તેય સ્વીકારવાનું આ પરિષદ માટે શક્ય બન્યું નથી.

**ચીનનો ઉલ્લેખ ચીનને યુનોમાં દાખલ કરવાની ભલામણ પૂરતો જ થયો છે એય ઓછી સૂચક બીના નથી.**

એવી જ બીજી દુઃખદ વાત એ છે કે—

—મલયેશિયા ઉપર ઇન્ડોનેશિયાની લડાઈ ચાલુ હોવા છતાં, અને વધતી જતી હોવા છતાં, એને અંગે એક શબ્દનો પણ ઉલ્લેખ નિવેદનમાં થયો નથી.

—બીજી બાજુ, આરબ રાષ્ટ્રવાદ અને ઇઝરાયેલ વચ્ચે જે અથડામણ ચાલે છે તેમાં આ પરિષદે પેલેસ્ટાઇનમાં વસતી, આરબ પ્રજાનો સ્વનિર્ણયનો હક્ક જાહેર કરીને, નાસરને ઇઝરાએલ સામે અઘટિત લાભ લેવા દીધો છે.

પરિષદની આખી કારવાહી દરમ્યાન એ વાત પણ બહાર તરી આવી છે કે—

ચીન ભલે ત્યાં સ્વદેહે હાજર ન હોય, પરંતુ ઇન્ડોનેશિયા, માલી, ગીનીઆ, અલ્જેરીઆ અને કંબોડીઆ ચીનના પડછાયા બની ત્યાં વર્તતા – બોલતા હતા.

છતાં એટલું આપણે કહી શકીએ કે, પ્રે. નાસર, પ્રે. ટીટો અને શાસ્ત્રીજી આવી સ્થિતિ ન જામે એની તકેદારી રાખીને પ્રથમથી વર્ત્યા છે; ચીની–પાંખ (ઇન્ડોનેશિયા વગેરે)ની ભંગાણ–ફાટફૂટની કારવાઈ સફળ ન થઈ શકી, 'ઉદ્દામવાદી'ઓની પશ્ચિમ વિરોધી ઝુંબેશ બુઠ્ઠી બની. એમ મનાય છે કે પરિષદના નિવેદનના આ ખરડામાં કેટલાક ફેરફારો થયા તે 'મોડરેટ' નેતાઓ નાસર, ટીટો અને શાસ્ત્રીજીને આભારી હતા – દા. ત. ક્યુબાના ગ્વાન્ટાનામો મથકને 'ખતમ કરવા'ને બદલે, તેને અંગે બને પક્ષો વચ્ચે 'વાટાઘાટો કરવાનો' સુધારો; તથા દ. વિએટનામમાં 'બહારની ડખલ'નો વિરોધ કરવા સાથે લાઓસમાં જીનીવા ઠરાવનો અમલ કરવાનો આગ્રહ એમણે રાખ્યો.

હકીકતમાં, બિનજોડાણી રાષ્ટ્રોની પોતાની સ્થિતિ જ ડહોળાયેલી છે. કારણ? એમની અંદર પણ કોઈ એક સિદ્ધાન્તની નિષ્ઠા જેવું છે ખરું? અને છાવણીઓનો લાભ લેવાથી વિશેષ વ્યવહારમાં કયો બિનજોડાણી દેશ આત્મગૌરવ સાથે આત્મ–સ્થ બનીને સિદ્ધાન્તને પકડી ઊભો છે?

* ભારત ઉપર ચીની હલ્લો થયા પછી ભારતનો ઘણો બધો આધાર પશ્ચિમી શસ્ત્રો અને તાલિમ ઉપર રહ્યો છે 'VOA, સેવન્થ ફલીટ, સંયુક્ત એર એક્સરસાઈઝીઝ હિંદી મહાસાગરમાં મથકો—વગેરે ઘટનાઓ આપણી સ્થિતિ સમજવા માટે પૂરતી નથી શું? રશિયાના મિગ-વ્યાપારથી મૂળ ચિત્ર તો ફેરવાતું નથી; પરંતુ એકના કરતાં બે વિરોધીઓ' ઉપર લશ્કરી આધાર રાખવાની નીતિ શું અધિક જોખમી નહિ બને!

* બીજું દૃષ્ટાંતઃ ઇન્ડોનેશિયા પોતે જ 'આક્રમક' બન્યું છે. ભારત અને બિનજોડાણી પરિષદ પોતાના આ સભ્ય માટે ય શું કરી શકે એમ છે! હુમલાખોરને ઠપકો આપવાની ય શક્યતા છે ખરી?

* કોંગોમાં જે આંતરવિગ્રહ ખેલાઈ રહ્યો છે તેમાં ચીનની પ્રેરણા અને સહાય મળતાં લશ્કરી દાવાનળ જાગ્યો છે; અને દ. વિએટનામ કે લાઓસ જેવી સ્થિતિ ત્યાં સરજાઈ રહી છે બીજી બાજુ, પશ્ચિમની પણ ડખલ ચાલુ છે પરંતુ ખુદ આફ્રિકન રાષ્ટ્રો જ અંદર અંદર પોતાની રમત રમી રહ્યાં છે, એનું શું?

આપણે એમ પણ કહી શકીએ કે–

આ પરિષદની મોટા ભાગની ભાવના અને ભલામણો કેવળ બિનજોડાણી દેશોને જ નહિ, દુનિયાના મોટા ભાગનાં રાષ્ટ્રોનેય સ્વીકાર્ય બને એવાં છે. કોન્ગો;

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર–ઓક્ટોબર '૬૪

સામ્યવાદ, અણિઅણિયા, દ. આફ્રિકા, દ. રોડેશિયા વગેરે સવાલો પરત્વે ભાગ્યે જ ક્યાંય સિદ્ધાન્તનો ભેદ રહ્યો છે. સવાલ આવીને ઊભો રહે છે તે એની આંતરિક ગૂંચોનો, અને એના નક્કર ઉકેલનો. બિનજોડાણી પરિષદ નક્કર વીગતોમાં ઊતરીને, બંને પક્ષને સમાધાન કરાવીને, ઉકેલ કાઢે એવી અપેક્ષા એના ગજા બહારની રહી છે. એમ કરવા જતાં, એ **બિનજોડાણી રાષ્ટ્રોની જોડાણનીતિ જ ખુલ્લી પડે, અને આંતરિક વિસંવાદ જ વિફરે એવી સ્થિતિ છે!**

(એવું મનાય છે કે 'આરબ એકતા' (પેલેસ્ટીન) અંગેનો ઠરાવ પસાર થયો. પણ તેમાં ઘણા સભ્યોએ પેચાઈને દબાણ નીચે સંમતિ આપેલી!)

વધુ ઊંડાણથી વિચાર કરતાં, એવું સત્ય બહાર તરી આવે છે કે,

**બિનજોડાણી રાષ્ટ્રોના જૂથ માટેની, અગાઉનાં વરસોની, અનુકૂળ સ્થિતિ ઓસરી રહી છે.**

એક તો છેલ્લાં કેટલાંક વરસો દરમ્યાન બે મહા-જૂથોના મોવડીઓ — અમેરિકા અને રશિયા વધુ નજીક આવી રહ્યા છે, અને 'કોલ્ડવોર' શાંત પડતી ગઈ છે; ત્યારે, 'બે યુદ્ધખોર છાવણીઓ વચ્ચે પ્રતિવાદી તટસ્થ રાષ્ટ્ર જૂથ તરીકે ઊભા રહી જઈને, દુનિયાને સર્વસંહારક અણુયુદ્ધથી બચાવવાની' જે જવાબદારી બિનજોડાણી રાષ્ટ્રોએ માનેલી તે સ્થિતિ જ હવે ધરમૂળથી પલટાઈ ગઈ છે.

બીજું એ પણ છે કે મૂળભૂત બે છાવણીઓ (પશ્ચિમી અને સામ્યવાદી)માં હવે કદી નહિ કલ્પેલાં એવાં પાયાનાં પોલાણો જામ્યાં છે.

ત્રીજું, અને છાવણીઓની અંદરની ફુટફાટોને સ્થાને એક છાવણીના ધુરંધર પોતાના જ નેતા સામેના મોરચે બીજી છાવણી સાથે દિલજાની કરતા દેખાય છે! (દા. ત. માઓ અને દગોલ)

**આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પાયાનાં પરિવર્તન થઈ રહ્યાં છે.**

[ ૧૪-૧૦-૬૪

## નવા પ્રગટતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય

### યજ્ઞ પ્રકાશ—વડોદરા

**ભગવાન બુદ્ધ**

**–શિવાજી ભાવે ; અનુવાદક સ્વામી આનંદ)**

રૂ ૧–૫૦

મૂળ મરાઠી પુસ્તકના કર્તા વિનોબાજીના લઘુબંધુ છે તેમનો વિદ્યાભ્યાસ પણ લાંબો છે. સંસ્કૃત અને તત્ત્વજ્ઞાનમય ખાસ અને વિનોબાની જેમ સતવાણીનાં ગાનકીર્તનની આવૃત્તિ કરતાં આંખે ચોમાસાં ઊભરે.

આ પુસ્તિકામાં નાનકડાં ૨૦ પ્રકરણો છે સર્વ સાધારણ રીતે લખાતાં બુદ્ધચરિતો કરતાં આ વિશેષ છે: આમાં બુદ્ધનું તત્ત્વચિંતન અને બુદ્ધધર્મનો પ્રકાસ–બંને ઊંડી સૂઝ પૂર્વક રજૂ થયાં છે આ પુસ્તિકાનું વિશેષ આકર્ષણ તેની સાથે જોડેલી 'પ્રસ્તાવના' છે તેમાં સ્વામી આનંદે શ્રી શિવાજીનો અંતરંગનો પરિચય આપવા ઉપરાંત તેમના ચિંતનનો પણ પરિચય કરાવ્યો છે—આ પ્રસ્તાવના પોતે જ એક ચિંતનમય આહ્લાદક વાચન બની જાય છે.

**સ્ત્રી–પુરુષ સહજીવન**

**– દાદા ધર્માધિકારી**

રૂ. ૧–૫૦

સર્વોદય વિચારધારાના એક પ્રખર ચિંતક–પ્રવક્તા દાદા ધર્માધિકારીના ઉપરના વિષયનાં પ્રવચનોનો આ સમૂહ છે ગાંધી વિચારની દૃષ્ટિએ આ વિષય ઉપર ઊંડુ મૌલિક ચિંતન કરનારાઓમાં સ્વ. કિશોરલાલ મશરૂવાળા, કાકા સાહેબ કાલેલકર તથા દાદાધર્માધિકારીનાં અર્પણ મુખ્ય છે.

**મુદ્રાક્ષયે**

**– અપ્પા પટવર્ધન**

રૂ ૦–૧૫

આ પુસ્તિકા Shrinking Currency (મુદ્રાક્ષય)ની તરફદારી કરનાર 'ભારત મુદ્રાક્ષય મંડળ'ના

સમર્થનમાં એક અભ્યાસી અર્થ-વિવેચકે લખેલી છે. ગાંધીવાદી ન્યાયયુક્ત નૂતન સમાજ રચનાની દૃષ્ટિએ આ મહત્ત્વની સમસ્યાની રજુઆત કરવામાં આવી છે. જો કે લેખકે જર્મન અર્થશાસ્ત્રી સિલ્વિયો ગેસેલનો આધાર ટાંક્યો છે; છતાં સૂચવવામાં આવેલા ઉપાયો સારો ઉપહાપોહ જગાવે એવા છે—પરંતુ આ-વિષય પરત્વે લોકશાહી રીતે સૌ વિચારતા થાય-એટલો ઉદ્દેશ પણ આ પ્રકાશનથી પૂરો પડશે તો ય ઘણું થયું ગણાશે

★

**નીતિશાસ્ત્ર**

લે : ડૉ ભાસ્કર ગોપાલજી દેસાઈ
પ્રાચ્યવિદ્યામંદિર,
મ. સ. વિશ્વવિદ્યાલય-વડોદરા
રૂ ૭-૪૦

ગુજરાતીમા પાઠ્ય પુસ્તકની શ્રેણીમાં પ્રગટ થયેલા આ પુસ્તકમાં પાશ્ચિમાત્ય તેમજ ભારતીય નીતિશોના વિચાર રજૂ કરવામાં આવ્યા છે. વિદ્યાર્થીઓને જ લક્ષમાં રાખીને આ પુસ્તક તૈયાર થયુ હોઇને અને વિષયનો ઘણો જ વિસ્તૃત વ્યાપ હોઈને, પુસ્તક ઘણે અંશે ટાંચણરૂપ બન્યુ છે * * વિદ્યાર્થી ઉપરાંત સર્વસાધારણ શિક્ષિત નાગરિકને લક્ષમાં રાખીને નીતિશાસ્ત્રનાં મુખ્ય પાસાંઓની, તેના મહત્ત્વ અનુસાર, રજુઆત કરાઈ હોત તો વધુ વાચનલક્ષ અને ઉપયોગી બન્યું હોત એમ લાગે છે. છતાં જે મૂળહેતુ છે તેને ન્યાય આપતો આ ગ્રંથ, ગુજરાતીમા આ વિષય ઉપરની મોટી ખોટને પૂરવામાં જરૂર ફાળો આપશે

**તૃણનો ગ્રહ**

પ્રા. ઉશનસ
પ્ર. હરિહર પુસ્તકાલય, સુરત.
રૂ. ૨-૫૦

**વિસ્મય**

પ્રા. જયંત પાઠક
પ્ર : હરિહર પુસ્તકાલય; સુરત.
રૂ. ૨-૫૦
— બંને કાવ્ય સંગ્રહો ગુજરાતના જાણીતા કવિઓના છે. (વિસ્તૃત 'આલોચન'ની અપેક્ષાએ અહીં સાભાર નોંધ)

**તરંગરંગ**

લે : હૈદરઅલી જીવાણી
સિન્ધુ પ્રકાશન, કરાંચી

પાકિસ્તાનમાં શિષ્ટ ગુજરાતી સાહિત્ય ભાગ્યે જ ગ્રંથસ્થ થાય છે. આ તેનું પ્રથમ પ્રકાશન છે. તેમા ૧૬ લેખોનો સમાવેશ છે. અનુવાદ, ગુજરાતી ગઝલ, 'મૂર્તિભંજક સંજાણા' જેવા અભ્યાસી દૃષ્ટિવાળા અને ઉહાપોહ જગાવે તેવા લેખો નોંધપાત્ર છે.

**તળપદી પ્રતિભાનું નૂર**

[ સ્વ. શ્રી હરિલાલ દામોદરદાસ વકીલ : જીવન અને સાહિત્ય ]
સંપાદક : રસિકલાલ મા. વકીલ
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ
રૂ. ૨-૫૦

ગુજરાતના પ્રદેશે પ્રદેશે જે કેટલીક 'તળપદી' પ્રતિભાઓ જન્મીને પોતાના જીવનકાળ દરમ્યાન તે પ્રદેશને ઘણુ બધુ વિકાસક્ષમ પોષણ આપી જાય છે. આવી જ એક પ્રતિભાનો અહીં પરિચય છે. તથા એમના લેખનનું ચયન છે.

* * આ પુસ્તિકા તૈયાર કરનાર સ્વ રસિકલાલ વકીલ પોતે આ કુટુંબના નબીરા હતા, એ તો ઠીક પણ સારા વિદ્વાન અને વિચારક પણ હતા.

**પરિચય પુસ્તિકાપ્રવૃત્તિ : મુંબઈ**

કેલેન્ડરની કથા (૧૨૯)
— રજનીકાંત મોદી
એનીમિયા (૧૩૦)
— ડૉ ડી ડી. વોરા
જવાહરલાલ નેહરુ (૧૩૧)
— દિનકર મહાતમે
બોલતા તારા (૧૩૨)
— મનુભાઈ મહેતા

★






JYOTI
CALOR
EMAG

૬૦

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]


વાર્ષિક રૂ. ૯-૦૦ [શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત ઠરે મુજબ]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી

પ્રકાશક : ભોગીલાલ ગાંધી વિશ્વમાનવ : ગગજીમહેતાની પોળ . સરકારી છાપખાના સામે–વડોદરા [ ફોન ૪૮૫૦

મુદ્રક : રમણલાલ એંજિનિયર, ગંગા મુદ્રણાલય–વલ્લભ વિદ્યાનગર

## લવાજમ ભરવાનાં અન્ય મુખ્ય સ્થળ

( ૧ ) વિજય સ્ટોર્સ – સ્ટેશન રોડ, ગોપાલ ટોકિઝ પાસે. આણંદ.

( ૨ ) વિજય સ્ટોર્સ – ૬૨, કલ્યાણ ભુવન, રીલીફ રોડ, કૃષ્ણસીનેમા સામે, અમદાવાદ.

( ૩ ) વિજય સ્ટોર્સ – ૩૮૧ એ, કાલબાદેવીરોડ, ૩જે માળે, ખાદી ભંડાર સામે, મુંબઇ-૨

( ૪ ) સૌરભ પુસ્તક ભંડાર, ૬૧૫ રીલીફ રોડ, અમદાવાદ.

**૧૯૬૪નું વર્ષ આ અંકથી પૂરું થાય છે**

નવા વર્ષનું લવાજમ જાન્યુઆરીના અંત સુધીમાં મળી નહિં ગયું હોય

અથવા તો બંધ કરવા જણાવ્યું નહિ હોય

તેમને રૂ. ૯-૮૦નું વી. પી. કરવામાં આવશે.

મરી જવાથી કશો જ ફાયદો થવાનો નથી.
જે મુશ્કેલીઓને તમે આ જન્મમાં જીતી નહિ લીધી હોય,
તે શું તમે એમ ધારો છો કે બીજા જન્મમાં
તમારો કેડો મૂકી દેશે ?
એમનો આ જન્મમાં જ નિવેડો લાવી દેવો જોઈએ.

—શ્રી. અરવિંદ

[ દશરથ ગાંધી–મુંબઈના સૌજન્યથી ]

# અહિંસક પ્રતિકાર | માર્ટીન લ્યુથર કિંગ

[અમેરિકામાં વર્ણભેદના કારણે હબસીઓને થતા અન્યાયોના નિવારણ અર્થે અહિંસક ઝુંબેશ ચલાવનાર ડૉ. માર્ટીન લ્યુથર કિંગ જુનિયરને તા. ૧૧-૧૨-૬૪ના રોજ શાંતિ માટેનું "નોબેલ પ્રાઈઝ" એનાયત કરવામાં આવ્યું ત્યારે ઓસ્લો યુનિવર્સિટી ખાતે પ્રવચન કરતાં આપેલા વ્યાખ્યાનમાંથી]

"મારે માટે જ નહિ પણ અન્યાયી રંગભેદ સામે, અહિંસાના માર્ગે લડત ચલાવનારા બધા લોકો માટે, આ આનંદનો દિવસ છે. રંગભેદ સામેની ઝુંબેશ ઘણી વ્યાપક બની છે. આ ઝુંબેશની પાછળ અહિંસાની ભાવના રહેલી છે અને એનું બાહ્ય સ્વરૂપ પણ અહિંસક છે: અન્યાય ભરી રૂઢીઓ અને કાયદાઓ સાથે અસહકાર એ એની ચાવી છે. રંગભેદની નીતિમાંથી પરિણમતા અન્યાયો હિંસા દ્વારા નાબુદ કરાવવાનું પગલું અવ્યવહારુ અને અનૈતિક છે.

લોકોનું દારિદ્રય અને યુદ્ધ આ બીજી બે સમસ્યાઓ છે રંગભેદની જેમ આ અનિષ્ટોની નાબુદી અર્થે પણ માનવીએ વિશ્વબંધુત્વ અને પ્રેમની ભાવના કેળવવાની જરૂર છે. આજનો માનવી વૈજ્ઞાનિક અને ટેકનિકલ ક્ષેત્રે હરણફાળ ભરી રહ્યો છે પણ આધ્યાત્મિક ક્ષેત્રે તે એટલી ઝડપે આગળ વધી શક્યો નથી અને તે કારણે જ માનવજાતિના અસ્તિત્વને માટે ભયરૂપ એવાં ઉપરનાં અનિષ્ટો જન્મ્યાં છે.

આજે વિશ્વનું સ્વરૂપ એવું છે કે સૌએ સાથે મળીને રહેવાનું શીખવું જોઈએ. પૂર્વના કે પશ્ચિમના, કાળા કે ગોરા, કેથોલિક કે પ્રોટેસ્ટંટ, હિંદુ કે મુસ્લિમ, કોઈ આજે એક બીજાથી અલગ થઈને રહી શકે તેમ નથી. આ વિશાળ દુનિયામાં આપણે સૌએ સાથે હળીમળીને રહેવાનું છે. હિંસા કે દ્વેષ વડે કોઈ પ્રશ્નનો કાયમી ઉકેલ થતો નથી અને કેટલીક વાર તો નવી સામાજિક સમસ્યાઓ ઊભી થાય છે.

અહિંસાના અમોઘ શસ્ત્રના ઉપયોગ વિષે વધુ ને વધુ ચિંતન તથા અભ્યાસની આવશ્યકતા છે. માનવી-માનવી વચ્ચેના હરકોઈ સંઘર્ષ નિવારવા એનો ઉપયોગ થઈ શકે તેમ છે. રાષ્ટ્રો વચ્ચેના સંબંધોને સુમેળભર્યા બનાવવામાં પણ એ ઉપયોગી નીવડે તેમ છે. આ કારણે જ વિશ્વબંધુત્વની ભાવનાનું મહત્વ સૌથી વધુ છે. અહિંસા સામા પક્ષનો પરાજય કરવા માગતી નથી. અહિંસાના માર્ગે લડનાર વ્યક્તિ બીજાનો તેજોવધ ઇચ્છતી નથી. અહિંસાની પાછળ પ્રેમની ભાવના છે.

મરી જવાથી કશો જ ફાયદો થવાનો નથી.
જે મુશ્કેલીઓને તમે આ જન્મમાં જીતી નહિ લીધી હોય,
તે શું તમે એમ ધારો છો કે બીજા જન્મમાં
તમારો કેડો મૂકી દેશે ?
એમનો આ જન્મમાં જ નિવેડો લાવી દેવો જોઈએ.

—શ્રી. અરવિંદ

[ દશરથ ગાંધી–મુંબઈના સૌજન્યથી ]

# અહિંસક પ્રતિકાર | માર્ટીન લ્યુથર કિંગ

[અમેરિકામાં વર્ણભેદના કારણે હબસીઓને થતા અન્યાયોના નિવારણ અર્થે અહિંસક ઝુંબેશ ચલાવનાર ડૉ. માર્ટીન લ્યુથર કિંગ જુનિયરને તા. ૧૧-૧૨-૬૪ના રોજ શાંતિ માટેનું "નોબેલ પ્રાઈઝ" એનાયત કરવામાં આવ્યું ત્યારે ઓસ્લો યુનિવર્સિટી ખાતે પ્રવચન કરતા આપેલા વ્યાખ્યાનમાંથી]

" મારે માટે જ નહિ પણ અન્યાયી રંગભેદ સામે, અહિંસાના માર્ગે લડત ચલાવનારા બધા લોકો માટે, આ આનંદનો દિવસ છે. રંગભેદ સામેની ઝુંબેશ ઘણી વ્યાપક બની છે. આ ઝુંબેશની પાછળ અહિંસાની ભાવના રહેલી છે અને એનું બાહ્ય સ્વરૂપ પણ અહિંસક છેઃ અન્યાય ભરી રૂઢીઓ અને કાયદાઓ સાથે અસહકાર એ એની ચાવી છે. રંગભેદની નીતિમાંથી પરિણમતા અન્યાયો હિંસા દ્વારા નાબુદ કરાવવાનું પગલું અવ્યવહારુ અને અનૈતિક છે.

લોકોનું દારિદ્રય અને યુદ્ધ આ બીજી બે સમસ્યાઓ છે રંગભેદની જેમ આ અનિષ્ટોની નાબુદી અર્થે પણ માનવીએ વિશ્વબંધુત્વ અને પ્રેમની ભાવના કેળવવાની જરૂર છે. આજનો માનવી વૈજ્ઞાનિક અને ટેકનિકલ ક્ષેત્રે હરણફાળ ભરી રહ્યો છે પણ આધ્યાત્મિક ક્ષેત્રે તે એટલી ઝડપે આગળ વધી શક્યો નથી અને તે કારણે જ માનવજાતિના અસ્તિત્વને માટે ભયરૂપ એવાં ઉપરનાં અનિષ્ટો જન્મ્યાં છે.

આજે વિશ્વનું સ્વરૂપ એવું છે કે સૌએ સાથે મળીને રહેવાનું શીખવું જોઈએ પૂર્વના કે પશ્ચિમના, કાળા કે ગોરા, કેથોલિક કે પ્રોટેસ્ટંટ, હિંદુ કે મુસ્લિમ, કોઈ આજે એક બીજાથી અલગ થઈને રહી શકે તેમ નથી. આ વિશાળ દુનિયામાં આપણે સૌએ સાથે હળીમળીને રહેવાનું છે. હિંસા કે દ્વેષ વડે કોઈ પ્રશ્નનો કાયમી ઉકેલ થતો નથી અને કેટલીક વાર તો નવી સામાજિક સમસ્યાઓ ઊભી થાય છે.

અહિંસાના અમોઘ શસ્ત્રના ઉપયોગ વિષે વધુ ને વધુ ચિંતન તથા અભ્યાસની આવશ્યકતા છે. માનવી-માનવી વચ્ચેના હરકોઈ સંઘર્ષ નિવારવા એનો ઉપયોગ થઈ શકે તેમ છે. રાષ્ટ્રો વચ્ચેના સંબંધોને સુમેળભર્યા બનાવવામાં પણ એ ઉપયોગી નીવડે તેમ છે. આ કારણે જ વિશ્વબંધુત્વની ભાવનાનું મહત્વ સૌથી વધુ છે. અહિંસા સામા પક્ષનો પરાજય કરવા માગતી નથી. અહિંસાના માર્ગે લડનાર વ્યક્તિ બીજાનો તેજોવધ ઈચ્છતી નથી. અહિંસાની પાછળ પ્રેમની ભાવના છે.

## છ કાવ્યો

—યોસેફ મેકવાન

### ધુમ્મસ

દૂર પણે
ધુમ્મસના આવરણે
વૃક્ષ લહું ઝાંખાં !
ઝાંખા પાંખા પથ
વિરમ્યો ના જાણે ત્હીં સમયનો રથ !
હલે ન લગાર
એવી કિસલય જેવી હવા
એનો કશો ભાર,
ઊઘડતી સૃષ્ટિ તોયે થાય ન સંચાર !
ધૂંધળા મકાન
જાણે, ડાળ પરે અરુંપરું સૂકાયાં શાં પાન !
એના આછાંપાછાં પડછાયે
પથરાય
ખરી પડી ગાઢા કોઈ વાદળની ઝાંય !
એના મહીં
કોની એક નજરનું પત જિયુ અટવાય
ધુમ્મસના આવરણે
અથડાય.. !

### યામિની

વહે અશબ્દ યામિની !
સુમંદ છંદ ગંધમાં તરંત તારલા,
અકથ્ય હેત નેનમાં ઝગે ઝબામલાં,
પ્રસન્ન ગાન આજ અંતરે ઉછાળતાં
અહીં વસંત સંગ કામિની !
વહે અશબ્દ યામિની !

સમસ્ત સૃષ્ટિ શાંતિના સરોવરે સરે,
સમીર સુમ પર્ણમાં ફરે, ઝરા ઝરે,
અપાર અભ્ર જેમ આજ સોણલાં ઠરે,
મહીં તગંત નંદ-દામિની !
કહીં અશબ્દ યામિની ?

### પથ...?

સૂર્યના શતરશ્મિમાં ગૂંથાઈ
મારી આંખ પૂછે ફૂલને
કેઃ પંથ ક્યાં છે ?
વાયુની સહુ લહેરખીમાં પીગળી
મુજ શ્વાસ પૂછે ગંધને
કેઃ પથ ક્યાં છે ?
આકાશમાં આ વ્યાપ્ત એવી નીલિમાને
ખૂંદતી દૃષ્ટિ કહે
કેઃ પંથ ક્યાં ?
રણ શી છવાઈ રેતીને
ઓળંગતા વરોળિયામાં
જીવ
આથડતો પૂછે રેતી કણોનેઃ
પંથ ક્યાં ?
સંધ્યા સમા પ્રીણા રહ્યા એ અભિધના
વ્હેણે ધૂપવનાં શિખ પર
ઠેસ ચડેલું મન પૂછેઃ પંથ ..
—ને એટલામાં
સહસ્રશત ટુકડા થઈ
તૂટી જતો હું !
હું ?



[ વિશ્વમાનવ : નવે.-ડીસેમ્બર '૧૪

## આધુનિક ભજન

તડકો ચોડો રે ભીંતોમાં કે ભીંતો ઊડી ના જાય,
પડછાયા મૂકો રે પ્હાડોમાં કે પ્હાડો ડૂબી ના જાય!
વાયુમાં ઓગાળો પાણી
પાણીના મહેલ બનાવો,
ચંદાથી મઢો રે છત એની
આકળની પાંદડીએ સજાવો!
ફૂલને ઉગાડો રે પાય કે પગલા એનાં ફૂટી ના જાય,
તડકો ચોડો રે ભીંતોમા કે ભીંતો ઊડી ના જાય!
તિમિરના પરદા ખોલો,
આવશે સૂરજનાં પ્રેત,
મૌનની ઓલો વાણી
ફૂટશે કિરણનાં હેત!
નજરુંથી નિચોવો રે વાદળા કે વાદળા ખૂટી ના જાય,
પડછાયા મૂકો રે પ્હાડોમા કે પ્હાડો ડૂબી ના જાય!
રણમાં મંદિરિયા બાંધો
મંદિરિયે પધારે જી રામ,
રામજીનાં રખેવાળાં કરો
પી પીને એનો રે જામ!
જામરે તોડો ને ફોડો મૂરત એની,
મૂરત એની તૂટી ના જાય
બલકે ટુકડે ટુકડે સવાઇ થાય......
તડકો ચોડો રે ભીંતોમાં કે ભીંતો ઊડી ના જાય!

## ૨૭ | ૫ | ૬૪

કોઇ સવારે
સૂરજ-કિરણની ડાળે
રાતું રાતું ગુલાબ ફૂટયું !
શશિયર જેવું તેજ શ્વસીને
માટીમાંથી રાતું રાતું તત્ત્વ સીંચીને
તારક જેવું પ્રગટયું !
સુરભિ સરખું વાત્સલ્યનું તેજ થઇને
મહેકયું
રાતું રાતું એજ ગુલાબ !
નિજના મિજાજ મહીં એ બહેકયું-
બહેકી હવા
હવાનો લાલ લાલ શો શ્વાસ......
મધજે એની છાંય
તરતી તરતી અગમનિગમ વિશે જાય...

વ્હેતા જલમાં એ તો ઝૂકયું—
જલમાં રાતો રંગ ફૂટયો જે
ગતિ મહીં નવ મા'તો.
ઘડીભર ગુલાબ ઊંચે જોતું નભમા
નિજની છાયા ઓઢી
અચાનક ક્યાક ગયુ એ પોઢી... !
હવા મહીં આંસુનાં બિંદુ ઊડતા
નીર પછીતે, કીકી કેરા કાળાં ટપકાં તરતાં...
આકળના સૌ બિંદુમાહીં સૂર્ય બેસીને રડતા...
પૃથ્વીના આ ભ્રમણ પથમાં
વિષાદના પડઘાઓ તરતા
હૃદય થકી ધબકારાના કૈં દલદલ પ્રસરતા
આજ સવારે.... !

## ગ્રીષ્મ રાત્રિ—

વિરાટ છાયો
સાંજ-સરોજ સણસણતો આ સૂર્ય ખિડાયો.
ચંદનનો જાણે લેપ લગાવી વહી રહ્યો આ વાત.
સૂના સૂના આભના આરા
ત્રાડ પાડતી વાઘણની મૂછોના દોરા જેમ
ફરકતા તારા!
આછો આછો
પ્રગટ થતો ત્યાં ધુમ્ર સમો આ અંધકાર
-એ અંધકારના આકારો
-મહીં સમદરની કૈં છોળ સરીખી
સળગે શીતળ ઝાળો!
ઊલુક ઊડતું ફંટાતુ ફંટાતું ઘૂકે ડાળે
ફુણી ફુણી આંખોને બાળે,
ભીતરતેજને કોઇ ક્યાકથી વાળે
ક્યાંય કોઈ દિસતી નહી વાદળ ઝારી
મહાનગરના
મકાનની સૌ સળગે બારી!

## સર્વોદય: સ્ટેટસકો અને સામ્યવાદ

ગાંધીજીની મૂળભૂત ધારણાથી જ્યારે આ દેશ દૂર ને દૂર જઈ રહ્યો હતો, અને જ્યારે ભારતની પંચવર્ષીય યોજનાના પરિણામસ્વરૂપ ભારતની પ્રજામાં હતાશા અને અશ્રદ્ધા પ્રવેશી રહી હતી, એવા વર્ષોમાં પ્રજાને ફરી પાછા ગાંધીજીને અભિપ્રેત વિકેન્દ્રિત ગ્રામ-સ્વરાજના માર્ગ તરફ અભિમુખ કરવાનો જો કોઈ ભગીરથ પુરુષાર્થ થયો તો તે વિનોબાને હાથે. એમના ભૂદાન, ગ્રામદાન આધારિત સર્વોદય આંદોલને હતાશામાં શ્રદ્ધાની જ્યોત પેટાવી.

વિનોબાપ્રણિત આ આંદોલનના પરિણામોનું કે એના ઐતિહાસિક તબક્કા અને વિકાસનું અવલોકન કે પૃથક્કરણ કરવાનો અહીં હેતુ નથી પરંતુ વિનોબાનો રાહ બે રીતે સ્પષ્ટ હતો: (૧) રાજ્યસત્તા અને આર્થિક તંત્ર બંને લોકોના હસ્તક જોઈએ, લોકોના અભિક્રમ દ્વારા સંચાલિત હોવા જોઈએ એટલે કે સાચા અર્થમાં વિકેન્દ્રિત લોકશાસન અને લોક-સ્વામિત્વ બંને આદર્શ જળવાવા જોઈએ. રાજ્ય સંચાલનની પરિભાષામાં Of the people, For the people, By the people–વાળી સાચી લોકશાહીનો એમનો આદર્શ હતો.

એક બાજુ, આ આદર્શ પશ્ચિમના અતિકેન્દ્રિત અર્થતંત્રથી ભિન્ન હતો. આ આદર્શ અતિકેન્દ્રિત અર્થવાદના પરિણામરૂપ વધતા જતા રાજકીય કેન્દ્રવાદથી પણ ભિન્ન હતો. બીજી બાજુ આ આદર્શ રશિયા–ચીનના સામ્યવાદી સર્વગ્રાહી અતિકેન્દ્રિત સત્તાવાદથી સર્વથા વિરુદ્ધ હતો.

એક બાજુ, લોકશાહીના આદર્શમાં શ્રદ્ધા ધરાવતા હોવા છતાં આર્થિક અતિકેન્દ્રિતતાને કારણે રાજ્યવાદ તરફ ઘસડાતા પશ્ચિમી લોકશાહી મૂડીવાદી દેશો સામે, વિનોબાજીનો રાહ હિંમતભર્યો અને ભૂલનિવારક (corrective) હતો.

બીજી બાજુ, સરમુખત્યાર સત્તાને હિમાયતી સામ્યવાદને તે પડકારરૂપ હતો.

આમ, વિનોબાજીનો આદર્શ શુદ્ધ અને શ્રેષ્ઠતર મૂલ્યોનો સંવાહક હતો.

આથી જ તો, વિનોબાનાં મંતવ્યોમાં મૂલ્ય-રક્ષાની બાબતમાં જ કમજોરી કે દ્વિધા જણાય ત્યારે તે આઘાતજનક લાગ્યા વિના ન રહે.

**પક્ષરહિતતા** અને સર્વ પક્ષો તથા સર્વ રાષ્ટ્રો માટેનો **સમભાવ** સાચો આદર્શ છે; પરંતુ જ્યારે એ સૂત્રોનો અતિરેક થતો લાગે, એ વિચાર જ જાણે પોતાનું વજન–એનું અંતરગત મૂલ્ય ગુમાવી બેસે છે એવું લાગે, ત્યારે એ વસ્તુ આઘાતજનક બન્યા વિના ન રહે.

તાજેતરમાં હિંદી ભૂદાનયજ્ઞ (૧૧–૧૨–૬૪)માં વિનોબાનું મંતવ્ય પ્રગટ થયું છે તે અમને કંઈક આવું જ આઘાતજનક જણાયું છે. તેઓ કહે છે:

(૧) આજની આર્થિક પરેશાનીનો સર્વોત્તમ ઉપાય સર્વોદય છે. તે પછી બીજે નંબરે કમ્યુનિસ્ટોનો માર્ગ આવે છે. ત્રીજું સ્થાન ‘સ્ટેટસ-કો’નું છે.

આમ શાથી?

વિનોબા, પહેલાં તો, કમ્યુનિસ્ટો સામે આક્ષેપો કરે છે: (૧) એમનું ચિંતન વૈજ્ઞાનિક નથી, જૂનવાણી છે (૨) સામ્યવાદ એ મૂડીવાદ અને વ્યક્તિવાદની પ્રતિક્રિયા (ઍન્ટીથિસિસ) છે, ને એથી એ સંવાદ નહિ પણ પ્રતિવાદ છે—જેનાથી ચિંતનના ટુકડા થાય છે, (૩) કમ્યુનિસ્ટો હિંસાનો આશ્રય લે છે એ શક્તિ પ્રજાની નથી, એ તો વિશિષ્ટ વર્ગની છે—માટે એ અવૈજ્ઞાનિક છે.. આમ, કમ્યુનિસ્ટોના દોષો જણાવ્યા પછી, તેઓ તરત ઉમેરે છે કે— “આમ છતાં, હું એને બીજો નંબર આપું છું, ત્રીજો નહિ જ. સ્ટેટસ-કો (છે–એવી સ્થિતિ) કરતાં કમ્યુનિઝમ બહેતર છે.”

કારણ્યુ?

કારણમા વિનોબા જણાવે છે કે, "સામ્યવાદનો આધાર કરુણાનો છે"

પરંતુ આજે માર્કસયુગનો એ આધાર રહ્યો છે ખરો? આટલાં વરસો દરમ્યાન એની જે વિકૃતિ થતી રહી છે, અને આજે જે કનિષ્ઠ કક્ષાએ એ પોતાનુ અસ્તિત્વ ટકાવી રહેલ છે, તે ફરી ફરીને પ્રગટ થયા પછી, મળભૂત કરુણાની વાતને જ આજે આગળ ધરવામા એક ભ્રમને જ તો આપણે માન્યતા નથી આપતા ને?

ખેર... વિનોબા આગળ વધી એવીય સિફારસ કરે છે કે—

આપણું કામ (સર્વોદયનુ) ન સધાય તો બીજો ઉત્તમ ઉપાય (નેકસ્ટ બેસ્ટ) કમ્યુનિઝમ છે લાખ રૂપીઆ કમાવા નીકળ્યા ને લાખ ન મળ્યા તો દશ હજાર મળ્યાથી પણ હૂ સંતોષ માનીશ

ટૂંકમાં—સર્વોદય સિદ્ધ ન થાય તો સામ્યવાદથી સંતોષ માનીશ? અલબત્ત, સાધારણજન તો કહેશે જ કે, પહેલાં દસ હજાર તો કમાઈ લઉં; પછી લાખ સુધી તો જ્યારે પહોચાશે ત્યારે ખરુ! અર્થાત્ કે, પહેલાં કમ્યુનિઝમ પછી સર્વોદય

એટલુ સ્પષ્ટ હોવું જોઈએ કે એક વાર 'દસ હજાર રૂપીયા' અર્થાત્ સામ્યવાદ પ્રાપ્ત થયા પછી, એ પ્રક્રિયા દ્વારા 'સર્વોદય'ની મઝિલે પહોચી શકાવાનુ નથી જ કેમકે બંનેનો મૂળભૂત આધાર કરુણા હોવા છતાં આજે તો બંનેના રાહ સંપૂર્ણત: વિરોધી દિશામાં છે.

વિનોબાના વિધાનથી આઘાત પામેલા તેમના એક સાથીદારે (શ્રી વલ્લભ સ્વામીએ) એક ભયસ્થાન તરફ વિનોબાનું લક્ષ ખેંચ્યું છે–

'જૈસે થે' (સ્ટેટસ-કો) બદલવામા લોકો હિંસા, લૂટ અને અધાધૂધીનો રસ્તો લે છે...!'

એમનો પ્રશ્ન એ છે કે—'સ્ટેટસ-કો' બદલવા માટે ગમે તે માર્ગ અને સાધન નબાવી શકાય? સાધ્ય-સાધનથી નિરપેક્ષ 'પરિવર્તન ખાતર પરિવર્તન'—જેવું સૂત્ર આવકારી શકાય ખરું?

હકીકતે, ઇતિહાસમાં 'સ્ટેટસ-કો'ની સ્થિતિ લાબી ટકતી જ હોતી નથી. પરંતુ, ગમે તે સાધનો દ્વારા સ્ટેટસ-કો તૂટવામાંથી જન્મેલી 'ક્રાંતિ' થોડા જ સમયમાં વિકૃતિમાં પલટાઈ ગયેલી દેખાઈ છે. આજના અણુ-વિજ્ઞાન-યુગમાં જ્યારે સાધનની અશુદ્ધિ અત્યંત ખતરનાક ભાગ ભજવવાનો ભય છે ત્યારે, ગુપ્ત અને હિંસક સાધનો અને કાર્યક્રમો દ્વારા આગળ આવનાર સામ્યવાદને સર્વોદય પછીના બીજા નંબરના ઉત્તમ (નેકસ્ટ બેસ્ટ) ઉપાય તરીકે આવકારવાની વાત— (તેય, વિનોબા જેવા આપણા વિચાર-ચિંતક તરફથી) ભયંકર નથી શુ?

*

'સ્ટેટસ-કો'ની સ્થિતિ ખાસી અકળાવનારી છે, અને 'સર્વોદય' ઢૂંકડા ભવિષ્યમા સિદ્ધ થવાની વકી દેખાતી નથી આવી સ્થિતિમાં, ઉપાય તો એવો જ સૂચવી શકાય કે જે સાચી દિશાનું નાનુ સરખુંય કદમ બને.

વિનોબાના સાથીદારે પોતે એવુ એક સૂચન કર્યું જ છે "કાલ પ્રેરણા" અને "સ્વાર્થ પ્રેરણાને" જોડનારા "સુલભ ગ્રામદાન"ની જેમ "સુલભ સત્યાગ્રહ"નો રાહ લેવાવો જોઈએ

—એટલે કે પ્રજાને ગ્રાહ્ય થઈ શકે એવા વ્યવહારુસ્વરૂપના સત્યાગ્રહનો માર્ગ વિચારાવો જોઈએ.

આશ્ચર્યની વાત તો એ છે કે વિનોબા આ સૂચનને "ઘાતક" ગણીને ઇન્કારે છે. 'ઘાતક' એટલા માટે કે તે "શુદ્ધ સત્વગુણી" નથી, "રજોગુણું મિશ્રિત" છે! ખેર, એમ જ હોય તો પછી, લગભગ પૂર્ણ રીતે "તમોગુણી" એવા સામ્યવાદનો તો વિચાર જ શી રીતે થઈ શકે? સર્વોદયનો 'વિકલ્પ' સામ્યવાદ શી રીતે હોઈ શકે?

વિનોબાનો કેટલોક તર્ક સમજાય એવો હોતો નથી એમાય જ્યારે લોકશાહી પદ્ધતિમાં અંતર્ગત મૂળભૂત મૂલ્યો અને સામ્યવાદી પદ્ધતિની અંતર્ગત મૂળભૂત વિકૃતિ—આ બે વચ્ચેનો ભેદ જ ભુલાઈ જાય છે ત્યારે તો સવિશેષ

૧૬-૫-૬૪] —ભોગીલાલ ગાંધી

અહીં અમે પાયાનો મુદ્દો ફરી એક વાર રજૂ કરીએ છીએ :

મુખ્ય મુદ્દો છે : અંગ્રેજીનું સ્થાન શા માટે ? ક્યાં ? ને કેવું ?

## ભાષાનીતિ

૧. –પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણનું માધ્યમ : તે તે પ્રદેશની ભાષા (માતૃભાષા) હોય.

– ઉચ્ચશિક્ષણનું માધ્યમ : પ્રદેશભાષા; અગર હિંદી. રાજ્યના વહીવટની, રાજ્યકક્ષાની સરકારી નોકરીની, અને રાજ્યની જીલ્લા અદાલત સુધીની ભાષા: તે તે પ્રદેશની ભાષા હોય.

– રાજ્યની ઉચ્ચકક્ષા (હાઈકૉર્ટ)ની અદાલતી ભાષા : પ્રદેશ ભાષા તથા હિંદી હોય.

૨. –આંતરરાજ્ય સંબંધો માટે હિંદી (કડીરૂપ ભાષા)

–કેન્દ્રની નોકરી માટે પરીક્ષાની ભાષા: હિંદી રહે.

–સર્વોચ્ચ અદાલતની ન્યાયભાષા: હિંદી, તેમજ અંગ્રેજી હોય.

૩. –વ્યક્તિ અને રાષ્ટ્રના વર્તમાન યુગી વિકાસ માટેની આંતરરાષ્ટ્રીય મુખ્ય ભાષા: તે અંગ્રેજી અર્થાત્ જ્ઞાનભાષા છે.

આ ત્રણે ભાષાઓ પોતપોતાને સ્થાને અધિકારપૂર્વક માનાર્હ અને શ્રેષ્ઠ છે.

## ૧ : વ્યવહારુ-વ્યાવસાયિક ઉપયોગિતા

અંગ્રેજી પાયામાંથી દાખલ કરવાની ઝુંબેશ કરનારાઓ મોટે ભાગે વ્યવહારુ ઉપયોગિતા અને જરૂરીઆતની દૃષ્ટિએ વિચારતા જણાય છે. ટેકનિકલ, દાક્તરી આદિ શિક્ષણ, રાજ્ય અને કેન્દ્ર સરકારની નોકરીઓ, નાની-મોટી ફેક્ટરીઓ, પેઢીઓ, ઓફિસો, અને તાલિમ કેન્દ્રો તથા ઉદ્યોગ-વ્યવસાયો, ઉપરાંત પરદેશ સાથેનો વ્યાવસાયિક સંપર્ક, અને પરદેશમાં તાલિમ માટે જતા વિદ્યાર્થીઓનો અભ્યાસ વગેરે તમામ બાબતોમાં અંગ્રેજીની જાણકારી અનિવાર્ય બને જ છે, માટે, વહેલી તકે બાળકને પાયામાંથી જ અંગ્રેજી શીખવવું જોઈએ .....

આ વ્યવહારુ વાત તરફ આંખો બંધ કરી ન શકાય. આ કંઈ થોડાક અપવાદરૂપ નાગરિકોનો સવાલ નથી. બલ્કે, પ્રાથમિક-માધ્યમિક શિક્ષણમાં દર વરસે થતો વધારો, તથા ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓનાં તાલિમ કેન્દ્રો, તેમજ વ્યાપાર-વ્યવસાયોની વધતી જતી ગતિને લક્ષમાં લેતાં, ૧૦–૨૦ વરસમાં તો ઘણા મોટા ભાગના મધ્યમ વર્ગ અને (ખેડૂતોના સંતાનો) માટે અંગ્રેજીની જાણકારી ઘણીજ મહત્ત્વની બની ગઈ હશે, એટલે આ જરૂરીઆતને પહોંચી વળવાની માગ બિલકુલ વ્યાજબી પણ છે.

આમ છતાં, આપણે પરદેશની ગુલામીમાંથી નીકળી સાચા સ્વરાજ્યની દિશામાં પ્રગતિ કરવાની છે, અને તેને અનુરૂપ ભાષાનીતિ નક્કી થાય એ કોઈ પણ દેશાભિમાની નાગરિક ઇચ્છે જ. આ દૃષ્ટિએ, શિક્ષણ અને વહીવટમાં ગુજરાતી-હિંદીનું સ્થાન (આ લેખના આરંભમાં જણાવેલ ભાષા-નીતિની રીતે) નક્કી થાય તો—

આજના ૫ મી વાળાઓનો અંગ્રેજીના મહત્ત્વ અંગેનો આજનો આગ્રહ લગભગ અસ્થાને બની ગયો હશે!

માની લઈએ કે ઉપરના પ્રકારની ભાષાનીતિ વિકસાવતા ૫-૧૫ વરસ નીકળી જશે: તે દરમ્યાન અંગ્રેજીનું સ્થાન ઉપરની જરૂરીઆતોની રીતે ચાલુ રહે –એય વાજબી છે. પરંતુ નવી ભાષાનીતિની દિશા ભણી આજે પ્રગતિ શરૂ થઈ ગઈ છે જ; અને આપણામાંના મોટા ભાગનાઓએ એટલું સ્વીકારી લીધું છે કે-

શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોય તો નાગરિકનો વિકાસ વધુ સદ્ધર થાય, રાજ્યના વહીવટ અને ન્યાયમા પ્રાદેશિક ભાષા હોય તો એમા નાગરિકો વધુમાં વધુ ભાગ લઈ શકે અને લોકશાહીનું સત્વ વધુ જળવાય.

આ પછી તો, અંગ્રેજી ભાષાની વ્યાવસાયિક-વ્યાવહારિક જરૂરિઆત પૂરતો જ સવાલ રહે; એને માટે તો બસો પાચસો શબ્દો અને જરૂરી કામચલાઉ પરિચય પૂરતાં ગણાય। અને તે પછી જેમને ખાસ ઉચ્ચ કક્ષાનું **જ્ઞાન** મેળવવું હશે તેઓ અંગ્રેજીનું ખાસ શિક્ષણ લેશે— એવી જ દલીલ થવાની।

ટૂંકમાં, 'પાયમાથી અંગ્રેજી'નો આગ્રહ રાખનારાઓની દૃષ્ટિ વ્યવસાય પૂરતી ટૂંકી રહી તો, અમને ભય છે કે, અંગ્રેજી નામની જ રહેશે, અંગ્રેજીનું 'જ્ઞાનભાષા' તરીકેનું મહત્ત્વ ભુલાઇ જશે.

## ૨ : અંગ્રેજીને દેશવટો ?

બીજી બાજુ, આઠમી વાળાઓમાના કેટલાક અગ્રણીઓ પણ આ જ તાકે છે

તાજેતરમાં (તા. ૬-૧૨-૬૪) અમદાવાદમાં ચાર્લ્સ ડિકન્સકૃત 'ઓલિવર ટ્વીસ્ટ'નામક અંગ્રેજી નવલકથાના ઉદ્‌ઘાટન પ્રસંગે શ્રી. ઠાકોરભાઈ દેસાઇ, શ્રી. મગનભાઈ દેસાઈ તથા શ્રી વજુભાઈ શાહે જે કેટલાક વિધાનો (સંદેશ ૭-૧૨-૬૪) કર્યાં છે તેને અમે જોખમી લેખીએ છીએ—

"અંગ્રેજી વિના પૂરતું જ્ઞાન નહિ મેળવી શકાય"–એવી માન્યતા ધરાવનારાઓ સામે શ્રી. ઠાકોરભાઇ "તમારી માતાઓને અંગ્રેજીભાષાવો ! ને તેથી ય સંતોષ ન થતો હોય તો અંગ્રેજી ભણેલી 'મડમો' પરણી લાવો !"–આવી 'શિષ્ટતા' ઉપર ઊતરી ગયા છે; અને અંગ્રેજીનો આગ્રહ રાખનારા સામે શાપ વરસાવે છે.

એમની ભાષાની અશિષ્ટતાની વાત જવા દઈએ તો, એટલું તો સ્પષ્ટ થાય છે કે—

**પૂરતું જ્ઞાન મેળવવા માટે અંગ્રેજીની જરૂર આ લોકોને વરતાતી નથી**

શ્રી. મગનભાઇ દેસાઇએ 'અંગ્રેજીના આગ્રહ'ને 'મિલિ' (મૂર્ખ) કહીને તુચ્છકારી કાઢ્યો છે અને "અંગ્રેજીના શિક્ષણ વિના જ્ઞાન ના મળે એ વાત સાચી છેશું?" એવો પ્રશ્ન કરીને એક જ વાત સ્પષ્ટ કરી છે, ને તે એ કે—

**અમારી દૃષ્ટિએ, જ્ઞાન મેળવવા માટે અંગ્રેજીના શિક્ષણની એવી કઈ જરૂર નથી.**

શ્રી વજુભાઈ રામાયણ અને મહાભારતના પરિચય માટે સંસ્કૃત કે હિંદી નહિ જાણનારાં બાળકોનો દાખલો આપીને "**અંગ્રેજી સાહિત્યના જ્ઞાન માટે અંગ્રેજી ભણવાની જરૂર નથી, બલ્કે એ તો ઊંધો રસ્તો છે"** એવી દલીલ લડાવી જાય છે.

આ ત્રણે મિત્રોની નિષ્ઠા વિષે અમને ભારોભાર માન છે પરંતુ એમનો અંગ્રેજી અંગેનો દૃષ્ટિકોણ અમને મિથ્યા 'ભડક'થી ખરડાયેલો જણાય છે, અને એમની (ઠા દે અને મ. દે. ની) ભાષા એ ભડકમાથી પ્રગટેલી જોહાદનો ખ્યાલ આપે છે.

આ મિત્રોની માન્યતા લગભગ સ્પષ્ટ છે કે—

માતૃભાષામાં શિક્ષણ આપીએ અને વિદેશી શ્રેષ્ઠ કૃતિઓના ભાષાંતરો દ્વારા ગુજરાતી ભાષાને માતબર બનાવીએ તો પછી અંગ્રેજીની એવી કોઈ ગરજ રહેવાની નથી.

અમારી દૃષ્ટિએ આ બંને દૃષ્ટિકોણ દોષિત છે:

પહેલો દૃષ્ટિકોણ અગાઉના બ્રિટિશ રાજ્યની જેમ સંકુચિત ઉપયોગિતાથી આગળ વધતો નથી. ત્યારે આ બીજો દૃષ્ટિકોણ જ્ઞાન પ્રાપ્તિના એક અનિવાર્ય મહત્વના સાધનની જ ઉપેક્ષા કરે છે. કેમ જાણે વિશ્વભરના વિવિધ વિદ્યા-વારસાઓના અધ્યયન અને ઉપાસના વિના, એને માટે ચાવીરૂપ એવી ભાષાના સહારા વિના, જ્ઞાન અને અનુભૂતિ આપોઆપ જ સિદ્ધ થવાની હોય – એવું વલણ પ્રગટ કરે છે, એમાંથી જ અંગ્રેજીને લગભગ દેશવટો દેવાની ઝુંબેશ જાગી શકે

જેમ રામાયણ-મહાભારતનો પરિચય સંસ્કૃત-હિંદીની જાણકારી વિના થઇ શકે છે, તેમ વિશ્વના અંગ્રેજી સાહિત્યના જ્ઞાન માટે કેવળ અનુવાદો પર્યાપ્ત છે – એવી દલીલ તો પહેલી નજરે જ અયોગ્ય છે

સંસ્કૃત આજે તો 'સ્થગિત' ભાષા છે એના શ્રેષ્ઠ ગ્રંથોમાં નવો ઉમેરો થવાનો સંભવ નહિ જેવો ગણાય. એટલે એના અનુવાદોની સંખ્યા, ગમે તે કાળેય, અતિ મર્યાદિત જ રહેવાની

પરંતુ, બીજી બાજુ, અંગ્રેજી તો પ્રચંડ પ્રવાહે વહેતી પ્રાણવાન ભાષા તરીકે હજીય વિકસી રહી છે. એમાં રોજ રોજ પ્રગટતા મૌલિક અને દુનિયાભરના જ્ઞાનના દોહનરૂપ સેંકડો ગ્રંથો (લલિત સાહિત્યના જ નહિ, અનેકાનેક વિદ્યાશાખાઓ અને પ્રશાખાઓના) સતત સંમાર્જિત સંવર્ધિત થતી નવી ક્ષિતિજો અને નવા ઊંડાણોને આપે છે.

આ જોતાં, ગુજરાતી કે હિંદી સ્વનિર્ભર બની જ્ઞાન-અનુભૂતિના આ ઓઘને આપણા સુધી લાવવા ક્યારે સમર્થ બનશે?

હકીકતે, ઘણાં લાંબાં વરસો સુધી, નિશ્ચિત રીતે ટકનારી આપણી મર્યાદાનો અને કમજોરીનો આપણે નમ્રભાવે સ્વીકાર કરીએ; અને અંગ્રેજી (વિશ્વભાષા જેવા સ્થાને પહોંચેલી કોઈ પણ એક – તો પછી સહજ વારસામાં મળેલી અંગ્રેજી જ શું કામ નહિ?) નો શક્ય તેટલો વધુમાં વધુ લાભ ઉઠાવવા માટે તૈયારી કરીએ—એ કક્ષાનું અંગ્રેજીનું શિક્ષણ આપીએ, તો જ એના પરિશીલનના પરિપાકરૂપ અદ્યતન વિશ્વની સાથે રહી મૌલિક ચિંતન ત સર્જનના ગ્રંથો પેદા કરવાનું બીડું ઝડપી શકીશું.

અલબત્ત, આ પ્રક્રિયા લાંબી હોવાની. આ દરમ્યાન અને ત્યારબાદ પે વધુમાં વધુ, વિશિષ્ટ ગ્રંથો આપણી ભાષામાં અનુદિત સ્વરૂપે ઉતારવાનું તો આપણું કર્તવ્ય છે જ.†

**૩ :**

**સ્વતંત્ર ભારતના અદ્યતન મૌલિક વિકાસની દૃષ્ટિએ વિશ્વભરનાં જ્ઞાન-ચિંતન અને અનુભૂતિની ક્ષિતિજો ઉઘાડી દેનારી જ્ઞાન-ભાષા અંગ્રેજીનું શિક્ષણ – વહેલામાં વહેલી તકે, વધે, અને ઉત્તમ રીતે (દરેક નાગરિક પોતાના વિકાસ માટે આવશ્યક વિદ્યાભ્યાસંગ કરી શકે એવી સારી કક્ષાનું) અપાવું જ જોઇએ, એમ અમે માનીએ છીએ.**

અંગ્રેજી શિક્ષણ માટેનો અમારો આ ઉત્સાહ અંગ્રેજ સત્તાના અનિષ્ટ વારસાને (અંગ્રેજી ભણેલાના નાનકડા વર્ગની નોકરી, તેનો મોભો અને સત્તા) ટકાવી રાખવા માટે નથી જ.

રાષ્ટ્રીય જાગૃતિના વર્ષો અને સત્યાગ્રહની લડતોને પ્રતાપે એ જરીપુરાણો વારસો તો હવે, પાછો જોર કરવા મથે તોય, ટકવાનો નથી.

હવે તો, અમારી માન્યતા મુજબ, મૂઠીભર અંગ્રેજી ભણેલાઓને સ્થાને ઘણા વિશાળ ધોરણે અંગ્રેજી ભણનારા હોવાના: અનેક પછાત વર્ગો અને સમૂહોને પણ અંગ્રેજીનું શિક્ષણ પ્રાપ્ત થતાં મૂઠીભર વર્ગનો ઇજારો તૂટવાનો..

અમને તો એવું લાગે છે કે જ્યારે આજે વધુમાં વધુ વિશાળ ધોરણે અંગ્રેજીનું શિક્ષણ જરૂરી છે, ત્યારે તેને નાનકડા વર્ગમાં મર્યાદિત રાખવાથી ઊલટું જૂનું જોખમ ફરી જાગશે. .

[ ચાલુ પા ૮૦ ઉપર ]

† 'પરિવાર પ્રકાશને' અનુવાદોનું કાર્ય ઉપાડ્યું છે: અને આજ પૂર્વે પણ અનેક વર્ષોથી ગુજરાતીમાં આ પ્રવૃત્તિ ચાલતી આવી છે—એવી સમસ્ત પ્રવૃત્તિઓને અમે બિરદાવીએ છીએ

# પ્રગતિની પારાશીશી —ઉત્તરાર્ધ

લેખક : બ્રુસ મેઝલીશ
અનુ : ભોગીલાલ ગાંધી

'પ્રગતિ'ના વિચારનુ પલટાતુ સ્વરૂપ યોગ્ય રીતે સમજવા માટે 'સંસ્કાર' (Culture) અને 'સંસ્કૃતિ' (Civilization)ના પરસ્પર સંબંધિત ખ્યાલોની ચર્ચા અનિવાર્ય છે. આ ખ્યાલો, જો કે, બૃહત્ વિસ્તારને આવરતા હોવા છતા તેમા રુસોએ દર્શાવેલ નૈતિક અને વૈજ્ઞાનિક પ્રગતિ વચ્ચેની વિસંવાદિતા (Dichotomy)નુ પુનર્વિધાન સમાયેલુ છે. કદાચ આને માટેનો આરંભ ઈમેન્યુઅલ કાન્ટથી (Immanuel Kant) કરવો સારો. જ્ઞાન વિસ્તાર યુગ (Enlightenment)ના આ તત્ત્વચિંતકનો 'આઈડીઆ ફોર એ યુનિવર્સલ હિસ્ટરી' નામનો ગ્રંથ કોન્દોર્સે અને હેગેલની વચ્ચેની ભૂમિકા પ્રગટ કરે છે. કોન્દોર્સેની જેમ કાન્ટ પણ 'આઈડીઆ'મા રુસોનો વિરોધ અને ટીકા ધ્યાનપૂર્વક સાભળે છે.

"રુસોએ બર્બર યુગની સ્થિતિ વધુ પસંદ કરી માનવજાતે હજી જે છેલ્લી કક્ષા પર પહોંચવાનું છે તે બાજુએ રાખીએ તો—તેમા તે બહુ ખોટો ન હતો. આ બિંદુએ, કાન્ટ 'સંસ્કાર' અને સંસ્કૃતિ વચ્ચે બહુ મહત્ત્વનો ભેદ દાખલ કરે છે તે મુજબ—

**સંસ્કાર** નૈતિક સ્થિતિ છે, અને વ્યક્તિના સંસ્કાર માર્જન અને જ્ઞાન વિસ્તાર દ્વારા પ્રગટ થાય છે. **સંસ્કૃતિ** કલા અને વિજ્ઞાનોની ઉન્નતિશીલ સ્થિતિ આલેખે છે.

કાન્ટની માન્યતા મુજબ, રુસોએ જેને, બર્બરોની સ્થિતિ કરતા ઓછી નૈતિક અને ઓછી સંસ્કારિત ગણાવીને તિરસ્કાર કર્યો છે તે **આજની** સ્થિતિ, એટલે કે, 'સંસ્કૃતિ' તો કેવળ તાત્કાલિક સ્થિતિ છે—જે **છેલ્લી કક્ષા** એટલે કે સંસ્કારનું પ્રાગટ્ય થતા, વિદાય લે છે. બનવાજોગ છે કે કોલરિજે (Coleridge) કાન્ટમાથી આ ભેદ પકડી લીધો હોય. ગમે તે હો, કોલરિજ તેના "ઑન ધ કોન્સ્ટિટ્યુશન ઑફ ચર્ચ એન્ડ સ્ટેટ" નામક ગ્રંથમા લખે છે કે—

"પ્રગતિશીલતા અને (રાષ્ટ્રની) વ્યક્તિગત સ્વાધીનતા અખંડ અને પ્રગતિમાન સંસ્કૃતિ ઉપર આધાર રાખે છે. પરંતુ સંસ્કૃતિ પોતે જ તો ભેળસેળિયો માલ છે—જે અધિક ભ્રષ્ટગામી ન હોય તોય, રોગ તો છે જ—આરોગ્યનો ઉઘાડ નથી જ, અને એવા રાષ્ટ્રની પ્રજાને પૉલિશ કરેલી નહિ, પરંતુ વાર્નિશ કરેલી કહેવી વધુ યોગ્ય ગણાય— કેમકે તેની 'સંસ્કૃતિ' તેના 'સંસ્કાર'મા લસોટાઈને એકરૂપ બની નથી—એટલે કે, ત્યા આપણી માનવ જાતના વિશિષ્ટ લક્ષણરૂપ ગુણો અને શક્તિઓનો સંવાદી વિકાસ થયો નથી.

કોલરિજે Cultivation (કલ્ટિવેશન) શબ્દ વાપર્યો છે તેને આપણે Culture (સંસ્કાર) કહીએ છીએ. રેમન્ટ વિલિયમે તેના રસપ્રદ ગ્રંથ "કલ્ચર એન્ડ સોસાયટી"મા એ વાત બહુ સુંદર રીતે રજૂ કરી છે કે, કોલરિજે 'સંસ્કાર' અને 'સંસ્કૃતિ' વચ્ચે જે ભેદ તારવ્યો છે તે આજે અંગ્રેજ વિચારતંત્ર—નહિ કે, તમામ અદ્યતન વિચારતંત્રનો સ્થાયી તંતુઓ બની ગયા છે. વિલિયમ્સ આ આખો વિકાસ મેથ્યુ આરનોલ્ડ (Matthew Arnold) રસ્કિન (Ruskin) મોરિસ, (Morris) શૉ (Shaw) ડી. એચ લોરેન્સ (D. H. Lawrence) અને

ટી. ઈ એલિયટ (T. E Eliot)ના નામો દ્વારા આલેખે છે. આપણે એનો વિચાર સ્પેન્ગ્લર અને ફુઇડના સંદર્ભમાં કરીશુ.

૨૦મી સદીના આ બે સિદ્ધાન્તવિદોની વાત શરૂ કરવા પૂર્વે, આપણે, ઈતિહાસવાદ તરીકે પંકાયેલી ૧૯મી સદીની ચળવળના હૃદય ઉપર દૃષ્ટિપાત કરી લેવો જરૂરી છે

કાર્લ પોપર જેવા લેખકે, 'પોવર્ટી ઑફ હિસ્ટોરિસિઝમ' નામના તેના ગ્રથમા ઈતિહાસવાદ શબ્દનો વારંવાર ઉપયોગ—અગર ગેરઉપયોગ—કર્યો છે તેમણે એનો અર્થ હેગલ અને માર્કસના 'અનિવાર્યતા' અને 'સર્વસત્તાવાદ'ના સિદ્ધાન્તનું સૂચન કરવા માટે કર્યો છે. પરંતુ હું એ અર્થમા આ શબ્દપ્રયોગ કરતો નથી.

ફ્રેડરિક મેયનેક નામના આલોચકે જણાવ્યા મુજબ,

"પશ્ચિમના વિચારતંત્રમા એક સૌથી મહાન આધ્યાત્મિક ક્રાંતિ" હોય તો તે 'ઈતિહાસવાદ' છે, અને તેને પ્રગતિના સિદ્ધાન્ત સામેના મુખ્ય પડકારરૂપે જોવો જોઈએ. આ ઇતિહાસવાદમા એક એવી માન્યતા ઘર કરી ગયેલી છે કે દરેક યુગ, દરેક સમાજ મૂલ્ય દૃષ્ટિએ, બીજા યુગ અને સમાજનો સમકક્ષ છે. એટલે કે, ૧૮મી સદીના તત્વચિન્તકોએ માન્યુ હતુ તેવા કોઈ સાર્વત્રિક (universal) ધોરણે નથી કે જેના દ્વારા આપણે જુદા જુદા સંસ્કારોનો ન્યાય તોળી શકીએ બલ્કે ભૂતકાળ તો તે તે યુગની વ્યક્તિદ્વારા, તથા કદિય પુનરાવર્તન નહિ પામતી અને પોતાના આગવા અજોડ મૂલ્યો તથા અર્થો વાળી ઘટનાઓ દ્વારા પ્રગટ થતો હોય છે આ દૃષ્ટિએ તો, સાફ વાત છે કે, પ્રગતિ અંગેની માન્યતા માટે કશું સ્થાન રહેતુ નથી

## સ્પેન્ગ્લર અને ફુઇડ

ત્યારે, સ્પેન્ગ્લરે 'સંસ્કાર' અને 'સંસ્કૃતિ' વિષેની ચર્ચાને, 'ઇતિહાસવાદ'ની પાયાની સ્થિતિ સાથે સાંકળી દીધી. 'ધ ડિકલાઇન ઑફ ધ વેસ્ટ' નામના ગ્રથમા તેણે એની આલોચના કરી છે. આ ગ્રથ પ્રથમ વિશ્વયુદ્ધની અને જર્મન પરાજયની અસરમાં લખાયેલો. આ ગ્રંથમા સ્પેન્ગ્લરે પ્રગતિના વિચાર પરત્વે બે નવાં પ્રદાન કર્યાં છે—જો કે બંને નિષેધાત્મક છે. પ્રથમ એ કે તેણે માનવ જાતના રેખાગત (linear) વિકાસની માન્યતાના સ્થાને સંસ્કાર સ્વરૂપોમાં રચના વિદ્યા (morphology) ને સ્થાપિત કરી. સ્પેન્ગ્લરે ત્રણ મુખ્ય સંસ્કાર ગણાવ્યા—એપોલોનિયન, માગિયન, ફાઉસ્ટીઅન. બલ્કે, પ્રાચીન મધ્યયુગી અને અર્વાચીન સાથે તેમનો મેળ બેસે છે જો કે, અર્વાચીન સંસ્કારને પશ્ચિમી અહંવાદિતા (egocentricity) પર રચાયેલ ટોલેમી શાખા-(ptolemaic-system) નો ગણાવીને તેણે તેના પર પ્રહાર કર્યો; અને આ ત્રણે સંસ્કારોને એક બીજાથી સર્વથા સ્વતંત્ર ગણાવ્યા અર્થાત્ કે કોઈ એક સંસ્કાર બીજા કરતાં "વધુ ઉન્નત" નથી. આ ત્રણેમા જે ભેદ છે તે અવકાશ અને સમય અંગેના તેમના દૃષ્ટિકોણ પરત્વેનો છે. જેમ કે—

સ્પેન્ગ્લરે જણાવ્યા મુજબ, આ દરેક સંસ્કાર તેનું અધઃપતન થાય ત્યા સુધીમાં એક વર્તુળ પુરું કરે છે. મહામેધા સ્પેન્ગ્લરની માન્યતા અનુસાર આ વર્તુળની છેલ્લી કલા તે સંસ્કૃતિ એના લક્ષણો જોઈએ તો હકીકત તત્ત્વચિંતન (fact-philosophy); 'વિશ્વ નગર, 'પ્રણાલિકારહિત નગરવાસી' 'આકાર રહિત માનવ જૂથો; અને અર્વાચીન સંસ્કૃતિના બાકીના બીજાં આનુષંગી લક્ષણો.' આનો અર્થ એ કે—

**ઊર્ધ્વગામી સીધી રેખા ઉપરનું આયતન બિંદુ નહિ, પણ તેની અંતિમ મર્યાદામાં સંસ્કારની પકવતા**

'સંસ્કાર' અને 'સંસ્કૃતિ'ની સમસ્યાનું આ નવું રહસ્ય દર્શન આ બંનેનો પારસ્પરિક સબંધ જીવન અને મૃત્યુ તરીકે રજૂ કરે છે. આ ઉપરથી, એક પગલું આગળ વધીને તેણે એવું જાહેર કર્યું કે—

પશ્ચિમ કંઈ માનવીય વિકાસનું ઉચ્ચ બિંદુ નથી કે જે આખા વિશ્વમા તેની સંસ્કૃતિનો વિસ્તાર કરવા નિર્માયુ હોય. બલ્કે, પશ્ચિમ તો હવે અસ્ત જતા એક સંસ્કારનું ઘર માત્ર છે.

આપણા યુગમાં યુરોપી અહંવાદિતા ઉપરનો આ પ્રહાર આરનોલ્ડ ટોયન્બી દ્વારા ઉદ્ઘોષિત બન્યો છે. ટોયન્બીએ એક નવો જ ફટકો—કઠોર કઠ પ્રહાર વીંઝેલ છે.

અગાઉના યુગમાં કોન્દોર્સેત અને માકર્સ જેવા ચિંતકોએ રજૂ કરેલ પ્રગતિ અંગેના આશાવાદી દષ્ટિકોણનો જબરજસ્ત અસરકારક પ્રતિઉત્તર સ્પેન્ગલરે આપ્યો છે. આ વિચારે ૧૯૧૪–૧૮ અને ૧૯૩૯–૪૫ના બે યુરોપી આતરવિગ્રહોના પ્રકાશમા તથા આફ્રિકા અને એશિયા ઉપરની યુરોપની પકડ ઢીલી પડી રહેલી હતી તે સ્થિતિમા ભ્રમભગ બનેલા અનેક પશ્ચિમી નાગરિકોના ચિત્ત ઉપર અસર પાડી છે. Romanticism અને ઇતિહાસવાદમાથી પ્રગટેલા કેટલાક પ્રવાહોને જોડી દઇને, સ્પેન્ગલરના સસ્કાર રચના વિજ્ઞાને ( morphology of cultures ) એક એવો વ્યાપક મનોભાવ પેદા કર્યો છે કે જેને લીધે અનેક પશ્ચિમી બુદ્ધિજીવીઓ પ્રગતિના અતિ સરળ વિચારને સહેલાઇથી ગળે ઉતારી જવા તૈયાર નથી

સ્પેન્ગલરની સાથે સાથ કુર્ઇડના વિચારોએ પણ એજ પ્રકારની અસર પેદા કરી હતી. ફ્રુઇડે એવો સિદ્ધાંત રજૂ કર્યો કે બુદ્ધિરહિત પરિબળો, ભલે પૂરો કાબૂ ન ધરાવતા હોય, પણ, માણસના ચિત્ત ઉપર તે ભારોભાર અસર કરતા હોય છે. આ સિદ્ધાતે તો પ્રગતિના જ્ઞાન-પ્રકાશિત (enlightened) દષ્ટિકોણના સમસ્ત પાયાને જ કાપી નાખ્યો હોય એવુ લાગે છે! પરતું, હકીકતે, ફ્રુઇડે પહેલી જ વાર માણસને તેના ભૂતકાળના 'બુદ્ધિરહિત' પરિબળો ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરવાનો 'બુદ્ધિપૂર્ણ' રાહ ચીંધ્યો હોઇને, તેની આ વાત તરફ દુર્લક્ષ અપાયુ ફ્રુઇડે તેના 'સિવિલિઝેશન એન્ડ ઇટસ ડિસકન્ટેન્ટ'મા એવું વિધાન કર્યું છે કે, નિ:શંક રીતે, સંસ્કૃતિનો વિકાસ થઇ રહ્યો છે—પરતુ તેની સાથોસાથ જ તેની છાયામાજ 'ગુના' અને 'ચિત્ત-ઉન્માદ'નો બોજો પણ વધી રહ્યો છે. તેના કહેવા મુજબ, સંસ્કૃતિના પાયામા જ સહજસ્ફુર્ત સંતૃપ્તિનો નિષેધ હોવાને કારણે, સંસ્કૃતિ, હવે તેના વ્યક્તિગત સભ્યો ઉપર વધતા જતાં અસુખોની વણઝાર ઉતારીને, વેર લઇ રહી છે. બદકે, ફ્રુઇડનું પૃથક્કરણ એવું હતું કે—

**સંસ્કૃતિની આ પ્રગતિ ક્રમશઃ માનસિક દુઃખોની વૃદ્ધિની દિશામાં જ થઈ રહેલ છે**

કવિ ઓડનના શબ્દોમા કહીએ તો, રુસોએ અગાઉ પ્રગતિ અને સંસ્કૃતિ સામે કરેલા પડકારનો પ્રતિઘોષ આપણા આ 'ચિતાગ્રસ્ત યુગ'મા ફરી બુલંદ બન્યો છે.

અસાધારણ વાત તો એ છે કે, રુસો માલ્થુસ, સ્પેન્ગલર અને ફ્રુઇડ જેવાના પ્રગતિ સામેના—માનવીના ગૌરવ સામેના—આ પ્રહારો છતા, હજી એ પ્રગતિનો વિચાર એવો ને એવો ધરખમ ઊભો છે; અને હજી ય અદ્યતન માનવી એના જ પ્રકાશે સમયના અધકારને વીંધતો પોતાનો પંથ ખેડી રહ્યો છે મારે મતે આના વણુ મુખ્ય કારણો છે:

૧ પ્રગતિના વિચારને ઐતિહાસિક દષ્ટિકોણથી સમજવાનો મૂળ-મૌલિક આગ્રહ હજી, દઢ રીતે, ઘણો બધો જળવાઇ રહ્યો છે ઇતિહાસવાદના પડકાર છતા, અદ્યતનયુગનો માનવી ભૂતકાળને ઐતિહાસિક વિકાસની કેડી રૂપે જુવે છે; તેની દૃષ્ટિએ આ વિકાસ સામુહિક છે, વિસ્તારવાદી છે અને પ્રગતિગામી છે. આપણું આતરિક કલેવર આ રીતનો જ અનુભવ કરે છે: ઓર્તેગા વાય ગાસેટના અતિશયોક્તિ ભરેલા શબ્દોમા કહું તો—" માનવીને પોતાની નિજી પ્રાકૃતિકતા જેવું કશુ નથી, એને કેવળ ઇતિહાસ છે" આપણે આ ભૂતકાળ વિષેનો દષ્ટિકોણ છોડી શકતા નથી અને એની સાથે જ ભાવિ વિકાસનો ખ્યાલ પણ સંકળાયેલો રહે છે. આપણે એ દષ્ટિકોણનો ત્યાગ આપણું સાચુ સ્વરૂપ છોડી દઇને જ કરી શકીએ.

આ જ તો હેગેલનો સંદેશ છે અને વિકાસમાન રાષ્ટ્રોની નૂતન ઐતિહાસિક જાગૃતિએ પણ આ વાતની પૂર્તિ કરી છે.

## ડાર્વિનના સિદ્ધાન્તો

૨. ડાર્વિનના વિકાસાત્મક સિદ્ધાંતોએ ઐતિ-

હાસિક વિકાસ અને પ્રગતિના ખ્યાલને અસાધારણ સમર્થન આપ્યુ છે. એ વાત સાચી છે કે ડાર્વિને તો જીવવિજ્ઞાન (biological)ના વિશ્વ પૂરતા એના સિદ્ધાન્તો મર્યાદિત રાખ્યા હતા. વળી, પ્રાકૃતિક પસંદગી (natural selection) દ્વારા થતી ઉત્ક્રાંતિ (evolution)નો એનો સિદ્ધાંત કંઈ અનિવાર્ય રીતે પ્રગતિનો સિદ્ધાન્ત નથી; જીવ ઉત્ક્રાન્તિના સિદ્ધાંતમાં જો કોઈ મૂલ્ય અથવા દિશા હોય તો તે કેવળ અનુજીવન (survival) પૂરતી છે આમ ડાર્વિન એના સિદ્ધાન્તનો વિસ્તાર કરવાની બાબતમા ઘણો મર્યાદિત રહ્યો હતો; તોય, કેટલાક અપવાદરૂપ કિસ્સાઓમા, એણે એવા વિધાનો કર્યાં જ છે કે–

"જેમ પ્રાકૃતિક પસંદગી પ્રત્યેક પ્રાણીના ભલા માટે કામ કરે છે, તેજ રીતે, પ્રત્યેક દૈહિક (corporeal) અને માનસિક વિકાસ પૂર્ણતા પ્રતિ પ્રગતિ કરવાનુ વલણ ધરાવે છે"

આ ઉપરથી એવું પ્રતિપાદિત થઈ શકે કે ઉત્ક્રાંતિ અધિકતર વિભિન્નતા (differentiation) અને જટિલતાની દિશામા ગતિ કરી રહી છે. અને આ બેઉ લક્ષણોનો અર્થ 'પ્રગતિ' એવો જ થાય. જો કે, કેવળ વિભિન્નતા અને જટિલતા એટલે જ પ્રગતિ–આ પ્રકારની સારૂપ્યતા (identification) કંઈ ઉચિત રીતે બહુ સંતોષજનક ન હતી છતા ડારવિનના સિદ્ધાન્તે એવુ વાતાવરણ તો સર્જ્યું કે જેમાંથી પ્રગતિમાન પરિવર્તનની માન્યતા ફાલી-ફૂલી. ખરો વ્યંગ તો ત્યાં છે કે, માલ્થુસે જે પ્રાકૃતિક પસંદગીના સિદ્ધાન્તને આધારે એવુ દર્શાવેલું કે પ્રગતિનું સાતત્ય અશક્ય છે, ડારવિને એ જ પ્રાકૃતિક પસંદગીના સિદ્ધાંતમાંથી પોતાની પ્રેરણા લીધી હોવાનો દાવો કરેલો છે!

પ્રગતિના વિચારમા રહેલી સળંગ માન્યતાનો ત્રીજો પાયો હતો–યંત્ર વિજ્ઞાન (ટેકનોલોજિકલ) અને આર્થિક વિકાસનો. આ બળોએ જન્માવેલી જટિલતાનું આપણા જીવન ઉપર, આપણી બુદ્ધિ અને કલ્પના વૈભવ ઉપર, પ્રભુત્વ છે. પશ્ચિમના મોટા ભાગના અને બીજાં કેટલાંક રાષ્ટ્રો માટે તો એ વર્તમાન વાસ્તવતા છે. ૧૯મી સદીના ઉત્તરાર્ધથી તો એ સ્પષ્ટ છે કે, યુરોપ અને ઉત્તર અમેરિકામાં ઔદ્યોગિક ક્રાંતિની અપૂર્વ પ્રક્રિયા ચાલુ થઈ ગઈ હતી. આજે, આ પ્રદેશોમા એવું માની લેવામા આવ્યું છે કે ઉત્પાદનનો આંક ઊંચો ને ઊંચો જવાનો છે; અને કોઈ પણ ગષ્ટ્રની પ્રગતિની પારાશીશીનો આધાર એના કુલ ગષ્ટ્રીય ઉત્પાદન, જીવનધોરણનો વધતો આંક તથા બીજા એવા ચોક્કસ આંકડાઓ ઉપર જ છે

**પ્રગતિ એટલે જ ભૌતિક વિકાસ-વિસ્તાર એવો અર્થ એટલો બધો નિશ્ચિત થઈ ગયો છે કે એક અમેરિકી કોર્પોરેશને તો એવું સૂત્ર અપનાવ્યું છે કે "પ્રગતિ અમારૂં સૌથી મહત્વનુ ઉત્પાદન છે."**

હજી અણુવિકસિત રહેલા રાષ્ટ્રોમા ય, ઉપર કહ્યો તે "પ્રગતિ"નો ઉત્પાદન વધારવાનો વિચાર ઊંડાં મૂળિયા નાખી બેઠો છે કહેવાતો સાંસ્થાનિક બળવો ખરેખર કંઈ 'યુરોપીકરણ' સામેનો એટલે કે, ભૌતિક પ્રગતિ સામેનો બળવો નથી; પણ યુરોપી રાષ્ટ્રો પછાત પ્રજાઓના 'સરકરણ'નુ કાર્ય કરવામા બહુ ધીમા છે તથા તેમા ભેદવૃત્તિ ધરાવે છે –એવી માન્યતા સામે છે. (પ્રે કેનેડીએ કરેલી 'એલાયન્સ ફોર પ્રોગ્રેસ'ની યોજના આ સંદર્ભમાં જોવી જોઈએ.)

સ્પેન્સર અને એવા બીજાઓના વિચારોથી સાવ વિરોધી જણાતો પ્રગતિનો આ ખ્યાલ કેવળ પશ્ચિમી રાષ્ટ્રો પૂરતો જ સીમિત ન રહેતા, હવે વૈશ્વિક બની ગયો છે. આગળ ઉપર આપણે જે 'ફાઉસ્ટીઅન' (અદ્યતન) માનવીની વાત કરી ગયા તે હવે સર્વત્ર રંગમંચ ઉપર દેખાય છે.

મજાની વાત તો એ છે કે, વિશ્વની વૈજ્ઞાનિક આર્થિક પ્રગતિ સામે નવા જ પ્રકારનો માલ્થુસી ભય ઊભો થયો છે! ને તે એ કે લગભગ સન્ ૧૬૦૦ (રોયલ સોસાયટીની સ્થાપનાના વર્ષ) થી વૈજ્ઞાનિક પ્રવૃત્તિ એટલે કે, વિજ્ઞાનીઓ, વિજ્ઞાન વિષયક સંસ્થાઓ, વિજ્ઞાનવિષયક સામાયિકો અને સંશોધનોની તારવણી વગેરેની પ્રવૃત્તિ—દર પંદર વરસમાં બેવડી બનતી રહી છે.

આ આકડાના જોરે, 'સાયન્સ સિન્સ બૅબિલોન' નામના પુસ્તકના કર્તા ડેરેક પ્રાઇસ એવા ચોકાવનારા નિર્ણય ઉપર આવે છે કે—

શુદ્ધ વિજ્ઞાન ક્ષેત્રે સંશોધનની ઝડપમાં રજમાત્ર મંદી આવશે તો આપણી વર્તમાન ટેકનોલોજી ઉપર, તેની જબરજસ્ત અસર થયા વિના નહિ રહે.

અને તે ઉમેરે છે કે—

આપણે જેમાં ઉત્તરોત્તર વિકાસ પામતા રહ્યા છીએ તે વિજ્ઞાનનો આખરનો વિસ્તાર એવો છે કે દર વરસે એ આપણા જીવનમાં વધુ ને વધુ સ્થાન માગતો રહે છે—આપણી સાધનસંપત્તિ ભંડોળનો વધુ ને વધુ ભાગ માગતો રહે છે. ક્રમશઃ એની એ માગ એટલી હદે પહોંચી જશે કે પછી તેને સંતોષી જ નહિ શકાય—એટલે કે, વિજ્ઞાન સંસ્કૃતિને ગળે આટકી જશે! અને ત્યારે, આ પ્રક્રિયા ઔદ્યોગિક ક્રાન્તિની પૂર્ણાહુતિ બની જશે.

ડેરેક પ્રાઇસના પ્રગતિ અંગેના આ વિષાદપૂર્ણ નિદાનને આજના જમાનાના મોટા ભાગના ચિંતકો અને લોકો નજર હેઠળથી કાઢી નાખશે—અગાઉ કૉન્ડોર્સેટે માલ્થુસના વિચારો અંગે એમ જ કરેલું. વાત એવી છે કે, અણુવિકસિત રાષ્ટ્રોની પ્રજાઓ માટે ભૌતિક વિકાસથી કે વિજ્ઞાનથી ગળે આવી જવાની વાત ઘણા દૂરના ભાવિની ગણાય; અને સુવિકસિત રાષ્ટ્રો તો, 'વૈજ્ઞાનિક માનવીઓ'ની જગાએ 'વૈજ્ઞાનિક યંત્રો'નું સ્વપ્નદર્શન કરતા થઇ ગયા છે; તથા અણુવિકસિત રાષ્ટ્રોને સ્થાને જ્યાં હજી વસવાટ થયો નથી એવા, આકાશી ગ્રહો લેવાના છે, એવું વિચારતા થઇ ગયા છે. આથી કરીને, આ સુવિકસિત રાષ્ટ્રો "સંસ્કૃતિની પ્રગતિ" એ "સંસ્કારિતાની પ્રગતિ" છે યા નથી—એવો સવાલ આજે કદાચ વિચારવા જ તૈયાર નથી. ને આ પ્રકારનું વલણ હોવાનું કારણ મને એ લાગે છે કે, આપણે અનિચ્છાએ પણ કદાચ ચોક્કસ રીતે પ્રગતિના વિચારની નવેસરથી વ્યાખ્યા કરી લીધી છે—અથવા તો, તે કરી રહ્યા છીએ.

## ઐતિહાસિક ઉત્ક્રાંતિ

સર્વપ્રથમ આપણે એ વાત સ્વીકારતા થયા છીએ કે જીવવિજ્ઞાનની સૃષ્ટિમાં ઉત્ક્રાંતિનો જે સિદ્ધાન્ત છે, તેનું બીજું પાસું ઐતિહાસિક સૃષ્ટિમાં પ્રગતિનો વિચાર છે. આ બંને એવી પ્રક્રિયાઓ છે જેની ચોક્કસ દિશા છેઃ અને બંનેમાં વિભિન્નતાના અને જટિલતાના અંશો વધતા જાય છે. અલબત્ત, હજી એમાં જે ઊણપ છે તે એ કે, આ પ્રગતિનો વિચાર કેવી રીતે વિકસે છે—તેની પ્રક્રિયા કેવી રીતે થાય છે—તેને અંગે સર્વગ્રાહ્ય ખુલાસો પ્રાપ્ત નથીઃ દૃષ્ટાંત તરીકે, ડાર્વિનના 'પ્રાકૃતિક પસંદગી'ના જેવો ચોક્કસ બંધબેસતો કોઈ સિદ્ધાન્ત આ ક્ષેત્રે હજી સ્થાપિત થયો નથી. દા. ત. 'સ્પિરિટ' જેવું દ્વંદ્વાત્મક વિરોધ વિકાસના નિયમાનુસાર સચેતાવસ્થા પ્રાપ્ત કરે છે એવું હેગેલનું મંતવ્ય અધ્યાત્મવિદ્યાના ક્ષેત્રનું છે; તો વળી, 'આર્થિક નિયતિવાદ'ના માર્કસના મંતવ્યનો મેળ, પ્રયોગસિદ્ધ (empirical) સાબીતીઓ સાથે. અથવા માનવીની બહુવિધ પ્રવૃત્તિઓ સાથે, ખાતો નથી... આમ છતાં, પ્રગતિનો વિચાર ગમે તે પ્રક્રિયા દ્વારા વિકસતો હોય, અને એની ચોક્કસ વ્યાખ્યા વિષે ગમે તેટલા મતભેદો હોય, તેમ છતાં—'માનવીની ઐતિહાસિક ઉત્ક્રાંતિ' થતી આવી છે, ને થઇ રહી છે—એ પ્રકારની દૃઢ પ્રતીતિ સર્વત્ર જોવા મળે છે.

બીજું એ કે, ઐતિહાસિક ઉત્ક્રાંતિની માન્યતાના ભાગરૂપે, અદ્યતન માનવી એવી પ્રતીતિ સાથે જીવે છે કે દૃષ્ટિને ગોચર પદાર્થો (phenomenal) ના નિયમો જાણવાથી અને તેમનું પાલન કરવાથી તે તે પદાર્થોને પોતાને વશ કરી શકાય છે. વર્તમાનયુગી વિજ્ઞાનનું આ આત્મવિરોધી લક્ષણ છે. એક રીતે, તો આ એવા પ્રકારની શ્રદ્ધા છે કે જેના વિના આપણો સમાજ પ્રગતિ કરી જ ન શકે. બલ્કે, આવા વૈજ્ઞાનિક જ્ઞાનના આધારે, આપણે એવી આશાય સેવીએ છીએ કે આપણી આસપાસના પ્રાકૃતિક-બાહ્ય-વાતાવરણ ઉપર જ નહિ, આપણી પોતાની જાત ઉપર અને આપણા સામાજિક વાતાવરણ ઉપર—રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બંને ઉપર આપણે કાબૂ મેળવી શકીએ એમ છીએ.

પરંતુ વૈજ્ઞાનિક વર્ચસ્વનું આ દર્શન, એટલે કે 'સંસ્કૃતિ'માં થતી પ્રગતિ, એ કાર્લ માકર્સ જેવા યુટોપિયનોએ માની લીધા મુજબ, કોઈ પૂર્વ નિશ્ચિત ધ્યેયનું દર્શન નથી.

**આપણી આજની નવી દૃષ્ટિ અનુસાર– વિજ્ઞાન એ એવી સાતત્યપૂર્ણ પ્રક્રિયા છે જે શાશ્વત સત્યોની પ્રાપ્તિ સાથે કદિ વિરામ પામી જતી નથી અને એ જ વાત વિજ્ઞાનના સર્જક— માનવ માટે ય સાચી છે.**

આના આધારે જ, 'સંસ્કારની પ્રક્રિયા'ની નવી વ્યાખ્યા ઉદ્‌ભવી છે; અને આ વ્યાખ્યાનો 'વૈજ્ઞાનિક પ્રવૃત્તિ'ના સ્વરૂપ સાથે મેળ પણ ખાય છે; એટલું જ નહિ પણ, એમાં 'સંસ્કૃતિની પ્રવૃત્તિ'– એટલે કે વૈજ્ઞાનિક, અને આર્થિક વિકાસની પ્રવૃત્તિ પણ 'સંસ્કારની પ્રવૃત્તિ'ના એક ભાગરૂપે હવે જોવાતી થઈ છે. (અત્રે, સી. પી. સ્નોએ 'ટુ કલ્ચર્સ' અંગે ઉપાડેલી ચર્ચાનો સંદર્ભ આપી શકાય)

**આમ, ન સંસ્કૃતિ, ન સંસ્કાર, ન તો ભૌતિક આબાદી, ન કોઇ અમુક ચોક્કસ નૈતિક સ્થિતિ એ સ્વયં અંતિમ ધ્યેય હોઇ શકે. અહીં તો આ સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટેની પ્રક્રિયાનું જ મહત્વ છે.**

ઇ. એચ. કારે 'વૉટ ઇઝ હિસ્ટરી'માં સુયોગ્ય રીતે કહ્યું છે કે–

**"પ્રગતિ અંગેની માન્યતા એટલે જ ,માનવીય શકયતાઓના પ્રગતિશીલ વિકાસ અંગેની શ્રદ્ધા."**

## પ્રગતિ : સ્વયં અંતિમ ધ્યેય

અદ્યતન માનવી એ વાત વધુ ને વધુ સ્વીકારતો થયો છે કે પોતાનાં ધ્યેયોની પ્રાપ્તિ અંગેની જે પ્રક્રિયા છે, તેમાં જ તે પોતાની ઇષ્ટ પ્રવૃત્તિની શોધ કરતો હોય છે. આ જ તો, એની એકમાત્ર સાચી "પ્રગતિ" છે. પરંતુ, હન્નાહ આરેન્દ્ત, એના 'ધ હ્યુમન કંડિશન' નામના અતિ તેજસ્વી ગ્રંથમાં એવું વિધાન કરે છે કે "માનવ-સર્જિત ઉપગ્રહોનું અવકાશી ઉડ્ડયન અને માનવીની પોતાની અવકાશ ઉડ્ડયનની ઝંખના— આ બંને માનવીની માનવીય સ્થિતિમાંથી છટકવાની વૃત્તિ સૂચવે છે." પરંતુ આ વિદુષી લેખિકાની અહીં ખરેખરી ભૂલ થાય છે કેમ કે ઉપર કહ્યા તે બધા પ્રયાસો 'માનવીય સ્થિતિ'ના જ સૂચક છે. વળી, હવે આખા વિશ્વનો નિવાસી બનેલો અદ્યતન માનવ તેની 'ફાઉસ્ટ' પ્રકૃતિનો વધુ ને વધુ સ્વીકાર કરે છે આમ, પંદરમી સદીના સંશોધન-યુગની જેમ, ૨૦ મી સદીના અવકાશી ઉડ્ડયનનું મહત્ત્વ એ નથી કે તે દ્વારા કઇ-કેવી બાહ્ય સિદ્ધિ હાસલ કરી શકાશે? પરંતુ આ બધી સિદ્ધિઓ માનવી માટે તેના શાશ્વત વિકાસની સૂચક બની જાય છે–તેમાં જ એનું પુરૂં મહત્વ સમાયેલું છે.

સદ્‌ગુણ અને જ્ઞાનઃ સંસ્કાર અને સંસ્કૃતિ– આજે આપણે એવું જોવા શક્તિમાન બન્યા છીએ કે, આ બધા એક જ શોધના વિભિન્ન અંશો છે. આપણે એ ય જોઈ શકીએ છીએ કે પ્રગતિની ઝંખના માટેની આ પ્રગતિ, વૃત્તગામી રેખા જેવી (asymptotic) હોવા છતા તે અનંત છે. આ છેલ્લા વિધાનને બીજી રીતે કહીએ તો, પ્રગતિ એ ઉત્ક્રાંતિની જેમ, સ્વયં અંતિમ ધ્યેય છે.

# મારો પ્રથમ પુરસ્કાર

લે. : ઈશાક બાબેલ
અનુ. : પ્રા. રમણલાલ પાઠક

વસંત ઋતુ ચાલતી હોય; તિફલીસમા વસવાનું હોય; વીસ વર્ષની ઉમર હોય અને કોઈ પ્રેમ ન કરતુ હોય એ ભયંકર વસ્તુ છે. એવી ભયંકરતા મારા કમભાગ્યમા આવી કોકેશિયન લશ્કરી જિલ્લાના એક છાપખાનામા મને પ્રૂફ-રીડરની નોકરી મળી મારી કાતરિયાની ખોલીની બારીઓમાથી મને કુરા નદીનું ગર્જન સંભળાયા કરતું. સવારે જ્યારે પહાડો પાછળ સૂર્ય ઊગતો ત્યારે એની કાળી ઘૂમરીઓને એ અજવાળતો તાજા જ પરણેલા એક જ્યોર્જિયન યુગલ પાસેથી મે આ કાતરિયું ભાડે રાખ્યુ હતું. પુરુષ ઉગમણા બજારમા કસાઇની દુકાન ચલાવતો. મારી ખોલીની દીવાલની બીજી બાજુએ, એ પ્રેમ-ઘેલા દંપતી, કોઇ નાનકડા ખાબોચિયામા બે મોટા માછલા ક્રીડા કરતા હોય તેમ એકબીજાને વળગતા ને દોડાદોડ કરતા. પ્રેમના ઉશ્કેરાટમા પાગલ એવા આ દંપતી–માછલાની જાણે કે પૂછડીઓ મારી દીવાલમા ભટકાતી. તેઓ આખાય કાતરિયાને ધ્રુજાવી મૂકતા, તડકાથી કાળા પડી ગયેલા એના પાટિયા તોડી નાખતા અને ઠેકઠેકાણે બાકોરા પાડીને અનંત અવકાશ સાથે એને સાંકળી દેતા. એમના કામાવેગના બેફામ ઉશ્કેરાટમા એમના દાત બિડાઇ જતા સવારમા પત્નિ બીલિયેત રોટી ખરીદવા નીચે ઉતરતી એ એવી તો માંદલી હતી કે દાદર ઉપરથી પડી જવાની બીકે, સળિયો પકડીને ઉતરતી. એના નાનકડા પગ કાળજીપૂર્વક પગથિયા ઉપર ગોઠવતી, એ માંદગીમાથી ઊઠતા માણસ જેવુ આછું, ભાવહીન મલકતી જતી પોતાના નાનાં નાના સ્તનો ઉપર બને હાથ ગોઠવી રાખી એ જે કોઈ સામે મળતું એને અભિવાદન કરતી જતી; ભલે પછી તે ઉમરને લીધે પીળો પડી ગયેલો બુઢ્ઢો એસીરિયન હોય, પેરેફિન વેચનાર ફેરિયો હોય કે પછી ઊનની આટીઓ વેચનારી કરચલિયાળી બરછટ ચામડીવાળી બુઢ્ઢીઓ હોય. રાત્રે મારાં પડોશીઓના જિજ્ઞાસા અને દર્દભર્યાં ઉદ્‌ગારો સંભળાતા અને આખરે તોપના પ્રબળ ગર્જના જેવી, અંતરને કોરી નાખતી શાતિ વ્યાપી જતી

તિફલીસમા વસવુ, વીસ વર્ષની ઉમર ને રાત્રે બીજા માણસોની શાતિના સુસવાટા સાભળ્યા કરવા એ ભયંકર વસ્તુ છે એમાથી છટકવા હું ઘર છોડીને કુરા નદીને કાંઠે દોડી જતો, પરંતુ ત્યા તિફ્લીસની વસંતની ભેજવાળી લૂથી કંટાળી જતો. એ મને અસહ્ય રીતે પરેશાન કરી નાખતી અને ત્યાથી ભાગ્યા વગર મારો છુટકો થતો નહીં. હુ શહેરના ખાડાટેકરાવાળા રસ્તાઓ ઉપર ભટક્યા કરતો ને મારે ગળે સોસ પડતા. વાસંતી ગરમીથી ત્રાસેલો પાછો હુ મારી ખોલી ભણી, ચાદનીમાં ચમકતા કાળા પાટિયાના માળા ભણી પાછો ભાગતો. આનો એક જ ઈલાજ હતો અને તે કોઇનો પ્રેમ શોધી કાઢવાનો. સદ્‌ભાગ્યે યા દુર્ભાગ્યે, મારી જે સ્ત્રી ઉપર નજર ઠરી એ એક વેશ્યા હતી. એનુ નામ હતુ વેરા. રોજ રાત્રે ગોલોવિન એવન્યૂ ઉપર હું એનો પીછો કરતો, પરંતુ એની સાથે બોલવાની મારી હિંમત ચાલતી નહીં. મારી પાસે નાણા પણ નહોતાં ને પ્રેમનાં એ ચવાઈ ગયેલા કંટાળાજનક ટાયલાં

કરવા જેટલો અણુપૂટ શબ્દભંડાર પણ નહોતો બાળપણથી જ હું મારામાં રહેલી તમામ શક્તિ કથાઓ, વાર્તાઓ કે નાટકો—હજારોની સંખ્યામાં— રચવા પાછળ જ ખર્ચતો રહ્યો હતો. ખડક ઉપર પડી રહેલા દેડકાની જેમ હજી તો એ મારા હૃદયમાં જ અડ્ડો જમાવી પડ્યા હતા. મારામાં સેતાનનો અહંકાર હતો. હું માનતો કે જ્યાં સુધી હું નિયો તોલ્સ્તોય જેવું ન લખી શકું ત્યાં સુધી લખવું એ સમયનો મિથ્યા વ્યય જ છે એટલે હું અકાળે એ બધું લખી નાખવા નહોતો માગતો. મારી કૃતિઓ અમર જ નીવડવી જોઈએ એવો દૃઢ નિર્ધાર મેં કરેલો. હિંમતબાજ વિચારો કે કોરી ખાતી કામનાઓને જ્યાં સુધી તમે ઉમરાગીરીનો પોષાક ન પહેરાવો ત્યાં સુધી એની પાછળ ખર્ચેલો શ્રમ નિષ્ફળ જાય છે. પરંતુ આ ઉમદા પોશાક લાવવો ક્યાંથી?

પોતાના જ વિચારોથી દોરવાતા, એની ઝેરીલી નજરના જાદુથી બંધાયેલા માનવીને માટે, પ્રેમના અર્થહીન, કંટાળાજનક ટાયલા પાછળ પોતાની શક્તિ વાપરવાનું મુશ્કેલ બની રહે છે. એ માણસો એટલા અભિમાની હોય છે કે એને દુઃખમાં રડતાં કે આનંદમાં હસતાં પણ આવડતું નથી. હું સ્વપ્નદ્રષ્ટા હતો એટલે સુખની અર્થહીન કળા મેં હસ્તગત નહોતી કરી. આથી મારે માટે મારી સ્વલ્પ કમાણીમાંથી વેરાને દસ રૂબલ આપવાનું અનિવાર્ય બની રહ્યું. મેં એવો નિર્ણય કરી પણ દીધો એટલે હું "સિમ્પેથી" રેસ્ટોરાંની બહાર એની પ્રતિક્ષા કરવા નીકળી પડ્યો. ભૂરા સર્કેશિયન ડગલા ને મુલાયમ ચામડાના બૂટ પહેરેલા તાર્તારો લટાર મારતા પસાર થઈ જતા. ચાંદીના સોયા વડે દાંત ખોતરતા તેઓ સુંવાળી ગાલવાળી, પહોળા પગ અને નાજુક નવયૌવના જ્યોર્જિયન સ્ત્રીઓ તરફ આંખો મારતા જતા હતા. સંધ્યાકાળનો ઝાંખો નીલો પ્રકાશ રેલાઈ રહ્યો હતો. રસ્તાની બંને બાજુએ મ્હોરેલા બાવળના વૃક્ષો ખચકાટ ભર્યા મંદ સ્વરે જાણે કે નિસાસા છોડતાં હતાં. ધોળા ડગલાંમાં સજ્જ એવું અમલદારોનું એક ટોળું આ ઘટાદાર રસ્તા ઉપર ફરવા નીકળ્યું હતું અને કાળભેક પર્વત તરફથી આવતી શીતલ હવાની લહરો માણતું જતું હતું.

વેરા જરા મોડી, અંધારું થતાં આવી. વાનરોના ટોળા જેવા માનવ સમૂહને મોખ્ખે-હોડકાના ચડા ઉપર ઊભી રહી પાણી કાપતી માતા મેરી જેવી દેખાતી, ઊંચી, ગોરી વેગ ચાલી આવતી હતી. "સિમ્પેથી" રેસ્ટોરાંના બારણાં નજીક એ આવી એટલે તરત જ હું એની પાછળ ધસી ગયો:

"ક્યાં જવાના છો?"

એની પહોળી ગુલાબી પીઠ મારી તરફ હતી. મારું કહેવું સાંભળીને એ મારી સામે ફરી.

"તમે શું કહેવા માગો છો?" એ ઘૂરકી, પરંતુ એની આંખો હસી રહી હતી.

"ક્યાં જવા માગો છો?" મારા મોંમાંથી આ શબ્દો સૂકાં લાકડાં ભાંગતાં હોય એવા કર્કશ અવાજે નીકળ્યા. વેરા પાછી વળી અને મારી સાથે સાથે ચાલવા લાગી.

"દસ રૂબલ; બરાબર છે ને?"

હું તરત જ કબૂલ થઈ ગયો એટલે એના મનમાં શંકા પડી:

"પણ તમારી પાસે દસ રૂબલ છે ખરા?"

અમે એક ઓરડામાં પ્રવેશ્યા. મેં એને મારું પાકીટ સુપરત કર્યું. એણે પૈસા ગણી જોયા અંદર વીસ રૂબલ હતા. એની ભૂરી આંખો ચમકી ઊઠી અને એના હોઠ ફફડ્યા. એણે સોનાના ને ચાંદીના સિક્કા જુદા પાડ્યા.

"મને દસ આપજો" કહી, મારું પાકીટ મને પાછું સોંપતા એ બોલી, "બીજા પાંચ આપણે અત્યારે વાપરીશું બાકીના પાંચ તમે તમારી જરૂરિયાત માટે રાખજો. નવો પગાર તમને ક્યારે મળશે?"

મેં કહ્યું, 'ચારેક દિવસમાં.' અમે ઓરડામાંથી બહાર નીકળ્યા. વેગએ મારો હાથ પકડ્યો, ને એનો ખભો મારા ખભા સાથે દબાવ્યો.. અમે આગળ વધ્યા રસ્તો વધુ ને વધુ શીતળ બની રહ્યો હતો. રસ્તા ઉપર કરમાયેલાં શાકભાજી વેરાયેલાં પડયાં હતાં. "બોરઝોન જઈએ ને આ ગરમીમાંથી છૂટીએ તો મજા આવે..." એ બોલી.

વેરાના માથાના વાળ રીબનથી બાંધેલા હતા. રસ્તાની બત્તીઓનો પ્રકાશ એના ઉપર પડીને પરાવર્તિત થતો ચમકારા મારતો હતો.

"ભલે-ચાલો, બેરઓન છટકી જઈએ..." એ પ્રમાણે હું બોલ્યો. કોણ જાણે કેમ, પણ મેં 'છટકી જઈએ' એવો જ શબ્દપ્રયોગ કર્યો

"મારી પાસે પૈસા નથી" બગાસુ ખાતા વેરા બોલી. એ મારી વાત જ બધી જાણે કે ભૂલી ગઈ. એ મને ભૂલી ગઈ, કારણ કે એ દિવસ પૂરતા ઘરાક તરીકે એ મને મેળવી ચૂકી હતી; મારી પાસેથી એને બહુ જ સહેલાઈથી પૈસા મળી શકવાના હતા વળી, એ સમજી ચૂકી હતી કે હું એને પોલીસને સોંપી દેવાનો નહોતો કે રાત દરમ્યાન એના પૈસા કે એના એરિંગ લૂટી લેવાનો નહોતો.

× × ×

અમે સેન્ટ ડેવિડના પર્વતની તળેટીમા પહોચ્યા. ત્યા એક કાફેમા જઈને અમે કબાબનો ઑર્ડર આપ્યો. એની રાહ પણ જોયા વગર વેરા તો મારી કનેથી ચાલી-જઈને, પોતાના વેપાર ધંધા અંગે ચર્ચા કરી રહેલા કેટલાક બુઢ્ઢા ઈરાનીઓ વચ્ચે જઈને બેસી ગઈ. પૉલિશ કરેલી લાકડીઓ ઉપર ઝૂકી ઝૂકીને, એમની ઑલિવ રંગની ખોપરીઓ ધુણાવતા તેઓ માલિકને સમજાવી રહ્યા હતા કે વેપાર વિસ્તારવાનો આ અસલ મોકો છે. વેરાએ એમની ચર્ચામાં ઝપલાવ્યુ. એણે બુઢ્ઢા ઈરાનીઓનો પક્ષ લીધો. એણે પેઢી મિખાઈલોવસ્કી માર્ગ ઉપર ખસેડવાની તરફેણ કરી. માલિક આ બાબતમા વધારે પડતો ડરપોક અને સાવચેત જણાતો હતો. એણે ફક્ત હોંકારો જ ભણ્યો. મેં મારી મેળે કબાબ ખાવા માંડયો. વેરાનાં રેશમી વસ્ત્રોની બાંયોમાંથી એના ઉઘાડા હાથ બહાર આવતા, એ ટેબલ ઉપર મુઠ્ઠીઓ પછાડતી અને પહોળી ફિક્કી પીળી, પીળી દાઢીઓ અને રંગેલા નખો વચ્ચે એના કાનના એરિંગ આમતેમ ઝૂલી રહ્યાં હતાં. એ અમારા ટેબલ ઉપર પાછી ફરી ત્યારે તો કબાબ સાવ ઠંડો થઈ ગયો હતો. એ એટલી ઉશ્કેરાયલી હતી કે એનો ચહેરો લાલ થઈ ગયો હતો

"તમે એને નહિ સમજાવી શકો, ખચ્ચર...! મિખાઈલોવસ્કી માર્ગ ઉપર આવી દુકાન ખરેખર સરસ ચાલે એ તમે તો સમજી જ શકશો..."

એક પછી એક વેરાના ઓળખીતાઓ—સર્કેશિયન ડગલા પહેરેલા તાર્તારો, આધેડ ઉમરના અમલદારો, અલ્પાકાના જાકીટ ચઢાવેલ વેપારીઓ અને કાળા પડી ગયેલા ચહેરાવાળા, ગાલ ઉપર લીલા-કાળા મસાવાળા તથા મોટા લબડતા પેટવાળા બુઢ્ઢાઓ, એમ જાતજાતના માણસો એને મળવા અમારા ટેબલ નજીક આવ જા કરતા જ રહ્યા અમે હોટેલમા પહોચ્યા ત્યારે મધરાત થઈ ચૂકી હતી, અને છતા વેરાએ ત્યા પણ જાણે કે સેંકડો કામ કરવાના હતા. ત્યા રહેતી એક ડોસી આર્મેવીરમા વસતા એના પુત્રને મળવા જવાની તૈયારીઓ કરતી હતી. વેરા મને મૂકીને એ ડોસીને એનો માલસામાન બાંધવામા મદદ કરવા દોડી ગઈ એણે એની સટકેસ બંધ કરી આપી; ઓશીકાં બાંધી આપ્યાં અને એનું રસ્તાનું શિરામણ ચીકટ ન લાગે એવા કાગળમાં વીંટાળી આપ્યુ' પહોળા ખભાવાળી એ બુઢ્ઢી માથે જાળીવાળો હેટ ચઢાવી, એક હાથમાં થેલી લઈને બધાંને 'આવજો' 'આવજો' કરતી ઓરડામાં ફર્યા કરતી હતી; એની સ્થિતિસ્થાપક મોજડીઓ પટપટાવતી છજામા આવજા કરતી હતી અને એના કરચલિવાળા ચહેરે ઘડીમાં મલકતી તો ઘડીમા ડૂસકા ભરવા લાગી જતી. આમ વિદાય થતા થતા એણે એક કલાક લગાડયો. ત્યાં સુધી હું વેરાની વાટ જોતો એ ભેજવાળા વાસવાળા ઓરડામાં એક ત્રણ પગાળી ખુરસીમાં બેસી રહ્યો બાજુમા એક માટીની ભઠ્ઠી હતી અને દિવાલોના ખૂણાઓમા ભેજનાં મોટા મોટા ધાબાં પડ્યા હતા.

વેરા સાથે પ્રેમ કરવાની ઈચ્છાએ મને એટલો તો ત્રાસ આપ્યો, શહેરમા ને શહેર ફરતે એટએટલું

તો રખડાવ્યો કે હવે મને આ પ્રેમ એક દુશ્મન જેવો, છૂટવું હોય તોય ન છોડે એવા ભયંકર દુશ્મન જેવો જ લાગવા માંડ્યો.

બહાર છજામાં વળી કોઈ બીજી અણગમતી જિંદગી ધબકી રહી હતી અને ત્યાંથી એકાએક હાસ્યનો ખડખડાટ આવી અથડાતો. મારી સામે પડેલા કોઈ ઘોળા પ્રવાહી ભરેલા એક કટોરામાં માખીઓ પડી પડીને મરી જતી હતી. દરેક પોત-પોતાના રીતે મરતી હતી. કેટલીકની મરણ-યાતના ભયંકર નીવડતી ને તે લાંબો વખત તરફડી તર-ફડીને મરતી. કેટલીક થોડુંક તરફડીને શાન્તિથી મરી જતી. કટોરાની પાસે જરી પુરાણા ટેબલ ક્લોથ ઉપર એક ચોપડી, બોયારીના જીવન વિષેની ગોલોવિલની એક નવલકથા પડી હતી. મે અમસ્તી જ એ ઉઘાડી. હારબંધ છપાયલા અક્ષરો નજરે પડ્યા ને આગળ જતાં બધા એકમેકમા ભળી જતા દેખાયા. મારી નજર સામે જ બારીની ચોરસ ફ્રેમમાથી એક ખડકાળ ટેકરી નજરે પડતી હતી અને ટર્કિશ માર્ગ વાંકોચૂકો એની ઉપર ચડતો દેખાતો હતો, એટલામા વેરા અંદર આવી.

"અમે હમણા ફિયોદોરચ્યા માશીકેવટેનાને વળાવીને આવ્યાં." એ બોલી, "તમે જાણો છો, એ અમારી બધાની મા જેવી હતી એ સાવ એકલી જ જઈ રહી છે. ઘરડું માણસ ને સાથે કોઇ જ ન મળે..."

વેરા પોતાના ઘૂંટણ છૂટા રાખીને પથારી ઉપર બેઠી. એની દૃષ્ટિ પેલી વૃદ્ધાના મૈત્રી અને સંભાળના વિશુદ્ધ પ્રદેશોમા ક્યાની ક્યાય ખોવાઇ ગઈ હતી. પછી એની નજર મારી ઉપર પડી. હુ મારું ડબલ બ્રેસ્ટવાળું જાકીટ ચઢાવીને હજી એમ જ બેસી રહ્યો હતો. પછી એણે હાથ ભીડ્યા ને પથારીમા લંબાવતાં બોલી, "તમે રાહ જોઈ જોઈને કંટાળી ગયા હશો, પણ... હું તમને ખાતરી આપું છું કે... વાધો નહિ, હમણા જ આપણે શરૂ કરી દઇશું..."

પરંતુ વેરા શું કરવા માગતી હતી એ હું બિલકુલ કળી શક્યો નહિ. એ એવા પ્રકારની તૈયારીઓ કરી રહી હતી કે જાણે કોઈ સર્જન ઑપરેશનની તૈયારી કરી રહ્યો હોય. પહેલાં તો એણે પ્રાયમસ સળગાવ્યો ને એક તપેલીમાં પાણી ગરમ મૂક્યું પછી પલંગના પાટિયા ઉપર એક સ્વચ્છ ટુવાલ ગોઠવીને એના ઉપર નળીવાળું એનિમાનું ટંબલર લટકાવ્યું. એનિમાની ભૂંગળી દીવાલ ઉપરથી હવામા ઝૂલી રહી. પાણી ગરમ થતા એણે ટંબલરમાં રેડ્યું, એમા કશાકનો લાલ ક્રિસ્ટલ નાખ્યો અને પછી એણે માથા તરફ ખેંચીને પોતાના કપડાં કાઢવા માડ્યા. ઢળતા ખભા અને ફરચલિયાળા પેટવાળી એક સ્ત્રીનો પડછંદ અર્ધ-નગ્ન દેહ મારી સામે ઊભો રહી ગયો હતો. એના લચી પડેલા સ્તનની પુષ્ટ ડીંટડીઓની અણીઓ બંને પાસા તરફ ભુંડી રીતે તાકી રહી હતી.

"હવે અહી આવો, ડાર્લિંગ," મારી પ્રેયસી બોલી, "પાણી તૈયાર થઈ જાય ત્યા સુધીમાં આવી જાઓ."

હું જરાય ચસ્યો નહીં. હું હતાશાથી ચેતન-હીન બની ગયો હતો. મેં મારુ મહામૂલું એકાંત, આ ગંદી ઘોલકીના ત્રાસ, આ મરતી માખીઓ અને આ ત્રણ પગાળી ખુરશી ખાતર શા માટે જતું કર્યું?

ઓહ મારી યુવાવસ્થાના દેવતા! મારી દીવા-લની બીજી બાજુના પડોશીઓના પ્રેમક્રીડા, તેમની પ્રલંબ ક્રિયાઓની સરખામણીમા આ ભયંકર ધંધો કેટલો વિચિત્ર હતો!

વેરાએ સ્તન હેઠળ પોતાના હાથ ખોસ્યા ને એને હલમલાવવા લાગી.

"કેમ આટલા બધા ગભરાઈ ગયા છો? આવી-જાઓ!" એણે એનો પેટીકોટ પેટ સુધી ઊંચો ચઢાવી દીધો અને પુન પથારી ઉપર બેસી ગઇ.

"તમને પૈસા જાય એવુ લાગી આવે છે?"

"મને પૈસાની જરાય પડી નથી," મેં તરડાયલા અવાજે જવાબ વાળ્યો.

"એ કેવુ! તમને તમારા પૈસાનીય પડી નથી? તમે કોઈ ચોર કે એવું કંઈ છો?"

"હું ચોર નથી"

"તો તમે ચોરોના મદદગાર છો?"

"ના હું એક 'છોકરો' છું"

"એ તો હું જોઈ શકું છું કે તમે ગાય તો નથી જ." વેરા બબડી. એ એની આખો પણ ભાગ્યે જ ખુલ્લી રાખી શકતી એ આડી પડી, મને એણે પોતાની પાસે ખેંચ્યો ને બેય હાથે મારી પીઠ પંપાળવા લાગી.

"હું એક 'ભડવો' છું," હું રાડ પાડી ઊઠયો, "આર્મેનિયનોએ રાખેલો ભડવો! તમે મારો મતલબ ના સમજ્યા?"

ઓહ, મારી યુવાવસ્થાના દેવતા!... મારા વીસ વર્ષમાના પાચ વર્ષ તો વાર્તાઓ રચવામા ગયા હતાં. મારા ભેજામા હજારો વાર્તાઓ પોષાઈ રહી હતી. પથ્થર ઉપર પડી રહેલા દેડકાની જેમ એ મારા મગજમાં પડી રહી હતી. એકાતના ધક્કાથી છૂટી પડીને એમાની એક આજે ધરતી ઉપર વેરાઇ પડી હતી. દેખીતી રીતે જ એય એક ક્રમનસીબી હતી કે મારી વાર્તાની પ્રથમ "વાચક" તિફ્લીસની એક વેશ્યા બની હતી. એકાએક આવેલા આ ખ્યાલથી જ મારા આખા શરીરે શીત વ્યાપી ગઈ. અને મે એને આર્મેનિયનોએ રાખેલા ભડવા તરીકે મારી કથની કહેવા માડી જો મે મારી કારીગરી પાછળ ઓછો સમય અને ઓછી કલ્પના વાપરી હોત તો ઘરમાથી હાકી કાઢનાર કોઈ પૈસાદાર અમલદારનો પુત્ર હોવાની, એક ક્રૂર પિતા અને એક દબાયલી લાચાર માતાની ચવાઈ ગયેલી વાર્તા જ એને કહી નાખી હોત. પરતુ મેં એવી ભૂલ ન કરી. સુગ્રથિત વાર્તાકૃતિ વાસ્તવિક જીવન જેવી જ હોવી જોઇએ એવુ અનિવાર્ય નથી આ કારણે જ અને મારા શ્રોતાને પણ એ જ રીત પસંદ પડશે એમ લાગતા — મેં શરૂ કર્યું: "ખેર્સોન પ્રાતના આલ્યોશકી નામના નાનકડા ગામમા હું જન્મ્યો હતો. મારા પિતા એક સ્ટીમર-કંપનીમા ફ્રાફ્ટસમેનની નોકરી કરતા હતા. મારા પિતા દિવસરાત ચિત્ર-કામનું પાટિયું સામે રાખી પસીનો પાડતા કામ કર્યા કરતા. તેઓ અમને બાળકોને સારી કેળવણી આપી શકાય એટલા ખાતર આટલો શ્રમ કરતા, પરંતુ અમારામા અમારી માના ગુણ ઊતર્યા હતા. મારી મા એક મૂરખ સ્ત્રી હતી; જેને ગપ્પા મારીને વખત કાઢવા સિવાય ભાગ્યે જ કંઈ સૂઝતું. દસ વર્ષની ઉંમરે હુ મારા પિતાના ખિસ્સામાથી ચોરી કરતા શીખ્યો. હુ ઉમરલાયક થયો એટલે ઘરમાથી ભાગી છૂટયો ને બાકુ ચાલ્યો ગયો. ત્યાં મારા મોસાળ પક્ષના કેટલાક સગા રહેતા હતા એ લોકોએ મને રિતપાન ઇવાનો નામના એક આર્મેનિયનનું ઓળખાણ કરાવ્યુ. હું એની સાથે રહેવા લાગ્યો ને એ રીતે ચાર વર્ષ રહ્યો.

"પણ ત્યારે તમારી ઉંમર શુ હતી?"

"પદર વર્ષ."

વેરા મારી પાસેથી મને બગાડનાર એ આર્મેનિયનના કુકૃત્યો વિષે સાભળવાની આશા રાખી બેઠી હતી, પરંતુ મે આગળ ચલાવ્યુ:

"અમે ચાર વર્ષ સાથે રહ્યા. સ્તિપાન ઇવાનોવિચ ખૂબ જ અભિનીત અને ખૂબ જ વિશ્વાસપાત્ર માણસ હતો એવો બીજો માણસ હજી સુધી મેં જોયો નથી. તે પોતાના મિત્રો પાસેથી જે કાઈ સાભળતો એના શબ્દે શબ્દમા શ્રદ્ધા ધરાવતો... મારે એ ચાર વર્ષ દરમ્યાન કોઇ કામ શીખી લેવું જોઇતું હતુ, પરતુ મે કશુ જ ન કર્યું ... હું ફક્ત એક જ કામ કરતો અને તે બિલિયાર્ડ રમવાનું... રિતપાન ઈવાનોવિચના મિત્રોએ એને ખુવાર કરી નાખ્યો. એ બાનમા કશું રાખ્યા વગર જ હૂડીઓ આપતો અને એના મિત્રો એ વટાવી ખાતા..."

"બાનમાં કશુ રાખ્યા વગરની હૂડીઓ" કોણ જાણે મને એનો વિચાર જ ક્યાથી આવ્યો, પરતુ મે એ બરોબર જ ગોઠવ્યું હતું. ત્યારબાદ હું જે કાઇ કહેવા લાગ્યો એ બધુ જ વેરાને ગળે ઊતરી જતું લાગ્યુ. એણે પોતાની શાલ ઓઢી લીધી. એના ખભા અદર ધ્રુજતા દેખાતા હતા.

"રિતપાન ઇવાનોવિચ ખુવાર થઈ ગયો. એને ભાડાના ઘરમાથી કાઢી મૂકવામા આવ્યો ને એના

તો એનો ઉપાય નથી એમ તો નહિ જ. માત્ર બે જ વાત ધ્યાનમાં રાખવાની છે:

એક તો એ કે પેટની આગને ઠારવા લોકોનો એંઠવાડ ચાટતા કદી થશો નહિ. એ ચાળે ચડ્યા તો તમે વહેલા મોડા મરવાના.

સાથીઓની ચાડીચુગલી કરતા થયા તો ય નક્કી જાણજો કે કોક દહાડો જીવ ખોવાના.

ને ત્રીજી વસ્તુ એ કે જો દાક્તર ને દવાખાનાની આસપાસ તમારું મન માખ બનીને ભમણતું રહ્યું, તો નક્કી તમે વહેલા મોડા મરવાનો જ રસ્તો લીધો છે, એમ જાણજો.

સુખોવને તો આ સલાહ સોનાની ચપ્પને સાપડી હતી. કહોને કે એનું માદળિયું કરી કોટે લટકાવેલું. એટલે જ તો કેમ્પ બદલી કરતા કરતા આઠ વરસ એણે હેમખેમ કાપી નાખ્યા.

એ તો ઠીક પણ, એણે તો એય જોયું હતું કે 'સરકસના જાનવરોનો વાડો' કહીએ એવા આ કેમ્પમા, જ્યાં ટીગાના જંગલનો કાયદો કામ કરતો હતો એવા ઠેકાણે, એલ્યોશા જેવા ગભરુ, પ્રભુપરાયણ, કુમળા ફૂલ જેવા પ્રેમાળ હૃદયના ને મશરુ જેવી સુંવાળી પ્રકૃતિના જીવ પણ ચડી આવતા હતા.

સવાર હોય, સાંજ હોય કે બપોર .. એના હોઠ ઇશુની પ્રાર્થનાઓ રટતા પ્રસન્નતાનું સ્મિત વેરી રહ્યા હોય ને એની આંખો હર કોઇ સાથીને આવકારતી, પોતાથી થાય તે કરી છૂટવાનું વચન આપતી હોય. 'ગીનતી' માટેની કતારમાં ઊભા ઊભા લોક એમના હાડકાં સુધી ટાઢને હડે હડે કરતા હાંફી રહ્યા હોય, ત્યારે આ એલ્યોશા આથમતા તારલાઓને વિદાય આપતો ગીત ગણગણતો હોય, કાં ક્ષિતિજમાં કોર કાઢતા દિનમણી સામે જોઈ મરકતો હોય, કાં રાત્રીરાણીની મિજલસ માટે હિમનો ગાલીચો ઉખેળતા શુદ્ધ ચાંદ સામે મીટ માંડી સ્વજનને આવકારતા સ્મિત વડે આભને પસવારતો હોય સૌ કોઈ 'વધારાનો વાડકો' (રાબનો) કયાંથી ને કેમ પડાવવો એની વેતરણમાં શકયતાઓના પોપડા ઉખેળી રહ્યા હોય ત્યારે, આ માણસની હોજરી તો ડાહી-ડમરી બની, પાળેલા કુરકુરિયાની માફક, સંતોષનું દૂધ પીને એલ્યોશાની ગોદમાં જ પડી રહી હોય! ગાલમાં ખાડા પડી ગયા છે; આંખો ગોખલામાં ઊંડી ઊતરી ગઈ છે; પણ એમાં એનો શું વાંક? એ બધી તો એલ્યોશાના પ્રભુની જવાબદારી છે... એમા એલ્યોશા શું કરે?

આવો આ માનવી સુખોવનો શાખ-પડોશી હતો. એને જોઇ સુખોવને ઘણી વાર થતું: 'ભલા ભગવાન! દુનિયામાં બધા જ માણસ જો એલ્યોશા જેવાં હોત તો મને ય ભલા માણસની જેમ જીવવાનું કેટલું સગવડભર્યું થઈ રહેત?' પણ પરિસ્થિતિએ સર્જેલ કરુણા તે કેવી! સુખોવ જેવાએ ય અહીં તો ગાડરના ન્યાયે આ જંગલના પશુઓમાંના એક બનીને જીવવું પડતું. લાચારીનો આ ય એક નવો જ પ્રકાર ને?

એમ તો, સુખોવનો 'ટીમલીડર' ત્યુરિન પણ આ બધા કેદીઓમાંનો એક કેદી જ હતો પણ એ અહીં રહેવા છતાં પશુઓ ભેગો પશુ બનીને જીવવા હરગીઝ તૈયાર ન હતો. નહિ નહિ તો ય, એણે આયખાના ઓગણીસેક વરસ તો આ કેમ્પથી તે કેમ્પ ફરતાં ફરતા કાઢી નાખ્યા હતા ને તોય જીવવાની ઘાટી તો એ 'મરદ'ની જ રાખી રહ્યો હતો.. પેટ માગે એટલે ખાવાનો ખરો, પણ તે માણસની માફક. ચોપગાની માફક ઊભડા પડીને ખાવું એ એને હરગીઝ મંજૂર ન હતું. ટીગાના જંગલના કાયદા હેઠે ઢોરમજૂરી ખેંચવી પડે તો તે માટે કમ્મર તોડી કામ કરવું એને મંજૂર... પણ કદી કોઈને 'જીહજી' કરવા કે મુજરા ભરવા એ પોતાની ગરદન ઝુકાવવાનો નહિ 'પોતાનું ફોડી લેવાની' એની ગુંજાયેશ — એ તો સૌના અચંબાનો વિષય. પણ એટલો જ વિશ્વાસ એને બીજા કેદીઓની ઢાલ બની ઊભા રહેવાની નિજી તાકાત વિશે ય ખરો.

વોલ્કોવોઈ જેવા કે ડેર જેવા હિંસક પ્રાણીઓને પણ ત્યુરિન જોડે કામ લેતાં સંભાળીને વર્તવું પડે. મો સંભાળીને એની જોડે વાત કરવી પડે. એનો

[ચાલુ પાના ૬૫ ઉપર]

# "तत्त्वमसि" : 'તે બધું તું જ છે'

લેખક: ઈરાવતી કર્વે
અનુ : મનોહર જોષી

"આજે બસ થયું. આજે મારું મગજ ચાલતું નથી. આજે તપાસ્યું તે કાલે તૈયાર કરી લાવજે —આગળનું કાલ પર—"

"તમારી તબિયત તો ઠીક છે ને? મારા દિન દિન આગમનથી તમને તકલીફ તો નથી થતી ને?" ચિંતાયુક્ત સ્વરમાં એણે પૂછ્યું

"ના, ના, એવું કંઈ નથી પણ પહેલા જેવું હવે મારાથી કામ ખેંચાતું નથી મારી તબિયત વધુ બગડે એ પહેલા તારું બાકીનું કામ પૂરું કરી નાખું"

"બેન, તમે મારી કેટલી બધી ચિંતા રાખો છો! કામ મારું ને બોજ તમારા માથે પારકા માટે તમે કેટલો પરિશ્રમ લ્યો છો!"

એ અંતઃકરણપૂર્વક પણ વિચાર કર્યા વગર બોલી. મને હસવું આવ્યું. એણે પૂછ્યું, "હસવા જેવું હું શું બોલી?"

"હસવા જેવું નહીં તો બીજું શું? તેં કહ્યું કે કામ તારું ને બોજ મારા માથે મને એમ થાય છે કે તું મારી વિદ્યાર્થિની, હું તારી શિક્ષિકા. તારે માટે હું ઘસાઉં છું તેથી—"

હું પૂરું બોલું તે પહેલા જ એ બોલી પડી, "ત્યારે મારી વાત ખોટી!"

મે નકારાર્થે ગરદન હલાવી "જો, કુસુમ, તું વિદ્યાર્થિની ખરી, પણ એની પાછળ હું વિશેષણ કયું લગાડું છું? 'મારી' વિદ્યાર્થિની. હું એને શીખવું છું. એ પાસ થાય એટલે એની સાથેસાથે મારી પરીક્ષા પણ થાય તું પાસ થાય તે વિદ્યાર્થિની તરીકે, હું પાસ થાઉં તે શિક્ષિકા તરીકે તને ખ્યાલ નહીં હોય આ પરીક્ષા કેટલી અઘરી હોય છે તેનો. બહારના પરીક્ષકો તારા નિબંધ વિશે જે લખશે તે તારાથી વધારે મને લાગુ પડશે સારે નસીબે મારા પર ખુલ્લેખુલ્લી ટીકા થતી નથી જે વિદ્યાર્થી નાપાસ એની સાથે હું પણ નાપાસ; પણ જે પાસ થાય એની સાથે હું ક્વચિત્ પાસ પણ થાઉં છું. પરીક્ષામાં પાસ થવા માટેની આ બધી ધમાલ—હું તારા પર ગુસ્સે થાઉં, ક્યારેક તને ઠપકો આપું, તારું લખાણ મુદ્દાસર બને તે માટે પરિશ્રમ ઉઠાવું, આ બધું તારા માટે નહી પણ મારા પોતાના માટે જ છે મારા આ એક જ આયુષ્યમા હું જુદીજુદી ભૂમિકા ભજવું છું. એમાની એક શિક્ષિકાની મારા મનમા શિક્ષકનું એક અલગ ચિત્ર મે ખડું કર્યું છે દરેક વિદ્યાર્થી બીજા પ્રકારે હું જ હોઉં છું. મારા શિક્ષણનું, શિક્ષકત્વનુ એ એક પ્રતીક હોય છે. મારા વિદ્યાર્થીપણાનુ એ બીજુ એક પ્રતીક હોય છે મારી બધી ધમાલ મારે માટે જ છે. મારામા જે અનંત 'હુ' છે, એ પૈકી એકેક 'હુ' માટે હુ ખૂબ પરિશ્રમ લઉં છુ."

હુ થોડી વાર અટકી કુસુમ મારી વાત સાભળીને વિચાર કરતી બેઠી

"જો કુસુમ, ઉપનિષદ્‌મા ક્યાંક કહ્યું છે ને કે 'અરે! તું સ્ત્રી પર પત્ની તરીકે સ્નેહભાવ રાખતો નથી, પોતાના આત્મા પર જ તું સ્નેહભાવ રાખે છે' વગેરે?"

કુસુમે તાજેતરમા જ ઉપનિષદો વાચ્યા હતા. એની સ્મરણશક્તિ મારી સરખામણીમાં વખાણવા

કોઈ વિશિષ્ટ પરિસ્થિતિમાં ગુનો કરે એ સંભવિત છે. લાખ માણસોમાં કોઈક જ એવો હશે જે કહે કે પ્રાણ નીકળી જાય તો ભલે પણ મારાં મૂલ્યોનું હું જતન કરીશ; પણ દસ લાખ માણસોમાં ભાગ્યેજ કોઈ એવો હશે કે જે કસોટીના સમયે ખરેખર એ રીતે વર્તે. ગુનાખોરી, ખરાબ વર્તન, લબાડી એ બધા પ્રકારો સામાન્ય માનવસ્વભાવનો આવિષ્કાર છે એમ માનીએ તો, માનવસ્વભાવ એક છેડેથી બીજે છેડે જવાનો સંભવ છે, એનો ગુનાખોરી એ એક પ્રત્યય છે તો ગુનેગાર રૂપે આપણી સામે જે આવે છે તે શું આપણું જ સુપ્ત, અનાવિષ્કૃત રૂપ છે?

મારું મન ગભરાઈને પાછું ભાગ્યું.

જૂનો વિષય પૂર્ણ થઈ નવીન શરૂ થયો હતો. સામાજિક સંબંધ કેટલા પ્રકારના હોય છે એ સમજાવવાનું કામ ચાલુ હતું. ખાસ ઊંડો વિચાર કર્યા વગર જ હું બોલી ગઈ: "ઉચ્ચ–નીચ, નેતાગીરી–અનુયાયીપણું, પરસ્પર સહાય અને વિરોધ–"

"તો શું વિરોધ એ પણ એક સામાજિક સંબંધ છે?" વર્ગમાંથી એક પ્રશ્ન પુછાયો.

"સંબંધ આવ્યા વગર વિરોધ આવે જ નહીં એટલું જ નહીં, જ્યાં જ્યાં સહકાર છે ત્યાં ત્યાં વિરોધ દેખાઈ આવે છે. માલિક અને મજૂર એ બંનેના પ્રયત્નોથી ઉત્પાદન થાય છે અને એ જ ક્રિયામાં બંનેનો પરસ્પર વિરોધ દેખાય છે. સમાજની વિધિનિષેધની કલ્પના આત્મસાત્ કરીને વ્યક્તિ સમાજાભિમુખ થાય છે ત્યારે આવો વિરોધ સતત દેખાયા કરે છે બાળકોનો જ દાખલો લ્યો. "સવારના પહોરમાં મોં ધોયાવગર ખાવાનું નહીં" એની ટેવ પાડતા કેટલી બધી મહેનત પડે છે? વિરોધ થઈને ધીમેધીમે એમની સામાજીક જાણનો વિકાસ થયા જ કરે છે—સમાજના મૂલ્યો ગળે ઊતરે છે ને આત્મસાત્ થાય છે. ફ્રોઈડ તો એથીય આગળ વધીને એમ કહે છે કે, વિરોધ જ ઘણાખરા પ્રસંગોમાં સંમતિનું લક્ષણ હોય છે. મનમાં સંમતિ હોય ને વિરોધ કેવળ બાહ્ય રીતે જ હોય. જાગૃત અને સમાજાભિમુખ માનવીના મનમાં અમુક બાબત ખરાબ, અમુક બાબત સારી એવી સમજણ હોય છે. પણ ઊંડેઊંડે બીજું મન દટાયેલું હોય છે. વરુની ક્રૂરતા, વાઘનું શિકારીપણું, હરણની બીક, કૂતરાની લાચારી, ડુક્કરનો લોભ, વાંદરાનું ટીખળ, બધું જ એમાં હોય જે ઘટના માટે કે માનવી માટે મનમાં તિરસ્કાર થાય, એમના જ કૃત્યોના એક મન વખાણ કરે છે. એક જ શરીરમાં બે મન હોય છે સામાન્ય માણસના વ્યવહારમાં એક જ મનનું ચિત્ર ઉપસેલું દેખાય છે. બીજું દબાયેલું હોય છે. પણ ક્યારેક એ દબાયેલું મન બેઠું થાય છે ત્યારે એક જ માણસ દેવ અને દાનવની–એવી પરસ્પર વિરોધી –ભૂમિકા ભજવે છે પાશ્ચિમાત્ય વાર્તા–નવલકથાઓમાં. કથાનકમાં રંગ પૂરવા માટે આવાં તત્વોનો ઉપયોગ વિશેષ થયો છે પહેલી મુલાકાતમાં જેના વિશે ગેરસમજ, ઘૃણા કે દ્વેષ ઉત્પન્ન થાય છે, એના વિશે જ છેવટે પ્રેમ ઉત્પન્ન થાય એવો કેટલીય વાર્તા–નવલકથાઓમાં અંત બતાવવામાં આવે છે.

આપણે ત્યાં ભક્તિમાર્ગી અને તત્ત્વજ્ઞાન–વાઙ્મયમાં આનો ખૂબ ઊંડો વિચાર થયો છે, પણ બીજા વાઙ્મયપ્રકારોમાં એમ દેખાતું નથી ભક્તિ-વાઙ્મયમાં વિરોધી ભક્તિને નામે એક પ્રકાર વર્ણવાયો છે દેવોના કટ્ટર વિરોધી અને વેરી એવા લોકોનાં મન બદલો લેવા માટે એટલા બધા દેવમય બને છે કે છેવટે એ દેવને જ જઈને મળે છે, એમ કહેવામાં આવ્યું છે આપણા તત્ત્વજ્ઞાન મુજબ બ્રહ્મને પામવા માટે સંપૂર્ણ સમતા હોવી જોઈએ સમતા એટલે ક્રોધ નહીં, લોભ નહીં, ઘૃણા નહીં, આસક્તિ નહીં, પ્રેમ નહીં, દ્વેષ નહીં ગાય અને વાઘ એ બંને માટે પાણી એક સરખું જ હોય છે. સૂર્યનાં કિરણો રાયરંક એવો ભેદ રાખતા નથી એ જ સમતા, એ જ અલિપ્તતા. એક દૃષ્ટિએ બધું આપણે જ અને બીજી દૃષ્ટિએ આપણે ક્યાંયમાં જ નહીં, એવી આ સ્થિતિ! આ બધાનો વિચાર કરીએ તો વિરોધ —આત્યંતિક વિરોધ—એ કેવળ સામાજિક નહીં પણ વૈયક્તિક સંબંધને લીધે જ ઉત્પન્ન થાય છે. આ વિરોધમાં પણ આત્મીયતા હોવાની

પ્રતીતિ થાય છે. પ્રેમ અને દ્વેષ એ બંને એક જ આત્માનાં બે ભિન્નભિન્ન રૂપ છે—"

મન આગળ ધાયું નહીં; ત્યાં જ ગેરાયું.

પણ એકવાર જ્યાં ઠોકર વાગે ત્યાં ને ત્યાં જ ફરી ફરી વાગ્યા કરે છે મારી પણ કંઈક એવી જ દશા થઈ. ઘેર એક મહેમાન આવ્યા હતા. એમણે મને કહ્યું, "હું એક બહુ જ સરસ ચોપડી વાંચુ છું,—તમે પણ અવશ્ય વાંચજો" મેં ચોપડી જોઈ એ શાયરરની હતી અને હિટલરના ઉદય-અસ્ત વિશેની હતી મેં વાંચવાનુ શરૂ કર્યું કેટલીક હકીકતો મને ખબર હતી, છતા ભિન્ન રીતે મૂકાઈ હતી જર્મનીમા હિટલરનો ઉદય કેમ થયો?

પહેલા વિશ્વયુદ્ધ પછી, યુરોપમા કેટલીક વિશિષ્ટ ગડી બેસાડવાનો વિલ્સનનો ઇરાદો હતો. પણ ઇન્ગ્લેન્ડ-ફ્રાન્સના કુટિલ રાજકારણથી કંટાળી એ જતો રહ્યો અને જર્મનીની હાલત સૂડી વચ્ચે સોપારી જેવી થઇ. પોતાના પ્રતિસ્પર્ધી અને પહેલુ વિશ્વયુદ્ધ સળગાવનાર તરીકે બને દુશ્મનોએ જર્મનીને સાણસામાં પકડવાનુ નક્કી કર્યું. જર્મનીના નેતાઓને તે વખતના રાષ્ટ્રસંઘમાં ન્યાય મળવો મુશ્કેલ હતો. જર્મનીની ન્યાયી અને સાદી માગણીઓને પણ ફગાવી દેવામા આવી. હું ત્યા ગઇ ત્યારે આખું જર્મની ક્રોધથી સળગી ઊઠ્યુ હતું. જે યાચનાથી ન મળ્યું તે હિટલરે આક્રમણથી મેળવ્યુ. ત્યારે જર્મનીમા એક જ અવાજ સભળાતો હતો. "ઠીક થયુ. ઇંગ્લેંડ અમેરિકા અને ફ્રાન્સને સીધી માગણીઓ પણ સમજાતી નથી; એમને તો આવું જ જોઇએ."

પહેલો હુમલો થયો ને તેમા હિટલર નિરપરાધ રાષ્ટ્રોને ગળી ગયો. એવું એ આક્રમણ ચલાવી લેવાયું. તે વખતે જ ધાકધમકી કે પરિણામનો ખ્યાલ આપવામાં આવ્યો હોત તો કદાચ જર્મની ચૂપ બેસત પણ પ્રથમ સ્વાર્થને લીધે આંખે પાટા બાંધ્યા, ને પાછળથી બીકને લીધે ચૂપકીદી સેવી. આથી મધ્ય-યુરોપમાનાં, ફિનલેન્ડથી માંડી અલ્બેનિયા સુધીનાં તમામ નાનાં રાષ્ટ્રોનું સ્વાતંત્ર્ય, પહેલાં જર્મનીએ અને પછી રશિયાએ નષ્ટ કર્યું અને લાખ્ખો અસહાય જ્યૂ લોકોની અમાનુષ હત્યા થઈ. આને માટે ફક્ત જર્મની જ જવાબદાર કેમ? જર્મનીની ગુનેગારીમાં આખા યુરોપનો, અરે આખા વિશ્વનો, હિસ્સો નથી શું? જે વાત રાજકીય ગુનેગારી માટે સાચી છે જ તે વાત સામાજિક ગુનેગારી માટે પણ.

આ ભયકર સત્યની જાણથી હું વ્યાકુળ બની. 'तत्त्वमसि' 'એ તું જ છે'—મારો તરફ આગળી બતાવી મન કહેતું હતું. હું મૂઝી ઊઠી; અને બોલી, "હા, એ હું જ છુ. આઇકમેન, સ્ટેલિન, હિટલર અને એમણે મારી નાખેલા લોકો પણ હુ જ છુ"

"બીજા દેશોના માણસોના અને પ્રસંગોનાં નામો કેમ ગણાવ્યા? ઘરના, નજીકના જ નામો લે ને—" મારૂં મન પોકારી ઊઠયું

સ્વતંત્રતાની ચળવળમા કેટલાય નિર્દોષ માણસો મરાયા, તે વખતે તે શું કહેલું, યાદ છે?"

મને યાદ આવ્યુ "દેશમા યુદ્ધની જ્વાળા પ્રગટે એટલે કયારેક એવુ પણ બને."

"જેમણે આડે રસ્તે ધન મેળવ્યું, લાચ લીધી એવાઓ સાથે કદી જ સબંધમા ન અવાય એવું વર્તન તારે માટે શક્ય છે?"

"ના" મેં કબૂલ કર્યું.

"દેશમા તમામ જાતિઓએ, તમામ ધર્મોએ એકત્ર રહેવું જોઇએ, એમ માનવા છતાં, ઘણીવાર પરિસ્થિતિનો વિપર્યાસ કરનારા ને ઉશ્કેરાટભર્યો પ્રચાર કરીને યુવાનોના મનને બેફામ બનાવનારા લોકો સાથે તારો સંબંધ નથી?"

વાસી જઇને મે કહ્યુ, "હા. પણ તેથી શુ? હું તે કંઈ જ ગલામા જઇને રહુ કે આપઘાત કરૂં?"

"તું એમ કરે તો જ અલિપ્તતાનો દેખાવ કરી શકાશ; અન્યથા નહીં. હા જરૂર પૂરતો, વધારે નહીં, એવો વ્યવહાર તું એમની સાથે રાખે તો ય તારી એ માણસોના કૃત્યોમાં ભાગીદારી તો ખરી જ ને? આવી રીતનો સતત પ્રચાર જ્યૂ લોકો વિરુદ્ધ ચાલતો હતો.

[ અનુસંધાન પાના ૩૬ ઉપર ]

પત્રિકા દ્વારા સાર્ત્રએ તેના સારરૂપ સિદ્ધાંતો રજૂ કર્યા સાર્ત્રની ફિલસૂફી તેની સાહિત્યિક કૃતિઓમાં ખાસ કરીને Roads to freedom એ શીર્ષક હેઠળ લખાયેલી ત્રણ સળંગ નવલકથાઓમા બહુ વિશિષ્ટ રીતે પ્રગટ થઈ છે સાર્ત્રની વિચારસરણી ઉપર અસ્તિત્વવાદી જર્મન ફિલસૂફ માર્ટીન હેઇડેગરની બહુ ઘેરી અસર પડી છે માર્ટીન હેઇડેગરની કૃતિ 'Being and Time' ૧૯૨૭મા પ્રગટ થઇ હતી સાર્ત્રની આસપાસ તેની વિચારસૃષ્ટિના ઉપગ્રહો તરીકે સાઇમન-દ-બવોઇર અને મારલો પોન્ટીને ગણી શકાય સાર્ત્ર તેના સમકાલીન ફ્રેંચ અસ્તિત્વવાદી ગેબ્રીયલ માર્સલથી વિરુદ્ધની વિચારસરણી ધરાવે છે સાર્ત્રની જેમ આલ્બર્ટ કેમુની (Albert Camus) પણ કેટલેક અંશે અસ્તિત્વવાદી વિચારસરણી હતી તેમ કહી શકાય.

સાર્ત્રના અસ્તિત્વવાદના મુખ્ય મુદ્દાઓનો સંક્ષિપ્ત ઉલ્લેખ — ખાસ કરીને તેના "Being and Nothingness" તથા "*Existentialism as Humanism*" ના સંદર્ભમા — કરીશુ.

(૧) સાર્ત્ર ચેતનારૂપ સત્ (Being for itself) અને વસ્તુરૂપ સત્ (Being in itself)-ના દ્વૈતરૂપે અસ્તિત્વવાદનુ તત્વજ્ઞાન રજૂ કરે છે વસ્તુઓ જે છે તે જ છે તે શુદ્ધ ભાવાત્મક રૂપે અસ્તિત્વમાં છે. વસ્તુઓને ગુણો છે તેમા બે મહત્વના છે. અવરોધકતા (Hostility) અને ઉપયોગિતા (Utility). વસ્તુઓ ધ્યેયને પહોંચવામા વિઘ્નરૂપ થાય અથવા મદદરૂપ હોય. જે વસ્તુ પોતાના અસ્તિત્વથી અસંતુષ્ટ છે અને પોતાના પાયારૂપ અસ્તિત્વથી જાગૃત થવા માગે છે, તે ચેતનરૂપ હોવી જોઇએ. તે વસ્તુરૂપથી વિમુખ બને છે. એટલે તેમાં **નિષેધનું** તત્ત્વ અનિવાર્ય છે વસ્તુઓને અર્થપૂર્ણ બનાવવાનું કાર્ય ચેતનાનું છે. વસ્તુઓના આભાસી સત્‌ની પાછળ કોઈ પારલૌકિક વસ્તુનિષ્ઠ અધિષ્ઠાન (Transcendent Reality) છે, તેવું સાર્ત્ર માનતા નથી. જે કંઈ છે તેની ચેતનાદ્વારા જ અર્થની પૂર્ણતા છે. દરેક ચેતના વિષયલક્ષી છે અને તેમાં ચેતના વિષય નથી તેવો નિષેધ આવી જાય છે. હુ ટેબલનુ જ્ઞાન ધરાવતો હોઉં ત્યારે હુ ટેબલ નથી તેવું તેમા ફલિત થાય છે

અસત્ સત્‌ની આસપાસ જ છે. નિષેધ એ ચેતનાનુ સત્ છે અને તેમા જ વસ્તુઓનું અસત્ છે; પ્રશ્નો પૂછવામાં, શંકા કરવામા, નિષેધક વિધાનો કરવામાં, વાસ્તવિકતાથી વેગળી કલ્પના કરવામાં માણસની ચેતનરૂપ સત્તા તેની વસ્તુરૂપ સત્તાથી અલગપણુ જાહેર કરે છે, આને Nothingness કહેવાય છે

(૨) ચેતનારૂપ સત્ નિષેધક હોવાથી તે મુક્ત છે સ્વાતંત્ર્ય અથવા મુક્તિ (Freedom) એ સાર્ત્રની મહત્વની સ્વીકૃતિ છે તેને સાર્ત્રએ લાક્ષણિક રીતે રજૂ કરી છે: "We are condemned to be free" માણસે સ્વતંત્ર હોવું કે ન હોવુ એ બાબતમા એ સ્વતંત્ર નથી. માણસનુ કોઈ નિશ્ચિત સત્વ (Essence) અગાઉથી નક્કી થયેલું હોતું નથી. દુનિયાની બધી વસ્તુઓમાં માણસની ચેતના જ એવી બાબત છે કે જે સ્વાતંત્ર્યનુ લક્ષણ ધરાવે છે સાર્ત્ર કહે છે કે કોઈ પેપર-કટર કે એવી વસ્તુ બનાવવી હોય તો તેનુ પહેલેથી નક્કી થયેલું માળખું હોય તે અનુસાર બનાવવુ પડે એટલે તેનુ સત્વ અસ્તિત્વ પહેલાં આવે છે પરંતુ માણસ વિશે એમ કહી શકાય કે તેનુ **અસ્તિત્વ સત્વ પહેલાં આવે છે. માણસ પહેલાં અસ્તિત્વ ધરાવે છે. તેણે** શું થવું અને શું ન થવું તે તેના હાથમા છે. સાર્ત્ર લખે છે: "*Man is nothing else but what he makes of himself. This is the* first principle of existentialism."

(૩) માણસ તેના સ્વાતંત્ર્યથી ડરે છે સ્વાતંત્ર્યથી જવાબદારી ઉત્પન્ન થાય છે. શૂન્યતા અથવા નિષેધથી રિક્તતાનુ ભાન થાય છે. મનુષ્યને પોતે દુનિયામાં ફેંકાયેલો છે તેનું ભાન થાય છે તેને લીધે એના અસ્તિત્વની ઈમારતના પાયા હચમચી જાય છે. તે કંઈક સલામતી શોધે છે. સામાજિક મૂલ્યો, નૈતિક મૂલ્યો, ઈશ્વર, વિજ્ઞાનના સત્યો, વિજ્ઞાનનાં સૂત્રો,

ઈત્યાદિ સલામતીના ખૂણેખાંચરે ભરાઈ જઈને પોતાની રિક્તતાના અનુભવથી જે એકલાપણું લાગે છે,તેને માણસ ભરી દેવા મથે છે. ચેતનરૂપ પ્રવાહી સત્ જાણે કે વસ્તુરૂપ સ્થિર અને સંઘન સત્ થવા મથે છે' તાત્વિક રીતે જે શક્ય નથી તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની આ મિથ્યા પ્રવૃત્તિ છે માણસ એ ચેતનરૂપ સત્તા છે તે સિવાયની દુનિયા વસ્તુરૂપ સત્તા છે. આ દ્વૈત આખરી છે ઈશ્વરનું અસ્તિત્વ માણસને હૂંફ અને સલામતી આપે છે પરતુ સાર્ત્રનો અસ્તિત્વવાદ નિરીશ્વરવાદી છે, ઈશ્વરદ્વારા સૃષ્ટિનુ સર્જન થયું છે અને આખરી જવાબદારી ઈશ્વરની છે, તેવું આશ્વાસન ન હોય, એટલે માણસને માથેની જવાબદારી વધે છે, તે જ પ્રમાણે એની નિરાશા અને શૂન્યતા પણ વધે છે

(૪) માણસ પોતાના સ્વાતંત્ર્યથી ડરે છે, ચિંતિત થાય છે કારણ કે માણસ મૂલ્યોનો સર્જક છે મૂલ્યોને કોઈ પારલૌકિક અર્થપૂર્ણતા છે જ નહીં. કલાકારની જેમ માણસની મૂલ્ય-પ્રવૃત્તિઓ પણ ચેતનાનું જ વિશિષ્ટ સર્જન છે, મૂલ્યો માનવસાપેક્ષ છે. તેનુ ઔચિત્ય કે પ્રામાણ્ય દર્શાવી શકાય નહીં. કારણ કે મૂલ્યો ચેતનસ્વરૂપ સત્તાની સ્વતંત્ર અભિવ્યક્તિ છે માણસના સ્વાતંત્ર્યનાં અવરોધક પરિબળોમા તેની 'પરિસ્થિતિ' મુખ્ય છે. તેનું (૧) શરીર (૨) ભૂતકાળ (૩) સ્થાન અને (૪) બીજા સાથેનો સંબધ, એ તેની પરિસ્થિતિ સૂચવે છે પરંતુ આ પરિસ્થિતિની સાર્થકતા ચેતનાને આધીન છે, નિશ્ચિત ધ્યેયોના સંદર્ભમાં જ આ પરિસ્થિતિ પરિસ્થિતિરૂપે ગણાય છે.

(૫) બીજા માણસનું ચેતનરૂપ અસ્તિત્વ આપણે સ્વીકારવુ પડે છે માણસ પોતાની જાતને વિષય તરીકે ન ગણી શકે પણ બીજો માણસ તેની દૃષ્ટિદ્વારા (The Look of the other) તેનામાં વિષયપણું આરોપિત કરે છે. બીજો માણસ મને જે રીતે જુએ છે તે રીતે હુ મારી જાતને જોઈ શકતો નથી હુ કે જે જ્ઞાતા છું તે બીજાની દૃષ્ટિમાં જ્ઞેય પદાર્થ (Object) બની જાઉં છું. આમાં બીજાનુ અસ્તિત્વ અને તેનું સ્વાતંત્ર્ય હુ અનુભવું છું; અને મારી પરતંત્રતાનુ ભાન થાય છે; હું પણ જ્યારે તેના તરફ "દૃષ્ટિ" કરું છું ત્યારે તે વિષય બની જાય છે. હું પોતે જ્યારે મારી જાતને વિષય તરીકે ગણું છું, ત્યારે જાણે કે મને બીજું કોઈક જોઈ રહ્યું છે, તેવી કલ્પનાથી જ હું તેમ કરી શકુ છુ. બીજો માણસ તેની દૃષ્ટિદ્વારા મને વિષય બનાવે તે પહેલા જ, જાણે કે, તેની દૃષ્ટિને પાર કરીને હું તેને વિષય બનાવીને મારી આતરિકતા જાળવી રાખવા કોશીષ કરું છું. આમ, અસ્તિત્વ અને સ્વાતંત્ર્યનો સંગ્રામ શરૂ થાય છે. બીજાની "દૃષ્ટિ"થી બચવા (દૃષ્ટિ શબ્દનો અર્થ અહીં વિષ્ટિ છે) વ્યક્તિ ઘણા બચાવતંત્ર ઊભાં કરે છે તેમા દ્વેષ, જડતા, આજ્ઞાંકિતતા, અલિપ્તતા, હિંસા, સત્તા વગેરેનો સમાવેશ થાય છે પ્રેમ દ્વારા પણ બીજાનુ સ્વાતંત્ર્ય મેળવવાની કોશિષ થાય છે. પ્રેમપાત્ર સાથે તાદાત્મ્ય અનુભવવામા આવે છે. પ્રેમમા માત્ર "પાત્ર" ન બનવાનો આદર્શ છે, છતાં 'પાત્ર' બનવુ પડે છે માટે અંતે નિષ્ફળતા છે.

(૬) બીજા અસ્તિત્વવાદી વિચારકોની જેમ સાર્ત્ર પણ મૃત્યુ વિશે પોતાના વિચારો રજૂ કરે છે. હેઇડેગરે મૃત્યુને આતરિકતા આપીને મનુષ્યના અંતિમ ધ્યેય જોડે સરખાવ્યુ, પણ સાર્ત્ર આ કબૂલ કરતા નથી. સાર્ત્રે મૃત્યુને અર્થપૂર્ણ ગણવાના પ્રયાસોની ટીકા કરી છે. મૃત્યુ અર્થહીન (Absurd) છે હુ મૃત્યુની નિશ્ચિત રાહ જોઈ શકતો નથી માણસને મૃત્યુ ગમે ત્યારે ઝડપી લે છે તેની બધી ઇચ્છાઓને ક્ષણભંગુર બનાવી મૂકે છે મૃત્યુ સ્વયં શક્યતા નથી પણ તમામ શક્યતાઓનો નિષેધ છે. સાર્ત્ર લખે છે "It is absurd that we are born, it is absurd that we die"

સાર્ત્રની ફિલસૂફીના કેટલાક મહત્ત્વના મુદ્દાઓ રજૂ કરવામાં તે મુદ્દાઓની પસંદગી આકસ્મિક જણાય તે શક્ય છે. સાર્ત્રની ફિલસૂફીનું મૂલ્યાંકન આ લેખના ક્ષેત્રની બહાર છે, પરંતુ તેમની ફિલસૂફીના કેટલાંક સામાન્ય લક્ષણો કેટલાક સમીક્ષકોએ તારવ્યાં છે, તેનો પરિચય મેળવી શકાય . . .

કર્તાઓની વરણી જેવી નાજુક કામગીરી સોંપી દેવામાં રહેલી બુનિયાદી ભૂલથી, તે અચરજનો માર્યો ડઘાઈ જાય છે. એ ફરિયાદ કરે છે કે, જોડા બનાવવા જેવાં સાદાં કામો માટેય આપણે તજ્જ્ઞ મોચીને જ પસંદ કરીએ છીએ, માંદા પડીએ ત્યારે દીઠે સુંદર ને બોલવે ચતુર હોય એની નહીં પણ દાક્તરની દવા કરીએ છીએ, પણ રાજ્યપ્રકરણ બાબત આપણે એવું માની બેઠા છીએ કે, યેનકેનપ્રકારેણ મતો મેળવવાનો કીમિયો જાણનાર વ્યક્તિમાં વહીવટી સૂઝ હોય જ!

એટલે, પ્લેટો તો કહેશે કે, રાજ્યને નિરામય ને સર્વતોભદ્ર બનાવવું હોય તો શ્રેષ્ઠ પ્રાજ્ઞજનનું માર્ગદર્શન મેળવવું અનિવાર્ય છે. જ્યાં સુધી દાર્શનિક શાસક ન હોય, સત્તા ને શાણપણ સંલગ્ન થયાં ન હોય, ત્યાં સુધી સાચા અર્થમાં નગરરાજ્ય પરથી અનિષ્ટનો ઓછાયો કેમ કરીને દૂર થાય? આમ, સત્તાસ્થાને સર્વક્ષેમંકર વલણ ધરાવતા શ્રેષ્ઠજનો જ આવી શકે અને પહોંચ વગરનાઓ કે ધૂર્તજનોને એવો કશો મોકો જ ન મળી શકે, એવી આયોજના કરવી રહી.

અને એ માટે એણે પ્રબોધેલો કીમિયો તે અણુદ્ધ રાજ્યકર્તા વર્ગ પૂરો પાડવાને સક્ષમ એવી શિક્ષણવ્યવસ્થા. રૂસોએ 'રિપબ્લિક'ને શિક્ષણ વિષયક ગ્રંથમણિ કહ્યો છે તે અકારણ નથી. આ શિક્ષાદીક્ષામાં કોઈ પણ યોગ્ય વ્યક્તિ માટે પ્રવેશ નિષિદ્ધ નથી. પ્લેટોના ટીકાકારો જે ઉપેક્ષિત બહુજનસમાજનું ઉપરાણું લે છે, તેમાંથી પણ અસાધારણ જણાતાં બાળકો માટે અકાદમીનાં દ્વાર ખુલ્લાં છે જ. એટલું જ નહીં પણ ખુદ શાસકવર્ગમાં જન્મેલાં જે બાળકો શૈક્ષણિક કસોટી પર ઊણાં ઊતરે, તેમને આનુવંશિક આકસ્મિકતાનો લાભ આપી રાજ્યકર્તાઓમાં ભરતી કરવા સામે પ્લેટોએ બંધી ફરમાવી છે. એટલે, સરવાળે આ આખોયે સવાલ સર્વહારા વર્ગ તરફની સૂગનો નહીં પણ આદર્શ ને કાર્યક્ષમ શાસનની નિર્મિતિ થઈ શકે તે રીતની શૈક્ષણિક આયોજનાનો, અને રાજ્યકાર્યભાર એ વિશેષીકરણ માગી લેતી ગતિવિધિ હોવાની સાદી સમજનો છે.

અલબત્ત, પ્લેટોનો દાર્શનિક શાસક અધિનિયમાતીત છે, એ નકારી નહીં શકાય. પણ તે સાથે એ ન ભૂલીએ કે, આ શાસક એની એક પ્રદીર્ઘ ને કઠોર તાલીમની નીપજ છે, જેમાંથી હિટલર કે મુસોલિની કદાચ પસાર જ ન થઈ શકે. (હિંડનબર્ગ કહેતો, હિટલરને હું પોસ્ટમેન તરીકે લાયક ગણું છું!)

'ઇટલી પર યથેચ્છ હકૂમત ચલાવવી, એ છે મારો સીધો સાદો કાર્યક્રમ!' એમ કહેનારા મુસોલિની જેવા કોઈ સત્તાવાંછુ અધિનાયકની કલ્પના પ્લેટોનિક શાસકને અંગે કરી શકાય નહીં; કેમ કે એ તો સાક્ષાત્ વિવેકમૂર્તિ છે. 'Greek Political Theory'ના ૧૯૪૭ના પુનર્મુદ્રણની પ્રસ્તાવનામાં અર્નેસ્ટ બાર્કરે ધ્યાન દોર્યું છે તેમ, આ તો શુદ્ધ વિવેકબુદ્ધિની સરમુખત્યારીની વાત થઈ. વિવેક ને તર્ક પર વિજય મેળવવાના રામબાણ સાધન લેખે આતંકની હિમાયત કરતો સત્તાભૂખ્યો હિટલરવાદ ત્યાં નથી. ઊલટું, 'રિપબ્લિક'નો લેખક એના વાચકોને ચેતવી મૂકે છે: ઉચ્ચાદર્શને પામી ચૂકેલા આ સિદ્ધો રાજ્યવહીવટ સરખી પાર્થિવ બાબતમાં સ્વજાતને પરોવવાની નામરજી દાખવે તો અચરજ પામશો મા; કારણ, એમનો આત્મા શાશ્વતના ચિંતનમાં જ અહોરાત્ર રમમાણ રહેવા તલસતો હોય છે.

અને છતાંયે, પ્લેટો પાછો છે તો વહેવારુ ડહાપણવાળો માણસ. શાસકગણ કઠોર કર્તવ્યરત જીવન વ્યતીત કરે એ માટે બધીયે પૂર્વ-પેરવી કરવાનું એ ચૂકયો નથી. એણે એ સહુ માટે જણાવેલા યમનિયમ ને વિધિનિષેધ કંઈ ઓછા નથી: એમને રાજકીય સત્તા આપી, પણ આર્થિક સત્તા એમની પાસે સહેજે નથી આવો સત્તાવિશ્લેષ કુલમુખત્યારશાહી કે ખુદમુખત્યારશાહીનો દ્યોતક તો નથી જ નથી. પ્લેટોનિક શાસકને અંગત મિલકત નિષિદ્ધ છે. દાંપત્ય ને તજ્જન્ય પારિવારિક સુખલાલ એને નસીબે નથી. પરિણામે કૌટુંબિક સ્વાર્થવશ એ કશુંક અકરણીય કરે એવી શક્યતા પણ રહેતી નથી.

પ્લેટો હિમાયત કરે છે કે, પ્રત્યેક રાજ્ય પોતે જ

એક એવું આદર્શ એકમ બની રહેવું જોઈએ, જેમાં સમગ્ર સમાજ સુપ્રસંતુષ્ટ જીવન વીતાવી શકે; નહીંતર આદર્શના અભાવમા વિલાસનો અતિરેક થતાં સમાજની બુનિયાદ હચમચી ઊઠશે અને વિવેકશૂન્ય બનેલુ એ રાજ્ય યુદ્ધ ભણી ખેંચાશે. વળી, પારકા પ્રદેશ પરનું આક્રમણ એ આક્રમક રાજ્યમા પ્રવર્તતી અનવસ્થાનુ સૂચક છે. રાજ્યને સર્વાંશે નિરામય રાખવાને એનું સંવિધાન ખમતી ધર ન હોય ત્યારે જ આવુ બને ને? 'રિપબ્લિક'માંની ડિમોક્રસીને લગતી ચર્ચા રાજ્યના લક્ષ્ય તરીકે યુદ્ધની અફળતા તરફ ધ્યાન ખેંચે છે. અને અહીં પણ આ આદર્શવાદી ચિંતકની વહેવારુ સૂઝ આછતી નથી રહેતી યુદ્ધ પ્રેરે એવાં બે વાનાનો નિર્દેશ કરીને એમને ટાળવાની એ ભલામણ કરે છે—*અતિવસ્તી ને વિદેશવ્યાપાર 'લૉઝ'મા એ કહે છે* કે, નગરરાજ્ય સમુદ્રતટથી જેટલું દૂર હોઈ શકે તેટલું ઇષ્ટ, કેમ કે તેથી વિદેશવ્યાપારની શક્યતા ઘટે છે

પ્લેટોની આ અયુદ્ધનીતિ સાથે નાત્સી ને ફાસી વલણો સરખાવતા બંને દરમ્યાનનું અંતર કેવુ જણાઈ આવે છે! મુસોલિનીએ 'ચિરશાન્તિ નામનું વૈચિત્ર્ય' ફગાવી દેવાની ઘોષણા કરેલી, અને હિટલરને વળી સુદીર્ઘ શાન્તિકાળમાં માનવસમાજનો હ્રાસ ગોપિત હોવાનું દર્શન થયેલું. મુસોલિનીએ સ્થાપેલા અખબાર 'Il Popolo d' Italia'નો હેતુ યુદ્ધના પ્રચારનો હતો. એ કહેતો, 'ઇતિહાસના ચક્રોને માનવરુધિર ગતિ આપે છે.' સ્મરણાર્હ છે કે, અહીં રુધિરોલ્લેખ શહાદતના નહીં પણ સંહારના સિલસિલામાં થયો છે.

પ્લેટો અતિવસ્તીને ટાળવાની ને લઘુક નગરરાજ્ય રચવાની વાત કરતો; પણ ૧૯૩૩–'૪૫ના ગાળામાં જર્મનીની વધારાની વસ્તી સારુ નવો ભૂમિવિસ્તાર મેળવવા માટે થઈને વર્ધનશીલ ધરા– Lebensraum નો સિદ્ધાંત નાસ્તીઓએ વહેતો મૂકેલો Lebensraum નો અર્થ વિશદ કરતા ઑક્સફર્ડના સાર્થ શબ્દકોશમા જણાવાયુ છે કે, 'એવો ને એટલો વિસ્તાર કે જે પોતાના *વિકાસ માટે તે રાજ્યને જરૂરી જણાતો હોય.'* ('ઇટાલીને એબિસિનિયા ?!') આ પ્રકારની આક્રમક નીતિને, પ્લેટો તો, તે રાજ્યમા પ્રવર્તતી અનવસ્થાને સૂચવતી લેખશે

ન ભૂલીએ કે, મુસોલિની ખિસ્સામાં જે પુસ્તક લઈને ફરતો તેનું નામ કંઈ 'રિપબ્લિક' નહોતું; એ તો હતું મેકિયાવેલી કૃત 'પ્રિન્સ'–જેમાં નીતિનિરપેક્ષ રાજ્યની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

રેહેવરની પુત્રી હતી. રજપૂતો અને ભીલોને મિ. એરૂસ્કિનના મુકામ આડા રાખ્યા હતા, પણ જ્યારે સતિયો બળવા લાગી, ત્યારે ચિતાનો ભડકો ઘણો મોટો થયો એટલે તપાસ કરવા માણસ મોકલ્યાં.

'સતિયો બળી મૂવા પછી સૂરજમલ બીજે દિવસે અહ્મદનગરની પડોશમા આવ્યો અને પોતાના અશ્વારોને તપાસ કઢાડવાને મોકલ્યા* અને આ પ્રસંગે પણ તે અંગ્રેજ સત્તા સામે પડ્યો.

આમ, તેણે અંગ્રેજની બરદાસ્તી ન સ્વીકારી અને આ વીર સ્વમાનશીલ પુરુષે પેલી પરદેશી સત્તાને મુજરો નહીં કરવાનો અડગ નિશ્ચય કર્યો, તે ટેકને જીવનભર વરી રહ્યો, તેમ ઇતિહાસના પાના કહે છે.

અંગ્રેજ ઇતિહાસકાર સ્વ. ફાર્બસે અને અંગ્રેજ સત્તાને ખુશ કરી, પૂંછડી પટપટાવી, રોટલા રળનાર દેશી ઇતિહાસકારોએ, ભલે સૂરજમલને બાગી–બહારવટિયા તરીકે ચીતર્યો, પણ તે મૂળુ માણેક અને જોધો માણેક, શિરોહી રાજ્યના સાદ-ળ'ગજી, બિહારના કુંવરસિંહ અને આસામના મોતીલાલ દિવાન જેવો રંગીલો વીરપુરુષ છે. મર્દ વાઘેરનો ઇતિહાસ લખનાર ગોરો બચ્ચો વાઘેરને સી પાયરેટ–ચાંચિયા કહે, તેથી કાળદેવના ચોપડે તેઓ ચાંચિયા બની જશે ખરા? શિવાજી મહા-રાજને 'ડુંગરનો ઉંદર' કહે, તેથી તેને ડુંગરના ઉંદર તરીકે મહા ઇતિહાસકાર કાળદેવ સ્વીકારશે? કપૂત ભારતીય ઇતિહાસકારોએ, જ્યારે ગોરી સલ્તનતના રતનિયા બનીને મર્દ વીરપુરુષોને બહારવટિયા તરીકે ચીતરીને આ પ્રજાને અંધારામા રાખવા પ્રયત્ન કરી છે, તે હવે ખુલ્લમ ખુલ્લું થઇ ગયું છે. શું એક કિ. ફાર્બસ સૂરજમલને 'બહારવટિયો' કહેશે તો સૂરજમલ બહારવટિયો બની જશે? લોકહૃદયમાં સૂરજમલનું જે સ્થાન છે તે તો આ 'શલોખો' દ્વારા જોવા મળે છે. ઝાંઝવા ગામના લોકોમાંથી આ શલોખો ઉતરાવનાર પાટીદાર ભાઈ

* રાસમાળા, ભા–૨, ત્રીજી આવૃત્તિ, પૃ. ૨૦૨, ૨૦૨

પીતાભાઈ અને મોતીભાઈ હતા. તો વિપ્રબંધુઓ બિપાભાઈ અને જેઠાભાઈ રાજારામ જાની હતા. કહેવાય છે કે ભાઈશંકર જાની નામના વિપ્રે આ શલોખો રચેલ. આ શલોખો રચવા માટે અને ગાવા માટે વિપ્રને મુડેટી ઠાકોર સાહેબે ગામ આપેલું. આ શલોખો ઇડર રાજ્યમા ગવાતો ન હતો એવું સાંભળ્યુ છે. વળી અંગ્રેજહદના ગામડાંમાં તો આ શલોખો ગાનાર પર અમલદારો કિન્નો રાખતા અને તેથી લગભગ ગવાતો બંધ થઈ ગયો હતો. સૂરજમલ ઠાકોરના નામ પર સૂરજપર ગામ વસા-વવામાં આવેલું. તે ગામના બ્રાહ્મણો આ શલોખો ગાતા. મુડેટી અને ઝાંઝવાના બ્રાહ્મણોમાં શલોખો ગવાતો, પણ મુડેટીના વિપ્રો પાંડવ શલોખો ગાય. ત્યારે ઝાંઝવાના બ્રાહ્મણો સૂરજમલનો શલોખો ગાય. આજે પણ મુડેટી આજુબાજુનાં ગામોમાં લગ્ન વખતે મુડેટીના સૂરજમલનો શલોખો ગવડાવે છે અને આ વીરપુરુષનું સ્મરણ તે પ્રજાને શ્રાતન પ્રેરે છે. હવે જુઓ આ શલોખો:

સરસત સામી અમરતવાણી,
પગથમ સમરું શારદવાણી શક્તિ ચામુંડા.
શક્તિચામુંડા દેજે ભવાની,
વચન વેણુનો તું આપે હાવે !
ચવદણ[1] કેરો કહું રે સલોખો !
એક મને સંભાળજો તે લોકો,
જેને સાંભળે પાવન થઈએ !
કામ મૂકીને સાંભળવા જઈએ,
મુડેટી કેરી પોલ પરમાણું !
જાલમસિંગ કેરા સુરજમલ જાણું !
ઠાકોર સૂરજમલ પડિયા મરમાં[3] !
ઈર્હાના પ્રોત અનેક ધરમ,
બામણ ભાટને પૂરણ આપે !
જોગી સંન્યાસી ભૂખ્યો ન જાય.
મા'દેવજી કેરી સેવા ત્યાં થાય !
કેશર કસ્તૂરી મા'દેવે જાય,
મારદ દેવી તુષ્યમાન થાય !

૧. હાવકો ૩૩, ૨. ચૌહાણ રજપૂતો, ૩. વિચારમાં;

ઈડર અંબાવે[૪] નવનિધ્ધ થાપું,
ગર્થ ભંડારે દીકરા આપું ।
રાવોત[૫] રૂપાળી બોલે છે વાણી;
સમરંતા પે'લા ચડજો વારે ।
ઠાકોર સૂરજમલ મુંડેટી પધારે ।
જાણે સૂરજે કીધો પરકાશ ।
બોલાની લખમી હજાર બોલ,
નગર મુંડેટી વૈરાટને તોલ ।
ગોખ માંડિયા[૬] મેડી મંડાણ,
વેવારિયા કેરો નવ લવ પાર ।
બ્યાસ વજરામ કીધા સુજાણ,
કલમદોત ને બાંધી પરમાણ ।

કામદાર પરધાનને શું રે વખાણું,
પનજી પરમાર ને જાલમસિંહને જાણું
ધરમની ધજા ।
ધરમની ધજા મુંડેટી માંહી,
વડા વિપ્રને વાંટા[૭] અપાઈ ।
ચારણ ભાટને ઘોડા અપાઇ ।
ગઢ ઇડરથી કાગઈ[૮] આવે,
એટલે ઠાકોર ઇડર પધારે ।
કરાવી સલામ ઘેર પધારે,
છત્રીશ ભાત્યના વાજંતર વાગે ।
મૂંઢા આગળ તે નેજા ફરુકે,
બરછીઓ કેરા ભાલાં ઝબૂકે ।
દમદમ કરતાં તેજી ત્યાં આવે,
જાણ્યું સૂંડાળો સિંહ જ ત્યાં આવે ।
કુરે રે નગાચી નગારા ઠોરે[૧૦] ।
બંદૂકો કેરાં અરબદ[૧૧] થાય ।
સર્વ મળીને કરી શણગાર,
સોનાનું છત્ર શોભતું જોઈએ ।
રામલખમણ બંધવની જોડ,
સહ લખણા[૧૨] રાઉત સૂરજમલ ।
ઇહાંની પાસે ઘણું છે દલ,
ગુલાબસિંહ તે યુદ્ધમાં ઘેલા ।
કુંવર અમરસિંહજી દીસે અલબેલા,
પનજી પરમાર ને રાયસંગજી શૂરા ।
ભવાન સિંહજીને ગેદા ઓત[૧૩] જાણું,
રૂપજી તખજીને શું રે વખાણું ।
ત્રણ ભુવનનુ સૈન્ય ત્યા આવ્યું,
દેશદેશના રાજા ત્યાં આવ્યા.
હવે કેમ રે'વાય મોટા મહારાજ,
સુવાણુ ગયા છે ફારકી[૧૪] માંહી ।
બેડ[૧૫] તણા તે વાવ્યા છે દોરા,
ગલોડા બાધ્યા છે બાણુવડાળી માંહી !
વડાલી માંહી પડ્યું છે ભંગાણ,
આવ્યા સુવાણુ સૂરજમલ ।
એવું દલ આવ્યું ગોરલ માંહી,
સિપાઈ[૧૬] રાખ્યા છે બાગમો ને બાર !
રજપૂતો કેરો નવ લઙું પાગ, ઠાકોર સૂરજમલ !
ઠાકોર સૂરજમલ કે' છેઃ "જો, વારું,"
બંદૂકે પૂરો ગોળી ને દારૂ ।
ઝીણા કમોદી ચોખા ખંડાવું,
ખરચ ખાંડના ગાડા છ લાવું ।
મોરચાં ટંકાવી[૧૭] ।
મોરચાં ટંકાવી તૈયારી કીધી,
જુધ્ધ કરવાની સામગ્રી લીધી, બૂમ પડીને !
બૂમ પડી ને બપોર થાય,
બૂમ ઉપડતે બૂમ સંભળાય, બૂમ સાંભળી,
બૂમ સાંભળી બોલ્યા ઠાકોર,
બૂમ સાભળી બોલ્યા ઠાકોર ।
આજે જોવું છે સાહેબનુ જોર, કાઢો કોસંબા[૧૮] !

૪. ઇડરગઢમાં અંબાજી છે તેની સ્થાપના કરું, ૫. રાઉત, રાજપૂત, ૬ ગવાક્ષ અને માળિયા ૭. ગરાસ, વાડી ખેતરો, ૮. કાગળ, ૯. ઉત્પ્રેક્ષા અલકાર નોંધો. સૂંઢવાળો સિંહ, સૂંડલા જેવા માથાવાળો. ૧૦. વગાડે, ૧૧. ભડાકા, ૧૨. સહુસલક્ષણા, ૧૩ અટક ૧૪. મુંડેટીથી પૂર્વદક્ષિણનો ડુંગર. લગભગ બે માઈલ મુંડેટીથી છેટે હશે. ૧૫. બેડઝબા, ૧૬. ગરાસિયાભીલનું લશ્કર. (ગુજરાત સરકારે આ મજાને ફરી ખમીરવંતી બનાવી, લશ્કરમા લેવા કોશીશ કરવા મથામણ ન કરવી જોઈએ !) ૧૭ મોરચા બાંધી ૧૮. કસુંબા કાઢો.

સ્થાપ્યા ને ચલાવ્યા એવા આશ્રમોનું આજની પરિસ્થિતિમાં કોઈ ઉચિત સ્થાન નથી રહ્યું.

"બાપુની લગભગ બધી જ રચનાત્મક પ્રવૃત્તિઓ આજે સરકાર ચલાવી રહી છે. આશ્રમો પણ એ જ પ્રવૃત્તિઓ પહેલાની માફક જ ચલાવે છે આધ્યાત્મિક આશ્રમોની સ્થાપનાનું જે પ્રધાનકાર્ય હતુ તે તેમણે ગૌણ બનાવી દીધુ છે. પોતાના આ પ્રધાન ઉદ્દેશ પ્રત્યે આશ્રમવાસીઓ કા તો ઉદાસીન બની ગયા છે અથવા તો અજાગરૂક બની ગયા છે. નવા વિચારોનો તો તેઓ અભ્યાસ જ કરતા નથી આ રીતે, ક્રાંતિનું જે પ્રધાન તત્વ છે તેની જ ખામી આશ્રમોમા રહી જાય છે. આશ્રમોની આ ખામીઓને આપણે ભૂલવી ન જોઈએ. ઉપરોક્ત અસલી તત્ત્વોને આશ્રમજીવનમા સ્થાપિત કરવાં હોય તો આજની પરિસ્થિતિનું અધ્યયન કરવુ આપણે માટે અનિવાર્ય બની જાય છે. બાકી આજના આપણા આશ્રમોમા તો અપરિગ્રહ, સંયમ અને સાદાઇની જ ઉણપ નહિ, અધ્યયનની પણ મોટી ઉણપ છે.

"મારી દૃઢ માન્યતા છે કે જે વિચારો ગાંધીજીએ આપણી આગળ મૂકયા હતા તેમા આ પંદર વર્ષો પછી અનુકૂળ પરિવર્તન કરવાની આવશ્યકતા છે. એ વિચારો અને વિજ્ઞાનની વચ્ચે મેળ બેસાડવો રહ્યો. વિજ્ઞાનને આત્મજ્ઞાનનું પૂરેપૂરૂ માર્ગદર્શન મળવું જોઈએ આત્મજ્ઞાનની આજે સૌથી વધારે આવશ્યકતા છે. આજ આપણું જીવન વિજ્ઞાનથી અધિકાધિક પ્રભાવિત થઈ રહ્યું છે ત્યારે આપણું આત્મજ્ઞાન જાગ્રત થઇ જવું જોઈએ વિજ્ઞાન પ્રત્યે આપણે સાવધાન રહેવું જોઇએ અને આત્મજ્ઞાન તથા વિજ્ઞાન વચ્ચે સુમેળ સ્થાપવો જોઈએ, તો જ આપણી ગરીબીનો અંત આવી શકે"

**આ રીતે વિનોબાજીએ ગાંધીજીના વિચારોમાં સમયાનુસાર પરિશોધનની આવશ્યક્તા ઉપર ભાર મૂકયો છે.**

સર્વોદય આંદોલનની નિસ્તેજતા માટે મોટે ભાગે કાર્યકર્તાઓની શિથિલતાને જવાબદાર ગણવામાં આવે છે, પણ એ વિશ્લેષણ યોગ્ય નથી.

દરેક આંદોલનને પોતાનું મૂળભૂત તથ્ય હોય છે ને એ તથ્યમાથી જ કાર્યકર્તાઓને બળ પણ મળી રહે છે. એ તથ્યને કારણે જ જનતા પણ આંદોલનને અપનાવે છે સ્વરાજ્ય સંગ્રામ દરમ્યાન જનતાએ ખાદીનું સ્વદેશી ભાવના જાગ્રત કરવાનું તથ્ય ઓળખ્યુ એટલે ખાદીને તેણે અપનાવી. સ્વરાજ્ય આંદોલન વખતે ખાદી રાષ્ટ્રીય પોશાક બની ગઈ એ જ પુરાણી પ્રતિષ્ઠા ખાદીને આજ પણ ટકાવી રહી છે ઉપરાંત, બેકારોને ગેઝીની રાહત આપવાની ખાદીની શક્તિને કારણે પંચવર્ષીય યોજનાઓનો પણ ખાદીને ટેકો મળી રહ્યો છે. પણ આ બંને ટેકાઓ—પ્રતિષ્ઠા અને રાહત—એ ખાદીનું સ્વરૂપ પણ નક્કી કર્યું છે. પ્રતિષ્ઠાકાક્ષી વ્યક્તિઓ અને સરકારી મદદને બળે જ આજે ખાદી ટકી છે. જનતાએ ખાદીને નથી અપનાવી. ખાદીનો કાર્યક્રમ જનતાની આંતરિક શક્તિના બળે નહીં, બાહ્ય તાકાતોના બળે જ ચાલી રહ્યો છે આ જ કારણથી ખાદીપ્રધાન સર્વોદય આંદોલન આજે ફીક્કું પડી ગયુ છે. કોઈ પણ આંદોલન બળવાન ત્યારે જ બને જ્યારે તે જનતાની સાર્વત્રિક માગણીના પ્રત્યુત્તર રૂપે ચાલે. ખાદીને માટે જનતાની એવી કોઈ માગણી નથી.

એટલા માટે ખાદીની અને સર્વોદય આંદોલનની આજની અવસ્થા વિષે વિચારવું જરૂરી થઈ પડે છે.

સર્વોદય આંદોલનની આપણે બે અવસ્થાઓ ગણાવી શકીએ. એક સ્વાતંત્ર્યપૂર્વનો જાગૃતિ-કાળ અને બીજો સ્વાતંત્ર્યોત્તર સમાજ-રચનાકાળ. આંદોલનનું જે સ્વરૂપ જાગૃતિ કાળમા અનુકૂળ નીવડયુ. તે રચના-કાળમા ન ખીલી શકે તો તેમાં આશ્ચર્ય જેવુ કાંઈ જ નથી.

વિનોબાજી કહે છે તેમ આ બે અવસ્થાઓ વચ્ચે પ્રથમ અને દ્વિતીય કક્ષાનું

**જ અંતર નથી પડયું. બન્ને વચ્ચે જમીન આસમાનનો ફરક પડી ગયો છે. તે એટલે સુધી કે પહેલી અવસ્થામાં થયેલા વિચારો જ બદલવાની જરૂર ઊભી થઈ છે.**

તેથી જાગૃતિ-કાળમાં આંદોલનનું જે સ્વરૂપ નીવડયું તેને હવે રચના-કાળને અનુકૂળ બનાવીને જ આપણે આંદોલનની આગળની પ્રગતિ સાધી શકીએ. એવું સ્વરૂપ-પરિવર્તન કરી શકીએ તે માટે આંદોલનની બન્ને અવસ્થાના મુખ્ય લક્ષણો આપણે સમજી લેવાં જોઈએ.

૧

સર્વોદય આંદોલનના જાગૃતિ-કાળનાં મુખ્ય લક્ષણો આ પ્રમાણે ગણાવી શકાય:

(૧) પારતંત્ર્ય તથા પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવથી પોતાના સાંસ્કૃતિક મૂલ્યો જે ખોઈ બેઠો છે એવા દેશમાં ગાંધીજીએ સર્વોદય વિચારનો મજબૂત પાયો નાખ્યો.

(૨) પાયાને અધિક દૃઢ બનાવવા માટે સમાજજીવનનાં અનેક અંગોમાં પરિવર્તન કરે તેવો રચનાત્મક કાર્યક્રમ વેગપૂર્વક ચલાવ્યો.

(૩) સર્વોદય વિચાર તથા તેના કાર્યક્રમના અમલ દ્વારા તાલીમ પામેલા અને અનુભવી સેવકોની મોટી સેના દેશમાં ઊભી થવા પામી.

આ રીતે દેશના માનસને બદલવાનું તથા સર્વોદયની દિશામાં વાળવાનું જબરજસ્ત પગલું ગાંધીજીએ ઉપાડયું, પણ એ પગલું પ્રથમ પગલું જ હતું અને પ્રથમ પગલાની મર્યાદામાં જ એમણે આંદોલનને ચલાવ્યું. આગળના પગલાં વિષે, ખાસ કરીને સર્વોદય સમાજનું ચિત્ર ઊભું કરવાનું જ્યારે જ્યારે એમને કહેવામાં આવ્યું ત્યારે એ સવાલને તેઓ ટાળતા જ રહ્યા. તેઓ કહ્યા કરતા કે ચિત્ર ઊભું કરવાનું ન તો એમનું કામ હતું, ન તો એને માટે સમય પાક્યો હતો. તેઓનું સૂત્ર તો 'એક ડગલું બસ થાય' એ જ હતું.

આ પ્રથમ કદમની બે મર્યાદાઓ હતી જેમનો પ્રભાવ સર્વોદય આંદોલન પર પડયો. (૧) પારતંત્ર્યની દશા ને સ્વાતંત્ર્ય સંગ્રામનો સમય, (૨) પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રથમ પ્રત્યાઘાત.

પહેલી મર્યાદાનો પ્રભાવ એક દાખલાથી સ્પષ્ટ થશે આપણા દેશની પરિસ્થિતિમાં ખેતી પાયાનો ઉદ્યોગ છે જેમાં કામધંધે માટે જનતાની ૫૦ ટકા કરતાં વધારે શ્રમશક્તિ વાપરવાની છે, અને તેથી ખેતી જ હિંદુસ્તાનના અર્થશાસ્ત્રરૂપી ગ્રહમંડળનો સૂર્ય બની શકે તેમ છે. તેમ છતાં ગાંધીજીએ રેંટિયાને જ ગ્રહમંડળનો સૂર્ય બનાવ્યો. આને માટે તે સમયની પરિસ્થિતિ જ લગભગ કારણભૂત હતી. ખેતીનો સવાલ એટલો જટિલ હતો કે વિદેશી સત્તાના અમલ દરમ્યાન તેમાં મોટો સુધારો કરવો 'અશક્ય' હતો. એ સ્થિતિમાં ગામડાની બેકારી તથા ગરીબીને દૂર કરવાના કાર્યક્રમમાં ખાદીને પ્રથમ સ્થાન મળ્યું. તે ખેતીથી બીજા નંબરનો ધંધો હતો, જેમાંથી લાખો લોકોને રોજી મળી શકી. ખાદીને પ્રથમ સ્થાન આપવાનું બીજું ગૌણ કારણ એ પણ હતું કે સ્વાતંત્ર્ય સંગ્રામના સમયે સેવકોની પ્રવૃત્તિ એવી હોવી જોઈએ કે જે ક્ષણે સંગ્રામની હાકલ પડે તેજ ક્ષણે સેવક પોતાનો ધંધો છોડીને સંગ્રામમાં કૂદી પડી શકે આને માટે રેંટિયો અનુકૂળ હતો. ખેતીનો ધંધો છોડીને સેવક એકદમ લડતની હાકલનો જવાબ આપી શકે નહિ. આ સિવાય ખાદીનું સ્વદેશીનું અંગ તો હતું જ. આ દાખલા પરથી એક વાત સાફ જણાય છે કે જાગૃતિ તથા સંગઠનની દૃષ્ટિએ જ રચનાત્મક કાર્યક્રમનું સ્વરૂપ ગાંધીજી ઊભું કરી શકયા હતા. અને તેઓ કહ્યા કરતા તેમ દેશની સમાજરચનાને અનુકૂળ સ્વરૂપ ઊભું કરવાનો તે સમય નહોતો. આમાથી જ એક ઉપમર્યાદા પેદા થઈ. ગાંધીજીએ ખાદી આંદોલનને તો એક આત્મીયતાથી ચલાવ્યું. પરંતુ ખેતીઉદ્યોગનું શાસ્ત્ર વિકસાવવામાં તેઓ ઓછું ધ્યાન આપી શકયા. આ જ કારણે આજે ખાદીના મુખ્ય સેવકો ખેતીની બાબતમાં લગભગ અનભિજ્ઞ રહ્યા છે. પાયાની

કેળવણી વિશે વિચારમંથન કરતી વખતે ગાંધીજીને પોતાને લાગતું હતું કે ખાદીઉદ્યોગ મારફત કારીગરોને પાયાની કેળવણી નિઃસંદેહ આપી શકાય, પણ ખેતીનો ઉદ્યોગ કરનારા ખેડૂતોને એવી કેળવણી મારફત બુદ્ધિવિકાસ કરી શકાય કે કેમ એ વિષે એમને સંદેહ હતો. મારી સાથે આ વિષે ચર્ચા થઈ ત્યારે એમણે પોતાનો આ સંદેહ વ્યક્ત કર્યો હતો.

પહેલી મર્યાદાનો પ્રભાવ કાર્યક્રમના સંગઠનક્ષેત્રે પણ જોવા મળે છે સ્વાતંત્ર્યસંગ્રામ તથા રચનાત્મક કાર્યક્રમ એ બંને પ્રવૃત્તિઓ ગાંધીજીએ આશ્રમો દ્વારા ચલાવી, આ આશ્રમો સમાજસંગઠનના નમૂના ન બની શક્યા. આશ્રમો સમાજ બહારની સંસ્થાઓ જેવા જ રહ્યા અને વિનોબાજી કહે છે તેમ એવા આશ્રમોની આજે ઓછી ઉપયોગિતા રહી છે આજે તો બધા જ વિચારકો એવું માનતા થઈ ગયા છે કે સહકારિતાના પાયા પર જ વિકેન્દ્રિત અર્થતંત્ર ઊભું થઈ શકે ગાંધીજીએ સહકારિતા આંદોલન તરફ કંઈક ઉદાસીનતાથી જ જોયું હતું, કેમકે એ આંદોલન સરકારી ઢબે જ ચાલી રહ્યું હતું, તેનું ખરું સ્વરૂપ પ્રગટ થવા જ નહોતું પામતું. આ રીતે પ્રથમ કદમમાં સર્વોદય આંદોલન વ્યક્તિઓની ઉત્કટ ભાવનાના બળે જ રહ્યું, જ્યારે આજે સમાજરચનાકાર્યમાં અનુભવ થઈ રહ્યો છે કે સર્વોદય સમાજની સ્થાપના સહકારી સંગઠનના પાયા પર જ થઈ શકે. પહેલી મર્યાદાનો પ્રભાવ એક બીજી બાબતમાં પણ દેખાય છે ગાંધીજીએ સમગ્ર ગ્રામસેવાનો વિચાર તો રજૂ કર્યો હતો અને એ વિચારની નિષ્પત્તિરૂપે જ અનેક રચનાત્મક સંસ્થાઓનો સંયુક્ત સર્વસેવાસંઘ પણ બન્યો હતો. તેમ છતાં સર્વોદય આંદોલને ગ્રામજીવનના સમગ્ર આયોજનનું સ્વરૂપ નહોતું લીધું. તેને માટે પણ સ્વરાજ પછી જ સમય આવ્યો.

[illegible] મર્યાદાનો પ્રભાવ પણ સ્પષ્ટ જ હતો. 'હિંદસ્વરાજ'માં ગાંધીજીએ વિજ્ઞાનની વિરુદ્ધ પોતાનો જોરદાર અવાજ ઉઠાવ્યો હતો જે પશ્ચિમની પ્રગતિના પ્રત્યાઘાતરૂપે હતો અને છેવટ સુધી એમના આ પાયાના વલણમાં કંઈ ખાસ ફરક નહોતો દેખાતો. આમ એક રીતે પશ્ચિમમાં વિકસેલા વિજ્ઞાન તથા યંત્રોના પ્રત્યાઘાતરૂપે જ સર્વોદય આંદોલનનું પ્રથમ પગલું ગાંધીજીએ ઉઠાવ્યું હતું, જેને નિષેધાત્મક પગલું કહી શકાય. સર્વોદય સમાજના આદર્શચિત્રની વિધાયક દૃષ્ટિએ વિકેન્દ્રિત ઉદ્યોગોનું સ્વરૂપ નક્કી કરવાની તક એમને સાંપડી નહોતી.

## ૨

દેશને સ્વાતંત્ર્ય મળ્યા પછી સર્વોદય આંદોલનનો બીજો પ્રગતિકાળ શરૂ થયો, જેને સમાજરચનાનો કાળ કહી શકાય છેલ્લાં પંદર વર્ષોમાં સર્વોદય આંદોલને જે પ્રગતિ કરી તેનાં મુખ્ય લક્ષણો આ પ્રમાણે ગણાવી શકાય.

(૧) ગાંધીજીની ભૂમિકામાં કંઈક સંશોધન કરીને એક નવો વિચાર વિનોબાજીએ રજૂ કર્યો. પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રથમ પ્રત્યાઘાતરૂપે નહિ, પણ સર્વોદય સમાજરચનાની વિધાયક દૃષ્ટિએ એમણે વિજ્ઞાન અને આત્મજ્ઞાનનો સુમેળ સાધવાનું સૂચવ્યું.

(૨) ભૂમિ સમસ્યાના ઉકેલને પોતાનું મુખ્ય લક્ષ્ય બનાવીને વિનોબાજીએ દેશના સૌથી મોટા પાયાના ઉદ્યોગને હાથમાં લીધો અને એ રીતે સર્વોદય આંદોલનને જનતાનું આંદોલન બનાવવાનું બીજું મહત્ત્વનું પગલું ભર્યું.

(૩) ભૂદાન અને ગ્રામદાન મારફત ગ્રામપરિવારની ભાવના પુનઃસ્થાપિત કરવાનો ઉપક્રમ શરૂ થયો આ રીતે સર્વોદય સમાજરચનાનો પાયો પાકો બનાવવાનો વિચાર સ્પષ્ટ સ્વરૂપ પકડતો જાય છે. ગ્રામ સંગઠનની આજની આ જ મોટી સમસ્યા છે જે ઉકેલવાનું સર્વોદય આંદોલનનું એક મોટું લક્ષ્ય બની ગયું છે

(૪) વિકેન્દ્રિત અર્થતંત્રના માળખાના રૂપમાં સહયોગી સંગઠનની આવશ્યકતાનો સ્વીકાર થયો છે. અને ખાદી ગ્રામોદ્યોગના ક્ષેત્રમાં એનો અમલ શરૂ પણ થઈ ગયો છે

[ વિશ્વમાનવ : નવે.-ડીસેમ્બર '૬૪

આ રચનાકાળની મર્યાદાઓ કંઈક આ પ્રકારની દેખાય છેઃ

## ૧

વિનોબાજીએ આત્મજ્ઞાન તથા વિજ્ઞાનના સુમેળનો વિચાર તો રજૂ કર્યો, ને એના પર ભાર મૂકતા રહ્યા છે, પણ હજી સુધી તેમણે તેનું કોઈ સયુક્તિક ભાષ્ય રચ્યું નથી. તેમ તે દિશામા કોઈ કાર્યક્રમ બનાવ્યો નથી. ખાસ કરીને ખાદીના ક્ષેત્રે એ ભાષ્યનો અભાવ વરતાઈ આવે છે આજ સુધી જે સ્વરૂપમાં ખાદીને જનતા સમક્ષ રજૂ કરવામા આવી છે, તેમાં જનતા અહિંસક સમાજ વિકેન્દ્રિત અર્થ-રચનાનું સામર્થ્ય નથી જોઈ શકતી. તેને ખાતરી નથી થતી કે એ ખાદી કેન્દ્રીકરણના બળોને રોકી શકે કે ગામડાને શહેરોની બરાબરીમા વિકાસની તકો આપાવી શકે કે આધુનિક ગ્રામસંસ્કૃતિની રચના કરી શકે. આ સ્થિતિને ઓળખીને વિનોબાજીએ ખાદી–આંદોલનને એક નવો વળાંક આપવાની સૂચના કરી છે. ખાદીનો કાર્યક્રમ રાહતની રોજીની દૃષ્ટિએ નહીં, ગ્રામરાજ્ય અથવા ગ્રામ-સ્વાવલંબનની દૃષ્ટિએ ચલાવવો જોઈએ. આ નવા વળાંક દ્વારા વિનોબાજીએ ખાદીના મંત્રને અનુકૂળ તંત્રજ સૂચવ્યું છે. આ નવા વળાંકથી આર્થિક તાકાતને વિકેન્દ્રિત કરવાનો હેતુ તો જનતા સ્પષ્ટ-રૂપે સમજી શકે છે, પરંતુ જનતાના ઉત્સાહ માટે હેતુની સ્પષ્ટતા પૂરતી નથી. હેતુને પાર પાડવા માટે કાર્યક્રમની ક્ષમતાની પણ તે અપેક્ષા રાખે છે. ખાદીની જે વ્યાખ્યા આજ સુધી કરવામા આવી છે એની મર્યાદામા અપેક્ષિત ક્ષમતા જનતા નથી જોઈ શકતી. વિનોબાજીએ ખાદીના આ નવા વળાંકને ખાદીનો આખરી ને ઉત્કૃષ્ટ જંગ ગણાવ્યો છે. પણ વાસ્તવમાં જો એ આખરી જંગ હોય તો તે વિકેન્દ્રિત અર્થતંત્રના પ્રતીકરૂપ ખાદીનો નહીં, ખાદીની સંકુચિત વ્યાખ્યાનો હરવાનો છે અને જો એ જંગ સંકુચિત વ્યાખ્યાની મર્યાદામાજ ખેલાવાનો હોય તો તો એ ઉત્કૃષ્ટ જંગ જ નથી ગણાવાનો. ઉત્કૃષ્ટ જંગ તો ખાદીની સંકુચિત વ્યાખ્યાની મુક્તિ થયે જ ખેલાવાનો છે, કેમકે ત્યારે જ યોગ્ય હેતુ અને ક્ષમતા એ બન્નેના બળે તે ખેલાશે. જે વિજ્ઞાને કેન્દ્રીકરણને બળ આપ્યું છે એ જ વિજ્ઞાન વિકેન્દ્રીકરણમા–ખાદી આંદોલનમા કેન્દ્રીકરણને રોકવામા – બળ આપી શકે છે. વિનોબાજી આત્મજ્ઞાન અને વિજ્ઞાનનો સુમેળ સાધવાનું તો સૂચવે છે પરંતુ આ આખરી જંગમા કેવી રીતે એ સુમેળ સાધવા ઇચ્છે છે તે સ્પષ્ટ નથી થતું અને એવા સુમેળના અભાવે ઉત્કૃષ્ટ યા ખરો જંગ ખેલી શકાશે નહીં એ નિસદેહ છે

## ૨

ભૂમિ સમસ્યાને વિનોબાજીએ ઉપાડી છે પણ તેમા વિશેષ ભાર સામાજિક મૂલ્યપરિવર્તન પર મૂકવામાં આવ્યો છે ઉત્પાદન વધારવાની દૃષ્ટિએ કે નવી તાલિમની દૃષ્ટિએ ખેતીનું આયોજન કરવાની દિશામા હજી સુધી કશું ધ્યાન અપાયું નથી. કૃષિવિજ્ઞાન અને સહયોગી સંગઠનના બળ પર કૃષિ-ઉદ્યોગ પણ, કૃષિવિદ્યાની કોલેજોમા ચલાવાય છે તેમ, શાસ્ત્રીય પદ્ધતિએ ચલાવી શકાય, અને કિસાનોનું જીવન બુદ્ધિયુક્ત તથા ઉન્નત બનાવી શકાય. અને તો જ આપણા દેશમા સર્વોદય સમાજનો પાયો પાકો કરી શકાય આ તથ્યનો પ્રત્યક્ષ અનુભવ ઇઝરાયેલ દેશે તો કરી પણ બતાવ્યો છે. ત્યાના ખેડૂતો ખેતીનું શાસ્ત્ર સમજે છે એટલું જ નહિ, દુનિયાના પ્રશ્નો પણ સમજે છે ત્યાની સ્ત્રીઓની પણ બુદ્ધિશક્તિ ઘણી વિકાસ પામી છે. ત્યાના ખેડૂતોને ઉત્પાદન વધારવાના સાધનો જ નથી આપવામાં આવતા, કૃષિશાસ્ત્રની તાલીમ પણ આપવામાં આવે છે કૃષિઉદ્યોગોનું સંગઠન એવી રીતે કરવામાં આવે છે કે સ્ત્રીપુરુષ બન્નેને સાસ્કૃતિક જ્ઞાન વધારવાનો પૂરો સમય અને અનુકૂળતા મળી રહે છે. ખેતી અને ખેડૂતની ઉન્નતિ માટે આપણી ખેતીનું પણ એવું જ સહયોગી સંગઠન કરવું પડશે પણ આ બાબતમા સર્વોદય આંદોલનની વિચારધારા હજી સુધી સ્પષ્ટ બની શકી નથી.

# અંતરીક્ષનો અવાજ

લે. એફ્ ઝિકેલ

માનવી અવકાશયુગમાં પ્રવેશી ચૂક્યો છે. આધુનિક વિજ્ઞાન અને ટેકનોલૉજીએ એને એવાં શક્તિશાળી સાધનો આપ્યાં છે કે તે હવે બ્રહ્માંડની અપાર્થિવ સંસ્કૃતિઓ સાથે, અંતરીક્ષમાં ક્યાંય દૂર દૂર સુવિકસિત સંસ્કૃતિ ધરાવતા બુદ્ધિશાળી જીવો હોય તો તેમની સાથે સંપર્ક સાધવાની હામ ભીડી રહ્યો છે

૧૯૬૦ના શિયાળામાં અન્ય ગ્રહમાળાઓના બુદ્ધિશાળી જીવો સાથે રેડિયો દ્વારા સંપર્કો સાધવાના પ્રથમ પ્રયાસો કરવામાં આવ્યા હતા વૈજ્ઞાનિકોએ આપણા સૂર્યને ખૂબ મળતા આવતા ટ્યુ સેપ્ટેન અને એપ્સીલોન એરિડાન નામના બે તારાઓ પસંદ કર્યા—એ આશાથી કે તેઓ સૂર્ય સાથે મળતા આવતા હોવાથી એમની ગ્રહમાળાઓ પૂરતી વિકાસ પામી હશે અને તેમાંના કોઈ ગ્રહ પર ઉચ્ચ કક્ષાએ વિકસેલી સંસ્કૃતિઓ હશે આ તારાઓ પ્રમાણમાં પૃથ્વીની નજીક છે—૧૧ પ્રકાશવર્ષને અંતરે; એટલે ત્યાંના આપણા "બુદ્ધિશાળી ભાઈઓ" જો આપણા સૂર્યની દીશામાં રેડિયો દ્વારા સંકેતો પાઠવતા હોય તો તેને આપણા આધુનિક રેડિયો દૂરબીનની મદદથી ઝીલવાનું શક્ય છે કેટલાક મહીનાઓ સુધી અમેરિકાનું ૨૭ મિટર વ્યાસનું રેડિયો દૂરબીન આ તારાઓને તાકીને ચાલુ રાખવામાં આવ્યું. નિરીક્ષણોમાં કોઈ જાતની ખામી નહોતી. પરંતુ અવકાશ સાવ ચૂપ રહ્યું. ૨૧ સેન્ટિમિટરની વેવલેન્થ પર કોઈ કૃત્રિમ રેડિયો સંકેતો ન નોંધાયા

આમ કેમ બન્યું? પહેલું તો એ કે સૂર્યને મળતા બધા તારાઓને ગ્રહમાળાઓ હોય છે એમ માનવાનું કશું કારણ નથી. બીજું, તમામ ગ્રહમાળાઓમાં સંસ્કૃતિ ધરાવતા ગ્રહો, ખાસ કરીને ઉચ્ચ કક્ષાએ વિકસેલી વૈજ્ઞાનિક સંસ્કૃતિ ધરાવતા હોય એમ માનવાનું પણ કારણ નથી વળી, આવી સંસ્કૃતિઓ હોય તો પણ તે આપણી સાથોસાથ વિકસેલી એના હોય એમ માનવાનું પણ કારણ નથી—એ કદાચ "સુવર્ણ યુગ"ને વટાવી ગઈ હોય અને મૃતઃપ્રાય બની ગઈ હોય અથવા વિકાસના નીચા તબક્કાઓમાં હોય આપણે એમ માનવાનું પણ કારણ નથી કે બ્રહ્માંડની સંસ્કૃતિઓ આપણા પીળા દીવડા જેવા સૂર્યને મહત્વનો ગણી એની દીશામાં રેડિયો સંકેતો પાઠવતી હોય, અને છેલ્લે, કદાચ ટ્યુ સેપ્ટેન એપ્સીલોન એરિડાનની ગ્રહમાળાઓમાં ઉચ્ચ કક્ષાની સંસ્કૃતિઓ હોય તો પણ એનો અર્થ એ નથી કે તેઓ આ વખતે જ આપણા સૂર્યમાં રસ લેતી હોવી જોઈએ અને તે પણ બરાબર ૨૧ સેન્ટીમિટરના તરંગો પર જ આપણી સાથે રેડિયો સંપર્ક સાધવા પ્રયત્ન કરતી હોવી જોઈએ

આમ અમેરિકાની ખૂબ ગવાયેલી "ઓઝમા પ્રોજેક્ટ"ની નિષ્ફળતાનાં કેટલાક સ્વાભાવિક કારણો છે. પરંતુ આ નિષ્ફળતાથી વૈજ્ઞાનિકો નિરાશ બન્યા નથી નજીકના જ ભવિષ્યમાં ૪૫ મિટરના વધુ મોટા રેડિયો દૂરબીનથી "અપાર્થિવ બુદ્ધિજીવીઓ સાથે સંપર્ક સાધવાના પ્રયત્નો કરવામાં આવશે.

**નવો દૃષ્ટિકોણ:**

આ પ્રશ્નના સંશોધનમાં નવો દૃષ્ટિકોણ, જે સૈદ્ધાંતિક રીતે સાવ નવો છે તે સોવિયેત સંઘમાં સુચવાયો છે આ વર્ષના એપ્રિલમાં "એસ્ટ્રોનોમિક મેગેઝિન"માં યુવાન સોવિયેત ખગોળશાસ્ત્રી નિકોલાઈ કાર્દાશેવે ઘણાં રસપ્રદ સૂચનો કર્યાં છે.

ધારો કે આપણી નજીકમાં નજીકની સંસ્કૃતિ ૧૦૦ પ્રકાશવર્ષ દૂર આવેલી છે આટલી વિરાટ ત્રિજ્યાના ગોળામાં લાખો તારાઓ આવી જાય છે

એમાથી આપણને રસ પડે તેવો એકાદ તારો શોધી કાઢવો એ જટિલ કાર્ય છે. જો આપણે "ઓઝમા પ્રોજેક્ટ" પ્રમાણે સંશોધન કરીએ તો આપણે આ લાખો તારાઓનું એક પછી એક નિરીક્ષણ કરવું પડશે કે જેથી આપણા સૂર્યની દીશામાં, બરાબર આજ વખતે અને અમુક વેવલેન્થ પર આપણને "કોલ સિગ્નલ" પાઠવતો હોય એવો એકાદ ગ્રહ મળી આવે

આવો પ્રયત્ન દેખીતી રીતે જ મિથ્યા જવા સર્જાયેલો છે. માત્ર આપણે જ નહિ, પરંતુ અન્ય બુદ્ધિશાળી જીવો પણ જોઈ શકશે કે એમા અનુલંઘનીય મુશ્કેલીઓ છે આથી, કાર્દાશેવ જણાવે છે કે બ્રહ્માંડની અન્ય સંસ્કૃતિઓને પોતાના અસ્તિત્વની જાણ કરવા માગતી સંસ્કૃતિઓએ એમના સંદેશાઓ આઈસોટ્રોપ રેડિયો ટ્રાન્સમિટર દ્વારા મોકલવા જોઈએ, એટલે કે રેડિયો સંકેતો બધી દીશાઓમા પ્રસારવા જોઈએ

આધુનિક રેડિયો ટેલીસ્કોપના એરિયલ પારાબોલિક મિરર ટાઈપના હોય છે, જેમા ફક્ત ચોક્કસ દિશામાથી આવતા સંકેતો જ ઝીલી શકાય છે એ રાડારના જેવું યંત્ર છે; આઇસોટ્રોપ રેડિયો ટ્રાન્સમિટર તમામ દીશાઓમા રેડિયો મોજાં પ્રસારિત કરે છે પૂરતા શક્તિશાળી આઇસોટ્રોપ ટ્રાન્સમિટરના મોજાં આપણે નિરીક્ષણ કરી શકીએ છીએ તેટલા બ્રહ્માંડના ભાગને આવરી લે છે અને તેમા કયાય સુવિકસિત સંસ્કૃતિ હોય તો તેના વૈજ્ઞાનિકો એ મોજાને પોતાના રેડિયો દૂરબીન વડે ઝીલી શકે છે. અને એથી ઊલટું બ્રહ્માંડના આ ભાગમા કોઈ સંસ્કૃતિ પાસે આવા ટ્રાન્સમિટરો હોય અને તેઓ અંતરીક્ષમા પ્રસારણ કરતા હોય તો તેમના પ્રસારણને આપણે પૃથ્વી પર ઝીલી શકીએ છીએ.

આવો છે નિકોલાઈ કાર્દાશેવનો વિચાર. "ઓઝમા પ્રોજેક્ટ" કરતા આ દષ્ટિકોણ વધુ સારો છે, એ દેખીતું છે કેમકે રેડિયો સંકેતો કોઈ ચોક્કસ તારા તરફ નહિ પરંતુ એકીસાથે તમામ તારાઓ તરફ પાઠવવામા આવે છે આપણી આકાશગંગા જેવી દરેક આકાશગંગામાં અબજો તારાઓ છે અને બ્રહ્માંડના જેટલા ભાગનો આપણે અત્યારે અભ્યાસ કરી રહ્યા છીએ, તેમા એવી તો અબજો આકાશગંગાઓ છે એટલે કે આઇસોટ્રોપ રેડિયો ટ્રાન્સમિટર સંકેતો એકીસાથે १०²⁰ તારાઓને આવરી લે છે. આવી કલ્પનાતીત સંખ્યામા એવો કોઈક તારો તો જરૂર હશે જેના ગ્રહો ઉચ્ચ કક્ષાએ વિકસેલી સંસ્કૃતિને અજવાળતા હશે એટલે જો આઇસોટ્રોપિક ટ્રાન્સમિટર વડે સંશોધન કરવામા આવે તો એ સફળતામા પરિણમશે એમ માનવાને પૂરતાં કારણો છે

## ત્રણ પ્રકારની સંસ્કૃતિઓ :

કાર્દાશેવનો વિચાર વ્યવહારુ છે? ઇજનેરીવિજ્ઞાન અતિ શક્તિશાળી આઇસોટ્રોપ ટ્રાન્સમિટર બનાવી શકે તેટલુ વિકસેલુ છે? તાજેતરમા રેડિયો-પદાર્થ વિજ્ઞાને જે ઝડપી પ્રગતિ કરી છે તેને પરિણામે ભવિષ્યમા દૂર અંતરીક્ષ સાથે સંદેશવ્યવહાર કરી શકાય તેવા શક્તિશાળી ટ્રાન્સમિટરો બનાવી શકાશે પાર્થિવ સંસ્કૃતિ કરતા વધુ ઊંચુ ટેકનિકલ ધોરણ ધરાવતી સંસ્કૃતિઓ પાસે આવા શક્તિશાળી ટ્રાન્સમિટરો ક્યારનાયે હશે

સોવિયેત વૈજ્ઞાનિકે શક્તિના વપરાશ મુજબ બ્રહ્માંડની સંસ્કૃતિઓના ત્રણ પ્રકાર પાડયા છે. આપણા જેટલી ટેકનીકલ કક્ષા ધરાવતી સંસ્કૃતિઓ પહેલા પ્રકારમા આવે છે આજે આપણે દર સેકન્ડે ४·१०¹⁹ અર્ગ જેટલી શક્તિ વાપરીએ છીએ, જે દર સેકન્ડ સૂર્ય જેટલી શક્તિ પ્રસારે છે, તેના લાખોમા ભાગ જેટલી છે પરંતુ આકડાઓ બતાવે છે કે દર વર્ષે આપણો શક્તિનો વપરાશ ત્રણથી ચાર ટકા વધી રહ્યો છે; એ હિસાબે ૩૨૦૦ વર્ષ પછી માનવજાતિ દર સેકન્ડે ४·१०³³ અર્ગ શક્તિ વાપરશે. એ યાદ રાખવુ જોઈએ કે શક્તિનો વપરાશ એ સંસ્કૃતિની ટેકનીકલ કક્ષા સૂચવે છે. નિકોલાઇ કાર્દાશેવના જણાવવા મુજબ, જે સંસ્કૃતિ દર સેકન્ડે ४·१०³³ અર્ગ શક્તિ વાપરતી હોય, તે બીજા પ્રકારની ગણાય; અર્થાત્ ૩૨૦૦ વર્ષ પછી

પાર્થિવ સંસ્કૃતિ બ્રહ્માંડની બીજા પ્રકારની સંસ્કૃતિમાં ગણાવા લાગશે ને ત્યારે તે દર સેકન્ડે સૂર્ય જેટલી શક્તિ છોડે છે તેટલી વાપરતી હશે. ત્યારબાદ એ જ ઝડપે વિકાસ ચાલુ રાખતા માનવસંસ્કૃતિ ૨૧૦૦ વર્ષ પછી એટલે કે આજથી ૮૦૦ વર્ષ પછી દર સેકન્ડે ૪.૪૪ અર્ગ શક્તિ વાપરશે; અને ત્યારે તે ત્રીજા પ્રકારની સંસ્કૃતિ તરીકે ગણાશે.

બ્રહ્માંડની સંસ્કૃતિઓનું આ વર્ગીકરણ સૂર્યની શક્તિને આધારે કરાયું છે દર સેકન્ડે સૂર્ય કરતા ઓછી શક્તિ વાપરતી સંસ્કૃતિ પહેલા પ્રકારમા, સૂર્ય જેટલી શક્તિ વાપરતી સંસ્કૃતિ બીજા પ્રકારમા અને એનાથી વધુ શક્તિ વાપરતી સંસ્કૃતિ ત્રીજા પ્રકારમા આવે છે.

ત્રીજા પ્રકારમા દાખલ થતા માનવસંસ્કૃતિ દર સેકન્ડે ૧૦૦ અબજ તારાઓની શક્તિ જેટલી શક્તિ વાપરશે

માનવજાતિ આટલી પ્રચંડ શક્તિ ક્યાંથી પ્રાપ્ત કરશે? આ પ્રશ્ન હજીયે ઉકેલવાનો બાકી છે કદાચ અણુગર્ભ શક્તિ, સૌર શક્તિ કે હજી સુધી અજ્ઞાત એવી કોઈ કુદરતી શક્તિનો ઉપયોગ કરવામા આવશે.

દુર્ભાગ્યે, પહેલા પ્રકારની સંસ્કૃતિ જેમા આપણી પૃથ્વીનો સમાવેશ થાય છે, તે માત્ર બ્રહ્માંડના સંદેશાઓને સાંભળી શકે છે; તેનો પ્રત્યુત્તર આપી શકતી નથી. પરંતુ બીજા વર્ગની સંસ્કૃતિ પુષ્કળ શક્તિસંપન્ન હોવાથી, તે પોતાના અસ્તિત્વ વિશે બ્રહ્માંડમાં સંકેતો પાઠવતી હોય એવું આઇસોટ્રોપ ટ્રાન્સમિટર લાખો અને કરોડો વૉટની શક્તિ ધરાવતું હોય.

પરંતુ કાર્દાશેવે ગણત્રી કરી બતાવ્યું છે કે આ બીજા પ્રકારની સંસ્કૃતિ પણ પોતાના સંદેશાઓને એક કરોડ પ્રકાશ વર્ષથી વધુ દૂર પાઠવી શકતી નથી; જ્યારે ત્રીજા પ્રકારની સંસ્કૃતિ બ્રહ્માંડના "છેડા" સુધી એ પાઠવી શકે છે.

આમ, એક કરોડ પ્રકાશ વર્ષની ત્રિજ્યામા બીજા પ્રકારની સંસ્કૃતિ એ નિરીક્ષણ હેઠળના સમગ્ર બ્રહ્માંડમા ,ત્રીજા પ્રકારની સંસ્કૃતિ હોય તો તેમના સંદેશા પૃથ્વી પર ઝીલી શકાશે.

## અંતરીક્ષ સાથે વાત કેમ કરવી?

આમ, આપણી પૃથ્વી પર અવકાશમાથી સંકેતો આવતા હોવાનો સંભવ છે. આ સંકેતોને પારખવાનું કામ ઘણું મુશ્કેલ છે. પ્રથમ તો, અંતરીક્ષના અવાજને, એટલે કે કૃત્રિમ રેડિયો સંકેતોને કુદરતી રેડિયો સંકેતોથી જુદા તારવતાં શીખવું જોઈએ. બ્રહ્માંડની અંદર હાઇડ્રોજન વાયુના મંડળો પણ રેડિયો સંકેતો છોડે છે અને એ કુદરતી સંકેતો કૃત્રિમ સંકેતોમાં વિક્ષેપ પહોંચાડે છે. એ ઉપરાંત રેડિયો ટ્રાન્સમિટરનો પોતાનો ઘોંઘાટ અને બીજી અનિવાર્ય દખલો પણ હેરાન કરે છે. આથી, કાર્દાશેવે આ પ્રશ્નનો ઊંડો અભ્યાસ કરી તારતમ્ય કાઢ્યું છે કે, ડેસિમિટર અને સેન્ટીમિટર વેવલેંથનો ઉપયોગ કરવામા આવે તો ઘોંઘાટ સૌથી ઓછો વિક્ષેપ કરે છે. વળી, પૃથ્વીનું વાતાવરણ પણ વિક્ષેપકારી છે. પરંતુ રિસિવરને વાતાવરણની બહાર રાખવાથી બ્રહ્માંડના કૃત્રિમ સંકેતોનું "રિસેપ્શન" વધુ સારી રીતે કરી શકાશે

એ સાવ શક્ય છે કે બ્રહ્માંડની કેટલીક સંસ્કૃતિઓ એમનો "બ્રહ્માંડ કાર્યક્રમ" વખતો વખત રીતે કરી પોતાના "ગ્રાહકો" ને સંભળાવતી હશે—અલબત્ત આપણી સંસ્કૃતિ પણ પ્રથમ પ્રકારમાં હોવાથી "ગ્રાહક" તરીકેનું સ્થાન મેળવી ચૂકી છે—જોકે હજી એ આ કાર્યક્રમોને સમજી શકી નથી, તેમજ એનું પોતાનું "બ્રહ્માંડ રેડિયો સ્ટેશન" સ્થાપવાથી હજી ઘણી દૂર છે.

પ્રથમ પ્રકારની સંસ્કૃતિ અને એથી વધુ ઉચ્ચ ટેકનીકલ કક્ષા ધરાવતી બીજી સંસ્કૃતિઓ વચ્ચેનો સંદેશવ્યવહાર એકમાર્ગી રહેશે; પરંતુ આ સંદેશવ્યવહાર દ્વારા બીજી અને ત્રીજી સંસ્કૃતિઓ પાસેથી જ્ઞાન મેળવી પ્રથમ પ્રકારની સંસ્કૃતિ પોતાનો વિકાસ ઝડપથી કરી શકશે આમ, ઊંચી સંસ્કૃતિઓ એમની નીચેની સંસ્કૃતિઓને ઝડપથી વિકાસ કરવામા મદદરૂપ બની શકશે.

બ્રહ્માંડમા દ્વિમાર્ગી રેડિયો સંદેશવ્યવહારની વાત કરતી વખતે આપણે એ વસ્તુ ધ્યાનમા રાખવી જોઈએ કે તે પૃથ્વી પરના આંતરખંડીય રેડિયો

વ્યવહાર જેવો નથી પૃથ્વી પરના કોઈ પણ ખૂણા સાથે આપણે બાજુના ખડમા બેસીને વાત કરતા હોઇએ એમ તત્ક્ષણ વાર્તાલાપ થઈ શકે છે, કેમકે રેડિયો મોજા પૃથ્વીની આસપાસ સેકન્ડમા નવ વખત ઘૂમી વળે છે પરતુ "ફક્ત" ૧૦૦ પ્રકાશ-વર્ષ દૂર આવેલી સંસ્કૃતિ સાથે વાત કરતા–એમનો સવાલ મેળવતાં અને તેનો જવાબ પાઠવતા લગભગ ૨૦૦ વર્ષ લાગે છે; અને આકાશગંગાઓ વચ્ચે તો આ ગાળો લાખો વર્ષોનો હશે. આ મુશ્કેલી અનિવાર્ય છે. અને એટલે એકમાર્ગી વ્યવહારનું મહત્ત્વ આપણે માટે વિશેષ મહત્વનુ છે અલબત્ત, જો ઉચ્ચતર સંસ્કૃતિઓ આપણી તરફ "કાર્યક્રમ" પાઠવતી હોય તો જ

અન્ય ગ્રહોના બુદ્ધિશાળી જીવો સાથે કઈ ભાષામા વાત કરવી એ પ્રશ્ન ક્યારનોયે નક્કી થઈ ગયો છે. અતરીક્ષની ભાષાને "લિન્કોઝ" કહે છે, જે ગણિતના તર્ક પર રચાયેલી છે અને બ્રહ્માંડના તમામ બુદ્ધિશાળી જીવો સમજી શકે છે

## રહસ્યમય રેડિયો સંકેતો

પૃથ્વી પર કુદરતી રેડિયો સંકેતોથી જુદા એવા કૃત્રિમ સકેતો પડે છે કે નહિ એ જાણવા માટેનાં કેટલાક ચિહ્નો છે

કુદરતી રેડિયોમોજાની સરખામણીમા કૃત્રિમ રેડિયોમોજા નાના ખૂણા ધરાવે છે, ખાસ કરીને બીજા પ્રકારની સંસ્કૃતિઓ આવા રેડિયો મોજા પ્રસારિત કરતી હોવાનો સભવ છે.

વળી, કૃત્રિમ રેડિયોમોજા ચોક્કસ અંતરે આવે છે અને તેમા કાઇક માહિતી હોય છે.

ડેસીમિટર અને સેન્ટીમિટર વેવલેન્ય પર કૃત્રિમ રેડિયો મોજાંનો પ્રભાવ વધુ જોરદાર હોય છે.

કાર્દાશેવ કુદરતી રેડિયો સંકેતોથી કૃત્રિમ રેડિયો-સંકેતોને જુદા પાડવા માટે બીજા કેટલાંક ચિહ્નો પણ ગણાવે છે પરંતુ પ્રથમ તો ઉપરોક્ત મુખ્ય ચિહ્નો શોધવા જોઇએ.

ગઈ સાલ અમેરિકન ખગોળશાસ્ત્રીઓએ ખૂબ નાના ખૂણાવાળા રેડિયોમોજા મેળવ્યાં હતાં પરંતુ દશ્ય તારાઓના અત્યત વિગતવાર નકશા પર પણ એને ઓળખી શકાયા નહોતા એ જાણવુ રસપ્રદ છે કે આ રેડિયો સકેતો કુદરતી સકેતોથી ખૂબ જુદા પડે છે અને કૃત્રિમ સકેતોને વધુ મળતા આવે છે.

નિકોલાઇ કાર્દાશેવે ખગોળ પરિભાષામા એસ-ટીએ–૨૧ અને એસટીએ–૧૦૨ તરીકે જાણીતા આ સકેતોને કૃત્રિમ સંકેતો તરીકે તારવી બતાવ્યા છે જોકે હજી આ સકેતોમા કઈ માહિતી છે, તે શું કહે છે, તે જાણી શકાયુ નથી એ માટે એની કૃત્રિમતાના અન્ય ચિહ્નોનો અભ્યાસ કરવો પડશે તથા તેનો સમયગાળો કાઢવો પડશે, ત્યાર પછી જ એને "વાચવાનો" પ્રયત્ન કરી શકાશે વૈજ્ઞાનિકો સામેની મુશ્કેલીઓ ઘણી મોટી છે

બ્રહ્માડની અન્ય સસ્કૃતિઓ સાથેના રેડિયો-સદેશવ્યવહારના પ્રશ્ન અગે નિકોલાઇ કાર્દાશેવે કરેલ સશોધન ઘણુ મહત્ત્વનુ છે, કાર્દાશેવ સાચું જ કહે છે કે જો પૃથ્વી પર બ્રહ્માડની અન્ય સસ્કૃતિઓમાથી રેડિયો પ્રમાણ આવતુ હોય તો તેમા જ્ઞાન–વિજ્ઞાનની અત્યંત કિંમતી માહિતી ભરી પડી હશે. જો આપણે એ "સાભળી" શકીએ તો શક્તિના વિરાટ સાધનોને નાથવામા અને આપણો ઝડપી ટેકનીકલ વિકાસ કરવામા એ ઘણી મદદરૂપ બનશે

માનવજાતિ અવકાશ યુગમા પ્રવેશી ચૂકી છે. બ્રહ્માડના "બુદ્ધિશાળી ભાતૃમડળ"મા એ દાખલ *થઈ છે અવકાશ સશોધનમા વધુ પ્રગતિ થતાં એ* અન્ય ભાનુસંસ્કૃતિઓ સાથે સંપર્ક પણ સાધી શકશે.

# અમેરિકન મજદૂર આંદોલન : એક રૂપરેખા

—સનત મહેતા

અમેરિકા આમ તો દુનિયાની નજરે એક જબર-જસ્ત મૂડીવાદી રાષ્ટ્ર છે એટલું જ નહિ પણ અમેરિકન સમાજનો સામાન્ય માનવી સામ્યવાદનો એટલો કટ્ટર વિરોધી છે કે એ કટ્ટરતામા એ સમાજવાદ અને સામ્યવાદના ભેદને પારખવા ના પાડે છે બીજા રાષ્ટ્રોના પ્રમાણમા અહીંના મજૂરના મજૂરીના દરો, વૃધ્ધાવસ્થા, બેકારી–અગર બીજી શારીરિક અશકિત માટેના વળતર, વરસમા ચઢતા પગારે વેકેશન અને કામના ઓછા કલાકો માટે એ મહેનત કરે છે. આ દેશના લઘુતમ મજૂરીના દર કલાકના ૧–૨૫ ડોલર એટલે કે કલાકના લગભગ ૫–૯૬ રૂપિયા છે. અને ઔદ્યોગિક કામદારની ૧૯૬૨ના જુલાઇની મજૂર ખાતાના આકડા પ્રમાણે સરેરાશ અઠવાડિક આવક ૪૬૦ રૂપિયા છે આટલી સમૃદ્ધિ છે એટલે કદાચ આપણને એવુ લાગે કે માલિક–મજૂર વચ્ચે વિરોધ વધુ નહીં હોય, ઘણા નહીં હોય. માલિકને તે સાથ આપતો હશે. પણ હકીકતમા એની લાગણી ભારતના મજૂર જેટલી જ માલિક વિરોધી છે ઉલ્ટું ભારતના મજૂરને તમે રાષ્ટ્રના હિત ખાતર ઉત્પાદનમા સહકાર આપવાનું સમજાવી શકો. પણ અહીં ઉત્પાદનમા સહકાર આપવાની વાતને મજૂર નેતાઓ હસી કાઢે છે. ટૂંકમા આર્થિક સમૃદ્ધિ ઘણી વધુ હોવા છતા એનું માનસ અનેક રીતે દુનિયાના બીજા મજૂર જેવુ જ છે.

## સમૃદ્ધ મજૂર પ્રવૃત્તિ :

અહીંની મજૂર પ્રવૃત્તિના ઇતિહાસને સાત તબક્કામા અહીંના મજૂર નેતાઓ વહેંચે છે. ૧૮૨૮–૧૮૩૬: આ ગાળામા મોટા શહેરમા મજૂર મંડળો સ્થપાયા જેમા મુખ્ય અસર જેકસને સ્થાપેલી લોકશાહીની હતી. અને મંડળો મોટે ભાગે કુશળ ધાતુ કામદારોનાં રહ્યા. આ વખતે મજૂર મંડળની સભ્ય સંખ્યા ૩ લાખની હતી પછી એ મજૂર પ્રવૃત્તિ આથમી ગઇ. બીજો તબક્કો ૧૮૬૦–૧૮૬૬નો છે. તેમાં રાષ્ટ્રીય મજૂર મંડળ અસ્તિત્વમા આવ્યું—જેમા સમાજ સુધારકોની અસર રહી. અમેરિકન આંતરવિગ્રહ પણ આજ અરસામાં થયો. સભ્ય સંખ્યા ફરી ત્રણ લાખની થઇ એ પછીનો ગાળો ૧૮૮૦–૧૮૮૬નો રહ્યો જે દરમ્યાન વધુ રાષ્ટ્રીય યુનિયનો સ્થપાયા એ ગાળાને મજૂરોના ઉમરાવો–Knights of Labour-નો ગાળો ગણાવાય છે. સભ્ય સંખ્યા ૭ લાખે પહોંચી. એ પછી ૧૮૯૮–૧૯૦૩: તેમાં અમેરિકન મજૂર ફેડરેશન "એ. એફ. એલ." નો જન્મ થયો. અને ધંધા દીઠ યુનિયનો થવા લાગ્યા આજ ગાળામાં સ્પેન-અમેરિકન યુધ્ધ થયું. સભ્ય સંખ્યા ૨૦ લાખ થઇ ગઇ. એ પછીનો ગાળો ૧૯૧૭ થી ૧૯૨૦નો–પહેલા વિશ્વયુદ્ધનો ગાળો ગણાવાય છે. તેમા ઉદ્દામવાદી જૂથોના અસર કાંઈ નખાઇ. સભ્ય સંખ્યા ૨૦ લાખે પહોંચી. જ્યારે ૧૯૩૩–૧૯૩૭નો ગાળો મજૂર મંડળો માટે અમેરિકામાં સોનેરી કહેવાય છે, જ્યારે New Deal ની નીતિ અપનાવાઇ. સાથોસાથ ઔદ્યોગિક મજૂર મંડળોની બીજી મધ્યસ્થ સંસ્થા "સી આઇ ઓ" નો જન્મ થયો "કોંગ્રેસ ઓફ ઇન્ડસ્ટ્રીયલ ઓર્ગેનાઇઝેશન" અને "એ. એફ. એલ"–"અમેરિકન ફેડરેશન

ઓફ લેબર" અને "સી, આઇ. ઓ." વચ્ચે તીવ્ર હરીફાઈ થયા કરી. આ ગાળામા સભ્ય સંખ્યા ૬૫ લાખે પહોંચી ગઈ ૧૯૪૦-૧૯૪૭નો છેલ્લો ગાળો: તેમા આ બન્ને મધ્યસ્થ સંસ્થા એક થઈ ગઈ અને સભ્ય સંખ્યા દોઢ કરોડે પહોંચી. અત્યારે આ "એ એફ એલ" "સી. આઈ ઓ."ની સભ્ય સંખ્યા જાન્યુઆરી ૧, ૧૯૬૨ના રોજ ૧ કરોડ ૬૫ લાખની છે અને એટલુ નોંધવુ જોઈએ કે અમેરિકામા કુલ મજૂરોની સંખ્યા ૭૬ કરોડની છે કુલ વસ્તી ૧૮-૭૦ કરોડની છે

## મકાનો–સ્ટાફ–અખબારો

વોશિંગ્ટનમા અમે કેટલાક રાષ્ટ્રીય મજૂર મંડળો એટલે કે "નેશનલ ફેડરેશન્સ"ના મકાનો જોયાઃ ભવ્ય આલીશાન અદ્યતન સગવડોવાળા મકાનો, મોટા સ્ટાફ, અને દરેકના પોતાના અખબારો-એ તો અહીંના મજૂર મંડળો માટે રોજીંદી વાત છે. "એ એફ. એલ."-"સી આઇ ઓ."ને દરેક રાજ્યમા શાખા છે. અને ૯૦૦ શહેરમા મધ્યસ્થ મજૂર ફેડરેશનો છે. આ નવસો ફેડરેશનમાથી ચોથા ભાગને પોતાની અલગ ઓફીસો છે અને ૨૧૦૦૦ પૂરા સમયના કાર્યકરો "એ એફ. એલ." "સી આઈ. ઓ."મા કામ કરે છે ૬૦ હજાર યુનિયનો એમા જોડાયેલા છે.

"એ. એફ. એલ સી આઇ" અગર કે બીજા મજૂર મંડળો અહીં પ્રથમથી જ રાજકીય પક્ષોથી પર રહ્યા છે કારણ એમને ઘણા રાજકીય અધિકારો સમાન શિક્ષણ પહેલેથી જ મળ્યા હતા પણ છતા એને પોતાની રાજકીય સમિતિઓ હોય છે અને એ સમિતિ ચૂટણી સમયે સંસદ કે સેનેટના દરેક સભ્યનો—મજૂર તરફી કાયદાઓ પર એણે કેવુ મતદાન કર્યુ તેનો—સરકારી રેકર્ડ પરથી ઉતારો કરે છે અને પછી જે સભાસદોએ મજૂર-તરફી કાયદાની તરફેણમા મતદાન કર્યુ હોય એને મત આપવા મજૂરોને સમજાવે છે. છતાંય જાણીને નવાઈ લાગશે કેનેડી માટે "એ. એફ. એલ, સી. આઇ. ઓ" એ ૨૪ લાખ ડોલર ખર્ચ્યા હતા

ભારતની સરખામણી કરવાનું ઘણાને મન થઇ આવે તે સ્વાભાવિક છે. પણ આપણે ભૂલવું ન જોઇએ કે ભારતમા પહેલું મજૂર મંડળ છેક ૧૯૧૮માં સ્થપાયુ હતું જ્યારે તે સમયે અમેરિકન મજૂર આંદોલન એના પાયમા તબક્કામા હતું અને એની સભ્ય સંખ્યા ૫૦ લાખની હતી. ભારતને ગુલામીની બેડીઓ હતી એટલું જ નહીં પણ અમેરિકામા કુશળ કામદારો કે અન્ય કામદારોની અછત હતી. ભારતમા કામની અછત હતી. અમેરિકામા એટલી જમીન પડેલી હતી કે ૧૮૬૨માં હોમસ્ટેડ કાયદા નીચે કોઈપણ ખેતી કરવા ઇચ્છતા નાગરિકને ૧૫૦ એકર મફત જમીનનો ભોગવટા કરવાનો અધિકાર અપાયો હતો.

### મજૂર કાયદાઓ :

શરૂની મુશ્કેલીને બાદ કરતાં અમેરિકામા સરકારની નીતિ હમેશાં મજૂર-માલિક-સંબંધોમાં ઓછામા ઓછી દખલની રહી છે. અહીં સરકાર મંડળોને ગુપ્ત મતદાન દ્વારા પ્રતિનિધિત્વનો અધિકાર આપે છે, જેના પરિણામે એ ઉદ્યોગના માલિકને એની જોડે સામૂહિક સોદો કરવાની ફરજ પડે છે એને તોડવાનો કે બાજુ પ્ર ધકેલવાનો માલિક પ્રયત્ન કરે તો યુનિયન કાયદેસર દાદ મેળવી શકે છે.

શરૂમા તો સભ્ય થવાના બાબતમા "ક્લોઝડ શૅાપ" ની પ્રથા હતી એટલે કે જે મજૂર યુનિયનનો સભ્ય ન થાય તેને માલિક કાઢી મૂકે તેવો કરાર યુનિયનો કરતા. એટલે કે મજૂરને નોકરીમા રાખતી વખતે યુનિયન ભાગ ભજવતુ યુનિયનનો સભ્ય થાય તો જ નોકરી મળે. હવે યુનિયન શૅાપની પ્રથા છે જેમાં નોકરીમા જોડાયા પછી મજૂરને અમુક મુદતમા સભ્ય થવાનુ કહેવાય છે. લવાજમ પગારમાથી કાપીને યુનિયનને આપવાની વ્યાપક પ્રથા છે.

અલબત્ત હવેના નવા કાયદાથી સરકારે પોતાનુ ક્ષેત્ર ઘણું વિસ્તાર્યુ છે

## નબળી કડીઓ–બેકારી:

આટલું હોવા છતા અમેરિકન મજૂર આંદોલન સંમક્ષ અનેક સવાલો પડયા છે. એમાં ઘણી નબળાઈઓ છે હજુ સરકારી નોકરો, હોસ્પિટલ કામદારો અને બીજા કેટલાક કામદારોને હડતાળનો કે કામદારોના પ્રતિનિધિમંડળ બનાવવાના કાયદાનો લાભ સરકારે આપ્યો નથી

એટલે એ નબળાઈઓ પણ આપણે સમજવી જોઈએ. એ સમજીએ તો જ આપણને સાચુ ચિત્ર મળે તાજેતરમા એક પુસ્તિકા બહાર પડી છે તેનુ નામ છે "The decline of the Labour movement". આના લેખક છે શ્રી સૅલોમન બારકીન એણે ભારે ચકચાર જગાડી છે.

અત્યારે, હમણા હમણા, ખાસ કરીને આ વરસમા જે યાત્રીકરણે અમેરિકન સંસ્કૃતિને અને સમાજને આજની સમૃદ્ધિ આપી છે, જેણે અણખૂટ સગવડો આપી છે, તેજ યાત્રીકરણ (ઓટોમેશન) ના કારણે વધતી જતી બેકારીએ અમેરિકન મજૂર ચળવળને બેચેન બનાવી મૂકી છે અત્યારે આના કારણે અમેરિકામાં બેકારોની સંખ્યા ૪૦ લાખની ગણાય છે તાજેતરમાં પ્રમુખે નીમેલી એક સમિતિએ જણાવ્યુ છે કે, "દુનિયાના સાત દેશો કે જેની કુલ મજુર સંખ્યા ૧૪ કરોડ ૩૦ લાખની એટલે કે અમેરિકા કરતાં બમણી છે, તેવા સાતેય દેશોમાં બેકારોની કુલ સંખ્યા ૩૦ લાખની છે જ્યારે અમેરિકા એકલામા ૪૦ લાખ બેકારો છે." આ સાતેય દેશોમા ૧૯૬૦ની સાલના આકડા પ્રમાણે બેકારીનું પ્રમાણ સરેરાશ ૨.૧ ટકા હતું, જ્યારે અમેરિકાનુ એકલાનું ૫.૬ ટકા અને તાજેતરમા ૫.૮ ટકા છે વીગતો જોઈએ તો જણાય છે કે માત્ર કેનેડાનુ બેકારીનું પ્રમાણ ૭ ટકા હતું. બાકી ફ્રાન્સનું ૧.૯ ટકા, પશ્ચિમ જર્મનીનુ ૧ ટકો, બ્રિટનનું ૨.૪ ટકા, ઇટાલીનું ૪.૩, ટકા જાપાનનું ૧.૧ ટકા અને સ્વીડનનુ ૧.૫ ટકા હતું.

## બદલાતી જતી ટેકનોલોજી:

ઓટોમેશનના કારણે અમેરિકામા માત્ર બેકારી વધી છે એટલું જ નહીં પણ અમેરિકાની મજૂર ચળવળ સામે સંગઠનના પણ ઘણા નવા સવાલો ઊભા થયા છે ઓટોમેશન અને બદલાતી જતી ટેકનોલોજીના કારણે કુશળ-અર્ધકુશળ કે બીજા કારખાનાના કામદારોને—જેને અહીં ભૂરા કોલરવાળા (બ્લ્યુ કલર્ડ) મજૂરો કહે છે,-તેમની સંખ્યામાં ભૂજ વધારો થાય છે જ્યારે ઉદ્યોગો સંશોધન–વૈજ્ઞાનિકો વ. તરફ વધુ ઝોક આપતા હોવાથી, તેમજ સમૃદ્ધિના કારણે દેશમા હોસ્પીટલ, શાળાઓ, રેસ્ટોરાં, મોટા મોટા ડીપાર્ટમેન્ટ સ્ટોર અને બીજી સેવાઓ વધતી જતી હોવાથી—જેને સર્વીસ મજૂરી કહેવાય છે—તેમની સંખ્યામા જબરજસ્ત વધારો થઇ રહ્યો છે. અને સફેદ કોલરવાળા અગર બાબુ લોકની સંખ્યામા વધારો થઇ રહ્યો છે નીચેના આકડા આ વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ કરે છે

આકડા હજારમા

| | ૧૯૪૭ | ૧૯૬૦ | ૪૭-૬૦નો વધારે | ટકામાં |
|---|---|---|---|---|
| કુલ બીન ખેતી ક્ષેત્રમા કામ કરનારાઓની સંખ્યા | ૪૯,૭૨૩ | ૬૧,૧૧૨ | ૧૧૩૯૯ | ૨૦.૯ |
| સફેદ કોલર મજૂરો | ૨૦,૧૮૩ | ૨૮,૫૦૭ | ૮૩૨૪ | ૪૧.૨ |
| ભૂરા કોલર મજૂરો | ૨૩,૫૫૪ | ૨૪,૨૮૦ | ૭૨૬ | ૩.૦ |
| સર્વીસ મજૂરો: પ્રકીર્ણ | ૫,૯૮૬ | ૮,૩૩૫ | ૨૩૪૯ | ૩૯.૨ |

અહીં આ આકડાઓનુ મહત્વ એટલા માટે છે કે મોટાભાગની મજૂર પ્રવૃત્તિ ભૂરા કોલરમા કેન્દ્રિત થયેલી છે. એટલે આવતા દિવસોમા જેમ જેમ ટેકનોલોજી વિકસતી જશે તેમ તેમ આજના ઘણા ખ્યાલો ભૂંસાઈ જશે કુશળતા માપવાના આજના ધોરણ બદલાઈ જશે કારણ કે એક જ માણસ એક જગાએ બેસી આખો પ્લાન્ટ ચલાવતો થયો છે.

આ વસ્તુને વધુ સ્પષ્ટ કરવા આપણે ઉદ્યોગોના મજૂરોને બે ભાગમા વહેચીએ અને જોઈએ. એક ભાગ એ કે જ્યા યુનિયનો મજબૂત છે અને બીજો ભાગ એ કે, જ્યા યુનિયનો નહિવત અગર ઓછી લાગવગ ધરાવે છે.

| કામદારોની સંખ્યા | ૧૯૪૭ | ૧૯૬૦ | ફેરફાર (હજારમાં) | ૪૭–૬૦માં ટકામાં |
|---|---|---|---|---|
| મજબુત ઉદ્યોગો | ૨૨,૩૩૭ | ૨૩,૬૭૫ | ૧,૩૩૮ | ૬.૦ |
| નબળા ઉદ્યોગો | ૨૧,૧૨૫ | ૨૯,૨૨૨ | ૮,૦૯૭ | ૩૮.૩ |

આ બન્ને પ્રકારના આંકડાઓ ટેકનોલોજીના ફેરફારને આભારી છે જ્યાં યુનિયનો મજબૂત છે તેવા ક્ષેત્રોમા મેન્યુફેક્ચરીંગ, બાંધકામ, ખાણો અને વાહનવ્યવહાર અને જાહેર સેવાના ઉદ્યોગોનો સમાવેશ થાય છે. જ્યાં યુનિયનો નબળાં અગર મહિવત્ છે તેમા વ્યાપાર, સર્વીસ, વીમા કંપનીઓ, બેંકો, મધ્યસ્થ અને રાજ્ય સરકારના નોકરિયાતોનો સમાવેશ થાય છે

આ બધા કારણોનો પડઘો બીજી રીતે પણ સ્પષ્ટ બન્યો છે અહીં યુનિયનોને પ્રતિનિધિત્વ આપવા માટે ગુપ્ત મતદાન દ્વારા ચૂંટણી કરાય છે અને આવી ચૂંટણીઓ રાષ્ટ્રીય મજૂર સંબંધક બોર્ડ (નેશનલ લેબર રીલેશન્સ બોર્ડ) ની દેખરેખ નીચે થાય છે એની ચૂંટણીના પરિણામોના ૧૯૩૮ થી ૧૯૬૦ સુધીનાં વરસોના આંકડા જોઈએ તો તે પણ આ હકીકત બતાવે છે. આ આંકડાઓ ત્રણ ભાગમાં વહેંચ્યા છે. "એ. એફ. એલ. સી. આઇ. ઓ." જોડે જોડાયેલ યુનિયનોની તરફેણમા મતદાન અગર એનાથી જીતાયેલી ચૂંટણીઓ; એની સાથે ન જોડાયા હોય તેવા યુનિયનોના તરફેણમા થયેલ મતદાન અને જીતાયેલ ચૂંટણીઓ; અને કોઇ યુનિયનની તરફેણમા મત ન આપે અગર યુનિયન ન જોઇએ તેવા મતો. આ પ્રકારના આંકડાઓ જે નીચે આપ્યા છે તે બતાવે છે કે "એ, એફ. એલ. સી. આઇ. ઓ ની જીતેલી ચૂંટણીઓ અને મતના ટકા ૧૯૩૮ માં હતા તેના કરતા ૧૯૬૦ મા ખૂબ નીચે ગયા છે.

આ બન્ને આંકડાઓ એ. એફ એલ. સી. આઇ. ઓ. જોડે જોડાયેલ મજૂર મંડળોએ જીતેલી ચૂંટણીઓના ટકા તેમજ એમાં પડેલા મતો "વેલિડ વોટસ" માથી આપેલા છે. એ. એફ. એલ. સી. આઇ. ઓ. જોડે જોડાયેલ યુનિયનોને મળેલા મતોની ટકાવારી નિરંતર ઘટતી જ જાય છે.

## ઘટતી કે સ્થિર સભ્ય સંખ્યા

આ બધાને પરિણામે મજૂર સભ્ય સંખ્યા ઘટતી જાય છે. જ્યા ટેકનોલોજીમા મોટા ફેરફારો થયા છે એવા ઉદ્યોગોના યુનિયનોની સભ્ય સંખ્યા ભારે પ્રમાણમા ઘટી ૧૯૫૧–૫૮ સુધીના આ આંકડાઓ બતાવે છે કે ૧૩૧ રાષ્ટ્રીય મજૂર મંડળો જેનું સરવે કરાયુ હતું તેમાથી ૪૯ મંડળોની સભ્ય સંખ્યા ઘટવા પામી હતી. ૧૬ મંડળોએ તો ૧૦,૦૦૦ વધુ સભ્યો ગુમાવ્યા હતા. ટેક્સ્ટાઇલ યુનિયન ઓફ અમેરિકા એકલાએ ૧,૬૪,૭૭૦ સભ્યો અને યુનાઇટેડ ટેકસ્ટાઇલ વર્કર્સ ૪૪,૦૦૦ જ્યારે સ્ટ્રીટ ઇલેક્ટ્રીક રેલ્વે એન્ડ મોટર કોચ એમ્પ્લોઇઝ યુનિયને ૪૫,૩૬૩ સભ્યો ગુમાવ્યા હતા.

પરિણામે એ. એફ. એલ. સી. આઇ ઓ. જેની સભ્ય સંખ્યા ૧૯૫૮મા બે કરોડ પર પહોંચી હતી તે અત્યારે ૧૯૬૨ના જાન્યુઆરીની ૧ લી એ ૧-૬૨ કરોડની છે

તાજેતરમા હારવર્ડ યુનિવર્સિટી ના પ્રો. જહોન ડનલોપે એક નાની પુસ્તિકા બહાર પાડી છે. તેમા એમણે ૧૯૭૫ ના સાલમા ઔદ્યોગિક સંબધોના

| વરસ | ચુંટણીઓ એ એફ. એલ. સી આઇ. ઓ. સાથે જોડાયેલ | સ્વતંત્ર યુનિયનો | યુનિયન નહીં | પડેલા મતો : ટકામા : એ. એફ એલ. સી. આઇ. ઓ સાથે જોડાયેલ | સ્વતંત્ર યુનિયન | યુનિયન નહીં |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૮ | ૭૦.૮ ટકા | ૧૧.૨ | ૧૮.૦ | ૬૭.૮ ટકા | ૧૪.૪ | ૧૭.૮ |
| ૧૯૫૦ | ૫૮.૭ | ૧૫.૮ | ૨૫.૫ | ૬૦.૯ | ૨૨.૩ | ૧૬.૯ |
| ૧૯૬૦ | ૩૭.૬ | ૨૧.૦ | ૪૧.૪ | ૪૨.૦ | ૨૨.૧ | ૩૫.૯ |

શું સ્થિતિ હશે તેનું અવલોકન કર્યું છે પુસ્તિકાનું નામ છે "ધી અમેરિકન ઈન્ડસ્ટ્રીયલ રીલેશન્સ સીસ્ટમ ઇન ૧૯૭૫."

આમાં એક જગાએ અનુમાન જણાવ્યું છે કે ૧૯૭૫ મા કુલ મજૂરોના સખ્યા-' લેબર ફોર્સ" જે અત્યારે ૭ કરોડની તગભગ છે, તે વધીને ૯ ૩ કરોડે પહોંચશે અત્યારે મજૂર મડળો બધાજની સભ્ય સંખ્યા ૨-૨૫ કરોડની છે. તેમણે આજની ટકાવારી અને પ્રમાણને જાળવવું હશે તો સાડાપાચ કરોડે પહોંચવું પડશે. આંકડાઓ એમ બતાવે છે કે બીજા યુદ્ધ પછીના દસકાઓમા મજૂર મંડળોની સભ્ય સખ્યા દર વરસે બે લાખના હિસાબે વધવા પામી છે. આના બદલે માત્ર આજની સ્થિતિ જાળવવા માટે દર વરસે ત્રણ લાખ નવા સભ્યો વધારવાં પડશે

## જુદા જુદા ભાગોમાં મજૂર પ્રવૃત્તિ

આ બધા કારણો – જેવા કે ટેકનોલોજીમા થતો જતો સુધારો, સરકારી નોકરીમા અને હોસ્પિટલમા કાનુની અગવડોને બાજુએ મૂકીએ અને અમેરિકાના જુદા જુદા રાજ્યોમા મજૂર પ્રવૃત્તિની શી સ્થિતિ છે તે જોઇશુ તો વળી વધુ રસપ્રદ ચિત્ર મળી આવશે. અમેરિકામા દક્ષિણ અને ઉત્તરમા ઘણી રીતે ફરક છે એક ફરક જેને કારણે તાજેતરમા મિસિસિપી યુનિવર્સિટીમા હબસી વિદ્યાર્થીના પ્રવેશ માટે પ્રમુખ કેનેડીને લશ્કર મોકલવુ પડ્યુ-એ પણ દક્ષિણ અમેરિકામા જ છે. એનો પણ આ ચળવળમા ઘણો હિસ્સો છે છતા પહેલાં તો આપણે જુદા જુદા વિભાગોમા મજૂર પ્રવૃત્તિની ટકાવારી તપાસીએ

### ૪૦ ટકાથી વધુ મજૂરો સંગઠિત થયા છે તેવાં રાજ્યો:

વોશિંગ્ટન ૫૯ ટકા, મીશીગન ૪૦, ઓરગોન ૪૭, ઇલીનોઇસ ૪૧, ઇન્ડીયાના ૪૧, મીસુરી ૪૧, વીસ્કોન્સીન ૪૧, કેલીફોર્નિયા ૪૦, મીનેસોટા ૪૦, મોન્ટાના ૪૦, ઓહીયો ૪૦

### ૩૦થી ૪૦ ટકા વચ્ચેનાં રાજ્યો:

ન્યુજર્શી ૩૭, ન્યુયોર્ક ૩૬, પેન્સીલ્વેનિયા ૩૬, મેસેચ્યુસેટસ ૩૨, નેવેદા ૩૨ રહોડ આઇલેન્ડ ૩૦.

### ૨૦ થી ૨૯ ટકા વચ્ચેનાં રાજ્યો:

કોલેરેડો ૨૯, કોનેક્ટીકટ ૨૯, એરીઝોના ૨૮ આઈઓવા ૨૮, વીઓમીંગ ૨૬, મેરીલેન્ડ ૨૫, ન્યુ હેમ્પશાયર ૨૫, આલાબામા ૨૪, કેન્સસ ૨૪, કેન્ટુકી ૨૪, ડી. સી ૨૩, ઉતાહ ૨૩, ટેનેસી ૨૨, પશ્ચિમ વરજીનીયા ૨૨, આરકાન્સસ ૨૧. ઈડાહો ૨૧. લુઝીઆના ૨૦.

### ૨૦ ટકા કરતાં નીચેનાં:

નેબ્રાસ્કા ૧૯, ફ્લોરીડા ૧૮, ઓકલાહોમા ૧૭, ટેક્ષાસ ૧૭, વરજીનિયા ૧૭, જ્યોર્જીયા ૧૬, વેરમોન્ટ ૧૬, મિસિસિપી ૧૫, દક્ષિણ ડાકોટા ૧૪, ન્યુ મેક્સિકો ૧૩, ઉત્તર ડાકોટા ૧૦, ઉત્તર કેરોલીના અને દક્ષિણ કેરોલીના ૯.

આ બધા વીગતવાર આકડા બતાવે છે કે દક્ષિણમા મજૂર પ્રવૃત્તિની તાકાત ઘણી ઓછી છે. દક્ષિણની વાત આવે ત્યારે અત્રે નોંધવું જોઈએ કે તાજેતરમા ઉદ્યોગોમા પણ એવી મનોવૃત્તિ જન્મવા પામી છે કે નવા ઉદ્યોગો દક્ષિણમાં કરવા ઉદ્યોગો દક્ષિણમા કરવાની પ્રવૃત્તિ યુનિયનોમાના કારણે છે એમ સાબીત કરવુ મુશ્કેલ છે. કારણ દક્ષિણ અવિકસિત છે એ પણ એટલું જ સાચું છે ગમે તેમ પણ મજૂર આંદોલન માટે એ મહત્વની હકીકત બની રહે છે.

## કેટલીક ધ્યાન ખેંચે એવી વાતો

આ અગાઉની વીગતો આપણને અમેરિકન મજૂર ચળવળની હાલની સ્થિતિ ઉપરાંત ભાવિ માટે એની સામે પડેલા ગંભીર સવાલોનો આછો ખ્યાલ આપે છે, છતા એ પણ ન ભૂલવું જોઈએ કે કોલસાની ખાણોના મજૂર મંડળમા જબરજસ્ત લોખંડી નેતા જહોન લુઇસ અને મોટરના કારખાનામા કામ કરતા મજૂરોના નેતા વોલ્ટર રુથર જેવાઓની તાકાત પણ મજૂર ચળવળ પાસે છે.

તાજેતરમાં તંદુરસ્તી અને સલામતિ અંગે મજૂર મંડળોએ પોતાના કરારો મારફત શુ મેળવ્યુ છે તેનો અભ્યાસ કરતી વખતે કોલસાની ખાણના મજૂર મંડળે આ દિશામા મેળવેલી સિધ્ધિ વાચી. અલબત્ત અહીં દવાખાના અને વૈદકીય રાહતમા સરકાર બહુ ઓછુ કરે છે. પણ જહોન લુઇસે તો છેક ૧૯૪૬મા માલિકો જોડેના કરારમા વૈદકીય રાહત મેળવવાની પહેલ કરી. આના પરિણામે ૧૯૬૧ સુધીમા યુનાઈટેડ માઇન વર્કર્સ ઓફ અમેરિકાએ ૭૦ હજાર નિવૃત્ત કામદારો માટે પેન્શન અને દશ હજાર નિરાધાર વિધવા અને બાળકો માટે રાહતના લાભો મેળવવા ઉપરાત વૈદકીય રાહત કરારો મારફત મેળવી આજે ૪૯ રાજ્યોમા એમની વૈદકીય રાહત ફેલાયેલી છે. ૭૦૦૦ ડોકટરો અને દશ હોસ્પિટલોની જાળ એણે જમાવી છે

આવી લોખંડી વ્યક્તિઓની સિદ્ધિને નમણાઈઓ ઢાંકી શકે નહી. પણ એ બધા આકડા માત્ર વિકસતા રાષ્ટ્રના મજૂર આદોલનની સામે પડેલા સવાલોનો ખ્યાલ આપવા માટે હતા.

એક બીજી મોટી ત્રુટી મને આટલા દિવસોમા જે દેખાઈ તે મજૂર કાર્યકરોમા કોઈ સ્પષ્ટ વિચારસરણીના અભાવની એકવાર વર્ગમાં આતરરાષ્ટ્રીય મજૂર ચળવળનો ખ્યાલ આપનાર પ્રાધ્યાપક માર્કસનો હિસ્સો સમજાવી રહ્યા હતા ત્યારે મે પૂછ્યુ કે "સામાન્ય મજૂર કાર્યકર આ દેશમા માર્કસને કઈ નજરે જૂએ છે ?" ત્યારે પ્રાધ્યાપકે જવાબ આપ્યો કે "સામાન્ય મજૂર કાર્યકર માર્કસ રશિયન છે એમ માનતો હશે માર્કસને વાચવાની કે સમજવાની વાત તો બાજુએ રહી."

આ દ્દષ્ટાત બતાવે છે કે માર્કસ જેવી વિશ્વવિભૂતિને ઓળખવા જેટલી તસ્દી ન લેવી એ મજૂર આદોલન માટે ભયજનક છે

બીજી એક વાર "હડતાળનો અધિકાર સરકારી નોકરોને હોવો જોઇએ કે નહીં" તેની ચર્ચા ચાલતી હતી. એક પ્રાધ્યાપકે આવા હડતાળના હક્ક પણ કોઈ સામાન્ય નિષેધ "બ્લેન્કેટ બાન" Blanket Ban ન હોવો જોઇએ—એવુ કહ્યું ત્યારે વર્ગમા કેટલાક મજૂર નેતાઓએ કહ્યુ વ ખરૂ કે, "સરકારી નોકરોને હડતાળનો હક્ક ન હોવો જોઇએ." દુનિયાની લોકશાહી રાષ્ટ્રની આ વાત આચકો આપે તેવી મને તો લાગી જ.

પણ સૌથી વધુ આચકો તો એ વાતે આપ્યો કે એ. એફ. એલ. સી આઇ ઓ ના પોતાના નીતિનિયમોમા એવી જોગવાઇ છે કે એના હોદ્દેદારો, પોતે સામ્યવાદી નથી, પોતે ગેરરીતિ નહી અજમાવે, તેવી લેખિત બાહેધરી લે છે. મારા મને તો તુરત જ કહ્યુ "There cannot be affidevit on one's belief or honesty." આ બધી મર્યાદાઓએ મારા મન પર એવી છાપ ઊભી કરી છે કે વિચારસરણી અગર સૈદ્ધાતિક "આઇડીયાલોજીકલ" પૂર્વભૂમિકા આપવાની જરૂર ત્યા છે જ.

આમ ન હોવાનુ એક કારણ એ છે કે અમેરિકન મજૂર ચળવળ Pragmatic વ્યવહારનિષ્ઠ રહેવામા ગૌરવ સમજે છે.

એવી જ આશ્ચર્યકારક વાત સ્ત્રી મજૂરોની છે દર ત્રણ મજૂરે એક સ્ત્રી મજૂર છે છતા બહુ ઓછી સ્ત્રીઓ મજૂર આદોલનોમા હિસ્સો લે છે કે સંગઠિત બને છે. અલબત્ત આનો વધુ આશ્ચર્યકારક પડઘો તો અમેરિકાની સેનેટ અને કોંગ્રેસમા સ્ત્રીઓનુ પ્રમાણ ભારત કરતા ઘણું ઓછુ જોયુ ત્યારે જ સમજાયો હતો.

અમેરિકન મજૂર આદોલનના આ પાસાઓ જોઇએ અને સમજીએ અને સાથોસાથ મજૂર કાર્યકરોને તાલીમ આપવાના અમેરિકાની હાર્વર્ડ, વિસ્કોન્સીન, કારનેલ યુનિવર્સિટીઓના પ્રયાસો જોઇએ, ત્યારે લાગે છે કે, ભારતના મજૂર આદોલન સામે ભાવિમા કેવા સવાલો આવનાર છે તેમજ એણે પણ આવા તાલીમ કેન્દ્રો, આવતી કાલના સવાલો ઉકેલવા, સ્થાપવા પડશે

# ચેખોવનાં નાટકો

—કોન્સ્તાન્તિન સ્તાનિસ્લાવ્સ્કી

અનુવાદ અને સંક્ષેપ: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

ચેખોવનાં નાટકોનો પરિચય આપવાનું કામ હાથમાં લેવાની હું તો હિંમત ન કરું. એનાં નાટકોની સુંદરતા સંવાદમાં નથી, સંવાદની પાછળ રહેલા અર્થમા છે, વિરામોમા છે, અભિનેતાઓની નજરમા છે, તેઓ જે રીતે ભાવોની રજૂઆત કરે છે તેમાં છે આ નાટકોમાં બધુ જ જીવંત બની ઊઠે છે—લક્ષણો, અવાજો, દૃશ્યમાલા, અભિનેતાઓએ સર્જેલાં કલ્પનો, નાટક પોતે સર્જનાત્મક અંતઃસ્ફુરણ અને કલાત્મક લાગણીની આ ઘટના છે.

મને અંતઃસ્ફુરણ અને લાગણીનો રસ્તો સઝાડનાર ચેખોવ. એના નાટકોની આંતર સામગ્રીના દલ ખોલવા માટે નાટ્યકારના આત્માનાં ઊંડાણોમાં ડૂબકી મારવી જરૂરી થઈ પડે છે. આ, અલબત્ત, ઊંડું આત્મિક તત્ત્વ ધરાવનાર પ્રત્યેકને માટે લાગુ પડે, પણ સૌથી વધારે તો ચેખોવને, કારણ કે એની બાબતમાં બીજા માર્ગો જ નથી રશિયાનાં બધાં નાટ્યગૃહોએ-અને યુરોપના ઘણા નાટ્યગૃહોએ અભિનયની જૂની રીતોથી ચેખોવનું અર્થઘટન કરવાનો પ્રયત્ન કરેલો. અને પરિણામ? નિષ્ફળતા એક પણ એવું નાટ્યગૃહ નહોતું કે એવો પ્રયોગ નહોતો, જેણે ચાલાચાલુ નાટ્યાત્મક રીતોથી ચેખોવની સફળ રજૂઆત કરી હોય. આ હકીકતમાં એનો પણ સમાવેશ થાય છે કે એનાં નાટકો જગતના ઉત્તમ અભિનેતાઓએ પ્રયોજી જોયા છે; અને આ તેવા અભિનેતાઓ હતા જેમના શક્તિ, રીતિ અને અનુભવ પ્રત્યે કોઈએ આજ સુધી પ્રશ્ન સરખો ઉઠાવ્યો નહોતો જ્યાં બીજાં નાટ્યગૃહો અસફળ થયાં ત્યાં 'આર્ટ થિયેટર' એકલું સફળ થયું એ સમયે એના અભિનેતાઓ પરિપક્વતાને પહોંચ્યા નહોતા ચેખોવને પામવાનો અમે નવો જ અભિગમ શોધ્યો હતો—સર્વથા જુદો જ અભિગમ અને નાટ્યકલાને એ અમારું મુખ્ય અર્પણ હતું.

ચેખોવના નાટકો પ્રથમ દર્શને એમની કાવ્યમયતાના ઊંડાણ પ્રકટ કરતાં નથી. એ નાટકો વાંચ્યા પછી તમે કહો "સારા છે પણ એમાં કશું અસામાન્ય કે કશું ચમત્કારક નથી જ્યા બધું હોવું જોઈએ ત્યા બધુ છે; અમે જાણીએ છીએ એ શું છે તે, એ સાચું છે, પણ એ નવું નથી."

એના નાટકો સાથેનો પ્રથમ પરિચય ઘણુંખરું નિરાશાજનક નીવડે છે નાટકો વાંચ્યા પછી એ અંગે કંઈ કહેવાનું હોતું નથી, એવું પણ લાગે છે. વસ્તુ અને વિષય થોડાક શબ્દોમા સંક્ષેપી શકાય અભિનય-પાઠ? ઘણા સારા પાઠ એમા છે પણ જેઓ માત્ર સારા જ પાઠ ભજવતા આવ્યા છે એવા અભિનેતાઓને (એવા અભિનેતાઓ હોય છે પણ ખરા) આકર્ષે એવા પાઠ તો એમા નથી જ. બીજા પાઠ નાના છે કાગળના એક ટુકડા પર લખી લેવાય એવડા. થોડાક શબ્દો, થોડાંક દૃશ્યો, યાદ રહી જાય પણ વિચિત્ર તો એ છે કે, સ્મૃતિને જેટલો છૂટો દોર મૂકતા જાઓ તેમ તેમ નાટક વિષે તમારે વધારે ને વધારે વિચારવું પડે. કેટલાંક સ્થાનોનું આંતરિક બળ તમને અન્ય સ્થાનો વિશે અને આખા નાટક વિશે વિચારવા પ્રેરે. તમે ફરી

ફરી વાંચો અને પ્રત્યેક વાચને તમે નવી શોધ કરો.

ચેખોવનાં કેટલાક પાત્રો મેં સેંકડોવાર ભજવ્યાં છે. પણ જેણે મારામા નવી લાગણીઓ ન જન્માવી હોય કે નવાં ઊંડાણો અને નવી સૂક્ષ્મતાઓની શોધ મારામા ન પ્રેરી હોય એવો એકેય પ્રયોગ મને યાદ નથી

ચેખોવ અક્ષયપાત્ર છે રોજિંદું જીવન એનાં નાટકોમા નિરૂપાય છે, તેમ છતા એના વસ્તુ માત્ર સામાન્ય ક્ષુલ્લક બાબતો વિશે નથી પણ માનવી વિશે છે. એથી જ તો આ ધરતી પરના ભાવિ જીવન વિશેનુ એનું સ્વપ્ન નજીવુ કે સાકડી મનોદશાનુ નથી. એ તો વિશાળ, મહાન અને આદર્શમય છે. આ એવુ સ્વપ્ન છે જે સંભવતઃ અગમ્ય જ રહેવાનું. એની પ્રાપ્તિ અશક્ય હોવા છતા એને માટે બધું વેઠી લેવા તૈયાર થવાનું મન થાય. ભાવિ જીવનનાં ચેખોવનાં સ્વપ્ન ઉત્તુંગ આત્માની, વિશ્વાત્માની અને ત્રણ ગજ નહિ પણ સમસ્ત ધરતી માગતા માનવીની વાત કરે છે એ શાશ્વતિના પ્રદેશમાથી આવ્યુ છે.

ચેખોવના નાટકો અત્યંત અસરકારક છે. પણ તે એમના બાહ્ય વિકાસથી નહિ, આતરિક વિકાસથી એના પાત્રોની નિષ્ક્રીયતા સંકુલ આતરિક ક્રિયાશીલતાને સંગોપે છે. બીજા કોઈ પણ નાટયકાર કરતા એણે વધુ સુંદર રીતે બતાવ્યુ છે કે કાર્યની આંતરિક સાર્થકતા સમજી લેવી જોઈએ, અને નાટકીયતામાંથી શુદ્ધ કરેલી માત્ર આ આતરિક સાર્થકતા પર જ પાયો નાખી અભિનયક્ષમ નાટક રચી શકાય. બાહ્ય કાર્ય રજન કરે છે અને ઉત્તેજે છે, આતરકાર્ય અસર કરે છે અને આત્માને વશ કરે છે. નાટકમાં આ બંને પ્રકારના કાર્યો સાથે વણાયેલા હોય તો વધુ સારુ, કારણ કે એ દ્વારા નાટક દશ્યતાનુ મૂલ્ય તેમજ પૂર્ણતા પ્રાપ્ત કરે છે. ગમે તેમ તો ય, આતર કાર્ય સૌથી વધુ મહત્ત્વનુ છે. એથી ચેખોવનાં વસ્તુને અદ્દરતાલ રજૂ કરવા કે આતરભાવ અને આંતર જીવન બહાર લાવ્યા વિના એના કલ્પનોને રજૂ કરવા એ ખોટુ છે. પાત્રોના આત્મગત મૂલ્યને કારણે તો ચેખોવનાં નાટકો આસ્વાદ્ય છે

ચેખોવના નાટકોમાં અભિનય કરવા કે રજૂઆત સાધવા પ્રયત્ન કરતા અભિનેતાઓ સાચે માર્ગે નથી જતા. એમા તો એમણે અભિયોગ સિદ્ધ કરવો જોઈએ. અર્થાત્ આતરિક વિકાસની ઊંડી રેખા પર આગળ વધીને જીવવું જોઈએ, અસ્તિત્વ પ્રગટાવવુ જોઈએ. અસર કરવાની એની વિવિધરંગી, ઘણું કરીને અસંપ્રજ્ઞાત રીતોમાં અહીં ચેખોવ બળવાન છે કેટલીકવાર એ પ્રભાવવાદી છે; ક્યારેક એ પ્રતીકવાદી છે; જ્યાં જરૂર લાગી ત્યાં એ વાસ્તવવાદી છે અને કેટલીકવાર તો નિસર્ગવાદી!

નમેલી સાંજ...ઊગતો ચંદ્ર... બે માનવી, પુરુષ અને સ્ત્રી. અર્થવિહીન શબ્દોની આપ–લે. શબ્દો...બોલનાર જે ભાવ અનુભવે છે તે વ્યક્ત ન કરતા શબ્દો (ચેખોવના પાત્રો ઘણુંભાગે આવું કરે છે.) દૂરથી પિયાનો પર વગાડાતી રસહીન કોઈ સૂરાવલી સંભળાય, જે આતરિક વેરાનતા અને વાતાવરણની ફિક્કાશની યાદ આપે. એકાએક, કન્યાના પ્રેમભીના હૃદયના કોઇક ગહનતમ ખૂણેથી ડૂસકું સરી પડે. અને પછી—એક નાનકડું શબ્દ–ગુચ્છ, એક ઉદ્‌ગાર: "મારાથી નહિ થાય...નહિ થાય ,નહિ થાય..."

આ દશ્ય સામાન્ય રીતે કશું કહેતું નથી; પણ એ સાહચર્યોને, સ્મૃતિઓને અને બેચેન કરી મૂકે એવી લાગણીઓને જન્માવે છે.

જુવાન પ્રેમમા ચકચૂર. નિર્હેતુક રીતે મારેલુ સુંદર શ્વેત દરિયાઈ પંખી પોતાની પ્રેયસીના ચરણમાં મૂકે છે ભવ્ય જીવંત પ્રતીક.

શિક્ષક કોઈ ગભરુ જીવ. પોતાની પત્નીને એકનું એક વાક્ય કહ્યા કરી એનો કેડો લે છે. અને આખા નાટક દરમ્યાન એની ધીરજને કસોટીએ ચઢાવે છે "ચાલ ઘરે જઈએ... છોકરું રડે છે.." આ વાસ્તવવાદ.

પછી, એકાએક, અણધારી રીતે એક કર્કશા માતા અને એના આદર્શવાદી દીકરા વચ્ચેના

[ અનુસંધાન પાન ૭૯ ]

[પાના ૨૬ પરથી ચાલુ: 'ધૂળ ધોયાનો ધંધો']

ટીમને 'અહીંથી તહીં' રોડવતા, રમદોળાના પહેલાં બે ઘડી વિચાર કરવો પડે!

સામાન્ય રીતે ખપ પૂરતી જ વાત કરનારો એ માણસ. રહેજ કરડા મિજાજનો ને અતડો ગણો તોય ચાલે. ટીમમાં ભાઇબંધી કે ટોળટીખળનો સંબંધ એને કોઈની જોડે નહિ. પણ એ જ માણસને વિસામાની કોક પળે, ભઠ્ઠીની આંચે અંગ ગરમાવતાં, સાથીઓના મોં આગળ પોતાના ભૂતકાળની ગઠડી છોડી, વાતોના રંગબેરંગી લીરા લહેરાવતો જુઓ તો એમ જ લાગે કે, આ તો ભારે ગુલાબી મિજાજનો માણસ!

અંધારિયા ભાવિની પાતાળ ઊંડી ખીણની ધારે પગની પાની ટેકવી ઊભો હોય, તેવે કાળે તુરિનને કોઇ સવાલ કરે કે, 'ગાડીના કયા ડબ્બામા બેઠેલા છો?'

તો કહેશે, 'હું તો સ્પેશિયલ કોચનો મુસાફર છું..ને સીધો યમસદન પહોંચાડે એવા ડબ્બામા બેઠેલો છુ...'

એનો આ જવાબ સાભળનાર ડઘાઇને બે ઘડી અવાક્ બની જાય, પણ એ તો એવો જ હળવો ને સ્વસ્થચિત્ત! જાણે દોરડા પર ખેલ કરનારો નટ...!

આકેલા સાંઢની માફક બાપને કપાળે 'કુલક'ની છાપ લાગી જતાં, સત્તાની નજરે તુરિનનું ઘર 'ઘર' મટી સાપનો રાફડો બની ગયું.. કુમળી ઉંમરનો ભાઈ નાહક અંદર શેકાઈ મરે, એ કરતાં છાનોમાનો પાછલે બારણેથી એને બહાર કાઢી, ઓળાઘોળ કરીને ડામર ઉકાળનારા ને સડકો બાંધનારા મજુરિયાઓના ટોળામાં ઉશેટી દઈ પોતે આગળ ચાલતો થાય છે; પોતાની આ નિષ્ઠુરતા બદલ પોતાના મનને મનાવવા એણે આશ્વાસન આપવા જેવું હોય તો તે એક જ કે 'ભાઈ મારો મમે ત્યાં પણ જીવતો તો રહેશે...' પરંતુ, પોતે? દર દરની ઠોકરો ખાતો, એ દિવસે જે નીકળી પડેલો તે—આખરે એને ફરીને ઠામ થવાનુ ઠેકાણુ જડયું શ્રમછાવણીમાં! ને આજે તો હવે એ વાતનેય દોઢ બે દાયકાનો કાળ વીતી ગયો હતો. ભૂંસાઈ ગયેલા એ ભૂતકાળની વાતો સંભારતાં જાણે પોતાના કોઈ પૂરવ જનમની વહી ઉખેળી બેઠો હોય એવી લાગણી એ અનુભવતો હતો.

કોઈ બેનગામ ઘોડાની માફક સાઈબીરિયાનાં બરફાળા મેદાનો પર હડિયાદોટી કરનાર બેફામ વાયરાને સામી છાતીએ ઝીલતાં જેની મૂછોનો મોવાળોય ફરકતો નહિ—એવો આ તુરિન—ઓકની બાલ જેવી બરછટ ચામડીવાળો ને વજ્જરની ઢાલ જેવી છાતીવાળો આ માનવી—ભૂલ્યા ભટકયા અહીં આવી ચઢેલા ગભરુ-જીવોની ઓથ બની છવી રહ્યો હતો 'પોતાનું ફોડી લેવાની' એની શક્તિ ટીમના કેદીઓની સહિયારી થાપણ બની ચૂકી હતી. ભલભલા સત્તાવાળાઓ—કાયદાની ચાબૂકો એમને હાથ છતા જે કામ કેદી પાસે કરાવી શકતા નહિ, એ તુરિન એની આંખને અણસારે, રમતા રમતામાં કરાવી લેતો. પણ સૌને એના પર સગા બાપ જેટલો વિશ્વાસ કે એ કદી આપણી પાસે નાહકની વેઠ યા મફતમા મજૂરી નહિ કરાવે. આવે ઠેકાણે આવી ચઢયા પછી સુખોવ અને એના સાથીઓને આવો ટીમલીડર મળી ગયો એ કંઈ ઓછી ખુશનસીબીની વાત હતી?

તુરિનની જ ટીમમા સેઝાર પણ એક પાત્ર છે. સુખિયો—કંઈક 'માલદાર' ગણાય એવો. એ આદમી એને ઘેરથી મહિનામા બે પારસલ તો ખરા જ. મૂએલા ઢોરનુ ચામડું કમાવીને એમાંથી 'ક્રોમ-લેધર' બનાવવું હોય તો એને માટે કંઈક ચીકટ એવા રસાયણોનો ખપ પડતો હોય છે. તો આ તો ગેંડાની ખાલ જેવી કેમ્પની સત્તા! પોતાની ટીમને માટે જરૂરી એવી કુમાશ એમાં જળવાઈ રહે તે માટે માખણ ચરબીનો ખપ તો ખરો તો એ સામગ્રી સેઝારને ઘેરથી આવતાં પારસલો થકી જોગવાતી.

તે ઉપરાંત પણ સેઝાર એક ભણેલો ગણેલો ને ચબરાક માણસ હતો. કેમ્પની ઓફિસમા 'નોર્મચેકર'ની ખુરસી હાથવગી કરી લેતા એને કંઈ મુશ્કેલી નડી ન હતી. ટીમના સાથીઓ કકડી

ટાઇમાં કાળી મજૂરી કરી લોહીનો પસીનો પાડતા હોય ત્યારે, સેઝાર 'સાહેબ' હૂંફાળી ઓફિસમાં ખુરશીએ બેઠા લહેરથી સિગરેટના દમ ખેંચતા હોય ને કોઇ સાથી મળી જાય તો—'કલા'ની છાસ વલોવી એમાંથી 'સમાજવાદી વાસ્તવતા'નું માખણ તારવવા મથતા હોય!

પણ નવાઇની વાત તો એ છે કે ટીમમાના કોઈને એની અદેખાઇ કરવાનું મન થતું નથી! કારણ? સૌ કોઇ જાણતું કે, એની 'બુદ્ધિ' ને 'મત્તા' એયમાથી ટીમનો ભાગ તો સેઝાર આગવો કાઢે જ છે...પછી મીઠા ઝાડનું મૂળ કાઢતા ભિખો થાય એવો હૈયાફૂટો ત્યા કોણ હોય?

અલબત્ત, સેઝારની ન્યાત, જાત, ભાત નિરાળા જ હતા—કોઇ જાણતું નહિ કે એનો દેશ કયો છે, એ યહૂદી છે, ગ્રીક છે, યા જિપ્સી! કાળી ભમ્મર ને ભરાવદાર, આંકડે વળ ચઢાવેલી મૂછો, ને બુદ્ધિના તેજે ચમકતી પાણીદાર આંખોને છાવરતું વિશાળ કપાળ. જ્યારે જુઓ ત્યારે ધુમાડિયાની ચીમનીની માફક એના મોઢામાની ચુંગી ધુમાડાના ગોટા કાઢતી જ હોય. ને ધુમાડાની એ ઊંચે ચઢતી સેર વાટે મનોભૂમિના અવકાશમા વિહારે નીકળી પડનારું એનું મનોપંખી કોણ જાણે ક્યાંય ઊંડાણો ખેડતું રહેતું હશે!

લોકવાયકા એવી હતી કે સેઝાર અહીં આવ્યો તે પહેલા ચિત્રપટોનો દિગ્દર્શક હતો એણે કંઇ કેટલાય ચિત્રપટોમા દિગ્દર્શન કરેલું છે, એમ કહેવાતુ. ને છતા, અજાયબી પમાડે એવી વાત તો એ છે કે એને પકડીને અહીં પૂરી દીધો તે વખતે હજી એણે પોતાનું પહેલું ચિત્ર પણ પૂરું કર્યું ન હતું!

ખેર, પણ એમા કશું આશ્ચર્ય પામવા જેવું નથી. આ કૅમ્પ પોતે જ આવા તો કંઇ કેટલાય–અસંખ્ય આશ્ચર્યોનું સંગ્રહસ્થાન છે. ને કેપ્ટન બ્યુનોવસ્કીની ભાષામા કહીએ તો એને એક અજબ 'શંભુમેળો' ગણો તો ય ચાલે.

—સોનેરી પટ્ટીવાળી દમામદાર વરદી ચઢાવી 'કમાન્ડર્સ,' ને 'એડમિરલ્સ' ને 'એરમાર્શલ્સ'ના જૂથમાં જ ફરનારો, ને ઉપલા સમાજના જલસાઓમાં જ ખુરશી માંડી બેસનારો કેપ્ટન બ્યુનોવસ્કી પણ અહીં!

—સિને-જગત ને નાટયમંદિરોની દુનિયામાં, કલાકારો, અદાકારો ને સાહિત્યકારોનાં અત્તરની ખુશબો પ્રસરાવનારાં વર્તુળોમા જ રાતદિવસ ઘૂમનારો ને બાદશાહી અદાથી જીવનારો સેઝાર પણ અહીં!

—સુખોવ, કિલગાસ, ને તુરિન પાવલોવ જેવા ખડતલ, ઘડાયેલ મન-કાયવાળા ખેડૂ–કારીગરના દીકરાઓ પણ અહીં!

—મેડીકલ આસિસ્ટંટની સગવડભરી ખુરશીએ બેસી કૅમ્પના દાક્તર સાહેબની શીળી છાંય હેઠળ બહારની દુનિયામા પ્રતિબંધિત એવા લલિત કાવ્ય સાહિત્યનું સર્જન કરનાર, 'સાહિત્ય અકાદમી'નો બીજા વર્ષનો વિદ્યાર્થી કોલ્યુશ્કીન પણ અહીં!

—એક સમયે 'એન્ત્યુકેશન મિનિસ્ટ્રમા' પોતાની સેવાઓ આપનાર ને આજે કૅમ્પના કેદીઓના નંબર ઘૂંટી આપનાર એ વયોવૃદ્ધ ચિત્રકાર પણ કૅમ્પની 'પ્રેનકર્મંરી'ના સભ્ય તરીકે અહીં સામેલ!

—બે તદ્દન જુદા જ કુટુંબના નબીરાઓ તરીકે જન્મેલા ને ઉછરેલા છતા બે સગા સહોદરના સ્નેહથી બંધાઈ ઉત્કટ–પણેપણાનું સાહચર્ય સાધતા જીવી રહેલા ઇસ્ટોનિયાના વતની એવા બે નમણા તરુણો–(જેમા એમના પૂર્વ જીવનમા એક હતો માછી ને બીજો હતો કોઈ કોલેજમા શિક્ષણ લેતો વિદ્યાર્થી) પણ અહીં!

—'રૂમાનિયન જાસૂસ' તરીકે પકડી આણેલો એક તદ્દન ગરીબડો ને રાંક, કાચા સૂવાળી ને કમર કસ્સ...એવો કપાળફૂટો મોલ્ડાવિયન પણ અહીં!

—માના આંચળ જોડે ગેલ કરતા પિલ્લું જેવો સોળ સત્તર વર્ષનો કિશોરકુમાર ગોપચિક પણ અહીં!

—સિગરેટનાં ઠૂંઠાં વીણી, એ અંગારને મસળી પોતાની તંબાકૂ ભોગવનારો ને સાથીનું ભાણું પીરસાવવાની પોતાની સેવા બદલ એના શાકના

'ગસામાં આંગળા નાખી બટાકા હડપ કરી જનાગે (બે છોકરાનો બાપ હોવા છતાં, જેની ધરપકડ થતાં એની પત્નીએ પતિને ગૂમ થયેલા જાહેર કરી, બીજા' લગ્ન પણ પતાવી લીધા.) મોસ્કોના સચિવાલયના એ કમનસીબ 'માજી' અધિકારી કૃતિકોવ પણ અહીં!

આ ઉપરાંત ખૂન, મારામારી, લૂટફાટ ડાકાતી કરનારા ગુનેગારોના ચુનંદા પ્રતિનિધિઓનો પણ અહીં જ તો સમાવેશ થયેલો હતો! આ સમગ્ર શંભુમેળાને એક લાકડીએ હાંકનારા કેમ્પના સત્તાવાળાઓની બલિહારી કંઈ જેવી તેવી હશે!

ખેર, આવે ઠેકાણે આવી પડયા પછી, કોઈને દસ વરસ, કોઈને પંદર વરસ, કોઈને પચીસ વરસ ગાળવાનાં હોય. એક કેમ્પથી બીજે કેમ્પ ને બીજેથી ત્રીજે કેમ્પ એમની બદલીઓ થયા કરવાની હોય... પોતાની સજા કયારે પૂરી થશે ને થશે તો પણ એક સજા પૂરી થતા પહેલા બીજી ખેપ માથે નહિ ઠોકાઇ ગઈ હોય, એની શી ખાત્રી? કદાચ મુકિત...! પણ એ મુકિતનો ચહેરો કેવો હશે? ઘરના લોકને ભેળા થવા મળશે કે વળી કયાક અજાણી ભૂમિમાં જઈ ત્યા વસી જવાનો હુકમ મળશે!...કોણ જાણે? ..દૈવ જ જાણે!

આવા આવા કોકડા કેદીના મનમા ઘડીમા ઉકલતા તો ઘડીમા ગૂંચવાયા કરતા હોય ત્યા, એની કલ્પના હારી થાકીને બેસી જાય, 'બહારનો' કે 'બહારનાનો' વિચાર કરતા એનુ મન આળસીને બેસી જાય...તો એમા નવાઇ પામવા જેવુ શુ છે? ને છતા બળદની પેઠે, આંખે પાટા બાંધી આખો દિવસ (ચૌદ ચૌદ કલાક લગી) 'કેમ્પના કામ'ની ઘાણીએ જોતરાયેલો કેદી કાળા પહાડ જેવી પોતાની જનમટીપના ખડકને કોરવા મથતો રહે છે. પણ એમાથી તો કાંકરી ય ખરતી નથી, એમ જુએ, ત્યારે, બહારની દુનિયાને કોક ખૂણે વસેલું પોતાનું ઘર કુટુંબ એને હળવે હળવે વિસારે પડવા માંડે, એની ચિંતા કરવાની કે એને ખાતર પુરુષાર્થ કરવાની એની આદત જ છૂટી જાય તો એમાં એને દોષ દેવા જેવુ છે કંઇ?

વરસે દહાડે ઘેર લખવા મળતા ને ઘેરથી આવે તો વાંચવા મળતા એક કાગળથી પોતાની નંદવાઈ ગયેલી દુનિયાના એ વિખૂટાં પડી ગયેલા ટુકડાને સાંધવાનો પ્રયાસ 'મિથ્યા' છે માની પોતાના એ સાચા ઘર પ્રત્યે ઉદાસીન બની, પોતાના આયખાની ઈંટો જેવા કેદના દિવસો પર દિવસો ગોઠવતા ગોઠવતા અન્યમનસ્ક ભાવે આ કેદને જ જો કેદી પોતાનું 'ઘર' માની બેસે; તો એ બદલ એને ઠપકોય કેમ દઈ શકાશે? 'બેજવાબદાર નાગરિક' યા 'નફફટ ગૃહસ્થી' કહી એને ભાંડીય કેમ શકાશે?

હકીકતે તો—

**એચ ટુ. ઓ. (પાણી)ની ફોર્મ્યુલાની માફક સુખોવ, કિલગાસ ને તુરિન પાવલોવ જેવા પરિવારોની પુષ્ટિથી જ કોઇ પણ દેશનો પ્રજાદેહ બંધાતો હોય છે. ને છતા, કરુણા તે કેવી કે એક દેશમાં પ્રજાદેહના એ સ્વસ્થ તંદુરસ્ત 'Tissue'ને જ છેદી છૂંદીને 'નવતર સમાજ' ઘડવાનો આવો લાંબો ને ઉડાઉ અખતરો ચાલ્યો...!**

બરફ઼ ઢાંકયા આ ઉજ્જડ વેરાનમા આવી પડેલા આ નિર્વાસિત જીવો ભૂખે વળ ખાતા આંતરડાને જવના આટાની રાબ-રોટી ને શાકનો સેરવો ધરાવી ચૂપ કરવા મથતા, ને કળતરે ભાગ્યા દેહને માંકણે ખદબદતા બાંકડા પર ઢાળેલ બાકડાના વ્હેરની ગાઠા ગાઠાળી ગાદીએ પોઢણનુ આશ્વાસન દેતા, ઇજિપ્તના પિરામિડોની સરસાઇ કરે એવી 'સમાજવાદી' — 'સામ્યવાદી નવરચના'ના સ્મારકો ઊભા કરી રહ્યા હતા 'નવરચના'ની આ યોજનાના અનિવાર્ય અંગ સમી, સુખોવ સેનકા જેવા મેંકડોથી ખીચોખીચ ભરેલી આ શ્રમછાવણીની બેરેકો મળસ્કે પાંચ વાગતામાં તો ઘંટનો નાદ સુણી મદારીએ કેળવેલા રીંછની માફક ધૂણી ઊઠતી.

અંતરીક્ષની ઓથે બેઠેલા કોઈ વિધાતાની માફક ઓઝલમા રહી રહી, આવી અનેકાનેક છાવણીઓને ધુણાવનારો ને બટકુ રોટલાના નાદે આખો દિવસ નચવનારો, 'મદારી' પણ કેવો વિચક્ષણ હશે! એ વિચક્ષણ મદારીનો આ ખેલ સાગો-

જામ નિરખવા માટે તો સુખેવની આગળીએ વળગી, અભિમન્યુના સાત કોઠા જેવી કાંટાળા તારની વાડોના ચક્રાવા ભેદી વાચકે જાતે અંદરની દુનિયાની ધામ ધામ યાત્રા કરવી પડે!

ગિરધારીની ટચલી આંગળી પર અધ્ધર રહેલા ગોવર્ધન પર્વતની માફક, સેંકડો હજારોની વસ્તીને પેટમાં સમાવી રહેલી આ શ્રમછાવણીઓનો આધાર શો? તો કહે, કેદીઓના ભૂખ્યા પેટો ફતરાનો માલિક પોતાની કદરદાનીના પ્રમાણ લેખે વધુકા રોટલાનું બટકું લટકાવે એમ અહીં—આ કેમ્પમાંય બસો ગ્રામના વધારાની લાલચ કેદીઓના મોંમા અમી ઝરતા રાખતી. ઓટોમેટિક ઘડિયાળની ચાવીનું કામ કરનારી 'આ બસો ગ્રામ'ની લાલચ જ તો એક કેદીને બીજા કેદીની બોચી પર ભેરી કામ લેવાની પ્રેરણા આપતી. ને કહે છે કે, બરફના રણમાં ભૂલા પડેલા આ માનવીઓને માથે આ બસો ગ્રામની સત્તા એવી તો જબ્બર હતી કે બંદૂકની નળીઓ નોંધતા ગાર્ડસની પલટણો ને શિકારી કૂતરાઓની ચોકીઓ ય એમને માટે સાવ 'વધારા'ની, 'ઉપરછલ્લી' ને 'નકામી' થઈ પડી હતી.

નહિ તો જવની રાબનો 'વધારાનો વાટકો' હાથમાં મૂકો ને કેપ્ટન બ્યુનોવસ્કી જેવો ગરવો 'રાજા' જેવો માણસ પણ કોઈ ચમત્કારિક વસ્તુ સામે જોતો હોય એમ, મોં મલકાવી એની સામે આમ તાકી રહે? 'ધી ગ્રેટ નોરધન ફ્લીટ'નો આ 'માજી નૌસેનાની' જવના આટાની કડછીભર રાબથી જીવનભરની ક્ષુધા છીપવતો હોય એમ એક કટોરા પર આમ ઝૂકી પડે?

જવની એ રાબ! જવની એ ક્ષુધા-શામક રાબના 'વધારા' માટે તો સુખોવની હોજરી પણ આમ જ તડપતી રહેતી. જુવાનીમાં એવા જવ તો એણે એના ઘોડાને ખવરાવ્યા હશે. પણ એ દહાડે એને ક્યાં ખબર હતી કે એક દિવસ એ જ ધાનના મુઠ્ઠીભર દાણા માટે એનું પોતાનું હૈયું આ રીતે તલસતું રહેશે!

- ખેર, પણ એ 'બસો ગ્રામ'ની સત્તા હેઠળ આવ્યા પછી જ તો સુખોવને અન્નના દાણેદાણામાં છુપાયેલી મીઠાશ એ શું ચીજ છે, તેનું જ્ઞાન થયું તો.

શ્રમછાવણી! કેવું અજબ-ગજબનું યંત્ર! એની આ અજાયબ શક્તિ પર વારી જવાને બદલે સુખોવ જેવા ગામડિયાનું અદક પાંસળિયું મન તો રોટલાનો વિચાર કરતા કરતાં કંઈક જુદી જ કેડીએ ચડી જતું, ને કંઈક અનોખા જ હિસાબ માંડવા લાગી જતું...! 'આ આઠ નવ વરસ મેં જે કંઈ ખાધું હશે તેનું ખર્ચ કેટલું! ને એ જ આઠ નવ વરસ દરમિયાન રાત-દિવસ તન તોડીને મેં જે કામ બનાવ્યાં છે..ઓ હો હો!...'

છટ્, હિસાબ માંડવાની આ તે કંઈ રીત છે! 'નવરચનાના સ્મારક'માં પથરે પથરે એનું નામ અમર થઈ જવાનું છે, એનું તો કંઈ ભાન જ નથી એને!

એટલે જ તો તન તોડી સિમેન્ટ કોંક્રીટનો ભાર વહેતા કેપ્ટન બ્યુનોવસ્કીને જોઈ સુખોવને પોતાનું એવા જ મુંગાળા સ્વભાવનું, કહ્યાગરું ને કામગરું ઘોડું યાદ આવી જાય છે એને વિચાર આવે છે કે, મેં પણ એ ઘોડાને આમ જ, છેવટના દમ લગી પલોટયા કરેલું.. ને છેવટે દમ તૂટતાં મરીને ઢગલો થઈ પડ્યું...ત્યારે એની ખાલ સુદ્ધાં ઉતરાવીને કામમાં લઈ લીધેલી...તો આજે એ જ ન્યાયે સુખોવ ને બ્યુનોવસ્કી...સૌ કોઈના જીવતર 'ખપ'માં આવી રહ્યા હતા!

ને છતાં ઉકરડે દટાયેલું બીજ કોંળી ઊઠે એમ, અહીં બંદીવાસે દટાયેલા આ માનવીઓની જીવંત વિનોદવૃત્તિ ઠેર ઠેર ફણગા કાઢી શ્રમછાવણીના લુખ્ખા સૂકા જીવનને વિનોદ ને મર્મની હરિયાળીથી છાઈ દેતી જોવા મળે છે.

કરડા મિજાજની પાનખરના રૂક્ષ ને બેરહમ હાથે ઝઝેડાઈ ગયેલા વનમાં ખાખરાના ભોટ લાગતા ઠૂંઠાને ય ટીખળ સૂઝે ને કેસુડાનાં રંગ છાંટણે ન્હાઈ લેવાનું મન થાય એમ, સાઈબીરિયાના આ બરફાળા વેરાનમાં નિર્વાસિત થયેલા આ જીવો પોતાની ખીલી વિનોદવૃત્તિ અજમાવતા એમના ઘડી, પળ ને દિવસ કાપી રહ્યા હતા આવે ટાંકણે તો પોતાના ને પારકા જીવન પ્રત્યે જોવા માટેની આ દૃષ્ટિ જ કેદીઓનું વસાણું બની 'માનવીય' નિષ્ઠુરતાની ટાઢે ઠરતા એમના કલેવરને ચેતન દેઈ રહી હોય એવું લાગ્યું મને તો.



[ વિશ્વમાનવ : નવે.-ડીસેમ્બર '૬૪

# બાળગુનાઓની સમસ્યા

લેખક : ભારતી શાહ

ડિપ્થેરીઆ કે બાળલકવા-ઓરીની જેમ રાતોરાત બાળક પર સવારી લઈ આવતો હોય એવો આ રોગ નથી. બાળકના કુમળા ભાવના પ્રદેશને હચમચાવી નાંખે એવા એક કે બે પ્રસંગો એને ગુનાના માર્ગે દોરી જાય છે એવું નથી. અટપટા આઘાત પ્રત્યાઘાતોમાંથી લાંબા ગાળા સુધી પસાર થયેલું બાળક ગુનેગાર બનતું હોય છે. ખૂન, આપઘાત, બળાત્કાર, ઉઠાંતરી વગેરે વગેરે ઘણા પ્રકારના ગુના કરતું એ થઈ જાય છે આવા બાળકને રસ્તે લાવવા માટે કોઈ પણ વાસ્તવિક પ્રયોગ એટલો સહેલાઈથી જડતો નથી. અને આવો પ્રયોગ એટલે લાંબીચોડી વિધિ કે જે ઘણી વાર નાસીપાસી પણ ઊભી કરી દે. આ નક્કર હકીકતનો સ્વીકાર કરીને જ કોઈ પણ વ્યક્તિ કે સંસ્થા આ કામમાં ઝંપલાવે ઉપરાંત આ કાર્ય મહેનત, સમય અને નાણું—બધી રીતે—ખર્ચાળ પણ છે ત્યારે એમ ખરું કે બાળગુનાના પરિણામો ભયાનક અને જોખમકારક છે

ચોપાસથી પ્રાપ્ત થતી વિગતો અને અહેવાલો સ્પષ્ટ દર્શાવે છે કે બાળગુનાની બદી સમસ્ત સમાજને સ્પર્શી ગઈ છે એટલે એને માટેના ઉપાયો ફક્ત સ્થાનિક શાળાઓ, મિશનરી સંસ્થાઓ, પોલીસ કોર્ટો કે જાહેર મંડળો જ કરશે એમ સમજવું ભૂલ ભરેલું છે.

બાળમાનસનો સામાન્ય પરિચય અને વ્યક્તિગત બાળગુનેગારના જીવનની ઝીણામાં ઝીણી માહિતી મેળવ્યા પછી જ ગુનેગારોને સુધારવાના ઉપાયો શરૂ થવા જોઈએ.

સામાન્યરીતે ઉપયોગમાં લેવાતા પગલાં—જેવા કે—સીનેમા જોવાની બંધી, રખડવા પર નિયંત્રણ, બાળકની હરફર પર નજર વગેરે ઉપાયો રોગનો નાશ કરવામાં લગભગ નહીંવત્ જ સફળ નીવડે છે.

એ તો સર્વવિદિત છે કે બાળમાનસ પર ઘણાં પાસાં અસર કરતા હોય છે. તેમાંય ખાસ કરીને ઘર, શાળા, ધર્મ અને મિત્રોનો બાળકના ઘડતર, વિકાસ અને એની માનસિક પ્રક્રિયામાં નોંધપાત્ર ફાળો હોય છે

### શાળાઓની ફરજ

શાળા સાથે બાળક લાંબા ગાળા સુધી સંકળાયેલું રહેવાને કારણે એના વિકાસમાં સૌથી વધુ અસર શાળાના વાતાવરણની પડતી હોય છે ઘર જેટલો જ અગત્યનો ફાળો બાળકના પાયાના શિક્ષણમાં શાળાનો પણ હોય છે ઉપરાંત, જ્યારે બાળક ઘરની હૂંફથી કે નાનીની વાર્તાઓના સ્નેહસ્પંદનોથી વંચિત રહ્યું હોય છે ત્યારે શાળા આ ઊણપ પૂરી નથી શકતી ગેરમાર્ગે વળેલા બાળકને સુધારવાનું કાર્ય શાળા એકલી પણ ન કરી શકે બાળકને જીવનના ઉપયોગી મૂળભૂત સિદ્ધાંતોની સમજ શાળા આપી શકે—જે વાસ્તવમાં બધી જ શાળાઓમાં થતું નથી અને પરિણામે કેટલાય બાળકો અવળા રસ્તે ચઢી જાય છે

કોઈપણ શાળાનું વિકાસ-પત્રક જોઈશું તો જણાશે કે મોટાભાગના વિદ્યાર્થીઓ લઘુતાગ્રંથીથી પીડાય છે એમ નોંધાયું હશે. બીજા ઘણા વારંવાર નાપાસ થતા બતાવાયા હોય છે.

વળી, ઘણા શિક્ષણશાસ્ત્રીઓનો મત એવો પણ છે કે મોટાભાગની શાળાઓ નિયત અભ્યાસક્રમને ખૂબ જડતાથી વળગી રહે છે. દરેક વિદ્યાર્થીને આ અનુકૂળ હોતું નથી. નિષ્ણાતોનું એવું સૂચન છે કે દરેક વિદ્યાર્થીને પોતાની આગવી શક્તિઓ

ખીલવવાની તક મળે એવો બહોળો અભ્યાસક્રમ દરેક શાળામાં હોવો જોઈએ મિકેનિક બનનાર વિદ્યાર્થી ડૉક્ટર બનવાનાં સ્વપ્ન સેવનાર વિદ્યાર્થી કરતા જરાપણ નીચો છે એવું આપણે માનતા નથી, એથી દરેક નિશાળમાં બન્ને પ્રકારના બાળકોને એમના રસનુ શિક્ષણ મળે એમ આપણે સ્વીકારવું જોઈએ એકજ પ્રકારનુ શિક્ષણ બધા વિદ્યાર્થીઓને માથે પરાણે ઠાંસી બેસાડવાને કારણે શિક્ષણ સંસ્થાઓ શિથિલ મનના બાળકોને અજાણતાં ગુનાના રસ્તે વાળે છે એવા પણ ઘણા બાળકો હોય છે કે જેમને બધિયાર વર્ગના ભણતર સામે કોઈક જાતનો અણગમો હોય છે. આવા બાળકોને પણ એમની રૂચી પ્રમાણે ગોઠવવાં જોઈએ

કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ એવું અનુમાન કરે છે કે કેટલાક બાળકો ખૂબ મહેનતના અંતે પણ વાચવાનુ શીખી નથી શકતા અને પરિણામે અપરંપાર માનસિક પછડાટો ખાધા બાદ, શિક્ષણ તરફ ઘૃણા અને નફરત થતાં, તેઓ ગુનો કરતા થઈ જાય છે.

આવા કિસ્સાઓમા ધમકાવવાને બદલે પ્રેમપૂર્વક શીખવવાનો જો શિક્ષક પ્રયત્ન કરે તો ઘણો ફેર પડે વારંવાર નાપાસ કરવાથી પણ વિદ્યાર્થીને ભણવાનો થાક લાગશે અને એક દિવસ કંટાળીને એ અભ્યાસ પડતો મૂકશે અને કુમળી વયે જ્યારે દુનિયાના રંગોથી એ અપરિચિત છે ત્યારે એને વિશાળ અને વિકટ જીવનસમરાંગણમા ધકેલી દેવાની મુર્ખાઈ કરીને શાળા આવા ઘણા બાળગુનેગારો ઊભા કરે છે

શાળાઓએ આવા વિદ્યાર્થીઓ સામાજિક સંસ્થાઓને સોંપી દેવા જોઈએ ભૂગોળ-ગણિતની જગ્યાએ દરેકના વલણને ચકાસી યોગ્ય તાલિમ અપાવી જોઈએ

ઉપરની હકીકતો જોતા મુદ્દો એ ઊભો થાય છે કે શાળા જો સાચી રીતનુ શિક્ષણ આપે અને યોગ્ય દૃષ્ટિ સાથે વિદ્યાર્થીઓની સાથે વર્તે તો બાળગુનાને અટકાવવામાં આગવો ફાળો નોંધાવી શકે. વળી રાજ્યના સ્વાસ્થ્ય વિભાગ અને સમાજ-સુધારણા કેન્દ્રો સાથે હાથ મિલાવી કાર્ય આરંભે તો સોનામાં સુગંધ ભળે.

## વાલીઓની ફરજ

શાળા ઉપરાંત વાલીઓને પણ એમની ફરજનું ભાન કરાવવાની અત્યંત જરૂર છે. ઘણીવાર બાળકો એમનાં વડીલોથી એટલાં વેગળાં રહેતાં હોય છે કે ખુલ્લા દિલે કોઈપણ વાત કરી નથી શકતાં. મનની મુંઝવણને જ્યારે સ્વાભાવિક સાંત્વના નથી મળતી ત્યારે એવા બાળકો એક યા બીજા પ્રકારના ગુનેગારો બનતા હોય છે વાલીઓને યોગ્ય સમજ આપવી જોઈએ કે જેથી કરીને બાળકોનું ભવિષ્ય સચવાય અવારનવાર વાલીઓ અરસપરસ વિચારોની આપલે કરે તો, એ રીતે પણ એમને બાળકો સાથે કેમ વર્તવુ એનુ યોગ્ય માર્ગદર્શન મળી રહે.

**પહેલા મોટાં સુધરશે તો બાળકો આપમેળે ઠેકાણે આવશે એવું મોટેરાઓ માનતાં થાય એ જરૂરી છે.**

અત્યારે, ખરૂ જોતાં તો, હજી બાળગુના અટકાયતનું કાર્ય પ્રાયોગિક દશામા છે. નથી પૂરી વિગતો મળતી, નથી મળતા સાચા સત્તાવાર અહેવાલો. પણ જો ખાનગી, જાહેર અને રાજ્ય હસ્તક ચાલતી સંસ્થાઓ સુમેળથી કાર્ય કરે તો પ્રયત્નો સારા પ્રમાણમા સફળ થાય.

**ન્યાય અને 'સુધારણા કેન્દ્રો'ના અનુભવો.** કેન્દ્રોમા ઘણીવાર બાળગુનેગારોને દિવસો અને અઠવાડિયાઓ સુધી પૂરી રાખવામાં આવે છે અને જ્યારે એમનો કેસ ચાલે ત્યારે આવા કમનસીબ બાળકો જેલજીવનના બધાજ કપરા અનુભવો અટકાયત-કેન્દ્રોમાથી મેળવીને આવ્યા હોય છે પરિણામે સાચો સુધારો થવાને બદલે એમના માનસ વધુ અવળચંડા બનતા હોય છે

ઘણીવાર બાળગુનેગારોને પકા ગુનેગાર બનાવી દેવા માટે કોર્ટ જવાબદાર હોય છે દુનિયાના ઘણા ભાગના દેશોમા રીઢા ગુનેગારોની સાથે જ બાળ-

ગુનેગારોના કેસ ચલાવવામાં આવે છે અને વળી એમની જેલોમાં જ આવા કુમળા ગુનેગારોને રાખવામાં આવે છે, પછી તો એ કિશોરો સારે રસ્તે ચઢવાને બદલે ગુનેગારીના કળણમાં જ વધુ ઊંડા ઊતરેને!

બાળગુનેગારો માટે ખાસ કોર્ટોની સ્થાપના, આગવા કાયદા-કાનૂનો અને એમાં પારંગત ન્યાયાધિશોની જોગવાઈ ખૂબ જરૂરી છે

છેલ્લાં પચાસ વર્ષોમા બાળગુનાની કોર્ટો ઘણા યુરોપીય દેશોમા સ્થપાઈ છે આ જાતની કોર્ટો બાળગુનેગારોને તંદુરસ્ત બાળકો બનાવવામા ઘણે અંશે સફળ પણ થઈ છે અવિધિમરની જેલો પણ આમાં મહત્વનો ફાળો નોંધાવી રહી છે. ગુનેગારોને અહીં અંગત દેખરેખ નીચે રાખી નિષ્ણાતો એમને યોગ્ય માર્ગે વાળે છે.

તો, કેટલાક દેશોમા પોલીસની સહાનુભૂતિભરી કામગીરીએ બાળગુના રોકવામાં ગણનાપાત્ર ફાળો નોંધાવ્યો છે દા. ત. ડેન્માર્કમાં કોપનહેગન પોલીસ રમત-ગમતની ચાર કલબો ચલાવી રહી છે ૧૦ થી ૧૬ વર્ષની ઉંમરના ગરીબ કુટુંબોમા તરછોડાયેલા બાળકો એમની ફુરસદ-વેળાએ આવી કલબોમાં જઈ આનંદ મેળવે છે ૧૮ વર્ષની ઉપરના માટે પાછી બીજી એક કલબ છે ત્યા અંગકસરતના પ્રયોગો પર મુખ્ય ધ્યાન અપાય છે

ઇંગ્લેંડમા લીવરપૂલ ખાતે પોલીસખાતા તરફથી એક બીજીજ યોજના ચાલે છે ખાસ રોકવામા આવેલો ઓફિસર બાળગુનેગારનો ખૂબ ઊંડો અભ્યાસ કરે છે, એના વાલીઓને મળે છે, કુટુંબના વાતાવરણનો પરિચય કરે છે અને આસ્તે આસ્તે બાળકને પાટા પર ચઢાવી દે છે આ યોજનાનો નોંધપાત્ર ફાયદો તો એ છે કે "પ્રજા" અને વાહક 'પોલીસ' વચ્ચેના સામાન્ય સબંધો પણ મીઠા બની ગયા છે. ત્યાં પોલીસ હવે કાયદાનો જડ અને ભય પ્રેરનાર પ્રાણી નથી રહ્યો, પણ બાળકોનો રક્ષણકર્તા અને વાલીઓનો સલાહકાર બની ગયો છે

પરિણામે ઇંગ્લેંડમા લીવરપૂલનો બાળગુનેગારોનો આંકડો જે સીધો મોટો હતો તે હવે પોલીસની આ યોજનાને કારણે એકદમ નાનો થઇ ગયો છે. બાળગુનાનું પ્રમાણ સારું એવું ઘટી ગયુ છે.

અમેરિકામા સધર્ન કેલિફોર્નીયા યુનિવર્સીટી તરફથી બાળગુના-નિયંત્રણ ઇન્સ્ટીટ્યુટ ચાલે છે. આ સંસ્થા બાળગુનેગારોને એમના અંગત જીવનમા રસ લઇ તંદુરસ્ત બાળકો બનાવવા માટે ખાસ પોલીસ અફસરો તૈયાર કરી રહી છે બાર અઠવાડિયાની તાલિમ પછી પોલીસ અફસરો સફળતાપૂર્વક કામને પાર પાડે છે

## સામાજિક જવાબદારી

બાળગુના અટકાવવાનુ ખૂબ જરૂરી છે એમ અત્યારે બધે જ વર્તાઇ રહ્યું છે કારણ સર્વ કોઇ જાણે છે કે બાળગુનેગારો ઘટશે નહીં તો પુખ્ત ગુનેગારોનુ પ્રમાણ ખૂબ વધી જશે એક દેશમાં એવુ સરવૈયુ નીકળ્યું છે કે મોટાભાગના પુખ્ત કેદીઓએ એમની ગુનાહિત કારકિર્દી ૧૩ વર્ષની કુમળી વયે શરૂ કરેલી!

બાળગુનેગારોના ગુનાઓ પરત્વે સામાન્ય પ્રજાનુ જ્ઞાન બહુ ઓછુ હોય છે ફિલ્મ કે સમાચારપત્રોના જ્ઞાનથી લોકો આવા કમનસીબ બાળકોને ખલનાયક તરીકે તિરસ્કારે છે. સમાજે ખરેખર તો નથી એવાને ધિક્કારવાના કે નથી 'બિચારા' કહેવાના. માર્ગ-ભૂલેલો કિશોર એટલું જ સમજવા માગતો હોય છે કે એ કોણ છે અને યોગ્ય મદદ મળે તો તે શુ બની શકે એમ છે. સમાજે એને મક્કમ મનોબળથી અને તાત્કાલિક મદદ આપવાની છે કુમળી વયમા વિકૃત થઇ ગયેલા રોગિષ્ટ માનસને સુધારવા માટે સંશોધન કાર્યક્રમને પણ અપનાવવાનો છે માનસશાસ્ત્રીઓએ એનો પણ અભ્યાસ કરવાનો છે કે શા માટે કેટલાંક બાળકો કોઇજ દેખીતા કારણ વગર ગુનેગાર બનતા હોય છે નજીકના ભવિષ્યમાં બાળગુના નિયંત્રણ કેન્દ્રો સર્વત્ર સ્થપાય એમ ઇચ્છીએ.

[ડૉ. વિલિયમ જી. ક્વારાસિયસના લેખના આધારે]



## ઇંગ્લૅન્ડનાં બાળ સંભાળ કેન્દ્રો

૧૯૪૮ થી અમલમાં આવેલા 'ચીલ્ડ્રન્સ ઍક્ટ' અનુસાર ઇંગ્લૅન્ડ અને વેલ્સમાં સરકારી હસ્તક ચાલતા બાળ-સંભાળ કેન્દ્રોમાં ઉત્તરોત્તર બાળકોનું પ્રમાણ વધતું જાય છે. દા. ત. ગયા વર્ષે આવા બાળકોની સંખ્યા ૬૪,૮૦૭ હતી.

એક બાળક દીઠ સરકાર આશરે સાત પાઉન્ડનો ખર્ચ વેઠે અને બાકીનું ખર્ચ વાલી પાસેથી ભરપાઈ કરવાનો આગ્રહ રાખે છે

ત્યાંના દેશોમાં સંયુક્ત કુટુંબની પ્રથા પહેલેથી નહીં. દરેક એકમ-કુટુંબે પોતાનું જ સંભાળવાનું, નજીકના સગા તરફ પણ ભાગ્યે જ કોઈ ફરજ અદા કરવાની હોય છે પરિણામે, માતા કે પિતાના મંદવાડના ટાણે અથવા આની સુવાવડ જેવા પ્રસંગે કે કોક વખત માતા-પિતાને બહારગામ કામ અંગે જવાનું થાય ત્યારે બાળકોને મામી, ફોઇ કે દાદા-દાદીને ત્યાં નહીં પણ સંભાળ-કેન્દ્રોમાં મોકલી દેવામાં આવે છે સમયની મર્યાદા નથી હોતી. એકાદ અઠવાડિયાથી માંડી છ-આઠ માસ સુધી બાળકોને આ કેન્દ્રો સાચવી લે છે

અનાથાશ્રમની જેમ આવા કેન્દ્રોમાં મા-બાપ ગુમાવી બેઠેલા બાળકો કાયમ માટે પણ આશરો મેળવે છે. તરછોડાયેલા અને રઝળતા બાળકોની સંખ્યા પણ કાંઈ નાની નથી હોતી. ઉછેરની જવાબદારી પિતા લેવા તૈયાર ન હોય ત્યારે નિરાધાર બનેલા ઘણા બાળકોને કેન્દ્રે સંભાળી લેવાં પડે છે

દોઢ વર્ષથી માંડી પંદર વર્ષની આસપાસની ઉંમરનાં બાળકો આવા કેન્દ્રોમાં દેખાય છે પરંતુ આ પ્રકારનાં બાળ-કિશોરોની વધતી જતી સંખ્યા ભારરૂપ બની છે. પરિણામે, દત્તક લેનાર વ્યક્તિઓની જરૂર ખૂબ તીવ્રપણે જણાઈ રહી છે. ૧૯૫૮માં ઘડાયેલા 'ઍડોપ્શન ઍક્ટ'ના અમલ પછી જો કે ઘણા બાળકો ખાનગી ઘરોમાં ઉછરતાં થઈ ગયા, તો યે ૯૭ કેન્દ્રો પહોંચી વળે એના કરતાં સંખ્યા વધુ હોવાને કારણે દત્તક લેનાર યોગ્ય વ્યક્તિઓની શોધ સતત ચાલ્યા જ કરે છે।

## ભારતમાં બાળગુનેગારો

હાલમાં ભારતમાં બાળગુનેગારોનું પ્રમાણ ખૂબ વધી ગયું છે. આશરે ૪૦,૦૦૦ જેટલા ગેરમાર્ગે વળેલા કિશોરો અત્યારે દેશમાં છે. સાત વર્ષ જેવી કુમળી વયમાં કેટલાય બૂલકો અવળે રસ્તે ચઢી જાય છે. જાત-જાતના ગુનામાં ૧૨ થી ૧૬ વર્ષની ઉંમરનાં ઘણા બાળકો ફસાય છે પરંતુ ગુનાનું પ્રમાણ ૧૬ થી ૨૦ વર્ષની ઉંમરના કિશોરોમાં ઝાઝું છે આ ગાળાના કિશોરો આધળિયાપણામાં આત્મઘાતના માર્ગે પણ વળે છે

કલકત્તા, દિલ્હી જેવા મોટાં શહેરોમાં બાળગુનેગારોની સંખ્યા ગ્રામ-પ્રદેશ કરતા વધુ જણાય છે ગામડાઓમાં આવા ગુનાઓ ઓછા બનતા હોય છે એવું નથી, પણ ત્યાં ૧૦ માંથી ૯ કિસ્સાને સમાજ સાંખી લે છે, જ્યારે શહેરમાં ૧૦ માંથી ૯ કિસ્સા પોલિસ હસ્તક પહોંચી જાય છે. અને બીજુ કારણ એ પણ ખરું કે ગામડાંમાં પ્રલોભનો ઝાઝા ન હોવાને કારણે અનાજ, શાકભાજીની ચોરીના બનાવો મુખ્ય હોય. જ્યારે શહેરમાં તો ખૂન, આપઘાત, બળાત્કાર, ઉઠાંતરી વગેરે વગેરે ઘણા પ્રકારના ગુનાઓમાં કિશોરવર્ગ સંડોવાય છે.

કારણો શું હશે ? સંસ્કૃતિમાં થયેલ વિકૃતિનો

અસર? હલકી વૃત્તિઓ જાગૃત કરતું અત્યારનું હલકું સાહિત્ય કે પછી જાતીય વૃત્તિઓ ઉશ્કેરતાં નીચલી કક્ષાનાં ચલચિત્રો?' સેન્ટ્રલ બ્યુરો ઓફ કરેકશનલ સરવીસીઝના ડાયરેક્ટર, શ્રી ડી એન. રે તો માને છે કે સામાજીક જીવનમા દેખાતી અવ્યવસ્થા અને ભાંગી પડેલું કુટુમ્બજીવન ખાસ કરીને બાળગુના માટે જવાબદાર છે

પહેલાં કરતા કેદની સજા આવા ગુનેગારો માટે ઘટાડવામા આવી છે જેલમાં રહે ત્યાં સુધી સીધા, અને બહાર આવ્યા કે ફરી પાછા હતા ત્યાંના ત્યાં – જેવી હાલત આવા બાળ-કિશોરોની હોય છે એ જોતાં હમણાં હમણાં માનસશાસ્ત્રીય પ્રયોગોથી માર્ગ-ભૂલેલાંને સીધે માર્ગે વાળવાના પ્રયત્નો થઇ રહ્યા છે; યત્કિંચિત્ સફળતા મળતી જાય છે

## ગૃહિણીને પગાર !

પશ્ચિમના દેશોમાં હવે સ્ત્રી પુરુષની બરોબર પડખે આવી ઊભી ગણાય છે સામાજિક સંસ્થાઓ ઝીણામાં ઝીણો મુદ્દો ઉપાડીને સમાન હક્ક માટે સરકાર સામે બાખડે છે. તાજેતરમા ઈંગ્લેંડમા એનફીલ્ડ નામની સંસ્થાએ ફક્ત ઘર–કારભાર સભાળી રહેલી પત્નીની આર્થિક સદ્ધરતા માટે સરકાર સામે દલીલો શરૂ કરી છે સંસ્થાની માગણી છે કે કુટુંબની આવકના અમુક ટકા માટે ગૃહિણી સત્તાવાર હક્કદાર બને એવો કાયદો સરકારે રચવો જોઇએ. પત્નિને ઘર–વ્યવસ્થા સારી રીતે સંભાળવા માટે પગાર પેટે અમુક રકમ પતિ પાસેથી મળવી જ જોઇએ।

## મુંબઇમાં વરતાતી ડૉકટરોની તંગીઃ—

લોકશાહીની વાતો કરતા આપણા દેશમાં ડોકટરો સારવાર કરે છે મોટે ભાગે ધનિક દર્દીઓની। શહેરો પૂરતું તો આ ઘણું સાચુ છે. ત્યાની કુદકે ને ભુસકે વધતી વસ્તીના પ્રમાણમા ડોકટરોની સંખ્યા ફક્ત ૪૦૦૦ જેટલી છે માગને પહોંચી વળવા અર્થશાસ્ત્રનો સાદો સીધો સિદ્ધાંત એ લોકો અમલમા મૂકે છે કે જે વધુ પૈસા આપે તે જોઇતું મેળવી શકે. ૨૦૦ રૂ થી માંડીને ૧૦,૦૦૦ રૂ. જેટલો એક ઓપરેશન ચાર્જ થઇ ગયો છે

સરકારી અને મ્યુનિસિપલ હોસ્પીટલો સાથે મોટાભાગના ડોકટરો સંકળાયેલા છે, પણ તેઓનાં ખાનગી નર્સીંગહોમ્સ પણ ચાલતાં હોય છે હોસ્પીટલોમાં કીડીયારાની જેમ દર્દીઓ ઉભરાય છે ત્યાં સારવાર મેળવી શકે તે એટલા ભાગ્યશાળી બીજાં કેટલાંય કમનસીબ દર્દીઓ જગ્યાને અભાવે ત્યાંથી પાછા ઠેલાય છે તેઓ જ્યારે ખાનગી કલીનીકમાં સારવારસારુ જાય છે, ત્યારે ત્યાંના ચાર્જીસ નાંણીને ભાંગેલા હૈયે અને માંદલા શરીરે મૃત્યુને આવકારવા તેઓ ઘર ભણી પાછાં વળે છે।

ખાનગી કલીનીકના દર તો જુઓ। સાદા કાકડાના ઓપરેશન માટે રૂ. ૨૦૦ ફી. પેટ કે શરીરના બીજા કોઈ અવયવના ઓપરેશનનો ખર્ચ થાય લગભગ રૂ ૬૦૦, અને મગજ કે હૃદયના ઓપરેશન માટે ૨૦૦૦થી ૧૦,૦૦૦ રૂ ગણી લેવાના। જો કે, આ બધાં ઓપરેશન ત્યાં રહેવાના ને સારવાર આદિના ચાર્જ સહિતનાં હોય છે. પરંતુ ઓપરેશન પહેલા જો બે-ચાર વાર ચિકિત્સા માટે જવુ પડે તો તેના પાછા વધારાના ખીલ ભરવાના।

સમાજની સેવા આ ધંધા મારફત થતી હોઇ ડોકટરો ખાસ હક્કો ભોગવે છે, જેવા કે- ગમે તેટલી તંગીમા પણ એમને પેટ્રોલ મળે જ, મોટરોની અમુક સંખ્યા ડોકટરોની ખરીદી માટે અલગ રખાય ડીપોઝીટ પણ લીધા વગર ઝડપથી ટેલીફોનની સગવડ અપાય વગેરે વગેરે અને નામાંકિત ડોકટર ગેજના સ્હેજે ૧૫૦૦થી ૨૦૦૦ રૂ કમાઈ કાઢે છે. તો હવે ફીના દરમા થોડો ઘટાડો કરી પોતે સમાજમા ખાસ હક્કો ભોગવે છે એ નાતે નિરાધાર દર્દીઓને મૃત્યુને બારણેથી પાછા લાવવાનું તેઓ વિચારે એમ સમાજ અપેક્ષા રાખે તો તેમાં કશું વધારે પડતુ તો નથી જ

—ભારતી શાહ

# એક અનોખા સામયિકનું સન્માન

## [ શ્રી. પરમાનંદ કાપડીઆ સંપાદિત પ્રબુદ્ધ જીવનના રજતમહોત્સવ પ્રસંગે ]

'પ્રબુદ્ધ જીવન'ની રજતજયંતી શ્રી કાકા સાહેબ કાલેલકરના પ્રમુખપદે, અતિથિવિશેષ પ્રજ્ઞાચક્ષુ શ્રી. પંડિત સુખલાલજીની ઉપસ્થિતિમા મુંબઈમા તા. ૧૪થી ૧૬ નવેમ્બર '૬૪ના ત્રણ દિવસોમાં ઉજવાઈ

આ પ્રસંગે પહેલે દિવસે પત્રકારત્વ અંગેનો પરિસંવાદ બીજે દિવસે રજતજયંતી સમારંભ અંગેના વ્યાખ્યાનો અને સંસ્કાર કાર્યક્રમો તથા ત્રીજે દિવસે સ્નેહસંમેલનના કાર્યક્રમો સમુચિત રીતે ઉજવાયા હતા.

પત્રકારત્વના પરિસંવાદમા શ્રી. ગગનવિહારી મહેતા પ્રમુખપદે હતા બાદ, કાકાસાહેબ કાલેલકરે પત્રકારત્વ અને સત્યનિષ્ઠા; ઇન્ડિયન એક્સપ્રેસના તંત્રી શ્રી ડી આર માંકેકરે પીળું પત્રકારત્વ (Yellow Journalism); જન્મભૂમિના તંત્રી શ્રી રવિશંકર મહેતાએ પત્રકારત્વ પક્ષલક્ષી કે લોકલક્ષી; સુકાનીના તંત્રી શ્રી મોહનલાલ મહેતા (સોપાન)એ પત્રકારત્વ વ્યવસાય કે ધર્મ (career of mission); અમદાવાદથી ખાસ નિમંત્રણથી આવેલા 'સંદેશ'ના તંત્રી શ્રી કપિલરાય મહેતાએ લોકશાહીના સંદર્ભમા પત્રકારત્વનું કર્તવ્ય અને ફાળો; પરિચય-પુસ્તિકાના આયોજક શ્રી વાડીલાલ ડગલીએ સામયિકોનું પત્રકારત્વ; અમદાવાદથી ખાસ નિમંત્રણથી આવેલા શ્રી દીપચંદ દેશાઈએ જૈન પત્રકારત્વ: આમ પૃથક્ પૃથક્ વિષયો ઉપર વિવેચન કર્યાં હતા. અંતમા પ્રમુખશ્રીએ પત્રકારત્વ અંગેના પોતાના કેટલાક અનુભવો રજુ કરીને પરિસંવાદનો ઉપસંહાર કર્યો હતો.

*

રજતજયંતી-સમારંભ પ્રસંગે શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહે સ્વાગત પ્રવચન કર્યું હતું તેમણે એ વાત ભારપૂર્વક રજૂ કરી હતી કે સમાજમાં પરિવર્તન કે ક્રાંતિ લાવવી હોય તો તે વિચાર પરિવર્તનથી જ શક્ય છે. જૈન યુવક સંઘ અને પ્રબુદ્ધ જીવન આ પાયાનું કામ કરે છે. એક જમાનામાં મનના દ્વાર ખોલવાનું કામ સોક્રેટિસે બતાવ્યુ હતું...અલબત્ત, નાના પાયા પર, પણ આવું જ કંઈક કાર્ય શ્રી પરમાનંદભાઈએ અને પ્રબુદ્ધજીવને કર્યું છે. ગાંધીજીએ ભારતમાં કરેલી ક્રાંતિની સાથે રહીને પ્ર. જી. ક્રાંતિના વિચારો ફેલાવવાનું કામ કર્યું છે.

પ્ર જી ઉપરાંત જૈન યુવક સંઘ પર્યુષણ વ્યાખ્યાનમાળા યોજે છે. ધર્મ કે સંપ્રદાયના ભેદભાવ વિના શ્રેષ્ઠ વિચારકો દ્વારા તેમના વિચારો રજૂ થાય છે, અને પ્રજા સ્વતંત્ર રીતે વિચાર કરતી થાય તેવી જાગૃતિ લાવવાના પ્રયત્ન થાય છે.

સમારંભ પ્રસંગે શ્રી કાકાસાહેબ, પં. સુખલાલજી પ્રા. તીરાબેન પાઠક, પ્રા દલસુખભાઈ માલવણિયા પં બહેચરદાસજી, શ્રી વાડીલાલ ડગલી, શ્રી ટોટાલાલ ત્રિ પરીખ, શ્રી. રતીલાલ કોઠારી વગેરે એ વ્યાખ્યાનો કર્યાં હતા.

બાદ, કાકાસાહેબે પ્રમુખપદેથી ઉપસંહાર કરતાં કહ્યું કે.—

શ્રી. પરમાનંદભાઈ પણ વ્યાપક દૃષ્ટિએ વિચાર કરે છે. એમની સલાહ બધી રીતે હિતકારી હોય છે. પરમાનંદભાઈના કાર્યકુશળતા વિશે અને એમની સેવા વિશે કાલે-આજે બધા વકતાઓએ મુક્તકંઠે ઘણું કહ્યુ છે. તેમા હુ એટલું ઉમેરીશ કે, ઘણા લોકોને જેમ સફળતા મળતા વેંત એનો

રૂપ ચડે છે, અને તેઓ પોતાની મર્યાદા ન સમજતાં પ્રવૃત્તિઓ વધારી દે છે, તેમ પરમાનંદભાઈનું નથી. તેઓ દરેક છે પોતાની મર્યાદામાં રહીને હાથમાં લીધેલું કામ વધારે સારી રીતે કરવામા માને છે: 'પ્રબુદ્ધ જીવન' અને 'પર્યુષણ' વ્યાખ્યાનમાળા; અને તેથી જ એ બે પ્રવૃત્તિઓ આટલી સરસ રીતે ચાલી છે.

બીજું પરમાનંદભાઇ ઉત્પાતિયા ક્રાન્તિમા માનતા નથી. તેમનો વિચારની શકિત પર વિશ્વાસ છે. કોઇ સારો વિચાર પ્રજા આગળ વ્યવસ્થિત રીતે અને દૃઢતાથી મૂકયો હોય, તો સમાજ ધીમે ધીમે અનુકૂળ થતો જાય છે. સમાજ એ નવા વિચારને ધીમે ધીમે અપનાવે છે અને પછી પોતાની મેળે સુધારા કરતા કરતા ક્રાન્તિ સુધી પહોચી જાય છે. વિચારની શકિત ઉપર અને સમાજની સમજણ ઉપર પરમાનંદભાઈનો જે વિશ્વાસ છે, એને પણ હું એમની આસ્તિકતા ગણું છુ.

ભૂતકાળ તરફ જોનાર સમાજને વર્તમાનકાળને સમજતો કરવો, અને એની નજર ભવિષ્યની જરૂરિયાત તરફ વાળવી, એ નાનીસૂની ક્રાન્તિ નથી.

★

**તા ૧૫-૧૧-૬૪ ના રોજ "પ્રબુદ્ધ જીવન"ની રજતજયંતીના સમારંભ પ્રસંગે પ્ર. જીના સંપાદક શ્રી. પરમાનંદ કાપડીઆએ રજૂ કરેલા નિવેદનમાંથી—**

શ્રી. મુંબઇ જૈન યુવક સંઘની ઇ સ. ૧૯૨૯ના ફેબ્રુઆરીમા સ્થાપના કરવામા આવેલી. એ દિવસોમા જૈન શ્વે. મૂ. સમાજમા બાલદીક્ષા સામે એક પ્રચંડ આંદોલન શરૂ થયુ હતું તેને વિશેષ વેગ આપવાના હેતુથી આ મુંબઇ જૈન યુવક સંઘ ઊભો કરવામાં આવેલો. એ હેતુ સાથે જૈન સાધુઓની પકડમાથી જૈન સમાજને મુકત કરવો, તે વર્ગમાં વ્યાપી રહેલા શિથિલાચાર, દંભ તથા પાખંડને ખુલ્લા પાડવાં, સામાજિક તેમ જ ધાર્મિક અનિષ્ટ રૂઢિઓ સામે જેહાદ ચલાવવી, જૈન સમાજને વિચારની સંકીર્ણતામાથી ઊંચે લાવવો અને જીવનનાં નવાં મૂલ્યો આપવા તથા રાષ્ટ્રીય ભાવનાને બને તેટલો વેગ આપવો-આવા અનેક વિચારો રહેલા હતા. આમ વિચારઆન્દોલન સાથે સંકળાયેલી સંસ્થાને મુખપત્ર વિના ચાલે જ નહિ. આ વાસ્તવિકતાને આધીન રહીને ૧૯૨૯ના ઑગષ્ટ માસથી સંઘ તરફથી 'મુંબઈ જૈન યુવક સંઘ પત્રિકા', શરૂ કરવામા આવી હતી. તે બે વર્ષ ચાલી અને બંધ થઇ અને અઢી માસના ગાળામાં 'પ્રબુદ્ધ જૈન' નામના સાપ્તાહિકની શરૂઆત કરવામા આવી; તે બે વર્ષ ચાલ્યુ અને મારા પુરાણા સાથી શ્રી રતિલાલ ચીમનલાલ કોઠારી તેના તંત્રી હતા તે દરમ્યાન તેમા પ્રગટ થયેલ 'અમર અરવિંદ' એ મથાળાના લેખ અંગે તે વખતની અંગ્રેજ સરકારે રૂ. ૧૦૦૦ ની જામીનગીરી માગી. તે નહિ ભરતા 'પ્રબુદ્ધ જૈન' બંધ કરવામા આવેલું. ત્રણ મહિના બાદ 'જૈન યુથ લીગ' એ નામના એક સસ્થા ઊભી કરીને તેની તરફથી 'તરુણ જૈન' શરૂ કરવામા આવ્યુ, જે આર્થિક મુશ્કેલીના કારણે તા ૧-૮-૩૭ના રોજ બંધ કરવુ પડયુ.

ત્યાર બાદ પ્રગતિશીલ અને એ સમયમાં ક્રાન્તિકારી લેખાય એવી એક વિચારસરણી નક્કી કરવામા આવી અને તે જેને સ્વીકાર્ય હોય તેવા કોઈ પણ જૈન યુવક માટે આ સંઘનું દ્વાર ખોલવામાં આવ્યું.

બાદ, સંઘનુ માસિક મુખપત્ર ' પ્રબુદ્ધ જૈન' શરૂ થયુ અને તા. ૧-૫-૩૯થી એ પાક્ષિક બન્યું. સંઘની નવરચનામા મે અગત્યનો ભાગ ભજવેલો હોઈને તેનો પ્રચાર કરવા માટે તેનું સંપાદન કરવાની જવાબદારી મારે સ્વીકારવી પડી. ત્યારથી તે આજ સુધી એ જવાબદારી મારા શિરે રહી છે.

તા ૧-૫-૫૧થી હુ 'પ્રબુદ્ધ જૈન'નો સત્તાવાર-રીતસરનો તંત્રી બન્યો, અને 'પ્રબુદ્ધ જૈન'નું બિનકોમી અને શુદ્ધ રાષ્ટ્રીય વલણ લક્ષમા લઇને ૧-૫-૫૩થી, પ્રબુદ્ધ જૈન'નુ "પ્રબુદ્ધ જીવન"—એ મુજબ નામ-પરિવર્તન કરવામા આવ્યું.

૨૫ વર્ષથી ચાલી રહેલા પાક્ષિક પત્રની સંપાદનની નીતિ ઘડવામાં મારા માટે ગાંધીજી અને તેમની તરફથી કાઢવામાં આવતા 'નવજીવન' અને 'હરિજન બંધુ'ની સંપાદન-પદ્ધતિ માર્ગદર્શક બનેલ છે

મારા મનમાં જે પત્રની કલ્પના છે તે પત્રના તંત્રી અંગે મેં નીચે જણાવેલી ગુણવત્તા તેમજ શક્તિમત્તા આવશ્યક લેખી છે.

૧. તેનુ સમાજલક્ષી સંવેદન અને તેટલું વ્યાપક અને ઘેરું હોવું જોઈએ જેથી રીતે કોઈ પણ ઠેકાણેથી ધરતીકંપ થાય અને સીસમોગ્રાફની પીન તેનો થડકારો અનુભવે છે એવી રીતે દુનિયાના કોઈ પણ ખૂણે બનતી સારી કે નરસી અસામાન્ય ઘટનાનો થડકારો તંત્રીના દિલ ઉપર અંકિત થવો જોઈએ.

૨. તે બહુશ્રુત હોવો જોઈએ. તેનુ જ્ઞાન-તેની સમજણ- માનવ જીવનના અનેક ક્ષેત્રોને સ્પર્શતી હોવી જોઈએ.

આ બાબતમાં એક તંત્રી તરીકે મેં હમેશા ખૂબ જ મૂંઝવણ અનુભવી છે અને મારી અતિ મર્યાદિત જ્ઞાનક્ષમતા મને ખૂબ જ સાલી છે. દેશના અને દુનિયાના કેટલાક મોટા પ્રશ્નો અને મારા જ્ઞાનની સમજણ - પાર વિનાની અલ્પતા! કવિ કાલિદાસ કહે છે તેમ આ કલ્પનાને મૂર્ત બનાવવા માટે યોગ્ય તદ્‌વિદોનો સારા પ્રમાણમાં સહકાર જોઈએ, જે હજુ સુધી મને પ્રાપ્ત થયો નથી.

૩. તેનામાં વસ્તુતત્ત્વને-વસ્તુના મર્મને સ્પર્શે, પકડે એવું ઘેરું ચિન્તન હોવું જોઈએ

૪. તે સત્યનો ઉપાસક હોવો જોઈએ.

આમ કહીને હું કોઈ મોટો સત્યનો ઉપાસક છું એવો હરગીઝ મારો દાવો નથી. અને મારું ચાલુ જીવન સત્યથી કેટલું વેગળુ છે તે વિષે પણ હું પૂરો સભાન છું. આમ છતાં પણ, 'પ્રબુદ્ધ જીવન' પરત્વે એવો મારો સતત આગ્રહ રહ્યો છે કે, તેમાં બને ત્યાં સુધી એવું કોઈ પણ વિધાન કરવામાં ન આવે કે જે પોતાની સમજણ મુજબના સત્યથી વેગળું હોય.

હું જે રીતે લખું છું તે "સ્વાન્ત : સુખાય" લખું છું, તે દ્વારા મારા આત્માને-અન્તરમનને-વ્યક્ત થવાની તક મળે છે અને આત્માની અભિવ્યક્તિનો આ આનંદ એ જ મારી લેખનપ્રવૃત્તિનો પ્રેરક હેતુ રહ્યો છે, અને તેથી તેને લગતા પરિશ્રમનું વળતર મને તે અભિવ્યક્તિના આનંદમાંથી-અન્તઃ સુખની પ્રાપ્તિમાંથી પૂરું મળી રહે છે

## હું કેમ લખું છું?

બીજો પ્રશ્ન છે હું કેમ લખું છું? આ પ્રક્રિયા સમજાવવી જરા મુશ્કેલ છે. પણ એક બાબતની સ્પષ્ટતા કરી દઉં. હું શીઘ્રકવિ માફક, દૈનિક પત્રના તંત્રી માફક કોઈ શીઘ્ર લેખક નથી. પ્રેરણા મુજબ લખાયુ તે લખાયું, પછી તે જેવા સુધારવાનું હોય જ નહિ-આવી પણ કોઈ માન્યતા કે ખ્યાલ હું મારાં લખાણો વિષે ધરાવતો નથી. જ્યારે કોઈ પણ વિષય ઉપર કાંઈક લખવાની જરૂર જણાય છે ત્યારે તે વિષય અંગેના વિચારો મનમાં ઘોળાયા કરે છે. તે ધીમે ધીમે લેખના આકારમાં શબ્દરૂપ ધારણ કરે છે. તે શબ્દરૂપને ફરી ફરીને હું નિહાળું છું, ચકાસું છું અને જેમ કોઈ એક શિલ્પી પથ્થરમાંથી ઉપસાવેલી મૂર્તિને જ્યાં ત્યાં ટાંકણું મારી મારીને કંડારે છે અને પોતાની કલ્પનાનું રૂપ પ્રગટ મૂર્તિમાં આબેહૂબ પ્રગટ ન થાય ત્યાં સુધી ટાંકણું માર્યા જ કરે છે, આવી કાંઈક પ્રક્રિયા મારા લખાણો અંગે ચાલતી હોય છે અને મને પૂરો સંતોષ થાય ત્યારે જ તે લખાણ મુદ્રણ માટે રવાના કરવામાં આવે છે. આ માટે મારે મન કોઈ વિષય નાનો નથી હોતો કે કોઈ વિષય મોટો નથી હોતો દરેક વિષયનું મારે મન એકસરખું મહત્ત્વ છે. આ રીતે હું શીઘ્ર લેખક નથી, પણ લેખન મારે મન એક શિલ્પકાર્ય રહ્યું છે, અને મારી વૃત્તિ એક શિલ્પીના રહી છે. આ રીતે મારી લેખનપ્રવૃત્તિને હું વર્ણવી શકું.

*

'પ્રબુદ્ધજીવન'નું જે સ્વરૂપ મારી કલ્પનામાં છે– તટસ્થ, નિડર, સત્યલક્ષી અને સંયમપૂર્ણ—આવા પત્રોની; મને લાગે છે કે, આપણા સમાજને–આપણા દેશને ખૂબ જ જરૂર છે, કારણ કે આવા પત્રો દેશના–સમાજના વિચારઘડતરમાં ઘણો ફાળો આપી શકે છે. ગઇ કાલે શ્રી ગગનવિહારી મહેતાએ કહ્યું હતું તે મુજબ આવા પત્રો સમાજનું 'Social Berometre' થઇ શકે છે, સમાજ કઇ દિશાએ જઇ રહ્યો છે અને સમાજે કઇ દિશાએ જવું જોઇએ તેનું અનુમાપન દાખવતા યંત્રની આવા પત્રો ગરજ સારે છે

## નૂતન કેળવણીનું સન્માન

**ઘરશાળા : [ ૨૫ મી જન્મજયંતી ]**

**શ્રી. હરભાઇ : [ ૭૦ મી જન્મજયંતી ]**

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનની કારકીર્દિથી તથા ઘરશાળા સંસ્થાની કામગીરીથી આપણે સૌ પરિચિત છીએ. શ્રી 'દક્ષિણામૂર્તિ' વિદ્યાર્થીભવને એક જાહેર સંસ્થા તરીકે પૂરી પા સદી કેળવણીના ક્ષેત્રે તેજસ્વી કામગીરી બજાવી છે કાળક્રમે એનો એક વિભાગ ગામડાંમાં ગયો, અને શહેરનો વિભાગ બંધ કરવો પડ્યો. જો કે આજે એનો દીવડો જગતો રાખવા માટે બાળકેળવણીનું એક મહત્વનું કામ ચાલી તો રહ્યુ જ છે. આ દક્ષિણામૂર્તિની સ્થાપનામાં તથા તેના વિકાસમાં અને વિખ્યાત શિક્ષણસંસ્થા બનાવવામાં જે ત્રણ સંચાલકોનો મહત્વનો હિસ્સો રહ્યો હતો તે હતા શ્રી નાનાભાઈ ભટ્ટ, શ્રી ગિજુભાઈ બધેકા અને શ્રી હરભાઈ ત્રિવેદી

દક્ષિણામૂર્તિનું વ્યાપકકામ સંકેલી લીધા પછી શ્રી હરભાઈ ત્રિવેદીએ તેજ સ્થળ ઉપર "ઘરશાળા" નામની સંસ્થા સ્થાપી. આ સંસ્થાએ પણ કેળવણીના ક્ષેત્રે પોતાનો આગવ રચક ફાળો આપીને ૨૫ વર્ષો પૂરાં કર્યાં છે.

આ રીતે શ્રી દક્ષિણામૂર્તિ ભવનના અને ઘરશાળા સંસ્થાના એક આદ્યસ્થાપક શ્રી હરભાઈ ત્રિવેદીનો આપણા રાષ્ટ્રના કેળવણી ક્ષેત્રે કેટલોક મહત્વનો ફાળો છે. "ઘરશાળા" સંસ્થા પોતાની પા સદીની કારકીર્દી પૂરી કરે છે તે જ વખતે શ્રી હરભાઇ ત્રિવેદી પોતાના ૭૦ વર્ષનું આયુષ્ય વટાવી ચૂકે છે: ગુજરાતમાં તેમના સમગ્ર જીવનને અને જીવનકાર્યને નજીકથી જોનારા અનેક છે.

શ્રી હરભાઇનું સન્માન એટલે નૂતન કેળવણીનું સન્માન છે.

શ્રી હરભાઈ ત્રિવેદી જેવા ધુરંધર કેળવણીકાર અને આજન્મ–શિક્ષક અને બીજી બાજુ દક્ષિણામૂર્તિ જેવી માતબર સંસ્થાના અને ઘરશાળા જેવી પ્રાયોગિક શિક્ષણસંસ્થાના સંસ્થાપક આવો સુમેળ આજના યુગમાં ભાગ્યે જ જોવા મળે છે. આવા સુમેળને પાંગરતો જોવો એને તેમના વિદ્યાર્થીઓ અને મિત્રો–(હજી સુધી–એટલે કે ૭૦ વર્ષની ઉંમર સુધી હરભાઇને કેળવણી ક્ષેત્રે થાક્યા વિના કામ કરતા જોવા) તેને પોતાનું સદ્‌ભાગ્ય સમજે છે. એમના પ્રત્યેના પ્રેમ અને આદરની ભાવનાથી પ્રેરાઇને આવું સન્માન કરવાના પ્રયત્નને અમે સર્વથા ઉચિત માનીએ છીએ, અને આવકારી છીએ. આ પ્રસંગેનો લાભ લઇને સારી એવી રકમની એક થેલી અર્પણ કરવાના વિચારને પણ અમે વધાવીએ છીએ. આ પ્રસંગે એમના મૌલિક વિચારોને પ્રગટ કરતું, તેમના લખાણોમાંથી પસંદ કરેલા લેખોથી સમૃદ્ધ બનેલું તથા મિત્રો, પ્રશંસકોના સંસ્મરણવાળુ એક પુસ્તક પણ પ્રગટ કરીને તેમને ભેટ આપવાનું નક્કી થયુ છે, એ વળી એક અધિક આનંદની બીના.

# પૂર્વરાગ

પ્રિય રઘુવીર,

આપણા સમર્થ સર્જકોનો લાભ નવલકથાના સ્વરૂપને જેટલો મળવો જોઈએ તેટલો મળ્યો નથી. હમણાં હમણાં કેટલાક નવલોહિયા લેખકો નવલકથા તરફ જ વળ્યા છે, પણ એમને કોઈ સિદ્ધિ વરી નથી. સિદ્ધિ નજીકના ભવિષ્યમાં કોઈ પ્રાપ્ત કરે એવી આશા પણ આજની પરિસ્થિતિમાં તો બહુ દૂરની લાગે છે. આપણે ત્યાં નવલકથાનો નાભિશ્વાસ ચાલી રહ્યો છે તે એ સાહિત્યસ્વરૂપની શક્યતાઓ ખરચાઈ જવાને કારણે નહીં. પણ એને માટે જોઈતી સજ્જતા આપણા સર્જક પાસે નથી અને આપણી પ્રજાની તો, નાનકડી લઘુમતીને બાદ કરતાં, અપેક્ષાઓ જ ઓછી છે, તેથી પ્રો. સુરેશ જોષીએ ઊહાપોહ કર્યો ત્યારે એવો કોઈ અસંતોષ વ્યક્ત કરવાની આપણે ત્યાં જરૂર નથી એવા ઉત્તરો આપવામાં આવ્યા હતા. એ પછી નવલકથાઓ ઠીક ઠીક સંખ્યામાં, કહો કે ઢગલાબંધ, બહાર પડતી રહી છે. સરકારે એમાંની કેટલીકને ઈનામોની નવાજેશ પણ કરી છે. તેમ છતાં, નવલકથાની એક સર્જક કૃતિ તરીકે સંતર્પક નીવડે એવી કૃતિ આપણને મળી નથી, એ હકીકત છે.

તમે મારા હાથમાં તમારી પ્રથમ નવલકથા "પૂર્વરાગ" મૂકી ત્યારે મારા મનમાં ઘણીબધી અપેક્ષાઓ હતી. 'પૂર્વરાગ' વાંચીને, વિચારીને, આજે લખવા બેઠો છું—ત્યારે એ અપેક્ષાઓ ન સંતોષાયાની એક લાગણી મારા મનમાં છે. તમે રસળતી કલમે એક પછી એક પ્રસંગ પરોવતા ગયા છો. 'ડાયરી'નું રૂપ પસંદ કર્યું તેથી મુક્ત વિહારનો તમને અવકાશ પણ રહ્યો છે. પણ એ અવકાશનો લાભ તમે લઈ શક્યા નથી. 'ડાયરી'નું ય પોતાનું એક form હોય છે. જાપાની નવલકથા 'The Key' તમે વાંચેલી?.. તમે ડાયરીનું નામ ન પાડ્યું હોત તો ય ચાલત. છેલ્લાં ત્રણ વર્ષની નોંધેલી વાત તમે રજૂ કરી છે અને કહ્યું છે: "નોંધ જોતો જોતો બોલતો જાઉં અને તમે સાંભળો. ફક્ત વાત કહેવા તરફ લક્ષ્ય રાખીશ પણ વચ્ચે વચ્ચે બીજું કંઈ બોલી જવાય તો ચલાવી લેશો, એવી શરત પહેલાથી જ મૂકું છું. સંભવ છે મારી વાત મને પોતાને સમજાવવા, કસાવવા હું ક્યાંક ક્યાંક બેસી જાઉં"

મને ખાત્રી હતી કે તમારો કથાનાયક વચ્ચે વચ્ચે બોલ્યા વિના નહિ રહી શકે. જો એમજ હતું તો પછી ડાયરી જુદી રીતે લખાવી જોઈતી હતી — વિચારોની નોંધ રૂપે તમે નિરૂપણની જે રીતિ પસંદ કરી છે તેને તમે વફાદાર રહ્યા નથી. તમારી કથાનો નાયક ચંદ્રહાસ એના આખાબોલાપણાને કારણે મને ગમ્યો. એ બોલે છે. "માણસને માત્ર વાતોથી નહીં ઘટનાઓથી સમજવાનો હોય છે." પણ એ પોતાની જાતને વાતોથી સમજાવે છે એટલી ઘટનાઓથી સમજાવી શકતો નથી. એના વિચારો ઘટનાઓ બનતા અગાઉ બંધાઈ ગયેલા છે એટલે ઘટનાઓ એને ઘડે છે એમ નહીં કહી શકાય. મુગ્ધતાના પ્રેમને પામવાની અને માપવાની એની સભાનતા મને ગમે છે. સૂત્રોચ્ચારની એની ટેવ તરત ધ્યાનમાં આવી જાય છે. પ્રેમ વિશેનું કોઈ સૂત્ર ઉપજાવતા પહેલા એ કેવી મથામણમાંથી પસાર થાય છે એ જાણવાનું મને તો ગમે. પણ મોટેભાગે એણે વૈચારિક રીતે સૂત્રો ઉચ્ચાર્યાં છે

નિખિલકાકા, ત્રિભુવનદાસ, તૃપ્તિ, કે સોનલ સાથેની વાતચીત દરમ્યાન સાંભળેલા બનાવો ચંદ્રકાન્ત નિરૂપે છે. તે સાહિત્યિક ભૂમિકા પ્રાપ્ત કરી શક્યા નથી, એમ મને લાગ્યું છે. ઘટનાઓ તમારા અભિગ્રહોને વશવર્તીને ચાલે છે. ઘટનાઓ સર્જનાત્મક ભૂમિકાએ પહોંચે એને માટે સંવિધાનનો કસબ જોઈએ. તમારી આ કૃતિમાં સંવિધાનનો અભાવ વરતાયો છે. ડૉ. કે કુંતું પાત્ર અહીં કેટલું ઉપકારક નીવડી શકે, ભલા? તમે ટીખળે ચઢી શકો છો તે જાણ્યું. પણ આ નવલમાં એની અનિવાર્યતા સિદ્ધ થતી નથી. ડાયરી છે આ તો એટલે એમાં બધું વેરણછેરણ જ નોંધાય, એમ કદાચ તમે કહેશો. પણ ડાયરી એક નવલકથા–કલાકૃતિ બની રહે તે તો જોવાનું જોઈએ ને! Stream of Consciousnessને નામે ઘટનાઓ અને વિચારોનો ઢગલો કરી બેસીએ અને અતંત્રતા વ્યાપે તો તે કેમ ચલાવી લેવાય?

'પૂર્વરાગ'માં કશું અસામાન્ય નથી સામાન્યની અસામાન્યતા ઉપસાવવામાં કલાકારને રસ હોય છે. કવિ મનસુરીનું પાત્ર લાવીને તમે શ્રદ્ધા–અશ્રદ્ધા કે નાસ્તિકતા–આસ્તિકતાની ચર્ચા કથાનાયક પાસે કરાવો છો. માનવમાં માનતો હોવાથી તમારો કથાનાયક ઈશ્વરમાં માને છે. નારીના પ્રેમમાં અને સૌંદર્યમાં માને છે પણ એ માન્યતા કયા આધારે બંધાઇ તે ઊપસવું જોઇએ. મૂલ્યો તર્કશક્તિ પર આધાર નથી રાખતાં. મૂલ્યબોધની વાતો કરવાનું સહેલું છે નવલકથાની સૃષ્ટિમાં બનતા બનાવો દ્વારા અંતરનો તાગ કાઢીને એ મૂલ્યો ઉપસાવવા એ અઘરું છે. તમારી આ કૃતિમાં વાસ્તવિકતા નિરૂપાઈ છે તે દુન્યવી છે. કાચો માલ છે. એ કલાજગતમાં નવા અવતારે આવી નથી. કશુક પરિચિત પામ્યાનો કે જાણ્યાનો સંતોષ (?) થાય છે પણ એ કલાકૃતિને માણ્યાનો સંતોષ નથી. આપણી આજુબાજુ બનતા બનાવોનો ચિતાર આપી બેસવાથી યુગબોધ ન જન્મે ભોળાભાઈએ આને 'મૂલ્યબોધની કથા' કહેવાનું ભોળપણ કર્યું છે એટલે આટલું લખું છું અને તે ભોળાભાવે નહીં મિત્રભાવે લખું છું! તમારું ગદ્ય કટાક્ષની ધાર પર ચાલે છે. પણ એ કટાક્ષોથી શું સિદ્ધ થાય છે એ પ્રશ્ન છે. તમારા ગદ્યમાં તાજગી છે. આજકાલ લખાતી મોટા ભાગની રેઢિયાળ નવલકથાઓ તો હું વાંચી પણ શકતો નથી. તમે એટલા જુદા પડ્યા એટલો આનંદ છે.

૯–૧૨–'૬૪ ]

તમારો
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ અનુસંધાન પાન ૬૪ પરથી ચાલુ ]

ઝગડાનું તિરસ્કાર જન્માવે એવું દૃશ્ય. આ લગભગ નિસર્ગવાદ.

અને અંતે, શરદની સાંજ, બારી પર ઝીંકાતાં વર્ષાબિન્દુઓ થોડાં માનવીઓ પત્તા રમે. દૂરથી સંભળાતી વિષાદભરી સુરાવલી એ અટકે ધડાકો સંભળાય મૃત્યુ. આ પ્રભાવવાદ માનવીના મનોભાવોને કેમ કરી ઝડપવા અને રજૂ કરવા, રોજ-બરોજના જીવનમાં દેખાતાં ભિન્ન-ભિન્ન લક્ષણોવાળાં દશ્યોમાં એમને ગૂંથી લેવા, અને ઝરમરતા હાસ્યથી એમને છંટકારવા, એ બીજા કોઈ પણ કરતા ચેખોવ જુદી જ રીતે કરે છે માત્ર કલાકારના રસથી નહિ પણ અભિનેતાઓ અને પ્રેક્ષકોનાં હૃદયને જાણી બેઠેલા એક માનવી તરીકે એ આ બધું કરે છે આપણને ખબર પણ ન પડે એવી રીતે મનોભાવો બદલી નાખીને ચેખોવ માનવીઓને પોતાની પાછળ ખેંચ્યે જાય છે. આમાંના પ્રત્યેક મનોભાવમાં જીવતાં આપણને ગૂંગળામણનો અનુભવ થાય છે, ઓથાર અનુભવાય છે આત્મા થાકી જાય છે અને એમાથી છૂટવાનો માર્ગ શોધે છે અહીં આપણને ખબર પણ ન પડે તેમ ચેખોવ પોતાનું સ્વપ્ન ખુલ્લું કરે છે. પેલી પરિસ્થિતિમાથી છટકવાનો એ એકમાત્ર માર્ગ બની રહે છે આપણે એ સ્વપ્નની પ્રાપ્તિ માટે નાટ્યકારની સાથે પગલાં ભરીએ છીએ.

સાન્ધ્યવેળા, સૂર્યોદય અને સૂર્યાસ્ત, વંટોળ અને વર્ષા, પક્ષીઓનાં ગીતો, ઘોડાની નાળના પડઘા અને ગાડીઓનો ખડખડાટ, ઘડિયાળના ટકોરા, તમરાંના તીણા અવાજો અને ઘંટનો રણકાર—આ બધાનો ઉપયોગ ચેખોવ કરે છે.

પણ તે તખ્તાની અસર માટે નહીં, માનવીનો આત્મા બતાવવા. પ્રકાશ, અવાજ અને વસ્તુઓથી ભરેલું અને આપણને ઘેરી લેતુ આ વિશ્વ, જેના પર આપણા મનોભાવો આધાર રાખે છે, તેનાથી આપણી લાગણીઓ અને આપણને જુદા પાડનાર ભેદરેખા ક્યાં છે? તમરાંના અવાજો અને પ્રકાશ-ભંગીઓની અમે રજૂઆત કરી ત્યારે નાટકના વગોવાયા અમે આ બધુ ચેખોવની સૂચનાઓ મુજબ કર્યું હતુ. અમે એ નાટકવેડાથી નહિ પણ સારી રીતે કર્યું હોય તો અમને પ્રશંસા મળવી જોઈતી હતી. એ બધા વિના તખ્તા પર આંતર-સત્ય રજૂ કરી બતાવવુ, રંગભૂમના ભ્રાન્તિલોકમા માનસલોક જન્માવવો એ મુશ્કેલ હતુ.

અવર્ણ્ય એવા ભાવ, સૂચનો, મનઃસ્થિતિઓ અને અર્થચ્છાયાઓ માનવીના આત્મના ઊંડાણમાથી અવિષ્કાર પામ્યા છે જ્યાં એમનો સંબંધ આપણી ધાર્મિકતા સાથે, ચેતના સાથે, સત્ય માટેની ઉન્નત ભાવનાઓ સાથે, ન્યાય સાથે અને જીવનના રહસ્યોને પામવાની આપણી દુર્દમ્ય ઇચ્છા સાથે જોડાયેલો છે, સ્ફોટક તત્ત્વોથી આ ભાવો ભરેલા છે અને એકાદ સ્મૃતિ કે અમરનો તણખો પડે તો આપણો આત્મા પ્રજ્વળી ઊઠે

---

[ પાન ૮મા ઉપરથી ચાલુ ]

આવું કહેવું યથાર્થ નથી કે બધાને અંગ્રેજી શિક્ષણની જરૂર નથી; બધાને આપવા જતાં નકામો વ્યય થાય છે.

આ તો જ્ઞાનની પ્રક્રિયાને જ રૂંધવા બરાબર છે. બાળક જન્મથી કે પાચમા યા આઠમામા આવે ત્યારે કપાળ ઉપર કોણ–ક્યારે–શામા કેટલો વિકાસ સાધવાનાં છે–એનુ ભવિષ્ય લખાવીને આવતા નથી. વધુમા વધુ શિક્ષણાર્થીઓને શક્ય તેટલુ જ્ઞાન આપવાનો સિધ્ધાન્ત અમલમા મુકાય તો જ વધુ ને વધુ સંખ્યાને ઉચ્ચ કક્ષાએ પહોંચવાનો અવકાશ મળે—જેના વિના આખા રાષ્ટ્રનો સુઘડ સમતોલ વિકાસ પણ અશક્ય જ રહેવાનો

વય નક્કી કરવાનુ આપણે નિષ્ણાતોના હાથમાં સોંપી દેવુ જોઈએ. તેઓ રાષ્ટ્રીય–આંતરરાષ્ટ્રીય અનુભવો અને પ્રયોગોના આધારે નિર્ણય કરે

આ વિષેની શર્ત એટલી જ હોવી જોઈએ કે—

—માતૃભાષા અને હિન્દીના ભોગે કશુ ન થાય:

—બાળકના વિકાસને જ રૂંધે એવું કશું ન થાય.

અમે એવુ માનીએ છીએ કે,

જો શિક્ષણની આજની પરિપાટી બદલાય તો નાની વયે—આઠ ધોરણ પૂર્વે—અંગ્રેજી ભાષા શીખવવામાં ઉપર કહ્યા તેવા વાંધો ન પણ જણાય.

એવુંય બને કે વય અથવા ધોરણ (૫મું–૮મું)ની બાબતમા નિષ્ણાતો વચ્ચે મતભેદ રહે! પાંચમાથી અંગ્રેજી શીખવવાથી તે 'દારૂ' બની જશે અને ૮માથી શીખવતા 'અમૃત' રહેશે! એવો ગ્રહ છોડી દઈને વિધાન સભામા (કોઈ પણ પ્રકારના પક્ષગત વ્હીપ કે દબાણ વિના) પ્રજાના સૌ પ્રતિનિધિઓની બહુમતિથી નિર્ણય લેવાનો માર્ગ જ ન્યાયી સમજીને સ્વીકારાવો જોઈએ.

'વહેલામાં વહેલી તકે' સૌને અંગ્રેજી શિક્ષણ આપવા બને કે, આપણી પાસે શાળાઓ, શિક્ષકો, પાઠ્ય-પુસ્તકો, અને ઇતર સાધનો પૂરતા ન હોય—તત્કાલ બધી જરૂરિયાતને પહોંચી વળવાનું શક્ય ન હોય તો ભલે, ગરીબ દેશને પોસાય તેમ-તેમ આગળ વધીએ. પરંતુ વહેલી તકે એ દિશામા આગળ વધવાની નિષ્ઠા હોય તો, મુશ્કેલીઓ દૂર કરવા મંડી પડવાને બદલે આપણે ૫ મા–૮ મા નો વિતંડાવાદ તો ઊભો ન જ કરીએ.

આજે તો, શિક્ષણની આ સમસ્યા રાજદ્વારી મોરચાબંધીમા અટવાઈ ગઈ છે અધૂરામાં પૂરૂ, પંચાયતો દ્વારા અંગ્રેજી અંગે ઠરાવો કરાવીને જંગ જીતવા, કે સામેથી મ્યુનિસિપાલીટી–લોકલબોર્ડોની ચૂંટણીઓને પણ આ મુદ્દા ઉપર ખેંચી લઈ જઈને જંગના પેંતરા મંડાઈ રહ્યા છે—એક નવી જ યાદવાસ્થળી ઊભી થઈ રહી છે।

હજી આ તબક્કે ય દૂરંદેશીતા ને શાણપણ દાખવી અંગ્રેજીને એનું સાચું સ્થાન આપીને સૌને જીતી લઈએ–એ શું અશક્ય જ છે?

૧૫–૧૨–૬૪] —ભોગીલાલ ગાંધી

# ચીની અણુબોમ્બ : ભારતની કસોટી :

## —મૂલ્ય-રક્ષા દ્વારા જ સંરક્ષણની શાશ્વતીનો પંથ

### ૧ : માઓની અજાયબ સિદ્ધિ :

તા. ૧૬મી ઓક્ટોબરે રશિયામા ક્રુશ્ચોવના પતનની જાહેરાત થયા પછી નવ કલાકમા જ દુનિયાને ચોંકાવી મૂકે એવી ઘટના બની ઘણા વખતથી જેની ગાજવીજ થઈ રહી હતી તે ચીની ઍટમબોમ્બની જાહેરાત થઇ ચૂકી—દુનિયાની ચાર ગોરી મહાસત્તાઓ—અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ-ની અણુમંડળીમા એશિયાઈ રંગીન ચીને પોતાનું સ્થાન મેળવી લીધું.

જો કે અમેરિકા અને બીજા પશ્ચિમી દેશોએ આ પૂર્વે એવું માન્યું હતું કે ચીન અણુશક્તિમાં સફળ થાય એવી શક્યતા ઓછી છે. બહુ બહુ તો, 'ક્રૂડ' (ઊતરતી કક્ષાનો અણુધડ) બૉમ્બ બનાવે એ જ આથી જ તો, ચીનના પ્રથમ અણુધડાકા પછી પશ્ચિમ છક્કડ ખાઈ ગયું. થોડા જ દિવસોમા એનો જૂનો ભ્રમ ભાગી ગયો.

ચીની બૉમ્બે બે આશ્ચર્યો પ્રગટ કર્યાં હતા (૧) ચીની બૉમ્બ પ્લુટોનિયમ (ઍટમ)નો નહિ, યુરેનિયમ –૨૩૫ (હાઇડ્રોજન) હતો. આનો અર્થ એ થયો કે અણુ સંશોધનની વૈજ્ઞાનિક કક્ષામા ચીન ફ્રાન્સ કરતાં ય આગળ નીકળી ગયુ હતું. (અમેરિકા અને રશિયા જેવાએ પણ આરંભ પ્લુટોનિયમ બૉમ્બથી જ કર્યો હતો !) એટલું જ નહિ પણ, યુરેનિયમ બૉમ્બ ઘણો વધુ ખર્ચાળ હોવા છતા ચીને એ દિશામા જ પ્રથમ પગલુ માડયું ! (૨) ચીન હવે અમેરિકા અને રશિયાની સરખામણીમા પ્રચંડ અણુસત્તા બની જવાનો ભય ન હોય, પરંતુ બે ત્રણ વરસમાં એશિયાઈ પડોશીઓ-(ફોર્મોસા, જપાન, ભારત સહિત) ઉપર બોમ્બમારો કરી શકે એવી ગુંજાશ ધરાવતુ તો એ થઇ જશે.

આમ, ચીને પહેલો કૂદકો જ વધુ મુશ્કેલ અને વધુ ખર્ચાળ ટૂંકા માર્ગ (Short Cut) નો અને ઉચ્ચકક્ષાની ટેકનિક-વાળો ભર્યો છે; અને ઘણી ઝડપે તે એશિયાની અણુસત્તા બની જશે, એટલું હવે સ્પષ્ટ છે.

એક અત્યંત ગરીબ અને પછાત દેશ માટે આ સિદ્ધિ ન મનાય એવી છે, તે છતા આ શક્ય બન્યું શી રીતે ?

એ વાત સાચી છે કે રશિયાની મદદે આમાં ભાગ ભજવ્યો છે. ૧૯૫૮માં રશિયાએ પેકીંગ નજીક રીએક્ટર બાંધી આપ્યું અને પોતાના નિષ્ણાતોય મોકલ્યા; તેમણે ૫૦૦૦ ચીની ટેકનિશીયનોને તાલીમ આપી; બીજી બાજુ, રશિયાની દુબ્ના રીસર્ચ ઇન્સ્ટીટયુટમા ૧૫૦૦ ચીની વિદ્યાર્થીઓ શિક્ષણ લઇ રહ્યા હતા.

પરંતુ ૧૯૫૯થી ચીન-રશિયા વચ્ચે ભંગાણ વધ્યું. એ પછી રશિયાએ ચીનને ઍટમ બૉમ્બનો એક નમૂનો સુધ્ધા આપવાનો ઇન્કાર કર્યો; ઉપરાન, ૧૯૬૦મા તો તેણે તેના બધા જ નિષ્ણાતોને પાછા બોલાવી લીધા. પરંતુ ચીન ડઘાયા વિના પોતાનો પંથે આગળ ધપ્યું. અમેરિકા, બ્રિટન

અને ફ્રાન્સમાં વર્ષો સુધી અણુક્ષેત્ર કામ કરી રહેલા પોતાના પ્રથમ પંક્તિના અડધો ડઝન નિષ્ણાતોને ચીને ઘર આંગણે ખેંચી લીધા. (પશ્ચિમમાં વર્ષો સુધી ઊંચી કક્ષાએ કામ કરી રહેલા આ વિજ્ઞાની-ઓએ પણ ચીન જવાનું સ્વીકાર્યું.—એ તો ચીની સામ્યવાદની એક સિદ્ધિ જ ગણાય!)

૧૯૫૮ થી ૬૪ સુધીના ૭ વર્ષમાં ચીને કરેલી અણુપ્રગતિ ભલાભલા આગળ વધેલા દેશોને ય મોમાં આંગળાં નંખાવે એવી સાબીત થઈ છે. માઓએ, અલબત્ત, અણુશસ્ત્રોનો ઉપયોગ માત્ર 'રક્ષણ' પૂરતો જ કરવાની જાહેરાત કરી છે...... પોતે 'પ્રથમ હુમલો' નહિ કરે એવી ખાત્રી આપી છે. પરંતુ,

'રક્ષણ' અને 'આક્રમણ' શબ્દનો અર્થ માઓ જ્યારે જે ઇચ્છે તે અનુસાર જ થવાનો! ભારત ઉપરનું 'આક્રમણ' એની પરિભાષામાં 'રક્ષણનું' જ પગલું હતું! એટલે, આવી કોઈ જાહેરાત કે પ્રતિજ્ઞાની કશી કિંમત છે નહિ.

માઓનું પેલું મશહૂર સૂત્ર ૨૫૯ છેઃ

**"બંદૂકની નળીમાંથી જ તાકાત-સત્તાનો વિકાસ થાય છે"**

આ સૂત્ર માઓની 'પ્રતિજ્ઞા' પાછળનો તકવાદ ખુલ્લો કરે છે; અને દુનિયા પર સામ્યવાદી ક્રાંતિનો ઝંડો લહેરાવવાની માઓની આખરી મખસદ સાથે એનો પૂરેપૂરો મેળ મળી જાય છે.

## ૨ : એક કાંકરે અનેક પક્ષી

માઓએ એક કાંકરે અનેક પક્ષીઓ વીંધવાનું કર્યું છે

(૧) માઓએ પછાત ચીન દેશને એક મહાસત્તા તરીકે આગળ આણી દીધો છે.

(૨) ચુનો કે ચુનો બહાર દુનિયાના દરબારમાં અનેક મહત્ત્વના નિર્ણયો ઉપર હવે ચીનના વલણનું દબાણ વધવાનું જ.

ચુનોના સભ્યપદેથી ય તેને બહુ લાંબો વખત દૂર રાખી શકાશે નહિ; અને સિક્યુરીટી કૌંસિલમાં અણુસત્તા વગરના ફોર્મોસાને સ્થાને ચીનનો હક્ક-દાવો વધુ જોરદાર બનવાનો.

(૩) ૧૦૯ દેશોના શાંતિ અને અણુબંધીના મોસ્કો કરારો ઉપર યે જબરો ફટકો પડયો છે.

કેરો પરિષદમાં કરેલો ઠરાવ કે કોઈ નવો દેશ અણુસત્તા બનવાના માર્ગે જઈને દુનિયાને માથે વધુ ભય ઉતારવો નહિ—આ ઠરાવ સામે ય પડકાર ફેંકાઈ ગયો છે.

—પાકિસ્તાન, ઇન્ડોનેશિયા, ઇજીપ્ત વગેરેના અણુસત્તા બનવાના કોડ હવે વધવાના.

(૪) આખા એશિયા અને આફ્રિકાનાં નવોદિત રાષ્ટ્રો ઉપર ચીનની ધાક વધી જવાની.*

આજ પૂર્વે, ચીનની પરંપરાગત પ્રચંડ સૈન્ય શક્તિ અને તેની વિરાટ વસ્તી—બંને ભારે ભયરૂપ રહ્યાં જ છે; તેમાં વળી અણુનો ઉમેરો થતાં એ જોખમ અપાર વધી ગયું ગણાય.

(દ.વિયેટનામ, લાઓસ, કંબોડીઆ, થાઇલેન્ડ અને અંશતઃ બ્રહ્મદેશમાં ચીની ગેરીલાઓની પ્રવૃત્તિ આજે ય ઓછી ખતરનાક નથી.)

(૫) કુશ્ચેવ પદભ્રષ્ટ બની રાજકીય તખ્તા પરથી ભુંસાઈ રહ્યો હતો, તેજ કલાકોમાં માઓ અણુબોમ્બનો તાજ પોતાને શિરે ચડાવી અધભૂખી, અર્ધનગ્ન પ્રજા ઉપરની પોતાની પકડનો અને એ પ્રજાની 'શિસ્ત', 'દેશદાઝ' તથા 'ત્યાગ'નો પરચો દુનિયાને બતાવી રહ્યો હતો ખાસ કરીને રશિયાને સમાધાન પર આવવાનો 'શાણો' માર્ગ ચીંધી રહ્યા હતો!

અણુશસ્ત્રોની દૃષ્ટિએ, અમેરિકા અને રશિયાની સરખામણીમાં, ચીન નિર્ણાયક તાકાત બની જશે—એવું વધારે પડતું માની લેવાની જરૂર નથી. અને ચીન તત્કાલ અણુબોમ્બનો ઉપયોગ કરી નાખશે એવો ભય પણ વધારે પડતો છે. પરંતુ—

* ચીનના અણુધડાકા સામે આફ્રિકા—એશિયામાંથી પડકાર ઊઠવાનો તો દૂર રહ્યો, પરંતુ ખોંખારીને વિરોધ પણ થયો નથી. બલ્કે, ઇન્ડોનેશિયા અને કેટલાક આફ્રિકી દેશોએ તો વધામણાં ગાઈ લીધાં છે!

રાજકીય અને માનસિક વ્યૂહની દૃષ્ટિએ ચીને એક એવું કદમ ઉઠાવ્યું છે કે જેની ઘેરી અસર વિશ્વના ભાવિ રાજકારણ ઉપર શરૂ થઈ ગઈ જ સમજવી

## ૩: ભારતને પડકાર

ચીને અણુસત્તાને પંથે પ્રયાણ કરી દઈને ભારત માટે એક નવીજ કઠોર કસોટી પેદા કરી દીધી છે ભલે ચીન તત્કાલ ભારત પર બીજો હુમલો કરવાની ઉતાવળ ન કરે;† પરંતુ, તે પોતાની સરહદો કરતાં બિન-સામ્યવાદી રહી ગયેલાં રાષ્ટ્રોના સીમાડાઓને ખંડિત કરી રફતેરફતે એમને હડપી જઈને પોતાની સાંકળ વધુ સબળ બનાવશે જ.

**ચીન તેના અણુબૉમ્બનો ઉપયોગ પોતાની શરતે એશિયાની 'શાંતિ' અને 'સલામતી' જાળવવા, એટલે કે, પોતાને અનૂકુળ નવી સમતુલા સ્થાપવા કરશે જ એ નિર્વિવાદ છે.**

આ બધી ઘટનાઓની દૂરગામી અસર ભારત ઉપર થવાની જ—બલ્કે પોતાની સલામતિ વધુ ભયમાં મુકાઈ ગઈ છે—એટલું તો ભારતે સમજવું જ રહ્યું.

*

ટૂંકમાં, ભારત સામે સ્પષ્ટ નિર્ણય કરવાની ઘડી આવી ગઈ છે.

૧ ભારત ચીનનો જવાબ સામો અણુબૉમ્બ–અણુશસ્ત્રો બનાવીને વાળશે ?

૨ ભારત જાતે અણુબૉમ્બ બનાવવાનું પસંદ ન કરે તો તે અમેરિકા–બ્રિટન ઉપર પોતાની અણુ-રક્ષા માટે આધાર રાખવાનો નિર્ણય કરશે?

૩ કોઈ ત્રીજો રાહ શકય દેખાય છે ખરો ?

* ભારતની પાર્શ્વભૂમિ સ્પષ્ટ છે: ભારતની નીતિ શાંતિની રહી છે. સ્વાધીન ભારતના પ્રથમ કર્ણધાર સ્વ. નેહરુએ ફરી ફરીને ભારતની પ્રતિજ્ઞા જાહેર કરી છે કે–ભારત માત્ર શાંતિપૂર્ણ ઉપયોગો માટે જ અણુશક્તિનો ઉપયોગ કરશે—સંહારક અણુશસ્ત્રો માટે નહિ જ. વળી, ભારતે અણુઅખતરા-બંધીના કરાર ઉપર સહી કરી છે, અને તાજેતરમાં કૈરોની બિન-જોડાણી પરિષદમાં, અણુશસ્ત્રને માર્ગે કોઈ નવા દેશે ન જવાની સૂચના આપતો ઠરાવ થયો, તેમાં શ્રી. લાલબહાદુર શાસ્ત્રીએ આગળ પડતો ભાગ ભજવ્યો છે.

શ્રી શાસ્ત્રીએ તો ચીની અણુબૉમ્બના ધડાકા પછી ય, ફરી ફરીને, ભારતની અણુશસ્ત્રવિરોધી શાંતિનીતિનું રટણ કર્યું છે; હવે તો, કોંગ્રેસ તથા પાર્લામેન્ટે પણ એ નિર્ણય ઉપર મહોર મારી છે. ભારતનું આ વલણ સ્વાભાવિક ગણાય. આમ છતા, ચીનના ધડાકા પછી આખી પરિસ્થિતિનો નવેસરથી વિચાર કરવો જરૂરી છે એ વાત સત્તાસ્થાનો ઉપરથી ય સૂચવાઇ રહી છે.+ એક વાર નવેસરથી વિચારવાનું શરૂ થતા, અનેક દૃષ્ટિકોણોથી સાંગોપાંગ વિચારણા થવી જરૂરી છે:

૧. ભારત જો અણુશસ્ત્રોને માર્ગે વળે તો ? તો, ચીન સાથે અણુશસ્ત્ર – હરીફાઈમાં ભારતે ઊતરવું જ રહ્યું. ને એમ થાય તો ?

એનાં વિવિધ પાસા તપાસીએ—

(અ) ભારતે અણુશક્તિનો ઉપયોગ માત્ર શાંતિ–હેતુઓ માટે કરવાની પ્રતિજ્ઞા ફોક કરવી પડે: દુનિયાને આપણે આજલગી આ દિશામાં આપેલો બોધ ગળી જવો પડે! અને બીજા બધાંની જેમ એવી દલીલ કરતા થઈ જવું પડે કે—

---

† જો કે તાજેતરમા ભારતના સંરક્ષણ પ્રધાન શ્રી ચવાણે લોકસભામા નિવેદન કર્યા મુજબ—ચીને ભારત ઉપર ૧૯૬૨મા આક્રમણ કર્યું તે વખતે કરી હતી એનાથી ય વધુ તૈયારી તાજેતરમાં તેણે તિબેટમાં કરી છે— અને અગાઉ કરતાં ભય વધ્યો છે.

+ ખુદ શાસ્ત્રીજીએએ નિર્ણય સરકાર ઉપર છોડી દેવાનું સૂચવ્યુ છે; ચવાણે પણ દ્વિધા પ્રગટ કરી છે; અને કોંગ્રેસની અંદરના તથા આખા દેશમાંના અનેક વિચારકો-નેતાઓ આ રીતે વિચારે છે.

"ચીને અણુબોમ્બ પેદા કર્યા પછી પરિસ્થિતિ ધરમૂળથી બદલાઈ ગઈ છે: હવે, અમારી પોતાની સ્વાધીનતાની રક્ષાની જવાબદારી અમને આજ પૂર્વેની પ્રતિજ્ઞાઓ પડતી મૂકવાની ફરજ પાડે છે..'

'સ્વાધીનતા' અને 'શાંતિ'ની પ્રતિજ્ઞા વચ્ચેનો આ વિખવાદ ભારત જેવા ગૌરવાભિલાષી દેશ માટે ઘણો કસોટીનો ગણાય પરંતુ, આમાં એક બીજી મુશ્કેલી પણ ઉમેરાય છે. કેનેડાએ ભારતને ટ્રામ્બે ખાતે જે રીએકટર નાખી આપ્યું છે તે અને બીજું બાધી આપવાનું વચન આપ્યું છે --તેની પાછળની સમજણ પણ સ્પષ્ટ છેઃ યુદ્ધના હેતુ માટે નહિ, શાંતિના હેતુ માટે જ તેનો ઉપયોગ કરવો આમ છતાં, માની લઈએ કે એ હેતુ બદલવા બાબત કેનેડા સંમત થાય, તો પણ ભારતની પોતાની મુઝવણ તો ઊભી જ રહે છે+

(આ) ભારત અણુબોમ્બ બનાવવાનું નક્કી કરે તો, ૧૮ માસમાં પહેલો અણુબોમ્બ બનાવી શકે એવી સ્થિતિમાં તો છે જ. આ માટે, સર્વ સાધારણ રીતે, ભારતે ૨૫ કરોડ રૂપિયાનું પ્રાથમિક રોકાણ કરવું પડે અને દર વરસે ૧૦ કરોડ રૂપીયાનું ચાલુ ખર્ચ કરવું રહે એવો અંદાજ નીકળે છે. આ ઉપરાંત—

**દર અણુબોમ્બ દીઠ રૂા. ૪૦થી ૫૦ કરોડ ખર્ચવા પડે.**

આ ગણત્રીએ, અબજો રૂપિયાના ખાડામાં ઊતરવા જતાં, ભારતની પ્રજાના ભારે ભોગ પછી ય, ભારતે વિદેશી સત્તાઓના જંગી દેવા નીચે વર્ષો સુધી દબવું રહે.

---

+ભારતે આરંભથી અણુ-પ્રયોગો સુધ્ધાંનો વિરોધ કર્યો છે, તેની પાછળ એક મુખ્ય નૈતિક તત્ત્વ એ રહ્યું છે કે —અણુપ્રયોગોને કારણે પેદા થતા વિષાકત રજકણો ને વાયુમાં, પાણીમાં, વનસ્પતિમાં અને ધરતીના પેટાળમાં એકરૂપ થઈ જઈને દુનિયાની અનેક ભાવિ પેઢીઓ (જેમને આજના સંઘર્ષો સાથે કશી લેવાદેવા નહિ હોય એવા નિર્દોષ માનવીઓ)ના જન્મ અને વિકાસ માટે શાપરૂપ બનતાં હોવાથી એવી અનૈતિકતા આચરવાનો કાંઈ જ અધિકાર આજની પેઢીને નથી...

વળી ભારત માટે પેકીંગ અને શાંગહાઈ ઉપરની તાક ઘણી લાંબી--૨૫૦૦ માઈલ જેટલા લાંબા અંતરની છે. ત્યારે, તિબેટમાંનાં ચીની મથકેથી દિલ્હી અને ભારતનાં મુખ્ય કેન્દ્રો ૩૦૦–૪૦૦ માઈલના ગાળામાં આવી જાય છે. અને ચીન પાસે ૬૦૦ થી ૭૦૦ અને ૧૮૦૦ થી. ૨૦૦૦, માઈલની જા-આવ કરી શકે તેવાં બોમ્બરો તૈયાર છેઃ ત્યારે ભારતે, ચીનના મુકાબલે, વધુ લાંબી જા-આવ કરી શકે તેવાં બોમ્બરો મોટા પ્રમાણમાં વિદેશો પાસેથી ખરીદવા પડે!

**આમ, બોમ્બનું વહન કરનારાં જેટ-સુપરસોનિક બોમ્બરોની બાબતમાં ય ભારત ચીન કરતા વધુ મુશ્કેલ પરિસ્થિતિમાં છેઃ**

અંતે, શસ્ત્રોની હરીફાઈમાં, હંમેશાં બન્યું છે તેમ, આજનાં શસ્ત્રો આવતી કાલે નકામાંજૂનવાણી બની જતાં હોય છે!

(ઈ) ૧૮ મહિના બાદ ભારત દર વરસે એક યા બે અણુબોમ્બની ગતિએ દોડમાં ઊતરે તો ય, ચીન આજે જ આપણાથી ૧૮ મહિના આગળ છે, અને બીજું એ કે, આપણે પ્લુટોનિયમ બોમ્બના લાંબા માર્ગે ચાલીશું; ત્યારે ચીને તો આજથી જ યુરેનિયમનો ટૂંકો માર્ગ આરંભી દીધો છે. (જો કે, યુરેનિયમના અતિ મુશ્કેલ અને ખર્ચાળ માર્ગે એ ક્યાં લગી ટકી રહેશે એ કહેવું મુશ્કેલ છે.)

(ઉ) અંતે તો, શસ્ત્રોની હરીફાઈમાં ભારત ક્યાં લગી ચીન સામે ટક્કર લઈ શકશે એય વિચારવું રહ્યું.

ચીનમાં સર્વસત્તાવાદ હોવાને કારણે ત્યાંની સરકાર તેની પ્રજાને અધભૂખી ને ચીંથરેહાલ રાખીને ય પોતાની નેમ પૂરી કરીને જ જંપશે

—ભારત માટે એ માર્ગ કેટલો શક્ય?

ભૂખે રાખીને ય પ્રજાને શસ્ત્રોની હોડમાં ઘસડવાનું આજની આપણી લોકશાહી સરકાર માટે કેટલું શક્ય બનવાનું?—એ વિચાર પણ કરી લેવો જ રહ્યો. કદાચ, એ માર્ગે જતાં લોકશાહી સરકાર

ં તો કૈંકાઈ જશે, કાં એને સરમુખત્યાર સત્તા
લવું પડશે! એટલે ભારતમાં એ અખતરો પોતે
એક ભારે ખતરનાક સાહસરૂપ બની જાય!!

૨. બીજો માર્ગ બીજા દેશો ઉપર આપણી
સંરક્ષા માટે આધાર રાખવાનો છે. હકીકતમાં,
અમેરિકા અને રશિયા બે જ, ધારે તો, આપણી ભીડ
ભાગી શકે એવી સધ્ધર સ્થિતિમાં છે. પરંતુ—

(અ) ક્રુશ્ચોવની જાહોજલાલીના દિવસોમાં
ચીને ભારત ઉપર આક્રમણ કર્યું હતું ત્યારે
૧૯૬૨ ઑક્ટોબરમાં), રશિયાની 'મિગ' વિમાનો
આપવાની વાત ફરી ફરી રટાયા કરી હતી—એવી
વિશેષ નક્કર, તત્કાલ સંરક્ષણની જોગવાઈ, ચીન
સાથેના એના બગડેલા સંબંધો છતાં, અશક્ય
હતી—આ એક નક્કર હકીકત યાદ રાખવા જેવી છે

(આજે ક્રુશ્ચોવના પતન પછી, રશિયા જ્યારે
ચીન સાથેના સંબંધો બને તેટલા સુધારવા અને
કે નહિ તો વધુ બગાડીને અંતિમ નિર્ણય ઉપર
પહોંચી ન જ જવાની નીતિ આચરી રહ્યાનું
જણાય છે ત્યારે, રશિયા ઉપરનો આધાર મૃગ-
જળવત્ જ નહિ ઠરે?)

(આ) અમેરિકા અણુશસ્ત્રોમાં સધ્ધર છે, અને
ચીની આક્રમણ વખતે કશી જ લાંબી ચર્ચા અને
કશા જ વિલંબ વિના તેણે તત્કાલ જરૂરી શસ્ત્ર-
સામગ્રી આપણે માટે રવાના કરી દીધી હતી. (તે
વખતે અમેરિકા ક્યૂબા અંગેની અંતિમ સ્ફોટક
કટોકટીની સ્થિતિમાં હતું તેજ કલાકો દરમ્યાન!)

તાજેતરમાં જ ચીની અણુધડાકો થતાં જ, પ્રે.
જોન્સને એશિયા આખાને નચિંત રહેવા ધીરજ
બંધાવી છે અને ભારત જો અગાઉથી અમેરિકા
સાથે સંરક્ષણ કરારોમાં ઊતરવા ઇચ્છે તો, અમે-
રિકા (કેવળ પ્રમુખની ઇચ્છાથી નહિ, સેનેટની
મંજુરી દ્વારા) એનો અધિકૃત રીતે સ્વીકાર કરવા
તૈયાર થાય એમ પણ માની શકાય.

(જો કે, એમ થતાં વધુ ભડકી ઊઠી
રશિયા ચીન તરફ વધુ ઢળે તો વળી એક નવી
ઉપાધી ઊભી થાય એ દૃષ્ટિએ કેટલાક માને છે કે
અમેરિકા આવી ઉતાવળ ન પણ કરે. પરંતુ,
જાહેર કે ખાનગી રીતે, એક યા બીજા પ્રકારના,
પરસ્પર ખાત્રીના કોલ આપવાનું અશક્ય ન જ
બને; અને અમેરિકા આખા એશિયાની દૃષ્ટિએ
એવું પસંદ પણ કરે.)

(ઇ) પરંતુ ભારતની બિનજોડાણ નીતિનું શું?

આ વિષે એક એવી માન્યતા પ્રચલિત છે
કે–બિનજોડાણ નીતિ એ કોઈ એવો સિધ્ધાન્ત
નથી કે ભારત એના અસ્તિત્વના ભોગે એને
વળગી રહે

(પં. નેહરુએ પોતે આંતરરાષ્ટ્રીય નીતિની
કસોટી રાષ્ટ્રીય હિત જ હોઈ શકે એવું વારંવાર
ઉચ્ચાર્યું હતું.)

પરંતુ, સવાલ બીજી રીતે વિચારવો રહે છે:
ચીનના આક્રમણ પછી બિનજોડાણનો અર્થ શો
હોઈ શકે?

**આક્રમણખોર સામે રક્ષણકર્તાઓનું 'જોડાણ જ' વિધાયક 'બિનજોડાણ'નું રહસ્ય હોઈ શકે.**

આવું લશ્કરી-રક્ષણ-જોડાણ કરવા માત્રથી
કોઈ દેશ આપોઆપ રીતે બીજાનો ગુલામ, ઓશિ-
યાળો, દબાવેલો બની જ જાય એવું વિધાન તર્ક-
દૃષ્ટિએ સાચું નથી અદ્યતન યુગના રાષ્ટ્રો રાષ્ટ્રો
વચ્ચેના સંબંધો જોતા સાચું ઠર્યું ય નથી.+

આમ છતાં, એવી વાસ્તવિકતા સ્વીકારીને
ચાલવું આવશ્યક છે કે, અંતે તો, જેના ખભા
પર તમે જીવનમરણની બાબતમાં સારો એવો
ભાર નાખી દો એની સીધી કે આડકતરી શેહ

+અમેરિકા અને બ્રિટન, અમેરિકા અને કેનેડા,
અરે, અમેરિકા અને ફ્રાન્સ વચ્ચે ગાઢ મૈત્રી હોવા છતાં
સૌ માથું ઊંચું રાખી પોતાના રાષ્ટ્રીય હિત માટે
લડતા રહે છે, તથા અમેરિકાના જ પાલનપોષણમાં
ઊછરેલા પાકિસ્તાન, ફોર્મોસા, દ. વિયેટનામ વગેરેનાં
દૃષ્ટાંત (ચાંગ કાઈ શેક ડીએમ-Diem, અને કમાન્ડર
ખાનના અમેરિકા વિરુધ્ધના ઉકળાટ) જોતા એટલું તો
સ્પષ્ટ થાય છે કે આ બધા દેશો અમેરિકાની રક્ષણછત્રી
નીચે હોવા છતાં, રાષ્ટ્રીય હિતોની બાબતોમાં પોતાની
રીતે ઝઝડા કરતા જ રહે છે.

પડવાની જ : **પોતા રાષ્ટ્રની જેટલી 'આંતરિક' નિર્બળતા વધુ એટલું એના ઉપરનું દાતા રાષ્ટ્રનું દબાણ વધુ હોવાનું.**

### ૩. ત્રીજો માર્ગ કયો હોઈ શકે?

અલબત્ત, ત્રીજા માર્ગને નામે આજકાલ જે વલણ પ્રગટ થઈ રહ્યું છે તે તો—'આગે આગે ગોરખ જાગે'નું અનિશ્ચિત વલણ છે—જેમાં ભારોભાર તકવાદ રહેલો છે, જેનું પરિણામ 'ખાવાના લેઉ બગડે'—કરતાં ભાગ્યે જ કશું સારું કલ્પી શકીએ. આવી અનિશ્ચિત દશામા એક યા બીજા પ્રકારની સરમુખત્યારી સત્તા માટે વધુ અનુકૂળ ભૂમિકા પેદા થવાનો સંભવ જ વધુ નથી શું?

આ દૃષ્ટિએ, 'તટસ્થતા'ના અંચળાવાળો અનિશ્ચિતતાનો ત્રીજો માર્ગ ઊલટો વધુ ખતરનાક નીવડ્યા વિના નહિ રહે.

**અનિશ્ચિત દશામાં પ્રજા તો ઠીક પણ, કોઈ પણ દેશનું સૈન્ય મરણિયું બની લડવા તૈયાર જ ન થાય, એ પણ સમજી લેવું રહ્યું.**

ભારતે પોતાનો સ્વમાનભર્યો અને સલામત માર્ગ ઢૂંઢવો જ રહ્યો

### નવા રાહની શોધ

કોઈ પણ રાષ્ટ્ર, પોતાની સામેની આફત વખતે સ્વસ્થ બની, પોતાનું સ્વમાન સાચવીને, સંરક્ષણ અને સલામતીનો માર્ગ ઢૂંઢે એજ ઇષ્ટ છે. પરંતુ *એ માર્ગ તો જ એને સૂઝે જો એ રાષ્ટ્ર બીજી* બધી ગણત્રીઓ બાજુ પર મૂકી સર્વપ્રથમ પોતાને ઇષ્ટ એવા સિદ્ધાન્તની નિષ્ઠાનો સ્વીકાર કરવા તૈયાર થાય.

**સિદ્ધાન્ત–નિષ્ઠામાંથી જ ઇષ્ટ મૂલ્ય જન્મે અને એવી મૂલ્ય–નિષ્ઠા જ એ રાષ્ટ્રને શક્તિ અને સ્વમાન બક્ષી શકે.**

એટલે કે, ભારતે તદ્દન નવા સંદર્ભમાં પોતાની **વિદેશનીતિ–પડોશનીતિ–રક્ષણનીતિનો વિચાર કરવો રહ્યો.**

જો એટલી વાત ભારત માટે ૧૦૦ ટકા નિશ્ચિત હોય કે, એ ગમે તે ધ્યેય પર પહોંચવા મથતું હશે– (સમાજવાદ, લોકકલ્યાણ, ન્યાયયુક્ત કલ્યાણ રાજ્ય)–પરંતુ, એનો **આધાર વ્યક્તિ–સ્વાતંત્ર્યના** પાયાપર રચાયેલી લોકશાહી જ હશે—તો એના જ અનુસંધાનમા બીજી ઘણી બધી બાબતોનો પણ સ્પષ્ટ સ્વીકાર કરી લેવો રહે છે:

—એશિયામાં ચીની સર્વસત્તાવાદ સફળ થશે તો એશિયાના કોઈ દેશ સામે વ્યક્તિસ્વાતંત્ર્યના પાયા પર રચાયેલી લોકશાહી માટે અવકાશ રહેવાનો નથી.

—અને જો, એશિયામાં ભારત પોતાનો પ્રયોગ લોકશાહીની સિદ્ધાન્ત–નિષ્ઠા માથે સફળ કરી બતાવશે તો એશિયામાં સામ્યવાદ અસ્ત પામશે.

**આજે વિસ્તરી રહેલા ચીની આક્રમક સામ્યવાદ સામે ભારતે સ્વાતંત્ર્યવાદના મશાલચી બનીને એશિયામાં આગળ આવવાની ઘડી પાકી ગઈ છે.**

## ૪:

## મૂલ્યબોધની નીતિ

મૂલ્યરક્ષા દ્વારા રાષ્ટ્રીય રક્ષાનો આ માર્ગ અત્યંત વિકટ છે એ પણ સમજવું રહ્યું:

સૌથી પ્રથમ એ વાત સ્વીકારવી રહી કે—

*બીજા વિશ્વયુદ્ધ પછીના આટલાં વરસો દર*મ્યાન, અમેરિકાએ અઢળક શક્તિ, સામગ્રી, સેના અને નાણાં એશિયામાં ખર્ચ્યાં છતા, અને તે પછી ય, એશિયાની સમસ્યા વધુ ને વધુ ગુંચવાતી ગઈ છે

તિબેટના હાલહવાલ થયા છે, ઉત્તર કોરીઆ અને ઉત્તર વિએટનામમા સામ્યવાદી સત્તાઓ સ્થાપિત થઈ ચૂકી છે, અર્ધું દક્ષિણ વિએટનામ અને અર્ધાથી વધુ લાઓસ સ્થાનિક સામ્યવાદી-

એના પંજામાં જઈ પડ્યાં છે; કંબોડિયા ભયનું માર્યું ય ચીનની બગલમાં ઘસડાઈ ગયું છે, અને ઇન્ડોનેશિયાએ, રશિયા-ચીનની છત્રછાયામાં રહીને મલયેશિયા પર પંજો પાથર્યો છે બ્રહ્મદેશ અને લંકા તથા ભારતની સરહદ ઉપરનાં નાના રાજ્યો પણ, ચીનના ડોળા સામે નમીને ચાલવાનું પસંદ કરતાં થયાં છે— અરે, ભારત પોતે પણ ચીની આક્રમણ થતાં નાસીપાસ દશામાં ફેંકાઈ ગયું હતું!

અલબત્ત, અમેરિકાના નૌકાદળની અસાધારણ તાકાતના પ્રતાપે, સામ્યવાદ એશિયાને સમૂળો ગળી જઈ નથી શક્યો.

આ હકીકતનો સ્વીકાર કર્યા પછી ય, ઉપરનું ઘેરું ચિત્ર, સમસ્યા બની, ઊભું જ છે. અને ચીની અણુબોમ્બ પછી એશિયાઈ આફતનો આંક અનેક ગણો ઊંચો જાય એમાં નવાઈ નથી.

એ વાત સ્પષ્ટ બની જવી જોઈએ કે—

**એશિયાની સમસ્યા જો સામ્યવાદ સામેના સધ્ધર સંરક્ષણની હોય તો તે કેવળ વિદેશી-અમેરિકી શસ્ત્રાસ્ત્રોની નથી—કેવળ ફોજી તાકાતની નથી;** (અલબત્ત, ફોજી શક્તિ વિના તો એશિયાના નાના અને નિર્બળ રાષ્ટ્રો, ચીની સામ્યવાદની હોળીમા આંખના પલકારામા ભુંજાઈ ગયા જ હોત.) **સમસ્યા એશિયાના આર્થિક વિકાસ માટે વિદેશોએ કેવળ અઢળક સંપત્તિ વેરવાની પણ નથી;** (અલબત્ત, પછાત દેશોને બેઠા રાખવા માટે ય, વિદેશી આર્થિક સહાય વિના ચાલવાનું નથી જ;) **સમસ્યા મૂળભૂત રીતે આંતરિક લોકશાહી દ્વારા લોકશક્તિના વિકાસની છે.**

આજની પાર્શ્વભૂમિમાં, અમારી દૃષ્ટિએ, ભારત માટે કે આખા એશિયા માટે રાહ કેવળ અમેરિકી-પશ્ચિમી અણુરક્ષણ સ્વીકારવામાં સમાપ્ત થઈ જતો નથી બલ્કે, ભારત અને એશિયાએ જો કાંઈ સર્વપ્રથમ કરવા જેવું હોય તો તે, એ કે—

**એશિયાની ભૂમિ સામ્યવાદની એડી નીચે ચંપાય નહિ એની તકેદારી, એની ચિંતા, અને એને માટેની જોગવાઈ કરવાની જવાબદારી એશિયાએ પોતે જ સર્વપ્રથમ અને સ્પષ્ટપણે સ્વીકારી લેવી રહે છે.**

—આ કર્તવ્ય પાર પાડવા માટે 'એશિયાઈ લોકશાહી સંગઠન'*નો જન્મ થવો જોઈએ. એશિયાના જે દેશોમા હજી લોકશાહી જન્મી નથી, યા ઘુંઘાઈ ગઈ છે કે રૂંધાઈ રહી છે તેને નવેસરથી પ્રાણદાયી બનાવવાની તેની નેમ અને તેનો પ્રયાસ હોવા જોઈએ.

—આવી એશિયાઈ જાગૃતિ અને પુરુષાર્થમાંથી પ્રગટેલી લોકશાહી અસ્મિતાવાળું આંદોલન અને સંગઠન જ, લોકશાહી સિદ્ધાંતમાં શ્રદ્ધા ધરાવનારા દુનિયાના તમામ રાષ્ટ્રોને પોતાની પ્રત્યે આકર્ષી શકે

—દુનિયાની લોકશાહીના એક જાગ્રત અને મહત્વના ભાગરૂપે ઊભું થયેલું એશિયા જ અમેરિકા તથા પશ્ચિમના લોકશાહી રાષ્ટ્રો પાસેથી, કશી જ લાચારી વિના, શેહ અને ભય વિના, ભરપૂર શસ્ત્રો, વિકાસનાં સાધનો અને નાણાંની માગણી કરી શકે, મેળવી શકે, અને સ્વાધીન રહી જીવી જશે.

## ૫ :

## નવી ક્ષિતિજો

આ નવા સંદર્ભમાં વિચારતાં આપણી વિદેશ-નીતિની નવી ક્ષિતિજો ખૂલી ગયા વિના નહિ રહે

—ભારતે એશિયાઈ સ્વતંત્રતા અને ઉત્કર્ષની ધૂનમાં, ૧૯૫૫માં બાન્ડુન્ગ પરિષદને પ્રસંગે, એશિયાઈ સામ્યવાદને પારખવામાં થાપ ખાધી હતી, યુરોપી-શાહીવાદી વર્ચસ્વ સામેના અટંકી યોદ્ધાઓમાં ભારતે ચીનને એશિયાઈ સ્વતંત્રતાના સંરક્ષકરૂપે પોતાનો સાથીદાર માનીને ભયંકર દૂરગામી અનિષ્ટોને જન્મ આપ્યો હતો. ચીની સામ્યવાદના સ્વરૂપને જ નહિ સમજીને, બલ્કે

*SEATOની આજ સુધીની નિષ્ફળતાનું મૂળ પણ અહીં જ

તેને કૃષિ-ક્રાંતિ (Agrarian Revolution)* તરીકે —પશ્ચિમી શાહીવાદના જન્મજાત નૈસર્ગિક દુશ્મન તરીકે અને ઉગ્ર ક્રાંતિકાર તરીકે—માની લઈને, પં. નેહરુએ, ભયંકર ભ્રમણામાં રહીને, તિબેટને ચીનને હવાલે ધરી દેવામાં ઉત્સાહ દાખવ્યો હતો! જો કે પં. નેહરુએ ચીની આક્રમણ બાદ "પોતે સરજેલી પોતાની અવાસ્તવિક સૃષ્ટિ"ની કબુલાત કરી હતી, અને પોતાનો 'ભ્રમભંગ' થયાનો એકરાર પણ કર્યો હતો—પરંતુ એ પણ, કેમ જાણે, અંતે, 'સ્મશાન વૈરાગ' જ રહી ગયો!

એ વાત સ્પષ્ટ થઈ જવી જોઈએ કે

—આખા વિશ્વમાં સામ્યવાદી ક્રાંતિનો વિસ્તાર કરવાની નેમને જ અંતિમ લક્ષ્ય માનનારા, અને એને માટે કોઈપણ 'સફળ સાધન'ની આરાધના અને યોજનાને 'ક્રાંતિ-ધર્મ' લેખનારાઓ માટે 'આક્રમણ' પણ 'મુક્તિકાર્ય' 'ધર્મકૃત્ય' બની જતું હોઈને, ચીની સામ્યવાદ વિસ્તારવાદી અને આક્રમક હોય જ. હકીકતમાં, પં. નેહરુએ ય જણાવ્યા મુજબ—

ચીનના રાજ્યકર્તાઓ, તેના રાષ્ટ્રીય રાજદ્વારી નેતાઓ, અને તેના સામ્યવાદી સત્તાધારીઓ —ત્રણે વિસ્તારવાદી રહ્યા છે

આ ઇતિહાસ ચીનના સામ્યવાદને દોષી નથી ઠરાવતો; એ કાંઈ સામ્યવાદી વિસ્તારની અનિવાર્યતા તરફ આંખો બંધ કરવાનું સૂચન નથી કરતો; બલ્કે માઓના 'ઝનૂની સામ્યવાદ'નું જ વધુ સમર્થન કરે છે.

ભારતે આ દષ્ટિદોષ (*myopia*) દૂર કરીને એશિયાની સ્વાધીનતા, સમૃદ્ધિ અને સંરક્ષણને મૂલ્યરક્ષાનો ધર્મ સમજીને, પોતાનું પ્રાયશ્ચિત કરવાની વેળા આવી પહોંચી છે:

—તિબેટ અંગે ભારતે નવેસરથી સચિંત અને સંજાગ બની નવું વલણ અખત્યાર કરવું રહે છે.

તિબેટનો વધ થતાં ભારતની જ સરહદમાં સુરંગો ચંપાઈ હતી. સ્વહિતની દષ્ટિએ અને ચીની પ્રજાના સાર્વભૌમત્વના અધિકારની દષ્ટિએ ય ભારતે તિબેટી પ્રજાની વતી યુનોમાં અવાજ ઉઠાવવો રહે છે બલ્કે—

આચાર્ય કૃપાલાનીજીએ તાજેતરમાં યાદ કરાવ્યા મુજબ, દ. વિએટનામ અને લાઓસ, કંબોડીયા અને થાઈલેન્ડની સરહદો ગળાઈ જવા માંડી છે, એમાં ભારતે પોતાની સરહદો ઓટાઈ રહ્યાની અનુભૂતિ કરીને પોતાનું કર્તવ્ય શોધવું રહ્યું.

**એશિયાઈ સ્વાધીનતાની રક્ષા જ ભારતીય સ્વાધીનતાનું કવચ બની શકે—**

—ભલે ભારત પાસે તથા એશિયાઈ નાનાં-નવાં રાષ્ટ્રો પાસે પ્રચંડ સુદઢ શસ્ત્રસામગ્રી ન હોય; પરંતુ એકબીજાની, સ્વાધીનતાની રક્ષાની; **સહિયારી** જવાબદારી સમજીને એની સ્વાધીનતા માટેનો સહિયારો વૈચારિક મોરચો ઊભો કરીને, અને **પ્રતીકરૂપે ય** શસ્ત્ર, સૈનિક, સરંજામ, સાધન પરસ્પર મોકલીને જ જવાબદારીની ભાવનાને **મૂર્તરૂપ** આપી શકાશે એ રીતે જ એશિયાઈ સ્વાધીન લોકશાહી રાષ્ટ્રોનું સંગઠન જીવંત અને પ્રાણવાન બનશે. એવું સંગઠન જ પશ્ચિમી સબળ લોકશાહી રાષ્ટ્રો પાસેથી **અધિકારપૂર્વક** જરૂરી શસ્ત્ર-સામગ્રી પ્રાપ્ત કરીને,

**સૌની સ્વાધીનતામાં પોતાની સ્વાધીનતાનું અને પોતાની સ્વાધીનતા દ્વારા સૌની સ્વાધીનતાનું —સ્વાધીનતાનાં આવા ક્ષિતિજ વિસ્તાર દ્વારા સ્વાધીનતાની અખંડિતતાનું મૂલ્ય સરજી શકાશે.**

★

* જો કે, આ ભ્રમણા અમેરિકી નિષ્ણાતો અને રાજ્યકર્તાઓએ પણ વર્ષો સુધી સેવી હતી અને રશિયા સામેના બળ તરીકે ચીની સામ્યવાદીઓને ટેકો આપ્યો હતો; એ નેતા પં. નેહરુની ભ્રમણા, ઠેઠ આરંભના વરસોમાં, સમજી શકાય એવી હતી.

## તા ક. બ્રિટનની આણદાસ?

ડિસેમ્બરના આરંભમા શાસ્ત્રીજી બ્રિટનના પ્રવાસે જઈ આવ્યા, તે પહેલાં તેમણે પોતાના કોઈક વિશિષ્ટ ત્રીજા માર્ગની આલોચના ફેલાવી હતી.

બ્રિટનમાં તેમણે જે વાતો કરી તેમાં મુખ્ય વાત તો આટલી જ હતી કે

આજની બે મહાન અણુસત્તાઓ—અમેરિકા અને રશિયાએ—આજથી જ વિચાર કરી લેવો જરૂરી છે કે જો કોઈપણ અણુસત્તા અણુશસ્ત્રોનો ઉપયોગ કરે તો, ત્યારે, આ બેઉ મહાસત્તાઓ પોતની તાત્કાલિક ફરજ બજાવવા તૈયાર રહેશે.

ભારતનાં ઘણાં બધા પત્રોએ આને આવકાર આપ્યો છે. ભારતની બિનજોડાણ નીતિના સંદર્ભમાં આ સલાહ શાણી પણ છે.

આમ છતાં, એથી સમસ્યા ઉકલતી નથી ભાગ્યે જ કશી ટળી પણ ગણાય. ચીને સર્જેલી નવી રાજદ્વારી કટોકટીમા દુનિયા (ખાસ કરીને એશિયા અને ભારત) બે મહાસત્તાઓ ઉપર આધાર રાખી પોતાની સલામતી સમજી બેસે એ બેહુદું ય છે

—શું શાસ્ત્રીજી એવું માને છે કે બે મહાસત્તાઓને એવી અપીલ કરવાથી એશિયાના રક્ષણની ગેરંટી ઊભી થઈ જશે?

એશિયામાં ચીનની સત્તા વધે એ રશિયાને ન ભાવતું હોય તો પણ, ચીને અગ્નિએશિયામાંનાં રાષ્ટ્રો ઉપર આટઆટલા પગપેસારાથી માંડી આક્રમણો કર્યાં તે વખતે રશિયાએ કોને કેટલી નક્કર તત્કાલ મદદ કરી છે? ઊલટું એના જોરે જ તો, મલેશિયા ઉપરનું આક્રમક ઇન્ડોનેશિયા ધરખમ બન્યું છે

**આજના સંજોગોમાં રશિયા ચીનના આક્રમણભય સામે, અમેરિકાની જેમ, ચીનને પડકાર આપે, ચીનના આક્રમણનો ભોગ બનનારાની વહારે દોડી આવે—એવા પાયા ઉપર બાંધેલી ઇમારત રેતીના પાયા પર રચેલા મહેલ જેવી જ ગણાય.**

આ સ્થિતિમાં ભારત પશ્ચિમી લોકશાહી રાષ્ટ્રો ઉપર વધુ આધાર રાખતું થાય તો તેથી રશિયા ભડકી ઊઠીને ભારતને મદદ કરવાનું પડતું મૂકી ચીન તરફ ઝોક લેશે —એવો ભય પણ, બે રીતે, અસ્થાને છે. એક તો, હાલ એશિયાઈ સંગઠિત મોરચા જેવું કશું ન હોવા છતાં આપણે જોઈએ છીએ કે, જ્યારે કોઈ એશિયાઈ-આફ્રિકી દેશ પશ્ચિમ તરફ ઢળવાનું વધુ વલણ દાખવે છે, કે તરત રશિયા એને ઝાડી દેવાને બદલે, ઊલટું પોતાની તરફ ખેંચવા ઘણી વધુ મદદ કરવા મંડી પડે છે. અને એમાં સફળ ન થાય તોય, એ કારણે, પોતે ચીન તરફ ઢળી પડવાનું તો વિચારતું જ નથી—વિચારી શકે એમ જ નથી. એટલે ભારત પશ્ચિમ તરફ ઢળતાં રશિયા ફરી જશે એવો ભય અસ્થાને જ છે.

*

બીજી બાજુ, શાસ્ત્રીજીના અનુસારો થતાં જ બ્રિટીશ વડા પ્રધાને (અમેરિકાના પ્રવાસ પછી) જાહેર પણ કરી દીધું છે કે તેઓ પોતાના નારોના V બોમ્બરોના કાફલામાંથી કેટલોક હિંદી- સમુદ્રમા રાખવાનું વિચારે છે.

આ રીતે, બ્રિટન પણ એશિયામાં બિન-અણુ-રાષ્ટ્રના રક્ષણ માટેની ગેરંટી ઊભી કરનાર છે,

ટૂંકમાં, એશિયા અને ભારત ઉપરના ચીની સામ્યવાદના વધતા જતા ગંભીર જોખમ સામે અમેરિકા-બ્રિટન તરફથી તો જોગવાઈઓ પણ થઈ રહી છે, ત્યારેય રશિયા ખુલ્લંખુલ્લા વચન-ખાત્રી આપવા પણ તૈયાર નથી; એટલું જ નહિ પણ પશ્ચિમના આ પગલાંને નવા શાહીવાદી ‘ભય-રૂપે ભાંડવામાં સે બાકી નહિ રાખે, એ વાત પણ નક્કી. આનો અર્થ એવો થાય કે ‘બિનજોડાણ નીતિની મૌખિક વાહવાહ કરનારી રશિયન મહાસત્તા ભારતને ચીન સામે રક્ષણવિહોણું લાચાર રાખવાનું જ તાકે છે? —ભલે પછી એનો લાભ ચીનને બદલે પોતે જ લેવાનું વિચારાતું હોય !!

પરંતુ આપણે રખે એવું માની બેસીએ કે, રશિયા-અમેરિકાની મહાસત્તાઓને બદલે અમેરિકા-બ્રિટનની રક્ષણઢાલ આપણને મળે છે એથી આપણું કામ પતી જાય છે આપણે આપણી પ્રથમ જવાબદારી સ્વીકારીને આપણી તાકાત (શસ્ત્રસરંજામ ઉપરાંત માનસિક-રાજકીય) ઉપર ઊભા રહીશું તો જ, આ બધી સહાય આપણને પાલવવાની છે—અન્યથા નહિ જ.

૧૯-૧૨-૬૪] —ભોગીલાલ ગાંધી

* *

## નવું વાચન

### [ નવા પ્રગટતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય ]

**શ્રી. નારણદાસ ગાંધીને (ભા. ૧)**
**(બાપુના પત્રો : ગ્રંથ-૯)**
પ્ર. નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ
**રૂ. ૫-૦૦**

ગાંધીજીએ પોતાના એક નિકટના સબંધી (ભત્રીજા) અને ૧૯૩૦થી સત્યાગ્રહ આશ્રમના વ્યવસ્થાપક શ્રી. નારણદાસભાઈ ઉપર લખેલા ૬૦૦ જેટલા પત્રોમાંથી ૨૫૩ પત્રોનો આ પ્રથમ દળદાર સંગ્રહ (પૃ. ૫૨૫) પ્રગટ કરવામાં આવ્યો છે. જગતના મહાપુરુષોમાં ગાંધીજી જેટલા વ્યાપમાં, અને જીવનની અસંખ્ય નાની વીગતોને આવરી લેતો પત્રવ્યવહાર ભાગ્યે જ જોવા મળશે. ગાંધી-દૃષ્ટિની ઝીણવટ જોવા સમજવામા આ પત્ર-ગ્રંથો (આજ પૂર્વે ૮ ગ્રંથો સહિત) ઉપયોગી થશે જ.

આ ગ્રંથમા ગુજરાતના એક અચ્છા ગાંધી-વિચારક શ્રી. ઢેબરભાઈએ લખેલી ૮૦ મુદ્દાળી લાંબી દૃષ્ટિપૂર્ણ પ્રસ્તાવના ગ્રંથનુ વિશેષ આકર્ષણ છે

**પંચાયત રાજ્ય**
**એસ. કે. ડે.**
પ્ર.: ગુડ કંપેનિયન—વડોદરા
**રૂ. ૫=૦૦**

ભારતની કેન્દ્ર સરકારના પંચાયત પ્રધાન શ્રી. ડેની કલમે લખાયેલ પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. આ પુસ્તકમાં પંચાયત રાજ્ય, સહકાર, નવી લોકશાહી, ઘર આંગણેનો કોયડો, નવી યાત્રા, પંચાયત રાજ્ય, વિશાળતર ક્ષિતિજ, વગેરે પ્રકરણો દ્વારા લેખકે પોતાની ગ્રામ અભ્યુદય વિષેની ભાવના અને વિચારણા લગભગ નોંધરૂપે રજૂ કરી છે

આવા ઉપયોગી પુસ્તકનું પ્રકાશન વડોદરાના એક સાહસિક પ્રકાશકે કર્યું છે, તે વિશેષ પ્રશંસા માગી લે છે.

**વિદ્યાનગરના વિશ્વકર્મા**
**ઈશ્વર પેટલીકર**
પ્ર.: આર આર. શેઠની કું. મુબઈ—૨
**રૂ. ૫=૦૦**

ગુજરાતના એક લબ્ધ પ્રતિષ્ઠ નવલકથા લેખકે જીવનચરિત્રનું પહેલું જ પુસ્તક લખ્યુ અને તે ભાઈકાકા (શ્રી ભાઈલાલભાઈ દા. પટેલ)નું એ ધ્યાન ખેચે એવી ઘટના છે. શ્રી પેટલીકર પોતે જ કહે છે તેમ, તેઓ ચરિત્રનાયકના પ્રશંસક હોવા છતા આંધળા ભક્ત નથી, વિચારોમાં ઘણીવાર મતભેદ ધરાવે છે: તેમનાં કેટલાંક રાજકીય કાર્યોના તેઓ ટીકાકાર પણ રહ્યા છે, અને આ પુસ્તકમાં પણ ચરિત્રલેખકે ભાઈકાકાના દોષ-ઉણપો તરફ આંખ-મીંચામણાં નથી કર્યાં. આ બધા છતાં આ આખું ચરિત્ર ઊમળકા ભર્યું અને આદરભાવ પૂર્ણ બન્યું છે, અને લેખકે આ લખતાં એક પ્રકારની ઊંડી કૃતાર્થતા અનુભવી છે, એનું કારણ ભાઈકાકાનું અનોખું વ્યક્તિત્વ જ —આરભથી જ નિષ્ઠા, નીડરતા, શિસ્તપૂર્ણ કર્મઠ જીવનની વાનપ્રસ્થ અવસ્થામાં પ્રગટાવેલી એકધારી સેવાની જ્યોત—છે.

આ પુસ્તકને અમે સવિશેષ આવકારીએ છે.

**જવાહરલાલ નહેરુનો વિચાર-વારસો**
અનુવાદકો :
**મહાદેવ દેસાઈ, મણીભાઈ દેસાઈ, કરીમભાઈ વોરા**
**સં. મહેન્દ્ર મેઘાણી**
પ્ર. : લોકમિલાપ-ભાવનગર-૧
**રૂ. ૨=૦૦**

પં. નહેરુની પ્રથમ સંવત્સરી પ્રસંગે પ્રગટ

કરેલી આ સંકલન પુસ્તિકામાં પં નહેરુનાં 'ઇન્દિરાને પત્રો', 'જગતના ઇતિહાસનું રેખાદર્શન', 'મારી જીવનકથા', 'મારું હિંદનું દર્શન', 'કેટલાક જૂના પત્રો', 'પંડિતજી પોતાને વિષે', અને 'આઝાદી-કે સત્ય કદમ'-આદિ લખાણોમાંથી ચયન કરવામાં આવ્યું છે. ઊગતી પેઢીને લક્ષમાં રાખીને કરેલું આ પ્રકાશન આવકારપાત્ર છે.

## ફીણની દીવાલો ( કવિતા )

જયોતિષ જાની
( 'કટ-અપ' અને આયોજન: પતુભાઈ ભટ્ટ)
મુખ્ય વિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન-અમદાવાદ-૧
રૂ. ૨-૫૦

છેલ્લાં થોડાંક વર્ષો થયાં વિવિધ જૂથોના નવા કવિઓની નવતર શૈલી અને સ્વરૂપની કવિતાએ સારું એવું આકર્ષણ કર્યું છે એવા એક—'રે' કવિવૃંદના કવિ—ની ૩૧ કૃતિઓ અહીં રજૂ થઈ છે. પ્રકાશન સુઘડ સુંદર છે આજ પૂર્વે વાર્તાઓ અને વિવેચન લેખો દ્વારા પણ આ લેખકે પોતાની શક્તિઓ પ્રગટ કરી જ છે આ કાવ્યગુચ્છનું અવલોકન હવે પછી થવાની આશા સાથે એને આવકારીએ છીએ.

## વિઠ્ઠલેશ પ્રભુચરણ

(જીવન અને કવન)
ડૉ. ચીમનલાલ મ. વૈદ્ય
પ્ર : બુટાલા-બાંધવ પ્રકાશન-કપડવંજ
રૂ. ૨-૦૦

## દીપદાન અને બીજી વાતો

ડૉ ચીમનલાલ મ. વૈદ્ય
પ્ર.: ચીમનલાલ ન કાટવાળા-વડોદરા
રૂ ૧-૦૦

## મુસ્લિમ વૈષ્ણવો

ડૉ ચીમનલાલ મ. વૈદ્ય
(પ્ર.: ઉપર મુજબ)
રૂ. ૧-૫૦

ઉપરનાં ત્રણેય પુસ્તકો પૂરેપૂરા ભક્તિભાવ છતાં, ઐતિહાસિક દૃષ્ટિ અને માનવહિતની ભાવના સાથે લખાયેલા હોઇને સંપ્રદાય બહારનાઓ માટે પણ સારું વાચન પૂરું પાડે છે તેમાંય 'મુસ્લિમ વૈષ્ણવો', મા આલેખાયેલાં ભક્ત-નાયકોના પ્રસંગો સંપ્રદાયના મૂળ સ્થાપકોની માનવ માત્રની સમાનતા અંગેની વ્યાપક ઉદાર દૃષ્ટિ અને ઉન્નત ધર્મભાવના પ્રગટ કરે છે 'દીપદાન'માં શ્રી. રમણલાલ સોનીએ 'સત્કારમાં' વૈષ્ણવી જનસેવા અને સમર્પણ ભાવના તરફ લક્ષ ખેંચીને, તથા 'મુસ્લિમ વૈષ્ણવો'માં શ્રી. ભોગીલાલ ગાંધીએ વૈદિક યુગથી ભક્તિ પ્રણાલીની આરંભાયેલી અવિરત ધારાનો અભ્યાસી પરિચય કરાવીને, પુષ્ટિ સંપ્રદાયમાં પાછળથી પ્રવેશેલી સાંપ્રદાયિક સંકુચિતતાને સ્થાને મૂળભૂત એવા શાશ્વત લક્ષણો પ્રત્યે લક્ષ્ય ખેંચ્યું છે તે સુયોગ્ય થયું છે.

## ભ્રમરગીતા ( કવિ બ્રહ્મદેવ કૃત )

(અન્ય કવિઓની વૈષ્ણવગીતાઓ અને ઉદ્ધવ-ગોપી સંવાદોના પરિચય સમેત )
સં ડૉ મંજુલાલ ર મજમુદાર
ડૉ ચીમનલાલ મ. વૈદ્ય
પ્ર.. બુટાલા-બાંધવ પ્રકાશન-કપડવંજ
રૂ ૫-૦૦

શ્રી. મંજુભાઈ જેવા સંશોધક વિદ્વાનના સહકારમાં તૈયાર થયેલો આ ગ્રંથ અનેક રીતે આવકાર્ય છે. કવિ બ્રહ્મદેવ ઉપરાંત અન્ય કવિઓની વૈષ્ણવગીતાઓ તથા ઉદ્ધવ-ગોપી સંવાદો તથા તેને અંગેનાં ઉપયોગી અભ્યાસી ટીપ્પણો, તથા લગભગ ૭૦ પાનાંનો પરિચય લેખ જોતા આ ગ્રંથ પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને માટે કિંમતી લાભ બની જશે

## કિસલય (કવિતા)

મધુ બાંધવ
(પ્ર : ઉપર મુજબ)
રૂ. ૦-૫૦

એક નવા ઉત્સાહી કવિતા લેખકની પ્રથમ વાનગી.

## નર્મદા યોજના

સનત મહેતા
પ્ર. ગુડ કંપેનિયન-વડોદરા
રૂ. ૦-૫૦

ગુજરાતની જીવાદોરી સમી નર્મદા ઉપર, ગુજરાતની કાયાપલટી નાખવાની આશા સાથે, આરંભાયેલી યોજનાના અમલ અંગેની કરુણ ઘટના અહીં લેખક રજુ કરી છે, અને હવે પછીની શક્યતા પ્રત્યે લક્ષ દોરવામાં આવ્યું છે.

લેખક રાજકારણી આગેવાન તરીકે જાણીતા છે પરંતુ, વિકાસની વ્યવહારુ યોજનાની એમની ઊંડી અભ્યાસી સમજણ અહીં છતી થઈ છે.

રાષ્ટ્ર અને રાજ્યની જાહેરનીતિ અંગે ઊભા થતા સવાલો પર અધિકૃત માહિતીપૂર્ણ અને ધ્યેયલક્ષી પ્રકાશનો પ્રગટ કરવાની પ્રકાશકની યોજના આવકાર્ય છે.

## ચાચા નહેરુ (સચિત્ર)

નાગેશ કારે
મનોહર જોષી
પ્ર : ગુડ કંપેનિયન-વડોદરા
રૂ. ૦-૫૦

બાળકોને નજરમાં રાખીને તૈયાર કરેલી આ પુસ્તિકા છે ચિત્રો વધુ સુરેખ અને ફોટાઓ વધુ સુઘડ આપી શકાયા હોત તો આ પુસ્તિકા વધુ આકર્ષક બની હોત...

## દૂર ગગનને તારે (નવલકથા)

પ્રાણ પરદેશી
પ્ર.: સ્મૃતિ સાહિત્ય મંદિર-વિરાર
રૂ. ૫-૦૦

## ચારુસિદ્ધા (નવલકથા)

ધીરજબેન પારેખ
(પ્ર.: ઉપર મુજબ)
રૂ. ૪-૭૫

## Garland of Memory

(સ્વ. કવિ નરસિંહરાવકૃત 'સ્મરણસંહિતા' અંગ્રેજીમાં)
અંગ્રેજીમાં ઉતારનારા : F. X. W.
૦-૭૫

૧૯૧૫માં પુત્રવિરહની ગાથા તરીકે પ્રગટેલી પ્રશિષ્ટ કાવ્ય કૃતિનું અંગ્રેજી રૂપાંતર આપણા સાહિત્યના ઇતિહાસની એક નોંધપાત્ર ઘટના ગણાવી જોઈએ. અનુવાદકે સ્વ. નરસિંહરાવના સંવેદનશીલ જીવન-સર્જન પ્રત્યેની ભક્તિપૂર્ણ પ્રસ્તાવના લખીને એક ઉત્તમ અંજલિ અર્પી છે

## પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ : મુંબઈ

**સીનેમાની સૃષ્ટિ (૧૩૩)**
ચંદ્રકાન્ત શાહ
**બાળકો તોફાન કેમ કરે છે? (૧૩૪)**
મનશંકર ભટ્ટ
**પથરી (૧૩૫)**
ડૉ. ભાનુ ર. શાહ
**ઓલિમ્પિકની કથા (૧૩૬)**
સી. એસ. એ. સ્વામી
**મહારાષ્ટ્ર (૧૩૭)**
એમ. આર. પાળન્દે
**હુંડિયામણની સમસ્યા (૧૩૮)**
આર. કે. અમીન
દરેકની કિંમત ૦-૫૦

# કવિતા અને કવિ-મિલન

ગુજરાતી કવિતાના વિકાસમાં આજનો આપણો માં સંધિકાળ બહુ મહત્ત્વનો લેખાશે. આજની ર્જાતી કવિતાએ એનાં કેટલાંક રૂપો દ્વારા રસિ-ને મુગ્ધ કર્યા છે, તો બીજી બાજુ, એનાં અન્ય પો દ્વારા એણે આઘાત પણ પહોંચાડ્યો છે. નવી કવિતા'ના નામે આજે અનેક પ્રશ્નો આપણી રામે આવીને ઊભા છે. એ વેળાએ સહૃદયતાપૂર્વક એનું સાચું મૂલ્યાંકન—દશા અને દિશાનું—થવું જોઈએ વાચકો પાસેથી મતો ઉઘરાવી પ્રતિકારની ાળ બાંધવાનો પ્રયત્ન અવળી દિશોનો છે. 'નવીનતા' અને 'કવિતા' એ બે શબ્દોની વચ્ચે માથું ઊંચું રી પોતાની જાહેરાત કરતી રચનાઓને જ ઉદા-રણ તરીકે લઈ નવી સર્જાતી કવિતાનું માપ કાઢવા બેસવાનો પ્રયત્ન હાનિકર્તા થઈ પડશે.

એક બાજુ નવી કહેવાતી એવી રચનાઓ ામે ઊહાપોહ જાગ્યો છે, તો બીજી બાજુ ાના નાનાં મંડળોમા કવિતાનું વાચને વિમુખે કરાવીને એને પામવાના સહૃદયતાપૂર્વકના યત્નો પણ થાય છે, મોટા પાયા પરે, સમારંભ જેવા, કવિસંમેલનો પણ યોજાતાં રહે છે. પણ તે ભાગ્યે જ સફળ થાય છે એમાં વધારે સંખ્યામાં વિઓને ભેગા કરવાનો લોભ કવિઓને રજૂ કરી સંતોષ ભલે માને, કવિતાને એ રજૂ કરી શકતો થી અને આપણે ત્યા જોડકણું લખી કવિઓની રોળમા બેસી જનારાની સંખ્યા પણ ઓછી નથી. આવા 'કવિ'ઓને સમેલનોમા નભાવી લેવાની આપખુદી વ્યવહાર-બુદ્ધિ કવિતાના સાચા પ્રવાહને પારખવા દેવામાં વચ્ચે આવે છે. વળી નવી કે પ્રયોગ-શીલ કવિતાની છાયા સરખી ન પડે એવી 'સંરક્ષક' વૃત્તિથી પણ કેટલેક સ્થળે કવિસમેલનો યોજાય છે!

ગયા નવેમ્બરની ૧૪મી અને ૧૫મી તારીખોએ ખાર, મુંબઈમાં લક્ષ્મીનગર સાહિત્યસભા અને મ. મા. 'સુપીક્સ ઓન સ્કૂલના આશ્રયે એક કવિ-સમેલન યોજાઈ ગયું. પ્રતિષ્ઠિતો અને નવીનોનું ત્યા મિલન રચાયું. પણ એની સાથે અકવિતા પણ સારી સંખ્યામાં ઘૂસી આવી સંમેલનોમાં ગાવા બેસવાનું હજી આપણે ત્યાંથી ગયું નથી. બળવંતરાયનાં તપ ઓછાં પડ્યાં? અકવિઓ માટે બ્રહ્માના તપ પણ ઓછાં પડે! સંમેલનના સંયોજ-કોએ રજૂ થનારા કાવ્યો પુસ્તિકારૂપે પ્રગટ કરીને શ્રોતાઓના હાથમાં પહોંચાડ્યા, તેથી શ્રોતા અને કવિતાની દૂરતા કંઈક ઘટી હતી હેય-ઉપાદેયનો વિવેક સંપાદનમાં કર્યો હોત તો આ પ્રકાશન 'કાવ્યગુર્જરી' એક પ્રતિનિધિરૂપ સંગ્રહ બની રહેત.

બીજુ એક કવિમિલન ૧૫મી એ સવારે વિલેપારલે સાહિત્યસભાના આશ્રયે યોજાયું. શ્રોતા-ઓની સંખ્યા પચાસેક હશે. પાંચ કવિઓએ કાવ્યો રજૂ કર્યાં શ્રોતાવર્ગ કાવ્યપારખુ વ્યક્તિઓનો હતો આવાં મિલનો કવિતાની, સાચી કવિતાની પ્રતિષ્ઠામા મોટો ફાળો આપી શકે; અને વિશેષ તો કવિમાં આત્મશ્રદ્ધાની જ્યોતને સંકોરી પણ શકે. ગદ્યથી માંડીને સંસ્કૃત વૃત્તો અને માત્રામેળ પરંપરિતોના અવનવા ચહેરા આ કવિતાએ બતા-વ્યા. તરંગલીલા ને કલ્પનાકેક, સૈન્દ્રિયતા, કલ્પ-નાસમૃધ્ધિ અને ભાષામરોડ, તળપદા લહેકા અને મનોભાવોનાં ઊંડાણ—કેવાં કેવાં રૂપો આ કવિતાએ સર્જ્યાં છે ને મર્જવે છે, એની નોંધ લીધા વિના નહિ ચાલે

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# વિશ્વમાનવ વાર્ષિક સૂચી ( ૧૯૬૩ )

## પહેલું પાનું



## કવિતા



## વાર્તા



## હમ બેચેન હૈં

## સહવિચાર ( સંપાદકીય )



## લેખો ( સાહિત્ય–કલા–સંસ્કાર )



## લેખો ( રાજકારણ–અર્થકારણ )



## નવનિર્માણ



## વિજ્ઞાન



## આલોચન



## સાહિત્ય સંસ્કાર પ્રવાહ

# વિશ્વમાનવ વાર્ષિક સૂચી (૧૯૬૪)

## પહેલું પાનું



## કવિતા



## વાર્તા–નવલકથા



## હમ ભી ચૈન હું



## ચિંતનિકા



## યુગ વિમર્શ (સંપાદકીય નોંધ)



## લેખો (ઇતિહાસ, ચિંતન, સંસ્કાર)

## લેખો (રાજકારણ : નવનિર્માણ)



## લેખો (જ્ઞાનવિજ્ઞાન)



## લેખો (સાહિત્ય : કલા)



## આલોચન



## પ્રવાસ



## અહીંયાં અને ત્યાં (સં. ભારતી શાહ)



## દેશવિદેશ (ભોગીલાલ ગાંધી)

## પ્રવૃત્તિ ને પડઘા



## પરિચય

# દેશની

## આઝાદી અને આબાદીની રક્ષા માટે



# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ
## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

*એન્યુઇટી સર્ટિફિકેટો, સી.ટી.ડી. અને પોસ્ટ ઓફિસ બચત ખાતાંમાં નાણાં રોકો*

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

